# [illegible]

## અને સ્ત્રીહિતોપદેશ



જે હાથ ઝુલાવે પારણું, તે જગતપર શાસન કરે

ચિત્રકાર: શ્રીમાન પુરુષોત્તમ


નંત્રીઓ—
જયકૃષ્ણ નાગરદાસ વર્મા
હીરાલાલ હરજીવન ગણાત્રા
૫૧, ચોથી ખેતવાડી, મુંબઈ નં. ૪.


સૌ. સરોજિની મહેતા.

# "ગુણસુંદરી" નિયમિત શાથી પ્રકટ થાય છે તે જાણો છો ?





કારણ કે
'ગુણસુંદરી'ના તંત્રીઓ, મેનેજર
અને
પ્રીન્ટર સુદ્ધાં અમારાં ઘડીઆળો
વાપરે છે.



અમારે ત્યાં દરેક પ્રકારનાં ગજવાનાં, કાંડે બાંધવાના અને ભીંતે ટાંગવાનાં ઘડીઆળો જથાબંધ તેમજ છુટક કીફાયત ભાવે મળી શકે છે.



ગુજરાતની ગુણસુંદરીઓને લાયકનાં સુંદર, આકર્ષક અને મનમોહક ડીઝાઇનના ઘડીઆળો અમારે ત્યાંજ મળી શકશે. ખીજે જશો તો પસ્તાશો.

**ચુનીલાલ છગનલાલ,**
૨૮૮, અબદુલ રહેમાન સ્ટ્રીટ, મુંબાઇ

વડોદરા-શિયાપુરામાં લુહાણામિત્ર સ્ટીમ પ્રિન્ટિંગ પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઇ ઠક્કરે વિઠ્ઠલભાઇ આશારામ ઠક્કરના માટે છાપી તેજ સ્થળે પ્રસિદ્ધ કર્યું. તા. ૩૧-૮-૧૯૨

# ગુણસુંદરી અને સ્ત્રી હિતોપદેશ.

લવાજમ. રૂ. ૪-૦-૦] ( સ્ત્રી ઉપયોગી સચિત્ર માસિક ) [ હિન્દ બ્હાર. રૂ.૫-૮-૦

તંત્રીઓ: જયકૃષ્ણ નાગરદાસ વર્મા,
હીરાલાલ હરજીવનદાસ ગણાત્રા.

વ્યવસ્થાપક: ચુનીલાલ કુબેરદાસ શાહ,
કાર્યાલય: ૫૧, ચોથી ખેતવાડી, મુંબાઇ, ૪.

વર્ષ ૨ જું ] સપ્ટેમ્બર ૧૯૨૪ થી ફેબ્રુઆરી ૧૯૨૫. [ પુસ્તક ૩ જું.

## અનુક્રમણિકા.

### ફોટો-ચિત્ર.

## વાર્તા અને નાટક.



## જીવન–ચરિત્ર.



## લેખ.

## રાસ-કાવ્ય.



## ફોટોગ્રાફર-ચિત્રકાર.



## લેખિકા—લેખક.

# ગુણસુંદરી અને સ્ત્રીહિતોપદેશ

લવાજમ: રૂ. ૪-૦-૦ ] ( સ્ત્રી ઉપયોગી સચિત્ર માસિક ) [ હિન્દ બ્હાર: રૂ. ૫-૮-૦

તંત્રીઓ: સૌ. ઉર્મિલા મહેતા, બી એ.
સૌ. જ્યોત્સ્ના મહેતા, બી. એ.

કાર્યાલય: ૧૧૧-૧૧૫, કાઝી સૈયદ સ્ટ્રીટ, માંડવી બજાર, મુંબાઇ, ૩.

વર્ષ બીજું: ] માર્ચ ૧૯૨૫ થી ઑગસ્ટ ૧૯૨૫ [ પુસ્તક ૪ થું.

## અનુક્રમણિકા

### ફોટો-ચિત્રો



### વાર્તા અને નાટક

લેખ



રાસ–કાવ્ય



ચિત્રકાર

## લેખિકા-લેખક

ગુણસુંદરી અને સ્ત્રીહિતોપદેશ.

વર્ષ ૨ જું. સપ્ટેમ્બર ૧૯૨૪. અંક ૧ લો



# એ દિનનાં સ્મરણો.



લેખક: શ્રીયુત વાસુદેવ રામચંદ્ર શેલત, બી. એ.

( રાગ—વિવેક વણઝારાનો. )

એ દિનનાં સ્મરણો તને, સખિ સાંભરે કે ?
વનમાળી હતા પ્રિય પાસ, મને નવ વિસરે રે.
સા ગોકુળ ગામ ગોવાળણી, સખિ સાંભરે કે ?
રગી રંગ ભર્યો રસ—રાસ, મને નવ વિસરે રે.

અતિ શાંત રેવાજીનો કાંઠડો, સખિ સાંભરે કે ?
આછાં આછાં વહે મૃદુ નીર, મને નવ વિસરે રે.
અગી રેલતી શી પ્રિય ચંદ્રિકા, સખિ સાંભરે કે ?
પ્રિય શીતલ વાતો સમીર, મને નવ વિસરે રે.



ઓ સમયે વનમાળીએ, સખિ સાંભરે કે ?
ગુંથ્યું પુષ્પસે કેશકલાપ, મને નવ વિસરે રે.
" કર્ણું મહિં કહું વાતડી ", સખિ સાંભરે કે ?
કહી દીધું કૃપામૃત દાન, મને નવ વિસરે રે.

શુભ શારદી રેણુ* સોહામણી, સખિ સાંભરે કે ?
પરિપૂર્ણ ઉગ્યો શશીરાજ, મને નવ વિસરે રે.
સૌ સહિયર સાથ ટોળે મળ્યો, સખિ સાંભરે કે ?
વાયો પંચમ સૂર રસાળ, મને નવ વિસરે રે.

તે દિન મહિ વેચવા જતાં, સખિ સાંભરે કે ?
આવી દાણી ઉભા વ્રજરાજ, મને નવ વિસરે રે.
પાલવડો પકડી કહે, સખિ સાંભરે કે ?
"અલબેલી ઉભાં રહો આજ !" મને નવ વિસરે રે.

લીલમ લીલી લીલોતરી, સખિ સાંભરે કે ?
અતિ સ્વચ્છ સુશોભન વ્યોમ, મને નવ વિસરે રે.
ચાઠી સુધારસ ગોઠડી, સખિ સાંભરે કે ?
કરી કુંજ ગલી રસ-લોભ,- મને નવ વિસરે રે.

પૂર્ણ પ્રફુલ્લિત પોયણી, સખિ સાંભરે કે ?
પીતી પ્રેમ પીયૂષનું પાન, મને નવ વિસરે રે.
રસિયા રસરાજને નીરખી, સખિ સાંભરે કે ?
કીધું આપણે યે રસ-સ્નાન, મને નવ વિસરે રે.

પીયુ આણ હવે નમેરા થયા, સખિ સાંભરે કે ?
પ્રીત ત્યાગી પળ્યા પરદેશ, મને નવ વિસરે રે.
એકલડાં ઝુરવાં રહ્યાં, સખિ સાંભરે કે ?
પાંણી પત્રિકાના પણ ન મેળ, મને નવ વિસરે રે.

---

* શરદ્પૂનમની રાત.




# ગૃહ અર્થશાસ્ત્ર.

લેખિકાઃ સૌ. શારદાગૌરી મહેતા, બી. એ.

જે પ્રમાણે વ્યવહારમાં બધા ઉધમો છે, તેજ પ્રમાણે ગૃહવ્યવસ્થા એ પણ વાસ્તવિક રીતે ઉદ્યમજ છે. સાધારણ વેપાર કરતાં એ જૂદી બાબત છે, કારણ કે વેપારમાં જે કોઇ કામ કરતું હોય તે તો દરરોજ અમુક ચોકકસ ઠરાવેલું કામ કરે તેથી શું શું કામ કરવાનું છે, એ બાબત નિશ્ચય કરવામાં એને ઝાઝો શ્રમ પડતો નથી. જે નાયક હોય તેનામાં દોરવાની શક્તિ હોવી જોઇએ. શું કામ કરવું, કેવી રીતે કરવું, એ બધું કામ તેનું છે. જે માત્ર વેપાર કરતું હોય, તેના કરતાં આ માણસમાં વધારે બુદ્ધિ શક્તિ હોવી જોઇએ.

આ પ્રમાણે ઘરના કામકાજમાં શું કામ કરવું, કેવી રીતે કરવું એ સર્વ ગૃહિણીનું કર્ત્તવ્ય છે. કમાનાર પુરૂષના કાર્યમાં મદદ કરવાના, તેમજ કુટુંબનાં મનુષ્યની શક્તિઓ ખીલવવાના હેતુથી જે સ્ત્રી ગૃહતંત્ર ચલાવે છે, તેજ પોતાની જવાબદારી સમજે છે એમ જાણવું.

જે સ્ત્રીને ખોરાક પસંદ કરવાનો છે, કપડાં ઋતુને અનુસાર પૂરાં પાડવાનાં છે, તેમજ બીજી સર્વ રીતે કુટુંબની સુખ સગવડની વ્યવસ્થા કરવાની છે, તેને માટે કેળવણી આવશ્યક છે, એ બાબતનો તો સવાલજ નથી.

ખેડુતને ખેતી માટે, વેપારીને વેપાર માટે, કારીગરને વસ્તુઓ તૈયાર કરવા માટે, જેટલી કેળવણીની જરૂર છે તેટલીજ તેને છે. દરેક વિષયમાં શિક્ષણથી લાભ થાય છે, એ તો નક્કીજ છે. કામ વધારે સારૂં થાય છે, અને અક્કલમંદ પણ થવાય છે. સ્ત્રીઓને જ્યાં સુધી કીંમતની સમજણ નથી, તે બાબતનું પરિપૂર્ણ શિક્ષણ મળ્યું નથી, ત્યાં સુધી તેમને હાથે ખરચાએલા પૈસાનું ઇષ્ટ પરિણામ આવનાર નથી. જે માણસ વેચનાર છે, તેના બોલ ઉપર પૂરો ભરૂંસો રખાયજ નહિં. તેમજ જેને કાંઇ પણ શિક્ષણ મળ્યું ન હોય તે પોતાની મેળે સંતોષકારક પસંદગી કરી શકે, એ પણ બનવાનો સંભવ નથી. જે ઘરમાં કહેવાતાં "અનુભવી કારભારી" નો કારભાર હોય છે, ત્યાં સહુથી વધારે ખર્ચ થાય છે. તેને પડછે શિક્ષિત ગૃહિણીના ઘરમાં ઘણી વધારે સંતોષકારક વ્યવસ્થા જોવામાં આવે છે. આટલાજ કારણથી ગૃહિણીને જેટલી કેળવણી આપીએ તેટલી ઓછી છે. કારણ કે અનેક પ્રકારના વિષયોમાં તેને માથું મારવું પડે છે. ઘરના કામકાજમાં ડગલે ડગલે વિજ્ઞાનની જરૂર પડે છે. એટલે એ વિષય તો એને ઘણો સારો આવડવો જોઇએ. ખોરાકની બનાવટ, મિશ્રણ વિગેરે માટે રસાયણશાસ્ત્રનું જ્ઞાન જરૂરનું છે. પદાર્થ વિજ્ઞાન પણ તેટલુંજ આવશ્યક છે.

બાળકના ઉછેર માટે માનસશાસ્ત્ર જરૂરનું છે. પુસ્તકદ્વારા શિક્ષણ ઉપરાંત ઘરનું કામકાજ ઉપાડતાં પહેલાં તેના વ્યવહારિક અભ્યાસની બહુ જરૂર છે. લગ્ન પછીજ જો અનુભવ થાય તો તેથી બહુ હાની થાય છે.

ઘરનું કામકાજ તે વેઠ છે એ બાબત ક્યારે ભૂલી જવાય કે તેનું વૈજ્ઞાનિક શિક્ષણ મળ્યું હોય તો. જો એમ થાય તો તે કામમાંથી પછી આનંદ મળે છે. ઉત્તમમાં ઉત્તમ રીતે કામ કરવાની, અથવા બીજાં કરતાં વધારે સારી રીતે કરવાની શક્તિ મેળવ્યાથી કોઇક જુદીજ ખુશી થાય છે; પછી તે કામ ગમે તે હોય. આવી વૃત્તિની અસર બધાં ઉપર થાય છે. કોઇ પણ પુરૂષ અથવા સ્ત્રીને પોતાનું કામ બરોબર આવડતું હોય તો હાથ નીચેનાં સઘળાં મનુષ્યોને સારી રીતે રાખી શકે. વ્યવહારમાં આપણી ગમે તેવી સ્થિતિ હોય ત્યાં દ્રઢતાથી આપણું પદ સાચવવું, આપણું કામ કરવું, અને તે સારી રીતે કરવું. ઘરમાં નોકરો હોય તો તે સહુ ઉપર કેવી રીતે દોર ચલાવવો એ સુખી ઘરની ધણીઆણીને જાણવું જોઇએ. નોકરોને જો એકવાર માલુમ પડયું કે શેઠાણીની અમુક પદ્ધતિ છે, અને સારૂં જ્ઞાન છે, તો તેઓ તરત મરજી ઉઠાવશે. જે પ્રમાણે પુરૂષો પોતાનો વ્યવહાર સમજે છે, તે પ્રમાણે સ્ત્રીઓ સમજશે તો ઘરમાં કાંઇજ કચકચ રહેશે નહિં. હવે આમાં પહેલવહેલી અગત્ય તાલીમની છે. બીજી અગત્ય એ છેકે કામ સારી રીતે બર લાવવા માટે સ્ત્રી એટલી ઉત્કંઠા હોવી જોઇએ કે પોતે ઉદ્યમ અને હોંસથી કામ કરવા તૈયાર હોય.

દરેક બાબતની ઝીણવટ, કિંમતની, તીક્ષ્ણ સમજ, વેચવામાં તેમજ ખરીદવામાં સારી સામાન્ય સમજ, કોઇ પણ બગાડા વગર સાધનનો ઉપયોગ, આ સર્વ બાબતો જેમ પુરૂષના ઉદ્યમ માટે જરૂરની છે. તેમજ ઘરની વ્યવસ્થા કરનાર સ્ત્રીને પણ આ દરેકની જરૂર છે.

## ઘરખર્ચ.

કુટુંબની ગમે તેવી સ્થિતિ હોય, મોટું હોય કે ન્હાનું હોય, શહેરમાં હોય કે ગામડામાં હોય, પોતાનું ઘર હોય, કે ભાડાની બે ઓરડી હોય, તે છતાં સહુ ને જરૂરીઆતો પુરી પાડવાનો આધાર પૈસા કરતાં મગજશક્તિ ઉપર વધારે છે. પરિસ્થિતિ કરતાં જીંદગીની રહેણી કરણીનાં બાંધેલાં ધોરણ ઉપર વધારે છે. કયાં કસર કરવી, અને કયાં હાથ છૂટો રાખવો, ન્હાની ન્હાની બાબતોમાં નુકશાન થતું રોકવું આ બાબતનું યોગ્ય પ્રમાણ શિક્ષણ અને અનુભવથીજ મળી શકે.

અસલના વખતમાં જે અત્યંત કરકસર કરવામાં આવતી, તે આ જમાનામાં અશક્યજ છે. કાપલા કુપલી બચાવવા માટે તેનું પાથરણું કરવામાં આવતું હતું, તેવો વખતનો વ્યય કરવાનો હાલ અવકાશ નથી, કેમકે હાલ વખતનો બીજે વધારે ઉપયોગ છે. જો એ પ્રમાણે કરાયતો ય તેની કિંમત જુદી રીતે અંકાય. તેજ પ્રમાણે પહેલાંના વખતનાં બૈરાંનાં ઘણાં કામ માટે આ વાત લાગુ પડે છે. ઘણાં કામ જે પહેલાં બૈરાં ઘરમાં બેસી કરતાં હતાં તે હાલ તેમના હાથમાંથી લઇ લેવામાં આવ્યાં છે. અને મીલો અને સંચાવડે કરવામાં આવે છે. આને લીધે ઘણી મહેનત અને વખતનો બચાવ થાય છે; તે બચેલો વખત સ્ત્રીઓએ નિરર્થક ગાળવો ના જોઇએ. આ બધો ફેરફાર એટલો ઝડપથી થઇ ગયો છે કે બદલાએલી પરિસ્થિતિને અનુકૂળ વ્યવસ્થા કરવાનું કામ મુશ્કેલ થઇ પડયું છે. પહેલાંના વખત પ્રમાણેજ હાલ પણ ખર્ચમાં કરકસરની ઘણીજ જરૂર છે. તેની રીતમાં કાંઇ ફેર ખરો એ વાત ખરી

છે. દૃષ્ટાન્ત તરીકે—ઝીણાં અને ભાત ભાતનાં કપડાં લેવાનું આપણને આજ ઘણું ભારે નહિં પડે; પણ તેની સાથે શરીરની જરૂરીઆતો પ્રમાણે કપડાંની પસંદગી અને ગરજ ન પૂરી પાડે તેવા ન લેવાં એ બાબતમાં બુદ્ધિની જરૂર પડે છે; નહિંતો ઘણીવાર માંદગીને લીધે વખત અને જીંદગી બન્નેનો નાશ થાય છે. ખોરાક માટે પણ એવીજ સંભાળ લેવાની જરૂર છે.

દરેક જણે પોત પોતાની સ્થિતિને અનુસાર રહેણીને માટે અમુક ચોક્કસ ધોરણ કરવું જોઇએ. આ વાત બહુ મુશ્કેલ છે, તો પણ કુશળ ગૃહિણીએ અમુક પદ્ધતિ પર કામ લેવાનું છે તેનો નિશ્ચય કરવો જરૂરનો છે.

કેળવણી અને શિક્ષણ પ્રમાણે તેમજ સ્થિતિ અને પ્રસંગ પ્રમાણે અથવા તેને અભાવે અસંખ્ય ધોરણ આપણે કલ્પી શકીએ છીએ, અને કબુલ પણ કરીએ છીએ. ખરેખરી જરૂરીઆતો અને ઇચ્છાઓ એ બેનો તફાવત બરોબર લક્ષમાં ન લેવાથી ખોટાં ધોરણો બંધાય છે. જીંદગીની ખરેખરી જરૂરીઆતો શી છે, એ માટે ઘણો મતભેદ છે. જો કે આટલું તો સર્વત્ર માન્ય છે કે સારી રીતે સારી સ્થિતિમાં રહેવા માટે મનુષ્યને જે વસ્તુઓ જોઇએ તેજ ખરી જરૂરીઆતો છે. દાખલા તરીકે આરોગ્ય સચવાય તેવાં ઘર, પુરતી હવા અને પ્રકાશ, અને તેની સાથે બુદ્ધિ અને આત્માની ખીલવણી માટે જે જે સાધનોની જરૂર પડે તે સઘળી સામગ્રી. બુદ્ધિપુર્વક આ બાબતોનું નિરાકરણ ન થવાને લીધે ઘણા લોકો પૈસો એવી રીતે ખર્ચે છે કે તેથી જોઇએ તેટલું આરોગ્ય અને સુખ મેળવી શકાતું નથી.

પહેલાંના વખતમાં સ્ત્રીઓનાં દૃષ્ટિબિન્દુ ટુંકા હતાં તેથી આપણે ઘણી વાર તેમને હસી કહાડીએ છીએ. તે વખતની સ્થિતિ, અને જરૂરીઆતોની સમજણ તેમને કેટલી હતી તેની આપણે વધારે પરીક્ષા કરવાની જરૂર છે. કારણ કે તેમને પણ તેમના વખતમાં વ્યવહારમાં કાંઇ નીચું સ્થાન નહોતું. આજે પણ જે સ્ત્રીઓ પ્રસંગ સમજીને પોતાની સ્થિતિને અનુકૂળ વર્તે છે, અને બુદ્ધિનો ઉપયોગ કરે છે તેજ સારી રીતે રહી શકે છે. એવી સ્ત્રીઓ કોઇ બીજાનું અનુકરણ કરવા ખાતર કે ફૈશન પ્રમાણે ચાલવા માટે બીજાંની રીતભાત કે કપડાંનું અનુકરણ વગર વિચારે કરતી નથી. ઘરનાં કામકાજ કરવામાં અને તેના શોખ માટે તેમને શરમ નથી આવતી. ખર્ચ પણ સંભાળથી અને વ્યાજબી રીતે કરે છે. પહેલાંના વખતમાં ખર્ચ કરતાં પહેલાં બૈરાં બહુ બહુ વિચાર કરતાં, અને હવે ખર્ચ કરીને પછી તેનો ખૂબ વિચાર કરે છે.

ઝાઝો ખર્ચ કરવો ન જોઇએ, એવી વૃત્તિ માત્ર બસ નથી, કેમકે વૃત્તિ હોવા છતાં એ અજ્ઞાનને લીધે ઘણુંજ નુકશાન થાય. સ્વચ્છ ખોરાક, ઋતુ અનુસાર કપડાં, અને ટકાઉ સામાનનો ઉપયોગ કર્યો હોય તો સારું, એટલું જ્ઞાન બસ નથી. પણ એ સારાપણું શેમાં રહેલું છે, તથા એ કેવી રીતે મેળવી શકાય તે જાણવાની જરૂર છે. નહિ તો આપણે ખર્ચાળુજ કહેવાઇએ.

ઘરમાં વસનારાં બધાંજ જ્યાં સુધી એક ધોરણ કબુલ કરે નહિં ત્યાં સુધી બરોબર કરકસર થઇ શકે નહિં. ઘરમાં પૈસાનો, મહેનતનો, વખતનો, તંદુરસ્તીનો અને બીજી સર્વ વસ્તુઓનો ખોટો વ્યય થતો અટકાવવાને દરેક જણ કાંઇક લે મુક કરેતોજ કરકસર બરોબર થઇ શકે.

જુદી જુદી વ્યક્તિ અને જુદાં જુદાં કુટુંબો પ્રમાણે રહેણીનાં ધોરણોમાં ફેર તો અવશ્ય

પડે જ. શિક્ષણ, કેળવણી, શોખ, ધંધા, દરેકનાં એટલાં જૂદાં હોય છે કે સહુને સમાન એવું એક ધોરણ બાંધવું તો અશક્યજ. કોઇને કાંઇક વસ્તુઓની વધારે જરૂર હોય, એ બાબત તો કબુલ કરવી પડશેજ. દરેક વ્યક્તિનું ધોરણ પણ હમેશ એકજ રહે નહિં. કેમકે માણસના વિચારમાં જેમ જેમ પ્રગતિ થતી જાય તેમ તેમ તેના ધોરણમાં પણ ફેર પડેજ. તેથી સારામાં સારૂં પરિણામ લાવવા માટે ખર્ચનો ચોક્કસ અડસટો કરી શકાય નહિં. પરંતુ આપણી જરૂરીઆતો અને તે પૂરી પાડવાનાં આપણાં સાધનની કાંઇક વર્ગવાર વહેંચણી કરી હોય તો એટલો લાભ થાય કે એક અમુક ધોરણ બંધાય, અને વખતો વખત તેમાં જોઇતો ફેરફાર કરી શકાય. પશુની માફક મનુષ્યને પણ કેટલીક શારીરિક જરૂરીઆતો પૂરી પાડવાની હોય છે. ખોરાક, આરામ, રહેવાની જગ્યા, અને કપડાં આટલી બાબતો તો પૂરી પાડવાની હોયજ. જેમ જેમ તેને બીજી વસ્તુઓની ઇચ્છા થાય છે, તેમ તેમ તેનું ધોરણ ઊંચું ચઢતું જાય છે, અને હલકા દરજ્જાની જરૂરીઆતો માટે મન જરા વશ કરીને ઊંચી વસ્તુઓ મેળવે છે. નિશાળે ભણતાં છોકરાં કરતાં દિવસે કામ કરતા મજુરના ખોરાકનું ધોરણ જુદુંજ હોય. નિશાળે ભણતાં છોકરાંને કપડામાં જરા વધારે ખર્ચ કરવોજ પડે. વખતે આવક ઓછી હોય તો પ એ ખર્ચ તો ઉપાડવો પડેજ. પણ ખરી જરૂરીઆતો કરતાં ઉપલક ખર્ચમાં વધારે નાણાં જતાં રહે છે.

રહેણીનું અમુક ધોરણ નક્કી કરવા માટે સહુએ બીજી દરકાર કર્યાં વગર પોત પોતાની સમજ શક્તિનો ઉપયોગ કરવાનો છે. માત્ર એટલુંજ કે બીજાની સાથે મુકાબલો કરીને સુધારો કરવો ખરો. રહેણીની અમુક પદ્ધતિ ઘણી વાર પારકાં કરી આપે તેવી થઇ જાય છે, અને એક વાર તે સ્વીકાર્યાં પછી તેનાં ગુલામ થઇ જવાય છે. અમુક વસ્તુ લીધાથી અમુક પૈસા ખર્ચ્યાથી લોકો શું કહેશે એનાજ ઉપર આધાર રહે છે. ખરો ફાયદો શેમાં છે, એનો તો કોઇ વિચાર જ કરતું નથી. ખર્ચનો હિસાબ બરોબર રાખ્યો હોય તોજ ખબર પડે કે જે આદર્શ બાંધ્યો છે, તે કેટલે દરજ્જે પહોંચી શકાય છે. ચોખ્ખા આંકડાની ગણત્રી વગર ઘણી વાર આપણે છેતરાઇએ છીએ. કોઇક વાર એમ થાય છે કે ઘણી સારી વસ્તુ લેવાને માટે મન રોકીએ છીએ ત્યારે એમ લાગે છે કે આપણે કરકસર કરીએ છીએ. પણ વરસ આખરનો આંકડો જોઇએ તો માલુમ પડી આવે છે કે કેટલીક વસ્તુઓ તો માત્ર શોખનીજ ઘરમાં રાખી છે, અને ત્યારેજ આપણી આંખ ઉઘડે છે. રોજના ખાધા ખર્ચમાં આના બે આનાનો વધારો કર્યો હોય તે નહિ જેવો લાગે છે, પણ વરસ આખરે એવા બબે ચચાર આનાનો સરવાળો ભડકીએ એવો લાગે છે. તે માટે આવા એકંદર ખર્ચ તપાસવાથી ઘણી વાર ફાયદો થાય છે.

ખર્ચના અડસટો બાંધવા માટે જે જે જૂદી જૂદી બાબતના ખર્ચ કરવાના તે પ્રમાણે આવકના વિભાગ પાડવા. વખત જતાં આપણને માલુમ પડી આવશે કે જરૂરીઆતો પ્રમાણે જે વિભાગ કરવામાં આવ્યા છે તે કેટલે દરજ્જે ખરા છે. આવું એક બંધારણ કરી રાખ્યું હોય તો તેથી હદ બહાર ખર્ચ થઇ શકે નહિ. કેમકે જે અડસટો કર્યો હોય તેની લગભગ આંકડો લાવવાની ચાનક રહેશે.

જ્યાં નિયમસરની આવક હોય ત્યાં બહુ સ્વચ્છતા રહે છે. કરકસર કરવાની ટેવ આપોઆપ પડે છે. અને દેવું થઇ જાય એવાં

મોટાં બિલ મ્હડાવાતાં નથી. આવી કમાણી-નાં માણસો આવક પ્રમાણે ખર્ચ બાંધીને રહે છે, અને બચાવ તથા શોખના વિભાગ માટે જુજ રકમ રાખી શકે છે. પગારદાર માણસો ભાગ્યેજ દેવું કરે છે, તેમ પુંજી પણ થોડીજ ભેગી કરે છે. જે લોકોને બાંધ્યો પગાર મળતો ન હોય, તેમના ખર્ચનો વિભાગ પાડવાનું કામ ઘણું અઘરૂં છે, તે માટે સૌથી સારામાં સારો રસ્તો એ છે કે અમુક ઓછામાં ઓછી આવક ધારીને તે પ્રમાણે અડસટ્ટો કરવો. ધાર્યા કરતાં વધારે બાકી રહેશે તો વધારે આનંદ થશે. દરેક વિભાગને માટે અમુક ટકા રાખવા. તેના ધોરણનો આધાર બે બાબત ઉપર ખાસ કરીને રહે છે. એક તો આવકની રકમ; અને બીજું કુટુંબની રહેણીનું ધોરણ. જીંદગીની ખરી જરૂરીઆતો પૂરી પાડવી પડેજ, અને જો આવક ન્હાની હોય, આટલી જરૂરીઆતોજ મહા મહેનતે પૂરી પાડે તેમ હોય તો તો પછી કાંઇ પ્રશ્નજ રહેતો નથી; જેટલી આવક હોય તેટલી તેમાં ખર્ચી નાખવી પડેજ તે છતાં ઘણાં કુટુંબોમાં થોડો ઘણો ફેર તો થઇ શકે, કેમકે ઘણે ભાગે અજ્ઞાનને લીધે નુકશાન થાય છે. ગરીબ તેમજ તવંગર સહુને વસ્તુઓની ખરી કિંમતની માહિતી કેળવણીથી મળવી જોઇએ, એ વાત સહુએ સ્વીકારવી જોઇએ; અને તે માટે વ્યવસ્થા થવી જોઇએ; કારણ કે જો એ ભાન હશે તોજ ખરા વિભાગ પાડી શકાશે અને તે પ્રમાણે ખર્ચી શકાશે, અને જીવનની ઉન્નતિ માટે વધારે ભાગ રાખી શકાશે.

બહુજ ટુંકી આવકવાળા કુટુંબોમાં તો કાંઈ બારીકી કરવાની જરૂર રહેતીજ નથી જીંદગીની ખરી જરૂરીઆતોનું ખર્ચ તો સહુને લગભગ સરખુંજ થાય. મોજ શોખની વસ્તુઓમાં ફેર પડે, તેમાંજ કાંઈક ઓછાં વધતાં બંધનો રખાય. જ્યાં કાંઇ પસંદગી કરવાની હોય ત્યાંજ જુદાં પરિણામો જોવામાં આવે છે. કેમકે કોઇ કુટુંબ કાંઇક વસ્તુમાં કસર કરે છે તો કોઇ કુટુંબ બીજી વસ્તુમાં કસર કરે છે. કોઇને વધારે ભાડું ખરચીને સુખ આરામ ભોગવવો પસંદ પડે છે, તો કોઇને નોકરો વધારે રાખીને આરામ મેળવવો ગમે છે. એમ જુદા જુદા વિભાગોમાં ફેર પડે છે. ખાધા ખર્ચમાં ઘણીવાર બેહદ ખર્ચ થાય છે, તેમજ કપડામાં પણ વ્યક્તિવાર વધારે ખર્ચ ઘણી વેળા થાય છે. જુદાં જુદાં કુટુંબોનાં વાર્ષિક ખર્ચ તપાસવાથી પોતાનાં કુટુંબનો ચોકકસ અડસટ્ટો બાંધવાની સમજણ પડે છે. વર્ષ આખરે હિસાબનો આંકડો તપાસવાની ટેવ હોય તો માત્ર પોતાનાજ શોખ ખાતર વસ્તુઓ લેતાં જરા ખામોશ પકડાય એ તો નકકી જ છે, તેટલા માટે હિસાબ ચોકકસ રાખવો એ તો જરૂરનુંજ છે.

## સુજ્ઞ સ્ત્રીનાં સુત્રો.

થોડાં સાધનોથી સંતોષ માનવો. મોજ-શોખને બદલે સુંદરતા, ફેશનને બદલે શિષ્ટતા, તરફ લક્ષ આપવું. પ્રતિષ્ઠા મેળવવાની ઇચ્છા ન રાખતાં યોગ્યતા પ્રાપ્ત કરવી એજ ધ્યેય રાખવાનું. ધન પ્રાપ્ત કરવું, તાલેવંત થવાની ઇચ્છા ન કરવી; ઊંડો અભ્યાસ કરવો; શાન્ત ચિત્તે મનન કરવું, નમ્રતાથી બોલવું, નિખાલસ વર્તણુંક રાખવી, પ્રફુલ્લ અંતઃકરણથી ગ્રહ, તારા, પક્ષીઓ, બાલકો અને ઋષિ મહાત્માઓના બોલ શ્રવણ કરવા. સઘળું આનંદથી સહન કરવું. જે કોઇ વર્તન કરવું તે ધૈર્યથી કરવું. પ્રસંગને માટે રાહ જોવી, કદી વિગર વચારી ઉતાવળ ન કરવી. ટુંકાણમાં એટલુંજ કે સામાન્ય વિષયોમાંથી આધ્યાત્મિકતા એટલે ધાર્મિકતા તો આપોઆપ ઉત્પન્ન થવા દેવી, આજ સુત્ર દરેક સ્ત્રીને મદદગાર થશે.

# નવરોઝ.

લેખિકા : સૌ. દીપકળા દેસાઇ.

અનુષ્ટુપ્ :

રણવાસે પૂરાયેલાં, પંખીડાં છૂટથી ફરે;
સોના પિંજરની આજે, ગેલતી મોજમાં રમે.

વસંતતિલકા :

સમ્રાટ્ દિલ્લીપતિ તો દર માસ રાજ્યે,
દરબાર કંઇ પુરૂષનો ભરતો હમેશઃ
ને શાહી બેગમ ભરે નવરોઝ મેળો,
રમણી તણો સમૂહ તે દિન થાય ભેળો.
સામન્ત—મંડલ લઇ સહચારિણીને
દરબારમાં અચૂક આવીજ પો'ચતા'તાઃ
કિન્તુ ન કો પુરૂષનો સંચાર થાતો,
નવરોઝના રમણીરાજ્ય મહીં જરાયે.

ઇદ્રવિજય :

કો મુગ્ધા સરખી સખિ સાથ, સ્મિતે ગોઠી ગોઠડી ધીમી કરે છે,
કો રસિકા રસઘેલી અતી, પતિ વાત કરી હરખાતી દીસે છે;
કો લલના શણગાર સજી, મદઘેલડી ડોલતી ત્યાંહી ફરે છે,
કો રૂપ ગર્વિત ચિત્ત કૂદે, હું-સમાન ન કો અવની ઉપરે છે—
કો ધીર ગમ્ભીર ને પ્રૌઢા, બહુ દાવકી ને શરમાતી ફરે છે,
કો વળી શીલની જ્યોતિ થકી, ઝળકી સહુનાં દિલ મ્હાત કરે છે;
તહીં તો રૂપસાગર શો ઉલટયો, કંઇ લાવણ્યની ભરતીજ દીસે છે,
ઘડી થંભી વિચાર થતો શું ખરે! સુરમંડલ આવી અહીં ઉતર્યું છે ?

વસંતતિલકા :

વ્હેપારી થઇ તહીં બધાં નિજ હાટ માંડે
જ્હોં માગ્યું મૂલ દઇને વળી સૌ ખરીદે;
સમ્રાટ્ અકબર ઉઠી દરબારમાંથી
સંતાઇને એક થકી રમણી નિહાળે.

હરિગીત :

પોતાની પાપી જાળમાં, કો ભોળીને ભરમાવતો,
અંજાવી વૈભવના મદે, નીતિની વેલ વિદારતો;
ત્યાં વીર રમણી જોઇ કો, રાજા મને વિહ્વલ બન્યો,
આ'ને ફસાવું પાશમાં, અકબર તહીં રાજી થયો.

ઇદ્રવજ્રા :

મેવાડના રાજવીની કુમારી,
એ છે વિકાનેર-નરેન્દ્ર-રાણી :
તેજસ્વિની મૂર્તિ વિરાંગનાની,
એ લાલબા છે શિલથી સુહાગી—

શિખરિણી : વિખેરાયો મેળો, લલિત લલના બ્હાર નિસરી
છતો થૈને ત્યાં તો, અકબર કહે, "પ્રિય રમણી !
સુભાગી નિહાળો, શુધ બુધ ભૂલ્યો સ્મિત વદની !
ખરે તું આજે તો, ગગન થકી કો દેવી ઉતરી !"

અનુષ્ટુપ્ : "પીપાસુ રૂપનો હું છું, યાચના એટલી કરૂં,
અનુશ ! ચક્રવર્તીનો એ મનોરથ પૂર તું !"

વસંતતિલકા : આંખો થકી ઘડીક ત્યાં તનખા ઝરાવી-
બોલી "પિતા ! ઠીક પ્રજાપ્રતિપાલ છોજી !
હું રંક પુત્રી પર બાપની આ- કુદ્રષ્ટ !
—તો કાં રસાતલ અરે ! નવ જાતી પૃથ્વી ?

ઇંદ્રવજ્રા : કામૂક કે "પ્રેમ તણી પ્રતિમા !
હે સુંદરી ! આજ હઠીલી થા માં;
શું જોર ચાલે અબળાજ ત્હારૂં
ન માનું તો જો ! કરૂં ધાર્યું મ્હારૂં-"

અનુષ્ટુપ્ : સિંહણ શી ઘૂરકી એ તો, કટારી હાથ ખેંચતી;
"પર હસ્તે કદી જાયે, કહે શું સતી જીવતી ?
છંછેડાઈ સતી ભારે, ઝેરીલી નાગણી સગી;
તિરસ્કાર તણા ભાલા, આંખથી વરસાવતી—

વસંતતિલકા : "હે રાજવી ! શું નવ રાજનીતિ પ્રમાણો,
ને રંક રૈયત પ્રજા સમ શેં ન જાણો;
રાજા ગણાય નીતિ-ધર્મ તણી પ્રતિમા,
જાવા ન દો સદન, ભોંકું કટારી તો આ !"

અનુષ્ટુપ્ : ગાજતું શિરે મૃત્યુ, વળી થાય ફજેતી તો;
ચક્રવર્તી મુંઝી બોલ્યો, "તું છું ધર્મની બ્હેન હો !"

વસંતતિલકા : "હેં ક્ષત્રિ કેરૂં કુલ બ્હેની ! ખરે દીપાવ્યું,
કો તેજીલું નવ દીઠું કદી રત્ન આવું;
માફી દઇ પતિપરાયણ ! જા ગૃહે તું—"
"માફી" સુણી વદી પછી સતી લાલમા શું ?
"રાજેંદ્ર ! લ્યો શપથ-કો દિ કરૂં ન આવું,
માતા ભગિની સમ યુવતિ સૌ પ્રમાણું;
જોજો હવેથી નવરોઝ તણો ભરૂં ના—
તો ચક્રવર્તી બસ માફ કરૂંજ ગુન્હા !"

અનુષ્ટુપ્ : શરમની શ્યામ શાહી તો, ઢળી છે શાહને મુખે;
લાલમા યે ગઈ ત્યાંથી, નવરોઝે બંધ છે હવે.
અંજાઇ વૈભવે ના એ, સાચવ્યું શીલ શૌર્યથી;
દીપક સત્તા હને મારું, નમાવ્યું લાલમા સતી.

# "માતા ગોમતીજીને ચરણે."

લેખિકાઃ સૌ. હેમકુંવર કૃષ્ણદાસ સંપત.

( હરિગીત )

અહો પુણ્યવંતી યશવતિ સૌભાગ્યવતિ મા ગોમતી,
તુજ મુખકમળની દિવ્ય કાંતિ શી અનેરી શોભતી.
તમ ચરણરજ માથે ચડાવી આજ હું પાવન થતી,
અહો ધન્ય માતા ગોમતીજી ધન્ય માતા ગોમતી.

સરિતા સહુ ધસતી વહે નિજ નાથ સાગર ભેટવા,
પણ ઉલટું આ તો દિસે મગરૂર માનીલાં રહ્યાં.
શો વારિધી આ ઉછળતો ને ગર્જતો વેગે કરી,
શરમાળ માતા ગોમતીજી દ્રષ્ટિ પણ કરતાં નથી.
સ્વામિ સ્વભાવ અનુસરીને નીર ખારાં તમ થયાં,
પતિ વશ તણો મહા મન્ત્ર જે સહુ નારીને શીખવી રહ્યાં.
સાગર પતિને ભેટતાં અંતર વિષે કંઈ શરમાતાં,
ગંભીર ઘેરૂં વદન માતા ગોમતી મલકાવતાં.
તમ કાંઠડે બીરાજતા શ્રી દ્વારિકાના નાથજી,
અહો ધન્ય માતા ગોમતીજી ધન્ય માતા ગોમતી.

× × × ×

ત્હારૂં અહો દર્શન થતાં જીવિત સફળ મ્હારૂં થયું,
મુજ મોહ શોક ભરેલું હૈયું પલકમાં પલટી ગયું.
મમ કોટી અપરાધો હતા તે આજ સૌ છુટી ગયા,
મુજ ભવોભવનાં બંધનો તે આજ સૌ તુટી ગયા.
ભરતી અને ઓટો થતા જ્યમ સાગરે પલવારમાં,
સુખ દુઃખ તણી ભરતી અને ઓટો થતા સંસારમાં.
અહો નાથજી જ્યમ છો બીરાજ્યા ગોમતીને કાંઠડે,
સુખ દુઃખ તણે સમયે બીરાજો કંઠ કેરે કાંઠડે.
અહો ધન્ય માતા ગોમતીજી ધન્ય માતા ગોમતી,
તમ ચરણ રજ માથે ચડાવી આજ હું પાવન થતી.

# ટચુકડી છ વાતો.

લેખક:-રાવબહાદુર હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા.

ચિત્રકાર:-શ્રીયુત રવિશંકર મહાશંકર રાવળ.

## [ ૧ ]

## *ચઢ જા બેટા શૂળી પર!

એક વાણિયો ને તેની સ્ત્રી ઘરમાં સૂતાં હતાં. અર્ધી રાત વીત્યા પછી એક ચોર છાપરું ફાડી થાંભલે થઈને ઘરમાં ઉતરવા લાગ્યો. વાણિયો જાગતો હતો. તેણે તેને જોઈને વિચાર કર્યો, કે બૂમ પાડવામાં માલ નથી. વાણિયે પોતાની સ્ત્રીને જગાડીને કહ્યું, કે " ઘીનો દીવો કરો, આપણે દિકરો નથી, પણ મને માતાજીએ સ્વપ્નું આપ્યું છે, કે આકાશમાંથી દિકરો ઉતરશે ! " ચોરે આ વાત સાંભળી, તેથી છેક નીચે ન ઉતરતાં તે થાંભલાને વળગીને થોભ્યો.

સ્ત્રીએ ઘીનો દીવો કર્યો, એટલે શેઠે ઉંચું જોઈને કહ્યું, " અલી ! જો ! છાપરું ફાટ્યું છે, ને પેલો દિકરો આકાશમાંથી ઉતરે છે. કેવો મજાનો છે ! ઉછરેલ પાછરેલ ! રૂપાળો! ખોરી અછબડા કે બળીઆ વગરનો ! ને આપણું ઘર દીપાવે એવો છે ! " ચોર ખુશી થઈ હેઠે ઉતર્યો. શેઠે આવકાર દઈ તેને બેસાડ્યો, ને પછી સ્ત્રીને કહ્યું, " ઉનું પાણી કર, ને લાપસી રાંધ. " પછી શેઠે પોતાનો પટારો ઉઘાડી હીરકોરી ધોતીઆં, કસબી પાઘડી, કિનરી, કંદોરો, વેઢ, વીંટી વગેરે કાઢ્યું. આથી ચોરની ખાત્રી થઈ કે હું તો દિકરો થઈ ચૂક્યો. ઉનાં પાણીથી તેને નવડાવ્યો. દાળભાત ને કંસાર તેને જમાડ્યાં. સારાં કપડાં પહેરાવ્યાં ને કપાળે કંકુનો ચાંદલો પણ કર્યો.

સવારે દાતણ પાણી કર્યાં પછી શેઠે કહ્યું; " ચાલો દિકરા દુકાને. " બન્ને જણ ચાલ્યા. રસ્તામાં કેટલાકે પૂછ્યું, શેઠ આ કોણ ? શેઠ કહે દિકરો. એકે પૂછ્યું, તમારે કાંઈ છોકરાં નથી ને આ ક્યાંથી ? શેઠ કહે ભાઈ ! પરમેશ્વરે આપ્યો. આકાશમાંથી રાતે ઉતર્યો. દુકાને આવ્યા પછી ઘણાખરા એલા મોટા માણસને જોઈ સૌ આવે ને પૂછે, તો શેઠ બોલે, કે પરમેશ્વરે આકાશમાંથી મને દિકરો આપ્યો.

શેઠે ગુપ્ત રીતે દરબારમાં ખબર મોકલી હતી કે મેં ચોર પકડ્યો છે. દરબારે સિપાઈઓ સાથે જમાદારને મોકલ્યો. તેણે શેઠને પૂછ્યું, આ કોણ છે ? શેઠ કહે મારો દિકરો. એ ક્યાંથી આવ્યો એવો પ્રશ્ન જમાદારે કર્યો, તેના જવાબમાં શેઠે કહ્યું, આકાશમાંથી મને પરમેશ્વરે આપ્યો. આ સાંભળીને જમાદારે શેઠને લાકડીનો ગોદો માર્યો; ત્યારે શેઠે કહ્યું, ગોદા શું મારો છો ? પછી જમાદાર બન્નેને લઈને દરબારમાં ગયો. ત્યાં પૂછપરછ ચાલી

* વાર્તા નંબર ૧૭.

એટલે શેઠે કહ્યું, દિકરો આકાશમાંથી ઉતર્યો, છાપરૂં ફાટ્યું ને તે ઘરમાં આવ્યો. પરમેશ્વરે રૂડાં વાનાં કર્યાં સાબ. ફોજદારે શેઠને મારવા લીધો, ત્યારે તે બોલ્યો, મારો છો શા માટે ? તમારી નજરમાં આવે તેમ કરો. તે વખતના રિવાજ પ્રમાણે ચોરને શૂળીની સજા થઈ, ત્યારે શેઠે તેને મૂળનું પોતીઉં ને બીજાં લુગડાં આપ્યાં, ને બોળો પાથરી કહેવા લાગ્યો, કે દિકરા ! ઘરેણાં ગાંઠાં ને સારાં લુગડાં લાવ, ને બેટા ! પરમેશ્વરનું નામ લઇ શૂળી પર ચઢી જા ! શેઠ પોતાનો માલ લઇ ઘેર ગયા, ને ચોરને સરકારે શૂળીએ ચઢાવ્યો.

બળે ન કામ થાય જો, કળે કરી કરી જુઓ,
ટળે પિડા વળે નિરાંત, શાન્તિથી સુખે સુઓ.

[ ૨ ]

## ક્ષત્રાણીનું ખરૂં પાણી.*

હાડા જાતના રજપૂત ઠાકોરની કુંવરી રૂપાળી ને બહાદુર હતી. તેની સાથે લગ્ન કરવા માટે ઘણા ઉમેદવારો હતા; પણ તેમાંના કોઇને તેણે પસંદ કર્યાં નહીં. તે વારેવારે તેના પિતા સાથે શિકારે જતી. એક વાર જંગલમાં તેના ઉપર વાઘે ધસારો કર્યો. તેણે પોતાનો કટાર એવા જોરથી વાઘને માર્યો કે તે મૂઠ સુધી વાઘના અંગમાં ગરી ગયો. વાઘે છંછેડાઇને તેના પર બીજી વાર હુમલો કર્યો, પણ તે હિંમતવાન યુવતિ તેથી જરાયે ડગી નહી; પરંતુ પોતાની પાસે બીજું કંઇ હથીઆર નહીં હોવાથી વાઘે તેને મારી નાંખી હોત; પણ એટલામાં એક ઘોડેસવારે ઝડપથી આવીને પોતાની તલવાર વડે વાઘને ઝટકાવી નાંખ્યો. કંઇપણ બોલ્યા ચાલ્યા વગર તે એકાએક અદર્શ થઇ ગયો. તે કુંવરીના ઓળખવામાં ન આવ્યો, પણ તેને લાગ્યું, કે તે રાઠોડ હોવો જોઇએ. તેની બહાદુરીથી કુંવરીનું દીલ તેના ભણી ખેંચાયું.

હાડાઓને રાઠોડ પ્રત્યે હાડવેર હતું, તેથી તેથી તે જો રાજી હોય, તો પણ તેનો પિતા પ્રાણ ગયે પણ રાઠોડ સાથે પરણાવે નહીં એમ હતું. તે કોણ અને કયાંનો રહીશ હતો, તે તેના જાણવામાં નહોતું. કેટલીક મુદ્દત વીત્યા પછી કુંવરી પિતા સાથે શિકારે ગઇ હતી; ત્યાં કેટલાક લૂંટારાઓએ કોઇને ઘેરી લેઇને ઘાયલ કરેલો તેના જોવામાં આવ્યો. તેણે તીર મારીને એક લૂંટારાને ભોંય ભેગો કરી નાંખ્યો, તેથી બીજાઓ ગભરાઇને નાશી ગયા. કુંવરીએ ઘાયલ થએલા જવાનને જોતાંજ તે પોતાનો પ્રાણ બચાવનાર રજપૂત છે, એમ તેને માલમ પડ્યું. તેણે તેના જખમ ઉપર મજબૂત પાટા બાંધી દીધા, અને નોકરને હુકમ કર્યો કે તે જુવાનને પોતાના મ્યાનામાં ઘાલી ઘેર લઇ આવવો.

તે જુવાનનો મંદવાડ ઘણા દહાડા પહોંચ્યો. કુંવરી તેની રોજ બરદાશ કરતી, તેથી બન્ને વચ્ચે પ્રેમ બંધાતો ગયો, અને તેમણે લગ્ન કરવાનો નિશ્ચય કર્યો, પરંતુ તેનો પિતા કોટિ ઉપાયે એ વાત કબુલ કરે એમ નહોતું. સાજો થયા પછી પોતાને ઘેર જવાની તેણે રજા લીધી. પોતાની મતલબ પાર પાડવા માટે શા ઇલાજ લેવા તે બાબત બન્ને વચ્ચે છાના સંદેશા ચાલતા હતા. તેમણે આખરે એક યુક્તિ શોધી કાઢી.

કુંવરી હમેશના રિવાજ પ્રમાણે પોતાના બાપ સાથે શિકારે ગઇ હતી. જંગલમાં એક ડુક્કરની પાછળ પડીને તેણે તેને વીંધી નાખ્યો. એવામાં પેલો રજપૂત સંકેત પ્રમાણે ત્યાં આવી પહોંચ્યો. કુંવરીને પોતાના ઘોડા પર બેસાડીને તે ઝડપથી લઇ ગયો. દૂર રહેલા બાપના જોવામાં આ બનાવ આવ્યો; પણ તુરત તેનાથી કંઇ થઇ શકે એમ નહોતું.

---
* વાર્તા નંબર ૧



“ કેમ બાપ, રૂદન કરે છે ? ”

( જુઓ વાર્તા ૩ જી. )





લોકોના હિતને માટે ઉપરથી તેણે ભુસકો માર્યો.

( જુઓ વાર્તા ૪ થી. )

પોતાને ગામ ગયા પછી, રાઠોડે કુંવરી સાથે સત્વર લગ્ન કરી દીધું. બાપને હાડોહાડ લાગી ગઇ હતી, તેથી તે વેર લેવા સારૂં પોતાના ત્રણુંસો માણસો લઇ તે રાઠોડને ત્યાં જઇ લાગ્યો. હજી વર કન્યાના કાંકણ દોરા પણ છુટ્યા નહોતા; તેવામાં લશ્કર આવી પડેલું જોઇ રાઠોડે પોતાના માણસો ભેગા કર્યા; પરંતુ તેની સંખ્યા છેક થોડી હતી. એમ છતાં તે હાડાઓની સામે થયો. ભારે યુદ્ધ મચ્યું, તેમાં રાઠોડનાં સર્વ માણસો ખપી ગયાં, તેથી નાઇલાજે તે ઘર ભણી પાછો ફર્યો.

ઘેર આવીને તેણે બંધ થએલાં બારણાં ઠોક્યાં અને પોતાની સ્ત્રીને તે ઉઘાડવા માટે બૂમો પાડી. સ્ત્રીએ પૂછ્યું, " તમે કોણ છો ? " તે બોલ્યો " તમારો પતિ. " તે બોલી " તમે મારા પતિ નહિ. તે તો રણસંગ્રામમાંથી સ્વર્ગે જઇ પહોંચ્યા. " ધણી બોલ્યો " ના, ના, એ તો હુંજ છું, માટે બાર ઉઘાડો. શત્રુની સંખ્યા ઘણી હોવાથી અમારૂં કંઇ વળ્યું નહી. સર્વ માણસો મરાણા અને માત્ર હુંજ બચવા પામ્યો. " પત્નીએ કહ્યું. " મારો ધણી બાયલો બનીને રણસંગ્રામમાંથી પાછો વળેજ નહિ, માટે તમને હું ધણી સમજતી જ નથી. " એમ કહીને તે બીજા ખંડમાં ચાલી ગઇ. ધણી બળાત્કારે ચણિયારૂં ઉતારી નાંખી અંદર ગયો, તો ત્યાં તેણે પોતાની સ્ત્રીને દીઠી નહીં. તે હાંફ્લો ફાંફલો બીજા ખંડમાં દોડ્યો, ત્યાં દાસીએ ઠકરાણાં ક્યાં છે તે બતાવવા માટે ચોગાન ભણી આંગળી કરી. તે ચોગાનમાં જઇને જુએ છે, તો ત્યાં તે ચેહમાં સૂતેલી અને ચેહ ચેતાવેલી તેણે જોઇ. તે નજીક જવાનું કરતો હતો, પણ સ્ત્રીએ હાથની ઇશારત વડે ના પાડી. બાઇ સતી થઇ. તેણે અગાઉથીજ ચેહ ખડકાવી રાખી હતી, અને બારણાં વાસી રાખ્યાં હતાં.

રાઠોડના ગભરાટનો પાર રહ્યો નહી. તેની રગેરગમાં ક્ષત્રિયનું લોહી ઉછળી આવ્યું. અને તે એકદમ શત્રુની છાવણીમાં ધસી ગયો. હાડો ઠાકોર પોતાની જીત થએલી હોવાથી નીરાંતે ઉંઘતો હતો. તેના તંબુમાં રાઠોડ નીડરપણે પેઠો. તેણે સસરાને ઢંઢોળીને જાગૃત કર્યો, અને પછી પોતાની તલવાર વડે તેનું ડોકું કાપી નાંખ્યું.

ક્ષત્રાણી તે ખરી, પરી સરખી રૂપાળી,
સિંહણથી શૌર્યમાં, ક્રોધ માંહે મા'કાળી.
વાઘ વરૂ મારતી, લજવતી નરને બળથી,
સતી થઇ પતિ જતા, ડરીને આવ્યો દળથી.

[ ૩ ]

## મારા કર્મની કહાણી કહું.*

કાઠીઆવાડનો એક સત્તર વર્ષનો વાણિયો પરદેશમાં નશીબ અજમાવવા માટે પોતાની બૈરીને લઇ નાનકડા વહાણમાં બેઠો. નાનાં વહાણ કાંઠે કાંઠે થઇ દરિયો વટાવે છે. એ વહાણ ખંભાતની ખાડી ઓળંગતું હતું, એવામાં ભારે વાવાઝોડું થઇ આવ્યું, તેથી તેના સઢ ફડાફટ તૂટી ગયા, અને મોભ ભાગી ગયો, તેથી વહાણ ઉંધું વળી ગયું, અને સર્વ ઉતારૂઓ અને ખલાસીઓ સમુદ્રમાં ડુબકાં ખાવા લાગ્યા. કાનમનો સામો કાંઠો દેખાતો હતો, પણ ભારે તોફાનને લીધે અને કંઇ સાધન વિના ત્યાં પહોંચવું અશક્ય હતું. વાણિયાની બૈરીના હાથમાં એક પાટીઉં આવી ગયું, તેને તે બાઝી પડી. તેણે પાટીઉં ખુબ ચપસીને ઝાલવાથી તેની સાથે ભડાગાંઠ પડી ગઇ.

કાનમ કાંઠાના માછીઓ માછલાં મારવા

* વાર્તા નંબર ૭૬.

સારૂં હોડકું લાવતા હતા. તોફાન નરમ પડયા પછી તેમાનું એક હોડકું પેલી બાઇની નજીક આવી પહોંચ્યું. માછીઓને દયા આવવાથી તેમણે બાઇને ઉચકીને પોતાના હોડકામાં લીધી. તે વખતે તે બેશુદ્ધ હતી. માછીઓએ તેને ઘેર લઇ ગયા પછી ઝાડ સાથે ઉંધે માથે લટકાવી હીંચકા ખવાડયા, તેથી તેના પેટમાં ગએલું પાણી નીકળી પડયું. પછી તેને રૂમાં બારીને ફૂલદાર પાયો, તેથી તે શુદ્ધિમાં આવી. ભલા માછીએ તેની હાંડવેઠ કરવાથી તે કેટલેક દહાડે સાજી થઇ. હવે તેણે શું કરવું ને કયાં જવું તે સુઝે નહિં. માછીએ કહ્યું, બહેન તું તારી મરજીમા આવે ત્યાં સુધી અમારે ત્યાં રહે. અમે તને બંટી બાવટાનો રોટલો મિળશે તે આપીને તારૂં પોષણ કરીશું. પણ માછીના ઘરમાં માછલાંના ઢગ પડેલા જોઇ તેને સૂગ આવે ને ઉલટી થયા કરે, તેથી તથા તેના જવાન છોકરાની નજર બગડેલી જણાઇ, તેથી તે તેમની રજા લઇ નોરો માનતી નીકળી પડી.

એક રાસ્તી ગામમાં તે જઇ ચઢી. તેની પાસે એક મંગળસૂત્ર શિવાય બીજું કંઇ નહોતું, કેમકે સરસામાન જે હતો તે વહાણ ડુબતાં દરિયામાં ચાલ્યો ગયો. તેણે રામજી મંદિરમાં એક ઓરડી ભાડે રાખીને તેમાં વાસ પૂર્યો. મંગળસૂત્ર વેચતાં થોડા રૂપીઆ આવ્યા, તેમાંથી થોડા સરસામાન લેવામાં વાપર્યા. મંદિરના મહંત બહુ સારો માણસ હતો, તેણે તે બાઇને મંદિરનું કામકાજ ભાળવ્યું, ને તેના બદલામાં ખાવા પીવાનું આપવા માંડયું. બાઇ ત્યાં ઘણાં વર્ષ રહી; પણ નસીબ બે ડગલાં આગળનું આગળ હોય, છે તેથી ઘરડા ને સદાચારણી મહંતનો કાળ થયો, ને તેની જગાએ જે જવાન મહંત નીમાયો તે બદચાલનો હતો. તે બાઇને ફાંગળામાં નાખવાના ઉપાય કરવા લાગ્યો, તેથી બાઇને ભારે અફસોસ થયો, અને કોઇ ન જાણે એ રીતે તે રતોવાઇ નાસી છૂટી.

તે રખડતી રઝળતી કેટલીક મુદ્દતે ભરૂચ જઇ પહોંચી. ત્યાં કયાં રહેવું ને શી રીતે દહાડા કાઢવા તેની વિમાસણ તેને થવા લાગી. બજારમાં એક નાણાવટીની દુકાનને છેડે તે ઉભી રહી. તેની આંખમાંથી આંસુની ધારા ચાલી રહી હતી. દુકાનના મુનિમની નજરે તે પડી. તેનું રૂપ ને કાંતિ જોઇને મુનિમને લાગ્યું કે બાઇ કોઇ સારા ઘરની જણાય છે. તેણે બાઇને પૂછ્યું, બાઇ તું અહીં ઉભી ઉભી કેમ રડે છે ? બાઇ બોલી, અહીં મારૂં કોઇ ઓળખીતું નથી, તેથી કયાં જવું તે સુઝતું નથી. મુનિમે પૂછ્યું, તું શી નાત છે ? બાઇએ જવાબ આપ્યો હું જાતની વાણિયણ છું. મુનિમે કહ્યું, તું કોઇ સારે ઘેર નાની દિકરીને ઉછેરવા માટે રહેવા માગતી હોય, તો હું તને એ કામમાં મદદ કરૂં. મારા શેઠ ઘણા સારા માણસ છે. તેમની ઓરત નાની બાળકી મુકીને મરણ પામી છે. બાળકીને કોઇ હલકી વર્ણની ચાકરડીને હાથે ઉછેરવા શેઠ માગતા નથી. બાઇએ રહેવાની ખુશી બતાવી, એટલે મુનિમ તેને પોતાના શેઠને ઘેર લઇ ગયો.

બાઇ સાથે થોડી વાતચિત કરવાથી તે શેઠને પસંદ કરવા લાયક માલમ પડી. બાઇની ઇચ્છા પ્રમાણે તેને પોતાની વિશાળ હવેલીમાંના બે ખંડ અલગ કાઢી આપ્યા, અને તેની સાથે તેની નાની દિકરી રહે એમ નક્કી કર્યું. બાઇને રામજી મંદિરમાં ભણવાની, ભજનો ગાવાની, ને ગીતાજીના પાઠ કરવાની ટેવ પડી હતી; તે પ્રમાણે તે પોતાનો ઘણો ખરો વખત તે પાછળ તથા નાની દિકરીને તૈયાર કરવા પાછળ ગાળતી. શેઠ જાતે દયાળુ ને સદ્દગુણી હતો. બાઇની લાવણ્યતા, રીતભાત, સુશીલતા, ને ભણાવાની તથા બાળક ઉછેર-

વાની કુશળતા જોઇ શેઠ બહુ રાજી થતા, અને તેને જોઇતી સર્વ ચીજો પૂરી પાડતા, તેથી તે બાઇ હમેશ આનંદમાં દિવસ નિર્ગમન કરતી. શેઠ મોટી ચોટલી રાખતાં, તેમાં ઘણી જૂઓ પડવાથી તે હેરાન થયા, ત્યારે તેણે તે બાઇને કહ્યું, બ્હેન, માથામાં ઘણી જૂઓ પડેલી છે, તો તું દાંતી કરીને તે કાઢી ન નાખું ? બાઇને શરમ તો આવી પણ શેઠની ઇચ્છા પ્રમાણે નાની પુત્રીને હાજર રાખી, તે દાંતી કરવા લાગી. હોળતાં તેની આંખમાંથી બે આંસુ સર્યાં, ને શેઠના માથા પર પડયાં. શેઠે માથું ઉંચું કરીને જોયું, અને બાઇ ને રોતી જોઇ તેને પૂછ્યું, કેમ બાઇ રૂદન કરે છે ? તે બોલી, કાંઇ નહિ ભાઇ. શેઠે હઠ લઇ કહ્યું, ના, ના, તું મને જે હોય તે સાચી વાત કહી દે. આખરે બાઇ બોલી તમારી ચોટલીની ઘેરી અગળ ગૂઢ પડેલી છે અને બોચીએ લાખું છે, તેવીજ ગૂઢ ને લાખું તેજ સ્થળે મારા ધણીને હતાં, તેથી તે મને સાંભરી આવ્યા. શેઠે પૂછ્યું, બાઇ તારા સ્વામી જીવે છે ? તે કયાં છે ? બાઇ બોલી, તે જીવે છે કે નહિ તે મને ખબર નથી. તેમનાથી વિખુટા પડયાને મને ઘણાં વર્ષ થઇ ગયાં. શેઠે કહ્યું, બહેન, તું તારો સર્વ વૃતાંત મને કહી સંભાળાવ.

બાઇએ પોતાના કર્મની કહાણી રોતાં રોતાં કહેવા માંડી. તે બોલી, અમે કાઠીઆવાડના એક ગામમાં રહેતાં હતાં, ત્યાંથી પરદેશ જઇ બે પૈસા કમાવા માટે વહાણમાં બેઠાં. દરિયામાં ભારે તોફાન થવાથી વહાણ ડૂબી ગયું, ને સર્વ ઉતારૂઓ સમુદ્રમાં પડયા. મને એક પાટીયું હાથ લાગવાથી હું બચી ગઇ, અને માછી લોકે પોતાના હોડકામા બેસાડી મને કાંઠે આણી. ત્યાંથી ઘણાં ગામ રખડી આખરે હું અહીં આવી. મારા ધણીનું શું થયું તેની મને ખબર નથી. શેઠે પૂછ્યું, બાઇ તું કયી નાતની વાણિયણ છું ? તે કહે હું ઘોઘારી મોઢ જાતની છું. તારૂં ગામ ને નામ કયું ? તે બોલી મારૂં ગામ ટાણા કરીને છે. મારૂં મૂળનામ વહાલબાઇ પણ મેં હરખબાઇ નામ ધારણ કર્યું છે. શેઠે ધણીનું નામ પૂછ્યું ત્યારે તેણે એક એક અક્ષર વડે જોડણી કરી બતાવી, તેથી તેનું નામ ગાંગજી જણાતાંજ શેઠે ઉભા થઇ વૈરીને છાતી સરસી ચાંપીને કહ્યું, અરે તું તો મારી ઓરત ! ઘણે વર્ષે ભેટો થવાથી બન્નેની આંખમાં હર્ષનાં આંસુ આવ્યાં, પછી શેઠે પોતાનો ઇતિહાસ કહી સંભળાવ્યો, કે મારે હાથ રૂનું ઘોકણું આવી ચઢયું, તે ઉપર હું બેસી ગયો. તે તણાતું તણાતું નર્મદાના મૂળ આગલ આવ્યું, અને ચઢતી ભરતીને લીધે તે નદીમાં ચાલ્યું. એક મછવાવાળાએ મને તે ઉપરથી ઉંચકી લીધો. હું માવજી નામ ધારણ કરીને અહીં નાળીએરના કોથળા ઉચકવા લાગ્યો. પછી કોઇને ત્યાં ગુમાસ્તો રહ્યો, ને થોડાં પૈસા ભેળા થયા એટલે જૂદો વેપાર કરવા લાગ્યો. ટૂંકી મુદ્દતમાં પ્રારબ્ધે બળ કરવાથી મેં સારા પૈસા ભેગા કર્યા. લક્ષાધિપતિ બન્યો, તેથી કન્યા પણ મળી. તે આ છોકરીને મૂકીને મરણ પામી. ઇશ્વરની કૃપાથી તું મને અણધારી આવી મળી. હવે આપણે આપણા બાકીના દહાડા સુખમાં નિર્ગમીશું.

નસિબ વાંકડે, દુઃખ ભોગવે,
નસિબ પાધરે, સૌ પડે સવે,
કરમ જે કરે, કોઇ ના કળે,
તકદિરે મળે, ટાળ્યું ના ટળે.

[ ૪ ]

## ઘોળા હાથી રૂપે બુદ્ધ દેવ.*

ઇશ્વરના દશ અવતાર મનાય છે. તેમાંનો નવમો એટલે હાલ ચાલતો અવતાર બુદ્ધ દેવનો છે. તેમણે પ્રથમ હિંદુસ્તાનમાં પોતાનો

* વાર્તા નંબર ૬૧.

ધર્મ ફેલાવ્યો અને તે પછી એ ધર્મ બ્રહ્મદેશ તિબેટ, ચીન, જાપાન વગેરે દેશોમાં એટલો પ્રસર્યો કે તે માનનારાઓની સંખ્યા બીજા કોઇપણ ધર્મના સેવકો કરતાં વધારે છે. હાલ તે હિંદુસ્તાનમાં નહિ સરખો ચાલે છે, પણ લંકામા તેનું બળ વધારે છે.

બુદ્ધદેવના પૂર્વ જન્મોની ઘણી વાતો ચાલે છે, તેમાંની એક વાત તે ધોળા હાથી રૂપે પ્રગટ થયા તે વિષેની છે. તે હાથીને જંગલમાં ફરતાં ફરતાં ભૂખે મરતા માણસોનું એક ટોળું નજરે પડ્યું. તે લોકોને હાથીએ પૂછ્યું, કે કાં તમે કંકાસ કરો છો ? તમને શું દુઃખ છે ? લોકોએ જવાબ વાળ્યો, કે અમારી પાસે ખાવા પીવાનું કાંઇ નથી, તેથી અમે ભૂખે રિબાઇએ છીએ, અને હવે શું કરવું તેનો માર્ગ સૂઝતો નથી.

માણસોને ભૂખમરાથી તરફડતાં જોઇ હાથીને દયા આવી. તેણે કહ્યું, જાઓ તમે ફલાણા પર્વતની તલેટીએ ત્યાં તમને જોઇએ તેટલો ભક્ષ મળશે. લોકો તે તરફ જવા નીકળ્યા, એવામાં હાથી બીજી બાજુએથી ઝપાટાબંધ દોડયો, અને પર્વત ઉપર ચઢી જઇને લોકોના હિતને માટે ઉપરથી તેણે ભુસકો માર્યો. એ નીચે પડતાંજ મરણ પામ્યો. લોકો ત્યાં આવીને જુએ છે, તો તેમણે હાથી મરેલો દીઠો. એથી તેઓ ઘણા ખુશ થયા, પરન્તુ તેમણે ધોળા હાથીને ઓળખી કાઢયો. એણે આપણે સારૂ પોતાના જીવનું બલિદાન આપ્યું છે, માટે તેનો ભક્ષ કેમ કરાય ? બધા વિચારમાં પડી ગયા. પછી સર્વો જણનાં મત લેતાં એવું ઠર્યું, કે જો ભક્ષ નહિ કરીએ તો એનો જીવ ગતે નહિ જાય: કારણ આપણને ભક્ષ કરાવવા સારૂંજ તેણે જીવ અર્પણ કર્યો છે. તે પછી તેમણે હાથીના માંસનો ભક્ષ કર્યો, અને હાડકાં વગેરેને અગ્નિસંસ્કાર આપી લોકો ચાલતા થયા.

બુદ્ધ દેવની દયા, જગતમાં જાણીતી છે,
જીવ જંતુ પર મયા, મનુષ્યો પર પણ તેવી.
પરમ ધર્મ તો તેજ, પ્રાણી હિંસા ન કરવી,
મળે સ્વર્ગ સુખ સેજ, નકી નિર્વાણ પમાએ.

[ ૫ ]

## સંગ્રામસિંહ સોનીનું બ્રહ્મચર્ય.*

જૈન ગ્રંથકારો જણાવે છે કે પૂર્વ માળવામાં માંડવગઢ નામનું મોટું નગર હતું. તેમાં અનર્ગળ લક્ષ્મીવાળા ઘણા શાહુકારો વસતા હતા. સંગ્રામસિંહ સોનીએ શ્રી જ્ઞાન સાગરસૂરિના પ્રવેશ-મહોત્સવ માટે ૭૨ લાખ દામ ખર્ચ્યા હતા; અને શ્રી ભગવતી સૂત્રનું વ્યાખ્યાન સાંભળવામાં ૬૩ હજાર અશર્ફીઓ (સોના મોહોરો) ભેટ મૂકી હતી. ત્યાંના પેથડકુમાર મંત્રીએ તો કરોડો રૂપીઆ ધર્મદાનમાં વાપર્યા હતા.

સંગ્રામ સોની ઉદારતાની સાથે સદાચારી —બ્રહ્મચારી તથા સ્વસ્ત્રીસંતોષી પણ પ્રથમ પંક્તિનો હતો. તેના બ્રહ્મચર્યના પ્રતાપની એક વાત એવી જણાવવામાં આવી છે કેઃ—

એકવાર બાદશાહ પોતાના બગીચામાં ફરતા હતા. તેમના જોવામાં તમામ આંબા ફળેલા આવ્યા, પરંતુ તેમણે એક આંબો એવો જોયો કે જેને ફળફૂલ કંઇ નહોતું. તેમણે માળીને પૂછ્યું, આ ઝાડની આવી દશા કેમ છે ? તેણે કહ્યું, જહાપનાહ, એ ઝાડ વાંઝિયું છે. બાદશાહ બોલ્યા, તો એને રાખવામાં લાભ શો ? એને કપાવી નાંખો. એ વખતે સોનીજી પાસે ઉભા હતા, તેમણે અરજ કરી, કે મહેરબાની કરીને એ ઝાડને રહેવા દો. હું તેને સમજાવીશ. મને ઉમેદ છે કે એ ઝાડ એક વર્ષના અરસામાં ફળ આપશે. બાદશાહે સોનીજીની વિનતિ બહાલ રાખી.

---

* વાર્તા નંબર ૪૮.

સોનીજી રોજ બાગમાં જઇ સ્નાન કરે, અને પોતાના ભીના ધોતીઆનો છેડો પેલા આંબાના મૂળ આગળ નીચોવે. તેની સાથે તે હાથ જોડી પ્રાર્થના કરે, કે હે વનદેવતા, મેં જન્મ ધરીને આજ પર્યંત પરસ્ત્રીનો સંસર્ગ કર્યો નથી; મારા બ્રહ્મચર્યને પ્રાણ કરતાં પણ અધિક વહાલું ગણી તેને સુરક્ષિત રાખ્યું છે. મારા બ્રહ્મચર્યનો સાચો પ્રભાવ હોય, તો એ વૃક્ષ ફળ આપે. તેની માગણી પ્રમાણેજ બન્યું, એટલે બીજે વર્ષે સર્વ ઝાડ કરતાં તેને પહેલો મોર આવ્યો, અને પહેલાં ફળ આવવા લાગ્યાં. બાગવાને તેમાંના કેટલાંક ફળ બાદશાહને ભેટ આપ્યાં, અને તેમને બનેલી સર્વ વાર્તા સંભળાવી.

બાદશાહ બહુ ખુશ થયા. તેમણે ઘણા આદર સત્કારથી સોનીજીને હાથીપર બેસાડી વાજતે ગાજતે આખા નગરમાં ફેરવ્યા, અને દરબારમાં લાવીને પારિતોષિક તથા પોષાક આદિથી સન્માન કરી તેમને ઘેર પહોંચાડયા. આ બનાવ વિક્રમ સંવત ૧૫૨૦ ની આસપાસ બન્યો હતો.

શીયળ સાચવનાર, સોનીજી સંગ્રામસિંહ;
વ્રત વડું ધરનાર, કૃપા પ્રભુની પામિયા.
વૃક્ષ હતું જે વંધ્ય, ફૂલ્યું ફાલ્યું વર્ષમાં;
બ્રહ્મચર્ય છે વંદ્ય, માની માનવ પાળજે.

[ ૧ ]

## પ્રેમાનંદને કવિત્વ શક્તિ કેમ પ્રાપ્ત થઇ ?*

ગુજરાતના સર્વોત્તમ કવિ પ્રેમાનંદ વડોદરામાં થઇ ગયા. તેમના પિતા તેમને છેક બાલ્યાવસ્થામાં નિર્ધન મૂકીને મરી ગયા, તેથી તેમની વિધવા માતાએ કેટલાંક વર્ષ સુધી અતિ કષ્ટ વેઠીને તેમનું પાલણ પોષણ કર્યા પછી તે પણ મરણ પામી. તે બિચારી પોતાના બાળકને કેડમાં લઇને તુળશીવાડી જે ફતેહપુરાને છેડે છે, ત્યાં મહમદવાડીએથી જતી, અને ત્યાં ટેલ ટહેરો કરીને ખાવાનું મેળવતી.

એક વાર તુળશીવાડીમાં એક સિદ્ધ પુરુષ આવી ચડયા, તેમની સેવા ચાકરી એ બાઇએ ખરા ભાવથી કરી, તેથી મહાત્માએ પ્રસન્ન થઇને તેને કહ્યું, કે બાઇ, કાલ સવારમાં તારા છોકરાને લઇ મારી પાસે વહેલી આવજે. બાઇને જતાં વાર લાગી એટલે સિદ્ધ ચાલતા થયા. સિદ્ધને ન જોવાથી બાઇ ગાભરી બની ગઇ, અને છોકરાને લઇને તેમની પાછળ તે દોડી. થોડેક ગયા કેડે સિદ્ધ મળ્યા, એટલે તેમને પગે પડીને રોવા લાગી, અને છોકરાને તેણે તેમના ચરણ આગળ મૂકી દીધો. સિધ્ધે છોકરાને માથે હાથ ફેરવ્યો, અને એક પાંતરા પર કંઇ લખીને તે છોકરાની જીભે ચાપ્યું, એટલે જીભ ઉપર લીલા અક્ષર પડયા. પછી સિધ્ધે કહ્યું. જા બાઇ તારો છોકરો ગુજરાતીમાં મોટો કવિ થઇ પ્રખ્યાતિ પામશે. જો તું વહેલી આવી હોત તો તે સંસ્કૃતમાં નામાંકિત કવિ થાત.

પ્રેમાનંદ વિષે બીજી દંતકથા એવી છે, કે ધીકાંટેથી કામનાથ જતાં બહુચરાજીનું દેવળ આવે છે, ત્યાં એક મહાત્મા ઉતર્યા હતા. દશ પંદર વર્ષની વય થઇ ત્યાં સુધી પ્રેમાનંદ કંઇ ભણ્યા નહોતા, પણ તે ગમે ત્યાં રખડતા ફરતા. તે આ મહાત્મા પાસે આવીને ઘણીવાર બેસે, તેમને ચલમો ભરી આપે, અને બીજી સેવા ચાકરી કરે, તેથી મહાપુરુષ પ્રસન્ન થયા ને બોલ્યા, કે બચ્ચા

* વારતા નંબર ૪૪.

તું કાલે સવારે મારી પાસે આવજે, ભુલીશ નહિ. બીજે દહાડે પ્રેમાનંદને આવતાં મોડું થવાથી મહાપુરૂષ ચાલી નીકળ્યા. પ્રેમાનંદે માતાજી આગળ આવી પૂછપરછ કરી કે સિદ્ધ કેણી તરફ ગયા ? જે રસ્તે તે ગયા સાંભળ્યા તે રસ્તે તે દોડયા. સિદ્ધને તેમણે પકડી પાડી સાષ્ટાંગ દંડવત્ કર્યા. સિધ્ધે વર આપ્યો કે જા બચ્ચા તું ગુજરાતીમાં મોટા કવિ થઇ પ્રખ્યાતિ પામશે. વહેલો આવ્યો હોત તો તું સંસ્કૃતમાં કવિ તરીકે ભારે નામના મેળવત.

બંને દંતકથા લગભગ મળતી છે, જે મહાત્માએ કવિને વર આપ્યો તેમનું નામ રામચરણ હતું. તેમના પ્રસાદથી સરસ્વતી દેવીએ કવિના કરમાં ને જીભમાં વાસ કર્યો. અને બીજા કોઇ પણ ગુજરાતી કવિ કરતાં તેમણે વધારે જથાબંધ અને વધારે ચઢતી જાતની કવિતા રચીને ગુજરાતી સાહિત્યને દીપાવ્યું.

કોઇ જન્મથી નીપજે કવિ,
કદી કૃપા શ્રી હરિની હવી,
કવિ શકિત ઓધે ઉતરે,
તો કવિતા નર સુંદર કરે.

કોને દેવી થાય પ્રસન્ન,
સિદ્ધતણું વળી ફળે વચન.
વિદ્યા માતા જીભે વસે,
ભરે કવિતા રૂડે રસે.

ભણતર ભલે ભણે કો જન,
ગ્રંથ ઘણાનું કરે મનન,
જોડકડાં જોડે તે ભલે,
કવિપદ પુરૂં કયાંથી મળે !

* આ વાર્તાઓ લેખક મહાશયની પરવાનગીથી તેમના પુસ્તક "ટચુકડી ચોથી સો વાતો" માંથી લેવામાં આવી છે. એ પુસ્તકની સચિત્ર આવૃતિ થોડા સમયમાં પ્રકટ થશે. વાર્તાઓ અને ચિત્રોનો ઉપયોગ કરવાની પરવાનગી આપવા માટે અમે તેમના આભારી છીએ. ચિત્રો માટે અમે ભાઇશ્રી રાવળના પણ ઋણી છીએ. તં. ગુ.

---

મગનઃ "અલ્યા છગન ! પેલા વિચિત્ર બાળકની વાત સાંભળી કે ? કહે છે કે હાથણનું દુધ પીવાથી એનું વજન ચાર દિવસમાં ૫૦ રતલ વધી ગયું."

છગનઃ "તદ્દન જુઠી વાત લાગે છે. પણ એ બાળક હતું કોનું ?"

મગનઃ "હાથીનું, વળી બીજા કોનું હોય !"

× × × ×

જાહેર રસ્તા પર ઝઘડો કરવા માટે બે માણસ પર મેજીસ્ટ્રેટની કોર્ટમાં મુકદમો ચાલતો હતો. બચાવ પક્ષના બાહોશ વકીલ એક સાક્ષીની ઉલટ તપાસ કરી રહ્યા હતા. તેમણે સવાલ પૂછયો: "જયારે ઝઘડો થયો ત્યારે તમે ઝઘડાવાળી જગ્યાથી કેટલે દૂર હતા ?" સાક્ષીએ જવાબ દીધો: "બરોબર ત્રણ ફુટ, પાંચ ઇંચ અને એક તસુ દૂર હું ઉભો હતો." વકીલ સાહેબ ચીડવાયા: "એ તદ્દન જુઠી વાત લાગે છે. શું એ સંભવે છે કે તમે બરોબર માપ લીધું હતું ?" સાક્ષીએ ઠરેલ હલેજે જવાબ દીધો: "હા, જી. કારણ કે મારી ખાત્રી હતી કે કોઇ હલકો સરદાર જરૂર મને એ વિષે સવાલ પૂછશે."!



ચિત્રા:—મેં તિરસ્કારથી મારા ધનુષ્યની અણી તેને ઘોંચી.




મૂળ લેખક:
કવિવર બાબુ રવિન્દ્રનાથ ટાગોર.

અનુવાદક:
ડૉ. નટવરલાલ ફકીરભાઇ શેઠ,
એમ. બી; બી. એસ.

ચિત્રકાર:-શ્રીમાન પુરૂષોત્તમ.

**પાત્રો.**

| | |
|---|---|
| ચિત્રા : મણિપુરની રાજકુમારી | અર્જુન : પાંડુપુત્ર. |
| મદન : કામદેવ | વસન્ત : ઋતુરાજ. |

મહાભારતમાંથી મૂળ વસ્તુનો આધાર લઇ કવિવરે તેની ઉપર કલ્પનાની ઇમારત ચણી છે. એ ઇમારત ચણતાં તેમણે મૂળ વસ્તુમાં કેટલીક ફેરફાર કર્યો છે. વાચકને સરખામણી માટે ઉપયોગી થઇ પડે તેટલા માટે મહાભારતમાંથી મૂળ કથાનો સાર અત્ર આપીએ છીએ.

પાંચે પાંડવ બંધુઓ દ્રૌપદીને પરણ્યા પછી સ્ત્રીને કારણે તેમની વચ્ચે ટંટો ન જાગે એવા શુભ હેતુથી મહર્ષિ નારદની સૂચનાથી તેમણે એક નિયમ બાંધ્યો હતો કે "આપણા બધામાંથી જે ભાઇ પોતાના બીજા ભાઇને દ્રૌપદી સાથે (એકાંતમાં) બેઠેલો દેખે તે, બાર વર્ષ સુધી બ્રહ્મચર્ય-વ્રત પાળે અને વનમાં જઇને વાસ કરે." તે પછી કેટલેક દિવસે એક બ્રાહ્મણ ફરિયાદ કરતો આવ્યો કે કેટલાક ચોરો તેની ગાયો ચોરી ગયા છે, તે છોડાવી આપવી. અર્જુન આ ફરિયાદ સાંભળી તેની વ્હારે જવાને તૈયાર થયો. જે ઓરડામાં આયુધો મુકયા હતા, ત્યાં લેવા ગયો ત્યારે યુધિષ્ઠિર અને દ્રૌપદી એકાંતમાં હતાં. બાંધેલા નિયમનો આ પ્રમાણે ભંગ કર્યો તે માટે અર્જુનને બાર વર્ષ વનવાસ સેવવો પડયો.

એ વનવાસમાં યાત્રા કરતો કરતો અર્જુન કેટલેક સમયે મણિપુર ( આસામ )માં આવી પ્હોંચ્યો. "ત્યાં જે જે પવિત્ર તીર્થો અને પવિત્ર દેવસ્થાનો હતાં, તે સઘળાં તેણે જોયાં. પછી મહાબાહુ અર્જુન મણિપુરના ધર્મજ્ઞ રાજા ચિત્રવાહનને મળવા ગયો. તે રાજાને ચિત્રાંગદા નામે એક ઘણી રૂપવાન કન્યા હતી. આ કન્યા અનાયાસે પુર (નગર) માં ફરવા નીકળી હતી, તે અર્જુનની દ્રષ્ટિએ પડી. તે સુંદર આરોહવાળી કન્યાને જોઇ અર્જુન તેની ઉપર મોહી પડયો તેથી તેણે રાજા પાસે જઇ પોતાના આવવાનું પ્રયોજન કહ્યું કે, હે, રાજન ! મને ક્ષત્રિય મહાત્માને તમારી કન્યા પરણાવો.

"તે સાંભળીને રાજા બોલ્યો કે, તું કોનો પુત્ર છે ? અને તારૂં નામ શું છે ?. એટલે અર્જુન બોલ્યો કે, હું કુન્તાનો અને પાંડુનો પુત્ર થાઉં છું અને મારૂં નામ ધનંજય છે. આ સાંભળીને રાજા તેને સમજપૂર્વક આ પ્રમાણે કહેવા લાગ્યો કે, આ વંશમાં પૂર્વે પ્રભંજન નામે રાજા થયા હતા. તેમને કાંઇ સંતાન હતું નહીં, તેથી તેમણે સંતાન માટે મહાતપ કર્યું અને તપ કરીને તે રાજાએ દેવોના દેવ અને ઉમાના પતિ પિનાકપાણિ શંકરને પ્રસન્ન કર્યા તે ઉપરથી હે અર્જુન ! શંકરે પ્રસન્ન થઇ તેમને વરદાન આપ્યું કે, તારા કુળમાં એકજ પ્રસુતિ ઉત્તરોત્તર

થશે. શંકરના આવાં વરદાનથી મારા કુળમાં સદા પ્રત્યેક રાજાને એકેકું સંતાન થયે જાય છે. મારી પહેલાંના જે રાજાઓ હતા, તેમને એકેક પુત્ર થતો હતો, પરન્તુ મારે તો એક પુત્રીજ થઇ છે, અને તેનાથીજ મારો વંશ આગળ ચાલવાનો છે. હે પુરુષોમાં શ્રેષ્ઠ ! એ પુત્રી છે તો પણ હું તો એને મારા એકના એક પુત્ર જેવી ગણું છું. હે પુરુષોમાં શ્રેષ્ઠ ! એ કન્યાને મેં મારી પુત્રિકા કરીને માનેલી છે. માટે હે ભારત ! તારાથી એને વિષે જે પુત્ર ઉત્પન્ન થાય તે પુત્રને હું દત્તક રાખીશ અને એનાથી જ મારો વંશ આગળ ચાલશે હે પાંડવ ! જો આ મૂલ્ય કબુલ હોય તો તું સુખેથી એ ઠરાવ પ્રમાણે આ કન્યાની સાથે લગ્ન કર. અર્જુને " તથાસ્તુ " એમ કહીને એ વાત કબુલ રાખી અને પેલી રાજકન્યા સાથે લગ્ન કર્યું. તે પછી કુન્તાનો પુત્ર અર્જુન પોતાના સસરાને ઘેર ત્રણ વર્ષ સુધી રહ્યો. અને જ્યારે ચિત્રાંગદાને પુત્ર ( બભ્રુવાહન ) થયો ત્યારે અર્જુન સુંદર અંગવાળી ચિત્રાંગદાને ભેટીને તથા રાજાની આજ્ઞા લઇને ત્યાંથી પ્રવાસ કરવાને માટે આગળ ચાલ્યો. " ( જુઓ ગુજરાતી પ્રેસનું મહાભારત, ભા. ૧ લો પૃષ્ઠો : ૨૯૮-૩૦૨ )

કવિવરે પોતાના નાટકમાં ચિત્રવાહનની હયાતી સ્વીકારી નથી. અર્જુન મણિપુરના પ્રદેશમાં આવે છે ત્યારે ત્યાંનું રાજ્ય ચિત્રા ચલાવે છે. અર્જુન ચિત્રા પર મોહી પડે તે પહેલાં ચિત્રા અર્જુન પર મોહી પડે છે અને તેને પતિ તરીકે પ્રાપ્ત કરવાના પ્રયત્નો કરે છે. તં. ગુ. ]

# પ્રવેશ પહેલો.

પાત્રોઃ ચિત્રા, મદન અને વસન્ત.

ચિત્રાઃ આપ કોણ પંચશરધારી કામદેવ છો ?

મદનઃ હા, એજ હું. બાળા ! પ્રભુના હૃદયમાં પ્રથમ મારો જન્મ થયો હતો. સ્ત્રી પુરુષોને સુખ દુઃખના બંધનોમાં જકડનાર હુંજ છું.

ચિત્રાઃ જાણું છું, દેવ ! હું એ દર્દને અને એ દર્દના બંધનોને. ( વસન્ત તરફ ફરીને ) અને આપ કોણ ?

વસન્તઃ હું મદનનો મિત્ર વસન્ત-ઋતુ-



ચિત્રાઃ હું મણિપુરની રાજકુમારી ચિત્રા! ભગવાન શિવે મારા દાદાને વરદાન આપ્યું હતું કે અમારા વંશમાં પુત્રોજ અવતરશે. પરન્તુ, હું સ્ત્રી હોવા છતાં મારો સ્વભાવ એવો દુર્જય હતો કે, એ દેવ-વરદાને મારી માતાના ગર્ભમાં રહેલ ચેતનને ન બદલી શક્યું !

મદનઃ એ વાત હું જાણું છું. તેથીજ તો તારા પિતા તને પુત્ર તરીકે ઉછેરે છે અને તેમણે તને યુદ્ધકલા અને રાજધર્મનું શિક્ષણ આપ્યું છે.

ચિત્રાઃ હા ! તેથીજ મેં પુરુષવેશ પહેર્યો ... અંતઃપુરનું એકાંત છોડયું છે. ... જીતે એવા સ્ત્રીચરિત ... તાં. મારાં હાથ ધનુષ્ય ... રાવે છે, પરંતુ નયન ... શસ્ત્રો વાપરવાની કલા

... એ શીખવવાની જરૂર ... વણુ શીખ્યે પોતાનું

કામ કર્યે જાય છે, અને જેના હૃદયમાં એનો ઘા વાગ્યો છે તે તે સારી પેઠે જાણુ છે !

ચિત્રા: દેવ ! એક દિવસ હું પૂર્ણા નદીના કિનારાપરનાં જંગલમાં શિકારની શોધમાં રઝળતી હતી. મારા ઘોડાને એક ઝાડના થડ સાથે બાંધી એક હરણની પાછળ હું ગીચ ઝાડીમાં દાખલ થઇ. માર્ગ સાંકડો અને ઝાડની ડાળીઓથી છવાયેલો હતો; ઝાડીમાં કંસારીઓના અવાજનો પડઘો પડી રહ્યો હતો. અચાનક સુકાં પાંદડાનું બિછાનું કરી મારે જવાના માર્ગમાં સુતેલો એક પુરૂષ મારી નજરે પડયો. મેં તેને રોફથી એક બાજુ ખસી જવાનું કહ્યું; પણ તેણે તે ગણકાર્યું નહિ. મેં તિરસ્કારથી મારા ધનુષ્યની અણી તેને ઘોંચી. રાખના ઢગલામાંથી અચાનક અગ્નિની જ્વાલા ભભુકે તેમ તે સીધા, પ્રચંડ અવયવવાળો મરદ કુદયો. મારા છોકરવાદ દેખાવની જાણે મશ્કરી કરતો હોયની એવું આછું સ્મિત તેનાં મોઢાં ઉપર ફરકયું. તે સમયે જીંદગીમાં પહેલીવાર મને ભાન થયું કે હું એક 'સ્ત્રી' છું અને મારી સામે એક 'પુરૂષ' ઉભો છે !

મદન: સ્ત્રી અને પુરૂષને પોતપોતાની જાતિનું ભાન એવી મંગળ ઘડીએ જ હું કરાવું છું. વારૂં, પછી શું થયું ?

ચિત્રા: ભય અને આશ્ચર્યથી મેં તેને પૂછ્યું: " તમે કોણ છો ? " તેણે જવાબ થીધો. " મહાન કુરૂકુલનો વંશજ અર્જુન ! " ઉત્તર સાંભળી હું તો પત્થરની પુતળી માફક સ્તબ્ધ થઇ ગઇ. તેમને નમન કરવાનું પણ ભૂલી ગઇ. મને એમ થયું ' શું આજ ખરેખર અર્જુન દેવ ! મારી સ્વપ્નસૃષ્ટિની મહાન મૂર્તિ શું એજ ? ' ઘણા સમય પહેલાં મેં સાંભળ્યું હતું કે તેમણે બાર વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળવાનું વ્રત લીધું છે. પુરૂષ વેશમાં એમની સાથે દ્વંદ્વયુદ્ધમાં ઉતરવાને અને મારી શસ્ત્રકલાની સાબિતિ આપવાને મારી ઉગતી મહત્વાકાંક્ષાએ મને ઘણીય વાર ઉશ્કેરી હતી. અફસોસ દિલે નાદાન ! તારી બધી શેખી ક્યાં ચાલી ગઇ ? દેવ ! મને એમજ લાગ્યું કે મારી જુવાની, મારી સર્વ અભિલાષાઓના બદલામાં હું તેમના ચરણની રજ થઇ શકું તો પણ મારૂં પરમ સદ્ભાગ્ય ! શી ખબર હું તે વખત શા વિચાર વમળમાં ડુબી ગઇ હતી ! અચાનક મેં તેમને ઝાડીમાં અદૃશ્ય થતા જોયા. કેવી મુર્ખી ? ન તો મેં તેમનો સત્કાર કર્યો કે ન તેમની સાથે એક બોલ બોલવાનો લ્હાવો લીધો. મેં તેમની ક્ષમાએ ન માંગી. મારી અવગણના કરીને એ ચાલ્યા ગયા તોય હું ગમાર જેવી ઉભીજ રહી ! બીજે દિવસેજ મેં મારો પુરૂષવેશ કાઢી નાખ્યો. મેં કિરમજી રંગનો સુંદર રેશમી સાળુ પ્હેર્યો. હાથમાં બંગડીઓ, પગમાં ઝાંઝર અને કેડે કંદોરો ધારણ કર્યાં. એ અપરિચિત પોશાકથી મને શરમ થવા લાગી. હું તુરત જ બ્હાર નીકળી અને જંગલમાં આવેલા શિવમંદિરમાં મેં અર્જુનદેવને શોધી કાઢયા

મદન: પૂરેપૂરી વાત કહી જા, બાળા ! હું હૃદયજન્મા દેવ એ ઉર્મીઓનો ભેદ જાણું છું.

ચિત્રા: મેં તેમને શું કહ્યું અને શા જવાબ મળ્યા તેની મને બહુ ઝાંખી સ્મૃતિ રહી છે. પણ એ બધું મને ન પૂછશો, દેવ ! આભમાંથી વીજળી પડે તેમ અતિ લજ્જાથી હું છવાઇ ગઇ, પણ મારા સખ્ત પુરૂષોચિત સ્વભાવને લીધે મારા હૃદયના ચૂરેચૂરા ન થયા. હું ઘેર પાછી જવા નીકળી ત્યારે એમના છેલ્લા શબ્દો મારા કાનમાં કાંટાની જેમ ખુંચતા હતા: " મેં બ્રહ્મચર્ય પાળવાનું

વ્રત લીધું છે; હું તારો પતિ થવાને લાયક નથી.' રે! પુરૂષની પ્રતિજ્ઞા! તમે જાણો છો કામદેવ! કેટલાએ ઋષી-મુનીઓએ જીંદગીભરનાં તપનાં ફળ રમણીને ચરણે ધરી દીધાં છે! રોષમાં ને રોષમાં મેં મારા ધનુષ્યના ટુકડા કરી નાંખ્યા; મારા બાણુ સળગાવી મુકયાં. ધનુષ્યની પણછ ચઢાવી સખ્ત થયલા મારા હાથ તરફ મને તિરસ્કાર આવ્યો. ઓ, પ્રણયદેવ! તમે મારી પુરૂષોચિત શક્તિનું મિથ્યાભિમાન ધુળમાં મેળવ્યું; મારી બધી પુરૂષોચિત તાલીમ તમે ચરણ હેઠળ ચગદી નાંખી. હવે મને તમારા પ્રેમપાઠ ભણાવો દેવ! અબળાની શક્તિ અને નિઃશસ્ત્ર હાથના હથિયાર મને બતાવો, પ્રભુ!

મદનઃ હું તને સહાય કરીશ, બાળા! વિશ્વવિજેતા અર્જુનને બળવાખોર તરીકેની સજા ખમવા હું તારી સમક્ષ કેદી તરીકે રજુ કરીશ.

ચિત્રાઃ દેવ! જો સમય હોત તો તેમનું હ્રદય હું ધીમેધીમે જીતી લેત; દેવોની સહાય ન માંગત. તેમના મિત્ર તરીકે હું તેમની સાથે રહેત, સારથિ બની તેમના રથના મસ્ત ઘોડાઓ હાંકત, શિકારની મઝામાં તેમની સાથી બનત, રાત્રે તેમના તંબુના દરવાજાપર ચોકી કરત, અને નિર્બળનું રક્ષણ કરવાની અને સમયોચિત ન્યાય આપવાની તેમની મહાન ક્ષત્રિયોચિત ફરજોમાં તેમને સહાય કરત. એક દિવસ એવો જરૂર આવત જ્યારે તે મારા તરફ જોઇ, આશ્ચર્ય પામતઃ "આ યુવાન કોણ છે? મારા પૂર્વજન્મનો કોઇ સેવક મારાં સત્કૃત્યોની જેમ મારી પાછળ તો નહિ આવ્યો હોય?" દેવ! નિરાશાને એકાંતમાં શાન્તિથી પોષે, રાત્રે આંસુઓ પાડે, જન્મથીજ વિધવા થઇ હોય તેમ ઉપરથી હસતું મોઢું રાખી દિલના દર્દને છુપાવી રાખે, એવી સ્ત્રી હું નથી. મારું આશાકુસુમ ખીલી ફાલીને ફળરૂપ ન થાય તે પ્હેલાં ખરીને ધુળમાં નહિ રગદોળાય. પણ એવી રીતે પોતાની જાતની સાચી પિછાન કરાવતાં અને સન્માન મેળવતાં જીંદગી વીતી જાય. વિશ્વવિજેતા મદનદેવ! તેથીજ હું તમારે શરણે આવી છું. ઋતુરાજ વસંતદેવ! મારા યુવાન શરીરપરથી આ પ્રાથમિક અન્યાય દૂર કરો, આ અનાકર્ષક સાદાઇ લઇ લ્યો. એક દિવસ-ફક્ત એકજ દિવસ માટે, મારા હૃદયમાં એકાએક વિકાસ પામેલા સ્નેહાંકુર જેવી સુંદરતા, ઉંચા પ્રકારની ખુબસુરતી મને આપો. એકજ દિવસ માટે મને સર્વાંગ, સંપૂર્ણ સુંદર બનાવો. તે પછી હું નીવેડી લઇશ.

મદનઃ તથાસ્તુ, બાળા!

વસન્તઃ માત્ર એક દિવસ નહિ, બાળા! પણ એક આખા વર્ષ સુધી વસન્તઋતુની નવી ખીલેલી કળીઓ જેવી મોહકતા તારા અંગ પ્રત્યંગમાં લપાઇ રહેશે. (અપૂર્ણ).

(આ નાટકનો બાકીનો વધુ આકર્ષક ભાગ ચિત્રો સહિત આવતા અંકમાં અપાશે.)





# ગૃહવિદ્યાની રૂપરેખા.

લેખકઃ શ્રીયુત મોતીલાલ ઉ. અલમૌલા. બી. એ.

આચાર્ય, મહિલા પાઠશાલા, અમદાવાદ.

હિન્દુ સમાજમાં ચાર આશ્રમો–બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ, અને સન્યસ્ત–અગત્યનો ભાગ ભજવે છે. બધા આશ્રમોમાં ગૃહસ્થાશ્રમને શ્રેષ્ઠ લેખવામાં આવે છે. તેના પર બીજા ત્રણે આશ્રમોનો આધાર રહે છે એટલે તે આશ્રમ સમાજને ઘણો ઉપકારક મનાય છે. જ્ઞાનપ્રેમી બાલક અને યુવાનો માટે ગૃહસ્થાશ્રમમાં સ્થાન હોય છે. તે જિજ્ઞાસુ અવસ્થાની વ્યક્તિઓ સંસારમાં પેસવા અને તેમાં ફત્તેહમંદ નિવડવા માટે સંસારપ્રેમી ગૃહસ્થની સિધી દેખરેખ નીચે તૈયારી કરે છે. ગૃહસ્થાશ્રમથી પરવારી પ્હેલા બન્ને આશ્રમોની કસોટીના અનુભવ પરથી જે કાંઇ ઇષ્ટ લાગે તેટલું રાખી, તેના પર મનન કરી, સત્યપ્રેમી વાનપ્રસ્થી પોતાના જ્ઞાનનો લાભ સંસારના શિખાઉને આપે છે. તેની દ્રષ્ટિમર્યાદા વિસ્તૃત થઇ, જીવનની હાજતો મેળવવાની ઉપાધિમાંથી મૂક્ત બની, અને તે સત્યપ્રેમી પૂર્ણ રીતે સમાજનો સાચો સેવક નિવડી સન્યસ્ત ધારણ કરે છે.

ગૃહસ્થાશ્રમી પર ફરજોનો ભારે જુમ્મો રહે છે; તેણે કમાવાનું હોય છે, તેણે ઘર ચલાવવાનું હોય છે, તેણે છોકરાં ઉછેરવાનાં હોય છે, તેણે આતિથ્ય સાચવવાનું હોય છે, તેણે સર્વ સાથે સંબંધ રાખવાનો હોય છે. આવો મનુષ્ય ' ગૃહવિદ્યા 'માં કુશળ હોવો જોઇએ. ગૃહવિદ્યા તે પદાર્થવિજ્ઞાન, રસાયન શાસ્ત્ર કે જીવવિદ્યા જેવો એકજ બાબતનો મર્યાદિત વિષય નથી. તે બધા પ્રકારના વ્હેવાર જ્ઞાનનો અન્નકુટ છે. જે વસ્તુઓ ઘર ઉપયોગમાં આવતી હોય તેના ગુણ ધર્મ સમજવા જોઇએ, ઉષ્ણતા કે બીજી ઉપાધિઓથી પદાર્થોમાં નિપજતા ભિન્ન ભિન્ન વિકારોથી વાકેફ હોવું જોઇએ. વસ્તુઓ ક્યાં અને કેવી રીતે ઉત્પન્ન થાય છે તથા કયા ઉપયોગમાં આવે છે તેનું જ્ઞાન મેળવવું જોઇએ.

ગૃહવિદ્યા તે કાંઇ એક નવીન કે ઘડાયલો વિષય નથી. તે વિષે ઘણાં ઘણું જાણે છે. તેમાં ક્રિયાઓ સંબંધી કુદરતી નિયમો સમજી, તેમનું શાસ્ત્રિય રીતે રહસ્ય જાણી, તેમનો બુદ્ધિપૂર્વક અમલ કરી અને જીવનમાં ઉતારવા માટે પ્રયત્નશિલ થવાનું છે.

**ખોરાક, વસ્ત્ર,** અને **આશ્રમ** આપણી સંસારી હાજતોનો ક્રમ છે. આ ત્રણમાંના પ્રત્યેક વિભાગની વ્યવસ્થાનો સમાવેશ તેજ વિભાગમાં આવી જાય પણ હવે મનુષ્યમાં સહચાર કરવાનું સ્વાભાવિક વલણ થયું છે તેથી ઉપરની ત્રણ હાજતોમાં કુટુંબ, જ્ઞાતિ, વર્ણ અને સમાજ વ્યવસ્થાનું અંગ ઉમેરવામાં આવે એટલે ગૃહવિદ્યાનું શરીર સંપૂર્ણ બને.

ગૃહવિદ્યામાં ખોરાક, વસ્ત્ર, આશ્રમ અને વ્યવસ્થાને લગતા સર્વ પ્રશ્નોનો નિકાલ આર્થિક, આરોગ્ય અને સૌન્દર્યની દ્રષ્ટિએ થાય છે. ગૃહવિદ્યા વ્હેવારૂ વિષય છે એટલે તે ક્રિયાત્મક હોવો જોઇએ. ક્રિયાત્મક ભાગમાં ' પ્રયોગ ' અગ્રસ્થાને હોય, પણ સિદ્ધાંતભાગ પણ તેટલોજ અગત્યનો છે. આ વિશાળ વિષય માટે એકજ અને મર્યાદિત પ્રયોગશાળા હોઇ શકે નહિ. ખોરાકના સંબંધમાં રસોડું તથા ખેતર, વસ્ત્ર બાબત કાપડ તૈયાર થતા સુધીની ક્રિયાઓના કારખાના તથા જળાશય અને આશ્રમના સંબંધમાં જરૂરી સાહિત્યોના સ્થળ તથા રસાતળ, મૂખ્ય પ્રયોગશાળાઓ હોય. ભટ્ટ ધોબી, અને કડીઆ સુતાર પ્રત્યેક વિભાગમાં પારંગત લેખાય.

ખોરાક વસ્ત્ર, અને આશ્રમ એ દરેક વિભાગને લગતા વિવિધ પ્રશ્નોના ઉકેલમાં ત્રણ જુદા જુદા દ્રષ્ટિ બિન્દુ હોઇ શકે:-(૧) શેને, અને શા માટે, પસંદ કરવું; (૨) પસંદગી થયા પછી તેને કેવા, અને કેવી રીતે, ઉપયોગ માટે તૈયાર કરવું; અને (૩) તૈયારી પછી તેને ક્યારે, અને કેવી રીતે, સંગ્રહી રાખવું તથા તેની શા માટે, અને કેવી રીતે સંભાળ લેવી.

---

## ગુણસુંદરીને.

લેખિકા: બ્હેન દીપકબા દીક્ષિત.

( ગઝલ )

અમારા દેશની દાઝે,
તજી હોઝલ હમે આજે;
જુઓ "સ્ત્રીજગત્" માં રાચે,
અહા ! "ગુણસુંદરી" ગાજે. ટેક. ૧

સુતેલી સિંહણી જાગે,
ન કાં ! વનરાજની દાકે;
વને વનદેવી શું રાજે,
અહા "ગુણસુંદરી" ગાજે. ૨

કંઇ આગંતુકો ધ્રુજે,
સ્વમાની માનને સુઝે;
શુરા રણકેસરી પુંઠે,
અહા "ગુણસુંદરી" ગાજે. ૩

અમારૂં શાન્ત ના લાગે,
તપોવન રમ્ય તે ક્યાં છે?
સઉ સત્યાગ્રહી નાદે,
અહા "ગુણસુંદરી ગાજે. ૪

અદલ ઇન્સાફની આશે,
નિડર થઈ "રાષ્ટ્ર" ની લાજે;
સુકાવ્ય' શીર સાહિત્યે,
અહા "ગુણસુંદરી" ગાજે. ૫



# સ્ત્રીઓ અને ગુજરાતી સાહિત્ય.

લેખિકાઃ—બ્હેન "બાળા"

મેં ઉપલું મથાળું પસંદ કર્યું તે તે વિષે મારા અલ્પ વિચારો જણાવવા લેખ શરૂ કર્યો. શરૂ કરતાંજ મને મારૂં મથાળું દ્વિઅર્થી લાગ્યું. પ્રથમ તો ગુર્જર સાહિત્યમાં જાણે અજાણે પણ કયી કયી સ્ત્રીઓ પોતાનું નામ અમર કરી ગઈ છે? સાથે સ્ત્રીઓના જીવનમાં તેમના વ્યકિત તરીકેના,સ્વરૂપમાં સાહિત્ય વાંચનથી ને સેવનથી કેવો અનેરો આનંદ પ્રસરે છે? એ આ લેખનો ઉદ્દેશ.

સ્ત્રીને પુરૂષ ઉભય પ્રભુના બાળ છે. ઉભયને માતૃભાષાના સાહિત્યનું જ્ઞાન ને ઉંડો અભ્યાસ આવશ્યક છે. અભ્યાસથી રસિકતા કેળવાઈ રસજ્ઞતાને પોષે છે. સ્ત્રીઓના જીવનનો નષ્ટ થતો ઉત્સાહ, તેમનું વ્યર્થ જતું જીવન, તેમની ઉંડી ભાવભરી લાગણીઓ તેમનાં ક્ષીણ થતાં જીવનમાં અજબ બળ પ્રેરે છે.

સાહિત્યના પ્રત્યેક અંગ સ્ત્રીઓને તેમનામાં રહેલી શકિતનું ભાન કરાવે છે. તેમની બુદ્ધિ સતેજ છે, પણ યોગ્ય માર્ગે વાળવાની અત્યંત જરૂર છે. સ્ત્રીઓ જો રસોઈમાં, પતિની સેવામાં કે દેવદર્શને જવામાં ને ત્યાં કુથળી કરવામાંજ સમય ગુમાવે તો તેમની બુદ્ધિનો વિકાસ થવાનો સંભવ કેમ રહે? કયાંથી ઉન્નત વિચાર કરી શકે? માતૃભાષાના સાહિત્યમાં પોતાનાથી બનતો ફાળો કયી રીતે આપી શકે? જ્યાં સુધી સ્ત્રીઓમાં માતૃભાષાનાં સાહિત્યનું વાંચન પુરતા પ્રમાણમાં નથી ત્યાં સુધી ગુર્જર સાહિત્યનો ઉદયકાળ આઘે રહ્યો ભાસે એમાં નવાઇ નહિં!

પ્રથમ આવશ્યકતા આથી સ્ત્રીઓનેબાળાઓને માતૃભાષાનું પુરૂં જ્ઞાન આપવાની છે. સ્ત્રીઓમાં સ્વભાષાનો ઉદય કરવાનો ઝોક આવવાની સાથેજ તેમના પતિ, પુત્ર, પુત્રી, સર્વમાં એ ચેટક પ્રસરશે. તેમની રસિકતા કેળવવા સારૂ, તેમને ઉત્તમ પુસ્તકો વાંચવાનો શોખ લગાડવા સારૂ ઉંડા અભ્યાસની ખાસ જરૂર છે. અત્યારે હિંદુસમાજની એવી સ્થિતિ છે કે જ્યારે કન્યાંઓના લગ્ન ચૌદ કે પંદર વર્ષની વયે થાય છે. આટલા સમયમાં તેઓ પુરો અભ્યાસ કરી શકે એ અત્યારની શાળાઓનું ધોરણ જોતાં અસ્વાભાવિક લાગશે. આથી તેમને કેળવવાનું મુખ્ય કામ તો તેમના પતિઓનેજ શિર રહેશે. પોતાની પત્નીસાથે બેસી ઉત્તમ પુસ્તકો વાંચી, તેમની રસજ્ઞતા કેળવવી—આટલું શું પુરૂષો ન કરી શકે?

કાવ્ય સાહિત્યમાં, નરસિંહ યુગમાં મધુરી ગિરીધર ભક્ત મીરાં જાણે અજાણે પણ પોતાનું નામ ગુર્જર સાહિત્યમાં અમર કરી ગઇ. પછીના યુગોમાં તો સ્ત્રીઓનું નામ જવલ્લેજ મળેછે.છેલ્લા અર્વાચીન યુગમાં, સ્વ. સુમતી, સ્વ. વિજયાલક્ષ્મી, લહરી, સ્વ. કનુબ્હેન વિગેરે પાકયા.

નવલકથા તથા ટુંકી વાર્તાઓ પણ સ્ત્રીઓએ લખવી શરૂ કરી. આવા પ્રયાસો હજુ પણ ચાલુ છે છતાં પણ મીસ મેરી કોરેલી જેવી પ્રખર લેખિકા હજુ ગુર્જર સાહિત્યમાં થઇ નથી. ગુજરાતી ભાષાને જગતની ખેડાયલી ભાષાની બરોબરીમાં મૂકવા સારૂ સર્વએ માતૃભાષાનો ઉંડો અભ્યાસ કરવાની જરૂર છે. ઇંગ્લાડ અમેરીકા વિગેરે સ્થળોએ કેળવણીનો વિકાસ થતાં સાહિત્યનો પણ વિકાસ થયો. અત્યારે સર્વ ભાષામાં આંગ્લભાષા પ્રથમ સ્થાને વિરાજે છે. તેના સાહિત્યના સર્વ અંગો ખીલેલા છે. પશ્ચિમની સ્ત્રીઓ મોટભાગે કેળવાયલી હોય છે તેથી તેઓ પણ પુરૂષોની માફકજ સાહિત્યમાં અપૂર્વ રસ લે છે.

પશ્ચિમના ને પૂર્વના સાહિત્યમાં જૂદા જૂદા ક્ષેત્રો ખેડવાના હોય છે. ક્યાં ક્યાં મળતાપણું તો ક્યાં ક્યાં ભિન્નતા માલમ પડશે. આ દેશમાં પ્રાચીન સમયમાં ગામડે ગામડે કળા ને સાહિત્યનો થોડોઘણો પ્રચાર સ્ત્રીઓના ગરબા તથા રાસ દ્વારા થતો. સ્ત્રીઓ ભજનો તથા આખ્યાનો કંઠસ્થ રાખતી. છાપવાની રીત પ્રસિદ્ધિમાં આવ્યા પૂર્વે સ્ત્રીઓ દ્વારાજ ઘણું ખરૂં પ્રાચીન સાહિત્ય જળવાએલું નજરે પડે છે. હાલ એ રૂઢિ વિસારે પડી છે ને આખ્યાનો તથા ગીતો કંઠસ્થ રાખવા પણ હાલની સ્ત્રીઓને ભારે પડે છે. સ્ત્રીઓ જ્યારે આ પ્રકારે સાહિત્યને પોષણ આપતી ત્યારે પુરૂષો નવા નવા આખ્યાનો શાસ્ત્રની કોઇ વાતપર રચતા. તેઓ પોતાનું મુખ્ય ધ્યાન લોકોને રીઝવવામાં, મનુષ્ય સ્વભાવનું નિરૂપણ કરવામાં ને તે દ્વારા ભાષાનો પ્રચાર કરવામાં આપતા. આ પ્રકારનો સાહિત્યનો પ્રચાર આપણે પ્રાચીન યુગમાં જોઇએ છીએ.

અર્વાચીન યુગમાં કેળવણી વધી પણ સાથે સાથે માતૃભાષાનું સંપૂર્ણ જ્ઞાન અપાતું બંધ થયું. અંગ્રેજી ભાષાને પ્રથમ સ્થાન મળ્યું. સ્ત્રીઓ મોટે ભાગે આ બેમાંથી એકે ભાષાનું પુરૂં જ્ઞાન નથી મેળવી શકતી. આથી તેમનો મોટો ભાગ ખરી દૃષ્ટિએ જોતા અજ્ઞાનજ ભાસે છે. જેમણે પૂર્ણ કેળવણી લીધી, તેમાંના થોડાકનેજ આપણા સાહિત્ય માટે માન ને આદર રહ્યાં; તેને ઉચ્ચ સ્થાને મૂકવાની થોડાકનેજ અભિલાષા પ્રકટી. ઘણા અંગ્રેજીના મોહમાં ફસાયા ને ગુજરાતી સાહિત્ય પ્રત્યેની પોતાની ફરજ ભૂલ્યા. કેળવણી વધી પણ સાથે સ્વભાષા પ્રત્યેનો નિરાદર પણ વધ્યો. અંગ્રેજોનું પોતાની ભાષાને શ્રેષ્ઠ સ્થાન આપવાનું ધ્યેય સિદ્ધ થયું. ગરબાઓની મઝા પણ નષ્ટ થતી ચાલી. જે મઝા, જે હલક, જે મધુરતા ગામડેની ગોરીમાં પ્રત્યક્ષ થાય છે તે શહેરની સુંદરીમાંથી નષ્ટ થઇ ભાસે છે; ને આને સ્થાને કૃત્રિમતાએ ઘર ઘાલ્યું લાગે છે. સ્ત્રી ઉપયોગી રાસો હમણાં બહુ લખાયા. ન્હાનાલાલ કવિના, કેશવ હ. શેઠના ને બોટાદકરના રાસો સ્ત્રીઓની આ પ્રવૃત્તિને બહુ લાભદાયક છે. સ્ત્રીઓમાં ગરબા ગાવાનો શોખ દિનપરદિન વધતો જાય ને મીઠાપણ બુલંદ અવાજથી એ કળા ખીલવે એ તેમનો ઉદ્દેશ. સ્ત્રીઓ જો આનો પૂરો લાભ લે તો જરૂર આમાં કંઇ અજબ દોર આવે. દયારામની ને નવલરામની ગરબીઓ જુદાજ પ્રકારના રાસો છે. જો સ્ત્રીઓ આનો પૂરો લાભ લે તો આવા સારા રાસો વધારે પ્રમાણમાં લખાય ને તેટલોજ આપણા સાહિત્યને લાભ થાય.

આજ પ્રમાણે સારી નવલકથા, કાવ્ય, નાટક આદિના વાંચનથી, જૂદા જૂદા લેખકોના લેખો વિષે તુલના કરવાથી લેખકોને ઉત્તેજન મળી તેમને સાહિત્યના જૂદા જૂદા

અંગે ખીલવવાની આશા જાગશે. નાટકો જોવા પણ સારા ને તે પણ કોઇ સારા લેખકોના લખેલા કે જેથી વિદ્વાન લેખકો પણ સામાન્ય પ્રજાનું સારા નાટકો જોવા તરફનું વલણ જોઇ નાટકો લખવા પ્રેરાશે. નાટકના દોષો પણ બતાવવા જરૂરના, કારણ કે આથી અશ્લીલ નાટકો ભજવાતા બંધ પડશે ને શેકસપીયરના નાટકો જેવા નાટકો લખાવા ને ભજવાવા શરૂ થશે.

સ્ત્રીઓ આમાં અનેક રીતે મદદ કરી શકે. તેમની શક્તિનું તેમને ભાન થયા પછી તેઓ શું ન કરી શકે ? પણ તેમને આ શક્તિનું ભાન કરાવવું ને પોતાની સહચરી બનાવવાનું કામ પુરૂષોનું. નવરાસની વેળાએ તેમની સાથે બેસી ઉત્તમ પુસ્તકો વાંચી, સમજાવી તેમને વાંચનનો શોખ શું તેઓ ઉત્પન્ન ન કરી શકે ?

---

## જગત્‌ને ચરણે.

" જગતપર શાસન કરે, જે હાથે ઝુલાવે પારણું "

આ માનવકૃત કહેવત શું માનવીના હાથેજ ભુંસાશે ? જીતનું નેત્ર જે વ્યકતીઓના હાથે ચાલી રહ્યું છે, જેની દક્ષતા પર જગતના જીવન મરણનો આધાર છે. તે વિશ્વરાજ્ઞીનાં પૂજન ઘેર ઘેર આંગણે આંગણે કેમ ન થાય ? સ્નેહથી પોતામય કેમ ન કરાય ? કારણ સમજાતું નથી.

વિશ્વની સમગ્ર કલા ભાવના ને સૌંદર્યભર્યાં ક્ષેત્રમાં રાજ્ય કરતી સ્ત્રીજાતિના જાદુઇ પ્રકાશથી ઝળહળી રહેતાં માનવીઓને શું સ્ત્રીજાતિએ સાબીતિઓ આપવી પડશે કે આતે ભડકો છે કે સાચો પ્રકાશ ?

જીતના ઇતિહાસમાં સ્વતંત્ર્ય માટે મરી ફીટનારી વિરાંગનાઓના જ્વલંત દૃષ્ટાંતો શું સ્મરણપટ પરથી આમજ ભુંસાઇ જવાનાં ? ઇતિહાસના આલેખનો શું આમજ જુઠાં પડવાના ? ભરતખંડનો ભાગ્ય ભાનુ શું અસ્તજ થવાનો ?

જંજીરબદ્ધ ગુલામોની દુઃખદ સ્થિતિ સાથે સ્ત્રીજાતિનો મુકાબલો માનવ જાતિને શરમાવશે ?

સ્ત્રી જાતિની ઢીલી પોચી અશ્રુભીની ચળવળો વડે મુક્તિની સાધના કરવા દોડતી પ્યારી ભગીનીઓની આશાઓ ભારતવાસીને ભરમાવશે ? માડી ! મુક્તિને મંદિરે જગતે આજ સુધીમાં હજારો; લાખો લસલસતા ભોગો ધરી દીધા છે. હવે શું સ્ત્રીજાતિને ધરવી બાકી છે ? કહે કહે !

બગીચા રૂપી જગતમાં પુષ્પ રૂપે અવતરેલી સ્ત્રીજાતિને કરમાવી એ માલીઓ શી શી સુગંધી લ્હેરોની આશા રાખી બેઠા છે ?

સૌ. કાન્તાગૌરી.

# "મ્હારા પતિએ લખેલી વાર્તા."

લેખકઃ શ્રીયુત "ભૂપત."
ચિત્રકારઃ શ્રીયુત છોટાલાલ અં. જોશી.

આજે રવીવાર હતો. મ્હારા પતિ રજા હોવાથી આજે ઘરે હતા. સાંજના ન્યુસ વાચતાં હતા. મ્હારે પણ કંઇ કામ ન હોવાથી તેમની સામે સીવવાનું લઇ બેઠી હતી. પ્રભુ જાણે તેમના વાંચવામાં એવું તે શું આવ્યું કે એકદમ ઉઠયા. કબાટના ખાના ઉઘાડી બધો સામાન બહાર કાઢયો. દઝનેક કાગળો, શાહીનો શીશો, હોલ્ડરો, સ્ટીલો, વીગેરે સામાન કાઢી ટેબલ-પર મુકયો.

"વ્હાલા, આ બધું જરી પુરાણાવાળાને આપવા કાઢયું કે શું!" મેં પૂછયું. "જા જા ગાંડી! જરી પુરાણાવાળાને શું કરવા આપું? જો આ ન્યુસ વાંચ એ શું લખે છે કે અમારા આવતા દીવાલીના અંક માટે વાર્તા લખનારને પસંદ પડેથી દશ રૂપીયા ઇનામ આપવામાં આવશે. સમજી? હવે એ ઇનામ સેવકને મળશે. હું વાર્તા લખી મોકલીશ.!"

"પણ એ શી રીતે આવડશે? બાપદાદાના વખતમાં કોઇ દહાડો વાર્તા નથી લખી તો હવે તે શી રીતે લખા શકશો? તમને કંઇ મ્હાવરો છે? વળી એમ તે કંઇ વાર્તા લખાતી હશે કે?"

"કપાળ ત્હારૂં. શું વૃદ્ધ થતા હશે તે વાર્તા નહી લખી શકતા હોય કે? ચાલ, હવે મુંગી રહેજે, અને મ્હને લખવા દેજે. છોકરાઓને પેલીબાજુ રમવા દેજે. અહીયાં બોલાવતી નહિ"

તેઓ પોતાનું ભાષણ પુરૂ કરી વાર્તા લખવા બેઠા. હું તેમની સામે ખુરશી ઉપર તેમણે બાજુએ મુકેલું ન્યુસ લઇ વાચવા બેઠી. અર્ધો પોણો કલાક સુધી કોણ જાણે. શું એ વિચાર કરતાં માથે હાથ રાખી બેઠા. પછી એકાએક કંઇક વિચાર આવતાં લખવા ગયા. પણ એ બાપ રે! શાહીનો ભરેલો ખડીઓ આખો ને આખો ઢોળાઇ ગયો, અને તેમના ધોતીયા તથા પહેરણનો ઘાણ વાળી નાંખ્યો.

"અરરર એ શું થયું"? જાણે કંઇ જાણતી ન હોઉ તેમ મેં પૂછયું.

"કંઇ નહી કંઇ. એ તો હોય. શુકન તો સારા થાય છે!" તેઓ ફરીથી શાહી ભરતાં બોલ્યા, અને લખવાનું શરૂ કર્યું. બે ચાર લાઇનો ચિતરી કહાડી અને તેમના લખવાના કાગળમાં મોટો શાહીનો ડપકો પડયો. "ઓ તારીની! જેમ તેમ કરીને મ્હેં લખ્યું ત્યાં તો કોણ જાણે કયાંથી આ ડપકો પડયો. હશે. કંઇ નહી. શું મને બીજે કાગળ લઇ લખતા નથી આવડતું કે?" આમ બોલી પછી બીજો કાગળ લઇને તેમણે વીચારવા માંડયું.

"વ્હાલા. જમવાનું ઠરી જાય છે રહાડા નવ તો થયા." મ્હે ધીમેથી કહ્યું.

"હવે તું કંટાળો આપ. પહેલે ખડીયો ઢોળાયો; બીજે લખતાં ડપકો પડયો. તેમાં કંઇ ઓછું હોય તેમ તું પાછી કંટાળો આપે છે. તમે લોકો એવી રીતે કંટાળો આપો તો પછી વાતો કેવી રીતે લખાય. મ્હારા બધા વિચારો ઊડી ગયા. ચાલ જલદી." તેમણે ગુસ્સે થતાં કહ્યું.

અમે જમવા બેઠા. અરધું પરધું જમ્યાં ત્યાં એકદમ ઊઠીને ટેબલ પાસે ગયા અને થોડીવારમાં શાહીનો ખડીઓ કલમ તથા કાગળો લાવ્યા અને પાટલાની બાજુમાં મુકયા. "એ અહીંઆ કેમ લાવ્યા ? જમતાં જમતાં લખવું છે કે શું ?" ( અત્રે કહેવું જરૂરનું છે કે મ્હારા ધણી ડાબેરી લહીઆ હતા. )

પરંતુ જવાબ આપવાને બદલે તો તેમણે ખરેખર લખવા માંડયું. પરંતુ એમ તે કંઇ જમતાં જમતાં લખાતું હશે ? વિચારમાં ને

"એટલે બીજું શું વળી ? તમોએ તમારા ખડીયાને દાળનો પ્યાલો ધારી ભાત પર રેડી દીધો.

"ઓત્તારીની ! અરર ! પણ મ્હેં તો બે ચાર કોળીયા ખાધા પણ ખરા. કંઇ નહી કંઇ નહી. એતો વાર્તા લખવી તે એમજ હોય."

"શું તમે શું કહ્યું ! વાર્તા લખવી તે એમજ હોય તો જો બધા વાર્તા લખનારાઓ એમજ ઊંધાનું ચતું કરે તો બાપડા આને થોડા વખતમાંજ મેડ હાઉસમાં મોક-



તેમણે બાજુમાં પડેલું બુટ ઉપાડી તેની તરફ ફેંકયું.

વિચારમાં તેમણે શાહીના ખડીઆને દાળ સમજી થાળીમાં પીરસેલા ભાત પર રેડી દીધો.

"અરે આ ભાત બધો કાળો કેમ થઇ ગયો ?" તેમણે પુછ્યું.

"તે કાળા ન થાય તો શું થાય ? તમો તમારા બાલપર "ડાઇ" લગાડો છોની તેમ એને પણ "ડાઇ" લાગ્યો છે."

"એટલે ? એટલે ?" તેઓ ગુસ્સે થતા બોલ્યા.

લવા પડે ખરા." વળી બીજો ભાત લાવી. તેમણે જમવા માંડયું. પરંતુ તે કોઇનું માને કે ? જમતાં જમતાં પણ એમણે લખવા માંડયું. પણ તેટલીવારમાં કંઈ દસ બાર વખત હોલ્ડરને દાળમાં બોળ્યું હશે અને 'છેકા' પણ પાડયા ખરા. "પણ આવી વાર્તા ચાલશે કે ? આમાં તો બધે દાળનાં ટપકાં પડયા છે." મેં કહ્યું.

"કંઇ નહી. હું પછીથી ત્હેને ફેર કરીને મોકલીશ." કહી તેમણે તુરતજ ઉઠીને પાછુ ચીતરવા માંડયું.

"અરરર! આ શું નખોદ વળી ગયું? આ મ્હારા લખેલા કાગળ પર દાળના પ્યાલાંનાં ચકરડા શાનાં?"

"તે મ્હને શું ખબર? મ્હે જાણ્યું કે એ રદ્દી હશે તે ભૂલથી દાળના પ્યાલાં તેમાં મુકાઈ ગયાં." મ્હે કહ્યું.

"પણ આંખે આંધળી હતી! બધું કેમ ફાટી ગયું છે! હવે પાછું ફરીથી મ્હારે એ આખું પાનું લખવું પડશે?"

તેમને બોલતા રહેવા દઇને હું મ્હારૂં શીવવાનું લઇને બેઠી. થોડીવારમાં "બાઇ દુધકા પૈસા દેતા હય." કરતો દુધવાળો ભૈયો મ્હારી પાસે આવ્યો. મ્હેં તેમને આપવાનું કહ્યું.

"જુએ છે કની હું વાર્તા લખવામાં મશ્ગુલ છું તે. જા આવતા રવિવારે બોલાવજે. પરંતુ દુધવાળો કંઈ એટલા દહાડા થોભે? ત્હેણે તો તેમની સાથે રકઝક કરવા માંડી.

"ગદ્ધા તુમ દેખતે નહિ હૈ કે હમ વાર્તા લખતે હય." એમ કહેતાંજ તેમણે બાજુમાં પડેલું બુટ ઉપાડી તેની તરફ ફેંક્યું. પણ અફસોસ. બિચારો દુધવાળો તો બચી ગયો પરંતુ ત્હેની પછવાડે રહેલા કબાટનો સુંદર કાચ તુટી ગયો.

"અરર! આટલું બધું નુકસાન શું કરવા કરો છો? તમારી વાર્તા ગઇ જહન્નમમાં." મ્હે ગુસ્સે થઇ કહ્યું.

"પણ વ્હાલી વાર્તા કેમ લખાય. એમજ તો ને."

"પણ બધા વાર્તા લખતા હશે તે શું આમ ભાંગતોડ કરતા હશે કે?"

પાછું તેમણે લખવાનું ચાલું કર્યું, પરંતુ હવે તો તેમને ઝોકાં ઉપર ઝોકાં આવવા માંડયાં. અર્ધો કલાક નહિ થયો હશે એટલામાં તો કડડડ કરીને અવાજ થયો. મ્હારી પણ સ્હેજ આંખ મળેલી હોવાથી હું ઝબકી ઉઠી. જોઉં છું તો ઉંઘ આવવાથી તે ખુરશી ઉપરથી ઝીકાઇ પડેલા હતા અને સુતાં ટેબલ પર લાંબા પગ કરેલા હોવાથી તેમના પડવા સાથે ટેબલકલોથ તથા તે ઉપરનું ફલાવરવેઝ તથા ખુરશીનો ભાંગીને ભુક્કો થઇ ગયો. તેમને થયેલા અવાજથી બાજુમાં સુતેલાં છોકરાંઓ જાગી ઉઠ્યાં. પછી તેમનું તો પુછવુંજ શું? તેમણે તો તાળીઓ પાડીને ચીચીયારી કરી મુકી. "અરે એશું કહેવાય! મુર્ખાંઓ! હું અહીંયા મરી જાઉં છું ને તમે હુરરે હુરરે શાના કરો છો? અરરર્! આ ફલાવરવેઝ કાલેજ લાવ્યો હતો ને આજે તો તેનો ખુરદો થયો." તેઓ કંટાળ્યા.

"હા. તે લખોને વાર્તા! વાર્તા લખવામાં તો હીરા જેવું નુકશાન કર્યું. ભાતમાં દાળને બદલે શાહી રેડી, કબાટનો કાચ ભાંગ્યો. ફલાવરવેઝ ભાંગ્યું અને પોતે ઝીકાયા તે તો જુદું."

"જહન્નમમાં ગઇ વાર્તા અને જહન્નમમાં ગયા દશ રૂપીયા." તેમણે ગુસ્સામાં આવી બબડતાં બબડતાં ખડીઓ કાગળો વિગેરે જે સામાન બહાર કાઢ્યો હતો તે સઘળો ઉપાડીને એક ખુણામાં ફેંકી દીધો અને છોકરાંઓને થોડો થોડો મેથીપાક જમાડી, બનુસ ઓઢી બીછાને પોઢીગયા. મ્હે જોયું કે મારાધણી હવે વાર્તા લખી પરવારી ગયા, તેથી હું પણ સુવા માટે મ્હારા બીછાને જઇ પડી. થોડીવારમાં ઘસઘસાટ ઉંઘી ગઇ.



# કાઠિયાવાડનાં કંઠસ્થ લોકગીત.

[ ૪ ]

## અધમણ વરિયાળી.

સંપાદિકા: સૌ. મોંઘીબાઈ ચુનીલાલ ભટ્ટ.

મેં અધમણ વરિયાળી પલાળી કે સુન્દીર શામળીઆ,
મેં ઝીણી કરીને દળાવી કે સુન્દીર શામળીઆ;
મેં તેના લાડુડા વળાવ્યા કે સુન્દીર શામળીઆ,
મેં કોરી ગાગરમાં ભરાવ્યા કે સુન્દીર શામળીઆ.
મેં છાણાં થાપ'તા લાડુ ખાધો કે સુન્દીર શામળીઆ,
મારી નાની નણંદબાએ દીઠો કે સુન્દીર શામળીઆ;
નણંદે સાસુને સંભળાવ્યું કે સુન્દીર શામળીઆ,
સાસુએ સસરાને સંભળાવ્યું કે સુન્દીર શામળીઆ.
સસરે ચોરે ચઢીને વાત કીધી કે સુન્દીર શામળીઆ,
ત્યાં મારા મહીઅર કેરો માળી કે સુન્દીર શામળીઆ;
માળીએ વીરાને સંભળાવ્યું કે સુન્દીર શામળીઆ,
વીરો ઘોડે ચઢીને આવ્યા કે સુન્દીર શામળીઆ.
વીરે પાદર પથારા નાંખ્યા કે સુન્દીર શામળીઆ,
ત્યાં બેનીને તેડાવ્યાં કે સુન્દીર શામળીઆ;
બેની શું રે ભાંગ્યું ને શું તોડ્યું કે સુન્દીર શામળીઆ,
બેની શો રે કરો ભંજવાડ રે સુન્દીર શામળીઆ.
વીરા નથી ભાંગ્યું ને નથી તોડ્યું કે સુન્દીર શામળીઆ,
વીરા નથી કર્યો ભંજવાડ કે સુન્દીર શામળીઆ;
વીરે કેડ સમા ખાડા ખોદાવ્યા કે સુન્દીર શામળીઆ,
મહીં બેનીને ભંડારી કે સુન્દીર શામળીઆ.
વીરે ઢોરે ચઢીને પોક મેલી કે સુન્દીર શામળીઆ.



# આલ્બેનિયાની સુંદરીઓ.



લેખકઃ શ્રીયુત ' ભાવિક ' એમ એ.

બાલ્કન દ્વીપકલ્પના પૂર્વ ભાગમાં આવેલા સર્વિયા, મોન્ટેનિગ્રો અને આલ્બેનિયા પ્રદેશમાં આજે પણ એક ઘણી જ પ્રાચીન જાતિનું અસ્તિત્વ દેખાય છે. ઇતિહાસ લખાયો તે પહેલાંના સમયમાં તે એક યશસ્વી પ્રજા હતી. યુરોપમાં પિત્તળની કારીગરીમાં આ લોકો સૌથી ચાલાક હતા, અને લોખંડના હથિયારોનો પ્રથમ પ્રચાર એમણે યુરોપમાં કર્યો હતો. ઇ. સ. પૂર્વે ૬૦૦ માં ઉત્તરમાં કેલ્ટ લોકોએ અને ત્યારપછી રોમન, બલ્ગેરીઅન, સર્વિયન, તુર્ક વગેરે જૂદી જૂદી પ્રજાઓએ આ પ્રજા પર ચઢાઇ કરી તો પણ આલ્બેનિયાવાસીઓએ પોતાના રીત રિવાજોનો જરાએ ત્યાગ કર્યો નહીં, એ તેમનું જાત્યભિમાન દર્શાવે છે.



બાલ્કન દ્વીપકલ્પમાં, આલ્બેનિયાના લોકો સૌથી પુરાણા રહેવાસીઓ છે. તેમનામાં બે વિભાગો છે. ઉત્તર આલ્બેનિયાવાસીઓને ' ઘેગ ' કહે છે. અને દક્ષિણના મુલકમાં વસનારાઓને ' ટસ્ક ' કહે છે. ' ઘેગ ' જાતિ ઉત્તરના પહાડી પ્રદેશમાં રહેવાવાળી છે, અને ' ટસ્ક ' દક્ષિણના મેદાનમાં રહેનારી છે. આને લીધે ટસ્કો કરતાં ઘેગોમાં પુરાણા રીતરિવાજો વધુ પ્રમાણમાં જોવામાં આવે છે. જો કે ઉત્તર દક્ષિણ બંને સ્થળે ભાષા તો એક જ પ્રચલિત છે.

આલ્બેનિયામાં થોડા ઘણા રોમન કેથોલિક ક્રિશ્ચિયન છે. પરંતુ મોટો ભાગ મુસલમાન ધર્મીઓ જોવામાં આવે છે. પુરૂષોનાં પોશાકમાં કાળા ભાતવાળો તંગ પાયજામો—જેને લાલ કમરબંધ હોય છે- અને છાતી પર સફેદ કપડું વીંટાળેલું- એટલુંજ હોય છે. સ્ત્રીઓને કાળો ચણિયો, સફેદ ઓઢણ અને જાતજાતનાં ઘરેણાં હોય છે. આલ્બેનિયન સ્ત્રીઓ રૂપમાં અપ્સરા સરખી હોય છે. તેમને એક વાર જોયા પછી તેમની સુંદર આકૃતિ મનમાં-

થી ખસતી નથી.

આલ્બેનિયન લોકો દરજીનું અને સોનીનું કામ ઘણુંજ ઉત્તમ કરી જાણે છે. બાલ્કન, મોન્ટેનિગ્રો વગેરે દેશના વસ્ત્રાલંકારો આલ્બેનિયન કારીગરોનેજ હાથે બનેલાં હોય છે. તેઓ એટલા બધા જૂના આચાર વિચારને વળગી રહેનારા છે કે આજે તેઓ ઘરેણાં બનાવે છે, તેમાં અને કબરમાંથી નીકળતાં ઇતિહાસના સમયની પહેલાના મુડદાં પરનાં ઘરેણાંમાં, બિલકુલ તફાવત નથી !



દરેક શહેરમાં ઘેરઘેર ચરખા અને શાળો હોય છે. તેમાં દરેક પ્રકારનું સુતરાઉ, ઉનનું, અને રેશમી કાપડ તૈયાર કરી શકાય છે. પૂર્વના દેશોની પેઠે આલ્બેનિયાના પ્રત્યેક ઘરને નાનકડું આંગણું અને તેમાં નાનકડો બગીચો હોય છે. સામાન્યરીતે લોકો વિલાસ રહિત સાદું જીવન ગાળેછે. ઘરમાં સર સામાન બહુ ઓછો રાખેછે. ઘરની સ્વચ્છતાપર ખૂબ લક્ષ આપેછે. અંદરની ભીંતોને વારંવાર ચૂનો લગાવી ( 'વ્હાઇટ વૉશ' કરી ) ઉજળી રાખેછે. આના જેવી સ્વચ્છતાને ચહાનારી જાતિઓ બહુ ઓછી છે.

પંદરમાં સૈકામાં જ્યારે તુર્કોએ આલ્બેનિયા જીત્યો ત્યારથી લોકોએ મુસલમાન ધર્મ ગ્રહણ કર્યો. પણ મુસલમાન થયાં છતાં તેમણે પોતાના જૂના રીતરિવાજ છોડયા નથી. તેમનામાં ખોટા વહેમો બહુ પ્રચલિત છે. ભૂત વળગવું, જાદુ મંતર કરવું, મૂઠ મારવી, ડાકણની નજર પડવી, રાતમાં પિશાચની બુમો સાંભળવી વગેરે બાબતોને તેઓ માનેછે. આલ્બેનિયામાં કોઇને શિક્ષણ મળતું નથી તોપણ તેઓ વડીલો પાસેથી ઘણું જ્ઞાન એકઠું કરેછે. લોકોને વાંચતા લખતાં આવડતું નથી તોપણ ત્યાં એવો એકેય માણસ નહીં મળે જે વૈદકના ઘરગથુ ટૂચકાઓ ના જાણતો હોય. આ દેશના વૈદો વાઢકાપ ( 'સર્જરી' ) માં ઘણા નિપુણ હોય છે. આ વિદ્યા તેમની વંશપરંપરાની દોલત છે. માથાની ખોપરી ફાટી ગઇ હોય કે કોઇ હાડકું ભાંગી ગયું હોય, તે શી રીતે સાજું કરવું તે આલ્બેનિ-

# કપડાનાં તાંતણા કાઢીને તેમાં ગુંથેલી તરાહ.

## (૧) હાથ રૂમાલ માટે જાળી.

લેખિકાઃ બ્હેન 'વસંત-લતા"

કપડાના ઉભા અથવા આડા તાંતણા કાઢી કપડામાં છુટાં પડેલાં તાંતણાઓને જાતે જાતને ટાંકે ગુંથવાથી ઘણી સુંદર અને મનોરંજન તરાહો પડે છે. આ જાતનું ભરત સ્ત્રીઓના હાથ રૂમાલ, ટેબલ કલોથ, પલંગ પર દિવસે પાથરવાની ચાદર, તકીઆની ખોળ, ચોલી અથવા બ્લાઉઝ, નાના બચ્ચાંના ઝભલાની કિનાર, ચણીઆ ઇત્યાદિ પર થઇ શકે છે.



ચિત્ર નંબર ૧.

**ભરત માટે કપડું કેવું લેવું ?** ભરત શીખવા માટે સાદી વણાટનું જાડું કપડું લેવું. ભરત આવડયા પછી કોઇ પણ જાતના જાડા કે પાતળા કપડા પર ભરત સ્હેલાઇથી અને સફાઇથી થઇ શકશે. ટેબલ ક્લોથ, ચાદર, કે તકીઆની ખોળ માટે હાથવણાટની ખાદી, મીલની ખાદી, હોલેન્ડ ક્લોથ, સોલાપુરી ચેક અથવા જાડો લોંગક્લોથ વાપરવાં. ચણીઆ માટે માત્ર લોંગક્લોથ વાપરવું. રૂમાલ, ઝભલાં, ચોલી કે બ્લાઉઝ માટે ઝીણું કપડું લેવું, જેવું કે મર્સરાઇઝ, વોયલ, મલમલ, લીનોન કે જ્યોરજેટ.

**દોરો કેવો વાપરવો ?** જેટલું કપડું જાડું પાતળું હોય તેટલો દોરો પણ જાડો પાતળો લેવો. તે દોરો ડી. એમ. શી. ( D. M. C. ) નો અથવા ગુંથવાની આંટીનો, રીલનો, સુતરાઉ કે રેશમી, યા રંગીન કે સફેદ હોઇ શકે.

**કપડામાંથી તાંતણા કેવી રીતે કાઢવા ?** બે કે ત્રણ ઇંચ જેટલું કપડું છોડી દઇ સીવવાની ઝીણી સોય વડે કપડાનો એક તાંતણો તેની વણાટમાંથી ખેંચી બહાર કાઢવો. પછી તે તાંતણાને ડાબા હાથની ચપટીમાં પકડી રાખવો અને જમણે હાથે કપડાને સોસવણ આપતા જઇ તે તાંતણો સલંગ ખેંચી કાઢવો. જો ખેંચતાં તાંતણો તૂટી જાય તો તેજ તૂટેલો તાંતણો શોધીને ફરીથી ખેંચવો; પણ તેને બદલે બીજો તાંતણો ખેંચવો નહિ. એ રીતે એક તાંતણો કાઢયા

પછી' બીજો તાંતણો પણ તેવીજ રીતે કપડામાંથી ખેંચવો. પ્હેલાં એક બે તાંતણા ખેંચવા કઠણ પડશે પણ પછીથી બીજા તાંતણાં સરેરાટ નીકળશે. ( જુઓ ચિત્ર ૧ લું. )

**ટાંકાની સમજણ:** આ જાતના ભરતમાં મુખ્યત્વે ત્રણ જાતના ટાંકા આવે છે. ( ૧ ) ઓટણનો ટાંકો; ( ૨ ) ગાંઠનો ટાંકો; ( ૩ ) ગુંથણનો ટાંકો. આ લેખમાં ઓટણના ટાંકા કેવી રીતે લેવા અને તેથી કેવી તરાહ પડે તે વિષેજ સમજણ આપવામાં આવી છે. હવે પછીના લેખમાં બીજી જાતના ટાંકાઓની સમજણ અપાશે.

**ઓટણનો ટાંકો લેવાની રીત:** ઉપર જણાવ્યા પ્રમાણે કપડાના ચાર તાંતણા ખેંચી કાઢો. દોરો પોરવેલી સોયને, ડાબી બાજુથી, કપડાની તળેથી ઉપર કાઢો. પછી છુટા પડેલા તાંતણામાંથી ચાર તાંતણા લઇ સોયને જમણી બાજુથી તાંતણાની નીચેથી કાઢી, ડાબી બાજુથી ઉપર ખેંચી લ્યો. ફરીથી તે સોયને ઉપરના બે વગર ખેંચેલા તાંતણામાંથી કપડાની તળેથી સોંસી ઉપર ખેંચો. ફરીથી બીજા ચાર તાંતણા લઇ ઉપર સમજાવ્યા પ્રમાણે ટાંકા લ્યો. ( વધુ સમજુતિ માટે જુઓ ચિત્ર ૨ જું. ચિત્ર નં ૩ માં ભરતની ઉંધી બાજુ બતાવી છે ). આ જાતના ટાંકાને ઓટણનો ટાંકો કહે છે. આ ટાંકે તાંતણા બાંધવાથી જુદી જુદી જાતની તરાહ પડે છે.



ચિત્ર નંબર ૨.



ચિત્ર નંબર ૩.



ચિત્ર નંબર ૪



ચિત્ર નંબર ૫.

**સીડીની તરાહ:** ઉપર સમજાવ્યા પ્રમાણે કપડાના તાંતણા કાઢી હારની એક ઓટણને ટાંકે ઓટો. હારની બીજી બાજુ પણ તેવીજ રીતે ઓટવી. પણ જેટલા તાંતણા ઉપલી હારમાં ઓટવાને માટે લીધા હોય તેટલાજ અને તેજ તાંતણા નીચલી હાર ઓટતા લેવા. (વધુ સમજુતિ માટે જુઓ ચિત્ર નં. ૪ ) આ જાતની તરાહને " સીડીની તરાહ " કહે છે; અને સીડીના પગથીઆંની જેમ આડી દાંડી પડે છે તેને "સળીઆ" કહે છે.

**લહેરીઆની તરાહ:** હારની એક બાજુને ૭ તાંતણા લઇ ઓટણને ટાંકે ઓટો. પછી હારની બીજી બાજુ ઓટવા માટે પ્હેલા સળીઆના ૭ તાંતણામાંથી પ્હેલા ત્રણ છોડી દ્યો. બાકી રહેલા ત્રણ તાંતણા અને બીજા સળીઆમાંથી ત્રણ તાંતણા લઇ એ ૭ તાંતણાઓને ઓટણને ટાંકે ઓટો. ફરીથી બીજા સળીઆના રહેલા ત્રણ તાંતણા અને ત્રીજા સળીઆના ત્રણ તાંતણા ભેગા લઇ ઓટો. ( વધુ સમજુતિ માટે જુઓ ચિત્ર નં. ૫ ) આ રીતે ઓટવાથી લહેરીઆની તરાહ પડે છે.

**સૂચના:** ઉપર જણાવેલા ટાંકાના અને તરાહના નામો ધ્યાનમાં રાખવા; કારણ કે હવે પછીના લેખોમાં એ ટાંકા અને તરાહની ઓળખાણ તે મને નામે આપવામાં આવશે: તેમની સમજણ ફરીથી નહિ અપાય. એટલા માટેજ એ નામો કાળા અક્ષરે છાપ્યા છે.

ઉપર જણાવેલી ત્રણે તરાહ હાથ રૂમાલની કિનારી માટે ઘણી ઉપયોગી થઇ પડે છે.

**હાથ રૂમાલ:** રૂમાલ જેટલો મોટો હોય તેથી બે ઈંચ વધારે રાખી કપડું ચોરસ ફાડી લેવું. પછી ચારે બાજુની કિનારથી એક ઇંચ જેટલી જગ્યા છોડી, પાંચથી છ તાંતણા ચારે બાજુથી કાઢવા. પછી કિનારીને એવી રીતે વાળીને ફાંકો કે પટ્ટીની કિનારી તાંતણા કાઢેલી હારને માથે બરોબર આવે. તે પછી જે તરાહ કાઢવી હોય તે ઉપર જણાવેલી રીતે કાઢો. ( વધુ સમજણ માટે જુઓ ચિત્ર નં. ૬. )



ચિત્ર નંબર ૬.



ડ્રોઇંગ માસ્તરે છોકરાઓએ કહ્યું કે દરેક જણે દરિયાનું ચિત્ર કાઢવું અને તેને કિનારે માછલીઓ બેઠી હોય એમ બતાવવું. બીજા છોકરાઓ ચિત્ર કાઢવા લાગ્યા, પણ ચુનીને અને મોહનને બરોબર ડ્રોઇંગ આવડતું નહતું. છેવટે બીજા છોકરાઓએ પોતાના ચિત્રો માસ્તર સાહેબ ને બતાવ્યા. ચુની અને મોહનની વારી આવી. બન્નેએ માત્ર દરિયોજ ચિત્રમાં બતાવ્યો હતો. માછલીઓ પાડી શકયા નહતા. માસ્તર ખીજવાયા ત્યારે ચુનીએ કહ્યું: " સાહેબ ! મેં માછલીઓ તો બરોબર કિનારા ઉપર બતાવી હતી. પણ એ રાંડો કોણ જાણે કયાં ચાલી ગઇ ! તમને જોઇને કદાચ શરમાઇ હશે અને પાછી દરિયામાં પેસી ગઇ હશે !

મોહને કહ્યું: " સાહેબ ! હું માછલીઓ ચિત્રમાં પાડવાનો હતો પણ કિનારા પર પાટીઉં મારેલું છે કે " અહિં આવનાર ઉપર કામ ચલાવવામાં આવશે. " ( Trespassers will prosecuted ) !

# "પૂજું પ્રાણાધાર !"

( રાસ. )

લેખકઃ શ્રીયુત શીવલાલ ત્રિભુવન વાંટાવદરકર. ('મંગલ')

હૃદયાશ્રુમય પુષ્પ કલિથી ( ૨ ) પૂજું પ્રાણાધાર !
પ્રેમે પૂજું પ્રાણાધાર ! ( ટેક )

કુંકુમ, અક્ષત, અબીલ, ગુલાલે,
નવરંગી ફુલડાંથી વ્હાલે—
પૂજું પ્રેમાધાર ! પ્રેમે પૂજું પ્રાણાધાર ! હૃદયા૦

( સાખી )

આ યૌવન ઉદ્યાનના, આળી મોંઘા પ્રાણ !
જીગર કેરાં ફૂલડે, લઉં ઓવારણાં લ્હાણ !

તન મન ધન તમને અરપી હું—
ચરણ કમળની દાસી બની હું,
વરસાવો અમિધાર ! પ્રેમે પૂજું પ્રાણાધાર ! હૃદયા૦

( સાખી )

અંજની સુતની રગરગે 'રામ' નામની છાપ !
તેમજ આ હૃદયે પ્રભુ ! જપાય છે તવ જાપ !

મોહન મ્હારા ! દગના તારા !
પ્રેમામૃતમય પ્રિતમ ! પ્યારા !
સોહાગના શણગાર ! પ્રેમે પૂજું પ્રાણાધાર ! હૃદયા૦

( સાખી )

જળ જીવન લેખાય છે, કાન્ત ! મીનનું જેમ !
જીવન મારૂં આપ છો, આપ થકી હું ક્ષેમ !

પ્રેમ હિંડોળે વ્હાલ ! ઝુલાવો !
પ્રણય પિયુષ રસ પાન કરાવો !
આશાના આધાર ! પ્રેમે પૂજું પ્રાણાધાર ! હૃદયા૦

( સાખી )

આ જીવન કાસારમાં, મહાલનારા હંસ !
ગીત પ્રણયના ગુંજવો, કેસરભીના કંથ !

રઢિઆળી તવ સુરતિ રસાળી,
વર્ષણ સ્નેહ તણું કરનારી;
પુરૂં હૃદયાગાર ! પ્રેમે પૂજું પ્રાણાધાર ! હૃદયા૦

( સાખી )

યમ આયુના વેગને, ચકોરી શશિને જેમ !
ચાહે કોકિલ આમ્રને, ચાહું તમને તેમ !

પાવ ચૂસું તવ પ્રણય રસિલા !
સીંચો સુધાથી સહચારિણી આ !
રસિકવર ભરથાર ! પ્રેમે પૂજું પ્રાણાધાર ! હૃદયા૦

( સાખી )

શિર ઝુકે તવ ચરણમાં, આશાના ઉલ્લાસ !
સ્નેહતણું સત્પાત્ર આ, ઇચ્છે પ્રણયવિલાસ !

હૃદય હાર ! પ્રિયતમ ! મમ મનહર !
પ્રણય રસ રેલાવો રસેશ્વર !
મારા 'મંગલ' કાર ! પ્રેમે પૂજું પ્રાણાધાર ! હૃદયા૦




લેખક : શ્રીયુત ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.

## પાત્રો.

સુન્દરલાલ : ભુજંગપુરનો સંસ્કારી અને કેળવાયલો ખેડુત; પાછળથી મુંબાઇના શેર બજારનો દલાલ.
અમુલાલ : સુન્દરલાલનો નાનો ભાઇ.
વસનજી : સુન્દરલાલનો મિત્ર.
વસન્ત : વાર્તાનો નાયક; કવિ અને લેખક, સુન્દરલાલ અને માણેકનો પુત્ર.
નંદલાલ : વસન્તનો સહાધ્યાયી અને મિત્ર.
સુમનલાલ : ,, ,, ,,
મનહરલાલ : સ્નેહપૂર્ણાનો ભાઇ.
જીવનલાલ : મનહરલાલનો મિત્ર; સ્નેહપૂર્ણાનો ઉમેદવાર.
માણેકબાઈ : સુન્દરલાલની પત્ની; વસન્તની માતા.
યમુના : અમુલાલની પત્ની.
જયકુંવર : સુન્દરલાલ અને અમુલાલની મોટી બ્હેન; વિધવા, કર્કશ સ્વભાવનો નમુનો.
લલિતા : વસન્તની પત્ની; કુંતલપુરના કારભારી હરિલાલની પુત્રી.
કપિંજલા : સુમનલાલની પત્ની.
વિજયા : મનહરલાલની પત્ની.
સ્નેહપૂર્ણા : મનહરલાલની બ્હેન, વાર્તાની નાયિકા.

## આગલા પ્રકરણોનો ટુંકસાર.

**પૂર્વ વૃત્તાંત :** સૌરાષ્ટ્રમાં ઓઝત નદીને કાંઠે આવેલા ભુજંગપુર ગામમાં પિતા હિમતલાલના મરણ પછી સુન્દરલાલનું કુટુંબ ખેતી ઉપર ગુજારો કરી સુખી જીવન ગાળે છે. પાંચેક વર્ષ બાદ ઝેરી તાવની બીમારીથી સુન્દરલાલના બે ભાઇ અને તેમની પત્નીઓ ગુજરી જાય છે; મોટી બ્હેન જયકુંવર વિધવા થાય છે. કુટુંબમાં હવે સુન્દરલાલ અને તેની પત્ની માણેક તથા નાનો ભાઇ અમુલાલ અને તેની પત્ની યમુના એટલાં રહે છે. કર્કશા જયકુંવર યમુનાના ભોળા સ્વભાવનો લાભ લઇ વારંવાર કુટુંબ કલેશ જગાડે છે. આ અરસામાં કથાનાયક વસન્તનો જન્મ થાય છે. સંસ્કારી દંપતી બાળપણથી પુત્રના શિક્ષણ માટે અત્યંત કાળજી બતાવે છે.

**વાર્તા :** ગામડાની નિશાળનું ભણતર પુરૂં થતાં સુન્દરલાલ વસન્તને જુનાગઢની હાઇસ્કુલમાં અભ્યાસ માટે મોકલે છે. ભેંસાણપુરથી સુન્દરલાલના એક ખાસ મિત્રનો પુત્ર નંદલાલ પણ ત્યાં આવે છે. બન્ને સુન્દરલાલના મિત્ર વસનજીને ત્યાં રહી અભ્યાસ કરે છે. બન્ને વચ્ચે ગાઢ મૈત્રી જામે છે.

દરમિઆન વસન્તને પરણાવી લ્હાવો લેવાનો અભિલાષ તેની માતા માણેકને થાય છે. સુન્દરલાલ બાળલગ્ન વિરૂદ્ધ ઘણું સમજાવે છે છતાં તે હઠ નથી મુકતી. તે માને છે કે પોતે જલ્દી મરી જવાની છે, અને તેથી પુત્રનું લગ્નસુખ જોવાની ઉતાવળ કરે છે. વસન્તની મરજી તે વિષે પૂછાવવા માણેક જુનાગઢ કાગળ લખે છે. માતાના આગ્રહને વશ પુત્ર થાય છે. પરિણામે કુંતલપુર રાજ્યના કારભારી હરિલાલની કેળવાયલી પુત્રી લલિતા સાથે વસન્તનો વિવાહ થાય છે

6

અને લગ્ન પણ ઉજવાય છે. પણ વરવહુ પરણીને ભુજંગપુર આવતાં વેંતજ માણેકની આગાહી સાચી પડે છે. તે મૃત્યુ પામે છે. બીજી તરફ સુન્દરલાલના કપાસના આડમાં આગ લાગે છે. ' ગૃહલક્ષ્મી સાથે આ કુટુંબની લક્ષ્મી પણ જાય છે.' કર્કશા જયકુંવર આ આફતનો દોષ લલિતા પર ઢોળે છે અને તેને છપ્પરપગી કહી તેના આખા ગામમાં વગોણાં કરે છે. સુન્દરલાલ લલિતાને પાછી કુંતલપુર મોકલી આપે છે.

આ કટોકટ પ્રસંગે સુન્દરલાલનો સાચો મિત્ર વસનજી તેને નાણાંની મદદ આપે છે. એ નાણાંમાંથી દેણદારોને ચુકવી નસીબ અજમાવવા સુન્દરલાલ મુંબાઇ આવે છે અને શેર બજારમાં દલાલ તરીકે ધંધો શરૂ કરે છે. એ ધંધામાં તે સારી રીતે ફાવે છે. બીજી તરફ જુનાગઢમાં વસન્ત પોતાનો અભ્યાસ આગળ વધાર્યે જાય છે.

થોડા સમય પછી લલિતા પાછી ભુજંગપુર આવે છે. ઘરકામમાં તે યમુનાને બનતી મદદ કરે છે અને સાથે સાથે પોતાના જ્ઞાનનો લાભ તેને આપે છે. કર્કશા જયકુંવરથી તેમનો સંપ અને સ્નેહ વેઠાતાં નથી. લલિતાની ગમે તેટલી સંભાળ છતાં નજીવા બ્હાના કાઢી જયકુંવર તેની સાથે લડે છે, અને ગામમાં તેના જેવીજ બીજી અજ્ઞાન સ્ત્રીઓ આગળ ભાભીનાં ને વહુનાં વગોણાં પેટ ભરીને કરે છે. છેવટે લલિતા પર તે એટલે સુધી આળ મુકે છે કે તેણે તો પ્રભુલાલને ભોળવી નાખ્યો છે ! આ ત્રાસથી છુટવા પોતાને કુંતલપુર પાછી બોલાવી લેવા લલિતા પિતાને પત્ર લખે છે, પણ પિતા નિભાવી લેવાની તેને સલાહ આપે છે. આ અરસામાં તે યમુના સાથે નદીએ પાણી ભરવા જાય છે, જ્યાં ઓચિંતુ પૂર આવતાં પગ લપસવાથી તે નદીમાં તણાય છે. તેના શબનો પણ પત્તો નથી લાગતો. પાછળથી મળેલી ખબરો પરથી એમ માની લેવાય છે કે લલિતા ડુબીને મરી ગઇ છે. જયકુંવર ગપાટો ચલાવે છે કે પોતાનું કલંક છુપાવવા તેણે આપઘાત કર્યો છે.

જુનાગઢમાં રહેતાં વસન્ત અને નંદલાલને સુમનલાલ નામે એક વિદ્યાર્થી સાથે મૈત્રી બંધાય છે. રાજકોટના એક પ્રસિદ્ધ વકીલ કેશવલાલનો સુમનલાલ પુત્ર છે. તેની સંસ્કારી અને રસિક પત્ની કપિંજલા પણ તેની સાથેજ રહે છે. આ સંસ્કારી દંપતિ સાથે આનંદથી વાર્તાલાપ કરતો વસન્ત બેઠો હોય છે ત્યાં લલિતાના નદીમાં ડુબી ગયાના દુખદાયક ખબર આવે છે. ચારે જણા તપાસ કરવા ભુજંગપુર જાય છે. ત્યાં કપિંજલાને પણ જયકુંવરના સ્વભાવનો અનુભવ થોડો ઘણો થાય છે.

થોડાક સમય વીતતાં ફરી લગ્ન કરવા માટે વસન્ત પર દબાણ થાય છે. પોતાનો અભ્યાસ પૂરો કરવા તે પિતાની પાસે મુંબાઇ આવીને રહો છે. નંદલાલ પણ મુંબાઇ આવ્યો છે. સુમનલાલ અને કપિંજલા રાજકોટમાં રહે છે. કપિંજલા ત્યાં આગળ વસન્તને યોગ્ય પાત્ર સ્નેહપૂર્ણા નામની કન્યા શોધી કાઢે છે અને વસન્તને તાર કરી મુંબાઇથી બોલાવે છે. વસન્ત ગુજરાત મેલમાં નીકળે છે. રસ્તામાં ટ્રેન અચાનક અટકે છે. સ્ત્રીઓના બીજા વર્ગના ડબ્બામાં બેઠેલી ગુલબાનુ અને સુશીલા નામે બે મહિલાઓ ઉપર કોઇ બદમાશે સ્ત્રીના વેશમાં હુમલો કર્યો હતો. સુશિલા સાંકળ ખેંચી ગાડી ઉભી રાખે છે, બદમાશ નાશી જાય છે. પોતાની સાથે કોલેજમાં ભણતી સુશીલાને વસન્ત ઓળખે છે; અને રાજકોટ જવાનું મુલત્વી રાખી બન્નેને આનંદપુર તેમના આશ્રમ સુધી પ્હોંચાડવા વસન્ત તેમની સાથે જાય છે. પરિણામે રાજકોટ મોડા પ્હોંચવા માટે કપિંજલા સખ્ત ઠપકો આપે છે, કારણ કે સ્નેહપૂર્ણાને પોતાના ભાઇ સાથે દિલ્હી ચાલ્યા જવું પડે છે અને કપિંજલા તથા સુમનલાલની ગોઠવણો હુરતવેળા મનમાંજ રહી જાય છે.

સ્નેહપૂર્ણા રાજકોટમાં પોતાના ભાઇ મનહરલાલ અને તેની પત્ની વિજયા સાથે રહેતી હતી. પિતાએ મરતી વખતે મનહરલાલ પાસે વચન લીધું હતું કે સ્નેહપૂર્ણાને તેના ઇચ્છિત વર સાથેજ પરણાવવી. પરિણામે એ સંસ્કારી, કેળવાયલી, સુંદર બાળા અત્યારે યૌવનને આંગણે ઉભેલી છતાં કુંવારી હતી. વસન્તના કાવ્યો વાંચી તેના ઉપર મુગ્ધ થઇ હતી, પણ વસન્ત પરણેલો છે જાણી નિશ્વાસ નાંખતી. એ અરસામાં લલિતાના મરણના સમાચાર, જ્ઞાતિપત્રમાં વાંચી કંઇક આશા

બંધાય છે. બીજી તરફ મનહરલાલનો મિત્ર જીવનલાલ સ્નેહપૂર્ણાને ચાહે છે અને તેને પોતાની કરવા મથે છે. પોતાની મકસદ પાર પાડવા તે લાગ જોઇ એક રાત્રીએ સ્નેહપૂર્ણાને તેના બંગલાના બાગમાં મળે છે.

અહિંથી વાર્તા આગલ ચાલે છે.

## પ્રકરણ ૨૧ મું.

### પ્રેમ યાચના.



જીવનલાલને અંધારી રાત્રે આમ એકાંતમાં આવેલો જોઇ પહેલાં તો સ્નેહપૂર્ણા ગભરાઇ પણ એક આંખના પલકારા જેટલા સમયમાં સાવધાન થઇ તેણે હિંમત ધરી. તારલિયાના તેજથી જીવનલાલની અસ્વસ્થતા સ્નેહપૂર્ણાએ પારખી લીધી. આમ એકાએક અહિં આવવા માટે તેને ઠપકો આપી કાઢી મૂકવો, તેની સાથે બોલવું નહિં એવો પોતાનો દૃઢ નિશ્ચય યાદ આવતાં જેવો તે આવ્યો છે તેવીજ તેને રૂખસદ આપી દેવી અને પોતે એક કુમારિકા છે તેથી આવે સમયે તેની સાથે અંધારામાં એકલાં ઉભાં રહેવું એ બહુ સહિસલામત નથી ઇત્યાદિ વિચારો સ્નેહપૂર્ણાને જરાવાર આવ્યા. એને કાઢી મૂકવો તો નહિં પણ આજની તકનો ઉપયોગ કરી એને સુધારવા કંઇક પ્રયત્ન કરવો એ વધારે આવકારદારક છે એમ સ્નેહપૂર્ણાને લાગ્યું. પોતે બાગની વચ્ચે હોવાથી અને ત્યાંથી મનહરલાલનો ઓરડો બહુજ દૂર હોવાથી કોઇપણ આ વાર્તાલાપ સાંભળશે નહિં એવી ખાત્રી થયા પછી તેણે જીવનલાલની ખબર લેવાનું શરૂ કર્યું. સ્નેહપૂર્ણાએ જોયું હતું કે જીવનલાલની સાથે વાત નહિં કરવાથી તે વધારે ઇંતેજાર બનતો જતો હતો. આજે જીવનલાલની ઇંતેજારીનો અંત આણવા સ્નેહપૂર્ણાએ પ્રાપ્ત થયેલી આ તકનો બરાબર ઉપયોગ કરવાનો નિશ્ચય કર્યો.

" કેમ જીવનભાઇ ! અત્યારે કંઇ આ તરફ નિકળી પડયા છો ?" સ્નેહપૂર્ણાએ પ્રસંગને શુદ્ધ બનાવવાની પ્રસ્તાવના કરી.

" તહમે જાણોછો કે મ્હને નવાં નવાં પુસ્તકો વાંચવાનો બહુ શોખ છે. તહમે પણ એ બાબતમાં બહુ શોખીન છો. આજે ઇચ્છા થઇ કે એકાદ નવું પુસ્તક વાંચવા જેવું ખાસ હોય તેનું નામ તહમારી પાસેથી મેળવવું. મનહર પાસેથી ઉઠી ઘર તરફ જતાં એ ઇચ્છા યાદ આવી. તહમારા ઓરડા તરફ ગયો ત્યાં તહમે નહિં હોવાથી આ તરફ આવ્યો." જીવનલાલે વાત જોડી કાઢી જવાબ આપ્યો. શબ્દે શબ્દે એક ચોરની માફક તે ધ્રૂજતો હતો. સ્નેહપૂર્ણા આ સર્વ બનાવટી શબ્દો સાંભળતી સાંભળતી તેના તરફ વિશુદ્ધ ભાવના પ્રેરતાં નયનો ફેંકતી હતી.

" તહમારે એકાદ પુસ્તકનું નામ જોઇતું હતું તો સ્હવારે આવવું હતું, અત્યારે શા માટે આટલી બધી તકલીફ ઉઠાવી ?"

" મ્હારામાં એક એવી ટેવ છે કે જે ઇચ્છા થઈ તે પૂર્ણ કરવામાં વિલંબ ન કરવો. " જીવનલાલે હૃદયમાં રમી રહેલા વિચારોમાંથી એક કિરણ બહાર ફેંક્યું.

" ઘણીજ સારી વાત. હું તહમને ખાસ કરી કલાપીનું ' માલા ને મુદ્રિકા ' વાંચવાની ભલામણ કરૂં છું. "

" 'માલા ને મુદ્રિકા' તો મ્હેં વાંચ્યું છે."

" વારૂ. ત્યારે કવિવર ન્હાનાલાલનું 'જયા જયન્ત' નાટક વાંચ્યું ?"

" ના, નથી વાંચ્યું "

" એ જરૂર વાંચો, હું ત્હમને ખાસ ભલામણ કરૂં છું. મ્હારી પાસે એ પુસ્તક છે. ત્હમારે વાંચવું હોય તો સ્હવારે મ્હારી પાસેથી લઇ જજો. "

" અત્યારે ન આપી શકો ? "

" જરૂર. ત્હમારે વાંચવું હોય તો હમણાંજ આપીશ. " આમ કહી સ્નેહપૂર્ણા પોતાના ઓરડા તરફ ચાલવા તૈયાર થઇ.

જીવનલાલની ઇચ્છા હજુ કંઇક વાત કરવાની હોય તેમ દેખાયું તેથી તે જરાવાર થોભ્યો.

" સ્નેહપૂર્ણા ! ત્હમે ત્હમારૂં જીવન બહુ ઉચ્ચ રીતે ગુજારો છો હો ! " તક છટકી જવાની બીકથી જીવનલાલે ફરીથી બીજી વાત છેડી.

" જીવનલાલ ત્હમને ખબર છે કે આવી રીતે એકાંતમાં વધારે વખત ઉભા રહી વાતો કરવી એ આપણા માટે બહુ સલાહકારક નથી. ચાલો ત્હમને ' જયા જયન્ત ' હું આપું છું, તે લઈ ત્હમે ખુશીથી ત્હમારે ઘેર સિધાવો. " સ્નેહપૂર્ણા જીવનલાલની પળેપળે બદલાતી સ્થિતિ સ્હમજી તેને બરાબર ઠેકાણે આણવા તૈયાર થઈ.

" એમાં શું ? ત્હમે ને હું કયાં જૂદા છીએ કે આપણને કોઈ જાતનો સંકોચ હોય. " જીવનલાલમાં રમી રહેલી ભાવના ધીમે ધીમે પ્રકટવી શરૂ થઈ.

" જીવનલાલ ! એક કૌમારવ્રત ધારણ કરેલી કન્યાએ પરપુરૂષ સાથે આવી અંધારી રાત્રિએ આમ એકાંતમાં રહી વાર્તાલાપ કરવો બહુ આવકારદાયક નથી. "

" પરપુરૂષ હોય તેને માટે ત્હમે કહોછો એ યથાર્થ છે પણ હું કયાં પરપુરૂષ છું ! "

" એ રીતે તો હું ત્હમારી સાથે ઘણીયે વાત કરી શકું. ત્હમે પરપુરૂષ નહિ પણ મ્હારા ભાઇ છો ! મનહરલાલની બ્હેન તે ત્હમારી બ્હેનજ ગણાય. એ દૃષ્ટિયે આપણે કલાકો સુધી સાથે બેસી શકીએ. બેસો સ્હામેના બાંકપર. હું અહિં બેસું છું. " સ્નેહપૂર્ણાએ જીવનલાલને મ્હાત કર્યો. મનહરલાલની બ્હેન તે પોતાની પણ બ્હેન કહેવાય એ વિચાર જીવનલાલમાં એક ક્ષણ પ્રકટયો. તે સ્નેહપૂર્ણાની સ્હામેના બાંક ઉપર યંત્રવત્ બેઠો.

" જીવનલાલભાઇ ! જોયું આ ' વૃંદાવન ' નામને શોભાવે તેવાં તુલસીનાં કુંડા કેવાં સુન્દર લાગે છે. સુધરેલા લોકો પોતાના બાગમાં સુગંધ વગરનાં નકામા વિદેશી ફૂલછોડ ને વૃક્ષો રોપે તેને બદલે તુલસીનાં વન ઉગાડે તે કેવું સુન્દર ? એ વિદેશી ફુલછોડ કરતાં જુઇ, જાઇ, ચંબેલીની ફૂલવેલિઓ ઘણીજ સારી. ચંપો, ગુલાબ, કેવડો એ કેવાં મધમઘતાં પુષ્પો છે. વિદેશી કરતાં એ વેલાઓ અને છોડ ઘણાંજ સારાં પણ હું તો તુલસીની કયારીઓનેજ પસંદ કરૂં છું. ત્હમને પણ હું ધારૂં છું કે ' વૃંદાવન ' ની ગોઠવણ પસંદ આવતી હશે. " સ્નેહપૂર્ણાએ જીવનલાલને નિર્દોષ વાતે ચઢાવવા યત્ન આદર્યો.

જીવનલાલે કંઇપણ જવાબ આપ્યો નહિ. તે વધારે ને વધારે અસ્વસ્થ જણાયો સ્નેહપૂર્ણાએ જીવનલાલની અસ્વસ્થતા પારખી લીધી.

" મ્હારી તો એવી માન્યતા છે જીવનભાઇ ! કે એ વિદેશી ફૂલછોડ દેખાવામાં બહુ સુન્દર પણ તેનાં ફૂલડાં જેમ સુગંધ વિનાનાં છે તેમ દુનિયામાં કેટલાંક માણસો બહારથી દેખાવમાં બહુ સારાં હોય પણ ગુણમાં એ વિદેશી ફૂલડાં જેવાંજ હોય છે. " સ્નેહપૂર્ણાએ બહુ ગંભીર ભાવ ધારણ કરી જીવનલાલને કટાક્ષમાં ટકો માર્યો.

" ખરી વાત કહી, પૂર્ણા ! પણ ત્હમે તો જેવાં બહારથી સુન્દર છો તેવાંજ અંતરથી

મીઠાં ને પ્રેમાળ છો. ત્હમારી મીઠડી મંજુલ વીણી, ત્હમારાં નયનનો નેહ, ત્હમારી હૃદયની ઉચ્ચતા કોઇપણ મનુષ્યને જરૂર આકર્ષે. જેટલું ત્હમારૂં સૌંદર્ય ને લાવણ્ય મોહક છે તેટલાંજ છો ત્હમે હૃદયથી સંસ્કારી. ત્હમારી છટા, ત્હમારી મધુરતા, ત્હમારી સુકુમારતા, ત્હમારા..."

"બસ કરો. પોતાની હાજરીમાં પોતાનાં વખાણ સાંભળવાં મ્હને પસંદ નથી." જીવનલાલને હવામાં અધ્ધર ઉડતો જોઇ સ્નેહપૂર્ણાએ ત્હેને અટકાવ્યો.

"આ કાંઇ ખોટાં વખાણ નથી. ત્હમે તો સાક્ષાત દેવી છો. કોઇ ભાગ્યશાળી પુરૂષ હશે તેના ગૃહમન્દિરીયે ત્હમારા જેવી ગૃહદેવી પધારશે."

સ્નેહપૂર્ણા કંઇ બોલી નહિં. તે આકાશમાં ચમકતા તારલિયા તરફ મીટ માંડી રહી.

જીવનલાલે સ્નેહપૂર્ણાને શાંત જોઇ આગળ ચલાવ્યું.

"સ્નેહપૂર્ણા ! મ્હને માફ કરજો. મ્હારાથી પૂછ્યા વિના રહેવાતું નથી કે આ સૌન્દર્યની મનમોહક મૂર્તિ કયા ગૃહમન્દિરીયે વિરાજશે ? કયો ભાગ્યશાળી પુરૂષ સો સો ચંદ્રમાની કાન્તિને ભૂલાવે તેવી આ કાન્તાનો કાન્ત થશે !" જીવનલાલ બોલવામાં શબ્દે શબ્દે આગળ વધ્યો.

સ્નેહપૂર્ણાએ મૌન ધારણ કર્યું. જીવનલાલને જે બોલવું હોય તે બોલવા દઇ તેના હૃદયનો ભાર ઓછો કરવા માટે તક આપવા ત્હેણે નિશ્ચય કર્યો. સ્નેહપૂર્ણા બોલતી નથી એટલે હું જે કંઇ પણ બોલું છું તેમાં ત્હેને વાંધો નથી. આ વિચારે જીવનલાલ વધારે ને વધારે ખીલતો ગયો.

"પૂર્ણા ! આપણા સંસારી જીવનમાં ત્હમારા જેવી સુશીલ, સંસ્કારી, સદ્‌ગુણી ને પ્રેમી સ્ત્રીઓની ખાસ આવશ્યકતા છે. ત્હમે જેને ત્યાં જશો તે ગૃહમન્દિર સ્વર્ગ સમું બનશે. ત્હમે જે કુટુંબમાં જોડાશો તે કુટુંબ સુખ ને શાન્તિને પહોંચશે. અહા ! એ કેવો સુન્દર દિન આવશે કે જે દિન ત્હમારો હાથ લઇ કોઇ ભાગ્યશાળી પુરૂષ "મ્હારી ગૃહદેવી ! પધારો ' એમ કહી ત્હમને સંબોધશે. પૂર્ણા ! પૂર્ણા ! હું આ વિચારે ગાંડો બન્યો છું."

"હું કોઇની અર્ધાંગના થાઉં તેમાં ત્હમે શા માટે ગાંડા થાઓ છો." સ્નેહપૂર્ણાએ જીવનલાલને ઠેકાણે લાવવા નિશ્ચય કર્યો.

"કારણ કે હું ત્હારો ઉપાસક છું." જીવનલાલે કહેતાં કહેતાં છૂટકારાનો દમ ખેંચ્યો.

"મ્હારા ઉપાસક ! ?"

"હા."

"મ્હારા ઉપાસક એટલે ?"

"ત્હારો, ત્હારા સૌન્દર્યનો, ત્હારા માધુર્યનો, ત્હારા નયનમાં તપતા પ્રેમતેજનો."

"જીવનલાલ ! ત્હમે આ શું કહો છો!"

"હું જે કહું છું તે ખરૂં કહું છું. મ્હારી ભૂલ થતી હોય તો માફ કરજો, પણ મારા હૃદયની વાત મ્હેં તમને કહી દીધી કે હું ત્હમારા સૌન્દર્ય માટે દિવાનો બન્યો છું"

"સૌન્દર્ય નાશવંત છે. તો એ નાશવંત વસ્તુપર દિવાના બનવું એ ત્હમને ઠીક લાગે છે ?"

"સૌન્દર્યને ભલે લોકો નાશવંત કહે પણ હું તો એને અમીઝરણું માનું છું. એ અમીઝરણું સ્નેહપ્રદેશમાં જીવનને અમરત્વ અપાવે છે. મ્હને એ અમૃતનું પાન કરાવશો ?" જીવનલાલ ઉતાવળો બન્યો.

"જીવનલાલ ! બુદ્ધિ ઠેકાણે રાખો. ત્હમારી કંઇપણ માગણી રજુ કરતાં પહેલાં આપણા સંબંધનો વિચાર કરો."

"પૂર્ણા ! પૂર્ણા ! ત્હમે કુમારી છો. ત્હમારા હાથના ઘણાયે ઉમેદવારો હશે. હું ધારૂં છું કે ત્હમે હવે કોઇની પસંદગી

કરવાની તૈયારીમાં પણ હશો. એટલે હું મ્હારા હૃદયને છેતર્યા વિના ત્હમારી સમક્ષ મ્હારી માગણી રજુ કરૂં છું. હું પૂર્ણ શુદ્ધિમાં છું. હું આજ વર્ષોથી ત્હમારી પાછળ સ્નેહનાં તપ તપું છું. મ્હારાં નયનો હમેશાં ત્હમારા દર્શન માટે આતુર રહે છે. મ્હારી સર્વ શક્તિઓ ત્હમારે ચરણે છે. હું સ્નેહપૂર્ણા મ્હારી થવાની વધામણી સાંભળું તો તેના બદલામાં આ જીવન પણ ફૂલ છે."

"જીવનલાલ ! ત્હમે દિવાના થયા હો એવા ત્હમારા હાલ દેખાય છે."

"હા ! હું દિવાનો ખરેખર દિવાનો બન્યો છું. એ સ્થિતિ લાવવાનું કારણ ત્હમેજ છો. પૂર્ણા."

"ત્હમે ત્હમારી મેળે દિવાના બનો એમાં હું શું કરૂં !"

"નહિ, નહિ ! મ્હારી મેળે હું દિવાનો નથી બન્યો. ત્હમારા આ પ્રેમઘેલાં નયનોએ મ્હને દિવાનો બનાવ્યો છે. મ્હારાં નયનો ત્હમારૂં નયનતેજ ઝીલવા હમેશાં આતુર રહે છે. જ્યારે જ્યારે હું ત્હમને જોઉં છું ત્યારે મ્હારામાં આતુરતા વધે છે. ત્હમે સર્વાંગે સુન્દર છો. ત્હમે સર્વ ગુણોમા સંપૂર્ણ છો. ત્હમારી રહેણીકરણી ઉત્તમ છે. ત્હમારી ભાવનાઓની અભિલાષા......"

"આ બધું ભાષણ શા માટે ?" સ્નેહપૂર્ણાએ જીવનલાલને ફરીથી અટકાવ્યો.

"એ કંઇ ભાષણ નથી પણ હૃદયના ઉભરા છે. સ્નેહપૂર્ણા ! મ્હને મ્હારા મનમાં રમી રહેલા વિચારો ત્હમારી સમક્ષ મુકવા દેશો તો આભાર થશે."

"કોઇ સ્ત્રીપર માત્ર ત્હેના બ્હારના દેખાવ પરથી મોહિત થઇ જેમ આવે તેમ ઉભરા કાઢવા એ તે કંઇ વિચાર કહેવાય ! જીવનલાલ ! ત્હમારામાં પ્રેમ સ્હમજવાની હજુ શક્તિ નથી આવી. ત્હમારા ઉભરા સમી જતાં ત્હમે જેવા હતા તેવાજ થઇ રહેવાના. હું સ્હમજું છું ત્હમારા હૃદયની વાર્તાના ભેદ. ત્હમે બીજા યુવાનોની માફક સૌન્દર્યની પછવાડે ગાંડા બનનારામાંના એક છો. ત્હમે હજુ પ્રેમનો પાઠ શિખવામાં એકડા ઘુંટો તેવા છો. પ્રેમના સિદ્ધાંતોને શુદ્ધ સ્વરૂપમાં ત્હમે વાંચ્યા નથી, વિચાર્યા નથી. પ્રેમની દૈવી શક્તિનો ત્હમને ભાસ થયો હશે કે નહિં તેની પણ મ્હને શંકા છે. ત્હમારા જેવા ઘણા યુવાનો પ્રેમને સ્હમજ્યા વગર પ્રેમી થવાનાં ફાંફાં મારેછે. પ્રેમનો વિકાસ ત્હમે જોઇ શકયા નથી. જગતની સર્વ વ્યક્તિઓમાં થોડે યા વધારે અંશે ચમકતું એ પ્રેમમણિનું દિવ્ય તેજ ત્હમે પારખી શકયા નથી. પ્રેમને સ્હમજ્યા વગર હું ત્હમારો પ્રેમી છું એમ્ કોઇને કહેવું એ મૂર્ખતા છે." સ્નેહપૂર્ણાએ સચોટ ભાવથી જીવનલાલને હરાવ્યો.

"પૂર્ણા ! મ્હને એ ખાત્રી છે કે હું ત્હમારી સાથે વધારે પરિચયમાં આવું તો પ્રેમના સિદ્ધાંતો સ્હમજી શકું." જીવનલાલ ઠંડો પડયો.

"બીજી એક વાત હજુ સાંભળો. જીવનલાલ ! ત્હમે પ્રેમને બદલે મોહના ઉપાસક હો તેમ લાગેછે. હું ઘણા વખતથી જોઉં છું કે ત્હમે મોહાંધ થતા જાઓ છો. ત્હમે એકાદ રૂપવતી સુન્દરીને જોતાં તુરતમાં મોહી પડો છો. ત્હમારામાં મોહનું પ્રાધાન્ય છે. ત્હમારાં નયનો શુદ્ધ નથી પણ દોષિત છે. ત્હમારાં નયનોમાં પ્રેમની જ્વાલા નથી પણ મોહનો દેવતા રખરખે છે. હું તો એટલે સુધી કહું છું કે ત્હમારા જેવા યુવાનો જેમની આંખમાં મોહનો અગ્નિ તપે છે તે લોકો આપણા સંસારમાં ભારરૂપ છે. ત્હમે મ્હારા તરફ ત્હમારાં નયનો દોષિત ભાવથી ફેંકો છો એ હું જોઇ શકું છું. ત્હમારા એ કટાક્ષના ભેદ હું પારખી શકું

છું. ત્હમે ત્હમારાં નયનોને ઉંધી દિશામાં લઈ જાઓ છો. કોઇપણ સ્ત્રી તરફ આવા કટાક્ષ ફેંકવા એ મહાપાપ છે. નયનોનો આવો ખરાબ ઉપયોગ કરનારા યુવાનો આપણા સમાજનો એક સડેલો ભાગ છે. પ્રભુ અમ્હારા સમાજને આવા સડામાંથી બચાવે એવું હું ઇચ્છું છું." સ્નેહપૂર્ણાએ જીવનલાલને સિધે રસ્તે ચઢાવવા પ્રયત્ન આદર્યો.

"સ્નેહપૂર્ણા! ત્હમારા વાક્યે વાક્યે હું વધારે મોહિત થતો જાઉં છું. ત્હમારા શબ્દમાં કટુતાને બદલે મ્હને તો વધારે મીઠાશ લાગે છે. ત્હમારા ઠપકામાં મ્હને કંઇ ઓર આનંદ આવે છે. ત્હમારો ઉપદેશ સાંભળી મ્હારા મનમાં એકજ ઇચ્છા રમી રહે છે કે સ્નેહપૂર્ણા મારી થાય તો કેવું સારૂં?"

"જીવનલાલ! હું ફરીથી કહું છું કે ત્હમે ખરેખર દિવાના બન્યા છો. ત્હમારા જેવા માણસોનો સમાજે બહિષ્કાર કરવો જોઇએ."

"પૂર્ણા! મ્હને એટલો બધો ઉતારી પાડો એ ઠીક નથી. મ્હેં ત્હમારા તરફ મ્હારાં નયનને વાળ્યાં હોય તો તે માત્ર દેવના દર્શન અર્થે. હું ત્હમને સૌંદર્યની દેવી માનું છું. સૌંદર્યનો ઉપાસક હોઇ એ દેવીનાં દર્શન કરવા આતુર બનું એમાં મ્હને તો કંઇ ખોટું લાગતું નથી. મ્હારામાં અનેક અવગુણ હશે પણ એટલું તો યાદ રાખજો કે સમાજના બંધનોને હાનિ આવે એવું કંઇપણ કૃત્ય મ્હેં કર્યું નથી. હું કદાચ ત્હમે કહો છો તેમ મોહાંધ હઇશ પણ એ મોહના પ્રવાહમાં તણાઇ મ્હેં મ્હારા સિદ્ધાંતો ગુમાવ્યા નથી. હું માત્ર ત્હમારા પ્રેમને માટેજ તરસ્યો બન્યો છું. મ્હને માત્ર એકજ અભિલાષ છે. સ્નેહપૂર્ણા જો મ્હારી અર્ધાંગના થાય તો મ્હારે આંગણે સ્વર્ગ વસે. હું ત્હમારે માટે આટલો બધો પ્રેમ ધરાવું છું એ મોહ નથી એમ ખાત્રીથી માનજો. હું મ્હારા જીવનમાં ત્હમને દેવી સમાન ગણીશ. અત્યારે મ્હારા દેવપૂજનમાં પણ હું તો ત્હમારીજ માળા ફેરવું છું. કેટલાક મહિનાઓથી ત્હમે મ્હારી સાથે છૂટથી વાત નથી કરતાં એનું કારણ પણ હું સ્હમજી શક્યો છું. મ્હારી ભૂલો પણ થઇ છે. પણ જગતના પ્રેમી યુવાનો કરે છે તેવી ભૂલોમાંનીજ એ ભૂલો છે. અલબત ત્હમારૂં એ કહેવું પણ ખરૂં હશે કે હું કદાચ પ્રેમના સિદ્ધાંતો ત્હમે સ્હમજો છો એવા વિકાસથી નહિં સ્હમજી શકતો હોઉં પણ તેથી કરી ત્હમારે માટે હું લાયક નથી એમ તો ત્હમે નહિંજ કહી શકો." જીવનલાલે ફરીથી પોતાની માગણી રજુ કરી.

"હું ત્હમારા એકપણ શબ્દથી ભોળવાઉં તેમ નથી. લાયક નાલાયકનો કંઇપણ પ્રશ્ન નથી પણ જે રીતે ત્હમે ત્હમારાં નયનોનો ઉપયોગ કરો છો એ ખરેખર શરમાવનારૂં છે. સમાજમાં ફરનારી વ્યક્તિઓ આવી રીતે દરેક સ્ત્રીપર નયન ફેંકે એ સમાજને અવનતિને આરે લઇ જવા જેવું છે. ગૃહસ્થ કુટુંબમાં ફરનારો માણસ તેનાપર મેલવામાં આવેલા વિશ્વાસનો ભંગ કરે એ માફ કરી શકાય તેવું નથી. જીવનલાલ! જે જે કુટુંબમાં જાઓ ત્યાંની કન્યાઓને ત્હમારી બ્હેન સમાન ગણો ને પ્રૌઢાઓને ત્હમારી માતા સમાન ગણો તોજ ત્હમે સમાજમાં રહેવાને લાયક છો."

"એ વર્તનમાં હું અગ્રસ્થાને આવી શકું તેમ છું. મ્હેં હમેશાં એ પ્રમાણેજ મ્હારૂં જીવન ગાળ્યું છે. ત્હમારા સિવાયની દરેક વ્યક્તિને મ્હેં બહેન ને માતા સમાન ગણી છે." જીવનલાલે કહેતાં કહેતાં છૂટકારાનો દમ ખેંચ્યો.

"જીવનલાલ ! મ્હને પણ ત્હમારી બ્હેન સમાન ગણો............"

"ત્હમારાપર તો મારા જીવનના સુખ દુઃખનો આધાર રહેલો છે. હું ત્હમને પરણવાના દૃઢ નિશ્ચયપર આવ્યો છું. હું ત્હમારી પાસે ભિક્ષા માગી લઉં છું. હું ત્હમારા પાસે યાચના કરૂં છું કે મ્હને નિરાશ નહિં કરશો. ત્હમે લગ્નની બાબતમાં સ્વતંત્ર છો. ત્હમારી પસંદગીની આડે મનહર આવવાનો નથી. મ્હારી યાચના પહેલી છે. શું મ્હને ત્હમે નિરાશ કરશો ?"

"જીવનલાલ ! ત્હમારી યાચના અસ્થાને છે. મ્હેં ત્હમને ન્હાનપણથી ભાઇ સમાન ગણ્યા છે. હજુયે હું ત્હમને મ્હારા ભાઇ સમાન ગણું છું ને ગણતી આવીશ. મ્હારે હાલ તુરત પરણવાની પણ ઇચ્છા નથી. પરણીશ તોપણ ત્હમને તો નહિંજ."

"કારણ ?"

"ન્હાનપણથી બંધુત્વભાવથી જેના તરફ વિચારો પોષાય છે, ત્હેને હું સ્વામી તરીકે સ્વીકારી શકું નહિં."

"માત્ર એટલુંજ કારણ ?"

"વિશેષમાં ત્હમે મ્હારે લાયક નથી ને હું ત્હમારે લાયક નથી. ત્હમે મોહના ઉપાસક છો ને હું પ્રેમની પૂજારણ છું. ત્હમે શહેરના છેલબટાઉ થવા માંગો છો, હું સમાજની સેવિકા થવા માગું છું. ત્હમે વિદેશી ફૂલછોડ રોપનારા છો, હું વૃંદાવનની ગોપકન્યા થવાની ઉમેદ ધરાવું છું. ત્હમારામાં ને મ્હારામાં આસમાન ને જમીન જેટલો તફાવત."

"પૂર્ણા ! ત્હમે મ્હારૂં ખૂન કરો છો."

"નહિં, હું ત્હમને જીવાડૂં છું. ત્હમને ત્હમારે માર્ગ જવા સૂચના કરૂં છું. ત્હમારા જીવનનો ક્રમ મ્હારાથી જૂદો છે એટલે ત્હમારે ત્હમારૂં જીવન ત્હમારા નિર્ણીત માર્ગે લઇ જઇ વિકાસમાં આગળ વધવાનું છે.."

"પૂર્ણા ! મ્હને ઉડાવવાની તજવીજ કરી મ્હને દુઃખ દેવામાં ત્હમે બાકી રાખતાં નથી. હું એક વખત ફરીથી યાચના કરૂં છું કે મ્હારી માગણીનો સ્વીકાર કરી મ્હને જીવતો રાખો. હું ત્હમને મ્હારે ગૃહમન્દિરીયે દેવી તરીકે પધરાવીશ, ત્હમારી મદદથી સંસારને નંદનવન સરીખો બનાવીશ. ત્હમારી હાજરીથી, ત્હમારા સહવાસથી, ત્હમારા સત્સંગથી હું મ્હારા જીવનને પણ સુધારી શકીશ."

"પરણ્યા સિવાય પણ ત્હમે મ્હારો સહવાસ ને સત્સંગ ઇચ્છતા હો તો ત્હમે તે જરૂર લઇ શકો."

"નહિં નહિં ! ત્હમે મ્હારી અર્ધાંગના થાઓ તોજ મ્હારા જીવનનું સાર્થક છે."

"જીવનલાલ ! હવે વધારે વખત હું ત્હમારી સાથે વાત કરવા ઇચ્છતી નથી. હું ટુંકામાં એટલુંજ કહીશ કે ત્હમારી ઇચ્છા હશે તો મ્હારા પ્રેમના પાત્ર ત્હમે થઇ શકો પણ એ પ્રેમ તે ભાઇબ્હેનનો પ્રેમ. બાકી સર્વ ભૂલી જાઓ. છેલ્લે મ્હારી સલાહ છે કે જગતમાં નીતિને રસ્તે ચાલશો તોજ ત્હમારૂં કલ્યાણ છે. બસ જાઓ ત્હમે ત્હમારે રસ્તે ને હું મ્હારે રસ્તે." આમ કહેતી કહેતી સ્નેહપૂર્ણા બાંકપરથી ઉભી થઇ.

"પણ મ્હને આમ નિરાશ કરશો ?"

"નહિં, હું ત્હમને નિરાશ નથી કરતી. ત્હમારા તરફ હું એક બ્હેનના વિશુદ્ધ પ્રેમભાવથી નિત્ય જોઇશ."

જીવનલાલ ધીમે ધીમે કદમે બાગના દરવાજા તરફ ચાલ્યો. સ્નેહપૂર્ણાએ ત્હેને છેવટનો ખુલાસો આપી દીધો.

(અપૂર્ણ.)

# અબળાઓનાં આંસુ.

લેખકઃ ડૉ. અમૃતલાલ હ. પટેલ,
એમ. બી, બી. એસ., ડી. પી. એચ. ડી. ટી. એમ. વિ.

અબળાઓના હાસ્યે દુનિયાના બળવાન રાજાઓને આપસ આપસમાં લડાવ્યા છે તે ઇતિહાસના વાંચકો જાણે છે. દ્રૌપદીના દુર્યોધન તરફના તિરસ્કારમય હાસ્યથી મહાભારતનું મહાન યુદ્ધ મંડાયું તેની સૌ કોઇને ખબર છે.

અબળાઓનાં આંસુથી દુનિયામાં શું શું ઉથલપાથલ થઇ તે પણ ઇતિહાસ આપણને બતાવે છે. રાણકદેવીની અંતરની હાયથી અને માધવની સ્ત્રી રૂપસુંદરીના આંસુથી ગુજરાતનું સામ્રાજ્ય નાશ પામ્યું અને ગુજરાત સદાને માટે પરતંત્ર બન્યું તે આપણે ભુલી શકીશું નહિ. ભારતવર્ષની હાલની ગુલામી અને ભારતવાસીઓના વર્તમાન દુઃખમય જીવનનું કારણ પણ આ દેશમાં દુઃખથી રિબાતી અબળાઓનાં આંસુઓજ કેમ ન હોય ? આ વિષયમાં શંકા પડતી હોય તો ઉથલાવો ઇતિહાસનાં પાના અને વાંચો તમારા પૂર્વજોનાં ચરિત્રો અને સરખાવો પૂર્વ અને પશ્ચિમની વર્તમાન સ્ત્રીઓની સ્થિતિ ! પરંતુ આ તો અબળાઓનાં આંસુ વિષેના રાજદ્વારી મતનું વિવેચન થયું. મારે તો " ગુણસુંદરી '' ના વાંચકોને અબળાનાં આંસુ વિષે ડાકટરી મત શું છે તે બતાવવાનું છે. આટલા માટે ઉપરનું વિવેચન પડતું મુકી અબળાઓનાં આંસુ વિષે કાંઇક વૈજ્ઞાનિક વાત સાદી સીધી ભાષામાં કહીશ.

કહેવાય છે કે સ્ત્રીઓ દાંત કાઢીને પણ હસે છે અને રડીને પણ હસી શકે છે ! હર્ષનાં આંસુ તો પુરુષોને પણ કોઇ કોઇ વાર આવે છે, પરંતુ સ્ત્રી જાતિમાં રડીને હસવાની ફેશન હોય છે ! ભાવનાપ્રધાન નાટક જોઇ આવેલી યુરોપીયન અબળાને તેનો પતિ પુછે કે " વ્હાલી તને નાટક પસંદ પડયું ?" તો તેના જવાબમાં તે કહેશે કે " વ્હાલા ! મને તે ઘણુંજ ગમ્યું, તેનાથી મને અનહદ આનંદ થયો અને તેથી હું તો આખી રાત રડી '" આ વાત જેટલી વિચિત્ર છે તેટલીજ સત્ય છે. કેટલાક લાગણીશૂન્ય, સ્વભાવે શુષ્ક અને નિરાશાવાદી પુરૂષો આ વાતને હસી કાઢશે અને કહેશે કે આ ટેવ તો સ્ત્રીજાતિની એક નબળાઇ અને ઘેલછા છે. પરંતુ માનસશાસ્ત્રીઓનો એવો અભિપ્રાય છે કે રડવું તે સાધારણ રીતે દિલગીર થવાની નિશાની છે પરંતુ ઘણા પ્રસંગે તે આનંદજનક પણ છે.

વિલાયતના ડાકટરોએ કદાચ બીજો કાંઇ ધંધો નહિ હોવાથી અને પ્રથક્કરણ કરવા માટે બીજી વસ્તુઓ ખુટી પડવાથી અબળાઓની આંખમાંથી પડતા " મોતીના દાણાઓનું " પ્રથક્કરણ કર્યું છે. ખરેખર આમ કરવા જતાં એકાદ સ્ત્રીને જબરદસ્તીથી રડાવી હશે અથવા કોઇ રડતી સુરત અબળાની ભારે ખુશામત કરીને આંસુ એકઠાં કર્યા હશે ! પરંતુ તેમણે જો આ સંશોધન કરવાની પ્રયોગશાળા હિંદુસ્તાનમાં ખોલી હોત તો તેમને આંસુ એકઠા કરવા બહુ પરિ-

શ્રમ કરવો ન પડત. આર્યાવર્તની અબળાઓનું સાંસારિક જીવન તેમની આંખોમાંથી શ્રાવણ–ભાદરવો રેલાવે છે એટલે પ્રથક્કરણ-શાસ્ત્રીઓને આ દેશમાં આંસુ એકઠા કરવા માટે જરાપણ મુશ્કેલી પડત નહિ !

જગતના ઇતિહાસમાં પુરૂષોની નબળાઇને લીધે, અબળાઓનાં આંસુઓએ બહુ અગત્યનો ભાગ ભજવ્યો છે તે તો આપણે આપણે જોઇ ગયા. પરંતુ અબળાઓના અંગત જીવનમાં આ "મોતીના દાણાઓ" શું ભાગ ભજવે છે તેની શોધ કરવાનું માન લંડન શહેરના સેંટ મેરી હોસ્પીટલના ડાકટર એલેકઝાંડર ફ્લેમિંગને ઘટે છે. દુનિયાએ નહિ જાણેલી એવી અજાયબ વાતો આ ડાકટરે શોધખોળ કરીને બતાવી છે, અને તેનો એવો અભિપ્રાય છે કે સ્ત્રીઓનાં આંસુ સ્ત્રીઓના જીવન માટે બહુ અગત્યનાં છે. એ આંસુઓ વૈદક દ્રષ્ટિએ અબળાઓના જીવનમાં બહુ અગત્યનો ભાગ ભજવે છે. આંસુઓની શકિતનું વર્ણન કરવાનો ઇજારો અત્યાર સુધી કવિઓએજ રાખ્યો હતો પરંતુ તે કાર્ય કરવામાં ડાકટરોએ પણ ભાગ પડાવ્યો છે અને તેમ થવાથી જગતને ઘણું જાણવાનું મળ્યું છે.

અત્યારસુધી ડાકટરો બિચારા એમજ જાણતા હતા કે આંખ અને નાક વચ્ચેના ખૂણામાં રહેલી આંસુ પેદા કરનારી પેશીઓ ( Lachrymal glands ) ફક્ત આંખને ભીની રાખવા માટેજ આંસુઓ પેદા કરતી હતી પરંતુ ડાકટર એલેકઝાંડર કહે છે કે કોઇ પણ દુઃખના પ્રસંગે અથવા સુખના પ્રસંગે આંસુઓનો પ્રવાહ સ્ત્રીઓને માનસિક આરામ બહુ આપે છે. રડવા પછી સ્ત્રીઓનું મુખ કાંઇક વધારે કોમળ, સુંદર અને આકર્ષક દેખાય છે. સ્ત્રીઓની રડવાની ટેવને પુરૂષો માનસિક નબળાઇ કહે છે છતાં સ્ત્રીઓની આ માનસિક નબળાઇ પુરૂષોને પ્રિય છે. ડાકટર એલેકઝાંડર આ વિષયમાં કહે છે કે સ્ત્રીઓનું રૂદન તે તેમની માનસિક નબળાઇ અથવા છેલછાનું જ પરિણામ નથી. પરંતુ સ્ત્રીઓની તંદુરસ્તી જાળવી રાખવા ખાતર કુદરતે સર્જેલું એક સાધન છે ! આંસુ એ કુદરતના ડહાપણનો નમુનો છે ! અબળાઓને અત્યંત દુઃખ અને સુખમાં લાગણી થઇ આવે છે ત્યારે તેમના જ્ઞાનતંતુ અને મગજ ઉપર સખ્ત. બોજો વધે છે કારણ કે મગજની નાડીઓમાં લોહી મોટા પ્રમાણમાં ભરાય છે અને તેથી સ્ત્રીઓને અત્યંત દુઃખ થાય છે. જ્ઞાનતંતુ અને મગજ ઉપરનો બોજો ઓછો કરવાનું સાધન ડહાપણવાળી કુદરતે નિર્માણ કરેલું છે અને તે સાધન તે "આંસુ" છે. આંસુના સતત પ્રવાહથી મગજપરનો બોજો એકદમ ઓછો થઇ જાય છે અને તેથી સ્ત્રીને માનસિક આરામ મળે છે.

આંસુ વિષેની આ શોધ ઉપરાંત ડાકટર એલેકઝાંડરે બીજી ઘણી બાબતો બતાવી છે. આંસુઓનું પૃથક્કરણ કરી તેની અંદરના જુદા જુદા તત્ત્વોના ગુણદોષનું નિરિક્ષણ કરવા લગભગ છ માસ સુધી સખ્ત પ્રયત્ન કરી આ ડાકટરે આંસુમાંથી "લાઇસોઝાઇમ" ( Lysozyme ) નામનો અદ્દભુત પદાર્થ શોધી કાઢયો છે. આ પદાર્થ જંતુઓ નાશ કરવાનો ખાસ ગુણ ધરાવે છે. એક કાચની શીશીમાં જંતુઓથી ઉભરાઇ જતું સફેત રગડા જેવું પાણી રાખી તેમાં એક બે આંસુનાં ટીપાં નાંખીએ તો થોડીજ પળમાં આ પાણી તદ્દન નિર્મળ થઇ જશે અને તેના અંદરના બધા જંતુઓનો નાશ થઇ જશે. "લાઇસોઝાઇમ"ના આ ગુણને લીધે આંખની અંદર હવામાંથી ઉડીને પડતા અસંખ્ય જંતુઓનો નાશ થાય છે અને તેથી આંખ જંતુઓના ભયથી મુક્ત રહે છે. આંખમાંથી ઘણાખરા

રોગો જંતુને લીધે થાય છે તેવો જંતુશાસ્ત્રીઓનો અભિપ્રાય છે અને તેમનાથી જતન કરવા માટે કુદરતે આંસુ રૂપી પ્રવાહી બનાવ્યું છે, જે પ્રવાહી આંખમાં નિરંતર વહીને આંખને સ્વચ્છ અને તંદુરસ્ત રાખે છે. "લાઇસોઝાઇમ" પદાર્થ શરીરના બીજા ભાગોમાં પણ પેદા થાય છે પરંતુ આંસુઓમાં તે વિશેષ પ્રમાણમાં પેદા થાય છે અને આમ કરવામાં કુદરતનું કેટલું ડહાપણ સમાયલું છે તે વિજ્ઞાનની શોધથી સાબિત થયું છે.

આથી વધારે સ્ત્રીઓના આંસુની પ્રશંસા કરીએ તો કદાચ તેમના આંસુની કિંમત મોતીના કરતાં વધી જાય અને અબળાઓ પોતાના આંસુનો વધારે પડતો ઉપયોગ કરી પુરૂષોને જગતના જીવનયુદ્ધમાં તદ્દન હરાવી દે. તેટલા માટે પુરૂષોના હિતની ખાતર આ લેખ આટલેથીજ સમાપ્ત કરવામાં આવે છે અને પુરૂષોને મારી સલાહ છે કે આંસુ વિષે વધારે શોધ ખોળ, હાલના સંયોગો જોતાં મુલતવી રાખવા ડાકટર એલેકઝાન્ડરને ખાસ આગ્રહ કરવો અને જરૂર પડે તો એક ડેપ્યુટેશન વિલાયત મોકલવું !

---

## માળિડાને !



માળિડા ! ફુલની કલગી, ગૂંથજે રૂડી પેર;
ગૂંથજે રૂડી પેર કલગી, ગૂંથજે રૂડી પેર.
મ્હારે જાવું પ્રીતમને ઘેર;
કલગી ગૂંથજે રૂડી પેર.
ભાતભાતનાં ફુલડાં એમાં, ગૂંથજે તું રસભેર;
ચારૂ ચંપા મોગરાની, વાયે મધુરી લહેર.
મ્હારે જાવું પ્રીતમને ઘેર;
કલગી ગૂંથજે રૂડી પેર.
સોનેરી રૂપેરી દોરા ભરજે, ચમકે, પ્રભ ચોમેર;
રસિયો મ્હારો નાથ રીઝે, એવી ફોરવ સુરભિસેર.
મ્હારે જાવું પ્રીતમને ઘેર;
કલગી ગૂંથજે રૂડી પેર.
માળિડા ! ફુલની કલગી ગૂંથજે રૂડી પેર:
ગૂંથજે રૂડી પેર, કલગી, ગૂંથજે રૂડી પેર.
મ્હારે જાવું પ્રીતમને ઘેર;
કલગી ગૂંથજે રૂડી પેર.

'રસેશ'




# ગુણસુંદરીનું પ્હેલું વર્ષ.

લેખક:—શ્રીયુત ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.

“મ્હારું ગુણસુંદરી” ઠીક નીકળે છે ભાઇ!” મ્હારી ગામડાંઓની મુસાફરીમાં એક ભાઇએ સાહિત્ય સંબંધી ચર્ચા કરતાં કરતાં “ગુણસુંદરી” માટે પોતાના દિલમાં રમી રહેલો ભાવ પ્રદર્શિત કર્યો.

“મ્હારું ગુણસુંદરી!” “મ્હારું નહિં પણ મ્હારું, ત્હમારું અને સારા મહા ગુજરાતનું “ગુણસુંદરી” કહો!” એમ કહી મ્હેં એ સાહિત્યપ્રેમી સજ્જનનું વાક્ય સુધાર્યું. એ ભાઇએ એ સુધારો ખુશીથી સ્વીકાર્યો. આજે મહાગુજરાતના સાહિત્યરસિક સજ્જનો અને સજ્જનીઓ સમક્ષ આ સુધારો હું મૂકું છું કે તેઓ સાહિત્યસેવા અર્થે થતા આવા દરેક પ્રયાસોને પોતાની અને સમગ્ર ગુજરાતની મિલ્કત તરીકે ગણે. પણ એ સુધારો હું સૂચવું તે પહેલાં “ગુણસુંદરી”ના બારે અંકોનું વિહંગાવલોકન કરી જાઉં તો મ્હને જણાઇ આવે છે કે ‘ગુણસુંદરી’ને “ગુણસુંદરી”ના વાંચકોએ અને સારા ગુજરાતે પોતાનું ગણ્યું છે, પોતાનું ગણી પોષ્યું છે.

ગુજરાતમાં પ્રગતિપૂજકપારસી બ્હેનો તથા જન્મથીજ સંસ્કારબળથી તેજસ્વી લાગતી નાગર બ્હેનોએ સ્ત્રીશિક્ષણનાં પિયુષ સહુથી પ્રથમ પીધાં, ત્યાર પછી ગરવી ગુજરાતની અન્ય જાતિ બ્હેનોએ પણ એ પિયુષની અંજલીઓ લીધી અને આજે પરિણામે સ્ત્રીશિક્ષણના વિષયમાં ગુજરાત ઠીક ઠીક આગળ વધ્યું ગણાય. આવે સમયે સમસ્ત સુંદરીસંઘ સમક્ષ સારા વિચારો આપતું વાચન રજુ કરવું એને હું એક પ્રકારની સેવા ગણું છું. હજુ એ ફુલવેલડીઓ ગુજરાતની ક્યારીઓમાં જામે છે એ વખતે એને દરીયાનો ખારન્ન ઇચ્છાજોગ સાહિત્યની અસર-લાગે તો એ ફુલવેલડીની પાંખડીઓ અકાળે ભસ્મ થઇ જાય. એટલે આજના સ્ત્રીસાહિત્યને જન્મ આપનાર લેખકની જોખમદારી સહુથી વિશેષ છે. આજની એક ભુલનું પરિણામ આવતી કાલની સુંદર ફુલવેલડીનો નાશ કરે એવું છે. સ્ત્રીવર્ગને જે પ્રકારે પ્રેરણા મળશે એ પ્રકારે ભવિષ્યનું ભારત ઘડાશે. એટલે અંશે લેખકો પોતાની જવાબદારી સ્હમજે અને સ્ત્રીઓ માટે નિર્દોષ, ભાવભર્યું અને માર્ગદર્શક રસસાહિત્ય ઉત્પન્ન કરે એવા પ્રયાસોની જરૂર છે, અત્યાર સુધીમાં ‘સુન્દરી સુબોધ’ તથા ‘સ્ત્રી બોધે’ પોતાની શક્તિ પ્રમાણે જે કાર્ય એ દિશામાં કર્યું છે તે સ્તુત્ય છે એટલુંજ નહિ પણ સ્ત્રીસમાજની ઘડતરમાં એ બન્ને પત્રોએ જરૂર કંઇ કર્યું છે એમ એમનો ઇતિહાસ સાક્ષી પૂરશેજ. આજે “ગુણસુંદરી” પણ એ ઘડતરમાં સેવાભાવે કંઇ હિસ્સો આપવા એક વર્ષથી પ્રયત્નો કરી રહ્યું છે. પ્રથમ વર્ષેજ ‘ગુણસુંદરી’એ ગુજરાતને ગૃહેગૃહે પોતાના પગલાંની કુંકુમવર્ણી છાપ પાડી છે એની કોણ ના કહેશે?

“ગુણસુંદરી”ના પ્હેલા વર્ષનું સરવૈયું ઉપલા વાક્યને સમર્થન આપવા બસ છે. સુન્દર નાગરી જાતની સંસ્કારી બ્હેનો સૌ. હંસા બ્હેન જીવરાજ મ્હેતા બી. એ., સૌ. વિનો-

દિત્રી બી. એ., સૌ. જ્યોત્સના વિનોદરાય મ્હેતા બી. એ., સૌ. દીપકબા દેસાઇ, સૌ. ચૈતન્યબાલા મજમુંદાર એ સૌએ સ્ત્રીઓની ઉન્નતિ વિષેના વિચારો રજુ કરી ગુર્જર સુન્દરીઓ સમક્ષ નવા વિચારોની નૂતન સામગ્રી રજુ કરી છે. સૌ. ભાનુમતિ ત્રિવેદી, સૌ. પદ્માવતી, સૌ. સરસ્વતી બ્હેન, સૌ. કુસુમલક્ષ્મી સૌ. કુસુમકુમારી, બ્હેન લક્ષ્મી એમની કલમથી પણ રસસાહિત્યની ગુંથણી મનમોહક ને માર્ગસૂચક બની છે. બ્હેન વસંતલતાનું ગુંથણ સાહિત્ય તથા બ્હેન દિવાળીબાઇના વિવિધ વિષયો પણ સુંદર રીતે રજુ થયા છે. 'ગુણસુંદરી' માસિકમા ગુજરાતની ગુણસુંદરીઓ પોતાના વિચારોથી બીજી ગુણસુંદરીઓને ધડે એ જોઇ કોને સંતોષ નહિં થાય ? દિવે દિવો પ્રગટે એ રીતે સુન્દરીઓ સુન્દરીઓમાં જાગૃતિ પ્રકટાવે એને હું ઉજળા ભવિષ્યનું મંગલસૂચક ચિન્હ માનું છું.

એક અંગત પ્રસંગ યાદ આવી જાય છે. વરતેજની એ રજપુત પરિષદનો પ્રસંગ છે. આંબાવાડીઆમાં અમ્હારો ઉતારો હતો. સિંહણનાં સન્તાનોની વાતોના ઠામઠામ દાયરા જામ્યા હતાં. ચાંદનીથી ચમકતી એ એક સુન્દર રાત્રી હતી. જનડા લુંગણપર અમ્હારૂં મિત્રમંડળ બેઠું હતું. એક સંસ્કારી નાગર બ્હેન સાથે એ વખતે મ્હને અમુક પ્રસંગો પર ચર્ચા કરવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું. એ બ્હેન લોકસેવાના રંગથી રંગાયલાં છે એટલે વિવિધ વિષયોની ચર્ચામાં સુન્દરીસંઘ વિષે કંઇક ચર્ચા થઇ. એ ચર્ચાને પરિણામે મ્હારાથી કહેવાઇ જવાયું કે "મ્હારી માન્યતા તો એવી છે કે સ્ત્રીઓનાં માસિક પુરુષો ચલાવે એ ન સાંખી શકાય તેવું છે. સ્ત્રીઓનાં માસિકો તો સ્ત્રીઓજ ચલાવે. આપના જેવાં એક સંસ્કારી સેવાભાગિની એકાદ સ્ત્રી ઉપયોગી સારા માસિકનું તંત્રીપણું ન સ્વિકારે ? મ્હારી તો આપને વિનંતી છે કે આપ જો એકાદ માસિકનું તંત્રીપદ લ્યો તો ગુજરાતના સ્ત્રીજીવનના પ્રશ્નોને ઘણું બળ મળે." એ બ્હેને આ વાક્યોમાં રહેલ રહસ્યને તો આશિર્વાદ આપતાં સુન્દર હાસ્યથી પોષ્યું અને અંતરમાં એ વિચારોએ કંઇ અસર કરી છે એવું તો હું જોઇ શક્યો. આજે "ગુણસુંદરી"ના વિદ્વાન તંત્રીઓ પણ એજ વિચાર ગુજરાતી બ્હેનો સમક્ષ મૂકી રહ્યા છે અને પરિણામે સંતોષ થાય છે, કે સૌ. સરોજિની મ્હેતા બી. એ. અને બીજાં સુશિક્ષિત બ્હેનો તંત્રીની નોંધ લખવાનાં છે. મ્હારી એક ભાવના આ રીતે અમલી બની એ જોઇ મ્હને પણ આનંદ થયો છે અને એ વરતેજની નદીને કાંઠે જ્યોત્સ્નિકાના તેજમાં ચર્ચાયલો પ્રસંગ જહેને યાદ હશે ત્હેને પણ આનંદ થશેજ.

•

સુન્દરીઓ પોતાનું માસિક પોતે ચલાવે એ ઇચ્છવાજોગ અને આવશ્યક છે પણ હાલની પરિસ્થિતિમાં બંધુઓનો સહકાર તો તેઓ પણ યાચે છે."ગુણસુંદરી"માં ગુજરાતના કોકિલ લલિતજીના "સુંદરીને વંદન" અને "કલ્યાણી ફૂલવેલડી" આજે પણ દિશાઓમાં સંગીતની રમઝટ જમાવે છે. રા. કવિ બોટાદકર, રા. કેશવ શેઠ, અને રા. પાદરાકરે રાસની રસરેલ "ગુણસુંદરી"ના રસમંડપે રેલાવી છે. રા. 'જયવિજય,' રા. "પ્રવાસી" રા. શેલત, રા.ભગત, રા.-ન્હાનાલાલ પટેલ, રા. રમણીક મ્હેતા એ સર્વએ પણ સુંદર કાવ્ય ગુંથણી રચી છે. સાક્ષરોમાં રા. કૃષ્ણલાલ ઝવેરી તથા રા. હરગોવિંદદાસ કાંટાવાળાની કલમની પ્રસાદી પણ"ગુણસુંદરી" મેળવી શક્યું છે. રા. દેવેન્દ્ર મજમુદારનો હિસ્સો પણ વાંચકોને ગમ્યો છે. આંતર-રાષ્ટ્રીય સ્ત્રી મહાસભાનો કુમારી તાતા બેરીસ્ટરનો લેખ અને અખિલ હિંદ મહિલા મહાસભા

"ભારત માતાનો વિલાપ સંતાનોને માટે અસહ્ય થઇ ગયો અને તેમણે તેના ઉદ્ધાર માટે પ્રયત્નો કરવા માંડયા. અત્યાર સુધી પુરૂષોજ એ યત્ન કરતા હતા; હવે સ્ત્રીઓએ પણ માતૃ-સેવાનું વ્રત લેવા માંડયું છે.

મન ગમે તેટલું વિશાલ અને ઉન્નતિ-પ્રિય હોય છતાં દૃઢ બલવાન શરીર અને આત્મા વિના તે કંઇ ન કરી શકે. ભારતની પ્રજામાં માનસિક વિચારો બહુ વ્યાપક છે પણ આત્મા અને શરીરની નિર્બળતાને કારણ સંકલ્પ સંકલ્પ જ રહે છે. નિર્બલ, તેજહીન શરીરમાં તેજસ્વી આત્માનો નિવાસ ન હોઇ શકે.

સુશિક્ષિત પુરૂષોએ શારિરિક ઉન્નતિ તરફ ધ્યાન આપવા માંડયું છે પરંતુ સન્તાન તો પિતા અને માતા બન્ને ( ખાસ કરીને માતા ) બનાવે તેવાંજ થાય. ભારતને વીર, સિંહ સંતાનો જોઇએ છે. આજકાલની વિદેશી શિક્ષણ-પદ્ધતિએ બાલકો અને બાલિકાઓના શરીર અત્યંત નિર્બલ બનાવી મુકયાં છે. આજથી ૪૦ વર્ષ પ્હેલાં આર્ય સ્ત્રીઓ ભલે અજાણ હતી પરંતુ શારિરિક બલમાં કમ ન હતી તેમનામાં એટલી તો શક્તિ હતી કે તંદુરસ્ત અને બલવાન સંતાન ઉત્પન્ન કરે. વિદેશી કેળવણીએ ભારતની પુત્રીઓને પુસ્તક વાંચવાને યોગ્ય બનાવી પણ બલવાન સંતાન પેદા કરવા યોગ્ય ન રાખી. ઉંચી એડીના બુટ અને રંગબેરંગી સાડીઓ પ્હેરી અમારી પુત્રીઓ અને બ્હેનો પુતળીઓ બની ગઇ એવી પુતળીઓ સિંહ જેવાં સતાન કયાંથી પેદા કરી શકે ?

મેવાડનો ઉદ્ધાર કરનાર રાણા હમીર કેવી માતાનો પુત્ર હતો ? સાંભળો. એક દિવસ રાણા અમરસિંહ ( હમીરના પિતા ) શિકારે ગયા હતા. એક સુઅરને જુવારના ખેતરમાં ઘુસતાં તેમણે જોયો. તેઓ ખેતરમાં પેસવા જતા હતા ત્યાં એક રજપુત બાલિકા માંચડા પર બેઠી હતી તેણે કહ્યું: "તમે બધા ખસી જાઓ. હું સુઅરને ખેતરમાંથી બ્હાર કાઢી આપું છું" જુવારનો એક સાંઠો લઇ તે બાલિકાએ સુઅરને મારી ખેતરમાંથી બ્હાર કાઢયો. અમરસિંહ આ જોઇને બહુ આશ્ચર્ય પામ્યા. તે પછી તેઓ નદીને કિનારે બેઠા હતા ત્યાં એક માટીનો ગોળો ગોફણમાંથી છુટીને આવ્યો અને તેમના ઘોડાને વાગતાં તેનું હાડકું તૂટી ગયું. તપાસ કરતાં જણાયું કે ખેતરમાં બેઠેલી બાલિકાએ પક્ષીઓ ઉડાડવા તે ગોળો ફેંકયો હતો. પોતે કરેલું



દોરડા ઘોડાના પગમાં એવી સફાઇથી ભેરવી દીધા કે ઘોડાએ ઠોકર ઠોકર ખાધી અને સ્વાર નીચે પડયો.

નુકશાન જાણી તેણે રાણાની માફી માગી અને ચાલી ગઇ. ગામમાં થઇને પાછા ફરતાં રાણા અમરસિંહ અને તેમના રસાલાને તેજ બાલિકા દુધનો ઘડો માથે લઇને જતી સામી મળી. માથે ઘડો અને બે હાથમાં બે દોરડા ઝાલી બાલિકા બે પાડીઓને દોરી જતી હતી. અમરસિંહના રસાલાનો એક સ્વાર તેનો દુધનો ઘડો ઢોળી નાંખવાની મકસદથી ઘોડાને એડ મારી આગળ વધ્યો. બાલિકાએ જરા પણ ન ગભરાતાં દોરડા ઘોડાના પગમાં એવી સફાઈથી ભેરવી દીધા કે ઘોડાએ ઠોકર ખાધી અને સ્વાર નીચે પડયો. આખો રસાલો હસી પડયો. અમરસિંહે બાલિકાનાં આ શુરાતન જોઇ તેના પિતા પાસે તેના હાથની માગણી કરી. બાલિકાનો પિતા નિર્ધન હતો પણ ચંદાવત રજપુત હતો. તેણે પ્હેલાં તો ના પડી પણ પછી પોતાની પત્નીના સમજાવ્યાથી કબુલ થયો. રાણો હમીર એવી વીર માતાથી ઉત્પન્ન થયો હતો.

જે પુસ્તકની વિદ્યા શરીર અને આત્માને નિર્બલ કરી દે તે પુસ્તકજ વ્યર્થ છે. ઝાંસીની રાણીની કથા કંઇ બહુ જુની નથી. ૩૨ વર્ષ પ્હેલાં મારી નજર સામે પણ એક બનાવ બન્યો હતો. એક ગુરતની પરણેલી જાટ કન્યા પોતાના પતિના કુટુંબ સહિત યાત્રાએ ગઇ હતી. રાતના સુતાં હતાં ત્યાં ચોરે તેની ચાંદીની ચુડી ઉતારવા માંડી. ૧૭ વર્ષની એ જાટ સુંદરીએ તેના બન્ને હાથો મજબુત પકડી રાખ્યા. સસરા અને બીજા વડીલોની શરમને માર્યે તે બૂમ ન પાડી શકી પણ જ્યારે ચોરે હાથ ખેંચવા માંડયા ત્યારે એવા જોરથી દબાવ્યા કે ચોર ચીસ પાડી ઉઠયો. એ ચીસથી સર્વ જાગી ઉઠયા અને ચોરને પકડયો.

આવી બલવાન અને હિમ્મતવાન દેવીઓને જો સાચી કેળવણી આપવામાં આવે તો વેદ જેવાં સંતાનની રાષ્ટ્રને માટે જરૂર માને છે તેવાં સંતાન ઉત્પન્ન કરી શકાય. કન્યા પાઠશાળાઓએ પોતાના શિક્ષણક્રમમાં આ ઉદ્દેશ હંમેશા પોતાની નજર આગળ રાખવો જોઇએ.

કેનેડાની સ્ત્રીઓઃ

લંડનના "ડેલી મેઇલ" પત્રમાં કેનેડાની સ્ત્રીઓ વિષે કેટલીક બીના પ્રકટ થઇ છે, જેમાંથી કેટલોક ઉપયોગી ભાગ નીચે આપીએ છીએઃ

"કેનેડાની સ્ત્રીઓ વિષે જે મુખ્ય છાપ આપણા મગજ પર પડે છે તે એ છે કે તેઓ સારી ગૃહિણીઓ બનવામાં રસ લે છે અને મગરૂરી માને છે. ઘરના કામકાજ માટે નોકરો મેળવવા મુશ્કેલ છે અને મળે તોય અઠવાડીઆનો એક પાઉંડ ( પંદર રૂપીઆ ) પગાર તેમને આપવો પડે છે. અને એવા નોકરનો ખાધા ખર્ચ દર અઠવાડીએ ત્રણ પાઉંડ ( ૪૫ રૂપીઆ ) જેટલો થાય છે! આટલું છતાં જે સ્ત્રીઓ બહાર નોકરી કરીને કમાતી નથી યા ધણી પાસેથી જેમને વાપરવા માટે બહુ નાણાં મળતાં નથી તેઓ નોકરને અભાવે અસંતુષ્ટ ન બનતાં ઘરકામ હાથે કરી લેવામાં સંતોષ માને છે અને પોતાના કે પતિના મિત્રોની પરોણાગત કરવામાં ખામી નથી આવવા દેતી. ખરી રીતે તો એ પરોણાગત અસાધારણ ખર્ચાળ હોય છે. વળી મ્હેમાનને ઘરકામમાં મદદ પણ કરવા નથી દેતી.

પૂર્વ કેનેડામાં દર દસ માણસે એક જણ મોટરકાર રાખે છે. પશ્ચિમમાં લગભગ એજ સ્થિતિ છે. વળી જ્યારે નોકર રાખવો કે મોટરકાર લેવી? એ પ્રશ્નોનો નિર્ણય કરવાનો હોય છે ત્યારે મોટરકાર જીતી જાય છે. કેનેડાની સ્ત્રી નોકર મેળવવા કરતાં મોટરકાર મેળવવાનું શા માટે વધારે પસંદ કરે છે? એની નિઃસ્વાર્થ વૃત્તિને લીધે જ. કારણ કે તે જાણે છે કે મોટરકાર આખા કુટુંબને આનંદરૂપ થઇ પડશે.

કેનેડાના ઘરોમાં મ્હેનત બચાવવાના સાધનો ઘણા હોય છે. વળી પતિ પણ ઘરકામમાં બનતી મદદ કરે છે. શિયાળામાં આખા ઘરને ગરમ રાખનારી ભઠ્ઠી નિયમિત કામ આપે તે જોવાની ફરજ પતિની. સાંજે જમ્યા પછી વાસણો સાફ કરવાનું પણ તે પોતાને માથે લઇ લે છે. મોટે ભાગે સવારનો નાસ્તો પણ પતિજ પકાવે છે. પતિનો સૌથી વધારે વખાણવા લાયક સદ્‌ગુણ તો એ છે કે મ્હેનત બચાવવા માટે જોઇતાં સાધનો ઘરમાં આણી આપવાની તે ખાસ સંભાળ રાખે છે. આખું ઘર એવા નાના મોટાં સાધનોથી ભરેલું હોય છે.

કેનેડાની સ્ત્રી પરણવાં પ્હેલાં પાઠશાળામાં શીખેલી હોય છે. અભ્યાસક્રમમાં તેમને વિધવિધ પ્રકારની વસ્તુઓ કેમ રાંધવી તે બારા

શીખવવામાં આવે છે. ' જે ચીજ સુંદર દેખાય તેનો સ્વાદ પણ ઉત્તમ હોય ' એમ તે માને છે. એટલા માટેજ તે રસોઇની વિધવિધ વસ્તુઓ સુંદર રીતે બનાવવા પાછળ ખાસ શ્રમ વેઠે છે.

ઘણા કેનેડીઅન ખેડુતોની પત્નીઓ રોટી ( પાઉં ) પોતાને હાથેજ પકાવે છે. ( યુરપમાં આવી રોટી સાધારણ રીતે ભઠીઆરાને ત્યાંથી તૈયાર આવે છે. ) ઘણીવાર તો તેઓ રોટી પકાવવાની હરીફાઇમાં ઉતરે છે. રસોઇની બીજી ચીજો બનાવવામાં તેઓ ઘણો રસ લે છે."

કેનેડીઅન પતિઓનો દાખલો કેટલાક હિંદી પતિઓએ અનુસરવો જોઇએ. દેવાધિદેવ પ્રભુથી પણ પોતાને શ્રેષ્ઠ માનનારા કેટલાક પતિદેવો પત્નીને વગર પૈસે ખરીદેલી ગુલામડીજ માની બેઠા હોય છે અને ઘરમાં એક તણખું પણ તોડતા નથી.

**શ્રીમતી મારગારેટ બોન્ડફીલ્ડ:**

ઇંગ્લાંડના પ્રધાનમંડળમાં અત્યારે બિરાજતી શ્રીમતિ મારગારેટ બોન્ડફીલ્ડ સંબંધી "ચાંદ" નીચે પ્રમાણે લખે છે:

" ઇંગ્લાંડની પાર્લામેંટની છેલ્લી ચુંટણીમાં આઠ મહિલાઓ સભાસદ તરીકે ચુંટાઇ હતી. એમાંના એક મીસ મારગારેટ બોન્ડફીલ્ડ છે, જેમને પ્રધાન મંડળમાં સ્થાન મળ્યું છે. ઇતિહાસમાં આ એક નવી વાત છે. આઠ વર્ષ પહેલાં ... જ મતાધિકાર મેળવવાની ચળવળ ... દંડ દેવામાં આવતો હતો. ... બધી બદલાઇ ગઇ ... આજે એક સ્ત્રી ... વનચરિત્ર ... કામ



શારદા પોતાના પગમાં એવી ઝડપથી ઊભી કરી દીધા ! ઠોકર ખાધી અને સ્વાર નીચે પડ્યો.

કાર્યક્ષેત્ર શરૂ થયું. એ નોકરીમાં રહીને તેમણે નોકરોની દશા વિષે અનુભવ મેળવ્યો અને તે સુધારવાનો યત્ન કરવા માંડ્યો. શહેરના નોકરો પછી ગામડાના નોકરો તરફ પણ ધ્યાન દીધું. તેમણે " દુકાનોના નોકર " નામે એક સંસ્થા ઉભી કરી અને ચળવળ શરૂ કરી. આ સંસ્થામાં સ્ત્રી પુરૂષ સર્વને સભાસદો બનાવ્યા. આ સભાનું કામ કરવાને કારણે " કામદાર સભા " માં તે દાખલ થઇ શક્યાં અને તેની વ્યવસ્થા એવી સુંદર રીતે કરી કે આખા દેશમાં તેમનું નામ પ્રખ્યાત થયું. થોડોક સમય પહેલાં કામદાર મહાસભાના તે પ્રમુખ પણ ચુંટાયાં હતાં. એ પહેલાં કોઇ પણ સ્ત્રી એ ઉંચું સ્થાન મેળવી શકી નહતી. છેલ્લી ચુંટણીમાં તે પાર્લામેંટના સભાસદ થયાં અને કામદાર પક્ષના હાથમાં સત્તા આવતાં મંત્રીપદ મેળવ્યું. આ જોખમદારીના કામને પહોંચી વળવા કામદાર મહાસભાના પ્રમુખ તરીકે તેમને રાજીનામું આપવું પડ્યું છે. વિલાયતની સ્ત્રીઓ આ પહેલી સ્ત્રી પ્રધાન માટે અત્યંત મગરૂર થાય છે. "

**હિન્દુ જાતિની પડતીનાં કારણો:**

" સ્ત્રી દર્પણ " માં એક લેખ લખી કુમારી કૌશલ્યાદેવી " હિન્દુ જાતિની પડતીના કારણો " નીચે પ્રમાણે ગણાવે છે:

" (૧) સ્ત્રીઓનું અભણ રહેવું અને તેમનું અપમાન થવું; (૨) હિન્દુ સ્ત્રીઓનો ઘરેણાં ઉપર અત્યંત પ્રેમ; (૩) બાળલગ્ન; (૪) પડદો; (૫) કુસંપ; (૬) અસ્પૃશ્યાસ્પૃશ્ય; (૭) રૂઢીના દાસ બનવું."

૧ લા કારણની ચર્ચા કરતાં લેખિકા કહે છે: " મોટે ભાગે હિન્દુ સ્ત્રીઓને અભણજ રાખવામાં આવે છે." તેમનું અપમાન કરવામાં આવે ... જે સ્ત્રીઓ શિક્ષિત ન હોય તો સંતાનને ...અને ધર્માત્મા ન બનાવી શકે, કે પોતાની ...નો ઉદ્ધાર કરવાને લાયક ન બનાવી શકે. ...નું બાળપણ માતાના ખોળામાં પસાર થા...વાને છે. ત્યાં જો તેમને યોગ્ય કેળવણી ...ય તો જે બાળકો જાતિનો સુધારો કરવાને કરી નહિ શકે. દરેક દેશનું ભવિષ્ય બાળકો ઉપરજ આધાર રાખે છે. બાળપણની

સારી યા બુરી આદતો જીવનભર નભે છે. આજ-કાલ જ્યારે સ્ત્રીઓને અભણ રાખી નકામી બનાવી દઇએ છીએ પછી તેમની પાસે સંતાનને વીર બનાવવાની અને દેશની ઉન્નતિ માટે તૈયાર કરવાની આશા ક્યાંથી રાખી શકીએ ? અભણ સ્ત્રીઓ ઘરકામ પણ બરોબર નથી કરી શકતી તો પછી સંતાનને કેળવી કે દેશની ઉન્નતિ ક્યાંથી સાધી શકે ? અભણ ને અપમાનિત હોવાને કારણ જ જે સ્ત્રીઓ પ્હેલાં લક્ષ્મી અને દેવી મનાતી હતી તે પગની જુતી બની ગઇ છે. જે જાતિમાં સ્ત્રીની એવી દશા હોય તેની પડતી જરૂર થાય."

ઘરેણાંના પ્રેમ વિષે લેખિકા કહે છે: " સ્ત્રી-ઓને ઘરેણાં બહુ પ્રિય હોય છે. પાસે જેટલાં નાણાં હોય તે બધાં ઘરેણાં બનાવવામાં ખર્ચે છે. જેમ વધારે ઘરેણાં મળે છે તેમ ઇચ્છા વ-ધતી જાય છે. એવી સ્ત્રીઓને બે રૂપીઆ કોઇ ધર્માદા કામમાં આપવાના કહે તો તેમનો જીવ જાય. દેશના કેટલાં નાણાં એવી રીતે નકામા જતાં હશે ? એ નાણાંનો બીજા કામમાં ઉપયોગ ન જ થઇ શકે. એટલા નાણા દેશનો વ્યાપાર ઉદ્યોગ વધારવામાં રોકાય તો દેશને મોટો લાભ થાય "

રૂઢીના દાસત્વ વિષે લખતાં લેખિકા કહે છે: " હિન્દુઓ રૂઢીના દાસ થઇ બેઠા છે. બાળલગ્ન વગેરે રૂઢીઓનો ત્યાગ કરવામાં પાપ માને છે. "બાપદાદા કરતા આવ્યા તે કેમ છોડી દઇએ " એમ દરેક જણ કહે છે. એમને પૂછીએ કે આગલા જમાનામાં શું પ્રથાઓ હતી ? તો તેમની પાસેથી ઉત્તર નથી મળતો. જો કોઇ માણસો એ રૂઢીના બંધનો તોડવાની ઇચ્છા કરે છે તો તેમને જ્ઞાતિબ્હાર કરવાની ધમકી આપી દબાવવામાં આવે છે. જરા પણ રૂઢીનું ઉલંઘન કરે તો રોટી બેટી વ્યવહાર તરતજ બંધ થાય ! આવી જાતિની પડતી કેમ ન થાય ?"



બાપ—છોકરા, તું ગીતાજી વાંચે છે ?

છોકરો—" હા. બાપા ".

બાપ—બરોબર—

છોકરો—બરોબર ધ્યાનથી.

બાપ—ત્યારે તો તું અંદર શું છે તે કહી શકશે.

છોકરો—હા-કેમ નહિ ? અંદર કૃષ્ણને અર્જુનનું ચિત્ર છે. છાપેલા શ્લોક છે. પાઠ છે. મારી ટ્રામની જુની ટીકીટ છે. વગેરે.

× × ×

નવો દાકતર—તમારી ફતેહની ચાવી શું છે ?

જુનો „ —" દર્દી કહે તેમ કરવું ને માગે તે આપવું ".

# સ્ત્રી જગત્.

## હિન્દ.

આવતી કોન્ગ્રેસના પ્રમુખ તરીકે આખા દેશની પ્રાંતિક કોન્ગ્રેસ કમિટિઓએ મોટે ભાગે મહાત્મા ગાંધીજી અને શ્રીમતી સરોજિની નાયડુનાં નામો સુચવ્યાં છે. મ. ગાંધીજીએ "યંગ ઇંડીઆ" માં એક લેખ લખતાં હાલના સંયોગોમાં શ્રીમતિ સરોજિની નાયડુને પ્રમુખ તરીકે ચુંટવાની ભલામણ કરી છે. દક્ષિણ આફ્રિકાની તેમની સેવા અને હિંદુ–મુસ્લીમ ઐક્ય માટેના તેમના પ્રયત્નો એ પદ માટે તેમને સૌથી વધારે લાયક ઠેરવે છે.

× × ×

મુંબાઇની મ્યુનીસીપલ ચુંટણીના મતાધિકારના હાલના નિયમોમાં ફેરફાર કરવાની જરૂર વિષે વિચાર કરવા નીમાયલી કમિટિએ પોતાનો રીપોર્ટ તૈયાર કર્યો છે. એમાં ડૉ. સુખીઆએ જુદી નોંધ લખી કારપોરેશનમાં સ્ત્રીઓ સભાસદો તરીકે બિરાજે તે માટે વાંધો દર્શાવ્યો છે. એમના અભિપ્રાય પ્રમાણે તેમ થવાથી સ્ત્રીઓ પોતાના ખાસ લક્ષણો અને મર્યાદા ગુમાવી દે છે અને તેઓ બીજા કપટી માણસોના હાથમાં હથીઆર રૂપ બને છે !

× × ×

મુંબાઇને લગતા ઘરભાડાના કાયદાની પૂરી થતી મુદત લંબાવવા સરકારને ભલામણ કરવા શહેરીઓની એક સભા તા. ૨૦ મી જુલાઇએ સર કાવસજી જહાંગીર હોલમા મળી હતી, જે પ્રસંગે પુરૂષ વક્તાઓ ઉપરાંત શ્રીમતી અવંતિકાબાઇ ગોખલેએ ભાડુતોની મુશ્કેલીઓ વર્ણવી એ કાયદો ચાલુ રાખવા માટેનો ઠરાવ પસાર કર્યો હતો. એવીજ બીજી સભા તા. ૧૯ મીએ મારવાડી વિદ્યાલય હોલમાં મળી હતી, જે પ્રસંગે મિસિસ હોજકીન્સને અને ડૉ. અવંતિકાબાઇ ગોખલેએ ઠરાવને ટેકો આપ્યો હતો તા. ૨૫ મીની સભામાં શ્રીમતિ હીરાબાઇ તાતાએ એક ઠરાવ રજુ કર્યો હતો. તા. ૯ મી ઓગસ્ટની સભામાં મિસિસ હોજકીન્સને ઠરાવ રજુ કર્યો હતો.

× × ×

મુંબાઇમાં ગ્રાંટરોડ નજીક રહેતા એક ખાનદાન તવંગર પારસી બાનુએ તા. ૨૨ મી જુલાઇએ સવારે એક સાથે ત્રણ બાળકોને જન્મ આપ્યો છે. ત્રણે બાળકોના શરીર સંપૂર્ણ રીતે ખીલેલાં છે.

× × ×

મુંબાઇ ઇલાકાની વીમેન્સ કાઉન્સીલનો માસિક 'એટ હોમ' નો સમારંભ તા. ૨૪ મી જુલાઇએ ટાઉન હોલમાં ઉજવાયો હતો એ પ્રસંગે "હિંદી સ્ત્રીઓ માટે તબીબી ધંધો" એ વિષય પર લેફ. કર્નલ કારટરેભાષણ આપ્યું હતું. તેમણે બાળકો અને સ્ત્રીઓના દરદો વિષે ખાસ જ્ઞાન મેળવવાની જરૂર જણાવી હતી અને એ કામ પાર પાડવા સ્ત્રીઓની એક તબીબી કોલેજની અગત્ય બતાવી હતી.

× × ×

તા. ૨૭ મી જુલાઇએ સાંજે ૬–૩૦ વાગ્યે બાઈ સુનાબાઇ નામે એક પારસી બાનુ મુંબાઇના ક્વીન્સ રોડ પર આવેલા બોલ્ટન હાઉસમાં પોતાના મકાનમાં હતાં, તે વખતે એક ૩૫ વર્ષની ઉમ્મરના હિંદુસ્થાની દેખાવના કોઇ માણસે અંદર ઘુસી આવી બાઇ બુમ પાડે તે પહેલાં તેમના મોઢામાં ડુચો દઇ જમીન પર ફેંકી હાથ પગ બાંધી લીધા હતા. તે પછી કબાટમાંથી રૂ. ૪૦૦ની નોટો કાઢી લઇ તે બદમાશ નાશી ગયો હતો. કટલીકવારે ઘરના પાછલા ભાગમાં કામ કરનો બબરચી આવ્યો ત્યારે બાઇનો એ હાલતમાંથી છુટકારો થયો હતો.

× × ×

તા. ૨૭ મી જુલાઇએ આન્ટાકુઝના જાણીતા ડૉક્ટર બ્રાહ્મણ જ્ઞાતિના શ્રીયુત છોટાલાલ ઠાકરના લગ્ન થાણાના દક્ષિણી વણિક બાઇ શ્રીમતી સુલોચના સાથે થયાં હતાં. આ લગ્નને ડૉ. ગૌરના વર્ણાંતર લગ્નના નવા કાયદાની રૂયે વાંદરાના મેજીસ્ટ્રેટની કોર્ટમાં રજીષ્ટર કરાવવામાં આવ્યું છે.

× × ×

મુંબાઇની સ્ત્રી કામદારોને સુવાવડના સમય દરમિયાન રજાની સગવડ અને બીજી રીતના લાભ આપવાની મતલબનો ઠરાવ શ્રીયુત બોલેએ મુંબાઇની ધારાસભામાં તા. ૩૦ મી જુલાઇએ રજુ કર્યો હતો અને તે સર્વાનુમતે પસાર થયો હતો. આ સંબંધી આખા હિંદ માટે આ ખરડો શ્રીયુત જોશી વડી ધારાસભામાં રજુ કરવાના છે.

× × ×

મુંબાઇની રાષ્ટ્રીય સ્ત્રી સભાના આશ્રય હેઠળ તા. ૧ લી ઓગસ્ટે લોકમાન્ય તિલકની સંવત્સરી ઉજવવા એક સભા મારવાડી વિદ્યાલય હોલમાં મળી હતી, જે પ્રસંગે કાશીવાળા કીર્તનકાર પંડિત બાલકૃષ્ણ શર્માએ લોકમાન્યના જીવન પર કીર્તન કર્યું હતું. બ્હેન રતનબાઇ મહેતાએ પણ લોકમાન્યની નિઃસ્વાર્થ સેવાઓ વર્ણવી હતી.

× × ×

મુંબાઇના મ્યુનીસીપલ કોરપોરેશનની તા. ૮ મી ઓગસ્ટની સભામાં મુસલમાન કન્યાઓને ફરજીઆત પ્રાથમિક શિક્ષણ આપવા સંબંધી સ્કુલ્સ કમિટિના ઠરાવ પર વિચાર થયો હતો અને શરૂઆતમાં એફ. અને જી. વિભાગોમાં તે નિયમ ૧૧ વર્ષની અંદરની કન્યાઓને લાગુ પાડવાનો નિર્ણય થયો હતો. સરકાર એ કાર્ય માટે અર્ધો ખર્ચ આપવા વચનથી બંધાઇ છે પણ હવે ફરી જાય છે તેથી તેની ઉપર કાયદેસર પગલાં ભરી નાણાં વસુલ કરવા પ્રયત્નો થાય છે.

× × ×

મુંબાઇના ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળે "શીવણ" વિષે એક નિબંધ લખવાની પરીક્ષા તા. ૧૪ મી ડીસેમ્બરે લેવાનું ઠરાવ્યું છે. ઉમેદવાર સ્ત્રીઓએ પોતાના નામ ઠામ મંડળના મંત્રીઓને, આર્યસમાજ મંદિર, કાકડવાડી, મુંબાઇ, ૪ ને સરનામે નવેમ્બરની આખર સુધીમાં મોકલી આપવા. ફતેહમંદ ઉમેદવારોને રૂ. ૧૫, રૂ. ૧૦, અને રૂ. ૫ ના ત્રણ ઇનામો સૌ. પાર્વતીબાઇ દ્વારકાદાસ ત્રીભોવનદાસના ઇનામી નિબંધ પરીક્ષા ફંડમાંથી અપાશે.

× × ×

મુંબાઇની અનીતિમાન જીવન ગાળતી સ્ત્રીઓનો ઉદ્ધાર કરવા માટે એક મંડળ અને આશ્રમ સ્થાપવાના ઉદ્દેશ માટે એક સભા ઓવેન મેમોરીઅલ હોલમાં ડૉ. જરબાનુ ગીસ્રીના પ્રમુખપદે મળી હતી. મિસિસ સ્ટેન્લીએ એ બદી જલ્દી દુર કરવાની અપીલ કરતાં એવી સ્ત્રીઓની સંખ્યા ૫૦૦૦ ની જણાવી હતી અને એમના રહેઠાણો–કુટણખાનાઓને ઘણા રોગ અને ગુન્હાઓના મથકો તરીકે વર્ણવ્યા હતા. પ્રમુખે વિવેચન કરતાં સ્ત્રીઓએ એ ફરજ પોતાને માથે ઉઠાવી લેવી જોઇએ એમ જણાવ્યું હતું.

× × ×

મુંબાઇના ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળને જાણીતા એડવોકેટ શ્રીયુત ભુલાભાઇ દેસાઇએ પોતાના સદ્દગત પત્ની શ્રીમતી ઈચ્છાબાઇના સ્મરણાર્થ રૂ. ૧૦૦૦૦ ની રકમ ભેટ આપી છે. સૌ. ગુલાબબાઇ મકનજી જુઠાભાઇ રૂ. ૧૫૦ આપી જીંદગી પર્યંતના સભાસદ થયાં છે અને સૌ. અજવાળીબાઇ દ્વારકાદાસ વલ્લભજીએ રૂ. ૫૦ પોતાની પુત્રીના લગ્ન પ્રસંગની ખુશાલીમાં મંડળને ભેટ તરીકે આપ્યા છે.

× × ×

દક્ષિણ હિંદમાં આવેલી રેલની આફતથી સંકટમાં આવી પડેલા ગરીબ કુટુંબોને મદદ કરવા માટે મુંબાઇની રાષ્ટ્રીય સ્ત્રી સભાના કાર્યવાહકોએ એક જાહેર વિનતિ કરી નાણાંની માંગણી કરી છે. મદદ કરવા ઇચ્છનાર સેક્રેટરીને નં. ૪૫ બીજો ભોઇવાડો, ભુલેશ્વર, ને સરનામે મોકલી શકશે.

× × ×

મુંબાઇની મીલો અને કારખાનાઓ માટે એક બાનુ ઇન્સ્પેક્ટરની નીમણુંક કરવાનો ઠરાવ થયો છે. ઉમેદવારી કરનારની ઉમર ૩૦ વર્ષની અંદરની હોવી જોઇએ. અને તકીઝી લાયકાત

તેણે ધરાવવી જોઇએ. પગાર રૂ. ૨૫૦ થી શરૂ થઇ રૂ. ૫૦૦ સુધી વધશે. વધારામાં રૂ. ૫૦ ઘરભાડા માટે અને ગાડીભાડા માટે રૂ. ૭૫ દર મહિને મળશે. અરજી કરનારે કોઇ પણ અધિકારીની શીફારસ મેળવવાનો પ્રયત્ન કરવો ન જોઇએ, એવી ખાસ શરત નાંખવામાં આવી છે.

× × ×

દાહોદમાં એક ભીલ અને તેની ગર્ભવતી સ્ત્રી ઉપર દારૂ ગાળવાનો શક લાવી આબકારી ઈન્સ્પેક્ટર મી. વજીફદારે માર મારી અસહ્ય જુલમ ગુજાર્યાની ખબરો ગોધરાના શ્રીયુત વામન સુકાદમે પ્રકટ કરી છે. હકીકત ઉપરથી જણાય છે કે ઇન્સ્પેક્ટરે એ ભીલને કોઇ જુદોજ માણસ ધારી લઇ તપાસ કર્યા વિના માર માર્યો હતો. તેની પત્નીને પણ માર મારી તેના તરફ નિર્લજ્જ વર્તણુક બતાવાઇ હતી. આ ગુન્હા માટે ઇન્સ્પેક્ટરની ત્યાંથી બદલી થઇ છે.

× × ×

કન્યાઓને અંગ્રેજી કેળવણી આપવાનો અનુકુળ વખત હજી નથી આવ્યો. એવો ઠરાવ પાંલનપુર રાજ્યની રાજસભાએ કર્યો છે। ( ગુજરાતી પંચ ).

× × ×

કરાંચીના ભીમપુરા વિભાગમાં જુગારખાનું રાખવા માટે મીઠીબાઇ દેવજી નામે એક કચ્છી સ્ત્રીને ૧૫ દિવસના સખ્ત કેદની અને રૂ ૨૦ ના દંડની સજા થઇ છે. આગળ પણ એજ ગુન્હા માટે બાઇને રૂ. ૯૫ ના દંડની સજા થઇ હતી.

× × ×

વૈકામ (ત્રાવણકોર રાજ્ય) ના અંત્યજોદ્ધાર સત્યાગ્રહમાં જોડાયલી મહિલાઓ—સ્વયં સેવિકાઓની સરદારી મિસિસ નાયકરે લીધી છે. એ બાઇ સેવિકાઓની ભરતી કરે છે અને લડત આગળ ચલાવે છે. તેમના પતિને એ કાર્ય માટે ચાર માસના સખ્ત કેદખાનાની સજા કરવામાં આવી છે.

× × ×

ત્રાવણકોર રાજ્યની ધારાસભામાં કેળવણી ખાતાના ડીરેકટર તરફથી નિશાળોમાં કાંતવાનું શિક્ષણ આપવાને લગતી દરખાસ્ત મુકવામાં આવી હતી, જે પસાર થઇ હતી અને તેના ખર્ચ માટે રૂ. ૫૦૦૦ મંજુર થયા હતા. એ વિષય અઠવાડીઆમાં એક દિવસ શીખવાશે.

× × ×

આંધ્ર પ્રદેશની પ્રાંતિક પરિષદ માટે પ્રમુખની ચુંટણી કરવા ગોદાવરી જીલ્લા કોન્ગ્રેસ કમિટિની રાજમહેંદ્રીમાં તા ૨૧ મી જુલાઇએ મળેલી સભાએ શ્રીમતી સરોજિની નાયડુને વધુમતે પસંદ કર્યાં છે.

× × ×

દક્ષિણ આફ્રિકાથી પાછા ફર્યા બાદ શ્રીમતી સરોજિની નાયડુ પોતાના કુટુંબને મળવા હૈદરાબાદ ( નિઝામ ) ગયાં હતાં તે પ્રસંગનો લાભ લઇ ત્યાંની સાઉથ ઇંડીઅન કલબે તેમના માનમાં એક ખાણું આપ્યું હતું. કલબના પેટ્રન સર અમીન જંગબહાદુરે શ્રીમતી સરોજિનીને હિંદની એક ઉમદા પુત્રી તરીકે ગણાવ્યાં હતાં. શ્રીમતીના પતિ ડૉ. નાયડુ એ કલબના પ્રમુખ છે.

× × ×

મદ્રાસની કાયદાની કૉલેજમાં મીસ વેંકટરામ નામે સૌથી પ્હેલી સ્ત્રી વિદ્યાર્થી થોડાક સમય પર કાયદાના અભ્યાસ માટે દાખલ થઇ છે. કહેવાય છે કે વર્ગમાં તેને માટે જુદી જગા રાખી છે અને બેસવા ઉઠવા માટે એક જુદો ઓરડો કાઢી આપ્યો છે.

× × ×

નાગાપટ્ટમના તાલુકા બોર્ડે તા. ૧ લી જુલાઇએ એવી મતલબનો ઠરાવ પસાર કર્યો છે કે બોર્ડને હસ્તક ચાલતી કન્યાશાળાઓમાં બીજા અભ્યાસ સાથે સુતર કાંતવાનો અને કપડાં વણવાનો વિષય પણ ફરજીઆત શીખવવામાં આવે.

× × ×

નાગપુરની મ્યુનીસીપલ કમીટીએ પોતાની હદની શાળાઓમાં પ્રાથમિક કેળવણી ફરજીઆત કરવાનો ઠરાવ પસાર કર્યો છે અને તે માટે રૂ. ૧૦૦૦૦નો વધારાનો ખર્ચ મંજુર કર્યો છે.

× × ×

મિસિસ બ્રાઉન નામે એક વિધવાએ સી. આઇ. પી. રેલ્વે કુંપની સામે રૂ. ૮૦૦૦૦ નુકશાની મેળવવાનો દાવો બ્યારાના ટાઉન જડજ

ની કોરટમાં માંડયો છે. બાઇનો પતિ એન્જીન ડ્રાઇવર હતો, અને કંપનીની બેદરકારીથી અકસ્માત મરણ પામ્યો હતો. કંપનીએ રૂ. ૧૦૦૦ આપી માંડવાળ કરવાની ઇચ્છા બતાવી હતી, પણ બાઇએ ના પાડી છે.

× × ×

શ્રીમતિ બી અમ્મા ( અલીભાઇઓના માતુશ્રી ) મસુરી હવાફેર માટે ગયાં હતાં. પરંતુ ત્યાં તબિયત વધારે બગડવાથી તેમને રામપુર પાછા લઇ જવામાં આવ્યા હતાં. મૌલાના શૌકતઅલી પોતાના પુત્ર સાથે ત્યાં તેમની સારવાર માટે ગયા હતા. સ્થિતિ બહુ ચિંતાજનક છે. હમણાં તેમને દિલ્હી લઇ ગયા છે.

× × ×

કાનપુરમાં એક રામદેવી નામે વૈશ્ય કન્યાએ નોર્મલ પરીક્ષામાં નાપાસ થતાં ઝેર ખાઇ આપઘાત કર્યો છે. ત્રણ દિવસ સુધી તેનો પત્તો ન હતો. ઘરવાળા એમ માનતા કે તે ગુમ થઇ ગઇ છે. પરંતુ ઘરના એક અવાવરા બંધ ઓરડામાંથી દુર્ગંધ નીકળતાં તપાસ કરી તો તેનું શબ મળી આવ્યું.

× × ×

દેહરાદુન નજીક આ ઘટના બની હતી. રસ્તા પર પાંચ ચમાર સ્ત્રીઓ ચાલી જતી હતી. એક મોલવી સાહેબ સાંપી જતા હતા, તેમણે એ સ્ત્રીઓની છેડછાડ કરવા માંડી, ચમારણોએ મૌલવીને પકડયા. એકે ટાંગ પકડી તેમને નીચે નાંખ્યા અને ખાસડા વડે તેમની બરોબર મરામત કરી. આટલું છતાં લંપટને સાન ન આવી. તેમને 'મેરી બીબીઆં' કહીને સંબોધી. સ્ત્રીઓએ બાકી રહેલી પૂજા ઇટ-પત્થરોથી પૂરી કરી. મૌલવીએ ખૂબ બુમો પાડી પણ રસ્તે જનાર કોઇ તેની વ્હારે ન આવ્યું ચમારણોએ કહ્યું કે " મા " કહેતો છોડીએ, આખરે બીબીઓને બદલે તેમને " મા " કહીને છુટયો અને ત્યાંથી નાઠો. ( આર્ય જગત્ )

× × ×

નરસિંહપુર જીલ્લાના પીપસરા ગામમાં ગામમાં તા. ૭ મી જુને એક વ્રજલાલ લોધી નામે માણસ ગુજરી ગયો. લોકોએ સ્મશાનમાં તેની લાશ લઇ જઇને તેને અગ્નિદાહ દીધો. ચિત્તા હજી બળતી હતી ત્યાં ડાઘુઓ સ્નાન કરવા ગયા. એ સમયનો લાભ લઇ મરનારની પત્ની પુનાબાઇ એ બળતી ચિત્તામાં કુદી પડી સતી થઇ !

× × ×

તા. ૧૫ મી મેને દિવસે દેહરાદુનથી દેહરા જતાં રસ્તામાં એક હિન્દુ સ્ત્રીને કોઈ મુસલમાન મજાક કરી અને ગાળો દેઇને સતાવી રહ્યો હતો. આખરે બાઇથી ન રહેવાયું. એ વીરાંગનાએ પેલા મુસલમાનને જોડા મારીને સારી રીતે ખબર લીધી અને તેને જમીન પર પટકી નાંખ્યો. (આર્યમિત્ર).

× × ×

સુલ્તાનપુર જીલ્લાની એક ૧૮-૧૯ વર્ષની વિધવા ઘરમાં તેના ઉપર થતો અત્યાચાર ન સહન થવાથી ચાલી નીકળી અને સ્ટેશન પર આવી. ત્યાં કાનપુરના ડેપ્યુટી કલેકટર મી. રઝાઅલી પોતાની પત્ની સાથે હતા. વિધવાને નોકરી આપવાનું કહી પોતાની સાથે કાનપુર લઇ ગયા. કેટલાક દિવસ તે તેમની સાથે રહી. તે પછી તેને મુસલમાન બનાવી. બાઇની માને ખબર પડતાં તે ત્યાં આવી અને મેજીસ્ટ્રેટની આજ્ઞા લઇ તેને મળી. મી. રઝાઅલી અને તેમની પત્નીએ તેને પાછી નહિ જવા દેવાના ઘણા પ્રયત્નો કર્યા પણ બાઇ માની સાથે પાછી ચાલી ગઇ.

× × ×

તા. ૫ મી ઓગસ્ટે પોલીસ મેડલ વ્હેંચવાના પ્રસંગે ઢાકામાં બંગાલાના ગવર્નર લોર્ડ લીટને એ ખાતાની કામગીરીની પ્રશંસા કરતાં હિંદી સ્ત્રી પુરૂષો ઉપર એવી મતલબનો આક્ષેપ કર્યો હતો કે પોલીસને બદનામ કરવા ખાતર પુરૂષવર્ગની ઉશ્કેરણીથી હિંદી સ્ત્રીઓ પોતાની ઉપર અત્યાચારો થયાની ખોટી ફરિયાદો કરે છે. આ આક્ષેપ સામે બારદવાનના વકીલ મંડળે તા. ૮ મીએ સભા ભરી સખ્ત વાંધો ઉઠાવ્યો હતો. આ સંબંધી " ફોરવર્ડ " પત્રમાં એક જાણવાજોગ પત્ર લખી શ્રીમતી સંતોષકુમારી ગુપ્તાએ આવું અપમાનભર્યું જુઠાણું ફેલાવવા માટે તેમની સખ્ત ઝાટકણી કાઢી છે, અને હિંદી સ્ત્રીઓની બીનશરતે માફી માંગવાનું જણાવ્યું છે. કલકત્તાના ઇંડીઅન એસોસીએશને પણ વિરોધ દર્શાવનારો ઠરાવ કર્યો છે. બીજે

એક એવોજ સખ્ત પત્ર " ફ્રેરવર્ડ " પત્રમાંજ એક વૃદ્ધ મહિલા શ્રીમતી અમૃતકુમારી દેવીએ લખ્યો છે.

× × ×

સીમલામાં તા. ૧૭ મી ઓગસ્ટે મળેલી સ્વરાજ્ય પાર્ટીની સભામાં પણ સખ્ત વિરોધ દર્શાવનારો ઠરાવ પસાર થયો છે.

× × ×

અમિયબાલા દાસી નામે એક બંગાલી યુવતીએ પોતાના પતિ પર દાવો માંડયો છે. અઢાર માસ પ્હેલાં તેના લગ્ન થયાં હતાં. છેલ્લા માહ મહિનામાં તે સાસરે ગઇ. એક મહિના સુધી તો બધું ઠીકઠાક ચાલ્યું પણ ત્યાર પછી પતિદેવ તરફથી મારપીટ થવા લાગી. એટલે સુધી કે લોહી નીકળતાં સુધી માર પડતો ! ઘણુંખરૂં તેને ભૂખી રાખવામાં આવતી યા એઠું જુઠું ખવડાવતા. એ સ્થિતિમાં તેને ગર્ભ રહ્યો. પતિને શક ગયો કે તે બદચાલની છે. તેણે કહ્યું કે તારે પીઅરથી મને રૂ. ૪૦૦ અને એક હાર્મોનીઅમ લાવી આપ નહિ તો હું દવા આપું તે ખાઇને ગર્ભનો નાશ કરી નાંખ. બાઇ તેના દાદાને બહુ વ્હાલી હતી તેથી સતાવણી કર્યાથી નાણું મળશે એમ પતિએ ધાર્યું હતું. જેમ તેમ કરીને એણે પીયર ખબર પ્હોંચાડી. પરિણામે તેની મા તેડવા આવી પણ સાસરીઆંઓએ તેનો તિરસ્કાર કરી કાઢી મુકી. આખરે પોલીસની મદદ લઇ કસાઇવાડેથી એ ગાયને છોડાવવી પડી. હમણાં બાઇ પીઅરમાં રહી છે. મેજીસ્ટ્રેટે તેની હકીકત સાંભળી પતિ પર સમન્સ કાઢયો છે. ( ચાંદ )

× × ×

સીમલામાં હાલમાં નિવાસ કરતી કેટલીક આગેવાન હિંદી મહિલાઓએ તા. ૧૪ મી ઓગસ્ટે સભા ભરી, પોતાના રાજકીય હકોની યાદી ઘડી કાઢી છે. હમણાં રાજકીય સુધારાને લગતી તપાસ માટે કમિટિ નીમાઇ છે. તેની સમક્ષ એ યાદી મુકાશે. કમિટિ સમક્ષ પ્રતિનિધિઓ મોકલવાનો સવાલ પણ સભામાં ચર્ચાયો હતો. અલાહબાદની સ્ત્રીઓએ બીજી સભા તા. ૧૫ મીએ શ્રીમતી ગોદાવરી માલવીયને ત્યાં ભરી કમિટિને વાર કરી સ્ત્રીઓને મતાધિકાર આપવાનો આગ્રહ કર્યો છે.

× × ×

લાહોરની વિધવા વિવાહ સહાયક સભાના આશ્રય હેઠળ જુલાઇ માસમાં કુલ ૧૪૧ વિધવાઓનાં પુનર્લગ્ન થયાં છે તા. ૧ લી જાનેવારી ૧૯૨૪ થી જુલાઇની આખર સુધીમાં એકંદર ૬૯૪ પુનર્લગ્ન થયાં છે.

× × ×

જયતુ (નૂભા રાજ્ય)માં જે સત્યાગ્રહ ચાલી રહ્યો છે, તેમાં પરિણામે ગોળી બ્હાર થતાં ૨૨ જણને પકડી તેમના પર કામ ચલાવવામાં આવ્યું હતું. એ અપરાધીઓમાં શ્રીમતી કૃષ્ણાકુમારી નામે એક મહિલા પણ હતી. પુરૂષોને જુદી જુદી જાતની કેદની અને દંડની સજા કરવામાં આવી, પરંતુ શ્રી. કૃષ્ણકુમારીને સ્ત્રી સમજી ન્યાયાધીશે દયા બતાવી માત્ર ચાર વર્ષની સાદી કેદની સજા કરી છે ! શીખોને બ્હેકાવવાનો આરોપ તેમની પર હતો. (ચાંદ)

× × ×

વડી ધારાસભાની આવતી બેઠકમાં શ્રીયુત બી. દાસ એવી મતલબનો ઠરાવ લાવવાના છે કે સરકાર, નૌકાસૈન્ય અને પોલીસ ખાતા સિવાયની સર્વ નોકરીઓ માટે હરીફાઇ કરવાને સ્ત્રીઓને રજા આપવી અને એ બાબતમાં તેમને પુરૂષો જેવા અને જેટલા હક્ક આપવા.

× × ×

હિંદમાં ૧૯૨૨–૨૩ ના વર્ષ દરમિયાન કન્યાશાળાઓની સંખ્યા ૨૩૭૮૦ થી વધી ૨૪૦૬૮ થઇ છે, જ્યારે ભણનાર કન્યાઓની સંખ્યા ૮૯૪૦૧૩ થી વધી ૯૦૬૨૮૯ જેટલી થઇ છે.

## એશિયા.

શ્રીસ લીન સીઆંગ ઇન નામે એક ચીની મહિલા " બર્મા ન્યુસ " પત્રના મુખ્ય તંત્રી તરીકે નીમાયાં છે. વર્તમાનપત્રનું મુખ્ય તંત્રી પદ લેનાર એ પ્હેલાં ચીની સ્ત્રી છે.

× × ×

સ્ત્રીઓ ઉદ્યોગોની ખીલવણીમાં મદદ કરે તે હેતુથી ચીનની સરકારે તેમને ઉત્તેજન આપવાનો ઠરાવ કર્યો છે. ઉદ્યોગોમાં યા ઔદ્યોગિક બેંકોમાં નાણાં રોકનાર યા તેમાં મદદ કરનાર સ્ત્રીઓને " ફીનીક્ષ ચાંદો " આપવાનું ઠરાવ્યું છે. એમાં પાંચ વર્ગ પાડવા છે: ૧ લો વર્ગ: જેઓ પોતાના

નાણુંમાંથી બે લાખ ડોલર રોકે અથવા બીજાઓ પાસેથી દસ લાખ ડોલર મેળવી આપે; ૨ જો વર્ગ: જેઓ ૧ લાખ ડોલર રોકે અથવા ૫ લાખ ડોલર મેળવી આપે; ૩ જો વર્ગ: જેઓ ૫૦૦૦૦ ડોલર રોકે યા ૨ લાખ ડોલર મેળવી આપે; ચોથો વર્ગ: જેઓ ૧૦૦૦૦ ડોલર રોકે યા ૫૦૦૦૦ ડોલર મેળવી આપે; ૫ મો વર્ગ: જેઓ ૫૦૦૦ ડોલર રોકે યા ૨૫૦૦૦ ડોલર મેળવી આપે. જે ચાંદ આપવાના છે તેમાં તેમાં લાલ સપાટી ઉપર લીલા રંગનું ફીનીક્ષ પક્ષી હોય છે અને આજુબાજુ સોનેરી કોર અને વેલ બુટ્ટા કાઢેલા છે. પ્હેલાં વર્ગના ચાંદમાં આઠ મોતી જડેલાં હોય; બીજા વર્ગના ચાંદમાં ૬; ત્રીજા વર્ગના ચાંદમાં ૪; ચોથા વર્ગના ચાંદમાં ૨, અને પાંચમા વર્ગના ચાંદમાં એક પણ નહિ. એ પ્રમાણે ગોઠવણ કરી છે.

× × ×

હોંગકોંગ (ચીન)ની યુનીવરસીટીમાં એક પારસી મહિલા કુમારી પેરીન હોરમસજી રતનજી ડોક્ટરની ડીગ્રી મેળવવા માટેનો અભ્યાસ કરી રહ્યાં છે.

× × ×

કેન્ટોન ( ચીન )માં તા. ૧૮ મી જુને એક નવી હોસ્પીટલ ખુલ્લી મુકવામાં આવી હતી. આ હોસ્પીટલનો લાભ ખાસ કરીને ગરીબ કુટુંબોની સ્ત્રીઓ અને બાળકોને મળશે. એ માટેનું મકાન બંધાવી આપનાર એક ચીની મહિલા છે, જેમણે તે માટે રૂ. ૪૦૦૦૦ આપ્યા છે.

× × ×

પેકીંગ ( ચીન ) ના મુખ્ય પ્રધાનની સ્ત્રી ચીન છોડીને કદીપણ નીકળી નથી, તેમ છતાં તેની વ્યવસ્થાશક્તિ સારી છે. તે ૨૮ સંસ્થાઓની પ્રમુખ છે, વ્યાપારને લગતું શિક્ષણ આપનારી શાળાઓ ચલાવે છે અને અતિશય દયાળુ છે.

× × ×

જાપાનમાં પાર્લામેન્ટની ચૂંટણીમાં મત આપવાના અધિકાર સ્ત્રીઓને નથી. તે માટે ગયા મે મહિનાની ૧૦ તારીખે થયેલી ચૂંટણી વખતે ત્યાં જૂદા જૂદા ૧૫ મંડળોએ જૂદા જૂદા રાજદ્વારી પક્ષો સ્ત્રીસમાજ ને મદદ કરે તે શરતે તેમને ચૂંટણીના કામમાં મદદ કરી હતી.

× × ×

બુદ્ધ ધર્મના જોડો પંથની ૭૫૦ મી વાર્ષિક જયંતિ ઉજવવા કયોટો ( જાપાન ) ના શીઓઇન મંદિરમાં આખા જાપાનમાંથી લગભગ ૩૫૦ ભિક્ષુણીઓ ભેગી થઇ હતી. તેમણે એક ખાસ સભા ભરીને પંથની કમિટિમાં સભાસદો ચુંટવા માટે ભિક્ષુઓ જેટલાજ મતાધિકાર મળવાની માંગણી કરનારો ઠરાવ કર્યો હતો. એજ ઠરાવમાં ભિક્ષુણીઓ માટે અત્યારે મળે છે તે કરતાં વધારે ઉચ્ચ શિક્ષણ મળે એવી ગોઠવણ કરવાની માંગણી પણ કરી હતી.

## આફ્રિકા.

મેગડલાના યુદ્ધમાં જીત મેળવી એબીસીનીયા ( આફ્રિકાનો ) નો રાજમુકુટ સર ચાર્લ્સ નેપીઅર સન ૧૮૬૮ માં ઇંગ્લાંડ લઇ આવ્યો હતો, અને તે લંડનના મ્યુઝીઅમમાં રાખ્યો હતો. થોડા સમય પર એબીસીનીયાનો રાજકુમાર ઇંગ્લાંડની મુલાકાતે ગયો હતો. ત્યાંથી તા. ૧૮ મી જુલાઇએ પાછા ફરતાં તે ના. શહેનશાહને મળવા ગયો હતો. એ પ્રસંગે હિંદી પ્રધાનની સંમતિથી ના. શહેનશાહે રાજમુકુટ તેને પાછો સોંપ્યો હતો. ૫૬ વર્ષે એ મુકુટ તેના મુળ માલિકને પાછો મળ્યો. અત્યારે એબીસીનીયામાં મહારાણી ઝાઉડીટા રાજ્ય કરે છે, તે એ મુકુટ ધારણ કરશે.

## યુરપ

લંડનની શાહી ધર્માદા ઇસ્પિતાલને અંગે ૧૮૭૪ ના ઑક્ટોબરમાં ઉઘડેલી, સ્ત્રીઓ માટેની ઔષધશાળાની પચાસવર્ષની જયંતી આગામિ ઑક્ટોબરમાં ઉજવવાની છે. બ્રિટિશ સામ્રાજ્યમાં માત્ર સ્ત્રીઓનેજ વૈદક શિક્ષણ આપનારી આ એકજ મધ્યસ્થ સંસ્થા છે. હાલમાં તેમાં જૂદા જૂદા ૧૮ દેશોની લગભગ ૧૦૦ વિદ્યાર્થીનીઓ અભ્યાસ કરેછે

× × ×

શિક્ષણના ધંધામાં પડેલી સ્ત્રીઓને પુરૂષોના સમાન દરજ્જાની ગણવાની માગણી કરનારૂં સરઘસ લંડનના ટ્રાફલ્ગર સ્કવેરમાં, ત્યાંના "સ્ત્રીશિક્ષકોના રાષ્ટ્રીયસંઘ" તરફથી કાઢવામાં આવ્યું હતું.

× × ×

ઇંગ્લાંડના પાટવી કુમાર પ્રીન્સ ઑફ વેલ્સના લગ્ન થોડા સમયમાં થવાની છે એવી અફવા સંભળાય છે; અને તેની ભાવી પત્ની અને ઇંગ્લાંડની ભવિષ્યની મહારાણી થવાનું સદ્ભાગ્ય રૂમાનીઆની રાજકુમારીને કદાચ મળશે એમ મનાય છે

વેમ્બલી ( ઇંગ્લાંડ ) માં ભરાયલા સામ્રાજ્ય પ્રદર્શનમાં તા. ૨૫ મી જુલાઇએ "હિંદી સ્ત્રીઓનો દિવસ" ઉજવાયો હતો સવારની બેઠકમાં પ્રમુખ સ્થાન રાજકુમારી હેલેના વીક્ટોરીઆએ લીધું હતું અને ના. મહારાણી મેરીનો સંદેશો વાંચી સંભળાવ્યો હતો. બપોર પછીની બેઠકનું પ્રમુખસ્થાન લેડી વીલીંગ્ડને લીધું હતું. લેડી કાવસજી જહાંગીર, લેડી તાતા, લેડી દલાલ, લેડી ચેમ્સફર્ડ વગેરેએ આગેવાનીભર્યો ભાગ લીધો હતો. એજ પ્રદર્શનમાં સ્ત્રીઓની આંતર-રાષ્ટ્રિય સભા તરફથી લડાઇના કારણો અટકાવવા માટેની પરિષદ્ મળી હતી. બીજી પણ સ્ત્રી સંસ્થાઓ આર્થિક તેમજ કાયદાને લગતી બાબતોમાં સ્ત્રીઓના દરજ્જો વધારવાની પ્રવૃતિ ચલાવી રહી છે. એ પ્રદર્શનમાં થયેલી હરીફાઇમાં ઉતરેલા સામ્રાજ્યના ૬૦૦૦ બાળકોમાંથી સૌથી ખુબસુરત એક ઓસ્ટ્રેલીઅન બાળકને ૨૦૦ પાઉંડનું ઇનામ મળ્યું છે.

× × ×

ડેન્માર્કની પાર્લામેંટની ચુંટણીમાં ૧૫ સ્ત્રીઓએ ઉમેદવારી કરી હતી, તેમાંથી ત્રણ સ્ત્રીઓ ચુંટાઇ હતી. તે ત્રણે પાર્લામેન્ટની આગલી બેઠકમાં પણ ચુંટાઇ હતી. શ્રીમતિ નીના બાન્ગ નામની બાઇને ડેન્માર્કના પ્રધાનમંડળમાં લેવામાં આવી છે. ત્યાં આ બનાવ પહેલો છે. શ્રીમતિ નીનાને કેળવણીનું દફતર મળ્યું છે, અને તેમણે પોતાના ખાતામાં ઉત્સાહપૂર્વક સુધારા શરૂ કરવા માંડયા છે.

× × ×

ઇટલી તથા સ્વીટઝર્લેન્ડમાં સ્ત્રીઓને મ્યુનિસીપલ મતાધિકાર મળવા માટેના પ્રયત્નો થઇ રહ્યાં છે, અને તેમાં તે બ્હેનો સફળ થાય તેમ છે.

× × ×

સ્વીડનની પાર્લામેંટની સ્ત્રી સભ્યોએ સ્ત્રી તેમજ બાળકોના હિતના કેટલાક ખરડાઓ રજુ કર્યા, છતાં 'પૈસા નથી' એવી સાર્વત્રિક બુમનો આશરો લઇ તેનાં મોટા ભાગનો વિરોધ કરવામાં આવ્યો છે. કેટલાક પુરૂષ સભ્યોએ તો સ્ત્રીઓની મજુરીમાં ઘટાડો કરવાના પ્રયાસ આદર્યો છે; છતાં સ્ત્રીઓ હિંમત હાર્યા વિના કામમાં મચી રહી છે.

× × ×

ફીન્લેન્ડના કાયદામાં સ્ત્રી અને પુરૂષ વચ્ચેની લાયકાતના ભેદ કાઢી નાખવામાં આવ્યાછે, એટલે સ્ત્રીઓ ડૉક્ટર, શિક્ષક, લૉલીસીટર, એન્જીનીયર સ્ટેશન માસ્તર વગેરે હોદ્દાઓ મોટી સંખ્યામાં ભોગવેછે. હજી ત્યાં કોઇ સ્ત્રી બૅરિસ્ટર નથી. ન્યાયાસને બિરાજવાની માત્ર તેમને છુટ નથી. ત્યાંની આમની સભામાં કુલ૨૦૦ સભ્યોમાં ૧૯સ્ત્રી સભ્યોછે

× × ×

સન ૧૧૪૧ની આ વાત છે. જર્મનીના સમ્રાટ કોનાર્ડે બાવેરીઆના કાઉન્ટ ઉપર ચઢાઇ કરી તેને બેંસબર્ગના કિલ્લામાં ઘેરી લીધો. કાઉન્ટે કેટલોક સમય ટક્કર ઝીલી પરંતુ કિલ્લામાં ખોરાકી ખુટતાં શરણે આવ્યો. પોતાની સામે આટલો વખત લઢ્યો તે માટે સમ્રાટ ગુસ્સે થયો હતો. તેણે આંગ લગાડી કિલ્લાનો અને તેમાંના માણસોનો નાશ કરવાનો નિશ્ચય કર્યો, પણ તેમ કરતાં પ્હેલાં તેમાંની સ્ત્રીઓને બહાર નીકળી જવાની છુટ આપી. કાઉન્ટની પત્નીએ આ સમાચાર સાંભળ્યા ત્યારે તેણે સમ્રાટને કહાવી મોકલ્યું કે "આપે સ્ત્રીઓ પર રહેમ બતાવી તે માટે અમે આભારી છીએ. પણ અમારી એક વધુ માગણી કબુલ રાખો. અમને અમારી કીમતી વસ્તુઓ લઇ જવા દો." "સમ્રાટે માંગણી કબુલ રાખી. બીજે દિવસ સવારમાં કિલ્લાનો દરવાજો ખુલતાં સ્ત્રીઓ બહાર નીકળી. સમ્રાટે જોયું તો તેમની પીઠપર પતિ, બાળકો અને બીજા સંબંધીઓ ને તેમણે લાદી દીધાં હતાં. સમ્રાટ આ દૃશ્ય જોઇને વિસ્મિત થયો અને એ પ્રેમની મૂર્તિઓની પ્રશંસા કરી પોતાનો નિશ્ચય તેણે ફેરવ્યો. પાતિવ્રતના આ મહિમાથી બેંસબર્ગ જગતમાં પ્રસિદ્ધ થઇ ગયું.

× × ×

કમાલપાશાની માશુક ફતીમા ખાનુમ કમાલ પાશાની ઓફીસમાં રીવોલ્વરથી આપઘાત કરવાથી ટરકીમાં ભારે ચકચાર ચાલી રહી છે. જ્યારે મુસ્તફા કમાલ સરકારના કમાન્ડર તરીકે કામ કરતા હતા, ત્યારે તે એક આબરૂદાર પણ ગરીબ કુટુંબની આ બાનુ ફતીમા ખાનુમ સાથે પ્યારમાં પડયા હતા. કમાલે તેણીના હાથની માગણી કરી અને વીંટી અદલાબદલી કરી શાદીના મહોરેથી કોલ દીધા હતા. પણ તે પછી ટરકીના મહાન કટોકટીના ફેરફારમાં કમાલ પાશા

એટૂલા બધા તો રોકાઇ ગયા કે ફકીરા ખાનુમને અને શાદીના પોતાના કૉલને ભૂલી ગયા, અને લતીફા ખાનુમ સાથે લગ્ન કર્યાં. જ્યારે આ શાદીની ખબર ફકીરા ખાનુમને પડી ત્યારે તેણીને એક એવો તો મજબુત આંચકો લાગ્યો કે તેણી એક વરસ સુધી બીમારીને બીછાને પડી. સાજી થયા પછી તે મુસ્તફાને જાતે મળવા અંગોરા ખાતે આવી પણ મુલાકાત દરમ્યાન કમાલે તેણી તરફ ઘણી બેદરકારીથી વાત કરવાથી તેણીએ ઉદાસ અને નીરાશ બની જઇ કમાલની જ ઓફીસમાં પોતાની ઉપર રીવોલ્વર છોડી આપઘાત કર્યો.

× × ×

તુર્કસ્તાનના લગ્ન સંબંધી કાયદામાં સુધારો કરવા માટે નીમાયલી કમિટિએ જાહેર કર્યું છે કે લગ્નગાંઠની પવિત્રતા જાળવવા માટે એક પત્નીવ્રતનો સિદ્ધાંત જરૂરી છે. એક કરતાં વધારે પત્નીઓ કરવી હોય તો તેવાં લગ્ન કરવાની જરૂર અને બન્ને સ્ત્રીઓ સાથે સારી રીતે વર્તવાની પોતાની લાયકાત સાબિત કરવાની તેવા પુરૂષને ફરજ પાડવી જોઇએ. એવી રીતે એક ઉપર બીજી પત્ની કરવા માટે પુરૂષે ન્યાયધીશના પરવાનગી મેળવવી જોઇએ. આ સુચનાથી સ્ત્રીવર્ગને પુરતો સંતોષ થયો નથી તેઓ કહે છે કે આ નિયમથી પુરૂષોને છટકવાની ઘણી બારીઓ રહે છે.

## અમેરિકા.

શાંતિ અને સ્વાતંત્ર્ય માટે મથનારા આંતરરાષ્ટ્રિય મહિલા સંઘની મહાસભાની પાંચમી બેઠક, કુમારી જેન એડમ્સના અધ્યક્ષપણા નીચે વૉશિંગ્ટન (અમેરિકા)માં ગયા મે મહિનાની તા. ૭ થી ૧૧ સુધી મળી હતી. તેમાં જુદા જુદા ૩૧ દેશોનાં ૧૦૦ થી વધુ પ્રતિનિધિઓએ ભાગ લીધો હતો. મહાસભાનું કામ પુરૂં થયા પછી "શાંતિની ખાસ ગાડી" મારફત ફરેલા અ-પાયા હતા, તેની ઘણીજ સુંદર અસર થઇ હતી.

× × ×

મીસ વોટસન નામે એક અમેરિકન મહિલાએ ગાંધીજી અને તેમની પ્રવૃતિ સંબંધી બે પુસ્તકો લખ્યાં છે. તેમનું બીજું પુસ્તક "ગાંધી અને નિર્દોષ અસહકાર" નામે છે. એ પુસ્તક અમેરિકામાં કોઇ પણ પ્રકટકર્તાએ પ્રકટ કરવાની ઇચ્છા નહિ બતાવ્યાથી મદ્રાસની મેસર્સ ગણેશ એન્ડ કંપની મારફત પ્રકટ કરવામાં આવ્યું છે.

× × ×

ક્યુબાની સ્ત્રીઓ મતાધિકાર મેળવવા મથી રહી છે અને પુરૂષોને તેમણે સ્વતંત્રતા મેળવવાની લડતમાં કરેલી મદદના બદલામાં પુરૂષો સ્ત્રી સમાજને હલકો ગણવાની વૃત્તિ કાઢી નાંખે એવી માંગણી કરે છે.

## ઓસ્ટ્રેલીઆ.

ઓસ્ટ્રેલીઆનાં સમસ્ત મહિલા મંડળોનો 'સંયુક્ત સંઘ જે સ્ત્રીઓને પુરૂષોના સરખાજ નાગરિકત્વના હક આપવા અર્થે લડત કરે છે તેની પરિષદનું પ્રથમ અધિવેશન એડેલેઇડ મુકામે મળ્યું હતું. તેમાં સમસ્ત ઓસ્ટ્રેલીઆના પ્રદેશોનાં પ્રતિનિધિઓએ ભાગ લીધો હતો.

મેલબૉર્નમાં ગયા એપ્રિલ મહિનામાં મળેલી 'વિક્ટોરીઆ કામદાર પક્ષ'ની વાર્ષિક પરિષદમાં એવી માગણી કરવામાં આવી હતી કે, કામદાર સરકાર સત્તામાં આવે ત્યારે દરેક બાળક જન્મે ત્યારથી નિશાળ છોડવાની વયનું થાય ત્યાં સુધી તેમને અઠવાડિયાના રાજ્ય તરફથી પાંચ શીલીંગ આપવાની રૂઢી દાખલ કરવી.

તાસ્માનીઆની સ્ત્રીઓએ પુરૂષોના સરખા હકની માગણીઓ કરવા માંડી છે અને ત્યાંની હાલની સરકારે તે કામને ઉત્તેજન આપવા માંડયું છે. જે પુરૂષો સ્ત્રીઓના ભરણ પોષણની જવાબદારીમાંથી છટકી જાય છે તેમને માટે પણ નવા અંકુશો મૂકયા છે.




**રાસ તરંગિણી ( બીજી આવૃત્તિ ) :** રચનાર કર્તાઃ શ્રીયુત દામોદરદાસ ખુશાલદાસ બોટાદકર. કીંમત : દશ આના.

આ નાનકડા પણ અતિમૂલ્ય પુસ્તકની પહેલી આવૃત્તિની સમાલોચના અમે સપ્ટેમ્બર ૧૯૨૩ ના અંકમાં કરી હતી. એક વર્ષના આરસામાં એની બીજી આવૃત્તિ અમારા હાથમાં આવીને પડી છે, તે ઉપરથી એ પુસ્તકની લોકપ્રિયતા અને ઉપયોગિતાની સચોટ સાબિતિ મળે છે. ખરી હકીકત તો એવી છે કે પહેલી આવૃત્તિ છ માસમાંજ ખપી ગઇ હતી અને આજ લાંબા સમયથી એની ખોટ વાચકવર્ગને, ખાસ કરીને રાસપ્રિય મહિલાઓને સાલતી હતી. એ ખોટ પૂરવા માટે અમે કર્તાને ધન્યવાદ આપીએ છીએ અને તેમના રાસોની લોકપ્રિયતા માટે અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ.

પહેલી આવૃત્તિના મીઠા અને ભાવ ભર્યા રાસો હજી અમારા કર્ણોમા ગુંજે છે. એ અમૂલ્ય રાસોમાંના 'જનની,' 'ભાસી,' 'માતૃગુંજન,' 'આણું,' 'રૂપાળી રાત,' 'વાત્સલ્યનાં વેણ,' 'દેવર !' અને એવાંજ બીજાં કેટલાંક તો ભૂલ્યાં ભૂલાય એમ નથી; અને ખાસ કરીને એમાંની કેટલીક કડીઓ તો વારંવાર સાંભરી આવે છે. એ સર્વ રાસોમાં કર્તાની પ્રૌઢ છતાં સરળ, સાદી, મીઠી, રસભરી બાની અને ઉચ્ચ ભાવનાયુક્ત વિચારો વાચકની નજરે એકદમ તરી આવે છે. ખરૂં કહીએ તો એમની ભાષાની સરળતા અને મીઠાશજ એ રાસોની લોકપ્રિયતાની કુંચી છે.

આ બીજી આવૃત્તિમાં કર્તાએ પાછળથી રચેલાં બીજાં ચાર રાસ ઉમેર્યાં છે. એ ચાર રાસ 'સાસરી,' 'પનઘટ,' 'સીમન્ત' અને 'વાત્સલ્ય' નામે છે. એમાંના છેલ્લાં ત્રણનો રસાસ્વાદ તો "ગુણસુંદરી"ના વાચકો અત્યાર આગમચ ચાખી ચુક્યા છે. એ ત્રણે રાસ અમે ગયા વર્ષમાં સચિત્ર પ્રકટ કર્યા હતા. ચારે નવા રાસ જુના રાસો જેટલાજ અમૂલ્ય છે. બીજાં ત્રણ રાસથી તો વાચકો પરિચિત છે એટલે 'સાસરી' નામના રાસમાંથીજ થોડીક વાનગી અહીં આપીએ. પ્રસંગ એવો છે કે એક નવોઢા યુવતિ પહેલીવાર સાસરેથી મહિયર પાછી આવી છે તેની એક કુમારિકા સખી સાસરી કેવી છે? તે પૂછે છે, અને સાસરીમાં અજાણ્યા લોકની વચમાં ગાડા, માડી, ભાઇ ભોળાઇ, બ્હેન કે સખી વિના કેમ ગોઠતું હતું ? તે જાણવા માંગે છે. નવપરિણિત યુવતિ જવાબ આપેછે:

માડી સમા ત્યાં તો સાસુ સલુણાં રે,  
આપે-આપે તોય થાય ન ઉણાં રે.  
'વહુ' કેરે વેણલે, સાદ સુહાતા રે,  
ઉર ભરી અમૃત પળ-પળ પાતાં રે,  
જોડ જેઠાણીની માજણી જેવી રે,  
ઓળી-ઓળી થતી નણદલ એવી રે.  
પ્રીતમની જાણે પ્રીત પુરાણી રે,  
વ્હાલભરી એની મીઠડી વાણી રે;  
એજ આંખલડીનાં આંસુડાં લ્હોતાં રે,  
એજ વળી-વળી મોદડાં જોતાં રે.

આવી તો અનેક મીઠી, રસભરી પંક્તિઓ એ અને બીજા રાસોમાં ભરી છે. એનો સાચો અનુભવ તો આખું પુસ્તક વારંવાર વાંચ્યાથીજ થાય. અમે તો ઇચ્છીએ છીએ કે ગુજરાતની એકેએક મહિલા આ પુસ્તક જરૂર વાંચે, સંગ્રહે અને નવરાત્ર જેવા સમયમાં એની મીઠી

બાનીનો મુકતકંઠે ઉપયોગ કરી ગુજરાતના એ અનુપમ રાસ-ધનને જાળવી રાખે.

ભાઇ ઝવેરચંદ મેઘાણીએ પ્હેલી આવૃતિની જેમ આ આવૃતિમાં પણ નવા રાસોનો પરિચય રસિક દૃષ્ટિએ કરાવી પુસ્તકની ઉપયોગિતામાં વધારો કર્યો છે.

" ભયંકર ભુજંગ: " લેખક અને પ્રકાશક: શ્રીયુત ભીખાભાઇ પુરૂષોત્તમ વ્યાસ. સોલ એજંટસ: આર. વનમાળીદાસ, બુકસેલર્સ. જુની હાટીઆ મહાજનવાડી સામે, કાલબાદેવી રોડ, મુંબાઇ. કીમત; રૂ. ૧-૮-૦

" બાલક"ના તંત્રી તરીકે વાંચકોને સરળ અને મનોરંજક સાહિત્ય પુરૂં પાડનાર શ્રીયુત ભીખાભાઈ વ્યાસનું નામ ગુજરાતી આલમને પરિચિત છે. પ્રસ્તુત નવલકથા અમદાવાદનાં સ્વરાજ્ય પત્રમાં ચાલુ વાર્તા તરીકે પ્રકટ થઇ ચુકી છે અને અમારી ખાત્રી છે કે સ્વરાજ્યના વાંચકોમાં તે વખણાઇ હશે. ભાષા સુંદર છે, અને વાર્તાની વસ્તુ સંકલના બહુ રસદાયક છે. વાર્તામાં રાજકીય અને સામાજીક વિષયોનું મિશ્રણ થયેલું છે અને એ મિશ્રણમાંથી આદર્શ ભાવનાસૃષ્ટિ રચવાનો લેખકનો પ્રયાસ ઘણોજ સ્તુત્ય છે. " કાળા નાગે " પ્રજામાં વર્તાવેલા ત્રાસમાંથી પોતાની પ્રજાને ઉગારવાને પ્રજાવત્સલ રાજાએ કરેલો પ્રયત્ન અને સ્વદેશાભિમાની યુવકોનું આદેશીક સૈન્ય તૈયાર કરી સ્વાવલંબનથી એ ત્રાસમાંથી મુક્ત થવાને પ્રજાએ પોતે કરેલો પ્રયત્ન આજની સરકારને તેમજ આજની પ્રજાને ઠીક ધડો આપશે. પાત્રાલેખન સારૂં છે; મોહીની, સુંદરી, ચંદ્રા અને જગદીશના પાત્રો સારાં દોરવામાં આવ્યા છે; અને તેમાં પણ સ્વદેશને ખાતર સ્વત્વાર્પણનો ઝુંડો લઇ રણમાં ઝુઝમતી ચંદ્રાનું ચિત્ર આપણને ખરેખર આશ્ચર્ય પમાડે છે. કેટલાંક સુંદર અને આકર્ષક ચિત્રોથી પુસ્તકની ઉપયોગિતામાં વધારો થયો છે. અમને આશા છે કે ગુજરાતની સાહિત્ય-રસિક આલમ આ રસદાયક પુસ્તકને સારો આવકાર આપશે. ન. કૃ.



૧ સ્તવનમંજરી: લેખક સૌ. દીપકબા દેસાઇ. પ્રકાશક : શ્રીયુત હીમતલાઇ પરભુલાલ દેસાઇ, વરિષ્ઠ કોર્ટ વકીલ, વડોદરા. મૂલ્ય રૂ. ૧-૦-૦.

હાલનાં ગણ્યાં ગાંઠયાં ગુજરાતી સારાં સ્ત્રી કાવ્યકારોમાં બ્હેન દીપકબાનું નામ કદાચ અગ્રેસર આવે. આ માસિકમાં તેમનાં કેટલાંક કાવ્યો વાનગી તરીકે છપાઇ ગયાં હોવાથી " ગુણસુંદરી " નાં વાંચકો તેમની કવિતાથી પરિચિત છે. તેમના કવિત્વની એક ખુબી એ છે, કે વાંચનાર બિલકુલ શ્રમ લીધા વિના કવિ હૃદયના ભાવો ઝીલી શકે છે. તેઓ પ્રસ્તાવનામાં જો કે કહે છે, ', ઉંચી કવિતા આપવાનો આ મારો પ્રયત્ન નથી "; તોપણ તેમનામાં ઉત્તમ પ્રકારના કવિને છાજે એવી કવિત્વશકિત અને કળા છે. ' સ્મરણાંજલિ, ' ' સિદ્ધિદાઇ માવનો,' ' દ્રૌપદી ', ' શરદ્પૂર્ણિમા ', ' પ્રિયને ' જેવાં કાવ્યો જોવાથી વાચકને અમારા કહેવાનો ભાવાર્થ સમજાશે.

પ્રસ્તુત પુસ્તકના ચાર ખંડો પાડવામાં આવ્યા છે. પહેલા ખંડમાં જગદીશ્વરનાં સ્તવનો છે, બીજા ભાગમાં શ્રી કૃષ્ણ મહેશ્વર આદિનાં છે; ત્રીજામાં સતી અને ભકતોનાં આખ્યાનો અને ચોથામાં પ્રકીર્ણ સંગ્રહ છે. પરિશિષ્ટમાં લગ્ન વગેરે પ્રસંગે ગાવાયોગ્ય ગીતો મૂકેલાં છે. તે ઉપરાંત રા. મંજુલાલ મજમુંદાર જેવા વિદ્વાનને હાથે લખાયેલ "પરિચય" અને " દિ. બા. મણિભાઇ જસભાઇની જીવનરેખા " પુસ્તકને અલંકૃત કરે છે.

સ્તવન મંજરીમાં ત્રણ પ્રકારનાં સ્તવનો છે: દેવોનાં અને ભકતજનોનાં-ભક્તિરસથી છલકાતાં અને વીર વારાંગનાઓનાં-વીરપૂત્ર તથા સ્વદેશ પ્રેમથી રંગાએલાં. દેવોની સાથે માનવીઓને પણ "સ્તવન મંજરી"માં સ્થાન આપી કર્તાએ એક ઉંડા સત્યની ઝાંખી કરી છે: દેવપૂજા જેટલીજ માનવપૂજા પવિત્ર અને ધર્મ્ય છે. પરિશિષ્ટમાં આપેલાં રસિક ગુઢસાવો દાખવતાં ગીતો તો દરેક બ્હેનને મોંએ કરવા જેવાં

છે. આવા શુદ્ધ ને સ્હેલી ભાષામાં, પ્રચલિત ને મધુર ઢાળમાં લખાયેલાં સ્તવનો ગુજરાતની શિક્ષિત બ્હેનોમાં માનીતાં થઇ પડશે એમ અમે ખાત્રીપૂર્વક કહેશું. આવો સુંદર સંગ્રહ ગુજરાતને ચરણે ધરવા માટે અમે બ્હેન દીપકબાને અભિનંદન આપીએ છીએ, અને પોતાના કવિત્વનો પ્રસાદ ભવિષ્યમાં આપ્યાં કરે એમ ઇચ્છીએ છીએ.

૨ સુખરૂપ સ્ત્રી સંસાર: લેખક: સ્વ. સૌ. માણેકબાઇ કહાનજી કવિ. મૂલ્ય રૂ. ૨-૦-૦

સ્વ. માણેકબાઇ કવિની વિદ્વતા અને બહુશ્રુતતા વિષે ગુજરાત અજાણ્યું નથી. લેખન ને ભાષણો દ્વારા ગુજરાતી બ્હેનોને ઉન્નતિનો માર્ગ દર્શાવવામાં તેમણે પોતાનું સમસ્ત જીવન કેવી રીતે અર્પણ કર્યું એ સુવિદિત છે. આપણી પ્રાચીન હિંદુ સંસ્કૃતિ પ્રત્યે સંપૂર્ણ માન અને પ્રેમ ઉત્પન્ન કરી પાશ્ચાત્ય સંસ્કૃતિના પણ શુભગુણો સ્વીકારવા ચુકવું નહીં એ તેમના સ્ત્રીવિષયક લખાણની વિશેષતા હતી.

આ ગ્રંથમાં નીતિબોધક પૌરાણિક આખ્યાનો આપેલાં છે, પરંતુ કર્તાની વિશાળ દૃષ્ટિ, વ્યાવહારિક કાર્યદક્ષતા અને સ્ત્રીવર્ગની ઉન્નતિ માટે ઉત્કટ અભિલાષા, " સ્ત્રીઓની હાલની સ્થિતિ, " " સ્ત્રી ઉન્નતિની સાધના, " " સ્ત્રી મંડળની આવશ્યકતા " જેવા નિબંધોમાં પ્રત્યક્ષ થાય છે. આજકાલના છાછરા વાચનના યુગમાં આવા સંગીન જ્ઞાનનું પુસ્તક લખી સ્વર્ગસ્થે ગુજરાતી બ્હેનોની સારી સેવા બજાવી છે. તેઓ પોતાની સેવા ચાલુ રાખવાને ભાગ્યશાળી ન થયાં એટલીજ ગ્રીક વાર્તા.

૩. દંપતી મોક્ષ મંદીર : અનુવાદક અને પ્રકાશક: શ્રીયુત કૃષ્ણછોડલાલ હરિલાલ ભટ્ટ, વ્યવસ્થાપક " કર્મવીર, " અમદાવાદ. મૂલ્ય: રૂા. ૧-૦-૦.

શ્રી. સતીશચંદ્ર ચક્રવતીના બંગાળી પુસ્તકનો આ અનુવાદ છે, અને " કર્મવીર " માસિકના બીજા વર્ષની ભેટ તરીકે બહાર પાડવામાં આવ્યું છે. પતિપત્નીનો સ્નેહ સંબંધ એનું નામ સંસાર-એવી સંસારની એક વ્યાખ્યા બાંધી શકાય. અને જેમ આ સંબંધ વિશુદ્ધ, વાદ અને કલહ રહિત તેમ પતિપત્નીનો સંસાર સુખમય અને તેમના યુગલ જીવનની સાર્થકતા. આ સનાતન સત્ય સ્પષ્ટ રીતે દર્શાવવું તે આ ગ્રંથનો હેતુ છે. તે ઉપરાંત ' સંતાન પાલન ' ' આરોગ્ય ગ્રહણ ' જેવા ઉપયોગી વિષયો પણ આપેલા છે. એકંદરે પુરૂષો કરતાં સ્ત્રીઓને આ પુસ્તક વધારે ઉપયોગી અને માર્ગદર્શક થઇ પડશે એવી અમારી માન્યતા છે. ' સ્થીતિ ' 'સંતુષ્ટ' ' ઉપસ્થિતુ ' જેવી દેખીતી અશુદ્ધ જોડણી બાદ કરીએ તો અનુવાદ એકંદરે સુંદર થયો છે અને ગુજરાતી ભાષામાં એક સારા પુસ્તકનો ઉમેરો થયો છે.

૪. કહાણી: લેખક તથા પ્રકાશક: શ્રીયુત મોતીલાલ બ્રહ્મભટ્ટ, મહેલાવ, પેટલાદ. મૂલ્ય: ૬-૪-૦

આ પુસ્તકમાં કેટલીક જૂદા જૂદા વિષયો પર ટુંકા વ્યાખ્યાનો આપેલાં છે. પ્રત્યેક વિષયને પ્રતિપાદન કરતાં પ્રમાણો સંસ્કૃત સ્મૃતિ પુરાણોમાંથી, હિંદીમાંથી અને છેવટ ગુજરાતી પ્રાચીન અર્વાચીન સાહિત્યમાંથી આપવામાં આવ્યાં છે. એક વાત અમને ગમી નહીં: ગીતા અને મનુના શ્લોકોની ભેળમાં " ધરડાં લૂલાં આંધળાં" મૂકવું એ યોગ્ય ના કહેવાય. નીચેના ચૂંટેલા લીસ્ટથી વાચકને પુસ્તકમાંના વિષયોની વિવિધતાની પ્રતીતિ થશે: 'માબાપની સેવા,' 'શિયળ,' 'પ્રમાણિકપણું,' 'આનંદ,' 'કસરત,' ' મૂર્તિપૂજા,' 'શ્રીમંતના ધર્મ.' ઇ. લેખકની વ્યાખ્યાન કરવાની ઇશ્વરદત્ત શક્તિ હોવાથી એ વિષયમાં રસ લેનારાઓને આ ગ્રંથ પ્રિય થશે એવી આશા છે.

૫, બાળક ( ત્રિમાસીક, પણ હવેથી દ્વિમાસિક ), પુ. ૨. ભાગ ૧ અને ૨: તંત્રી: શ્રીયુત ભીખાભાઇ પુરૂષોત્તમ વ્યાસ, ગોધરા. વાર્ષિક લવાજમ રૂા. ૧-૨-૦.

જે ભાષા એક કરોડ લોકો વાપરે છે તે ભાષામાં, તે લોકોનાં બાળકો કેટલાં માસિકો જોઇએ ? તોપણ એક કરોડ લોકોથી બોલાતી ગુજરાતી ભાષામાં માત્ર બે માસિકો અને એક ત્રિમાસીક ,બાળકો માટે છે. એટલુંજ નહીં પણ

"બાળક" જેવા સસ્તા અને સુંદર ત્રિમાસીકને પોતાનું જીવન ટકાવી રાખવાને પૈસા માટે તરફડિયાં મારવાં પડે અને "ખોટ ફંડ" માં નાણાં ભરવાને ઉપરા ઉપરી યાચના કરવી પડે એ ગુજરાતી પ્રજાને ખરેખર શરમાવનારૂં નથી ? પોષ ૧૯૮૦ ના અંકમાં જુઓ તંત્રીના શબ્દો: "શું બાળક જેવું, એકજ રૂપિયા જેવું સસ્તું લવાજમ રાખી અનહદ સેવા કરે તેને માટે પણ ગુજરાત બેકદર કહેવાશે ? ગુજરાતીઓ અને તેમનાં બાળકો ! તમારાં વેપાર વણજ અને સાહસ તથા ઉદારતા કયાં ચાલી ગઇ ?" આપણાં વ્હાલસોયા બાળકો માટે બાર મહીને એક રૂપિયો પણ આપણે ખર્ચી ના શકીએ તો પછી ભાવિ પ્રજાનું બીજું શું હિત આપણે કરવાના ?

ત્રિમાસીકના બંને અંકો સર્વ રીતે સુંદર અને આકર્ષક છે. દરેક અંકમાં વાર્તાઓ, હાસ્ય રસિક ટૂચકાઓ, જીવનચરિત્રો, ઐતિહાસીક અને ધાર્મિક કથાઓ વગેરે વાનીઓથી ભરપૂર સાઠેક પાનાં છે. આવી વિવિધતા ભર્યું રહેલું બાલોપયોગી વાચન આપવા માટે ઉત્સાહી તંત્રીને ખરેખર ધન્યવાદ ઘટે છે. આ ત્રિમાસીકના ગ્રાહક થઇને અને બીજી કોઇ રીતે આર્થિક મદદ કરવાની અમે દરેક માબાપને ભલામણ કરીએ છીએ.

**સાભાર સ્વીકાર.**

૬ કૌમુદી ( શુદ્ધ સાહિત્ય અને વિવેચનનું ત્રૈમાસિક ) બહાર પાડવા બાબતની પત્રિકા: શ્રીયુત વિજયરાય કલ્યાણરાય વૈદ્ય તરફથી. ગુજરાતી પુસ્તકોની નિયમિત સમાલોચના કરે એવા વિવેચન ત્રિમાસીકની ખોટ સ્વીકારાઇ છે, પણ તે દિશામાં કાંઇ વ્યાવહારિક પગલાં ભરવામાં આવ્યાં નથી. આશા છે કે ભાઇ વિજયરાય જેવા સાહિત્યના ઉંડા અભ્યાસક અને ઉત્સાહી યુવકે ઉપાડેલા આ કાર્યથી લાંબા વખતની ખોટ પૂરી પડશે. તેમના કાર્યમાં અમે વિજય ઇચ્છીએ છીએ.

૭ મુંબાઇની શ્રી જીવદયા મંડળીનો પાંચમો વાર્ષિક રિપોર્ટ, જાન્યુ. ૧૯૨૩ થી ડીસે. ૧૯૨૩ સુધીનો કામકાજનો હેવાલ અને હિસાબ: પ્રસિદ્ધ કરનાર: શ્રીયુત મગનલાલ એમ. શાહ, ઑનરરી સેક્રેટરી. ઉક્ત મંડળીની, પશુ પક્ષીઓની નિર્દય કતલ અટકાવવાને કરેલી પ્રવૃત્તિઓ ખરેખર પ્રશંસાપાત્ર છે.

૮ સાહિત્ય પરિષદના બંધારણનો કાચો ખરડો અને જોડણી સમિતિનો રિપોર્ટ ગુ. સા. પ. મંડળના તંત્રીઓ તરફથી.

૯ વિદ્યાર્થી સંઘના ધારા ધોરણો અને ઉદ્દેશોની પત્રિકા.

૧૦ બે હજાર વર્ષનું અદ્ભુત કેલેન્ડર: લીલા ગાંધી ફાર્મસી, જામનગર.

જ. છ. જો.

---

કાંતિ—(બાપને) બાપા, મને આજે શું ભેટ આપશો ?"

બાપા—ભેટ, અરે તને કેટલું ય આપ્યું છે. બીડી છોડવા માટે કેટલી ચીજો આપી છે તેની તને કદર જ કયાં છે ?

કાંતિ—તમે આપેલી બધી ચીજોની મને ખરી કદર છે. કારણ કે તેથીજ હું જાહેર બેધડક હવે બીડી નથી પીતો.

* * * *

માસ્તર—છપગાં પ્રાણીનું નામ કોઇ આપશો ?

છોકરો—એક વાંદો.

માસ્તર—અને બીજું ?

ચબરાક છોકરો—( વિચાર કરી ) એક બીજું પ્રાણી–સાહેબ.




**આપણી સ્ત્રીઓઃ (૧) કેળવણી અને તેનો ઉપયોગ.**

૧ સમાજ સુધારણાનાં દુંદુભિ ગગડે આજ પચાસ ઉપર વરસ વીત્યાં. તે દર્મિયાન સ્ત્રીઓએ કેટલી પ્રગતિ કરી ? વર્તમાન સ્થિતિ જોતાં મને તો નિરાશા થાય છે. મોટાં શહેરોમાં કન્યા કેળવણી નિઃશંક વધી છે. પણ એકંદરે સ્ત્રીઓમાં કેળવણીની પ્રગતિ બહુજ ધીમી છે. શહેરોમાં પણ ઉપલકીઆ કેળવણી બહુજ વધી ગઇ છે. માત્ર વાંચવા લખવા પૂરતું જ્ઞાન ઘણી ખરી કન્યાઓને મળે છે. વળી બે ચાર ચોપડી અંગ્રેજી શીખે તે કન્યાઓ તો પોતાને શીખીને પાર ઉતરી ગએલી માને છે. સંગીત કેળવણીને બદલે ઉપરચોટીઉં જ્ઞાન અને ડોળ વધતાં જાય છે. જે થોડી કેળવણી મળે તેનો પણ સદુપયોગ ભાગ્યેજ થાય છે.

**(૨) ગૃહિણી જીવન.**

આ તો કન્યાવસ્થાની વાત થઇ. ગૃહિણી તરીકેનું જીવન વધારે નિરાશાજનક છે. લગ્ન થયા પછી શરીર ન લથડ્યું હોય એવી સ્ત્રી ઉંચી જ્ઞાતિઓમાં થોડી જ હશે. દાક્તરોના બાટલા પીવામાં જીવન વ્યતિત થાય છે. હિસ્ટીરીઆ જેવા માનસિક તેમ ક્ષય કંઠમાળ જેવા જીવલેણ વ્યાધિઓનું પ્રમાણ ભયંકર રીતે વધતું જાય છે. ઉપરા ઉપરી બાળકોના જન્મથી જે કાંઇ શરીર બાકી રહ્યું હોય તે પૂરૂં થાય છે. અન્ય વ્યવસાયોમાં પડી ગએલો જનસમાજ દેશને માટે અગ્રુમી રહેલી આ આફત તરફ કેવળ બેદરકારી બતાવે છે. સ્ત્રીઓ પણ શરીરની દરકાર ન કરવામાં વડાઇ માને છે. શરીરે સશક્ત સ્ત્રીઓમાં પણ ઉત્સાહ જેવી વસ્તુ જ નથી. તો પછી બિચારી અશક્તમાં તો ક્યાંથીજ હોય ? કોઇ મંડળ કહાડે તો તે સાડાત્રણ દિવસ ટકવાનું. ગરબા ગાવાનો કે સીવણ ભરત શીખવાનો પણ કોઇમાં ઉત્સાહ નથી. વળી કેટલીક કહેવાતી ઉંચી જ્ઞાતિઓમાં મરણ પાછળ શોક પાળવાનો રીવાજ સ્ત્રીઓની બધી પ્રવૃત્તિઓ બંધ કરી દે છે. ઉંચી જ્ઞાતિઓમાં મરણ પ્રમાણ પણ વધારે એટલે શોક પાળવાનો અંત આવેજ નહિ. કેટલીક જ્ઞાતિઓમાં તો એવો મૂર્ખાઇ ભરેલો રીવાજ હોય છે કે શોક હોય છતાં લગ્નસરામાં સારાં સારાં લુગડાં ઘરેણાં પહેરી મહાલી શકાય, પણ ગરબા ન ગવાય ! શોક અંતરનો છે બ્હારનો નથી એ સમજવા છતાં કોઇ-સગણુ માણસો પણ ચાલતા આવેલા રીવાજ વિરૂદ્ધ વર્તવાની હિંમત કરતા નથી એ ઓછું શોચનીય છે ? ગરબા એ આપણા દેશનું અમૂલ્ય ધન છે; ગુજરાત સિવાય પૃથ્વીના કોઇ ભાગમાં એ અનુપમ રસિકતા ભરેલો રીવાજ નથી. તે છતાં આપણે તેને સાચવી રાખવા પ્રયત્ન કરતા નથી. જુના જમાનાની અપૂર્ણ સંસ્કૃતિ ગઇ છે, પણ તેને બદલે નવું કશું આવ્યું નથી. એ જમાનાની સ્ત્રીઓને દેવદર્શને જવાનો, નવરાત્ર ઉજવવાનો કે યાત્રાએ જવાનો પણ ઉત્સાહ હતો. હાલ તેમાંનું કશુંજ નથી.

**(૩) વિધવાઓની સ્થિતિ.**

વિધવા સ્ત્રીઓની સ્થિતિ પણ બહુ ખેદજનક છે. મધ્યમ અને ગરીબ વર્ગોની વિધવાઓનાં દુઃખો કદી જાય એમ નથી. ચારે તરફથી પોકારો થવા છતાં એ દુઃખો ઘટ્યાં નથી. આમાં જેટલો વિધવાઓનાં કુટુંબીજનોનો તેટલોજ સમાજનો દોષ છે. જે જનસમાજ અસદ્ભાવ નિરપરાધી સ્ત્રીઓ તરફના અત્યાચારો ચલાવી લે છે, તેને ઉત્તેજન આપે છે તે પોતે ગુલામગીરીમાંથી મુક્ત શી રીતે થઇ શકે ? શ્રીમંત માતા પિતાની પુત્રીઓ હોય એવી

અથવા સ્વતંત્ર મીલકતવાળી વિધવાઓ મંદિરોમાં ભટકીને, પરનિંદા કરીને વખત કહાડે છે. પોતે દુખીઆરી હોય એટલે બીજાનું સુખ જોઇ શકતી નથી. કંઇ ન હોય તો સુખી માણસો માટે નિંદાવ્યંજક ગપો ઉડાડીને પણ સંતોષ માને છે. સગાં વ્હાલાં પર આંસુના જોરે રાજ કરે છે. એક નવો પણ વિધવાઓનો વર્ગ છે જે કાંઇક સ્વતંત્ર અને વિચાર કરવાની શક્તિવાળો છે. પણ તે પણ પોતાની સ્વતંત્રતાનો, શક્તિનો સદ્વ્યય કરતી નથી. ધોળાં લુગડાં પહેર્યાં અને વાત વાતમાં ડાહ્યા ડાહ્યા શબ્દો વાપર્યા એટલે સન્માર્ગે જીવન વ્યતિત કર્યું એમ માને છે. ઉચ્ચ જીવન તરફ કાંઇ પણ પ્રયત્ન કર્યા સિવાય વૈધવ્ય જાતેજ પવિત્ર, પૂજ્યભાવને પાત્ર છે એમ માની લે છે. વાંચવા લખવાનો ડોળ રાખે છે, પણ તેમાં ઉંડા ઉતરી તપાસીએ તો કાંઇ નીકળે નહિ. અભ્યાસને બ્હાને કુટુંબીજનોની જરૂરી સેવામાંથી પણ છટકી જાય છે, અને કેવળ આળસમાં જીવન ગાળે છે.

આ બધી પરિસ્થિતિ કેવી રીતે સુધરે ?

**(૪) પરિસ્થિતિ કેમ સુધરે ?**

સંસાર સુધારકો આજ સુધી કહેતા આવ્યા છે તેથી વિશેષ કાંઇ મારે કહેવાનું નથી. સંગીન કેળવણી વધારવાના પ્રયત્નો હાલ છે તે કરતાં વધારે મોટા પાયા પર થવા જોઇએ. માત્ર ભાષાજ્ઞાન બસ નથીજ. ડીગ્રીઓની જરૂર ન લાગતી હોય તો પણ વિવિધ વિષયોનું ઉંચી કોટિનું જ્ઞાન આપવું જોઇએ. તે માટે શોખ ઉત્પન્ન કરવાનું કામ પણ જરૂરનું છે. ગુજરાતી અંગ્રેજી અને સંસ્કૃત એ ત્રણ ભાષાનું ઉચ્ચ સાહિત્ય સમજવાની, તેનું વિવેચન કરવાની શક્તિ આવે એટલા પૂરતું જ્ઞાન હોવુંજ જોઇએ. ભણવાનું, વાંચવાનું પોતાના આનંદ માટે, પોતાના જ્ઞાન માટે છે, લોકોને બતાવવા માટે કે સારો વર મળે તે માટે નથી, એ કન્યાઓના મનમાં બરાબર ઠસવું જોઇએ. મોટા મોટા લેખકોનાં નામો બોલી બીજાને આંજી નાખવાનો પ્રયત્ન કરનાર સ્ત્રીથી કોઈએ અંજાવુંજ ન જોઇએ એટલે એ જાતનો ડોળ ઓછો થશેજ.

સ્ત્રીઓના જીવનમાં રસ, ઉત્પન્ન કરવા માટે કન્યાવસ્થામાંથીજ તેમને ઉત્સાહી બનાવવાનો પ્રયત્ન થવો જોઇએ. આ કામ શાળાઓ તેમ ઘરનાં વડીલો સરખીજ રીતે કરી શકે. હરેક બ્હાને તેમની પાસે ઉત્સવો ઉજવાવવા. નિમિત ન હોય તો વડીલોએ નિમિત્ત ઉભાં કરીને પણ કન્યાઓ માટે આનંદના પ્રસંગ આણવા જોઇએ.

સ્ત્રીઓની શારીરિક સ્થિતિ સુધારવાનો પ્રશ્ન સૌથી અગત્યનો છે. સ્ત્રીઓ જીવશે તોજ ભણશે, દેશસેવા કરશે. ન્હાનપણથીજ શરીર કસવા માટે કસરતો રમતો કરવાની ટેવ પાડવી જોઇએ. શરીર સંભાળ એ બહુ અગત્યનો વિષય છે એ પણ શીખવવું જોઇએ. ચાલુ મંદવાડોમાં કે શરીર તરફ બેદરકાર રહેવામાં કશી મોટાઇ નથી એ પણ શીખવવું અગત્યનું છે. "સ્ત્રીઓને તો ઘરકામ એજ કસરત છે" એ ઉપદેશ વાક્યે આ જમાનાની સ્ત્રીઓનાં શરીરની પાયમાલી કરી છે. એને લીધે જ કસરતો રમતો કરવામાં શરમ, ઉદ્ધતાઇ મનાય છે. અને આર્થિક સ્થિતિ સ્હેજ સારી હોય તો પણ ઘરકામ તો કોઇ કરતુંજ નથી. વળી વેઠ પેઠે કરેલા ઘરકામથી પોતાની રાજી ખુશીથી કરેલી કસરત કે રમત જેવો ફાયદો કેવી રીતે થાય ?

વિધવાઓની સ્થિતિ સુધારવાનો પ્રશ્ન સૌથી કઠિન છે. સમસ્ત જનસમાજનો મત કેળવાય નહિ ત્યાં સુધી કાંઇ પણ ફેરફાર થવો મુશ્કેલ છે. વિધવાઓને પોતાના ગુજરાન માટે સ્વતંત્ર ધંધો કરવાની છૂટ મળે અને તેમની આર્થિક સ્થિતિ સુધરે તો સામાજિક સ્થિતિ આપો આપ સુધરેજ. અલબત્ત ધંધો કરવા પૂરતું જ્ઞાન તો હોવુંજ જોઇએ. સ્વતંત્ર વિધવાઓને પણ બાલ્યાવસ્થામાં સારૂં શિક્ષણ મળ્યું હોય તો વખતનો અને ધનનો સદુપયોગ કરી શકે. મોટી ઉમ્મરે નવા વિચાર ઠસાવવા તે અઘરૂં છે.

આમ ચારે તરફથી વિવિધ પ્રકારનું કામ સમાજને માથે છે. તે કામ ઉપાડી લેવા નવા યુગનાં ઉત્સાહી યુવક યુવતીઓ બ્હાર આવશેજ એમ આશા છે.

સ્ત્રીઓએ શું વાંચવું ? સર્વ કોઇ કહેશે કે સ્ત્રીઉપયોગી પુસ્તકો. જેમાં સ્ત્રીઓનું વાચન પાને પાને પતિ સેવાનો, માતા ધર્મનો બોધ હોય તે સ્ત્રીઉપયોગી પુસ્તક ગણાય છે. ચિત્તને આનંદ થાય, ઘડીસર શ્રમ વિસરી જવાય એવાં પુસ્તકો વાંચવાની સ્ત્રીઓને જરૂર ગણાતી નથી. હલકી નવલ કથાઓ કે પિટ કલાસને રીઝવવા લખેલાં નાટકો વાંચવાથી જેમ કોઇને લાભ થતો નથી, માત્ર હાનિ થાય છે તેમ સ્ત્રીઓના સંબંધમાં પણ છે. તે છતાં સ્ત્રીઓએ તો માત્ર જ્ઞાનનાં બોધદાયક પુસ્તકોજ વાંચવાં એ માન્યતાને હું કેવળ ખોટી માનું છું. સ્ત્રીઉપયોગી પુસ્તકોમાં તો હું માત્ર પાકશાસ્ત્ર, બાળઉછેર કે શરીર સંભાળ ( Hygiene ) નાં પુસ્તકોને મુકું છું. સામાન્ય નીતિ નિયમો જાણવાની જરૂર હોય તો જેટલી સ્ત્રીઓને તેટલીજ પુરૂષોને છે. રસ પડે, આનંદ આવે એવા પુસ્તકો સ્ત્રીઓએ અવશ્ય વાંચવાં. જીવનનાં દુઃખો ઘડીસર વીસારે પાડવા માટે એ તો મોટું સાધન છે. સારા લેખકોનાં નાટકો અને નવલ કથાઓ પણ વાંચવાંજ. નિર્માલ્ય નવલકથાઓ વાંચવામાં જેમ શિક્ષિત પુરૂષ વર્ગ સમય વ્યતિત નથી કરતો તેમ સ્ત્રીઓએ પણ નજ કરવો. બાળ ઉછેર કે શરીર સંભાળનું સાહિત્ય અપૂર્ણ નથી. તેનું જ્ઞાન સ્ત્રીને હોવું જોઇએ પણ તે વાંચવા પાછળ જીંદગીનો બધો સમય ન આપી શકાય. સાહિત્યના-દરેક પ્રકારના સાહિત્યના-ઉત્તમ ગણાતા ગ્રંથો સ્ત્રીઓએ વાંચવાજ જોઇએ. માસિક પત્રોનું વાચન પણ સ્ત્રીઓએ રસથી કરવું જોઇએ. માત્ર સ્ત્રીઓનાં માસિકોનું નહિ પણ સાર્વજનિક માસિકોનું પણ. આવાં માસિકોમાં સ્ત્રીઓ વાંચે તો નુકશાન થાય એવું કશુંજ હોતું નથી. જે માસિક અથવા પુસ્તક સ્ત્રીઓએ વાંચવા જેવું નથી તે જનસમાજ આગળ ધરવા જેવુંજ નથી. સ્ત્રી વર્ગમાં માસિક પત્રો વાંચવાનો શોખ સાધારણ રીતે જોવામાં આવે છે. પણ વર્તમાન પત્રોનું વાચન નહિ જેવું છે. આપણા દેશની તેમજ બીજા દેશોની સામાજિક રાજકીય આદિ પ્રવૃત્તિઓ અને બીજા સમાચાર જાણવાની જેટલી પુરૂષોને જરૂર છે તેટલીજ સ્ત્રીઓને છે. વર્તમાનપત્રોનું વાચન એ એક મોટી કેળવણી છે, જ્ઞાન વધારવાનો માર્ગ છે એ ઘણાંનાં ધ્યાનમાં નથી. રોજનું પત્ર વાંચવાનો વખત ન મળે તો અઠવાડીક પત્ર તો વાંચવુંજ જોઇએ. એકવાર પત્ર વાંચવાની ટેવ પડે તો જિજ્ઞાસા જાગ્રત થાયજ અને તે વાંચ્યા સિવાય ચેનજ ન પડે એવો અનુભવ જરૂર થશે. સતીઓનાં ચરિત્રો તો હવે સ્ત્રીઓએ બહુ વાંચ્યાં. હવે જગતના મહાન કર્મયોગીઓનાં શુરવીરોનાં, સ્વદેશ પ્રેમીઓનાં ચરિત્રો વાંચે તો પ્રગતિ થાય.

આપણા દેશની આધુનીક શોચનીય સ્થિતિનાં અનેક કારણોમાં નિરાશાવાદ આશાવાદ ( pessimism ) એ પણ એક પ્રધાન કારણ છે. પંડિતથી માંડીને અજ્ઞાન ગામડીઆ સુધી દરેક માણસના મ્હોંમાથી એજ શબ્દો નીકળશે કે "નસીબમાં હશે તેમ થશે." પ્રયત્ન કર્યાથી ફળ મળે એ શ્રદ્ધાના વર્ગમાં નથી. પ્રયત્ન ગમે તેટલો કરીએ તોપણ નસીબમાં હશે તેમ થશે માટે પ્રયત્ન કરવોજ નહિ એવી માન્યતા સમસ્ત પ્રજાની થઇ ગઇ છે. પરિણામે આળસ, નિરૂદ્યમ વધે છે. દુનિયાના બીજા દેશો તરફ નજર કરીએ. તો કેટલો બધો ફરક દેખાય છે ? અમેરિકા, યુરોપ જાપાન કે અર્વાચીન તુર્કસ્તાન જ્યાં નજર કરીએ ત્યાં આશાવાદમાં દૃઢ શ્રદ્ધા દેખાય છે. પ્રયત્ન કરીએ તો વિજય મળેજ એજ એમનો સિદ્ધાંત છે. જાપાનમાં ઉપરા ઘરતી કંપ જેવો આખી પ્રજાને, આખા દેશને, સેંકડો વરસના પ્રયત્નોને ઉથલાવી નાખનારો બનાવ બન્યા છતાં તે દેશના લોકોએ નિરાશા પ્રદર્શન કરી નથી. દેશનો જે ભાગ નાશ પામ્યો તેને હતું તે કરતાં વધુ સારૂં સ્વરૂપ આપી નવો બનાવવાની તેમને સ્પૃહા છે. આપણે તો એક નાના સરખા બનાવથી પણ હતાશ થઇ જઇએ છીએ, અને વધારે પ્રયત્ન કરવાનું છોડી દઇ નસીબને માથે દોષ નાખી જવાબદારીમાંથી છુટી જઇએ છીએ. નિરાશા પ્રદર્શન કરવી, નસીબને દોષ દેવો એ કાયર મનુષ્યોનુંજ કામ છે, જવાબદારીમાંથી છટકવાનો રસ્તો છે. વિચાર કર નહિ મળે તો. ફરી ફરી અનેકવાર પ્રયત્ન કરવાની પ્રત્યેક મનુષ્યની

ફરજ છે. તે નિષ્ફળતા નસીબને માથે દોષ નાખવા ઇશ્વરે નથી સરજી. મનુષ્યને પ્રયત્ન કરતાં શીખવવા, ઉદ્યોગી બનાવવાજ સરજી છે. જો નિષ્ફળતા ન હોય તો વિજયની કિંમત શું રહે? આશાવાદના બળથી કેટલાએ દેશોએ સ્વાતંત્ર્ય મેળવ્યું છે. માથે હાથ દઇ બેસી રહેવાથી પુરૂષાર્થ થતો નથી. નિરાશાવાદે આપણી જીંદગીનો રસકસ ચુસી લીધો છે. ખાસ કરીને સ્ત્રીઓએ તો બહુજ આશાવાદી બનવાની જરૂર છે. એમનાં શુષ્ક જીવન કુસુમોમાં આશા એ અમૃત સેચન છે. આશાવાદજ એમને ઉન્નતિને, સ્વતંત્રતાને પંથે લઇ જશે.'

**વડીધારાસભામાં લોકહિતના ખરડા.** પ્રજાના પ્રતિનિધિ તરીકે જતા સભાસદો ધારાસભા સમક્ષ પ્રજાનું હિત સાચવવા ઠરાવો કે ધારાના ખરડા રજુ કરે તેના કરતાં વિશેષ દેશનું હિત ધારાસભા મારફતે શું થઇ શકે? પ્રજા જે પ્રતિનિધિઓ મોકલે છે તે પોતાના હક, પોતાનું હિત સિદ્ધ કરવા માટે. તેઓ અંદર અંદર લઢીને જુદા પક્ષો બાંધે કે સરકારને હાજીહા કરે તે માટે નથી મોકલતી. પ્રજાના હિતૈષી બે સભાસદો જુદા જુદા બે ખરડા આવતી બેઠક સન્મુખ ધરવાના છે, એ પરમ સંતોષની વાત છે. એ ખરડા ધારાસભામાં પસાર થાય કે, ન થાય, પણ એના ઉપર વિવેચન થવાથી લોકમત કેળવાશે અને આ કાર્યક્ષેત્ર આપણે માટે ખુલ્લાં છે એટલું સર્વ કોઇને ભાન થશેજ.

પહેલો ખરડો મુંબાઇના હિંદ સેવક સમાજ વાળા મી. એન. એમ. જોશી રજુ કરવાના છે. એ ખરડાનો મુદ્દો નીચે પ્રમાણે છેઃ

"કારખાનાં, ખાણો, તથા આસામના કામદારો તથા વિદેશ ગમનના કાયદામાં જણાવેલા, બગીચાઓમાં કામ કરનારી સ્ત્રીઓની પ્રસુતી પહેલાં અને પછીના થોડા સમય માટે તેમની મજુરીનું નિયમન કરી તેમને પ્રસુતીના સમયનો લાભ આપવાની જરૂર હોવાથી અત્રેથી ઠરાવવામાં આવે છે. કેઃ

૧ આ કાયદાને 'પ્રસુતાના લાભાર્થ કાયદો, એવું નામ આપવું, તથા તેનો અમલ આખા બ્રિટિશ હિંદ, બલુચિસ્તાન તથા સંથલ પ્રગણામાં સને ૧૯૨૬ ના જાન્યુઆરીની પહેલી તારીખથી શરૂ કરવો.

૨ 'કામે લગાડનાર' શબ્દના અર્થમાં કારખાનાના મેનેજર તથા કબજો ભોગવટાવાળાઓનો સમાવેશ થાય છે. તેમજ ખાણનો 'માલીક', મેનેજર અને બગીચાના 'મુખ્ય માણસ' નો પણ સમાવેશ થાય છે.

૩ કોઇપણ કારખાના, ખાણ કે આસામના કામદારો તથા વિદેશ ગમનના કાયદામાં જણાવેલા બગીચાઓમાં કામ કરતી સ્ત્રીઓને,

( अ ) પ્રસૂતિ બાદ છ અઠવાડીઆં દરમીઆન જાણી જોઇને કામે લગાડવામાં આવશે નહિ.

( ब ) યોગ્ય વૈદકીય પ્રમાણપત્રથી કોઇ સ્ત્રી જણાવે કે તેની પ્રસુતિ લગભગ છ અઠવાડીઆમાં આવશે તો તેને કામ પરથી રજા મેળવવાનો હક્ક છે.

( क ) ઉપર જણાવ્યા મુજબ કોઇપણ સ્ત્રી કામપર ન હોય ત્યારે તેના તથા તેના બાળકના સંપૂર્ણ અને નિરોગી ભરણ પોષણ માટે સ્થાનિક સરકારે પ્રસુતિના લાભાર્થે એક ફંડની સ્થાપના કરી તેમાંથી તેને લાભ આપવો.

૪ કોઇ સ્ત્રી પ્રસુતિમાં અવસાન પામે તો તેના બાળકના પોષણ માટે જે કોઇ કાળજી રાખે તેને બાકી રહેલી રકમ આપવી.

૫ ઉપર મુજબનાં કારણસર કોઇ સ્ત્રી ગેરહાજર હોય તે વખતે તેને કામપર રાખનાર નોકરી છોડવાની નોટીસ આપી શકશે નહિ.

૬ કોઇપણ કામે રાખનાર આ કાયદાની કોઇ પણ વિગતોનો ભંગ કરશે તો તેને ૫૦૦ રૂપીઆ સુધીના દંડની સજા થશે.

૭ દરેક સ્થાનિક સરકારે કાનુનો ઘડી,

( ૧ ) પ્રસુતિના લાભાર્થે ફંડ ખોલવું; તેમાં દરેક કારખાના તથા ખાણના માલીકે આપવી જોઇતી રકમનો ફાળો નક્કી કરવો, તથા

તે ફંડની વ્યવસ્થા કરવી. ( ૨ ) કાયદાની રૂએ જેને લાભ મળે તેને કેવી રીતે આપવો, તથા કેટલો આપવો તે પણ નક્કી કરવું.

"( ૯ ) કારખાનાંના, ખાણોના તથા બગીચાના ઇન્સ્પેક્ટરોને કલમ ૩ ( अ ) અને ( व ) તથા કલમ પાંચ માટે કારખાનાંના કાયદા મુજબની સત્તા આપવામાં આવે છે."

જેના પરસેવાથી આજ મોટાં શહેરો આબાદ થયાં છે તે મજુર વર્ગ પ્રત્યે સહાનુભૂતિ બતાવવી એ પ્રત્યેક નાગરિકની ફરજ છે. માત્ર મ્હોંની સહાનુભૂતિ નહિ પણ તેમના કલ્યાણ અર્થે અનેક પ્રકારના પ્રયત્ન થવાજ જોઇએ. બાળકના જન્મ પહેલાં અને પછી માતાને આરામની કેટલી જરૂર છે તેતો સર્વ કોઇને વિદિત છે. મજુર વર્ગની સ્ત્રીઓ આ નિયમમાંથી બાતલ નથી. પ્રસુતિ સમયે શરીર તરફ બેદરકારી રાખવાથી હજારો સ્ત્રીઓનાં અને બાળકોનાં મરણ નીપજે છે. દેશના મરણઆંકડા જોઇ ભયથી સ્તબ્ધ થઇ જવાય તેવું છે. મજુર વર્ગની સ્ત્રીઓ કેટલી સંભાળ લેવી જોઇએ તે સમજી શકતી નથી, અને સમજે તો પૈસાની જરૂરને લીધે સંભાળ લઇ શકતી નથી, અને કામ પર જાય છે.

દેશનું મરણ પ્રમાણ ઓછું કરવા માટે તો ચારે તરફથી પ્રયત્ન થવાની જરૂર છે, અને આ ખરડામાં જણાવેલી વિગતો તેમાં બહુજ અગત્યની છે. કમાણી ઓછી થવાના ભયથીજ ઘણું ખરૂં સ્ત્રીઓ પ્રસુતિ પહેલા કે પછી તુરત કામે જાય છે. તે માટે આ ખરડામાં બહુ સારી ગોઠવણ કરી છે. પ્રસુતિ સમયે માલિક તરફથી શીખેલી નર્સની ગોઠવણ મફત અથવા બહુ થોડી ફીથી થવી જોઇએ. એ કલમ પણ શ્રીયુત જોશીએ એમના ખરડામાં ઉમેરી હોત તો બહુ લાભ થાત.

બીજો ખરડો સંયુક્ત પ્રાંતોના પંડિત શ્યામલાલ નેહરૂ રજુ કરનાર છે. તેનો મુદ્દો નીચે પ્રમાણે છે—

"ટુંકુ નામઃ આ કાયદો ૧૯૨૪ નો ઢોર તથા દૂધ સંરક્ષણનો કાયદો કહેવાશે, તથા તેનો આખા બ્રિટીશ હિંદમાં અમલ થશે.

ગુન્હાઓ-(અ) બ્રિટીશ હિંદના કોઇ પણ બંદરેથી, જળમાર્ગે, ઢોરોનાં માંસને જાણી બુજીને, સીધી કે આડકતરી રીતે પરદેશ ચઢાવવું. (બ) અથવા બીજે કોઇ રસ્તે હિંદ બહાર ઢોરોનાં માંસને મોકલવું, (ક) ઢોરોનો વ્યાપાર કરવો કે આડત કરવી.

હિંદ બહાર જતા ઉતારૂના ઉપયોગ માટે જતું ઢોરનું માંસ અપવાદ તરીકે છે અને તે ગેરકાયદેસર નહિ ગણાય.

આ ઠરાવની ઉપયોગિતા પણ કોઇને સ્વીકાર્યા સિવાય ચાલે તેમ નથી. આપણા દેશના ખેડુતોનાં દુઃખો તો અવર્ણનીય છે. પણ દૂધની મોંઘવારી પણ અસહ્ય થઇ પડી છે. મોટા શહેરોમાં તો દૂધની મોંઘવારીને લીધે ગરીબ માતાઓ બાળકોને જોઇએ તે કરતાં બહુજ વહેલું ખવડાવવા માંડે છે ને કેટલેક ઠેકાણે તો ચહા પર પણ ઉછેરે છે! આવી સ્થિતિમાં ઉપયોગી ઢોરોને પરદેશ ભક્ષણ સારૂં મોકલી દેવામાં આવે એ દેશને કેટલો મોટો અન્યાય છે? વળી એક ગામમાં તો દૂધનો લોટ બનાવી તેનાં રમકડાં બનાવવા માટે પરદેશ ચઢાવવામાં આવે છે! આવી પ્રવૃત્તિઓ ઉપર અંકુશ મૂકાવવા કેમ કોઇ બહાર પડતું નથી? ઢોરોની નિકાશ બંધ કરવાથી બેશક દૂધની છૂટ થાય તેમ ખેડુતોને પણ લાભ થાય. દરિદ્રતાના ભાર નીચે કચરાતી પ્રજાની વ્હારે ધાવાનું કામ પંડિત શ્યામલાલે ઉપાડયું છે, તે બહુજ પ્રશંસનીય છે. અમે બન્ને સભાસદોને અભિનંદન આપી તેમનો વિજય ઇચ્છીએ છીએ.

સૌ. સરોજિની મ્હેતા (બી. એ.)



ગુજરાતની ગુણસુંદરીઓને

## મહાત્મા ગાંધીજીનો સંદેશ.



" સ્વરાજની દોરી બ્હેનોના હાથમાં છે.
તે દોરી તેઓ ખોઈ બેઠી છે. સરસ ને
મજબૂત સુતર કાંતે તો હમણાં તે
વતી જ્યાં હોય ત્યાંથી તેઓ
સ્વરાજ ખેંચી લાવે. "

મોહનદાસ ગાંધી.



पमनी स्व. पत्निश्रीना स्मरणार्थे
श्री फार्बस गुज[illegible]ती सभाने
શ્રીયુત દાદા[illegible] [illegible]હાજી ચાવડા
તરફથી [illegible]નય સપ્રેમ ભેટ.

ગુણસુંદરી અને સ્ત્રીહિતોપદેશ.

વર્ષ ૨ જું. ઓકટોબર ૧૯૨૪. અંક ૨ જો.



# ભારત બ્હેનોનો સાચો બંધુ.

લેખક : શ્રીયુત ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.

( સીતા રામના સન્તાન......એ ઢાળ ).

ભારત બ્હેનોના વીર,
બંધુ સાચા સુધીર;
આવો વધાવો સન્ત સાચના.

સત્ય ધર્મ સત્ય કર્મ સત્ય સર્વ સાધતા,
સત્ય જીવન સત્ય કવન સત્ય સદા સ્થાપતા;

નહિં હીંસા લગીર,
વિરલ જગમાં એ વીર;
આવો વધાવો સન્ત સાચના.



નયનનો પ્રકાશ દિવ્ય જગતને જગાવતો,
હૃદયભર્યો વિશ્વપ્રેમ ઐક્યભાવ લાવતો;
જગત ગંગાને તીર,
દીઠા સાચા એ વીર;
આવો વધાવો સન્ત સાચના.

સાધી સંસાર એણે સાધુતા સાચવી,
જાગી જગાવી જગત પ્રેમમંત્ર પાઠવી;
એનાં હૈયાનાં હીર,
ઝરે પ્રભુતાનાં નીર;
આવો વધાવો સન્ત સાચના.

હિંદ તણા તારનાર જગતને ઉદ્ધારનાર,
શાન્તિ સરદાર સત્ય અહિંસાને ધારનાર;
માનવ જાતના એ વીર,
ભારત બ્હેનોંના વીરઃ
આવો વધાવો સન્ત સાચના.





# સાબરમતીનો કર્મવીર.

લેખક : નૃસિંહદાસ ભગવાનદાસ વિભાકર. બી. એ. એલ એલ. બી. બારીસ્ટર–એટલૉ.

સાબરમતીના એ કર્મવીર માટે "મહાત્મા" ની સંજ્ઞા કોણે શોધી કહાડી હશે ? જરૂર, કોઇ પાણીદાર સૂક્ષ્મ બુદ્ધિએ તો નહિ જ. કારણ કે એટલું નિઃસંદેહ છે કે ગાંધીજીના જીવનરહસ્યનો કોઇ સાચો જાણકાર અને વિશેષણોના માર્મિક ભાવો સમજનાર આવું સ્થૂલ, અતિવ્યાપક, જાડધારૂં વિશેષણ આવી માર્મિક, તીક્ષ્ણ, સત્યગ્રાહી બુદ્ધિને અગર તો ઉચ્ચ લાગણીઓનાં સૂક્ષ્મમાં સૂક્ષ્મ આંદોલનોને ઝીલનાર આવા અનુકંપમાન હૃદયને લાગુ નજ પાડત. કદાચ થિયૉસૉફિકલ સોસાઇટીના અદૃશ્ય "મહાત્માઓ" ને ઓળખાવવા માટે આ સંજ્ઞા યથાર્થ હોઇ શકે; કદાચ કોઇ ભલાં, ભોળાં, અરસિક, સાધુ હૃદયની સાધુતા દર્શાવવાને આ શબ્દપ્રયોગ સચોટ હોઇ શકે; અથવા તો કોઇ 'શિખરે સ્થિતિ' પામેલા અને સંસારની દુન્યવી ભરતી–ઓટથી અસ્પૃષ્ટ વિરક્ત બ્રાહ્મણનું બ્રાહ્મણત્વ બતાવવાને "મહાત્મા" સિવાય ભાષાકોશમાં અન્ય કોઇ વિશેષણ નં પણ હોઇ શકે. પરંતુ આશ્ચર્ય તો એ છે કે તલવારની ધાર સમી પાણીદાર અને ચમકતી જેની બુદ્ધિ છે છતાં ફૂલ જેવું મૃદુ અને સુકોમલ જેવું હૈયું છે, જે ગણત્રીબાજ મુત્સદ્દીઓમાં વણિકોનો પણ વણિક છે, છતાં દારૂણ જોખમોનાં પૂર સામે ઝુકાવવામાં જે સાહસિકોનો પણ સાહસિક છે, તેમજ જે લંગોટધારી બ્રહ્મચારી છતાં દુનિઆનાં મસ્ત રસિકોને પણ મુગ્ધ કરે તેવું દિલહારક હાસ્ય હસી શકે છે; તેવી અજબ મોહનમૂર્તિને જગત્ "મહાત્મા" ના નામથી જ સંબોધવાનો આગ્રહ કરે છે ! જાણે કે કેમ ભાષાની આ અશકિત અને માનવ વાણીની આ મર્યાદા જગતે એક અનિવાર્ય હકીકત તરીકે સ્વીકારી લીધી ન હોય !

ગમે તે હો, પણ આજે "મહાત્મા" ના વિશેષણ ઉપર કરોડો માનવીઓ મરી ફીટે છે એ હકીકત છે. હવે કોઇનું મગદૂર નથી કે એ હકીકતને ટાળી શકે. ગમે તેવા પ્રતિષ્ઠિત વકતાઓ પણ આજે કોઇ પણ સભાપીઠ ઉપરથી "મહાત્મા" ના વિશેષણ વગર ગાંધીજીનું નામ ઉચ્ચારવાનું જોખમ ખેડી શકે તેમ નથી. કારણ કે કોણ નથી જાણતું કે એવું જોખમ ખેડનાર ભલભલા વકતાઓનાં પાણી અનેકવાર શ્રોતાજનોએ ઉતાર્યાં છે ! *

---

* આ વિચારો મ્હેં જન્માષ્ટમીને દિવસે કાગળ ઉપર મૂકયા, ત્યાર પછી બરાબર પંદર દિવસે કંઇક અદ્ભુત રીતે ગાંધીજી તરફથીજ મ્હારા વિચારોને એક પ્રકારનું સમર્થન મળ્યું. મુંબઇના એકસેલ્સયર થિયેટરમાં રા. જમનાદાસ

ત્યારે શું હશે એ "મહાત્મા" નું માહાત્મ્ય ? નથી એ શાસ્ત્રોથી પૂજ્ય મનાયેલ બ્રાહ્મણ કે નથી એ કોઇ ક્ષત્રિય કુલ દીપક રણવીર : નથી એ શ્રીલક્ષ્મીદેવીનો કોઇ માનીતો ઉપાસક કે નથી એ મૈયા સરસ્વતીનો કોઇ પનોતો પુત્ર. છતાં કન્યાકુમારીથી કાશ્મીર પર્યંત અને શ્રીકૃષ્ણના સોરઠથી માંડીને ભગવાન્ બુદ્ધના બ્રહ્મદેશ પર્યંત, એ "મહાત્મા" સારી હિન્દી આલમનો "જીવનહાર" છે. હિન્દી આલમજ નહિ, પરંતુ યૂરોપ અને અમેરિકા, ચીન અને જાપાન, પૂર્વ અને પશ્ચિમ, સર્વ "મહાત્મા" ના પુણ્ય નામને અર્ઘ્ય આપી રહેલ છે. જરા એથી પણ વિશેષઃ—હિન્દુ સમાજનો મ્હોટો સમૂહ તેને દૈવાંશી અવતાર માનવાની અણિ ઉપર છે; ઇસ્લામી પ્રજા તેઓના પાક પયગમ્બર અને ખલિફા પછી તેને પહેલા દરજ્જાનો પવિત્ર પુરૂષ માની રહી હતી; અવતારમાં નહિ માનનાર ખ્રિસ્તી પાદરીઓ તેને "નૅઝેરેથનો જીસસ"—"**ક્રાઇસ્ટનું બીજું આગમન** માની ચૂકેલ છે ! મૃત્યુ પછી દુનિયાની ઘણીયે પ્રતિભાશાલી વ્યક્તિઓની વીરપૂજા થઇ છે. પરંતુ જીવન્ત દશામાં દેવતુલ્ય જેની પ્રાણપ્રતિષ્ઠા થઇ હોય, અને જેના નામ ઉપર અઢળક ચંદન-પુષ્પના ન્યોછાવર થયા હોય તો તે આ એકજ "મહાત્મા" !

આશ્ચર્ય તો એ છે કે સ્થૂલ શક્તિઓનું સર્વશ્રેષ્ઠ ઉપાસક અમેરિકા જ "મહાત્મા" ને જગતના મહાનમાં મહાન્ પુરૂષ તરીકે જાહેર કરે છે. પશ્ચિમની ઉંઘતી દુનિઆ ઉપર એ બૉમ્બશેલ પ્રથમ ફેંકનાર અમેરિકાનો પાદરી રેવરંડ હોમ્સ ! તેણે બે વાક્યોમાંજ નિર્ણય આપી દીધો છેઃ—

"વર્તમાન યુગનો એ ક્રાઇસ્ટ છે, તે વિષે મતભેદ હોઇ શકે નહિ. અનેક સ્થળે સ્વીકારાયેલી આ હકીકતના સત્ય વિષે હવે પ્રશ્ન નથી. જનતા પાસે હવે પ્રશ્ન એટલોજ છે કે જ્યારે ક્રાઇસ્ટનું ફરીથી આગમન થયું છે, તો પછી આપણે તેનો અંગીકાર કરવો છે કે નહિ ?"

અને આ અભિપ્રાય માત્ર એકજ પાશ્ચાત્ય વ્યક્તિનો નથી. પશ્ચિમના અનેક પ્રતિભાશાલી વિચારકો "મહાત્મા"ના જીવનમાં આ વિભૂતિ જોઇ રહેલ છે. મિસ વૉટસન નામની બાનુએ "મહાત્મા" ના જીવન સંબંધી જે પુસ્તકમાં અનેક તુલનાઓ એકત્રિત કરી છે તેના મંગલાચરણમાંજ મેરી સિયોસ્ટ નામની એક સુશિક્ષિત બાનુએ એક સુન્દર કાવ્યદ્વારા "મહાત્મા" ને અંજલિ અર્પી છે તે ઉપરથીજ પશ્ચિમના આકર્ષણનું કંઇક માપ બાંધી શકાશે. એ અંજલિ આ રહીઃ—

"ત્યાં હિન્દના ઊંડા કારાગૃહમાં,
જાણે કે સૂર્ય અને આકાશની સાથે પ્રકાશતો,
તે રાહ જોઇ રહ્યો છે.

"ફરીથી એકવાર
કોઇ પાઇલેટની ઇચ્છાવિરૂદ્ધ આજ્ઞાથી
ક્રાઇસ્ટ ક્રૉસ ઉપર વિંધાય તો પણ શું !
આંતર ચક્ષુ વગરના સત્તાધીશો
ફરીથી જુલ્મગાર કાયદાઓ ઘડે તો પણ શું ?

"જગત્ ! હસવે ! હળવે ! પગલાં ભરજે !
કદાચ આજે હિંદને આંગણે
કોઇ, ક્રાઇસ્ટ આગળ માર્ગ કાપી રહ્યો છે !

---

ક્રારદાંદાસે "મહાત્મા" શબ્દ વાપરવાની ના પાડી તે ઉપરથી સભામાં થયેલો ખળભળાટ અને ગાંધીજીએ તે માટે અમુક શ્રોતાજન પાસે કરાવેલું પ્રાયશ્ચિત્ત હવે સૌને સુવિદિત હશે. ગાંધીજીને પણ આ શબ્દ આટલો અસહ્ય લાગે છે અને આશ્રમમાં એ શબ્દ નહિ વાપરવા એમણે આજ્ઞા કરી છે એ પણ મ્હારી જાણ બહાર હતું, તેથી મ્હારા પ્રયકરણ માટે હું કંઇક મગરૂરી લઇ શકું !

ગૂ. ભ. વિ.

એજ પુસ્તકમાં રેવરન્ડ હોમ્સનાં જગપ્રસિદ્ધ બે ભાષણો, રૉબર્ટ મોર્સ લૉવેટ, નૉરમન ટૉમસ, અને જે. ટી. સન્ડરલૅન્ડના લેખો મહાત્મા પ્રતિ પૂજ્યભાવથી નીતરી રહેલા દષ્ટિગોચર થાય છે. પરંતુ "મહાત્મા"ના જીવનનું સૌથી વધારે સૂક્ષ્મ પૃથક્કરણ અને તત્ત્વદર્શન કરનાર તો પેલો ફ્રેન્ચ તત્ત્વદર્શિ રોમન રોલૅન્ડજ ગણી શકાય ગાંધીજીને અંજલિરૂપ તેણે જે ગ્રન્થ પ્રકટ કરેલ છે તેમાં તેણે "મહાત્મા" ની જીવનકલા અને તેની મીમાંસા સમજાવાને સૌથી શ્રેષ્ઠ પ્રયત્ન કર્યો છે.

હિન્દની જુદી જુદી ભાષાઓમાં તો ગાંધીજી વિષે ડુંગરોના ડુંગરો છપાયા છે. માત્ર ગુજરાતી અને અંગ્રેજી ભાષામાંજ ગાંધીજી વિષે એક ડઝન પુસ્તકોનો ઢગલો તો અત્યારે મ્હારા ટેબલ ઉપર જ પડયો છે. છતાં દુનિઆ જેને જાણવાને આટલી બધી મથી રહી છે તે અજબ વ્યક્તિનું ખરું વ્યકિતત્વ તો કોઇ બુદ્ધિ હજુ પકડી શકી હોય એમ દેખાતું નથી. આંખોને આંજીને આકાશ માર્ગે સરી જતી વિજળીની માફક એની જીવનજ્યોત દરપળે નવનવીન ઝબકે છે. એ વિભૂતિનો હમેશાં સૌને સંપર્ક થાય છે છતાં તેનું મૂર્ત સ્વરૂપ તો દુનિઆને અગોચરજ રહ્યું છે.

ગાંધીજીના જીવનનો સંપૂર્ણ ઇતિહાસ કે એ ઇતિહાસની રૂપરેખા પણ આપવાનો દાવો હાલ કોઇ એક પુસ્તક કરી શકે તેમ નથી, તો પછી એક ન્હાના લેખમાં એ ધૃષ્ટતાને સ્થાનજ કયાંથી હોય? તેથી જનતાના હૃદયપટ ઉપર એ વિશ્વવિખ્યાત વ્યક્તિએ જે અનેકવિધ અસર કરી છે તેની ઉડતી નોંધ સિવાય આ લેખમાં અન્ય પ્રયત્ન નથીજ કર્યો.



વળી એમ પણ લાગે છે કે એ "લોક-પ્રભુ"-નું જીવનરહસ્ય સમજવાનો કે સમજાવવાનો અધિકાર એમના નિકટવર્તિ અનુયાયીઓ સિવાય અન્ય કોઇને હોય શકે ખરો ? એમની અર્થગંભીર જીવનકલાનાં તેજ અને છાયાની તુલના કરવા જેટલી શકિત એમનાં આપ્તજન સમાં, ભકિતભાવથી ઉભરાતાં શિષ્યજન અને સ્નેહીજન સિવાય અન્ય તટસ્થોને પ્રાપ્ય હોઇ શકે ખરી? જેઓના એ ભકિતભાજન "મહાત્મા" છે, જેઓના એ પૂજ્યપાદ નરશ્રેષ્ઠ છે, જેઓના એ દેવાંશી અવતાર છે, તેઓ સિવાય અન્ય કોઇ એ કર્મવીરના મહાચરિત્રને ન્યાય આપી શકે ખરું ?

બીજી પણ મુશ્કેલી કહી દઉં. જયારથી "નવજીવન" અને "યંગ ઇન્ડિયા" સાપ્તાહિકોનું તંત્રીપદ ગાંધીજીએ પોતાના હાથમાં લીધું ત્યારથી એટલા અપૂર્વ વેગથી, એટલા મહાભારત પ્રશ્નો ઉપર, અને એટલાં ગંભીર પરિણામોમાં પરિણમતા થોકબંધ લેખો એમના હાથથી નિરંતર લખાઇ રહ્યા છે કે કોઇ પણ વિવેચક કે વિચારક એ યાંત્રિક ઝડપથી પ્રકટ થતી વિચારશ્રેણિઓ સાથે શરત કરી શકે એ

લગભગ અશક્ય છે. દાખલા તરીકે, માત્ર સને ૧૯૨૦-૨૧-૨૨ ના " નવજીવન" માં પ્રકટ થયેલા એમના લેખોનો એક સંગ્રહ લગભગ આઠસેં પાનાંનો થવા જાય છે. ! એજ રીતે " યંગ ઇન્ડિયા " માં એમના અંગ્રેજી લેખોનું લગભગ ત્રણ વર્ષનું સાહિત્ય ૧૪૦૦ થી ૧૫૦૦ પાનાંઓનું એક દળદાર પુસ્તક રોકે છે ! અને આ બધો ધોધ વાર્તાઓ કે નવલકથાઓનો નહિ, કાવ્યો કે કે કલ્પનાઓનો નહિ, પરંતુ હિન્દના જીવન-મૃત્યુના મહાભારત પ્રશ્નો ઉપર અસ્ખલિત વાગ્ધારાનો ! જે વાગ્ધારાનો સમગ્ર પ્રવાહ તમે દૃષ્ટિમાં ન લો તો અવનવી દિશાઓમાં વળતા એના અસંખ્ય વાંક, ક્ષણે ક્ષણે થતી એની ભરતી અને ઓટ, પળે પળે બદલાતી એની ઊર્મિઓ અને તરંગમાલાઓ કાં તો તમારા મગજને દીવાનું કરી મૂકે અગર તો એ તરંગમાલાઓના ઉત્પાદકને જ તમો દીવાનો માનો !

અને આ ભીતિ બિલકુલ અસંભવિત કે કાલ્પનિક નથી. ગાંધીજી દુનિઆને જુદે જુદે સમયે જુદી જુદી ધૂનમાં જુદા જુદા સ્વરૂપમાં દેખાયા છે તેનું આજ કારણ અનેકવાર એમની મહાન પ્રવૃત્તિઓનું જે અચાનક પરિવર્તન દેખાયું છે તે પરિવર્તન ખરી રીતે એમના સિદ્ધાંતોનું કે જીવનપ્રવાહનું થયું નથી, છતાં જનસમૂહ દર પ્રસંગે ભ્રાંતિમાં પડેલ છે કે કઇ પ્રવૃત્તિ સાચી અને કઇ ખોટી ! દૃષ્ટાંત તરીકે, જ્યારે ગાંધીજી અત્યંજો વિષે લખતા કે બોલતા હોય ત્યારે અત્યંજોના જ ઉદ્ધાર માટે એમણે જન્મ લીધો હોય એમ જગત્ માને છે. જ્યારે ખાદી અને રેંટિયાની ધૂનમાં એમની લેખિની ચાલતી હોય ત્યારે રેંટિયોજ એમનો પ્રાણ હોય એમજ લાગે છે. જ્યારે અહિંસાની મીમાંસા ઉપર તેના હૃદયભાવો ઠલવાય છે ત્યારે ભગવાન બુદ્ધે ફરીથી અવતાર ન લીધો હોય એવું ભાન થાય છે. જ્યારે હિંદુ-મુસ્લીમ ઐક્ય વિષે એમનો આત્મા કળકળી ઉઠે છે ત્યારે એમજ જણાય છે કે એ ઐક્ય ઉપર જ એમનું જીવતર નિર્ભર છે. અને જ્યારે અસહકાર તથા સત્યાગ્રહની ફિલસુફી તે જગતને સમજાવે છે ત્યારે સમગ્ર જનતાના હૃદય ઉપર એકજ છાપ પડે છે કે " મહાત્મા " એટલે અસહકાર અને સત્યાગ્રહ મૂર્તિમાન્ !

છતાં હકીકતમાં આ સર્વ મોહક દૃશ્યો ગાંધીજીની ભાવનાસૃષ્ટિનાં છેવટનાં બંદર નથી, પરંતુ અંતિમ કિનારે પહોંચાડનારી કિસ્તીઓ માત્ર છે; એ દૃશ્યો એમનું અંતિમ ધ્યેય નથી, પણ એ ધ્યેય સિદ્ધ કરવાનાં સાધન માત્ર છે. જેઓ યોગનું રહસ્ય જાણે છે તેઓને સહજ સમજાશે કે જ્યાં સુધી માનવ બુદ્ધિ અને હૃદય કોઇ પણ પ્રવૃત્તિ સાથે ક્ષણભર એકતાર બની ન રહે ત્યાં સુધી એ પ્રવૃત્તિની સંપૂર્ણ સિદ્ધિ લગભગ અશક્ય છે. તેટલા માટે જ એ સાબરમતીના કર્મવીરને જુદે જુદે પ્રસંગે જુદી જુદી પ્રવૃત્તિ સાથે એકતાન બનેલા દુનિઆ નિહાળે છે. એનું નામજ યોગસાધના.

પણ પ્રશ્ન થશે કે એવા કયા ધ્યેયને માટે આ યોગસાધના હશે ? એ સર્વ પ્રશ્નોના પ્રશ્નનો કોણ ઉત્તર આપી શકે ? કાં તો ગાંધીજી પોતેજ અગર તો એમનો કોઇ પટ્ટશિષ્ય.

પરંતુ એવો કોઇ શિષ્ય હજુ તેમના ચરણમાં કદિ બેઠો હોય એમ જાણવામાં નથી. તેથી તટસ્થ દુનિયાએ તો ગાંધીજીના પોતાના જ છૂટા છવાયા હૃદયોદ્ગાર ઉપરથી એમનું ધ્યેય સમજવાનું રહ્યું. એ દૃષ્ટિથી ગાંધીજીનું આધ્યાત્મિક ગણિત કંઇક નીચેનાં સૂત્રોમાં મૂકી શકાય:—

જનસમાજની આ ઐહિક ગુલામીમાંથી મુક્તિ એ અંતિમ ધ્યેય;

એ મુક્તિ અર્થે આવશ્યક અને અનિવાર્ય ધર્મ ભારતવર્ષનો મોક્ષ;

એ મોક્ષ લોહીનું એક પણ ટીપું રેડયા વગર પ્રાપ્ત કરવા માટે અહિંસાનો આદર્શ.

અને અહિંસાનો આદર્શ પાર ઉતારવાને અસહકાર તથા સત્યાગ્રહનાં અનિવાર્ય શસ્ત્ર.

આવી કંઇક વિચારશ્રેણિ ઉપર ગાંધીજીનો પ્રવૃત્તિપ્રવાહ ચાલી રહ્યો હોય એમ અનુમાન થાય છે. સરવાળે તો સર્વ તત્ત્વદર્શી મુમુક્ષુઓની માફક એ પણ એક મુમુક્ષુ જ છે. એ અંતિમ મોક્ષને માટે જ એની સર્વ ઉગ્ર તપશ્ચર્યાઓ અને પ્રતિજ્ઞાઓ છે; એ જીવન મુક્તિને માટેજ એની રાજ્યદ્વારી વ્યૂહરચના અને દૈહિક લડતો છે: દુનિઆ ભરમાં દ્વેષ અને હિંસાને દેશવટો આપવાની ખાતરજ તેનો અસહકાર અને સત્યાગ્રહ છે; પશ્ચિમને પ્રકૃતિની પૂજામાંથી મુક્ત કરવાની ખાતર અને જગતની સંસ્કૃતિના પાયાઓ સત્ય અને પવિત્રતા ઉપર રચવાની ખાતર ભારતવર્ષની સ્વાધીનતા એના મનથી અનિવાર્ય છે, અને તેથીજ એ સ્વાધીનતા એને પ્રાણ સાટે છે.

આ ગાંધીજીનું આધ્યાત્મિક ગણિત! અને એ ગણિત એમણે એટલી ઝીણવટભરેલી ગણત્રીથી અને જીંદગીના અનેક અનુભવોથી ચોકસ કરેલ છે કે ગમે તેવી સમર્થ બુદ્ધિ કે સત્તા તેના ગણિતને બદલાવી શકે તેમ નથી. એ ગણિતનાંજ સૂત્રો ગાંધીજી વીજળિક વેગથી પોતાની દરેક કાર્ય પ્રવૃત્તિને લાગુ પાડે છે, અને જેઓ એ ગણિતથી અજાણ હોય છે તેઓ એમના નિશ્ચયના વેગથી, એનાં ગંભીર પરિણામોથી અને પોતાના સિદ્ધાંતોમાં એમની અટલ શ્રદ્ધાથી આશ્ચર્યચકિત થાય છે. તેથીજ ગાંધીજીની અનેક પ્રવૃત્તિઓ અને અનેક સિદ્ધાંતો તેના ચુસ્ત અનુયાયીઓને પણ કેટલીકવાર વિચિત્ર, અગમ્ય અને નિષ્ફલ લાગે છે. છતાં ગાંધીજીને તો એ શ્રદ્ધા અને દઢતા અનિવાર્ય છે; કારણકે પોતાના ગણિતનાં સૂત્રોવડે પોતે દરેક મહા પ્રશ્નનો તાળો મેળવી લે છે, અને તાળો મળ્યા પછી એમના નિશ્ચયને કોઇ ડગાવી શકતું નથી. ઉદાહરણ તરીકે, પરદેશી કાપડ બાળવા વિષે એમનો નિશ્ચય કેટલી ઝડપથી અને કેટલી અડગ શ્રદ્ધાથી એમણે હિન્દી પ્રજા પાસે જાહેર કર્યો હતો!

"હિંદુ મુસલમાન પારસી બધાને સારૂ પરદેશી કાપડ હરામ ગણવું જોઇએ; અને જો આપણે તેમ ગણીએ તો તે કાપડનો ઉપયોગ નજ કરીએ. આ ભાવના પેદા કરવા સારૂ આપણી પાસે રહેલા પરદેશી કાપડનો આપણે ત્યાગ કરવો ને તેને બાળવું એ આવશ્યક સમજું છું."

આ વજ્રપાત સમા નિર્ણયથી બિચારા ઍન્ડ્રુઝ પણ કેટલા ભડકી ગયા હતા! અને કવિવર રવીન્દ્રબાબુનું સુકોમલ હૃદય કેટલું બળીને ખાખ થયું હતું! તો પછી દુનિયાદારીમાં રચીપચી રહેલાં બીજાં સામાન્ય નરનારીઓનું તો પૂછવુંજ શું? પરંતુ એ લંગોટધારી વણકરને તો આ દારૂણ પ્રતિજ્ઞાપાલન કુછ બિસાતમાં નહોતું. એમના મૂળ સિદ્ધાંતમાંથીજ ઉદ્‌ભવેલું આ સૂત્ર હતું. એ સિદ્ધાંત એમણે ક્યારનો જાહેર કર્યો હતો કે,

"પરદેશી કાપડના બહિષ્કાર વિના સ્વરાજ્ય ન મળે. પરદેશી કાપડનો ત્યાગ કરીને આપણે શરીર શુદ્ધ કરીએ છિયે. શરીરશુદ્ધિ વિના સ્વરાજ્યમંત્ર જપવાનો આપણને અધિકાર નથી."

પરંતુ આ આત્મશ્રદ્ધા કોઇ અજ્ઞાન શ્રદ્ધાળુ ભાવિકની ભક્તિનું પરિણામ નથી કે

કોઇ મનસ્વિ બંડખોર બુદ્ધિનું દીવાનાપણું નથી; પરંતુ જીંદગીની દરેક પળે આત્મ-નિરીક્ષણની સખ્તમાં સખ્ત કસોટીમાંથી પસાર થયા પછી પારાવાર ચિંતના અને અથાગ શાન્તિ તથા ધૈર્યના સમગ્ર બલથી પ્રાપ્ત કરેલી શક્તિ છે. એવી એ શક્તિ ન હત તો શું રેંટિયો એમના જીવનમાં આટલું મહત્ત્વનું સ્થાન લઇ શકત ? "મહાત્મા"ના અગ્રગણ્ય સહચારીઓ અને અનુયાયીઓને પણ જ્યારે રેંટિયા વિષેનો "મહાત્મા"નો આગ્રહ વધારે પડતો અને કાર્યકારણના સંબંધ વિચાર્યા વગરનો લાગ્યો છે, ત્યારે ગાંધીજીએ પ્રથમ ઉચ્ચારેલો નિશ્ચય શું આજે તલભાર પણ ડગ્યો છે ? વિચારીએ એ અચલ નિશ્ચયઃ–

"જો તમે એક વરસની અંદર સ્વરાજ સ્થાપવા માગતા હો તો જેને આજથી તેર વરસ ઉપર આ મંત્રની સ્ફુરણા થઇ, ત્યારે તે ઉપર બાંધેલા સિદ્ધાંતોમાંથી મેળવેલી શ્રદ્ધામાંથી જેને આજસુધી કોઇ ડગાવી શક્યું નથી, જે એ દિશાએ આટલાં વરસો દરમ્યાન એની શ્રદ્ધાને વધારે દૃઢ કરવામાંજ પરિણમેલા અનેક પ્રયાસો કરી ચૂક્યો છે, તેની સલાહ માનજો."

પરંતુ ગાંધીજીના આ નિશ્ચયાત્મક ગણિતમાં અને અટલ આત્મશ્રદ્ધામાં એકજ ત્રુટિ રહી જાય છે. એમનો સંપૂર્ણ તર્કવાદ પણ આ ત્રુટિથી ઉથલપાથલ થઇ જાય છે. એ ત્રુટિ બીજી એકે નહિ, પરંતુ "મહાત્મા"-ની મહાભારત શક્તિથી સમસ્ત હિન્દી પ્રજાને માપવાનું સાહસ ! જે અધ્યાત્મશાસ્ત્ર, જે સ્વરાજ્ય-ગણિત, જે આત્મ-રસાયન, "મહાત્મા" ને સ્વતઃસિદ્ધ અને હસ્તામલકવત હોય તે સામાન્ય લોકસમૂહે વિચાર્યું પણ ન હોય, વિચાર્યું હોય તો બુદ્ધિએ પચાવ્યું ન હોય, અને બુદ્ધિમાં ઉતર્યું હોય તો આચારમાં ઉતારવાનું હૃદયબલ મેળવ્યું ન હોય.

આ દારુણ સત્ય એ કાર્યકુશલ અનુભવી અને કરેલ બુદ્ધિના વણિકની ગણત્રી બહાર કેમ રહી ગયું હશે ? એમનું અતિ સૂક્ષ્મ તર્કશાસ્ત્ર ખાસ આ બાબતમાં કેમ ભ્રાન્તિવશ થયું હશે ? નિશાન હમેશાં ઉંચું જ તાકવું, પછી નિષ્ફળતા મળે તોયે ફિકર નહિ,–એવો બચાવ તો ગાંધીજીએ પણ આ વિષયમાં કર્યો નથી. તેમણે પોતેજ એકરાર કીધો છે કે,

"મેં જીવનમાં કેટલી ભૂલો કરી છે, એનો એક ઇશ્વરજ સાક્ષી છે. જેઓ મને નિર્ભ્રાન્ત અને કેવલ ભૂલ વગરનો સમજે છે તેઓ મ્હને ઓળખતા જ નથી. આટલા આયુષ્યના મારા જાત અનુભવે તો મને એજ શીખવ્યું છે કે ભૂલો સામે ઝૂઝવું, એજ જીવન છે. અને એ વાતને અતિ નમ્ર અને નિરભિમાન ભાવે મેં હમેશાં મારા અંતરમાં જાગૃત રાખવા પ્રયત્ન કર્યો છે. ૧૯૧૯ ના એપ્રિલમાં મેં સહેલો માનીને સત્યાગ્રહ શરૂ કરી દીધો અને તુરતજ મેં જોયું કે મેં ભારે ભૂલ કરી; જ્યારે નડિયાદમાં દૂરંદેશીનો ભારે અભાવ જોયો ત્યારે મેં એને હિમાલય જેવડી ભૂલ કહી. આમાં મેં અતિશયોક્તિ નહોતી કરી; અને હું તો માનું છું કે એ બનાવોથી હિન્દુસ્તાનની નૈતિક ઉન્નતિને ધક્કો ન પહોંચ્યો એનું કારણ પણ એજ છે કે મેં સમજી થઇને તુરતજ મારી ભૂલનો સ્વચ્છ અને સંપૂર્ણ એકરાર કીધો."

આ તા. ૧૮ ઓગસ્ટ ૧૯૨૧ ની વાત ! ત્યાર પછી બારડોલીના પ્રસંગે પણ એવાજ ઉદ્‌ગારો તા. ૧૯ ફેબ્રુઆરી ૧૯૨૨ ને યાદગાર દિવસે પ્રકટ થયાઃ—

"સન ૧૯૧૯ માં અમદાવાદે ને વીરમગામે, અમૃતસરે ને કાસૂરે મારી ભૂલ બતાવી. સત્યાગ્રહ મોકુફ રહ્યો. ગયા નવેમ્બરમાં મુંબઇમાં મેં મનુષ્યના જંગલીપણાનો સાક્ષાત્કાર કર્યો. વળી સામુદાયિક સવિનય ભંગ મોકુફ રાખ્યો. તોયે પૂરૂં ન શિખ્યો. હવે ચૌરીચોરાએ શિક્ષા આપી. મારે નસીબે કોણ જાણે હજુ એવી કેટલી ઠોકરો લખાએલી હશે ? હવે લોકો મને બરતરફ કરે, મૂરખ ગણે તો કંઈ એમનો દોષ ન ગણાય.

: મનુષ્ય સ્વભાવને હું ન જાણું તો આવાં કામોમાં હાથજ કેમ નાખું છું ?

મારાથી તો રહેવાયજ નહિ. જ્યારે ભૂલ થાય ત્યારે કબૂલ કર્યા વિના પણ ન ચાલે. મને ખરતરફ થવું ગમે, મરણમાં ખપવું તો બહુ ગમે, પણ દોષનો મેલ શરીરમાં રાખીને આત્માને મલીન તો નજ કરું."

પરંતુ વસ્તુતઃ આ ભૂલોને લીધેજ "મહાત્મા" નું ખરું માહાત્મ્ય છે. માનવ જીવનમાં ભૂલો અનિવાર્ય છે. દેવ અને મનુષ્યમાં એજ ખરો તફાવત છે. ગાંધીજી કોઇ સ્વર્ગના ફિરસ્તા હત તો આ ભૂલો ન કરત, અને તો પછી તેમની મહત્તા અને શક્તિઓ પણ આપણને આટલો બધો મોહ નજ પમાડત. એટલુંજ નહિ પણ કદાચ દેવ તરીકે તો એમની અપૂર્ણતાઓ એમનાં ભકત જનની શ્રદ્ધાને ચંચલ અને અસ્થિર બનાવત. જો તમે "મહાત્મા" ને દેવ તરીકે પૂજશો, તો પછી ડગલે ડગલે તમને એ ઇશ્વિરાવતારમાં પારાવાર ત્રુટિઓ દેખાશે; પણ એક વાર તમે તેને સાદા, સીધા, સરલ મનુષ્ય તરીકે નિરખો—તો તેના સમગ્ર જીવનચરિતમાં તમને અખૂટ દૈવી ગુણોનું દર્શન થશે.

એજ રીતે એમના જીવનના અજબ ફેરફારો એમના માનવ દેહને અંગેજ આપણને વિસ્મયકારક લાગે છે. એમની તપશ્ચર્યા, એમની સત્યનિષ્ઠા, અને એમની નિઃસ્વાર્થતા એમના માનવ જીવનને શિખરપર ચ્હડાવે છે તે એટલા માટે જ કે એ ઇશ્વર નથી. એ શિખરે પહોંચેલા સ્થિતપ્રજ્ઞ "મહાત્મા" છેવટે તળેટીમાં હરતાં ફરતાં નિર્બળ માનવીઓમાંના જ એક છે, એ હકીકત જેટલે દરજ્જે વર્તમાન યુગની જનતાને ઉત્સાહપ્રેરક પ્રાણદાયક અને મોક્ષસાધક થઇ પડશે તેટલી કોઇ પણ "અવતારધારી" વિભૂતિઓની અદ્દભુત વાતો થઇ નહિ જ શકે.

અને એમાં પણ વિધાતાનો હાથ કેમ ન હોય ? મનુષ્યનાં પ્રારબ્ધ ઘડાય તો માનવ સમાજનાં પ્રારબ્ધ પણ કાં ન ઘડાય ? અને જો એમ ન હોય તો ગાંધીજીનું જીવનરહસ્ય હમેશને માટે અગમ્ય રહેશે એવો મ્હારો નમ્ર અભિપ્રાય છે. જરા વિચારીએઃ—ગાંધીજીનું જાહેર જીવન જે રાજ્યદ્વારી લડતથી શરૂ થયું તેમાં જ એમની જીંદગીનો એક મ્હોટામાં મ્હોટો અકસ્માત્ નથી લાગતો ? એ તપસ્વિ ખરી રીતે તો મહાન્ તત્ત્વદર્શી સૉક્રેટિસ જેવો એક અદ્વિતીય ફિલ્સુફ અને મીમાંસક થવાને સરજાયેલો હતો. એની આખી વિરકત પ્રકૃતિ, એનું મીમાંસક મગજ, એની સત્યશોધન માટેની ચેષ્ટા, એનો અજબ આગ્રહ, એ બધી સામગ્રી "શિખરે સ્થિતિ" ની હતી, નહિ કે તળેટીના કોલાહલમાં ઉતરી પડવા માટે ! આજે શ્રીમતી સરોજિની પણ કંઇક એવાજ અભિપ્રાય ઉપર આવ્યાં હોય એમ દેખાય છે !

પણ વિધિનાં નિર્માણ કોણ ફેરવીશકે ? જો કે એ વિધાન ઘડવામાં વિધાતાને ભારે શંકાઓ અને અસંખ્ય વિચિત્ર ઘટનાઓથી પસાર થવું પડ્યું હોય એમ લાગ્યા વિના રહેતું નથી ! ગાંધીજીના માત્ર થોડાજ જીવન પ્રસંગોનું સ્મરણ કરીએઃ—

વૈષ્ણવ વણિક કુટુંબમાં ગાંધીજીનો જન્મ; હિંદના ખૂણામાં છૂપાયેલું કાઠિયાવાડ એમની જન્મભૂમિ; એક દેશી રાજ્યના દીવાનનું એ ફરજંદ; પોરબંદરની દીવાનગીરી મેળવવાની તૈયારીને બદલે બૅરિસ્ટરની પદવી મેળવવી; નિશ્ચેતન મુંબઇ હાઇકોર્ટનું વાતાવરણ છોડીને દક્ષિણ આફ્રિકાનો સાહસિક પ્રયોગ; દક્ષિણ આફ્રિકામાં પગ મૂકતાંજ ત્યાંની રાજ્યદ્વારી લડતમાં ઝુકાવવું; એ લડતમાં પ્રવેશતાંજ સમસ્ત રાજ્યદ્વારી દુનિઆનું ધ્યાન ખેંચવું; છેવટે એ લડત સંકેલતાં સંકેલતાં જીંદગીનાં

૨૦ વર્ષ ખર્ચી નાંખવાં, અને તે એક હતાશ થયેલા, છુતાયેલા, ધવાયેલા સિપાહી તરીકે નહિ, પરંતુ વિજયધ્વજ સાથે પાછા ફરતા એક અદ્વિતીય રણશૂર સેનાનાયક તરીકે ! હવે, ત્યાર પછીનાં દશ્યોઃ—સ્વભૂમ તરફ પાછા ફરતાં નિરાશાજનક વાતાવરણ; તેના સિદ્ધાંતો તરફ શિક્ષિત વર્ગની ઉદાસીનતા; તે સમયે બીજું કાંઇ ન સૂઝવાથી સાબરમતી આશ્રમની સ્થાપના; તે વખતે સાબરમતી આશ્રમમાંજ દક્ષિણ આફ્રિકાનો સૂર્ય અસ્ત પામવાની આગાહીઓ; છતાં કાંઇ ધાંધલ વગર, શાન્ત પગલે ચંપારણ્ય તરફનું પ્રયાણ; ત્યાં અણધારેલી રીતે દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહીની કસોટી અને હિંદુસ્તાનમાં સત્યાગ્રહ—યજ્ઞનો પહેલોજ આરંભ. ચંપારણ્યમાં સત્યાગ્રહનો વિજય; તુરતજ ખેડાનો રણસંગ્રામ. એ રણસંગ્રામ પૂરો થતાંજ પંજાબથી માંડીને બારડોલી પર્યન્ત ધોધમાર પ્રવૃત્તિઓ; એ અવિશ્રાન્ત પ્રવૃત્તિઓનો થાક ઉતારવાને છેવટે જેલયાત્રા; અને જેલમાંથી પણ કુદરતને હાથેજ મુક્તિ !

આ સર્વ બનાવો સિનેમાની ફિલ્મ સરીખા નથી લાગતા ? કોઇ યોગકૌસ્તુભની મદદથી ગાંધીજીના જન્મ વખતે તેમના ભાવિ જીવનનાં પ્રકરણો કોઇ ચિત્રપટ ઉપર આ પ્રમાણે બતાવ્યાં હોય તો પ્રેક્ષકની બુદ્ધિમાં ઉતરે ખરાં કે ?

વિચારી વિધાત્રીએજ આ જીવનઘટના રચનામાં કેટલી બધી શંકાઓ અને અસ્થિરતાઓ બતાવી છે ! બહુ સંભાળી સંભાળીને બ્હીતાં બ્હીતાં, આ અશ્રુતપૂર્વ સત્યાગ્રહીના દરેક જીવનપ્રસંગ વિધિદેવીને ઘડવો પડયો હોય એમ નથી લાગતું ? જો કે વિધાત્રીની આટલી સંભાળ છતાં, અને જગતને હળવે હળવે " મહાત્મા " ના વિરાટ્ સ્વરૂપનું દર્શન કરાવવાની ચિંતાભરી તજવીજ છતાં, હજુ પણ જગત્ તેના પ્રથમ આશ્ચર્યમાંથી અને માનસિક આઘાતમાંથી મુક્ત થઇ શક્યું નથી !

ખાસ કરીને હિન્દનો સુશિક્ષિત વર્ગ તો હજુ પણ આ અદ્ભુતના કબૂલ કરવાને તૈયાર નથી. તો પછી સને ૧૯૧૫ માં એ કેળવાયલા સમૂહની માનસિક સ્થિતિ શી હશે ? સને ૧૯૧૫ નું વર્ષ એટલા માટે યાદ કરૂં છું કે એ વર્ષના મંગલાચરણમાં ગાંધીજીએ હિન્દની ભૂમિ ઉપર પાછો પગ મૂકયો અને દક્ષિણ આફ્રિકાને છેલ્લા પ્રણામ કર્યા. તે સમયે હિન્દના અનેક રાજયદ્વારી પુરૂષોએ આગાહીઓ કરી હતી કે આ વિચિત્રમૂર્તિએ દક્ષિણ આફ્રિકામાં જે પ્રકારની લડતથી વિજય મેળવ્યો છે તે લડત અહિં ચલાવવાની તેની હિમ્મત કદિ પણ નહિ ચાલે, અને હિમ્મત કરશે તો ઘડીના છઠ્ઠા ભાગમાં તેની મૂર્ખતાનું હિન્દી પ્રજાને ભાન થઇ જશે ! આ ચીંથરેહાલ, ભાજીપાઉ સાધુને હિન્દના મહા રાજયદ્વારી યુદ્ધમાં કાંઇ સ્થાનજ ન હોઇ શકે એમ અનેક ઉસ્તાદ લોકનાયકો અને તેઓની આસપાસ રોજે મળતા ભણેલા ગુલામોનો નિશ્ચયાત્મક અભિપ્રાય હતો ! મ્હને હજુ પણ યાદ છે કે તે અરસામાં ગાંધીજીના સાધુ ચરિતની મહત્તા વિષે અગર તો હિન્દના પ્રજાકીય જીવનમાં તેના સ્થાન વિષે કોઇ પણ શ્રદ્ધાળુ અને ભાવનાઓનો ઉપાસક જરા પણ આશાના ઉદ્ગાર કહાડતો તો નવા જમાનાના ખેરખાંઓ અને રાજયદ્વારી શાણપણના ઇજારદારો તેના ઉપર કટાક્ષોના વરસાદ વરસાવતા અને માત્ર હાસ્યના તોફાનમાંજ એ વિચારને ડૂબાડી દેતા ! ખાસ કરીને મુંબઇની હાઇકોર્ટ લાઇબ્રેરીનું એ સમયનું ચિત્ર હું મ્હારા જીવનમાં કદિ પણ ભૂલી નહિ શકું. તે વખતે ગાંધીજીની તરફદારી કરવાનું જોખમ ખેડવાની મ્હેં જ્યારે જ્યારે ધૃષ્ટતા બતાવી

હતી ત્યારે મ્હારા એકલવાયા દેહ ઉપર સેંકડો કટાક્ષો, મશ્કરીઓ, હસાહસ, ઉપેક્ષાઓની વૃષ્ટિ થતી હતી, અને દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહી વિષે ભયાનક આગાહીઓ બોલાતી હતી. એ સમયે તો સર્વત્ર ભણેલાં ટીકાકાર મંડળોમાં એકજ અવાજ સંભળાતો હતો કે–

"તમારો દક્ષિણ આફ્રિકાનો પોતિયાદાસ વાણિયો અહિં હિંદુસ્તાનના મહાભારત મામલામાં તેના સત્યાગ્રહની ઘેલછા ચલાવી શકે એ સ્વપ્ને પણ માનશો નહિ! હિન્દુસ્તાન એ કાંઇ દક્ષિણ આફ્રિકા નથી! અહિં કંઇ મુઠ્ઠીભર ગીરમીટિયા મજૂરોને ફાવે તેમ દોરવાના નથી, અહિં તો એકબીજાનાં માથાં ભાંગે તેવા જબરજસ્ત બુદ્ધિશાલી નેતાઓ સાથે કામ લેવાનું છે. અહિંના સરકારી સત્તાધીશો અને ઇંગ્લંડના મહાન્ રાજ્યદ્વારી પુરૂષો ઉપર આ તમારો ભાઈખાઉ–અંગરખું પહેરનારો–કાઠિયાવાડી ફેંટો બાંધનારો–પગમાં ચંપલ પહેરીને ફરનારો–મુડદાલ વાણિયો શું તલભાર પણ અસર કરી શકવાનો હતો? શું તે કરોડો હિન્દવાસીઓને દોરી શકવાનો હતો? અગર તો પાર્લામેન્ટ તથા કેબિનેટના મહાન રાજ્યદ્વારી યોદ્ધાઓ આ સામાન્ય માણસની પરવા કરવાના હતા? જ્યાંસુધી તમે આ આગળ વધેલા જમાનામાં તમારા અંગ્રેજી દોરદમામથી આંજી ન નાંખો ત્યાંસુધી તે લોકો તમારા ગાંધીથી ભયભીત તો નથીજ થવાના, પરંતુ તેના તરફ નજર કરવાને પણ ઉભા રહેવાના નથી!"

આ ટૂંકા ભાવાર્થમાં તે સમયના શિક્ષિત વર્ગના મ્હોટા ભાગનો સમગ્ર અભિપ્રાય પ્રતિબિંબિત કરવાનો મ્હેં પ્રયત્ન કર્યો છે. આ અભિપ્રાય સામે બંડ ઉઠાવવાની મ્હેં શી રીતે હિમ્મત કરી હશે એ અત્યારે સમજાતું નથી. મ્હને એટલુંજ યાદ છે કે તા. ૯ જાન્યુઆરી ૧૯૧૫ ને દિવસે નીચેના ઉદ્ગારો પ્રકટ કરવાની મ્હેં ધૃષ્ટતા કરી ત્યારે મ્હારા ઉપર ખૂબ કટાક્ષોનો વરસાદ વરસ્યો હતો. મ્હેં લખ્યું હતું કે–

"આ જમાનામાં હિંદભૂમિએ અનેક દેશભક્તો પેદા કર્યા છે, અનેક નરવીરોને બહાર પાડયા છે, અનેક મહાન્ પુરૂષોને જન્મ આપ્યો છે; પરંતુ એ સર્વ મહાન્ પુરૂષોમાં પોતાના અતુલ સ્વાર્થત્યાગથી, અપૂર્વ આત્મબળથી, પરમ સાત્વિકતાથી, આદરણીય સાદાઈથી, અને અમોઘ દેશદાઝથી કોઈએ અનેક સંકટો અને અસહ્ય મુશ્કેલીઓ વેઠી હિંદને માટે આખી દુનિયાનું ધ્યાન ખેંચ્યું હોય તો તે એકજ વ્યક્તિ શ્રીયુત મોહનદાસ કરમચંદ ગાંધીજ છે. એટલુંજ નહિ પણ જ્યારે આ સમયનો જગત્‌નો ઇતિહાસ લખાશે ત્યારે ભવિષ્યની પ્રજાનું હિંદ તરફ વધારેમાં વધારે ધ્યાન કોઈ નામ ખેંચશે તો તે શ્રીયુત ગાંધીનું નામ એ નિ:સંશય છે.

"લોહીનું એક પણ ટીપું રેડયા વિના, એક પણ સ્થૂલ શસ્ત્રનો ઉપયોગ કર્યા વિના, માત્ર આત્મિક બળથી, સાત્ત્વિક વૃત્તિથી પોતાના દેહના બલિદાનથી, શ્રીયુત ગાંધીએ અને તેને પગલે ચાલનારાં આફ્રિકામાં રહેતાં હિંદી ભાઇબહેનોએ જે મહાન્ ફત્તેહ મેળવી છે તે દુનિઆના ઇતિહાસમાં સોનેરી અક્ષરે હમેશને માટે કોતરાઈ રહેશે.

"અમારી ખાત્રી છે કે શ્રીયુત ગાંધીને આખું હિંદુસ્તાન પ્રેમપૂર્વક, ઉત્સાહપૂર્વક, અને માનપૂર્વક વધાવી લેશે. અમારી આશા છે કે શ્રીયુત ગાંધીના પવિત્ર સંસર્ગથી આખા હિંદુસ્તાનમાં નવું ચેતન આવશે અને એમના જેવો આત્મભોગ અને એમના જેવી સાત્વિકતા અનેક હિંદ સેવકો બતાવવા બહાર પડશે."

આ તો તા. ૯–૧–૧૫ નો મ્હારો નમ્ર અભિપ્રાય! અત્યારે હું મગરૂર બનું છું કે મ્હારા આંકેલા આંક સાચા ઠર્યા છે અને રાજ્યદ્વારી, કાયદાબાજ ઉસ્તાદો તથા નવી સંસ્કૃતિના ઇજારદારોની ભવિષ્ય વાણી ખોટી ઠરી છે!

આજે કોઇને આશ્ચર્ય નથી થતું કે અત્યારે એજ લંગોટધારી સાધુ તરફ આખા જગતની દૃષ્ટિ ઠરી છે! આજે કોઇને વિસ્મ-કારક નથી લાગતું કે અત્યારે એજ વણિક વણકરની પાછળ કરોડો બ્રાહ્મણો, ક્ષત્રિયો, મુસ્લીમો અને અંત્યજો ઘેલાં બન્યાં છે ! આજે કોઇ હેરત નથી પામતું કે અત્યારે ભારતવર્ષમાં સર્વ નેતાઓનો નેતા, સર્વ સેના-દળનો નાયક, સર્વ સુશિક્ષિતોનો અગ્રગણ્ય, સર્વપ્રજાનો " લોક-પ્રભુ " બીજો કોઇ જ નહિ પણ પેલો દક્ષિણ આફ્રિકાનો "ગાંધી" ! આજે કોઇને રજમાત્ર પણ સંશય નથી કે અત્યારે જો બ્રિટિશ સલ્તનતને કોઇ એક વ્ય-ક્તિનો વધારેમાં વધારે ભય હોય તો તે " મહાત્મા " ના નામથી ઓળખાતા પેલા ભાજીખાઉ, અહિંસાવાદી, અસહકારી, સાબરમતીના કર્મવીરનો જ ! અહો ! આજે અદ્દભુતતા પણ અદ્દભુત નથી !

## પૂજારિન.

ભારતના તારણહાર પૂજ્ય મહાત્મા ગાંધીજીની એ અનન્ય પૂજારિન હતી, ગાંધી પ્રતિષ્ઠાથી પ્રતિષ્ઠિત થયેલી એ વિદુષી નારી આજે તેના ઇષ્ટ દેવનો જન્મોત્સવ ઉજવવા, શુદ્ધ-સ્વદેશી પણ બારિક અને ફેશનદાર વસ્ત્રોમાં સજ્જ બની કાંડા ઉપરના રિસ્ટ વૉચના કાંટા તરફ વારે વારે જોતી ઉત્સાહ ભેર જઇ રહી હતી. મહિલા-મહાવિદ્યાલયમાં મળનારી જંગી સ્ત્રી-સભામાં આજે 'ગાંધી જયંતિ કેમ ઉજવાય ? એ વિષય ઉપર ભાષણ આપવાનું તેને ખાસ નિમન્ત્રણ હતું સમય ભરાઇ ગયો હતો. ત્યાં પહોંચવાને માત્ર પાંચેક મિનિટ બાકી હતી.

સેન્ડ હર્સ્ટ રોડના ફુટપાથ ઉપરથી પસાર થતાં. બાજુની સાંકડી ગલીના મુખ પર સડકને કિનારે એક અનાથ નિરાધાર અત્યંજ બાલક, થોડીજ વખત પહેલાં પડેલા વર્ષાદથી ભીંજાઇ, ઠંડી અને તાવમાં થર થર ધ્રૂજતું, આખા દિવસનું ઉપવાસી પડ્યું હતું. પોતાની પાસેથી પસાર થતી ' આ દયાની દેવી સમી ' સુખી સન્નારીને જોઇ, તે આશા ભેર ઉઠવા ગયું-પણ અશક્તિથી તમ્મર આવતાં ન ઉઠી શક્યું. છતાં સજલ આંખે અને ધીમા અવાજે-પોતાના દુર્બલ હાથ લંબાવી ' દયા ' યાચવા લાગ્યું. પૂજારિને આ સાંભળ્યું: અને ક્ષણવાર સ્તંભી. પરંતુ ફરી કાંડા ઉપરનું ઘડિઆલ તપાસી ચાલની ગતિ જરા તેજ કરી મૂકી.

આ બધું દૂરથી ' એક તપસ્વી મહાપુરૂષની ' છાયા કૃતિએ પોતાની દિવ્ય-દ્રષ્ટિ વડે નિહાળ્યું. અને એ પીડિત બાલકના તીવ્ર દર્દભર્યા અવાજમાં પોતાનો કરુણ સૂર ઉમેરી કહ્યું " ઓ ભ્રમિત પૂજારિન ! આ મ્હારી સાચી પૂજા ત્યાગી, મ્હારો જન્મોત્સવ ઉજવવાના મિથ્યા ખ્યાલમાં આમ ઉતાવળે ક્યાં જઇ રહી છે ! "

બીજી તરફથી ગાંધી-ભાવનાનો કર્મચુસ્ત ભક્ત-એક કંગાળ બ્રાહ્મણ યુવક, સ્વચ્છ પણ થીંગડાંવાળા એક જાડી ખાદીના પહેરણ અને ટુંકી ધોતીથી ઢંકાયેલો-ઉત્સુક ચરણે આવી ઉભો. અને એ વિલખતાં દીન બાલકને પ્યારથી પોતાના બન્ને હાથે ઉચકી લઇ, નજદીકમાંજ આવેલી એક ધર્માદા ઔષધ-શાળા તરફ ચાલવા માંડ્યું.

ઉક્ત છાયાકૃતિ-આ જોઈ, એ દુઃખી બાલકનાં સંતોષમાં પોતાનો સંતોષ અને તેના હર્ષમાં પોતાનાં ચિત્તની પ્રસન્નતા પ્રકટાવતી અદ્રશ્ય થઇ ગઇ.

જગન્નાદાસ નારાયણજી અઢીયા.

આજે કોઇને આશ્ચર્ય નથી થતું કે અત્યારે એજ લંગોટધારી સાધુ તરફ આખા જગતની દૃષ્ટિ ઠરી છે! આજે કોઇને વિસ્મકારક નથી લાગતું કે અત્યારે એજ વણિક વણકરની પાછળ કરોડો બ્રાહ્મણો, ક્ષત્રિયો, મુસ્લીમો અને અંત્યજો ઘેલાં બન્યાં છે! આજે કોઇ હેરત નથી પામતું કે અત્યારે ભારતવર્ષમાં સર્વ નેતાઓનો નેતા, સર્વ સેનાદળનો નાયક, સર્વ સુશિક્ષિતોનો અગ્રગણ્ય; સર્વપ્રજાનો "લોક-પ્રભુ" બીજો કોઇ જ નહિ પણ પેલો દક્ષિણ આફ્રિકાનો "ગાંધી"! આજે કોઇને રજમાત્ર પણ સંશય નથી કે અત્યારે જો બ્રિટિશ સલ્તનતને કોઇ એક વ્યક્તિનો વધારેમાં વધારે ભય હોય તો તે "મહાત્મા" ના નામથી ઓળખાતા પેલા ભાજીખાઉ, અહિંસાવાદી, અસહકારી, સાબરમતીના કર્મવીરનો જ! અહો! આજે અદ્‌ભુતતા પણ અદ્‌ભુત નથી!

---

## પૂજારિન.

ભારતના તારણહાર પૂજ્ય મહાત્મા ગાંધીજીની એ અનન્ય પૂજારિન હતી, ગાંધી પ્રતિષ્ઠાથી પ્રતિષ્ઠિત થયેલી એ વિદુષી નારી આજે તેના ઇષ્ટ દેવનો જન્મોત્સવ ઉજવવા, શુદ્ધ-સ્વદેશી પણ બારિક અને ફેશનદાર વસ્ત્રોમાં સજ્જ બની કાંડા ઉપરના રિસ્ટ વૉચના કાંટા તરફ વારે વારે જોતી ઉત્સાહ ભેર જઇ રહી હતી. મહિલા-મહાવિદ્યાલયમાં મળનારી જંગી સ્ત્રી-સભામાં આજે 'ગાંધી જયંતિ કેમ ઉજવાય ? એ વિષય ઉપર ભાષણ આપવાનું તેને ખાસ નિમન્ત્રણ હતું સમય ભરાઇ ગયો હતો. ત્યાં પહોંચવાને માત્ર પાંચેક મિનિટ બાકી હતી.

સેન્ડ હર્સ્ટ રોડના ફુટપાથ ઉપરથી પસાર થતાં, બાજુની સાંકડી ગલીના મુખ પર સડકને કિનારે એક અનાથ નિરાધાર અત્યંજ બાલક, થોડીજ વખત પહેલાં પડેલા વર્ષાદથી ભીંજાઇ, ઠંડી અને તાવમાં થર થર ધ્રુજતું, આખા દિવસનું ઉપવાસી પડ્યું હતું. પોતાની પાસેથી પસાર થતી ' આ દયાની દેવી સમી ' સુખી સન્નારીને જોઇ, તે આશા ભેર ઉઠવા ગયું-પણ અશક્તિથી તમ્મર આવતાં ન ઉઠી શક્યું, છતાં સજલ આંખે અને ધીમા અવાજે-પોતાના દુર્બલ હાથ લંબાવી ' દયા ' યાચવા લાગ્યું. પૂજારિને આ સાંભળ્યું: અને ક્ષણવાર સ્તંભી. પરંતુ ફરી કાંડા ઉપરનું ઘડિઆલ તપાસી ચાલની ગતિ જરા તેજ કરી મૂકી.

આ બધું દૂરથી ' એક તપસ્વી મહાપુરૂષની ' છાયા· કૃતિએ પોતાની દિવ્ય-દ્રષ્ટિ વડે નિહાળ્યું. અને એ પીડિત બાલકના તીવ્ર દર્દભર્યા અવાજમાં પોતાનો કરુણ સૂર ઉમેરી કહ્યું " ઓ ભ્રમિત પૂજારિન ' આ મ્હારી સાચી પૂજા ત્યાગી, મ્હારો જન્મોત્સવ ઉજવવાના મિથ્યા ખ્યાલમાં આમ ઉતાવળે ક્યાં જઇ રહી છે ! "

બીજી તરફથી ગાંધી-ભાવનાનો કર્મચુસ્ત ભક્ત-એક કંગાળ બ્રાહ્મણ યુવક, સ્વચ્છ પણ થીંગડાંવાળા એક જાડી ખાદીના પહેરણ અને ટુંકી ધોતીથી ઢંકાયેલો-ઉત્સુક ચરણે આવી ઉભો. અને એ વિલખતાં દીન બાલકને પ્યારથી પોતાના બન્ને હાથે ઉચકી લઇ, નજદીકમાંજ આવેલી એક ધર્માદા ઔષધ-શાળા તરફ ચાલવા માંડ્યું.

ફકત છાયાકૃતિ-આ જોઈ, એ દુઃખી બાલકના સંતોષમાં પોતાનો સંતોષ અને તેના દર્દમાં પોતાનાં ચિત્તની પ્રસન્નતા પ્રકટાવતી અદૃશ્ય થઇ ગઇ.

જમનાદાસ નારાયણજી અઢીયા.

# અલિ ! અંતરના બારણાં ઉઘાડીએ !

લેખક : શ્રીયુત " મોહિની-ચન્દ્ર. "

( જે કોઈ અંબિકાજી માતને આરાધશે રે લોલ : એ રાગ. )

સખિ ! આવોને જોગી એક પૂજીએ રે લોલ :
અલિ ! અંતરનાં બારણાં ઉઘાડીએ રે લોલ : સખિ.-૧

એની આંખે આંજી છે અજબ મોહિની રે લોલ :
નેત્ર ત્રિપુટી ઝરે જીવન-રોહિની રે લોલ : સખિ.-૨

યુગ યુગોનું નિદ્રધેન કાઢીયું રે લોલ :
પુણ્ય પ્રેમનું પ્રભાત્ પ્રગટાવીયું રે લોલ : સખિ.-૩

ફૂંક એની ભરતી ને ઓટ લાવતા રે લોલ :
સાગર થન્ થન્ થન્ થન્ થન્ નાચતા રે લોલ : સખિ.-૪

એનું હૈડું બ્રહ્માંડનો પાટલો રે લોલ :
એની આંખો સુરજ ને ચાંદલો રે લોલ : સખિ.-૫

એની વેણું વાગે ત્રણ લોકમાં રે લોલ :
જડ ચેતન સૂણી ત્યાં નાચતાં રે લોલ : સખિ.-૬

મેઘરાજાનાં ગીત તહીં ગાજતાં રે લોલ :
અને ઉદધિ દુંદુભિ વગાડતા રે લોલ : સખિ.-૭

એનું દર્શન કરે જગ પાવનું રે લોલ :
એનું સ્પર્શન કરે હેમ લોહનું રે લોલ : સખિ.-૮

એની મૂર્તિ દેખાય પ્રતિ પાંદડે રે લોલ :
એની ગીતા સૂણાય પ્રતિ ફૂલડે રે લોલ : સખિ.-૯

દેવ રાચે એને છત્ર-છાંયડે રે લોલ :
વ્યોમ આવે નીચે એને આંગણે રે લોલ : સખિ.-૧૦

એનું શરીર જુવો તો કેવું દૂબળું રે લોલ :
અમર આત્માવાળું એનું દિલડું રે લોલ : સખિ.-૧૧

ઉગે ઉદયના લાલ સૂર્ય રંગીલા રે લોલ :
ઉષા આવે અજવાળતી આંગણાં રે લોલ : સખિ-૧૨

અલિ ! આવોને ગાંધી એક પૂજીએ રે લોલ :
એનો જન્મદિન આજે ઉજવીએ રે લોલ : સખિ.-૧૩

અલિ ! આવોને જોગી એક પૂજીએ રે લોલ :
સખિ ! અંતરનાં બારણાં ઉઘાડીએ રે લોલ :




લેખક: **શ્રીયુત દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર.**

**આ**પણે છોકરાઓને રમાડીએ છીએ, છોકરાઓ પર વ્હાલ કરીએ છીએ, છોકરાઓને પ્રસન્ન રાખવાને ઈંતેજાર રહીએ છીએ, તેમની સાથે ગેલ કરવામાં જીંદગીનું દુઃખ પણ ભૂલી જઇએ છીએ; છતાં તેમને આપણી સંસારયાત્રાના ભાગીદાર ગણતા નથી. તેમની સલાહ લેતા નથી. આપણી મૂંઝવણો તેમની આગળ ખુલ્લી કરતા નથી. તેમની ઇચ્છા અનિચ્છાને ઝાઝું મહત્વ આપતા નથી. તેમની હઠને વશ થઇએ તો પણ રાજી ખુશીથી નહિ પણ સહેજ અકળાઇને જ. કેમકે છોકરા એ આખરે છોકરાજ છે, બાલિશ છે, બેજવાબદાર છે. એક રીતે આપણાં રમકડાં છે. શું સ્ત્રીઓ પ્રત્યે પણ આપણે એવીજ વૃત્તિ ધારણ કરીએ? આપણે તેમના પર પ્રેમનો વરસાદ વરસાવીએ, તેમને સારાં સારાં કપડાં આપીએ, ઘરેણાં આપીએ, તેમનું કામ ઓછું કરવા ખાતર ઘરમાં નોકરો ને રસોઇઆ રાખીએ, હરવા ફરવા માટે ગાડીઘોડા રાખીએ, નાટક સિનેમા જોવા સાથે લઇ જઇએ, તેમને લખતાં વાંચતાં વાંચતાં આવડતું હોય તો નવલકથાઓ વેચાતી લઇ આપીએ કે વાંચી સંભળાવીએ, સહેજસાજ રસિકતા કેળવાઇ હોય તો કવિતા વાંચી બતાવીએ, પ્રણયમીમાંસા કે પરિણય મીમાંસા ઉપર ચર્ચા કરીએ, અને નવરાશને વખતે કળા ઉપર પણ સંભાષણ ચલાવીએ. શું મનુષ્ય જીવનમાં સ્ત્રીને આટલુંજ સ્થાન છે દેશની સ્થિતિ, સમાજની સ્થિતિ, ધર્મનું સંશોધન, સામાજિક ફેરફાર વગેરે ગંભીર સવાલો પર વિચાર કરવાનું આપણે તેમને આમંત્રણ ન આપીએ? ઓફીસમાં કે શેર બજારમાં માથાકૂટ કરીને થાકયા પછી ઘેર મંદમંજુલ વાર્તાલાપ સાંભળવાને મળે છે એટલા માટે શું તેમને-સ્ત્રીઓને જીવનની વાસ્તવિકતા અને તેના યથાર્થ સ્વરૂપથી અપરિચિત રાખીએ? કેળવણીમાં પણ, સ્ત્રીઓને કાગળ લખતાં ને વાંચતાં આવડે, સભામાં કઇ રીતે બેસવું ને બોલવું એની સમજણ પડે, ખુરશીમાં બેઠે બેઠે ખોળામાં કુતરું કે બિલાડી ન હોય ત્યારે રેશમનો દડો લઇને ભરતકામ કે ગુંથણ કરવામાં વખત ગાળવાની ટેવ પડે એટલું બસ છે?

આ ચિતારમાં બેશક અતિશયોક્તિ તો છે જ; પણ એ આદર્શનું ધ્યાન નથી થતું, એ તરફ ધીમે ધીમે પ્રવૃત્તિ નથી, એવી આપણી ખાતરી છે! સ્ત્રીઓને શીવણ ગુંથણ આવડે છે એટલા માટે જે ઘરમાં કપડાંનું કે દરજીનું બીલ ઓછું થયું છે? એવાં કુટુંબો આપણે કેટલાં બતાવી શકીએ એમ છીએ? ભાઇનાં પહેરણ કે ધોતીઓ ફાટયાં છે અને બહેને તે સાંધી આપ્યાં છે અને આ રીતે કરકસરમાં મદદ કરી છે એવા દાખલા સુશિક્ષિત ઘરોમાં કેટલા મળે!

જુના લોકોએ તો સ્ત્રીઓની દુર્દશા કરી જ છે, તેમને ભોગવિલાસનાં પણ ગણ્યાં

જ છે, પણ નવા લોકોએ સુદ્ધાં કંઇ સ્ત્રીઓનો ઉદ્ધાર કર્યોજ છે એમ નથી લાગતું. કેટલેક ઠેકાણે સ્ત્રીઓને એકાદ ધંધો શીખવી તેમને આર્થિક સ્વાતન્ત્ર્યનો રસ્તો બતાવવામાં આવે છે ખરો, પણ તેટલાથી કંઇ સ્ત્રીઓને કુટુંબમાં અને સમાજમાં તેમનું સ્વાભાવિક સ્થાન મળતું નથી. આજે સ્ત્રીઓને જે શીખવવામાં આવે છે તેમાં કુટુંબ સામે આર્થિક સ્વાતંત્ર્ય આપવાનો ઉદ્દેશ સ્પષ્ટ હોય છે; કુટુંબ સાથે આર્થિક સ્વાતન્ત્ર્ય અથવા આર્થિક કૌવત આપવાની દૃષ્ટિ ભાગ્યેજ જોવામાં આવે છે.

"સહધર્મચારિણી એ સ્ત્રીનું યથાર્થ વર્ણન" છે. પુરૂષ પાટલાપર બેસી દાનધર્મ અથવા ધાર્મિક ક્રિયા કરતો હોય એવે વખતે સ્ત્રી પાસે બેસી એના હાથને પોતાનો હાથ અડાડે એટલાથી કંઇ તે સહધર્મચારિણી થતી નથી. જ્ઞાનમાં ને કર્મમાં, ઉત્સાહમાં ને ચિંતામાં પુરૂષે સ્ત્રીને પોતાની સાથી ગણવી જોઇએ. ઘરમાં સ્ત્રીઓને વધારે સુખ મળે, વધારે સગવડો મળે અથવા તેમના પ્રત્યે વધારે વિવેક કેળવાય એટલાથી તેમની ઉન્નતિ થવાની નથી. કોઇ પણ સંસ્કારી વિષયી માણસ તેટલું કરવાને તેયાર થઇ જાય, પણ તેથી તે નારીપ્રતિષ્ઠાનો મર્મ સમજ્યો છે એમ ન કહેવાય. સ્ત્રીઓ જો કોક દિવસ આપણા બધા વ્યવહારનો કબજો લે અને આપણે તેમને જેમ આજે રાખવા માગીએ છીએ તેવી સ્થિતિમાં તેઓ આપણને રાખે તો તે સ્થિતિમાં શું આપણી બધી આકાંક્ષાઓ તૃપ્ત થશે? શું આપણને આત્મિક સન્તોષ મળશે?

સ્ત્રીપુરૂષ વચ્ચે શરીરરચનાનો ભેદ છે, સ્વભા ભેદ છે, સંસારયાત્રામાં કર્તવ્યભેદ પણ છે. પણ બંનેની જવાબદારી સરખીજ હોવી જોઇએ. બંનેના રસ સરખાંજ હોવાં જોઇએ, આશા, આકાંક્ષા, જોખમ અને ચિંતા સરખાંજ હોવાં જોઇએ. જવાબદારી અને પુરૂષાર્થ વગર પ્રતિષ્ઠા કેળવાતી નથી, ટકતી નથી. જવાબદારી વગરની પ્રતિષ્ઠા એ ઠાલો વિવેક છે, ખુશામત છે, અથવા સભ્ય મશ્કરી છે. કેળવણી એટલે શણગારરૂપ સંસ્કાર નથી, ઉપરઉપરનો ઓપ નથી, પણ જવાબદારી ઓળખવાની શકિત, જવાબદારી ઉત્સાહથી વહોરી લઇ બાહોશીથી તે પાર પાડવાની શકિત છે. એ કેળવણી અને એ સામાજિક દરજ્જો સ્ત્રીઓને જ્યાં સુધી મળ્યાં નથી ત્યાં સુધી સ્ત્રીસ્વાતન્ત્ર્ય એ અમૃતસંજીવની થવાને બદલે તેમને ફોસલાવવાનો એક મોહિની મન્ત્રજ રહેશે.

યાજ્ઞવલ્ક્ય મૈત્રેયી અને કાત્યાયનીની વચ્ચે પોતાની મિલકત વહેંચી આપવાના હતા અને પોતે બ્રહ્માનન્દમાં લીન થવા માગતા હતા. મૈત્રેયીએ સીધો જવાબ આપ્યો, "તમને જે ખાસ મળ્યું છે, જેના આનન્દમાં તમે આ બધું છોડી દેવા માગો છો તેજ મને આપોને! તમે મિલકત વહેંચી આપો છો, પણ હું પૂછું છું, આખી પૃથ્વી ભરીને વિત્ત તમે મને આપો તો તેથી તમને મળેલું મને મળે ખરૂં?" આખરે યાજ્ઞવલ્ક્યને કબૂલ રાખવું પડ્યું કે મૈત્રેયી કંઇ પોતાનાં કરતાં ઉતરતી વિભૂતિ નથી. સાવિત્રીની પણ નારદમુનિ, એના પિતા, સસરા અને પતિ સૌએ દયા ખાધી, પણ તે માનિનીએ કોઇનું માન્યું નહિ; પોતાનો દરજ્જો છોડી દઇને સુખી રહેવા તે તૈયાર ન હતી. વનવાસનો પ્રસંગ આવ્યો ત્યારે રામે પણ સીતાની દયા ખાધી અને વનવાસના કષ્ટોનું ભંડકાપણું શબ્દચિત્ર ઉભું કરી સીતાને ઘેર રહેવાની શીખામણ આપી, પણ જનકતનયા અને રામપત્ની કંઇ દયાનું પાત્ર બનવાની હતી? તેણે રામનો ધિક્કાર કરી કહ્યું, "હું કંઇ તમને બોજારૂપ થવાની નથી. હું તમારી આગળ આગળ ચાલીશ અને કાંટા અને ઘાસનાં ઠુંઠાં પગથી દબાવીને તમારો

રસ્તો હળવો કરીશ." અને પેલી બ્રુટસની પોર્શિયા પણ શું કહે છે? "પત્ની તરીકે પતિની સર્વ ચિન્તાઓની અને રહસ્યોની સમભાગિની થાઉં એમાંજ મારી પ્રતિષ્ઠા છે."

સમાજમાં સ્ત્રીઓને જ્યારે સીતા, સાવિત્રી અને દમયંતીનો દરજ્જો મળશે, સીતા, સાવિત્રી અને દમયંતીનો આદર્શ ફરી તાજો થશે ત્યારેજ સ્ત્રીઓની ઉન્નતિ થવાની છે. અને સ્ત્રીઓની ઉન્નતિ થયા પછીજ આ ક્ષીણસત્વ દેશની ઉન્નતિ થવાની છે.



## મહાત્માજીનો ઉપદેશ.

[ દુનીઆના ત્રણ સૌથી મહાન્ નર રત્નોમાંના એક-રોમેન રોલેન્ડે-બીજાના-મહાત્મા ગાંધીજીના-સિદ્ધાંતોની પ્રશંસા 'મહાત્મા ગાંધી' નામના પોતાના એક ઘણાજ સરસ પુસ્તકમાં કરી છે. નીચેનાં ફકરાઓ એ પુસ્તકમાંથી લીધાં છે. ]

જગતમાં હવે જલદી શાન્તિ થશે એવી ખોટી આશા આપણે રાખતાં નથી. આપણે સમજીએ છીએ કે એ સમય હજુ દૂર છે. છેલ્લાં પચાસ વરસમાં, મનુષ્ય જાતિનું બુડાપણું, કપટ અને ક્રૂરતા આપણે બરાબર જોયાં છે. તે છતાં આપણે મનુષ્યજાતિ ઉપર પ્રેમ તો રાખીશુંજ; કારણ કે અધમમાં અધમ દેખાતા મનુષ્યમાં પણ દૈવી અંશ હોય છે. × × × આત્મા કેવો અદ્દભુત છે તે આપણે જાણીએ છીએ. હાલના કરતાં પણ વધારે ગંભીર વાદળાં જ્યારે જગત્ ઉપર છવાયાં હતાં ત્યારે તેને દૂર કરવાને પણ કેટલાક મહાન્ આત્માઓ સમર્થ થયા હતા, એમ ઇતિહાસ આપણને દર્શાવે છે.

× × × ×

આપણા આ આશાવાદનો ભલે કોઇ બળવાખોરો તિરસ્કાર કરે. તેઓ ભલે આપણને હસી કહાડે! અને તો અહિંસામાં શ્રદ્ધા છે. હું જોઉં છું કે યુરોપમાં એની ગણના નથી થતી. અને આપણા દેશમાં પણ થોડાજ એમાં માને છે, પણ તેટલા પણ કાંઇ ઓછા છે! મારા વિચારો બીજા સ્વીકારે કે નહિં તેની મને પરવા નથી. શ્રદ્ધા એટલે શું! આખી દુનીઆ જે વિચારોની વિરૂદ્ધ હોય તોપણ તેનેજ જોવા અને તેનેજ માનવા તે શ્રદ્ધા. શ્રદ્ધા એક જાતનું યુદ્ધ છે. અહિંસા તે પણ એક ઘણુંજ મહાન્ યુદ્ધ છે. × × × × નબળાઇ અને બીકણપણાને રસ્તે શાન્તિ નહિં મળે. હિંસા સામે આપણને વિરોધ છે તેના કરતાં પણ વધારે નબળાઇ સામે છે. જેઓ અહિંસામાં માનતા ન હોય અથવા પરિણામ માટે ડરતા હોય તેઓ આ લડતમાં ભાગ ન લે. આત્મત્યાગ કરવાથી અને દુઃખ સહન કરવાથીજ જગતમાં શાન્તિ આવશે.

× × × × ×

'વસુધૈવ કુટુમ્બકમ્' એ આપણો આદર્શ છે. આપણામાં અહિંસાની ભાવના ખાસી છે, અને હવે તે જતી રહેવાની નથી. જગતની શાન્તિ તેની દ્વારાજ આવશે.

પ્રેમલીલા મહેતા.

# વન્દન એ ગાંધી પદમાં હજો રે.

લેખક : શ્રીયુત સીતારામ જેશીંગભાઇ શર્મા.

( કાળી કાળકા કાગળ મોકલે રે....એ ધૂન ).

ભારત પુત્રો કાગળ મોકલે રે,
ગાંધીજી ! વેગે દોડયા આવો જો;
આફ્રિકામાં દુઃખ અતિ ઘણું રે,
કષ્ટે ત્રાસ્યા આણુ બચાવો જો.
આફતમાંથી અમને છોડાવો રે.

કાગળ પહોંચ્યો ગાંધી હાથમાં રે,
છોડયાં કુટુંબ, ધનને ધામજો;
હોમાવ્યું જાતે જઈ દુઃખમાં રે,
દીપાવ્યું ભારત કુળ નામજો.
કષ્ટો કારાગૃહનાં ભોગવ્યાં રે.

ખાધા માર છતાં ડગીયા નહિ રે,
સાચવી જન્મભૂમિની લાજ જો;
સત્યાગ્રહનાં શસ્ત્ર ઉપાડીને રે,
કીધાં પુરાં સર્વે કાજ જો.
જગ આખાને દિંગ કરી દીધું રે.

પરને દુઃખે બહુ દુઃખી થતા રે,
ખોટાં કામો કેરા કાળ જો;
ખેડા ને ચંપારણ ચોકમાં રે,
લીધી દુઃખીઓની સંભાળ જો.
પામ્યા મહાત્માપદ સાચું તમે રે.

નિજના સ્વાર્થતણી ફાકી કરી રે,
જન્મભૂમિના બન્યા ફકીર જો;
સાચાં હથિયારો લઈ સત્યનાં રે,
ઝૂઝી 'પ્રચંડ' લુંધે વીર જો.
ચારે દિશે તો જીત મેળવી રે.

સહુના તન મનની શુદ્ધિ કરી રે,
આપ્યાં ચક્ષુદર્શન જ્ઞાન જો;
ભૂલ્યાં જનને મારગ દાખવી રે,
પાયાં 'નવજીવન' રસપાન જો.
વન્દન એ ગાંધી પદમાં હજો રે.





મૂળ લેખકઃ
કવિવર બાબુ રવિન્દ્રનાથ ટાગોર.

અનુવાદકઃ
ડૉ. નટવરલાલ ફકીરભાઈ શેઠ,
એમ. બી; બી. એસ.

ચિત્રકારઃ-શ્રીમાન પુરૂષોત્તમ.

( ગતાંક પાને ૨૨ થી ચાલુ )

# પ્રવેશ બીજો.

પાત્રોઃ અર્જુન; પાછળથી ચિત્રા. સ્થળઃ શિવમંદિર.

અર્જુન ( સ્વગત ): સરોવર પાસે મેં જે જોયું તે સ્વપ્ન હતું કે સત્ય ? સંધ્યાની શીળી છાયામાં ઘાસની લીલીછમ બિછાત પરે બેઠો બેઠો હું ભૂતકાળનો વિચાર કરતો હતો ત્યાં સૌંદર્યની એક મનોરમ મૂર્તિ ગીચ ઝાડીમાંથી નીકળી આવી સરોવર કિનારે એક શ્વેત શીલાપર ઉભી રહી ! તેની સુંદર પાનીના ભાર હેઠલ પૃથ્વીનું હૃદય આનંદના ધબકારા ઝીલી રહ્યું હશે, એમ મને લાગ્યું. ઉષાની સોનેરી રેખાઓ પૂર્વાકાશમાં હિમથી ઢંકાયલા શિખરો પર જેમ પ્રભાતના સૂર્ય પ્રકાશમાં ગળી જાય છે તેમ એનાં શરીર પરનાં આછાં વસ્ત્રો હર્ષોન્માદથી હવામાં ગળી જશે, એમ મેં ધાર્યું. ચળકતા અરીસા જેવા સરોવરના જળ ઉપર તે વાંકી વળીને ઉભી રહી અને તેમાં પોતાનું પ્રતિબિમ્બ જોયું. તે એકાએક ચમકી અને શાંત ઉભી રહી; પછી સ્હેજ હસી બેદરકાર ઢબે ડાબા હાથે ત્હેણે અંબોડો છોડી પોતાના ધરણી સુધી પ્હોંચતા લાંબા વાળને ચરણ ચુમતા કર્યા. પછી પોતાનો સુંદર સ્તનપ્રદેશ તેણે ખુલ્લો કર્યો અને મૃદુ સ્પર્શથી આનંદ આપે એવા પોતાના મોહક, સુડોળ હાથ તરફ ઘડીભર જોઇ રહી. ફરી જળમાં નીચી નજર કરી તેણે પોતાની ખીલતી જુવાનીની મોહક છાયા જોઇ, આનંદથી આશ્ચર્ય પામતી ઉભી રહી. શ્વેત કમલિની પ્રાતઃકાળે પાંખડીઓ ખુલતાં નીચી નમીને સરોવરના જળમાં જો પોતાની મોહક છાયા જુએ તો આખો દિવસ આમ જ આશ્ચર્ય પામતી રહે ! પણ એક પલમાં એના વદન પરનું સ્મિત ઉડી ગયું ને એના નયનોમાં શોકની છાયા આવી. છૂટા વાળ તેણે બાંધી લીધા, છાતી ઢાંકી દીધી, અને નિશ્વાસ નાંખતી, સુંદર સંધ્યા રાત્રિના અંધકારમાં ગળી જાય તેમ, ચાલી ગઇ. વીજળીના ચમકારાની જેમ એક ધન્ય પલ મારા જીવનમાં આવી અને ઉડી ગઇ...પણ અત્યારે બારણું કોણ ખોલે છે ?

(ચિત્રા સ્ત્રી વેશે શિવમંદિરમાંથી આવે છે).

હેં ! એ તો એજ લલના ! શાંત થા,

હૃદય! શાંત થા. (મોટેથી) સુંદરી ! આવો; ભય ન પામશો. હું ક્ષત્રિય છું !

ચિત્રાઃ મહાશય ! આપ મારા મ્હેમાન થયા છો. હું આ મંદિરમાં વસું છું. તમારી મ્હેમાનગીરી શી રીતે કરવી, તે હું સમજી શકતી નથી.

અર્જુનઃ સુંદરી ! તમારૂં દર્શનજ ઉંચામાં ઉંચી મ્હેમાનગીરી છે. જો ખોટું ન લાગે તો એક સવાલ પૂછવાની ઇચ્છા છે.

ચિત્રાઃ ખુશીથી પૂછો !

અર્જુનઃ એવું તે કયું વ્રત તમે લીધું છે કે આ એકાંત મંદિરમાં પૂરાઇ રહી આખી માનવજાતિને આટલા બધા સૌંદર્યના દર્શનથી વંચિત રાખો છો ?

ચિત્રાઃ મારો એક ગુપ્ત મનોરથ છે, જેની સિદ્ધિ માટે હું ભગવાન શિવની નિત્ય પૂજા કરૂં છું.

અર્જુનઃ અફસોસ ! આખું જગત્ જેને ઇચ્છે એવાં તમને તે વળી શી ઇચ્છા હોઇ શકે ? પૂર્વના પર્વત શિખરોમાં જ્યાં સૂર્યનો ઉદય થાય છે ત્યાંથી તે સૂર્યાસ્તને સત્કારતા પ્રદેશો સુધી મેં પ્રવાસ કર્યો છે. જગતની અત્યંત મૂલ્યવાન, સુંદર અને મહાન વસ્તુઓ મેં જોઇ છે. તમે શાની યા કોની શોધમાં છો તે કહો તો મારૂં જ્ઞાન તમારી સેવા માટે તૈયાર છે.

ચિત્રાઃ હું જેને શોધું છું તેને સર્વ ઓળખે છે !

અર્જુનઃ એમ ? જેની કીર્તિએ તમારા હૃદયને જીતી લીધું છે એવો ભાગ્યશાલી પુરૂષ કોણ છે ?

ચિત્રાઃ વીરોમાં શ્રેષ્ઠ, ઉંચામાં ઉંચા રાજ્યવંશનો એ નબીરો છે !

અર્જુનઃ સુંદરી ! જુઠી કીર્તિની વેદી પર તમારા આ સૌંદર્ય ભંડારને હોમી ન દેશો. સૂર્યોદય પ્હેલાંના ઉગતા ધુમ્મસની જેમ જુઠી કીર્તિને એક જીભેથી બીજી જીભે પ્રસરતાં વાર નથી લાગતી. મને કહો, એ ઉચ્ચ રાજવંશનો વીરશ્રેષ્ઠ કોણ છે ?

ચિત્રાઃ તપસ્વી ! બીજાઓની કીર્તિની તમે ઇર્ષ્યા કરો છો ! આખી દુનિયામાં કુરુકુલ સર્વથી વિખ્યાત છે, એ શું નથી જાણતા ?

અર્જુનઃ કુરુકુલ !

ચિત્રાઃ હા. અને એ કુલના સુવિખ્યાત વીરનું નામ તમે નથી સાંભળ્યું ?

અર્જુનઃ તમારા મધુર મુખેજ તે સાંભળવાની ઇચ્છા છે !

ચિત્રાઃ તો સાંભળો. તેમનું નામ વિશ્વવિજેતા અર્જુનદેવ ! લાખોને મોંઢે વસતા એ અમર નામને મેં મારા હૃદયમાં છુપાવી રાખ્યું છે. તમે આકુલવ્યાકુલ કેમ થાઓ છો, તપસ્વી ! શું એ નામનો મહિમા ખોટો છે ? એમ હોય તો જલ્દી મારો ભ્રમ દૂર કરો. મારા હૃદયસંપુટને તોડી એ ખોટા રત્નને ફેંકી દેતાં હું વાર નહિ લગાડું !

અર્જુનઃ સુંદરી ! એવું નામ અને કીર્તિ, એની વીરતા અને સત્તા, સત્ય હો વા અસત્ય, પણ દયા લાવી એને તમારા હૃદયમાંથી દૂર ન કરશો—એ પોતેજ આ પળે તમારે ચરણે વંદન કરે છે !

ચિત્રાઃ તમે ! શું તમેજ અર્જુન દેવ ?

અર્જુનઃ હા. હુંજ એ, તમારે આંગણે આવેલો પ્રેમભૂખ્યો મ્હેમાન !

ચિત્રાઃ ત્યારે અર્જુનદેવે બાર વર્ષ સુધી બ્રહ્મચર્ય પાલવાનું વ્રત લીધું છે, એ વાત શું સાચી નથી ?

અર્જુનઃ એ વાત સાચી. પરન્તુ ચંદ્ર જેમ રાત્રિનું અંધકારનું વ્રત તોડાવે છે તેમ તમે મારા વ્રતનો ભંગ કર્યો છે.

ચિત્રાઃ અરે ! શરમ છે તમને ! મારામાં એવું તે તમે શું જોયું કે તમારા આત્માને તમે બેવફા બનો છો ? આ કાળી આં-

ખોમાં, આ કમલદાંડી જેવા શ્વેત હાથોમાં તમને એવું શું જણાય છે કે તેને ખાતર તમારા વ્રતનું બલિદાન આપવા તૈયાર થયા છો ? ખરેખર ! એ પ્રેમ નથી; સ્ત્રીને ચરણે પુરૂષ જે ઉત્તમોત્તમ ભેટ ધરી શકે, તે એ નથી ! અફસોસ, કે શરીરનો ઉપરનો આ નાઝુક દેખાવ આત્માના અમર તેજને ઝાંખું કરી દે છે. હા ! હવે મારી ખાત્રી થાય છે, અર્જુનદેવ ! કે તમારી વીરતાની સઘળી કીર્તિ ગાથા જુઠી છે.

અર્જુનઃ રે ! મનેય આજે લાગે છે કે કીર્તિ, વીરતાની મગરૂરી કેટલી પોકળ છે ! એ બધું સ્વપ્નવતજ જણાય છે. ફક્ત તુંજ સંપૂર્ણ ભાસે છે, સુંદરી ! તું જગતનો ખજાનો, ગરીબીનો અંત છે; સર્વ મહા પ્રયાસોનું ધ્યેય તુંજ છે; તુંજ એક સાચી ' સ્ત્રી ' છે. બીજી સ્ત્રીઓ હશે, પણ તેમને પિછાનતાં વાર લાગે છેઃ જ્યારે તને એક પલ માત્ર જોવાથી અક્ષત સંપૂર્ણતાની હમેશ માટે ઝાંખી થાય છે !

ચિત્રાઃ અફસોસ ! અર્જુનદેવ ! એ સંપૂર્ણતા મારી નથી. એતો દેવોની માયા છે. જાઓ, જાઓ, મારા હૃદયદેવ ! ચાલ્યા જાઓ. અસત્યની ઇચ્છા ન કરો; ઝાંઝવા જેવી માયા પર તમારૂં મહાન હૃદય ન્યોછાવર ન કરો ! જાઓ !

## પ્રવેશ ત્રીજો.

પાત્રોઃ ચિત્રા, પાછળથી મદન અને વસન્ત.

ચિત્રાઃ ના, ના ! તદન અશક્ય ! એમના ભૂખ્યા આત્માનો સાક્ષાત્કાર કરાવતી, જકડી લેતી એમની સ્નેહભીની નઝર સામે મીટ માંડવી, એમના ધડકતા હૃદયના આવેશમય ધબકારા સાંભળવા, એમની અમીભરી વાણીનું પાન કરવું, અને પછી-પછી એમને ભીખારીની જેમ હાંકી કાઢવા એ મારાથી નહિ બની શકે !

( મદન અને વસન્ત પ્રવેશ કરે છે. )

ઓ, પ્રણયદેવ ! તમે મારી આસપાસ આ શી ભયાનક જ્વાળાની જાળ પાથરી છે? હું એથી બળું છું, અને જેમનો સ્પર્શ કરૂં છું તેમનેય બાળું છું !

મદનઃ કાલે રાતના શું થયું, તે હું જાણવા ઇચ્છું છું !

ચિત્રાઃ વસન્તના પુષ્પોની પાંદડીઓથી છવાયલી હરિયાળી ઘાસ પર સાંજના પડી પડી અર્જુનદેવે મારી સુંદરતાના કરેલા વખાણ હું સંભારી રહી હતી. આખા દિવસમાં ભેગું કરેલું એ મીઠી યાદનું અમૃત હું ઘુંટડે ઘુંટડે પી રહી હતી. મારા આગલા જન્મોની જેમ ભૂતકાળનો મારો ઇતિહાસ ભૂલાઇ ગયો હતો. અલ્પ સમય સુધી ભ્રમરોના સ્નેહગીત સાંભળી, વૃક્ષોના ઝુંડો સાથે પ્રેમગોઠડી કરી, ભૂત અને ભવિષ્યના બંધન વિનાની એકજ સંપૂર્ણ ઘડીનું સુખ ભોગવીને નીચી નઝર કરી, જમીનપર ખરી પડી, ધુળ સાથે મળી જતા પુષ્પ જેવી મારી મનોદશા તે વખતે હતી.

વસન્તઃ અમર્યાદિત યશસ્વી જીવન એકજ પ્રભાતમાં ખીલે છે અને કરમાઇ જાય છે !

મદનઃ સુંદર ન્હાનકડા ગીતમાં અનંત મર્મ છુપાયો હોય છે તેમ !

ચિત્રાઃ તે વખતે દેવ ! દક્ષિણ પવનની લહરીઓના લાડથી મને નિદ્રા આવી ગઇ. ઉપરના માલતી મંડપમાંથી પુષ્પો ખરી મારા અંગને ચુમવા લાગ્યાં. મારા વાળ પર મારી છાતી પર, મારા પગ પર, પ્રત્યેક અંગપર સૂઇને દરેક પુષ્પ મૃત્યુ ઇચ્છતું હતું, હું



ચિત્રકારઃ ] અર્જુન : સૌંદર્યની એક મનોરમ મૂર્તિ... [ શ્રીમાન પુરૂષોત્તમ

સરોવર કિનારે એક શ્વેત શીલાપર

ઉભી , રહી.

સૂર્જી રહી. એ ઘેરી નિદ્રાવસ્થામાં અચાનક મને લાગ્યું કે અગ્નિની શિખાઓ જેવી અત્યંત આતુર દૃષ્ટિ મારા સૂતેલા શરીરપર કોઇ નાંખી રહ્યું છે. હું સફાળી ઉઠી અને જોયું તો એજ તપસ્વી મારી સામે ઉભા હતા. એક નાજુક માનવી શરીરમાં દૈવી કલાએ ઉપજાવેલી જાદુઇ અસર વૃક્ષોના પાંદડામાંથી ડોકીયા કરી ફરી જોતો ચંદ્ર પશ્ચિમમાં ચાલ્યો ગયો હતો. હવામાં સુગંધ પ્રસરી રહી હતી. કંસારીઓજ માત્ર ગણગણાટ કરી રાત્રિની શાન્તિનો ભંગ કરી રહી હતી. સરોવરમાં વૃક્ષોના પ્રતિબિંબ સ્થિર ઉભા હતા, એવે વખતે જંગલના એક પ્રચંડ વૃક્ષની જેમ એ આજાનબાહુ, શાન્ત વીરનર હાથમાં દંડ ધારણ કરી મારી સમક્ષ ઉભા હતા. હું ભાન ભૂલી ગઇ. કોઇ સ્વપ્ન સૃષ્ટિમાં હોઉં એમ મને લાગ્યું, ઢીલાં થયલાં વસ્ત્રોની જેમ મારી શરમ સરી ગઈ. તેમનાં મધુર વચનો સંભળાયાઃ "પ્રિયા! મારી પ્રિયતમે!" એ શબ્દે મારા ભૂલાયલા ભવોએ એકત્ર થઇ જવાબ વાળ્યો. મેં કહ્યું: "મારો સ્વીકાર કરો, નાથ! હું આખીય તમારી છું." એમ કહેતાં મેં મારા હાથ તેમની તરફ પ્રસાર્યા. ચંદ્ર વૃક્ષોની પાછળ છુપાઇ ગયો હતો. આખા જગતપર અંધકારનો પડદો પડયો હતો. એ અનુપમ હર્ષોન્માદમાં સ્વર્ગ અને પૃથ્વી, સમય અને સ્થલ, સુખ અને દુઃખ, જીવન અને મૃત્યુ, ઓતપ્રોત થઇ ગયાં. પ્હો ફાટતાં, પક્ષીઓનો કલરવ થતાં, હું જાગી અને ડાબા હાથ પર માથું ટેકવી ઉંચી થઈ. એ હજુ સૂતા હતા; પ્રભાતના બીજના ચંદ્ર જેવું આછું સ્મિત તેમના હોઠપર ફરકી રહ્યું હતું. ઉષાનો ગુલાબી પ્રકાશ તેમના લલાટપર પડતો હતો. એક નિશ્વાસ નાંખી હું ઉભી થઇ. તેમના ચહેરાપર પડતો સૂર્યપ્રકાશ ખાળવા ઝાડીની ઘટા મેં સરખી કરી.. મારી આસપાસ જોયું તો એજ સૃજનજૂની પૃથ્વી હતી. હું કોણ હતી તેનું મને ભાન આવ્યું અને પોતાનો પડછાયો જોઇ ડરીને નાસતાં હરણની શેફાલી પુષ્પોથી છવાયલા એ જંગલમાર્ગમાંથી હું દોડતી નાસી છુટી. થોડેક દૂર એક એકાંત સ્થળ જોઇ હું ત્યાં બેઠી; બન્ને હાથે મોઢું ઢાંકી મેં રડીને હૈયાનો ભાર હલકો કરવાનો પ્રયત્ન કર્યો. પણ આંખમાં એકે આંસુ ન આવ્યું.

મદનઃ આહ! માનવપુત્રી! મેં તારે ખાતર પ્રભુના ભંડારમાંથી મધુર અમૃતની ચોરી કરી, તેના વડે આખી રાતનું વાતાવરણ ભરી દીધું અને તને એ અમીરસ પ્યાલી પીવા આપી–છતાં તારે હજી નિશ્વાસ નાંખવા રહ્યા!

ચિત્રા (દુઃખિત અવાજે): એ પ્યાલી કોણે પીધી? જીવનની વાસનાની જવલ્લેજ મળતી તૃપ્તિ, પ્રેમનું પ્રથમ મીલન મને આપવામાં આવ્યું, પણ તુરતજ પાછું ખેંચી લેવાયું. આ ઉછીની લીધેલી સુંદરતા, બહુ ખીલેલા પુષ્પની પાંદડીઓ ખરી જાય તેમ, એ મધુર મીલનની યાદ માત્ર પાછળ મુકીને, મારી પાસેથી સરી પડશે, અને હું ગરીબીથી અર્ધનગ્ન દશામાં શરમથી મરી જતી, દિન રાત રડતી સ્ત્રીના જેવી થઇશ. પ્રણયદેવ! આ રદી સુંદરતા, પ્રેમના જે સર્વ સુંદર ફળો–મધુરાં ચુમ્બનો માટે મારૂં હૃદય તલસી રહે છે, તે લુંટી લેનારા દૈત્યની ગરજ સારે છે.

મદનઃ અફસોસ, બાલા! તારી એક રાત તેં નકામી ગુમાવી દીધી! આનંદની નૌકા દૃષ્ટિ મર્યાદામાં આવી પણ મોજાંની છોળોએ તેને કિનારે અડવા ન દીધી.

ચિત્રાઃ સુખનું સ્વર્ગ એટલું બધું મારી નજદીક આવ્યું કે મારા સાચા સ્વરૂપની

પાસે તે હજી આવ્યું નથી, એ હું ભૂલીજ ગઇ. પણ એ મધુરાં સ્વપ્નમાંથી પ્રભાતે હું જ્યારે જાગી તો મને જણાયું કે મારું શરીરજ મારી શોક્ય થઇ બેઠું છે. એ શરીરને હંમેશ શણગારી મારા પ્રિયતમ પાસે મોકલતાં અને એ સાથે તેમને લાડ કરતાં જોઇ મને હવે તિરસ્કાર આવે છે. લઇ લ્યો પ્રભુ ! તમારું વરદાન પાછું લઇ લ્યો !

મદનઃ પણ તારી સુંદરતા હું પાછી લઇશ તો તારા પ્રિયતમ સામે શી રીતે ઉભી રહીશ ? સુખના પ્યાલામાંથી હજી તેણે પૂરો ઘુંટડો ભરીને પીધો નથી, તેટલામાં એ પ્યાલો પાછો ખેંચી લેવો એ શું નિર્દયતા નથી ? એમ કરશે તો તારા પર તે કેટલો બધો ક્રોધે ભરાશે, તેનો કંઇ ખ્યાલ છે ?

ચિત્રાઃ તેમનો ક્રોધ આ સ્થિતિ કરતાં વધારે સારો હશે ! તે સમયે હું તેમની પાસે મારું ખરું સ્વરૂપ છતું કરીશ. આ છુપા વેશ કરતાં તે સ્વરૂપ વધારે ઉમદા છે. એ જો તેનો અસ્વીકાર કરશે, મને તરછોડી મારા હૃદયના ટુકડા કરશે તો તે પણ હું ચુપચુપ સહી લઇશ.

વસન્તઃ બાળા ! મારી એક શીખામણ સાંભળી લે ! પાનખર ઋતુમાં પુષ્પો ખરી પડયાં પછીજ વૃક્ષોપર મીઠાં ફળ આવે છે. તારા જીવનમાં પણ એક સમય એવો આવશે જ્યારે તારા શરીરપરથી જુવાનીની કેફભરી સુંદરતા ઉડી જશે, છતાં તારા ફળપ્રદ સત્ય સ્વરૂપનો સ્વીકાર અર્જુન આનંદથી કરશે ! જા, બાળા ! પાછી જા, અને તારો ઉન્માદભર્યો ઉત્સવ ઉજવી લે !

# પ્રવેશ ચોથો.

પાત્રોઃ ચિત્રા અને અર્જુન.

ચિત્રાઃ આમ મારી સામે મીટ કેમ માંડી રહ્યા છો, વિરનર ?

અર્જુનઃ તું આ ફુલમાલા કેમ ગુંથે છે તે હું જોઇ રહ્યો છું. જોડકાં ભાઇ-બ્હેન જેવાં ચપલતા અને લાલિત્ય તારી આંગળીઓને ટેરવે આનંદથી નાચી રહ્યાં છે, તે હું જોઉં છું અને વિચારું છું.

ચિત્રાઃ શાનો વિચાર કરો છો, દેવ ?

અર્જુનઃ હું એજ વિચારી રહ્યો છું કે એવાજ મૃદુ સ્પર્શથી અને મધુરતાથી, હું ઘેર પાછો ફરું ત્યારે મારા કંઠમાં આરોપવા, મારા આ દેશનિકાલના દિવસોની તું અમર માલા ગુંથી રહી છે.

ચિત્રાઃ ઘેર પાછા ફરો ત્યારે આરોપવા ? ના, ના, હું તમારી સાથે આવવાની નથી !

અર્જુનઃ મારી સાથે નહિ આવે ? એટલે ?

ચિત્રાઃ ના, ના ! એવી વાત ન કરશો. વસ્તુ લાંબો સમય ટકી શકે એવી હોય તેજ ઘેર લઇ જજો. આ જંગલી પુષ્પ જ્યાં જનમ્યું છે ત્યાંજ એને છોડી જજો; દિવસની આખરે ચીમળાઇ જતી કળીઓનાં અને સડી જતા પાંદડાના ઢગમાં પડી એને આનંદથી મરવા દેજો. તમારા રાજમહેલની દયાહિન પત્થરની ભૂમિ પર પછાડી નાંખવા એને લઇ જશો મા!

અર્જુનઃ શું આપણો પ્રેમ એવા પ્રકારનો છે ?

ચિત્રાઃ હા, એવાજ પ્રકારનો ! શા માટે દિલગીર થાઓ છો ? નવરાશના વખતની મોજ નવરાશના સમયની સાથેજ નાશ પામવી જોઇએ. એ મોજને ચાલ્યા જવાનો રસ્તો બંધ કરીએ તો એ દુઃખમાં ફેરવાઇ જાય છે. એ સુખ જેટલો વખત ટકે તેટલો વખત માણી લ્યો ! જીવનપ્રભાત પ્હોંચે ત્યાં સુધી ઇચ્છા મુજબ આનંદ ભોગવી લ્યો; મૃત્યુસંધ્યા આવ્યા પછી વધુ ભોગ-

વર્ષની લાલસા ન રાખો!......આ દિવસ પૂરો થયો. લ્યો, આ માળા પ્હેરો. હું થાકી ગઇ છુ. મને તમારી બાથમાં બીડી લ્યો, પ્રિયતમ! અને આપણા અધરનાં મધુર મીલનમાં અસંતોષની વ્યર્થ ચિંતાઓ ભૂલી જાઓ!

અર્જુનઃ જો, સાંભળ વ્હાલી! દૂર ગામના મંદિરમાંથી આરતીનો ઘંટનાદ શાંત વૃક્ષોમાં થઇને સંધ્યાની શીતલ વાયુલહરી સાથે ચાલ્યો આવે છે!

# પ્રવેશ પાંચમો.

પાત્રોઃ વસન્ત અને મદન.

વસન્તઃ મિત્ર! જરા ધીમે! હું તમારી સાથે નથી ચાલી શકતો. હું થાકી ગયોછું. તમે જે આગ સળગાવીછે તે સતેજ રાખવી બહુ મુશ્કેલ કામ છે. મને ઝોકાં આવેછે; હાથમાંથી પંખો સરી પડેછે; અને અંગારાપર રાખ જામી જાયછે! ઉંઘમાંથી સફાળો જાગીએ બુઝાઈ જતી જવાલાને સાચવી રાખવા મારાથી વધારે વખત નહિ નભાય!

મદનઃ તું બાળક જેવો અસ્થિરછે, એ હું જાણુંછું. સ્વર્ગમાં તેમજ પૃથ્વી પર તારી રમત હંમેશાં અસ્થિરજ હોયછે. જે વસ્તુ તું દિવસો સુધી અથાગ શ્રમ લઇ બનાવેછે, તે પળવારમાં તોડી નાંખતા તને શોક નથી થતો. પણ આપણું આ કામ હવે લગભગ પૂરૂં થયુંછે. આનંદના દિવસો ઝડપથી વહી જાયછે અને લગભગ પૂરૂં થવા આવેલું વર્ષ હવે થોડા સમયમાં આનંદથી મૂર્છા પામશે!

# પ્રવેશ છઠ્ઠો.

પાત્રોઃ અર્જુન અને ચિત્રા.

અર્જુનઃ પ્રભાતમાં જાગીને મેં જોયું તો મારા સ્વપ્નામાં મને એક રત્ન મળ્યું હતું. એ રત્નને સાચવી રાખવા મારી પાસે પેટી નથી; જડી લેવા માટે રાજમુકુટ નથી; પરોવી લેવા માટે સાંકળીયે નથી, છતાં, તે ફેંકી દેવાને જીવ નથી ચાલતો. એ રત્નને સાચવતાં સાચવતાં ક્ષત્રિયનો મારો જમણો હાથ પોતાની ફરજો યે ભૂલી ગયો છે.

( ચિત્રા આવે છે. )

ચિત્રાઃ શું વિચાર કરોછો, નાથ?

અર્જુનઃ હું આજે શિકારે જવાનો વિચાર કરૂં છું. જો, પેલી ટેકરીઓ પર કેવો મુશળધાર વરસાદ વરસી રહ્યો છે. આખા જંગલ પર વાદળાંની ઘનઘોર છાયા છવાઈ ગઇછે અને ઉભરાઈ જતાં ઝરણા, ઉદ્ધત જુવાનની જેમ, સર્વ અંતરાયો કુદી હસતાં આગળ ધસેછે. આવા વર્ષાના દિવસોમાં અમે પાંચે ભાઇઓ ચિત્રકવનમાં રાની પશુઓનો શિકાર કરવા જતાં. કેવા એ આનંદના દિન હતા! મેઘરાજના ડંકાના ગડગડાટ સાથે અમારા હૃદય નાચી રહેતાં. મોરના કેકાનો વનની ઝાડીઓમાં પડઘો પડતો. મેઘવૃષ્ટિના અને પાણીના ધોધના અવાજને લીધે બ્હીકણુ હરણાં અમારાં પગલાં સાંભળી શકતાં નહિ; ચિત્તાના પગલાં ભીની જમીનમાં પડવાથી, તેમની બોડ અમે રહેલાઇથી ખોળી કાઢતા. શિકાર પૂરો થયે, પ્રચંડ ઝરણાં તરીને ઘેર પાછા ફરવાની હરિફાઇ અમે કરતા. એ વ્યાકુળતા અત્યારે મારામાં વ્યાપિ ગઇછે. હું શિકારે જવા ઉત્સુક થઇ રહ્યોછું.

ચિત્રાઃ હમણાં જે શિકારની પાછળ

પડયા છો તેનેજ પ્હેલાં કબજે કરી લ્યો. જે માયાવી મૃગ પાછળ તમે પડયા છો તેને કબજે કરી લેવાને, શું તમે ખરેખર ઇચ્છો છો? જરા ધીરા પડો. સ્વપ્નની જેમ એ જંગલી પ્રાણી જ્યારે તમે ધારતા હશો કે હવે બહુ નજદીક છે ત્યારેજ છટકી જશે. જુઓ, આ મેઘ પાગલ બની હજારો તીરો વરસાવતો વાયુની પાછળ પડયો છે. છતાં વાયુ અજીત રહી ફાવે ત્યાં ફરતો ફરે છે. પ્રિયતમ! તમારા હાથમાંનું એકેએક શર ફેંકતા ફેંકતા તમે પવનવેગી સૌંદર્યની પાછળ પડયા છો. છતાં એ માયાવી મૃગ સ્વતંત્ર ને અસ્પર્શ્ય રહી દોડતો ફરે છે!

અર્જુનઃ પ્રિયા! સ્નેહી જનો આતુરતાથી તારી રાહ જોતાં હોય એવું કોઇ ગૃહ તારે નથી? તારી મધુરી સુશ્રુષાથી એકવાર પ્રકાશમય બનેલું ગૃહ અત્યારે જંગલના જેવા ઘોર અંધકારથી છવાઈ ગયું હશે!

ચિત્રાઃ કેમ આવા સવાલ પૂછો છો? વિચાર કર્યા વિના આનંદ લુંટવાનો સમય પૂરો થઈ ગયો? તમે જુઓ છો તેથી મારામાં કંઇ અધિક નથી, એ શું નથી જાણતા? અહિં સિવાય મારે બીજું કોઇ સ્થળ નથી. કિંશુક પુષ્પની પાંદડી પર ઠરેલા ઝાકળના બિંદુને નામઠામ હોય ખરાં? તે સવાલોનો જવાબ આપી શકે? તમે જેને ચાહો છો તે એ ઝાકળના બિંદુ જેવી છે!

અર્જુનઃ જગત્ સાથે એને કાંઇ સંબંધજ નથી. ? કોઇ મનસ્વી દેવે બેદરકારીથી પૃથ્વીપર ફેંકી દીધેલા સ્વર્ગના અંશ જેવીજ એ માત્ર છે?

ચિત્રાઃ હા!

અર્જુનઃ હંઅ! તેથીજ મને હંમેશાં લાગે છે કે હું તને ખોઇ બેસીશ. મારૂં હૃદય અસંતુષ્ટ રહે છે; મારા મનને ચેન નથી પડતું. રે, દુર્લભ સુંદરી! મારી પાસે આવ. નામ, ઠામ અને કુળના બંધનોનો સ્વીકાર કર. તું સર્વત્ર છે એ મારા હૃદયને અનુભવવા દે અને સ્નેહની શાન્તિમય નિભર્યતામાં તારી સાથે મને જીવન ગાળવા દે!

ચિત્રાઃ વાદળાંના રંગને, મોજાંઓના નૃત્યને, પુષ્પોની સુગંધને કબ્જે કરી રાખવાના વ્યર્થ પ્રયત્નો શા માટે કરો છો?

અર્જુનઃ વ્યર્થ વાતો કરી પ્રેમની જવાળા શાંત પાડવાની આશા ન રાખ! આનંદથી યે વધારે ટકે, આફતમાંયે મને ન છોડે એવી વસ્તુ મારે જોઇએ છે!

ચિત્રાઃ નાથ! વર્ષ હજી પૂરૂંયે નથી થયું ત્યાં તો તમે થાકી ગયા. પુષ્પનું જીવન ટુંકું રાખવામાં પ્રભુએ કૃપા કરી છે, એમ મને હવે સમજાય છે. ગઇ વસન્તના પુષ્પો સાથે મારૂં આ શરીર મૃત્યુ પામ્યું હોત તો હા ખચીતીંહું માનું સાથે મરત. હા, વ્હાલા! એ શરીરના દહાડા હવે ભરાઇ ચૂકયા છે. જે સમય બાકી રહ્યો છે તે વ્યર્થ ન જવા દેશો. વસન્તની કળીઓ ધૂળમાં મળ્યા પછી તરસી મધમાખની જેમ રખેને તમારૂં ભૂખ્યું હૃદય ઇચ્છા તૃપ્તિ અર્થે પાછું આવે અને નિરાશ થાય માટે અત્યારેજ એ બધો મધુરસ ચુસી લ્યો!

## પ્રવેશ સાતમો.

પાત્રોઃ ચિત્રા, મદન અને વસન્ત.

મદનઃ બાલા! આજે તારી છેલ્લી રાત છે.

વસન્તઃ આવતી કાલે તારૂં સૌંદર્ય વસન્તના અક્ષય ભંડારમાં પાછું ફરશે. અર્જુનના ચુંબનોની સ્મૃતિથી મુક્ત થયલા તારા અધરની રતાશ આશોપાલવના તાજા પાદડા

ની જેમ ફરી ખીલશે અને તારી સુંવાળી શ્વેત તેજભરી ત્વચા સેંકડો જાઇ પુષ્પના સુવાસથી મ્હેકી રહેશે !

ચિત્રાઃ ઓ દેવો ! મારી એક પ્રાર્થના સ્વીકારો. આજ રાતની છેલ્લી ઘડીએ બુઝાઇ જતા દીપકના છેલ્લા ચમકારાની જેમ મારું સૌંદર્ય અત્યંત ઝબકી રહે, એવું મને વરદાન આપો !

મદનઃ તારી ઇચ્છા પૂરી થશે, બાલા !

# પ્રવેશ ૮ મો.

પાત્રોઃ ખેડુતો, અર્જુન અને પાછળથી ચિત્રા.*

ખેડુતો : અરે રે ! હવે અમારું રક્ષણ કોણ કરશે ?

અર્જુન : કેમ વારુ ? શું ભય તમારી પર આવી પડ્યો છે ?

ખેડુતો : ઉત્તર તરફની ટેકરીઓમાંથી અમારું ગામ લુંટી લેવાને લુંટારાઓ પર્વતો પરથી પડતા ધોધની જેમ ધસી આવે છે !

અર્જુન : શું આ રાજ્યમાં તમારો કોઇ રક્ષક નથી ?

ખેડુતો : રાજકુમારી ચિત્રાના નામથી બદમાસો થરથરતા. જ્યારે તે આ સુંદર ભૂમિમાં વસતાં ત્યારે કુદરતી મૃત્યુ સિવાય અમને બીજા કોઇની બીક ન હતી. હમણાં તે યાત્રાએ ગયાં છે અને અત્યારે કયાં હશે તે કોણ જાણે ?

અર્જુન : ત્યારે આ દેશની રક્ષક એક સ્ત્રી છે ?

ખેડુતો : હા, એજ અમારી માબાપ છે !

(ગામડીઆઓ જાય છે)

( બીજી તરફથી ચિત્રા આવે છે )

ચિત્રા : કેમ અહિં એકલા બેસી રહ્યા છો ?

અર્જુન : હું વિચાર કરું છું કે રાજકુમારી ચિત્રા કેવા પ્રકારની સ્ત્રી હશે ! લોકોને મોઢે એના સંબંધી મેં અનેક વાતો સાંભળી છે !

ચિત્રા : એમ કદાચ હશે. પણ તે ખુબ-સુરત નથી. મારા જેવી શ્યામ, મોહક આંખો તેને નથી ! તે ઇચ્છા મુજબ નિશાન વીંધી શકતી હશે પણ કોઇ વીરનું જીગર ભેદવાની શકિત તેનામાં નથી.

અર્જુન : લોકો તો કહે છે કે તેનામાં પુરુષ જેવી વીરતા અને સ્ત્રી જેવી કોમલતા છે !

ચિત્રા : એજ એનું મોટામાં મોટું દુર્ભાગ્ય છે ને ! જ્યારે એક સ્ત્રી માત્ર "સ્ત્રી" જ હોય, પોતાના હાસ્યથી, નિશ્વાસોથી સેવા સુશ્રુષાથી અને લાડભર્યા હાવભાવથી તે પુરૂષોના હૃદયની આસપાસ વીંટળાઇ રહેતી હોય ત્યારેજ સુખ પામે છે. વિદ્વતા કે મહાન પરાક્રમો તેને શાં કામનાં ? જંગલમાં આવેલાં શિવમંદિરના ચોકમાં ગઇ કાલે એને તમે જોઇ હોત તો, એક નજર નાંખવાની યે દરકાર કર્યા વિના તમે ચાલ્યા જાત. પણ શું તમે સ્ત્રીના સૌંદર્યથી એટલા બધા કંટાળી ગયા છો કે તેનામાં હવે પુરૂષોચિત શૌર્ય જોવાની ઇચ્છા થઇ છે ?

રાત્રિ જેવી એક અંધારી ગુફામાં પાણીના ધોધના ઉછળતા ફીણથી ભીંજાયલા પાંદડાની શય્યા બપોરે આપણે આરામ લેવા માટે મેં તૈયાર કરી છે. ત્યાંના કાળા જળ ઝરતા પત્થરો પર બાઝેલી મૃદુ લીલતી ઠંડક તમારા નયનોને આનંદ આપી સ્હેલાઇથી નિદ્રા આણશે. ચાલો, આપણે ત્યાં જઇએ.

અર્જુન : ના, વ્હાલી ! આજે નહિ.

ચિત્રા : કેમ, આજે કંઇ વાંધો છે ?

અર્જુન : મેં સાંભળ્યું છે કે ટેકરીઓમાંથી લુંટારાઓ ગામ પર ધસી આવે છે. ભયભીત થયલા ખેડુતોનું રક્ષણ કરવા મારા શસ્ત્રો મારે તૈયાર કરવાં જોઇએ.

ચિત્રાઃ તમારે એ સંબંધી ચિંતા કરવાની જરૂર નથી. રાજકુમારી ચિત્રા યાત્રાએ ગઈ તે પ્હેલાં સરહદના માર્ગો પર સખ્ત ચોકી-પ્હેરો મુકી ગઇ છે.

અર્જુનઃ છતાં એક ક્ષત્રિય તરીકેની ફરજ બજાવવા મને થોડોક સમય રજા આપ. મારા આળસુ હાથને નવા પરાક્રમથી પ્રતાપી બતાવી તારા શિર માટે વધારે યોગ્ય ઉશીકું, બનાવીશ !

ચિત્રાઃ પણ મારી બાથમાં જકડી રાખીને તમને ન જવા દઉં તો ? શું તમે મને તરછોડીને બળજબરીથી ચાલ્યા જશો ? જાઓ ત્યારે ! પણ એટલું યાદ રાખજો કે તૂટેલી સ્નેહલતા પાછી નહિ સંધાય તમારી તરસ છીપાઇ ગઇ હોય તો ભલે જાઓ ! પણ હજી તરસ્યા રહ્યા હો તો એટલું યાદ રાખજો કે આનંદની દેવી બહુ અસ્થિર-ચંચલ હોયછે અને કોઇ પણ માણસની રાહ જોઇ થોભતી નથી. છોડીવાર બેસો નાથ ! શા વિચારો તમારા હૃદયને મુંઝવે છે તે મને કહો ! આજે કોણે તમારા હૃદયમાં ઘર કર્યું છે ? ચિત્રાએ ?

અર્જુનઃ હા. આજે ચિત્રા મારે મન વસી છે. એ કયા વ્રતની પૂર્ણાહુતિ માટે યાત્રાએ ગઇ હશે, તે હું સમજી શકતો નથી. એને શાની જરૂર હોઇ શકે ?

ચિત્રાઃ એને શાની જરૂર ? અરે, એ દુર્ભાગી સ્ત્રી પાસે હતુંજ શું ? એના ઉમદા ગુણોજ એના સ્ત્રીહૃદયને અંધારી કોટડીમાં પૂરી રાખી કેદખાનાની ગરજ સારે છે. એ બિચારી અંધારામાંજ રહી છે; એની વાસનાઓ તૃપ્ત નથી થઇ. એના સ્ત્રીહૃદયને ફક્ત ચીંથરામાં સજ્જાઇને રહેવું પડે છે; એને સૌંદર્ય નથી મળ્યું. પર્વતના શિખર પર બેઠેલી કાળાં વાદળાંની છાયાથી નિસ્તેજ બનેલી, કોઇ આનંદહીન પ્રભાતની દેવી સમી એ છે. એના જીવનવૃત્તાંત વિષે મને ન પૂછશો. પુરૂષના કાનને એ જીવનકથા મધુર નહિ લાગે !

અર્જુનઃ એના વિષે બધુંય જાણવાને હું ઇંતેજાર છું. મધ્યરાતે કોઇ અજાણ્યા નગરમાં આવી ચડેલા મુસાફર જેવી મારી સ્થિતિ છે. એ નગરના ઘુમ્મટો, મિનારાઓ અને બગીચાના વૃક્ષો માત્ર આભાસરૂપ-છાયા જેવાં દેખાય છે અને નિદ્રાની શાન્તિનો ભંગ કરતી સમુદ્ર ગર્જનાનો ધીમો અવાજ સંભળાય છે. સવાર ક્યારે પડે ને એ નગરની અજબ સુંદરતા તે નિહાળી શકે, એવી ઉત્સુકતાથી તે રાહ જોઇ રહેછે. મારી સ્થિતિ એવી થઇ છે મને એની વાત કહે !

ચિત્રાઃ હવે કહેવા જેવું બાકી શું રહ્યું છે ?

અર્જુનઃ સફેદ ઘોડા પર સવાર થઇ ડાબા હાથમાં લગામ પકડી, જમણા હાથમાં ધનુષ્ય રાખી વિજયદેવી સમી પોતાની આજુબાજુ આનંદમય આશાનો સંચાર કરતી એને હું મારી કલ્પના-દૃષ્ટિથી જોઉં છું. ખબરદાર સિંહણ જેમ ભયાનક પ્રેમથી પોતાનાં બચ્ચાંનું રક્ષણ કરેછે, તેમ એ પ્રજાનું રક્ષણ કરી રહી છે. અલંકાર વિનાના એ સ્ત્રીના સશક્ત હાથ સુંદર દેખાય છે. શીયાળાની લાંબી ઉંઘ કરી જાગેલા સર્પની જેમ મારૂં દિલ બેચેન થયુંછે, સુંદરી ! ચાલ, આપણે

બન્ને ઘોડેસ્વાર થઈ, બે તેજના ગોળા આકાશમાં ઉડે તેમ ઉડી જઈએ ! ચાલ, આ નિદ્રા આણતાં લીલાંછમ, સુગંધના નિશાથી છવાયલાં, શ્વાસોશ્વાસ રોકી રાખતા કેદખાનામાંથી નાસી છુટીએ !

ચિત્રાઃ અર્જુનદેવ ! સાચું કહેજો. જો કોઇ જાદુઈ શક્તિથી હું મારી આ વિષયાસક્ત નાજુકતા, દુનિયાના સ્પર્શથી લજ્જિત પામતું આ સૌદર્ય દૂર કરૂં, મંગી આણેલા પોશાકની જેમ મારા શરીરમાંથી કાઢી ફેંકી દઉં, તો તમે તે સહી શકશો ? લાડઘેલી અબળાના નખરાં અને હાવભાવ તજી દઈ હિંમ્મતવાન મર્દની જેમ બળવાન બની ટટાર ઉભી રહું, વેલીની જેમ ધૂળમાં રગદોળવાનું છોડી પહાડપરના ઉંચા દેવદારૂ વૃક્ષની જેમ મારૂં મસ્તક ગૌરવથી ઉંચું રાખું, તો તમારી પુરૂષદૃષ્ટિને શું હું પ્રિય લાગીશ ? ના, ના, તમે તે નહિ સહી શકો ! એનાં કરતાં ચંચલ યુવાનીને આકર્ષે એવી રમતની સામગ્રીઓ મારી આસપાસ રાખી, ધીરજથી તમારી વાટ જોઉં એજ વધારે ઠીકછે. તમારી પાછા ફરવાની ઇચ્છા હશે ત્યારે આ ખુબસુરત શરીર રૂપી પ્યાલીમાં આનંદરસ રેડી તમને હસતી હસતી પાઇશ. પછી પાછા કંટાળો અને તૃપ્ત થઈ જાઓ ત્યારે તમારે કામે પાછા વળજો. હું વૃદ્ધ થઇશ ત્યારે તમારા હૃદયમાં મારે માટે જે કંઈ એક ખૂણો રહેશે તેનો હું નમ્રતાથી અને આનંદથી સ્વીકાર કરીશ. તમારી રાત્રિની ક્રીડાની સખી દિવસે પણ તમારી સારથી થવાની અભિલાષા રાખે, તમારો ડાબો હાથ તમારા પ્રતાપી જમણા હાથના કર્તવ્યભારમાં ભાગ લેતાં શીખે તો શું તમારૂં વીર હૃદય પ્રસન્ન થશે ?

અર્જુનઃ વ્હાલી ! મને હંમેશાં લાગે છેકે હું હજી તને પૂરેપૂરી નથી પિછાણી શક્યો ! સોનાની મૂર્તિમાં છુપાયલી દેવી જેવી તું મને લાગેછે. તારી અમૂલ્ય બક્ષીસોના બદલામાં હું તને સ્પર્શી શકતો નથી, કે નથી તને કંઇ આપી શકતો. એ રીતે મારો પ્રેમ અપૂર્ણ રહેછે. કોઇક વેળા તારી શોકમય નજરના ભેદી ઉંડાણમાં, પોતાનાજ અર્થની મજાક કરતા હોય એવા તારા રમતીઆળ શબ્દોમાં, આ શરીરના ઉત્સુક લાવણ્યનું બંધન તોડી, સ્મિતનો આછો પડદો ચીરી દુઃખાગ્નિમાં સ્નાન કરી પવિત્ર થઇ નીકળવા પ્રયત્ન કરતા કોઇ જીવનો આભાસ થાય છે. આ એ સત્યનું પ્રથમ દર્શન છે. સત્ય પોતાના પ્રિયતમ પાસે છુપા વેશમાં આવે છે, પણ વખત જતાં અલંકારો અને ઘુંઘટ દૂર કરી પોતાનું સાચું સ્વરૂપ પ્રકટ કરે છે. તારાં એ સત્ય અને અંતિમ સ્વરૂપમાં દર્શન કરવા હું વલખાં મારૂંછું.

શા માટે આંસુ સારેછે, મારી વ્હાલી ! શા માટે તારૂં મુખ ઢાંકી લે છે ? મેં તને દુભવી પ્રિયતમા ? રે। મેં કહ્યું તે બધું ભૂલી જા. હું વર્તમાનથીજ સંતોષ માનીશ. કોઇ અદૃશ્ય માળામાંથી આવતા ભેદી પક્ષીના ગાનની જેમ આનંદની પ્રત્યેક પળ મારી પાસે આવવા દે. એ ભેદ ખુલવાની આશામાં ને આશામાં હું રાહ જોતો બેસીશ અને મારા દિવસો નિર્ગમન કરીશ.

# પ્રવેશ નવમો.

પાત્રોઃ ચિત્રા અને અર્જુન.

( ચિત્રા ઝભ્ભો પ્હેરીને આવે છે )

ચિત્રાઃ નાથ ! આનંદરસની આખી પ્યાલી પી ગયા ? હવે એક પણ ટીપું બાકી નથી ? શું એ ખેલ ખતમ થયો ? ના, ના ! સઘળું ખતમ થઇ ગયા પછી યે કંઇક તો બાકી રહેશે; અને તે કંઇક તમારે ચરણે મારી છેલ્લી ભેટ છે !

હૃદયેશ્વર ! તમારી પૂજા માટે સ્વર્ગના નંદનવનમાંથી હું અનુપમ સુંદર પુષ્પો લાવી હતી. હવે એ પૂજા પૂરી થઇ હોય, પુષ્પો બધાં ચીમળાઇ ગયા હોય તો મંદિરમાંથી તેમને કાઢી બ્હાર ફેંકી દઉં ( ઝભ્ભો કાઢીને ફેંકી દે છે નીચે એણે પુરૂષ વેશ પ્હેરેલો છે ) હવે તમારી આ પૂજારણ તરફ દયાભરી નજરે જુઓ !

જે પુષ્પો વડે મેં તમારી પૂજા કરી તેવી હું ખુબસુરતીમાં સંપૂર્ણ નથી. મારામાં ઘણીયે ખોડ ખાંપણો ભરી છે. જગતના ધોરીમાર્ગની હું મુસાફર છું. મારાં વસ્ત્રો પર ધૂળ વળગી છે; મારા પગમાં કાંટા વાગવાથી લોહી નીકળે છે. પુષ્પ જેવી સુંદરતા ક્ષણિક જીવનની નિષ્કલંક મોહકતા હું ક્યાંથી લાવું ? તમારે ચરણે ધરવા મેં આણેલી ગૌરવ ભરી ભેટ એક સ્ત્રીનું હૃદય છે. ! એ હૃદયમાં એક માટીની પૂતળીની હર્ષ શોકની, આશા, ભય અને લજ્જાની લાગણીઓ ભેળી થઇ છે; એજ હૃદયમાં અમર જીવન જીવવા મથતો પ્રેમ પ્રકટ્યો છે ! હૃદયમાં અપૂર્ણતા છે, જે હજીયે ભવ્ય અને ઉમદા છે. પુષ્પ પૂજા જો પૂરી થઇ હોય, નાથ ! તો ભવિષ્ય માટે આ શરીરનો દાસી તરીકે સ્વીકાર કરો !

હું રાજકુમારી ચિત્રા છું. એક દિવસ સુંદર વસ્ત્રાલંકાર સજી શિવ મંદિરમાં એક સ્ત્રી તમારી પાસે આવી હતી તે યાદ હશે. એ બેશરમ સ્ત્રી પોતે પુરૂષ હોય તેમ તમારો પ્રેમ માંગવા આવી હતી. તમે તેનો અસ્વીકાર કર્યો એ ઠીકજ કર્યું. નાથ હું તે સ્ત્રી છું. તે મારો છુપો વેશ હતો. તે પછી દેવોના વરદાનથી એક વર્ષ માટે મેં મનુષ્ય જાતિમાં કોઇને નહિ મળ્યું હોય એવું અત્યંત ઝળહળતું સૌંદર્ય મેળવ્યું, અને એ છેતરપીંડીના ભારથી મારા વીરનરના હૃદયને કંટાળો આપ્યો. ખચીત, હવે હું તે સ્ત્રી નથી !

હવે હું ચિત્રા છું ! હું પૂજવા યોગ્ય દેવી તો નથી, છતાં દયાને પાત્ર બેદરકારથી હાંકી કાઢવા જેવું પતંગીઉં ય નથી. ભય અને સાહસભર્યાં કર્તવ્યોમાં મને તમારે પડખે રાખવાની કૃપા કરશો, તમારા જીવનની મહાન ફરજો અદા કરવામાં મને ભાગ લેવા દેશો તો મારા સત્ય સ્વરૂપને બરોબર પિછાણી શકશો. મારા ગર્ભમાં તમારા જે બાળકને હું પોષી રહી છું તે જો પુત્ર અવતરશે તો તેને બીજો અર્જુન બનવાનું હું જાતે શિક્ષણ આપીશ, અને વખત આવ્યે તેને તમારી પાસે મોકલીશ, ત્યારે જ તમે મને પૂરેપૂરી ઓળખી શકશો. અત્યારે હું તમારે ચરણે ફક્ત રાજકુમારી ચિત્રાજ ભેટ તરીકે ધરી શકું છું !

અર્જુનઃ પ્રિયા ! આજે મારું જીવન સફલ થયું !

સમાપ્ત.

# સ્વરાજ્યના સન્તને.

લેખક :
શ્રીયુત લલિત.



( ભીમપલાશ—દાદરો )

નમિયે તમને સ્વરાજ્ય સન્ત !
ઝીલિયે તમ કસ્તૂરી સુગન્ધ :

હોંસીલો આજે હુંકારે—
હિમ્મત બહાદૂર હિન્દ !
ધીર લલિત લોકને જગાવો—
એ તો તમે : મહન્ત

સત્ય અભય ને પ્રેમ અહિંસા :
એ તમ મોહનમંત્ર :
એ વ્રત-તપ પાળે જગમાં તે—
સર્વે રહે સ્વતંત્ર !

એક પ્રભુની અનેક પ્રજાને—
સ્વેચ્છા ને સ્વચ્છન્દ,
સૂતરને તાંતણે સાંકળી—
ઝીલવો છો આનન્દ !

સ્ત્રી પુરુષોને કેળવણી આપવાનું કામ ત્યાં શરૂ કરાવ્યું જે હજી પણ ત્યાં કરવામાં આવે છે. એ ઉપરાંત બીજા કેટલાક ઘટતા સુધારા-વધારા કર્યા. પછી મ. ગાંધીજીએ ખેડા જીલ્લા તરફ નજર નાંખી ગરીબ ખેડુતોની મદદે આવ્યા. ત્યાં સત્યાગ્રહની લડત ઉપાડી લીધી. તેમાં ખેડુતોનાં દુઃખ નિવારણ કરવા જૂદા જૂદા ઉપાયો યોજ્યા. ત્યારબાદ અમદાવાદમાં રાષ્ટ્રીય કેળવણીનો પાયો નાંખી એક રાષ્ટ્રીય શાળા ઉભી કરી હતી. ત્યાર પછી પોતાના સત્યાગ્રહ આશ્રમને જાહેર સેવાની પ્રવૃત્તિનું ધામ બનાવ્યું, અને દેશનાં ભલાની અનેક જાહેર હીલચાલોમાં તેઓ અત્યાર સુધી મચ્યા રહ્યા છે. તેઓ હાલમાં આપણા દેશના સાચ્ચા હીતકારી નર થઇ પડયા છે. હું અત્રે એમના રાજદ્વારી પ્રકરણમાં ઉતરવા માગતી નથી. એમની જીંદગીની ને સાદાઇની તો શી વાત કરીએ ? તેમની રહેણી કહેણી એટલી સાદી છે, તેમની વાણીમાં એટલી તો મીઠાશ છે, તેમનાં વચનોમાં એટલી તો નીડરતા અને શુદ્ધતા પ્રગટી નીકળેલી છે કે જેઓ એમનાં સમાગમમાં આવ્યા છે, જેઓ એમના વ્હેવાર અને વસવાટમાં રહેવાનું માન ધરાવે છે તેઓનાં ખરેજ સદ્‌ભાગ્ય હશે કે જે ભારત ભૂમિમાં રહી એઓના જેવું શુદ્ધ ચારિત્ર્ય બનાવવાને લાયક થાય. તેઓ જેવું કહે છે, તેવુંજ કરનારા છે. એક કામ પોતાને વાજબી લાગ્યું ને પૂરું કરવા માટે જીંદગીનો ભોગ આપવો પડે તો તે માટે પણ પાછી પાની કરતા નથી. તેઓ એવા એક મહાન નર છે કે તેઓનાં મંત્ર આ દેશની પ્રજાએ, બાળક કે વૃદ્ધ, સ્ત્રી કે પુરુષ દરેકે ગોખી રાખવા જોગ છે

પ્રિય વાચક ! આપણ સર્વ જાણીએ છીએ કે એમનું પ્રથમ વચન એ છે કે, સ્વરાજ મેળવવા સ્વદેશીનું પાલન કરવું, ચારિત્રને શુદ્ધ રાખવું, સાદાઇને સદા ચહાવી, પ્રમાણીકપણાને હંમેશાં વળગી રહેવું, જેવું બોલવું તેવું હમેશાં વર્તન રાખવું, ભારતના સંતાનો તરીકે એક બીજા ઉપર મમતા રાખવી, તેમનાં સુખ દુઃખમાં ભાગ લેવો, ઘણી ભલી જીંદગી ગુજારવી, અને ઇશ્વરની આજ્ઞાનુસાર માતૃભુમિની સેવા કરવા તત્પર થવું. આવા એક મહાન નર ને દેશહિતકારી પુરુષનાં વચનો દરેક સ્ત્રી અને પુરુષે પોતાનાં જીવનમાં ઉતારી તે પ્રમાણે વર્તન રાખવું જોઇએ.

આ સત્યતાના સાથીનાં જીવનમાંથી વિચારવા જેવું અને આપણામાં ઉતારવા જેવું ઘણુ મળી આવે છે. મ. ગાંધીજીને મનથી ગરીબ અને તવંગર વચ્ચે, નાનાં અને મોટાં વચ્ચે શિક્ષિત વર્ગ અને અશિક્ષિત વર્ગ વચ્ચે, પછાત વિચારવાળાં અને આગળ વધેલાં વિચારવાળાં વચ્ચે, ગામડાનાં કે શહેરોના લોકોની વચ્ચે કે કોમ કોમની વચ્ચે ભેદભાવ નથી ને સરકાર વચ્ચે તેઓ એક સાંકળ સમાન છે. તેઓ મનુષ્ય જાતિને દિવ્ય માર્ગે દોરવે છે.

આપણા દેશની પ્રજા માટે, ખાસ કરીને આપણા સ્ત્રીવર્ગો માટે એમણે જે જે કર્યું છે તેનો અહીંયા હીસાબ કાઢી શકાય તેમ નથી. આવા ઉપકારનો બદલો આપણે કોઇ બી દિવસે વાળી શકીશું નહિ. પણ, પ્રિય બહેનો ! તેમનાં કહેલા એ બોલ તથા તેમના આદર્શો સમજીને તે પ્રમાણે આપણ સર્વ બહેનો વર્તન રાખીએ અને આપણ પોત પોતાની શક્તિ પ્રમાણે દેશની સેવા કરીએ તો એમનું જીવન આપણે કાંઇક અંશે સમજી શકયા છીએ એમ ગણાશે. હાલ આપણો દેશ દુર્દશામાં આવી પડયો છે. તેને ઉદ્ધારવાનાં પ્રયત્નમાં આપણે મદદ આપીએનો જરૂરજ મોટાં નર્મમાં દેશ-

ની સ્થિતિમાં ફરક પડયા વિના રહેશે નહિ.

પ્રિય બહેનો! તમો ધારતાં હશો કે મુંબઈ જેવાં શહેરની સ્થિતિ જોઇને આખા હિન્દુસ્તાનની સ્થિતિનું તોલ કરવાનું નથી. કારણકે શહેરોમાં વસેલા લોકોની હાલત પરથી ગરગામડેનાં લોકોનો ખ્યાલ બાંધવો એ ખોટે માર્ગે દોરવનારૂછે. અહીંઆ આપણને ખાસ કરીને ધ્યાન આપવાનું છે કે શહેર અને ગામડાની સ્ત્રીઓની હાલતમાં બહુજ ફરક છે. તમારે પોતાની ગામડામાં વસતી બહેનપણીઓને ભૂલી ન જવું, પણ તેમની સ્થિતિ સુધારવા દરેક સ્ત્રીએ પોતાનો બનતો પ્રયત્ન કરવો. તોજ આપણે મ. ગાંધીજીનો આદર્શ સમજી તેને પોતાનાં વર્તનમાં મુકેલો ગણાશે.

જે મારી બહેનપણીઓથી પરગામમાં મદદ થઈ શકતી હોય તેઓએ મુંબઈ શહેરમાં ઉપયોગી થવાનાં અસંખ્ય સાધનો છે તે સાધનો મારફતે ઉપયોગી થવું. સ્ત્રીને છાજતી રીતે જૂદી જૂદી સંસ્થાઓમાં જોડાઇ તેઓ તરફ દયા, વહાલ અને નમ્રતા સાથે તેઓએ પોતાથી ઓછું જ્ઞાન ધરાવનારને જ્ઞાન આપવું. તેઓની જીંદગીનાં સાધનો ઓછાં હોય તો તેમને તે જરૂરીઆતો પૂરી પાડવી.

મ.ગાંધીજી સ્ત્રીઓની ઉન્નતિ માટે સ્ત્રી કેળવણીને વધુ અગત્યતા આપેછે. જો સ્ત્રીઓમાં કેળવણી હોય તો તેઓ આ કળાયુગમાં પોતાનાં શિયળનું રક્ષણ કરી શકે. તે કેળવણી આપવા માટે ઘણી મોટી ડીગ્રીઓ મેળવવાની જરૂર નથી, પણ ફક્ત પોતાનાં શિયળનું રક્ષણ કરી શકે, બાળકનો ઉદ્ધાર કરી શકે, તથા સ્વાશ્રયી થતાં શીખે એવાં શુદ્ધ ચારિત્રવાળાં બનાવવાનીજ જરૂરછે. જ્યારે હિન્દુસ્તાનમાં વીર નરો અને વીરાંગનાઓ પેદા થશે ત્યારે આપણે સ્વાશ્રયી બની શકીશું. આપણા દેશમાં જે વસ્ત્રની મોટી ખોટ છે તે ખોટ આપણે હાથે જાતે વસ્ત્રો બનાવી પૂરી કરી શકીએ. આપણી જાતેજ બનાવેલાં વસ્ત્રો વાપરીશું તો નક્કી આપણે આપણાં દેશને થોડા વખતમાંજ સુખી કરીશું, ને હિન્દુસ્તાનમાંથી જે કરોડો રૂપીઆ જાયછે તે જવા બચી શકશે.

મ. ગાંધીજી આપણ સર્વ બહેનો પાસે માગણી કરી રહ્યા છે કે દેશને માટે કાર્ય કરવા અને સ્વભોગ આપવા બહેનોને તૈયાર થવાની ઘણી જરૂર છે.

૧. ગરીબ વર્ગમાં ફરી અન્નવસ્ત્રનાં સાંસા હોય ત્યાં રેંટીયો દાખલ કરી ભૂખમરો ટાળી તેમને સ્વાશ્રયી બનાવવાં.

૨. જ્યાં ગલીચી, ગંદકી અને રોગીષ્ટ ગૃહો હોય અને જ્યાં સ્ત્રી તથા બાળકો દુઃખથી રીબાતાં હોય તેમને માટે સ્વચ્છતાનાં આરોગ્યનાં અને વિશુદ્ધ જીવન ગાળવાનાં સાધનો કરી આપી તેમને તેમની હાલતનું-રહેણી કરણીનું-ભાન કરાવવું,

૩. આપણા ઉદ્ધારનો આધાર સ્ત્રીઓની ઉન્નતિ પર રહેલો છે. આપણી સ્ત્રીઓ પુરૂષો સાથે દરેક કાર્યમાં ભાગ લેતી તથા તેમની સાથે વાદવિવાદ કરતી થાય તથા પુરૂષોનાં ઉદ્દગારો સમજતી થાય, બહારની ઉપાધીઓને પોતીકાં જ્ઞાનથી સમજી તેમાં ભાગ લેતી થાય, ત્યારેજ આપણા દેશનો ઉદ્ધાર થશે એવું એવણ સમજે છે.

૪. જ્યાં જ્યાં જ્ઞાન પ્રચારની જરૂર ને અભિલાષ હોય ત્યાં જ્ઞાન પ્રચાર અર્થે જરૂરી સાધનો પૂરાં પાડવાં સ્ત્રીઓએ જાતિ પ્રયાસ કરવો જોઇએ.

૫. સ્વરાજનું અથવા તો સ્વદેશનું કામ ખાલી મોઢેથી બોલ્યા કરવાથી, મોટાં મોટાં વ્યાખ્યાનો આપવાથી કે મોટા મોટા લેખો લખવાથી થતું નથી. પણ દરેક દીશાએ જ્યારે કાર્યનો પ્રભાવ આપણે લોકો ઉપર

નાંખીશું, લોકોને કાર્ય કરતાં બનાવીશું, અને લોકનાં વર્તનમાં આ ઉપલું કાર્ય ઉતારીશું ત્યારેજ આપણે એમણે જે પ્રતિજ્ઞા કરેલી છે તે અમલમાં મૂકેલી ગણાશે.

બહેનોને મારી નમ્ર વિનંતી છે કે આપણું જીવન આદર્શમય બનાવવા જીવનનાં સઘળા આદર્શો ઉપર સત્યની છાપ આપવાની જરૂર છે, અને હરકોઇ કાર્ય પ્રસંગે અસત્ય બોલવું ચાલવું થઇ ગયું છે તે દુર કરવું જોઇએ અને જીવન સત્યમય બનાવવું જોઈએ.

આજે આપણે સર્વ બહેનો સાથે મળી પ્રભુની પ્રાર્થના કરીશું કે આપણાં મ. ગાંધીજીનાં દિર્ઘાયુષ્ય કરો. આપણાં એ સુપ્રખ્યાત દેશભક્ત મ. ગાંધીજીનાં દરેક કાર્યમાં આપણે ફત્તેહ ઇચ્છીશું. તથાસ્તુ

---

## એક ગાંધી



હતા એક ગાંધી, તથાપિ ય ગાંધી,
ધ્રુજે ના, ધ્રુજાવે ધરા એક ગાંધી;
થયાં ગાંધી ગાંધી, બધા ગાંધી ગાંધી,
બજાવે રૂડી બંસરી ત્યાં ય ગાંધી.
ગાંધીની બંસીના સુર ખેંચાતા અતિ તાલથી,
ઝણુણ્યાં દિલ " ગાંધી " ત્યાં, જાણે શુરા મહારથી !
ગાજ્યા સહુ સાથ પ્રચંડ નાદે,
દિગન્ત ગાજે અતિ ગર્જનાએ;
ઉર્મિ સપાટે સરખાં ઉછાળ્યાં,
દીસે સપાટી ભરતી ય આવી.
સમયનાં સપાટામાં લીલા ફરી સલીલની
ઉછળ્યાં પળમાં ઉર્મિ ! પળમાં વારિ ક્યાં ગયાં !
નાચે મણિધર યથા સ્વર બંસી છુટે
શાંતિ ભુજંગ ભજતો સ્વર બંસી ત્રૂટે
નાચ્યા હતા ત્યમ સુણી સ્વર બંસરીના
સુતા સુખે સહુ શુરા સુર બંસીહીણા.
ગાજવું, નાચવું રંગે, અંગે રંગ ઘડી ચઢ્યો !
ભાગવું, નાસવું ત્યાં છે, વિખેરાવું ઘડી જતાં !
× × ×
રહ્યા એક ગાંધી, તથાપિ ય ગાંધી.
ડરે ના, ધપાવે ભલે એક ગાંધી,
ધરે કામ ગાંધી, કરે એક ગાંધી,
બજાવે સુરી બંસરી એક ગાંધી.

પુરૂષોત્તમ એચ. લોજાણી

# આમંત્રણ.

લેખક:
શ્રીયુત દીનેન.

સાબરતીરે પોકારે મોહન ભારત ઉજાળીએ,
ચાલો ચાલો મળી સહુ બ્હેન માતને દીપાવીએ–

સાખી : વૃન્દા વનની કુંજમાં, કાન જુએ છે વાટ;
દોડે ગોપી બાવરી, છોડી છપ્પરખાટ.

એની એવી અનેરી પ્રીત પરવશ સુહાવીએ,
એની સુંદર સોહામણી શીર્ષ પુષ્પે વધાવીએ–સાબરતીરે૦

સાખી : ટચલી આંગળીએ સખી, પ્હાડ ઉપાડે કાન;
લાકડી ધીસે ઓડવી, ગોપી માને માન

આવા ફરી ફરી નહિ મળે દાવ આપણે ઉજાળીએ,
ચૂકી, આવા અનુપમ લ્હાવ આપણે લજાઈએ–સાબરતીરે૦

સાખી : માયા મદિરા સ્વાર્થની, મોહ કટુતા બાળ;
ધર્મપાઠ જો શીખવે, બાંધ નીતિની પાળ.

મીઠા મોહક એ બંસીના સુર આપણે ઉપાડીએ,
ઝીલી, હૈડે ઉતારી એ સુર ભારત ગજાવીએ–સાબરતીરે૦

સાખી : બાર વરસ વનવન ફર્યાં, એક વચનને કાજ;
સીતા સાથે સંચરે, એક ધર્મને કાજ.

એમ ધર્મે પાથરશું આજ ભારત ઉજાળીએ,
આલો વાગે વેગે વીર–હાક માતને દીપાવીએ–સાબરતીરે૦



# દેરાણી ને જેઠાણી.

લેખકઃ રા. બા હરગોવિંદદાસ દ્વા. કાંટાવાળા.
ચિત્રકારઃ શ્રીયુત રમણલાલ દેસાઇ.



રૂપવતી ને ગુણવતી બંને દેરાણી જેઠાણી થતાં હતાં. પીયર તરફથી પણ તેઓ નજીકનાં સગાં હતાં. બંનેને અમદાવાદ પરણાવ્યાં હતાં. રૂપવતીનો વર મુંબઇની એક સાહેબ લોકની પેઢીમાં રૂ. ૫૦૦) ના પગારથી નોકરી કરતો હતો અને ગુણવતીના વરે અમદાવાદમાં કારખાનું કાઢેલું હતું તેમાંથી તેને સારી કમાઇ થતી હતી. ગુણવતીએ એકવાર ઘણો આગ્રહ કરીને પોતાની દેરાણીને થોડા દહાડા માટે અમદાવાદ બોલાવી, કેમકે મુંબઇ ગયા પછી ઘણા વર્ષથી પોતાનાં વતનમાં તે આવીજ નહોતી; તેથી બંનેને મળ્યે ઘણો લાંબો વખત થયો હતો. ગુણવતીનો સ્વભાવ ઘણો માયાળુ હતો.

રૂપવતી પોતાનાં બાળબચ્ચાં લઇ અમદાવાદ આવી. તેનાં જેઠ જેઠાણી સ્ટેશને તેને તેડવા સારૂં આવ્યાં હતાં. તેઓ તેને બહુ વહાલથી મળ્યાં ભેટ્યાં, અને ગાડીઓમાં બેસાડી સૌને પોતાને ઘેર લઇ ગયાં. ઘર બાપદાદાના વખતનું એટલે જુની ઢબની હવેલી જેવું હતું, અને તે મોટા પુત્ર દેવીદાસને ભાગ આવ્યું હતું. જેમ મકાન જુની ઢબનું હતું, તેમ તેમાંનો સરસામાન પણ જૂની ઢબનો અને વહિવટ પણ જૂની ઢબેજ ચાલતો હતો, તે જોઇ રૂપવતીએ મોં મચકોડ્યું, અને તેનાં છોકરાં પણ નારાજ થયાં. ઘરમાં પેસતાંજ છોકરાં તો ગાભરાં મંડી પડ્યાં, કેમકે તેમને ચા, બિસકિટ, કેક વગેરે લેવાની ટેવ પડી હતી, તેમ તેઓ દહાડામાં ત્રણ ચાર વખત ચા પીતાં. ગુણવતીને ત્યાં ચા પીવાનો રિવાજ નહોતો. તે સવારમાં પોતાનાં છોકરાંને ગરમ કરેલું દુધ ને પુરી કે ખાખરા ( શેકેલી રોટલી ) આપતી તેથી તેને તુરત બજારમાંથી ચાનો ડબ્બો ને બિસકીટનો દાબડો મગાવવો પડ્યો. રસોઇયાને મહાવરો ન હોવાથી ચા સારી ન થઇ તેથી તે છોકરાંને પસંદ ન પડી. ખાવામાં પણ અમદાવાદી જમણ તેમને ગમ્યું નહિ. છોકરા છોકરીઓ વિલાયતી ઢબનાં કપડાં લત્તાં પહેરતાં. સર્વને બૂટ ને મોજાં તો જોઇએજ અને તે પણ કીમતી ને વિલાયતીજ ગમે. ઢીંચણ સુધી આવે એવું, ને ગેલીસ સાથેનું ઉંચું પાટલુન, ને માથે વિલાયતી ટોપી. છોકરીઓ ફરાક વગેરે પહેરે. ગુણવતીનાં છોકરાનો પોષાક દેશી ઢબનો જોઇ રૂપવતીનાં છોકરાં હસવા ને મશ્કરીઓ કરવા લાગ્યાં. દેશી પોષાક અને તે પણ ખાદીનો! ગુણવતી ને દેવીદાસ પણ ખાદીનાંજ કપડાં વાપરે.

બે ત્રણ દહાડા વીત્યા પછી રૂપવતી ને ગુણવતી ઉનાળાના દિવસને લીધે અગાશીમાં બેસી વાતે વળગ્યાં. રૂપવતી બોલી, ભાભીજી! તમને એક બે વાત કહેવાનું મને મન થાય છે. તમે રજા આપો તો તે કહું. ગુણવતીએ કહ્યું, ખુશી ખાતર કહેશો. મને પણ

તમને કંઇ કહેવાનો વિચાર થતો હતો. આપણે ખુલ્લા દિલથી વાતચિત કરાશું, તેથી એક બીજાના વિચાર રહેણી કરણી વગેરે સમજાશે.

રૂપવતી બોલી, મોટાં બ્હેન, તમારા દિયરજીના કહેવાથી જણાય છે કે મોટાભાઇની કમાઇ ઘણી સારી છે. બંને ભાઇઓએ અંગ્રેજી ઉંચી કેળવણી લીધી છે, અને આપણે પણ સારો અભ્યાસ કરેલો છે, તે છતાં તમારી રહેણી કરણી કેવળ જૂની ઢબનીજ ચાલુ રહી છે એ જોઇ મને અજાયબી લાગે છે! પૈસા કમાઇ કમાઇને ભેગા કરવા ને સુખ ન માણવું એ અયોગ્ય છે. કાળના વહેવા સાથે, પરિસ્થિતિ બદલાવા સાથે આપણે જૂના રિવાજનેજ વળગી રહીએ તે મને તો અઘટિત લાગે છે; પણ તમે મોટાં ને સમજુ છો, તેથી નાને મોઢે મોટી વાત કરતાં મને શરમ આવે છે.

ગુણવતીએ ઉત્તર આપ્યો કે, બ્હેન, તમે કહો છો તે એક રીતે ઠીક છે, પરતુ સુખ-ખરૂં શેમાં છે, તે પ્રથમ સમજવાની જરૂર છે, જૂના વિચારને રીતરિવાજ ખોટા છે કે કેમ તે સમજવું જોઇએ, પાશ્ચાત્ય રીતભાતની આંધળી નકલ કરવામાં સુખ છે કે કેમ તે વિચારવું જોઇએ, આપણી પૂર્વની સંસ્કૃતિ કેવી હતી તે તપાસવું જોઇએ, ખરૂં સુખ ખાવાપીવામાં ને મોજમજાહમાંજ છે કે કેમ એનો નિર્ણય કરવો આવશ્યક છે. તમારા જેઠ મને વારે વારે કહે છે કે ભાઇ દામોદરદાસને સારો પગાર મળે છે, તે છતાં તેમનું ખર્ચ એટલું ઉડાઉ છે, કે તેઓ ભવિષ્યને માટે ભાગ્યેજ કંઇ બચાવી શકે છે. બે ત્રણ દિવસના અનુભવથીજ તમારા જેઠનું કહેવું વાજબી છે એમ મને લાગે છે.

રૂપવતીએ કહ્યું, પણ મોટાં બહેન, તમે તો તરછટ ઋષિ મુનિઓના જેવી ઢબ પકડી છે. મહાત્મા ગાંધીજીનો તમને પવન લાગેલો જણાય છે. ખાદીનાં જાડાં કપડાં તે રહ્યાં કેમ પહેરાય ? જાડાં, ભારેને ખરબચડાં જેમ પહેરી ન શકાય, તેમ તે બેડોળ પણ દેખાય. મોટાભાઇએ મીલ કાઢી છે તેથી તમે રેંટીયો કાતવાનું પકડયું હશે ! રડી ચા સરખીને પણ તમે નાત બહાર કરી નાખી છે તો પછી સોડા લેમોનેડ, આઇસક્રીમ, પાઉં બિસકિટની તો વાતજ શી કરવી ?

ગુણવતી મંદ હાસ્ય કરીને બોલી, બહેન જે સુખ સાદાઇમાં છે તે ઠાઠમાઠમાં નથી હોતું. મહાત્મા ગાંધીજીએ જે માર્ગ સૂચવ્યો છે તેજ ખરોને જરૂરનો છે. આપણે બેસી રહીને એવાં નબળાં પડી ગયાં છીએ, કે આપણામાં ખાદીનાં કપડાં પહેરવા ઉચકવા જેટલી પણ શક્તિ રહી નથી ! રસોઇઆ રાંધે, ચાકર નોકર કામકાજ કરે, દળવા ખાંડવાનું ને પાણી વહી લાવવાનું નીકળી ગયું, દેવદર્શને પણ પગે ચાલીને જવાય નહિ. જેમની નકલ કરીએ છીએ તે મડમો ઘરના કામકાજમાં સામેલ રહે છે, એટલુંજ નહિ, પણ તે મરદોની સાથે રમત ગમતમાં સામેલ થાય છે, વખતે ઘોડે બેસી શિકારે જાય છે કે પાંચ દશ ગાઉ ચાલી આવે છે, એમાનું આપણે કશુંએ કરતા નથી. તેઓ ચાકર રસોઇઆના કામકાજ ઉપર જબરી દેખરેખ રાખેછે, ને ઘરનો હિસાબ પણ રાખે છે. એમાનું આપણે શું કરીએ છીએ ? છેક બેઠાંખાઉ થઇ જઇ " ખાટલેથી પાટલે ને પાટલેથી ખાટલે " વાસ કરીએ છીએ, ચા આદિનું પાણી પી પીને ઉલટું શરીર બગાડીએ છીએ. ઘેર સારૂં સારૂં ને તળ્યું તાળ્યું ખાવાનું ન કરવાથી મરદો વીશીઓમાં જઇ ખાવા પીવાનું ઉડાવેછે, અને તેથી તેઓ પણ નાકૌવત બને છે, ને વધારે ખર્ચમાં ઉતરેછે. મને લાગે છે કે

તમને એકલા આ પાછળજ રૂ. ૩૦૦ ઉપર વર્ષે દહાડે ખર્ચવા પડતા હશે. એટલે એક ગરીબ કુટુંબના વાર્ષિક નિભાવ જેટલું તો આ પાછળ ખર્ચ ! તમારૂં, તમારા છોકરાનું ને મારા દિયરજીનું શરીર જોઈ મને ખેદ થાય છે. આવી રહેણી કરણીને તમે સુખ માનતાં હો, તો ભલે માનો; મને તો તે પસંદ નથી.

ખાદીનાં લુગડાં પહેરી ન શકાય એવાં તમે સૌ નાજુક બની ગયાં છો. નાનપણમાં આપણે મશરૂની ઘાઘરીઓને કિનખાબની બંડીઓ પહેરતાં તે તમે ભૂલી ગયાં ? તેમના કરતાં ખાદી તો ઉલટી હલકી છે. આપણી માતાઓ જાડા સાલ્લા પહેરતી, પિતાઓ જાડાં ધોતીઆં વાપરતા તે તમે કદાચ ભૂલી ગયાં હશો. ડોળ બેડોળનો સવાલ તે વારે કોઇ કરતું નહોતું. કોઇને ડોળની ઇચ્છા હોયતો તે ખાદી ઉપર કસબનું ભરત ભરાવે અને તેને સારે રંગે રંગાવે. ઉનાળાના સખ્ત તાપમાં છોકરાં બૂટ પાટલુન ને મોજાં પહેરે તેથી પસીનાના ઝેબ વળે છે તે તો તમે નજરે જુઓ છો. તાપમાં પણ કાશ્મીર કે બનાતના ડગલા વાપરવા તે ખાદી કરતાં વધારે ભારે અને તાપને લીધે ઉલટા દુઃખદાયક થઇ પડે છે. દિયરજી થોડી મુદત પર અત્રે આવ્યા હતા. તેમણે કાશ્મીરનો કોટ ને તે ઉપર વળી જાડો ઝબ્બો ( ઓવર કોટ ) ટાઢ ન છતાં પહેરેલો હતો, તે જોઇ મને હસવું આવ્યું. ખાદી એ કરતાં ઘણી હલકી હોય છે.

રૂપવતી—બહેન, તમે તો તકરાર કરવામાં જબરાં છો, તેથી તમને મારાથી પહોંચી નહિ શકાય, પણ મુંબઇ જેવી અલબેલી નગરીમાં તો એવાં કપડાં ન શોભે સેંકડો રૂપીઆની બારીક ને ઉડીને આંખે બાઝે એવી સાડીઓ પહેરનાર શેઠાણીઓને ખાદીની સાડીઓ કેમ ગમે.

ગુણવંતી—વાત ખરી છે, પરંતુ મુંબાઇમાં હાલ ખાદી વાપરનારની સંખ્યા કેટલી વધી પડી છે તે તમે જાણતાં નહિ હશો. શ્રીમંતોની વાદે ઓછી કમાઇવાળાં તણાય છે, ને ખરાબ થાય છે, તે તમે તપાસ્યું નહિ હશે. બારીક સાડીઓનો તમને મોહ છે, તો તેવી સાડીઓ કાશી વગેરે સ્થળોએ બને છે તે વધારે કીમતી દેખાવડી ને ટકાઉ હોય આખરે તેના કસબમાંથી થોડું વળતર પણ થાય છે, પરંતુ તમારી સાડીઓનો એવો રંગ હોય છે કે તે એક બે વાર પહેર્યાં પછી કે ધોયા પછી ખરાબ થાય છે ને કંઇ પણ વળતર આવતી નથી. આપણે ત્યાં ઢાકા તરફ પૂર્વે સુતરેલ એવું બારીક કામ થતું કે તે સંચાઓની મદદથી પણ યુરોપ અમેરિકાના લોક કરી શકતા નથી. ઢાકાના મલમલની સાડી તો આપણી મુઠીમાં સમાઇ રહે એવી બારીક થતી, તેના મોં આગળ તમારી વિદેશી સાડીઓ પાણી ભરે. તે તરફની બૈરીઓ ભોંયરામાં બારીક સુતર કાંતતી, ને તેનાં અતિ ઝીણાં કપડાં શાળ ઉપર મરદો વણતા, તે કાપડ યુરોપખંડની બાદશાહજાદીઓ મોં માગ્યું મૂલ આપીને ખરીદતી અને તેથી પુષ્કળ દ્રવ્ય આપણે ત્યાં તણાઇ આવતું. વિદેશીઓના ત્રાસથી એ ઉદ્યમ બંધ પડી ગયો, અને બીજું જે કાપડ રંગીન કે ભાતદાર થતું તે પણ વિદેશી સંચામાં થતું કાપડ આવવાથી બંધ પડી ગયું, અને તેથી ગરીબ લોકોની કમાઇ ઘટી ગઇ, તેનો તમને ખ્યાલ પણ આવતો નહિ હોય. હજુ દક્ષિણી સ્ત્રીઓ નાગપુરી કે બરાનપુરી સાડીઓ ચોળીઓ વાપરે છે, પણ ગુજરાતી સ્ત્રીઓ એવી જાતનું કાપડ જે અમદાવાદ, ધોળકા, ખંભાત, વસો, જામનગર, પોરબંદર, અમરેલી વગેરે સ્થળે થતું તે વાપરતી બંધ પડી, તેથી

તે ઉદ્યોગ લગભગ નાશ પામ્યો. ઘણા ખરા પુરૂષોને પણ પરદેશી કાપડનો નાદ લાગ્યો. વણકરોને બારીક કામ કરનારા કારીગરો હડતાવા લાગ્યા. પહેલાં ઘેર ઘેર રેંટીઆ ચાલતા. ગરીબને તવંગર સૌની બૈરીઓ કાંતવામાં નાનમ સમજતી નહિ. હાલ તો આપણાં બૈરાંને હાથમાં પૂણી ઝાલતાં પણ આવડતી નથી! તમે મને રેંટીયો કાંતવાની બાબતમાં તાણો માર્યો, પણ તેનાં લાભાલાભનો વિચાર ન કર્યો. કેવળ લાભની ખાતર નહિ, પણ કસરતની ખાતરને ગરીબોને દાખલો આપવાની ખાતર હું એ કામ રોજ કરૂં છું. તમારે ત્યાં લેડી પીટીટ જેવી શ્રીમંત બાનું રેંટીઓ કાંતે તે શા માટે?

રૂપવતી—બહેન તમારૂ કહેવું મને વાજબી લાગે છે, આજ સુધી મેં એવી બાબતનો વિચારજ નહોતો કર્યો. મુંબાઇમાં વાણિયણો પારસેણોની અને પારસણો મડમોની નકલ કરે છે, તેથી હું પણ અંજાઇ ગઇ હતી.

ગુણવતી—તમને મારૂં કહેવું વાજબી લાગ્યું સાંભળીને મને ઘણો આનંદ થયો. આંધળી નકલ કરવા જતાં આપણને કેટલું ખમવું પડે છે, તેનો વિચાર કરવો જોઇએ. તમે તમારાં કાપડનું, શીવડામણ અને ધોવા ણનું ખર્ચ તપાસી જોજો, ને તે આ[illegible] ખાદીનો લાભ સરખાવી જોજો તમ[illegible] હજી છોકરાં છૈયાંને ઉછેરવાનાં, કેળવ[illegible]નાં, અને પરણાવા પરનાવવાનાં બાકી, [illegible] તે પાછળ કેટલું ખર્ચ થશે, અને તે કેમ પૂરૂં પાડી શકાશે, તેનો વિચાર ત[illegible] કે દિયેરજીએ ભાએજ કર્યો હશે. આપણે [illegible]માની લીધેલું સુખ ભોગવવાથી આપણે જગતમાં જન્મીને આપણું કર્તવ્ય પુર્ણ [illegible]યું એમ ઠરતું નથી, અથવા આપણું ખરૂ[illegible] કર્તવ્ય શું છે તેનો આપણે લક્ષપૂર્વક વિ[illegible] કર્યો નથી. પોતાનું પેટ તો પશુ પક્ષીઓ[illegible] ભરી જાણે છે.

મનુષ્ય તરીકે આપણે ધર્મ અને નીતિ સમજી શકીએ છીએ, જગતના કર્તા મહા પ્રભુ વિષે વિચાર કરીએ છીએ. ગરીબ ગુરબાંને અન્નાદિ આપવાની અથવા બીજાં મનુષ્યો અને પ્રાણીઓ પ્રત્યે દયા રાખવાની ને તેમને મદત કરવાની આપણી ફરજ છે. આપણા દેશી ભાઇઓમાં લાખોને કરોડો લોકો ભૂખે મરે છે કે એક ટંક પણ પૂરૂં ખાવા પામતા નથી. તે સર્વનું આપણે ભરણપોષણ ન કરી શકીએ, પરંતુ તેઓ ભરણ પોષણ મેળવવાને શક્તિમાન થાય, તેટલા પૂરતાં આપણે તેમને આશ્રય આપી શકીએ. આપણા લોકોના ઘણાખરા ઉદ્યોગ હુન્નર નષ્ટ થયા છે, કેમકે આપણે પરદેશી પદાર્થોથી મોહી જઇને તેમને ઉત્તેજન આપતાં બંધ પડયાં છીએ. એકલું કાપડ લઇએ તો તે દ્વારા હિંદુસ્તાનમાંથી સાઠ કરોડ કરતાં વધારે નાણાં પરદેશ ચાલ્યાં જાય છે. આપણા લોકો કાંતતા વણતા થાય, તો એટલાં નાણાં બચે, અને ગરીબોનો ઉદ્યોગ ચાલે. આપણે જેમ રાજકીય બાબતોમાં પરવશ છીએ, તેમ આર્થિક બાબતોમાં પણ જબરૂં પરતંત્રપણું ભોગવીએ છીએ. આપણો દેશ એવો છે કે જેમાં સર્વ વસ્તુઓ મળી આવે છે, તે છતાં આટલી બધી ગરીબાઇ કેમ વધી પડી છે તેનો વિચાર દરેક જણે કરવો ઘટે છે. આપણો ઘર વાખરો તપાસો, આપણાં ઓજાર હથિયાર જુઓ, આપણાં કપડાં લત્તાં નિહાળો, આપણાં ખાનપાન તરફ નજર કરો, મતલબ કે હાલ તો આપણે ઘણી ખરી વસ્તુઓ માટે પરદેશ પરજ આધાર રાખવો પડે છે, તેથી આપણું દ્રવ્ય દેશાવર તણાઇ જાય છે, અને આપણા કારીગર વગેરે પેટ ભરવા માટે પણ વલખાં મારીં કરે છે, તેમને માટે આપણે શું! કરીએ છીએ?

રૂપવતી—તેમને માટે આપણે શું કરી શકવાનાં હતાં ? તેઓ આપણને પસંદ પડે એવો માલ ન બનાવે, તો આપણે તે કેમ લઇ શકીએ, અગર તેમનો માલ ખરાબ કે મોંઘો હોય, તો પણ લોકો તે લે નહિ. મનુષ્ય માત્ર સસ્તું ને સારૂં ખોળનાર જોવામાં આવે છે.

ગુણવતી—તેઓ પૂર્વે સારો માલ બનાવતા તે કેમ બંધ પડયા તે તપાસવાનું રહે છે. સારો ને સસ્તો માલ કોને કહેવો એ પણ એક પ્રશ્ન છે. પોતાનું બાળક કદરૂપું હોય, તો પણ માતપિતા તેને ચહાય છે; તેમ કદાચ આપણા દેશનો માલ ઉતરતો કે મોંઘો હોય, તોપણ તેને પસંદ કરવો જોઇએ. આપણા દેશમાં થતા માલને ઉત્તેજન મળતું રહે, તો તેમાં સુધારો થાય અને ઘણો બનાવવા જતાં તે સસ્તો પણ પડે. બડાઇને માટે નહિ, પણ વાત નીકળી ત્યારે હું તમને જણાવીશ કે ામારા જેઠ દર મહીને રૂ. ૨૦૦ કાંતવા વણવના કામ માટે, રૂ. ૧૦૦ બીજી કારીગરીને ઉત્તેજન અર્થે, અને રૂ. ૨૦૦ રાષ્ટ્રીય કેળવણીના કામમાં આપે છે, બીજા ઘણા રૂપીઆ ધર્માદા ખર્ચે છે. હું તમને થોડાક દાખલા આપી જણાવવા માગું છું, કે આપણે કેટલુંક ખર્ચ બિન જરૂરી કરીને પરદેશીઓને ખટવીએ છીએ. કદી કલમ ઘડવાના કે તેવા બારીક કામ માટે ચાકુની જરૂર પડે, પણ શાક મોળવા માટે ચાકુ શા માટે જોઇએ ? તેને ઠેકાણે છરી ન વાપરી શકાય ? છરીઓ બે ત્રણ આને મળે છે, તે વર્ષો સુધી ચાલે છે, ત્યારે ચાકુના આઠ આના કે રૂપીઓ બેસે છે. તેમના હાથા આપણે હાથીદાંતના સમજીએ છીએ, પરંતુ તે હાડકાંના હોય છે, તે છતાં તેમને આપણે રસોડામાં ને દેવમંદિરમાં દાખલ કરી દઇએ છીએ ! પૈસો કાપી નાખે એવી પાણીદાર



રૂપવતી અને તેનાં બાળકો.

છરીઓ ને ચાકુઓ આપણા દેશમાં હજી થાય છે. મુંબઇમાંજ જે દેશી માલના ભંડાર ખોલવામાં આવ્યા છે, તેમાં દેશી ચીજો ઘણી મળી આવે છે. ઘાસલે[illegible] ભયંકર આંખો બિગાડનાર અને બીજી રીતે નુકસાન કરતા છતાં તે ઘેર ઘેર ઘુસ્યાં છે, તે વગર શું ન ચાલે ? બીજુ ખર્ચ પરંતુ ચરબી આવે છે.

તે વાપરવી બંધ કરીએ કે તેમને ઠેકાણે દેશી મીણબત્તીઓ વાપરીએ તો કેમ ? ધર્મની દ્રષ્ટિએ તો પરદેશી સાબુ પણ ન વાપરી શકાય, છતાં તમારાં છોકરાં જ્યારે જ્યારે મોં ધોવું હોય, ત્યારે ત્યારે તેમ નહાતી કે હજામત કરાવતી વખતે તેનો ઉપયોગ કરે છે. જરૂર જ હોય તો દેશી શુદ્ધ સાબુઓ



ગુણવતી અને તેનાં બાળકો.

ઘણાએ મળે છે તે શા માટે ન વાપરે ? ખાંડમાં હાડકાંનો ઉપયોગ થાય છે તે તમે જાણતાં હશો પહેલાં આપણા દેશમાં એટલી ખાંડ પેદા થતી હતી કે તે આપણે પરદેશ ચઢાવી શકતા હતા તેને બદલે આપણે પરદેશી ખાંડ ઉપર ઘણો ખરો આધાર રાખવો પડે છે. કેટલાક બેરાંએ જેમ વિદેશી ખાંડ ન વાપરવાનો ઠરાવ કર્યો છે, તેમ આપણે પણ કરી શકીએ.

રૂપવતી—બહેન, તમારું કહેવું અક્ષરેશ મને ખરું લાગે છે. મેં મોઢાએ એ બાબતમાં આજ સુધી કંઇ પણ વિચાર નહોતો કર્યો, તેમ તમારા દિયરનું તો તે તરફ લક્ષજ નથી;

શેઠ દેવીદાસ હમેશ કરતાં મીલમાંથી વહેલા ઘેર આવ્યા હતા, અને તે ચુપચુપ પોતાના ખંડમાં જઇને બેઠા હતા. તેમનું લક્ષ ગચ્છીમાં દેરાણી જેઠાણી વાતો કરતાં હતાં તે તરફ ગયું. ગચ્છી ઘણી નજીક હોવાથી તેમની વાતો ઘણીખરી તે સાંભળી શકતા હતા. તેમને ઉપયોગી વાતો કરતાં જોઇ શેઠને ઘણો આનંદ થયો. છેવટ તેઓ એકદમ ગચ્છીમાં આવ્યા ને પોતાની સ્ત્રી તરફ નજર કરી હસતે મુખે બોલ્યા, કે મેં તમારી ઘણી ખરી વાતો સાંભળી.

ગુણવતી-તમે કયારના ઘેર આવ્યા છો ? તમારા આવ્યાની અમને બિલકુલ ખબરજ ન પડી. આતો રૂપવંતાં બહેને પ્રથમ વાત ઉપાડી તેથી મને મારા વિચાર તેમને જણાવવાની જરૂર પડી.

દેવીદાસ-તે તો ઠીક થયું; પણ તમારા કથનની રૂપવંતાં બહેનને અસર થવાની નથી. એતો પથ્થર ઉપર પાણી અથવા ધૂળ ઉપર લીંપણ જેવું છે. કદી તેમને કોઇ વાત રૂચશે,

તો ભાઇ દામોદરદાસને તે રૂચનાર નથી; કેમકે તેઓ તો ધોળી ટોપી જોઇતેજ ચીડાઇ જાય છે, અને મહાત્મા ગાંધીને ઘેલા સરખા ગણી તેમને હસી કાઢે છે. મુંબઇની મોહિનીજ એવી છે. મમાદેવીની સત્તા એટલી ભારે છે, કે મુંબઇમાં રહી જે કોઇ કમાય, તે ઘણું કરીને મુંબઇમાંજ પૂરૂં થઇ જાય. દામુંભાઇને સાહેબ લોકો સાથે વ્યવહાર પડયો, એટલે તેમને સાહેબ લોકોની રહેણી કરણી ગમે કે ગ્રહણ કરવી પડે.

રૂપવતી—મોટાભાઇ, તમે કહો છો તે ખરૂં છે, પણ ભાભીજીએ જે જે વાત કરી તે મને ગમી છે, અને હવે મારી આંખો પણ ઉઘડી છે. તેમના ભાષણથી હું તો સડકજ બની ગઇ અને તમે જે ધર્મનાં ને લોકહિતનાં કામમાં પુષ્કળ પૈસા વાપરો છો તે જાણીને હુંતો દિંગ થઇ ગઇ. પાંચસેં રૂપીઆનો પગાર મળતાં છતાં અમે હજી સુધી કંઇ બચાવી શકયાં નથી, તેથી મને ઘણો પસ્તાવો થાય છે. હવે તો હું સર્વ રીતે તમારા ઘરનીજ નકલ કરવાની. તમારા ભાઇ નહિ માને તો હું અનેક રીતે સમજાવીને તેમને ઠેકાણે આણીશ.

દેવીદાસ—જો તમે તેમ કરી શકશો તો મને ઘણો આનંદ થશે; પણ તમને અને તમારા છોકરાંને ખાદી ગમશે નહિ, ચા પાણી વગર ફાવશે નહિ, વિલાયતી ચીજો વગર ઠીક નહિ પડે અને બહુ વર્ષની પડેલી ટેવ છોડાશે નહિ.

રૂપવતી—મોટાભાઇ, હું અહીંજ સર્વ તજી દઉં છું, અને પરદેશી ચીજોનો ત્યાગ કરવા માટે જળ મુકું છું. પાસે બેસીને સાંભળનાર બે મોટાં છોકરાં જેમને કાકીના કથનથી ભારે અસર થઇ હતી તે બોલી ઉઠયાં, કાકાજી, લો આ અમે અમારી ટોપીઓ, કુડતાં, મોજાં ખટ સૌ ફેંકી દઇએ છીએ. મહાત્મા ગાંધીજીની પેઠે તમે તેની હોળી સળગાવો. બા, તું પણ તારાં વિલાયતી કપડાં નાખી દે.

બધાંએ પરદેશી કપડાં લત્તાં ફેંકી દીધાં તેની ખરેખર હોળી સળગાવવામાં આવી, અને કાકાએ સર્વને માટે જાત જાતની ખાદી આણીને તેનાં કપડાં શીવડાવ્યાં. છોકરાંએ ચા પાણી તજી દીધાં, બિસકીટ, કેક વગેરે ખાવાનું બંધ કર્યું. થોડા દહાડા વીત્યા પછી બધાં મુંબઇ ગયાં. દામોદરદાસ સર્વનો પોશાક જોઇ અચંબો પામ્યા. અને તેમને ઠપકો પણ દેવા લાગ્યા, આખરે રૂપવતીના આગ્રહથી તેમણે પણ પોતાની રીતભાત બદલી નાખી, તેથી પૈસાનો બચાવ થવા લાગ્યો, અને સાદા જીવનમાં રહેલું સુખ તે કુંટુંબે અનુભવવા માંડયું.



# કાઠિયાવાડના કંઠસ્થ લોકગીત.

[ ૫ ]

## બેડું મારૂં નંદવાણું.

સંપાદિકા: સૌ. હેમકુંવર કૃષ્ણદાસ સંપત.

સોના ઇંઢાણી રે રૂપલા બેડલું રે,
પાણિડાં ગઇતી તળાવ,
બેડું મારૂં નંદવાણું રે.

ગાય ને ગોધો રે એ બે વઢી પડયાં રે,
વઢીયા બે ગોવાળ,
બેડું મારૂં નંદવાણું રે.

સાંકડી શેરીમાં રે બ્હેની મારૂં સાસરૂં રે,
કેમ કરીને ઘેર જાઇશ,
બેડું મારૂં નંદવાણું રે.

આછા છાયલના રે તાણીશ ઘુંઘટા રે,
લટકે કાઢીશ લાજ;
બેડું મારૂં નંદવાણું રે.

સાંગા માંચીએ બેઠાં રે બ્હેની મારાં સાસુજી રે,
કેમ કરીને ઘેર જાઇશ;
બેડું મારૂં નંદવાણું રે.

ઘોડલો ખેલવતા રે બ્હેની મારા જેઠજી રે,
કેમ કરીને ઘેર જાઇશ;
બેડું મારૂં નંદવાણું રે.

બેટડા ધવરાવતાં રે બ્હેની મ રા જેઠાણીરે,
કેમ કરીને ઘેર; જાઇશ
બેડું મારૂં નંદવાણું રે.

ગેડી દડે રમતા રે બ્હેની મારા દિયરજી રે,
કેમ કરીને ઘેર જાઇશ;
બેડું મારૂં નંદવાણું રે.

× × ×

સામે ઓરડીએ બ્હેની મારા સ્વામીજી રે,
કેમ કરીને ઘેર જાઇશ;
બેડું મારૂં નંદવાણું રે.

ઘર પછવાડે રે લીલો લીમડો રે,
સોટા તોડયા ચાર;
બેડું મારૂં નંદવાણું રે.

પહેલો તે સોટો રે બ્હેની મને સબોડીયો રે,
સાંભર્યાં માને બાપ;
બેડું મારૂં નંદવાણું રે.

બીજો સોટો રે બ્હેની મને સબોડીયો રે;
સાંભર્યાં ભાઇ ભોજાઇ;
બેડું મારૂં નંદવાણું રે.

ત્રીજો સોટો રે બ્હેની મને સબોડીયો રે,
સાંભર્યો સૈયરનો સાથ;
બેડું મારૂં નંદવાણું રે.

ચોથો સોટો રે બ્હેની મને સબોડીયો રે,
જીવ ગયો આકાશ;
બેડું મારૂં નંદવાણું રે.






# એક ભવ્ય પ્રસંગ.

લેખકઃ શ્રીયુત કરસનદાસ જ. ચીતલીઆ

એક દિવસે (તા. ૧૭-૭-૨૧) સાંજનાં પાંચ વાગે એક પ્રતાપી બ્હેનના મકાનમાં ભગિની સમાજના મંત્રી તરફથી કેટલાંક સજ્જનો તેમજ સન્નારીઓને " આપણા સ્ત્રી વર્ગની ઉન્નતિ કેમ સધાય ? " આ વિષય ઉપર ચર્ચા કરવા માટે આમંત્રણ આપવામાં આવેલું.

આ સ્થાન ઉંચાણમાં આવેલું છે. બંગલો બેઠા ઘાટનો છે, અને આસપાસ બહુ સુન્દર વિશાળ બગીચો છે. નિયત સમયે કેટલાંક સન્નારીઓ અને ગૃહસ્થો આવ્યાં હતાં, અને આવતાં જતાં હતાં થોડીવારમાં શ્રીમતિ સરોજિની નાઇડુ સાથે મહાત્મા ગાંધીજી આવ્યા. એક બાઇએ ભગિની સમાજની કાર્યરેખા અને પોતાનો અનુભવ નિવેદન કીધો. અત્યાર સુધીમાં જ્ઞાનપ્રચાર, ઉદ્યોગ અને સેવાનાં જે કામકાજ થાય છે તેમાં સ્ત્રીશિક્ષણ વર્ગોનું કામ જોઇએ તેટલું સંતોષજનક નથી, તેથી તેને ફત્તેહમંદ બનાવવા શા ઇલાજ યોજવા, અને આગળ શું કરવું, તે સંબંધમાં હાજર થયેલાં બ્હેન બંધુઓને પોતાના વિચારો અને અનુભવ જણાવવા વિજ્ઞપ્તિ કરી.

એ રીતે વર્તમાન સ્થિતિ વિષે નિવેદન જણાવી ( હિન્દ સેવક સમાજ ) સર્વંટસ ઑફ ઇન્ડીયા સોસાયટીના સભ્યોની માફક સ્ત્રી વર્ગમાંથી પોતાના સર્વસ્વનો ભોગ આપનાર અને સ્ત્રીવર્ગની ઉન્નતિ અર્થે પોતાનો બધો સમય રોકનાર કેટલીક બ્હેનો નીકળે તો કાંઇક સંગીન કામ બની શકે એમ અભિપ્રાય નિવેદન કર્યો. આ વિષય ઉપર શ્રીમતિ સરોજિનીને કાંઇક અજવાળુ પાડવાનો આગ્રહ થયો.

પ્રશ્નઃ " એક તો અમે જે કાંઈ કરીએ છીએ તેના બદલામાં સ્ત્રીવર્ગ તરફથી જોઇએ તેટલો જવાબ (Response) ન મળવાથી અમને અમારા કામથી સંતોષ નથી થતો. અમારો પ્રશ્ન એ છે કે અમારામાં અથવા આપણા સ્ત્રીવર્ગમાં એવી શી ખામી છે કે અમે તેઓ પાસેથી ધાર્યો જવાબ ( Response ) મેળવી શકતાં નથી ? અમારા વર્ગોનો જોઇએ તેટલી સ્ત્રીઓ લાભ લેતી નથી; ઔદ્યોગિક શિક્ષણમાં પ્રીતિ ધરતી નથી અને સૌથી વધારે આશ્ચર્યજનક તો એ છે કે ગુજરાતી ભાષા આવડે કે ન આવડે, પણ તેઓ અંગ્રેજી ભણવાનો મોહ ધરાવે છે. આ સ્થિતિમાં કેમ સુધારો કરવો અને સ્ત્રીઓને આત્મોન્નતિના માર્ગમાં કેમ ઉત્સાહિત કરવી, તેનો રસ્તો બતાવવો એ અમારી વિનંતી છે, અને એજ આપને અહિં બોલાવવાનો ઉદ્દેશ છે. "

એ સાંભળી શ્રીમતિ સરોજિનીએ કહ્યું કે આ બધી બાબતમાં તો ગાંધીજી મારા કરતાં વધારે સારું કહી શકે અને સૂચના આપી શકે. માટે તેમણેજ બોલવું જોઇએ.



ફોટોગ્રાફ: ]  મહાત્મા ગાંધીજી  [ શ્રી. મહુલીકર

[ "સાબરમતી"ના બંધુકૃત્યથી.



ફોટો ગ્રાફ઼ઃ ]  ગુજરાતનો તપસ્વી  [ ધી ગુજરાત ફોટો આર્ટ ગેલેરી અમદાવાદ.

આ સાંભળી મહાત્માજી ખડખડ હસ્યા અને બોલ્યા કે તમારો ભાર ઉપાડીને ઠીક બધો મારે માથે નાખી દીધો ? હું તો તમોને બધાંને સાંભળવા આવ્યો છું, ત્યાં મારે શરૂઆત કરવાની ન હોય. ! " એટલામાં સ્ત્રી ઉન્નતિના પરમ અભિલાષી એક ભાઇએ બોલવાનું શરૂ કીધું. સ્ત્રીઓને આગળ વધારવાની પ્રવૃત્તિમાં જોઇએ તેટલી સ્નેહ મળતી નથી અને કામ કરનારાઓને અસંતોષ રહે છે. તેમાં સ્ત્રીઓમાં દોષ હોતો નથી. સ્ત્રીઓને કામ કરવાની–આગળ વધવાની ઘણી હોંશ હોય છે. પણ પુરૂષોજ તેમાં બહુ મુશ્કેલી નાખે છે તેથી સ્ત્રીઓ સારો અને નિયમિત અભ્યાસ કરી શકતી નથી. સ્ત્રીઓનું અત્યારનું કામ ઉપર ઉપરનું છે પણ જરાયે સંગીન નથી. મુંબઇ શહેરમાં સ્ત્રીઓને હુનર ઉદ્યોગ શિખવાની ખાસ ગોઠવણ થવી જોઇએ. સ્ત્રી શિક્ષકોની અછત ઘટવી જોઇએ. વિધવાઓ આ કામ ઉપાડી શકે. વળી મુંબઇમાં અનેક સ્ત્રીઓની સંસ્થાઓ છે. તેમાં કામની વહેંચણી થાય તો વધારે સારૂં કામ થઇ શકે. ગુજરાતી સાહિત્યના અભ્યાસને મુખ્ય સ્થાન મળવું જોઇએ, સંસ્કૃત અને અંગ્રેજી ભાષાનો અભ્યાસ ગૌણ બનવો જોઇએ. સ્ત્રીઓને પદ્ધતિસર કામ કરતાં શિખવું જોઇએ, ઇત્યાદિ.

ભાષણ આથી પણ આગળ ચાલત પણ ગાંધીજીને ચીંચપે હતી સાડા ૭ વાગ્યાની મીટીંગમાં જવાનું હે? થી સંક્ષેપમાં પતાવવું પડ્યું.

હવે તો સૌનીકએ ગાંધીજી ઉપર ઠરી, સમસ્ત મંડળમાં શા- " થરાઇ રહી, ગાંધીજી શું બોલે છે, તે સ ાંભળવા સૌ કોઇ આતુર થઇ રહ્યું. સાયંકાળ વધતો જતો હતો. અજવાળું સંકેલાતું જતું હતું, વાદળઘેરાં આકાશમાંથી વરસાદ જોસભેર ટપકવા માંડ્યો હતો. આવા સુન્દર સમયે મહાત્મા ગાંધીજીએ પણ સરસ વાગ્ધારા વરસાવવા માંડી. તેમણે જણાવ્યું કે " જે દરદને સારૂ બ્હેનો ઉપાય માંગી રહ્યાં છે, તેનો વિચાર હું કરી રહ્યો છું. પણ મને તરત ન જડવાથી હું અત્યાર સુધી શાંત બેસી રહ્યો હતો. દરદ એ છે કે, સારામાં સારૂં કામ કરનારને સંગીન કામ થયાનો સંતોષ થતો નથી. ધ્યેય એ છે કે. વિવાહિત અને વિધવા બ્હેનોને સારૂં અક્ષરજ્ઞાન કેમ આપવું ? આની દવા તો કામ કરનારાજ શોધી શકે, પણ આથી નિરાશ થવાની જરૂર નથી. જે માણસ કામ કરતો હોય તેણે એકદમ સંતોષ પામવાની આશા રાખવી ન જોઇએ. એકદમ સંતોષ પામે તો કામ આગળ વધી ન શકે. મારા વિશાળ અનુભવ ઉપરથી, બ્હેન જે બાબતની ચિંતા કરે છે તેનો ઉપાય કાંઇક આમ હોઇ શકે. સામાન્ય રીતે ગુજરાતી સ્ત્રીને ઘરસંસારમાં પડયા પછી શરૂઆતમાં શિખવાની નવરાશ મળતી નથી. અને મોટી ઉંમરે આળસ આવે છે. આનો ઉપાય પુરૂષોથી થઇ ન શકે. ગુજરાતી ભાષા જાણનાર કોઇ આઢ પ્રતાપી બાઇ સારા અભ્યાસવાળી નીકળે તો આ વિષયમાં સ્ત્રીઓને પોતાના આત્મભોગથી ઉત્તેજિત કરી શકે. પણ આવી કોઇ સ્ત્રી હાલ દેખાતી નથી. જે સારૂં ભણેલી છે, અને યોગ્યતાવાળી છે, તેના આત્મામાં આ વિષય પરત્વે એવો પરિતાપ હું જોતો નથી. આ ઉપરથી જેનાથી જેટલું થાય તેટલાથી તેણે સંતોષ માની આગળ કામ કર્યે જવું, એજ યોગ્ય માર્ગ છે.

પણ હું તો નવી દૃષ્ટિથી વાત કરવા માગું છું. વિવાહિત કે વિધવા સ્ત્રીને ભણતર આપવાની વાત ભૂલી જાઓ, અથવા તો ગૌણ બનાવી દો. હું એમ ઇચ્છું છું કે જ્યાં આપણી ગરીબ બ્હેનો ગટરમાં ગંધાતી કોટડીમાં રહે છે ત્યાં જઇને કામ કરવાવાળી

આપણામાંથી કેટલીક સ્ત્રીઓ નીકળે. આપણી ગરીબ બ્હેનોને પોતે કેમ રહેવું, પોતાનું અને પોતાના બાળકોનું આરોગ્ય કેમ જાળવવું, બાળકોને કેમ ઉછેરવાં, સ્વચ્છતા અને સંયમ કેમ રાખવાં વિગેરે બાબતોનો કશો ખ્યાલ હોતો નથી. અત્યારે આવી બ્હેનોને ભણતર આપવાની જરૂર નથી. પણ સારી રહેણી કરણીનું ભાન આપવાની ખાસ અગત્ય છે. માટે તે દિશાએ કામ થશે તો અવશ્ય સુંદર પરિણામ આવશે.

વળી " સુતારનું મન બાવળીએ, " એમ મારી તો એકજ ઇચ્છા છે, કે દરેક બ્હેનના હાથમાં રેંટિયો જોઇએ. તે સિવાય આપણી બ્હેનોની પવિત્રતાનું રક્ષણ કરવાનું બીજું એકકે સાધન નથી. હિંદુસ્તાન જે ભૂખમરાથી પિડાય છે, તેને માટે તમે સ્ત્રીઓજ મુખ્યત્વે કરીને જવાબદાર છો, પુરૂષોનું કામ કમાઇ લાવવાનું છે. પણ તે દ્રવ્યનો ઉપયોગ કરવાનું કામ સ્ત્રીઓનું છે. તેમજ આપણા જીવનવ્યવહારની ઘટના કરવાનું કામ પણ સ્ત્રીઓ હસ્તક હોય છે. સ્ત્રીઓના હાથમાં પહેલાં જે ઉદ્યોગ હતો તેનો પુનરૂદ્ધાર થવો જોઇએ. અત્યારે સ્ત્રીઓને સૌથી મોટામાં મોટી જરૂર માત્ર રેંટિયાની છે. સ્ત્રીઓને કદાચ અક્ષરજ્ઞાન ન મળ્યું તો તેથી શું નુકશાન થઇ જવાનું છે ? મારી માતા અક્ષરજ્ઞાન પામી હત તો પણ તેણે મને ત્રણ પ્રતિજ્ઞાઓ ( માંસ મદિરાને વ્યભીચારનો ત્યાગ ) આપી હતી. તેથી વધારે કાંઇ આપી શકત એમ હું નથી માનતો. અક્ષરજ્ઞાન ન પામેલી હોય તે સ્ત્રી સંસ્કાર વિનાની હોય એમ માનવાની કશી જરૂર નથી. આપણી સ્ત્રીઓને ઘણુંખરૂં જ્ઞાન વારસામાં મોઢેથીજ મળે છે. આપણી સ્ત્રીઓ સીતા, સાવિત્રી અને દમયંતીને જાણતી હોય છે. મહાભારત અને રામાયણની કથાઓ આપણા કુટુંબોમાં કહેવા સાંભળવાનો રિવાજ પ્રાચીન કાળથી પ્રચલિત છે. આથી અક્ષરજ્ઞાન નકામું છે એમ કહેવા હું નથી માગતો, પણ તેમાંજ આપણો ઉદ્ધાર છે એમ સમજવાની તો કોઇએ ભૂલ ન કરવી.

અત્યારે આપણને સૌથી વધારે ચિંતાનો વિષય ભૂખમરાનો છે. એનો તરતજ ઉપાય કરવાની જરૂર છે. હાલ બીજું બધું ભૂલી જાઓ. આ ભૂખમરાનો ઉપાય માત્ર રેંટિયો છે. માટે રેંટિયાનો પ્રચાર કરો. ઝીણામાં ઝીણું સુતર કેમ કંતાય, તેની તજવીજ કરો. અને રેંટિયાના વિજ્ઞાનને યથાર્થ સમજવા મહેનત લ્યો. અક્ષરજ્ઞાનને કાઢી ન નાખો પણ તેને ગૌણપદ આપો; તમારૂં મુખ્ય ધ્યેય તો સ્વાશ્રયી બનવાનું, ભૂખમરો ટાળવાનું, અને રેંટિયો ફેરવવાનું હોવું જોઇએ. આ આ કામ સ્ત્રીઓનુંજ છે. આ કામમાં તેઓ પુરૂષોની મદદ લે તેમાં વાંધો નથી. પણ જોઇનો બોજો તો સ્ત્રીઓને માથેજ હોવો તેને । અક્ષરજ્ઞાનને તમે ધ્યેય બનાવ્યું છે. અહિંસૂર હાલ છોડી દ્યો. "

" અક્ષરજ્ઞાન × × × ભાઇએ ખુલાસો કર્યો કે સ્ત્રીવર્ગની અમે અમારૂં ધ્યેય નથી પણ જ્ઞાનને એક સાધન સાધવામાં અમે અક્ષર-

ગાંધીજીએ જરૂરપે માન્યું છે. "

મને કાંઇ વાંધો ન આપ્યો કેઃ—" તો એક સરખું સ્થાન ને. ત્રણ વસ્તુઓને અક્ષરજ્ઞાન ( ૨ ) પઢવું જોઇએ ( ૧ ) અર્થે અને આરોગ્યવર્ધ સ્ત્રીઓના ઉદ્ધાર ર્ધન અને એવી ... ણ, બાળ સંવ- જ્ઞાન ફેલાવવા જરૂ ... ત્યની બાબતોમાં આપવો જોઇતિ ... કેટલીક સ્ત્રીઓએ રેંટિયાનો પ્રબળ ... ન અને ( ૩ )

આ પ્રમ... મહાત્મા

પુરૂં થતાં રા. રા. ગોગાંધીજીનું ભાષણ પારેખે પોતાના વિચારો દાસ કહાનદાસ જે વિષય ઉપર વિચારો જણાવવા શરૂ કર્યાં. ...લે છે. તે વિષય

અતિ મહત્વનો છે. જ્યાં સુધી પુરૂષો સ્ત્રીઓને ઉતરતી માને છે. ત્યાં સુધી દેશની ઉન્નતિ થઇ શકશે નહિ. આપણે મૂળ ધર્મશાસ્ત્રો તપાસીએ છીએ તો માલમ પડે છે કે મગના દાણાના ફાડીઆની માફક સ્ત્રી અને પુરૂષને સમાન ગણવામાં આવ્યાં છે. પણ પાછળના ઇતિહાસે સ્ત્રીની પદવી હલકી કરી છે, અને પુરૂષને માલીકની જગ્યાએ મૂક્યો છે. સ્ત્રીઓને યોગ્ય દરજ્જો પ્રાપ્ત કરાવવામાં અમારા હિંદુ સંસારમાં ઘણાં વિઘ્નકારક કારણો છે. એક તો સંયુક્ત કુટુંબવ્યવસ્થા આગળ અનેક ઉગતી વયની સ્ત્રીઓનો અકાળે નાશ થયો છે. બીજું કારણ કેલવણીની ઉપયોગિતા વિષે લોકોની બહુ ગેરસમજુતી છે. લોકો સમજતા નથી કે કેલવણી ઐહિક સુખનું ખરેખરૂં સાધન છે. પણ એમ માની બેઠા છે કે કેલવણી આપવાથી સ્ત્રીઓ કર્તવ્યવિમુખ બને છે. આ સમજમાં ફેર થવો જોઇએ. આજ કારણથી સ્ત્રીઓને મોટી ઉમ્મર સુધી ભણવા દેવામાં આવતી નથી. સ્ત્રીઓનું કામ સૃષ્ટિ વધારવાનું છે, પણ માતા થવાની યોગ્યતા આપણી સ્ત્રીઓમાં બિલકુલ નથી હોતી અને તેથી સંતતિ નબળી અને નિર્જીવ થાય છે. આપણા સંસારમાં બીજી એક બહુ ધ્યાન ખેંચે એવી બાબત એ છે કે આપણામાં વિધવાઓની સંખ્યા બહુ વધારે છે. જેને કોઇ સાંભળનાર ન હોય એ વિધવાની શી અવસ્થા થાય છે ? તે આપણને અજાણ નથી. તેથી સ્ત્રીઓને આપણે એવું સાધન કરી આપવું જોઇએ કે જેથી તેમને ખોટે રસ્તે જવું ન પડે."

અહિં ગોકળદાસ કાકાનું ભાષણ સમાપ્ત થતાં એક સહૃદય બ્હેને સ્મિત વદને પોતાની વ્યવહાર મધુર ભાષામાં નીચે પ્રમાણે વિચારો જણાવ્યા:—

"સ્ત્રીઓને પુરૂષો કદી સ્વાતંત્ર્ય આપતાજ નથી. મુંબાઇમાં તેમને આગળ વધવાને કશી સગવડ કે સાધન નથી. સ્ત્રીઓનાં બાલકાળમાં તેમનાં માબાપ પૂરી સંભાળ લેતા નથી. અને લગ્ન થયા બાદ પતિઓ પણ એટલીજ બેદરકારી બતાવે છે; એક રીતે કહીએ તો સ્ત્રી વર્ગ પ્રત્યે બન્ને દુશ્મનનું કામ કરે છે. **અમે એટલી પરતંત્ર છીએ કે અમારી બ્હેનોને નજરોનજર પતિત થતી જોઈએ તો પણ અમારાથી તેમનો કોઇ પણ રીતે બચાવ થઇ શકતો નથી. માટે યોગ્ય સ્વાતંત્ર્ય મળવું જોઇએ. તેમજ તેમને આગળ વધવા માટે જોઇતા સાધનો પૂરાં પાડવાં જોઇએ.** "

આ સમયે "સેવા સદન" ના એક અનુભવી પારસી બ્હેને જણાવ્યું કે જાહેર સંસ્થાઓનો જેટલો લાભ દક્ષિણી બ્હેનો લે છે તેટલો લાભ ગુજરાતી બ્હેનો લઇ શકતાં નથી. અમે જાત જાતની સગવડો આપીએ અને અનેક તરેહની લાલચો આપીએ, તો પણ ગુજરાતી સ્ત્રીઓમાં જરા પણ ઉત્સાહ જોવામાં આવતો નથી. આ બહુ આશ્ચર્યની વાત છે. ગુજરાતી બ્હેનોએ બહાર નીકળવું જોઇએ, અને આપણી જાહેર સંસ્થાઓમાં ભાગ લેવો જોઇએ.

અહિં ચીચપોકલીની મીટીંગનો સમય થવાથી મહાત્મા ગાંધીજી અને શ્રીમતિ સરોજિની નાયડુ ઉઠયાં. ઉઠતાં ઉઠતાં મહાત્માજી એ એક બહુ સુન્દર રમુજ કરી. સૌની રજા લેતાં લેતાં ગાંધીજી ગોકળદાસ કાકા પાસે આવ્યા, અને તેમને હસતાં હસતાં પૂછ્યું કે "મને ભૂલી તો નથી ગયા ને ?" ગોકળદાસ કાકાએ પોતાની ઝીણી આંખોમાંથી સ્મિત વરસાવતાં મહાત્માજીને જવાબ આપ્યો કે આપને તે કેમ ભુલાય ! આપનું તો હમેશાં છાપામાં વાંચીએ છીએ ! અસહકારના વિકટ માર્ગે આખા હિન્દુસ્થાનને

ધેરનાર મહાપુરૂષની પ્રકૃતિમાં આવી વિનોદ શિલતા જોઇને કોને આશ્ચર્ય તેમજ આનંદ થયા વિના રહે ?

સંધ્યાકાળે ચંદ્ર અને શુક્રી ચાલ્યાં જાય, તોપણ ગ્રહ અને તારાઓનું સંગીત ચાલ્યાજ કરે, તેમ ગાંધીજી અને સરોજિની ગયાં, તોપણ અમારી ચર્ચા કેટલાક કાળ સુધી ચાલ્યાજ કરી, બે ત્રણ બ્હેનો તથા બાઇઓએ પ્રસ્તુત વિષયને અંગે પોત પોતાના વિચારો જણાવ્યા અને કેટલીક ચર્ચા થઇ. ત્યારબાદ પૂજ્ય બ્હેનના આતિથ્ય સાથે તે સુન્દર સાંજે મળેલી સભા વિસર્જન થઇ.

---

# સૌરાષ્ટ્રની ગરબીઓ.+

## [ ૧ ]

## વૃજની ગોપી.

સંપાદક : શ્રીયુત " અચ્યુત ".

ગોપી વનમાં આવી છે વ્હાલ કરીને રમવા,
વ્હાલ કરીને રમવા વ્હાલા કા'નને ગમવા—ગોપી વનમાં૦
અવળાં આભરણ અંગમાં, અવળાં ઓઢી સર;
અવળાં ઓઢી લે'રીયાં, ભૂલી સુદ્ધ શરીર.
વૃજના વ્હાલાને લાગી વ્હાલથી નમવા—ગોપી વનમાં૦
હાથ તણાં કંકણ કડાં, પહેરી પગમાં સાર;
પગનાં ઝાંઝર હાથમાં, આપે શોભા અપાર.
પ્રેમથી વીંધાણી લાગી રંગે રમવા—ગોપી વનમાં૦
અણીયાળી છે આંખડી, ભૂરકીથી ભરપૂર;
નૌતમ છબી એ નીરખતાં, દુનિયાથી થઇ દૂર.
કોટી અનંગ કામ લાગ્યો દમવા—ગોપી વનમાં૦
છોડયાં પતિ, ઘર, બાલને, છોડી માતને તાત;
વીઠ્ઠલ વીણ વ્હાલું નહિ, અરપી એને જાત.
મોહન મળીને દુઃખ મનમાં સમવા—ગોપી વનમાં૦
રણછોડ કેરા નાથની, લીલા અદ્‌ભૂત આજ;
એણે વૃજ ગોપી તણાં, છોડાવ્યાં ગૃહ કાજ.
લોપી લલના મરજાદ આવી રમવા—ગોપી વનમાં૦

---

+ આ ગરબીઓ સૌરાષ્ટ્રને આંગણે સ્ત્રીઓ હરનિશ ગાય છે. કંઈ પણ સુધારો કર્યા સિવાય એમને એમ ઉતારી લેવામાં આવી છે. આમાં આધુનિક લોકગીતોના લેખકની ય ગરબીઓ છે, પરન્તુ તે કંઈ છપાણી હોય એમ મ્હારા ધ્યાનમાં નથી. તેમ છતાંયે જો કોઇ વાંચકના વાંચવામાં આવી હોય તો આ પત્રના તંત્રિણીને જાણ કરી દેવા વિજ્ઞપ્તિ કરવામાં આવે છે. સંપાદક.



# સ્વ. કવિ બોટાદકર.

લેખક : શ્રીયુત ઝવેરચંદ મેઘાણી.

ગુજરાતમાં રોજ સાંજ પડયે એવાં તો સેંકડો પરિવારો નિરાધાર બનતા હશે. સેંકડો સ્ત્રીઓના સ્વામીઓ અને સેંકડો સંતાનના પિતાઓ પોતાને આશરે પોલાંઓને તજી ચાલ્યા જતા હશે. છતાં એક બોટાદકરનું મૃત્યુજ આપણને કાં દુઃખ ઉપજાવે? કારણ એટલુંજ કે સાચા કવિની કવિતા એ માત્ર ફુરસદે ગાવાની કવિતા જ નથી, પણ જન્મભૂમિનાં એવાં સેંકડો, બલ્કે સહસ્ત્રો જીવાત્માઓની એક સામટી ચીસ છે. એવી ચીસ પાડનારો જાય તેથી શોક થાય.

ગુજરાતના આધુનિક સાહિત્યકારોને જો આંગળીને ટેરવે ગણી લઇએ, તો તેમાં ગરીબ માણસ ભાગ્યેજ માલૂમ પડશે. કોઇ રાજા હશે, કોઇ રાજાના મોટા અધિકારી અગર આશ્રિત હશે, તો કોઇ વેપારી, વકીલ યા સરકારી પેન્શનર હશે. અને જે ગરીબ હશે તેની ગણતરી જ નહીં હોય. એ રીતે અત્યારની સાહિત્ય-સેવા આરામ ખુરશી ઉપરથી થાય છે. એવા સુખીઆઓને કુદરત અને કલાનું પરિશીલન લગભગ વૈભવ જેવું થઇ પડે. પણ અધૂરે પેટે, ફાટેલ લૂગડે, અને પાંચ માણસો વચ્ચે એકજ ઓરડો જ નિવાસ-સ્થાન હોય તેવાને કવિતામાં ડોલવું રહેલ નથી. બોટાદકરનાં ડોસી ગુજરી જાય તેનું કારજ તો કરવું પડે. કારણ કે એમનાં કુટુંબીઓ અનેકનાં કારજો જમી આવતા હોય! એ જમતા જતાં ન અટકે ત્યાં સુધી બોટાદકર જ્ઞાતિના ઋણને શી રીતે લાત મારે? માટે માતાનું કારજ કરવું પડે. અને તે તો રાસ તરંગિણીના નાણાની ઉઘરાણી પતે ત્યારે જ થાય! વ્યવહારની આવી સ્થિતિ વચ્ચે પીટાતાં પીટાતાં પણ કવિના-સૌમ્ય ભાવની કવિતા વહ્યા કરે તેને જ.આપણે કાવ્યદેવીની સાચી પૂજા કહી શકીએ.

માંદા હતા ત્યારે મેં એના મુખ ઉપર મોતનો ઓળો જોઇ લીધેલો. મારો ભય ન કળાઇ જાય તે રીતે મેં પૂછ્યું "આપની ઉંમર કેટલી?"

જવાબ મળ્યો: "ઉમરમાં તો કાંઇ વાંધો નથી. પણ ભાઇ, આટલી ઉંમરે ય કેટલાકોને જીવવાની જરૂર હોય છે"

એ હસ્યા. મુક્ત કંઠે. મારાથી યે હસી જવાયું. એ હાસ્યમાં એમના આખા જીવનની ફિલસુફી ભરી હતી.

અન્ય સ્થળોમાં ગરીબીએ કલાને કે કવિતાને ખૂબ જન્માવી છે. પણ એ બધા કવિઓ પૈસે ટકે ગરીબ હોવા છતાં બીજી ઉંચેરી જાતની દૌલત ધરાવનારા હતા. કોઈ ગોલ્ડસ્મીથ સરખો ઓકલવાયો રમુજખોર હશે; કોઇ કુટુંબ પ્રત્યે બેપરવાઇમાં ડોલતો મસ્તરામ હશે; કોઇ વળી દરિદ્રી છતાં પ્રતિભાશાળી હશે. તો કોઇનો ગૃહ–સંસાર સંસ્કારી, સંતોષી, કે શાંતિમય હશે. કોઇને બીજું કાંઇ નહીં હોય તો ચિત્તવૃત્તિના સંયમનું દ્રવ્ય હશે બોટાદકર તો કંગાલ, અલ્પ સંસ્કારવાળા, અને શારીરિક તેમજ માનસિક બન્ને રીતે નાજૂક પ્રકૃતિવાળાઃ જીવનમાં સતત દાહ, મનોવૃત્તિનો ખળભળાટ અને મસ્તીનો અભાવઃ એમાંથી રસની સરિતાઓ રેલી. મારા એક બંધુએ કલ્પના કરી કે કલ્લોલિની, સ્ત્રોતસ્વિની, નિર્ઝરિણી અને રાસ–તરંગિણી એ તો જ્વાળામુખીમાંથી નીકળેલી નદીઓઃ ધગધગતા લાવા-રસની નહી, પણ શીતળ, સુગંધીમય, બિલોરી જળથી ભરેલીઃ એજ તાજ્જુબી અને આ કલ્પના સચોટ બંધ બેસતી લાગી. કારણ કે જે જે કવિતા જીવનમાં આવું જ્વાલામુખીનું તત્ત્વ હોય છે, તેમાંથી બહુધા અહંભાવ ભરી–Subjective –પોતાનાંજ રોદણાં રોનારી જગતને તિરસ્કારનારી, મનુષ્યોને બેકદર કે નિષ્ઠુર કહેનારી અને પોતાને એકનેજ અન્યાય મળેલો માનનારી કવિતા જ જન્મે છે. બોટાદકરે આ દુનિયાનું માધુર્ય જ જોયું અને ગાયું. એ છેલ્લી મનોદશા એમની રાસ–તરંગિણીમાં જોવાય છે.

આર્ય નારીઓનો પ્રશ્ન છેડનાર કેટલાયે થઇ ગયાં. કોઇએ એને સમાજની સામે બંડખોર બનાવી, કોઇએ એને એનો ધર્મ જ માત્ર સમજાવી મૌન બલિદાન પ્રબોધ્યું. બોટાદકરે એનાં દુઃખો યે ન ગાયાં, એના હકકો યે ન બતાવ્યા. એણે સ્ત્રીને સ્ત્રી–હૃદયની અંદરજ રહેલો રસ યાદ કરાવ્યો. એને ફકત પત્નીત્વ, કે માતૃત્વ બતાવીનેજ ન અટકી જતાં એક કૌટુમ્બિની તરીકેનાં ન્યારાં ન્યારાં રસધામો સુઝાડયાં.

એણે ‘ પતંગ ’ નામનું કાવ્ય લખ્યું છે. પતંગ આકાશને માટે સંદેશો લઇ જાય, છતાં ધરતીનાં મધુર બંધનને ન છોડે. રાત પડે નીચે આવે. આદર્શ ગૃહસંસારની એ કેવી ભવ્ય કલ્પના છે! કમળ અને ગુલાબમાં તો કવિતા ઘણાએ જોઇ., પણ " આવળ " નાં ફુલનાંયે ગીત તો બોટાદકર ગાઇ ગયો. આંબો અને માધવી લતા વચ્ચે વિવાહ જોડનાર! તો કાલિદાસથી માંડી અનેક કવિ–પુરોહિતો આવ્યા, હજુ યે આવશે; પણ ‘ ચોર અને વેલી ’ નું દાંપત્ય કોણ આલેખત ? બોટાદકરની કવિતા તે ગુજરાતના ગરીબોની, કુરૂપ, કાલાં ઘેલાં પતિ પત્નીઓની, અને સંતપ્ત છતાં યે સ્નેહનું જીવન જીવનારાંની કવિતા છે. એમાં ભડકા નથી, સ્થિર જ્યોત ઝળહળે છે. રાસ-તરંગિણીની માફક જો એ પોતાની બીજી કવિતાઓને લોક-ભાષામાં ઉતારી શકયા હોત તો તે રાંકનો રત્ન-ભંડાર બનત. એ અન્ય સંગ્રહોમાં બધી આવાજ ભાવોની કવિતાઓ ભરી છે. એવા પુરૂષ ગરીબીમાં જ જીવન-યાત્રા શરૂ કરીને ગરીબીમાંજ સમાપ્ત કરે, એ એક રીતે તો પ્રભુનો આશીર્વાદ કહેવાય. સિદ્ધિ, સિદ્ધિ, કે પ્રસિદ્ધિનું પરિણામ આપણે અન્ય સાહિત્યકારોનાં જીવનની અંદર જોઇ શકીએ છીએ. કલા સાથેની સાચી પ્રીતિ ઐશ્વર્ય હોય ત્યાં નજ ટકે. પ્રીતિનાં મિલન તો અંધારી રાત્રીએ, અને એકાંતે જ જામે,

એ મિલન કેવું જામ્યું હતું! અને એમ ને એમ શ્વાસ છોડી દેવામાં કેવી મઝા છે! પોતાના કવિ–જીવનની જાહેર

જેવાની જોઇતેજ એ ગયા. નીચોવાઇ જવાનો સંતાપ વેઠવા ન રહ્યા.

મારી તો એક આશા રહી ગઇ. એમની કલમ પાસેથી બાળકોનાં હાલરડાં સાંભળવાની. ગુર્જરી માતાનાં ઘરોમાં આજ ઘોડીઆંની દોરીઓ મુગે મુગે મ્હોંએ ખેંચાય છે. માતાઓ ખીજાય છે કે બાળક ઉંઘતું નથી.

**નોંધ:** ભાઇ દામોદરદાસ બોટાદકરના નામ આગલ આજે સ્વર્ગસ્થ શબ્દ મુકતાં અમારી કલમ કંપે તો તે કુદરતી જ ગણાય. ગયા અંકમાં એમના અણમૂલ પુસ્તક "રાસ-તરંગિણિ" ની બીજી આવૃત્તિની સમાલોચના અમે પ્રકટ કરી ત્યારે અમને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે એ ભાઇ તે પછી એક અઠવાડીઆમાંજ પોતાની જીવન લીલા સમેટી, પોતાના કુટુંબને અને સમસ્ત ગુજરાતને આંસુ સારતા મુકી જશે. તા. ૭ મી સપ્ટેમ્બરે ગુજરાતની સાહિત્ય દેવીની અને ગુણસુંદરીઓની અનેક આશાઓ અધુરી રાખી એ ભાઇએ સ્વર્ગવાસ કર્યો.

તેમના અવસાનથી ગુજરાતી સાહિત્યમાં ન પુરાય એવી ખોટ પડી છે. એ ખોટ પુરૂષ વર્ગ કરતાં સ્ત્રી વર્ગને વધારે સાલશે. ગુજરાતની બ્હેનોને ચરણે એ કવિએ જેવો અનુપમ રાસસંગ્રહ ધર્યો છે તેવો બીજા કોઇ કવિએ અત્યાર સુધીમાં ધર્યો નથી. એમની પાસેથી હજી એવાં અનેક રાસ મળવાની આશા અધુરીજ રહી ગઇ. હવે તો માત્ર "રાસ તરંગિણી"માં જે મીઠા, ભાવ ભર્યા રાસ-ધનનો વારસો તેમણે મુકયો છે, તે ઉપરજ બ્હેનોનો આધાર રહ્યો. એ રાસ-ધનની કદર ગુજરાતની બ્હેનોએ કરી છે અને હજી મોટી સંખ્યામાં કરશે.

કવિ પોતાના કુટુંબને તો તદ્દન નિરાધારજ મુકી ગયા છે. એમના અવસાન સમયે ઘરમાંથી માત્ર પચીશ રૂપીઆની રોકડ રકમ નીકળી છે. એ સ્થિતિમાં કુટુંબની સ્થિતિ કેવી દયાજનક છે તે સહજ સમજી શકાશે. એ સ્થિતિ દૂર કરી, કુટુંબને સુખી કરવાની ફરજ ગુજરાતની પ્રજા ઉપર-ખાસ કરીને બ્હેનો ઉપર આવી પડી છે. કવિએ ગુજરાતની બ્હેનો માટે પોતાનું જીવન રૂધીર રાસમાં વ્હેવડાવ્યું છે. એ ઋણનો બદલો ગુણસુંદરીઓ નહિ વાળે ? શું દયાની દેવીઓ ગણાતી ગુજરાતી બ્હેનો કવિના કુટુંબને પોષણ માટે વલખાં મારતું જોઇ શકશે ? એ કુટુંબને સહાય કરવાનો સ્હેલામાં સ્હેલો માર્ગ એ છે કે પ્રત્યેક લખી વાંચી જાણતી બ્હેન "રાસ-તરંગિણી"ની એક એક નકલ બનતી ત્વરાએ ખરીદી લે. અમને વિશ્વાસ છે કે દયાની દેવીઓ અમારી આ વિનતિ જરૂર સત્કારશે અને ગુજરાતનું એક પણ સંસ્કારી ગૃહ એ પુસ્તક વિહોણું નહિ રહે. અમે તો માનીએ છીએ કે બ્હેનો એ પુસ્તકની ખરીદી મોટી સંખ્યામાં કરી બીજી આવૃત્તિ જોત જોતામાં ખલાસ કરી નાંખશે અને પ્રકાશકોને મુંઝવશે. કવિનો અમર આત્મા એથી અત્યંત આનંદ પામશે. પ્રભુ એ દૈવી આત્માને અમર શાન્તિ અર્પે. તં. ગુ.

( 'રાસ-તરંગિણી' જાણીતા બુકસેલરો પાસેથી અથવા 'ગુણસુંદરી' કાર્યાલયમાંથી મળી શકશે. કવિનાં બીજાં પુસ્તકો પણ બુકસેલરો પાસેથી મળશે. ન મળે તો શ્રીયુત જીવણલાલ અ. મહેતા, અમદાવાદ પાસેથી મંગાવી શકાશે. )






લેખક : શ્રીયુત ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.

## પાત્રો.

**સુન્દરલાલ :** ભુજંગપુરનો સંસ્કારી અને કેળવાયલો ખેડુત; પાછળથી મુંબાઇના શેર બજારનો દલાલ.

**પ્રભુલાલ :** સુન્દરલાલનો નાનો ભાઇ.

**વસનજી :** સુન્દરલાલનો મિત્ર.

**વસન્ત :** વાર્તાનો નાયક; કવિ અને લેખક, સુન્દરલાલ અને માણેકનો પુત્ર.

**નંદલાલ :** વસન્તનો સહાધ્યાયી અને મિત્ર.

**સુમનલાલ :** „ „ „

**મનહરલાલ :** સ્નેહપૂર્ણાનો ભાઇ.

**જીવનલાલ :** મનહરલાલનો મિત્ર; સ્નેહપૂર્ણાનો ઉમેદવાર.

**માણેકબાઇ :** સુન્દરલાલની પત્ની; વસન્તની માતા.

**યમુના :** પ્રભુલાલની પત્ની.

**જયકુંવર :** સુન્દરલાલ અને પ્રભુલાલની મોટી બ્હેન; વિધવા, કર્કશ સ્વભાવનો નમુનો.

**લલિતા :** વસન્તની પત્ની; કુંતલપુરના કારભારી હરિલાલની પુત્રી.

**કપિંજલા :** સુમનલાલની પત્ની.

**વિજયા :** મનહરલાલની પત્ની.

**સ્નેહપૂર્ણા :** મનહરલાલની બ્હેન, વાર્તાની નાયિકા.

## આગલા પ્રકરણોનો ટુંકસાર.

**પૂર્વ વૃત્તાંત :** સૌરાષ્ટ્રમાં ઓઝત નદીને કાંઠે આવેલા ભુજંગપુર ગામમાં પિતા હિમતલાલના મરણ પછી સુન્દરલાલનું કુટુંબ ખેતી ઉપર ગુજારો કરી સુખી જીવન ગાળે છે. પાંચેક વર્ષ બાદ ઝેરી તાવની બીમારીથી સુન્દરલાલના બે ભાઇ અને તેમની પત્નીઓ ગુજરી જાય છે; મોટી બ્હેન જયકુંવર વિધવા થાય છે કુટુંબમા હવે સુન્દરલાલ અને તેની પત્ની માણેક તથા નાનો ભાઇ પ્રભુલાલ અને તેની પત્ની યમુના એટલાં રહે છે. કર્કશા જયકુંવર યમુનાના ભોળા સ્વભાવનો લાભ લઇ વારંવાર કુટુંબ કલેશ જગાડે છે. આ અરસામાં કથાનાયક વસન્તનો જન્મ થાય છે. સંસ્કારી દંપતી બાળપણથી પુત્રના શિક્ષણ માટે અત્યંત કાળજી બતાવે છે.

**વાર્તા :** ગામડાની નિશાળનું ભણતર પુરૂં થતાં સુન્દરલાલ વસન્તને જુનાગઢની હાઇસ્કુલમાં અભ્યાસ માટે મોકલે છે. ખેંગારપુરથી સુન્દરલાલના એક ખાસ મિત્રનો પુત્ર નંદલાલ પણ ત્યાં આવે છે. બન્ને સુન્દરલાલના મિત્ર વસનજીને ત્યાં રહી અભ્યાસ કરે છે. બન્ને વચ્ચે ગાઢ મૈત્રી જામે છે.

દરમિઆન વસન્તને પરણાવી લ્હાવો લેવાનો અભિલાષ તેની માતા માણેકને થાય છે. સુન્દરલાલ બાળલગ્ન વિરૂદ્ધ ઘણું સમજાવે છે છતાં તે હઠ નથી મુકતી. તે માને છે કે પોતે જલ્દી મરી જવાની છે, અને તેથી પુત્રનું લગ્નસુખ જોવાની ઉતાવળ કરે છે. વસન્તની મરજી તે વિષે પૂછાવવા માણેક જુનાગઢ કાગળ લખે છે. માતાના આગ્રહને વશ પુત્ર થાય છે. પરિણામે કુંતલપુર રાજ્યના કારભારી હરિલાલની કેળવાયલી પુત્રી લલિતા સાથે વસન્તનો વિવાહ થાય છે

અને લગ્ન પણ ઉજવાય છે. પણ વરવહુ પરણીને ભુજંગપુર આવતાં વેંતજ માણેકની આગાહી સાચી પડે છે. તે મૃત્યુ પામે છે. બીજી તરફ સુન્દરલાલના કપાસના આડમાં આગ લાગે છે. ‘ ગૃહલક્ષ્મી સાથે આ કુટુંબની લક્ષ્મી પણ જાય છે.’ કર્કશા જયકુંવર આ આફતનો દોષ લલિતા પર ઢોળે છે અને તેને છપ્પરપગી કહી તેના આખા ગામમાં વગોણાં કરે છે. સુન્દરલાલ લલિતાને પાછી કુંતલપુર મોકલી આપે છે

આ કટોકટ પ્રસંગે સુન્દરલાલનો સાચો મિત્ર વસનજી તેને નાણાંની મદદ આપે છે. એ નાણાંમાંથી દેણદારોને ચુકવી નસીબ અજમાવવા સુન્દરલાલ મુંબાઇ આવે છે અને શેર બજારમાં દલાલ તરીકે ધંધો શરૂ કરે છે. એ ધંધામાં તે સારી રીતે ફાવે છે. બીજી તરફ જુનાગઢમાં વસન્ત પોતાનો અભ્યાસ આગળ વધાર્યે જાય છે.

થોડા સમય પછી લલિતા પાછી ભુજંગપુર આવે છે. ઘરકામમાં તે યમુનાને બનતી મદદ કરે છે અને સાથે સાથે પોતાના જ્ઞાનનો લાભ તેને આપે છે. કર્કશા જયકુંવરથી તેમનો સંપ અને સ્નેહ વેઠાતાં નથી. લલિતાની ગમે તેટલી સંભાળ છતાં નજીવા બ્હાના કાઢી જયકુંવર તેની સાથે લડે છે, અને ગામમાં તેના જેવીજ બીજી અજ્ઞાન સ્ત્રીઓ આગળ ભાભીનાં ને વહુનાં વગોણાં પેટ ભરીને કરે છે છેવટે લલિતા પર તે એટલે સુધી આળ મુકે છે કે તેણે તો અમુલાલને ભોળવી નાખ્યો છે ! આ ત્રાસથી છુટવા પોતાને કુંતલપુર પાછી બોલાવી લેવા લલિતા પિતાને પત્ર લખે છે, પણ પિતા નિભાવી લેવાની તેને સલાહ આપે છે. આ અરસામાં તે યમુના સાથે નદીએ પાણી ભરવા જાય છે, જ્યાં ઓચિંતુ પૂર આવતા પગ લપસવાથી તે નદીમાં તણાય છે. તેના શબનો પણ પત્તો નથી લાગતો. પાછળથી મળેલી ખબરો પરથી એમ માની લેવાય છે કે લલિતા ડુબીને મરી ગઇ છે જયકુંવર ગપાટો ચલાવે છે કે પોતાનું કલંક છુપાવવા તેણે આપઘાત કર્યો છે.

જુનાગઢમાં રહેતા વસન્ત અને નંદલાલને સુમનલાલ નામે એક વિદ્યાર્થી સાથે મૈત્રી બંધાય છે રાજકોટના એક પ્રસિદ્ધ વકીલ કેશવલાલનો સુમનલાલ પુત્ર છે તેની સંસ્કારી અને રસિક પત્ની કપિંજલા પણ તેની સાથેજ રહે છે. આ સંસ્કારી દંપતિ સાથે આનંદથી વાર્તાલાપ કરતો વસન્ત બેઠો હોય છે ત્યાં લલિતાના નદીમાં ડુબી ગયાના દુખદાયક ખબર આવે છે. ચારે જણા તપાસ કરવા ભુજંગપુર જાય છે ત્યા કપિંજલાને પણ જયકુંવરના સ્વભાવનો અનુભવ થોડો ઘણો થાય છે.

થોડોક સમય વીતતાં ફરી લગ્ન કરવા માટે વસન્ત પર દબાણ થાય છે. પોતાનો અભ્યાસ પૂરો કરવા તે પિતાની પાસે મુંબાઇ આવીને રહ્યો છે. નંદલાલ પણ મુંબાઇ આવ્યો છે. સુમનલાલ અને કપિંજલા રાજકોટમાં રહે છે. કપિંજલા ત્યાં આગળ વસન્તને યોગ્ય પાત્ર સ્નેહપૂર્ણા નામની કન્યા શોધી કાઢે છે અને વસન્તને તાર કરી મુંબાઇથી બોલાવે છે. વસન્ત ગુજરાત મેલમાં નીકળે છે. રસ્તામાં ટ્રેન ,અચાનક અટકે છે. સ્ત્રીઓના બીજા વર્ગના ડબ્બામાં બેઠેલી ગુલબાનુ અને સુશીલા નામે બે મહિલાઓ ઉપર કોઇ બદમાશે સ્ત્રીના વેશમાં હુમલો કર્યો હતો. સુશિલા સાંકળ ખેંચી ગાડી ઉભી રાખે છે, બદમાશ નાશી જાય છે. પોતાની સાથે કોલેજમાં ભણતી સુશીલાને વસન્ત ઓળખે છે; અને રાજકોટ જવાનું મુલત્વી રાખી બન્નેને આનંદપુર તેમના આશ્રમ સુધી પ્હોંચાડવા વસન્ત તેમની સાથે જાય છે. પરિણામે રાજકોટ મોડા પ્હોંચવા માટે કપિંજલા સખ્ત ઠપકો આપે છે, કારણ કે સ્નેહપૂર્ણાને પોતાના ભાઇ સાથે દિલ્હી ચાલ્યા જવું પડે છે અને કપિંજલા તથા સુમનલાલની ગોઠવણો તુરતવેળા મનમાંજ રહી જાય છે.

સ્નેહપૂર્ણા રાજકોટમાં પોતાના ભાઇ મનહરલાલ અને તેની પત્ની વિજયા સાથે રહેતી હતી. પિતાએ મરતી વખતે મનહરલાલ પાસે વચન લીધું હતું કે સ્નેહપૂર્ણાને તેના ઇચ્છિત વર સાથેજ પરણાવવી પરિણામે એ સંસ્કારી, કેળવાયલી, સુંદર બાળા અત્યારે યૌવનને આંગણે ઉભેલી છતાં કુંવારી હતી. વસન્તના કાવ્યો વાંચી તેના ઉપર મુગ્ધ થઇ હતી, પણ વસન્ત પરણેલો છે જાણી નિશ્વાસ નાંખતી એ અરસામાં લલિતાના મરણના સમાચાર જ્ઞાતિપત્રમાં વાંચી કંઇક આશા

બંધાય છે. બીજી તરફ મનહરલાલનો મિત્ર જીવનલાલ સ્નેહપૂર્ણાને ચાહે છે અને તેને પોતાની કરવા મથે છે. પોતાની મકસદ પાર પાડવા તે લાગ જોઇ એક રાત્રીએ સ્નેહપૂર્ણાને તેના બંગલાના બાગમાં મળે છે. અને પોતાની સાથે પરણવાનીમાંગણી કરે છે. સ્નેહપૂર્ણા તેના મોહને દૂર કરવાનો પ્રયત્ન કરે છે, ખરો પ્રેમ શું તે સમજાવે છે, અને તેને ભાઈ તરીકે પોતે ચાહે છે એમ જણાવે છે. અહિંથી વાર્તા આગલ ચાલે છે.

## પ્રકરણ ૨૨ મું.

### વસંત મુંબઇમાં.



લલિતાના દુઃખદાયક અંતની ખબર સાંભળી સુન્દરલાલને બહુ સખત આઘાત થયો. કોમળ ફૂલવેલ સરીખી પુત્રવધુ અકાળે કરમાતાં આ સંસ્કારી સસરાને બહુ લાગી આવ્યું. માણેકના અવસાનના ઘા હજુ સુન્દરલાલને મન રૂઝાયા ન્હોતા તેટલામાં બનેલા આ બનાવે તેને બહુ દુઃખ ઉત્પન્ન થયું.

સુન્દરલાલે હવે શેરબજારમા બહુ સારી રીતે ધંધો જમાવ્યો હતો. લક્ષ્મી હવે તેને આંગણે નાચતી થઈ. પૈસો પૈસાને લાવે છે, એ લોકવેણ પ્રમાણે તેના લક્ષ્મીભંડાર ભરાવા લાગ્યા. લલિતાનો જો આવી રીતે દુઃખદાયક અંત આવ્યો ન હોત તો સુન્દરલાલ ફરીથી સંપૂર્ણપણે સુખી લેખાત.

ભુજંગપુરથી વસંત મુંબઈ આવ્યો. પિતા પુત્ર વચ્ચે લલિતા વિષે કંઇપણ વાત થઇ નહિં પણ ઉભયનાં હૃદય તો દુઃખભરી રીતે વાત કરી ચૂક્યાં. માણેક સ્વર્ગ સિધાવતાં વસંતે હેતાળ માતા ગુમાવી ને લલિતા જતાં ભવિષ્યની સારી આશા આપતી સંસ્કારી પત્ની ગુમાવી એ વિચાર સુન્દરલાલને પ્રથમ આવ્યો. સુખમાં શાન્તિ ને દુઃખમાં ધીરજ રાખવાનાં સુત્રને માન આપનારા સુન્દરલાલે વસંતનું દુઃખ ભૂલાવવા માટે વિવિધ પ્રકારના આનંદો આપવા માટે છૂપી ગોઠવણ કરી.

વસંતે મુંબઇ આવી પોતાનો અભ્યાસ આગળ વધારવામાં તુરત ધ્યાન આપ્યું. તે અગાઉ પરીક્ષાઓ આપવા માટે મુંબઇ આવી ગયો હતો પણ મુંબઇમાં સ્થાયી રહેવાનો આ પહેલોજ પ્રસંગ હતો.

સુન્દરલાલના શેરબજારના ધંધાને અંગે વસંતને ઘણું શિખવાનું મળ્યું. એક કલાકમાં લખોપતિ થઇ જવાની લાલસાવાળા–વગર પસીને પૈસાવાળા થવાની ઉમેદ ધરાવનારા–સરતના ઘોડાની માફક સટ્ટો ખેલનારા કંઇ કંઈ લોકો સુન્દરલાલ પાસે આવતા. સટ્ટાના મદમાં દોડયા આવતા આ લોકોને સુન્દરલાલ જે શાન્તિથી, જે ધૈર્યથી સમજાવટ આપતો તે બે ઘડી જોવા જેવી થતી. લોકોને આજકલ સટ્ટાનો નિશો ચડયો હોય તેમ દેખાતું હતું. શેર બજારનો કકો બારાખડી નહિં સમજનારા લોકો શેરબજારમાં સંખ્યાબંધ આવતા. દાણાબંદર, કાપડ મારકેટ, રૂ બજાર, ચાંદી બજાર વિગેરે બજારના લોકો શેરબજારમાં બહુ પ્રમાણમાં આવતા થયા હોવાથી સટ્ટો ધુમ વધ્યો જતો હતો. આ સટ્ટામાંથી લોકોને બચાવી સીધે રસ્તે દોરવવા માટે સુન્દરલાલ જે રસ્તાઓ પોતાના ઘરાકને સુચવતો તે સાંભળી પોતાના પિતાની શકિતને માટે વસંતને બહુ માન ઉત્પન્ન થયું. ઘરાકો સાથે સુન્દરલાલ જ્યારે વાતો કરતો હોય ત્યારે તે સાંભળવામાં વસંત પોતાનાં અંગત દુઃખોને સદંતર ભૂલી જતો.

શરૂઆતમાં વસંતને મુંબઇની મ્હોટી મ્હોટી ઇમારતો, મ્હોટા મ્હોટા રસ્તાઓ વિગેરે જોઈ વિવિધ વિચારો સ્ફુર્યાં. પરેલમાં રહેતાં ગરીબોના ઉંદરના દરને ભૂલાવે તેવાં 'ઘોલકાંઓ અને પેડરરોડપર રહેતા શ્રીમાનોના રાજમહેલને શોભાવે તેવા બંગલાઓ ત્હેણે જોયા. આખો દિવસ ખટારાની અલગારથી ધૂળમાં શોભી રહેલો બંદરનો રસ્તો અને સાંજના સમીરની લ્હેરમાં મોટરોમાં મ્હાલતાં જોડલાઓને આનંદ આપતો કવિન્સરોડનો રસ્તો ત્હેણે જોયો. મીલમાં આખો દિવસ કામ કરી રાતે બચ્ચાં છોકરાંઓ સાથે ભંજન કરતો ગરીબ વર્ગ તથા ગરીબોનાં લોહી ચુશી પૈસાદાર થનારો રાતના સૂતી વખતે પણ તેજી મંદીના વિચારો કરતો કેટલોક શ્રીમંત વર્ગ ત્હેણે જોયો. આખો દિવસ હલકા વિચારો હલકી ભાવનાઓ અને હલકું વર્તન કરનારો વર્ગ અને જીવનની દરેક ઘડી અણમૂલી ગણી જીવનને ઉચ્ચ દિશામાં લઇ જનારો વર્ગ પણ ત્હેણે મુંબઇમાં જોયો. વૈરાગ્યની ઉચ્ચ દિશાએ પહોંચી પ્રભુની સમીપ પહોંચેલા સંતજનો અને ટીલાં ટપકાં કરી સમાજને ઠગનારા સાધુઓ ત્હેણે જોયાં. પરશુરામ, દ્રોણાચાર્યને ચાણક્યના બ્રહ્મતેજને શોભાવે તેવા ભૂદેવો અને મોદકમાં બ્રાહ્મણત્વ માનનારા બ્રાહ્મણો પણ ત્હેણે જોયા. સિંહનો શિકાર કરી ક્ષત્રિત્વ શોભાવે તેવા વીરપુરૂષો અને ચરકલાંનો શિકાર કરી પોતે રજપુત છે એવું અભિમાન લેનારા ક્ષત્રિયો ત્હેણે જોયા. વૈશ્યની ભાવનાને શોભાવે તેવા જગતનો વ્યાપાર ખેલતા સાહસિક મહાન ઉદ્યોગી વેપારીઓ અને શેર બજારમાં સટ્ટો કરી જો આવે તો લેવું અને જાય તો કોલાબેથી કાઠીયાવાડની ગાડી પકડનાર સટ્ટોડીયા પણ ત્હેણે અહિં જોયા. હલકી જાતિમાં જન્મ્યા છતાં પોતાની સેવકની ભાવના ટકાવી રાખનારા પ્રમાણિકપણે ધંધો કરી કુટુંબનું પોષણ કરનારા અને ઘડીઘડીમાં પૈસાને ખાતર વટલી જનારા શૂદ્રો ત્હેણે જોયા. સમાજસેવાનાં વિવિધ અંગોને વિકસાવતી કેટલીક સંસ્થાઓ અને બહારથી ભભકો બતાવી અંદરથી જનસમાજને પૈસે તાગડધીન્ના કરનારી સંસ્થાઓ ત્હેણે જોઇ. શઠની સાથે શઠતા વાપરનારા અને શઠની સ્હામે સત્યભાવથી વર્તનારા દેશસેવકો પણ ત્હેણે અહીં જોયા. પરણીને પરણેલી જીંદગીને ધિક્કારતા અને પરણવા માટે પળે પળે તલસતા કુમારા ને કુમારા ન્હાના શંકરની વાડીમાં જતા યુવાનોને ત્હેણે જોયા. માનને ખાતર દેશસેવાનો ડોળ કરનારા દંભીઓ અને જનસેવામાં તલ્લીન રહેનારા શાંત ને સાદું જીવન ગુજારનારા સમાજસેવકો ત્હેણે અહિં જોયા. જ્ઞાતિબંધનમાં બહારથી ચુસ્ત રહેનારા પણ ગોખલેની હોટેલમાં આર્યન બ્રધરહુડનું કાર્ય સારનારી વ્યક્તિઓ ત્હેણે જોઇ. ધર્મના ઉપદેશ આપનારા મહાન વિદ્વાન શાસ્ત્રીઓ અને ધર્મનો કક્કો બારખડી નહિ સમજનારા ધર્મગુરૂઓ ત્હેણે જોયા. આંબાવાડિયામ' કૂહૂ કૂહૂ ટહુકારતી કોયલડી સરખી સંસારી કોકિલાઓ-સુન્દરીઓ અને બનાવટી કોકિલા જેવી રંગે રંગેલી સુન્દરીઓ ત્હેણે દેખાઇ. મજુરી કરી બાર આના કમાઇ સંતોષમાં રહેનારા અને રોજના હજારો રૂપીઆ કમાનારા છતાં અવગતિયા અસંતોષી ત્હેણે જોયા. 'લાખોની સખાવત કરનારા સખાવતી અને ચમડી જાય પણ દમડી ન જાય એવા શ્રીમંતો ત્હેણે જોયા. દેશ માટે પ્રાણ આપનારા દેશ ભક્તો અને દંભી બની દેશભક્તિ બતાવનારા વિવિધ તરેહનાં માણસો મુંબાઇમાં વસંતે જોયાં.

અપૂર્ણ.

# સ્ત્રી જગત્.

## હિન્દ.

મ. ગાંધીજીને મુંબાઇની મ્યુનીસીપલ કોરપોરેશન તરફથી માનપત્ર આપવાનો સમારંભ તા. ૨૯ મી ઓગસ્ટે સર કાવસજી જહાંગીર હોલમાં ઉજવાયો હતો. તા. ૩૦ મીએ રાષ્ટ્રીય સ્ત્રી સભાના આશ્રય હેઠળ હિંદના "દાદા" ની જયંતિ ઉજવવા એક સભા મારવાડી વિદ્યાલય હોલમાં એમનાજ પ્રમુખપદે મળી હતી. સભાના કામની શરૂઆત સૌ. અવંતિકાબાઇ ગોખલેના ગીતથી થઇ હતી. શ્રીમતી રતન બ્હેને પ્રસંગોચિત વિવેચન કરી મહાત્માજીને રૂ. ૪૫૩૬ ની થેલી અર્પણ કરી હતી. શ્રીમતી પરીન બ્હેન અને મિસિસ નાયડુએ પણ વિવેચન કર્યાં હતાં. મ. ગાંધીજીએ ભાષણ આપતાં "દાદા" ના મહાન ગુણોનું અનુકરણ કરવાની સલાહ આપી હતી

× × ×

મુંબાઇના ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળના આશ્રય હેઠળ હિંદના "દાદા" ની જયંતિ ઉજવવા એક સભા તા. ૬ ઠી ઓગસ્ટે આર્યસમાજ હોલમાં સૌ. જયશ્રીબ્હેન રાયજી, બી એ. ના પ્રમુખપદે મળી હતી. બાળાઓની ઇશ્વર સ્તુતિ બાદ પ્રમુખ બ્હેને એક મનનીય ભાષણ આપ્યું હતું. સૌ. હીરાંબાઇ તાતાએ કેટલુંક વિવેચન કર્યા બાદ બાળાઓના ગાયન પછી સૌ. બ્હેન જ્યોત્સના સહેતા બી. એ. એ "દાદા" ના જીવન ઉપર એક સુંદર અને મનનીય ભાષણ આપ્યું હતું. તે પછી મીસ ગુણીયલ દેસાઇએ દીલરૂબા સાથે એક ગીત ગાયું હતું. ગં. સ્વ. હાડીબ્હેનના વિવેચન પછી ઈશ્વર સ્તુતિ વગેરે કરી, પ્રમુખનો આભાર માની સભા વિસર્જન થઇ હતી ( સૌ. બ્હેન જયશ્રી અને સૌ બ્હેન જ્યોત્સનાના ભાષણો સ્થળાભાવે આ અંકમાં પ્રકટ કરી શકાયા નથી, તે હવે પછી પ્રકટ થશે ). બીજી એક સભા તા. ૭ મીએ યંગમેન્સ પારસી એસોસીએશનના આશ્રય હેઠળ મિસિસ નાયડુના પ્રમુખપદે એમ્પાયર થીએટરમાં મળી હતી. પુરૂષ વકતાઓ ઉપરાંત પ્રમુખ અને મીસ પાલમકોટે પ્રસંગોચિત વિવેચન કર્યાં હતાં.

× × ×

મુંબાઇની શ્રી લોકમાન્ય રાષ્ટ્રીય કન્યાશાળાનો વાર્ષિક સમારંભ મુઝફરાબાદ હોલમાં તા. ૩૧ મી ઓગસ્ટે મ. ગાંધીજીના પ્રમુખપદે ઉજવાયો હતો બાળાઓની પ્રાર્થના પછી પ્રીન્સીપાલે અહેવાલ વાંચ્યો હતો ત્યારબાદ કન્યાઓએ સંવાદ અને સંગીતનો કાર્યક્રમ રજુ કર્યો હતો મિસિસ નાયડુએ તેમને ઈનામો વ્હેંચી આપ્યાં હતાં.

× × ×

ઇંગ્લાંડના પ્રવાસેથી મિસિસ બેઝંટ તા. ૨૯ મી ઓગસ્ટે પાછાં ફરતાં મુંબાઇના બારામાં તેમને હર્ષભર્યો આવકાર અપાયો હતો. પોતે ઈંગ્લાંડમાં જઇ હિંદની ઉન્નતિ માટે કરેલા કામની માહિતિ આપતા ભવિષ્ય માટે સારી આશા બતાવી હતી ! હમણાં તેઓ પ્રજાને એકત્ર કરવાના કાર્યમાં ગાંધીજીને મદદ કરી રહ્યાં છે

× × ×

મુંબાઇ યુનીવર્સીટીની સુધારા કમિટિ સમક્ષ સાક્ષી આપતાં સૌ શારદાગૌરી મહેતા, બી. એ. જણાવ્યું હતું કે હાલમાં જે ગ્રેજ્યુએટો તૈયાર થાય છે તે ગુલામી વૃતિના હોય છે માટે તેમને સ્વદેશાભિમાની થાય એવું શિક્ષણ આપવું જોઇએ. વિદ્યાર્થીઓને એવા વાતાવરણમાં ઉછેરવામાં આવે છે કે તેમનામાં સ્વતંત્રતાનો જુસ્સો ઉત્પન્ન થતો નથી, સ્વમાનની વૃત્તિ ઉતરી જાય છે અને ગુલામીવૃત્તિ ઉત્પન્ન થાય છે.

× × ×

તા. ૫ મી ઓગસ્ટે સુરતના જિલ્લાના મેદાનમાં મ. ગાંધીજીને આવકાર આપવા સ્ત્રી પુરૂષોની એક જંગવર સભા શ્રીયુત દયાળજીના

પ્રમુખપદે મળી હતી. સંખ્યાબંધ સ્ત્રીપુરૂષોએ અને બાળકોએ તેમને ચરણે સુતર અને નાણાંની ભેટ ધરી હતી. ગ. ગાંધીજીએ એક મનનીય ભાષણ આપી કાંતવાની, સ્વદેશી કાપડ વાપરવાની અને અસ્પૃશ્યતા કાઢી નાંખવાની સલાહ આપી હતી. સભામાં અંત્યજ બ્હેનોની હાજરી પણ મોટી સંખ્યામાં હતી.

× × ×

રાજકોટમાં વનિતા વિશ્રામના મકાનનો પાયો નાંખવાની ક્રિયા તા. ૨૮ મીએ કર્નલ હુડે કરી હતી. આ મકાન માટે ૫૪૫૦ ચોરસ વારની જમીન યૂરોપીઅન જીમખાના સામે માત્ર નામના ભાડાથી સંસ્થાને સરકારે આપી છે. આશ્રમની બ્હેનોના પ્રાથમિક સંગીત પછી બ્હેન શીવગૌરી ગજ્જરે આશ્રમની પ્રવૃત્તિનો અહેવાલ કહ્યો હતો. તે પછી ગરબા, સંગીત સંવાદ વગેરે કાર્યક્રમ હતો. છેવટે કર્નલ હુડે પાયો નાંખી, બ્હેનોને ઇનામો વહેંચી આપ્યાં હતાં

× × ×

કુંડલામાં ગં. સ્વ. કસ્તુરબાના પ્રમુખપદે તા. ૨૫ મી ઓગસ્ટે સ્ત્રી મંડળનો વાર્ષિક સમારંભ ઉજવાયો હતો. જેમાં આશરે ૩૦૦ મહિલાઓએ હાજરી આપી હતી. શરૂઆતમાં પ્રાર્થના થયા પછી અહેવાલ વંચાયો હતો. ગં. હરીબ્હેને "માનવધર્મ" વિષયપર વિવેચન કર્યું હતું. ગં. શીવગૌરી બ્હેન પણ બોલ્યાં હતાં. કન્યાશાળાના હેડમીસ્ટ્રેસે પણ વિવેચન કર્યું હતું.

× × ×

તા. ૨૨ મી ઓગસ્ટે ઉજવાયલા મદ્રાસ યૂનીવરસીટીના પદવીદાન સમારંભમાં લગભગ ૪૫ સ્ત્રી વિદ્યાર્થીનીઓને જુદી જુદી ડીગ્રીઓ આપવામાં આવી હતી.

× × ×

એક વર્ષ પ્હેલાં સૈદાપેટની બેંચ કોર્ટમાં સરકારે મિસિસ હ્ગીન્સની મેજીસ્ટ્રેટ તરીકે નીમણૂંક કરી હતી. હાલમાં મદનપલ્લીની બેંચ કોર્ટમાં શ્રીમતી જયાલક્ષ્મી કુમારની નીમણૂક મેજીસ્ટ્રેટ તરીકે કરવામાં આવી છે,

× × ×

સંયુક્ત પ્રાંતોના પહાડી જીલ્લાઓમાં સગીર છોકરીઓને વેચવામાં આવે છે તે અટકાવવાના ઉપાયો સુચવવા એક કમીટી ધારાસભાએ નીમી છે. કન્યાશાળાઓમાં મેટ્રીકના ધોરણ સુધી ચરખો કાંતવાનું શિક્ષણ ફરજીઆત આપવા સંબંધી ભલામણ કરનારો ઠરાવ પણ થયો હતો.

× × ×

તા. ૧૯ મી ઓગસ્ટે કલકત્તામાં ચાર મોટી સભાઓ મિસિસ નાયડુના પ્રમુખપદે લોર્ડ લીટનના આક્ષેપ વિરૂદ્ધ પોકાર ઉઠાવવા મળી હતી. પ્રમુખે અને જાણીતા વક્તાઓએ ભાષણો કરી હિંદી સ્ત્રીઓનું અપમાન કરનારા લોર્ડ લીટનના એ આક્ષેપોની સખ્ત ઝાટકણી કાઢી હતી. ગવર્નરના એ ભાષણ સંબંધી ધારાસભામાં કેટલાક સવાલો પૂછવાની નોટીસ બાબુ હેરેન્દ્રનાથ ચૌધરીએ આપી હતી, પણ સવાલો પૂછવાની પરવાનગી અપાઇ નહતી. રંગુનમાં પણ એક વિરોધદર્શક સભા મિસિસ તૈયબજીના પ્રમુખપદે મળી હતી. કલકત્તામા એક સભા ગવર્નરના બચાવમાં પણ મળી હતી અને મીસ લીલા મુકરજીએ બચાવ કરનારૂં ભાષણ કર્યું હતું. બંગાલાની પ્રિસ્તિ પરિષદ્‌માં પણ એ વિષે ચર્ચા થઇ હતી અને ગવર્નર શબ્દો પાછા ખેંચી લેશે એવી આશા બતાવાઇ હતી. મિસિસ જે. ડબલ્યુ-વર્ડ્ઝવર્થે "ફોરવર્ડમાં" એક પત્ર લખી ગવર્નરને સલાહ આપી છે કે જાહેર માફી માંગી બીજીજ સ્ટીમરમા વિલાયત ચાલ્યા જવું. કવિવર રવિન્દ્રનાથે લખેલા એક પત્રનો જવાબ આપતાં ગવર્નરે એવો બચાવ કર્યો છે કે મારી ટીકા હિંદની બધી સ્ત્રીઓને નહિ પણ અમુક સ્ત્રીઓનેજ લાગુ પડે છે. લાહોર અને નાગપુરમાં પણ વિરોધદર્શક સભાઓ મળી હતી.

× × ×

ટીકારી (બંગાલા) ના રાજા સામે ઓસ્ટ્રેલિઅન નાચનારી એલસી ફોરેસ્ટે ભરણપોષણ મેળવવાનો દાવો માંડયો હતો. એ બાઇ થોડા વખત પ્હેલાં એક નાટક કંપની સાથે હિંદ આવી હતી. તે વખતે એ પરણેલી હતી કલકત્તામાં ટીકારીના રાજા એની સાથે પ્રેમમાં પડયા. તે પછી બાઇ સીડની (ઓસ્ટ્રેલિયા) પાછી ગઇ અને પતિ સાથે છુટાછેડા કરી લઇ હિંદ પાછી આવી રાજાને પરણી હતી. ન્યાયાધીશે ચુકાદો આપતાં જણાવ્યું કે દાવો ગેરકાયદેસર છે કારણ બાઇને હિંદુ ધર્મમાં લીધેલી નહિ હોવાથી લગ્ન ખોટાં છે. રાજાએ બાઇની પાસેથી ઝવેરાતના

દાગીના વગેરે પાછા મેળવવાની માગણી કરી હતી. કોર્ટે તે અપાવતાં કહ્યું કે રાજનો હકક વાજબી છે. એ દાગીના બક્ષીસ તરીકે નહિ પણ શોભાને ખાતર અપાયા હતા. ।

## એશિયા.

સિંહલદ્વિપમાં એક યુનીવરસીટી સ્થાપવાનો ત્યાંની ધારાસભાએ નિર્ણય કર્યો છે. એ યુનીવરસીટીમાં સ્ત્રીઓ માટે રહેવાના વસતિગૃહો અને બીજી સગવડો થશે એવી આશા રખાય છે.

× × ×

અફગાનિસ્થાનના ના. બેગમ સાહિબાએ યુદ્ધમાં જઇ આવેલા સૈનિકોને એક એક સોનાનો સિક્કો અને મીઠાઈથી ભરેલો રૂમાલ મોકલી જણાવ્યું હતું કે મારો દિકરો પણ જો લડવા જેટલી ઉમ્મરનો હોત તો જરૂર તેને તમારી સાથે મોકલત. અમીરે પણ ઘાયલ થયલા દરેક અમલદારને રૂ. ૧૦૦૦ અને સૈનિકને રૂ. ૫૦૦ આપ્યા છે.

× × ×

જાપાનની ટોકીઓ હાયર નોર્મલ સ્કુલની શિક્ષિકા શ્રીમતી ચીકાકો કુરોદાએ એમ. ડી ની ડીગ્રી મેળવી છે અને પ્રેકટીસ માટે ટોકીઓ શહેરમાં પોતાનું નામ નોંધાવ્યું છે. વૈદકીય ડીગ્રી મેળવનાર એ પ્હેલીજ જાપાનીઝ મહિલા છે

જાપાનમાં વેશ્યાઓને સંગીત અને નૃત્ય કલાઓ શીખવવા માટે મોટી મોટી પાઠશાળાઓ ખોલી છે. નાની કન્યાઓ અહિં મોટી સંખ્યામાં શિક્ષણ લે છે. ચૌદ વર્ષની ઉમ્મર થાય ત્યાં સુધીમાં શિક્ષણક્રમ પૂરો થાય છે, અને પરીક્ષામાં પાસ થતાં કોલેજ તરફથી તેમને ડીપ્લોમાં ( પ્રમાણપત્ર ) આપવામાં આવે છે

## આફ્રિકા.

કોન્ગોની સ્ત્રીઓ હાલની લગ્ન પદ્ધતિ, જેમાં પતિને તેમનું વેચાણ કરવામાં આવે છે, તેની વિરૂદ્ધ પોકાર ઉઠાવી રહી છે. તેઓ મીલ્કત ધરાવવા સંબંધી સમાન હક્ક મેળવવા પણ પ્રયત્નો કરે છે.

× × ×

મીસ સ્ટેલા યુક્ક ‘ડેલી એક્ષપ્રેસ’ માં લખતાં જણાવે છે કે કેનીઆ ( આફ્રિકા ) માં કેટલીક સ્ત્રીઓ કોફીના બગીચાની માલીક છે અને તેમાંની એક જણી તો કોફી ઉપરાંત ઢોર ઉછેરવાનો ધંધો પણ કરે છે. મલાયામાં રબરની ખેતી કરતી એક સ્ત્રી વિષે પણ તેણે લખ્યું છે.

## યુરૂપ.

ઇંગ્લાંડની પાર્લામેંટમાં કેટલાક ખરડાઓ જેમને માટે સ્ત્રીમંડળો પ્રયત્નો કરી રહ્યાં છે તે રજુ થયા હતા અને ચર્ચાયા હતા. સરખો મતાધિકાર આપવાનો ખરડો સરકારે અપનાવી લીધો છે. સગીર બાળકોના વાલીપણા સંબંધી ખરડો અમીર સભાની કમિટિએ પસાર કર્યો છે. ભરણ પોષણને લગતો ખરડો સરકારે અપનાવી દિવાને આમમાંથી પસાર કર્યો છે અને અપરિણીત માબાપોના બાળકોને કાયદેસર ઠરાવવાનો ખરડો અમીર સભાની કમિટી સુધી પ્હોંચ્યો છે. ઘર રંગવાના કામ સંબંધી અને કારખાના સંબંધી ખરડા દિવાને આમે બીજી વારના વાંચનમાં પસાર કર્યા છે. અમીર સ્ત્રીઓને પોતાના હકની રૂએ દિવાને ખાસમાં બેસવાની સતા આપતો ખરડો લોર્ડ એસ્ટરે રજુ કર્યો હતો પણ વિરોધને લીધે તેના પરની ચર્ચા બંધ રહી હતી.

સનદી નોકરીઓમાં એકજ પ્રકારના કામ માટે સ્ત્રીઓને પુરૂષો જેટલોજ પગાર ખર્ચ વધી જવાના કારણે નહિ આપી શકાય એવી દલીલ નાણા ખાતાના પ્રધાને કરી છે. વધારામાં તે જણાવે છે કે કામદાર પક્ષે સરખો પગાર આપવાનું વચન આપ્યું નથી. ખરી રીતે જોઇએ તો કામદાર પક્ષ એવી હિમાયત આજ વર્ષોથી કરતો આવ્યો છે. પરિણામે સ્ત્રી મંડળો ખજાનચીના કથનથી બહુ ગુસ્સે થયાં છે.

× × ×

ઉરમોય (ફ્રાંસ) માં એક ૧૪ વર્ષની એમેલીન માઉદીન નામે છોકરીએ કુહાડી મારીને પોતાના બાપને મારી નાંખ્યો છે. કહેવાય છે કે બાપે ઘરખર્ચ માટે આપેલા પૈસા તેણે મોજશોખમાં ઉડાવી દેવાથી બાપે તેને ઠપકો આપ્યો હતો, છોકરી આથી ગુસ્સે થઇ નાસી ગઇ હતી; પણ બીજે દિવસે સવારમાં પાછી આવી અને ઉંઘતા બાપ પર કુહાડી વડે હુમલો કરી તેને મારી નાંખ્યો.

× × ×

પેરીસ ( ફ્રાંસ ) માં એક ચકલાની હોસ્પીટલ સ્થપાઇ છે. એ હોસ્પીટલમાં સ્ત્રીઓ પોતાના

ચ્હેરાનો ઇલાજ કરાવવા જાય છે. જેના ચ્હેરા પર કરચલી પડી ગઇ હોય, ડાઘ પડયા હોય અને સુન્દર ન દેખાતો હોય તે અહિં આવી ઇલાજ કરાવે છે. પાંચ દિવસ સુધી દવાઓ લગાડી ચ્હેરાને એક યંત્રમાં દબાવી રાખવામાં આવે છે. એથી તકલીફ તો થાય છે પણ સુન્દર બનવાના શોખે સ્ત્રીઓ તે ખુશીથી સહન કરી લે છે. પાંચ દિવસ પછી ચ્હેરો જ્યારે સાફ થાય છે ત્યારે તે ચોકાચક્કાર, ચમકદાર અને ગુલાબી રંગનો બની રહે છે; કરચલીઓ પણ ગેપ થઇ જાય છે. બુઢ્ઢી સ્ત્રીઓ પણ એ ઇલાજથી જુવાન જેવી દેખાય છે.

× × ×

જુલાઇમાં જર્મનીમાં જુદે જુદે સ્થળે સ્ત્રીઓના વિવિધ પ્રકારના ધંધાદારી મંડળોની વાર્ષિક કે છમાસિક સભાઓ મળી હતી. સૌથી અગત્યની સભા જાહેર હિતના ધંધાને લગતી ગોથામાં મળી હતી જે વખતે પાર્લામેંટની સ્ત્રી સભાસદો અને બીજા અધિકારી વગેરે મોટી સંખ્યામા હાજરી આપી હતી. ડૉ. મૅરી બૉમે જણાવ્યું હતુંકે કાયદાના મૂત સ્વરૂપમાં આત્મા મુકવાનું કામ સ્ત્રીઓનું છે ટપાલ અને તારખાની સ્ત્રીઓની સભા કોનીગ્સબર્ગમાં મળી હતી જે પ્રસંગે ફરિયાદ થઇ હતી કે લગભગ પંદર ટકા સ્ત્રીઓને એ ખાતાઓમાંથી બરતરફ કરવામાં આવી છે. વિરોધદર્શક ઠરાવો સખ્ત શબ્દોમાં પસાર થયા હતા. હાજર રહેલી પાર્લામેંટની સ્ત્રી સભાસદોએ પોતાનાથી બનતું કરવાથી ખાત્રી આપી હતી.

× × ×

ફીન્લેન્ડમાં શ્રીમતી ફ્રેની બૉન પોતાના કાકાની ઇમારતી લાકડા વ્હેરવાની મીલની વ્યવસ્થા સુંદર રીતે કરી રહી છે. જંગલમાં લાકડું કપાય ત્યારથી તે ઇમારતો માટે તે તૈયાર થાય ત્યાં સુધીના સર્વ કામોની વ્યવસ્થા પર તે દેખરેખ રાખે છે. બીજા કાર્યોમાં પણ સ્ત્રીઓનો હિસ્સો મોટો છે. એક બેંકના કેશીઅરે લગભગ ર/૩ ભાગની મુડી ઉચાપત કરતાં તે બેંક ભાંગવાના ભયમાં આવી પડી હતી પરંતુ બેંકની મેનેજીંગ ડીરેક્ટર મહિલાએ પોતાની બાહોશીથી તેને ફરી પગભર કરી છે. મકાનોના બાંધકામમાં પણ ઇજનેર તેમજ કડીઆ તરીકે ઘણી સ્ત્રીઓ કામ કરે છે. કપડાં બનાવવાનો અને વેચવાનો ધંધો તેમના હાથમાં છે. કેટલીક સ્ત્રીઓ તો ચાર પાંચ ભાષાઓનું જ્ઞાન ધરાવે છે. ઘણી સ્ત્રીઓ વકીલો તરીકે કામ કરે છે. ખેતીવાડીના કામમાં સ્ત્રીઓ પણ બાહોશીથી ખેતરોની વ્યવસ્થા કરે છે. સ્ત્રીઓની માત્ર એકજ ફરિયાદ છે અને તે એકે પુરૂષો કરતાં તેમને ઓછું મહેનતાણું મળે છે.

## અમેરિકા.

અમેરિકામાં એક પતિએ પોતાની પત્ની પર ભરણપોષણ મેળવવા માટે દાવો માંડયો હતો ! પત્ની દર મહિને ૩૦ પાઉન્ડ કમાતી હતી જ્યારે પતિ પોતાનું ગુજરાન કરવાને અશક્ત હતો. ન્યાયાધીશે ચુકાદો આપતાં જણાવ્યું કે લગ્ન "આપ અને લે" નું સાટું હોવાથી પત્નીએ પતિનું ભરણપોષણ કરવું જોઇએ. પતિને દર અઠવાડીએ એક પાઉન્ડ આપવાનો કોર્ટે પત્નીને હુકમ કર્યો હતો.

× × ×

આરકાન્સાસ સ્ટેટ (અમેરિકા) ની સુપ્રીમ કોર્ટમાં એક જાણવા જોગ મુકદમો હાલમાં ચુકવાયો છે ત્યાંની નૉબલ હાઇસ્કુલમાં ભણતી પર્લ પુસ્સી નામે ૧૭ વર્ષની કન્યાને પોતાના ચ્હેરા પર પાવડર લગાડવા માટે શાળાના અધિકારીઓએ કાઢી મુકી હતી. માબાપે નીચલી કોર્ટમાં દાવો માંડયો પણ પાવડર લગાડવા વિરૂદ્ધ સ્કુલબોર્ડે કરેલા ઠરાવ વિરૂદ્ધ અટકાયત હુકમ કરવાની ના પાડી. અપીલમાં સુપ્રીમ કોર્ટે એ ઠરાવને યોગ્ય અને ડહાપણ ભર્યો જણાવ્યો છે.

× × ×

## સુધારો.

"કન્યાઓને અંગ્રેજી કેળવણી આપવાનો અનુકુળ વખત હજી નથી આવ્યો, એવો ઠરાવ વાંકાનેરની રાજ્યસભાએ" કર્યાનું ગતાંકમાં જણાવ્યું છે. આ ખબર આડે માગે દોરનારી છે. ખરી બીના એ છે કે સભામાં જુદી હાઇસ્કુલ સ્થાપવાનો સવાલ ચર્ચાયો હતો, પરંતુ કન્યાઓની સંખ્યા પુરતી નહિ હોવાથી એવી શાળા ખોલી શકાય નહિ. જે કન્યાઓ આગળ ભણવા માગે છે તેઓ છોકરાઓ માટેની હાઇસ્કુલમાં દાખલ થઇ શકે છે. હમણા એવી બે ત્રણ કન્યાઓજ શિક્ષણ લે છે.



## સ્ત્રીઓ માટે મતાધિકાર.

સિંહલદ્વિપ ( સીલોન ) માં પ્રકટ થતા "સાડી" નામે માસિકમાં "લીલી સાડી" ને નામે એક મહિલાએ " સ્ત્રીઓ માટે મતાધિકાર " એ વિષય ઉપર લખેલો એક લેખ પ્રકટ થયો છે. એ લેખમા ઈંગ્લાંડમાં સ્ત્રીઓને મતાધિકાર મળ્યો તે પ્હેલાં કેવી લડત કરવી પડી હતી તેની ચર્ચા કરવામાં આવી છે:

" સ્ત્રીઓના હક્ક માટેનીજ માત્ર નહિ પરંતુ મનુષ્ય સમાજમાં પોતાની સર્વ ફરજો અદા કરવાની સ્ત્રીઓને સ્વતંત્રતા મળે તે માટેની લડતમાં મિસિસ પેન્ખર્સ્ટ અને તેની પુત્રી ક્રીસ્તાબેલનાં નામો સૌથી વધારે જાણીતાં છે. અલબત્ત ઘણી સ્ત્રીઓ માટે ઘરની ફરજો પૂરતી થઇ પડતી હશે, પરંતુ બધી સ્ત્રીઓ સરખી નથી હોતી તેમની પ્રવૃત્તિ પર અંકુશ ન મુકતાં તેમને પોતાથી બનતું સર્વ કરવાની છુટ હોવી જોઈએ. દુનિયામાં ઉચ્ચ પ્રકારની શકિત એટલી બધી વહી નથી જતી કે સ્ત્રીઓની શક્તિને નકામી જવા દેવાય

" પાર્લામેંટ માટે મત આપવાનો સ્ત્રીઓનો હક્ક ખરી રીતે જોઇએ તો સન ૧૮૩૨ માં ખુંચવી લેવાયો. તે પ્હેલાં માત્ર બહુ ધનવાન પુરૂષો અને મીલ્કતદાર સ્ત્રીઓને સરખો અધિકાર હતો કેટલાક લોકો કહેતા કે જો પત્નીને મતાધિકાર અપાશે તો ઘરમાં તેમના પતિ સાથે રાજકીય વિષયમાં ઝઘડા થશે અને મતભેદ પડતાં પત્નીનો મત પતિના મતની વિરૂદ્ધ પડી તેને નકામો કરી નાંખશે. એ વાત ખરી હોય તો મીલ્કતના સરખા ભાગીદાર બે ભાઇઓ વચ્ચે રાજકીય મતભેદ પડતાં શું થાય છે? સ્ત્રીઓ પણ એજ રીતે ગૃહરાજ્યની સરખી ભાગીદાર છે ગૃહની જેમ દેશના જીવનમાં પણ સ્ત્રીઓનો હિસ્સો કીમતી છે. અલબત્ત એ હિસ્સો પુરૂષોના હિસ્સા કરતાં જુદાજ પ્રકારનો હશે અને તેમાંજ તેની ખરી કીમત છે.

" એમ પણ કહેવાતું કે પતિઓ પત્નીઓના પ્રતિનિધિઓ છે. પરણેલી સ્ત્રીઓ માટે એ વાત માની શકાય પણ ઘણી સ્ત્રીઓ જેઓ પરણેલી નથી હોતી તેમનું શું ? ખાસ કરીને ઉચ્ચ કેળવણી પામેલી બુદ્ધિમતિ સ્ત્રીઓ પરણેલી હોય તોય તેમના પતિઓ તેમની દૃષ્ટિએજ વિચાર કરી શકશે એની શી ખાત્રી ? સ્ત્રીઓની સેવાની ખાનગી તેમજ જાહેર જીવનમાં સરખી જરૂર છે અને તેમને પુરૂષો જેવોજ દરજ્જો અને માન મળવાં જોઇએ. સાધારણ સ્ત્રીને પણ ઘરકામ કરતાં, શીવતાં ભરતાં રાજકીય વિષયો પર વિચાર કરવાનો પુષ્કળ સમય મળી શકે છે. મત આપવા જવા માટે પણ બહુ તકલીફ નથી વેઠવી પડતી.

" કેટલાક પુરૂષોને જીવનના સાથી તરીકે ફીરસ્તાજ જોઇએ છે, એવા ફીરસ્તા કે જે તેમના રાજકીય ઝઘડાઓમાં પડે નહિ અને નીચે ઉતરી તેમના રાજકીય જીવનના જાળાંઝપટાં કાઢી ન નાંખે. એ જીવનસાથીની મદદ તેમને નથી જોઇતી. કારણ સ્ત્રીઓ જ્યારે જાહેર જીવનમાં સામાન્ય રીતે ઝંપલાવે છે ત્યારે પ્હેલાં તો બધો કચરો સાફ કરી નાંખવાની હઠ પકડે છે. "

## શાન્શી (ચીન) નો ગવર્નરઃ

" સ્ત્રીધર્મ " નીચે પ્રમાણે જણાવે છેઃ—

" શાન્શી પ્રાંતનો ગવર્નર એક આદર્શ રાજકર્તા છે. સ્ત્રીઓનું હિત તે બહુ હૃદય સરસું રાખે છે હમણા એક અમેરિકન મહિલાએ તેની મુલાકાત લીધી ત્યારે તેણે કહ્યું હતુંઃ ' હમણાં હું બે પ્રકારના સુધારા કરવા મથુ છું છોકરા અને છોકરીઓને નિશાળે મોકલવાની સલાહ આપવા મેં વર્ષો સુધી ભાષણો આપ્યાં છે. હવે સ્ત્રીઓની અને બાળાઓની કેળવણી માટે હું કાયદો ઘડવા માગું છું, અને સ્ત્રીઓ તેમજ

પુરૂષો માટે કેળવણી ફરજીઆત કરવા ઇચ્છું છું. સ્ત્રીઓ મીલ્કત ધરાવી શકે એવો કાયદો ઘડવાની પણ હાલની સંસ્કૃતિ જોતાં ખાસ જરૂર છે. અત્યાર સુધી ચીનમાં સ્ત્રીઓ પોતાના હકની રૂએ મીલ્કત ધરાવી શકતી નથી. સ્ત્રીને તલ્લાક આપી હોય, તે વિધવા થઈ હોય યા કુંવારી રહી હોય તો તેના મીલ્કત સંબંધી હક ભયમાં આવી પડે છે. એ સ્થિતિ ટાળવાનો મારો ઇરાદો છે.

અમેરિકન મહિલાએ પ્રશ્ન કર્યો: "સ્ત્રી કેળવણીથી ચીનની પ્રાચીન ગૃહવ્યવસ્થા ભયમા આવી પડશે એવો શું આપ નામદારને ડર નથી ?"

"ના. કેળવણી અત્યારની કુટુંબ અને ગૃહવ્યવસ્થામાં ઉથલ પાથલ નહિ કરી શકે." કેળવણીથી સ્ત્રીઓ ગૃહજીવન માટે વધારે લાયક બનશે; તેઓ પોતાની ફરજો સ્હેલાઇથી અને કુશળતાથી અદા કરી શકશે અને દરેક રીતે કુટુંબનું ભલું કરી શકશે. જ્ઞાન અને કેળવણીમાં ડરવા જેવું કાંઇ હોય જ નહિ.

"લગ્નની જુની પ્રથા–માબાપ કન્યા માટે વર પસંદ કરે તે રીત વિષે ગવર્નર કાંઇ પણ ટીકા કરતા નથી–સારો છે કે નરસી તે કહેતા નથી. છતાં તે એટલું તો માને છે કે માબાપે છોકરીની સંમતિ મેળવવાનો પ્રયત્ન કરવો જોઇએ આ સંબંધી એમણે પોતાના ભાષણોમાં ઘણીવાર કહ્યું છે. તે અલબત્ત બાળલગ્નની સર્વથા વિરૂદ્ધ છે, અને બહુ નાના બાળકોના વિવાહ થાય તેમાં સંમત નથી.

**અમેરિકાને અદેખાઈ થાય છે !**

"ન્યુ યોર્ક ટાઇમ્સ" નીચે પ્રમાણે લખે છે:

"સર્વને લગ્ન કરવાનું સુગમ થઇ પડે તે માટે તુર્કસ્તાનમાં મુસ્તફા કમાલ પાશાએ જે રાજનીતિ અખત્યાર કરી છે, તે ઘણા અમેરિકનોને અનુકરણ કરવા પ્રેરશે. એનેટોલીઆની મ્યુનીસીપલ સભાઓએ એવું ફરમાન બ્હાર પાડ્યું છે કે પરણનાર કન્યાઓએ હવે પછી બે પોશાક અને ફરનીચરના એક સેટથી સંતોષ માનવો સગાંઓએ કન્યાને ભેટો આપવી નહિ અને કન્યાના શ્રંગારમાં સોનાનું ઘરેણું ન હોવું જોઇએ વાજાંઓ ઉપર પણ અંકુશ મુકાયો છે અને જાનને માટે ત્રણ ગાડીથી વધારે રોકવાની મનાઇ કરી છે. આ કરકસર વ્યવહારમાં–અમલમાં મુકાય છે તેની ખાત્રી કરવા કન્યાને પોતાનો હાથજો જાહેર પ્રજાને જોવા માટે ખુલ્લો રાખવાની ફરજ પાડી છે.

"અહિં અમેરિકામાં એવી અંતિમ છતાં રચનાત્મક રાજનીતિનો અભાવ છે. અમેરિકન પિતા અને અમેરિકન વર હજી ય વેપારી દૃષ્ટિએ યોજાયલા જુના રિવાજોના પંજામાં સપડાયલા છે–જેમાં ગાન તાન, વસ્ત્રાભુષણ, છાપવાનું અને કાગળો તથા નોકર ચાકરોના દબદબાનો સમાવેશ થાય છે. ઉપરાંત વર તરફની બક્ષીસો, ધર્મગુરૂના દાપાં, હીરાના આભુષણો, ફેન્સી વસ્ત્રો, અને આનંદ-રાત્રિ વગેરે પણ એ રિવાજોમાં આવી જાય છે, અલબત પરણનાર જોડાંને બદલામાં મિત્રો અને સગાંઓ તરફથી ભેટ સોગાદો મળે છે, પણ તે એક વખતે આપેલી ભેટના બદલામાં યા ભવિષ્યમાં બદલો મેળવવાની આશાએ અપાય છે. એવી ભેટ સોગાદોનો બદલો પાછો વાળતાં જુવાન જોડાંઓની જીંદગી ખલાસ થઇ જાય છે. આપણે એટલા માટે સુધરેલા તુર્ક દેશ વાસીને આભારથી નમવું જોઇએ. તેણે અનુકરણ કરવા યોગ્ય માર્ગ બતાવ્યો છે"

અમેરિકાને જેવી અદેખાઇ થાય છે તેવી હિંદને પણ જરૂર થશે. અમેરિકા માટે ઉપર જે કહેવાયું છે તેમાંનું ઘણું ખરું હિંદને લાગુ પડે છે. શુભ પ્રસંગોમાં દેખાદેખી ખર્ચ કરી ખોટી મોટાઇ મેળવવાના ફાંફા મારતા કુલણજીઓ આ કરકસરના નિયમનું અનુકરણ કરશે ખરા ?





### ગુજરાતી સ્ત્રીઓ અને મહાત્મા ગાંધીજી

હિન્દમાં રાજકીય નેતાઓ ઘણા થઇ ગયા છે. તેઓમાંથી કોઇ બહુજ બાહોશ હતા, કોઇ બહુજ વિચક્ષણ હતા, કોઇ કાર્યદક્ષ હતા, અને કેટલાક મહાન પણ હતા. પ્રજાને તે દરેક ઉપર વિશ્વાસ અને માન હતાં, પરન્તુ પ્રજાની નજરમાં મહાત્મા ગાંધીજીનું સ્થાન કાંઇક જુદુંજ છે. ખાસ કરીને સ્ત્રીઓના ઉપર તો ગાંધીજીની અસર અજબજ થઇ છે. આનાં કારણ બે ત્રણ છે. એક કારણ તો એ કે ગાંધીજી મહાત્મા છે. સ્ત્રીઓ કુદરતી રીતેજ પુરૂષો કરતા સાત્વિક હોય છે. સંત મહંત ઉપર સ્ત્રીઓને આસ્થા હોય છે તેટલી પુરૂષોને નથી હોતી, તે તો જાણીતુંજ છે. સાધુ, સંન્યાસી તરફ સ્ત્રીઓને જેવો પૂજ્યભાવ હોય છે તેવો પુરૂષોને નથી હોતો. ગાંધીજી તરફ ગુજરાતી સ્ત્રીઓનો આ જાતનો પૂજ્યભાવ અને આ જાતની શ્રદ્ધા છે.

બીજું મોટું કારણ એ છે કે બીજા બધા આગેવાનો રાજકીય અને સંસારિક કાર્યક્ષેત્રોને તદ્દન એક બીજાથી અલગ માનતાં હતા. તેઓ અમુક એક વખતે મનમાં નક્કી કરતા કે બેમાંથી કયા ક્ષેત્રમાં કામ કરવું, અને પછી તેમાં ઝૂકાવતા અને પોતાનું સર્વસ્વ તે કાર્ય માટે આપી દેતા હતા. સાંસારિક કાર્યક્ષેત્રમાં કામ કરનારા આગેવાનો જ્ઞાતિબન્ધનો, બાળ-લગ્ન, વિધવા વિવાહ વિગેરે પ્રશ્નો લઇને બેસતા હતા. તેઓ રાજકીય પ્રશ્નોમાં જરા પણ રસ લેતા નહિ, રાજકીય કાર્યક્ષેત્રમાં કામ કરનાર ઉપરની કોઇ પણ બાબતની દરકાર નહોતા રાખતા. સમાજિક વિષયો માટે તેમના વિચારો ગમે તે હોય; લોકોને તેની પરવા હતી નહિં. લોકો તો માત્ર એટલુંજ જોતા કે હિન્દને સ્વતંત્ર કરવા માટે સરકાર સાથે લડવા માટે તેઓ શું કરે છે. એટલે કોઈ પુરૂષ રાજકીય લડતની બાબતોમાં ઘણો કાબેલ હોય તો પ્રજા તરફથી તેને જોઇએ તેટલું નેતા તરીકે માન અને આવકાર મળતાં. પછી ભલે તે બાળલગ્નમાં માનતો હોય, અન્ત્યજોનો તિરસ્કાર કરતો હોય કે બે સ્ત્રીઓનો પતિ હોય પ્રજાને તેના અંગત જીવનની પરવા હતી નહિં. માત્ર જાહેર જીવનમાં જો તે પ્રવીણ હોય તો બસ હતું. સરકાર સામે લડવામાં તો માત્ર બુદ્ધિશકિતની જરૂર પડે એમ માનવામાં આવતું હતું. એમાં લાગણીનો સમાવેશ બહુ થતો નહિં અને લાગણીનો અંશ ઓછો એટલે સ્ત્રીઓના મન ઉપર તે લડતની અસર શું હોય? કારણ કે હંમેશાં જોવામાં આવે છે કે જે કામમાં માત્ર બુદ્ધિનેજ અવકાશ હોય તે કામ તરફ સ્ત્રીઓ ભાગ્યેજ દોરાય છે. જ્યાં લાગણી આવી કે તરત સ્ત્રીઓ તેમાં ઝંપલાવે છે.

### (૧) ગાંધીજીની પ્રવૃત્તિમાં સ્ત્રીઓનો હિસ્સો

ગાંધીજીએ રાજકીય અને સામાજિક પ્રશ્નોને એકઠા કરી દીધા. એમનો મુખ્ય ઉપદેશ 'ચાહો અને સહો' છે. અને એ બંને કાર્ય તો પુરૂષો કરતાં સ્ત્રીઓજ વધારે સારી રીતે કરી શકે. ગાંધીજીનો મુખ્ય આદર્શ वसुधैव कुटुम्बकम् છે અને તે આદર્શ સ્ત્રીઓની ભાવનાને વધારે યોગ્ય છે. ગાંધીજીની લડતમાં બુદ્ધિ અને લાગણીનો સરખો ખપ પડે. આથીજ સ્ત્રીઓ એમની લડતમાં રસ લે છે.

પોતાની રાજકીય ચળવળોમાં સ્ત્રીઓને સામેલ કરવી એવો ગાંધીજીનો ખાસ આગ્રહ

છે. અસહકારની લડત માટે તેમણે એક વખતે કહેલું કે, " જ્યાં સુધી અસહકારની લડતમાં સ્ત્રીઓને સામેલ નહિં કરીએ, ત્યાં સુધી આપણી મુશ્કેલીઓને છેડેલ અટ નહિં આવે અને આપણો સંઘ કાશીએ મોડો પહોંચશે અથવા ન પણ પહોંચે." વળી બીજી જગાએ તેમણે કહ્યું છે કે, "સ્વરાજ્ય પ્રાપ્તિની લડતમાં સ્ત્રીઓનો પણ પુરૂષોને જેટલોજ હિસ્સો હોવો જોઇએ, અને આપણી આ શાંત અપ્રતિકારની લડતમાં સ્ત્રીઓ તો પુરૂષોને ગાઉના ગાઉ પાછળ મૂકી દે એમ છે." પુરૂષોની માફક સ્ત્રીઓ પણ કારાગૃહનિવાસ કરે એમ તેમનું માનવું છે. તેમનાજ શબ્દોમાં કહીએ તો, " હવે તો પુરૂષોની પડખે રહીનેજ ભલે સ્ત્રીઓ પણ અત્યારથીજ જેલની જિંદગીમાં પુરૂષોની ભાગીદાર બનતી. એમની લાજની રક્ષા કરનારો ઇશ્વર બેઠો છે."

**(૨) આફ્રિકા, ચંપારણ્ય અને ખેડા.**

ગાંધીજીએ જાહેર જીવન શરૂ કર્યું ત્યારથીજ એટલે દક્ષિણ આફ્રિકાની લડત વખતથીજ સ્ત્રીઓ તેમની ચળવળોમાં ભાગ લેતી આવી છે. ૧૯૧૪ માં દક્ષિણ આફ્રિકાની છેલ્લી લડત વખતે શરૂઆતમાં એવું હતું કે જેલમાં જવા માટે દસ બારથી વધારે માણસો તૈયાર હતા નહિં. માણસોમાં ઉત્સાહજ હતો નહિં. તે વખતે પોતાના કુટુંબની અને ઓળખીતામાંથી થોડીક બહેનોને તેમણે પરવાના વગર ફેરીના કામ માટે ખાણમાં મોકલી. સરકારી હુકમનો અનાદર કરવા માટે આ બહેનોને પકડવામાં આવી. સ્ત્રીઓને પકડી તેથી પુરૂષોને જોર ચઢયું અને લડતની શરૂઆત થઇ. ચંપારણ્યમાં ગાંધીજીએ ખેડુતો તરફથી નીલવરોની સામે લડવા માડયું ત્યારે ઘણી સ્ત્રીઓ સ્વયંસેવિકા તરીકે દાખલ થઈ. તેમણે દુર દુર ગામડાઓમાં જઇને ખેડુતોનાં બાળકો માટે નિશાળો કઢાવી, ખેડુતોની સ્ત્રીઓને બાળકોની અને માંદાની માવજત કેમ કરવી તે બધું શીખવ્યું અને મોટાં નાના બધાને આરોગ્યના નિયમો સમજાવીને સ્વચ્છ જીવન ગાળતાં શીખવ્યું. ખેડાની લડત વખતે પણ શું હતું ? સ્ત્રીઓને ગાંધીજીએ સમજાવ્યું કે તમારે કોઇ પણ કારણસર સરકારને કર આપવા દેવો નહિ. તમારાં ઢોર જાય, ઘર જાય તો બધું જવા દેજો પણ કર આપવા દેશો નહિ. સ્ત્રીઓની સહનશક્તિ માટે ગાંધીજીને ખાત્રી હતી. તેમને લાગ્યુંજ કે ગમે તેવું દુઃખ સ્ત્રીઓ સહન કરશે, પણ એકવાર તેઓ ધારશે કે કર નથી આપવો, તો પછી ગમે તે થશે તો પણ નહિં આપવા દે, અને તેમના ઉપર ગાંધીજીને આટલી બધી શ્રદ્ધા છે એમ જ્યારે સ્ત્રીઓએ જાણ્યું ત્યારે તેમને બમણું શુર ચઢયું, અને તેમણે કર આપવા ના દીધો. જો એકલા પુરૂષોનેજ લડત કરવાનું કામ આપ્યું હોત તો કદી પણ લડત સફળ ના થાત. કાળા કાયદા વખતે અમદાવાદમાંથી વિરોધ દર્શાવવા માટે સહીઓ લેવામાં આવી હતી, ત્યારે સ્ત્રીઓએ પણ સહી કરી હતી. અને છઠ્ઠી એપ્રિલને દિવસે સરઘસ વિગેરે થયું હતું તેમાં સ્ત્રીઓએ આગળ પડતો ભાગ લીધો હતો.

આ બધું બતાવે છે કે ગાંધીજી પહેલેથીજ પોતાની લડત વખતે સ્ત્રીઓને સાથે રાખતા આવ્યા છે.

**(૩) "સ્વદેશી"ની પ્રવૃત્તિમાં.**

સ્વદેશીની ચળવળમાં તો ગુજરાતની સ્ત્રીઓ તરફથી તેમને ઘણો ટેકો મળ્યો છે એમ કહ્યા વગર નહિજ ચાલે. સ્વદેશી ચીજોની વાત બાજુએ મૂકો પણ સ્વદેશી કાપડના પ્રચારમાં તો સ્ત્રીઓ તરફથી તેમને અને સ્ત્રીઓને તેમની તરફથી મદદ મળી છે. ૧૯૧૪-૧૫ સુધી ગુજરાતની સ્ત્રીઓ પુષ્કળ પૈસા વિલાયતી કાપડ પછવાડે ખરચતી હતી. એ અરસામાં વિલાયતી કાપડજ લેવામાં મોટાઇ મનાતી હતી. સ્ત્રીઓ કાંઈ તે જાણી જોઇને વિલાયતી ખાતર લેતી નહિ તેઓને તો માત્ર ઝીણાં અને સુન્દર દેખાતાં કપડાંનીજ મોહિની લાગી હતી. ગાંધીજીના આવ્યા પછી જોતજોતામાં ખુલ્લો ફેર પડી ગયો. સ્વદેશીનો પ્રચાર તે વખતે શરૂ નહિં થયો હોત તો પરિણામ શું આવત તે કલ્પવું મુશ્કેલ છે. વખતે મુંબઇની હાલની કેટલીક પારસી સ્ત્રીઓની જે સ્થિતિ છે તે હિન્દુ બહેનોની પણ થઇ હોત, પણ સુભાગ્યે ચક્ર ફરી ગયું, અને ગુજરાતની બહેનોમાં સ્વદેશી અને સાથે સાદાઇનો પ્રવેશ થયો. આ ગાંધીજીનેજ લીધે થયું કે

જમાનાની અસર તે તો કહી શકાય નહિં. પણ કારણભૂત તો ગાંધીજી ખરાજ. મારૂં એમ કહેવું નથી કે હવે ગુજરાતની બધી બહેનો સ્વદેશીજ પહેરે છે. હજુ ઘણી બહેનો પરદેશી કાપડ વાપરે છે, સમજીને અને સમજ્યા વગર, અને ઘણી થોડીજ બહેનો શુદ્ધ સ્વદેશી તો પહેરે છે. પરન્તુ સ્વદેશીની ભાવના એકંદર સ્ત્રીઓમાં આવી છે, અને સાદાઇ તો ચોક્કસ આવી છે. ભણેલી અને અજ્ઞાન બધી બહેનો એટલું તો સમજી છે કે સાદાઇમાંજ મોટાઇ છે. પહેરવેશનો શેક તો મનનું સંકુચિતપણું અને છછુંખલપણુંજ બતાવે છે.

**(૪) રેંટીયાની પ્રવૃત્તિમાં.** સ્વદેશી અને ખાદીના પ્રચારની સાથેજ કાંતવાનો ઉપદેશ ગાંધીજીએ કર્યો ત્યારથી તો તેમની લડતમાં સ્ત્રીઓને સંપૂર્ણ હિસ્સો મળ્યો એમ કહી શકાય. જુના વખતથી સુતર કાંતવાનું કામ સ્ત્રીઓજ કરે છે. ગાંધીજીએ તો પુરૂષોને પણ તે કામ આપ્યું છે પરન્તુ સ્ત્રીઓને ખાસ કરીને. સ્ત્રીઓ ઘરકામથી પરવારે ત્યારે બીજા કાંઇ કામને અભાવે હાથ જોડીને બેસી રહે કે નિન્દા વિગેરે કરે તેના કરતાં કાંઇ કામ કરે તો સારૂં એમ તેમનું કહેવું છે. કાંતવાના કામમાં કાંઇ ખાસ મહેનત પડતી નથી. અને એવી જાતની બારીકીનું કામ સ્ત્રીઓ સહેજ કરી શકે. વિધવા સ્ત્રીઓની હિન્દુસંસારમાં સ્થિતિ કાંઇક વિચિત્ર છે. કોઇ કુટુંબોમાં ઘરનો સર્વ બોજો તેમના પર હોય છે. પરન્તુ કોઇ કુટુંબોમાં તો તેમને દિવસ કેમ ગાળવો તે પણ સમજ ના પડે એટલી ફુરસદ હોય છે. લગભગ બધેજ ઠેકાણે તેઓ કોઇ સગાસંબંધીને આશરે આખી જીંદગી કહાડે છે. આવી બહેનો જો કાંતે તો તેમને વખત પણ જાય અને જીંદગી સ્વતંત્ર પણ થાય. ગાંધીજીએ રેંટીયાનો પ્રચાર શરૂ કર્યો ત્યારથી આવી ઘણી બહેનો કાંતવા મંડી ગઇ છે અને તેમણે આર્થિક સ્વતંત્રતા મેળવી છે અને નિશ્ચિત કામમાં મન પરોવાવાથી તેમનાં જીવન પણ સુખમય થયાં છે. ગરીબ પણ ખાનદાન કુટુંબની સ્ત્રીઓને પણ ગાંધીજીની આ પ્રવૃત્તિથી ફાયદો થયો છે. કુળ ખાનદાન હોય એટલે ભીખ મંગાય નહિં તેમજ એવી એક જુની પ્રથા પડી ગયલી કે સ્ત્રીઓથી ઘરકામ સિવાય બીજું કામ કરાયજ નહિં. કરે તો હિણપત લાગે તેથી એવી સ્ત્રીઓ ભુખમરા વેઠીને જીવન જેમ તેમ ગાળતી હતી. તેમણે હવે કાંતવાનું શરૂ કર્યું છે. કાંતવાનો ધંધો તો ઘેર બેઠાં કરાય, અને એ પણ એક જાતનું ઘરકામજ ગણાય એટલે નાતમ પણ લાગે નહિં. વળી ગાંધીજીના ઉપદેશથી ગરીબ તવંગર બધાંજ કાંતે અને બધાંજ જાડાં ખાદીનાં કપડાં પહેરે એટલે ઉંચાનીચાના ભેદજ લગભગ જતા રહ્યા. અને અમુક કામ તો ખાનદાન કુટુંબનાંથી થાયજ નહિં એવું કાંઇ રહ્યું નથી.

**(૫) શાળાઓના બહિષ્કારમાં અને પિકેટીંગમાં.** સ્વદેશીની ચળવળમાં ગાંધીજીને જેમ સ્ત્રીઓએ મદદ કરી છે તેમ અસહકારમાં પણ ઘણી કરી છે. અસહકારના પાંચ મુખ્ય મંત્રોમાંથી એક તો ઉપર કહ્યો તે-પરદેશી કાપડનો બહિષ્કાર-તેમાં તો સ્ત્રીઓનો મોટો ભાગ છે. ઉપર જણાવ્યું તે પ્રમાણે કાંતવાનું કામ તો સેંકડો સ્ત્રીઓ કરે છે. ઘણી સ્ત્રીઓ તો તે ધંધા તરીકેજ લઇને બેઠી છે. રેંટીયા વર્ગો પણ કેટલીક બહેનો ચલાવે છે. વણવાનું કામ પણ કોઇ કોઇ કરે છે. ઘણી બહેનો ખાદીજ પહેરે છે. કેટલીક ખાદી પહેરવાનો ઉપદેશ ગામડે ગામડે કરે છે, અને સ્વદેશીના ફાયદા સમજાવે છે. ઘણી બહેનો ખાદી વેચે છે, અને પરદેશી કાપડનો ત્યાગ તો હજારો બહેનોએ કર્યો છે. સ્ત્રીઓ જાતે ખાદી વાપરે એટલે સાથે બાળકો અને કુટુંબ તો આવીજ જાય. સરકારી શાળાઓ વિગેરેનો બહિષ્કાર કરવો એ પણ અસહકારનો એક મંત્ર છે. પોતાનાં બાળકોને રાષ્ટ્રીય શાળાઓમાં પુરૂષો તરફથી મોકલવામાં આવે તેમાં વાંધો ના હો તે તો જાણે બાજુએ રહ્યું, પણ કેટલાક પ્રસંગોમાં તો એવું પણ બનેલું છે કે બાળકો રાષ્ટ્રીય શાળાઓમાં ના જતાં હોય, તે બાબત પુરૂષ વર્ગનું દુર્લક્ષ્ય હોય તેવે વખતે ઘણી સ્ત્રીઓએ તે તરફ તેમનું લક્ષ ખેંચીને

તેમને રાષ્ટ્રીય શાળાઓમાં મોકલ્યાં હતાં. કેટલેક ઠેકાણે સ્ત્રીઓનાં ખાસ આગ્રહથીજ ઘરનાં બાળકોને સરકારી શાળાઓમાંથી ઉઠાડી લેવામાં આવ્યાં હતાં. દારૂની દુકાનોનું પિકેટીંગ થતું હતું ત્યારે કેટલીક બહેનો સ્વયંસેવિકા થઇ હતી અને પિકેટીંગ કરતી હતી. સરકારી હુકમ તોડીને જેલમાં જવાને પણ સ્ત્રીઓ તૈયાર થઇ હતી.

આ પ્રમાણે અસહકારમાં પણ સ્ત્રીઓનો હિસ્સો છેકજ નજીવો નથી.

**(૬) માતૃભાષાના ઉપયોગથી થયલી સરળતા.**

બીજા કોઇ નેતાઓને સ્ત્રીઓ તરફથી આટલી બધી મદદ નહોતી મળતી અને તેમની લડતમાં સ્ત્રીઓ રસ નહોતી લેતી તેનાં બે કારણો તો કહ્યાં. ત્રીજું કારણ એ છે કે ગાંધીજી પોતાના બધા લેખો, સંદેશા, ભાષણો વિગેરેમાં માતૃભાષા વાપરે છે. બીજા બધા નેતાઓ હમેશ બીજી ભાષા વાપરતા આવ્યા છે. સ્ત્રીઓ તેમનાં લખાણો અને ભાષણો કેવી રીતે સમજી શકે? ગૌતમબુદ્ધના અનુયાયીઓમાં સ્ત્રીઓનો પણ મોટો ભાગ હતો. તેનું કારણ એજ કે તેમના ઉપદેશો સંસ્કૃતને બદલે પાલી ભાષામાં થતા હતા. ગાંધીજીને પણ સ્ત્રીઓનો ટેકો માતૃભાષાના પ્રયોગને લીધેજ મળ્યો છે.

**(૭) કંઈક ઉણપ.**

સ્ત્રીઓના મનમાં ગાંધીજીનું સ્થાન બીજા નેતાઓથી જુદુંજ છે. ગાંધીજી પણ સ્ત્રીઓને પોતાની લડતમાં દાખલ કરવા માટે ખુશી છે એ બધું ખરૂં પણ તે છતાં ગાંધીજીની સ્ત્રીઓ તરફની વર્તણુકમાં કાંઇક વિચિત્રતા લાગે છે. અલબત, ગાંધીજી સ્ત્રીઓને માન આપે છે, લડતમાં પુરુષોના જેટલોજ હિસ્સો આપે છે, પરન્તુ તે માનમાં કાંઇક બાકી લાગ્યા કરે છે. તે શું હશે? મારા ધારવા પ્રમાણે ગાંધીજીને સ્ત્રીઓની સહનશક્તિ અને લાગણી માટે માન છે. તેઓ જાણે છે કે સ્ત્રીઓ દુઃખ સહન કરવામાં તો પુરુષોને હરાવીજ દે એટલે સત્યાગ્રહ કે અહિંસાત્મક અસહકારનું પાલન તો તેઓ પુરૂષો કરતાં વધારે સહેલાઇથી કરે, પરન્તુ મને લાગે છે કે તેમનું માનવું છે કે સ્ત્રીઓ બુદ્ધિશક્તિમાં પુરૂષોથી છેકજ ઉતરતી છે, અને તેથી બુદ્ધિની જ્યાં વાત આવે છે ત્યાં તેઓ સ્ત્રીઓ તરફ તિરસ્કારથી જોય છે અને તેમની ગણત્રી કરતા નથી. તેમની સાથે અને વખતો વખત સલાહ લઇને ઘણી બહેનો આજ કેટલા વખતથી કામ કરે છે. દાખલા તરીકે મુખ્ય બે બહેનો શ્રીમતી અનસૂયા બહેન અને શ્રીમતી સરોજિની નાયડુ લઇએ. મહાત્માજીની સાથે કામ કરનારા લગભગ બધાજ ભાઈઓ કરતાં આ બે બહેનો કાર્યદક્ષતામાં અને નિપુણતામાં ચઢિયાતાં છે. તેઓ તો ગાંધીજી ગુજરાતમાં આવ્યા તે પહેલાંથીજ પોતપોતાનાં કાર્ય હોંશિયારીથી કરતાં હતાં. તે છતાં અંદરખુણેથી જોતાં લાગે છે કે તે બહેનો આખરે સ્ત્રીઓ છે, અને તેથી પુરૂષો કરતાં કાંઈક ઉતરતાં છે તે વાત ગાંધીજી ભુલી શકતા નથી.

**મ. ગાંધીજી અને સ્ત્રીકેળવણી.**

સ્ત્રીકેળવણી વિષે મહાત્મા ગાંધીજીએ અત્યાર સુધીમાં થોડુંજ કહ્યું છે. તેઓ માને છે કે હાલની સ્ત્રીશિક્ષણ પદ્ધતિ પુરૂષશિક્ષણ પદ્ધતિની માફક ખામીઓથી ભરેલી છે, અને તેમાં ફેરફારની જરૂર છે. પ્રાથમિક કેળવણી બન્ને વર્ગને સામાન્ય હોઇ શકે પણ પછી આગળની કેળવણીમાં ભેદ રાખવાની આવશ્યકતા છે. સંસારમાં પુરૂષ અને સ્ત્રી બંને સરખાં છે, પણ તેમના કાર્યમાં વિભાગ જોવામાં આવે છે. ગૃહનું રાજ્ય ભોગવવાનો અધિકાર સ્ત્રીનો છે. બહારની વ્યવસ્થાનો અધિષ્ઠાતા પુરૂષ છે. સ્ત્રી બાળકનું પોષણ કરનારી છે, તેની વિધાતા છે અને તેની શિક્ષિકા છે. સ્ત્રીને અંધકારમાં અને અધમ દશામાં રાખીએ તે ખોટું છે. તેમજ બીજી તરફથી સ્ત્રીને પુરૂષનું કામ સોંપવું તે નિર્બળતાની નિશાની છે અને સ્ત્રીની ઉપર જુલમ કર્યા જેવું છે. એટલે સ્ત્રીઓને સારૂ અમુક વર્ષ પછી નોખી ઘટનાની જરૂર છે. દંપતિની બાહ્ય પ્રવૃત્તિમાં પુરૂષ સર્વોપરી છે, તેથી બાહ્ય પ્રવૃત્તિનું વિશેષ જ્ઞાન તેને આવશ્યક છે. આંતર પ્રવૃત્તિમાં સ્ત્રીનું પ્રાધાન્ય છે, તેથી ગૃહવ્યવસ્થા, બાળકોની માવજત અને કેળવણી વિગેરે વિષયોમાં સ્ત્રીને વિશેષ જ્ઞાન હોવું જોઈએ.

આ વિચારોમાં ખાસ 'નવું' કાંઇ નથી. તેમ વાંધા પડતું પણ કાંઇ નથી; પરન્તુ ગયા ઑગસ્ટ માસની પહેલી તારીખે અમદાવાદમાં મળેલી રાષ્ટ્રીય કેળવણી પરિષદ્‌ના પ્રમુખ તરીકે ગાંધીજીએ સ્ત્રીકેળવણી માટે જે વિચારો દર્શાવ્યા છે, તેનાથી તો ઘણાને આશ્ચર્યજ થાય એવું છે.

**(૧) કેળવણી પરિષદ્‌માં.**

પ્રમુખશ્રીનું ભાષણ "નવજીવન" માં છપાયું હતું. સાડા સાત કોલમનાં ભાષણમાંથી સ્ત્રી શિક્ષણના પ્રશ્નને માત્ર બાર કે તેર લીટીજ મળેલી હતી.

પરિષદ્‌માં બીજા વધુ અગત્યના ગણાતા પ્રશ્નો ચર્ચાઇ રહ્યા પછી રા. ભાઇ ચન્દુલાલ દવે સ્ત્રીકેળવણીની કાંઇક ચોક્કસ વ્યવસ્થા કરવાનો વિદ્યાપીઠને આગ્રહ કરનારો ઠરાવ લાવ્યા. પ્રમુખ તરીકેના ભાષણમાં ગાંધીજીએ સ્ત્રી કેળવણી જેવા વિષયને ગંભીર કહ્યો છતાં ચર્ચવાની ના પાડી તેથી તેમણે પોતાનો અસંતોષ જાહેર કર્યો. અને એક બહેને તેમને ટેકો આપ્યો. આ પછી ગાંધીજીએ પરિષદ સન્મુખ 'પોતાનું અંતર ઠાલવ્યું.' તેઓએ કહ્યું કે, "સ્ત્રી કેળવણીનો પ્રશ્ન એટલો બધો ગંભીર છે કે આ પરિષદ તેને ચર્ચવાને અસમર્થ છે." આ જરા નવાઇ જેવું નથી? જે પરિષદ આખા ગુજરાતની કેળવણી ચર્ચવાને મળી હોય અને શક્તિવાન્ હોય તે સ્ત્રીશિક્ષણનો પ્રશ્ન શા સારૂ બાજુએ મૂકે? ગુજરાતની રાષ્ટ્રીય કેળવણી એટલે ગુજરાતના સ્ત્રી અને પુરૂષ વર્ગ એ બંનેની કેળવણી. સ્ત્રીઓને શા માટે જુદી ગણવી? મારી તો ખાત્રી છે કે પરિષદના સભ્યો જો પુરૂષશિક્ષણ ચર્ચી શકે તો સ્ત્રીશિક્ષણની ચર્ચા પણ તેમની શક્તિની બહાર હોય નહિં.

**(૨) રેંટીયાથી બુદ્ધિ ખીલી શકે?**

વળી બીજું, ગાંધીજીએ કહ્યું હતું કે, "રેંટીયો એજ સ્ત્રીઓની ખરી કેળવણી છે, હાર્દિક કેળવણી છે." આ વાત સર્વમાન્ય હોઇ શકે નહિં. એ હાર્દિક કેળવણી ભલે હોય, પણ જેમ પુરૂષોને શિક્ષણ આપીને તેમના બુદ્ધિ ખિલવવા માંગો છો તેમ સ્ત્રીઓની પણ બુદ્ધિ ખિલવવાની જરૂર છે. રેંટીયાથી બુદ્ધિ ખીલે એવું તો માની શકાતું નથી વિદ્યા સાથે તેને કાંઇ સંબંધ નથી. વિદ્યાથી મનનું સંકુચિતપણું દૂર થાય છે; દૃષ્ટિબિન્દુ વિશાળ થાય છે; ઉંડા અને મહાન વિચાર કરવાની શક્તિ આવે છે. સારાં પુસ્તકો વાંચવાથી પણ અનેક ફાયદા થાય છે. માત્ર રેંટીયો આ શુભ પરિણામો ના લાવી શકે.

**(૩) અભણ સ્ત્રી ખરી 'અર્ધાંગના' બની શકે?**

પછી ગાંધીજીએ કહ્યું કે, "સ્ત્રી અર્ધાંગના છે, એ સમજાય એમાં કેળવણી છે." જો સ્ત્રી માત્ર રેંટીયોજ ફેરવી જાણતી હોય, તેને અક્ષરજ્ઞાન પણ પુરૂં ના હોય તો તે પોતાના પતિના જીવનના આદર્શોમાં શું સમજે? પુરૂષ તો બધું વાંચે, વિચારે, પણ બિચારી સ્ત્રીમાં તો વાંચવા વિચારવાની શક્તિ હોય નહિ ત્યારે તે પુરૂષને મદદ પણ શું કરે? પ્રેરણા તો બાજુએજ રહી પણ તેના કાર્યમાં રસ પણ કેમ લઇ શકે? ઉત્તેજન તો ના આપી શકે પણ કોઇ વાર તો ઉલટી તેના કાર્યમાં વિઘ્નકર્તા થાય. આવી સ્ત્રી 'અર્ધાંગના' કેવી રીતે થઇ શકે? પોતાના આત્માના ઉદ્ધારને માટે નહિ, કે બીજા કોઇ પણ પોતાના લાભને ખાતર નહિ, પણ માત્ર પુરૂષની 'અર્ધાંગના' થવા ખાતર પણ સ્ત્રીને કેળવણી આપવી જરૂરની છે અને તે રેંટીયાની કેળવણી નહિ પણ અક્ષરજ્ઞાન અને સારા વાચનની.

અન્તમાં ગાંધીજીએ રા. ચન્દુલાલ દવેને એમનો ઠરાવ પાછો ખેંચી લેવાની 'સરદાર અને સીપાઇ તરીકે નમ્રતાપૂર્વક વિનંતિ કરી'. અને રા દવેએ ગાંધીજીની માગણીને માન આપી તે ઠરાવ પાછો ખેંચી લીધો. તે વ્યાજબી હતું કે નહિ તે તો કહી શકાય નહિ. પણ એટલું તો ખરૂંજ કે આ આખો બનાવ સ્ત્રીઓને મનથી તો ઘણોજ નિરાશાજનક છે.

**કન્યાઓને ભયંકર અન્યાય.**

૧૯૨૨-૨૩ માં હિન્દમાં કેળવણીની શું સ્થિતિ હતી તેનો હેવાલ હિન્દના કેળવણી ખાતા (Bureau *of Education, India*) તરફથી બહાર પડ્યો છે, સ્ત્રીકેળવણી વિષે કેટલીક અગત્યની અને શોચનીય માહિતી એમાંથી મળે છે.

કન્યાકેળવણી માટેની નોંધાયલી (Recognised) સંસ્થાઓ ગયે વરસે ૨૩, ૭૮૦ હતી તે હવે વધીને ૨૪, ૦૬૮ થઇ છે. અને તેમાં હાજરીની સંખ્યા ૮૭૯, ૦૧૩ થી વધીને ૯૦૬, ૨૮૯ થઇ છે.

આ વધારો નહીં જેવોજ કહેવાય. વળી નીચેનું કોષ્ટક જોતાં જણાશે કે નવ લાખનો આંકડો તો ઠીક છે પણ તેમાંથી પ્રાથમિક કેળવણીનો ભાગ બાદ કરીએ તો લગભગ કાંઇજ રહેતું નથી. અને પ્રાથમિક કેળવણીમાં પણ જેમજેમ ઉંચા ધોરણ તેમતેમ વિદ્યાર્થિનીઓની સંખ્યા દેખીતી રીતે ઓછી છે.

| | વિદ્યાર્થિનીઓની સંખ્યા |
|---|---|
| પહેલું ધોરણ | ૫૩૩, ૮૭૮ |
| બીજું ધોરણ | ૧૫૯, ૪૮૦ |
| ત્રીજું ધોરણ | ૯૧, ૩૯૨ |
| ચોથું ધોરણ | ૫૩, ૬૬૧ |
| કુલ. | ૮૩૮, ૩૯૭ |

નવ લાખમાંથી આટલી કન્યાઓ તો માત્ર અક્ષરજ્ઞાન પામે છે એમ કહેવાય. વળી, આવું અધુરૂં શિક્ષણ લે અને પછી જીવનભર કોઇ દિવસ એક ચોપડી પણ હાથમાં લેવાનો અવકાશ નહિં, એટલે એટલું શિખેલું પણ ભુલી જાય, તે જુદું.

છોકરાઓની નિશાળ, કોલેજ વિગેરેમાં ભણતી કન્યાઓની ગણત્રી ઉપરના કોષ્ટકમાં નથી કરી. તેઓની સંખ્યા નીચે પ્રમાણે છે.

| | કન્યાઓની સંખ્યા. |
|---|---|
| કોલેજમાં... ... ... ... | ૫૦૭ |
| માધ્યમિક શાળાઓમાં ... ... | ...૪૧, ૮૯૫ |
| પ્રાથમિક શાળાઓમાં ... | ૪૬૨, ૨૭૨ |
| બીજી શાળાઓમાં, ... | ... ૨, ૦૧૨ |
| નહિં નોંધાયલી શાળાઓમાં | ૩૨, ૯૭૧ |
| કુલ. | ૫૩૯, ૬૨૭ |

દેશની આર્થિક સ્થિતિ નબળી હોય ત્યારે પહેલો ફટકો શિક્ષણની નબળી સંસ્થાઓ ઉપર પડે. તેથીજ એક પણ ઈલાકામાં કે પ્રાંતમાં કન્યાકેળવણીમાં વધારો તો થયો દેખાતોજ નથી. પણ ઉલટો કોઇ કોઇ ઠેકાણે તો સંસ્થા કે વિદ્યાર્થીની સંખ્યામાં ઘટાડો થયો છે. ખાચ બચાવવું હોય ત્યારે સ્થાનિક સંસ્થાઓ એમ ધારે છે કે કન્યાશાળા સૌથી નકામી સંસ્થા છે, માટે પહેલવહેલી તેને કમી કરી દેવી. લોકો એમ ધારે તે તો જાણે મનાય, પણ પેશાવરમાં સ્ત્રીઓ માટે સરકારી નૉર્મલ સ્કુલ હતી તે થોડો વખત તો ઘણી સારી રીતે ચાલી. પણ પૈસા બચાવવાના હેતુથી બંધ કરવામાં આવી.

પુરુષશિક્ષણ અને સ્ત્રીશિક્ષણ પછાડે કેટલું ખર્ચ થાય છે તે સરખાવવાથી ઘણી નવાઇ લાગે એવું છેઃ

| સંસ્થાઓ. | શિક્ષણ પાછળ કુલ ખર્ચ. | સ્ત્રીશિક્ષણ પાછળ કુલ ખર્ચ. | પુરુષ શિક્ષણ પાછળ. |
|---|---|---|---|
| સરકારી સંસ્થાઓ. | રૂ. ૩,૧૬,૯૦,૪૯૪ | રૂ. ૨૪,૨૨,૩૦૧ | રૂ. ૨,૯૨,૬૮,૧૯૩ |
| ડિસ્ટ્રીક્ટ બોર્ડ અને મ્યુનિસિપલ સંસ્થાઓ. | રૂ. ૪,૨૬,૧૬,૭૫૭ | રૂ. ૪૨,૫૩,૪૮૩ | રૂ. ૩,૮૩,૬૩,૨૭૪ |
| Aided સંસ્થાઓ | રૂ. ૫,૮૪,૪૩,૭૪૫ | રૂ. ૯૯,૨૬,૭૧૬ | રૂ. ૪,૮૫,૧૭,૦૨૯ |
| નોંધાયલી unaided સંસ્થાઓ. | રૂ. ૭૭,૭૧,૪૨૭ | રૂ. ૨,૫૩,૯૯૭ | રૂ. ૭૫,૧૭,૪૩૦ |
| કુલ | | રૂ. ૧,૬૮,૭૫,૧૦૦ | રૂ. ૧૨,૪૦,૭૬,૬૨૮ |

આ ઉપરથી પુરુષકેળવણી અને સ્ત્રીકેળવણી પાછળ જે ખર્ચ થાય છે તેમાં કેટલો ફેર છે તે જણાશે અને વળી બીજું એ જણાશે કે સરકાર તરફથી કુલ કેળવણી માટે જે ખર્ચ કરવામાં આવે છે તેમાંથી સ્ત્રીકેળવણી માટે તો માત્ર ૬ ટકાજ વપરાય છે !

પ્રેમલીલા મહેતા,
( બી. એસસી. )




૧. પ્રેમાનંદ કૃત રણયજ્ઞ તથા વજીયા કૃત રણજંગઃ સંશોધન કરી પ્રસિદ્ધ કરનારઃ શ્રીયુત મંજુલાલ રણછોડલાલ મજમુંદાર, બી. એ. એલએલ. બી., વરિષ્ટ કોર્ટ વકીલ, વડોદરા. મૂલ્ય રૂ. ૧–૪–૦.

પ્રાચીન લેખકોનાં પુસ્તકની જુદી જુદી પ્રતો સરખાવીને સંશોધન કરવું; શબ્દાર્થ, વ્યુત્પત્તિ, વ્યાકરણદર્શક વિસ્તૃત ટીકા આપવી; લેખક અને તેના સમયના સાહિત્યનું દિગ્દર્શન કરાવતી, જૂદા જૂદા દૃષ્ટિબિંદુથી પુસ્તકની તુલના કરતી, તેનું સાહિત્યમાં સ્થાન, તેની ખાસ વિશેષતાઓ તેનો સાર વગેરે વગેરે ઉપયોગી વિષયો ચર્ચતી પ્રસ્તાવના આપવી–આ પદ્ધતિ આપણને મોટે ભાગે પાશ્ચાત્ય વિવેચનશાસ્ત્રે શીખવી છે. પરંતુ દિલગીરી એટલી છે કે આવી ઉત્તમ પદ્ધતિએ આજ સુધીમાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો આપણી ભાષામાં બહુજ જુજ છે. મહાકવિ પ્રેમાનંદ જેવાના પણ હજી બધાય ગ્રંથો આ ધાટીએ પ્રસિદ્ધ નથી થયાં ત્યાં બીજા લેખકોની તો વાતજ શી ! આવી ઢબે પ્રાચીન પુસ્તકો તૈયાર કરવામાં અથાગ શ્રમ, ઉંડો અભ્યાસ, નૈસર્ગિક વિવેચનશક્તિ આદિ ગુણોની જરૂર છે. પ્રસ્તુત પુસ્તકના પ્રસિદ્ધ કર્તા શ્રીયુત મંજુલાલમાં આ સર્વ ગુણો છે અને તેથીજ આ પુસ્તક ઉત્તમ વિવેચનપદ્ધતિએ તૈયાર કરેલાં પુસ્તકોનો સુંદર નમૂનો છે. તે ખાતર ભાઇ મંજુલાલને અમે અંતઃકરણથી અભિનંદન આપીએ છીએ.

કર્તાએ સુદામા ચરિત્રની પણ સંશોધન કરેલી એક સુંદર આવૃત્તિ આપણને આપી છે, અને આ તેમના પ્રેમાનંદના અભ્યાસનું દ્વિતીય ફળ છે. શાળા પાઠશાળાઓમાં પાઠ્ય પુસ્તક તરીકે ચલાવવાને અમને આ પુસ્તક સંપૂર્ણ યોગ્ય લાગે છે. શ્રીયુત મંજુલાલ આવીજ રીતે આપણને પ્રેમાનંદના બીજા ગ્રંથો પણ આપતા રહે એવું ઇચ્છીશું.

૨. હાસ્ય લહરીઃ પ્રકાશકઃ ચિત્રમય સાહિત્ય કાર્યાલય, માંડવી, મુંબાઇ. મૂલ્ય. ૩–૮–૦

આપણી સાહિત્યની એક નિરાશાજનક ખામી એ છે કે તેમાં હાસ્ય વિષે ઓછું–નહીં જેવું જ લખાણ થયું છે. ઉચ્ચ પ્રકારનો હાસ્યરસ ઉત્પન્ન કરવો એ ઇશ્વરદત્ત શક્તિ છે. માણસ ધારે તો બીજું લખાણ થોડા યત્ન પછી લખી શકે, પણ હાસ્યરસ એમ જમાવી શકાય નહીં. ઉંચી જાતનો હાસ્યરસ આલેખવામાં બુદ્ધિ, અનુભવ, રસિકતા, ચાતુર્ય એ સર્વ જોઇએ છીએ તેથી અમારો અંગત અભિપ્રાય તો એ છે કે સાહિત્યમાં હાસ્યરસનાં મૌલિક લખાણો પૂરતાં ના હોય તો પરભાષામાંથી ભાષાંતર કરી હાસ્ય સાહિત્ય સમૃદ્ધ કરવું એમાં કાંઇ ખોટું નથી. એક આ વિષયમાં ભાષાંતરો સામે વાંધો ના કરાય.

“વીસમી સદી” માં જૂદેજૂદે વખતે પ્રસિદ્ધ થયેલા હાસ્ય લેખોનો આ પુસ્તકમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. શ્રીયુત 'મસ્ત–ફકીરના' ત્રણ, શ્રીયુત તંત્રીના ભાઇ મંત્રીના બે, શ્રીયુત છોટાલાલ જાગીરદારના બે અને શ્રીયુત ઇનસાનના પાંચઃ એમ કુલ બાર લેખો આમાં આપવામાં આવ્યા છે. “ વીસમીસદી ” ની ઘણી વિશેષતાઓમાં એક એ હતી કે હાસ્ય વાંચન ચાહી આપ્યા કરવું. આ લેખો પ્રથમ પ્રસિદ્ધ થયા ત્યારે લોકોમાં પુષ્કળ વંચાયા હતા, અને માનીતા થઈ પડયા હતા. ખાસ કરીને ‘ લાડવું માથું ’, ‘ મારી મંગળમાં મુસાફરી ’ અને

'આગ્રા ફઇબા '–આ ત્રણ લેખોએ તો લોકોને પેટ પકડીને હસાવ્યા હતા, અને આ ત્રણ લેખો ખરેખર પુસ્તકના મુગટરૂપ છે. હાસ્યરસનાં બે ચાર પુસ્તકોમાં આ મૌલિક લેખોનો સચિત્ર સંગ્રહ સુંદર વધારો કરે છે. દરેક લાયબ્રેરીમાં આ પુસ્તક અવશ્ય હોવું જ જોઇએ. આવા સારા લેખો પુસ્તકના આકારમાં ફરી ગુજરાતને આપી કાર્યાલયે એક ઉત્તમ સેવા બજાવી છે. આ પ્રમાણે બીજાં માસિકોમાં છૂટાં છવાયેલાં પડેલાં હાસ્ય રસિક લખાણો પુસ્તકરૂપે બહાર પડે તે ઇચ્છવાજોગ છે.

૩. સતી ચિન્તા, અનુવાદકઃ શ્રીયુત ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી. પ્રકાશકઃ રામલાલ બર્મ્મા, ૩૭૧ અપર ચીતપુર રોડ, કલકત્તા. મૂલ્ય રૂ. ૨–૦–૦.

સાત ત્રિરંગી ચિત્રો, સુંદર કાગળ અને સુઘડ છપાઇથી અલંકૃત થયેલું આ પુસ્તક બાબુ નવજાદિકલાલ શ્રીવાસ્તવના હિંદી ગ્રંથને આધારે ગુજરાતીમાં યોજાયેલું અને રમણી રત્નમાળાના પ્રથમ રત્ન તરીકે બહાર પડેલું છે. અલબત્ત સતી ચિંતાની કથા સાવિત્રી આદિ બીજી સતીઓના જેટલી સુપ્રસિદ્ધ નથી, તોપણ તે "શિક્ષા આપવામાં અને આદર્શ ચરિત્ર પ્રદર્શન કરવામાં સાવિત્રી અને દમયંતીથી ઉતરતી નથી."–એ અનુવાદકના શબ્દોને અમે સંપૂર્ણ મળતા છીએ "ચિંતાનું ચરિત્ર વિપત્તિમાં ધીરજ ધરતાં શીખવનારું અને નારી જાતિની ઉચ્ચતા પ્રકટ કરનારું" હોવાથી દરેક કન્યા તેમજ મોટી વયની સ્ત્રીને નવરાશને વખતે અવશ્ય રસિક અને બોધપ્રદ વાચન પૂરૂં પાડશે.

"નવચેતન" ના અધિપતિ અને "કવિતા કલાપ" આદિના કર્તા શ્રીયુત ચાંપશી ઉદેશીને ગુજરાત હવે સારી રીતે ઓળખે છે. તેઓને હાથે શુદ્ધ અને સુંદર અનુવાદ થાય એ સ્વાભાવિક છે. પરંતુ એમના જેવા વિદ્વાન હસ્તેથી અનુવાદો કરતાં આપણે વધારે સંગીન અને મૌલિક કૃતિની આશા રાખીએ; એ આશા ફળીભૂત કરવાને તેઓ શક્તિમાન થાય.

૪ મિસર કુમારીઃ બંગાળી ઉપરથી લખનાર સૌ. ભાનુમતી દલપતરામ ત્રિવેદી, પ્રકાશકઃ શ્રીયુત પુરૂષોત્તમ પાઠક, સાંતાક્રુઝ. મૂલ્ય. રૂ. ૧–૦–૦.

આજકાલ બંગાળીમાંથી અનુવાદો કરવા એ એક જાતની પ્રથા—એક જાતનો ચેપ લાગ્યો હોય એવું જણાય છે. પરંતુ તેમાંના ઘણાખરા અનુવાદકોએ નથી કર્યો હોતો પૂરો બંગાળીનો અભ્યાસ કે નથી તેમને હોતું પૂરું લેખનકળાનું જ્ઞાન. પરંતુ બ્હેન ભાનુમતીનો અનુવાદ બતાવી આપે છે કે તેમણે બંગાળીનો ઉંડો અભ્યાસ કર્યા પછી જ અનુવાદ હાથમાં લીધો છે. આ ઐતિહાસિક નાટકનો મૂળ ગ્રંથ જ કળાની દૃષ્ટિએ અતિ સુંદર અને રસદાયક છે, અને બ્હેન ભાનુમતીનો અનુવાદ ઘણો કાળજીપૂર્વક થયેલો હોવાથી રસક્ષતિ થયા વિના મૂળની ખુબી ગુજરાતી 'મરોડ'માં બરાબર ઉતરી શકી છે. શ્રીયુત નરસિંહરાવભાઇએ 'પ્રવેશક લેખ' લખી તે દ્વારા પુસ્તકનો તેમજ લેખિકાનો સારો પરિચય કરાવ્યો છે.

૫. જ્યોતિઃ લેખિકા, સૌ. ભાનુમતી દલપતરામ ત્રિવેદી, સાંતાક્રુઝ. પ્રકાશક શ્રીયુત છોટાલાલ દલપતરામ કવિ, મહુવા. મૂલ્ય રૂા. ૧–૦–૦

"મિસર કુમારી" ના અનુવાદ પછી બ્હેન ભાનુમતીનો આ દ્વિતીય પ્રયાસ છે. પરંતુ તેમનામાં પ્રતિભા છે, અને તેમની ભાષાશૈલિ પ્રાસાદિક છે. વર્ણનો ટૂંકા પણ ચિત્રકારની પીંછીથી કેમ જાણે ઉતરેલાં હોય એવાં, સંવાદો જીવંત અને સ્વાભાવિક અને પ્રવાહી ને અસરકારક ગદ્ય: એ આ પુસ્તકની ખુબીઓ છે. આવું સુંદર પુસ્તક ગુજરાતને આપવા બદલ લેખિકા બ્હેનને અભિનંદન આપ્યા સિવાય રહેવાતું નથી.

પ્રસ્તાવનામાં તેઓ કહે છે, "ફુરસદનો ઉપયોગ વાંચન લેખનના વ્યવસાયમાં કરવાથી મને આનંદ મળે છે..... કોઇ કોઇ બીજાનેય એમાંથી આનંદ મળે છે"—ફુરસદના સમયનો કેવો અનુપમ ઉપયોગ? અમે અમારી એકેએક શિક્ષિત બ્હેનને આગ્રહપૂર્વક ભલામણ કરીશું કે તેઓ પણ બ્હેન ભાનુમતીનો સુંદર દાખલો લઇ તેમની ફુરસદનો વખત સાહિત્ય સેવામાં ગાળે. એમાંથી મળતો આનંદ અનેરો છે; બ્રહ્માનંદ સમો ઉચ્ચ અને ચિરંજીવી છે.

૬ જપજી (ગુરૂ નાનકદેવ કૃત): અનુવા-

દક:/સૌ. ભાનુમતી દલપતરામ ત્રિવેદી, સાંતાક્રુઝ. પ્રકાશક; શ્રી સૌરાષ્ટ્ર સેવા સંઘ તરફથી શ્રીયુત વેણીશંકર વહાલજી પઢીઆર, ચોરવાડ: મૂલ્ય. રૂ. ૦-૮-૦.

ભારતવર્ષમાં શીખ જાતિ શારીરિક, માનસિક અને આત્મિકબળમાં વિલક્ષણ અને અનુપમ જાતિ છે. અઢારમી સદીની વર્તમાન જાગૃતિ અને તેમના ધર્મયુદ્ધથી હિંદમાં કોઇ ભાગ્યેજ અજાણ્યું હશે. એવી વીરજાતિના ધર્મવિચાર જાણવાને આપણને જિજ્ઞાસા થાય એ સ્વાભાવિક છે. શીખોના નિત્ય વંદનીય પવિત્ર "જપજી"નો ગુજરાતી અનુવાદ આપણને આપી આપણા પર ખરેખર ઉપકાર કર્યો છે. આ પુસ્તકમાં ગુરૂ નાનકજીની સંક્ષિપ્ત જીવનરેખા આપી પુસ્તકને વધુ ઉપયોગી બનાવ્યું છે.

છેલ્લાં ત્રણ વર્ષથી બ્હેન ભાનુમતી દરવર્ષે એકેક પુસ્તક સાહિત્યમાં ઉમેરતાં જાય છે. એવી જ રીતે ભવિષ્યમાં પણ તેઓ આનાથી સુંદર-તર સેવા બજાવવાને શક્તિમાન થાય એમ કોણ ના ઇચ્છે ?

૭ **મહાન નેપોલિયન,** પ્રયોજક: શ્રીયુત નર્મદાશંકર બાલાશંકર પંડયા, સંપાદક અને પ્રકાશક: ભિક્ષુ અખંડાનંદ મૂલ્ય રૂ. ૩-૦-૦.

સસ્તા સાહિત્યે ગુજરાતી સાહિત્યક્ષેત્રમાં જે અનુપમ સેવા બજાવી છે તે કદી પણ સાહિત્યના ઇતિહાસમાંથી ભૂસાય એવી નથી. તે સંસ્થાએ અત્યાર સુધીમાં પ્રસિદ્ધ કરેલાં પુસ્તકોની નોંધ લેશું તો આપણી ખાત્રી થશે કે કોઇ પણ નસામાં રાચવાં પુસ્તકોને તેમાં સ્થાન મળ્યું નથી. ધર્મ, નીતિ, ચરિત્ર, ઇતિહાસ, સમાજ આદિ વિષયોને લગતાં, શુદ્ધ અને સરલ ભાષામાં લખાયેલાં બોધક અને માર્ગદર્શક પુસ્તકોજ તેણે બહાર પાડેલાં છે; એવા ઉપયોગી ગ્રંથો નજીવ પડતર કિંમતે આપણને આપ્યા છે, એવું જાણીએ ત્યારેજ આપણને સંસ્થાની અમૂલ્ય સેવાનું ભાન થાય.

લોક હૃદયને પ્રેરણા થાય અને તેમના આગળ ઉચ્ચ આદર્શો ખડા કરે એટલા માટે તેમની સમક્ષ જગતના મહાન નરોનાં જીવન મુકવાની આવશ્યકતા છે. અને નેપોલિયન એવા વિરલ નર કેસરીઓમાંનો એક હોવાથી તેનું જીવન ચોક્કસ પ્રજાને, પોતાનું જીવન ઘડવામાં, બોધક, અને માર્ગદર્શક થઇ પડે જ. એક વખત આખા યુરોપને ધ્રુજાવનાર બહાદુર નેપોલિયનનું આ દળદાર, આનંદદાયક જીવનચરિત્ર દરેક સ્ત્રી પુરૂષને અવશ્ય વાંચવા યોગ્ય છે

૮. **શ્રી જ્ઞાનેશ્વરી ભગવદગીતા,** અનુવાદકો: શ્રીયુત રતનસિંહ દીપસિંહ પરમાર તથા શ્રીયુત ગોવર્ધનદાસ કહાનદાસ અમીન. પ્રયોજક અને પ્રકાશક: ભિક્ષુ અખંડાનંદ. મૂલ્ય રૂા. ૨-૧૨-૦

ભગવદગીતાની અસંખ્ય આવૃત્તિઓ અને તે પર થયેલી અસંખ્ય ટીકાઓમાં અનેક કારણોને લીધે શ્રી જ્ઞાનેશ્વર મહારાજે કરેલી ટીકાનું સ્થાન અનેરૂં છે. તે એકલો ધર્મગ્રંથ નથી, પણ ભાષા ગૌરવ, પદ લાલિત્ય, ઉપમા ચાતુર્ય ઇત્યાદિને લઇને તે એક સુંદર કાવ્ય ગ્રંથ છે. તે ઉપરાંત વિષયને સ્ફુટ કરવાને આપેલાં અનેક દ્રષ્ટાંતોમાં આશ્ચર્ય પમાડે એવડું વ્યવહાર જ્ઞાન પ્રત્યક્ષ થાય છે. આ સર્વને લઇને જ્ઞાનેશ્વરી ગીતાને લોકોમાં જેટલો આદર મળ્યો છે એવો બીજી કોઇ ગીતાની આવૃત્તિને ભાગ્યેજ મળ્યો હશે. આ પુસ્તકની બીજી આવૃત્તિ થોડાક જ માસમાં ખપી ગઇ, અને કાર્યાલયને ત્રીજી આવૃત્તિ કાઢવી પડી તે આ વાતની સાક્ષી પૂરે છે. મૂળ મરાઠીમાંથી ઉતારેલા આ ગુજરાતી અનુવાદમાં સુંદરતા અને રસ બરાબર જળવાઇ રહ્યાં છે તે ખાતે અનુવાદક મહાશયોને અભિનંદન ઘટે છે. આ ત્રીજી આવૃત્તિમાં "જ્ઞાનેશ્વરીમાં આવતા પારિભાષિક શબ્દોની સમજુતી" ઉમેરી તેની ઉપયોગિતામાં વૃદ્ધિ કરી છે.

૯. **શ્રી ભજનસાગર,** પ્રકાશક: સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય તરફથી ભિક્ષુ અખંડાનંદ. મૂલ્ય રૂ. ૦-૧૦-૦.

આ ભજન સાગરની યોજના મુંબઇના નરનારાયણના મંદિરની ભજન મંડળીના ઉપરી રાક ભકતરાજ શ્રી જાદવજી મહારાજ તરફથી થયેલી છે. જૂદા જૂદા ભકતો અને કવિઓનાં સારાં સારાં ત્રણસો એક ભજનોનો આમાં સંગ્રહ છે. આ પ્રસ્તુત ગ્રંથની બારમી આવૃત્તિ છે તે તેની લોકપ્રિયતાની સાબીતી આપે છે. પ્રેમ અને લીલા કરતાં નીતિ, જ્ઞાન

અને ઉપાસનાનાં ભજનો આમાં વિશેષ પ્રમાણુમાં જણાય છે: તે કદાચ ભાવિકજનોમાં પ્રિય થવાનું એક કારણ હોય. આવી આવી અનેકવિધ સેવાઓથી સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયનું ગુજરાત કેટલું બધું ઋણી થઇ ચૂક્યું છે ? પણ ગુજરાત જેવા દેશ માટે આવાં એક નહીં પણ અનેક સસ્તાં સાહિત્ય વર્ધક કાર્યાલયો ઠેરઠેર ઉભાં થવાં જોઇએ.

૧૦ " સાંજ વર્તમાન "–વાર્ષિક પતેતી અંક: પ્રકાશક: શ્રીયુત રૂસ્તમજી એન વાચ્છા ગાંધી, " સાંજ વર્તમાન " પ્રેસ, મીન્ટ રોડ, મુંબાઇ. મૂલ્ય: રૂપીઆ બે.

દર વર્ષના નિયમ પ્રમાણે જાણીતા દૈનિક પત્ર " સાંજ વર્તમાન " ના ઉત્સાહી માલીકે આ વર્ષે પણ પારસીભાઇઓના પતેતીના તહેવાર પ્રસંગે એક દળદાર ખાસ અંક પ્રકટ કર્યો છે. વિવિધ પ્રકારના વાંચનના સંગ્રહસ્થાન થઇ પડેલા આ ખાસ અંકે ભૂતકાળની પોતાની જાહોજલાલી જાળવી રાખી છે એટલુંજ નહિ પણ તેમાં ઉમેરો કર્યો છે. બસો ઉપર પૃષ્ઠસંખ્યાવાળો આ દળદાર પોથો પ્રકાશકના સાહસની સચોટ સાબિતિ આપે છે. દર વર્ષની જેમ આ અંકમાં પણ જાણીતા સજ્જનો અને સન્નારીઓની લગભગ ૧૦૦ ઉપર સાહિત્ય કૃતિઓ વાચક પ્રજાને નજર કરવામાં આવી છે. એ કૃતિઓમાં ખાસ કરીને મીસ સોહાં તાતા, બેરીસ્ટર–એટ–લો ની, મીસ નવાજબાઇ કોન્ટ્રેક્ટર, બી. એની, ડા. મીસ જરબાનુ ગીમીની અને બીજી આઠ દસ સન્નારીઓની કૃતિઓ ખાસ ધ્યાન ખેંચે એવી છે. વિવિધ વિષયો ચર્ચતા અંગ્રેજી તેમજ ગુજરાતી લેખો, વાર્તાઓ અને કાવ્યો શોખીન પ્રજાને મોટા જથામાં ઉપયોગી વાચન પૂરૂં પાડે છે. સાથે સાથે રાબેતા મુજબ વિખ્યાત ફોટોગ્રાફર મી. જહાંગીર તારાપોરવાળાની દિલકશ કૃતિઓ આ અંકના આકર્ષણમાં અત્યંત વધારો કરે છે. ઉપરાંત જાણીતા નર નારીઓનાં સંખ્યાબંધ ચિત્રો સુંદર રીતે આપવામાં આવ્યાં છે. ચિત્રોની છપાઇ અને સજાવટ માટે પ્રેસને અને તેના કાર્યવાહકોને ખાસ ધન્યવાદ ઘટે છે. આ અંકની સફળતા માટે અમે પ્રકાશકને અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ.

૧૧. કુમારિકા ધર્મ, લેખક અને પ્રકાશક શ્રીયુત માવજી દામજી શાહ, ઘાટકોપર: મૂલ્ય. રૂ. ૦–૪–૦

બધા ધર્મોની, બધી કોમોની કુમારિકાઓને વિવિધ વિષયોનો વ્યાવહારિક બોધ આપનાર આ નાનકડું પુસ્તક અમને બહુ ગમી ગયું. નિત્યકર્મ, શિક્ષણ, ગૃહ, ભરત ગુંથણ, વૈદક, રીતભાત ઇત્યાદિ સ્ત્રીજીવનને લગતો એવો કોઇ સાંગોપાંગ વિષય હશે જે વિષે આમાં ઉલ્લેખ કર્યો ના હોય. દરેક વિશાળ વિષય પર પાંચપાંચ ટૂંકા ફકરાઓ સરલ ભાષામાં આપેલા છે. અમે માનીએ છીએ કે આ નાનકડું સુંદર પુસ્તક કન્યાશાળાઓમાં પાઠય પુસ્તક તરીકે ચલાવાય તો બેશક ઘણો લાભ થાય. એક એક કન્યાના હાથમાં આ પુસ્તક હોવું જ જોઇએ. કર્તાને અમે હૃદયથી અભિનંદન આપીએ છીએ

૧૨. રાષ્ટ્રીય સાહિત્ય વિનોદ. પ્રકાશક શ્રીયુત ચંદુલાલ નંદલાલ દેસાઇ, નડીઆદ. મૂલ્ય. રૂા. ૦–૪–૦

" જન્મ ભૂમિ ગ્રંથમાળા " નું પ્રથમ પુસ્તક " રાષ્ટ્રીય રત્નકણિકા " પછી આ " રાષ્ટ્રીય સાહિત્ય વિનોદ " બહાર પડે છે. દિવસે દિવસે લોકોમાં વાચનની ભૂખ વધતી જાય છે, અને તેને તૃપ્ત કરવા હલકી વૃત્તિને પોષતી ચીંથરિયા ચોપડીઓ ઓગણમાના ઉકરડા પેઠે વધતી જાય છે. તેને બદલે રાષ્ટ્રીય દૃષ્ટિએ તૈયાર કરેલા ટૂંકા લેખોનો સંગ્રહ ધરી તેમને દેશ સેવાનો માર્ગ દર્શાવવો એ આ ગ્રંથમાળાનો સ્તુત્ય ઉદ્દેશ છે. લેખોની ચુંટણી વિવેકપૂર્ણ છે., ભાષા વદન સાદી અને શુદ્ધ છે. આ પ્રકારનાં સસ્તાં અને સારાં પુસ્તકો બહાર પાડી " જન્મભુમિ ગ્રંથમાળા " જન્મભૂમિની ઠીક સેવા બજાવે છે.

૧૩ વિજય કૃષિ માળ ( મણકા ૧ થી ૪ ) લેખક અને પ્રકાશક : શ્રીયુત વજેરામ મોતીચંદ રતનસી નાગોરી, રીપ્લેસમેંટ એન્ડ ગોલ્ડ મેડલિસ્ટ ઇન એગ્રીકલ્ચર, જામનગર મૂલ્ય, પ્રત્યેકના રૂ. ૦–૪–૦.

આપણો દેશ ખેતી પ્રધાન છે, છતાં ખેતી

જેવા અગત્યના વિષય પર લેઇએ એટલાં પુસ્તકો લખાયાં નથી એ શોચનીય છે. એ દિશામાં શ્રીયુત વજેરામનો આ પ્રયત્ન સર્વથા આદરણીય છે. ખેડુતોને આ પુસ્તક વિના મૂલ્યે આપવાની યોજના બતાવી આપે છે કે તેમનો પ્રયત્ન કેવો નિઃસ્વાર્થ ભાવનાથી પ્રેરાયો છે. 'જમીન', 'ખેડ અને તેનાં ઓજાર', 'ખાતર અને તેની સંભાળ' અને 'બીયાં અને તેની સાચવણ'—આમ ચાર મણકામાં આ ચારે ઉપયોગી વિષયનું વિસ્તૃત વિવેચન કરવામાં આવ્યું છે. કર્તાએ ખેડુતવર્ગ પર મોટો ઉપકાર કર્યો છે એ નિઃસંદેહ છે એ બદલ તેમને ધન્યવાદ.

**૧૪ પ્રાયશ્ચિત્ત,** અનુવાદક: શ્રીયુત અંબાલાલ ગોવિંદલાલ દેસાઇ બી. એ. પ્રકાશક: યુગાન્તર કાર્યાલય, કણપીઠ, સુરત મૂલ્ય રૂ. ૦-૪-૦.

બેલજિયમ ના 'નોબેલ પ્રાઇઝ' મેળવનાર નાટ્યકાર મોરિસ મેટરલિંક કૃત "સીસ્ટર બીટ્રીસ" પરથી શ્રીયુત પદુમલાલ બક્ષીએ હિંદીમાં મર્માનુવાદ કરેલ તેનો આ ગુજરાતી અનુવાદ છે. નાટક નાનકડું છે પરંતુ ઉચ્ચ ભવનાથી ઓતપ્રોત થયેલું અને હૃદયસ્પર્શી હોવાથી લોકોમાં પ્રિય થઇ પડે એવું જણાય છે. આવી નાની કૃતિઓ ને અનુવાદો કરતાં 'યુગાન્તર કાર્યાલય કોઇ સારી, વિસ્તૃત, મૌલિક કૃતિ આપણને આપે તો ચોક્કસ ગુજરાતી સાહિત્યની તે વધુ સંગીન તેમજ વધુ અમર સેવા બજાવી શકે.

**૧૫ ખડાયતા મિત્ર,** વર્ષ ૧૦ મું અંક ૯-૧૦ ( પરિષદ અંક ), તંત્રી અને પ્રકાશક: શ્રીયુત કેશવલાલ હરગોવિંદદાસ શેઠ, અમદાવાદ.

પાંચમી ખડાયતા પરિષદના સ્વાગત સમિતિના પ્રમુખ શેઠ કેશવલાલ હરિભાઇના અને પ્રમુખ રા૦ સા૦ નારણદાસ કાલિદાસ ગાંધીનાં ભાષણો મનનીય છે. શ્રીયુત 'નારદ'ની વાર્તા 'પ્રણય લીલા' ઘણીજ સુંદર છે. તેમણે આજસુધી લખેલી વાર્તાઓમાં આનો કદાચ પહેલો નંબર આવે. શ્રીયુત કેશવલાલ શેઠ જેવા કવિ વિદ્વાનના તંત્રીપણા નીચે આ માસિક બીજાં ચીથરા જેવાં નાતીલા માસિકો સાથે સરખાવતાં ઘણીજ ઉચ્ચ કોટિનું નીકળે છે એમ કહ્યા વિના ચાલતું નથી.

**૧૬ બાલમિત્ર,** વર્ષ ૪ થું અંક ૧, તંત્રી શ્રીયુત ગોવર્ધનભાઇ કાળીદાસ પટેલ આણંદ વાર્ષિક લવાજમ રૂ. ૪-૦-૦.

આ માસિક ચાર વર્ષથી ગુજરાતની જે સેવા બજાવી રહ્યું છે તે છાની નથી. બાળકોને જ્ઞાન, બોધ, ગમ્મત આપે એવાં કાવ્યો, કથાઓ, ઉખાણાં વગેરે વગેરે આપતું, પુષ્કળ ચિત્રો અને સર્વ પ્રકારે આકર્ષક સ્વરૂપનું આ માસિક બાળકો માટે નીકળતાં માસિકો માં સર્વોત્તમ છે.

**૧૭ અલકમાલ** પુ. ૨ જું. અંક ૫ અને ૬ અધિપતિ અને માલીક અબદુલ ગફુર હાજી હામિદ,

ઇસલામી ભાઇઓ માટે ઠીક વાંચન પુરું પાડે છે.

**૧૮ વ્યાસોદય** ( ત્રિમાસિક ), વર્ષ ૫ મું. અંક ૩, તંત્રી અને પ્રકાશક: શ્રીયુત દેવાશંકર ભવાનીશંકર જ્યોતિષી, સુરત. વાર્ષિક લવાજમ રૂ. ૧-૪-૦ કન્યાવિક્રય, લક્ષ્મીવરા વગેરે ઉપરાંત સામાન્ય વાર્તાઓ કાવ્યો આપે છે.

**૧૯ વાયડા મિત્ર,** પુ. ૪ થું અંક ૧૦, તંત્રી: શ્રીયુત રામલાલ ચુનીલાલ મોદી. પાટણ. વાર્ષિક લવાજમ રૂ. ૩-૦-૦ લેખો ઉચ્ચ પ્રતિના અને ઇતર જ્ઞાતિના વાચકો પણ આનંદ સે તેવા છે:

**૨૦ શ્રી મારવાડ જૈન સુધારક,** વર્ષ ૧ લું. અંક ૪, સંપાદક અને પ્રકાશક: બી. પી. સિંઘી, આબુરોડ. વાર્ષિક લવાજમ. રૂ. ૨-૦-૦

**૨૧. ગોરક્ષણ વિષે ચોપાનિયું,** મુલતાની ટહલરામ ગિરધારીલાસ સામંત, ૭૩ નાગદેવી સ્ટ્રીટ, તરફથી.

જ૦ છ૦ જો૦



# નવિન વર્ષારંભે

લેખક : શ્રીયુત
જમનાદાસ ના. અઢીયા.

ભારતેશ્વરીને મન્દિરિયે-

આ વિમલ નવલાં વર્ષની-
દેદીપ્યમાન ઉષા સંગી-
પૂજન તણા અહીં સાજ-
સખિ-સહ સંચરી ગુણસુંદરી ।

આવી ઉભી જ્યાં દિવ્ય-મંદિર-
ભારતેશ્વરિ માતનું;
જુગજુગ જુની જગ-સંસ્કૃતિનું,
શ્રેષ્ઠ-માનવ જાતનું ।

રસભર્યા-હૃદય રસ-દર્શને ત્યાં-
ભાવથી રાચી રહ્યું ।
રસ-દ્રષ્ટિથી સ્મિતભર મુખે-
કંઈ મૌન એ યાચી રહ્યું ।

નવ-જીવન રેલો દેશમાં-
-ને નારિ-જીવન રસભર્યું;
ધરતી સુહાગી-સુન્દરી-
મા ! નૂતન-વર્ષે એટલું.



# ઇંગ્લંડની સ્ત્રીઓ.

સૌ. સરોજિની મ્હેતા, બી. એ.

ઇંગ્લંડના મારા પ્રવાસ દર્મીયાન હું અનેક સ્ત્રીઓના સમાગમમાં આવી. કર્તવ્ય પરાયણ ગૃહિણીઓ, વત્સલ માતાઓ, સાહિત્ય અને કળાની શોખીન વિદુષીઓ, ઉમંગી વિદ્યાર્થિનીઓ, પરદુઃખભંજન સેવિકાઓ ઇત્યાદિ અનેક પ્રકારની સ્ત્રીઓના પરિચયથીજ મારા પ્રવાસની સફલતા માનું છું.

લંડનમાં કુટુંબમાં બોર્ડર તરીકે રહેવાની રીતને લીધે મને ત્યાંની ગૃહિણીઓનો બહુ પરિચય થયો. અમે જે કુટુંબ સાથે રહેતાં હતાં તેની ગૃહિણી મીસીસ સ્પીલમેનનો તો નિરંતર પરિચય હતો જ. પણ તેમની સખીઓ સગાંવહાલાંની સ્ત્રીઓ તેમજ અમારા પોતાના મિત્રોની પત્નીઓનો પણ અંગત પરિચય થવાથી ઘણુંએક નવું જાણવાનું મળ્યું. ઇંગ્લંડમાં તો સ્ત્રીઓ ઘરકામને અડકતીજ નથી, નોકરોને ઘર ને છોકરાં સોંપી મોજમઝા કરે છે એ ભાવના આપણાં મનમાં કોણે ભરી હશે તે મારાથી સમજાતું નથી. ત્યાં સ્ત્રીઓ જેટલું કામ કરે છે એટલું આપણી સ્ત્રીઓ કદિ પણ કરી શકે તેમ નથી. મીસીસ સ્પીલમેન જેવી ઝડપથી કામ કરનાર કોઇજ સ્ત્રી મેં જોઇ નથી. અમારા બે ઉપરાંત એક ફ્રેંચ ગૃહસ્થ પણ બોર્ડર તરીકે રહેતો હતો. તેમજ તેનો પતિ અને દોઢ વરસનો પુત્ર એ બધાંનું કામ તે એકલે હાથે કરતી. તે છતાં થાક, કંટાળો કે નિરાશા તેના મુખ પર કદિ દેખાતાં નહિ. રાત્રે નવ વાગે બધા કામમાંથી પરવારી અમે બધાં બેઠાં હોઇએ ત્યાં આવી વાતો કરવા બેસે. પાનાં રમતાં હોઇએ તો તે પણ રમવા લાગે. આપણી ઘણી સ્ત્રીઓ પોતાના ઘરનું કામ કરે તે કોઇ પર ઉપકાર કરતી હોય એમ કરે છે. ઇંગ્લંડમાં સ્ત્રીઓને મનથી ઘરકામ હિસાબમાં નથી. જેને એ ઉપરાંત કમાવા માટે નોકરી કરવી પડે તેનેજ 'કામ કરવું પડે છે' એમ કહેવાય. ઘરનું કામ પણ સ્ત્રીઓને થોડું નથી હોતું. ત્રણ વખત રાંધવું, વાસણ સાફ કરવાં, વાસીદું વાળવું, એ બધા સામાન્ય કામ ઉપરાંત સરસામાન લુછી ને પોલીશ કરીને ચકચકીત રાખવો, દાદરના સળીયા તથા બારણાનાં પિત્તળનાં કડાં મજાગરાં ઘસીને ચળકતાં કરવાં, પગથીઆં ધોવાં એ બધું તો રોજનું કામ ગણાય. તે ઉપરાંત કોઇ કોઇ દિવસ આખું ઘર સાબુના પાણીથી ધોઇ નાંખે. આઠ પંદર દિવસે પહેરવાનાં લુગડાં ઉપરાંત ચાદરો, ગલેફ, ટુવાલો, ટેબલ કલોથ વિગેરે કપડાં ધોવાનાં. ધોવાનાં એટલે ધોબીની પેઠે બાફવાનાં, અસ્ત્રી કરવાની, બધુંજ. આ બધું કામ કરવા ઉપરાંત પોતાનાં સગાંવહાલાં મિત્રોને મળવા હળવાનું સ્ત્રીઓ ચૂકતી નથી. સ્વભાવે શોખીન હોવાથી કોઇ કોઇ દિવસ નાટક સિનેમા જોવા પણ જાય. જેને રસ હોય તે રાજકીય અને બીજી સભાઓમાં પણ ભાગ લે.

આટલું બધું કામ સ્ત્રીઓ કરી શકે છે,

તેનાં ઘણાં કારણો છે. પ્રથમ તો સ્ત્રીઓમાં ઉત્સાહ ઘણોજ હોય છે. " આ બધું કામ પડ્યું છે તેમાંથી કોણ જાણે ક્યારે પરવાર આવશે. " એમ કોઇ દિવસ બબડતી નથી. બીજું મોટું કારણ આપણી સ્ત્રીઓ કરતાં તેમનાં શરીર બહુ વધારે મજબૂત હોય છે. ત્રીજું, કામ પદ્ધતિસર અને વખતસર કરે છે. અમુક કામ તો સવારે આટોપવુંજ જોઇએ; લુગડાં અમુક દિવસે ધોવાંજ જોઇએ; બધાંએ ઘરમાં વખતસર જમવા હાજર થવુંજ જોઇએ એ પ્રમાણે નિયમો સાચવે છે. ચોથું કારણ તે ત્યાંની યાંત્રિક અને બીજી સગવડો. આપણે ત્યાં ચૂલો સળગાવતાં કોઇવાર દસ મીનીટ નીકળી જાય. એમને ત્યાં ગૅસની ચાવી ફેરવીને દીવાસળી મૂકી કે ચૂલો તૈયાર. એમનું રાંધવાનું પણ આપણા જેવું ખટપટવાળું નથી. શાક વિગેરે લેવા જાતે જવું પડે. પણ આવડા મોટા લંડન શહેરમાં ગમે ત્યાં રહેતાં હોય પણ પાચ સાત મિનિટના રસ્તાપર દુકાનો હોયજ એટલે તેમાં બહુ વખત ન જાય. છોકરાં સંભાળવા માટે પણ ત્યાં નોકરો હોતાં નથી. પુષ્કળ પૈસા હોય તે સિવાય નોકરો રખાય નહિં. મહિને ચાળીસ પચાસનો પગાર (ખાવા સાથે) અને જુદો સ્વતંત્ર ઓરડો આપી શકે તોજ નોકર રહે. એટલે સાધારણ સારી સ્થિતિના લોકોને પણ હાથેજ કામ કરવું પડે. દુકાનમાં સામાન લેવા જાય ત્યારે પણ છોકરાને પીરામ્બ્યુલેટર ( બાબા ગાડી ) માં બેસાડી લઇ જાય. આ ગાડી ત્યાં એટલી સોંઘી મળે છે કે દરેક જણના ઘરમાં હોયજ.

રવિવાર તે સ્ત્રીઓને આરામનો દિવસ છે. રાંધવા અને વાસણ સાફ કરવા સિવાય બીજા કામની તે દિવસે રજા. રાંધવામાં પણ ત્રણને બદલે બે વખત રાંધવાનું. રાત્રે બજારમાંથી તૈયાર વસ્તુઓ લાવીને ખવડાવે. રવિવારે પુરૂષ પણ કેટલુંક કામ કરવા લાગે."

માતાની વત્સલતા દુનિયામાં સર્વત્ર સરખીજ છે. આપણા દેશે કે કોઇ દેશે એનો ઇજારો લીધો નથી. આપણા દેશમાં જેમ સંતાનને માટે પ્રાણ અર્પણ કરનારી માતાઓ જડે છે તેમ પશ્ચિમના દેશોમાં પણ જડે છે. બાળકો તરફ બેદરકારી બતાવનારી માતાઓ ફકત પશ્ચિમના દેશોમાંજ હોય છે એમ આપણાથી કેમ કહી શકાય ? શ્રીમંત કે છેક અજ્ઞાન વર્ગોમાં એવા દાખલા નથી જડતા ?

પતિવ્રતા સ્ત્રીઓ માત્ર આપણા દેશોમાંજ વસે છે, પૃથ્વી ભરમાં એની જોડી નથી એમ તો સોમાં નેવું માણસ માને છે. જુના કાલમાં થએલી સતીઓનાં નામ વારંવાર સંભારી આપણે આપણું મહત્વ માનીએ છીએ. મારા નમ્રમત પ્રમાણે જન સ્વભાવ (Human nature ) સર્વત્ર સરખોજ છે. સતીઓ, તેમ અસતીઓ બધેજ હોય છે. પતિના દાસત્વથીજ સ્ત્રીનો કે સમસ્ત પ્રજાનો મોક્ષ છે એમ બીજા દેશોના પુરૂષોએ માન્યું નથી કે સ્ત્રીઓ પાસે મનાવ્યું નથી તેથીજ ત્યાંના અને આપણા જીવનમાં ફેર દેખાય છે. એ દેશોમાં પણ અનેક સતીઓ થઇ ગઇ છે. પણ ભૂતકાલ પર રાચવા કરતાં ભવિષ્યની તૈયારી કરવામાં એ દેશોની પ્રજા વધારે ગુંથાયલી રહે છે તેથીજ એ સતીઓનાં નામો દરેક લેખ, દરેક પુસ્તક, દરેક ભાષણમાં આવતાં નથી. હાલના જમાનામાં પણ પતિને સર્વસ્વ માનનારી, સર્વસ્વ અર્પનારી સ્રીઓ પાશ્ચાત્ય દેશોમાં વસે છે. પણ એમના પતિઓ પોતાની પત્નીએ દાસત્વ સ્વીકારવાથી પોતાની સાત પેઢી તરશે એમ માનતા નથી. એવી સ્ત્રીને પોતાના જીવનની સહચરી, સુખ દુઃખની સાથી માને છે.

સામાન્ય સ્ત્રીવર્ગને ઉંચા પ્રકારના

સાહિત્યનો શોખ હોતો નથી. પણ સુશિક્ષિત અને બુદ્ધિમાન્ વર્ગમાં સાહિત્યપ્રિય સ્ત્રીઓ પુષ્કળ નજરે પડે છે. કળાની શોખીન સ્ત્રીઓની પણ ખોટ નથી સંગીત તો સ્ત્રીઓનીજ મતા ગણાય છે. સામાન્ય વર્ગની સ્ત્રીઓ પણ સંગીતની શોખીન હોય છે. અને પોતાની પુત્રીઓને સંગીતમાં પ્રવીણ બનાવવા પ્રયત્ન કરે છે. ચિત્ર સંગ્રહોમાં મહાન્ ચિત્રકારોના ચિત્રોની નકલ કરતી અનેક સ્ત્રીઓ નજરે પડે છે, પણ કલ્પના–શક્તિથી નવીન ચિત્રો ઉપજાવતી સ્ત્રીચિત્રકારો ઘણી નથી. બીજા દેશો વિષે, ત્યાંના સાહિત્ય અને ત્યાંની કલાઓ વિષે જાણવાની જિજ્ઞાસા આ વર્ગમાં બહુજ હોય છે.



દિવસમાં ત્રણ વાર રસોઇ કરે...કપડાં બાફે, ધુએ અને ઇસ્ત્રી કરે.

સ્કુલ ઑફ્ ઇકૉનૉમિક્સમાં અભ્યાસ કરતાં મને અનેક વિદ્યાર્થિનીઓના સમાગમનો સુયોગ પ્રાપ્ત થયો. ભવિષ્ય જીવનનાં અનેકરંગી સ્વપ્ન જોતાં વિદ્યાર્થિઓનો સહવાસ કોને પ્રિય નથી લાગતો ? અમારી પાઠશાળા સ્ત્રી ને પુરુષ બન્ને માટે હોવા છતાં સ્ત્રીવિદ્યાર્થિઓની સંખ્યા એટલી બધી છે કે પુરુષ વિદ્યાર્થિઓની હાજરી ભૂલી જવાય છે. કેમ્બ્રિજની પોતાની ટેનિસ કલબ, હૉકી કલબ, રોઇંગ કલબ, સ્વિમિંગ કલબ એમ જુદાં જુદાં મંડળો છે. એમાં પુરુષોને કાંઇજ લેવા દેવા નહિ. તે ઉપરાંત પાઠશાળાના સમસ્ત વિદ્યાર્થિઓનું મોટું મંડળ–સ્ટુડન્ટસ યુનિઅન-તેમાં પણ કન્યાઓ બહુજ ઉત્સાહપૂર્વક ભાગ લે છે. પાઠશાળાની એક પણ પ્રવૃત્તિ એવી નહિ હોય કે જેમાં સ્ત્રી વિદ્યાર્થિઓ હિસ્સો ન આપતી હોય. પુરુષ વિદ્યાર્થિઓથી સંકોચાતી નથી, શરમાતી નથી, તેમને દૂરતા દૂર રાખતી નથી. પણ તેમની સાથે અંગત મૈત્રી હોય એવી થોડીજ હશે. અપૂર્વ ઉત્સાહ અને આનંદ એ તેમનાં મુખ્ય લક્ષણ છે. અભ્યાસમાં તેમનું લક્ષ હોય છે ખરું પણ એ એમના નિરંતર ચિંતનનો વિષય નથી. બીજી અનેક પ્રવૃત્તિઓમાં તેમને રસ હોય છે. પાર્લમેંટની છેલ્લી ચુંટણી વખતે અનેક સ્ત્રી વિદ્યાર્થિઓએ મત મેળવી આપવાનું કામ ( canvassing ) કર્યું હતું. પોતાના અભ્યાસ ઉપરાંત અન્ય પ્રકારનું સાહિત્ય પણ રસથી વાંચે છે. કવિવર ટાગોરના ગ્રંથોનું અધ્યયન કરનાર વિદ્યાર્થિનીઓ પણ મેં જોઈ. વિદ્યાર્થિનીઓમાં કોઈ પણ

મોટું અપલક્ષણ હોય તો તે બીડી પીવાની ટેવ છે. સામાન્ય રીતે વિદ્યાર્થિનીઓ દેશની બીજી ( વસ્ત્રો વિગેરેની ) ફેશનોને અનુસરતી નથી. પણ આ ફેશનનું તો બહુજ અનુકરણ કરે છે. બીજી રીતે પહેરવેશમાં બહુજ સાદી હોય છે. અને વિદ્વતાનો આડંબર જરાયે કરતી નથી. સ્વભાવે બહુજ મીલનસાર હોય છે.

દેશમાં પરમાર્થનાં જે જે મોટાં-કાર્યો-થાય છે તેની અંગભૂત સ્ત્રીઓજ છે. લંડનની દુઃખ નિવારણ સંસ્થાઓમાં ભાગ્યેજ કોઇ એવી હશે કે જેમાં કાર્યવાહકો સ્ત્રીઓ ન હોય. સ્ત્રીઓના હ્રદયમાં સ્વાભાવિક રીતેજ દયાનો અંશ પુરૂષ કરતાં વધારે હોયછે અને તેનો અહિં સાક્ષાત્કાર થાયછે. વૃદ્ધા, અપંગ, નિરાધાર આદિ વિવિધ પ્રકારનાં દુઃખીઓ માટે જે અનેક સંસ્થાઓ ચાલી રહી છે તેમાં જ્વલંત જ્યોતિરૂપ સ્ત્રીઓજ છે. વળી દુષ્ટ પુરૂષોના પંજામાં ફસાઈ ગયેલી, જન સમાજે તિરસ્કારેલી, અવિવાહિત માતાઓને આશ્રય આપવાનું કામ તો સ્ત્રીઓના પરિશ્રમથીજ ટકી રહ્યું છે. જીવન પર્યંત સેવા કરવા છતાં તેમની ગણના દેશની મહાન્ સ્ત્રીઓમાં નથી થતી એ બહુ મોટો અન્યાય છે. પ્રખ્યાતિ પામવાનું ભાગ્ય રાજદ્વારી કાર્યોમાં ભાગ લેતી સ્ત્રીઓ કે સ્ત્રી નાટકકારોજ પામે છે. એ પણ પ્રારબ્ધની વિચિત્રતા નહિ તો બીજું શું ?

હાલ સ્ત્રીઓનો જે મોટો નવો વર્ગ ઉભો થયોછે તે ધંધાદારી સ્ત્રીઓનો છે. લડાઇ પછીની મોંઘવારી અને પુરૂષોની અછતને લીધે કન્યાને અભ્યાસ પૂરો થાય કે તરત કમાવાની ફરજ પડેછે. આ કારણથી શાળા [illegible]ઓમાં તો અભ્યાસ સાથે જ્ઞાન પણ આપવામાં [illegible]ષ્ટ તો નથીજ. પણ [illegible] માટે સ્ત્રીઓએ જે મહાન પ્રયત્ન આરંભ્યો છે તે માટે તેમને ધન્યવાદ આપ્યા વિના રહેવાતું નથી. પુરૂષો યુદ્ધમાં ગયા તેજ વખતે અત્યાર સુધી સ્ત્રીઓ માટે અશક્ય મનાતા ધંધામાં સ્ત્રીઓ એ ઝંપલાવ્યું. પુરૂષો યુદ્ધમાંથી પાછા ફર્યા એટલે ઘણા કઠિન, શારીરિક બળથીજ થઇ શકે એવા ધંધામાંથી તો સ્ત્રીઓ નીકળી ગઇ. પણ બીજા અનેક ધંધામાં કાયમ રહી. ઓફીસમાં કારકુન તરીકે, હોટેલોમાં મેનેજર તરીકે, દુકાનોમાં વેચવાનું કામ કરવામાં રેસ્ટોરાંમાં પીરસવાનું તેમ હિસાબ રાખવાનું કામ કરવામાં, ટપાલ ઓફિસ, તાર ઓફિસ જ્યાં જુઓ ત્યાં સ્ત્રીઓજ નજરે પડે. કેટલીક સ્ત્રી પોલીસ પણ છે. લડાઇ દર્મીયાન અને તે પછીનાં વર્ષોમાં સ્ત્રીઓએ સિદ્ધ કરી બતાવ્યું છે કે કોઇપણ જાતનું કામ કરવામાં સ્ત્રીઓ પુરૂષોથી ઉતરથી નથી. ધંધો જાતેજ સ્ત્રી માટે અનીતિ કે શરમથી ભરેલો છે એવી માન્યતા નથી. સ્ત્રીઓને છૂટથી ફરવા હરવાનો રીવાજ પ્રથમથીજ હોવાથી ધંધો કરવામાં કશો ભય પણ નથી. આપણે અહિં પણ જોઇએ છે કે જે પ્રાંતોમાં સ્ત્રીઓ પડદો પાળે છે ત્યાં સ્ત્રીઓને બહાર જવામાં ભય રહે છે; અને આપણો પ્રાંત અને બીજા પ્રાંતો જ્યાં પડદાનો રીવાજ નથી ત્યાં સ્ત્રીઓને બહુ ઓછો ભય છે. તો પછી જ્યાં દેશનો સમસ્ત સ્ત્રી વર્ગ વિવિધ પ્રવૃત્તિઓમાં રહ્યો છે ત્યાં ધંધાદારી સ્ત્રીઓને શો ભય હોય ?

ઉપર કહેલા ધંધા ઉપરાંત બોર્ડીંગ હાઉસ રાખવાનું કામ કુટુંબવાળી સ્ત્રીઓ-જેમનાથી બ્હારનો ધંધો ન થઇ શકે તે-કરે છે. અમુક પૈસા લેવાનું ઠરાવી પરદેશના અથવા પરગામનાં માણસોને સ્ત્રીઓ ઘરમાં રાખે છે. તેમને સુવા માટે જુદા જુદા ઓરડા આપે છે, અને બધાંને ભેગાં જમાડે છે. કોઇ

મોટું બોર્ડીંગ હાઉસ રાખે છે તો કોઇ પોતાના કુટુંબ સાથેજ એક બે બોર્ડરો રાખે છે. આમાંથી બહુ સારી આવક થાય છે. જેનામાં બહુ કામ કરવાની તેમ એક બે નોકર રાખવાની શકિત હોય તે બોર્ડીંગ હાઉસ રાખે છે. રહેનારાને તો બોર્ડીંગ હાઉસ કરતાં કુટુંબમાં બહુ આનંદ આવે છે, જો કે બોર્ડીંગ હાઉસમાં પણ સગવડ સચવાય છેજ. ઘરની માલીક ભલી હોય તો બોર્ડરો તેને માતા સમાનજ ગણે છે, અને તે પણ ઘરબારથી દૂર વસતા પોતાના બોર્ડરો પ્રત્યે સંતાન જેવો સ્નેહ રાખે છે, અને તેમની જબરદસ્ત ઉઠાવે છે. આમાંથી જે આવક થાય તે સ્ત્રી ઘણું ખરૂં પોતાની પાસેજ રાખે છે, અને પોતાનાં વસ્ત્રાદિકનું ખર્ચ એમાંથી જ કાડે છે.



માતાની વત્સલતા દુનિયામાં સર્વત્ર સરખી જ છે.

આપણી સ્ત્રીઓ કરતાં ઇગ્લંડની સ્ત્રીઓ વધારે સ્વતંત્ર છેજ. પણ સૌથી વધારે ફેર તો વિધવાઓની સ્થિતિમાં છે. માત્ર તેને પુનર્લગ્નની છૂટછે એથીજ તે સ્વતંત્ર કે સુખી નથી. વિધવા એટલે પતિની હત્યારી, અપશુકનીયાળ કે કુટુંબનો બોજો એમ ગણાતું નથી. વિધવા થનાર સ્ત્રીને માત્ર પતિનો વિયોગ એ એકજ દુઃખ પડે છે. આપણા દેશપેઠે જન સમાજનો તિરસ્કાર, સગાંવ્હાલાનો જુલમ, પૈસાની તંગી એવાં એવાં અનેક દુઃખ પડતાં નથી. વિધવાએ જન્મારા સુધી શોક પાળવો જોઇએ, બધાં મંગલ કાર્યોથી દૂર રહેવું જોઇએ એમ મનાતું નથી. દુઃખનું ઓસડ દહાડા એ કહેવત બીજાં સર્વને લાગુ પડે છે—એકનું એક સંતાન ખોનાર માતાને પણ લાગુ પડે છે—પણ વિધવાને લાગુ પડતી નથી, એવી વિચિત્ર માન્યતા ત્યાં નથી. ત્યાંની વિધવાઓની આર્થિક સ્થિતિ બહુ સારી છે. પતિની મીલકતની તે માલીક બને છે, તેમ મીલકત ન હોય તો ગુજરાન માટે કમાવાની પણ તેને છૂટ છે, એટલે તે કોઇની ઓશીયાળી નથી, દુઃખજનક સ્થિતિ ન થવાનું આજ મોટું કારણ છે. ચાલતો આવેલો રીવાજ હોવાથી કોઇપણ ધંધો કરવામાં—બોર્ડીંગ હાઉસ રાખવામાં પણ—મુસ્કેલી પડતી નથી.

આપણા લોકો પાશ્ચાત્ય સ્ત્રીનું જેવું ચરિત્ર કલ્પે છે તે પ્રકારની સ્ત્રી આલેખવી રહી ગઇ. આ તે મોજશોખમાં ડૂબેલી ફેશન પાછળ ઘેલી થયેલી સ્ત્રી છે. આપણા લોકો ધારે છે તેમ ઇગ્લંડમાં બધીજ આવી સ્ત્રીઓ વસતી નથી. એવી તો કોઇક છે. પણ વસે

છે ખરી. મોરે ભાગે અટળક સંપત્તિમાં વસતી સ્ત્રીઓજ આવું જીવન ગાળે છે. આખો દિવસ શણગાર સજવા પાછળ વખત કહાડે છે અને અહોરાત્ર વિચાર પણ વસ્ત્રાભૂષણનાજ કરે છે. ઘરબારની ચિંતા એમને બહુ થોડી હોય છે. પેરિસથી દર અઠવાડીયે નવી નવી ફેશનના પોશાકના નમુના આવે છે તે પ્રમાણે વસ્ત્રો સીવડાવવાં એજ તેમનું મોટું ધ્યેય હોય છે.

ઇંગ્લંડની સ્ત્રીઓ આપણા કરતાં વધારે સ્વતંત્ર શા માટે છે? માત્ર તેમને રાજકીય હકો છે તેથી નહિ. રાજકીય હકો મળ્યા પહેલાં પણ સ્ત્રીઓ સ્વતંત્ર હતી. જોકે એ મળ્યા પછી વધારે સ્વતંત્ર થઇછેજ. પણ સૌથી મોટું કારણ તો સ્ત્રી એ ઉતરતું પ્રાણીછે એવી માન્યતા નથી. પુત્રના જન્મ વખતે ઉત્સવ અને પુત્રીના જન્મ વખતે શોક, નિરાશા એ ભાવના તો કોઇ ઠેકાણે છેજ છેજ નહિ. પુત્રીના લગ્નથી માતાપિતાને આનંદ થાયછે ખરો પણ કુમારિકા હોય ત્યાં સુધી પણ તે પોતાના ખર્ચ જેટલું કમાઇ લાવે છે એટલે ભારરૂપ લાગતી નથી. અમુક ઉમ્મર થઈ એટલે તો પછી સારો ખોટો જે વર મળે તેની સાથે પરણાવી દેવીજ જોઇએ. એવો રીવાજ નથી તેથી વયનાં કે બુદ્ધિનાં કજોડાં જોવામાં આવતા નથી. સ્ત્રીઓ ગૃહકાર્ય ખુશીથી કરે છે ખરી પણ તેમ ને માટે તો એજ કસરત, એજ પરમ આનંદ, એજ કાર્યપ્રદેશ એમ મનાતું નથી. જેમ પુરૂષનાં કર્ત્તવ્યોની કે આનંદની સમાપ્તિ તેના ધંધામાં ગણાતી નથી તેમ સ્ત્રીઓની ગૃહકાર્યમાં ગણાતી નથી. પરિણામે સ્ત્રીઓને નવું જાણવાનો નવું જોવાનો ઉમંગ રહે છે. સ્વતંત્રતા એમને જન્મથીજ મળેલી છે એટલે તે માટે તેમને લડવું પડતું નથી.

અંગ્રેજ સ્ત્રીઓના ઉત્સાહની કશા સાથે સરખામણી થઇ શકે તેમ નથી. આપણે ત્યાંના પુરૂષોમાં પણ એનાથી પા ભાગનો ઉત્સાહ નથી હોતો તો પછી આપણી બિચારી શરીરે અશક્ત, જમાનાઓથી હલકી ગણાતી સ્ત્રીઓમાં તો ક્યાંથીજ હોય? બે ત્રણ બાળક થાય એટલે આપણી સ્ત્રીઓ પોતાને ઘરડી થએલી માને છે. કોઇ પણ જાતના આનંદમાં ભાગ લેતી નથી. અંગ્રેજ સ્ત્રીઓ પોતાને કદિ ઘરડી માનતીજ નથી. બાગ બગીચામાં, કોઇ જાતનો ઉત્સવ હોય ત્યાં, મોટી સરતોમાં, નાટકશાળામાં જ્યાં જુઓ ત્યાં સ્ત્રીઓજ વધારે નજરે પડે. એમને પુરૂષો કરતાં ફુરસદ વધારે હોય તેમ જિજ્ઞાસા પણ વધારે હોય. વૃદ્ધ સ્ત્રીઓ જેનાથી પુરૂં દેખાતું ન હોય, ચાલતાં થાકી જવાતું હોય તે પણ કશામાંથી રહી જતી નથી, સ્વારી કે એવું કાંઇ જોવાતું હોય તો સવારથી ઘેરથી નાનો સ્ટુલ લઇને નીકળે, ને આખો દિવસ રસ્તા પર બેસી રહે અને સ્વારી આવે કે સ્ટુલ પર ઉભી થઇને જુએ! લખવાનું તાત્પર્ય એટલુંજ છે કે ગમે તેટલી ઉમ્મરે સ્ત્રીઓનો ઉત્સાહ ઘટતો નથી.

ઇંગ્લંડની જે સ્ત્રીઓ અત્યારે સમસ્ત જગતનું ધ્યાન ખેંચી રહી છે તે રાજકીય પ્રવૃત્તિઓમાં ભાગ લેતી સ્ત્રીઓ છે. પેઢી દર પેઢીથી મોટા ઇલ્કાબો ભોગવતી અમીર કુટુંબની સ્ત્રીઓ પણ એ વર્ગમાં છે અને માર્ગારેટ બોનફીલ્ડ જેવી એક વખત દુકાનોમાં નોકરી કરતી સ્ત્રીઓ પણ છે, બહુ થોડી સ્ત્રીઓ પાર્લમેંટની મેંબર થવા બહાર પડે છે તેથી સુભાગ્યે હજી સુધી એવી સ્થિતિ છે કે જેને, હૈયે ખરેખર દેશની દાઝ હોય તેજ એ પ્રવૃત્તિમાં પડે છે. મેંબર થવા બહાર ન પડે છતાં રાજકીય પ્રવૃત્તિમાં રસ હોય એવો સમૂહ તો બહુ મોટો છે. દેશનો ઉદ્ધાર આ સ્ત્રીવર્ગજ કરશે એમ સર્વ સમજુ માણસોને હવે લાગતું જાય છે. નજીકના ભવિષ્યમાં

# ઇંગ્લંડની સ્ત્રીઓ.





૧. સરજામ ઉપરની ધુળ સાફ કરે છે. ૨. પથારીઓ પાથરે છે. ૩. ભીંતો સાફ કરે છે.

દેશને યુદ્ધમાં ઉતરવાનો પ્રસંગ ઉભો થાય તો આ સ્ત્રી વર્ગ અને તેના ઉપદેશથી અન્ય સ્ત્રીઓજ દૃઢતાથી યુદ્ધમાં ઉતરવાની ના કહેશે.

કોઈ કહેશે કે "ઇગ્લંડની સ્ત્રીઓ શું સર્વગુણ સંપન્ન છે? તેમના દોષતો આ લેખમાં કોઈ ગણાવ્યાજ નહિ." પણ પારકાના દોષ ગણવાથી આપણી ઉન્નતિ નથી થતી, કોઇ પણ જાતનો લાભ થતો નથી, તેથીજ તે ગણાવ્યા નથી. બાકી દોષ રહિત તો જગતમાં કોણ છે? આ લેખનો આશય એટલોજ છે કે પશ્ચિમની સ્ત્રીઓનું ચરિત્ર આપણે અહિં બેઠાં બેઠાં બહુ હલકું કલ્પીએ છીએ. તેમને માત્ર મોજમઝાની શોખીન, વસ્ત્રાભુષણ પાછળ ઘેલી થયેલી, પગલે પગલે સ્વતંત્રતાનો ઝુંડો ઉઠાવનાર અને સ્વચ્છંદી માનીએ છીએ. મારા આઠ માસના અનુભવથી મને જણાયું કે આ સ્વરૂપ આપણું કલ્પિત છે. એ સ્ત્રીઓને મોજમઝાનો શોખ છે પણ ફરજને ભોગે મોજ કરનારી કોઇકજ હશે. વસ્ત્રાભૂષણનો શોખ તો જંગલીમાં જંગલી પ્રજાથી માંડીને સુધારાની શિખરે પહોંચેલા દેશની પ્રજા સુધી બધીજ સ્ત્રીઓમાં જણાય છે. વસ્ત્રોનો શોખ ઈંગ્લંડની સ્ત્રીઓને બહુ છે, પણ ઘરેણાંનો શોખ નથી. સાચાં ઘરેણાં તો કરોડાધિપતિને ઘેરજ હોય એવી માન્યતાને લીધે ઘરેણાં પાછળ સ્ત્રીઓ વળખાં મારતી નથી. ખોટાં મોતી, મણકાં વિગેરે પહેરેછે પણ તેની પાછળ ધનવ્યય થઇ શકે નહિ.

ધાર્મિક વૃત્તિ ત્યાંની સ્ત્રીઓમાં નહિ જેવી છે. ધર્મભાવના ઘણાં વરસથી મંદ થતી આવીછે. છેલ્લી લડાઇ દર્મીયાન એ મંદ પડેલો અગ્નિ પરાણે જાગ્રત કરવામાં આવ્યો હતો. યુદ્ધસમાપ્તિના આનંદે એ જ્વાળા પુનઃ હોલવી નાખી. ભવિષ્યમાં ફરી જાગ્રત થાય એવાં પણ બહુ ચિહ્ન જણાતાં નથી. બોલવા ચાલવામાં પણ ત્યાંની સ્ત્રીઓમાં કૃત્રિમતા કાંઇક વિશેષ નજરે પડે છે. બ્હારના દેખાવ માટે, સુઘડતા માટે સ્ત્રીઓને બહુ ચીવટ હોય છે. અને એ ચીવટ ઘણીવાર ટાપટીપની હદ સુધી જાયછે.

આ દોષો છતાં એ સ્ત્રીઓનો અપૂર્વ ઉત્સાહ, આનંદમય પ્રકૃતિ, અને આશાવાદનું આપણી સ્ત્રીઓ થોડે ઘણે અંશે પણ અનુકરણ કરવા યત્ન કરે તો તેમના જીવનમાં બહુ ફેર પડશે. નિરાશાવાદને તદ્દન છોડી દઇ નસીબ નહિ પણ પ્રયત્ન પર આધાર રાખતાં શીખશે તો તેમની ઉન્નતિ બહુ વ્હેલી થશે.



હું પણ સ્હમજ્યો અને કંઇક અંશે મ્હને એમની દલીલ ધ્યાનમાંયે ઉતરી. सा विद्या या मुक्तये એ જો ખરૂં હોય તો આપણે જેને કેળવણીના નામથી ઓળખીએ છીએ તેવી કેળવણી બીજું બધું અપાવતી હશે પણ મુકિત તો નથીજ અપાવતી એમ તો આપણામાંથી ઘણાએ સ્વિકારશે '

સુરતના પ્રખ્યાત મ્હેતાજી ત્રિપુરાશંકરની નીશાળે સ્હાડા 'સાતનો પા' સુધી શીખેલા ભોળા અને સાદા મકન કાકાનો સંસાર લીટી ઘસતા અને બની શકે તો પ્રાયશ્ચિત રૂપે એક 'નકકોડો અપ્પાસ' પણ ખેંચી કહાડતા. પશ્ચાતાપ અને અભ્યાસથી એમણે મનને શાંતિના માર્ગે વાળ્યું હતું અને એ રૂડાં વાનાં શ્રી ઠાકોરજીની 'કીરપા' થી થયાં એમ તે દૃઢ રીતે માનતા અને બીજાને મનાવવાનો પ્રયત્ન કરતા. મકન કાકા તો સ્વભાવે એટલા શાંત હતા કે ફુલી કાકાનાં મર્મ સ્થાનને વાંધી નાંખે એવા શબ્દો રૂપી બાણોના ઝાપટા સોક્રેટીસની શાંતિથી સહન કરી



કાકા સંસારનું ધુંસરું ખેંચતા.

એકંદરે સુખી હતો. ફુલી કાકી અને મકન કાકાનું યુગલ જોડું પોતાની સાદી અને થોડી જરૂરીઆતોને લીધે સંસાર ધુરા બહુ સંતોષથી વહન કર્યા જતા હતા. ફુલી કાકી સ્વભાવે જરા તીખાં હતા અને કોઇ કોઇ વખત મગજનું ચકકર છટક્યું હોય તો મકન કાકાનેયે 'ધોઇ' નાંખવા ચુકતા નહિ. તો પણ પાછળથી તે માટે એ અત્યંત પશ્ચાતાપ કરતા, રડતા, ઠાકોરજી આગળ નાક લેતા. એ શાંતિજ ફુલીકાકીનાં તણખાં ઝરતાં અગ્ન્યાસ્ત્રોને ઠંડુંગાર કરી મૂકવા બસ હતી. 'ઘરમાં વાઘ પણ બહાર બકરી' જેવા કંઇક 'ભેંસે ભીચાં' એ મકન કાકાની આ શાંતિને બાયલાપણાની નિશાની ગણતા આ તેમજ બીજી સર્વ વાતો ફુલીકાકી અમને ઠાકોરજીની દાળની ગોળીનો પ્રસાદ આપતા આપતા પોતાની ભાષામાં કહી જતા. 'આ તદ્દરા કાકાનો બમભો સવભાવ!

ભગીવાન પણ તોબા કરે. એતો હુંજ આવી જબરી તે એને આમ હાથમાંને હાથમાં રાખું છું' એમ હસતા હસતા મકનકાકાના દેખતા કહે તે સાંભળી કાકા એવા તો જોરથી હસી પડતા કે અમને એનો ચેપ લાગતો અને વગર કારણે સ્હમજ્યા વગર અમ્હેયે હસી પડતા !

અમ્હે એટલે હું અને એમના ત્રણ 'પટ્ટાઓ' નટુ, મટુ અને ગટુ! મકનકાકાનો હસવાનો મુદ્દો અમ્હે તે વખતે સ્હમજતા નહિ હતા પણ સ્હમજણમાં આવ્યા પછી એમના હસવાનો ભાવાર્થ ધ્યાનમાં ઉતર્યો. ફુલી કાકી છોને ખાંડ ખાયકે કાકાને એ હાથમાં ને હાથમાં રાખેછે પણ ખરી બીના એથી ઉલટીજ હતી. મકનકાકા શાંતિ નામની વશકરણી વિદ્યા શીખેલા હતા. એનો પ્રભાવ એવો હતો કે કાકાને વશ કરવા જતા કાકી અજાણતાં પોતેજ વશ થઈ જતા છતાં એ એમજ સ્હમજતા કે કાકાને એ હાથમાં ને હાથમાં રાખે છે !



કાકા એવા તો જોરથી હસી પડતા...

ફુલીકાકી જ્યારે પાંચ વર્ષનાં હતાં ત્યારે એમનું વેશવાળ થયલું. આ વખતે કાકાની વય દશ વર્ષની હતી. કાકાના પિતા નગીનદાસ આ વખતે વિલાયતી પાલીસના સુતરની તાણીનો તથા જપાનીઝ ગુલના રેશમનો વેપાર કરતા હતા. તેમાં એમણે બે 'ચીચોડા' ઠીક પેદા કીધા હતા. પણ ધીમે ધીમે ખત્રી વણકરો રેશમ સુતર વગેરે બ્હારો બ્હાર મંગાવતાં થઈ જવાથી એમનો એ વ્હેપાર પડી ભાંગ્યો એટલે એ શરાફીમાં પડયા. કાકાનું વય આ સમયે ચાદેક વર્ષનું હશે. કાકાનું વેશવાળ થયું એટલે એમને ત્રિપુરાશંકરની ગામઠી નિશાળેથી ઉઠાડી લઇ થોડું ઘણું અક્ષરજ્ઞાન મેળવવા સરકારી શાળામાં એમના પિતાએ મૂક્યા હતા. ત્યાં ગુજરાતી બેત્રણ ચોપડી શીખ્યા હશે એટલે ત્યાંથી ઉઠાડી કાકાને ઘેર દોપીસ્તા ઘુંટવા બેસાડી દીધા. સાતેક વર્ષના ફુલી કાકી—ફુલકુંવર સાસરે જમવા આવે એટલે દોપીસ્તાને કાગળ મૂકવાની ખલેચીમાં ઘોંચી કાકો પદુકડી મારી ઉભા થઇ જાય અને નાગા હોય તો લેંધી કે ધોતલી પ્હેરી ન્હાની વહુ સાથે શરમાતા શરમાતા રમવાને દોડી જાય ! વાર તહેવારે કાકાને ત્યાં કુટુમ્બનો કુમ્ભમેળો ભરાતો. મરદોમા મરદો બૈરાઓમાં બૈરાઓ અને છોકરાંઓ ભેળાં છોકરાઓ—એમ સૌ પોત પોતાની જમાતમાં અડ્ડો જમાવી બેસી જતા. હિંદુઓના વાર તહેવાર એટલે સાત વાર અને આઠ તહેવાર. મકનશાને પણ સાસરેથી તહેવારો પર આમંત્રણ આવતું. મિષ્ટાન્ન ઉપરાંત દીવાળીમાં ફટાકડા, હોળીમાં અબીલ ગુલાલ અને ખાંડના રમકડાં અને ઋતુ ઋતુનાં સુકકાં લીલાં ફળાદિ

સાસરેથી તે લઈ આવતા. ફુલકુંવરને પણ એ સર્વ ઉપરાંત અલુણાંની ફરાળ અને અવર નવર એટલી ચણીઓમાં મળતાં. મકનદાસ ફુલકુંવર અને બીજાં છોકરાંઓ અરસપરસ ફુલ ફુદડી, કુકા, રાજારાણી, ટાલ પીછોડી, ધપ્પા દાવ, સીપાઈ ચોર, લાકડી ડુમ ડુમ, ઢેડીઆ વગેરે રમતો રમતા. રમતમાં લડવાનો પ્રસંગ ઉભો થાય ત્યાં ફુલકુંવર મકનદાસનો અને મકનદાસ ફુલકુંવરનો પક્ષ ખેંચે એટલે છોકરાંઓ મ્હોં મચડે અને બોલે "ઓ હો હો ! એ તો બા એમ રતો. એ તો એની વહુડી થાય કેની તેમાં ! હું સ્હમજી! અલીઓ પોસમોરીઓરે ' ચાલો આપણે જતા રહીએ. એ માટી બૈરાંને એકલા રમવા દે.' એમ બોલી તાળી પાડી છોકરાંઓ આઘા પાછા થઈ જતાં. આમ તે આમ કાકા અને કાકી વચ્ચે નિર્દોષ પ્રેમ કેળવાતો. સામાન્ય રીતે કન્યા વરતિ રૂપ કન્યા રૂપ પસંદ કરે છે પણ કાકા અને કાકી રૂપરંગે સાધારણ પ્રતિના હોવા છતા એ બાબતમાં એમાંથી કોઈને જરાએ અસંતોષ નહિ થયો હોય એમ તો એ જણના મોં ઉપરથી કોઇ પણ કહી શકે. પ્રસિદ્ધ વર્ષના મકનકાકા ભજન ગીલતા કે કુટુંબના છોકરાંઓ બે ! રમત રમતા એના વિશાળ ચોટલા પર સની સ્હાંજે બેઠા હોય ત્યારે સાઠ વર્ષના ફુલીકાકી તેની પાસે લપ્પામને બેસી કાકાના ધોળ ગાતાં જેણે જોયા હશે તેને હાલની કેળવણીથી નિરક્ષર પણ સંસાર વ્યવહારની કેળવણીમાં સાક્ષર જેવા દોસા ડોસીના પ્રેમની કલ્પના આવ્યા વિના નહિ રહી હોય ! આપણે બન્નેએ આવા નિર્દોષ સુખને ' Ignorance is bliss ' ના સૂત્ર મુજબ ' અજાણતાનું સુખ ' કહી કટાક્ષમાં હસીએ છીએ ! આપણે ભલે હસીએ.

જેમ જેમ વય વધતી ગઈ તેમ તેમ મકનદાસ અને ફુલકુંવર વચ્ચે શરમનો પડો આડે આવતો ગયો. રમત બંધ થઇ. ગંભીરતા વધતી ગઈ. મકનદાસ પણ ધીમેધીમે દોપીસ્તાપરથી કાચો મેળ, કાચા પરથી પાકા મેળ સુધી પહોંચ્યા હતા. એમનું પાકા નામાનું જ્ઞાન બહુ સાબૂત હતું. મેળ, નોંધ, ખાતાવહી વગેરે ચોપડાઓ પોતાના ઘરના વ્યાપારની પદ્ધતિસર લખવાનું વ્યવહારૂ જ્ઞાન એણે પોતાના મુનીમ પાસેથી મેળવ્યું હતું. શીઆળાની કકડતી ટાઢમાં સ્હવારના વ્હેલા ઉઠી દોપીસ્તા ઘુંટવાના સતત અભ્યાસથી એના અક્ષર પાકા અને મોતીના દાણાં જેવા થયા હતાં. કાળી ચમકદાર પાકી દેશી શાહીથી લખેલાં અક્ષરો સુકાવવા, પાણીમાં ધોઇ શુદ્ધ કરીને સુકવેલી ઝુકી રેતી રેતદાનથી તે ઉપર ભભરાવ્યા પછી એના અક્ષરો જોઇએ તો આપણે મુગ્ધ થઇ જઈએ. સાદું અને ચક્રવૃદ્ધિ વ્યાજ કહાડવું, એ એને મન રમત વાત હતી. હજારો રૂપિયાના વ્યય પછી, બારે મહેનત અને શરીરની સત્યાનાશીને અંતે મેળવેલા ' કોમરશ્યલ કોલેજના ', કોમરશ્યલ નૉલેજ કરતા એમનું વ્યવહારૂ અને આપણી અસલ પદ્ધતિ મુજબ કોઇપણ જાતના ખર્ચ વગર રમત રમતમાં મેળવેલું વ્યાપારી જ્ઞાન કોઇપણ રીતે ઉતરતું નહિ હતું એમ હું ખાત્રીથી કહી શકું છું. પેઢીની ગાદી બીછાવવી, આવેલા વ્યાપારીનો જળ તથા પાન સોપારીથી આદરસત્કાર કરવો, બજાર ભાવ પૂછીને ચાહ વગેરે ન્હાની ન્હાની ચીજોની ખરીદી કરવી, ચોખા, ઘઉં, દાળ તથા તમામ જાતના કઠોળ વગેરે ધાન્યોની સારી નરતી જાત પરખવી, તેના ભાવો યાદ રાખવા વગેરે પરચુરણ બાબતોનું પરચુરણ જ્ઞાન તો એમણે છેક ન્હાની વયથી જ પાકી રીતે મેળવ્યું હતું. મ્હારા કાકાને ત્યાંના મરી મસાલા અને અનાજ વગેરે લાવવાનું કામ પાડોશી ગયું સ્હમજી એ

પાર્ઇતી પણ રવાદારી વગર એજ કરતા હતા. રસોઈના કામમાં એ પારંગત હતા. વાર તહેવારે શ્રી ઠાકોરની સામગ્રી તૈયાર કરવામાં ફુલીકાકીને એ ભારે મદદરૂપ થઇ પડતા. કાકીના અડકાયાના ચાર દિવસ કે કોઇ અડચણ સડચણના બીજા પ્રસંગે આખા ઘરની રસોઇ બનાવી દેવી એ તો એને મન રમત વાત હતી. એમની રોટલી નો ગોળ ફુલેલો દડો તો કંઇક બૈરાંઓની અદેખાઇ પામતો. મુંબાઇ જેવા 'સાબ લોકના' શહેરમાં જવાનો પ્રસંગ આવે તોજ એમના કહેવા મુજબ 'કોટ પાટલુનનો એ દેશ તેવો વેશ' રાખતા! બાકી ખાદીની ધોતલી અને મંદિરે દર્શને કે કાંઇ પરચુરણ કામે જતાં એક પીછોડી અને સુરતી પાઘડી એ એમનો ચાલુ 'યુનીફૉર્મ' હતો. જોડા પહેરતા નહિ, પણ પહેરવાનો પ્રસંગ આવે તો કંતાનના જોડા પહેરતા. પિતાના મરણ પછી ઘરનો તમામ ભાર એણે ફુલની માફક ઉપાડી લીધો હતો.

ન્હાની વહુ ફુલકુંવર તો સાસરાના આચાર વિચાર, કામકાજ અને સાસરીઆના માણસોના સ્વભાવથીજ જાણીતાં હતાં એટલે પરણીને સાસરે આવતાં એને કાંઇ નવું નવું લાગ્યું નહિ. એનાં લગ્ન તો જુના વિચારની શિક્ષા મુજબ બાર વર્ષની વયે થયાં પણ સ્ત્રીધર્મ પ્રાપ્ત થયા સિવાય હજી સાસરે રહેવાનું પ્રાપ્ત થયું નહિ હતું. ઠાકોરજીની સામગ્રી કરવા એ હોંસથી ન્હાતાં. ફુલ મંડળી, ભરતી રંગોળી તથા સાથીઆ પૂરવા, રંગ પૂરી શ્રી ઠાકોરને માટે મંડપ ચીતરવો, સમય સમયનાં ધોળ ગાવાં વગેરે રસીક કળાઓમાં તો છેક ન્હાની વયથી એ કેળવાતાં હતાં, એટલે મ્હોટી વયે ઉપર્યુક્ત સર્વ કળાઓમાં એ ઠીક ઠીક પારંગત થઇ ગયાં હતાં એમ કહીએ તો ચાલે.



ફુલીકાકીએ એક ડાબા હાથનો એવો એવો તો દીધો...

લસણ કાંદા વગેરે તામસ પદાર્થો એના ઠાકોરને ખપે નહિ એટલે સ્વાભાવિક રીતે એવા તામસ પદાર્થો એના ઘરની રસોઇમાં વર્જ્ય હતા. મંદિર સિવાયની બ્હારની પાણીમાં બનાવેલી કોઇ પણ ચીજ એમને ખપતી નહિ. ત્રીસ વર્ષની વયે તો એમણે જ્ઞાતિ ભોજન પણ તજી દીધું હતું. આટલી વખત ઠંડે પાણીએ ન્હાય, સ્વારથી તે સ્હાંજ સુધી અવિશ્રાંત કામ કરે છતાં કોઇ દિવસ

કાકીને ગમ્ભીર માંદગી ભોગવતાં મ્હેં જોયાં નથી એ એની આહારશુદ્ધિ અને આચારશુદ્ધિનુંજ ફળ હતું. અગર જો કે એનો સ્વભાવ તીખો હતો, વખત બે વખત ઉકળી પડતાં તોયે ધીમે ધીમે એમણે આહાર શુદ્ધિ, અને આચાર શુદ્ધિના પ્રતાપે સ્વભાવ ઉપર કાબુ મેળવ્યો હતો. એનું શરીર બહુ જાડું નહિ પણ સુડોળ અને કસાયલું હતું. એ બહુજ નિડર અને છાતીવાળાં હતાં. સ્હવારના ચાર વાગે વહેલાં ઉઠી ઘણુંખરૂં એ તાપીએ ન્હાઇ આવતાં. અધિક માસમાં કે વાર તહેવારે એ અશ્વિનિ-કુમાર પહોચતાં અને ત્યાંથી પગપાળા શહેરમાં આવી મંદિરે ભગવાનનાં દર્શન કરતાં. એક વખત ઘરમાં એ કાંઇ કામકાજ કરતાં હતાં, છોકરાઓ ફળીઆમાં રમતા હતા, ઘરમાં કોઇ મરદ નહિ હતું, એવામાં એક આલુબુખાર વેચતો 'ખાબુલી' ઉપર ચ્હડી આવ્યો. કુલી કાકીએ કાંઇપણ ગભરાયા વગર તેને અસલ 'હિંદુસ્તાની' માં પૂછ્યું: "અરે એ હો! તુમ કાહેકુ ઉપર આયા રે! ક્યા હે!" "આલુબુખાર! ખાબુલી મેવા હે! છઇટા હુમરેકુ!" કાબુલીએ આંખ ચુંચી કરી કહ્યું.

"અરે નહિ છઇટા, નહિ છઇટા! ઉટરો નીચે!" પણ એ સજાતનું ફરજંદ કાબુલી તે કાંઇ એમને એમ નીચે ઉતરે. એણે તો આસપાસ નજર નાંખી આંખ મારવા માંડી અને બોલ્યો: "આલુબુખાર હૈ! ખાબુલીમેવા હૈ! પીષ્ટા હૈ! બાડામ—" પણ કુલીકાકીએ એક ડાબા હાથનો એને એવો તો દીધો કે એ 'આલુબુખારી ખાબુલી' એના 'બાડામ ને પીષ્ટા' ના દાબડાઓ સાથે સીદ્ધો ભોંયતલીએ આવી ગયો.

"મુવા બેરા માનુશ એકલા હે તોબી ઘુસુન આતા તે ટમરા બાપકા ઘરહે. અબીજો પાછા આયતો મુવાકુ ઝાડુંસી ઝપારેગા!"

પણ તે 'ભલો ખાબુલી' ફરીથી કોઇ દિવસે એ રસ્તે દેખાયો નથી. કાબુલીના ગયા પછી બારણાં બંધ કરી કાબુલીના નામની શેષ ભણતાં કુલીકાકી એ ન્હાઇ નાંખ્યું. અંત્યજ સ્પર્શની બાબતમાં આપણી એક દલીલ એવી છે કે અંત્યજો ધર્માંતર કરી મુસલમાન કે ખ્રીસ્તી ધર્મ સ્વિકારે છે એટલે સ્પૃશ્ય થઇ જાય છે પણ કુલીકાકીની સ્હામે એ દલીલ ચાલી શકે એમ નહિ હતી. માંસ મદિરા ખાનાર પીનાર, ભ્રષ્ટ આચાર વિચાર સેવનાર, કે એમનાથી વિરૂદ્ધ વાતાવરણ સેવનાર અને તેની સાથે સંસર્ગ રાખનાર કોઇપણ માણસ એને મન અસ્પૃશ્ય હતું પછી તે મુસલમાન હો, ખ્રીસ્તી હો, પારસી હો કે ખુદ બ્રાહ્મણ હો. ત્રીસ વર્ષની વયે એમણે જ્ઞાતિભોજન તો જેટલુંજ પણ સુરતના વૈષ્ણવ વણિક મહાજન તરફથી પરદેશગમનની 'છુટ્ટી મળતાં એમણે જ્ઞાતિ સાથેનો ખાનગી વ્યવહાર પણ બંધ કરેલો! આમ છતાં અસ્પૃશ્યો તરફ એમને તિરસ્કાર હોય એમ મ્હેં કદી અનુભવ્યું નથી. કાશી ભંગીઅણ સાથે એને પાચ મિનિટની વાતોનો વીસામો હતો. 'અલી ઓ કાશી? કાલે આવજે લોકે બા! મ્હારા સસરાજીનું સમચરી છે. ત્હારી વહુને પણ લેતી આવજે.' શ્રાદ્ધ સમચરી કે વાર તહેવારે કાશી આખું કુટુમ્બ ખાય એટલું ખાવાનું પામતી. કાકી પોતે તો ભોજન શ્રી ઠાકોરજીનો પ્રસાદ રહમજી લેતાં એટલે ભૂખ કરતા વધુ લેવાય પણ નહિ તેમ તે છંડાય પણ નહિ તેની ખાસ કાળજી રાખતાં. પોતાનું અજીઠું કોઈ બીજો ખાય તો પોતે શ્રી ઠાકોરના મહા અપરાધમાં આવી જાય એવી એની માન્યતા હતી. પોતે મકનકાકાની થાળીમાં જમતાં પણ ખુદ મકનકાકાને પોતાને પણ એવુંજ વ્રત હતું એટલે એની થાળીમાં પણ કાંઈ વધતું નહિ.

ભંગીઅણ કે કોઇ બીજો માંગણ આ કારણથી એનો પોતાનો તો અંધવાડ પામતા નહિ આચાર પાળવાનો એનો આગ્રહ બહુ ભારે હતો. એની વિરૂદ્ધ ચાલનાર ખુદ એના છોકરાઓને પણ એની પાણીની ગોળીને અડકવાનો અધિકાર નહિ હતો.

આવા કડક આચાર પળનારની કસોટી ભગવાન પણ ભલી ભાતે કરે છે ખાસ કરીને ધણીના આચાર માગના વિચાર બહુ કડક નહિ હોય અને છોકરાઓ તો છેકજ 'ભણેલા' નાવડી આવ્યા હોય ત્યારે તો આવી કસોટીનું બ્યાન એક રીતે વાંચનારાઓને રસિકજ થઇ પડશે !

( આ રસિક લેખના બીજા ભાગો હવે પછીના અંકોમાં અપાશે. )

---

## વ્હાલ—માળ.

રાગ—ગોરસ લેઇ લેઈ પીજે,
હો ! હે ! ગોપિકાની ગોરસી ભરેલી !

પુલડાં ચૂંટી માળ ગૂંથી,
હો ! હે ! ફુલડાંની વ્હાલે મ્હેક મ્હોરી !

તનડે રસિક વ્હાલ,
નયને લલિત વ્હાલ,
હૈયે સૌરભ છે ફુલોની;
હો ! હે ! ફુલડાંની વ્હાલે મ્હેક મ્હોરી !

પ્રાણનો અનંગ વ્હાલ,
ઉરનો સુહાગી વ્હાલ,
અંગે ફોરમ છે પુલોની;
હો ! હે ! પુલડાંની વ્હાલે મ્હેક મ્હોરી !

ગુણનો ભંડાર વ્હાલ,
રસનો અંબાર વ્હાલ,
સૌભાગ્ય માળ એ ફુલોની;
હો ! હે ! ફુલડાંની વ્હાલે મ્હેક મ્હોરી !

ઇશ્વરલાલ હકુમતરાય દેસાઇ.

# સ્મરણાં.

લેખક: શ્રીયુત નાનાલાલ દલપતરામ પટેલ.

( વસંતતિલકા. )

ત્હારાં મધુર વચનો તણી આજ યાદી,
ભૂલાય ના હૃદયમાંહીં રહી જ તાજી;
ચિત્રો પડ્યાં હૃદયપટ ઉપરે અનેરાં,
ભૂસાય ના પ્રિય સખિ ! સ્મૃતિમાં રહેલાં.

વ્યોમે શશિ શરદપૂનમનો પ્રકાશ્યો,
ઠંડો વહે અનિલ સૌરભથી ભરેલો;
સૂતી હતી શિર મુકી મુજ અંકમાં તું,
ગણતી હતી નભ તણા વળી તારલા સૌ.

થાકી પરિશ્રમ થકી દિનના જતાં હું,
પાછો વળું ગૃહ ભણી ઉભી બારણે તું;
સ્નેહાળ ને સ્મિત ભર્યું મુખડું કરીને,
"આવ્યા હવે" વચન અંતર શું વદીને.

દ્વારે પ્રવેશ કરતાં ગૃહલક્ષ્મી શાણી,
વળગે ગળે વદતી મંજુલ સ્નેહ વાણી;
પ્રેમાશ્રુથી ભિંજવતી મુજ કંઠને ને-
જાતાં પછી ગૃહમહીં બની બેલડીએ.

ચૂંટી ગુલાબ કુસુમો વળી મોગરાનાં,
ઉદ્યાનમાંથી ગુંથતી સખિ ! રમ્યમાળા;
"લ્યો માલિકા હૃદયના ! મુજ પુષ્પમાળા,
સ્વીકારજો દીન તણો ઉપહાર વ્હાલા !"

દિવસો બધા વહી ગયા જળપૂર જેવા,
ઉદ્ગાર ત્હોય સુણતો હજીયે હું તેવા;
ભૂલાય ના અમિભર્યાં નયનો રસાળાં,
ને ગુણીયલ પ્રિય સખિ તણી પુષ્પમાળા.

## વનિતા વિશ્રામ.




વનિતાં વિશ્રામનું મકાન, મુંબાઇ.

## વનિતા વિશ્રામ.



મુંબાઇ વનિતા વિશ્રામના સ્થાપકો અને આશ્રમ નિવાસી બ્હેનો.




सुविद्यालंकृता नारी हेमालंकारवर्जिता ।
सा नारी सधवा ज्ञाता भवेज्ज्ञातपतिर्न वा ॥

વિદ્યાથી ભૂષિતા નારી ભલે આભૂષણો નહિ,
પતિ હોયે ન વા હોયે તો એ તે સધવા રહી.

**વિદ્યામહદ્દભૂષણમ્** વિદ્યા એ મોટું ભૂષણ છે. **નાસ્તિ વિદ્યાસમંદાનમ્** વિદ્યા જેવું દાન નથી. **ન ચ કિઞ્ચિદુપાર્જનમ્** કે બીજી વિદ્યા જેવી કમાણી નથી, આદિ વાક્યો અશિક્ષિત, આળસુ, અને કલહપ્રિય મનુષ્યો પ્રતિ નિદર્શનરૂપે મૂકાય છે. કેવળ પુરુષો માટે નહિ, પણ સ્ત્રીઓના વિષયમાં પણ આ નિદર્શનરૂપ વાક્યો તેટલાંજ પણ જુદી રીતે મહત્વનાં છે. આ સિદ્ધાંત વનિતા વિશ્રામની સંસ્થાએ કરેલાં કાર્યથી સુવિદિત થાય છે.

**વનિતા વિશ્રામની સ્થાપનાના વિચારનો ઉદ્ભવ.**

બી નાનું હોય તેમાંથી ફણગો ફુટી મૂળ બાઝતાં છોડરૂપે તે બી વૃદ્ધિંગત થાય છે, વૃક્ષરૂપે પરિણમતાં ફળ ફુલ આદિથી ઉત્તરોત્તર વૃદ્ધિ પામતાં છેવટે તેમાંથી કંઈ નવીન ફળની પ્રાપ્તિ થાય છે. આ ધોરણાનુસાર વનિતા વિશ્રામની સ્થાપના થઈ. સર્વને સુપરિચિત થયેલ પ્રો. ત્રિભોવનદાસ કલ્યાણદાસ ગજ્જર વડોદરામાં "કલાભુવન"ની સંસ્થા ચલાવતા અને ગં. નાનીબેન ગજ્જર તેમની સુચના મુજબ એ શાળાના બાળવર્ગને કિન્ડરગાર્ટનની પદ્ધતિ અનુસાર શિક્ષણ આપતાં એકદા એવો વિચાર થયો કે છોકરાઓ સુશિક્ષિત થઈ સુવિનીત સુપુરુષો બને છે તો સ્ત્રીઓ જે એવાં બાળકોની ઉત્પાદક, પોષક અને સ્થાપક શક્તિઓ છે તે સુશિક્ષિત અને સુવિનીત હોય તો જનસમાજ કેટલું ઉન્નત થઈ શકે ? સ્ત્રીઓને સુશિક્ષિત કરવામાં જ્યારે તે કુમળી અવસ્થામાં હોય તેજ સમયે તેમનામાં સત્સંસ્કાર પ્રવેશ્યા હોય, તેમને તેમના ગૃહિણીધર્મનું ભાન થયું હોય, માતાની ફરજોનો ખ્યાલ હોય તોજ તેઓ આદર્શરૂપ સ્ત્રી બની શકે. આ સમયે એમની સહધર્મભાગીની ગં. બાઈગૌરી સાથે કેટલાક મતમતાદિનો વિચાર કરતાં એમનું ધ્યાન અનાથ અબળાઓ તરફ ખેંચાયું, જેમનું કોઈ નથી, કોઈ માર્ગદર્શક કે પોષક નથી. તેવી અબળાઓ અને બાલ બચ્ચાંઓનાં જીવનસુખનો પ્રથમ ખ્યાલ કર્યો. ધર્મ અને નીતિ ઉપર સ્થાપિત થયેલું શિક્ષણ તેઓને આપી પોતાની તરફ અને જનસમાજ પ્રતિ તેમના ધર્મનું ભાન કરાવી જીવનની હર ક્ષણ સુકાર્યમાં વિદિત રહે, અને તેથી આધ્યાત્મિક સાત્વિકતા સ્થિર રહે એ વિચાર

અર્થે. ભાષણો ઘણાં અપાય છે, લેખ ઘણા લખાય છે, વાતો ઘણી થાય છે પરન્તુ કાર્યની ધુંસરીમાં જોડાઈ ગાડું સીધે માર્ગે ચલાવવું એજ દુર્ઘટ કાર્ય છે. મહિલા સમાજ, સ્ત્રીઉન્નતિદર્શક સમાજ આદિ નામો આપી મંડળો સ્થાપી, ભાષણો આપી કેવળ નિયમો ઘડયા કર્યા હોત, છાપામાં, માસિકમાં છપાવી મૂકયા હોત, તો જે કાર્ય આ સંસ્થા હાલ કરી રહી છે, તે કદી થાત નહિ. મોટાંઓને કહેવામાં હાંસી, નોનાને કહેવામાં અવગણના અને મધ્યમ વર્ગની એકંદર સર્વથા જાણીતી છે. છતાં કેવળ પ્રભુમાં શ્રદ્ધા રાખી, જનસમાજની સહાનુભૂતિ કલ્પી લઇ, સાધનોની અનુકૂલતાનો ખ્યાલ સામાન્ય કરી પ્રથમ પોતાનું યથાશકિત આર્થીક દાન આગળ કરી સ્વકુટુમ્બીઓ તથા પરિચિત મનુષ્યો પાસે જનસમાજના કલ્યાણાર્થે ભિક્ષા માગી તનમનથી આ કાર્ય આરંભ્યું, અને ગં. નાનીબ્હેન તથા ગં. બાઈજીગૌરીના અથાગ, અને નિરપેક્ષ પ્રયત્નો અને પરિશ્રમને અંગે હાલનાં ત્રણ આગમો સુરત, મુંબઇ અને રાજકોટ સ્થાને સ્થાપિત કરવાર થયા.

**સુરત વનિતા વિશ્રામ.**

આ સંસ્થા પ્રથમ સંવત ૧૯૬૩ માં વૈશાખ સુદ ત્રીજને દિન સ્થપાઇ.પ્રથમજ પ્રયાસ હતો.નાણાનો ઘણો સંકોચ હતો. છતાં સ્વ. કલ્યાણદાસ ગજ્જરના તેમના મકાનમાં આ આશ્રમની સ્થાપના થઇ. આશ્રમવાસિઓની સંખ્યા ઝાઝી નહતી. પ્રથમ વિધવા તો એકજ હતી, પરન્તુ આટલી નાની સરખી સંખ્યાનું ઉમદા કાર્ય જોતાં સખ્યા એકાએક વધી ગઇ. નિયમો અને કેળવણીના પ્રકારથી લોકો આકર્ષાયા. પ્રથમ તો ધાર્મિક અને નૈતિક શિક્ષણપર ધ્યાન અપાતું. પરન્તુ જેમ જેમ સંખ્યા વધતી ગઇ, બાળકોની સંખ્યા વધી, આર્થિક સહાય મળતી ગઇ, સંસ્થાને યોગ્ય, સુપરિચિત, કુલીન, માર્ગદર્શક શિક્ષકો મળતા ગયા તેમ તેમ ભણવાનું દાખલ થયું અને આગળ જતાં સંગીન, સંસ્કૃત, સીવણકામ, ચિત્રકામ અને પુસ્તકાલય વગેરે દાખલ થયાં અને એક આદર્શરૂપ સંસ્થા થવા લાગી.

હવણાં આ સંસ્થામાં લગભગ ૧૦૦ ) આશ્રમવાસિનીઓ છે. અને તેમાં પંદર વર્ષની ઉમરનાને માટે રૂ. ૮), તે ઉપરનાને માટે રૂ. ૧૦) માસિક ફી લેવાય છે. કેવળ અનાથ બાળા કે વિધવા પાસે કંઇ લેવાતું નથી.

આ સંસ્થાનું ઇશ્વર કૃપાથી સારૂં ફંડ થવાથી હવે સુરત શહેરની બ્હાર પરન્તુ ઘણી જ નજદીક આવવા લાઇન્સ શરૂ થતા પહેલાં એક સારી જગ્યા ઉપર સંસ્થાનું પોતાનું મકાન બાંધવામાં આવ્યું છે અને નિશાળ અને સંસ્થાનું સર્વ કાર્ય હાલ ત્યાંજ ચાલે છે. ખર્ચ ઘણો થવાથી હાલ નાણાની સગવડ સારી નથી.

**મુંબઇ વનિતા વિશ્રામ.**

આઠ વર્ષના સતત પરિશ્રમે તેમજ જનસમાજના સંતોષ અને સહૃદયતાને લીધે સુરત વનિતા વિશ્રામની ખ્યાતિ સંપૂર્ણ ફેલાઇ. મુંબઇ નિવાસી શ્રીમતી બાઇ ઝવેરબાઇ ભગવાનદાસ નરોત્તમદાસની પ્રબળ ઉત્કંઠાને અંગે પૂર્વોકત સુરત વનિતા વિશ્રામની અંગભૂત મુંબઇ વનિતા વિશ્રામની સંસ્થા સ્થાપવા ગં. બેન નાનીબેને તથા ગં. બેન બાઈજીગૌરીએ પુનઃ પ્રયાસ આરંભ્યો. એ શ્રીમતી બાઇની રૂા. ૫૦૦૦૦) ની ઉદાર સખાવતને અંગે તેમજ સંસ્થાના પોષણ અર્થે નવું ફંડ ઉભું કરવાથી, હાલ જે મકાન મુંબઇમાં છે તે બંધાયું, અને સન ૧૯૧૫ ના જુન માસથી આ આશ્રમ ચાલુ થયો. મકાનનું

## વનિતા વિશ્રામ.



સુરત વનિતા વિશ્રામના સ્થાપકો અને આશ્રમ નિવાસી બ્હેનો

## વનિતા વિશ્રામ.



રાજકોટ વનિતા વિશ્રામના સ્થાપકો અને આશ્રમ નિવાસી બ્હેનો.

નામ, બાઇ ઝવેરબાઇ ભગવાનદાસ નરોતમદાસ બિલ્ડિંગ ફંડ ધી વનિતા વિશ્રામ એમ રાખવામાં આવ્યું.

અત્રેનું બોર્ડિંગ હાઉસ સુરત વનિતા વિશ્રામની પદ્ધતિ પર રાખવામાં આવ્યું છે. સર વિઠ્ઠલદાસ દામોદરદાસ ઠાકરશીએ "બોર્ડિંગ સ્કુલ" ના નિભાવ અર્થે રૂા. એક લાખની રકમ આપી છે અને બોર્ડિંગ સ્કુલનું નામ એમનાં માતુશ્રીના નામ ઉપરથી "શ્રીમતિ નાથીબાઇ દામોદર ઠાકરશી મૂળજી બોર્ડિંગ સ્કુલ" રાખવામાં આવ્યું છે.

આ શાળામાં ગુજરાતી છઠ્ઠા ધોરણ સુધી શીખવાય છે. તે ઉપરાંત ધાર્મિક અને નૈતિક શિક્ષણનો પૂરો લાભ સર્વ કોઇને મળે એવી ગોઠવણ થઇ છે. શ્રીમદ્ ભગવદ્ગીતા, સ્તોત્રાદિ, મહાભારત, રામાયણ અને બીજાં ઔપદેશિક ગ્રંથોમાંથી શિક્ષણ અપાય છે. સંસ્કૃત અને અંગ્રેજીનું શિક્ષણ આપવા એક શાસ્ત્રી અને એક શિક્ષકની ગોઠવણ કરવામાં આવી છે. ઉપરાંત શિવણ, ગુંથણ, ભરતકામ, કસબી કામ, કપડાં વેતરવાં શીવવાં આદિ તરફ સંપૂર્ણ ધ્યાન અપાય છે.

સન ૧૯૧૫ ના ડીસેમ્બર માસથી આ વિશ્રામમાં એક કન્યાશાળા જોડવામાં આવી. એનું નામ સર મંગળદાસ નથુભાઇ કન્યાશાળા છે. આમાં ગુજરાતી ૭ ધોરણ સુધી શીખવાય છે અને કેળવાયલાં સ્ત્રી શિક્ષકો રાખવામાં આવેલાં છે. આ શાળા વિશ્રામમાં સ્ત્રી શિક્ષકોને કેળવવા સ્થાપેલી ટ્રેનિંગ કોલેજની પ્રેક્ટીસીંગ સ્કુલ તરીકે કામમાં આવે છે. ઉપલી કોલેજમાં પ્રાથમિક કેળવણી આપનારાં બાઇઓ પદ્ધતિસર શીખવી શકે અને બાળકો સ્હેલાઇથી, સરળતાથી અને ગમત અને રસથી શીખી શકે એવું શિક્ષણ અપાય છે. અત્રેની મ્યુનિસિપલ નિશાળોની, નાથીબાઇ બોર્ડિંગની તેમજ બીજી કોઇપણ સંસ્થાની શીખવા ઇચ્છતી બાઇને અત્રે દાખલ કરવામાં આવે છે. અભ્યાસક્રમ ત્રણ વર્ષનો છે. કોઇ પણ બાઇ ૭ ચોપડી પૂરી ભણી ગઇ હોય ને વર્ષ ૧૫ કરતાં વધુ ઉમ્મરની હોય તો દાખલ થઇ શકે છે. બાકીની બાઇઓને પ્રવેશક વર્ગમાં એક વર્ષની કેળવણી આપી ટ્રેનિંગ કોલેજમાં મોકલવામાં આવે છે.

સં. ૧૯૧૬ થી આ કોલેજ ખોલવામાં આવી છે. તેમાં સંપૂર્ણ કેળવણી પામેલાં શિક્ષકો અને શિક્ષિકાઓ કામ કરે છે. આ કોલેજ ખાસ કરીને વિધવા બાઇઓ માટે છે. જીવન પવિત્ર અને શુદ્ધ રહે એ એમના જીવનનો આદર્શ શિક્ષિકા થઇ બાળકોને સુશિક્ષિત કરવામાં સમાયો છે. અને એ આદર્શ સુવિદિત થાય તે માટે પ્રથમ આ કોલેજ સ્થાપી છે. દિલગીરી એટલીજ છે કે જોઇએ તેટલી વિધવા બાઇઓ લાભ લેતી નથી. જો કે અત્યાર સુધીમાં સંતોષકારક વિધવાઓની સંખ્યા આવી ગઇ છે. સધવા બાઇઓને શિક્ષક થવું ન હોય તો પણ સ્ત્રી કેળવણીથી પોતાનાં બાળ બચ્ચાંઓને કે કુટુંબવર્ગને ઘણી રીતે ઉપયોગી થઇ પડશે. મ્યુનિસિપલ સ્કુલ સુપરીન્ટેન્ડન્ટ તરીકે કામ કરતા શ્રીયુત હીમતલાલ ગણેશજી અંજારીયા થોડા વર્ષ ઉપર ટ્રેનીંગ ક્લાસીસ અનુભવી શિક્ષકોની દેખરેખ નીચે ચલાવતા હતા. આ સંસ્થા ખોલ્યા પછી એ કોલેજ નામથી અત્રે જોડાઇ અને આ સંસ્થાનું અંગ બન્યું.

વળી અંગ કસરત મળે અને કુદરતનું સારૂં જ્ઞાન મળે તે સારૂ આ સંસ્થાના મકાનના પાછલા ભાગમાં સીટી ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ તરફથી જમીન બક્ષવામાં આવી છે જેથી બાગ કામ કરવાનો સંપૂર્ણ લાભ મળે છે તેમજ છોકરાંઓને રમત ગમત માટે સંપૂર્ણ ગોઠવણ થઇ શકી છે.

મુંબઇ અને સુરતની આસપાસના વતનીઓને આ સંસ્થાઓથી ઘણો સારો લાભ થવા માંડયો. તેમજ કાઠી-

**રાજકોટ આશ્રમ.**

યાવાડ જેવા વિશાળ પ્રદેશમાં પણ આવી એક સંસ્થાની ઘણી આવશ્યકતા દેખાવાથી આ આશ્રમની એક શાખા રાજકોટ ખાતે તા. ૨૧-૬-૨૧ ને દિને ખોલવામાં આવી અને પચાસ આશ્રમવાસિનીઓથી તે શરૂ થઇ. વ્યવસ્થા નિયમો વગેરે જે પદ્ધતિઓ આ આશ્રમોમાં છે તે ત્યાં રાખવામાં આવી છે. આ સંસ્થા ભાડાના મકાનમાં રહે છે. સ્થાયી મકાન સારૂ ત્યાંના એજંટ સાહેબે ૫૪૫૦ વારની જમીનનો ટુકડો આપેલો છે. મકાનનો પાયો થોડા સમય પરજ નાંખવામાં આવ્યો છે. બ્હેન પ્રેમીલાબાઈ વિઠ્ઠલદાસ ઠાકરસી તરફથી માસિક રૂ. ૫૦૦) ખર્ચને સારૂ મળે છે. એથી આ સંસ્થાનું ઘણું કામ નભ્યું જાય છે. આશરે ૧૦૦ આશ્રમવાસિનીઓ તેનો લાભ લે છે. પાસે આવેલી બાર્ટન ટ્રેનિંગ કાલેજની નિશાળનો લાભ લેવાય છે. તે ઉપરાંત સીવણ કામ, ગુંથણ કામ, ભરત કામ અને મુખ્ય ગૃહવ્યવસ્થા શીખવાય છે. શાસ્ત્રદ્વારા ધાર્મિક અને નૈતિક શિક્ષણ અપાય છે

આ પ્રમાણે સંસ્થાઓ છે. ભવિષ્યમાં બીજી સંસ્થાઓ ઉભી કરવાનો પ્રસંગ આવશે. નાણાની છૂટ થશે તો જનસમાજના લાભાર્થે તેમ પણ થશે.

**હેતુ અને ભવિષ્યની આશાઓ**

આ સંસ્થાઓ જે કામ કરે છે, જે વાતાવરણ ઉત્પન્ન કર્યું છે ને કરે છે તે ઉપરથી સાફ જણાશે કે સ્ત્રીઓ સુવિનીત અને સુશિક્ષિત બની સર્વ રીતે જનસમાજને ઉપયોગી બની કર્તવ્યપરાયણ થતી સ્વકાલક્ષેપ સારો કરે છે. સ્ત્રીઓ કોમળતાનું સ્વરૂપ છે, અને તેનું રાજ્ય ગૃહતંત્ર સાચવવામાં છે. તેમને શિર પતિઓ પોષણ કરનાર છે એટલે ગૃહતંત્ર ચલાવવાની સંપૂર્ણ કેળવણી મળે એ અમારો ઉદ્દેશ છે. અનાજની સંભાળ રાખી ઘર સર્વથા સુવ્યસ્થિત રાખવું એ તેમણે જાણવું જરૂરનું છે. પરન્તુ જીવનનો આધાર ખોરાક તે જો પરિપકવ રંધાયો નથી હોતો તો સર્વને દુઃખકર થઇ પડે છે. તેમજ સ્ત્રીઓ સર્વથા રાંધણકળા તરફ બેદરકાર અને નિરપેક્ષ રહે છે, હોટેલ આદિનો ઉપયોગ કરતાં શીખે છે, તો તેમ ન થાય. એ કળા પાછી સંપૂર્ણ સ્વરૂપે દેખાય, સ્ત્રીઓ સાદો પણ શુદ્ધ, સ્વચ્છ, ખોરાક રાંધી શકે તેમજ નવીન રાંધણું શીખે તેમ કરવા અમારો ઇરાદો છે. કેમકે ખોરાકની સ્વચ્છતા અને પવિત્રતા ઉપર મનુષ્યના મનનું બંધારણ છે, અને મનની સાત્વિકતા મોક્ષમાર્ગે નેતા છે.

ઉપર કહ્યું તેમ સ્ત્રીઓ સુકોમળ અને સહૃદયી છે. પુરૂષો ઘણુંખરૂ નોકરી કરતા હોવાથી બ્હાર રહે છે. તેમજ કુટુંબ વિસ્તાર હોય અને કોઇ પણ વ્યાધિગ્રસ્ત થયું હોય તો તે વખતે ખાસ સંભાળ ઓષધોપચાર અને ખોરાકની રાખવાની છે. સ્ત્રીઓ ઘરમાં હોય છે, એટલે તેઓ જો નર્સીંગ કામ શીખ્યાં હોય તો તેવા સમયમાં ઘણાં ઉપયોગી થઇ પડે અને બેદરકારી, ગફલતી અને અજ્ઞાનતાને અંગે થતાં મરણો અટકે. માંદાં માણસો કર્કશ અને ચીઢીયાં ઘણીવાર થાય છે અને તે સમયે સ્ત્રીઓની મૃદુતા ઘણીજ ઉપયોગી છે. તેમાં ખાસ કરીને જે વિધવા સ્ત્રીઓ છે તેમને માટે આ ઘણુંજ આવશ્યક છે, જેથી તે જનસમાજને ઘણી ઉપયોગી થઇ શકે. તેથી આ સંસ્થાને અંગે " નર્સીંગ ' અથવા માંદાંની માવજતનું શિક્ષણ આપવા વર્ગ ઉઘાડવાનો વિચાર છે. આને અંગે બાળઉછેર પર ખાસ ધ્યાન

વનિતા વિશ્રામ.



મુંબાઇ વનિતા વિશ્રામ ટ્રેનીંગ કોલેજના સ્થાપકો અને વિદ્યાર્થીનીઓ.

આપવું અને તેનું પણ શિક્ષણ મળે તેમ કરવું એવી યોજના ઘડીએ છીએ.

જો વિદ્યાર્થિનીઓ આવે તો જેમની ઇચ્છા હોય તેમને અને જનસમાજને અર્થે જીવન સમર્પી શકે તેમને Social service એટલે કે જનસમાજના લાભને અર્થે સ્વયં-સેવિકાઓ કરવાનો ઉદ્દેશ છે. જેમને જે સ્થિતિમાં એટલે કે માંદગીમાં, કોઇ નિરાધાર અવસ્થામાં ઇત્યાદિ સમયમાં સહાય જોઇતી હોય તો તેમાં મદદ કરી શકે. તેમજ તેઓ ગામેગામ કે શહેરોમાં ફરી બીજા કેળવાયલા મનુષ્યોને તેમના ધર્મનું અને કર્તવ્યનું ભાન કરાવી જનસમાજને ઉન્નત કરે એવાં શિક્ષણ વર્ગ ઉઘાડવા વિચાર છે.

આ ઉપરાંત બીજી યોજનાઓ છે.*પરન્તુ જ્યાં સુધી ઉમેદવારો આવતા નથી, તેમજ એટલું છે તેનો સંખ્યાબંધ સ્ત્રીઓ લાભ લેતી નથી ત્યાં સુધી કેવળ બધી કલ્પનાઓજ રહે છે. બાઇઓ કુથલીમાં વખત કાઢે, ઉંઘ અને આળસમાં જીવનની અમૂલ્ય ક્ષણો કાઢે તેવી બાઇઓને અમારી પુનઃ વિનતિ છે કે આ સંસ્થાનો પૂરતો લાભ લ્યો અને ગૃહતંત્રને કરકસર, સ્વચ્છતા, સુઘડતા અને જાત મહેનતથી દેદીપ્યમાન રાખતાં શીખો અને તમારા પોતાનાં સંતાનોને યોગ્ય શિક્ષણ આપી સારી રીતે કેળવી એ દ્વારા જનસમાજની ઉન્નતિ કરો.

* જમાનાને અનુસરી બાળાઓને અંગ્રેજી શિક્ષણ માટે તેમજ અમારા કેટલાક પૂર્વોક્ત આદર્શો સચવાય તેવી રીતે પ્રથમ છોકરીઓને સારૂ મીડલ સ્કુલ શરૂ થઇ કાર્ય કરતી થાય તો આગળ હાઇસ્કુલ કાઢી ઉચ્ચ શિક્ષણ આપવું એવો પણ એકારો વિચાર છે.

---

# વ્હાલમની પ્રીત.

## ( રાસ. )

લેખક : શ્રીયુત " પ્રભાશંકર ".

( રાગઃ– વટસાવિત્રી વ્રત આજ પૂરણ કરીએ રે...... )

મ્હારે સાસરીએ બહુ દુઃખ, ત્હાં કયમ જાવું રે,
મ્હારા પીયરમાં બહુ સુખ, હું મન મ્હાલું રે.
ત્હાં શ્વસુર કઢાવે લાજ, લાંબી લાંબી રે,
હયાં પીતા લઢાવે લાડ, દા'ડી દા'ડી રે.
ત્યાં સાસુ કરાવે કામ, ધાકયાં પાકયાં રે,
હયાં માતા કરાવે મોજ, હરતાં ફરતાં રે.
ત્યાં કંઇ નણદી કેરા બોલ, સુણતાં સાલે રે,
હયાં કંઇ નાની સુની બેન, ગમતાં ગાએ રે.
ત્યાં એક વ્હાલમની બહુ પ્રીત, દીલડાં ખેંચે રે,
રે ત્યજ્યાં કુટુમ્બ મા બાપ, વ્હાલમ સાટે રે.



# ધારાનો સલાહકાર.

લેખક: શ્રીયુત " અશોક."



[ ૧ ]

અનંતરાય હમણાંજ બેરીસ્ટર થઇને ઇંગ્લાંડથી પાછો ફર્યો હતો. તેનું ભરાવદાર ગોરૂં મુખ, તેની પાણીદાર આંખો અને વાત કરવાની છટા તેની શક્તિની ખાત્રી આપતાં. સુંદરીઓનાં અંતઃકરણ વીંધવાને તેનો એકજ કટાક્ષ બસ હતો.

તેની જ્ઞાતિની ઘણીયે ભણેલી છોકરીઓ તેના તરફ આકર્ષાતી; તેની એક સ્નેહભીની નજર માટે તલસતી. પણ અનંતરાયને તેમના તરફ જોવાની ફુરસદ નહોતી. એણે પોતાનું હૃદય ક્યારનુંયે આપી દીધું હતું.

લક્ષ્મીદાસ શેઠની એકની એક દીકરી ઉર્મિલાએ એનું હૃદય જીતી લીધું હતું. પણ અનંત ગરીબ હતો. બે ત્રણ સખી ગૃહસ્થોએ તેની ચાલાકી જોઇ લોન આપી વિલાયત મોકલ્યો હતો. લગભગ હજાર રૂપીઆ લક્ષ્મીદાસે પણ આપ્યા હતા. કહેવાય છે કે વિલાયત જતાં પહેલાં એ ઉર્મિલાને ખાનગી ભણાવવા જતો અને તે વખતનો એ બંન્ને વચ્ચે સ્નેહ જામ્યો હતો. ગામ કુથલી કરનાર કેટલાક એમ પણ કહેતા કે બંન્ને એક બીજાને પરણવાનું વચન આપી ચૂક્યા છે. કદાચ એ વચન આપતી વખત તેમને સાક્ષી રાખ્યા હશે !

લક્ષ્મીદાસ શેઠના કાન પણ એમાંના કોઇએ ભંભેર્યા હતા. તેમની ઉમ્મર લગભગ સાઠ વર્ષની હતી, પણ પચાસ માંડ થયા હશે એમ લાગતું. બે વર્ષપર ઉર્મિલાની માતા મરી ગયા પછી તેમનો સંસાર સુનો થઇ ગયો હતો. એક દીકરી સિવાય બીજું સંતાન પણ ન હતું. ફરી પરણવાને બદલે બધો સ્નેહ તેમણે દીકરી પરજ ઢોળ્યો હતો. તે તેમને પ્રાણથી પણ વ્હાલી હતી. તેના અભ્યાસ પાછળ નાણાં ખરચવામાં તેમણે કચાશ નહોતી. રાખી હજી ગયે મહિનેજ યૂનીવરસીટીનું પરિણામ આવ્યું તેમાં ઉર્મિલા બી. એ. ની પરીક્ષામાં બીજા વર્ગમાં પાસ થઇ હતી. ઉપરાંત સંગીત અને ભરત ગુંથણની કળાઓનું પણ સારૂં જ્ઞાન ધરાવતી હતી. ધનાઢ્ય પિતાની લાડકી પુત્રી છતાં તેને ધનનો મદ ન હતો. જ્ઞાતિની બીજી છોકરીઓ કરતાં વધારે સુંદર અને વધારે ભણેલી હોવા છતાં તેને રૂપનો કે જ્ઞાનનો અહંકાર નહતો. અનંતના ગુણોથી, તેની પ્રતિભાથી તે આકર્ષાઇ હતી; અનંત તેના ઉત્તમ ગુણો, તેની ઉચ્ચ ભાવનાઓથી મુગ્ધ થયો હતો. ઉર્મિલા અનંતને દેવ માનતી; અનંત ઉર્મિલાને દેવી માની હૃદયમંદિરમાં પૂજતો. બંન્નેએ પરસ્પર કોલ દીધાં હતાં.

પણ સાચા પ્રેમનો પ્રવાહ અભંગ વહ્યો હોય એમ કોઇએ સાંભળ્યું છે ? તેમના સુખના માર્ગમાં એક આડખીલી હતી-

## વનિતા વિશ્રામ.



સંસ્થાના સ્થાપકો, ફંડ માટે આફ્રિકા જઇ આવેલાં શ્રી રૂક્ષ્મણી બ્હેન અને શ્રી ચંદન બ્હેન તથા બાળ વિધવાઓ.




ચિત્રકારઃ ] [ શ્રીમાન પુરુષોત્તમ

ઉર્મિલા રોજ સાંજે ગાંડી લઇ પિતાને તેડવા આવતી અનંત કોર્ટમાંથી સાંજે પાછો ફરતાં બન્ને જણાં મળતાં.

લક્ષ્મીદાસ શેઠ. તેમને ધનનો કંઇ ગર્વ હતો. ગરીબને નામે સુગ ચઢતી. ઉર્મિલાને કોઇ ધનવાન સાથે વરાવવાનો તેમણે સંકલ્પ કર્યો હતો. તેમને કાને વાત આવી ત્યારે મનમાં ખુબ ખીજવાયા. શું ઉપાય લેવો તેનો નિર્ણય કરી શકયા નહિ. અનંતના ગુણો માટે, તેની શક્તિ માટે તેમને માન હતું, પણ અનંત ગરીબ હતો, દેવાદાર હતો. ભવિષ્યમાં કમાશે ત્યારની વાત ત્યારે; હમણાં તો માંખ મારતો હતો. "એવા ભુખડીબારસને મારી લાડકી દીકરી દઉં ?" લક્ષ્મીદાસ શેઠનું હૃદય એ વાત કબુલ કરી શક્યું નહિ.

વાત વધતી અટકાવવા શું ઉપાય લેવો તેની તેમને સુઝ પડતી નહતી. દીકરીને દુઃખી કરવા તેમની હિમ્મત ચાલતી ન હતી; હૃદય કબુલ કરતું ન હતું. 'સાપ મરે અને લાઠી ભાંગે નહિ' એવો રસ્તો તેમને લેવો હતો. એક બે વખત અનંતને બીજા માણસ માર-ફત કહેવડાવી જોયું પણ તેનું ફળ કાંઇ આવ્યું નહિ. આખરે તેમણે કાકરો પોતાના હાથમાં લેવાનો નિશ્ચય કર્યો.

અનંતની 'ચેમ્બર' ( ઓફીસ ) મેસર્સ મોદી એન્ડ દેસાઇ, સોલીસીટરોની ઓફીસમાં હતી. બાજુમાંજ લક્ષ્મીદાસ શેઠની ઓફીસ હતી. એ મકાન એમની માલિકીનું હતું. એમનું ચાલત તો મેસર્સ મોદી એન્ડ દેસાઇને ફરજ પાડી અનંતને ત્યાંથી કઢાવત પણ "રેન્ટ એકટ" ( ભાડાં સંબંધી કાયદાએ ) તેમના હાથ હેઠા પાડયા હતા.

અનંત દિવસનો આખો ભાગ તો કોર્ટ-માંજ ગાળતો. માત્ર સાંજે 'ચેમ્બર' માં આવતો. લગભગ ૭ વાગ્યા પછી. એ વખતે આવવાનું ખાસ કારણ હતું. ઉર્મિલા રોજ સાંજે ગાડી લઇ બાપાને તેડવા આવતી. નીચે મોટરમાંજ એ બેસી રહેતી એટલે એમની ઘડીભર મુલાકાત થઇ શકતી. હજી બાપાના દેખતાં મળવાની એમણે હિમ્મત કરી ન હતી.

પણ એક દિવસ શેઠ આ મામલો જોઇ ગયા. વાત આગલ વધતી અટકાવવા આડ-કતરા ઉપાય અજમાવી જોયા; પણ કાંઇ વળ્યું નહિ, ત્યારે જાતે એ કામ કરવા તૈયાર થયા. એક દિવસ સાંજે ખાસ રાહ જોઇને બેઠા. અનંત આવ્યો કે તરતજ રૂદ્રરૂપ ધારણ કરી 'ચેમ્બર' માં ધસ્યા, અને રાડ પાડીઃ 'એ, મિસ્ટર ! આ વાત મને બિલકુલ પસંદ નથી. તમે એ બંધ કરો, નહિ તો પસ્તાવું પડશે !"

અનંતે હૈડે કલેજે આવકાર દીધોઃ "ઓ હો ! કોણ, લક્ષ્મીદાસ શેઠ ? પધારો, પધારો. વિરાજો આ ખુરસી પર" કહી તેણે ખુરસી આગલ ધરી.

"નહિ. મારે નથી બેસવું. હું આ વાતનો નિકાલજ લાવવા માગું છું." શેઠે ગુસ્સાથી કહ્યું.

"હા, બરાબર છે. બરાબર છે." અનંતે કહ્યું, "હં અ ! તમે આગળ શું કહેતા હતા ?"

'હું કહેતો હતો ? શું કહેતો હતો ? તમને કહ્યું ને કે એનો અંત આવવો જો-ઇએ ?" શેઠનો ગુસ્સો અનંતની શાન્તિથી વધતો જતો હતો.

"તમે ઉર્મિલા સંબંધી કહેવા માંગતા હશો ! બેસો, બેસો, જરા વિગતથી વાત કહો તો સમજણ પડે." અનંતે હિમા-ચળને શરમાવે એવી ટાઢાશથી કહ્યું.

"બરાબર એજ બાબત. બીજું શું હોય ?" શેઠે જવાબ દીધો.

"હા, પણ જરા બેસો તો ખરા ! આપણે વિગતેથી વાત કરીએ. મારે માટે તમને શું વાંધા છે તે જણાવી શકો ?" અનંતે પુછ્યું.

શેઠનો સ્થિતિ કફોડી થઇ. ગુસ્સાના

ઉકળાટથી તેમને શરીરે પરસેવો વળવા માંડયો હતો. આ બાબતની ચર્ચા કરવી પડશે એવી આશા તેમણે નહોતી રાખી. તે જાણતા હતા કે દલીલમાં પોતે જીતી નહિ શકે. વળી એમના વાંધા દીવા જેવા ચોખ્ખા હતા. કોઇ પણ તે જોઇ શકે એમ હતું. છતાં તે કહી બતાવવાની તેમને ફરજ પડે એ અસહ્ય વાત હતી. એસવાની ચોખ્ખી ના પાડીને તેમણે વાંધાનો ખોબ ફેંકયોઃ " તું તદ્દન ભુખડીબારસ છે. કોડીની કમાણી નહિ ને ઘડીની ફુરસદ નહિ ! મારી દીકરીનું ભરણપોષણ કરવાની શકિતજ તારામાં કયાં છે ? "

" બસ, એટલુંજને ? જુઓને, હજી તો હું હમણાંજ આવ્યો છું. થોડોક વખત જતાં ફીઝ મળવા માંડશે, અને અમે પરણીશું એટલે ભરણપોષણનો હાલ તુરત તો સવાલજ નહિ રહે ! " અનંતે રદીઓ આપ્યો.

" એટલે ? શું મારાપૈસા પર તાગડધિન્ના કરવા ધાર્યું છે ? બચ્ચાજી ! ખાંડ ખા, ખાંડ. એમ નાણાં રેઢા નથી પડયા. ફીઝની વાતો કરે છે ! તને ફીઝ આપે છેજ કોણ ? દશ વર્ષ નીકળી જાય તો યે તારો કોઇ ભાવ નહિ પૂછે. શકિત જોઇએ ને ! "

" જુઓને શેઠ ! ભલભલાને શરૂઆતમાં રાહ જોવી પડે છે. હું કાયદો કેવો સરસ જાણું છું, તેની કહો તો ખાત્રી કરી આપું. "

" કેવી રીતે ? "

" ઠીક, જુઓ. તમે જાણે હમણાં એક મુસીબતમાં છો. એક જુવાન માણસ તમારી સંમતિ વગર તમારી દીકરીને પરણવા ઇચ્છે છે. તમારી દીકરીને તે કબુલ છે, પણ તમે તેનો કાંટો કાઢી નાખવા માગો છો. કેમ, તમારા કેસની હકીકત તો બરોબર છે ને ? "

" હા ! પણ તે જુવાન તો તુંજ મુઓ છેની ? "

' બરોબર છે. પણ શેઠ તમે કાયદો સમજતા નથી, અને તેથી કદાચ તમે ફસાઈ પડો એવો ભય છે. કાયદાની દૃષ્ટિએ તમારી દીકરીને પરણવા ઇચ્છનાર જુવાન અને તમને ધારાની સલાહ આપનાર હું બન્ને જુદી જુદી વ્યકિતઓ ગણાય. વળી કોઇને ધમકી આપવી, એ બહુ ગંભીર બાબત છે. એવી બાબત ધારાના સલાહકાર તરીકે તમારે મારા હાથમાં છોડવી જોઇએ."

' એટલે ! મારે તારી સલાહ લેવી એમજ ને ? " લક્ષ્મીદાસ શેઠનો ગુસ્સો અનંતની આ ધૃષ્ટતા અનુભવી બહુ નરમ પડી ગયો હતો. તેમણે પણ રમુજ જોવાનો વિચાર કર્યોઃ ". ઠીક. બોલ જોઉં, તારી શું સલાહ છે ? "

" ઇન્જંકશન ( અટકાયત હુકમ ) કઢાવો ". અનંતે તુરતજ સલાહ આપી અને ઘડીઆળ સામું જોયું. " તમને અહિં આવ્યે અર્ધો કલાક થયો. એટલા સમયની મારી ફી સો રૂપીઆ છે. હમણાં આપો છો કે તમને આપવાના છે તેમાંથી વાળી લઉં ? "

શેઠ તો દબાઇજ ગયાઃ " એટલે ? "

" ઓફીસમાં સલાહ આપવાનો મારો ચાર્જ કલાકના બસો રૂપીઆ મેં રાખ્યો છે. જો કેસ મને સોંપવો હોય તો ઇન્જંકશન લેવા માટે અરજી કરવાની હું ગોઠવણ કરી આપીશ ".

શેઠની આંખે ચક્કર આવવા લાગ્યા. વૃદ્ધ માણસ કેટલું સહન કરી શકે ? પાસે ખુરશી ન હોત તો જરૂર પડી જાત. એ ખુરસી ઝાલીને બેસી ગયા.

" એટલે શું તું તારી પોતાની સામે ઇન્જંકશન મેળવશે ? " ઘોડીવાર પછી લાગણી દબાવી તાજુબ થયલા શેઠે સવાલ કર્યો.

" મેળવીશ એમ હું નથી કહેતો. એ માટે તમારા તરફથી ધારાશાસ્ત્રી તરીકે ના. કોર્ટને જરૂર અરજી કરીશ; અને જો કોર્ટ ઇન્જંકશન આપશે તો મારી પોતાની તરફથી તે હુકમ પાછો ખેંચી લેવડાવવા પ્રયત્ન

કરીશ-હું ધારૂં છું કે તેમ બની શકશે. હું એવી દલીલ લાવી શકું કે એ પ્રેમીઓના માર્ગમાં અંતરાય નાંખવો એ ભવિષ્યની પ્રજાના હિતની વિરૂદ્ધ છે! ( જરા વિચાર કરીને આનંદથી ) ખરેખર, આ એક અજાયબી ભરી અને નવીન પ્રકારનોજ કેસ થશે. હું તે માટે જરૂર પ્રયત્ન કરીશ! " નવીન પ્રકારનો આ કેસ લડવા મારેનો પોતાનો આનંદ અનંત છુપો રાખી શક્યો નહિ.

આવ્યા અને તુરતજ શોફરને ઘર તરફ હાંકવાનો હુકમ કર્યો. આજ તેમનું ચિત્ત ઠેકાણે નહતું. ફરવા જવાનો વિચાર આજે મોકુફ રાખ્યો.

ઉર્મિલાને તેમની આ વર્તણુંકની સમજણ પડી નહિ. કંઇ નવા જુની થઇ હશે એમ તેણે ધારી લીધું. હાઈંગ ફ્રોઝલના ભાવ ગગડયા હશે કે રૂમાં દવ લાગ્યો હશે, તેનો નિર્ણય તે કરી શકી નહિ. આખરે તેણે



શેઠ આવી પહોંચ્યા. બન્ને પ્રેમીઓ મહા નાસ્તો લેતાં પ્રેમ ગોષ્ઠી કરી રહ્યા હતાં.

[ ૨ ]

લક્ષ્મીદાસ શેઠ શું જવાબ આપવો તેનો નિર્ણય કરી શક્યા નહિ. અનંતની સામે બે ચાર પળ ટીકી ટીકીને તેમણે જોયાજ કર્યું. પછી એકદમ ઉતાવળમાં ' ચેમ્બર ' છોડી ચાલ્યા ગયા.

હેઠળ મોટરમાં ઉર્મિલા બેઠી, બેઠી બાપાની રાહ જોતી હતી. શેઠ અસ્પષ્ટપણે ન સંભળાય, ન સમજાય એવું બબડતા બાપાનેજ ખુલાસો પૂછ્યો.

" ના રે! કાંઇ નથી. " તેમણે વાત ઉડાડવાનો પ્રયત્ન કર્યો. પણ તે કયાં સુધી ચાલે! જગતમાં હૃદય ખાલી કરવાનું તેમને એકજ સ્થાન હતું અને તે ઉર્મિલા. સ્હેજ વધારે દબાણથી પૂછ્યું એટલે શેઠ ભભડી ગયા. ' બીજું શું હોય! પેલો અનંતજ તો! સા... તદ્દન બે શરમ ને નાલાયક છે!

નામ સાંભળી ઉર્મિલા ચોંકી. બાપનો

વિરોધ અને વાંધો તે જાણતી હતી. એક દિવસ પોતેજ અનંતની વકીલાત બાપા આગળ શરમ મુકીને કરવી પડશે, એવો તેને ભય હતો, પણ તે સમય આટલો જલ્દી આવશે એમ તેણે નહોતું ધાર્યું. ઉર્મિલા બાપાના વિરોધથી ડરતી નહતી. તે શેઠનો સ્વભાવ અને તેમને મનાવવાની કળા જાણતી હતી. બાપાના સ્નેહમાં તેને વિશ્વાસ હતો બાપા તેને દુઃખી નહિ કરે એવી ખાત્રી હતી.

તેણે ધીરે ધીરે બધી વાત કઢાવી. મનમાં અનંતની હુશિયારી પર ફીદા થઇ. બાપાને પોતાનીજ વિરૂદ્ધ સલાહ આપી ફી તરીકે સો રૂપીઆનો ચાર્જ કર્યો, એ જાણી તેને બહુજ રમુજ ઉપજી. તેણે કહ્યું: " ખરેખર બાપા, એ છે તો બહુ ચાલાક. આવી ચાલાકી બીજા કોઇમાં જોઇ હતી ? "

" શું ધુળ ચાલાક છે ? તદ્દન નિર્લજ્જ તો છે. કમાવાની તાકાતજ કયાં છે ? "

" વખત જતાં બધુંયે થશે. ઉતાવળે કાંઇ આંબા થોડા પાકે છે ? "

" શું કપાળ થશે ? હું ખરૂં કહું છું કે એનામાં જરાએ આવડત નથી. દશ વર્ષ રાહ જોશે તોયે એક પણ બ્રીફ નહિ મળે ". શેઠે ભયંકર આગાહી કરી.

" પણ જુઓને, સો રૂપીઆ તો એણે જોત જોતામાં તમારી પાસેથી લીધા. એ કમાવાની આવડત વિના ? "

" જોઇશને એ કેવો લે છે તે ? એવી યુકિતઓ મારી સામે નહિ ચાલે. એને આપેલા હજાર રૂપીઆ તો હું ઘડીના છઠ્ઠા ભાગમાં વસુલ કરીશ. બીજો કોઇ નહિ મળ્યો તે સા-એ મારી ઉપરજ હુશિયારી અજમાવી ? " અનંત એ હજાર રૂપીઆ હજી પાછા આપી શકયો નહતો, તે શેઠની નજરમાં એની કમાવાની અશક્તિ વિષે મોટામાં મોટી દલીલ હતી.

" એ હજાર રૂપીઆ પાછા વાળે તો એને માટે તમારો વિચાર બદલાય ખરો કે નહિ ? " ઉર્મિલાએ શેઠના પેટની વાત કઢાવવા માંડી

" કયા બાપના લાવીને આપશે ? એના બુટ મોજાંનો ખર્ચ કાઢે તો બસ છે ને ! અલબત્ત એ હજાર રૂપીઆ પાછા વાળે તો એના ભવિષ્ય માટે કંઈ આશા બંધાય ખરી. પણ તેટલો વખત રાહ જોઇ બેસી રહેવા કોણ નવરૂં છે ! તું પણ ડાહી હોય તો એવા બુખડીબારસના વિચાર કરવા છોડી દેજે. "

શેઠે ઉર્મિલાને પણ સલાહ આપી દીધી. એ દિવસ પછી તેમણે વધારે જાપતો રાખવા માંડયો. એ બન્ને મળી ન શકે, એમ તે ઇચ્છતા હતા. પણ બીબી મીયાં રાજી હોય ત્યાં બાપ કે કાજી શું કરી શકે ? હવે ઓફીસ આગળજ મળવાને બદલે મહાલક્ષ્મી અને હેન્ગીંગ ગાર્ડનનો વારવાર ઉપયોગ થતો. કેટલીક વાર તો બપોરે શેઠ ઓફીસમાં હોય ત્યારે કોર્ટના લંચ ટાઇમ વખતે અનંત બંગલે પણ આંટો મારી આવતો.

શેઠને આ વાતની ખબર પડી. ઉર્મિલાને જાણ ન થાય તેમ બંગલાની તપાસ રાખવા તેમણે એક ખાસ માણસ રાખ્યો અને અનંત આવે તો તુરતજ પોતાને ટેલીફોનથી જણાવવા તેને તાકીદ કરી. આ પ્રસંગ માટે ઝાઝા દિવસ થોભવું પડે એમ ન હતું. બીજેજ દિવસે બપોરે અનંત આવ્યો. માણસે શેઠને ખબર આપી મોટર હાંકવાની ઝડપ માટેનાં પોલીસખાતાના નિયમો આપવા દે તેટલી ઝડપથી શેઠ બંગલે આવી પહોંચ્યા. દિવાનખાનામાંજ બન્ને પ્રેમીઓ ચ્હા નાસ્તો લેતાં પ્રેમ ગોષ્ઠી કરી રહ્યાં હતાં. શેઠના આવવાથી તેમાં ભંગાણ પડયું. શેઠે પહેલાં તો ઉર્મિલા તરફ કરડી નજર કરી, અંદરના

ઓરડામાં જવાનું બારણું બતાવી કહ્યું: " છોકરી ! અંદર જા " ઉર્મિલા સમય વિચારી ધીમે પગલે અનંત તરફ દષ્ટિપાત કરતી ગઇ. અનંતે આંખની ઇશારતથીજ સમજાવી દીધું કે: " કંઇ ફીકર નહિ. હું પહોંચી વળીશ. "

ઉર્મિલા ગઇ એટલે શેઠ અનંત તરફ ફર્યા. " કેમ રે ! મગજમાં બહુ ફાંકો રાખે છે, નહિ વારૂ ! હાડકાં સસ્તાં થયાં લાગે છે ! જો, હું તને આ પબ્લિક નોટીસ આપું છું કે આજ પછી કોઇ દિવસ પણ બંગલામાં પગ દીધો કે આજુબાજુ ફરતો દેખાયો તો હાડકાંજ ખોખરાં કરી નાંખીશ, સમજ્યો ? "

વખત આવ્યે શેઠ આટલી હદે જાય અને પોતાના શબ્દો અમલમાં મુકે કે કેમ ? તેની અનંતને શંકા હતી. તેણે ઠંડે કલેજે જવાબ આપ્યો: " અલબત્ત ! તેમ થાય તો મારે માટે કંઇક ગંભીર બાબત ગણાય. પરન્તુ તમારા ધારાના સલાહકાર તરીકે—"

શેઠે તેને વચમાંજ અટકાવ્યો અને રાડ પાડી કહ્યું: " બસ કર ! તું મારો ધારાનો સલાહકાર નથી. "

અનંતની આંખમાં નવું તેજ આવ્યું. તેમાં મસ્તી ભરી હતી: " એમજ હોય તો પછી મારા પોતાના હિતને ખાતર તમારા શબ્દો અમલમાં મુકવા માટે તમને ઉત્તેજન અને તક આપવાં જોઇએ. "

પોતાને માર મારવા માટે સામાને સલાહ આપે એવો માણસ શેઠે જીંદગીમાં આજે પહેલ વ્હેલો જોયો. એની ટાઢકથી, એની ધૃષ્ટતાથી તેમનો ગુસ્સો નરમ થતો જતો હતો. તેમણે કહ્યું: " તારા જેવો મુરખ અને ધૃષ્ટ માણસ મેં કદી જોયો નથી. હાડકાં ખોખરાં થવાથી તને શું લાભ થશે ? "

" એમાં ન સમજાય એવું કાંઇ નથી. બહુ સાદી વાત છે, મુરબ્બી ! અલબત્ત, એટલું ધ્યાનમાં રાખજો કે અત્યારે હું મારા પોતાના હિતનોજ વિચાર કરીને બોલું છું; તમારા હિતને માટે નહિ જો તમે મારા હાડકાં સ્હેજસાજ ખોખરાં કરો તો એથી મને જાથુકનું નુકશાન કંઇ થવાનું નથી, અને છતાં કોર્ટમાં તમારી પાસે નુકશાની મેળવવા માટે મને એથી સારામાં સારી તક મળશે. હું ધારૂં છું કે બેરીસ્ટર તરીકેનો મારો દરજ્જો ભવિષ્યની કમાણી વગેરે સંજોગો ધ્યાનમાં લઇને કોર્ટ મને ઓછામાં ઓછા પાંચ હજાર રૂપીઆ તો જરૂર નુકશાની તરીકે અપાવશે. પરિણામે હું થોડે ઘણે અંશે તમારા અને બીજાઓના દેવામાંથી છુટો થઇ શકીશ "

" એટલા માટે તું શું મને એવી સલાહ આપે છે કે મારે તને મારવો ? " શેઠે અકળાઇને પૂછ્યું.

" બિલકુલ નહિ. એવી સલાહ તમારા હિતનો વિચાર કરતાં આપી શકાયજ નહિ ! "

" તો પછી મારે શું કરવું ? "

" એ તો મેં તમને પહેલાંથીજ કહી દીધું છે. ઇન્જંકશન મેળવો. મને લાગે છે કે એ કેસ બહુ જાણવા જેવો થશે અને—"

વળી પાછો શેઠે એને બોલતાં અટકાવ્યો. એમના મુખમાંથી નીકળેલા શબ્દો બહુ સભ્યતાભર્યા ન હોવાથી અહિં નોંધ્યા નથી. તેમણે અકળાઇને સિપાને બોલાવ્યો અને અનંતને બ્હાર કાઢવાનું કહ્યું.

જતાં જતાં અનંતે કહ્યું: " આ સલાહનો ચાર્જ બસો રૂપીઆ થયો છે. અસીલને ઘેર જઇ સલાહ આપવાનો ચાર્જ મેં બેવડો રાખ્યો છે પૈસા રોકડા આપો છો કે તમારા બાકી રહેલા નવસો રૂપીઆમાંથી વાળી લઉં ? " પણ શેઠના જવાબ માટે તે થોભ્યો નહિ.

[૩]

અનંતના ગયા પછી શેઠે ઉર્મિલાને સમજાવવા માંડી, પણ કાંઇ સંતોષકારક

પરિણામની આશા રાખી શકયા નહિ. કારણ પાછળ ઉભા રહીને તેણે બધી વાતો સાંભળી હતી. અનંતની વર્તણુકથી તેને ઘણી રમુજ ઉપજી હતી; તેના તરફનો સ્નેહ અને પક્ષપાત ઘટવાને બદલે વધ્યાં હતાં.

શેઠે બીજોજ ઉપાય અજમાવવાનો વિચાર કર્યો. પોતે આપેલા હજાર રૂપીઆ પાછા વાળવા માટે અનંત પર સખ્ત દબાણ કરવું અને ન આપે તો કોર્ટમાં ઘસડવાની ધમકી આપવી, એવો તેમણે નિશ્ચય કર્યો. અત્યારે અનંત પાસે નાણું નહિ હોવાથી, તેમણે ધાર્યું કે તે તરતજ શરણે આવશે, અને ઉર્મિલાનો વિચાર છોડી દેવાની શરતે નાણાં મારેની માંગણી મુલતવી રખાશે.

તે સાંજેજ તે પાછા અનંતની ચેમ્બરમાં ઘુસ્યા. અનંતે ઉઠીને આવકાર આપ્યો: "સાહેબજી, શેઠ ! પધારો."

"હું પેલા હજાર રૂપીઆ લેવા આવ્યો છું," શેઠે બેસવાની દરકાર કર્યા વિના કહ્યું.

"સાતસો," અનંતે ભૂલ સુધારી.

"હજાર પૂરા." શેઠે ગુસ્સાથી કહ્યું. "તારી પ્રોમીસરી નોટ હજી મારી પાસે છે. તે ખોટી છે એમ કહેવાની તું હિમ્મત કરે છે?"

"બિલકુલ નહિ. પરન્તુ તમે ભૂલી જાઓ છો કે મારા ત્રણસો રૂપીઆ બે વખતની સલાહના ચાર્જના—તમારી પાસે લેણા પડે છે" અનંતે કહ્યું.

"મેં તને મારો સલાહકાર નથી નીમ્યો." શેઠે વાંધો લીધો.

"તે હશે. પણ તમે બે વાર મારી સલાહ લીધી છે અને ધારાશાસ્ત્રીઓની સલાહ માટે નાણાં આપવાં પડે છે એ તો તમે જાણતાજ હશો!"

શેઠે જોયું કે આમાંથી હવે છટકવાનો માર્ગ નથી. બાકી રહેલા સાતસો પણ પાછા મળશે કે કેમ કેમ તેનો તેમને શંકા થઇ.

"ઠીક ત્યારે, આ બાકી રહેલા સાતસો રૂપીઆ માટે શું કરવા ધારો છો?" અનંતે પૂછ્યું.

"મારે તે હમણાંને હમણાંજ જોઇએ છે." શેઠે ધાર્યું કે સાતસો માટે દબાણ કરવું પણ કાંઇ ખોટું નથી. દલીલમાં ઉતરે તો કદાચ એટલા પણ જાય એવો તેમને ભય હતો.

"દિલગીર છું, શેઠ ! પણ હમણાં મારી પાસે એટલી રકમ નથી." અનંતે કહ્યું.

"તો પછી મારે દાવો કરવો પડશે." શેઠે ધમકી આપી.

અનંતે થોડીવાર વિચાર કર્યો. શેઠે ધાર્યું કે તે હવે ગુંચવાયો છે અને પોતાની મકસદ પાર પડશે. આખરે અનંતે કહ્યું: "જુઓને શેઠ ! તમારે માટે બની શકે તેટલું કરવા હું હંમેશાં તૈયાર છું. પણ મારી સલાહ નથી કે આવા દેણદાર સામે કેસ લડવામાં તમારે નકામો ખર્ચ કરવો."

"મારે તારી સલાહ નથી જોઇતી!" શેઠે રાડ નાંખીને કહ્યું. આ જવાબ આપવાની તેમની ઉતાવળ જોતાં કોઇ પણ સમજી શકે કે સાતસોમાંથી બીજા સો બસો ઓછા થઇ જાય એવો તેમને ભય લાગ્યો હતો.

"જેવી તમારી મરજી," અનંતે આછું સ્મિત કરતાં કહ્યું. પણ તમે જાણો છો શેઠ એ દાવાનો ખર્ચ શું આવશે? તમારે એ દાવો સ્મોલકોઝીઝ કોર્ટમાં લઇ જવો પડશે. સારો વકીલ કરશો તો રહેજે પચાસ રૂપીઆ થી માગશે. વધારામાં સ્ટામ્પનો મોટો ખર્ચ થશે. સમન્સ બજાવનાર બેલીફને બે ત્રણ રૂપીઆ આપવા પડશે. દાવાની સુનાવણી પહેલાં એવા બીજા નાના મોટા ઘણાએ ખર્ચ કરવા પડશે, અને તે હિસાબે તમારે હાલ તુરત તો લગભગ બસો રૂપીઆ ગજવામાંથી કાઢવા પડશે. વળી કોર્ટને હું મારા આવક ખર્ચનો હિસાબ

જણાવીશ એટલે સ્હેલાઇથી મહિને પંદરે કે વીસ રૂપીઆના હપ્તા કરી આપશે. આ બધા સંયોગો જોતાં એથી વધારે સ્હેલી રીતે અને ઓછા ખરચમાં તમારી મકસદ પાર પડે તો તેમ કરવું વધારે સલાહભરેલું ખરૂં કે નહિ ? ”

શેઠ ઉંડા વિચારમાં પડયા. વાત સાચી હતી. દાવો માંડવાથી ધાર્યું દબાણ નહિ થઇ શકે, અને મનસુબો ઉંધો વળી જાય એવી તેમને ખાત્રી થઇ ગઇ. ડુબતો માણસ તણખલાને પકડે છે ત્યારે પોતે તેના આધારે બચી શકશે કે કેમ તેનો વિચાર નથી કરતો. કાલિદાસના યક્ષે મેઘ સાથે પ્રિયાને સંદેશ મોકલ્યો ત્યારે મેઘમાં સંદેશો લઇ જવાની શકિત છે કે કેમ તેનો વિચાર તેણે નહોતો કર્યો. શેઠની પણ એવીજ સ્થિતિ હતી. તેમણે નિરાશ થઇને પૂછ્યું: ' કેવી રીતે બની શકે ?”

બહુજ સ્હેલાઇથી તમને બસો રૂપીઆ ખર્ચ થાય તેને બદલે મને માત્ર સો રૂપીઆ આપજો અને હું કોર્ટનું હુકમનામું થયું હોય તેમ માની લઇ મહિને વીસ વીસ રૂપીઆના હપ્તાથી નાણાં ભરવાની તમને કબુલાત લખી આપું. કેમ બરોબર છે ને ?

“ કપાલ તારૂં ! ” શેઠ બીજા સો રૂપીઆ કઢાવવાનો અનંતનો ઉદેશ પામી ગયા. “ હવે તારી એ યુકિતઓ મારી ઉપર નહિ ચાલે, સમજ્યો કે બચ્ચાજી ? ”

“ ભલે, ભલે ! જેવી તમારી ઇચ્છા ! ત્યારે તમારો પોતાનો વકીલ રોકીને કેસ લડો. પણ તમે મારો આ અર્ધો કલાક લીધો તેને માટે રિવાજ મુજબ મારે તમને સો રૂપીઆ ચાર્જ તો કરવોજ પડશે ! એ હિસાબે હવે છસો રૂપીઆ બાકી રહેશે. ” અનંતના આ શબ્દોથી શેઠનો ગુસ્સો એકદમ બોઇલીંગ પોઇન્ટ પર ગયો.

“મેં કયાં સલાહ માંગી હતી ?” ગુસ્સામાં જ તમણે દલીલ કરી.

“ જરૂર તમે માંગી. દાવાનો ખર્ચ કેવી રીતે બચાવવો તે તમે મારી પાસે જાણવા માંગ્યું અને મેં તમને રસ્તો બતાવ્યો. ”

“ મર તું હોય ત્યાંથી ! લુચ્ચા ! બદમાશ ! હું તને જોઇ લઇશ ! ” શેઠ બરાડતા બરાડતા ચેમ્બરમાંથી નીકળ્યા અને ઉતાવળે પગલે ગુસ્સાથી ધ્રુજતા ચાલ્યા ગયા. આ બધું રસપૂર્વક સાંભળી રહેલા મેસર્સ મોદી એન્ડ દેસાઇના કલાર્કોનો ખડખડાટ હસવાનો અવાજ તેમને કાને પાછળથી આવ્યો. બળતામાં ઘી હોમાયું

રાતના ફરીથી તેમણે ઉર્મિલાને સમજાવી જોઇ. અનંતના અનેક દોષો બતાવી તેને કાળો ચીતરવામાં તેમણે કચાશ રાખી નહિ. પણ તેમના ગ્રહ વાંકા થઇ બેઠા હતા. બેરિસ્ટરની ભાવિ પત્નિ પોતના ભાવી પતિ કરતાં દલીલમાં ઉતરે તેમ ન હતી. કહેવત છે કે “ ઘર ફુટયે ઘર જાય ”. પોતાની દીકરીજ દુશ્મનની પક્ષકાર થઇ બેઠી હોય ત્યાં શેઠ બિચારા શું કરી શકે ?

તેમણે આખરે ઉર્મિલાને છેલ્લી નોટીસ દીધી: “ ગમે તેમ થાય તો ય હું એ બદમાશ સાથે તો તને નહિજ પરણાવું. ”

“ પણ બાપા ! એમાં તમે નકામો વાંધો લ્યો છો. કોઇને પણ પુછશો તો તે ખાત્રી આપશે કે એ હુશિયાર છે; કાયદાનો એણે બહુ ઉંડો અભ્યાસ કર્યો છે અને તક મળતાં–” ઉર્મિલાએ ભાવિ પતિની વકીલાત કરવા માંડી.

“ તક મળશે ત્યારે ને ? ” તેને વચમાંજ અટકાવી કહ્યું.

“ પણ એ સંબંધી એને પૂરેપૂરી ખાત્રી છે ! ” ઉર્મિલાએ કહ્યું.

“ જેવી મને મારા હજાર રૂપીઆ પાછા મળવા માટે છે ! ” શેઠે કટાક્ષમાં કહ્યું.

"સાતસો" ઉર્મિલાએ સુધાર્યું. છેલ્લા સો રૂપીઆના ચાર્જની હજુ એને ખબર ન હતી.

"એમ કે ! તને પણ એ કાયદાની યુક્તિઓ શીખવતો લાગે છે ! હવે એતું આવીજ બન્યું છે !" શેઠ ક્રોધ ભયંકર નિશ્ચય પર આવતા હતા.

[ ૪ ]

અનંતે હજી બંગલે આવી ઉર્મિલાની મુલાકાત લેવાનું છોડયું નહતું. શેઠ જાપ્તો રાખવાનો પ્રયત્ન કરતા પણ ભૈયા નોકરો બંગલામાં ગૃહદેવી તરીકે વિરાજતી ઉર્મિલાની સ્હેમાં તણાતા અને શેઠને ખબર આપતા નહિ. પણ શેઠ અનંતને આવવાનો સમય જાણી ગયા હતા. ઉપલા બનાવ પછી બીજેજ દિવસે અનંત પોતાની હુશીઆરીની વાતો કરવા અને એ ભોળી છોકરીને ભરમાવવા આવશે એવી શેઠને ખાત્રી હતી. તેમની ધારણા ખોટી પડી નહિ.

બીજે દિવસે અનંત આવે તે પહેલાંજ પોતે બંગલે પહોંચી ગયા, અને તેનો યોગ્ય સત્કાર કરવાના ઇરાદાથી હાથમાં એક મજબુત લાઠી રાખી દિવાનખાનામાંજ બેઠા. ઉર્મિલા આ બધું જોઇને ગભરાઈ. અનંતને ખબર કેવી રીતે આપી શકે ? તેણે ઇચ્છયું કે પોતે બંગલાની મ્હાર જઇને ઉભી રહે અને આવતાંજ અનંતને ચેતવણી આપે. પણ શેઠ તેનો આ વિચાર જાણી ગયા હોય તેમ તેને દિવાનખાનાનાજ એક ખુણામાં બેસી રહેવાનો સખ્ત હુકમ કર્યો.

અનંત આવ્યો. ઉર્મિલા દિવાનખાનાના ઉંબરમાંજ તેને આવકાર આપવા હંમેશના નિયમ મુજબ તેની રાહ જોતી ઉભી હશે, એમ તેણે ધાર્યું હતું. પણ એ ધારણા ખોટી પડી. તેને શંકા થઇ: "ઉર્મિલા માંદી પડી હશે ? અથવા કદાચ શેઠે તેને એકાદ ઓરડામાં ગોંધી તો નહિ રાખી હોયને ?" શેઠનો ઉતાવળીઓ સ્વભાવ તે જાણતો હતો. લાગણી ઉશ્કેરાઇ હોય ત્યારે શેઠ આગળપાછળનો વિચાર કર્યાં વિના વર્તતા અને ઘણીવાર વિવાહની વરસી કરી મુકતા.

તે બારણામાં પેઠો કે તરતજ શેઠ ગાજ્યા. હાથમાંની લાઠીનો ઘા બરોબર મોંઢા ઉપર વાગે એવી રીતે તેમણે કર્યો. પણ તેમની ગર્જનાથી ચોંકેલો અનંત બે ત્રણ ડગલાં પાછળ હઠી ગયો હતો. ઘા ચુકાયો અને શેઠનો ગુસ્સો વધ્યો. આજે તેમણે નિશ્ચય કર્યો હતોઃ અનંતની ખોડ ભૂલાવી દેવી. પણ તેમનો એ વિચાર પૂરેપૂરો અમલમાં મુકાય એવી અનંતની ઇચ્છા ન હતી ! એનાં હાડચામની શેઠ ધારતા હતા તે કરતાં એને વધારે કિમ્મત હતી ! તે ઉતાવળે પગલે પાછો ફર્યો. અને પગથીઆં ઉપરથી કુદકો માર્યો. પણ શેઠે બીજીવારનો કરેલો ઘા ચુકવવા જતાં એ પગલું ભુલ્યો અને પડયો. પડતાં એણે દુઃખની એક ચીસ નાંખી. તેનો એક પગ મચકાઇ ગયો હતો. એની ચીસ સાંભળી ઉર્મિલા બ્હાર દોડી આવી. નોકર ચાકર ભેળાં થઇ ગયા. શેઠ પણ નિરાશ થઇને પાછા વળ્યા.

ઉર્મિલાએ નોકરની મદદથી અનંતને દિવાનખાનામાં આણ્યો. તેનો જમણો પગ મચકાયો હતો અને જમીનપર માંડતાં સખ્ત દર્દ કરતો હતો. ઉર્મિલા તેનો ઉપચાર કરવામાં ગુંથાઇ. નોકરો પર એક પછી એક હુકમ છુટવા લાગ્યા.

આ બધું જોઇ શેઠનો ગુસ્સાનો નિશો ઉતરી ગયો. તેમણે જોયું કે પોતાના ઉતાવળીઆ સ્વભાવનું પરિણામ ગંભીર આવ્યું હતું; કેટલું ગંભીર હતું તેની કલ્પના તે કરી શકયા નહિ. પરન્તુ પહેલી મુલાકાત વખતે અનંતે આવા પ્રસંગના પરિણામનું દોરેલું ચિત્ર તેમની નજર સામે ખડું થયું. પાંચ-

દસ હજાર રૂપીઆ કદાચ નુકશાનીના આપવા પડશે, એ વિચારે તે ભડકયા.

ઉર્મિલાના ઉપચારોથી થોડીવારે અનંતને કંઇક આરામ થતો લાગ્યો. એક બાહોશ નોકરે માલીસ તેલ ઘસી તેનું દુઃખ નરમ પાડયું. હવે કંઇક પગ માંડી શકાતો હતો. દરમિયાન ઉર્મિલાએ ચ્હા-નાસ્તો તૈયાર કરાવ્યો. શેઠને પણ સાથે બેસવા તેણે કહ્યું પણ તેમણે ના પાડી. તેમની હાજરીની દરકાર કર્યા વિના બન્નેએ ચ્હા-નાસ્તાને ઇન્સાફ આપ્યો. થોડીવારે અનંત શેઠનીજ મોટરમાં ઘેર ગયો. શેઠ ભાડાની ગાડી કરીને ઓફીસે ગયા

બીજે દિવસે શેઠને વિચાર થયો કે કોઇ બાહોશ ધારાશાસ્ત્રીની આ બાબતમાં સલાહ લેવી. હજી તો કોની સલાહ લેવી તેનો તે વિચાર કરતા હતા ત્યાં એક સીપાઇ આવ્યો. મેસર્સ મોદી એન્ડ દેસાઇ, સોલીસીટરોની ઓફીસનો. તેણે કહ્યું, "આપના ધારાના સલાહકાર આપને બોલાવે છે."

"મારો કોઇ ધારાનો સલાહકાર નથી." શેઠે બુમ પાડી.

"એમ ? પણ મી. અનંતરાય કહે છે કે આપ કોઇ અગત્યના કામ બાબત તેમની સલાહ લેવા આવનાર છો. આપને ફુરસદ હોય તો તે પણ હમણાં નવરા છે."

"આ બીજા પણ છસો ચાલ્યા !" શેઠ બબડયા. "મુઓ એ સા... મારો જીવ લેવા બેઠો છે !"

વળી કંઇક કાયદાની યુક્તિ એ લડાવશે એવો શેઠને ભય પેઠો. પણ જઇ આવવું વધારે સલાહકારક છે એમ તેમને લાગ્યું. તે ઉઠીને અનંતની ચેમ્બરમાં ગયા.

"આવો શેઠ ! બેસો આ ખુરસી પર !" અનંતે હમેશની શાંન્તિથી આવકાર દીધો. શેઠની નજર ટેબલની નીચે ગઇ. જોયું તો અનંતનો જમણો પગ બાંધેલા પાટાઓને લીધે ખાસો હાથીના પગ જેવો દેખાતો હતો.

તેમને શાન્ત જોઇ અનંતેજ શરૂઆત કરી: "લક્ષ્મીદાસ શેઠ ! તમે એક ગંભીર મુશીબતમાં આવી પડયા છો ! એક યુવાન માણસને-ખરૂં કહું તો એક યુવાન બેરીસ્ટરનો જેના ભવિષ્ય માટે મોટી આશા રાખી શકાય છે-તેને તમે વિના કારણ મારવા દોડયાથી એક ગંભીર અકસ્માત થયો છે એ અકસ્માતથી તેનો જમણો પગ હાલ તુરત તો નકામો થયો છે. એ યુવાન તમારા બંગલામાં પેઠો એ વાત ખરી પણ તે તમારી દીકરીની સંમતિથી, તેના આમંત્રણથી પેઠો હતો."

શેઠને હજી પણ ચુપ બેઠેલા જોઇ અનંતે આગળ ચલાવ્યું: "એ યુવાનના ધારાના સલાહકાર તરીકે મેં નુકશાનીનો દાવો માંડવાની તેને સલાહ આપી છે. હું માનું છું કે એનો કેસ બહુજ મજબુત છે. જ્યારે તે સાજો સમો હતો ત્યારે માંડ પોતાનું ગુજરાન ચલાવવા જેટલું પેદા કરી શકતો. અત્યારની તેની સ્થિતિમાં પગ નકામા જેવો થયાથી તે પોતાના કામે સ્હેલાઇથી જઇ શકતો નથી; પોતાની ઓફીસે પહોંચવા માટે પણ તેને ટેક્ષીના જબરજસ્ત ભાડાં ભરવાં પડે છે. પરિણામે કોર્ટ તેને દસહજાર રૂપીઆ-કમમાં કમ પાંચ હજાર તો ખરાજ !-નુકશાની તરીકે અપાવશે. દાવાનો ખર્ચ થશે તે જુદો. આ બધા સંયોગો ધ્યાનમાં લઇ મેં તેને દવો માંડવાની સલાહ આપી છે.

"પણ સાથે સાથે મારે બીજી તરફનો ય વિચાર કરવો જોઇએ. તમે પણ મારા અસીલ છો; ત્રણ વખત તમે મારી સલાહ લીધી છે. એટલે તેનો કેસ હાથમાં લેતાં પહેલાં મારી ફરજ છે કે મારે તમને સારામાં સારી સલાહ આપવી. બોલો ત્યારે, તમારો શું વિચાર છે ? સલાહ જોઇએ છે ?"

શેઠ આ ભાષણ શાન્તિથી સાંભળી રહ્યા હતા. તેમના મનપર ગંભીર અસર થતી જતી હતી. છસો રૂપીઆથી તો તેમણે હાથ ધોઇ નાંખ્યા હતા. પણ બીજા વધારે ન આપવા પડે, એ ચિંતામાં તે હતા. અનંતના છેલ્લા પ્રશ્નનો જવાબ આપતાં તેમણે ધ્રુજતા અશકય અવાજે કહ્યું: " શી સલાહ ? "

" ચાલ્યા જાઓ !" અનંતે કહ્યું.

" એટલે ? " શેઠ ચમકયા.

" ચાલ્યા જાઓ ! આ દેશ થોડો સમય માટે છોડી દો. જોઇએ તો દીવ, દમણ કે ગોવા જાઓ યા પોંડીચેરી કે ચંદ્રનગર ચાલ્યા જાઓ. બ્રિટિશ હદ છોડી દો. " ધારા શાસ્ત્રીએ સલાહ આપી. " સંભવ છે કે એ માણસ તમારા પર ફોજદારી કરે. એ શું કરશે તે કેમ કહી શકાય ? બ્રિટિશ કાયદો કપરો છે તમારે કદાચ જેલ પણ સેવવી પડે ! એના કરતાં વખતે મુંબાઇ છોડી ચાલ્યા જવું વધારે સલાહકારક છે. અલબત્ત ! તે ગુસ્સે થયો છે, પણ તમારી પાછળ તે નહિ પડે એવી મને ખાત્રી છે. વખત જતાં તેનો ગુસ્સો શાન્ત થઇ જશે. તમારે ખાતર નહિ પણ તમારી દીકરીને ખાતર. તમને નજરે જોશે તો એનો ગુસ્સો કદાચ વધી જશે, અને ગંભીર પગલાં ભરી બેસશે. હું તો ચેતવણી આપી એટલે છુટયો. તે પ્રમાણે વર્તવું, ના વર્તવું તમારી મુન્સફીની વાત છે. "

" પણ મારા વેપાર-રોજગારનું શું ?" શેઠે કહ્યું.

" જોઇએ તો મને સોંપી જાઓ. હું બરાબર વ્યવસ્થા રાખીશ. " અનંતે ઉદારતા બતાવી. " કહેશો તો બંગલાની પણ સંભાળ રાખીશ. "

શેઠની ઉંઘ ઉડાવવાને આ છેલ્લો ધડાકો બસ હતો. " તારા જેવો ધૃષ્ટ માણસ મેં કોઇ ન જોયો ! જા તારાથી થાય તે કરી લેજે ! " શેઠ બારડયા અને ગુસ્સામાં ચેમ્બર છોડી ચાલ્યા ગયા.

[ ૫ ]

શેઠ સીધા એમના સોલીસીટર મી. શાહની ઓફીસે પહોંચ્યા. બધી વાત માંડીને કહી. તેમની સહાનુભૂતિ બન્ને પ્રેમીજનો તરફ ઢળી. મનમાં શેઠની મુર્ખાઇ અને ઉતાવળ ઉપર તથા અનંતની ચાલાકી ઉપર હસ્યા પણ ડાવકું મોઢું રાખીને કહ્યું: " શેઠ ! તમે બહુ ગંભીર પરિસ્થિતિમાં મુકાયા છો. એ વાતની તો કોઇથી પણ ના નહિ પાડી શકાય ! પણ તમે મારી પાસે બહુ મોડા આવ્યા. પહેલેથી એ બાબત મારા હાથમાં મુકી હોત તો હું તમને યોગ્ય સલાહ આપી શકત. હવે અમારા ધંધાના ચાલતા આવેલા રિવાજ મુજબ મારાથી એ બાબતમાં માથું ન મારી શકાય. પણ તમને એક સલાહ આપું ? "

" શી સલાહ ?" શેઠે આતુરતાથી પૂછ્યું.

" એજ કે હવે તમે મી. અનંતરાયની સલાહ પ્રમાણે વર્તો. એમાંજ તમને લાભ છે. અલબત્ત, જો કે તે પોતાના બીજા અસીલનો તમારે ખાતર વિશ્વાસઘાત કરે છે, પણ એ અસીલ એ પોતેજ હોવાથી કંઇ ખાસ વાંધા જેવું નથી. " મી. શાહે શેઠને નિરાશ કરી દીધા.

શેઠ પાછા અનંતની ચેમ્બરમાં આવ્યા. તેમના ભોળા હૃદયને ખાત્રી થઇ ગઈ હતી કે એની સલાહ પ્રમાણે ચાલ્યા વિના છુટકો નથી. આ વખત આવકારની દરકાર કર્યા વિના જાતેજ ખુરસી લઇને બેઠા. તેમનું મોઢું જોઇ દુશ્મનને પણ દયા આવે એમ હતું, તો પછી ભાવિ જમાઇને કેમ ના આવે ! તેણે પૂછ્યું: " કેમ શેઠ ! પાછા આવ્યા ! બોલો શું હુકમ છે ? "

" હું મારો કેસ તમને સોંપવા માંગું છું

અને તમનેજ મારા ધારાના સલાહકાર નીમું છું." શેઠે સ્પષ્ટ વાત કરી દીધી.

"પહેલેથીજ છું. આજ કંઇ નવી નીમણુંક કરવાની નથી." અનંતે કહ્યું.

"ભલે એમ !" શેઠે મને યા કમને કબુલ કર્યું "હવે મારે શુ કરવું ? મુંબાઇ છોડયા વિના નહિ ચાલે ? બીજો કંઇ રહેલો રસ્તો નથી ?" મુંબાઇ છોડે તો પોતાના વેપાર રોજગારનું શું થાય અને કેટલી કમાણી ડુલ થઈ જાય તેનો શેઠ વિચાર કરતા હતા.

"છે ! શા માટે નહિ ? હું મારા બીજા અસીલને તમારે ખાતર જતો કરીશ. પણ મારી સ્ત્રી સંબંધી તમારે વાંધો ન લેવો!" અનંતે પોતાની શરત કહી સંભળાવી.

"ભલે, ભાઇ ભલે ! મને કબુલ છે. તારી મોં માગી ફી આપવા હું તયાર છું. મારે મુંબાઇ ન છોડવું પડે એટલે બસ !" શેઠે કબુલ કર્યું.

"ઠીક ત્યારે, જાઓ અને તમારે કામે વળગો. બધી ચિંતા છોડી દયો !" અનંતે અસીલનો ચિંતાનો ભાર પોતાને માથે લઇ લીધો.

"અને તેની સ્ત્રી ?" શેઠે પૂછ્યું.

"ઉર્મિલા !" અનંતે કહ્યું.

"ઠીક, ભાઇ ઠીક ! તું જીત્યો ને હું હાર્યો. ઉર્મિલા આજથી તારી થઇ. તારા જેવા સાથે પાનું પાડવું હોય તો તને દુસ્મન બનાવવા કરતાં જમાઇ બનાવવો એ વધારે સલાહકારક છે !" સસરાજીએ કહ્યું.

'પણ તમારે તો ધનવાન યા સારી કમાણી કરતો હોય એવો જમાઇ જોઇતો હતો ને ?" જમાઇરાજે સસરાનાં વચનો યાદ કરાવ્યાં.

"મેં તેવોજ જમાઇ શોધ્યો છે ! તારૂં બુદ્ધિ-ધન કયાં ઓછું છે ?" શેઠે ભાર દઇને કહ્યું.

---

## "રામો"

(ચોપાઇ)

મુંબઇમાં [1]રામાનું રાજ, રામો [2]સંધા ઘરનો તાજ;
રામા વિણ નવ ચાલે લેશ, રામો ભૂષણ ઘરનું બેશ.
રામો લઇ રમાડે બાળ, શિક્ષણ દે કેમ દેવી ગાળ;
રામા સાથે [3]શામા પળે, પીઅર કહી પરઠયે જઇ મળે.
[4]રામા રાજ [5]રામાને હાથ, [6]રમા [7]મહેર તે રામા[8] સાથ;
શેઠાણીનો રામો શેઠ, કામ કરે જેમ ઉતરે વેઠ.
મોં માગ્યા દેવાના દામ હુલાવી લેવાનું કામ;
રામો રીસાઇ આવ્યો જોઇ, રામો બીજો ના'વે કોઇ.
રમા[8] પેર રામાને જુએ, રમા જતાં રામો નવ ખુવે;
રામો જતાં વણસે કાજ, ચા' ચંપી વિણ આવે વાજ.

દ. શં. ભટ્ટ.

---

૧ ઘાટી. ૨. આખા. ૩ સ્ત્રી. ૪ સ્ત્રી. ૫ ઘાટી. ૬ લક્ષ્મી. ૭ મે'ર, કૃપા. ૮ લક્ષ્મી.

# શરદ પૂર્ણિમા.

લેખક: શ્રીયુત " બાધા કાકા ".

( રાસ ).

ઉગ્યો સખિ ! શરદનો ચન્દ્ર રઢીયાળો,
જગત રસલ્હેરે ન્હડયું રે લોલ !
ખંડ ખંડ જામે સુધાનો ઉછાળો,
જગત રસલ્હેરે ન્હડયું રે લોલ !

સાખી: નભ ભરી ચાંદની રેડતો, રેલે અમીરસ ધાર;
પૃથિવિ ન્હોય હરી ભરી, ઉલટયો સાગર આજ.

રાસ રમે રામા રસિકડી રૂપાળી,
જગત આજ હેલે ન્હડયું રે લોલ !
તાલ રૂડા જામે નુપૂર રસ-તાલી,
જગત આજ હેલે ન્હડયું રે લોલ !

સાખી: નવવલ્લી ફુલ ઝરતી, પરિમલભર સોહાગ
જીવન રસહોગાં ફુટે, જગ નવચેતન ભાસ.

પાંખ ભરી રસની કલા પમરાવી,
કુમુદ રૂડાં નાચી રહ્યાં રે લોલ !
આંખભરી અમૃતરસ છલકાવી,
સુહાગણ ખેલી રહ્યાં રે લોલ !

સાખી: રસીયાં રસબસ લુંટતા, રીજવતાં રસનાથ;
કલા, પ્રલાપ, મધુરતાઃ રસભર એ રસરાસ.

પ્રાણ ભરી આનન્દઓઘ ઉભરાણા,
જીવન આજ ઝોલે ન્હડયાં રે લોલ !
વ્હાલભરી વામાના કોડ પુરાણાં,
જીવન રસ-મેઘો જંમ્યા રે લોલ !
ખંડ ભરી રેલે અમીનો ઉછાળો,
રસેશ આજ રમણે ન્હડયો રે લોલ !
ઉગ્યો સખિ ! શરદનો ચન્દ્ર રઢીયાળો,
જગત રસ લ્હેરે ભર્યું રે લોલ !




**લાભ !** ગ્રન્થમાળાનાં ગ્રાહક થનારને અનહદ લાભ. **લાભ !**

**માત્ર એક રૂપીઓ ભરી જીંદગીભરનાં ગ્રાહક બની શકાય છે.**

# સ્વીટ્ઝરલેન્ડની સ્વતંત્રતા.

સારા હિન્દુસ્થાનમાં આઝાદી મેળવવાની લડત ચાલુ છે એ સમયે આ પુસ્તક વાંચી જવાની ખાસ જરૂર છે.

સ્વીસ પ્રજાનાં અસંખ્ય વીરપુત્ર પુત્રીઓએ માતૃભૂમિને ખાતર જે સંકટો વેઠયાં, ભોગો આપ્યા અને અસંખ્ય બલિદાનો આપ્યાં એ બનાવની રોમાંચક અને વીર રસભરી કથા વાંચવાથી માલમ પડશે કે સ્વરાજ્ય મેળવવું એ કાંઇ રમત નથી. જેનાં હૃદયમાં દેશાભિમાનની ધગધગતી જ્વાળા ભભૂકી રહી હોય એજ સ્વતંત્રતા મેળવી શકે છે.

સ્વીટ્ઝરલેન્ડનો આખો જવલંત ઇતિહાસ આ પુસ્તકને પાને પાને સિંચેલો જોશો. પ્રજાસત્તાકનાં દીવસો પહેલાં પરદેશી સરકારે વરસાવેલો અસહ્ય અત્યાચાર, દેશભક્તોને ઠેરઠેર આપેલી ફાંસીઓ અને દેશભરમાં રેલાવેલી લોહીની નદીઓ એ બધું કરવા છતાંએ **સ્વીસ પ્રજાએ** પરદેશી સરકારને ઉથલાવી નાંખી અને પોતાનો સ્વતંત્રતાનો ઝુંડો ફરકાવ્યો એ આખો ઇતિહાસ જ્યારે તમો વાંચશો ત્યારે તમારા હૃદયનાં પડદાઓ ચિરાઇ જશે ને સ્વતંત્રતા મેળવવાનો રસ્તો સુઝી આવશે. **કીંમત રૂ સવા પોષ્ટેજ અલગ.**

દરેક માસે આવાજ પુસ્તકો બહાર પડશે.

**બીજું પુસ્તક પૃષ્ટ ૩૨૫** — **ઈટાલીનો રણયજ્ઞ.** — **સોળ ચિત્રો કીં. રૂ. ૨-૮-૦**

**ગ્રંથમાળાનાં ગ્રાહકને પોણી કીંમતે**

ગ્રાહક થવા માંગનારાએ ફીનો રૂપીઓ એક વી. પી. સાથે વસુલ કરવા જણાવવું.

ગ્રંથમાળાનાં થનાર ગ્રાહકને અમારે ત્યાં નવજીવન, સૌરાષ્ટ્ર, યુગધર્મ, નવયુગ વિગેરે સંસ્થાના પુસ્તકો પાણીનાં મુલ્યે આપી દેવાં છે.

—એક આનાની ટીકીટ બીડી ગ્રંથમાળાની યોજના મંગાવો—

**વર્ધમાન એન્ડ સન્સ.**

પાયધુની, મુંબાઇ. નં. ૩.




## દેશની સ્વતંત્રતાનો ઈતિહાસ

એટલે

## દેશના મહાપુરૂષનું જીવન ચરિત્ર.

આખું હિન્દ જેને પોતાના નેતા તરીકે સ્વીકારે છે,
જેના જીવનની ઝાંખી કાયરને પણ શુરવીર બનાવે છે,
એવો મહાપુરૂષ તો હિંદમાં એકજ છે.

એ યરોડા મહેલ નિવાસી **મહાત્મા ગાંધીજીનું જીવન** વાંચો.

## ( સચિત્ર )

લેખકો:

**જયકૃષ્ણ નાગરદાસ વર્મા,**
બી. એ. એલ એલ. બી; એમ. એસ. સી. ઇકોન. ( લંડન ) વિ.

અને

**" ભાનુચંદ્ર "**

બાલ્યાવસ્થાથી માંડીને યરોડા નિવાસી થતા સુધીના એ ગુજરાતના તપસ્વીના જીવનની ઝાંખી કરાવતું, દેશની સ્વતંત્રતાનો ઇતિહાસ રજુ કરતું અને અસહકારની પ્રવૃતિનું રહસ્ય સમજાવતું ગુજરાતના વિદ્વાનોમાં પ્રશંસા પામેલું, લગભગ ચારસો પાનાનું દળદાર પુસ્તક.
ગાંધીજીની સંખ્યાબંધ છબીઓ સહિત, સુંદર બાંધણી અને પાકું પૂઠું છતાં

**મૂલ્ય રૂપીઆ ચાર.** "ગુણસુંદરી"ના ગ્રાહકો માટે મૂલ્ય રૂ. ૩-૮-૦

મળવાનું ઠેકાણું:

**ગુણમિત્ર સ્ટીમ પ્રેસ, વડોદરા;**

અને



**ગીતા બુકસેલરો પાસેથી.**

# હું કોને વખાણું ?

લેખિકા સૌ. મનોરમા મજમુંદાર.

ચિત્રકાર: શ્રીયુત છોટાલાલ અં. જોશી.

[ ૧ ]

આજ બપોરની હું નવરી પડી. "મહાત્મા ગાંધીજીનું જીવન ચરિત્ર" આજેજ પુરૂં કરી નાંખ્યું હતું. ગુલાબના ફુલનો રૂમાલ પણ ગઇ કાલે ગૂંથાઇને તૈયાર થઇ ગયો હતો. આજના દહાડાનું એક તોલો સુતર પણ કંતાઈ ગયું હતું. એટલે હવે કંઇ નવું કામ કરવાની ઇચ્છા થતી હતી. એટલામાં મારાં બેનપણી પુષ્પાબ્હેન સાંભર્યાં. એમને ઘેર ઘણા દીવસથી હું ગઇ નહોતી. "લાવ્ય આજે ડોકું ઘાલી આવું" કરીને ઉઠી, ને સરોજ બ્હેન, તથા સુમિત્રા બ્હેનને તૈયાર કર્યાં. એ અમારાં પડોશી થતાં હતાં.

મુબાઇમાં ઘણીખરી ચાલીઓમાં એવું હોય છે કે મેડે ઓરડીમાં કોણ રહે છે તે પણ ખબર નથી હોતી, પણ અમારા માળામાં એવું નહોતું. બપોરના વખતે કામકાજ પરવારી સઘળાં બૈરાં પોત પોતાનો રેંટીઓ લાવી લોબીમાં ભેગાં થતાં તથા ત્યાં કાંતવાની હરીફાઇ થતી. તે વખતે સરોજ બ્હેનની નણંદ માલવીકા અમને દરરોજ કઇક ને કંઇ નવું વાંચી સંભળાવતી. આથી દેશ પરદેશના સમાચારો પણ અમે જાણી શકતાં.

પુષ્પાબ્હેનના વર મગનલાલ, સોલીસીટર હતા. દાદરમાં શેઠ વનમાળીદાસના બંગલાનો એક બ્લોક એમણે ભાડે રાખ્યો હતો. બંગલાને કમ્પાઉન્ડ હતો ને કમ્પાઉન્ડમાં બંગલાને ફરતો સુંદર બગીચો હતો. હમે જેવો દરવાજામાં પગ મૂકયો. કે તરત પુષ્પાબ્હેનની છોકરી સામી મળી. એણે લાલ બુટ્ટીનો રેશમી ચણીઓ પહેરેલો હતો. ચણીયાને રૂપેરી કોર ચોઢેલી હતી. એના ઉપર ધોળી છીંટનો ગંદો કબજો હતો. વાળ સવારે ઓળેલા હશે. પણ અત્યારે આગળ લટો ઉડતી હતી. હાથ પગે મેલ ખૂબ ચોંટેલો હતો. એને જોઇને મને સુગ ચઢી.

બગીચામાં ગુલાબનાં ફુલો ખીલી રહ્યાં હતાં. મોગરાની સુગંધ મ્હેકી રહી હતી. ગુલાબનો કયારો પણ આ બે કયારાની પાસેજ હતો. કયારાની કોર છોકરાંના કુદવાથી ભાંગી ગઇ હતી અને અંદરથી પાણી વહી ઓટલાના પગથીઆં આગળ ભેગું થયું હતું. વળી ત્યાં જ કાગળના ઝીણા ઝીણા ટુકડા પડેલા હતા. ઘરમાંથી નકામો કાગળ ફાડીને નાંખ્યો હશે તેની એ કાપલીઓ હતી. કયારામાં પણ એ કકડા પડેલા હતા.

આ બધું હું જોતી હતી, એટલામાં પુષ્પાબ્હેન સામાં આવ્યાં. અમારે મળ્યે ઘણા દીવસ થયા હતા એટલે નવી જુની બધી વાતો પેટ ભરીને કરવા એમના ઘરમાં એ લઇ ગયાં. હમે જે કોચ પર બેઠાં હતાં તે કોચ તરતનો આણેલો હોય એમ જણાતું હતું. દીવાનખાનામાં બે ત્રણ ખુરશીઓ પણ તદન નવી ટેબલના સામેના ખૂણામાં પડેલી હતી. એને સરખી રીતે ગોઠવીને મૂકેલી હોત તો

કેવું સારૂં દીવાનખાનું દીપતું હોત ? ટેબલ વાળી ભીંતે એક છબી લટકાવેલી હતી. હું તે જોવા ઉઠી. મગનલાલ, પુષ્પાબ્હેન ને એમનાં છોકરાંની એ છબી હતી. એના પર હાથ મૂકયો ત્યારે હાથે બધી ધૂળ ચોંટી, તે મ્હેં મારા રૂમાલથી સાફ કરી નાંખી.

એટલામાં બારણા આગળ કોઈએ મગનલાલભાઈ છે ? એમ કરીને બૂમ પાડી. પુષ્પાબ્હેને એમને દીવાનખાનામાં બેસવા કહ્યું ને અમે ઉઠી અંદરના ખંડમાં ગયાં. એમને કોચ આણ્યો એટલે જુની ખુરશીને અહીં મૂકી છે. એમણે તો વેચી નાખવા કાઢી હતી. પણ મ્હારા મનમાં કે સમી કરાવીશું તો વાપરવા કામમાં આવશે એટલે મ્હેં એને રાખી છે. ”

ખરેખર, જો પુષ્પાબ્હેને ખુરશી વેચવા દીધો હોત તો સારૂં થાત, કારણ કે એને સુધરાવવા જેટલા પૈસા થાય તેટલાજ પૈસામાં એક નવી ખુરશી આવી શકે. વળી સુધરાવેલી ખુરશી પાછી ટકશે કે નહીં તે પણ એક સવાલ હતો. મ્હારા પગમાં વાગ્યું તે પણ



એક છોકરું થાળી ઉંધી મુકી વેલણથી અવાજ કરતું હતું

અંદર જતાં હતાં એટલામાં મારો પગ એક વસ્તુ સાથે અથડાયો. પુષ્પાબ્હેને દીલગીર થઈને પૂછ્યું, “ તમને બહુ વાગ્યું તો નથી ને ! શું કરીએ અમારી જગ્યા ઓછી છે તે બહુ સંકડાશ પડે છે. વળી જુઓને આ નવી ખુરશી-વાગત નહી ને ઘરમાંથી બીક ઓછી થાત.

અંદર લઇ જઈ મ્હને થોડી વાર ઉભી રાખી. કાંઈ સાદડી જડતી નહોતી. જમીન પર ધૂળ કચરો પડેલો હતો. શાક સુધારેલાં ડાંખળાં, ચોખા દાળનું ઓસામણ, ઇત્ય.

કોલસા, લોટ વગેરે વેર યલું હતુંજ એટલે એના ઉપરજ એમણે સાદડી ખંખેરીને પાથરી. એના પર અમે બેઠાં. એટલામાં પુષ્પાબ્હેન ચ્હા કરવા રસોડામાં ગયાં અહીં બેઠે બેઠે રસોડામાં નજર પડતી હતી. સરોજ બ્હેન તથા સુમિત્રા બ્હેન પહેલીજ વખત અહીં

ધોયલાં કપડાં ખીંટીએ ભરવવાને બદલે એનો ભેગો ઢગલો જૂના કોચ ઉપર પડેલો હતો. એક છાજલી પર શીશીઓ પડેલી હતી. એમાં કેટલીક ભરેલી ને કેટલીક ખાલી, કેટલીક ઉભીને કેટલીક આડી પડેલી હતી. એના પર પણ ધુળનો શુમાર ન હતો.



છોકરાં અમારી પાસે આવીને બેઠાં. બન્ને ડાહ્યાં ને શાન્ત લાગ્યાં.

આવ્યાં હતાં. એટલે એ આટલી વાર મુંગાંજ બેશી રહ્યાં હતાં હવે અમે એકલાં પડયાં અને પુષ્પાબ્હેનની ગૃહવ્યવસ્થાનું નિરિક્ષણ કરવા મંડયાં. અમે જે ઓરડામાં બેઠાં હતાં તે ઓરડામાં ભીંતો પર ખીલીઓ ખૂબ હતી પણ તેમાંની ઘણી ખરી ખાલી હતી. મેલાંને

લુગડાંની પેટીઓ પણ બરોબર મૂકી નહોતી. અડધી, ઉઘાડી, આધી વાસેલી એવી પડી હતી. બારીઓ ઉપર ભાંગેલો તૂટેલો સામાન મૂકયો હતો આ રૂમમાં બેસતાં મન આનંદમાં આવવાને બદલે ગુંગળામણ થતી હતી.

રસોડામાં છાજલીઓ ખાલી હતી ને

વાસણ રસ્તામાં પડ્યાં હતાં. એક છોકરૂં થાળી ઉંધી મુકી વેલણથી અવાજ કરતું હતું ને અવાજ સાંભળી હરખથી કુદતું ને ખુશે પાડતું હતું. સવારે શાકમાં વઘાર કરવા ઉતારેલા મશાલાના ડાબલા નીચેજ પડ્યા હતાં. તાંબાનાં વાસણ કાટથી કાબર-ચીતરાં થઇ રહ્યાં હતાં.

આ બધું અમે જોતા હતાં એટલામાં નોકર આવીને દીવો મૂકી ગયો પાછળ પુષ્પા બ્હેન ચ્હાના પ્યાલા લઇને આવ્યાં. એમની છોકરી હાથમાં શક્કરપારાની રકાબીઓ લાવી. અમે ચ્હા શક્કરપારાને ઇનસાફ આપવા મંડ્યો. સરોજબ્હેનના શક્કરપારામાંથી એક મરેલો મંકોડો નીકળ્યો. ખાંડ જોયા વગર ઉતાવળમાં નાંખેલી એટલે આવી ગયેલો. એટલામાં ન્હાનો મધુકર, " બા ! મ્હોટાભાઇ આવ્યા " એમ કહેતો દોડતો આવતો હતો તેનો પગ ચટાઇના એક ફાટેલા ખૂણામાં ભરાયો ને એ પડ્યો. બધાના પ્યાલા ઢોળાઇ ગયા. પુષ્પાબ્હેન બિચારાં રડવા જેવાં થઇ ગયાં. અમે એમને શાંત પાડ્યાં ને પછી પાન સોપારી લઇ વિદાય થયાં.

[ ૨ ]

બીજે દિવસે સાંજે પાંચ વાગ્યે? — ઘણાં દિવસમાં અમને સાવિત્રીબ્હેનનો ભેટો થયો. સાવિત્રીબ્હેન અને હું નિશાળમાં સાથે ભણતાં. એમણે પૂછ્યું, " કેમ ક્યાં જઇ આવ્યાં ? " " પુષ્પાબ્હેનને ત્યાં " મ્હેં કહ્યું. " હાસ્તો બા, આ બ્હેન-પણી શાની સાંભરે ! બીજાને ત્યાં જવાય ને એમ કહી કહીને કુચો વળી જાયએ તોયે તમે શાનાં સાંભળો ? અમે ગરીબ એટલે અમને બધાંયે ટાળી મૂકે." આ કહું કહેતાં કહેતાં એમની આંખમાં આંસુ આવી ગયાં, એટલે એમને જેમ તેમ કરી સમજાવ્યાં ને બીજે દિવસે એમને ત્યાં જવાનું વચન આપ્યું.

બીજે દિવસે બપોરે વળી પાછાં વ્હેલાં પરવારી હમે નીકળ્યાં. સાવિત્રીબ્હેન પરેલમાં રહેતાં હતાં. એમની ડબલ રૂમ, નાની પણ સ્વચ્છ હતી. આંગણામાંજ રંગોળી પૂરી સાથીઓ કાઢેલો હતો. દરેક બારી બારણાં પર જુદી જુદી જાતની આકૃતિવાળાં તોરણો લટકાવેલાં હતાં. એમાં બે તોરણો શંખલાનાં ભરેલાં હતાં. એક પડદો કાચની ભુંગળીઓને બદલે બરૂની ભુંગળીઓનો ભરેલો હતો. એમાં સામ સામી બે ગાયો ભરેલી હતી મને એ બહુ ગમી ગયો. મેં કહ્યું, સાવિત્રી બ્હેન આ પડદો બહુ સરસ છે. એ તમે ભર્યો ? મને એવો શિખવાડશો ? "

" હા બ્હેન ! એમાં મને શું ભાર પડી જવાનો હતો ? તમારે કાચની ભુંગળીઓ લાવવી હોય તો તે લેતાં આવજો. અમને તો એ ક્યાંથી પોસાય ? અમે તો બરૂ આણીયે છીયે. બરૂને જેવાં રંગવાં હોય તેવાં રંગી શકાય છે અને એ બહુ સસ્તાં પડે છે. આ શંખલાએ ચાર આને શેર મળે છે. એક શેરમાં બે મોટાં તોરણ થાય છે. હમે મોતી બોતીનો ખર્ચ શી રીતે કરીએ ? જુવોને, તમારા બનેવીને પોણોસોનો પગાર મળે છે. વળી આ બે છોકરાંને ભણાવવાનું ખર્ચ ઉપાડવું. આ તો આપણને શોખ હોય તો થોડા ખર્ચમાં પણ કરકસર કરી આવું તેવું કરી શકીયે ખરાં "

"આવો પડદો તો મેં દસમી વાર ભર્યો. મ્હેં પહેલા પડદામાં સસલાં કાઢ્યાં હતાં. હમારી સામે પેલા સોરાબજી શેઠ રહે છે તેમનાં માયજીને એ બહુ ગમી ગયો, અને એમણે માગી લીધો. એમનું જોઇને એમનાં બીજાં ઓળખીતાં પારસી બૈરાં પણ આવ્યાં ને જુદાં જુદાં ચીત્રો ચોડી આપવા કહ્યું. મ્હેં એકંદર નવ પડદા બાપો. એમાંથી મ્હને ઉપજ પણ ઠીક થઇ. દર મહીને દસ દસ

રૂપીઆ મળવા લાગ્યા અને ઘરનો મશાલો વગેરે એ પૈસાથી ભરાયું. ”

ખરેખર, સાવિત્રિબ્હેનની રૂમ જો કે નાની હતી પણ ઘણીજ સ્વચ્છ હતી. ખુણા ખાંચરા પણ ચોકખા ને ઝાળાંનું તો નામ નિશાને નહોતું. બધી વસ્તુઓ વ્યવસ્થિત અને પોતપોતાની જગાએ ગોઠવાયલી હતી. એમને ત્યાં ઘાટી નહોતો, તે છતાં બધાં વાસણો ચકચકીત હતાં. એમનું રસોડું એવું સ્વચ્છ હતું કે ત્યાંથી ઉઠવાનું મનજ થાય નહી હમે ગયાં ત્યારે એક બાજુએ બેસી છોકરાં એક બેકને ભણાવતાં હતાં. છોકરાંને ઉજળાં દૂધ જેવાં શુભ્ર ખાદીનાં વસ્ત્રો પહેરાવેલાં હતાં. એ પવિત્ર સફેદ અને ગુલામીનો દોર કાપનાર ખાદી કોને નથી દીપાવતી ? છોકરાં ભણી રહ્યાં એટલે અમારી પાસે આવીને બેઠાં. બને શાન્ત અને ડાહ્યાં લાગ્યાં.

સાંજના સાડા પાંચ થયા એટલે કનુ ઉઠયો ને શાક લેવા ગયો. સાવિત્રી બ્હેનને ઘણી ના કહ્યાં છતાં એ લીંબુનું શરબત ને ચેવડો કરી લાવ્યાં. પછી કંઇ ઇન્સાફ આપ્યા વગર ચાલે ? સાવિત્રીબ્હેને અનસુયા પાસે થોડાંક ગીતો, શ્લોકો વગેરે ગવરાવ્યું. ગીતો પણ સ્વદેશ-ભાવનાને મૂર્ત કરે એવાં હતાં.

પછી અમે સામું આમંત્રણ આપી રજા લીધી. સરોજ બ્હેન તથા સુમિત્રા બ્હેન આજ પણ મારી સાથે આવ્યાં હતાં. ખરેખર, પરેલમાં અને તે પણ મીલોના ધુમાડા વચ્ચે, જ્યાં દરરોજ કોલસાની કાળી કીટી ઉડતી હોય, તેવી જગાએ રૂમ આટલી બધી ચોખ્ખી રાખવા માટે અમે સાવિત્રીબ્હેનને ધન્યવાદ આપ્યો.

સુમિત્રા બ્હેને રસ્તામાં કહ્યું, " બ્હેન ! ઘર ગમે એવું મોટું યા નાનું હોય, પૈસા ને નોકર ચાકર હોય કે ન હોય, તો પણ આપણને પોતાનેજ જો ચીવટ હોય તોજ બધું વ્યવસ્થીત રહે. ”

અકસ્માત મ્હારાથી બોલી જવાયું, " બ્હેન ! કહેશો, હું કોને વખાણું ? પુષ્પા બ્હેનને કે સાવિત્રી બ્હેનને. ? ”





# વિજયા દશમી.



લેખિકા: સૌ. દીપકબા દેસાઇ.

વસંતતિલકા :

વસ્ત્રો સુશોભિત ધરી નર નારી આજે,
આપે સુવર્ણ શમિપત્રનું જો ! ઉલાસે;
જો ! મેદની સ્થલ સ્થલે મળી છે જનોની;
જો સ્વારી ઠાઠથી ચઢી પુરના પતિની.
શ્રૃંગારીયો સરસ હસ્તિ સુવર્ણ સાજે,
અંબાડીએ કલશ કંચનના વિરાજે;
રાજેન્દ્ર સ્વારી નીકળી શમિ પૂજનાર્થે;
છે વિજયા દશમ કેરૂં સુપર્વ આજે—

અનુષ્ટુપ્ :

આયુધો શમિમાં મૂકી, તરૂ રાજેન્દ્ર પૂજશે,
ઐશ્વર્ય રાજ્યનું એથી, સખિ ! જો વધુ દીપશે.
શમિ પૂજનની રીતિ, રાજાઓમાં શરૂ થઇ;
કાલિદાસે કથા એની, રઘુવંશ મહીં કહી.
કૌત્સ દ્વિજ તણો પુત્ર, કહે માત પિતા કને,
વિદ્યાભ્યાસ કરૂં જૈને, વરતંતુ ઋષિ આશ્રમે આશ્રમે.

શાર્દૂલવિક્રીડિત :

સેવા શુદ્ધ મને કરી, ઋષિ ઋષિપતિનું હૈડું હર્યું !
બંને તો નિજ પુત્રના સમ ગણ્યો, ને જ્ઞાન દીધું ઘણું;
ઘે નિષ્ણાત સુજ્ઞાન મેળવી રહ્યો, વરતંતુનો શિષ્ય એ;
વિદ્યા ચોદ પૂરી થઇ, ઋષિ પદે નામી વદે કૌત્સ એ:—

ઉપજાતિ :

" વિજ્ઞપ્તિ તો તાતજી ! આ સુણોને,
લ્યો દક્ષિણા હો ગુરૂજી ! કંઇ તો,
જતાં ગૃહે રે ! હઇડું દહે છે;
ત્યાં આપની યાદ સદૈવ રે'શે— "

સોરઠા :

" બની શિષ્ય પ્રવિણ, પોતાને મંદિર જતો;
હર્ષ થતો ગુરૂ દીલ, એજ ગુરૂની દક્ષિણા— "

ઇંદ્રવજ્રા : " ત્હમે ગુરૂજી ! ગુરૂભાવ દાખ્યો,
ગુરૂ સહુ આપ સમાન થાશો;
છે આ પરાપૂર્વ તણોજ ધારો;
લૈ દક્ષિણા ઋણ થકી મૂકાવો."

વસંતતિલકા : " જો ! મ્હેં ત્હને શિખવી છે પ્રિય! ચૌદ વિદ્યા,
ત્હેની લઉં તનય ! ક્રોડ સુવર્ણ મુદ્રા;
ચૈ ચૌદ ક્રોડ, વળી એકજ પાસથી એ;
લાવી મ્હને ઝટ હવે પ્રિય શિષ્ય તું દે."

શિખરિણી : બિચારો મૂંઝાયો, કઠિન મળવું એકજ કને,
ભમી પૃથ્વી આખી, ચુકવીશ ખરે ગુરૂ ઋણને;
રઘુરાજા જેવો નૃપતિ મળશે ના. ત્રિભુવને;
અયોધ્યા જાઉંને, વિનતી કરૂં એ રાજવી પદે— "
જુઓ સોહે કેવો, બટુક સમ એ કૌત્સ દ્વિજતો,
વિભૂતિ છે અંગે, શિવ સમ દીપે જ્યોતિ થકી શો !
અને તુંબી પાત્રે જલ ભર્યું, ધર્યું કૌપીન તને;
ફરી જાણે આજે, અવનિ પ્રકટ્યો, વામન શું એ !

અનુષ્ટુપ્ : જઇને રઘુરાજાની, સમીપે કૌત્સ તો વદે;
" શિષ્ય વરતંતુ કેરો હું, નમું રાજેન્દ્રને પદે."

ઉપજાતિ : અપકીર્તિને રાજવી નિંદતા જે,
ધર્મિષ્ઠને કર્ત્તવ્ય જાણતા જે;
અર્ઘ્યાદિથી પૂજન ત્યાં કર્યું ને;
વૃત્તાંત પૂછે પછી કૌત્સને એ—

અનુષ્ટુપ્ : " કુશાગ્ર બુદ્ધિવાળાને, મંત્રના જાણનાર જે;
ઋષિ મંડલ માંહીં તો, વરતંતુ સુ-શ્રેષ્ઠ છે.

ઇંદ્રવજ્રા : " લોકો ગ્રહે જ્ઞાન રવિ પ્રતાપે,
વિદ્યા ભણ્યો જે મુનિવર્ય પાસે;

કે' એ મહર્ષિ સુખી તોજ છે ને?
વિસ્તારીને વત્સ! 'સહુ તું કે' ને—

વસંતતિલકા : " જે ઈંદ્રદેવ તણું ધૈર્ય ખરે! ખૂટાડે,
એવું અખંડ તપ કીધું મુનિવરે જે;
શું તે મહીં શચિપતિ અતિ વિઘ્ન નાંખે?
કે' કે' નથી થયું શું એ તપ ભંગ આજે?

ઉપજાતિ : " કહે સુખી છે હરણાં ઋષિનાં?
ને તીર્થ વારિ પણ શુદ્ધ છે ના?
વરતંતુના શિષ્ય! ત્હને હું જોઈ;
વિદ્યા વિભૂષિત! રહ્યો હું મોહી.

અનુષ્ટુપ્ : " બાલા! જોઇ ત્હને હૈડે, સ્નેહનું ઝરણું ઝરે,
આજ્ઞા શી છે કહે વિપ્ર! પૂરૂં હું તુજ આશ એ."
વાર્તા કૌત્સે કીધી સર્વે, રાય ગદ્દગદ્ તો થયો;
" વિશ્વજીત કરી યજ્ઞો, અરે! નિર્ધન હું બન્યો!
સાષ્ટાંગે પ્રણમીને તો, કૌત્સ કે' " દોષ ના દીસે;
" આપના પૂર્વજો રાજા! સાચા તો વચને દીસે.

વસંતતિલકા : " છે ચક્રવર્તી પદ હે નૃપ! આપનું તો,
દૈ દાન દીન જનને દીન તો બન્યા છો,
વૃદ્ધિ અને ક્ષય થતાં શશિ જેમ સોહે;
એવા નૃપેન્દ્ર નિરખી મન કાં ન મોહે?

અનુષ્ટુપ : " બીજાં સ્થલો મહીં રાજા! જઈ યત્ન કરીશ હું;
મૂઝાઓ ના જરી હૈડે, થાઓ કલ્યાણ આપનું!"

શાલિની : મૂઝાએ છે નૃપતિ એ હૃદેમાં,
આવ્યો શુરૂઋણથી મુક્ત થાવા;
રે! રે! એનું કાર્ય હું-થી ન થાતું;
કીર્તિ જાતાં હું ભલું મૃત્યુ માનું—

અનુષ્ટુપ્ : " વત્સ ! બે દિન દે' આંહીં, કાંઇ તો કરી યુક્તિ હું;
આશા પૂરીશ હું તારી, કરી યુદ્ધ કુબેર શું."

ઈંદ્રવજ્રા : " સૈનિક શૂરા ! ઝટ સજ્જ થાઓ,
ને સૈન્યને સત્વર આંહીં લાવો;"
જોડયા તુરી વિદ્યુત વેગવાળા;
રઘુ વિરાજ્યા રથમાં રૂપાળા.
વસિષ્ઠને મંત્ર ભણી નૃપાલે,
રથે કરી પ્રોક્ષણ જોયું ત્યારે,
શકિત તહીં તો રથ માંહીં આવી;
શું ઉડશે છેકજ આભ માંહીં !

અનુષ્ટુપ્ : જવા સજ્જ થયો રાજા, સેવકે કહ્યું આવીને;
" આભથી વૃષ્ટિ તો થાયે, મહારાજ ! સુવર્ણની."

શિખરિણી : સુવર્ણની મ્હોરો, ગગન મહીંથી ત્યાં વરસતી,
શમિનાં વૃક્ષોની, ઉપર કંઇ જો ! જો ! ખખડતી;
અને પૃથ્વી ત્યાંની, બની ગઇ શું સુવર્ણ વરણી !
જુવે આશ્ચર્યે સૌ, સરસ શી બની આજ ધરણી !

વસંતતિલકા : ત્યાં કૌત્સને કર ગ્રહી રઘુરાજ લાવ્યા,
" વરતંતુ શિષ્ય ! પૂર તું અભિલાષ ત્હારા;"
જો ! આ સુવર્ણ તણી મ્હોર તણા ઢગો આ,
જા દે ગુરૂપદ અને ઋણમુક્ત તું થા—"

અનુષ્ટુપ્ : સેંકડો ઉંટને અશ્વો, સુવર્ણે ભરવા દીધાં;
" રાજેન્દ્ર ! આપના જેવું, કરે કોણજ પૃથ્વીમાં ?"

વંશસ્થ : " નૃપેન્દ્ર ! ત્હારી ભૂમિ તો મતેથી આ,
છે કામદુધા નવ કૈં વિચિત્રતા;
થો કારમો તુજ પ્રભાવ તો દીસે;
જે આભથી ઇચ્છિત તુંજ મેળવે !"

અનુષ્ટુપ્ : " આશિર્વાદ દઉં રાજા ! તારા સમ ગુણવાન તો;
પુત્ર રત્ન ત્હને થાશે રઘુકુલ તણો દીવો."
ગુરૂજી પાસ કૌત્સે તો, વાળ્યો ઢગ સુવર્ણનો;
" ધન્ય કૌત્સ ત્હને આજે; શિષ્ય તું માહરો ખરો !

વસંતતિલકા : " એ ચૌદ ક્રોડ થકી ના વધુ હું લઉં તો,
ખુશીથી આપું બીજી લે પ્રિય શિષ્ય ! તું તો;
કે' કૌત્સ " હું પણ ન એ મમ પાસ રાખું;
ઉદાર એ રઘુપદે જઇને સમર્પું."

અનુષ્ટુપ્ : "રઘુરાજા વદે વિપ્ર ! ના મ્હારે લેવી એ ઘટે;
મળી જ્યાંથી તહીં પાછી, મૂકો એ શમિની નીચે—

ઉપજાતિ : પડો વગાડયો પછી પુર માંહિ,
સુવર્ણ લૈ જાવ કહ્યું પ્રજાને;
તે દિનથી રીત પ્રચાર પામે,
સુવર્ણ માને શમિપર્ણ આજે.

અનુષ્ટુપ્ : શમિને પૂજીને લોકો, આકાંક્ષા જયની કરે;
હેમ તુલ્ય શમિપર્ણો, સ્નેહીના કરમાં ધરે.



# કેવી સ્ત્રી ગમે ?

લેખિકાઃ સૌ. બ્હેન લીલાવતી.
ચિત્રકારઃ શ્રીમાન્ પુરૂષોત્તમ

કેવી સ્ત્રી ગમે ?

કોઇ એવો યુવક બતાવશો કે જેણે આ પ્રશ્ન નહી ચર્ચ્યો હોય ?

કૉલેજના લૉનમાં કે નદીપરની રેતીમાં, ઉછળતા દરીઆ સ્હામે ગંડેરી ખાતા કે ઓરડીમાં બેસી અભ્યાસ કરતા કોઇ એવા ભલાભાઈ હશે કે જેણે આ પ્રશ્નનો કદી વિચારજ ન કર્યો હોય ? દશબાર યુવકોનું ટોળું મળ્યું હોય અને આ પ્રશ્ન ચર્ચાતો હોય ત્યાં કેટલાં હૈયાં તરફડી ઉડતાં હશે ? પરણેલામાં થી ઘણા છાના નિઃશ્વાસ મુકે અને કોઇક ભાગ્યશાળીનર અભિમાન લે. કુંવારા એ બીચારા વાત સાંભળતાં સાંભળતાં ફૂટી પડતા હૈયાને મહા મહેનતે હાથમાં રાખતા હોય. વિવાહીતો 'એ કેવી હશે ?' એ વિચારે કદીક ઝાંખી ઝાંખી જોએલી એવી કો કન્યાનાં સ્મરણો આણી તેમાં મનમાનતાં રંગો પુરતા હોય–એ સ્થિતિનો અનુભવ ભાગ્યેજ કોઇને થયાં વિના રહ્યો હશે.



મ્હોટા ચાંલ્લાવાળી, કાંટાવાળી, કૃષ્ણવર્ણી, ગોરી મળી હોય

પણ દરેકની રૂચી આ વિષયમાં એક સરખી નથી હોતી. કોઇને ગરવી ગામડીઅણ પણ હોંસીલી ને સ્હોજીલી હોય તો ચાલે. કોઇને ઘઉંવર્ણી ગજગામીની હોય તો અસંતોષ ન રહે. કોઈ પુસ્તક રસીઆને તો કુમુદસુંદરી કે મંજરી હોય તોજ સંસાર સ્મશાન થતો અટકે, અને કોઇ શર્લેનાં સ્વપ્નાં જોનારને તો આપણામાં કોઇ એવી પાકવાની જ નથી, એમ ધારી એના અભાવે એવા ઉદાસીન થઇ જાય કે એમને તો મ્હોટા ચાંલ્લાવાળી, કાંટાવાળી, કૃષ્ણવર્ણી ગોરી મળી હોય કે સુક્લકડી, ચશ્માવાળી, લોહીના અભાવે

ચંપકવર્ણી લાગતી કેળવાયલી કાન્તા મળી હોય, એમને તો પહેલેથી છેલ્લે સુધીની type ચાલી શકે. જેમને એમની લાયકાત કરતાં સારી સ્ત્રી મળી હોય તે માલીકીના હકકથી છાતી ફુલાવી ઘરમાં પાળેલા ગાય ઘોડાની માફક વહુનાયે ગુણગાન ગાય, કે અદેખાઇ ને અસંતોષના ચેપથી દુર્બળ થતા જાય. જેઓ પોતાની લાયકાત કરતાં ઉતરતી પત્નિ મળી છે એમ માનતા હોય તે ઉપકાર કરતા હોય તેમ તેને સુધારવાનો પ્રયત્ન કરે, કે પોતે ઘણી ઊંચી દુનીઆના વાસી છે એમ માની એના સ્હામું જોવાની તસ્દી પણ ના લે. આ વિષયમાં જેટલા રૂચીભેદ તેટલા જ પ્રકારભેદ.

પણ પ્રશ્ન તો ઉભોજ રહ્યો. કેવી સ્ત્રી ગમે ?

અપૂર્વ સ્ત્રીને (કોઇ હજુ પાકી નથી ) નીરખી રહેવાય. સ્વરૂપવાન હોય તો દગભર જોવાય. મનોહર હોય તો બે મીઠી વાત કરવાનું મન થાય. કુશળ હોય તો વખાણ કરાય. નમ્ર હોય તો દયા કે દોર ગમે તે દેખાડી શકાય. રસિક હોય તો તેના સ્વપ્ના જોવાય. બુદ્ધિશાળી હોય તો શંકા રખાય કે ટીકા કરાય. કલાવાન હોય ( થોડાં હાર્મોનીયમ પર ગાણન આવડતા હોય કે ડ્રોઇંગમાં લેરો પવાલું કે પીંપળાનું પાન ચીતરતાં આવડતું હોય ) તો પ્રશંસા કરાય. ભણેલી સ્ત્રી સાથે ચર્ચા કરવા જઇ શકાય. પ્રતાપી ને અસ્પર્શ્ય લાગતી હોય તો તેને મીજાજી ને તોરી કહેવાનો સંતોષ મળે.

પણ આમ દરેક ગુણોને છુટાં છુટાં વેરો દઇને વિધિએ પોતાની અપૂર્ણતા સાબીત કરી છે એટલું વિષયાંતર કરીને કહેવું પડે છે.



કે સુકલકડી, ચસ્માવાળી, લોહીના અભાવે ચંપકવર્ણી લાગતી કેળવાયલી કાન્તા મળી હોય...

સ્ત્રીમાં સૌંદર્ય હોય તો સૌંદર્યને શણગારવા જોઇએ. શણગારવા માટે પૈસા કમાવા જોઇએ. પૈસા કમાવા માટે મહેનત કરવી પડે. કેટલી વેઠ ?

સ્ત્રી બુદ્ધિશાળી હોય તો તેનાથી પોતાની બુદ્ધિ ઉતરતી ન દેખાય તેની સંભાળ લેવી જોઇએ. તે માટે જ્ઞાન વધારવું જોઇએ. જ્ઞાન વધારવા માટે પરિશ્રમ લેવો પડે. એમાંયે દુખ તો ખરૂંજ.

સ્ત્રી સમાજસેવક હોય તો પોતાનાં દરેક કૃત્યો માટે તેના રાત્રીભાષણો સાંભળવા પડે. તેના ફંડમાં પૈસા ભરવા પડે. જાહેરમાં તેની ઓથે મને કમને ઉભાં રહેવું પડે; અને આવી સારી પત્નિના લાયકાત વગરના વરમાં ખપવું પડે. તે તો ન પરવડે.

સ્ત્રી લેખક કે વક્તા હોય તો દરેક સ્થળે " ફલાણી બ્હેનના વર ' તરીકે ઓળખાવું પડે. એ પોતાની ખ્યાતિ ટકાવી શકે માટે એના સમય પર ત્રાપ ન મરાય, ને તેથી સગવડોનો ભોગ આપવો પડે. તે તો કેમજ પોષાય ?

આમ દરેક ગુણવાળી પત્નીના પતિ થતાં કંઇને કંઈ અગવડ' તો વેઠવીજ પડે. સૌંદર્યવતી પત્નીને જોઈ કોઈ તેના પર મોહાઇ જાય તે ભય; કદરૂપી પત્નીથી મિત્રમંડળમાં શરમાવાનો ભય; કોડીલીનાં કોડ પુરવા સદા સજ્જ રહેવું પડે; કોડ વિનાની સાથે અવતાર ધૂળ થઇ જાય. બહુ ધાર્મિક હોય તો સ્હેજ સ્હેજ વાતમાં સુગાઇ જાય. ધર્મ ન પાળનારી હોય તો ધોંતેરપેઢીના પૂર્વજો કમકમી ઉઠે. કમાઇ શકે એવી હોય તો રોફ મારે. ન કમાઇ શકે તેવીને માટે સદા ફીકર કર્યા કરવી પડે. ભણેલીને અભિમાન હોય; વગર ભણેલીમાં અંતર સમજવાની અશક્તિ હોય. લજામણીના છોડ જેવી લાજુલાડી ઘડી ઘડી શરમાઇ જાય કે કરમાઇ જાય. લાજ વિનાની હોય તો પોતાના એ હાલ થાય. આમ સ્ત્રીનાં દરેક ગુણ અવગુણમાં ગુલાબ બાવળ જેવા કાંટા પ્રકૃતિએ સર્જેલાજ છે. કેવી સ્ત્રી ગમે ? એ પ્રશ્ન જેટલોજ તેનો ઉત્તર સહેલો નથી.



સ્વરૂપવાન હોય તો હમબર જોવાય.

મારી સલાહ માનો તો કેવી સ્ત્રી ગમે ? એ પ્રશ્નજ કોઇએ પોતાની જાતને કદી પુછવો નહીં. મન ગમતી મળે તો માથે ચ્હડાવવી. અણગમતી મળે તો તમારે મારી મ્હોં લાલ રાખવું ને પછી ગાવું કે " સંસારનો મારગ છે શૂરાનો નહી કાયરનું કામ જો ને." અથવા પગ પછાડી કહેવું કે " ડગલું ના હઠવું ના હઠવું." અણગમતી પત્ની મળે ત્યારે આમ ગાઇને સંસાર તરવાનો જુનો સંપ્રદાય છે નરસિંહ મહેતાએ ભલાં માણેકબાઇને જોઇ ભજન આરંભ્યાં અને સંત તુકારામે વૈરીથી ત્રાસીને ગીત ગાયાં ને અમર થઇ ગયા. હાલ દેશ સેવાના જમાનામાં દેશભક્તિનાં પદ ગા ઇ ને ન ગમતી પત્નીના વિચારમાંથી આત્માને શાંતિ મળશે. કાનમાં કહું છું: હાલના બધા દેશસેવકોને એમની પત્નિઓ ' વ્હાલા ' કહી બોલાવતી નથી તેજ કારણે તેમણે દેશ સેવા આરંભીછે.

---

ભોંઠો પડી જશે, ગળગળો થઈ જશે અને તરતજ સાચો ભાવ કહી દેશે ! તમે ઉઘરાણી કરનારા મ્હેતાજી હો તો હઠીલા ઘરાક પાસેથી નાણા ઓકાવવાનો સારામાં સારો નુસખો એ રૂદન જ છે !

રાજદારી બાબતોમાં પણ એ ઉપાય રામબાણ છે. અરે ! એ રાજદારી ચળવળોમાં અત્યાર સુધી આપણે આકટેટ અરણ્ય રૂદન નથી કર્યું ? એ આકટેટ રૂદન કર્યું એટલેજ જોઈએ તેવી ફતેહ હજી નથી મળી; એટલેજ બ્રિટિશ પાર્લામેંટ કહે છેઃ " બેટા ! મોટા થા, પછી પરણાવીશું ". જરા વિચાર તો કરો કે ત્રીસ કરોડની પ્રજા એક સામટો ઠડવો મુકે તો બ્રિટનને શું પણ બ્રિટનના બાપને ય સ્વરાજ્ય આપવુ પડે ! વડી ધારાસભામાં સર માલ્કમ હેલીને વિનતિ ન કરો ! એ જબરા ગોરા મુત્સદ્દીઓ તમારા જેવા કેટલાકને ખીસ્સામાં મુકી દે તેવા છે. પણ જો બરોબર કામ સાધવું હોય તો માથે હાથ દઈ " ઓ બાપલીઆરે ! " કહી બધા ય સામટા પોકે પોક રડવા લાગો અને જેમ છોકરૂં કળ ખાઈ ખાઈને રૂએ છે તેમ ભેંકડો તાણીને રૂઓ, ડુસકાં ભરી ભરીને રૂઓ, બોર બોર જેવડાં આંસુ પાડીને રૂઓ. સર માલ્કમ તરતજ તમારી પાસે દોડી આવશે અને લાગણીથી પૂછશેઃ " અલ્યાઓ ! કેમ રડો છો ! તમારે શું જોઈએ છે ! "



" પચાસ રૂપીઆમાં પૂરૂં નથી થતું રે ! " એમ પરાણપોક મુકતાં આવડે તો બેડો પાર !

તમારે રડતાં રડતાંજ કહેવું કે, " નિમક-વેરો કાઢી નાંખો ! " એ તરતજ દોડતો દોડતો આઇઝેક ( વાઇસરોય-લોર્ડ રેડીંગ ) પાસે જશે અને તમારા વતી કાકલુદી કરી એ વેરો કાઢી નંખાવશે !

કોર્ટોમાં પણ તમે જોયું હશે કે સાક્ષીના પીંજરામાં જુબાની આપતાં રડી પડનાર પક્ષકાર કોર્ટ ઉપર બહુ સારી અસર કરી શકે છે અને મોટે ભાગે જીતીનેજ આવે છે. વકીલો પણ હાલની જેમ દલીલ કરવાનું છોડી દઈ પોકળ સાદથી રડતાં શીખશે તો હાલની હૈયાસુની અદાલતોમાં અશ્રુબીનાં પવિત્ર વાતાવરણનું સામ્રાજ્ય થશે !

પેલો રાજવી કવિ કલાપિ કહી ગયો છે કે " રોવું એ તો નબળાઇ છે." મુર્ખો ક્યાંનો ! એને શું ભાન કે રોવામાં શી શી ખુબીઓ રહેલી છે ? અઠ્ઠાવીસ વર્ષની ટુંકી જીંદગીમાં એ બિચારાને એવી અણમૂલી બાબતોના અનુભવ ક્યાંથી હોય ! રોવું એ તો ખરા મુત્સદ્દીનું મોટામાં મોટું શસ્ત્ર છે અને તેય વળી અહિંસાત્મક ! તલવાર બંદુક કે તોપો એની આગળ પાણી ભરે ! અને રોવું એ સ્ત્રીઓની તો ખાસ શોભા છે. કાળી કાળી આંખલડીમાં અશ્રુબિંદુઓ ઝળકે તેથી તો લલિત કવિ જેવા વારી વારી જાય ! હરણ જેવી સુંદર આંખોની

કિનારી ઉપર મોતી જેવું અશ્રુનું નાનકડું ટીપું વળગ્યું હોય એ એક અદ્ભૂત દેખાવ છે. એટલો અદ્ભૂત કે એ જોવાને ખાતરજ રામાઓને ઘડીવાર રડાવવાની ઇચ્છા થાય ! ચ્હેરો સુંદર હોય તો એ અશ્રુની ધારા પણ શોભી ઉઠે. અને આરસપ્હાણની ફરસબંધીમાંથી સ્ફટિકમણી જેવું પાણીનું ઝરણું વ્હેતું હોય તેવું કંઇક લાગે. પણ જો તમારો વાન જરા શામળો હોય તો આંખમાં બિંદુડાં ઝળકે ત્યાં સુધીજ રડજો; ધાર ન ચાલવા દેશો ! કારણ કે કાળા વાનમાં અશ્રુરેખાં કોડીઆમાંથી એરંડીઆના ભીંતે રેલા ચાલ્યા હોય તેવી લાગે છે !

જરા મન કચવાયું હોય, બિલાડીએ દૂધ ઢોળી નાંખ્યું હોય અને સાસુ, નણંદ કે પતિ શું શું કરી નાંખશે તેની ચિંતા હોય તો ગભરાશો નહિ. રસોડાના ખૂણામાં બેસી જરા રોઇ લેજો; દિલ હળવું થશે અને શું રસ્તો લેવો તે તરત સુઝશે. ઘેર મ્હેમાન આવ્યા હોય અને ભૂલમાં તમારાથી દાળમાં મીઠું જરા વધારે પડી ગયું હોય તો ગભરાવાની કંઈ પણ જરૂર નથી. પેલા જમનારાઓ સાંભળે તેમ મંદ મંદ સ્વરે રૂદન શરૂ કરજો. રડવાનું કારણ જાણતાં સુજ્ઞ પરોણાઓ જરા પણ ચું કે ચાં કર્યાં વિના જમી લેશે. અરે ! જો લાગણીવાળા હશે તો ઉલ્ટા તમારી રસોઇનાં વખાણ કરશે; એજ ખારી દાળમાં તેમને અમૃતનો સ્વાદ જણાશે. આખરે અમૃત પણ ખારા સમુદ્રમાંથીજ નીકળેલું કેની ?

ચિંતાની દવા તરીકે આપણે રૂદનનો ઉપયોગ જોઇ ગયા. યુદ્ધના આયુધ તરીકે તેનો વિચાર કરીએ. નણંદ જોડે જરા બોલાચાલી થઇ કે જેઠાણી જોડે કજીઓ થયો અને વાગ્યુદ્ધમાં તમે હારી ગયાં; જુવારની ધાણી ફુટે તેમ નણંદ કે જેઠાણીની મુખ રૂપી ભઠ્ઠીમાંથી કડવા કડવા શબ્દો એક પછી એક નીકળવા ચાલુ જ હોય. તમે પણ થોડો વખત પીંજારાની તાંતની જેમ એકની એક પીંજણ ચલાવ્યા કરી પણ ન ફાવ્યાં. કાંઇ ફિકર નહિ. નિરાશ ન થશો. હજી એક ઉપાય— રામબાણ ઉપાય બાકી છે. ઘુમટો તાણી આખું ઘર તો શું પણ આખું ગામ જાણે તેમ પોકે પોક મુકીને રડો. એ રીતે રડતાં રડતાંજ તમારી કવિત્વ શક્તિની

ચ્હેરો સુંદર હોય તો એ અશ્રુની ધારા પર શોભી ઉઠે અને......

ખાત્રી આપજો. જેઠાણીની નિર્દયતા અને તમારી નિર્દોષતા, એ લોહી ચુસનારી છે, ને તમે ઘેટા જેવા નરમ છો, એમ સ્પષ્ટ શબ્દોમાં રૂદનના તાલ માપ સાથે બનાવી આપજો. એ જેઠાણીની તો શું પણ તેના માબાપની, તેની સાતે પેઢીની અને તમારા જેઠની પણ સુંદર અષ્ટકમાં જેટલી ખબર લેવી હોય તેટલી લઇ શકશો. આડોશીપાડોશી તમારી નિર્દોષતા પર કદાચ વિશ્વાસ નહિ મુકે, તમારા રૂદનને કદાચ ફેલ માનશે, પરંતુ તમે જે વાતો બહાર પાડશો તેમાં રસ લઇ જરૂર તમારા તરફ દીલસોજી બતાવશે!

સાસુને પાષાણ હૃદયની જાહેર કરવા માટે, નાતના જમણમા ગયાં હો ત્યાં પોતાના છોકરાને ઠીકો મારી કે ચુંટીઓ ખણી મોટેથી રડી રડાવી એ સાસુડી પર વૈર લઇ શકાય. કોઇ સગાંને ત્યાં પ્રસંગપર ગયાં હો અને કોઇ કારણે તમને ઓછું આવે તો તેના માંડવા નીચેજ પોકળ સાદની ધુની જગાવી તેનો ભવાડો કરી, તેની શુધબુધ ઠેકાણે લાવી શકશો!

પતિના કંઇ વાંકમાં આવ્યા હો અને એ ગુસ્સે થઇ બોલે તે પ્હેલાંજ કલાકેક આગમચ રૂદન કરી કરૂણરસની આબાદ જમાવટ કરી હશે તો એ રસમાં પીગળી ગયેલ એ બિચારો રૌદ્ર કે ભયાનક રસની છાયા મુખ પર કદી ધારણ નહિ કરી શકે! તેમજ વારતહેવારે સુંદર વસ્ત્રો કે આભુષણો જોઇતાં હોય તો તે મેળવવા માટે રૂદનજ સૌથી સારો, સરતો, સ્હેલો ને સીધો ઉપાય છે.



કારણ કે કાળા વાનમાં અશ્રુરેખા કોઠીઆમાંથી એરંડી આના ભીંતે રેલા ચાલ્યા હોય તેવી લાગે છે।

પણ એ બાબતમાં બહુ સાવચેતી રાખવી જોઇએ અને બુદ્ધિપુર્વક રચના કરવી જોઇએ. નહિ તો કેટલાક જડભરત, અરસિક, રોવાની કળાની યથાર્થ ખુબી નહિ જાણનાર પતિઓને લાકડીનો ઉપયોગ પત્નીના વાંસાપર કરી જોવાને બહુ ખરાબ ટેવ પડી હોય છે' તમારે એ આકર્ષક પ્રયોગમાંથી બચવું હોય અને ખરેખર વિજયજ મેળવવો હોય તો મીઠી વ્હાલભરી વાતો કરી એ ધણી નામના પ્રાણીને રીઝવો અને એ બરોબર રીઝાય એટલે ગેલમાં આવી ઓચિંતા ડુસકે ડુસકે રડવા માંડો. " હમણાંજ આનંદ ને ગેલ કરતી હતી અને આ એકાએક શું થઇ ગયું" એવી વમાસણમાં એ પડી જશે, એને થોડીવાર મુંઝાવા દયો. એકદમ ખુલાસો ન કરી દેશો. વ્હાલથી કલાવી પટાવીને પૂછે ત્યારે અડધેક કલાકે " ઉહું, ઉહું " કરતાં ડુસકાં

લેતાં લેતાં તમારી ઇચ્છિત વસ્તુનું નામ કહેજો તુરતજ લેવા દોડશે, રાતનો સમય હશે અને બજાર બંધ થઇ ગયા હશે તો 'સવાર ક્યારે પડે ?' એ ચિંતામાં એ બિચારાને ઉંઘ પણ નહિ આવે !

જુદા જુદા પ્રકારના અર્થ સાધવા માટે જુદા જુદા પ્રકારનું રૂદન શાસ્ત્રકારોએ નક્કી કરેલું છે. જેમ કેટલાક નાટકો શ્રાવ્યજ (સાંભળી શકાય એવાંજ) હોય છે, કેટલાંક દ્રશ્ય (જોઈ શકાય એવાં) જ હોય છે અને કેટલાંક શ્રાવ્ય અને દ્રસ્ય બન્ને હોય છે. તેમ રૂદનમાં પણ જુદા જુદા પ્રકાર છે. રૂદન એકલું દ્દષ્ટિગોચર (આંખે જોઇ શકાય તેવું) કે એકલું કર્ણગોચર (કાને સાંભળી શકાય પણ આંખે જોઇ ન શકાય તેવું) હોઈ શકે. તેમજ દ્રષ્ટિગોચર અને કર્ણગોચર બન્ને તત્વોવાળું હોય પણ કરી શકાય દષ્ટિ-ગોચર રૂદનમાં આંસુડાજ ટપકે, અવાજ ન થાય. માત્ર કર્ણગોચર રૂદનમાં અવાજ થાય પણ આંસુડાં ન ટપકે. એક પ્રકારનું રૂદન એવું હોય છે કે જે કાને સાંભળી ન શકાય કે આંખે જોઇ પણ ન શકાય હ્રદયજ માત્ર અંદર રડતું હોય, બીજાને ખબર ન પડે. મજબૂત હ્રદયના માણસો જેઓ "રાવું એ નબળાઇ છે." એમ સમજે છે તેઓ કોઇ સખ્ત આઘાત થાય એવા શોકનો અનુભવ થતાં માત્ર હ્રદયને રડાવીનેજ સંતોષ માને છે.

નાની અજ્ઞાન વહુવારૂઓ સાસરીઆનાં જુલ્મથી ત્રાસી કુવે કે નદી કિનારે જે રૂદન કરે છે તે માત્ર દ્દષ્ટિગોચર હોય છે. સાસુ નણંદના કે દેરાણી જેઠાણીનાં કડવાં વેણ સંભારી સંભારી બિચારીનું હ્રદય ભરાઇ આવે ત્યારે આંસુ આંખમાંથી ટપકવા માંડે, ધારા ચાલવા માંડે. ધણીએ ધમકાવેલી ભોળી અબળા પણ ઘણીવાર આ જાતનું રૂદન કરે છે. કોઈ સાંભળી જાય તો વળી વધારે ત્રાસ સહન કરવો પડે, એ બીકે જરા પણ અવાજ મુખમાંથી નીકળતો નથી. આ રૂદનનો ઉદ્દેશ માત્ર હ્રદયને હળવું કરવાનો હોય છે.

એજ સ્થિતિમાં જો વાતની હદ વધી ગઇ હોય, ત્રાસ અસહ્ય થયો હોય અને ડુમો બહુ ભરાઇ આવે તો કવચિત ડુસકાંનો અ-વાજ મુખમાંથી બ્હાર પણ નીકળી જાય. જરા પાવરધી અને પ્રવિણ થયલી વહુઓ તો મોટે ભાગે દ્દષ્ટિગોચર અને કર્ણગોચર બન્ને પ્રકારનું રૂદન એક સાથેજ કરે છે; ડુસકાં અને હીબકાં ભરવા સાથે આંસુની ધારા ટપકાવે છે; કવચિત પોક પણ મુકે છે. આવા મિશ્રિત રૂદનનો ઉદ્દેશ દીલને હળવું કરવા સાથે સામાને શરમાવવાનો કે ભોંઠા પાડવાનો અને તેમની જગતમાં જાહેરાત કરવાનો હોય છે !

કોઇ બુઢ્ઢું ખખ કે અળખામણું માણસ મરી ગયું હોય અને ન છુટકે સ્મશાને જવું પડે (પુરૂષોને)—કે રોવા કુટવા જવું પડે (સ્ત્રીઓને), ત્યારે જે રૂદન થાય છે તે ફકત કર્ણગોચરજ હોય છે. કારણ કે રડનારા અને રડનારીઓના ચ્હેરા એવે પ્રસંગે દસ-તાજ હોય છે અને તે ધોતીઆ કે સાડલામાં (જેણે જે પ્હેર્યું હોય તેમાં) છુપાવેલા હોય છે !

રૂદન રૂદનમાં પણ તફાવત હોય છે. કળાની દ્દષ્ટિએ જે રડાય તેનું નામ "**રૂદન**". જેમાંથી કોમળ ભાવો નિષ્પન્ન થાય, જેમાં સૌંદર્યની છટા દેખાય, જેમાંથી કવિઓને કંઇને કંઇ કલ્પના ઉદ્દભવે કે પ્રેરણા મળે તેનું નામ રૂદન' ગુલાબની પાંદડીઓપર જેમ ઝાકળ બિંદુઓ ચમકી રહે તેમ બાળાઓના સુરખીભર્યા કપોલોપર મોતી જેવાં ચમકતાં અશ્રુબિંદુઓ રૂદનના સૌંદર્યની પરાકાષ્ઠા છે.

કજીઓ કરવા માટે યા કોઇ ઘરડું ખોખું

ગળડી જતાં પંચમ સુરની મિલાવટથી જે રૂદન થાય તેનું નામ "પોક." પોક મરણ પ્રસંગેજ મુકાય છે, એ ખ્યાલ ખોટો છે. ઘણા માણસો ઘરમાં ચોરી થતાં કે મારવાડી ઉઘરાણીએ આવતાં પોક મુકી શકે છે! આ પ્રકારના રૂદન સાથે અભિનય કળાનો ઉપયોગ પણ સારા પ્રમાણમાં થઇ શકે છે. સાસુ નણંદ સાથે લડતાં લાંબા લાંબા હાથ કરીને કે મરણ પ્રસંગે હાવભાવથી શરીરના કોમળ ભાગોને જરા પણ અડયા કે ઇજા કર્યા વિના કુટતાં કુટતાં જે રૂદન થાય તેમાં અભિનયકળા દીપી નીકળે છે. એ પોકની સાથે "ઠુઠવો" કરીને શબ્દ આવે છે. ઠુઠવો પણ એક જાતની પોક જ છે. ફેર એટલોજ કે પોક લાંબો વખત પ્હોંચે છે જ્યારે ઠુઠવો થોડા સમયમાં સમેટી લેવાની કળા છે. "હિબકાં" "ડુસકાં" "નિશ્વાસ" વગેરે રૂદનના રસની જમાવટ કરવાના ઉપયોગી સાધનો છે.

આંખમાં આસુનું એક પણ ટીપું ન હોય છતાં બુલંદ સ્વરે કલાકો સુધી તાણી તાણીને અવાજ કઢાય તેને "ભેંકડો" કહે છે. એ અવાજ છેક સપ્તમના સુર સુધી પ્હોંચાડી શકાય છે. જે ભેંકડો તાણીને રૂદન કરી શકે તે ભાવિષ્યમાં સારા સંગીતવેત્તા થવાની આશા આપે છે. ખાસ કરીને બાળકો આ પ્રકારનું રૂદન કરવામાં પાવરધા હોય છે. કર્કશાઓ એટલે કે કોઇને પજવવા માટેજ રડતી લલનાઓ પણ આ પ્રયોગનો કોઈ કોઇ વાર ઉપયોગ કરે છે.

છેવટમાં હવે એટલુંજ કહેવાનું કે વખત વખતનું, પ્રસંગ પ્રસંગનું રોતાં શીખો, અર્થ સાધક રોતાં શીખો, અર્થસૂચક રોતાં શીખો. આજુબાજુના માણસોના હૈયાં વીંઝી, પલાળી નાંખે, કોચી નાંખે અને તમારા તરફ આકર્ષે એવું રોતાં શીખો, અને જો આબાદ રોતી સુરત બનશો તો જગત તમારાથી ડરશે, દૂર ભાગશે, તમને લળી લળીને નમન કરશે, તમારી કળા પર વારી જશે.

---

## સોડમાં

પ્રભુ!

મ્હને ભક્તિગૃહાડ વાય છે ત્હારી દિવ્ય સોડમાં લપાવા દઇશ?
મ્હને પાપભક્તિનો ઉનો વાયુ વાય છે, ત્હારી સોડમાં ઠંડી લેવા દઇશ?
મ્હને મુરલીનો નાદ સૂણી ત્હારી અનંત સોડમાં બેસી રહી,
સાંભળવાનું પ્રોત્સાહન થાય છે, બેસવા દઇશ?
બ્હીતું બાળક પિતાની સોડમાં બેસી જાય, તેમ હું ત્હારી સોડમાં બેસી જઉં?
નિરાધારનો આધાર તું છું. હું નિરાધાર છું; મ્હને ઉજ્જવળ સોડમાં આધાર દે?

પ્રભુ!

ભૂખ્યાંને અન્ન દે છે, રંકને રાય બનાવે છે, લુલાંને દોડતાં
કરે છે, અબોલાં ને ગાતાં કરે છે, આંધળાને સૃષ્ટિ સૌંદર્ય
નિરખાવે છે; ત્યારે આ બાલકને ત્હારી પૂજ્ય સોડમાં લપાવ દે!

"પ્રભુ—બાળક"

# ઘેલાંતૂર.

લેખક : શ્રીયુત પાદરાકર.

( આશાની લય. )

રસીયાં ઘેલાંતૂર ! રસભર ! રસીયાં ઘેલાંતૂર !
રગરગ રસની જ્વલંત જ્યોતિ, ઉછાળતાં રસપૂર !
હૃદયબંસી આલાપે અણમૂલ, પરમ પ્રેમના સૂર ! રસભર.

રસ તરસ્યાં રસકુંજ કુંજમાં, ભમતાં ઘેલાંતૂર !
હૃદય કમળના અમલ પરિમળ, લુંટે ભૃંગ સમ શૂર ! રસભર.

જનની જન્મભૂમિ મહાયજ્ઞે, અર્પાતાં બહાદુર !
આર્ય તણાં સંતાન વહાવે, પ્રબળ સેવનાં પૂર ! રસભર.

આત્મત્યાગના મોંઘલ મંત્રો, ફુંકે જીવન-જગ-ઉર !
સર્વ સમર્પણ કરી અર્પાતાં, સ્વદેશ ઘેલાંતૂર ! રસભર.

પરમ પ્રેમ પરબ્રહ્મતત્વ પ્રતિપાદન કરતાં પૂર !
એકડિએ બંધાઈ બજાવે, નવલખ બંસી સૂર ! રસભર.

સ્થૂલ ત્યાગતાં દિવ્ય જીવન એ જીવે જ્વલંત સનૂર !
જનહિતાર્થે હોમાતાં એ ડગે ન લેશ જરૂર ! રસભર.

અલખ આત્મનાં ગુંજન ગુંજે, જ્ઞાન-ધ્યાન-ભરપુર !
તત્વમસિના તત્વચિન્તને ચતુરા અને ચતુર ! રસભર.

ગ્રહી ફકીરી ફીકર ફાકતાં, વિશ્વસેવ અંકુર !
પ્રકટાવે જગ જન હૃદયોમાં, ઉછાળી નવલાં નૂર ! રસભર.

એવી રસસુન્દરીનાં ભારત, વહાવશો રસપૂર !
ઘર ઘર વિદૂષિ આત્મત્યાગી એ ઉભરે ભારત ઉર ! રસભર.

નવલ વર્ષમાં નવલ સેવિકા-સેવક ઘેલાંતૂર !
મન્દિમય ગુણસુન્દરીઓ પ્રકટો અભિલાષ પ્રભુ પૂર ! રસભર.



# વિજોગ
## કિંવા
# સદગુણી સરલા.

લેખકઃ તારાચંદ્ર પો. અડાલજા
એલ. ટી. એમ.

[ ૧ ]

### સદગુણી સરલા.

બ્રહ્માએ એને ઘડતી વખતે પક્ષપાત કર્યો હતો. સૌંદર્ય અને સદગુણ એ બંનેની બક્ષીસ ભાગ્યશાળીનેજ મળે છે, બ્રહ્માએ એનામાં રૂપની સાથે સાથે ગુણનો ભંડાર ભર્યો હતો.

એની જીભમાં મીઠાશ હતી, બોલે તો જાણે નર્યું અમૃત ઝરતું હોય ! એની દૃષ્ટિમાં દયા હતી, જુઓ તો તેમાં જાણે દયાની રસધાર વ્હેતી હોય. એના અંતરમાં દયાર્દ્રતા હતી, જાણે તેમા સ્નેહ અને કરૂણાના સાગરની છોળો ઉછળી રહી હોય !

લોકો કહેતા કે એતો 'રૂપરૂપનો અંબાર' છે. કોઇ કવિ એને જુએ તો જરૂર એની આંખોને કમળ કે મૃગની સાથે સરખાવે, તેની ભ્રમરને ધનુષ્યની ઉપમા આપે, એના હોઠને પ્રવાળ જેવા જણાવે; તેના દાંતની દાડમ કળીની સાથે, નાકની શુકચંચુની સાથે, કેશકલાપની નાગ સાથે સરખામણી કરે; તેની સુંદર દેહલતાને સ્વર્ગસદનની કોઇ અપ્સરાની ઉપમા આપે, અને તેને મૃગાક્ષી, હસીતવદની, કોમળાંગી અને એવા કંઇ કંઇ વિશેષણો આપવા મંડી પડે.

બાલ્યાવસ્થાથીજ એના સદગુણોએ અજબ જાદુ કર્યું હતું. એની મીઠી જીભ નાના મ્હોટા સૌને વશ કરી લેતી અને પોતાના તરફ તેઓનો સદભાવ આકર્ષતી. આતો ડાહી દીકરી છે એમ સૌ કોઇ કહેતું.

તેનું નામ સરલા. સરલા ખરેખર સરલા–સરળ સ્વભાવની હતી. લીંબુના પાણીની માફક સગા વ્હાલા અને સ્નેહી જનોની સાથે તે મળી જતી. તેની સરળતા સૌને ગમતી અને સરલાના સરળ સ્વભાવના સૌ કોઇ મુક્ત કંઠે વખાણ કરતા.

માબાપના લાડમાં ઉછરતી બાળા મટી તે હવે સંસારની અનુભવાર્થી–પત્ની બની છે. સૌભાગ્ય સાથે તેનું સુભાગ્ય જોડાયું છે. માબાપની હેતાળ ગોદમાંથી નીકળી તે હવે પતીની સ્નેહાળ સોડમાં ભરાણી છે.

સૌભાગ્ય સરલા જેવી પત્ની મળવા માટે પોતાને સુભાગી સમજે છે. આવું રમણી રત્ન મળવા માટે તે પ્રભુનો પાડ માને છે. પરંતુ એક વાતનો તેને વારંવાર વિચાર આવે છે, અને અસંતોષનો કીડો તેનું કાળજું કોરી ખાય છે.

સૌભાગ્યના પિતા શેર સટ્ટાનો મોટો વેપાર ખેડતા. યુરોપના મહાવારયુદ્ધનો અહીંના વેપારીઓએ લાભ લીધો અને એકના ચાર ગણા નાણા કરી ધનના ઢગલા ઉપર લોટ. દરેક વેપારમાં સટ્ટો દાખલ થયો, અને લીધા દીધા બોલીનેજ વગર પૈસે કમાણી કરવાની

સોનેરી તક મળી. શેરનો સટ્ટો ખીલ્યો, અને સટોરીયાઓ ધાડેધામ કરીને ઝંપલાવવા લાગ્યા. આજે મુફલીસ હાલતમાં ફરતો સટોરીઓ કાલે લાખોનાં લેખાં કરતો થઇ જતો, અને આજે મોટરનો માલીક હોય છતાં કાલે ભાડુતી ગાડી કરવા જેટલા પૈસા પણ પાસે ન રહે એવી ઉથલપાથલ થતી. ઘણાને લક્ષ્મી દેવી વરતી, અને ઘણા સાથે તે રીસાઇ બેસતી.

સૌભાગ્યના પિતા ઉપર પ્રસન્ન થઈ રહેલી લક્ષ્મીને કુડું પડયું, અને તેણે રૂસણું લીધું. લડાઇ બંધ પડી અને શેરના ભાવ એકદમ ગગડી ગયા. કોઈ નષ્ટ સટોરીયો હોત તો તે ઉંધી પાઘડી મુકી દેત અથવા બુધવારીયામાં જાત, પરંતુ સૌભાગ્યના પિતાને પોતાની શાખ ગુમાવવી ન્હોતી, પારકાનું લેણું ડુબાવવાની દાનત ન્હોતી, તેણે પોતાની પાસે જેટલી પુંજી હતી એટલી બધીય લેણદારોને ચરણે ધરી.

પરંતુ એટલાથીજ ન પત્યું. ઘરના દરદાગીના તેણે વેચી નાંખ્યા છતાં લેણદારો ન સંતોષાયા. અંતે પોતાની તમામ સ્થાવર મીલ્કત અને સાથે પોતાનો રહેવાનો બંગલો તેણે ગીરો મુકયાં, જો કે પોતાની જાંઘ ઉઘાડી થઇ ન જાય એટલા માટે એ બંગલામાં પોતાનું કુટુંબ રહી શકે એવી શર્ત કરવાની દીર્ઘ દ્રષ્ટિ તેણે વાપરી હતી. આવી અસહ્ય ખોટથી તેના હૃદયને આઘાત થયો. એ આઘાતે એનો જીવ લીધો.

વ્યવહારનો બોજો સૌભાગ્ય માથે આવી પડયો.

સૌભાગ્યને એના પિતાની સાથે શેર સટ્ટાનો થોડો ઘણો અનુભવ મળ્યો હતો, પરંતુ હવે વખત વિપ્રિત આવ્યો હતો, વેપારીઓ લડાઇમાં ખાધેલું હજમ કરી શકયા નહિ અને લોકો લક્ષણ જાય એવું થયું એટલે ઉલટું હતું તે પણ ગયું એવી સ્થિતિ થઇ. આવા સંયોગોમાં વ્યાપાર ખેડવાની તેની હિંમત ન ચાલી, તેણે એક મીલમાં નોકરી સ્વીકારી.

સૌભાગ્યના લગ્ન થવાનાં હતાં, તેવામાં આ વિઘ્ન આવ્યું. કન્યાકાળ વિતી જાય એમ હોવાથી સરલાના માબાપે શોકનું એક વર્ષ જવા દઇને સરલાના લગ્ન કર્યાં. સૌભાગ્યને કોઇપણ રીતે ઓછું ન આવે એટલા માટે સરલાના પિતાએ ખોટી ધામધુમ કે આડંબર ન કરવાની ખાસ સાવચેતી રાખી હતી.

વૈધવ્ય અને ગરીબાઇઃ આ બંનેએ સૌભાગ્યની માતાને નિરૂત્સાહી અને નિસ્તેજ બનાવી. તેના પગમાં જોર ન્હોતું, હૈયામાં હિંમત ન્હોતી, વહુના કોડ પુરા કરવાની જોગવાઇ ન્હોતી. તે વહુ દીકરા તરફ વાત્સલ્યભાવે જોતી અને નીરાશાના છુપાં રૂદન રોતી.

સરલા આ જોતી. તેના અંતરમાં કંઇકંઇ ઉથલપાથલ થતી. ઘણીવાર તે પોતાના પિતાને ત્યાંથી નાણાની રકમ લઇ આવવાનું સૌભાગ્યને કહેતી, પરંતુ સૌભાગ્ય એકજ જવાબ આપતો, 'સાસરીયાની સહાય ઉપર જીવવું તેના કરતાં મજુરી કરીને જારબાજરાનો કટકો રોટલો મળે તે ખાવો એમાંજ માલ છે.' સરલા નીરૂત્તર બનતી, 'પતીની ઇચ્છા એજ પોતાની ઇચ્છા' એમ માની મન મનાવતી.

[૨]

## પતિ પ્રેમ એજ સ્રીની સાયબી !

સૌભાગ્ય હમેશાં મીલમાંથી સાત વાગ્યા પહેલાં ઘેર આવી જાય છે. આજે સાડા સાત થયા છતાં તે આવ્યો નથી. સરલા રખેને રસોઇ ઠંડી પડી જાય એ વિચારથી રસોડામાં આવી સગડીને પવન નાંખી દેવતાને સતેજ કરી જતી અને ઘડીમાં દિવાનખાનાની બારીએ આવી પોતાના સ્વામિનો માગપ્રતિક્ષા કરતી

ઉભી રહેતી. 'ભાઇ હજી કેમ નહિં આવ્યો હોય' એવા તેની સાસુજીના શબ્દો તેની અધિરાઇમાં વધારો કરતા.

વાટ જોવરાવીને નવ વાગે સોભાગ્ય આવ્યો. સરલા હસીત વદને તેને સામે લેવા ગઇ. સૌભાગ્યે ઉતારેલા કપડાં સરલાએ ખીંટી ઉપર ગોઠવી દીધા અને હાથપગ ધોવા માટે ગરમ પાણી લઈ આવી.

સૌભાગ્ય જમવા બેઠો. 'ભોજ્યેષુ માતા' નો મંત્ર જાણનારી સરલા તેને ગરમાગરમ સ્વાદિષ્ટ રસોઇ ભાવપૂર્વક પીરસતી ગઇ. તેની માતા પાસે બેસીને 'ભાઇને અમુક પીરસો અને તમુક પીરસો' એવી સુચનાઓ સરલાને આપ્યા કરતી હતી.

" ભાઇ, આજે કેમ આટલું બધું મોડું ?" અધિરી બનેલી માતાએ વચમાંજ પ્રશ્ન કર્યો.

" શું કરીયે ? નોકરી એટલે નો-કરીજ. મીલોવાળાએ લડાઇમાં ફાવે તેમ ભાવ વધારી મુકેલા તે હવે ઓછા ભાવે માલ વેચતા જીવ ચાલતો નથી અને શેર હોલ્ડરોને ઓછા નફાથી સંતોષ થતો નથી, એટલે 'ખર્ચમાં કાપકુપ કરો, માણસો કમી કરો' એમ શેઠીયાઓ બુમ પાડયા કરે અને ત્રણ માણસનું કામ એક માણસ ઉપર નાંખી દે એટલે મારા જેવાને જેમ તેમ ગદ્ધાવૈતરું કરીને પણ રોજનું કામ તો પુરું કરવું પડે ના ? કામ ચડી ગયું હતું ને પુરું કરવા રોકાયો એટલે મોડું થયું."

" બળી એ નોકરી. ભાઇ તારું શરીર દિવસે દિવસે લેવાતું જાય છે એ જોઇને મારો જીવ બળીને રાખ થઇ જાય છે. આ બિચારી સરલાને પણ આખો દિવસ ગધ્ધા વૈતરું કરવું પડે છે. અરેરે જે વખતે એના બધા કોડ પુરા કરવા જોઇએ તે વખતે ઉલટું એના માથે બધી ઉપાધિ નાંખવી પડી છે." વિધવા ગળગળી થઇ ગઇ. તેની આંખમાંથી આંસુ સરી પડયા.

જમી પરવારીને સરલા સાસુજીની પથારી કરીને તેની રજા મળતાં શયનખંડમાં આવી. બંગલાનું રાચરચીલું એમને એમ રહેવા પામ્યું હતું. લેણદારોએ એ સગવડ છીનવી લેવા જેટલી નીચતા ન્હોતી બતાવી એટલા સદભાગ્ય.

સૌભાગ્ય એક આરામ ખુરસી ઉપર પડયો પડયો 'અસ્તોદય' વાંચી રહ્યો હતો. સરલા આવી, જર્મન સીલ્વરની કાસંદીમાંથી પ્યાલામાં જળ રેડી તે પ્યાલો સૌભાગ્ય તરફ ધર્યો અને સ્નેહભરી દૃષ્ટિએ તેના મુખ તરફ જોઇ રહી.

સૌભાગ્યે ચોપડીમાંથી મુખ બહાર કાઢ્યું, ખુરસીમાં ટટાર થયો, પુસ્તક સાથેનો એક હાથ આરામ ખુરશીના હાથા ઉપર મુકી બીજો હાથ જળપાત્ર લેવા લંબાવ્યો અને સરલ, સુંદર, સદગુણી સરલા તરફ તાકી રહ્યો.

" શું જુઓ છો ? " પ્યાલો સૌભાગ્યના હાથમાં મુકતાં સરલાએ પ્રશ્ન કર્યો.

"હું એક શોધ ખોળ કરી રહ્યો છું." પાણી પીતાં પીતાં તેણે ઉતર આપ્યો. વચનમાં ગંભીરતા હતી.

" શોધ ખોળ ? શાની ? " સરલા આ વચનોનો મર્મ ન સમજી.

"એતો આ પુસ્તમાં લખેલું વાક્ય સાચું છે કે નહિં તેની, આ પુસ્તકમાં લખેલા એક વાકયની સત્યતાની."

" કયું પુસ્તક ? આમ થાકયા પાકયા આવો તો પણ બે ઘડી જંપીને બેસતા નથી. થાકેલા મગજને વૃથા પરિશ્રમ ન આપતા હોતો ?

" અસ્ત અને ઉદય ના સમયમાં મનુષ્યે કેવું વર્તન રાખવું જોઇએ એ રહસ્ય આ પુસ્તકમાં આપેલું હોવાથીજ મેં તે વાંચવા લીધું અને તેમાનું એક વાકય વાંચી વિચારમાં પડયો "

" એ વાકયમાં એવું તે શું લખ્યું છે ?"

" એમાં એક કવિ કહે છે કે 'વખત બદલાય છે ત્યારે, બધું બદલાઇ જાય છે.'

જર્મનીના બ્લીચ ફાસ્ટ નવા રંગો.

# નફ્ટૉલAS

સુતર કાપડ વિગેરે પર મીલો અને બીજે વપરાતો આ રંગ
હિંદુસ્થાનમાં થોડા વખતમાં જાણીતો થયો છે.

બનાવનાર:—

કેમીશ ફેબ્રીક ગ્રેશેમ ઈલેકટ્રોન
જર્મની.

હિંદુસ્થાન, બરમા અને સીલોનમાં એકલા મંગાવનારાઃ—

## શુરજી વલ્લભદાસની કંપની.

નં. ૫૦, ચર્ચગેટ સ્ટ્રીટ, ફોર્ટ, મુંબાઈ.

૧૦-૨૪ ]

ફર્કશા સ્ત્રીઓ નવરી પડે ત્યારે ગામની કુથલી કરે

પણ

## ગુણસુંદરીઓ તો ઘરમાં ઉદ્યોગ લઇને બેસે.

# ધી ન્યુ હેરીસન

## સન સરકયુલર નીટીંગ (ગુંથવાનું) મશીન.

## The New Harrison Sun Circular Knitting Machine.

એવો ઘરગથુ ઉદ્યોગ પુરો પાડશે.

મોજાં ગુંથવાનો આ સંચો તદન સાદો છે. કોઇપણ સ્ત્રી કે બાળક તે ચલાવી શકે છે. અને તેમાંથી સુંદર મોજાં બનાવી શકે છે. વખતનો સદુપયોગ થવા સાથે આ સંચાથી કુટુંબ માટે થતો મોજાંનો ખર્ચ બચાવી શકાય છે.



ગરીબોને પોતાની કમાણી વધારવાના સાધનરૂપ આ સંચો એક આશીર્વાદ સમાન છે. થોડા વખતના અનુભવથી બજારમાં વેચી શકાય એવા મોજાં આ સંચાની મદદથી રહેલાઇથી બનાવી શકાય છે.

શહેરોમાં જ્યાં મોજાંનો વપરાશ મોટો હોય છે ત્યાં તો આવા સંચાઓ ઘેરઘેર જોઇએ

મળવાનાં ઠેકાણાંઃ—

**ડબલ્યુ. એચ. બ્રાડી એન્ડ કંપની લીમીટેડ.**

ચર્ચગેટ સ્ટ્રીટ, મુંબાઈ; ઓલ્ડ રોડ, કલકત્તા; પ્રોફેમસ બ્રાડવે, મદ્રાસ; કેનાલ બેંક, કાનપુર

૧૧-૨૪]

મને વિચાર થઇ આવ્યો કે શું આપજનો પણ નબળા વખતમાં બદલાઇ—પલટાઇ જતા હશે ? "

" એવો વિચાર કરવાનું કંઇ કારણ ? આમને આમ રોજ અવનવા વિચાર કરો છો તેથીજ શરીર નાહક ક્ષીણ થતું જાય છે. બીજાઓ ગમે તેમ કરે, પરંતુ ઘરના માણસો કદી બદલાય ? "

" કેમ નહિં ? નબળો વખત આવે એટલે બધાનાં મન સચવાય નહિં, જોઇતી વસ્તુ મળી શકે નહિં, સારી રીતે લાલન પાલન થઇ શકે નહિં, એટલે બધાના મન પલટાઇ જાય તો ખરાને ? "

" બીજાની વાત બીજા જાણે. માજી તો બિચારા તમારા માટે પ્રાણ પાથરે છે. "

" માજી તો સાક્ષાત દેવી છે. "

" ત્યારે મારા માટે આપને શંકા છે ? " સરલાનો સાદ ગળગળો થયો. પોતાના પતિને પોતાની પતિપરાયણતા માટે રજભાર પણ શંકા આવે એ વિચારજ તેને અસહ્ય થઇ પડયો. તેની આંખોમાંથી દડદડ આંસુ નીકળી પડયા.

સૌભાગ્ય ચમકયો, ભોળી બલી ભામાને આમ નાહક કલેશ પામવાનું કારણ આપવા માટે તે પસ્તાયો, સરલાને આશ્વાસન આપવા તે ઉઠયો.

ઉમળકાભેર તેને આલિંગન આપીને તેણે સોફા તરફ ધસડી. બંને પલંગ ઉપર બેઠા.

" ઘેલીરે ઘેલી, એમ વાતવાતમાં રડી પડી ? " સૌભાગ્યે તેના ગુલાબી ગાલ ઉપર અંગુલીપ્રહાર કરતાં વિનોદ કર્યો.

" ત્યારે શું કરીયે ? " સાડીના પાલવથી અશ્રુ લુછતાં સરલાએ ઉત્તર આપ્યો, " અમારે તો જે ગણો તે તમે. સ્ત્રીનું દૈવત તેનો પતિ. તે પ્રસન્ન હોય તો અમારે લીલા લ્હેર. તે જરા પણ કચવાય તો અમારો જીવ બળીને ખાખ થઇ જાય. "

" પણ હું કયાં કચવાયો છું ? " સૌભાગ્યનો સ્નેહ ઉછળ્યો. નાના બાળકને દિલાસાવતો હોય તેમ તેણે સરલાને સમજાવવા યત્ન કર્યો.

" કચવાયા નહિં તો વ્હેમાયા ! મારી પતિપરાયણતા માટે આપને શંકા થઇ એતો ખરૂંજને ? "

" ના, ના, એમ નહિં, મને તો સ્હેજ વિચાર આવ્યો કે નબળા વખતમાં તું પણ કદાચ કંટાળે. "

" એટલે અંશે અમારા પુન્યમાં ઉણપ. હજી આ સરલાને આપ ન ઓળખી શકયા એનો મને ઓરતો થાય છે. " સરલા પુનઃ ગળગળી થઇ ગઇ.

" સરલા, તું નાહક મનમાં ઓછું લાવે છે. આજે માતુશ્રીએ કહ્યું તે બરાબર છે. તેમને પોતાની ' વહુ 'ના કોડ પુરા ન કરી શકવા માટે અફસોસ થાય છે, મને મારી પત્નીના કોડ પુરા નથી કરી શકતો તે માટે સંતાપ થયા કરે છે. "

" હવે વળી કોડ પુરા કરવામાં બાકી શું રહ્યું છે જે ? આપે મને તન મન અને ધન...... "

" ધન મારી પાસે છેજ કયાં ? હમણાં તો હું નિર્ધન છું. "

" તમે છો એજ મારે મન ધન. સ્ત્રીને પોતાના સ્વામી એજ એનું સર્વસ્વ છે. આપનો સ્નેહભંડાર મારા માટે આપે ખુલ્લો મુકયો છે, એ શું ઓછું છે ! સ્ત્રીને પોતાના સ્વામિનો સ્નેહ એજ ખરી સંપત્તી છે એજ એની ધન દોલત છે. "

" એ તારી સંતોષવૃત્તિનું પરિણામ. પરંતુ સરલા, તું વૈભવમાં ઉછરી, લાડમાં મોટી થઇ, માબાપને ત્યાં સુખ સાહ્યબી ભોગવી; અહીં એ સાહ્યબીનું સ્વપ્ન પણ નથી. અહીં

તો વૈતરૂં, પૈસાની મારામારી, નિર્ધનતાના દારૂણ દુઃખોનો દાવાનળ છે. એ દાવાનળમાં આ સુકોમળ કાયા શેકાઇ-કરમાઇ જશે... "

" જે થવાનું હશે તે થશે. ભાગ્ય કોઇથી મિથ્યા થવાનું છે ? બાકી સાહ્યબી કંઇ પૈસાદારોજ ભોગવી શકે એવું થોડુંજ છે ? જંગલમાં ઝુંપડીમાં રહેનાર-આખો દિવસ તનતોડ મહેનત કરી પોતાના પેટનો ખાડો પુરનાર મજુરો પણ જો તેમનામાં સંતોષવૃત્તિ હોય-કુટુંબ સ્નેહ હોય-સદાચાર હોય-પ્રભુનો ડર હોય-તો પોતાની રંક અવસ્થામાં પણ સ્વર્ગસુખનો અનુભવ કરે છે અને મસ્ત થઇ ફરે છે. ઘરે રાજ્યવૈભવ હોય, દાસ દાસીઓ સેવામાં હાજર હોય, સારાસારા ખાન પાન તૈયાર મળતા હોય, છતા પણ જો સ્વામી સ્વચ્છંદી હોય,સ્ત્રીની અવગણના કરતો હોય, સ્ત્રી તરફ કદી મમતાભરી નજર પણ ન કરતો હોય તો સમજુ સ્ત્રીને એ ઘર સ્વર્ગસદન નહિં પરંતુ નર્કાગાર જેવું જણાય, એ સાહ્યબી એને વિષ સમાન અપ્રિય થઇ પડે, એનું જીવતર એને ખારૂં ખારૂં-અકારૂં લાગે. ગમે તેવી તંગ હાલતમાં પણ સ્ત્રીને પોતાના પતિનો શુદ્ધ પ્રેમ મળે તો તેની સ્નેહભરી હુંફમાં એ સ્ત્રી પોતાને સ્વર્ગસમું સુખ મળતું અનુભવે છે. "

" આ બધી કવિઓની કલ્પના. અનુભવ થાય ત્યારે ખબર પડે કે એ તો 'પરોપદેશે પાંડિત્ય' જેવું છે. "

" આપ ભલે તેમ માનતા હો. હું તો માનું છું કે સ્ત્રીનું ખરૂં સુખ સંપત્તિમાં નહિં પરંતુ સાદાઇમાં, પૈસામાં નહિં પરંતુ પતિના શુદ્ધ પ્રેમમાં છે. સાક્ષર કવિ ડાહ્યાભાઇ ધોળશાજીએ 'વિણાવેલી' માં વિણાના મુખમાં મુકેલા શબ્દો આપને યાદ નથી ? "

" કયા શબ્દો ? "

" લ્યો હું તે વાજીંત્ર સાથેજ સંભળાવું. સંગીતથી આપને બે ઘડી આનંદ થશે. "

સરલા કહી હારમોનીયમની પેટી ઉઘાડી અને સૂર મેળવ્યા. તેના પીતાને ત્યાં તેણે સંગીતની તાલીમ લીધી હતી.

વાજીંત્રના સૂર છુટયા અને તેની સાથેજ એ સૂરને પણ શરમાવે એવો મધુર સ્વર સરલાના મુખમાંથી વ્હેવા માંડયો. સૌભાગ્ય પોતાનું દુઃખ ભૂલી ગયો, અને એ મીઠા સંગીતનું રસપાન કરવા લાગ્યો. સરલાની આંગળીઓ સારીગમ ઉપર ફરવા લાગી. તે કોકીલકંઠે ગાવા લાગીઃ—

" નથી કંઈ સુખસાધન ધનમાં,
સાપ બહુ વસતા ચંદનમાં
સ્વામીજી સુખે વસે વનમાં.
સાહ્યબી શી શંકરને છે
પાર્વતી કંઇ સુખીયાં કમ છે
લોક તો મુરખ એકદમ છે
ગોળ ખોળની નહિં કંઇ ગમ છે
વૈભવ ઝાંઝવાના જળ છે સ્વામિભૂવનમાં—
નથી૦

[ ૪ ]

પેરીસમાં.

સરલાની સાદાઇ અને સંતોષવૃત્તિથી સૌભાગ્યના ગૃહસંસારનું ગાડું સરળતાથી ગબડયા કરતું હતું, પરંતુ નાણાંની તંગ સ્થિતિ સૌભાગ્યને અકળાવતી અને એ સ્થિતિમાંથી છુટવા તે ફાંફાં મારતો. મીલની નોકરીમાં આગળ વધી શકાય એમ ન્હોતું અને પોતાના મોભાને છાજે એવું જીવન ગાળવા જેટલી સંપત્તિ પોતાને ન મળે ત્યાં સુધી તેનું ચકડોળે ચડેલું ચિત્ત સ્થિર થાય એમ ન્હોતું. હમેશાં તે નવા ધંધાની તપાસ કરતો, સારી આવકવાળો ધંધો મળી આવતાં તેમાં ઝંપલાવવા તત્પર બનતો, પરંતુ કોઇપણ ધંધામાં મુડી વિના ચાલે તેમ ન્હોતું અને મુડીની જોગવાઇ કરવાનું કંઇ સાધન ન્હોતું. ભાગ્ય સાનુકૂળ ન થાય ત્યાં સુધી નોકરી કર્યા વિના

છુટકોજ ન્હોતો. તે સારી-સારો પગાર મળે એવી-નોકરીની શોધમાં પડયો.

'ફરે તે ચરે' એ ન્યાયે તેનો પ્રયાસ ફળ્યો. મુંબઇનો એક ઝવેરી તેના પિતાને સારી રીતે ઓળખતો હતો, સૌભાગ્યની કાર્ય કુશળતાનો તેને અનુભવ હતો, સૌભાગ્યના પિતાની નબળી દશાની વાત તેના કાને આવી હતી, સૌભાગ્યને સહાય કરવા તે તત્પર બન્યો.

ઝવેરીની મુંબઈમાં ઝવેરાતની મોટી દુકાન ચાલતી હતી, કલકત્તા મદ્રાસ, દિલ્લી વિગેરે હિંદના મુખ્ય સ્થળોમાં તેની શાખાઓ હતી. તેની સાહસિક વૃતિ તેમને છેક પેરીસ સુધી ખેંચી ગઈ અને હિંદી ઝવેરીઓમાં પેરીસમાં તે પ્રથમ પંક્તિનો ઝવેરી થઇ પડયો.

પેરીસમાં તેમને એક વિશ્વાસુ માણસની જરૂર હતી. હજારો રૂપીયાની ઉથલપાથલ થતી, લાખે લેખાં હતાં, મૂલ્યવાન જર જવાહીર તેના હાથમાં સોંપવાનું હતું. સૌભાગ્ય ખાનદાન કુટુંબનો હતો, સદ્દગુણી અને સુશિક્ષિત હતો, કામ કરવામાં તે ચપળ હતો. આ જગ્યા માટે તે દરેક રીતે લાયક જણાયો અને ઝવેરીની પસંદગી તેના ઉપર ઉતરી.

પેરીસ જવું એટલે મોટા ખર્ચમાં ઉતરવાનું હતું. ઝવેરીએ ત્રણ વર્ષની બંધણીની શરત રજુ કરી.

ત્રણ વર્ષનો લાંબો કાળ ! કાલનીયે કોને ખબર છે ? ઘરે વિધવા માતા અને વ્હાલસોઇ વનીતાને એકલા મુકી ત્રણ વર્ષનો દેશવટો ભોગવવો ? સૌભાગ્ય વિચારમાં પડયો.

ઝવેરીએ તેને હિંમત આપી. તેની માતા તથા સ્ત્રીના ખર્ચ માટે દર માસે સો રૂપીયા તેના પગાર પેટે આપવાનું અને તેઓની સંભાળ રાખવાનું તેણે વચન આપ્યું.

સૌભાગ્યની એક મોટી અને મહત્વની ચિંતા દૂર થઇ. આવી તક ફરી કદી હાથ લાગે એમ નથી એમ માની તેણે ત્રણ વર્ષની બંધણી કરી આપી અને પેરીસ જવાનું સ્વીકાર્યું.

આજે તેની પ્રસન્નતાનો પાર ન્હોતો. ઘણા દિવસો થયા કદી નહિં જોયેલો ઉલ્લાસ સૌભાગ્યના મુખ ઉપર તરવરતો જોઇ આજે સરલાના આશ્ચર્યનો પાર ન રહ્યો.

આજની માફક કદી સૌભાગ્યે સ્વાદપૂર્વક ભોજન કર્યું ન્હોતું, કદી પણ મા કે સ્ત્રી સાથે રસપૂર્વક વાર્તાલાપ કર્યો ન્હોતો, કોઇ દિવસ નિર્દોષ વિનોદ કે આનંદની વાતજ ન્હોતી. આજે તો તે પૂર રંગમાં હતો.

તેણે ઘરે આવીને સઘળી વાત કરી· પેરીસ જવાની વાત સાંભળીને વિધવા માતાના પેટમાં ફાળ પડી. સરલાએ પણ કંઇ કંઇ શંકાઓ ઉઠાવી, પરંતુ લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મ્હોં ધોવા જવું એ તો ચોખ્ખી મૂર્ખતાજ ગણાય એમ કહી પ્રભુએ આવી સુંદર તક આપી છે તો તેનો લાભ લેવો એજ ખરૂં કર્તવ્ય છે એમ જણવા તેઓના મનનું તેણે સમાધાન કર્યું. પેરીસ જવાની તૈયારીઓ થવા લાગી.

## [ ૫ ]

## વિજોગ.

ઝવેરીએ સૌભાગ્યને પોતાની મુંબઇની દુકાને થોડાક દિવસો રાખી તેને ઝવેરાત વિષે જરૂરી માહિતી આપી અને પોતાના ધંધાની કેટલીક ઉપયોગી ચાવીઓ પણ તેને બતાવી દીધી; પેરીસની પોતાની પેઢી વિષે જરૂરી સૂચનાઓ સૌભાગ્યને આપવાનું પણ તે ચૂક્યો ન્હોતો.

અંતે સૌભાગ્ય પેરીસ પહોંચ્યો અને પોતાને આપવામાં આવેલુ કામકાજ તેણે સંભાળી લીધું. ધંધામાં આરપાર નિકળી

જવાની ઉમેદવાળો સૌભાગ્ય થોડાજ વખતમાં ત્યાં બધાને પ્રિય થઇ પડ્યો-ગ્રાહકોને તેના મધુર ભાષણ અને વિવેક ભર્યા વર્તનથી, અને પેઢીવાળાને પોતાની કર્તવ્યપરાયણતાથી.

ધંધાની ધમાલમાં પોતાના કુટુંબીજનો પણ વિસારે પડતાં, પરંતુ તે બધાનું સ્મરણ 'મેલ ડે' ને દિવસે થતું, તે દિવસે પત્રમાં ખુશી ખબર લખી નાંખતો અને પુનઃ પોતાના ધંધામાં લીન બની જતો.

પતિઘેલી પ્રમદા પતિનું રાત દિવસ રટણ કરીને વિયોગના દિવસો વિતાડતી. શરીર ઘરનું કામકાજ કરવામાં રોકાતું પરંતુ ચિત્તમાં અહર્નિશ સ્વામીનું ચિંતન ચાલ્યા કરતું. સૌભાગ્યથી એક પણ દિવસ વિખુટી ન પડનારી સરલા અત્યારે એકલું અટુલું અકારૂં જીવન ગાળતી અને સૌભાગ્યને સંભારી સંભારીને મનને જેમ તેમ મનાવતી. સૌભાગ્ય વિનાની સરલા જળ વિનાની મીન જેવી બની રહી હતી. જમતી વખતે પતિ સાંભળતાં કોઇ વખત હાથમાં લીધેલો કોળીઓ એમને એમ રહી જતો અને તેની આંખમાથી આંસુ સરી પડતા. રાત્રે શયનખંડમાં સ્વામિ વિનાની સુની સેજલડી જોઇ તે વિહ્વલ બનતી, પોતાની સમોવડી સ્ત્રીઓને પતિ સાથે કલ્લોલ કરતી જોઇ તેનું હૃદય વ્યથીત થતું, સૌભાગ્ય વિનાનો એક એક દિવસ તેને વરસ જેટલો લાંબો થઇ પડતો.

પરંતુ આવા દોહ્યલા દિવસોમા પણ કદી કદી તેને સુખની ઝાંખી થતી. સૌભાગ્યનો પત્ર આવે તે દિવસે તેના આનંદનો પાર રહેતો ન્હોતો. તે પોતાના દુઃખને ભુલી જતી, એ પત્રને ફરી ફરીને વાંચતી અને એ પત્ર દ્વારાજ પતિદર્શનનો અનેરો લ્હાવો લેતી હોય એવો અનુભવ કરતી.

સરલાના પિયરમાં કંઇ શુભ પ્રસંગ હોવાથી આજે ત્યાં જમવા જવાનું હતું. સૌભાગ્યની ગેરહાજરીમાં સરલા સાદાં વસ્ત્રો પરિધાન કરતી હતી પરંતુ આજે સાસુએ ખાસ આગ્રહ કર્યો, " આજ તો પ્રસન્ન ચિત્તે પીયર જાઓ. આપણી આબરૂમાં ખામી ન આવે માટે સગાવ્હાલામાં શોભે તેવાં સારાં કપડાં અને દાગીના પ્હેરો. મારા સૌભાગ્યે હમણાંજ મોતીની માળા અને બંગડીઓ મોકલી છે તે તો જરૂર પહેરજો."

સરલાએ સાસુની આજ્ઞા શિરસાવંદ્ય ગણી લીધી. કસબી કિનારની વાદળી રંગની રેશમી સાડી તેના શ્વેત દેહને વિશેષ દિપાવતી હતી. બનારસી કીનખાબની તસતસતી ચોળી તેના સુદ્રઢ સ્નાયુની સાક્ષી પુરતી હતી, તેના કમળદંડ સમાન કરને શોભાવતી મોતીની બંગડીઓ, શંખપુટ સમાન ડોકને શોભાવતી મોતીની માળા અને કાનમાં નાંખેલા હીરાના લવંગીયા તેના સૌંદર્યમાં અભીવૃદ્ધિ કરી રહ્યાં હતાં. નાગ સમાન કેશ કલાપને ફુલની વેણીએ શણગાર્યો હતો અને તેના ભાલ પ્રદેશમાં કુમકુમનો ચાંલ્લો ચમકી રહ્યો હતો.

સરલા સાક્ષાત સૌંદર્યપ્રતિમા બની રહી હતી, પરંતુ એ સૌંદર્યનો પુજારી હાજર ન્હોતો. સૌભાગ્ય અત્યારે હોત તો પોતાને કેવી બનાવેત, કેવી મીઠી મશ્કરીમાં ઉડાવેત, કેવા મીઠા પ્રેમોદ્ગાર તેના મુખમાંથી નિકળી પડેત, એ વિચાર આવતાં સરલાનું મુખ ફીક્કું થયું. તેને આ શૃંગાર સાલવા લાગ્યો.

'ભાઇને ત્યાં જવાનો વખત થઇ ગયો છે ' એમ સાસુએ બે ત્રણ વખત કહ્યું છતાં સરલા આડી અવળી થઇ વખત ગુમાવવા લાગી. તે ટપાલની રાહ જોતી હતી, આજે વિલાયતનો મેલ આવવ નો હતો, પતિનો પત્ર આજે જરૂર આવશે જોઇએ એ વિચારે અધીરી બનેલી-પતિસ્મરણ અને તેના વિયોગના વિચારે વિહ્વળ બનેલી આ લાવણ્યવતી

લલના પતિના પત્રદર્શનની આશાથી પોસ્ટમેનની રાહ જોતી વખત વીતાડવા લાગી.

દૂરથી પોસ્ટમેન આવતો જણાયો અને સરલા તરત ઘરમાંથી બહાર નિકળી કમ્પાઉન્ડના વરંડા આગળ દોડી આવી. ટપાલી પત્રો નાંખી ચાલ્યો ગયો.

અધીરી લલનાએ પત્રો લીધા અને આતુર નયને નજર ફેરવી ગઇ. એક મોટું કવર જોતાંજ–તેના ઉપરના અક્ષરો ઓળખતાંજ તેના મુખ ઉપર આનંદ છવાયો અને છાતી હર્ષથી ઉછળવા લાગી. એકદમ તેણે તે કવર ઉઘાડયું.

કવરમાંથી એક પત્ર અને એક છબી નીકળી. છબી ઉપર નજર પડતાંજ તે ચમકી, " ઓહો આ તો એજ ". તેના મુખ ઉપર લજ્જાના શેરડા પડયા, આંખો ભક્તિપૂર્વક એ છબી ઉપર ઢળી પડી.

સૌભાગ્યની પ્રતિકૃતિને જોતાં તે પત્ર વાંચવાનું પણ તે ભૂલી ગઇ. એ પત્ર બીજા પત્રોની સાથે નીચે પડી ગયો તેનું પણ તેને ભાન રહ્યું નહીં. અત્યારે સૌભાગ્ય પોતાની સામે ઉભો હોય, પોતાની સામે હસીને જોઇ રહ્યો હોય, એવી લાગણી થઇ આવી. હમણાં તે હસીને પોતાની સાથે બોલશે એવી ભ્રાંતિ થઇ. તે ધરાઇ ધરાઇને છબીનાં દર્શન કરવા લાગી.

પતિની છબીના દર્શનમાં તે એટલી બધી તલ્લીન બની કે સાડીનો છેડો માથા ઉપરથી ખસી ઉતરી ગયો તેનું તેને ભાન રહ્યું નહિ, પોતાને આવી સ્થિતિમાં કોઇ જોઇ જશે એ વાતનો પણ એને વિચાર આવ્યો નહિં. પળવાર તે પોતાની સ્થિતિ ભૂલી ગઇ, વિયોગનું દુઃખ પણ ભૂલી ગઇ, પતિની છબીના દર્શન માત્રથી જાણે પોતાને પતિસમાગમનું સુખ મળ્યું હોય એવો અનુભવ કરવા લાગી, અને પ્રસન્ન ચિત્તે, એકાગ્રતાથી, હર્ષપૂર્વક તે સૌભાગ્યની છબી નિરખવામાં લીન બની ગઇ.

કોઇ ચિત્રકાર ત્યાં હાજર હોત તો એ સમયનું મનોહર ચિત્ર દોરી કાઢત, કોઇ કવિએ એ દ્રસ્ય જોયું હોત તો તે પોતાની કાવ્યસૃષ્ટિમાં અનુપમ કલ્પના ચિત્ર ખડું કરત. કોઇ ભાવિક ભક્ત પ્રભુદર્શનમાં લીન બની પોતાના દેહનું પણ ભાન ભૂલી જાય આવી સ્થિતિ અત્યારે સૌભાગ્યના ચિત્ર દર્શનથી સરલાની થઇ હતી. તે છબી નીરખવામાં તલ્લીન બની.

[ ૫ ]

## તાર શાનો ?

સૌભાગ્યનું ભાગ્ય પેરીસમાં ખૂબ ખીલ્યું. તેના મીલનસાર સ્વભાવ મીઠી જીભ અને ગ્રાહકને સમજાવવાની અજબ કળાને લીધે ગ્રાહકો તેની પેઢી તરફ આકર્ષાતા અને બીજા માણસો હાજર હોય તો પણ સોદા માટે તેની પાસે દોડી જતા. એવું ભાગ્ય બળ કરતું હતું, અને તે ધાર્યું કાર્ય પાર પાડી શકતો. તેના શેઠથી આ વાત અજાણી રહેવા પામી ન્હોતી. વખત આવ્યે તેની યોગ્ય કદર કરવાનો તેણે સંકલ્પ કર્યો હતો.

પેરીસમાં વસતા બીજા દેશી ઝવેરીઓએ સૌભાગ્યને પોતાને ત્યાં રાખી લેવાના યત્નો કર્યાં, પરંતુ સૌભાગ્યે ઉપકાર સહિત એ વાતનો અસ્વિકાર કર્યો. તે ટુંકોજ ઉત્તર આપી દેતો. " આ શેઠના પ્રતાપે હું સુખી થયો છું. જ્યાં સુધી એ પોતે મને છોડે નહિં ત્યાં સુધી મારાથી એમને છોડાય નહિં. એમ કરૂં તો હું વિશ્વાસઘાતી બનું. "

એક દિવસ તે પેઢીની ટપાલ વાંચવા બેઠો તેવામાં તેના નામનો એક પત્ર નિકળ્યો. પત્ર ફોડયો, અક્ષર ઓળખ્યા, તે સરલાનો હતો. દુકાનમાંથી ઉઠી તે અંદર બીજા ખંડમાં ગયો અને પત્ર વાંચ્યો:—

પ્રિય સૌભાગ્ય,

આપે મોકલાવેલી આપની છબી જોઇને હું તો ચકિત થઇ ગઇ. પેરીસમાં તો ખૂબ ખિલ્યા લાગો છો! હું તો આપની છબી જોઉં છું ને મને શેર શેર લોહી ચડે છે પ્રભુ આપની ચડતી કળા કરે.

આપ પધારો ત્યાં સુધી આપની છબીના દર્શન કરીનેજ મારે તો મન મનાવવાનું રહ્યું. અહિંની ચિંતા ન કરશો. એ દિવસો પણ વિતી જશે. માતુશ્રીએ આશિષ કહ્યા છે.

આપની દાસી સરલા.

"કેવી સમજુ સ્ત્રી! વિયોગની વાતોના ટાહ્યલાં કે ઘરસંસારની કુથલીની ઉપાધિથી મને મુક્ત રાખવા માટે તે કેટલી બધી સાવચેતી રાખે છે. પરંતુ હજી એક વર્ષ બાકી. આખું એક વર્ષ! પ્રભુ જાણે એક વર્ષમાં શું શું..." સૌભાગ્ય વિચારમાં પડયો હતો તેવામાં દુકાનના નોકરે આવીને તેના હાથમાં એક બીજો પત્ર મુકયો. સૌભાગ્યની વિચારમાળા અટકી પડી.

મુંબઇથી ઝવેરીનો પત્ર હતો. મુંબઇની તેની પેઢીનો ભાગીદાર જુદો થયો હોવાથી તેણે સૌભાગ્યને કદાચ મુંબઇ બોલાવવો પડશે અને તારથી ચોક્કસ ખબર આપવામાં આવશે એવી મતલબ શેઠે પત્રમાં લખી જણાવી હતી. સૌભાગ્ય હર્ષઘેલો બન્યો.

વતનનું વ્હાલ અનેરું હોય છે. પેરીસ જેવા ઇંદ્રભુવન સમા સ્થળ કરતાં સૌભાગ્યને પોતાનું વતન મુંબઇ વિશેષ વ્હાલું હતું. ગમે ત્યાં જાઓ પરંતુ માણસને પોતાના વતનનો મોહ કદી પણ છુટતો નથી.

હર્ષની ધુનમાં તેણે સરલાને પત્ર લખી નાંખ્યોઃ—

મારી સદગુણી સરલા,

પ્રભુએ તારી દાદ સાંભળી છે. શેઠ મને મુંબઇ બોલાવવા ધારે છે, થોડા દિવસમાં નક્કી થશે તો તારથી તને જણાવીશ. માતુશ્રીની સેવા ચાકરી બરાબર કરજે. એમના શુભાશિષથીજ બધાં સારાં વાનાં થયાં છે.

સૌભાગ્ય.

સરલા તો બિચારી દિવસો ગણતી, રાત દિવસ સૌભાગ્યનું ચિંતવન કરતી કરતી, બહુ મુંઝાય ત્યારે સૌભાગ્યની છબી નીરખતી, સમય ગાળતી હતી. એક દિવસ પાડોશમાં કેટલીક સ્ત્રીઓ રાસડો ગાતી હતી. એક વિરહીણીના ઉદ્‌ગારો તેમના મુખમાંથી નિકળતા હતા........

કારતક મહિને મેલી ચાલ્યા કંથરે વ્હાલાજી
આ પ્રીતલડી તોડીને પડીયા પંથ ન્હારા વ્હાલાજી

× × ×

આ એકલડી અબળાનો દી કેમ જાય મારા વ્હાલાજી

× × ×

આ મહિનાની સેજલડી છે સૂની રે વ્હાલાજી
ગાતરની ઘાટડીયે બીડું કેની મારા વ્હાલાજી

ખરેખર સરલાની સેજલડી સુની હતી. તેનો પીયુ પરદેશમાં હતો. તે એકલી અટુલી વિયોગી જીવન ગાળતી હતી.

વળી બીજો રાસડો ઉપડયોઃ—

મહા મહીને નવ કરીયે નાથ મુસાફરી,
ઘણું સાટે જઇ લાવો ખારી જાર જો;
વહેંચીને જમશું રે મારા વ્હાલમા,
જરૂર જાવા નહિ દઉં ઘરથી બહાર જો—
એ મહિને નવ જઇએ પીયુ પરદેશમાં.
ફાગ રમે ફાગણમાં નર ને નારીયો,
ઘેર ઘેર નૌતમ કૌતક નવલાં થાય જો;
જે નારીનો નાવલીયો નાંખી ગયો,
કહો તેણે કેમ નજરે જોયું જાય જો—
એ મહિને.
ભાદરવો ભર જોબનનો ફરી નહી મળે,
વહી જાશે જેમ નદીઓ કેરાં નીરજો;

એવાં રે દીવસ એળે નવ કહાડીએ,
વાત વિચારી જુઓ નણંદના વીર જો—
એ મહિને.

× × ×

આ સ્ત્રીઓ પોતાને મેણાં તો ન મારતી હોય ? તેનો નાવલીયો—સૌભાગ્ય કલ્પનામાં ખડો થયો. રાસનો શબ્દે શબ્દ તેણે યાદ કર્યો અને તેનું હૃદય વિંધાયું. આખી રાત એને ઉંઘ ન આવી. એ રાસના—એ વિરહિણીના શબ્દોના ભણકારા વાગવા માંડયા અને તેની વિરહવ્યથાનો પાર ન રહ્યો.

અસ્વસ્થ ચિત્તે તે સવારે ઉઠી, ઘરકામમાં વળગી, પરંતુ તેનું ચિત્ત એકે કામમાં ન પરોવાયું.

સ્નાન પુજામાંથી પરવારી તે તુળસીને પાણી રેડવા ગઈ, એવામાં તારવાળો આવ્યો. સરળાને ફાળ પડી. કદી નહિ ને આજે તાર શાનો ?

ધ્રુજતા હાથે તેણે તાર લીધો, ફોડયો અને વાંચ્યો. સરલાએ અંગ્રેજી પાંચ ધોરણ સુધી અભ્યાસ કર્યો હતો; અને વાંચનના શોખથી એ ભાષાનું જ્ઞાન વધાર્યું હતું.

' આજે સ્વાના થઇ મુંબાઈ આવું છું—સૌભાગ્ય ' તારમાં માત્ર આટલાજ શબ્દો હતા. આ શું ! અચાનક મુંબઇ આવવાનું ? કંઇ સાજા માંદા તો ન હોય ? કદાચ કંઇ આફત પણ આવી હોય ! પરદેશમાં અનેક પીડા ઉભી થાય. કોને ખબર શું હશે. હે દીનાનાથ ! તુંજ અનાથનો નાથ અને તારણહાર છો, મારો જીવનસૌભાગ્યની રક્ષા કરનાર તુંજ સર્વશક્તિમાન છો.

તુળસીમાતાને પ્રણામ કરી તે ઘરમાં ગઇ, સાસુને તારની વાત કરી. સૌભાગ્યના આવવાના ખબરથી આનંદ થયો, પરંતુ આમ એકાએક આવવાનું શું કારણ હશે એ વિચાર આવતાં અનેક શંકાઓ અને ચિંતા થવા લાગી.

એવામાં ટપાલ આવી. આજે 'મેલ ડે' ન્હોતો. એટલે સરલા ટપાલ માટે ઉત્સુક ન્હોતી. પરંતુ આજની ટપાલમાં સૌભાગ્યનો પત્ર જોઇ તે આશ્ચર્યચકિત થઇ. પત્ર વાંચતાં બધો ભેદ ખુલ્લો થયો. સૌભાગ્યે મુંબઈ આવવા માટે પત્ર લખ્યો હતો તેજ આ પત્ર.

" માજી, આ તો એમણે પ્રથમ પત્ર લખેલો અને પછી ચોક્કસ થયું ત્યારે તાર કર્યો હશે, પત્ર તો અઠવાડીયા પહેલાં આપણને મળવો જોઇતો હતો.

" ત્યારે એમ કહો ને કે ટપાલવાળાની ગફલતને લીધે આપણે નાહક ચિંતામાં અધમુઆ થઇ ગયા. " ડોશીએ ટપાલવાળાનો દોષ શોધી કાઢયો.

સાસુ વહુ બંને હવે આતુરતાથી સૌભાગ્યના આગમનની રાહ જોવા લાગ્યા. સરલાને તો કયારે સૌભાગ્ય આવે અને તેના સ્નેહ સમાગમનો અનુપમ લ્હાવો લઉં એવું થઇ રહ્યું. વિરહ વ્યાકુળ વલ્લભા વ્હાલમની વાટ જોતાં કંઇકંઇ કલ્પનાના તરંગોમાં વિહરવા લાગી

[ ૬ ]

## પતિદર્શન—સોનાનો સૂરજ !

સરલાનો સૌભાગ્ય આજે આવવાનો છે, તેના સ્વાગત માટે સરલાએ કંઇ કંઇ તૈયારી કરી છે. પોતાના ભાઈ અને બીજા સંબંધીઓને લઇને તે પોતાના સ્વામિનો સત્કાર કરવા માટે સ્ટીમર પાસે બંદર ઉપર આવી છે.

સૌભાગ્યે બંદર ઉપર પગ મુકયો અને સરલાનો આનંદ ઉછળ્યો. તેના સગા વ્હાલા ત્યાં ન હોત તો તેના મુખમાંથી હર્ષનાદ નિકળી પડત અને સૌભાગ્યના ચરણે તે પડી હોત. પરંતુ તેણે મન ઉપર કાબુ રાખ્યો.

પોતાના હાથથીજ પરોવેલી પુષ્પમાળ તેણે સૌભાગ્યના કંઠમાં આરોપતી વખતે આંખોના પલકારાથી 'વાયરલેસ'ની માફક

તેના ચિત્રની કદર થઇ નહિ. કોઈ પણ સં-પાદક કે તંત્રી તેનાં ચિત્રોની કીમત આપી ખરીદવાને તૈયાર હતો નહિ. હા ! જો તે તેમને મફત છાપવા મોકલતો તો તે લોકો તેની ખુશામત કરીને જલદી મેળવવાને અને પ્રગટ કરવાને તૈયાર થતા. ભલા ! આવા સખત કટોકટીના પ્રસંગમાં કે જેને એક ટંકની રોટલી પણ ખાવાના સાંસા હતાં.

પરંતુ આવી અવસ્થામાં પણ પ્રભાએ પોતાના પતિને બરાબર ધૈર્ય આપીને એકજ ધંધામાં મશગુલ કર્યો. હાલ તેમનો ઘરખર્ચ પણ ઘણીજ કઠણ રીતે ચાલતો હતો. તો પણ પ્રભા એવું નહોતી ઇચ્છતી કે પોતાના પતિ પોતાની ઐચ્છિક કળાને છોડીને પોતા-ના જીવનનિર્વાહ માટે બીજા ધંધામાં લાગી હૃદયને દુઃખી કરે, અને મને મનગમાની ચીજો પુરી પાડે. વખત મળતા પોતાના પતિ સાથે પોતાની મેળેજ ચિત્રકળા શીખતી. ફોટોગ્રાફ-માં તો તેણે સંપૂર્ણ નિપુણતા મેળવી હતી. ( એટલે કે તે ફોટાઓ ઘણી સ્હેલાઇથી પાડી શકતી હતી. ) ભારતમાં સંપાદન-કળા પણ હાલમાં એક વ્યવસાયરૂપ બની ગઇ છે. મૂડી કમાવા માટે દરેક માણસ કાંઇ ને કાં-ઇ પત્ર કાઢવા મંડી જાય છે, અને થોડા દિવસોમાં ગ્રાહકોના પૈસા હજમ કરીને પત્ર-નું દેવાળુ કાઢી બેસી જાય છે. પોતામાં પત્ર કાઢવાની લાયકાત ન હોવા છતાં પણ તેવો પ્રયત્ન આદરે છે, અને પોતાના પત્રમાં બીજા કોટા મોટા લેખકોના લેખો અનુવાદ અથવા ઉધૃત કરી પ્રસિદ્ધ કરે છે. પરંતુ નવીન લેખકોના યોગ્યતાપૂર્ણ લેખો પણ આવા સંપાદકો હસી કાઢીને ધન્યવાદ સહ પ્રગટ કરવાની અનિચ્છા દર્શાવે છે. આવીજ અવસ્થા ચિત્રકારોની પણ છે. તો પછી બીચારા ભીમરાવની ખબર કોણ લે ? પ્રભા-ના અત્યંત આગ્રહથી ભીમરાવે પોતાનું મન સ્થંભ કરીને એક સુંદર છબી તૈયાર કરી " વિજય " નામના માસીકમાં મોકલી હતી. સંપાદક મહાશયે ભીમરાવને તે ધન્યવાદ સાથે પાછી મોકલીને નીચે પ્રમાણે ગર્વ ગળિત ટીકા લખી મોકલી હતી:

" મહાશયજી ! ૨૨ મી ડિસેંબરે લંડનમાં આખી દુનિયાની ચિત્રકળાનું પ્રદર્શન ભરાવાનું છે.તેમાં ( Anxiety ) "ચિન્તા"નું આબે-હુબ ચિત્ર ચીતરનારને ત્યાંની રોયલ સોસાઇ-ટીએ એક લાખ રૂપીઆનું ઇનામ આપવા કાઢયું છે. તો અમો આશા રાખીએ છીએ કે આપ પણ આપની ચિત્રકળાને તે પ્રદર્શનમાં ભારતની ચિત્રકળારૂપે મોકલવા કૃપા કરશોજી.

એજ. લી. આપનો...સંપાદક.

ચિત્રને પાછું આવેલું જોઇને કાંઇ વિસ ભીમરાવને શોક થતો નહિ કારણકે તે આ વાત પહેલેથીજ જાણતો હતો. પરંતુ સંપા-દકના તિક્ષ્ણ કટાક્ષથી તેના હૃદયને એવો આઘાત લાગ્યો કે તેને બધું સુંતું સુનું ભાસ-વા લાગ્યું. તેને પોતાના જીવનપર તિરસ્કાર ઉપજ્યો. સંપાદકની નીચતાપૂર્ણ કટાક્ષથી, ક્રોધ અને ભવિષ્યની ચિંતાથી ઘેરાઇ ગયો અને તેજ વિચારમાં તલ્લીન બની જઇ આરામ ખુરશી ઉપર લાંબો થયો. પોતાનું ભવિષ્ય કાળું દેખાવા લાગ્યું. નિર્વાહ માટે કમાવાના વિચા-રોએ આખા શરીરને હચમચાવી નિર્માલ્ય કરી નાંખ્યું કે જેના કારણથી વિચારમાં ને વિચા-રમાં પોતેજ ચિંતાની પ્રતિમારૂપ બની ગયો.

ભીમરાવને જમવા આવનાં વાર થઇ એટલે પ્રભા તેના રૂમમાં દાખલ થઇ. તેની આ વખતની વિલક્ષણ મુખમુદ્રા જોઇને પ્રભા પણ સ્તબ્ધ બની ગઇ. એટલામાં તેને એક બીજો વિચાર સૂઝયો. ફોટાનો કેમેરો તૈયાર હતો. પ્લેટ પણ ભરેલીજ હતી આથી પ્રભાએ એજ દશામાં ભીમરાવનો ફોટો લીધો, અને મનમાં બોલી કે, કોઇ વખત તેમને આ ચિત્ર

બતાવીને કહીશ કે ભલા ! તમે આવા ચિંતા-ગ્રસ્ત કેમ રહો છે ?

"વિજય" માસિકના સંપાદકની વાત ભીમરાવને બરાબર લાગી ગઇ હતી, અને તેણે પ્રદર્શનમાં ચિત્ર મોકલવાનો અને તંત્રીસાહેબને યાદ દેવડાવવાનો નિશ્ચય પણ કરી લીધો હતો.

બસ હવે તો તે રાત્રિ દિવસ ચિત્રના ભાવ નિહાળવા વિચારમાં મગ્ન રહેતો. શહેરની એકે એક ગલી કુંચીમાં અને બહાર જંગલમાં, વાડીઓમાં, ખેતરોમાં બરાબર આવી ચિંતામાં ફર્યાં કરતો કે કોઇ સૌથી અધિક ચિંતાવાળો મનુષ્ય તેના જોવામાં આવે કે તરતજ તેના ભાવ તથા મુખમુદ્રાની નકલ કરી લે; પરંતુ તેને બરાબર ચિંતાપ્રદ દેખાવ કયાંઇ મળી શકયો નાહ. પ્રદર્શનના દિવસો પણ નજીક આવવા લાગ્યા. આથી તેની ચિંતામાં વધારો થવા લાગ્યો.

પ્રભાએ એક દિવસ આવી ભીષણ ચિંતાનું કારણ પૂછ્યું, પણ જવાબ મળ્યો નહિ. પરંતુ પ્રભાએ બહુજ હઠ કરવાથી ભીમરાવે સંપાદકના ઉત્તરથી માંડીને આજદિન સુધીનો બધો હેવાલ કહ્યો. પ્રભાએ તેના જવાબમાં ઘણીજ પ્રસન્નતાથી કહ્યું: "આપ તેને માટે વધારે ચિંતા ન કરો. કાલે હું આપને એવો માણસ બતાવી દઉં તો ? ભીમરાવે તેની વાતને હસવામાં ઉડાડી દીધી.

× × ×

બીજે દિવસે પ્રભાએ ભીમરાવને એક ફોટો બતાવીને કહ્યું. "દુનિયામાં આથી પણ સરસ કોઇ ચિંતાવાળી પ્રતિમા છે ખરી ? આની રંગીન સુંદર કોપી પ્રદર્શનમાં મોકલો. ઇશ્વર કૃપાથી તો આ પ્રદર્શનમાં આપનેજ ઇનામ મળશે. પરંતુ તેમાંથી અર્ધો ભાગ હું લઇ લેવાન......ઇ !"

ચિત્રને જોઇને ભીમરાવ સ્તબ્ધ બની ગયો ! આ તો પોતાનુંજ ચિત્ર હતું. પરંતુ ખરેખર આ સંસારમાં આથી સરસ ચિંતાની પ્રતિમા મળી શકવાની છે ખરી ? તદ્દન આબેહુબ ભાવ હતો. જાણે ચિંતાદેવી જાતેજ પધારેલાં ન હોય !

ભીમરાવની ચિંતાગ્રસ્ત અવસ્થાની રંગીન પ્રતિમા લંડનના પ્રદર્શનમાં રાખવામાં આવી. યુરોપના મોટા મોટા ચિત્રકારો પણ આ ચિત્રની સ્વાભાવિકતા પર આફ્રીન બની ગયા. ભીમરાવને સોસાઇટી તરફથી પહેલા ઇનામના એક લાખ રૂપિયા મળ્યા. તે ચિત્રને પણ ત્યાંના એક ધનાઢય લૉર્ડે પોતાના દિવાનખાનામાં રાખવા માટે પાંચ હજાર રૂપીઆમાં ખરીદ્યું.

થોડા દિવસ પછી ભીમરાવને પેરીસની એક કંપનીએ લખ્યું કે આપનાં દરેક ચિત્ર અમારે ત્યાં અમારી કંપનીદ્વારા છપાયા કરે. આ બદલ અમે તમને માસિક રૂપીઆ બસો આપીશું અને વળી ચિત્રના વેચાણથી જે નફો થશે તેમાંથી અર્ધો ભાગ પણ તમને જુદો આપીશું ! ભીમરાવે ઉપરની માગણી ઘણાજ આનંદથી સ્વીકારી લીધી.

હવે દશપંદર દિવસ પછી ભીમરાવ અને પ્રભા પોતાના દિવાનખાનામાં બેસી આનંદ કરી રહ્યાં છે. એવામાં પ્રભાએ જરા આનંદમાં કહ્યું: "વિજય" માસીકના સંપાદકને એક ધન્યવાદ પત્ર લખી મોકલો. તેની કૃપાનું તો આ પરિણામ છે. " ભીમરાવે હસીને કહ્યું: "વાત તો ઠીક છે. પરંતુ તેનાથી પણ વધુ ધન્યવાદ તો હું પહેલો તને દેવાનો !"

એવામાં નોકરે આવી ભીમરાવના હાથમાં ટપાલ મુકી. ટપાલમાં "વિજય" માસકના સંપાદકનો એક પત્ર તથા "વિજય" માસિકની એક નકલ નજરે પડયાં. પત્રમાં મહાશયે ક્ષમા માગી છે, તથા તેના માસિકમાં સૌથી પહેલું ચિત્ર ભીમરાવનું રાખ્યું છે. અથવા તો કહીએ કે ભારતમાં આદર્શ કળાના નમુનારૂપ વિલાયતમાં ઇનામ મેળવનાર તેજ ચિંતાની મૂર્તિ હતી.

# " નવલ વર્ષનાં નવચેતન ! "

લેખક: શ્રીયુત " હૃદયયોગી ".

( રાસ ).

સખીઓ નવલા વર્ષે નવચેતન ઉર ધારીએ હો બ્હેન !
કહો વિસારીએ તે કેમ ?
જીવન તારીએ હો બ્હેન !
સખીઓ દિવ્ય જ્યોતના પ્રકાશને સ્વિકારીએ હો બ્હેન !
તિમીર સૌ ટાળીએ હો બ્હેન ?
કહો વિસારીએ તે કેમ ? ૧

સાખી: થાય શરૂ વિક્રમ તણું, આજ નવલ શુભ વર્ષ;
ન્હાય બધાં શુદ્ધ ભાવથી, પામે જગ ઉત્કર્ષ.
ભૂરાં ઝેર વેર સૌ અંતરથી ધિક્કારીએ હો બ્હેન !
જરૂર વિસારીએ હો બ્હેન !
તત્ત્વ વિચારીએ હો બ્હેન ! ૨

સાખી: પ્રગટો શાન્તિ જગત્માં, સુખીયાં સૌ કો થાય;
યાચો સરજન હારથી, શોક તાપ સૌ જાય.
ન્હાવો જન્મભૂમિનું ઇષ્ટ, ધર્મ સંભાળીએ હો બ્હેન !
મમતા બાળીએ હો બ્હેન !
સત્ય સ્વિકારીએ હો બ્હેન ! ૩

સાખી: નવ ચેતન પ્રભુ પ્રેરશો, અખિલ વિશ્વ તે ન્હાય;
ક્ષમા કરો અમ દોષ સૌ, ભય-ભવનો દૂર થાય.
એવા હૃદયભાવ સૌ થાવ સફળ તેમ ધારીએ હો બ્હેન !
કહો વિસારીએ તે કેમ ?
પ્રભુ સંભારીએ હો બ્હેન ! ૪

સાખી: જગ પાળક કરૂણાનિધી, અમો બધાં તમ બાળ;
વંદન કરીએ વ્હાલથી, સુધાર સામ્પ્રત કાળ.
રૂડાં શિયળ કેરાં ધર્મસૂત્ર સ્વિકારીએ હો બ્હેન !
ભાવે પાળીએ હો બ્હેન !
જીવન ઉદ્ધારીએ હો બ્હેન ! ૫

## જાપાનની સ્ત્રીઓ.



પંખા સાથે નાચ.

# " નુવલ વૃર્ષનાં નુવચેતન ! "

લેખક: શ્રીયુત "હૃદયયોગી".

( રાસ ).

સખીઓ નવલા વર્ષે નવચેતન ઉર ધારીએ હો બ્હેન !
કહો વિસારીએ તે કેમ ?
જીવન તારીએ હો બ્હેન !
સખીઓ દિવ્ય જ્યોતના પ્રકાશને સ્વિકારીએ હો બ્હેન !
તિમીર સૌ ટાળીએ હો બ્હેન ?
કહો વિસારીએ તે કેમ ? ૧

સાખી: થાય શરૂ વિક્રમ તણું, આજ નવલ શુભ વર્ષ;
સ્હાવ બધાં શુદ્ધ ભાવથી, પામે જગ ઉત્કર્ષ.
બૂરાં ઝેર વેર સૌ અંતરથી ધિક્કારીએ હો બ્હેન !
જરૂર વિસારીએ હો બ્હેન !
તત્ત્વ વિચારીએ હો બ્હેન ! ૨

સાખી: પ્રગટો શાન્તિ જગત્માં, સુખીયાં સૌ કો થાય;
યાચો સરજન હારથી, શોક તાપ સૌ જાય.
સ્હાવો જન્મભૂમિનું ઈષ્ટ, ધર્મ સંભાળીએ હો બ્હેન !
મમતા બાળીએ હો બ્હેન !
સત્ય સ્વિકારીએ હો બ્હેન ! ૩

સાખી: નવ ચેતન પ્રભુ પ્રેરશો, અખિલ વિશ્વ તે સ્હાય;
ક્ષમા કરો અમ દોષ સૌ, ભય-ભવનો દૂર થાય.
એવા હૃદયભાવ સૌ થાવ સફળ તેમ ધારીએ હો બ્હેન !
કહો વિસારીએ તે કેમ ?
પ્રભુ સંભારીએં હો બ્હેન ! ૪

સાખી: જગ પાળક કરૂણાનિધી, અમો બધાં તમ બાળ;
વંદન કરીએ વ્હાલથી, સુધાર સાગ્રત કાળ.
રૂડાં શિયળ કેરાં ધર્મસૂત્ર સ્વિકારીએ હો બ્હેન !
ભાવે પાળીએ હો બ્હેન !
જીવન ઉદ્ધારીએ હો બ્હેન ! ૫



# જાપાનની સ્ત્રીઓ.

લેખિકા: સૌ. હંસાબ્હેન મહેતા, બી. એ.

હાલમાં પ્રગતિની દ્રષ્ટિએ જોતાં એશિયાના દેશોમાં જાપાન સૌથી આગળ ગણાય છે. એના મુખ્ય કારણોમાંનું એક તો ત્યાંની સ્ત્રીઓની સુધરેલી સ્થિતિજ ગણી શકાય. જેને હિંદનો તેમજ ચીનનો ઇતિહાસ ખબર છે તેને જણાશે કે ઉપરાછાપરી પરદેશી હુમલાને લીધે આપણું સમાજ બંધારણ છિન્નભિન્ન થઇ ગયું. રીત રીવાજો બદલાયા એમાં ખાસ તો સ્ત્રીનેજ સહન કરવું પડયું. સ્ત્રી પ્રતિષ્ઠા ધીમે ધીમે લોપ થઇ. આજની સ્ત્રીઓની સ્થિતિ જોતાં સમાજ-કેરનો સડો છે, તે કહેવાની જરૂર નથી. જાપાનની સ્ત્રીઓને આટલી અધોગતિએ કોઇ વખત પહોંચવું પડયું નથી. મંગોલ સરકાર કુબ્લાઇખાને ચીન જીત્યા પછી જાપાનને જીતવાનો ઘણો પ્રયત્ન કર્યો અને એ પ્રયાસમાંજ મરણ પામ્યો. જાપાનને શુભ નસીબે મોગલોનો ત્યાં પ્રવેશ થયો નહિ અને સ્ત્રીની દશા પલટાતી રહી. પરંતુ જાપાનની સંસ્કૃતિ ચીનને આભારી છે એટલે ચીનના ઘણા રિવાજો જાપાનમાં દાખલ થયા હતા. ચીનના સંસર્ગથી જાપાનમાં સ્ત્રી પ્રત્યેના વિચારો બદલાયા હતા. ત્યાંનો એક લેખક લખે છે કે ચીનના કન્ફયુશીયસ ધર્મ અને હિંદના બુદ્ધધર્મના ફેલાવાએ જાપાનની સ્ત્રીઓને એની ઉંચ બેઠકપરથી નીચે ગબડાવી. ચીનમાં માન્યતા હતી કે સ્ત્રીને જ્ઞાન આપવાથી એના



સદ્‌ગુણો ધરે છે. આ વિચાર જાપાનમાં ફેલાયો એટલે સ્ત્રીકેળવણી જે અસલ ઉચ્ચ પ્રકારની હતી તે ફક્ત ઘરગથુ જ્ઞાન આપવામાંજ સમઇ. આ સ્થિતિ લગભગ ઇસવીસનના સત્તરમા સૈકા લગી ચાલી. જોકે દસમા સૈકામાં ઉચ્ચ વર્ગની સ્ત્રીને સારા પ્રકારની કેળવણી અપાતી અને તે અરસામાં ઘણી નામાંકિત સ્ત્રીઓ પણ થઇ ગઇ. તોપણ સાધારણ સ્ત્રીઓમાં તો નહિ જેવીજ કેળવણી હતી. સત્તરમાં સૈકા લગી જાપાનમાં ધાર્મિક શિક્ષણને મહત્વ અપાતું પણ ત્યારપછી અન્ય શિક્ષણની મહત્તા વધી તેની સાથે સ્ત્રીકેળવણીના હીમાયતીઓ બ્હાર આવવા માંડયા. માત્ર ઘરગથુ અને હાથ કારીગરીના શિક્ષણ ઉપરાંત સ્ત્રીઓને વાંચવા લખવાનુ પણ જ્ઞાન અપાવા માંડ્યું. પરંતુ જેમ હિંદુસ્થાનમાં હાલમાં થાય છે કે સ્ત્રી ઉપયોગી પુસ્તકો એટલે સતી ચરિત્રો, સ્વામીનાથની સેવા કેમ કરવી, ગૃહલક્ષ્મી કોને કહેવાય, ટુંકાણમાં સ્ત્રી પુરૂષને આધીન કેમ રહે એવીજ રીતે જાપાનમાં પણ એવાં પુસ્તકો લખાતાં સ્ત્રી સદ્‌ગુણી અને પુરૂષ ઉપયોગી કેમ થાય એવાં શિક્ષણ પર વધારે ભાર મુકાતો.



એ જમાનો પણ બદલાયો. જાપાનનો ઉદય લગભગ ઇ. સ. ૧૮૬૮ થી જેને ત્યાં મેજી સમય કહે છે ત્યારથી થયો. તે અરસામાં જાપાન યુરોપ અને અમેરિકાના સંસર્ગમાં આવ્યું. આ સંસર્ગને પરિણામે જાપાને રાતો રાત પોતાનું રૂપ બદલી નાખ્યું એમ કહીએ તો ચાલે. પાશ્ચાત્ય પ્રતાપ ધીમે ધીમે પોતાને ત્યાં દાખલ કરવા માંડ્યું અને જોતજોતામાં અનેક નવા ધારાઓ

## જાપાનની સ્ત્રીઓ.



પંખા સાથે નાચ.

પુરતું લક્ષ આપીને તેને થોડા સમયમાં સારા પાયા પર મૂકવા માટે કેળવણીના હિતેચ્છુઓ બનતો પ્રયાસ કરશે એવી આશા છે.

**કેળવણીની ઉપયોગિતા**

મનુષ્યના સામાજીક તેમજ વ્યક્તિ તરીકેના જીવનમાં કેળવણીની ઉપયોગિતા તેમજ સુખ એનું મિશ્રણ થઇ શકે તો જ કેળવણીનો હેતુ પાર પડયો ગણાય. હાઇસ્કૂલ તથા યુનીવર્સીટીમાં અપાતી કેળવણી આ હેતુ બહુ થોડે અંશે સાધી શકે છે. જે સંયોગોમાં મનુષ્ય આવી પડે તેમાં પોતાનો નિર્વાહ કરી શકે અને નવરાશના વખતમાં કુટુંબની તેમજ સમાજની ઉન્નતિ માટે પોતાની લાયકાત તથા આવડત પ્રમાણે પ્રયત્ન કરી શકે એટલી કેળવણી તો દરેક મનુષ્યે લેવીજ જોઇએ. આપણા દેશમાં સ્ત્રીઓને ઘણું કરીને ભરણ પોષણની ચિંતા હોતીજ નથી. ઘરની બરોબર વ્યવસ્થા, છોકરાંઓની સંભાળ તથા પતિની સેવા એટલામાંજ સ્ત્રીઓનું આદર્શજીવન ઘણે ભાગે તો આવી જાય છે. સ્ત્રી કેળવણીના પ્રચારને લીધે હવે સ્ત્રીઓની સામાજીક પ્રવૃત્તિ દિવસે દિવસે વધતી જાય છે, પણ કેળવાએલી સ્ત્રીઓની સંખ્યા હજી બહુજ થોડી છે, માટે સામાન્ય રીતે સ્ત્રીના જીવનમાં આ ત્રણેજ બાબતનો સમાવેશ થાય છે એમ કહીએ તો ખોટું નહીં ગણાય. હવે ગૃહવ્યવસ્થા, બાળક ઉછેરવાનું તેમજ પુરૂષને અનુકૂળ થવું એ ત્રણે હેતુઓ કેળવણી બહુ સારી રીતે પાર પાડી શકે એમ છે. આપણામાં સ્ત્રીઓની પરણવા લાયક ઉમ્મર લગભગ સોળ વર્ષે થાય છે તો તેટલા સુધીમાંજ સ્ત્રીઓને શાળાઓમાં એ સર્વ વિષયો સંબંધી જ્ઞાન આપી દેવામાં આવ્યું હોય તો તે તેમને સંસારમાં બહુ ઉપયોગી થઇ પડે. શાળાની કેળવણીમાં તેમને દરેકે દરેક કામ ઘણી સારી રીતે કરી શકે તેવી ટેવ પાડવી જોઇએ, તેમજ તેઓ જે કંઇ વાંચે તે બરોબર રીતે સમજે, તેમાં પૂરેપૂરો રસ લે અને સારાસાર વિચાર કરી શકે એટલું જ્ઞાન તેમને મળવું જોઇએ. એટલું થાય તો સ્ત્રીઓને લગ્ન કર્યા પછી શાળા ઇત્યાદિની મદદ વગર નવરાશનો વખત ઉપયોગી રીતે ગાળવામાં કોઇ રીતનો અંતરાય નહીં નડે. કારણ કે માણસનો સ્વભાવ એવો છે કે જો એકવાર એક વિષયમાં તેને રસ પડયો તો પછી બનતાં સુધી તો તેને તે છોડી નહીંજ દે.

**સ્ત્રીઓ માટેનું સાહિત્ય.**

અહીં એટલું કહેવાની જરૂર છે કે જ્યારે આપણે સાહિત્યમાં રસ લેનારી સ્ત્રીઓ કેળવવા પ્રયાસ કરીએ છીએ ત્યારે બીજી બાજુ તેમની જરૂરીયાત પૂરી પાડે તે પ્રકારનું સાહિત્ય તેમને પૂરું પાડવાની પણ આપણી ફરજ છે એવું અને એટલું સાહિત્ય આપણી ભાષામાં જોઇએ તેટલું તો નથી એમ કહીએ તો આપણા સાહિત્ય સેવકોની નિંદા કરી તો નહીંજ ગણાય, પણ તેમને વધારે તનમન દઇને એકલી નવલકથાઓમાંજ નહીં પણ બીજા ગંભીર વિષયોમાં પણ પોતાની ઉચ્ચ શક્તિનો વ્યય કરવા સૂચવવામાં પ્રોત્સાહન રૂપજ થશે.

વળી જે સ્ત્રીઓને ધંધા અર્થે અથવા કેવળ શિક્ષણનેજ અર્થે ઉંચું શિક્ષણ લેવાની ઇચ્છા હોય તેમને માટે તો હાઇસ્કૂલ તથા યુનીવર્સીટી ઉઘાડાંજ છે એ ઉંચી કેળવણી ઘણી સ્ત્રીઓને સર્વાંશે ઉપયોગી નથી હોતી. આપણા દેશમાં જ્યાં ઘણી જગ્યાએ પુરૂષોને પણ એ કેળવણી ખર્ચાળ લાગવાથી છોડી દેવી પડે છે ત્યાં સ્ત્રીઓને તેમ થવાનો વધારે સંભવ છે એમાં નવાઇ નથી.

બીજો વિચારવા જેવો પ્રશ્ન વિધવાઓનો છે. આપણા સમાજના બંધનમાં વિધવાને કાંતો પોતાના કુટુંબના વડિલના ઉપર પોતાના ભરણપોષણનો આધાર રાખવો, કાંતો પોતાનાં પિયરના કુટુંબમાં જઇ રહેવું અથવા છાની રીતે કંઇ પરચુ ધંધો કરી કરી પોતાનો નિર્વાહ ચલાવવો એ ત્રણજ રસ્તા ખુલ્લા છે. સ્ત્રી વિધવા થયા પછી કંઇ શિક્ષણ લેવા માંડે તો તે તો સાધારણ રીતે ઘણું મોડુંજ ગણાય. માટે સ્ત્રીના પ્રાથમિક તથા માધ્યમિક શિક્ષણમાંજ કંઇ એવી રીતની વ્યવસ્થા થવી જોઇએ કે કર્મ સંજોગે તેના પોતાના ઉપર પોતાની તથા પ્રજા હોય તો તેની આજીવિકાનો બોજો આવી પડે તો તે સરળ રીતે ઉપાડી શકે. આ પ્રશ્ન સ્ત્રીઓના હિતમાં હોવાને લીધે ખાસ વિચારવા જેવો છે પણ તેને અહીં અવકાશ નથી.



ચિત્રકાર: ] પનિહારી. [ શ્રીયુત ધુરંધર, એ. એમ



વર્ષ ૨ જું.　　　　ડીસેમ્બર ૧૯૨૪.　　　　અંક ૪ થો.

# પનિહારી !

પનિહારી ! પનિહારી !
　જરા ધીરી ધીરી ધીરી ચાલ:
　જળે ભીંજે ત્હારી ચુંદલડી રે. ૧

પનિહારી ! પનિહારી !
　સૂરજ સમ ચળકે તુજ ગગરી:
　નયન વિકાસી નિરખે નગરી:
　　ધીરી ધીરી ધીરી ચાલ:
　જળે ભીંજે ત્હારી ચુંદલડી રે. ૨

પનિહારી ! પનિહારી !
　જમુનાજળ મહીંથી ઉભરાયે:
　ઉભરાઇ એ તુજ પર ઢોળાયે:
　　ધીરી ધીરી ધીરી ચાલ:
　જળે ભીંજે ત્હારી ચુંદલડી રે: ૩

પનિહારી ! પનિહારી !
　મુખડું ભીંજાયું. પાંપણ ભીંજાઇ:
　પચરંગી આ ચુંદડી રંગાઇ:
　　ધીરી ધીરી ધીરી ચાલ:
　જળે ભીંજે ત્હારી ચુંદલડી રે: ૪

"રમેશ".



# સ્ત્રી પુરુષની સમાનતા એટલે શું ?

લેખિકા :
સૌ. જ્યોત્સના ધર્મેન્દ્રનાથ શાસ્ત્રી.

સ્ત્રી પુરુષની સમાનતાનો સવાલ સાંભળતાં સુધારકોને શેર લોહી ચઢે છે, જ્યારે જુના વિચારવાળાઓને સૂગ આવે છે. એથી આ લેખ લખતાં મારે સવિનય જણાવી દેવું જોઇએ કે સ્ત્રીએ પોતાનું ગૃહિણી કે ગૃહરાજ્ઞી પદ બરાબર સંભાળીને પતિની હાજરીમાં તેના સહાયક અને પતિની ગેરહાજરીમાં તેનું કાર્ય ઉઠાવી લેવા પોતની સ્થાનાપન્ના બની જવા એટલી તાલીમ મેળવવી જોઇએ. અર્થાત્ જ્ઞાન સંપાદન કરવામાં પુરુષના જેવો એને સમાન હક છે. એટલુંજ નહિ પણ આવશ્યકતા પડતાં પુરુષની સમાન કાર્ય કરવાની કુશળતા મેળવવી એ પણ કર્તવ્ય છે. નહિ કે હાલની સફ્રાજિસ્ટોની માફક ઘરબાર છોડીને ટોળાં મળી રાજ્યાધિકાર મેળવવાને ઇંટ પથરો ફેંકી હુલ્લડો મચાવવા.

## (૧) પાશ્ચાત્ય સુધારાની ભયંકરતા.

પશ્ચિમ પાસેથા પૂર્વે આજ સુધીમાં અનેક દોષો ગ્રહણ કર્યા છે. પણ બીજા બધા કરતાં એક દોષ ઘણોજ ભયાનક છે, જેનું વર્ણન કરવાની જરૂર જણાય છે. પશ્ચિમ આપણને પ્રકૃતિપૂજન ભલે કદાચ શીખવે. એથી આપણું કાર્ય કંઇને કંઇ તો ચાલશેજ. તે આપણને આડંબરપ્રિયતાનો પાઠ ભલે ભણાવી દે, તો પણ આપણું બહુ નહિ બગડે. પરન્તુ જ્યાં પશ્ચિમે પૂર્વની સ્ત્રીજાતિ પર પોતાનો પ્રભાવ પાડવો આરંભ કર્યો ત્યાં સમજી લેવું જોઇએ કે હવે પૂર્વના દિવસો પૂરેપુરા ખરાબ ચૂકયા છે. પૂર્વમાં જો કોઇ શ્રેષ્ઠ વાત હોય તો તે એ છે કે પત્નીનો પૂજ્ય દેવ પતિજ છે, અને પૂજાનું મંદિર ગૃહ છે. અહિં ધર્મપત્નીને ગૃહપત્ની કહી છે. પૂર્વીય આદર્શોનો મહિમા આ શબ્દોમાંજ સંપૂર્ણ સમાઇ જાય છે. જો પતિત ભારતવર્ષને નષ્ટ થતાં બચાવનાર કોઇ ચીજ હોય તો તે સ્ત્રીજાતિની શુદ્ધતા, પતિપ્રેમ, અને ગૃહસ્થિત્વ છે. અરે! એકલાં ફક્ત ભારતવર્ષનુજ શું કહેવાનું છે, પણ આખી પૃથ્વી પરના દરેક દેશોની રક્ષાનો ભાર માતૃશક્તિ પરજ અવલંબિત રહે છે.

## (૨) ગૃહ રક્ષા એજ સ્ત્રી ધર્મ છે.

સ્ત્રીજાતિનો વાસ્તવિક ધર્મ શું છે? આપણાં શાસ્ત્રોનું કથન છે કે સ્ત્રીજાતિનું વાસ્તવિક કાર્ય ગૃહરક્ષા છે. ગૃહની રક્ષા માટે જે જે કાર્યો કરવાં પડે છે તે બધાં કરવા માટે સ્ત્રી જાતિને ઇશ્વર તરફથીજ વિશેષ શક્તિઓ મળેલી છે. પતિ, પુત્ર અને સ્વજનોની સેવાજ સ્ત્રીધર્મ છે. આ સેવા એવી સેવા નથી જેવી એક ભાડુતી નોકર સેવા કરે છે. પણ આ સેવા શુદ્ધ પ્રેમની સેવા છે. જેવી રીતે દેશભક્તો અને ધર્મસેવકો જનતાની સેવા કરે છે, તેવા પ્રકારની આ સેવા છે.

### (૩) અધિકાર અને કર્તવ્યમાં ભેદ.

સ્ત્રીઓના અધિકાર શા છે ? આ એક પ્રશ્ન હાલમાં બહુજ ચર્ચાય છે અને તે હાલની નવી સભ્યતા સાથે ઘણો સંબંધ રાખે છે. પૂર્વીય સભ્યતામાં પ્રથમ મનુષ્યને ધર્માધર્મ-કર્તવ્ય દેખાતું; પરંતુ આજે અધિકારજ અધિકાર દેખાય છે. જેઓને આજે આપણે અધિકારોના નામથી પોકારીએ છીએ, એમાંથી તો ઘણાખરા માટે આપણા વ્યર્થ દાવાઓજ છે, અને જે બાકીના વાસ્તવિક અધિકાર છે તે તો આપણા ધર્મનીજ અંતર્ગત આવી જાય છે. ધર્મ વિના અધિકારની કઈ કિંમતજ નથી. આપણાં પ્રાચીન ધર્મશાસ્ત્રોમાં પતિનો પત્ની પ્રત્યે ધર્મ, પુત્રનો પિતા પ્રત્યેનો ધર્મ, પ્રજાનું રાજા પ્રત્યે કર્તવ્ય, એ રીતે ધર્મ-કર્તવ્યની વાતો આવે છે. જ્યારે પાશ્ચાત્ય કેળવણી આપણને શું શીખવી રહી છે ? પશ્ચિમ આપણને રાજાના અધિકાર, પ્રજાના અધિકાર, પત્નીના અધિકાર વગેરે કર્તવ્ય તથા ધર્મથી રહિત અધિકારોનીજ શિક્ષા આપી રહ્યો છે. આ શિક્ષા ફકત પુરૂષનેજ નથી અપાતી પણ સ્ત્રીઓને પણ અપાય છે. આ ઘાતક શિક્ષાની અસર આ સમયે સૌથી વધારે ઇંગ્લાંડમાં દેખાય છે. આપણને વર્તમાનપત્રો દ્વારા સફ્રાજીસ્ટોનાં તોફાનો જ્ઞાન થાય છે, કે આજકાલ ત્યાંની સ્ત્રીઓ કેવા શોકજનક દશ્યો દેખાડી રહી છે. ધર્મ રહિત અધિકાર એટલે હકની માગણીઓએ સ્ત્રીજાતિને સર્વથા ધર્મ રહિત કરી દીધી છે. અને કેટલીક સમાન 'હક માગનાર સ્ત્રીઓએ એવાં એવાં દુઃખદાયી દશ્યો ઉપસ્થિત કર્યાં છે, જેઓને જોઈને વર્તમાન સમયના વિચારકોના મગજમાં અનેક વિચાર રેખાઓ દોરાઈ રહી છે. આનાથી વધારે લજ્જાજનક અને શોકજનક બીજો કયો દેખાવ હોઇ શકે કે, સ્ત્રીઓને દંગો ફિસાદ મચાવવા માટે કેદ કરવામાં આવે ? પાશ્ચાત્ય કેળવણી આપણને આવીજ શિક્ષા આપતી હોય તો આપણા તેને નવ ગજથી નમસ્કાર છે. ભારતની સ્ત્રીઓના જીવનનો વિશેષ ધર્મ ગૃહરક્ષા છે. જો પશ્ચિમ અમને રાજનૈતિક અધિકારોની માંગણી માટે હુલ્લડો કરતાં શીખવે તો એનાથી જેટલા દૂર રહીએ એટલુંજ સારૂં છે. તે દિવસ આ પૃથ્વી માટે ઘણોજ ભયાનક લાગશે કે જે દિવસે દેશની સ્ત્રીઓ ગૃહદેવી થવાને બદલે રાજનતિક હકો સારૂં હુલ્લડ મચાવનારી ગુન્હેગારણો બનશે.

આજે સુધરેલા સમાજમાં ચોતરફથી સંભળાય છે કે સ્ત્રી, પુરૂષની સમાન છે; છતાં હજીએ ભારતનો એક મોટો સમુદાય કેટલીક ગેરસમજથી ભડકીને એ વાતને સહમત નથી. જો તે સમૂહ પક્ષપાત દૃષ્ટિ છોડી દઇ શાન્ત ચિત્તથી આત્માને પ્રશ્ન કરશે તો અવશ્ય એમના અંતરમાંથી પણ એજ અવાજ આવશે કે સ્ત્રી, પુરુષનાં કર્તવ્ય સમાન છે. પરંતુ આ અવાજ પુરો નીકળવા પામતો નથી કે તરતજ પક્ષપાત અને મિથ્યાભિમાન આવીને ચોપાસથી તેમને ઘેરી લે છે, અને એમની વિવેક શકિતને ગુમ કરી દે છે. તેઓ કદી સ્ત્રીઓની સમાનતાના કુદરતી હકોનો વિચારજ કરતા નથી.

### ( ૪ ) અર્ધાંગિની પદનું ઓળખાણ.

ભારતવર્ષનાં સદ્ભાગ્ય છે કે તેની પાસે કલ્પતરૂ સમાન ધર્મગ્રંથો મોજુદ છે. કોઇ પણ વાત હોય પછી તે ધાર્મિક હોય યા સામાજિક, નૈતિક હોય યા ઐતિહાસિક, સર્વનો ઉત્તર આ ગ્રંથોમાંથીજ મળી જાય છે. આપણા મહર્ષિઓએ ફકત પારલૌકિક વાર્તાનો ઉલ્લેખ નથી કર્યો પણ સમાજસંગઠન, નિતિવ્યહવાર, રસાયણ અને વિજ્ઞાનાદિના સેંકડો ગ્રંથો લખીને ભારત-

વર્ષની કરોડો વર્ષ સુધીની આવશ્યકતા ઓ પૂર્ણ કરી દીધેલી છે. એજ શાસ્ત્રોને. જોવાથી આ પ્રશ્નનો પણ ઉત્તર મળી જાય છે. પ્રત્યેક સ્થાન પર સ્ત્રીની વાત આવે છે, ત્યાં તેને અર્ધાંગિની લખી છે. અર્ધાંગિની એટલે અર્ધું અંગ. સ્ત્રી પુરુષનું અર્ધું અંગ છે. બે અર્ધી ચીજો મળીને એક ચીજ પૂર્ણ કહેવાય છે. એવીજ રીતે સ્ત્રી પુરુષ બંને મળીને પૂર્ણ અંગ બને છે.

આ સમસ્ત સંસાર જેમાં આપણે વસીએ છીએ તે એક રથની માફક છે. જેમાં સ્ત્રી ને પુરુષ એકજ રથનાં બે પૈડાંની સદશ છે. પૈડાં બંને બરાબર હોય છે, બંને સરખાં હોય તો જ રથ બરાબર ચાલી શકે છે. જો બેમાંનું એક નાનું હોય અગર ભાંગી ગયું હોય તો એ નથી ચાલી શકતો, તેવીજ રીતે સંસાર રૂપી રથ ચલાવવા માટે સ્ત્રી અને પુરુષ ઉભય સમાન હોવા જોઇએ.

### (૫) સ્ત્રી પુરુષના સમાન ધર્મ-કર્તવ્ય.

પ્રાચીન સમયમાં સ્ત્રી પુરુષ બંને સરખાં મનાતાં હતાં. સ્ત્રીઓનો પુરુષની માફક જ આદર સત્કાર થતો હતો. રાજાઓ પણ પોતાની સ્ત્રી માટે અર્ધું આસન ખાલી રહેવા દેતા. હરેક કાર્યમાં સ્ત્રીઓ પુરુષની સહાયક બનતી. રાજપાટમાં પણ સ્ત્રી પોતાની બુદ્ધિ ચલાવતી. મહારાજા હર્ષની બ્હેન રાજેશ્વરીદેવી રાજનીતિમાં અતિકુશળ હતી. એમ ચીની હુએનસંગ પણ લખી ગયો છે. સ્ત્રીઓ પુરુષની સાથે ધાર્મિક કાર્યોમાં પણ ભાગ લેતી. અને તેથીજ સ્ત્રીને સહધર્મચારિણી કહેવામાં આવે છે. સ્ત્રીઓ પુરુષની સાથે યજ્ઞ કરતી. ઉપવન વિહાર માટે અને રણસંગ્રામમાં પણ સાથે જતી. તે દિવસે પડદાનું નામ નિશાન નહોતું કોઇ પણ વાતમાં સ્ત્રી પુરુષની પાછળ નહોતી પડતી.

મહારાજ રામચંદ્રથી કોણ અજાણ્યું હશે ? એમની સાધ્વી ધર્મપત્ની સીતાદેવીથી કોણ અજ્ઞાત હશે ? એ દેવીએ પોતાના પતિને કેવી રીતે સાથ દીધો એ અધું કોને માલમ નથી ? રામચંદ્રજીએ એનું કેવી રીતે સન્માન કર્યું, અને એથી એને સમાજમાં પણ એમનું કેવું સ્થાન છે ? વિગેરે કોઇથી અપ્રકટ નથી.

જે કર્તવ્ય પુરુષનું છે તેજ કર્તવ્ય સ્ત્રી ઓનું છે. જો પુરુષ સ્વેચ્છાથી વિવાહ કરી શકતા, તો સ્ત્રી પણ સ્વયંવરમાં સુયોગ્ય વર પસંદ કરી શકતી હતી. જો પુરુષો રણસંગ્રામની અંદર પોતાની વીરતા પ્રકટ કરતા, તો સ્ત્રીઓ કંઇ પાછી નહોતી કરતી. મહારાણી કૈકેયીએ પોતાના પતિ દશરથને રણસંગ્રામની અંદર ચિરસ્મરણીય સહાયતા દીધી હતી. જો પુરુષો વ્રત, સયમ ધારણ કરી શકતા, સંન્યાસ ગ્રહણ કરી શકતા, તો સ્ત્રીઓ પણ સંસારમાં દેહભોગોને તિલાંજલી દઇ અક્ષય, અનન્ત સુખની પ્રાપ્તિ માટે સાધ્વીઓ બનતી હતી. તાત્પર્ય કે સ્ત્રીઓને સર્વ પ્રકારે પુરુષની માફક એક સરખો . કર્તવ્યાધિકાર હતો. અને તેઓ હરેક બાબતમાં પુરુષની સમાનજ મનાતી હતી.

### ( ૬ ) સુધરેલા દેશોમાં સમાનતા.

હમણાં પણ ઇંગ્લાંડ, અમેરિકા આદિ દેશોમાં સ્ત્રી પુરુષોને સમાનજ ગણવામાં આવે છે. ફક્ત સમાનજ નહિ, પણ પુરુષ કરતાં સ્ત્રીઓને ઉચ્ચ દૃષ્ટિથી જોવામાં આવે છે. એમને " બેટર હાફ " ( Better half ) કહેવાય છે. અર્થાત સ્ત્રી, પુરુષનું અર્ધું અંગ અને તે પણ ઉત્તમ. સ્ત્રીઓ પુરુષની સમાન જ્ઞાન, વિજ્ઞાન, નીતિ, ન્યાય, નિયમ, સમાજ, વ્યવસ્થા ધર્માદિ અનેક કાર્યોમાં ભાગ લે છે. શરૂઆતથીજ બાળક અને બાળકીને સરખીજ શિક્ષા આપવામાં

આવે છે. બંનેને એકજ શાળામાં ભણાવવામાં આવે છે, બંને પરીક્ષાઓ પાસ કરે છે, બંને વ્યવસાય કરે છે, બંને એક સાથે ઓફિસમાં કામ કરે છે. પુરુષ પણ શિક્ષક છે, અને સ્ત્રી પણ શિક્ષિકા છે. પુરુષ પણ શિષ્ય છે અને સ્ત્રી પણ શિષ્યા છે. પુરુષ એક સમાજનો મેમ્બર થઇ શકે છે, સ્ત્રી પણ તેજ સમાજની મેમ્બર થઇ શકે છે. પુરુષ પણ મંદિરમાં જઇ ઇષ્ટદેવની આરાધના કરી શકે છે, એની સાથે સ્ત્રી પણ જઇને પ્રાર્થના કરી શકે છે. પુરુષ પણ રાજ્ય કરી શકે છે સ્ત્રી પણ રાજ્ય કરી શકે છે. કોઇ પણ વાતમાં સ્ત્રી પુરુષથી કંઇ કમ નથી. બલ્કે સન્માનમાં ચઢી રહી છે. પ્રથમ પુરુષ પોતાની સ્ત્રીને સ્વહસ્તે ગાડીમાં ચઢાવે છે, અને પછી પોતે ચઢે છે. સંબોધન કરતી વખતે પણ પ્રથમ ' લેડીઝ ' અને પછી ' જેન્ટલમેન ' એમ બોલાય છે. સ્ત્રીઓને ઉચ્ચાસન પર બેસાડવામાં આવે છે. ભય વખતે પ્રથમ સ્ત્રીઓના રક્ષણની ચિન્તા થાય છે, પછી પુરુષોની. ખરે ! એ દેશોમાં સ્ત્રીઓ દેવી સમાન પૂજાય છે. આ આર્યાવર્તમાં પણ અગાઉ સ્ત્રીઓને એજ સન્માન પ્રાપ્ત હતું. હા, આર્યબાળાઓને ગૃહરાજ્યમાંથી અવકાશ મળે તો પછી બીજાં યોગ્ય કામો ધર્મ-કર્તવ્ય સમજીને કરતી હતી. હાલની પાશ્ચાત્ય મહિલાઓની પેઠે પુરુષ સાથે લગ્ન ન કરતાં નોકરી ધંધા વડે સ્વચ્છંદ થઇને જીંદગી ગુજારવી એ અધર્મ મનાતો હતો.

### ( ૭ ) સ્ત્રી પુરુષનું પ્રાકૃતિક સામ્ય.

પ્રકૃતિ પણ આપણને સમાનતાની વાત શીખવી રહી છે. શરીર પર દૃષ્ટિ નાંખવાથીજ માત થાય છે કે સ્ત્રી અને પુરુષ ઉભયનાં અંગ સમાન છે. બંને હાથ, બંને પગ, બંને કાન, બંને આંખ, એક નાક, એક મુખ, એક જીભ અને બત્રીસ દાંત પુરુષને છે, તેજ સ્ત્રીઓને પણ છે. જાણવા જોવાની શકિત પણ બંનેમાં સરખી છે. મન પણ બંનેને છે. પ્રકૃતિ અને જળવાયુની અસર પણ બંને પર સરખીજ હોય છે. રોગ પણ બંનેને એકજ કારણથી થાય છે, અને ઔષધી પણ બંને પર એક સરખી અસર કરે છે. બંનેના શરિરમાં લોહી પણ એકજ રીતે અભિસરણ કરે છે. જો પુરુષ પાસે બળ અને સાહસ વધારે છે, તો સ્ત્રીઓ લજ્જા અને સુન્દરતામાં ચઢે છે. એટલુંજ નહિ પણ કહી શકાય કે જો બંનેને સમાન શિક્ષા અપાય તો સ્ત્રીઓ પુરુષની સમાન કર્તવ્ય કરશે, અને પુરુષોને એક સાચ્ચા સાથી તરીકે સહાય આપશે. જો શરૂઆતથી બાળિકાઓને અસ્ત્ર શસ્ત્રનો પ્રયોગ શિખાડવામાં આવે તો તે મોટી થઇને રણસંગ્રામની અંદર પુરુષની માફક વીરતા દેખાડી શકશે. વીરાંગના લક્ષ્મીબાઇનું ઉદાહરણ તાજુંજ છે. એજ રીતે જો સ્ત્રીને શરૂઆતથી રાજનીતિ (Politics) અને ધર્મની શિક્ષા અપાય તો જરૂર તે આગળ જતા તે પુરુષના માફકજ પ્રવીણ થઇ શકે. આજે દેવી સરોજિની નાયડુ સિંહણની માફક રાજકીય પ્લેટફોર્મો ધ્રુજાવી રહી છે. એનાં અંગ્રેજી મધુર ભાષણો સાંભળવા યુરોપીયન સ્ત્રી પુરુષો ઘેલાં બને છે. મીસીસ એની બિઝન્ટની સર્વતોભદ્ર શકિતથી કોણ અજાણ્યું છે ? મહારાણી વિકટોરીઆ ને એલીઝાબેથની રાજકીય નિપુણતા સૌને માલુમ છે. વર્ષો પહેલાં રઝીયા, નૂરજહાં, અહલ્યાબાઇ, આદિ કેટલીએ સ્ત્રીઓએ પ્રશંસનીય રીતે રાજ્ય કર્યાં છે. સ્ત્રીઓમાં મૂલ ગુણ બીજનો અભાવ નથી. જે રસ્તે એને ચઢાવીએ તેમાં તે પુરુષ કરતાં પણ આગળ રહેશે. કળા-કૌશલ, અને નૃત્ય તથા ગાયન વિદ્યામાં પુરુષોથી વધી જશે. ફાઇન આર્ટસ્ ( Fine arts )ની તરફ એની સ્વાભાવિક રુચિ હોય છે.

આ ઉપરથી પરિણામે જ માલૂમ પડે છે કે સ્ત્રી જાતિ પુરુષ કરતાં કોઇ પણ વાતમાં પછાડી પડે તેમ નથી, પણ પુરુષના સાચા જીવનસહયોગીનું કર્તવ્ય બજાવી શકે તેમ છે.

## (૮) પુરુષો પોતાનું શ્રેય હવે સમજે.

હવે પ્રશ્ન એજ છે કે જો સ્ત્રીઓ આ રીતે પુરુષો કરતાં કમ નથી, તો પછી ભારતવર્ષમાં વર્તમાન કાળમાં સ્ત્રીઓની દશા આવી નીચ અને પતિત કેમ થઇ રહી છે ? એમનાં વિચારો આવા સંકુચિત કેમ છે? એમનામાં અજ્ઞાન અને મુર્ખતાનું એવું પ્રબલ સામ્રાજ્ય કેમ છે? એનો ઉત્તર એ છે કે સ્ત્રીઓમાં આ બધી ત્રૂટિઓ અને દૂષણોનું મુખ્ય કારણ પુરુષો છે. પુરુષોએ સ્ત્રીઓને પોતાના મિથ્યા મોટાઇના કારણે પોતાનાથી નીચી રાખી છે. હવે સ્ત્રીજાતિમાં એવી પોતાની કોઇ શક્તિ નથી રહી કે તે સ્વયં ઉઠી શકે. શતાબ્દિઓ સુધી દાસત્વ અને અજ્ઞાનતા રૂપી પડદામાં ગોંધાઇ રહેવાના કારણે એ બિલકુલ નિશ્ચેષ્ટ થઇ ગઇ છે. હવે પુરુષોનું કર્તવ્ય છે કે ધર્મ સહિત કેળવણી રૂપી આધાર આપીને સ્ત્રીઓને ઉઠાડે, અને પોતાની દુર્દશાનું ભાન કરાવે. આમ કરવાથી પુરુષનેજ લાભ થશે. પુરુષોનો એવો મિથ્યા દંભ છે કે અમે મોટા છીએ સ્ત્રીઓ અમારે આધીન છે, અમારી મહેનતની લુંડી છે. અને અમારૂં સંતાન ઉત્પત્તિનું યંત્ર છે. પણ સ્ત્રીઓ કંઇ દાસી નથી, કિન્તુ પ્રેમની અર્ધાંગિની છે, તેઓ પુરુષની સહાયક છે, અને મહાન કાર્યોમાં ભાગ લેનાર છે, સાચી મિત્ર છે. અને આપત્તિને અવસર સાહસ તથા ધૈર્ય ધારણ કરનારી છે. હર્ષને સમયે ઉત્સાહ વધારનારી છે. સંકટ સમયે ઉચિત સંમતિ આપનારી છે. ધર્મપાલન, સંતાન પોષણ ગૃહ વ્યવસ્થા અને સ્વાસ્થ્ય રક્ષામાં પુરુષની પરમ સહાયક છે.

પુરુષોએ એમને ગુલામ માફક સમજીને પોતાનુંજ નુકસાન કર્યું છે. કહેવત છે કે "હાથનાં કર્યાં હૈયે વાગ્યાં." "કુહાડો પોતાના પગમાં માર્યો." નોકરડી તો પાંચ યા સાત રૂપીયામાં નોકરનું કામ કરે છે. પણ જે કામ સ્ત્રીઓથી લેવાનું છે તે કાર્ય માટે પોતાના જ જેવી બુધ્ધિમાન સ્ત્રીની જરૂર છે.

સ્ત્રી પુરુષનું યુગલ પ્રાકૃતિક છે. સ્ત્રી પુરુષની સહાયક છે, અને પુરુષ સ્ત્રીનો સહાયક છે. બંને એક બીજાની ત્રૂટીમાં પૂરક છે, એક પેઢીના બંને ભાગીદાર છે. જેમ એકલો મનુષ્ય સંસારમાં સંપૂર્ણ ગણાતો નથી તેમજ એકલી સ્ત્રી પણ જીવનયાત્રામાં અપૂર્ણ છે. જો પુરુષ ઓફીસમાં જઇ કામ કરે તો સ્ત્રી ઘરમાં રહી પોતાનાં બાળકોને સુશિક્ષા આપે છે, ખાવા પીવાનો પ્રબંધ કરે છે, ઘરમાં બધે સ્વચ્છતા પર ધ્યાન રાખે છે, બાળકોના ઝગડાનો ન્યાય કરે છે. જો પુરુષ આજીવિકાની ચિંતા કરે છે તો સ્ત્રી ઘરમાં રહીને મેનેજર, ડૉક્ટર, જજ અને એકાઉન્ટન્ટનું કામ કરે છે. ઘરનું કામ કંઇ સાધારણ કામ નથી. આજકાલની મૂર્ખ સ્ત્રીઓ કહેવા માત્રનું કામ કરે છે, પણ બધું ખરાબ કરે છે. વાસ્તવમાં તો તે અક્કલ વગરનાં પશુઓ જેવી હાલતમાં ગુલામ બની રહી છે. આથી આજકાલ આપણાં ઘર સ્વર્ગધામની જગ્યાએ નરકધામ બની રહ્યા છે, અને રાતદિન કલેશ કંકાસ પથરાઇ રહ્યો છે.

એટલા માટે એ ઉચિત છે કે સ્ત્રી પુરુષનો ભેદભાવ હૃદયમાંથી કાઢી નાંખીને સ્ત્રીઓને પુરુષની સમાન શિક્ષિત બનાવવી જોઇએ અને ઉચ્ચ શિક્ષણ આપવું જોઇએ. એ ઉચ્ચ શિક્ષિત સ્ત્રીઓજ વાસ્તવમાં પુરુષ માટે 'બેટર હાફ' ( Better half ) ઉત્તમ અર્દ્ધાંગ થશે.

# સૌરાષ્ટ્રની ગરબીઓ.

[ ૨ ]

## શંકર અને ભીલડી.

સંપાદક: શ્રીયુત " અચ્યુત "

શંકર વસો રે કૈલાસમાં,
ભોળો ભસ્મનો ભોગી બાવો નિરંતર જોગી રે          શંકર

સકળ દેવના દેવતા રે ચૌદ લોકના છે ઇશ રે;
પાંચે વદન ઝળકી રહ્યાં ચંદ્ર ઝળકે છે શીશ રે.          શંકર

રૂંઢમાલા કંઠે ધરી રે અંગે ભસ્મ લગાવે છે,
વરદાન આપે છે દૈતને દેવને લાડ લડાવે રે.          શંકર

શિવ કહે " ઉમીયાજી સાંભળો રે જાશું ગંગાને તીર રે,
" ધ્યાન ધરવું છે પરિબ્રહ્માનું મન રાખવું છે સ્થિર રે." શંકર

ઉમીયા કહે "ત્રિપુરારિજી રે વનમાં અપ્સરા આવે રે;
"કેમ કરી જોગને આરાધશો કામબાણ તે ચલાવે રે." શંકર

શિવ કહે "ઉમીયા સાંભળો રે આવે કામની નાર રે;
તોય તપેથી ચૂકું નહિ, સત્ય વાત અમ્હારી રે."          શંકર

એમ કહી શિવ ચાલીયા રે, ગયા છે ગંગાને તીર રે,
ધ્યાન ધર્યું છે પરિબ્રહ્મનું મન રાખ્યું છે સ્થિર રે.          શંકર

ખટ માસ શિવને વહી ગયા રે ઉમીયાયે મન વાત જાણી રે;
ગજગજ ચાલે ચાલીયાં રૂપ ધર્યું ભીલી રાણી રે.          શંકર

દૂરથી દીઠા મહાદેવને રે ઉમીયાંનાં નીર ભર્યાં નેત્ર રે,
રાગ મહલાર આળોપીયો વાવ્યાં વિજયાના ખેત્ર રે.          શંકર

ઘોર ઘટાને વન વીજળી રે મોર બોલે પરમાણુ રે,
મકરધ્વજ રહી વેગળા શીવ શું સાંધે છે બાણુ રે. શંકર

તપથી શિવજી છૂટીયા રે જોયું ચારે પાસ રે;
ચારે દિશાએ નિહાળીયું દૂર દીઠાં ભીલી રાણી રે. શંકર

આસનથી શિવ ઉઠીયા રે આવ્યા ભીલી રાણી પાસ રે,
"કયાંથી આવ્યાં છો મૃગલોચની કયાંછે ત્હમારો વાસરે." શંકર

"વાસ અમ્હારો, સ્વામી ! વેગળો રે અમ્હે ભીલી રાણી વેશરે;
સાચું કહોને જોગેશ્વરા કયારે મળશે ઘરવાસ રે. શંકર

"પીયું ગયાસે તપ કારણુ રે ત્હેને થયા ખટ માસ રે;
"મુનીવર જાણીને પુસીયું કે દિ મળશે ઘરવાસ રે. શંકર

"ખટ માસ જે'ને વહી ગયા રે ત્હેની આવ્યાની શી આશરે;
કૃપા કરોને મૃગલોચની રહો સદા શિવની પાસ રે." શંકર

હસી હસી ભીલી રાણી બોલીયાં રે " એ શું બોલ્યા જોગેશરે,
ત્હમારે ઘેર ગંગા પારવતી ત્હેની કોણુ કરે સેવ રે." શંકર

"પારવતીને શિવ પરહરે રે ગંગા ત્હમારી દાસી રે,
"દેવ આપું રે સર્વે સાક્ષી રે સત્ય વાત અમ્હારી રે." શંકર

દેવ આવ્યા સર્વ સાક્ષી રે આલ્યો સદાશિવનો હાથ રે,
પારવતીએ રૂપ પ્રકાશીયું, લાજ્યા ગૌરીનો નાથ રે. શંકર

કોપ ચઢયો મહાદેવને રે, કરવા કામ દહન રે;
પારવતીએ નખમાં સમાવીયો, સ્વામિ ! ચાલો ભુવન રે.
શંકર વસો રે કૈલાસમાં.

---

* સોરાષ્ટ્રની વડનગરા બ્રાહ્મણુ જ્ઞાતિમાં ગવાતું ગીત.

# સ્વ. કવિ દામોદરદાસ ખુશાલદાસ બોટાદકર.

લેખક: શ્રીયુત નવલરામ જગન્નાથ ત્રિવેદી,

કવિ ન્હાનાલાલે સ્વ. પદીયાર વિષે બોલતાં કહ્યું હતું: ' સૌરાષ્ટ્ર સાધુ સુનો થતો જાય છે. " હાલમાં આપણને કહેવાનો દુઃખદ પ્રસંગ આવ્યો છે કે " સૌરાષ્ટ્ર કવિ સૂનો થયો છે. " સ્વ. કાન્ત અને સ્વ. મસ્તની પાછળ સૌરાષ્ટ્રે ઢાળેલાં આંસુઓ હજુ સુકાયાં નથી ત્યાં તેના પર ત્રીજો ફટકો પડયો છે. સૌરાષ્ટ્રના એકલા બાકી રહેલા કવિ દામોદર ખુશાલદાસ બોટાદકર તારીખ ૭-૯-૨૪ ના રોજ નાશવંત દેહ છોડી ગયા છે.



કવિ દામોદરદાસનો જન્મ આજથી ત્રેપન વર્ષ પર સંવત ૧૯૨૭ માં-કાઠીયાવાડમાં આવેલ ભાવનગર સંસ્થાનના ગામ બોટાદમાં થયો હતો જ્ઞાતિએ તે મોઢ વાણીયા હતા. ગામની ગુજરાતી શાળામાં ૭ ધોરણ સુધીનો અભ્યાસ કરી તેજ શાળામાં તે માસિક અઢી રૂપીયાના પગારથી શિક્ષક રહ્યા. રાજકોટની હંટર મેલ ટ્રેનીંગ કોલેજમાં દાખલ થવા માટેની પ્રવેશક પરીક્ષા તેમણે આપી પણ તેમાં નિષ્ફળ નીવડયા. તેથી તેમણે આખી જીંદગી એક " અનટ્રેઈન્ડ" બી એ શિક્ષક તરીકે ગાળી. આજ ટ્રેનીંગ કોલેજમાં આગળ ઉપર એક સમયે કવિતાના પાઠય પુસ્તકમાં સ્વ. બોટાદકરનું " વિદ્ધમૃગ " નામનું કાવ્ય શીખવવાનું આવ્યું. તે સમયે કવિતાશિક્ષકે ટીકા કરી હતી કે આ કાવ્યનો લખનાર આ કોલેજમાં દાખલ થઇ શકયો ન હતો ! સ્વ. બોટાદકરે કેટલોક સમય મુંબાઇ અને રાણપુરમાં વૈષ્ણવ મહારાજના ખાનગી કારભારી તરીકે કામ કર્યું હતું. એક સમયે રાણપુરમાં આર્ય સમાજી યુવકોએ સ્વ. બોટાદકરના પ્રમુખપણા નીચે એક સભા કરી. તેમાં " અંત્યજોને અસ્પૃશ્ય ગણવા એ પાપ છે " એ મતલબનો ઠરાવ પસાર થયો. આથી વૈષ્ણવ મહારાજે રા. બોટાદકરની પાસેથી તેમના આ કામનો જવાબ માગ્યો. જવાબમાં કવિએ પોતાના નોકરાનું રાજીનામું લખી મોકલ્યું પાછળથી મહારાજ તરફથી તેમને નોકરીમાં ચાલુ રહેવા ઘણો આગ્રહ થયો, પણ તેમણે તે ફરીથી સ્વીકારી નહિ.

વળી પાછા તે ભાવનગર રાજ્યમાં શિક્ષક તરીકે દાખલ થયા. કવિએ જીવનનો ઘણો ખરો ભાગ આ નોકરીમાં જ ગાળ્યો હતો. અહિં તેમને ઘણો ઓછો પગાર મળતો. ઘણાં વર્ષો સુધી તેમને ૧૨ રૂપીઆ કરતાં વધારે પગાર મળ્યો ન હતો. અવસાન સમયે તેમને માસિક અઢાર રૂપીયા મળતા. આર્થિક સ્થિતિ સુધારવા માટે કવિએ જે જે પ્રયત્નો કર્યો તેનો અદ્દભૂત હેવાલ ઘણો કરુણ છે. વૈદક શાસ્ત્રનાં જુદાં જુદાં પુસ્તકો વાંચી તે બે વર્ષ વૈદ્ય બન્યા. ૨, કપાસના વાયદામાં નસીબ અજમાવી જોયું; લગભગ બધા ધંધાવાળાઓને મળી સૌ કનેથી તેમના ધંધાઓની માહિતીઓ લઇ, કયો ધંધો કેવી રીતે કરવો તેની વિવિધ યોજનાઓ ઘડી જોઇ; બોટાદ પાસે કેરીયા ગામમાં કેટલાક ભાગીદારો સાથે કેટલીક જમીન રાખી તેણે ખેડુત જેવા બની બોટાદ કેરીઆ વચ્ચે કંઇક આંટા ખાધા. પણ ' ગરીબનું નસીબ ગરીબ ' તે પ્રમાણે તેમને એકે ધંધામાં ફ્તેહ મળી નહિ મુંબાઇમાં રહ્યા તે સમય દરમ્યાન તેમણે સંસ્કૃતનો સારો અભ્યાસ કર્યો. તે એટલે સુધી કે પોતે સંસ્કૃતમાં સુંદર શ્લોકો રચી શકતા. ગુજરાતી કાવ્યો બના વવાનો તેમને ના પણથીજ શોખ હતો. સત્તર વર્ષની ઉમરે તેમણે " તાલસિંહ સાવિત્રી " નામનું નાટક બહાર પાડયું હતું. આજ અરસામાં તેમણે લખેલ " ગોકુળ-ગીતા " પણ પ્રકટ થઇ હતી. સંવત ૧૯૪૪ થી ૧૯૪૮ સુધીમાં તેમણે ઉપર કહેલ બે પુસ્તકો ઉપરાંત " રામ વર્ણન " તથા " સુબોધક કાવ્ય સંગ્રહ " રચી બહાર પાડયા હતાં. સ્વ. હરિલાલ હર્ષદરાય ધ્રુવના "ચંદ્ર" પત્રમાં ઉગતા કવિઓને આદર મળતો. સ્વ. બોટાદકરે પણ "ચંદ્ર"માં કાવ્યો મોકલવા માંડયાં. તે સિવાય "બુદ્ધિ પ્રકાશ" માં પણ તેમનાં કાવ્યો અવારનવાર પ્રસિદ્ધ થતાં. આ કાવ્યોનો સંગ્રહ " કલ્લોલિની " એ નામથી સને ૧૯૧૨ માં પ્રસિદ્ધ કરવામાં આવ્યો. આ પુસ્તકની સર્વ નકલો હાલમાં ખપી ગઇ છે. બીજો સંગ્રહ " સ્રોતસ્વિની " ના નામથી ૧૯૧૮ માં પ્રસિદ્ધ થયો. ત્રીજું પુસ્તક " નિર્ઝરિણી " ૧૯૨૧ માં પ્રકટ થયું અને છેલ્લું પુસ્તક " રાસતરંગિણી " ની પહેલી આવૃત્તિ ૧૯૨૩ માં બહાર પડી. ૭ મહિનામાં આ પુસ્તકની સર્વ નકલો ખપી ગઇ તેથી કવિના અવસાન પહેલાં થોડા દિવસો પર તેની નવી આવૃત્તિ બહાર પાડવામાં આવી છે.

કવિ બોટાદકર સ્વભાવે ઘણા શરમાળ, સાદા અને નિરભિમાની હતા. પ્રસિદ્ધિનો તેમને મુદ્દલ શોખ ન હતો. શરૂઆતમાં કેટલોક સમય તે પોતાનાં કાવ્યો માસિકોમાં મોકલતા, પણ પછીથી તેમણે તે પ્રથા તદ્દન બંધ કરી દીધી હતી. જુદા જુદા માસિકોમાં કવિતાઓ પ્રથમ પ્રકટ થાય અને પછી પુસ્તકાકારે પ્રસિદ્ધ થાય તો ખ્યાતિ વધે માટે તેમ કરવું જોઇએ એમ કેટલાક મિત્રો સલાહ આપતા. પણ તે વાત કવિને પસંદ પડતી નહિ. છેવટના ભાગમાં જ્યારે કોઇ કોઇ પત્રોવાળા બહુ આગ્રહ કરતા ત્યારે તે પોતાની કોઇ કવિતા મોકલતા.

ભાવનગરમાં સાતમી સાહિત્ય પરિષદનું અધિવેશન થયું તે પ્રસંગે સ્વ. બોટાદકરને મળવાની હોંશ રાખનાર કેટલાક સાહિત્ય રસિકો તેમને શોધી ન શકવાથી નિરાશ થયા હતા. કારણ તે પ્રેક્ષક વર્ગમાં પછવાડેના ભાગમાં આવી દરરોજ ચુપચુપ બેસી જતા ! તેમનો પોષાક તદ્દન સાદો હતો. આંટાવાળી કાઠીયાવાડી પાઘડી, પેરણ, અંગરખું અથવા દેશી ઢબનો હાફકોટ, ગામઠી ધોતીયું અને

ખેસવાળા બોટાદકર સામાન્ય દુકાનદાર જેવાજ લાગતા હતા.

તેમનું શરીર અત્યંત દુર્બલ તથા નિર્બલ હતું. મુંબાઇમાંના વસવાટે તેમના શરીરમાં દમના વ્યાધિનો પ્રવેશ કરાવ્યો હતો. ઉધરસનો વ્યાધિ પણ તેમને સતત રહ્યા કરતો અને આંખમાંથી પાણી ઝર્યાં કરતુ; આંખની કીકીઓ પણ ધુમાડાયેલ જેવી લાગતી. થોડું ચાલતાં તે થાકી જતા અને હાંફવા લાગતા.

આવી શારીરિક તથા આર્થિક મુશ્કેલીઓથી ઘેરાયેલ બોટાદકરે રસની જે રેલ રેલાવી છે તે આશ્ચર્યકારક ગણાય. ગુજરાતી સંસારની ખામીઓ તો અનેક કવિઓએ ગાઇ છે. સુખી સંસારનાં સ્વપ્નચિત્રો પણ અનેક કવિઓએ દોર્યાં છે, પણ આપણા જેવા છે તેવા સંસારમાં સૌન્દર્ય ભરેલું છે, આપણા દુઃખી સંસાર રૂપી આકાશમાં સુખ તથા સંતોષની રૂપેરી વાદળીઓ કયાં કયાં છે તે તેમણે જ પ્રથમ વિસ્તારથી અને સંપૂર્ણ સહાનુભૂતિથી દર્શાવ્યું છે.

કવિએ અનેક વિષયો પર કાવ્યો લખ્યાં છે, પણ પ્રધાનપણે તો તેમણે પ્રકટ પ્રભુસત્પ્રણયનુંજ નમન વંદન અને સેવન કર્યું છે. કાઠીયાવાડના ગામડાના અસંસ્કારી અને અજ્ઞાન કુટુંબોમાં વ્યાપી રહેલ કલેશ અને કટુતામાં સાથે સાથેજ કવિ હૃદયની સરળતા, વાત્સલ્ય પ્રેમ, આતિથ્ય પ્રેમ, લજ્જા, દાંપત્ય પ્રેમ વગેરે શુભ વૃત્તિઓ જુએ છે; ને એ દર્શનના પરિણામેજ ' રાસતરંગિણી ' ના ઘણાખરા રાસ રચાયા છે. કવિએ ઝીણી રસિક દૃષ્ટિથી "ભાભીના ભાવ," "માવડલીનો મેહ, ' "સાસુ તણું સુખ," કન્યાને વળાવતી વખતે આંસુ સારતી આંખોવાળી માતાનું "ગુંજન" પનઘટપર પાણી ભરવા જતી પ્રેમઘેલી યુવતિઓનો ઉમળકાભર્યો મેળાપ અને મીઠલડી ગોઠડી, કુમારિકાનાં ગોર્યં વગેરે વ્રતોને દિવસે નિર્દોષખેલન, દીયર ભાભી-નણંદ-ભોજાઇની મીઠી મશ્કરીઓ, પ્રણયરસભીની નવવધુના હૃદયનો થનથનાટ વગેરે બાબતોનું નિરીક્ષણ કર્યું હતું અને તે તેમણે સ્ત્રીઓનીજ સરળ ભાષામાં સુંદર પુરાણા રાગોમાં ઉતાર્યું છે.

કવિનો આ પ્રેમ માત્ર કવિતામાંજ ન હતો. તેમનું જીવનપણ એવુંજ પ્રેમાળ હતું. તેમના આતિથ્યનો જેમને લાભ મળ્યો છે તે સર્વ મિત્રોનો એકજ જાતનો અનુભવ છે. અતિથિ તરીકે આવેલ મિત્રોની કવિ એટલી બધી આગતાસ્વાગતા કરતા, તેમની નાનામાં નાની જરૂરીયાતો માટે એટલી બધી કાળજી દર્શાવતા કે અતિથિને ઘણીવાર ખરેખર શરમાઇ જવું પડતું. મિત્રોને માટે તે પ્રાણ પાથરતા. તે સમયે તે પોતાની ગરીબાઇ તદ્દન ભૂલી જતા, અને ગમે તેટલું ખર્ચ કરતાં અચકાતા નહિ.

" ગૃહિણી " માટે કવિને અંતરમાં બહુ માન હતું. " ગૃહિણી " નામે કાવ્યમાં તેમણે લખ્યું છેઃ

સ્તુતિના શબ્દોથી, અભિલષિતના પુરણ થકી;<br>
હજારો હારોથી, પ્રતિપ્રણયના વર્ષણ થકી,<br>
સદાની સેવાથી, ગુણ કથન કેરા કવનથી,<br>
કરોડો આભારો નહિ ઉર થકી જાય ઉતરી;<br>
**પુનર્જન્મે પૂજું ગૃહિણી બની તારા હૃદયને**<br>
ઉમંગે આરાધું નવલ રસથી નિત્ય વ્રજને.

મૃત્યુ શય્યા પર પણ કવિને સૌથી વધારે ગૃહિણીની ચિન્તા થઇ હતી. મરણના દહાડે તો એક મિત્રને બોલાવીને વેદનાથી પીડાતાં ચીડાતાં પૂછ્યું હતું, "કેમ ગૃહિણીને આશ્વાસન આપ્યું કે ? માંદગી લાંબી ચાલે તો યે સાજા થવાય ત્યાં સુધીની શાન્તિ ધરવી, ને કદાચ કાંઇ અઘટિત બનાવ બને તો તે પણ પ્રભુ ઇચ્છા

ગણી સહી લેવા. એમ કેઈ રીતે આશ્વાસન આપ્યું છે ને ?" મિત્રે હા કહેતાં તેમને શાન્તિ થયેલી.

કવિનાં કાવ્યોની કદર ઘણાં વર્ષો સુધી બરાબર ન થઇ. "આપણા અત્યારના સાહિત્ય ક્ષેત્રમાં સ્થાન પામવાને માટે પ્રથમ તો 'લાંગૂલધારી'–ડીગ્રીવાળા–બનવું પડે છે, ને મ્હારે તો એવી એક પણ ઉપાધિ નહી, એટલે મ્હને કોણ સાક્ષરોની નાતમાં ભેળવે" એક કવિ ઘણીવાર બોલતા. તેમનાં કાવ્યો વિષે કોઇ કોઇ સાક્ષરો પોતાના અભિપ્રાય મિત વાણીમાં મોકલી આપતા ને અભિપ્રાય પણ જાહેરમાં ન મૂકવાની શરત સામેલ રાખવાનું ચૂકતા નહિ. કવિના કેટલાક જુવાન મિત્રોએ જો કવિનાં કાવ્યોની ઉત્તમતા દર્શાવતા અભિપ્રાયો નિડરપણે દર્શાવ્યા ન હોત તો કદાચ મરતાં સુધી કવિની કદર થઇ ન હોત. હમણા કેટલાક સમયથી કવિની કદર ગુજરાતમાં થવા લાગી હતી; અને તેથી કવિ સંતોષ પામતા હતા. મૃત્યુ પહેલાં થોડા દિવસો પર તેમને તેમના પરમસ્નેહી સુરતના મહિલા વિદ્યાલયના મુખ્ય શિક્ષક રા. અમૃતલાલ વલ્લભદાસ દાણી સાથે વાતચિત થઇ ત્યારે રા. દાણીએ પૂછ્યું હતું: "કવિ! આટઆટલી વિટંબણાઓ વચ્ચે પણ ચાર કાવ્ય સંગ્રહો ગુજરાતના ચરણે ધરી શકયા છો તેથી તમને જીવનની દૃષ્ટિએ આત્મસંતોષ નથી થતો ? તમારું જીવ્યું તમે સાર્થક કરી જાઓ છો, એમ તમને નથી લાગતું ?" ત્યારે જવાબમાં કવિ બોલેલા: "હા, એ વિષે તો મને નિરાંત છે; મેં કાવ્યદેવીની બની શકી તેવી ને તેટલી ઉપાસના કરવા મારાથી બનતું બધુંય કર્યું છે; ને લોકોએ પણ છેવટના વર્ષમાં ઠીકઠીક કદર પણ કરી છે. પણ મને માત્ર એકજ અસંતોષ રહી જાય છે, કે જગતમાં હું આટ આટલું ઝુઝ્યો છતાં મારાં બચ્ચાં માટે હું કંઇજ બચત રકમ મૂકી જઇ શકતો નથી. અસંતોષ રહ્યો હોય તો આટલા પૂરતોજ."

કવિનો આ મરણ સમયનો અસંતોષ દૂર કરવા માટે ગુજરાતે તેમના મૃત્યુ પછી કાંઇક કર્યું છે. ભાવનગર રાજ્યે કવિના જીવનના છેવટના ભાગમાં શિક્ષક તરીકેના પગારના અઢાર રૂપીયા ઉપરાંત માસિક પંદર રૂપીયા રાજ્યના ખાનગી ખાતામાંથી આપવાનો ઠરાવ કર્યો હતો. એ રાજ્યના હાલના મુખ્ય અધિકારી સર પ્રભાશંકર પટ્ટણીએ આ પેન્શન વધારી માસિક ૨૦ રૂપીઆ કવિના કુટુંબને રાજ્ય તરફથી આપવાનો ઠરાવ કર્યો છે. તે સિવાય કવિના કેટલાક મિત્રોએ પણ થોડી રકમ એકઠી કરી છે. કવિના પુસ્તક "રાસતરંગિણી"ની નકલો તેમના મૃત્યુ પછી ત્વરાથી વેચાવા લાગી છે. આ પ્રમાણે કવિની જીવતાં યોગ્ય કદર ન કરી શકવાનું પ્રાયશ્ચિત ગુજરાત કરી રહ્યું છે, તેથી તેમનો આત્મા સ્વર્ગમાં પણ સંતોષ માનતો હશે.



# બાળકને !

લેખક: શ્રીયુત રવિશંકર જે ઠાકર.

બાળ મ્હારૂં ઝૂલે મધુરા મીઠા પારણે,
કોયલ સમ બોલે મધુરા મીઠા પારણે.

પ્રાણ પ્રેમ પોષનાર,
કાલુ કાલુ બોલનાર,
માતા મન હરનાર.
બાળ મ્હારૂં ઝૂલે મધુરા મીઠા પારણે,
કોયલ સમ બોલે મધુરા મીઠા પારણે.

મંદ મંદ હસનાર,
આનંદ અતિ આપનાર,
સ્વમાનને સંભાળનાર,
બાળ મ્હારૂં ઝૂલે મધુરા મીઠા પારણે.
કોયલ સમ બોલે મધુરા મીઠા પારણે

નયન મ્હારી ભીંજનાર,
બ્હીક નહિ રાખનાર,
નરકને નિવારનાર,
બાળ મ્હારૂં ઝૂલે મધુરા મીઠા પારણે,
કોયલ સમ બોલે મધુરા મીઠા પારણે.

દેશ દાઝ જાણનાર,
જનક નામ તારનાર,
તાત ભવિષ્યનો થનાર,
બાળ મ્હારૂં ઝૂલે મધુરા મીઠા પારણે,
કોયલ સમ બોલે મધુરા મીઠા પારણે.



# ચોર કથાઓ.

લેખકઃ શ્રીયુત " અશોક."

ચિત્રકારઃ શ્રીયુત ગદાણી.

સાધારણ રીતે આપણે એમ માની લઇએ છીએ કે ચોરીના ઉપયોગી ધંધામાં હાસ્યરસને માટે બિલ્કુલ સ્થાન નથી. પરન્તુ એમાંયે બુદ્ધિનો ઉપયોગ કરતાં આવડે તો પ્રસંગો ઘણા મળે છે. એ ધંધામાં ખરેખરાં કળાકાર હોય તેજ ફાવી શકે; ગમે તેવા રૅંજીપૅંજીનું એમા કામ નહિ. એ ધંધાની ટોંચે પ્હોંચવાનો અભિલાષ રાખનારે કળા જાણવા ઉપરાંત હાસ્યરસની લાગણી ખીલવવી જોઇએ બુદ્ધિ તીક્ષ્ણ રાખવી જોઇએ અને હાજરજવાબીપણું ખાસ કેળવવું જોઇએ. આટલી બાબતો હોય તો પોલીસને રમાડવો અને કટોકટ પ્રસંગ ટાળી દેવા એ સ્હેલ વાત છે. ખુબીથી કામ કરતાં આવડતું હોય તો પોલીસને પોતાની મદદમાં લઇ શકે' પોલીસ બિચારો જાણતો ય ન હોય કે તે ચોરને મદદ કરી રહ્યો છે.

( ૧ )

મુંબાઇના એક પરામાં એક ગૃહસ્થ અને તેમની પત્ની એક નાના બંગલામાં રહેતાં. આજુબાજુ છુટા છવાયા થોડાક બીજા બંગલા હતા. આ બંગલાની આસપાસ એક નાનો સરખો બાગ હતો. માળીને માટે એક બાજુપર નાની ઓરડી હતી. એ માળીજ શેઠને નોકર તરીકે પણ કામ લાગતો. ઘરમાં હુતો ને હુતી બેજ જણા એટલે કામ ઝાઝું ન હતું.

શનિવારનો દિવસ હતો. શેઠ શેઠાણી મુંબાઇ નાટક જોવા જવાનાં હતાં, અને રાતના મુંબાઇમાંજ સુવાનું ઠરાવ્યું હતું. બપોરે જમી પરવારી પોતાની ગોઠવણ કહી બન્ને જણા નીકળ્યાં. નોકરે પણ ધાર્યું કે આ તક ઠીક છે. તેણે આ તહેવાર ઉજવવાનો વિચાર કર્યો, અને પોતાના દોસ્તદારોને ત્યાં જવા તૈયાર થયો. કમ્પાઉન્ડમાંથી બ્હાર નીકળતાં એક ગૃહસ્થ જેવા દેખાવનો માણસ સામો મળ્યો અને ' શેઠ ઘેર છે કે નહિ ? ' એમ પૂછ્યું. નોકરે શેઠની ગોઠવણ જણાવી. પેલો માણસ નિરાશ થયો હોય એમ પાછો ફર્યો.

રાતે આઠ વાગ્યે એ પાછો આવ્યો. ગજવામાંથી ચાવીઓનો ઝુમખો કાઢી તાળું ખોલવાનો વિચાર કરેછે ત્યાં કોઇકના પગલાં સંભળાયા અને કમ્પાઉન્ડનું બારણું ખુલવાનો અવાજ આવ્યો. એના કમનસીબે શેઠ શેઠાણીને નાટકની ટીકીટ મળી નહિ, એટલે સીનેમા જોઇ, સંતોષ માની બન્ને પાછા ફર્યાં હતાં. ચોર મહાશયે આ કટોકટ પ્રસંગે સમયસૂચકતા વાપરી. પાછું જોવાનો પ્રયત્ન કર્યા વિના એણે જોરથી બારણાં ખખડાવ્યાં. નામીચા ચોરો કહેશે કે આ છટકવાની સ્હેલામાં સ્હેલી રીત છે. એથી વ્હેમ સ્હેલાઇથી ટાળી શકાય.

શેઠે તુરતજ પૂછ્યું: " કોણ છે એ ? "

" લગભગ પા કલાકથી બારણું ઠોકું છું પણ જવાબજ મળતો નથી. બધાં અત્યારમાં સુઇ ગયાં હશે ? "

"૧ા કલાકને બદલે પાંચ કલાક ઠોકત તો યે જવાબ ન મળત. જોતા નથી બારણે તાળું છે તે ? તમારે કોનું કામ છે ?"

"મી. મહેતાનું ! વળી, બીજા કોનું.

"મી. મહેતા ? મી. મહેતા અહિં નથી રહેતા. તમારી ભૂલ થાય છે. એમનો બંગલો અહિંથી થોડેક દૂર જતાં જમણા હાથ પર છે !"

"એમ ? માફ કરજો તમને તસ્દી આપી !" કહી ચોર મહાશય એક ગૃહસ્થની ઢબે નમન કરતા વિદાય થયા.

( ૨ )

એક દિવસ એક ચોર મહાશયને એક બંગલાની પાછલી બારીમાંથી ઘરમાં ઉતરવાનો પ્રયત્ન કરતા પોલીસે જોયા. એને આવતો જોઇને ચોરે પાઘડી ફેરવી બાંધી. નોકરને તેણે ગાળો ભાંડવા માંડી. પોલીસનો જુસ્સો એ સાંભળી ઠંડો પડી ગયો. શું બન્યું હતું તે તેણે જાણવા માંગ્યું.

"નોકર સા–તાળું દઇને કોણ જાણે ક્યાં ગયો છે. અડધા કલાકથી રાહ જોઉં છું. આ શિયાળાની ટાઢમાં બ્હાર ઉભું કેમ રહેવાય ! મને આ બારી પર ચઢવામાં જરા મદદ કરશો ?"



બારી સ્હેજ ઉંચી હતી પોલીસે એના પગ ટેકવી રાખ્યા

બારી સ્હેજ ઉંચી હતી. પોલીસે એના પગ ટેકવી રાખ્યા એ વેળાસરની મદદથી ને અંદર ઉતરી શક્યો, અને મદદ માટે પોલીસનો આભાર માન્યો ! હાથમાં એક પાવલી સેરવી દીધી !

ત્રણ ચાર દિવસ પછી બહારગામ ગયેલાં બંગલાના રહેવાસીઓ આવ્યાં ત્યારે ખબર પડી કે તેમની ગેરહાજરીમાં લગભગ બે હજારના દાગીના અને કીંમતી વસ્ત્રો ઉપડી ગયા હતા. પોલીસ મહાશયને વ્હેમ ગયો હશે કે નહિ, તે જણાયું નથી. !

( ૩ )

થોડાંક વર્ષ પ્હેલાંની વાત છે.... શહેરમાં તે વખતે રૂપગ ઉપરી ઘણી ચોરીઓ થઇ હતી અને પોલીસની અથાગ મહેનત છતાં એ ચાલાક ચોર પકડી શકાયો નહતો. પોલીસખાતાંએ એને પકડી લાવનારને રૂપીઆ એક હજારનું ઇનામ આપવાનું પણ જાહેર કર્યું હતું.

એક દિવસ આનંદલાલ પ્હેરો ભરવા નીકળ્યો. પોલીસખાતામાં એ એક હુશિયાર માણસ ગણાતો. પોતાની બહાદુરી અને કુનેહ માટે પણ એને ફાંકો હતો. ચોરની ચાલાકી

અનુભવવાનો એને તે દિવસે પ્રસંગ મળ્યો.

રાતના બાર વાગી ગયા હતા. તે એક મોટા ઘર પાસે પ્હેરો ભરતો આવી લાગ્યો. ઘરની એક ઉપલી-પ્હેલા મજલાની બારી ઉઘાડી હતી, તેને ટેકવીને એક નીસરણી મુકેલી આનંદલાલે જોઇ. થોડા વખત પર એ ત્યાંથી ગયો ત્યારે નીસરણી જોવામાં આવી ન હતી. ઘરમાંનો કોઇ માણસ બ્હાર જવા માટે આવો માર્ગ લે એ તે માની શક્યો નહિ. તેની શંકા દૃઢ થઇ. જરૂર ચોરનું જ કામ. પોતાને આવતો જોઈ ચોર કદાચ આટલામાંજ છુપાઇ ગયો હશે અને નીસરણી ખસેડી લેવાનો સમય તેને નહિ મળ્યો હોય, એમ એણે ધાર્યું.

ઘરની આસપાસ નજર કરી તો બધું શાન્ત હતું. ઘરના માણસો કદાચ ઘસઘસાટ ઉંઘતા હશે! હજાર રૂપીઆ એકલા મેળવવાની લાલસામાં તેણે ઘરના માણસોને ઉઠાડવાનો કે પોતાના સાથીને બોલાવવાનો પ્રયત્ન ન કર્યો. તેને પોતાની ચાલાકી બતાવવી હતી અને એ નામીચા ચોરને એકલે હાથે પકડવાનું માન ખાટવું હતું. પણ તે ક્યાં ભરાયો હશે તેની ખબર ન પડી. તેણે ચાલાકી બતાવી. જાણે ચોરને જોઇ ગયો હોય તેમ કહ્યું: "હવે મહેરબાન છાનામાના બ્હાર આવો! સંતાકુકડીની રમત હવે નકામી છે!"

પણ ધાર્યું પરિણામ ન આવ્યું. ચોરના દર્શન હજી દુર્લભ હતાં. આનંદલાલને શંકા ગઇ કે કદાચ પોતાનાં આવતાં પ્હેલાં ચોર ઘરમાં ચઢી ગયો હશે. ઠીક છે. એને ઘરમાંજ પકડું!

પોતાનો કોટ ને ટોપી ઉતારી તેણે નીચે મુક્યાં. દંડો પણ સાંજ મુકી દીધો, અને આસ્તેથી સીડી પર ચઢ્યો. બારી સુધી પ્હોંચીને અંદર ઉતરવા જાય છે ત્યાં બાજુના ઘરના બારણા આગળથી કોઇ એક જણ નીકળ્યો અને સીડી ખસેડી લીધી. આનંદલાલે અવાજ સાંભળી પાછળ જોયું: તેજ નામીચો ચોર!

ચોરને સપડાવવા જતાં પોતે સપડાઇ ગયો છે, એવી આનંદલાલને ખાત્રી થતાં બહુ વાર ન લાગી. ઘર ખાલી હતું; અંદર કોઇપણ ન હતું. ચોર નીચેથી સીડી સાથે એનો કોટ, ટોપી અને દંડો લઇ ચાલ્યો ગયો, અને ત્યાંથી થોડે દૂર એક ઘરમાં પોતાની હાથ ચાલાકી બતાવતો ગયો.

લગભગ ત્રણ વાગે એનો સાથી એ રસ્તેથી નીકળ્યો ત્યારે આનંદલાલે બુમ પાડી તેને બોલાવ્યો. પેલાએ બંબાખાનાની સીડી આણી ત્યારે એનો છુટકારો થયો!

( ૪ )

એક બહુજ હિમ્મત ભર્યો પ્રસંગ...શહેરમાં લગભગ છ મહિના પર બનો હતો. એક મહોલ્લાને નાકે તદ્દન અલગ પડી ગયેલાં એક ઘરનો માલિક લગભગ ત્રણ વાગે જાગી ઉઠ્યો. એને લાગ્યું કે બારી પર કોઇ કાંકરા મારતું હતું. બારી ઉઘાડી એણે જોયું તો નીચે પોલીસનો માણસ ઉભેલો દેખાયો!

ઘરધણીએ બારી ઉઘાડી એટલે પેલાએ ધીમેથી કહ્યું: "બહુ અવાજ ન કરશો, નીચે આવીને છાનામાના બારણું ઉઘાડો અને મને અંદર આવવા દો. કેટલાક ચોર અહિં આવવાના છે, એવી મને ખબર મળી છે!"

ગભરાયલો ઘરધણી તરતજ નીચે આવ્યો અને બારણું ઉઘાડી તેને અંદર લીધો. લાંબી પૂછપરછ કરવાની તેનામાં શક્તિ ન હતી. તેના પગ ઘેરીઆ રમતા હતા. ત્રીજોરીમાં

મુકેલા ઢીંગલા ને ઘરેણાંનો તેને વિચાર આવતો હતો.

પેલા માણસે અંદર આવી મુખ્ય દ્વાર બંધ કરી દીધું. પછી ઘરધણી તરફ ફરીને ફરીને કહ્યું; " મને ખબર મળી છે કે એ ચોરોનો એક જાણભેદુ આ ઘરમાં સાંજનો છુપાયો છે. ચાલો આપણે તપાસ કરીએ જરા પણ અવાજ ન કરશો. "

ઘરધણીએ હાથમાં ફાનસ લીધું, પરસાળ માંથી અંદર આવ્યા. દેવ સેવાની ઓરડી તપાસી પણ તેમાં કોઇ નહતું. રસોડું જોયું.ત્યાં પણ કોઇ મળ્યું નહિ પછી કોઠારની ઓરડી પાંસે આવ્યા.

" આમાં શું છે ? " પોલીસ વેષમાં સજ્જ થયેલા પેલા ચીનના શાહુકારે પૂછ્યું.



" આમાં શું છે ? " પોલીસ વેશમાં સજ્જ થયલા પેલા ચીનના શાહુકારે પૂછ્યું.

" કોઠારની ઓરડી છે. " ઘરધણીના દાંત જવાબ આપતાં કચકચતા હતા.

" એમ ! " કદાચ એમાં ભરાયો હશે પેસો તો જોઉં ! ઓરડીને બીજું બારણું છે કે ? "

" ના આ એકજ બારણું છે. " કહી ઘરધણીએ ફાનસ નીચે મુક્યું અને ઓરડી ઉઘાડી એને બિચારાને શું ખબર કે જેની તપાસ કરતા હતા ને મહાશય તો પાસેજ ઉભા હતા ? ગભરામણમાં એનામાં તર્ક કરવાની શક્તિ રહી નહતી.

ઓરડીનું બારણું ઉઘડયું કે પાછળથી એક ધક્કો લાગ્યો. ઘરધણી અંદર જઇ પડયો. સ્હેજ ધીમો ધબાકો સંભળાયો. બારણું પાછું બંધ થઇ ગયું !

આખી રાત બિચારો બારણું અફળી અફાળીને થાકયો. પણ ઘરમાં સુતેલાને જગાડી શકયો નહિ. સવારે બધાં ઉઠયા ત્યારે એનો છુટકો થયો !

દરમિઆન ત્રીજોરીમાંથી ઢીંગલા અને ઘરેણાં ઉપડી ગયા હતા.

[ ૫ ]

એક બીજા ચોરે પણ એવીજ યુક્તિ રચી હતી.. આગમચથી બધી તૈયારી કરી રાખી હતી અને યોજના ઘડી મુકી હતી. છતાં કમનશીબે બિચારો સપડાઇ ગયો. બન્યું એમ કે એક ઝવેરીની દુકાનમાં ખાતર પાડવાનો એ ચોરે વિચાર કર્યો હતો. દુકાનમાં એક ભૈયો રાતના ચોકી કરતો. કંઇક યુક્તિ કરી ચોરે ભૈયાને બ્હાર આવવાની ફરજ પાડી, અને તુરતજ ઉઘાડા બારણામાંથી અંદર પેસી જઇ તેણે બારણાં બંધ કરી દીધાં.

ભૈયો પોલીસની કે બીજા કોઈની મદદ લઈને આવે તે પહેલાં હાથ મારીને ચાલ્યા જવાની ચોરની યોજના હતી. પણ દુકાનમાં રહેતા એક કુતરાની એને ખબર નહતી. એની યોજનામાં એ કુતરાને સ્થાન નહોતું મળ્યું. ભૈયાને તો બ્હાર કાઢ્યો પણ કુતરો અંદર રહી ગયો !

લગભગ અર્ધા કલાકે જ્યારે ભૈયો પોલીસના માણસોને લઈને આવ્યો ત્યારે ચોરભાઈ અર્ધનગ્ન દશામાં એક ત્રીજોરી પર ચઢીને બેઠા હતા. કુતરો નીચે જમીન પર આરામથી પડ્યો હતો, એક આંખ ઉઘાડી રાખીને. અંદર આવતા જ તેણે ચોરનો બહુ સુંદર સત્કાર કર્યો હતો. એના ધોતીઆના અને કુરતાના ચુરા થઈ ગયા હતા. પગે ભરેલા બચકામાંથી લોહી વ્હેતું હતું !

[ ૬ ]

ઉપર્યુક્ત ચોર મહાશયે આગલથી યોજના કરી રાખી હતી છતાં સપડાઈ ગયા, પરંતુ એ ધંધામાં કાબેલ હાજરજવાબી ધરાવતા બીજા એક ગૃહસ્થે એવી યોજના આગળથી કર્યા વિના સફળતા મેળવી હતી.

એ ભાઈ રાતના એક ધનવાન ગૃહસ્થના ઘરમાં ભરાયા હતા. ત્રીજોરી ખોલીને અંદરની વસ્તુઓ કાઢવા માંડી ત્યાં સુધી તો એને કોઈએ ખલેલ પ્હોંચાડી નહિ. પણ એ વસ્તુઓ બાંધવા લાગ્યો ત્યારે એને લાગ્યું કે પોલીસનો માણસ પાછળની બારીની ‘ફાટ’માંથી એના કામ પર નજર રાખી રહ્યો છે !



ચોરભાઈ અર્ધ નગ્નદશામાં એક ત્રીજોરી પર બેઠા હતા. કુતરો નીચે જમીન પર આરામથી પડયેલ હતો.

આ કટોકટ સમયે એ જરા પણ અચકાય તો બાર વાગ્યા સમજવા. નાસવાનો પ્રયત્ન કરે તો મૂર્ખતાજ ગણાય. જાણે કાંઈ જાણતોજ ન હોય તેમ એણે બારી ઉઘાડી નાંખી અને પોલીસને અંદર આવવાની વિનતિ કરી.

“જરા મને મદદ કરશો ? આ ઘરેણાંના જુદાં જુદાં બંડલો બાંધવાના છે. કાલે સવારે મારે એ બધું ‘ સેફ ડીપોઝીટ’માં મુકી આવવું છે, એટલે કામ અત્યારેજ પૂરૂં કરી લેવું જોઈએ એવી જોખમદારી ઘરમાં હોય ત્યાં સુધી મને ઉંઘ પણ ન આવે !”

પોલીસના મુખ પર આશ્ચર્યના ચિન્હો દેખાયાં. તેણે કહ્યું: “ પણ તમે ઘરધણી ‘ મી. દેસાઈ નથી. ”

“ ના. ના. હું તો એમનો સાળો થાઉં. એ બધાં આજે બ્હારગામ ગયાં છે—એકાદ મહિના માટે. હું ઘર સાચવવા રહ્યો છું. ઘરનું ફરનીચર અને બીજી વસ્તુઓ તો ઠીક, પણ આ કીંમતી વસ્તુઓ મારાથી ન સચવાય. એટલા માટે આ બધું કાલે સવારે હું સેફ ડીપોઝીટમાં મુકી આવવાનો છું. ”

એના મુખપરનું બેદરકારી ભર્યું હાસ્ય, એની બોલવાની છટા જોઇ વ્હેમ ઝાઝો સમય ટકે એમ ન હતું. પોલીસ બાંધવામાં થોડી ઘણી મદદ કરી, મ્હેનતાણા બદલ એક રૂપીઓ ખીસામાં મારી, સંતોષ પામી ચાલ્યો ગયો '

બીજે દિવસે પોલીસચોકી પર ફરિયાદ આવી ત્યારે એને ખબર પડી કે ઘરધણીનો બ્હારગામ જવાનો ઇરાદો નહતો કે એનો ક્રોધ સાજો આ દુનિયામાં નહતો ! તીજોરીમાંની વસ્તુઓ ' સેફ ડીપોઝીટ'માં સવારે પ્હોંચવાને બદલે ચોરના રહેઠાણ પર સલામત જગ્યાએ રાતો રાત પ્હોંચી ગઇ હતી !

---

## ગુજરાતના કંઠસ્થ લોકગીત.

[ ૪ ]

### કન્હૈયાની દાણલીલા.

સંપાદિકા: સૌ. દીપકબા દેસાઇ.

( ઢાળ-' ચાલો ત્હમે ચાલ ઘણી રૂડી ' ).

વેચાણા તો હરિવરને હાથે,
નેહો રે લાગ્યો નંદના કુંવર સાથે-
વેચાણા તો હરિવરને હાથે-

સખી રે હું તો જમનાજી ગઇ પાણી;
પાળે ઉભો નંદનો કુંવર દાણી,
એણે મ્હારી ચુંદલડી તાણી-
વેચાણા તો હરિવરને હાથે-

કહાનાને માથે ઝગઝગતી ટોપી;
જોવાને ઉભી ગોકુલની ગોપી-
વેચાણા તો હરિવરને હાથે-

કહાનાને કેડે કેસરીયો પટકો;
જોયા એનો રૂપ તણો લટકો-
વેચાણા તો હરિવરને હાથે-






# "ભલુ થાઓ, બિચારા ગાંધીનું !"

લેખિકા: બ્હેન "નિરૂપમા"

"તું નહિં માને હરિલાલ ?" ખાટલે બેઠાં બેઠાં વૃદ્ધ ડોશીમાએ પુત્રને સવાલ કીધો.

"ના, મા, મ્હારાથી માની શકાયજ નહિ. પૈસાદારની દીકરીને પરણીને હું શું કરૂ ? મને તો મ્હારે લાયકની કેળવણી પામેલી, સુશિક્ષીતા, મ્હારા વિચારો સાથે સમભાવ ધરાવતી કન્યા જોઇએ. અને હું કહું છું, તે એવીજ છે. મા, હું તો એનેજ પરણીશ." હરિલાલે ટુંકો અને સીધો ઉત્તર આપી દીધો.

"પણ બેટા, એ તો ખાદી પ્હેરે છે. કન્યા સારી છે તેની હું કયાં ના પાડું છું, દીવો લઇને શોધવા જઇએ તોય આવી કન્યા ના મળે. પણ બેટા, મ્હારે જીવતે, મ્હારી વહુ કોથળા પ્હેરે એ મ્હારાથી કેમ જોઇ શકાય ?" ડોશીમાએ પુત્રનો હઠ જોઇ કચવાતે હૃદયે પૂછ્યું.

"જોઇ શકાય કે ન જોઇ શકાય, મને સુખી કરવા ચાહતી હો, તો મ્હારે તો એજ કન્યા જોઇએ. બીજી નહિં." માતાનો દુરાગ્રહ જોઇ. પુત્રે વધુ દ્રઢ બની ઉત્તર આપ્યો.

× × ×

"વહુ બેટા, માની જાઓને. આજે પહેલ વહેલાં મ્હારે ઘેર આવ્યાં છો જુઓને, આ સવાબસો રૂપીયાની ભરત સાડી કેવી શોભે છે. અને ત્હમને તો આ કોથળાંજ વ્હાલાં લાગે છે. હું તો ત્હમને ખાદી નહિં પ્હેરવા દઉં. આ સાડી તમારે પ્હેરવીજ પડશે."

"પણ સાસુજી, પાંચ પાંચ વર્ષ થયાં મને વ્રત લીધે. પાંચ વર્ષથી હું પરદેશીને અડકી સુદ્ધાં નથી. સાસુજી-માફ કરો-મ્હારાથી નાહં પ્હેરી શકાય પરદેશી-અને ખરૂં પૂછાવો-તો એમાં ખોટું શું છે ? ત્હમનેજ ખર્ચ ઓછું થાય. ખાદીની સાડી બહુ તો પચીશની થાય. સવાબસોમાં બીજી આઠ સાડીઓ લેવાય." વ્રત-ધારણી હિરાવહુએ ઉત્તર આપ્યો.

"તું નહિંજ માને હિરાવહુ ? અમે ઘરડા, કહીએ તે ખોટું, અને તમે આજના છોકરાં, કહું તે માનો નહિં-તમેજ સાચાં કેમ ? કોણ જાણે આ પીટ્યો ગાંધી કયાંથી આવ્યો છે. આટલી અમથી વહુ મ્હારૂં કહ્યું ન માને. કળજુગ, આનુંજ નામ કળજુગ" ડોશીમા બબડયાં.

"સાસુજી, ત્હમારૂં કહ્યું માનવાની હું કયાં ના પાડું છું ! ફક્ત, એકજ વાત શિવાય તમે કહો તે બધું મ્હારે કબુલ, ત્હમે મ્હારા મુરબ્બી, અને હું ત્હમારૂં બાળક. બાકી પરદેશી તો મ્હારાથી નહિંજ પ્હેરાય."

× × ×

"હારલાલ, આ સાડી લઇ જા સાડીવાળાને પાછી આપવાની છે, જેવો હઠીલો તું, તેવીજ ત્હારી વહુ. કાલે કેટલું સમ-

જાણ્યું, પણ એ છોકરી એકતી બે ના થઇ. અને તેવોજ તું આ ગાંધી ટોપી પ્હેરીને " ખેડુતીયા " જેવો લાગે છે. તે કહું છું કે, પાઘડી પ્હેર, તો માનતો નથી. ઠીક ભાઇ ઠીક. ત્હમે છોકરા ઉઠીને કહો, તેમ અમારે ઘરડાંએ વર્તવું. આ સાડી લઈ જા પાછી. અને ત્હારી વહુએ કહ્યું છે કે એ લા " ખાદી ભંડાર "માં " કોથળા " મળે છે ત્યાંથી એક ભારેમાં ભારી સાડી લઇ આવજે. " કંટાળેલા ડોશીમાએ દીકરાને કહ્યું.

" ભારે સાડી તો હું નહિ લાવું. ખાદી પ્હેરવી અને તે વળી ભારે કીંમતની એ કેમ બને. હું તો સસ્તામાં સસ્તી લાવીશ. " એમ કહી માથે ગાંધી ટોપી પ્હેરી ઓફીસનો ટાઇમ થતાં હરિલાલ ઓફીસમાં ચાલતો થયો.

" આવી સોના જેવી વહુ અને રાજાના કુંવર જેવો મારો દીકરો. પેલા ગાંધી પાછળ ગાંડા બન્યા છે. કળજુગ બેઠો ખરો. " ડોશીમા બબડયાં.

× × ×

" લ્યો વહુ, આ સાડી ગમે છે ને ? હાથમાં ખાદીની સાડી આપતાં સાસુજીએ હિરાવહુને પૂછ્યું.

" હા સાસુજી, તમનેજ નથી લાગતું કે આ મ્હારા ચહેરા પર દીપશે. " આનંદિતા વહુએ કહ્યું.

" દીપ્યાં દીપ્યાં ! એ તો દુધના જેવી ઉજળી મારી વહુ ખાદીનાં સાડલાં તે કોઇ દિ' દીપતાં હશે ? "

" સાસુજીને તે કેમ સંતોષ થાય ? સારૂં છે કે ' એ ' ખાદી પ્હેરવાવાળા છે, એટલે મ્હારે બમણું બળ છે. બાકી સાસુજી કોઇને ગાંઠે તેમ નથી. " વહુએ ખિન્ન થઇને મનમાંજ વિચાર્યું. હશે ! ગમે તેમ મ્હારૂં ધાર્યું સચવાય એટલે થયું. "

× × ×

" વહુ કાલે હરિલાલ કહેતો હતો કે ગાંધી ઉપવાસ કરે છે. મેં પૂછ્યું કે કેમ તો કહે કે ન્હાના બાળકો ખાદી પ્હેરવાનું કહેછે, પણ ઘરડા પ્હેરવા દેતા નથી તે માટે. સાચી વાત ? " સાસુએ ચિંતાતુર વદને હિરા વહુને પૂછ્યું.

" કેવા છે ' એ ' પણ. સાસુજીને કેવું ઉંધું સમજાવી દીધું છે. " વહુ મનમાંજ પતિની ચતુરાઇ પર હસી રહી.

" કેમ વહુ બોલતાં નથી ? " સાસુએ પૂછ્યું, " મારે મ્હોંઢે કહેતાં શરમાઓ છો. વાત તો સાચી છે હો, અમને ઘરડાને ખાદી પ્હેરવી ન ગમે. પણ એમાં ઉપવાસ કરવા જેવું શું હતું ? જો ગાંધી એમજ ઇચ્છતો હોય કે બધાં ખાદી પ્હેરે તો ભગવાનનાં દુઃખી છોકરાં બીચારાં દીન દુઃખી ગરીબોને અન્ન વસ્ત્ર નથી મળતું તેમને અન્ન-વસ્ત્ર આપે. એક સદાવ્રત ખોલે તો બીચારાં ભુખ્યાંને અન્ન મળે. દાન પુણ્ય કરે તો ભગવાન સમર્થ છે. એની ઇચ્છા પુરી કરશે. બાકી ખાદી કાંઇ સારી તો નહિ. જુઓ, ત્હમારાં સસરાનો ધંધો બે વર્ષ પ્હેલાં કેવો જામતો હતો. અને આજે આખી માર-કીટનાં બધાં શેઠીયા બેસી ગયા છે. " માર-કીટના શેઠીયાઓની દયા ખાતાં ડોશી બોલ્યા.

" સાસુજી શું કહું ? " બાપુ પ્રત્યેના અગાધ પ્રેમના અંગે, ઉપવાસ પછી બાપુનું શરીર ટકી રહેશે કે કેમ, એવી શંકા કુશંકા કરતી, વહુની આંખમાંથી આંસુનાં બિંદુ સરી પડયાં.

" સાસુજી, ફકત એક વસ્ત્રને અંગે કરી-ને પરદેશમાં આપણો કેટલો પૈસો વહી જાય છે. ખાદી ખરીદીએ તો એ બધો પૈસો આપણા દેશમાં રહે. ગરીબને આપણે આજે અન્ન-વસ્ત્ર આપીએ, પણ કાલે, તો એની એજ દશા રહેવાની. અને

જીંદગી સુધી આપણે કયાંથી આપતાં રહીએ. બીજી બાજુથી તો આપણા લાખો અને કરોડો રૂપીઆ પરદેશમાં ફક્ત, એક વસ્ત્રને માટેજ તણાતાં હોય તો કયાંથી ગરીબોને પોષીએ?

આપણું બાળક ગમે તેવું કદરૂપું હોય, હોય તોય આપણને ગમે છે, તેવીજ રીતે ગમે તેવુ જાડું કે મોટું ખાદીનું કપડું હોય, પણ તે પોતાના દેશનું સમજી આપણે ખરીદીએ, તો ધધારોજી વગર નિરાધાર થઇ પડેલા આપણા ખેડૂત-વણકર, કાંતનારા, ઇ. કેટલાંય ગરીબો એમાંથી પોષાય! વળી રોજનો હુનર શરૂ થાય તો કપડું ઝીણું અને સુંદર બને." આંખના આસૂ ન રોકી શકવાથી વહુ ઉઠીને બીજા ઓરડામા ચાલી ગઇ.

× × ×

"વહુ, જોયું મ્હેં શું પ્હેર્યું છે!" સાસુએ રસોડામા પ્રવેશ કરતા કહ્યું.

"સાસુજી. આ તો ખાદીનુ છાયલ."! વહુએ આનંદાવેશમા રોટલી વણતાં વણતા ઉંચું જોયું.

"વહુ, આજે તો રાજી થયાં ને? આજે તો મ્હેં ત્હમારા સસરાને રેંટીયો આણવાનું કહ્યું છે. ખાટલે બેઠી બેઠી શું કરૂં છું. કાંત્યા કરીશ. શિખવશો ને કાતવાનું!" ત્હમારા સસરાએ તો કહ્યું કે "ઘણું જીવો મ્હારી હિરાવહુ કે ત્હને ઘરડીને સુધારી દીધી, બાર મહિને પચાસ છાયલ તો ત્હને એકલીજને જ જોઇએ છે."

"પણ વહુ, ગાંધીજીને કોણ કહે કે મ્હેં ખાદી પ્હેરવી શરૂ કીધી છે. અને હવે એ ઉપવાસ મુકીદે. આજે બાર તેર દિવસ થયા. હવે તો બિચારા ઉપવાસ છોડે. હે ભગવાન! ભલું કરજે એના બાયડી છોકરાનું. અને સો વર્ષનો મ્હારા જેવો ઘરડો એને કરજે."

"સાસુજી, વૃદ્ધોની આશિષ ગાંધીજી ચાહે. છે, તે આપો. પ્રભુ આપણા ખાતર પણ એમને આયુષ્યમાન કરે અને દેશસેવા કરવાનુ સામર્થ્ય આપે એવું ઇચ્છો." વહુએ આનંદિત મને કહ્યું.

"ભલે ભલે વહુ, ઘણું જીવે ગાંધીજી. ભલુ થાઓ, બિચારા ગાંધીનું."

× × ×

વાંચક! આ કલ્પિત નથી. સત્ય નજરે જોયેલ દૃષ્ટાંત છે. આજે હરિલાલના ઘરમાં સૌ ગાંધીજીને આશિર્વાદ આપે છે. અને પરદેશી તો ઘરમાં આવતુંજ નથી. સર્વે પુરસદને સમયે રેંટીઓ કાંતે છે.

વાંચક બ્હેનો, હિરાવહુના જેવી સત્યાગ્રહી અને એક-વચની થશો? હરીલાલનું આખું ઘર એકદમ સુધરી જવાનું. કારણ શોધી શકશો? અને કાંઇજ ન કરો તો ઘરડાં સાસુજીની પેઠે એટલું તો પ્રભુ પાસેથી માગી શકશો કે,

"ભગવાન, ભલું કરો, ગાંધીજીનું."

---

છોકરો—બા! બા! મારા બાપા રોજને રોજ કયાં જાય છે?

માતા—કામ કરવા જાય છે.

છોકરો—શું કામ રોજ કામ કરવા જાય છે?

માતા—કામ કરે જેથી આપણને રોજ સારૂં સારૂં ખાવાનું મળે.

એક દિવસ છોકરો વાળુ કરવા બેઠો હતો. તેને વાળુ સારૂં લાગ્યું નહિ તેથી તે ઝટ તેની માતા પાસે દોડી ગયો ને બોલ્યો:

છોકરો: બા! બા! આજનું ખાવાનું કંઇ સારૂં નથી. બાપાએ આજે સારી રીતે કામ કર્યું નહિ હોય!

"નવયોવન."

# કપડાનાં તાંતણા કાઢીને તેમાં ગુંથેલી તરાહ.

## (૨) પહોળી જાળીઓની તરાહ.

લેખિકા: બ્હેન "વસંત-લત્તા."

(સપ્ટેમ્બર ૧૯૨૪ ના અંકના પાને ૭૬ થી ચાલુ)

મ્હારા ગયા લેખમાં ઓટણુના ટાંકાની ને હાથ રૂમાલની જાળીની સમજણ આપવામાં આવી હતી. આ વખતના લેખમાં ટેબલ-ક્લોથ ને ચાદરની જાળીની સમજણ આપવામાં આવી છે

**સૂચના**—જ્યારે ઝીણી જાળીની તરાહ કહાડવાની હોય છે ત્યારે ત્હેની પહોળાઇ તાંતણા પર માપવામાં આવે છે. (જેમ કે ચાર તાંતણા કહાડો, પાંચ તાંતણા કહાડો.) પણ હવે આપણે પહોળી જાળીની તરાહ પાડવાની છે તેથી ત્હેની પહોળાઇ ઇંચ ઉપર માપવામાં આવશે.

**સળીઆઓના અનુક્રમો ફેરવ્યાથી પડતી તરાહ**:—સળીઆઓના અનુક્રમો જુદી જુદી રીતે ફેરવ્યાથી આઠ જાતની તરાહ પડે છે. તે બધી તરાહની સમજણ નીચે આપી છે.



ચિત્ર ૧લું.

નીચે આપેલી આઠ તરાહને લાગુ પડતા સામાન્ય નિયમો:— દરેક તરાહમાં ચોરસ કપડું લઇ, ( ) ચારે બાજુથી બે ઇંચ જેટલી જગ્યા છોડી તરાહમાં જેટલા ઇંચ પહોળા તાંતણા કહાડવા કહ્યા હોય તેટલા કહાડી કપડાંની ચારે બાજુ શીવી જાવ (૨) પછી દરેક તરાહમાં ૭ તાંતણા લઇ સીડીની તરાહ પાડવાની. (૩) જે બાજુ આપણે સુથતા હોય તે બાજુ ચિત્રમાં બતલાવ્યા પ્રમાણે હાથમાં પકડવી. (૪) સોયની અણી ચિત્ર નં. ૧ માં બતલાવ્યા પ્રમાણે આપણા તરફ પકડવી ને પછી ઉથલાવી નાખવી.

**તરાહ પહેલી**:— અર્ધા ઇંચ જેટલા પહોળા તાનણા કહાડો. દોરો પોરવતી સોયની અણી આપણા તરફ પકડી, તે સોયને બીજા સળીયા નીચે નાખી, પહેલા સળીયાને સોયની



ચિત્ર ૨ જું.

નીચે દાબી, સોયને ઉથલાવી નાખો. ફરીથી ચોથા સળીયાની નીચેથી સોય લઇ, ત્રીજા સળીયાને સોયની નીચે દાબી દઇ, સોય ઉથલાવો. આ રીતે ગુંથી જવાથી ચિત્ર નં. ૨

માં બતલાવેલી તરાહ પડશે. ( વધુ સમજણ માટે જુઓ ચિત્રો નં. ૧ ને ૨. )

**તરાહ બીજી:**—અર્ધો ઇંચ જેટલા પહોળા તાંતણા કહાડો. આ તરાહમાં સળીઆના બે ભાગ કરવા પડે છે. (૭ તાંતણાનો એક સળીયો બને છે. તેમાંથી ત્રણ તાંતણા લઇ એક ભાગ પાડવો ને બીજા ત્રણ તાંતણા લઇ બીજો ભાગ પાડવો )* બીજા સળીયાના પહેલો અર્ધા ભાગની નીચેથી સોય લઇ, પહેલા સળીયાના બીજા અર્ધા ભાગને સોય નીચે દાબી દઇ, સોય કથલાવો ( પહેલા સળીયાનો પહેલો અર્ધો ભાગ છોડી



ચિત્ર ૩ જું.

દેવાનો.) ફરીથી બીજા સળીયાના પહેલા અર્ધા ભાગની નીચેથી સોય લઇ બીજા સળીયાના બીજા અર્ધા ભાગને સોય નીચે દાબી દઇ, સોય કથલાવો. • આ નિશાનીથી ફરીથી શરૂ કરવાથી ચિત્ર નં. ૩ માં બતલાવેલી તરાહ પડશે. ( વધુ સમજણ માટે જુઓ ચિત્ર. ) ( પહેલા સળીયાનો પહેલો અર્ધો ભાગ માત્ર શરૂઆતમાંજ છોડવો. )

**તરાહ ત્રીજી:**—અર્ધો ઇંચ જેટલા પહોળા તાંતણા કહાડો. આ તરાહમાં એકી નંબરના સળીયા આખા રાખવા પણ બેકી નંબરના સળીયાના બે ભાગ પાડવા. • બીજા સળીયાના પહેલા અર્ધા ભાગની નીચેથી સોય લઇ, પહેલા આખા સળીયાને સોયની નીચે દાબી દઇ, સોય કથલાવો. પછી ત્રીજો આખો સળીયો ને બીજો અર્ધો સળીયાને કથલાવો. •



ચિત્ર ૪ થું.

આ નિશાનીથી ફરીથી શરૂ થશે. આ રીતે કરી જવાથી ચિત્ર નં. ૪ માં બતલાવેલી તરાહ પડશે. ( વધુ સમજણ માટે જુઓ ચિત્ર. )

**તરાહ ચોથી:**—અર્ધો ઇંચ જેટલા પહોળા તાંતણા કહાડો. • બીજા સળીયાનો પહેલો અર્ધો ભાગ ને પહેલો સળીયો આખો કથલાવો; પછી બીજા સળીયાનો પહેલો અર્ધો ને બીજાનો બીજો અર્ધો કથલાવો. • આ નિશાની આગળથી ફરીથી શરૂ કરો. આ રીતે ગુંથી જવાથી ચિત્ર નં. ૫ માં બતલાવેલી તરાહ પડશે. ( વધુ સમજણ માટે જુઓ ચિત્ર )



ચિત્ર ૫ મું.

**તરાહ પાંચમી**—

ઇંચ જેટલાં પહોળા તાંતણા કહાડો. * ચોથા ને ત્રીજા બન્ને સળીયાની નીચેથી સોય લઇ,



ચિત્ર ૬ ઠું

બીજા ને પહેલા બન્ને સળીયાને સોય નીચે દાબી, સોયને ઉથલાવો. * આ નિશાનીથી આગળ વધો. આ રીતે ગુંથી જવાથી ચિત્ર નં. ૬ માં બતલાવેલી તરાહ પડશે. ( વધુ સમજણ માટે જુઓ ચિત્ર. )



ચિત્ર ૭ મુ

**તરાહ છઠ્ઠીઃ**—આ તરાહ માટે પોણો ઇંચ જેટલા પહોળા તાંતણા કહાડો. *ત્રીજા ને પહેલા સળીયાને ઉથલાવો; ( બીજા સળીયો તળે છુટો રહેશે. ) હવે બીજા ને ચોથા સળીયાને ઉથલાવો. * આ નિશાનીથી આગળ વધશો તો ચિત્ર નં. ૭ માં બતલાવેલી તરાહ પડશે. ( વધુ સમજણ માટે જુઓ ચિત્ર. )

**તરાહ સાતમીઃ**—આ તરાહ " પહેલી તરાહના " જેવી છે. પણ આ તરાહની પહોળાઇ તે તરાહ કરતાં બેવડી જોઇએ. એટલે એક ઇંચ જેટલા પહોળા તાંતણા કહાડવા. બીજુ આ તરાહમાં બે હાર ગુંથવી પડે છે. " તરાહ પહેલીના " જેમ એક



ચિત્ર ૮ મું.

હાર ગુંથો. પછી બીજી હાર નીચે પ્રમાણે ગુંથો. પહેલો સળીયો છોડી દયો. પછી ત્રીજો ને



ચિત્ર ૯ મું.

બીજો સળીયો ઉથલાવો. પાંચમો ને ચોથો ઉથલાવો આ રીતે કરી જવાથી ચિત્ર નં. ૮

માં બતાવેલી તરાહ પડશે. (વધુ સમજણ માટે જુઓ ચિત્ર.)

તરાહ આઠમી:—આ તરાહ પણ "તરાહ છઠ્ઠીના" જેમ બેવડી ગુંથવી પડે છે. પહેલી હાર તરાહ છઠ્ઠીના જેમ ગુંથો. પછી બીજી હાર નીચે પ્રમાણે ગુંથો. પહેલો ને બીજો બન્ને સળીયા છોડી દયો. પછી* પાંચમો ને ત્રીજો સળીઓ ઉથલાવો) છઠ્ઠો ને ચોથો ઉથલાવો; ને દશમો ને આઠમો ઉથલાવો; નવમો ને સાતમો ઉથલાવો. * આ નિશાનીથી આગળ શરૂ કરશો તો ચિત્ર નં. ૯ માં બતલાવેલી તરાહ પડશે. (પહેલો ને બીજો સળીયો છોડવા કહ્યા છે તે માત્ર શરૂઆતમાં છોડવા. પછી વચમાં સળીયા છોડવા નહિ.)



## પ્રયાણ.

(એક ગ્રામ્ય ગીતનો નમૂનો.)

સખિ ! આજ મ્હારો વ્હાલમો વિદેશે જાય,
રાખું ધીરજ પણ કેમ તે રખાય ?
સખિ ! આજ મ્હારો વ્હાલમો વિદેશે જાય.

ઉરમાં સાહેલડી કંઈ કંઇ થાય;
હૈયાના હીંચકો હીલોળા ખાય.
હૈયાનો હીંચકો હીલોળા ખાય,
સખિ ! આજ મ્હારો વ્હાલમો વિદેશે જાય.

ચટકતી ચાલ અલિ ! આજ ના ચલાય,
ચાલતાં ચરણો તો બ્હેની આમ તેમ થાય;
ચાલતાં ચરણો તો બ્હેની આમ તેમ થાય.
સખિ ! આજ મ્હારો વ્હાલમો વિદેશે જાય.

સખિ ! આજ મ્હારો વ્હાલમો વિદેશે જાય.
ધારૂં ધીરજ પણ કેમ તે ધરાય !
સખિ ! આજ મ્હારો વ્હાલમો વિદેશે જાય.

"પ્રવાસી."




# આપણું ધૂપેલ.

લેખક: શ્રીયુત મોહનલાલ મા. ઝવેરી.

ધૂપેલ અને આમળાનું તેલ આપણે ત્યાં ઘણું વપરાતું. હવે નવા પ્રકારના ઢંગ ધડા વગરના નામોવાળાં તેલો માથામાં નાંખવા માટે નીકળયાં છે, અને જાહેર ખબરોમાં ખોટાં ખોટાં વર્ણનો કરી લોકોને ફસાવી પૈસા લુંટવામાં આવે છે. આથી એ મને બહુજ આવશ્યક લાગે છે કે નવા અને જુના પ્રકારના તેલોની સરખામણી કરવી, અને કયું સારૂં તે જોવું.

ધૂપેલ અને આમળાનું તેલ ભઠ્ઠીમાં ઉકાળીને પાડેલું હોવાથી તેમાં નીચે લખેલાં અંગ્રેજી નામોવાળાં ઔષધિ દ્રવ્યો આવે છે. Wood Tar, Creosote, Guaiacol, Phenol, crysol અને wood acid ( pyroligneous ). આ બધી ચીજો દુનિયામાં સૌથી ઉત્તમ જંતુનાશક ચીજો છે. ગ્વાયાકોલ અને ક્રીયોસોટ ક્ષય માટે ખાવામાં વપરાય છે. અને ટાર તથા વુડ એસીડ બધી જાતના ચામડીના દરદો દાદર, ખરજવું, ફીડ વગેરે અને જુ તથા લીખ મારવા માટે પણ અકસીર છે. આ ઉપરાંત એમાં વાળ કાળા કરવાનું દ્રવ્ય પણ છે. એમાં એવો ગુણ છે કે હવા લાગવાથી કાળો રંગ પકડતું જાય. ( એને " Oxydize થવું " એમ કહે છે ) સૌથી મોટો ગુણ એ છે કે ખારો કે સાબુ લગાડવાથી એ તેલની ચીકાશ નીકળી જાય છે. અને ભુલેચુકે પેટમાં જાય તો કંઇ નુકશાન ન થતાં ઉલટો ફાયદો જ થાય એમ છે. એની વાસથી મચ્છર નાશી જાય છે.

આમ હોવાથી જ આપણા પૂર્વજોએ સર્વોત્તમ ધુપેલ અને આમળાનું તેલજ માથામાં નાખવા વાપરવાની પદ્ધતિ રાખેલી અને તે તેના પૃથક્કરણ પરથી આપણે જોઇ શકીએ છીએ.

હવે નવા તેલો તપાસીએ ત્યાં હેર ઓઇલ કોઇ પણ લો. તેમાં વાસ કાઢી નાંખેલું ઘાસલેટ વાપરી બીજી સુગંધીઓ વાપરેલી હોય છે. અને રંગ નાંખેલો હોય છે. ગુણવાળી એકે ચીજ વાપરેલી હોતી નથી.

વાસ ઉડાવેલું અને સફેત કરેલું ઘાસતેલ ( Deodorized & decolourized petroleum ) માથામાં લગાડવાથી ગુણ કશોજ નથી. એમાં એક પણ ઔષધિ ગુણ નથી. એની ચીકાશ ખારાથી કે સાબુથી નીકળી શકતી નથી. કારણ કે કોઇ ક્ષારથી એનું saponification થઇ શકતું નથી. અથવા જેમ પાપડીના શાકમાં નાખવા સારૂ આપણે તલના તેલમાં ખારાનું પાણી નાંખી દુધીયું બનાવીએ છીએ તેમ એનું દુધીયું બની શકતું નથી. જો તેલનું દુધીયું ન બની શકે તેના ડાઘ ધોવાવા ઘણા મુશ્કેલ પડે. માટે એ તેલ વાપરેલું નકામું. શરીરમાં એ તેલ જાય તેનો કશો ઉપયોગ નથી. કેમકે તે કેમે કર્યું પચતુજ નથી. આવા સાફ કરેલા તેલમાં ન પચવાનો ગુણ હોવાથીજ ડોકટરો જુલાબ માટે એ તેલ Liquid Petrolatum વાપરે છે. આ તેલ પચી ન જતાં આંતરડાને ચીકણા કરી મુકે છે તેથી મળ સહેલાઇથી લપસી જાય છે.

હેર ઓઇલમાં એક બીજી ચીજ હોય છે. તે મધમાખીનું તેલ અથવા મરચાંનું તેલ. ( oil of capricum or oil of canth-ariois ) આ તેલો તીખાં ઝણઝણતાં હોવાથી વાળ વધારનારાં કહેવાય છે એ શિવાય બીજો કશો ગુણ એમાં નથી. નથી વાળા કાળા કરવાનો ગુણ કે નથી જંતુનાશકપણું કે નથી ચામડીના રોગો મટાડવાનો ગુણ. જ્યારે ધુપેલમાં બધુંજ છે. અને સાથે સસ્તું પણ છે ને સ્વદેશી છે.

આ પરથી તમને ખાત્રી થઇ હશે કે એવાં ઘાસલેટનાં તેલો આઠ કે દશ તોલાના એક રૂપીયાને ભાવે વેચાતાં હોવા છતાં કશાએ ઉપયોગનાં નથી એના કરતાં સાધારણ તળનું તેલ હજાર દરજ્જે સારૂં.

હવે માત્ર એકજ દલીલ ઘાસલેટીયા તેલના વેપારી આપણી આગળ બહુ જોરથી મુકે છે અને તે એ છે કે વનસ્પતિ જન્મ બધા તેલો ખોરાં પડી જાય છે. બાટલી વધુ વખત રહેતો ખોરાશ મારે. અને માથે લગાડીને ધોવામાં ન આવે ને પુવડની માફક મહિનાઓ સુધી કે અઠવાડીયાઓ સુધી ધુવે નહિં તો માથાંમા ગંધ મારે. અર્થાત્ Rancid થઇ જાય !! અને ઘાસલેટીયું તેલ બાર વરસેએ Rancid એટલે ખોરૂં થાય નહિં.

આ દલીલ પોકળ છે. એતો જાણે એમજ સમજવાનું કે ઘાસલેટીયા તેલો બધી પુવડો વાસ્તે બનેલાં છે અને રોજ નાહાનારીને માટે ધુપેલ આમળાનું તેલ છે. તો આ દલીલથી તો ઉલટું એમજ ઠરે છે કે સ્વચ્છતાનો દાવો કરનાર દરેક સ્ત્રી પુરૂષે ધુપેલ આમળાનું તેલજ વાપરવું અને એ તેલ વાપરે તે સ્વચ્છતાનો પૂજારી છે એમ સમજવું ! તમારે પુવડમાં ખપવું હોય તો ભલે "હેરઓઇલ" વાપરો.

Coal Tar Soap, Carbolic Soap Lysol Soap, કોલટારનો સાબુ, કારબોલીક સાબુ કે લાયસોલનો સાબુ વાપરનારને હું ભલામણ કરૂં છું કે જો તેઓએ બધાને બદલે Crysol, phenol, Guaiacol creosote વગેરે તીક્ષ્ણ જંતુનાશક ઔષધિ દ્રવ્યોવાળું ધુપેલ વાપરે તો દુર્ગંધિત પરદેશી સાબુ વાપરવો મટે અને સુગંધ સાથે સ્વદેશી સસ્તું ગુણકારક તેલ જે હમેશાં ગમે તે ગામડામાં પણ મળી શકે તેનો ખપ વધવાથી દેશનો ઉદ્યોગ વધે.

આ પ્રમાણે જોતાં ધુપેલ અને આમળાનું તેલ સસ્તુ હોવા સાથે સ્વદેશી અને ઉત્તમોત્તમ ગુણ ધરાવનારૂં હોવાથી એજ વાપરવું દરેક અકકલમંદ સ્ત્રી પુરૂષનું કર્તવ્ય છે. પણ એટલી ખાત્રી કરી લેવી જોઇએ કે ધુપેલ કે આમળાનું તેલ વેચનારા પોતાને ત્યાં ભઠ્ઠી કરી ધુપેલ પાડે છે કે નહિં. કારણ કે જમાનો દગાનો છે. માટે વિશ્વાસે બુડવું નહિં.



## માતાએ શું કરવું ?

## માતાએ શું ન કરવું ?

લેખક: ડૉ. અમૃતલાલ હ. પટેલ-ડી. ટી એમ, ડી. પી. એચ. ઇ.
હેલ્થ ઓફીસર, સુરત.

### માતાએ શું કરવું ?

૧ પોતાના બાળકને પોતેજ ધવરાવવું.

૨ માતાને દૂધ ન આવતું હોય અથવા માંદગી હોય તોજ બકરી અથવા ગાયનું દૂધ બાળકને ગરમ કરીને આપવું.

૩ બાળક બહુ રડે તો તેનું કારણ શોધી કાઢવું; ભૂખથીજ રડે છે એમ માની લેવું નહિ.

૪ બાળકનું બિછાનું જાડું, સાફ અને સ્વચ્છ રાખવું.

૫ બાળક વજનમાં વધે છે કે નહિ તે ઉપર ધ્યાન આપવું

૬ બાળકને ઋતુ પ્રમાણે કપડા પહેરાવવાની અને નહવડાવવાની કાળજી રાખવી.

૭ બાળક માંદુ પડે તો તરતજ ડાકટર કે વૈદ્યની સલાહ લેવી.

૮ બાળકને છ માસની ઉમરે શિતળા જરૂર કઢાવવા.

૯ બાળકને માટે જે કોઇ વસ્તુ કે ખોરાક જોઇએ તે સ્વચ્છ, સારો અને ઉત્તમ લાવવો.

૧૦ બાળકને બચપણથીજ યોગ્ય શિક્ષણ આપવું.

### માતાએ શું ન કરવું ?

૧ બાળકને ઉંઘાડવા માટે બાળાગોળી કે અફીણ આપવું નહિ.

૨ ઉકાળ્યા વિનાનું દૂધ કદાપી બાળકને આપવું નહિ.

૩ બાળક રડે કે તરત ધવરાવવું કે દૂધ પાવું નહિ.

૪ બાળકને એક વરસ પહેલાં ભાત કે ખીચડી જેવો હલકો ખોરાક પણ આપવો નહિ.

૫ બાળકને એક વરસ પછી ધવરાવવું નહિ.

૬ બાળકની માંદગીમાં ઉંટવૈદુ કરવું નહિ.

૭ બાળકને દૂધની સાથે થોડી પણ ચ્હા આપવી નહિ.

૮ બાળકને તંગ અને ટુંકા કપડાં પહેરાવવા નહિ.

૯ બાળકને કોઇપણ જાતની કુટેવ પડવા દેવી નહિ.

૧૦ બાળકને શારીરિક સજા કરવી નહિ

# સ્વાર્પણ તે સ્ત્રીનું કે પુરૂષનું?

લેખક: શ્રીયુત સનાતન લલિત બુચ

મીઠલડું મહિયર મેલીને પરને પ્રિય કરવાનું.
સ્વાર્પણ ને સ્વાશ્રયનું જીવન જીવતાં સુખ મલકાતું
ઉમળકે ઉમંગધરી સોહે સુંદરી સ્નેહભરી! — લલિત.

સ્ત્રી અને પુરૂષ પોતાનો જન્મ, સત્કૃત્યો કરીને અને સદાચાર આચરીને, સફળ કરવા માટે ભવસાગરમાં પોતાનું નાવ ઇશ્વર ઉપર આધાર રાખીને ઝંપલાવે છે. વહાણ બહુ તોફાને ચડી જઇને દિશા ભૂલી જાય છે ત્યારે ખલાસીઓ એકદમ હોકાયંત્રમાં જુએ છે અને દિશા જાણી લે છે. ભવસાગરમાં પણ અનેક વિપત્તિનાં તોફાનો અને સુખ દુઃખનાં વમળો આડાં આવ્યાં કરે છે અને મનુષ્યને ગભરાવી દે છે. એ સર્વમાંથી બચવાને માટે પ્રભુભક્તિ અને પ્રભુતામાં આસક્તિ એજ હોકાયંત્રનું કાર્ય કરે છે, અને સીધો, સરળ અને આનંદમય માર્ગ બતાવે છે. દુઃખ તથા આપત્તિને ન ગણકારતાં પ્રભુભક્તિમય જીવન ગાળી સંસારને આનંદ ને ઉલ્લાસમય બનાવી સ્વર્ગ સમ કરવો તેનું નામ સહચાર. સહચારને સફળ કરવા માટે સ્ત્રી અને પુરૂષને એકબીજાને માટે સ્વાર્પણ કરવું પડે છે ને પરસ્પર અનુકૂળ થવું પડે છે.

સ્વાર્પણ એટલે બીજું કંઇ નહિં પરંતુ તેમનો અગાધ પ્રેમ, તેમની પરસ્પર ભક્તિ એક બીજાને માટે સર્વસ્વ અર્પવાની શક્તિ. પ્રેમ એજ સહચારનું મૂળ છે. જ્યાં જ્યાં ભોગ, વિલાસ, વાસના, વિકારથી ભરપુર સંસાર હોય છે ત્યાં ત્યાં સંસારનું ખરૂં સુખ હોતું નથી, પણ આધિ, વ્યાધિ ને ઉપાધિજ હોય છે. પ્રેમ વિનાનો સંસાર એટલે પશુવત્ જીવન. પ્રેમ એટલે સુખમય સંસારનો પાયો. "પ્રેમ તે સંસાર સાર" કવિ ન્હાનાલાલનું એ અનુભવસિદ્ધ સત્ય છે.

સ્ત્રીઓનું સ્વાર્પણ, તેમનો પતિ પ્રેમ કુમારિકા અવસ્થામાંજ પ્રદર્શિત થાય છે. બાલ્યાવસ્થામાંથીજ ગૌરીવ્રત ઇત્યાદિ વ્રત, તપ કરીને પ્રભુ પાસે પ્રાર્થના કરે છે કે 'મને સારો પતિ આપજે.' પ્રાર્થના પતિને માટે તે કરે, પોતાને માટે નહિં. વ્રત, તપનાં કષ્ટ તે પતિને માટે વેઠે છે, કોઇ સંસારની તુચ્છ વાસના તૃપ્ત કરવા માટે નહિં. પોતાનો પતિ જીવન પર્યંત આરોગ્ય ભોગવી ને તેને આનંદ આપે એજ તેમની અંતરની ઇચ્છા હોય છે. એક બાલ કુમારિકા પોતાના ભવિષ્યના પતિને માટે વ્રત તપ કરે, તેને માટે આટલી બધી ચિંતા બાલ્યાવસ્થાથીજ કરવા માંડે તે નિઃસ્વાર્થપરાયણતાનો કેવો સરસ નમુનો! કેવો સુંદર અને અનુપમ આદર્શ! પ્રીતિનાં કાર્યોની તો બલીહારીજ હોય છે. આર્ય સ્ત્રીઓની ધાર્મિક વૃત્તિને પણ ધન્ય છે. સંસારની સફળતાનાં બીજ બાલ્યાવસ્થાથી જ

રોપાઇને પોષાવા માંડે તો પછી તે સંસાર સુખમય કેમ ન થાય ? પરંતુ પુરૂષનું શું ? બે પૈડાં સરખાં હોય ત્યારેજ ગાડી બરોબર ચાલી શકે છે. પુરુષને માટે તો કંઇ પણ વ્રતજ નહિં. તેને તો ગમે તેમ વર્તવાનું. કેવી પત્ની મળે તેની ચિંતાજ નહિં. જેવી મળે તેવી. તે તો તેને ગુલામ જેવી ગણે એટલે સારી નઠારીનું શું કામ ? પ્રભુને ત્યાંથી પોતાના શ્રેષ્ઠત્વનું પ્રમાણપત્ર લઇ આવ્યા હોય તેમ તે તો સ્ત્રીને માટે કંઇ તપ ન કરે. સ્ત્રીજ બધું તપ કરે. પુરુષોને ઘણે ભાગે સ્ત્રીઓ માટે માન હોતુંજ નથી. અને એજ ઘણું શોચનીય છે. यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः !

સંસાર માંડયા પછી સ્ત્રી પોતાનું પિતૃગૃહ, પિતા, માતા, ભાઇ, બેન, સગાં સંબંધીને છોડીને પારકા—તદન અજાણ્યા ઘરમાં પારકાં માણસો સાથે સહવાસ કરવા જાય છે. ત્યાં હૃદયના ઉલ્લાસ ને આનંદથી સર્વની શુશ્રૂષા કરીને પોતાનાં કરી લે છે. પતિને પ્રભુ સમાન ગણી સેવા કરે છે. બધું હોંસ અને ઉમળકાથી કરે છે. પતિના આરોગ્ય માટે કરકંઠના અલંકાર, ચાંદલો ઇત્યાદિ, સૌભાગ્ય ચિન્હો રાખે છે. સ્ત્રી પોતાના પતિને લીધે ઓળખાશે કે તે સૌભાગ્યવતી છે કે વિધવા. તે પોતાનું સૌભાગ્યવ્રત તથા પોતાનું પતિવ્રત જાળવવામાં બીલકુલ કચાશ નહિં રાખે. પુરુષને માટે તો આવું કંઇએ નથી. સ્ત્રીને માટે એ કંઇ મત નાદં કરે. સ્ત્રીને તો વાસના અને વિલાસની મૂર્તિ અને પોતાની દાસી તરીકે ગણીને તેની તે સંભાળ લેશે. જેવી સ્ત્રી નમ્ર, ધૈર્યવાળી, સેવા પરાયણ તેવોજ પુરુષ ઉગ્ર, સ્વતંત્ર મગજનો—મીજાજનો અને સ્ત્રીને કનિષ્ટ ગણવાવાળો. તેને તો એમજ કે नस्त्री स्वातंत्र्यमर्हति. સ્ત્રીને સ્વતંત્રતા શાની ? સ્ત્રી તો આપણી ચાકર. તેને તો ઘરના એક ખુણામાં બેસાડવાની.

કેટલો બધો ખરાબ અભિપ્રાય ! પણ સ્ત્રીને તેને માટે હૃદયમાં કંઇજ લાગણી નથી હોતી. તે પોતાની સેવાપરાયણતા નથી ભૂલતી. તેતો પતિનેજ પરમેશ્વર ગણીને અનન્ય ભક્તિ ભાવથી સેવા કરે છે. પાત તરફથી ગમે તેટલું દુઃખ પડે છતાં તેના હૃદયમાં પતિ માટે તિરસ્કાર કે તેની તરફ દ્વેષભાવ બીલકુલ નથી. ઉત્પન્ન થતો. તે તો ક્ષમાજ આપ્યા કરે છે. એતો क्षमयाधरित्री જ હોય છે, અને પતિનું કલ્યાણજ ઇચ્છે છે. ક્ષમા અને સેવા કરવી એજ એનો મુખ્ય ધર્મ થઇ રહેલો હોય છે. અને ખરેખર, કવિ ન્હાનાલાલ કહે છે તેમજ ' આર્ય સુંદરી નથી અવનીમાં તુજ રૂપ ગુણની જોડ '. આવી પ્રેમાળ, ઉત્સાહ અને ઉમળકાથી ભરપૂર હૃદયવાળી, આનંદમય અને નિષ્કામ સેવાથી પતિનું મનરંજન કરવામાં હંમેશ તત્પર એવી સ્ત્રીને જ્યારે પુરુષ તરફથી યથોચિત સન્માન ન મળે ત્યારે તેના હૃદયને કેવો આઘાત થતો હશે ?

કોઈ કહેશે કે સ્ત્રીઓને અલંકાર, વસ્ત્ર, ટાપટીપ ઇત્યાદિનો બહુ મોહ હોય છે. અને તે પોતાનો શૃંગાર સજીને સુંદર બને છે તે પોતાના પતિને માટે નહિં પણ બીજાને બતાવવા માટે. લોકોને પોતાના સૌંદર્યથી મોહિત કરી વાહ વાહ કહેવરાવવા માટે. ભલે, આ કેટલેક કે ઘણે અંશે ખરૂં હશે પરંતુ એ બધું કરી શકે છે તે કોને લીધે ? પતિના મૃત્યુ પછી તે એવું કંઇ પણ કરશે કે ? અને ભલે એમનો એ મોહ હોય કે બીજાને પોતાનું સૌંદર્ય દેખાડવું. પરંતુ સ્ત્રીઓ કોઇ દિવસ પણ કોઇની સામે કુદૃષ્ટિ નહિંજ કરે. તેઓ હંમેશાં પોતાની લજ્જા, મર્યાદા, પવિત્રતા અને शीलं परं भूषणम् એ સર્વ પોતાના જીવને જોખમે પણ સાચવ્યા કરે છે.

પતિના મૃત્યુની સાથેજ સ્ત્રીનાં વિલાસ, વૈભવ મોજ શોખનો અંત આવે છે. સંસારનાં મોહ, માયાથી ભરેલા જીવનનું ધાર્મિકતા પ્રભુભક્તિને વૈરાગ્યમય જીવનમાં પરિવર્તન થાય છે. પવિત્રતા ને ધાર્મિકતાથી પ્રભુની ભક્તિમાંજ પોતાનું અવશિષ્ટ જીવન ગાળી પતિનું પરલોકમાં પણ કલ્યાણ થાય એવી પ્રાર્થના કરવામાંજ પોતાના જીવનનું સાર્થક માને છે. તેને માટે પછી સંસારમાં કંઇ આનંદનું કાર્ય નથી રહેતું. તેને કંઇ પણ વસ્તુમાં આનંદ નથી દેખાતો. ધર્મ, વ્રત, તપ ઇત્યાદિ આચરવાં અને પ્રભુભક્તિથી જીવનને રંગી દેવું તેજ તેનો આનંદ, તેજ તેમની સંસારની મજા. સંસારમાં રહીને સંસારના વૈભવ, મોહ, માયા ઇત્યાદિમાંથી પોતાના મનને રોકીને, સખત કાબુમાં રાખીને જીવન ગાળનાર તો હિંદુ વિધવાઓનેજ આવડે છે. પતિને માટે જીવતાં તો બધુંયે કરે છે પરંતુ તેના મૃત્યુ પછી પણ તેને માટે આટલું બધું કષ્ટ વેઠે એ એ સ્ત્રીઓનું ઓછું સ્વાર્પણ છે ?

પુરૂષને માટે તો આ બાબતમાં બોલવા જેવુંજ નથી. તેમને મન તો સ્ત્રી એટલે વિલાસની મૂર્તિ. પોતાના વાસના વિકારને પોષવાને અર્થેજ જાણે કેમ ઘડાયલી હોય તેમ તેના મૃત્યુ પછી તેનો સંબંધજ નહિ. હૃદયજ ન હોય તેમ ઘણી વાર તો પુરૂષો પોતાની સ્ત્રીઓને તેમના મૃત્યુ પછી યાદ પણ નથી કરતા, એટલુંજ નહિ પણ પછી તરતજ પરણતાં અચકાતાં પણ નથી. નવી પત્નીના વિલાસમાં પ્રથમ પત્ની તો સ્મરણમાંથીએ ઘણી વાર ચાલી જાય છે, તો પછી તેને માટે શાન્તિ ઇચ્છવી કે પ્રભુ પ્રાર્થના કરવી એ તો કયાંથીજ થાય ! ખરેખર પુરૂષ સ્વાર્થી તો ખરા. ઘડીમાં એક, પછી બીજી પછી ત્રીજી, એમ સ્ત્રીઓ પરણતાં તે અચકાતો નથી. તેનો પ્રેમ બહુજ અસ્થિર હોય છે. સ્ત્રીઓની માફક નિશ્ચલ પ્રેમ એક તરફ ગયો એટલે ગયો, પછી બીજા કોઇ સામે નજર સરખી પણ નહિ, એવું તો પુરૂષોમાં બીલકુલ દેખાતું નથી. છેવટ એટલું છે ખરું કે પુરૂષો પોતાની મહેનત કરીને કમાય છે તે સ્ત્રીઓ અને બાળકોને માટેજ. પરંતુ તેમનું ભરણપોષણ કરે છે તે કેવી રીતે ? તેમને પોતાની દાસીઓ ગણીને, પોતાનાથી કનિષ્ઠ ગણીને. સ્ત્રીઓએ પુરૂષોની સેવા કરતા તેના હુકમ ઉઠાવવા હંમેશાં તત્પર રહેવુંજ જોઇએ એવા વિચારોથી. પરંતુ સ્ત્રીઓ તેમને ભોજ્યેષુ માતા બનીને રસામૃતનું પાન કરાવે છે તે ભૂલી જવાય છે. વળી પુરૂષો સ્ત્રીઓને માટે વસ્ત્ર, અલંકાર ઇત્યાદિ પોતાની મહેનતથી લાવી આપે છે એ પણ ખરૂં. પણ એ બધું શા માટે ? પુરૂષોને તો સ્ત્રીઓને એ દ્વારા કાચની પુતળીઓ બનાવવી છે. તેઓ કેમ વધારે મોહક બને એ જ જોવાય છે. મોટે ભાગે તેમાં સ્વાર્થ જ રહેલો છે.

ગમે તેટલી તુલના કરી એ પરંતુ સ્ત્રીઓજ તેમના ગુણથી પુરૂષોથી ચડી જાય છે. સ્ત્રીત્વના ગુણને લીધે જ અત્યારે અને પરાપૂર્વ કાળથી બે દેવીઓજ–દેવો નહિં–અને તે બીજી કોઇ નહિં પરંતુ સરસ્વતી અને લક્ષ્મી, જગતનુ શાસન ચલાવી રહી છે. અને એજ સ્ત્રીત્વના વિજયની નિશાની છે કે જેની પાસે પુરૂષો પણ પોતાનું મસ્તક નમાવી અધીનતા દર્શાવે છે.



ચાલુ 

વાર્તા.

લેખક : શ્રીયુત ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.

## પ્રકરણ ત્રેવીશમું.

### બિહારી ને કાન્તિ.



મુંબાઇનું જાહેર જીવન જોઇ વસંત બહુ ખુશ થયો. સમગ્ર હિંદુસ્થાનના જાહેરજીવનની ચાવી મુંબાઇમાં પહેલી ફેરવાતી. હિંદુસ્થાનના મ્હોટામાં મ્હોટા શહેરોમાં મુંબઇમાં પ્રકટેલી જાહેર જીવનની ભાવના ઉત્સાહભેર ઝીલાતી. જાહેર જીવન એટલે શું ? એ પ્રશ્નનું નિરાકરણ કરવાની મુંબાઇમાં વિવિધ હિલચાલો થતી વસંતે જોઇ.

વસંતના મુંબઇ આવવા પછી નંદલાલે પણ જુનાગઢ છોડયું. મુંબઇમાં આવી વસંત સાથે અભ્યાસમાં જોડાયો. આંબાવાડીયામાં કોકિલાના ટહુકાર અને મયુર ને ઢેલનાં રસનૃત્યના અભ્યાસી આ બન્ને મિત્રોએ મુંબાઇની મનમોહકતા જોઇ.

નંદલાલ આવ્યા પછી વસંતને વધુ આનંદ આવ્યો. લલિતાનાં અવસાનથી હૃદયમાં નિત્ય રડતો વસંત ક્ષણભર પોતાનું દુઃખ ભુલી જતો, પણ પ્રસંગે પ્રસંગે એ દુઃખ સજીવન થતું.

સુંદરલાલના એક મિત્રના પુત્રનું આજે મુંબાઇમાં લગ્ન હતું. વસન્તને આ લગનમાં સ્નેહભર્યું આમંત્રણ આવ્યું. વસંતે આ લગનમાં અગ્રભાગ લીધો. લગ્નનું રહસ્ય સમજનાર લગનના ઉંડા આદેશ ઉકેલનાર વસંતને આ લગનથી બહુ આનંદ આવ્યો. વરરાજા રસિક હતો. વરરાજાના મિત્રો રસિયા હતા.

માધવબાગમાં આ લગન માટે એક સુશોભિત માંડવો બાંધવામાં આવ્યો હતો. પૈસાને આંગળીના વેઢાપર ચઢાવનારો વર્ગ માંડવામાં થયેલા ખર્ચ માટે બળતો હતો, જ્યારે રસિક વર્ગમાં રસિકતાની અવધીનાં દર્શન થતાં હતાં.

આજે વરરાજાના પક્ષ તરફથી જ્ઞાતિ જમણ હતું. સુંદરીઓનાં ટોળેટોળાં વિવિધ આકર્ષક વસ્ત્રોમાં સજ્જ થઇ માધવબાગમાં ઉતરી પડયાં. વસ્ત્રોમાં હરિફાઇ કરતી પણ તંદુરસ્તીમાં સઘળી લગભગ સરખી દેખાતી મુખ પર રંગે રંગેલી અંગ્રેજ સુન્દરીઓની માફક અહિં પણ કેટલીક સુન્દરીઓએ રંગ તો નહિ પણ આછો આછો પાઉડર મારી બનાવટી શોભા વધારવા માટે પ્રયત્નો કરેલા ખુલ્લા જણાઇ આવતા હતા. આ પાઉડર મારેલા મુખપર ન હતી ગ્રામ્ય સુન્દરીઓની લાલી કે નહતી લાવણ્યતા

આ સુન્દરીઓ માથાના બાલ ગુંથવામાં પણ એક બીજાની હરિફાઇ કરતી હોય તે પ્રમાણે છટાથી બાલ ગુંથતી. પણ એ માનેલી છટા સૌન્દર્યની શોભા વધારવાને બદલે એક શેર દુધમાં દસશેર સાકર નાખવા જેવી રીતે

દુધ પર અભાવ થાય તેવી રીતના દેખાવો રજુ કરતી હતી.

વસંતને આ પ્રસંગે લલિતા યાદ આવી. આ શહેરી સુન્દરીઓના બનાવટી લાવણ્યને બદલે લલિતાનું રૂપલાવણ્ય કેટલું બધું ચઢીઆતું હતું તેની યાદ આવતાં લલિતા તેની દૃષ્ટિ સમક્ષ તરવરી રહી. સમસ્ત સુન્દરીસંઘ જમવા બેઠો. જમણમાં લાખો રૂપિયા તણાઇ જતા હિંદુસ્થાને વર્ષોથી જોયા છે તેવોજ આ પ્રસંગ હતો. વસંતે જમણની રૂઢી વિરૂદ્ધ ઘણી વખત લખ્યું હતું. તે હજુ આ રૂઢી વિષે વિચાર કરે છે તેટલામાં જમવા બેઠેલા સ્ત્રી વર્ગમાંથી બહાર નિકળતા વરરાજા સાથે ચાલતા એક યુવકે બહુ ઉત્સાહથી વરરાજાને કહ્યું:

"ત્હેં મ્હારી પ્રિયતમા જોઇ ?"

"હું પરણું ત્યારે મ્હારી પ્રિયતમાનોજ મ્હને વિચાર આવે. ત્હારી પ્રિયતમા તો હજી બાલિકા છે. ત્હેનો વિચાર કરવો એ અસ્થાને છે."

વસંત આ વાર્તાલાપ સાંભળવા ચુપચુપ વરરાજા ને પેલા યુવકની પાછવાડે ધીમે ધીમે સાંભળતો ચાલ્યો.

ફરીથી પેલો યુવક બોલ્યો: "શું કહું યાર ! પ્રિયતમાનું પ્રથમ દર્શન જો કોઇ ચિત્રકાર હાજર હોય તો એવું સુન્દર બને, કે જાણે ચિત્રકલાનો એક સર્વોત્તમ નમુનો."

"ત્હેં શું એને આજે પહેલી વખતે જોઈ કે આમ દિવાના જેવો થઇ ગયો છે ?" વરરાજાએ પોતાના મિત્રનો હાથ દબાવ્યો.

"હા. એ મુખદર્શન આજે પહેલીજ વખત થયું. ઘણા વખતથી જીગર એને જોવા તલસતું હતું. મ્હેં મ્હારા સસરાને ગામ જઇ તેને જોવાના ઘણા પ્રયત્નો કર્યા હતા પણ તેમાં હું ફાવ્યો ન્હોતો. ન્હાનપણથી મ્હારી સગાઇ કરી નાખી હતી. મ્હારાં માતા પિતાને હું એકનો એક લાકડવાયો પુત્ર હોવાથી તેઓએ ઘોડીયાં સગપણ કરી મ્હારી ભવિષ્યની ભાગીદારને પસંદ કરી હતી. હું જ્યારથી સ્હમજણો થયો ત્યારથી એ હિંદુ રૂઢીને ધિક્કારતો આવ્યો છું. અત્યાર સુધી મ્હેં મ્હારા કપાળપર હાથ મૂકી ઘણા ઘણા વિચારો કર્યા છે. માબાપે કોણ જાણે કેવું ચે ડ્કરૂં વળગાવ્યું હશે. 'શાકુન્તલ' ને 'મેઘદૂત' 'માલતિ માધવ' ને 'ગીત ગોવિન્દ' અને 'ઉષા' ને 'ઇન્દુકુમાર' વાંચનાર મ્હારા જેવાને કેવી પત્નીના અભિલાષ થાય એ તો તું જાણે છે........"

'કાન્તિ ! ત્હારૂં આ દાસ્તાન બહુ લાંબું લાગે છે. એટલી સામાન્ય અકકલ ત્હારામાં નથી કે હું અત્યારે વરરાજા છું. મ્હારા વિચારોની વચ્ચે ત્હારી આ કથા મ્હારો કેટલો બધો વખત લઈ જાય છે તેનો કંઇ ખ્યાલ કર્યો છે ?" વરરાજાએ પંગતમાં જમતી જમતી વાતો કરતી સુન્દરીઓ તરફ દૃષ્ટી ફેંકી.

"બિહારી ! તું વરરાજા થયો એટલે શું કંઇ ત્હારો મોભો વધી ગયો ? હું જે વાત કરૂં છું તેમાંથી ત્હને બહુ સાંભળવાનું-શિખવાનું મળશે. જો ' ધ્યાન દઇ સાંભળ. આજે હું બરફી પીરસવા ગયો. મ્હારી એ અર્ધાંગના ત્હેને ગામથી આવી છે અને આજે અહિં જમવા આવવાની છે તેની મને અગાઉથી ખબર પડી ગઇ હતી. પ્રિયતમાને પીરસવા જવું કે નહિ આ વિચારે ક્ષોભ થયો. જવું તો ખરૂ. વર્ષોની ઇંતેજારી આજે પુરી પાડવાનો સુન્દર વખત આવ્યો છે તો શા માટે તે તક જવા દેવી ? હું પીરસવા ગયો પણ કેટલાને પીરસ્યું તેનું મ્હને ભાન નથી. પ્રિયતમને પહેલી વખતે મળવા જતી પ્રિયતમા શરીરનું ભાન ભૂલી જાય એવું તો સહુ કોઇ કહે છે, પણ પ્રિયાનું મુખાર્દ્શન કરવા જતા પ્રિયતમની આવી દશા થાય તે તો

મ્હેં આજેજ અનુભવ્યું. બિહારી ! મ્હારી હાથની અંગુલીઓ ધ્રુજતી હતી. સ્ત્રીની માફક મ્હારા મુખપર શરમના શેરડા પડવા શરૂ થયા. મ્હેં મ્હને હિમ્મત આપી. હું શું સ્ત્રી છું કે આમ શરમાઉં, એ વિચારે દઢતા આવી. ધ્રુજતે પગલે એ રસવેલની થાળી આગળ ગયો. તે ચંદ્રાનનીએ મ્હને જોયો પણ ઓળખ્યો નહિ. સાથે બેસનારી ત્હેની ભાભીએ અડપલું કરી કહ્યું, લાજ કાઢો ! સ્વામીની સ્હામે ટગર ટગર જોયા શું કરો છો ? વિજળિક ત્વરાથી ઘુંઘટ એ ખુબસુરત મુખડાની આડે આવ્યો. મ્હેં તો જાણ્યું કે વિજળી ઝબકી ને ગઇ. એ ઝબકારાએ મને વધારે મોહિત કર્યો. મ્હેં જઇ બરફીનો એક ટૂકડો મૂક્યો. પાછો હું બીજી સુન્દરીઓને પીરસવા ચાલ્યો. થોડેક દૂર જતાં ચાર સુન્દરીઓ જમતા જમતા મ્હને જોઇ ખડખડાટ હસી પડી. હસતાં હસતાં એકે ટકોર કરી કે સ્હામેની હારમાં બેઠેલી પેલી કન્યકાને પીરસો તો કંઇ ત્હમારા દિવસ ઉઘડશે. મ્હારે તો એટલુંજ જોઇતું હતું. ગાંડા માણસની માફક હું ફરીથી ત્યાં ચાલ્યો. દિવાનાની માફક ' બરફી લેશો ' એમ બોલી જવાયું.

---

# પ્રકરણ ચોવીશમું.

## એક નવી વાત.



બિહારી ને કાન્તિની વાતોમાં વસંતને બહુ રસ પડયો. આબન્ને યુવાનો વાતે ચઢયા ત્યારે વસંતે તેઓની નજર ચુકવી એક યા બીજી રીતે સર્વ વાત સાંભળી. કાન્તિની વાત કરવાની ઢબછબ એટલી તો આકર્ષક હતી કે બિહારી પોતે વરરાજા છે તેનું ભાન ક્ષણવાર ભૂલી ગયો. કાન્તિ વધારે ને વધારે ખીલતો ગયો.

" બિહારી ! મ્હારી પ્રિયતમાએ બરફી લીધી. મ્હેં આગ્રહ કરી વધારે પિરસવા યત્ન કર્યો. ત્હેણે આડો હાથ ધર્યો. મ્હારા હાથ સાથે ત્હેના હાથનો સ્પર્શ થયો. જાણે ફરીથી વિજળીનો ચમકારો થયો ".

" ત્હારી વાતમાં તો રસિકતા વધતી જાય છે. કરસ્પર્શ થયો પણ મુખદર્શનનું કેમ ! " બિહારીના નયનમાં પ્રેમની જાદુઇ ભૂરકી દેખાત.

" મુખદર્શનની આડે પેલી ઘુંઘટની રૂઢી આવી, છતાં મ્હારી પ્રિયતમા છે ચકોરી જેવી. સર્વ સુન્દરીસંઘની નજર ચુકવી તેના ઘુંઘટમાથી પણ તેણે મ્હારા તરફ એક નયનબાણ ફેંક્યું. મ્હેં એ રસભર્યું ઝીલ્યું. ઝીલતાં ઝીલતાં ' પ્રેમી ને પ્રેમ ગ્રંથિની ગીતા નાથને નયને વંચાતી રે' એ કાવ્ય યાદ આવ્યું. મ્હેં મ્હને આજે ભાગ્યશાળી માન્યો. મ્હારાં માતપિતાને હું અત્યાર સુધી ઠપકો આપતો હતો. હિંદુ રૂઢીના ગુલામ થઇ ન્હાનપણથી સગપણ કરી પુત્ર પુત્રીનાં જીવન બગાડનારાં માબાપ માટે મ્હને બહુ તિરસ્કાર છે, પણ મ્હારી બાબતમાં તો અપવાદરૂપ જણાયું. મ્હને તો સંસાર ફુલવાડીનું એક રસપુલકું પ્રાપ્ત થયું છે એમ હુ માનું છું"

' તું એમ માને છે કે ત્હારી પ્રિયતમા સહુથી સુન્દર છે ? " બિહારીએ કાન્તિને ઠંડો પાડવા પ્રયત્ન કર્યો.

" હા. રૂપે ને ગુણે એનાથી ચઢીયાતી કન્યા મ્હેં હજુ કોઇ જોઇ નથી. " કાન્તિએ લ્હેરમાં ને લ્હેરમાં પોતાનો અભિપ્રાય આપ્યો.

"ત્યારે જો વ્હાલી પંગતમાં છેડે બે-ઠેલી પેલી કન્યકા તરફ દૃષ્ટિ કર." બિહારીએ કાન્તિને આંખના ઈશારાથી સમજાવ્યો. સમસ્ત સુન્દરીસંઘ રસે રસબોળ દેખાતો હતો. જમણની રૂઢીના ગેરફાયદાઓ એક બાજૂ મૂકતાં હૃદયની આનંદભરી રેલછેલ પ્રજામાં નવપલ્લવતા ફેલાવતી હોય તો જમણમાં એક પ્રકારનો મ્હેટો ફાયદો ગણી શકાય. રસભરી, મદભરી ને મલપતી સુન્દરીઓ એકબીજા સાથે હળીમળી એકતાનું અમૃતપાન કરતી હોય તેવાં દૃશ્યો આ જમણમાં દેખાયાં. ખાસ કરી નિર્દોષ આનંદ ને નિર્દોષ વાતોમાં ગુંથાયલી સુન્દરીઓની મીઠી મશ્કરી સાંભળનારને રસહિન્દોલે ઝુલાવતી દેખાઇ.

બિહારી ને કાન્તિ જે તરફ ચાલ્યા તે તરફ વસન્ત પણ ચાલ્યો. બહુ સાવચેતી રાખી ત્હેણે બન્ને મિત્રોની હિલચાલ છેલ્લે સુધી જોવાનો દૃઢ નિશ્ચય કર્યો.

"કેમ રૂક્ષ્મણી બ્હેન ! શું લાવું ? બરાબર જમજો હો !" કાન્તિને દોરતા બિહારીએ પેલી કન્યકા સાથે વાત કરવા પ્રયત્ન કર્યો.

વરરાજા ખાસ આવી પોતાને માટે કાળજી બતાવે એ વિચારે રૂક્ષ્મણીના ગુલાબી ગાલપર શરમથી લાલી તરી આવી.

તે નિરુત્તર રહી.

"શરમ શો નહિ હો !" બિહારીએ ફરીથી નિરુત્તર રહેલી કન્યકાને બોલાવવા પ્રયત્ન કર્યો.

આ વખતે રૂક્ષ્મણીએ સહજ મૃદુ હાસ્ય કર્યું.

"કાન્તા જા ! જા ! એક બરફીનો કકડો અહિં લાવ. રૂક્ષ્મણી બ્હેન ખાવામાં શરમાય છે." બિહારીએ પોતાનો પ્રયત્ન ચાલુ રાખ્યો.

આખરે સિતારીને છેડતાં જેવો પ્રથમનો રણકાર સંભળાય તેવા સૂરમાં કાંઇ, શબ્દો સંભળાયા.

"નહિજી ! મ્હારે કંઇ જોઇતું નથી. આપની લાગણી માટે ઉપકાર માનું છું."

કાન્તિએ આ શબ્દોમાં કંઇ ઓર મીઠાશ અનુભવી. પોતાની પ્રિયતમા કરતાં રૂક્ષ્મણી સુન્દર દેખાઈ. રૂક્ષ્મણીની છટા, લાવણ્ય, મૃદુતા ને મધુરતા કાન્તિને આકર્ષવા બસ હતાં. બિહારી આ કન્યકાને ક્યાંથી ઓળખતો હશે!

બિહારી કાન્તિના વિચારો પામી ગયો. ત્હેણે તેનો હાથ પકડી ત્યાંથી ખેંચ્યો.

વસંતે પણ આ કન્યકાને જોઇ. સૌન્દર્યની મૂર્તિને જોઇ કવિને કવિતા સ્ફુરી. હજી બિહારી ને કાન્તિની વાતો સાંભળવા તે ખેંચાયો.

કાન્તિ ને બિહારી બે ત્રણ પંગતમાંથી પસાર થઇ એક ભીંતને અઢેલી વાત કરતા ઉભા. વસંત હવે તેઓની પછવાડે ઉભી સાંભળી શકે તેમ નહોતું. વસંતને તેઓની વાતો ગમે તે રીતે સાંભળવી હતી. ભીંતની પછવાડે ખુલ્લો વંડો હતો તેમાં ભીલ જેવા કદાવર કંદોઇ મીઠાઇ કરવામાં ગુંથાયા હતા. વસંતે એ જગ્યાનો આશ્રય લીધો. સાટા ને ઘેબર, હલવો ને જલેબી બનાવવામાં જીવનનું સાફલ્ય માનનારા આ કંદોઇએ વસંતને થોડાક નમુના બતાવ્યા. વસંતે યંત્રવત્ તે જોયા અને જે ભીંતને અઢેલી બીજી બાજુ બિહારી ને કાન્તિ ઉભા હતા તેના પાછળના ભાગ આગળ તે એક ખાલી પડેલા ખોખાં ઉપર બેઠો. ભીંતમાં એક બારી હતી. તેથી બ્હારની વાતો સાંભળી શકાતી હતી અને બહાર શું થાય છે તે પણ જોઇ શકાતું હતું.

બિહારીએ આસપાસ નજર ફેરવ્યા પછી કાન્તિને ફરીથી છેડયો.

"કેમ કોણ સુન્દર ? ત્હારી પ્રિયતમા કે રૂક્ષ્મણી ?"

"રૂક્ષ્મણી. હજારવાર રૂક્ષ્મણી. એ કોણ છે ?" કાન્તિએ રૂક્ષ્મણી વિષે કંઈક જાણવાની ઇંતેજારી બતાવી.

બિહારીએ નિશ્વાસ નાંખ્યો. "કાન્તિ ! જેવી રીતે તું ત્હારી પ્રિયતમા માટે દિવાનો બન્યો છે તેવીજ રીતે હું આ રૂક્ષ્મણી માટે દિવાનો બન્યો હતો. મ્હેં ત્હેને જ્યારે પહેલવહેલી જોઈ ત્યારે દૃઢ નિશ્ચય કર્યો કે પરણું તો રૂક્ષ્મણી પરણું. પણ એ આશા હવામાંજ લટકી રહી..............."

"કેમ ?"

"મ્હારામાં કંઇ અધુરાશ હશે, નહિ તો એ કન્યા મ્હને પરણવા ના પાડે ખરી કે ?" બિહારી પોતે અત્યારે વરરાજા છે તેનું ભાન ભૂલ્યો.

"ત્હને ના પાડી તો ત્હારા જેવો વર કયાંથી મળશે ?"

"કાન્તિ ! દોસ્ત એક ખાનગીમાં ખાનગી વાત ત્હને આજ કહુ છું. મ્હેં રૂક્ષ્મણીને મેળવવા ઘણાંએ ફાંફાં માર્યાં પણ હું નિષ્ફળ નિવડયો. ત્હેને તો પેલા શેરબજારના દલાલ, મ્હારા પિતાના મિત્ર સુન્દરલાલના પુત્ર વસંતને પરણવું છે." કહેતાં કહેતાં બિહારીની આંખ ચમકી ત્હેણે ચારે તરફ દૃષ્ટિ ફેંકી.

"વસંત ! પેલો કવિ ! ?"

"હા."

"એ તો પરણેલો છે ને ?"

"એની સ્ત્રી લલિતા થોડાં વખત પહેલાં નદીમાં તણાઈ ડૂબી ગઇ. એ ખબરે મ્હારા સર્વ આશાના કોટ કિલ્લા તોડી નાંખ્યા. જ્યારથી એ વાતની રૂક્ષ્મણીને ખબર પડી છે ત્યારથી વસંત સિવાયના બીજા પુરૂષોને ત્હેણે ભાઇ બાપ સમાન ગણ્યા છે."

"એ વસંત આજે ત્હારા લગ્નમાં આવ્યો છે. ત્હેણે એ કન્યાને જોઇ હશે."

"એ હું જાણતો નથી. મ્હને એની કવિતાઓ બહુ ગમે છે. બહુ નિકટ સંબંધમાં આવ્યા સિવાય આવી વાતો ત્હેની સાથે કરી શકાય નહિ." બિહારીએ ફરીથી ચારે તરફ દૃષ્ટિ ફેંકી.

વસંત આ નવી વાત સાંભળી ચોંકયો.

---

## પ્રકરણ ૨૫ મું.

### પ્રિય દર્શન.



બિહારી ને કાન્તિ ફરીથી રૂક્ષ્મણી જમતી હતી તે પંગત તરફ ચાલ્યા. વસંત થોડે સુધી તેઓની પછવાડે ગયો આ વખત બિહારી વધારે વાર થોભી શકે તેમ ન્હોતું. વરરાજાએ પાનસોપારીનાં બીડાં આપવા જવાનું હતું તેથી રૂક્ષ્મણી તરફ માત્ર ઉડતી દૃષ્ટિ કરી, તે બન્ને મિત્રો માંડવા તરફ વળ્યા.

બિહારી ને કાન્તિ માંડવામાં પહોંચે તે પહેલાં વસંતે આવી માંડવા બહાર પાટપર પોતાની બેઠક લીધી. જ્ઞાતિપટેલો તરીકે મ્હોટાઇ માનનાર એ વૃદ્ધ પુરૂષો પાટપર બેસી તડાકા મારતા હતા. તેઓની હાજરીથી જાણે કેમ જમણની શોભા વધતી હોય એમ તેઓ મનમાં મલકતા હતા. એક બીજા વાતો કરતા કરતા એક પળ શ્વેત મુછોપર હાથ ફેરવતા તો બીજી પળે પંગતમાં જમતી સુન્દરીઓ તરફ વડીલની પ્રભાથી દૃષ્ટિ ફેંકતા.

આ વૃધ્ધો બેઠા હતા તેના પાછલા ભાગપર વસંત બેઠો. આ બુઠ્ઠાઓ સાંભળવા જેવી વાતો કરતા હતા. પોતાને આ વૃદ્ધો ઓળખતા નહિ હોય એમ વસંતને લાગ્યું, કારણ કે વાતોમાં રસ લેતાં વૃદ્ધોમાંથી એક વૃદ્ધે વસંત તરફ તીણી નજરે ત્રણ ચાર વાર દૃષ્ટિ કરી પણ ઓળખતો હોય એવાં કંઇપણ ચિન્હ દેખાયાં નહિં.

વૃધ્ધોની વાતોમાં વસંત ક્ષણભર રૂક્ષ્મણીની વાતને ભૂલ્યો. દરેક પળે વૃધ્ધો શું બોલે છે તે બહુ સાવધપણે તે સાંભળતો હતો.

પોતાની પાઘડી ઉતારી રૂમાલથી પરસેવો લુછતાં લુછતાં એક વૃદ્ધ બોલી ઉઠયો.

" રતનજી! ખરેખર હવે કળિયુગ આવ્યો છે. જે આપણા ઘરડાઓ કહેતા તે અક્ષરે અક્ષર ખરું પડતું જાય છે. "

" તું કહે કે ના કહે પણ જગજીવન! મ્હને તો એક વિચાર થયા કરે છે કે સમય બદલાયો કે આપણે બદલાયા ? જો ! મ્હેં મ્હારી જુવાનીના દિવસોથી જે આજ દિન સુધી જોયુ છે તેમાં કેટલા બધા ફેરફાર લાગે છે. કાંબી ને કડલા પહેરી, હાથણીની માફક ડોલતી તંદુરસ્ત સ્ત્રીઓને પાણીનું બેડલું લાગે છે. કાંબી ને કડલાં પહેરી, હાથણીની માફક ડોલતી તંદુરસ્ત સ્ત્રીઓને પાણીનું બેડલું લઇ ગામ બહાર એક ગાઉ નદી હોય ત્યાંથી પાણી ભરી આવતી મેં જોઇ છે અને આજે તંદુરસ્તીમાં નબળી, ફીકી ફચ્ચ, પગમાં ઉંચી એડીના બુટ પહેરી લચકીયાં લેતી સ્ત્રીઓ હું જોઉં છું. ને એકાદ દિવસ રામો પાણી ભરવા ન આવે તો ઘરમાં છોકરાંઓ તરસ્યાં મરે; શરમ, લજ્જા, નમ્રતા, દયા ને પ્રેમના ગુણથી અંકિત સ્ત્રીત્વને શોભા આપતી મ્હેં ખરી સ્ત્રીઓ જોઇ છે ને આજે એજ હું, તોછડાઇ, સ્વચ્છંદતા તેમજ મ્હોટાઇમાં સ્ત્રીત્વ ગુમાવી બેઠેલી, સ્ત્રી પણ નહિં ને પુરૂષ નહિં એવા રંગે રંગેલી સ્ત્રીઓ જોઉં છું. પોતાની પરણેતર સિવાય અન્ય સ્ત્રીઓને મા બેન સમાન ગણનારા વિશુદ્ધ ને ચારિત્રવાન યુવાનોને મ્હેં જોયા હતા અને આજે ઘડી ઘડીમાં દૃષ્ટેદૃષ્ટ મેળવતા કેટલાક મોહાંધ બનેલા યુવાનોની પ્રજા પણ હું જોઉં છું. અરે ! વીશ વીશ વરસના અમ્હેં યુવાનો ઘોડેસ્વારી, મેળાઓની મંડળીઓમાં કુસ્તીની રમતો, તરવાની હરીફાઇની શરતો વિગેરેમાં નિર્દોષ આનંદ માણતા અને ચાર ચોપડી ભણી સારૂં જ્ઞાન ધરાવતા હતા તેને બદલે આજે ભણી ગણીને આંખો ઉંડી ગઇ છે, ભણવાની ચિંતામાંજ અર્ધું શરીર ખવાઇ ગયું છે, વીસ વરસમાં તો સંસારની સઘળી જોખમદારી, સઘળી ચિંતાઓથી જેનું જીવનવાદળ દુઃખથી ઘેરાયલું રહે છે એવા જુવાનીના નામને શરમાવે તેવા જુવાનો હું આજે જોઉં છું. મ્હારા ન્હાનપણમાં મ્હેં રૂપિયાનું પાંચશેર ઘી મળતું ખાધું છે ને આજે રૂપિયાનું એક શેર ઘી મળે છે. એવા સોંઘારતના વખતો પણ મ્હેં જોયા છે. આવા ઘણા બનાવો જે કે જે ઉપરથી મ્હને શંકા રહે છે કે આપણે બદલાયા છીએ કે સમય બદલાયો છે ? " રતનજી ડોસાએ પોતાનું લાંબું ભાષણ પૂરૂં કરતાં કરતાં પ્રત્યુત્તર માટે રાહ જોઇ.

" જો રતનજી ! ત્હારી માફક મ્હેં લીલી સુકી અને તડકો છાંયો બન્ને જોયાં છે. દુકાળ ને સુકાળનાં દુઃખ સુખ મ્હેં અનુભવ્યાં છે. સમાજની ચડતી ને પડતીના અનેક પ્રસંગો મ્હેં જોયા છે. એ સર્વમાંથી એકજ વાત કહું છું તે સાંભળ મ્હેં મ્હારી આટલી ઉમરમાં કોઇ દિવસ સાંભળ્યું ન્હોતું કે આપણા સંસારમાં છોકરીઓ પોતાને માટે વર પસંદ કરીને માબાપને સુચવે. અગાઉ છોકરી માબાપ સમક્ષ વરનું નામ માત્ર પણ ન લઇ શકતી અને

આજે જ્યારે છોકરીઓ કહે કે મ્હારે અમુક વરને પરણવું છે ત્યારે હું પણ માથે હાથ દઇ વિચાર કરૂં છું કે આ શું થયું? રતનજી! હું ધારૂં છું કે સમય નહિં પણ આપણે બદલાયા છીએ. આપણે સમયને ઘડનારા છીએ. હાલની કેળવણીએ આપણા વર્તમાન સમય ઉપર જે અસર કરી છે તેનુંજ આ પરિણામ છે." જગજીવને ખુલાસો કર્યો.

"ત્હારૂં કહેવું સારૂં લાગે છે. મ્હેં સાંભળ્યું છે કે હમણાં હમણાં ઘણી કન્યાઓએ પોતાની પસંદગીના વર પરણવા માટે હઠ લીધી છે.

"એ ઘણી કન્યાઓમાં મ્હારા ભાઇની છોકરી રૂક્મણી પણ એક છે."

"શું ત્હમારી રૂકમણી?"

"હા."

"એ તો બહુ ભણેલી ને રહમજુ તેમ સુશીલ ને શરમાળ છે."

"એ બધો બહારનો ડોળ. હું પણ ત્હેને બહુ શાંત છોકરી માનતો હતો, પણ એણે તો હમણાં હમણાં હદ વાળી નાંખી છે." જગજીવને કહેતાં કહેતાં તિરસ્કારયુકત ભાવના પ્રકટ કરી,

"રૂક્મણી શું કહેવા માંગે છે?" રતનજીએ જરાવાર થોભી જગજીવનને સીધો પ્રશ્ન કર્યો.

જગજીવન હવે પોતાના જુદા મિત્ર રતનજીની વધુ પાસે આવ્યો. વાત કરતાં પહેલાં ત્હેણે આસપાસ દૃષ્ટિ ફેરવી. વસંત આ વખતે બીજી તરફ દ્રષ્ટી કરી આ જુદાઓની વાતો સાંભળતો હતો. રૂક્મણીનું નામ પડતાં તે ચોંક્યો વાત વધારે સાંભળવા જીજ્ઞાસા થઇ. સારે નસીબે જગજીવન ત્હેને ઓળખી શક્યો નહિ. તેમજ આ યુવાન પોતાની વાતો સાંભળવામાં કંઇ પણ રસ લે છે એવી શંકા આવી નહિ.

'રતનજી! તું પેલા શેરબજારના દલાલ સુંદરલાલને ઓળખે છે?"

"બહુ સારી રીતે."

"ત્હેનો છોકરો જે હમણાં બી. એ. નો અભ્યાસ કરે છે ત્હેને ત્હેં જોયો છે!"

"ના."

"એને મ્હેં પણ જોયો નથી પણ લોકો બહુ વખાણે છે. તેની સ્ત્રી થોડા વખત પહેલાં નદીમાં તણાઇ ડુબી ગઈ છે......"

"હા. હા. એ કુટબને માટે મ્હેં પણ બહુ સાંભળ્યું છે. એ છોકરાની ફઇ જયકુંવર બહુ વઢકણી ને લુચ્ચી છે. તેણે એ લલિતાને દુઃખ આપવામાં કંઇ પણ કચાશ રાખી નથી. એક માણસ ભૂજંગપુરમાં તે લોકોના પાડોસમાં રહેતો હતો ત્હેણે મ્હને એમ પણ કહ્યું કે દિકરીને મારી નાંખવી બહેતર છે પણ એ જયકુંવરના ઘરમાં આપવી નહિ. લલિતા સારા કુંટુંબની હતી તે સાથે બહુ સંસ્કારી હતી. બિચારીએ ઘણાં દુઃખો સહન કર્યાં. જયકુંવરના પાપથીજ તેણે પોતાનો દેહ ત્યાગ કર્યો."

"એ નદીમાં તણાઇ ગઇ, પણ ઘણા લોકોનું એમ માનવું છે કે ત્હેણે આ ગૃહસંસારના દુઃખથી કંટાળી આપઘાત કર્યો છે. એનો ધણી તો ખરેખરો વેદિયો ઢોર હોવો જોઇએ. આવી જાતની સ્ત્રીને આવું દુઃખ પડતું હોય ત્યારે દરકાર કર્યાં વગર ભણ્યા કરવું એ હું તો પસંદ ન કરૂં." જગજીવન પોતાની વાત પૂરી કરે તેટલામાં રતનજીએ વણમાગ્યો ખુલાસો કર્યો.

વસંત પોતાની વાત સાંભળી ચોંક્યો. જયકુંવર માટે લોકોમાં થતી નિંદા ત્હેણે

ઘણે ઠેકાણેથી વિવિધ-સ્વરૂપે સાંભળી હતી. તેમાં આજના પ્રસંગે ઉમેરો કર્યો.

ફરીથી ત્હેનું ધ્યાન બુઢ્ઢીઓ તરફ ખેંચાયું. આ વખતે જગજીવને રતનજીના કાનમાં બહુ ધીમેથી વાત કરી.

" એ વસંતને અમ્હારી રૂક્ષ્મણી પરણવા માગે છે ને મોઢે ચડીને કહે છે કે મ્હને એની સાથે પરણાવો."

" વસંતને એ કયાંથી ઓળખે ? "

" એની કવિતાઓ હંમેશાં તે વાંચતી. હમણાં એ શાંત રૂક્ષ્મણી તોફાની જેવી સ્થિતિમાં આવી ગઇ છે. વસંતની કવિતાઓએ એને ગાંડી બનાવી છે."

" કવિતાઓ વાંચીને તે કંઇ ઘણી શોધાય ? " રતનજીએ ક્રોધયુકત મુદ્રા ધારણ કરી.

" એજ વાત હું કહું છું કે આપણે બદલાયા છીએ. છોકરાઓને ભણાવવાથી આવી દશા થઇ છે. ભણેલી છોકરીઓ આમ ધણી શોધવામાં ગાંડી બને તો પછી કયાં રહી શરમ કે આબરૂ ? "

" પછી ત્હમે લોકો એનું સાંભળો છો શું કરવા ? પરણાવી દ્યો-કોઈ બીજા વર જોડે. કાલે ઉઠીને એ કહેશે કે મ્હારે તો કોઇ જાંગલા જોડે પરણવું છે તો શું એમ બને કે ? "

" હું તો મ્હારી છોકરીને એમ બોલતી જોઉં તો દૂધપીતીજ કરી દઉં. પણ મ્હારાં ભાઇ જરા ભોળો ને પ્રેમાળ છે. દિકરીને મ્હોંઢે ચઢાવવામાં કંઇ બાકી રાખી નથી. મ્હેં તો એને આ બિહારી સાથે પરણાવી આપવા બહુ મહેનત કરી પણ રૂક્ષ્મણીની હઠને મ્હારો ભાઇ વશ થઇ ગયો. બિહારી કેવો સુન્દર ને શાંત છોકરો છે......"

જગજીવન પોતાની વાત આગળ ચલાવે છે તેવામાં સમસ્ત સુંદરીસંઘ જમી ઉઠયો. ઘડીમાં હસતી, ઘડીમાં નિર્દોષ તોફાન કરતી, ઘડીમાં એક બીજા સાથે અડપલા કરતી યૌવનમાં મદમસ્ત બનેલી સુંદરીઓ એકબીજાની સાથે હળીમળી છૂટી પડતી દેખાઇ. સહુ સહુની દૃષ્ટિ પોતાના પ્રેમપાત્રની શોધમાં હતી.

વસંત પાટપરથી ઉભો થયો. ત્હેના હૃદયમાં ઉત્પન્ન થયેલો ભાવ તે પોતે સ્હમજી શકયો નહિ. રૂક્ષ્મણીને એક વખત ફરીથી જોવા ત્હેની ઇચ્છા થઇ. સુંદરીસંઘની રસનાયિકા સમી શોભતી રૂક્ષ્મણી ત્હેને દૂરથી દેખાઇ. તેની થોડે દૂર રેશમી રૂમાલમાં પાનનાં બિડાં લઇ ચાલતા બિહારી તથા કાન્તિ ત્હેને દેખાયા.

વસંત તે દિશા તરફ ચાલ્યો બિહારીએ વસંતને જોયો. સહજ અદેખાઇ થઇ. વિવેકની ખાતર તે બહાર આવ્યો.

" કેમ મી૦ વસંત ! કેમ છો !" બિહારીએ હાથ લંબાવતાં પ્રશ્ન કર્યો. થોડે દૂર ચાલતી રૂક્ષ્મણી ' વસંત ' નામ સાંભળતાં ચમકી. પોતાની પ્રિય વસ્તુ જોવા ત્હેણે હરિણીની માફક ચપળતાથી નેત્રો ફેરવ્યાં. પ્રિયદર્શનની ઉષા પ્રકટી. ( અપૂર્ણ. )






સંપાદિકા: સૌ. જ્યોત્સ્ના મ્હેતા, બી. એ.

## હિન્દ.

રાજકીય ગુનેહગારોને સજા કરવા માટે બંગાળાની સરકારે દમનનીતિ વાપરવા માંડી છે. આ નીતિ પ્રમાણે કેટલાક પુરૂષો ગુનેહગાર હોવાની સરકારને શંકા પડવાથી તેમને કંઇ પણ ચેતવણી આપ્યા વિના તથા કોર્ટમાં મુકદમો ચલાવ્યા વિના તેમને કેદ કરવામાં આવ્યા છે. આ જુલમ માટે આખા હિંદમાં દરેક સ્થળે પ્રજાનો વિરોધ બતાવવા માટે સભાઓ ભરવામાં આવી છે. મુંબાઇની સ્ત્રીઓની આવી એક સભા રાષ્ટ્રીય સ્ત્રી સભાના આશરા નીચે તા. ૧૨ મી નવેંબરને દિવસે મારવાડી વિદ્યાલય હૉલમાં ભરાઇ હતી. પ્રમુખપદ સૌ. અવંતિકાબાઇ ગોખલેને આપવામાં આવ્યું હતું. રા. રા, જયસુખલાલ મહેતા, રા. રા. ભવાનીદાસ મોતીવાળા, તથા રા. રા. ખાડીલકર ત્યાં હાજર હતા. મીસીસ મહેરબાઇ બેસાનીઆએ નીચેનો ઠરાવ મૂકયો હતો. તે ઠરાવને મીસીસ હીરાબાઇ ટાટા તથા મીસીસ આઝાદે ટેકો આપ્યો હતો:—

" શાંતિથી કામ કરનાર સંસ્થાઓનો તથા હિંદની સ્વતંત્રતાનો ઉચ્છેદ કરનાર બંગાળાની સરકારનો હુકમ જે વડે ૧૮૧૮ ના બંગાળાના કાયદાનો દુરૂપયોગ થયો છે, અને જે ડીફેન્સ ઑફ ઇન્ડીઆ એક્ટ કરતાં પણ ખરાબ છે, તેને માટે તથા કેટલાક પુરૂષોને કંઇ પણ ચેતવણી આપ્યા વિના કેદ કરવામાં આવ્યા છે તે પગલાં માટે, રાષ્ટ્રીય સ્ત્રી સભાના આશરા હેઠળ મળેલી આ સભા સખત વિરોધ દર્શાવે છે, કેદ થએલા દેશભક્તોનાં કુટુંબ પ્રત્યે આ સભા અંતઃકરણ પૂર્વક સહાનુભૂતિ જાહેર કરે છે, તેમજ બંગાળાના લોકોને ખાતરી આપે છે કે આ જુલમને દૂર કરવા તેમણે જે બંધારણપુરઃસર પગલાં લીધાં છે તેને મુંબાઇની વિવિધ કોમની સ્ત્રીઓ સહૃદય અનુમોદન આપે છે. "

આ ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

× × ×

નવરાત્રને પ્રસંગે મુંબાઇના ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ તરફથી તા. ૪ ઑક્ટોબરને દિવસે ગરબાનો મેળાવડો થયો હતો. તેમજ તા. ૧૨ ઑક્ટોબરે માણેકઠારી પુનમની રાત્રે ભગિની સમાજ તરફથી ગરબા થયા હતા.

× × ×

પુનામાં મુસ્લીમ કોન્ફરન્સમાં ભાષણ આપતાં બેગમ નાઝીર દોલતયાન સાહબાએ જણાવ્યું કે સ્ત્રીઓને કેળવણીની ઘણી જરૂર છે. પડદાનો રીવાજ આમાં વચ્ચે આવેલ છે. પણ તે ઇસ્લામનું ફરમાન હોવાથી કહાડી શકાય તેમ નથી. તે રીવાજ ચાલુ રહેવા છતાં કેળવણીમાં પ્રગતિ કરી શકાય.

× × ×

પુનામાં ગણપતિ ઉત્સવ વખતે મિ. બોપટકરે સ્ત્રીઓનો વ્યવહાર કંઇક અયોગ્ય બતાવી તેના પર ટીકા કરી હતી. આથી મુંબાઇના ઑનરરી મેજીસ્ટ્રેટ શ્રીમતી લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસના પ્રમુખપણા નીચે સ્ત્રીઓની સભા ભરવામાં આવી હતી. મિ. બોપટકરની ટીકા ગેરવ્યાજબી ગણી તેમની ઝાટકણી કહાડવામાં આવી હતી.

× × ×

હિંદી બાનુઓની સભા / સંસ્થાની પુનાની

શાખાએ એવો ઠરાવ પસાર કર્યો છે કે હિંદની વડી અને પ્રાંતિક ધારાસભામાં સ્ત્રીઓને સભાસદ તરીકે ચુંટાવાનો અને મત આપવાનો હક મળવો જોઇએ.

× × ×

અમદાવાદ મ્યુનિસિપાલિટીની સ્કૂલ્સ કમિટીએ ત્યાંની ગુજરાતી તથા ઉર્દૂ કન્યાશાળાઓમાં ચિવણકામ તથા ભરતકામ સાથે કાંતવાની કળા ફરજીઆત શીખવવાનો ઠરાવ કર્યો છે.

× × ×

અમદાવાદમાં બાળરક્ષા સપ્તાહ ભરવાનો વિચાર કરવા માટે તા. ૩ નવેંબરે એક જાહેરસભા મળી હતી. તેમાં શહેરના કેટલાક પ્રતિષ્ઠિત સજ્જનોએ હાજરી આપી હતી. આવતા ફેબ્રુઆરી માસમાં બાળરક્ષા સપ્તાહ ઉજવવું તથા તે પ્રદર્શનમાં બાળરક્ષાને લગતા તથા સુવાવડખાતાના દેખાવ બતાવવા એવો ઠરાવ થયો હતો.

+ × ×

ગુજરાતી પત્રકારોની પરિષદ્ અમદાવાદમાં તા. ૧ લી નવેંબરે થઇ હતી. તેનું પ્રમુખસ્થાન મુંબાઇના પત્ર 'સત્યમિત્ર'ના તંત્રી મિ. મહેરજીભાઇ માદનને આપવામાં આવ્યું હતું. તે પ્રસંગે ગુજરાતનાં બધાં માસિકો તથા વર્તમાનપત્રોનું એક પ્રદર્શન થયું હતું, અને તે સૌ. વિદ્યાગૌરી રમણભાઇ નીલકંઠને હાથે ખુલ્લું મૂકવામાં આવ્યું હતું.

× × ×

ગુજરાતની પાટીદાર કોમની સ્ત્રીઓની સ્થિતિ સુધારવાની ઇચ્છા તેમાંની કેટલીક આગળ પડતી સ્ત્રીઓ વારંવાર દર્શાવતી હતી. આ વિચારને અમલમાં મૂકવા માટે બને તેટલી બ્હેનોને એકઠી કરીને વિચારની આપ લે કરવી એમ નક્કી થયું. સૌ. ભક્તિલક્ષ્મી ગોપાળદાસ દેસાઇએ બ્હેનોને એકઠી કરવાનું અને બીજી તૈયારી કરવાનું માથે લીધું. તેમના આમંત્રણથી પેટલાદમાં તા. ૨ જી નવેંબરને દિવસે પાટીદાર કોમની ૪૭ બ્હેનો હાજર થઇ. તેમણે સમસ્ત પાટીદાર કોમની સ્ત્રીઓ માટે મંડળ સ્થાપવાનો વિચાર માન્ય કર્યો. તે વખતે કેટલાક પુરૂષોએ પણ હાજરી આપી હતી, પરંતુ તેમની હાજરીથી સ્ત્રીઓ છુટથી પોતાના વિચાર દર્શાવતાં સંકોચ પામે એમ ધારીને તેઓ બાજુના ખંડમાં ગયા હતા. સભામાં આગળ પડતો ભાગ સૌ. ભક્તિલક્ષ્મી તથા સૌ. ગંગાલક્ષ્મી ગોરધનભાઇ પટેલે લીધો હતો. લગ્ન તથા મરણ પ્રસંગે પળાતા કેટલાક અનિષ્ટ રીવાજો વિષે બધી સ્ત્રીઓએ છૂટથી ચર્ચા કરી હતી. આ સભામાં કામકાજ માત્ર ચર્ચા અને વાતચીતના રૂપમાં થયું હતું. ઠરાવો કરવાનું કામ આવતી સભામાં કરવાનો નિશ્ચય થયો હતો. પાટીદાર ભગિની સમાજની પહેલી પરિષદ વસોમાં માગશર સુદ પુનેમને દિવસે ભરવાનું નક્કી થયું હતું.

× × ×

તા. ૧૭ અકટોબરને દિવસે હુબલી શહેરમાં કર્નાટક પ્રાંતિક ભગિની મંડળ તરફથી ભરાએલી સભામાં નીચેના ઠરાવ થયા હતાઃ—

બેલગામમાં આવતી કોંગ્રેસ ભરાય તે વખતે કર્ણાટક પ્રાંતિક ભગિની મંડળ તરફથી એક અખીલ ભારતીય મહિલા પરિષદ્ ભરવાની વ્યવસ્થા કરવામાં આવશે. તે કાર્ય જલદી પાર પાડવા માટે ધારવાડનાં શ્રીમતી જાનકીબાઇ ભાતખંડે અને બીજાપુરનાં શ્રીમતી શાંતાબાઇ જરૂરનાં પગલાં લેશે. આ પરિષદનું પ્રમુખપદ શ્રીમતી કસ્તુરબા ગાંધીને લેવાની વિનંતિ કરવામાં આવશે.

× × ×

બંગાળાની કાઉન્સિલની ચુંટણીમાં સ્ત્રીઓને મત આપતાં અટકાવનારો જે કાયદો છે, તે દૂર કરવાની સરકારને વિનંતિ કરવાનો ઠરાવ બંગાળાની લેજીસ્લેટીવ કાઉન્સિલની ગઇ બેઠકમાં ઘડાયો છે. આશરે ત્રણ વર્ષ પર જૂની કાઉન્સિલમાં એ ઠરાવ જ્યારે મૂકાયો હતો, ત્યારે વધુમતે ઉડી ગયો હતો.

× × ×

'ફોરવર્ડ' પત્ર જણાવે છે કે શ્રીમતી સંતોષ કુમારી ગુપ્ત જે સ્વરાજ્યવાદી છે, તેમણે એક હિંદી છાપામાં પોતાના સંબંધી વાંધા ભરેલું લખાણ છપાયું તેથી તે પત્રની ઑફિસની ખબર લીધી. ત્યાં જઇ તંત્રી કોણ છે તે પૂછ્યું. તંત્રી આવી પ્હોંચતાં એ મહાશયની આજયબી અને મુંઝવણ વચ્ચે તેણે તેને ફટકાવી

કહાડયો. ગભરાઇ જઈ તંત્રીએ માફી માગી લીધી. કુતૂહલથી આકર્ષાએલા મોટા ટોળાએ આ બનાવ નિહાળ્યો હતો.

× × ×

કલકત્તાની મ્યુનીસીપાલીટીમાં મિસ લૉઇડ નામની અંગ્રેજ બાનુ પ્હેલીજ સ્ત્રી સભાસદ તરીકે થઇ છે મ્યુનીસીપાલીટીના પ્રમુખ તથા બીજા સભાસદો તરફથી એને ઘણાં અભિનંદન મળ્યાં હતાં. આ સન્નારીએ યુરોપની લડાઇ વખતે સારું કામ કર્યું હતું, અને હજી પણ જાહેર જીવનમાં રસથી ભાગ લે છે.

× × ×

મદ્રાસ મ્યુનીસીપાલીટી તરફથી કન્યાઓ માટે હુન્નર ઉદ્યોગની શાળા ખોલવામાં આવનાર છે. આ શાળામાં કન્યાઓને સીવણ, ભરત, ગુંથણ, લેસ બનાવવાનું તથા કાર્ડ બોર્ડનું કામ શીખવવામાં આવશે.

× × ×

મદ્રાસ મ્યુનીસીપાલીટી તરફથી ગોશા જાતની બાલિકાઓ માટે પ્રાથમિક ઉર્દુ કન્યાશાળા ખોલવામાં આવી છે. આવી સંસ્થા ત્યાં પ્હેલીજ છે.

× × ×

મદ્રાસ ઇલાકાના તેનાલી ગામમાં તા. ૯ ઑગસ્ટ ૧૯૨૪ ને દિવસે પ્રભાલ વીરૈયા નારાયણ નામના પુરૂષ પર પોતાની સ્ત્રીનું ડોકું છરીથી કાપી નાંખવાનો આરોપ મૂકવામાં આવ્યો હતો. જ્યારે તેને મેજીસ્ટ્રેટ આગળ લઇ જવામાં આવ્યો અને પોતાનો બચાવ શો છે તે પુછવામાં આવ્યું, ત્યારે તેણે 'હું કંઇ જાણતો નથી' એટલોજ જવાબ આપ્યો. તેના ઘરની બેક પાસે રહેતી બે સ્ત્રીઓ જેમણે ખુનનો દેખાવ નજરે જોયો હતો, તેમની સાક્ષી પરથી આ પુરૂષને ફાંસીની સજા થઇ છે.

× × ×

ત્રાવણકોરમાં રાજકુમાર ચિત્રોરા નીરૂમલ એની ઉંમર ૧૨ વર્ષની છે તેને રાજ્યાભિષેક કરવામાં આવ્યો છે. તેની ઉંમર નાની હોવાથી જાતી રાણી સેતુલક્ષ્મીબાઇને હાલ રાજ્ય ચલાવવાનો અધિકાર આપવામાં આવ્યો છે. આ સ્ત્રીની ઉમર ૨૮ વર્ષની છે.

× × ×

મલબાર પ્રાંતના તીરૂરંગાદી ગામમાં ચાલી લાકય મહંમદ હાજી નામના શ્રીમંત મોપલાએ ઘરનાં બારણાં બંધ કરીને પોતાની ગર્ભવતી સ્ત્રી તથા બે બાળકોને મોટા છરાથી કાપી નાંખવાનો પ્રયત્ન કર્યો હતો. સ્ત્રી તથા બાળકોની ચીસો સાંભળીને પોલીસે બારણું તોડીને ઘરમાં પ્રવેશ કર્યો અને તે મોપલાને બેડી પ્હેરાવીને કેદ કર્યો. સ્ત્રીને હૉસ્પીટલમાં લઇ ગયા પછી માલમ પડયું કે તેના શરીર પર આશરે પચાસ ઘા પડયા હતા. તે જીવી શકે એવો સંભવ નથી. તેના પતિએ ગાંડપણને લીધે આ કામ કર્યું જણાય છે.

× × ×

મીસીસ પુનેન લ્યુકોઝ નામની ખ્રીસ્તી સન્નારી ત્રાવણકોરમાં મુખ્ય સરકારી ડૉકટર તરીકે નીમાયાં છે. વળી તે ત્રાવણકોરની ધારાસભામાં મેંબર થયાં છે. રાજ્યના કોઇપણ મોટા ખાતાના ઉપરી તરીકે અને ધારાસભાના મેંબર તરીકે આ પ્હેલીજ સન્નારીની નીમણુંક થઇ છે.

× × ×

આખા હિંદમાં કોચીન પ્રાંતમાં કેળવણી પામેલી સ્ત્રીઓ સોથી વધારે છે. મીલકતની બાબતમાં ત્યાં એવો કાયદો છે કે પુરૂષ કરતાં સ્ત્રીનો હક મીલકત પર વધારે ગણાય છે. ત્યાંની સ્ત્રીઓને ધારાસભામાં બેસવાનો અધિકાર હમણાંજ મળેલો છે ધારાસભામાં ત્યાં સરકાર તરફથી નીમાએલાં જે પંદર સભાસદો હોય છે, તેમાંથી આશરે ચારેક સ્ત્રીઓને નીમવી એવી માગણી તેમણે સરકાર પાસે કરી છે. કારણ કે સ્ત્રીઓ તથા બાળકો માટે કંઇ કાયદા ઘડવામાં આવે ત્યારે ધારાસભામાં સ્ત્રી પ્રતિનિધિ હોવાની ઘણી જરૂર છે એમ તેમને લાગે છે.

× × ×

મે. મહમદઅલી તથા શૌકતઅલીનાં માતુશ્રી બી અમ્માનું અવસાન થયું છે પોતાની વૃદ્ધાવસ્થા છતાં તેમણે જાહેર જીવનમાં જે ઉત્સાહ

બતાવ્યો હતો તે જાણીતો છે. વળી પોતે ચુસ્ત મુસલમાન હોવા છતાં પડદાનો ત્યાગ કર્યો હતો.

× × ×

મીસીસ રેનાર્ડ નામની એક ઇજીપ્શીઅન સ્વયંસેવિકા દિલ્હીની ઐક્ય પરિષદ્‌માં હાજર હતી. તે જણાવે છે 'ગાંધીજી તો તેમના સિદ્ધાંતોથી આખી દુનીઆ માટે સામાન્ય ધર્મ સ્થાપી રહ્યા છે, અને ઐક્તા પરિષદ્‌ના ઠરાવો એટલે ગાંધીજીના સિદ્ધાંતોની ફત્તેહ છે.'

## એશિયા.

અફગાનિસ્તાનમાં કન્યા કેળવણીની પ્રગતિ કરવા માટે ના. અમીર ઘણી આતુરતા રાખે છે. પણ જાહેર મત અને ખાસ કરીને મુલ્લાંઓ તેની સામે વિરોધ દર્શાવે છે. તેથી પ્રાંતોમાં આ કાર્યનો પ્રચાર કરવામાં મુશ્કેલી નડે છે. ના. અમીર પર મોકલવામાં આવેલી એક મોટી અરજીમાં એવી માગણી કરવામાં આવી છે કે પુરૂષ શિક્ષકોવાળી કન્યાશાળાઓમા ૧૨ વર્ષથી મોટી ઉમરની છોકરીઓને મોકલવી નહિ, અને તેવા શિક્ષકો ૮૦ વર્ષથી ઓછી ઉમરના હોવા જોઇએ નહિ.

× × ×

મેડમ ચીકાકો કુરોડાએ ટોકીઓ શહેરમાં (જાપાન) ડાક્ટર તરીકે પ્રેક્ટીસ કરવા માંડી છે. જાપાનમાં ડાક્ટરની ડીગ્રી મેળવનાર તે પ્હેલીજ સ્ત્રી છે, અને ટોકીઓની હાયર નોર્મલ સ્કુલે તેને આ ડીગ્રી આપી છે.

## યુરપ.

ઈંગ્લંડની પાર્લામેંટમાં આ ચુંટણી વખતે સ્ત્રી ઉમેદવારોને જોઇએ તેવી ફત્તેહ મળી નથી. ગઇ પાર્લામેંટમાં આઠ સ્ત્રીઓ મેંબર થઇ હતી. તેમાંથી ત્રણ મજુર પક્ષની હતી, ત્રણ કન્ઝર્વેટીવ પક્ષની હતી, અને બે લિબરલ પક્ષની હતી. આ નવી ચુંટણી વખતે મિસ બોન્ડફીલ્ડ, મિસ સુઝન લૉરેંસ, અને મિસ જ્યુસન એ ત્રણ મજુર પક્ષની અને મીસીસ વીન્ટીંગહેમ તથા લેડી ટેરીંગટન એ બે લિબરલ પક્ષની એટલી સ્ત્રીઓ હારી ગઇ હતી. લેડી ઍસ્ટર જે પાર્લામેંટમાં સૌથી પ્હેલી સ્ત્રી-તરીકે ચુંટાઇ હતી તે, ડચેસ ઑફ એથૉલ, અને મીસીસ ફિલીપસન એ ત્રણની કન્ઝર્વેટીવ પક્ષ તરફથી આ વખત ફરીથી ચુંટણી કરવામાં આવી હતી. મજુર પક્ષ તરફથી મિસ વીલ્કીનસન નામની એક નવી સ્ત્રીની ચુંટણી થઇ છે.

× × ×

ઇંગ્લંડની પાર્લામેંટમાં સ્ત્રીઓ મેંબર થવા ઉપરાંત પ્રધાનમંડળમાં પણ દાખલ થઇ છે. આ વખતની નવી ચુંટણીમાં ડચેસ ઑફ એથૉલ નામની સન્નારી કેળવણી વિભાગની મંત્રી થઇ છે આ વિભાગનું કામ તે ઉત્તમ રીતે કરશે એવી આશા આપણે રાખીએ છીએ. પુરૂષ કરતાં સ્ત્રીમાં બુદ્ધિશક્તિ ઓછી હોય છે એવું હવે કોઇ પણ પુરૂષ કહી શકશે નહિ.

× × ×

બ્રાઇટનમાં મળેલી નૅશનલ કાઉન્સિલ ઑફ વીમેન્સની વાર્ષિક પરિષદ્‌માં લગભગ ૭૦૦ પ્રતિનિધિઓએ હાજરી આપી હતી. શરૂઆતની કન્યાઓની સભામાં પાર્લામેંટના સભાસદ લેડી ઍસ્ટરને પ્રમુખસ્થાન આપવામાં આવ્યું હતું. ભાષણ કરતાં તેમણે જણાવ્યું હતું કેઃ– "સ્ત્રીની શક્તિપર મને અત્યંત વિશ્વાસ છે. હાલ સ્ત્રીઓ જે જાહેર જીવનમાં ભાગ લે છે, તેનું મોટું પગલું ઘણા જમાના થયાં આ પ્રથમ વખતજ લેવામાં આવ્યું છે આપણાં યુવાન સ્ત્રી પુરૂષોની ખ્રીસ્તી ધર્મપરની શ્રદ્ધા ઓછી થઇ છે એમ મારી માન્યતા નથી."

× × ×

મીસીસ ગ્લૅડીસ સેનાપતિ નામની એક અંગ્રેજ છોકરીએ બે વર્ષ પર મેંચેસ્ટરમાં એક હિંદી જવાન સાથે લગ્ન કર્યાં હતાં. તેણે પોતાના હિંદી ધણીપર ઘાતકીપણું ગુજારવાનો આરોપ મૂકી તેને મેંચેસ્ટર સીટી પોલીસ કોર્ટમાં ઉભો કર્યો હતો. ફરીઆદમાં જણાવ્યું હતું કે લગ્ન પછી દોઢ મહીને તેનો ધણી તેને હિંદમાં અમૃતસર ખાતે લઇ ગયો હતો. તેણે ત્યાંનાં દેશી કપડાં પ્હેરવાનું કહ્યું હતું. મસલીનની સાડી કોઇ પણ શરમાળ અંગ્રેજ છોકરી ન પ્હેરે તે પ્હેરવાનું તેને

-કહેવામાં આવ્યું હતું. જવાબદારના ધારાશાસ્ત્રીએ જણાવ્યું કે દેશી કપડાં ઇંગ્લંડમાં પહેરાતા ઇવનીંગ ડ્રેસ કરતાં કોઇ પણ પ્રકારે ખરાબ નહોતાં. તે સ્ત્રીને દેશી રીતે રાખવામાં આવતી, એટલે ઘરનાં સૌ માણસો એકજ ઘરમાં સુતાં અને દેશી ખોરાક ખાતાં. તેના ધણીનો ગેર હાજરીમાં તેનાથી બહાર નીકળી શકાતું નહિ. તેના ધણી સાથે તેને કંઇ કજીઓ હતો નહિ. તેને એક છોકરું હિંદમાં થયું ત્યારે યુરોપીઅન તબીબે તેની સારવાર કરી હતી. આથી મેજીસ્ટ્રેટે પૂછયું કે ત્યારે કયા પ્રકારના ઘાતકીપણાનો ધણી ઉપર આરોપ છે? મીસીસ સેનાપતિએ જણાવ્યું કે તે હું કહી શકું નહિ અને કોઇ પણ જ્યાં સુધી હિંદની મુલાકાત લે નહિ ત્યાં સુધી જાણી શકે નહિ. તે પછી તે ચોધાર આંસુએ રડી હતી અને મેજીસ્ટ્રેટે મુકદમો કહાડી નાંખ્યો હતો.

× × ×

બર્મિંગહેમની સ્કૂલ ઓફ સોશીઑલૉજીમાં અભ્યાસ કરતી મિસ તારા તિલક બી. એ. ને સરકાર તરફથી સો પાઉંડની વાર્ષિક સ્કોલરશિપ મળી છે.

× × ×

યુરોપમાં પ્રખ્યાત થએલી રશીયન બૅલટ ડાન્સર (નૃત્ય કરનાર) આના પાવલોવાના હાથ નીચે અનીતા અને સુનીતા નાગની બે હિંદી સ્ત્રીઓ નૃત્યકળાનું શિક્ષણ લે છે લંડનના કોવેન્ટ ગાર્ડન થીએટરમાં આના પાવલોવાની સાથે આ બે સ્ત્રીઓ પણ નૃત્યના જલસામા ભાગ લેશે.

× × ×

એડીનબરોમાં સ્કૉટીશ લિબરલ સમર સ્કૂલમા પાર્લમેંટનાં મેંબર મીસીસ વિંટ્રીંગહેમે ભાષણ કર્યું હતું. ગ્રેટબ્રિટનમાં સ્ત્રીની સ્થિતિ પ્હેલાં કેવી હતી અને હવે અઢારમીને કેવી થઇ છે તે બાબત એ સન્નારી બોલ્યાં હતાં. અસલ સ્ત્રીએ-ને એવો ઉપદેશ કરવામાં આવતો કે શરીર પર જાતજાતના રંગ લગાડીને સુંદર દેખાવાનો પ્રયત્ન કરવો, એટલે લગ્ન પ્રસંગ જલદી આવશે. અને આખરે ઘણે વર્ષે તેમને પાર્લમેંટમાં મત આપવાનો તથા સમાસદ થવાનો હક પણ મળ્યો છે. તે સ્થળે એક વિદ્યાર્થીએ કહ્યું હતું કે પરણેલી સ્ત્રી જો સ્વતંત્ર રીતે કમાતા હોય તો તેના પર જુદો કર નાંખવો જોઇએ.

× × ×

ક્રીસ્ટીઆનીઆ (નૉર્વે) માં અઢાર જુદા જુદા દેશોમાંથી એકઠી થએલી યુનીવર્સીટીનું શિક્ષણ પામેલી સ્ત્રીઓની પરિષદ જુલાઇ માસની આખરે ભરવામાં આવી હતી. આ પરિષદ્‌ના કાર્યવાહકોના પ્રયાસથી નીચે પ્રમાણે કાર્ય થયું હતું. પૅરીસ અને વૉશીંગ્ટનમાં સ્ત્રીઓ માટે કલબહાઉસની સ્થાપના થઇ હતી. લંડન, ઍથેન્સ અને રોમમાં તે સ્થાપવાની યોજના થઇ હતી. એક દેશની સ્ત્રીઓ બીજા દેશમાં જઇને અભ્યાસ કરી શકે તે માટે દશ-લાખ ડૉલર સ્કૉલરશીપ માટે જુદા કહાડવામાં આવ્યા હતા. બધા મળીને વીસ દેશોમાંથી ૨૮૦૦૦ સ્ત્રીઓ આ સભાની મેંબર થઇ હતી.

× × ×

તેર વર્ષ પ્હેલાં તુર્ક સ્ત્રીઓમાં પરદાનો રીવાજ હતો. પણ હવે જોઇશું તો ઓફીસમાં પણ સ્ત્રીનું સ્થાન હોય છે. એવી એક પણ પેઢી નહિ હોય કે જ્યાં સ્ત્રીઓને કલાર્ક તરીકે રોકવામા આવી ન હોય ટેલીફોનની ઓફીસમાં, સોસાયટીઓમાં તથા બીજી ધાર્મિક અને સામાજીક સંસ્થાઓમા પણ સ્ત્રી નોકરો નજરે પડે છે. સ્વતંત્રતાની નીસરણી હવે સ્થપાઇ ગઇ છે, અને સ્ત્રીઓ તેના પર નિશ્ચયપૂર્વક ધીમે ધીમે ડગલા ભરે છે, તે સ્ત્રીઓએ હવે તેને છેડે પ્હોચવાનો અને સ્વતંત્રતા મેળવીને આનંદ કરવાનો નિશ્ચય કર્યો છે.

## અમેરિકા.

અમેરિકાના શીકાગો શહેરમાં ગયા ઓગસ્ટ મહીનામાં નીગ્રો (હબસી) કોમની સ્ત્રીઓની પરિષદ્ ભરાઇ હતી તેમાં કન્યાઓની કેળવણી માટે સ્કોલરશીપો આપવાની અને મજુરી કરતી કન્યાઓને રહેવાનાં ગૃહ સ્થાપવાની યોજના કરવામાં આવી હતી. તેને માટે પૈસા ઉઘરાવવાનું કામ ઝડપથી વધતું જાય છે.

× × ×

અમેરિકાના લુઇઝીઆના સંસ્થાનની ધારાસભાએ તા. ૧ લી ઓગસ્ટે એવો કાયદો પસાર કર્યો છે કે કોઇ પણ પુરૂષ લગ્ન કરે તે પ્હેલાં તેના શરીરની તપાસ ડાક્ટર પાસે કરાવીને તંદુરસ્તીનું સર્ટિફીકેટ તેણે મેળવવું જોઇએ. આવું સર્ટીફીકેટ હોય તોજ તેને લગ્ન કરવાની રજા આપવામાં આવશે.

× × ×

યુનાઇટેડ સ્ટેટસના ટેકસાઝ નામના પરગણાના માજી ગર્વનરની પત્ની મિસીસ ફર્ગ્યુસનની નીમણુક તેજ પ્રાંતના ગવર્નર તરીકે થઇ છે. આખા રાજ્યમાં આ પ્રથમજ સ્ત્રી ગવર્નર થઇ છે.

× × ×

પશ્ચિમના દેશોની સ્ત્રીઓ હવે સ્વતંત્ર રીતે વેપાર પણ કરવા લાગી છે. તેમાં સૌથી મોટો વેપાર કરનાર લેડી પિરી નામની સન્નારી છે. તેના પતિ લોર્ડ પિરીના મરણ પછી હારલેન્ડ એન્ડ વુલ્ફ—નામની સ્ટીમર બનાવનારી મોટી પેઢીની તે પ્રમુખ થઇ છે.

× × ×

ફીલીપાઇન્સની યુનીવર્સીટીના ગયા વર્ષના રીપોર્ટ પરથી જણાય છે કે, ત્યાં જે શિક્ષણક્રમમાં સ્ત્રી તેમજ પુરૂષ બંનેને દાખલ કરવામાં આવે છે, તેમાં પુરૂષ કરતાં સ્ત્રીની સંખ્યા વધારે છે ત્યાંની યુનીવર્સીટીમા જે ૪૬ વિદ્યાર્થીઓએ રસાયણ શાસ્ત્રના વિષયમાં ગ્રેજ્યુએટની ડીગ્રી લીધી છે, તેમાંથી ૪૨ સ્ત્રીઓ હતી, ડાક્ટરની ડીગ્રી લેનાર ૧૧ વિદ્યાર્થીઓમાંથી ૪ સ્ત્રીઓ હતી. ગયા વર્ષમાં બધા વિષયોમાં મળીને જે ૪૮૮ વિદ્યાર્થીઓએ જુદી જુદી ડીગ્રી મેળવી તેમાં ૧૧૦ સ્ત્રીઓ હતી.

## ન્યુઝીલેંડ.

ન્યુઝીલેંડની સરકારે સ્ત્રીઓને થાણાની ઇન્સ્પેક્ટર તરીકે નીમવાનો નવો કાયદો પસાર કર્યો છે. કેળવણી ખાતામાં બીજી પણ જગાઓ સ્ત્રીઓને આ કાયદાથી મળશે.



( જાપાન... છે. જાપાનમાં ડાક્ટર... પ્હેલીજ સ્ત્રી છે, અને ટોકી... સ્કુલે તેને આ ડીગ્રી આપી છે.

## યૂરપ.

ઇંગ્લંડની પાર્લામેંટમા આ ચુંટણી વખતે સ્ત્રી ઉમેદવારોને જોઇએ તેવી ફતેહ મળી નથી. ગઇ પાર્લામેંટમાં આઠ સ્ત્રીઓ મેંબર થઇ હતી. તેમાંથી ત્રણ મજુર પક્ષની હતી, ત્રણ કન્ઝર્વેટીવ પક્ષની હતી, અને બે લિબરલ પક્ષની હતી આ નવી ચુંટણી વખતે મિસ બોન્ડફીલ્ડ, મિસ સુઝન લૉરેન્સ, અને મિસ જ્યુસન એ ત્રણ મજુર પક્ષની અને મીસીસ વીન્ટીંગહેમ તથા લેડી ટેરીંગટન એ બે લિબરલ પક્ષની એટલી સ્ત્રીઓ હારી ગઇ હતી. લેડી ઍસ્ટર જે પાર્લ-

કરવા છતાં પણ જડતી નહતી, તેથી તેને ખોવા-

પે( લાગે છે. હવે શું કરીશું ? હજી સુધી

આરે.

ર્ડોર્ટમાં છાપાંઓમાં એ હકીકત છપાવો ને

હતું કે હશે ત્યાંથી મળી આવશે.

ધણી તેને માત્ર એટલુંજ બોલ્યો—ત્યારે શું

હતો. તેણે

હતું. મસલ

અંગ્રેજ ટેક 'નવયૌવન.'




સંપાદિકા: સૌ. જ્યોત્સ્ના મહેતા, બી. એ.

અમદાવાદમાં મળેલી ગુજરાતના પત્રકારોની પરિષદના પ્રમુખ મિ. મહેરજીભાઇ માદન પોતાના ભાષણમાં નીચે પ્રમાણે બોલ્યા હતા:—

"પત્રકાર પ્રવૃત્તિમાં સ્ત્રીઓ દીપી નીકળે, ઉપયોગી થઇ પડે એમાં કશો પણ શક નથી. The hand that rocks the cradle rules the world—જે હાથ પારણું ઝુલાવે તે જગત ઉપર પોતાનું સામ્રાજ્ય ચલાવી શકે. પત્રકારના ઉદ્યોગમાં પણ તે જગત્‌ને હચમચાવી શકે એમાં કંઇ પણ સંદેહ નથી. અરધા કરતાં પણ ઘણું વધારે જગત્ સ્ત્રીઓ અને બાળકોનું બનેલું છે; ખાસ કરીને, સ્ત્રીઓ અને બાળકોને લગતી અને સામાન્ય રીતે સમગ્ર સમાજને લગતી બાબતમાં સ્ત્રીઓનું દૃષ્ટિબિંદુ સમાજને જગત્‌ને ઘણુંજ ઉપયોગી, ઘણુંજ હિતકારક છે. અત્યાર સુધી જગતે સ્ત્રીઓના અભિપ્રાય જાણવાને થોડાજ પ્રયાસ કર્યા છે. આ દેશના સ્ત્રી–કેળવણીના હીમાયતીઓને ખાસ કરીને અભિનંદન ઘટે છે, કે સ્ત્રીઓની નિરક્ષરતા દૂર કરવાને તેમણે ભગીરથ પ્રયત્ન કર્યો છે, અને આજે થોડી પણ સન્નારીઓ પોતાના વિચાર હિંમતથી પ્રજા સમક્ષ મૂકી શકે છે, થોડી પણ સ્ત્રીઓ સમાજ સેવા માટે, દેશ સેવા માટે તૈયાર થઇ શકી છે.

આજે આપણે શ્રીમતી બાઇઆઇ પાલમકોટ, શ્રીમતી ભીખાઇજી પાલમકોટ, સૌ. વિદ્યાબ્હેન, અને સૌ. શારદાબ્હેન, મીસીસ પુતળીબાઇ કાબરાજી, દાવરબ્હેનો, મિસ બાનુ બમનજી, અને શ્રીમતી હંસાબ્હેન તથા બીજાં કેટલાંક બાનુ અધિપતિઓનાં નામ આનંદથી લઇ શકીએ, છીએ, તો ભવિષ્યમાં આ ક્ષેત્રમાં કામ કરનાર તે કરતાં પણ વધારે સન્નારીઓ આપણને મળી આવશે, અને ભવિષ્યના પ્રદર્શનમાં સ્ત્રીઓના હાથે સ્ત્રીઓનું વધારે સુંદર, વધારે અસરકારક કામ આપણે જોઇ શકશું.

**બંગાલામાં અપહરણ:**

'મુસલમાન' પત્ર લખે છે:—

અમને જણાવતાં ઘણી દીલગીરી થાય છે કે બંગાળામાં સ્ત્રીઓને ગુપ્ત રીતે ઉપાડી જવાના બનાવ ઘણા થાય છે. મુસલમાન ભાઇઓએ વધારે ખેદ પામવા જેવી વાત એ છે કે ઘણુંખરૂં સ્ત્રી હિંદુ કોમની હોય છે અને તેનું હરણ કરનાર પુરૂષ મુસલમાનજ હોય છે. જ્યારે આવા મુકદમાની હકીકત વર્તમાનપત્રમાં પ્રગટ થાય છે ત્યારે આપણે નીચું જોવું પડે છે. એટલું ખરૂં છે કે જે સ્ત્રીઓને ઉપાડી જવામાં આવે છે તે ઘણુંખરૂં સારી ચાલચલગતની હોતી નથી. વળી આમાં તે સ્ત્રીઓનો પોતાનો તથા હિંદુ સમાજનો પણ થોડો દોષ કહાડી શકાય. કેટલીક છોકરીઓ પોતાની રાજીખુશીથી મુસલમાન પુરૂષો સાથે નાસી જાય છે. તેમજ સ્ત્રીની સંમતિથી થએલા વ્યભિચારને બળાત્કાર તરીકે બહાર પાડવામાં આવે છે. આ બધું સત્ય હોય તો પણ મુસલમાન યુવકોને ફોજદારી કોર્ટમાં આવા આરોપ માટે જવું પડે, તેમાં તેમનો પોતાનો દોષ ઓછો નથી. આખી મુસલમાન કોમે આ બાબત ઘણી ધ્યાનમાં લેવી જોઇએ, અને જેની લાગવગ ચાલતી હોય તેમણે પોતાના ધર્મના માણસોને આવું કાયદાથી વિરૂદ્ધ વર્તન કરતા અટકાવવા જોઇએ.

અમે એમ નથી કહેતા કે બીજી કોમોના બધા માણસો શુદ્ધ વર્તનવાળા હોય છે અને માત્ર મુસલમાનો આવાં દુષ્ટ કામ કરે છે. બીજી કોમના પુરૂષો પણ આવાં કામ કરે છે. પરંતુ અમે પોતે મુસલમાન છીએ, અને આવા દાખલામાં વધારે ભાગ હિંદુ સ્ત્રીઓનું હરણ કરનાર પુરૂષો મુસલમાન હોય છે, તેથી અમે મુસલમાન કોમને સંબોધીને આ શબ્દો લખીએ છીએ. દરેક જીલ્લામાં અને દરેક ગામમાં જે મુસલમાન ગૃહસ્થોની લાગવગ ચાલતી હોય તેમણે આવી દુષ્ટતા પર અંકુશ મૂકવાનો પ્રયત્ન કરવો જોઇએ. આવાં કામ કરનારને લોકનિંદાની બીક હોવી જોઇએ. ખાસ કરીને ગામડામાં આવા ગુનાહ વધારે થાય છે. તે સ્થળોએ આવા દુષ્ટ પુરૂષોનો લોકોએ બહીષ્કાર કરવો જોઇએ. મુસલમાન તંત્રીઓને હાથે ચાલતાં દેશી ભાષાનાં વર્તમાનપત્રો લોકોના મનમા આ દુષ્ટો માટે તિરસ્કાર ઉત્પન્ન કરી શકે. મુસલમાન કોમની આબરૂ પર લાગેલા આ કલંકને દૂર કરવાની આપણી મોટામાં મોટી ફરજ છે.

**હિંદની સ્ત્રીઓને શહેનશાહબાનુ મેરીનો સંદેશ:**

ઇંગ્લંડમાં લંડન પાસે વેમ્બલીમા એમ્પાયર એક્ઝીબીશન ( બ્રીટીશ સામ્રાજ્ય પ્રદર્શન ) ભરવામાં આવ્યું હતું. ત્યાં એક અઠવાડીઊ ખાસ હિંદી સ્ત્રીઓ માટે રાખવામાં આવ્યું હતું, એ પ્રસંગે શહેનશાહબાનુ મેરીએ હિંદુસ્તાનની સ્ત્રીઓને નીચે મુજબ સંદેશો મોકલ્યો છે.

" હું બે વખત હિંદુસ્તાન જઇ આવી છું. હિંદની સ્ત્રીઓનું ઔદાર્ય, માયાળુપણું તથા સરલતાની સ્મૃતિ મારા હૃદયમાં હજી પણ સ્પષ્ટ છે. મેં બે વખત ભારતની સ્ત્રીઓને ગૃહ સંબંધી સંદેશો મોકલ્યો છે, એટલું કહેવું જોઇએ કે ગૃહની સાથે તુલના કરતાં સંસારની દરેક વસ્તુ તુચ્છ જણાય છે. ગૃહમાંથીજ રાષ્ટ્ર અને સામ્રાજ્ય બને છે. હિંદની હાલની સ્થિતિમાં સૌથી વધારે જરૂર તંદુરસ્ત, બુદ્ધિમાન, અને સારા આદર્શોવાળાં બાળકોની છે. હિંદમાં ઘરની પવિત્રતા જણાય છે તેટલી ભાગ્યેજ બીજા કોઇ દેશમાં ગણાતી હશે. હિંદવાસીઓના જીવનમાં ઘર માટે પ્રેમ અને કુટુંબ માટે ત્યાગ એ મુખ્ય સિદ્ધાંત છે. મારા વિચાર પ્રમાણે હિંદની સ્ત્રીઓને જેટલી સત્તા છે, તેટલી દુનીઆના કોઇ દેશની સ્ત્રીઓને નહિ હોય. આપણી જે બ્હેનો પોતાના દેશમાં સમાજ સુધારણાનું કામ કરવા ઇચ્છતી હોય તેમને માટે એક ઉજ્જવળ સુવર્ણમય ક્ષેત્ર છે. ગમે તો તે દેખાતું નહોય તો પણ પડદાની પાછળ રહેલું છે. ભારતવાસીઓ પોતાના જૂના રીત રિવાજમાં બહુ દ્રઢ હોવાને લીધે તેમનામાં સુધારો કરવાનું કામ મુશ્કેલ છે. તેથી ત્યાંની સ્ત્રીઓમાં સુધારો કરવાનું કામ જેણે કરવું હોય તેણે ધૈર્ય અને વિચારથી કામ કરવું જોઇએ. તેમના પરિશ્રમનું ફળ કદાચ જલદી નહિ મળે પણ આખરે મળશે ખરું. આપણે યાદ રાખવું જોઇએ કે સ્ત્રીઓના કામથી ભારતવાસીઓ એક વખત દુનીયાની સ્વાભિમાની પ્રજાની માફક પોતાનું સ્વત્વ પ્રાપ્ત કરવામાં સફળ થશે. ભારતની આપ સર્વ સ્ત્રીઓ સમાજ સુધારવાનું કામ શરૂ કરીને દેશની સેવા કરી શકો તેમ છે. કોઇને ધન આપવાની ઇચ્છા કરતાં પોતાના તનથી કરેલી સેવાની કીંમત વધારે ગણાય છે.

આ પ્રસંગે મુંબાઇ તથા મદ્રાસના માજી ગવર્નર લૉર્ડ વીલીંગડનનાં પત્ની હાજર હતાં. તેમણે કહ્યું કે " હું હિંદમા ઘણો સમય રહી છું. હિંદની સ્ત્રીઓ હંમેશાં મારી સાથે પ્રેમ પૂર્વક મળતી હતી. હું આશા રાખું છું કે બ્રિટનની જે સ્ત્રીઓને હિંદ માટે પ્રેમ હોય, તે સામ્રાજ્યના આ બન્ને ભાગને પરસ્પરના સમાગમમાં આણવાનો પ્રયત્ન કરશે. "

ત્યાર પછી ગયાં પચાસ વર્ષોમાં હિંદની સ્ત્રીઓની જે ઉન્નતિ થઇ છે તેનું વર્ણન લેડી કાવસજી જહાંગીરે કર્યું હતું. તે પછી બીજી સ્ત્રીઓનાં ભાષણ પણ થયાં હતાં.

**સ્ત્રી શિક્ષણ:**

મુંબાઇ યુનીવર્સીટીમાં સુધારા કરવા માટે કમીટી નીમાઇ છે. તે કમીટીએ કેટલાક સદ્ગૃહસ્થો તથા સન્નારીઓ પર પ્રશ્નપત્ર મોકલ્યા હતા. તેના જવાબમાં સૌ. શારદાગૌરી સુમંત મહેતાએ પોતાનો અભિપ્રાય લખી મોકલ્યો હતો. બીજા અનેક પ્રશ્નોના ઉત્તર આપ્યા પછી

જર્મનીના બ્લીચ ફાસ્ટ નવા રંગો.

# નફ્ટૉલAS

સુતર કાપડ વિગેરે પર મીલો અને બીજે વપરાતો આ રંગ હિંદુસ્થાનમાં થોડા વખતમાં જાણીતો થયો છે.

બનાવનારઃ—

કેમીશ ફેબ્રીક ગ્રેશેમ ઈલેકટ્રોન

જર્મની.

હિંદુસ્થાન, બરમા અને સીલોનમાં એકલા મંગાવનારાઃ—

## શૂરજી વલ્લભદાસની કુંપની.

નં. ૫૦, ચર્ચગેટ સ્ટ્રીટ, ફોર્ટ, મુંબાઇ.

૧૦—૨૪ ]

સ્ત્રી વિદ્યાર્થીઓ માટે તેઓ નીચે પ્રમાણે લખે છેઃ—

સ્ત્રી વિદ્યાર્થીઓ માટે છોકરાઓ કરતાં તદ્દન નિરાળો અભ્યાસક્રમ હોવાની જરૂર નથી. માત્ર એટલો ફેર થવો જોઇએ કે અભ્યાસક્રમમાં એવા વિષયો દાખલ કરવા જોઇએ કે જે સ્ત્રી વિદ્યાર્થીઓને ઉપયોગી તેમજ આકર્ષક લાગે. એટલા માટે કેટલાક વિષયો ઐચ્છિક રાખવા. શિક્ષણશાસ્ત્ર સેક્રેટરીઅલ કામ, લલિતકળા, ગૃહઅર્થશાસ્ત્ર, સમાજ વ્યવસ્થા વગેરે વિષયો સ્ત્રીઓને વધારે ઠીક પડે જે છોકરીઓ યુનીવર્સીટીનું શિક્ષણ લે છે તે બે પ્રકારની હોય છે. કાંતો શિક્ષક થવા કે દાકતરી વગેરે જેવો ધંધો શીખવા શિક્ષણ લે છે, અથવા તો માત્ર જ્ઞાનનો લાભ લઇને સામાન્ય સંસ્કૃતિ વધારવા લે છે. પ્રથમનો વર્ગ તો છોકરાઓની માફકજ શીખે. તેમને માટે જુદા અભ્યાસક્રમની જરૂર નથી.

પણ દિવસ જતાં બીજા પ્રકારની છોકરીઓની સંખ્યામાં વધારો થતો જાય છે. એવી કેળવાયલી છોકરીઓ, બ્હેનો, પત્નીઓની માગણી દિન પર દિન વધતી જાય છે. એ લોકોને ઉપયોગી થઇ પડે એવા વિષયો દાખલ કરવાની ઘણી આવશ્યકતા છે.

આપણા લોકોની રહેણી તેમજ પરિસ્થિતિને અનુકૂળ સ્ત્રી ઉપયોગી વિષયો જોઇએ. બીજી રીતે શિક્ષણમાં ભેદ હોવાની જરૂર નથી, કારણ કે સ્ત્રીઓની બુદ્ધિશક્તિ કોઇ પણ દરજ્જે ઓછી નથી; બલ્કે એ લોકો એકાગ્ર લક્ષ વધારે આપે છે.

જો ઉપર સૂચવ્યા પ્રમાણે વિષયો દાખલ થાય તો સ્ત્રીઓ માટે જુદી યુનીવર્સીટીની તો જરૂર રહેતીજ નથી. પરંતુ જુદી કોલેજની આવશ્યકતા છે,—જ્યાં સુધી શિક્ષણ આપની યુનીવર્સીટી થાય ત્યાં સુધી તો ખરુંજ. હાલ તો છોકરીઓને કોલેજ જીવનનો કંઇજ લાભ મળી શકતો નથી. એમના જુદા ગોળ બંધાય છે. કોલેજના શિક્ષણથી જે દૃષ્ટિબિંદુ વિશાળ થવાં જોઇએ તે થઇ શકે નહિ. આ ઉપરાંત સ્ત્રી શિક્ષણના વધારે પ્રચાર માટે જુદી કૉલેજની આવશ્યકતા છે. જો છોકરીઓની સંસ્થા જુદી હોય તો ઘણી વધારે સંખ્યામાં છોકરીઓ શિક્ષણ લેતી થાય.

છોકરીઓ માટે સારાં છાત્રાલયોની પણ જરૂર છે.





**પૂનાનું મહિલા વિદ્યાપીઠ.**

તા. ૧૧મી નવેમ્બરે સર કાવસજી જહાંગીર હોલમાં મી. જીવનજી મોદીના પ્રમુખપણા નીચે પ્રોફેસર ધોંડો કેશવ કર્વેએ 'હિંદી મહિલા વિદ્યાપીઠની ઉત્પત્તિ ને પ્રગતિ" એ વિષય પર ભાષણ કર્યું હતું. ઉત્પત્તિ વિષે બોલતાં કહ્યું કે તેમણે પૂનામાં ૧૮૯૬ માં હિંદુ વિધવાશ્રમ સ્થાપ્યું. તે વખતે ત્યાં શરૂઆતમાં બે વિધવાઓ રહેતી હતી. હિંદુ વિધવાઓ સ્વાશ્રયી બની પોતાનું ગુજરાન કરી શકે તથા સમાજને ઉપયોગી નાગરિકો બને એવું શિક્ષણ તેઓને મફત આપવાનો આ આશ્રમનો આશય હતો. આ આશ્રમનું કામ કેટલાંક વર્ષો થયાં જ્યારે લોકોને એની જાણ તથા હિંમત થઇ, ત્યારે નાની છોકરીઓને, વિધવા તેમજ કુમારિકાઓને ખર્ચ આપીને પણ દાખલ કરવા માટે અરજી આવવા લાગી. ત્યારે પ્રોફેસર કર્વેને આદર્શ વિદ્યાલય સ્થાપવાનો વિચાર આવ્યો. તે પ્રમાણે પૂના શહેરમાં એ સ્થાપવામાં આવ્યું-તે વખતે વિધવાશ્રમ પૂના શહેરથી ચાર માઇલ દૂર હતું. આ બંને સંસ્થાઓને અંગે ઘણુંજ કામ પડતું ને વળી તે ઉપરાંત પ્રો. કર્વે ફર્ગ્યુસન કોલેજ અને ન્યુ ઇંગ્લીશ સ્કુલમાં પણ કામ કરતા હતા આ પ્રમાણે ૧૯૧૧ સુધી ચાલ્યું. પછી બંનેનું સ્થાન બદલ્યું ને ૧૯૧૫ માં તો બંને સંસ્થાઓને જોડી દેવામાં આવી. અને તે ઉપરાંત પરણેલી તથા કુંવારી સ્ત્રીઓને માટે એક વસતિગૃહ સ્થાપવામાં આવ્યું. આ બધી સંસ્થાઓની વ્યવસ્થા "વિધવાશ્રમ મંડળ" (Widows Home Association) કરતું હતું તે વખતે ત્યાં ૧૫૦ સ્ત્રીઓ રહેતી હતી. એક વખત ૧૯૧૪ માં જાપાનની સ્ત્રીઓની યુનિવર્સીટી વિષે પ્રોફેસરના વાંચવામાં આવ્યું ને તે પરથી હિંદી સ્ત્રીઓને માટે પણ તેવી યુનિવર્સીટી સ્થાપવાનો વિચાર તેઓએ કર્યો. ૧૯૧૫ માં મુંબાઇમાં ભરાએલી સંસાર સુધારા પરિષદ્‌ના પ્રમુખ તરીકે ભાષણમાં તે વિચાર સભાને જણાવ્યો. જાપાનની યુનિવર્સીટીના નમુના પ્રમાણે એ સંસ્થા રચવી એમ વિચાર કર્યો. એના મૂળ સિદ્ધાંત આ હતા: દરેક વિષયનું શિક્ષણ પોતપોતાની માતૃભાષાદ્વારાજ અપાવું જોઇએ. અંગ્રેજીનું જ્ઞાન એક વધારાની ભાષા રૂપે અપાવું જોઇએ. તે ઉપરાંત અભ્યાસક્રમ પણ એવો હોવો જોઇએ કે જે સ્ત્રીઓને વધારે ઉપયોગી થઇ પડે. વળી આપણા સમાજના રિવાજ પ્રમાણે છોકરીઓ અમુક ઉમર સુધીજ શિક્ષણ લઇ શકે છે તો તેજ સમયમાં તેમને જરૂરી એવું બધુંજ શિક્ષણ મળે એવી ગોઠવણ થવી જોઇએ. આ યુનિવર્સીટી સ્વતંત્ર રહે એવો પ્રો. કર્વેનો વિચાર હતો. તેથી સરકાર તરફથી નાણાંની મદદ ન જ માગવી એવો નિશ્ચય કર્યો. કારણ કે તેઓને લાગ્યું કે સરકારી મદદ માગીએ તો મળે તેવી સરકારનો અંકુશ કરવો પડે ને તે ઉપરાંત કામ શરૂ કરવામાં ઢીલ પણ ઘણીજ થાય. તેથી તેઓ પૈસા ઉઘરાવવાને દેશમાં ફર્યા ને ૧૯૧૬ માં એટલા પૈસા ઉઘરાવી શક્યા કે જેથી તે યુનિવર્સીટીના પહેલી સેનેટની બેઠક બોલાવી શક્યા. આ સેનેટ તરફથી પ્રથમ તો સ્ત્રીઓની એક કોલેજ સ્થાપવાનો વિચાર થયો.

ઉપર પ્રમાણે નક્કી થએલી કૉલેજની શરૂઆત ફક્ત ચારજ વિદ્યાર્થીનીઓ સાથે થઇ. પછી કેટલેક વર્ષે સર વિઠ્ઠલદાસ ઠાકરસી તરફથી ૧૫ લાખ રૂપીઆની મદદ મળી સર તથા લેડી વિઠ્ઠલદાસે તેમના પ્રવાસ દરમીયાન જાપાનની સ્ત્રીઓની યુનિવર્સીટીનું કામ જોયું તેથી તેઓને પણ હિંદમાં એવી યુનિવર્સીટીની આવશ્યકતા જણાઇ. લેડી વિઠ્ઠલદાસ સાથે પ્રો. કર્વેના મહિલા વિદ્યાપીઠમાં શિખેલી એક બાઇ હતી. એટલે એ બાઇએ પૂનાના મહિલા વિદ્યાપીઠમા થતાં કામ વિષે તેઓને માહિતી આપી. તેથી જ્યારે તેઓ પાછાં ફર્યાં ત્યારે ઉપર જણાવેલી મદદ આપી. આથી મહિલા વિદ્યાપીઠને આ મોટી રકમના વ્યાજની રૂ. ૫૨,૫૦૦ ની વાર્ષિક રકમ મળ્યા કરે છે. એમણે એ મદદ આપતી વખતે બે શરતો કરી. પહેલી કે સરકારની મંજુરી મેળવવી ને બીજું કે વિદ્યાપીઠના કાર્યકર્તાઓએ બીજા રૂ. ૧૫ લાખ એકઠા કરવા. તે પ્રમાણે તે બંને શરતો પૂરી થાય તો આખી રકમ મહિલા વિદ્યાપીઠને મળે નહિં તો ત્યા સુધી વ્યાજજ મળે. પહેલી શરત તો તેઓના મૂળ આદર્શના વિરૂદ્ધ હોવાથી, એ વિષે તો કંઇ પણ થઇ શકે એમ નહોતું, પણ બીજી શરત પૂરી કરવા પ્રયત્ન કરી શકાય એમ હતું.

પ્રો. કર્વેની યુનિવર્સીટી સાથે જોડાએલી હાલ ત્રણ કૉલેજો છે. એક પૂનામાં, બીજી અમદાવાદ ને ત્રીજી વડોદરામાં. નિશાળો તો ઘણે સ્થળે છે બધાનું કુલખર્ચ ૬૦ થી ૭૦ હજાર રૂપીઆ આવે છે.

આ મહિલા વિદ્યાપીઠની હયાતી વિષે તેમજ તેના કાર્ય વિષે બહુજ થોડાને ખબર છે આ સંસ્થા સ્ત્રીઓની સામાજિક તથા માનસિક પ્રગતિ માટે કાર્ય કરી રહી છે. પહેલા આ સંસ્થા અખતરા રૂપ શરૂ કરવામાં આવી હતી. કેટલેક અંશે એ ‘અખતરો સફળ થયો છે તે તો તેના પરિણામ પરથી જણાય છે મુંબાઇ, પૂના વગેરે શહેરોમાં કૉલેજો તો હતી પણ છોકરાઓ સાથે ભણવાનું હોવાને લઇને કે અભ્યાસક્રમ સ્ત્રીઓને જોઇએ તેવો ન હોવાથી બધી શાખાની પરીક્ષા પાસ થએલી છોકરીઓ તેનો લાભ લઇ શકતી નહોતી પણ આ. વિદ્યાપીઠની કૉલેજો ફક્ત સ્ત્રીઓ માટેજ છે એટલે અભ્યાસક્રમમાં પણ ગૃહવ્યવસ્થા, આરોગ્યશાસ્ત્ર જીવનશાસ્ત્ર, શરીરશાસ્ત્ર, તથા માનસશાસ્ત્ર વગેરે સ્ત્રીયોપયોગી વિષયોને સ્થાન આપવામાં આવ્યું છે–તેમજ માતૃભાષાનું પણ જ્ઞાન સારૂં આપવામાં આવે છે. તે ઉપરાંત સ્ત્રીઓને અનુકૂળ પડે એવો વખત રાખવાથી પરણેલી સ્ત્રીઓ પણ તેનો લાભ લઇ શકે.

આવું એક વિદ્યાપીઠ ગુજરાતમાં કાઢવામાં આવ્યું હોય તો? ગુજરાતને માટે સેનેટ ને સીન્ડીકેટના સભાસદો ગુજરાતીજ હોય, તેનું બધું કામ ગુજરાતમાંજ કોઇ સ્થળે થતું હોય તો વધારે સુગમ પડે. નવાઇની વાત એ છે કે આ સ્ત્રીઓ માટેની સંસ્થા છે તે છતાં કેટલી સ્ત્રીઓને એ વિષે પરવા છે?

**ચરોતરની પાટીદાર ભગિની સમાજ**

પાટીદાર જ્ઞાતિમાં ને તેમાં મુખ્યત્વે કરીને ત્યાંની સ્ત્રીઓની જે દુર્દશા છે તે દૂર કરવા સ્ત્રીઓજ ભેગી મળી ચર્ચા કરે તો યોગ્ય પગલાંઓ બનતી ત્વરાથી લઇ શકાય. આવી બાબતોમાં સ્ત્રીઓનો મત કેળવ્યો હોય તો પુરૂષો સમાજને સુધારવા જે જે મનોરથો કરે છે તે જલદી પ્રગતિશીલ થાય. આમ ધારી ચરોતરની પાટીદાર જ્ઞાતિની કેટલીક બહેનોને તે વિષે કંઇક કરવા કેટલાક દિવસથી ઇચ્છા હતી. એ વિચાર એ બહેનોએ બીજી કેટલીક બહેનોને જણાવ્યો ને તેમણે પણ તેમ કરવા ઉત્સાહ બતાવ્યાથી શ્રીમતિ ભક્તિલક્ષ્મી ગોપાલદાસ દેસાઇએ બધી સ્ત્રીઓ એકઠી થઇ તે ઉપર ચર્ચા કરી શકે એવી કંઇ ગોઠવણ કરવાનું પોતાને માથે લીધું. પ્રથમ તો ચરોતરની કેટલીક કેળવાએલી ને સ્ત્રીઓની પ્રગતિ માટે ખાસ ઉન્નત વિચારો ધરાવનારી જે જે બહેનો બહારગામ વસતી હતી તેમાંના જેટલાંના બની શકે તેટલાના શિરનામાં મેળવ્યાં ને કાગળ લખી પોતાનો હેતુ જણાવ્યો અને પેટલાદ એકત્ર થવા આમંત્રણ કર્યું. આ પ્રમાણે તા. ૨-૧૧-૨૪ ને દિવસે ૪૬ બહેનો હાજર થયા ત્યાં આ કામ કરવા માટે તથા વારંવાર મળી ચર્ચા કરી શકાય માટે એક ભગિની સમાજ સ્થાપવું ને

તે પણ ચરોતરનીજ પાટીદાર જ્ઞાતિનું નહિં પણ સમસ્ત પાટીદાર જ્ઞાતિની સ્ત્રીઓનું, એમ નિશ્ચય કર્યો. પ્રેક્ષક તરીકે કેટલાક પુરૂષો પણ આ વખતે હાજર હતા—પણ પછીથી કેટલીક સ્ત્રીઓને એમ લાગ્યું કે એ લોકોની હાજરીથી સ્ત્રીઓ પોતાને લગ્નના રીતરિવાજો વિષે જોઇએ તેટલી છુટથી ચર્ચા નહિ કરી શકે તેથી બધા પુરૂષો ત્યાંથી ખસી ગયા હતા. પછી બધાંને સભાનો હેતુ સમજાવ્યાં બાદ બધાએ મળી મરેલાની પાછળ બારમું કરવું, કે તેમાં જમવા જવું, કાણે જવું વગેરે વગેરે અનિષ્ટ રિવાજો પર ખૂબ ચર્ચા કરી હતી. વિધવા બ્હેનોની દુઃખી સ્થિતિ પણ કેટલીક બ્હેનોએ રજુ કરી હતી. સભાનું બધું કામ વાતના રૂપમાંજ થયું હતું. આ ભગિની સમાજની પહેલી પરિષદ્ માગસર સુદ પુનેમને દિવસે ભરવાનું નક્કી કરી, શ્રીમતિ ભક્તિલક્ષ્મીનો ઉપકાર માની બધાં બહેનો છુટાં પડયાં હતાં.

સ્ત્રીઓની ઉન્નતિ માટે ફક્ત સ્ત્રીઓજ મળીને ચર્ચા કરે એવો પ્રસંગ આ પહેલવહેલોજ છે. પાટીદાર જ્ઞાતિની સ્ત્રીઓને તેમ કરવા માટે અમે અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ અને તેમના કાર્યમાં સફળતા ઇચ્છીએ છીએ. સમાજમાં સડા રૂપ રહેલા ખરાબ રિવાજો કાઢવાને માટે સ્ત્રીઓના ટેકાની તો ખાસ જરૂર છે. પુરૂષો ભલેને ગમે તેવા મનોરથો કરે પણ સ્ત્રીઓનો મત નહિં કેળવાયલો હોય તો પુરૂષો બિચારા શું કરી શકે ?

**છોકરાંઓને રમત ગમત સારૂ ખુલ્લા મેદાનોની આવશ્યકતા.**

મુંબાઇમાં છોકરાંઓને રમત ગમત સારૂં ખુલ્લી જગ્યાઓ નથી તો તે વિષે કંઇ કરવા માટે શહેરની "આરોગ્યતાની સંભાળ રાખનાર કમીટી" (Sanitary Measures Committee) એ ઠરાવ કર્યો છે ને તેને મ્યુનિસીપાલીટીએ અનુમોદન આપ્યું છે. મુંબઇમાં રહેનાર દરેક જણને ખબર હશેજ કે એની કેટલી જરૂર છે. દરેક મોટાં શહેરમાં જેમ જેમ હુંન્નરઉદ્યોગ વધતાં ગયાં તેમ તેમ વસ્તી વધારે ગીચ થતી ગઇ ને ખુલ્લાં મેદાનો હતાં તેમાં મકાનો બંધાઇ ગયાં. હાલમાં તો મુંબાઇમાં એવી સ્થિતિ છે કે ભૂલેશ્વર, ગીરગામ વગેરે લતાઓમાં ભરચક મકાનો બંધાયાં છે. એટલે છોકરાંઓને રમવાને થોડી પણ ખુલ્લી જગ્યા નથી. ખુલ્લી હવામાં કરેલી કસરત પર બાળકોની શારીરિક તંદુરસ્તીનો ઘણો મોટો આધાર છે. જે દેશમાં એના ઉપર જોઇએ તેટલું લક્ષ ન અપાય ત્યાં ભવિષ્યમાં તેનું પરિણામ ઘણુંજ નુકસાનકર્તા નીવડે. માટે આશા છે કે હવે એના ઉપર બનતું લક્ષ અપાશે. ને ઉપર જણાવેલી કમીટીએ જે ઠરાવ કર્યો છે તે જલદી અમલમાં મૂકશે.

અમદાવાદ, વડોદરા, સુરત વગેરે શહેરોમાં પણ આ વિષય ઉપર લક્ષ આપવાની જરૂર છે તો આશા છે કે તે બધાં શહેરો મુંબાઇનું અનુકરણ કરશે.

**રડવા કુટવાના રિવાજ સામે.**

વીસનગરના એક શ્રાવક વેણીચંદ નામના ગૃહસ્થના મરણ પછી તરતજ જ્ઞાતિજનોએ રડવા કુટવાનું બંધ કરવા માટે નીચેના ઠરાવો કર્યાઃ—

૧. કોઇ પણ બૈરીએ કુટવું નહિં.
૨. બૈરાંઓએ ચુડીકર્મ કરવા તળાવે જવું નહિં.
૩. વિધવાએ ત્રણ માસમાં શોકની વિધિ પૂરી કરી ખુણામાંથી બહાર નીકળવું.
૪. ઉપરના ઠરાવની વિરૂદ્ધ વર્તન કરનારનો રૂ. ૫૧ દંડ.

આ પ્રમાણે ઠરાવ કરાવવા માટે અમે વીસનગરની શ્રાવક જ્ઞાતિને અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ. આશા છે કે જ્ઞાતિજનોએ કરેલા ઠરાવ પ્રમાણે સ્ત્રીઓ વર્તશે ને બીજી પણ એ આશા રાખીએ છીએ કે બીજી જ્ઞાતિઓ કે જેમાં હજી એ રિવાજ ચાલુ છે તે આ જ્ઞાતિનું અનુકરણ કરશે.

છાતી ઉઘાડી કરી બધાંનાં દેખતાં કુટવું તેમાં કેટલું નિર્લજપણું દેખાય છે તેનો એમાં ભાગ લેનારને તો બીલકુલ ખ્યાલ નહિંજ હોય. પોતાની ઇચ્છાથી આવામાં ભાગ લેનાર મોટે ભાગે ઘરડાંજ હોય છે. તેજ બૈરાંઓ એક નાની છોકરીનું માથું સરખું પણ ઉઘાડું જુવે તો એને નિર્લજ કહી ધમકાવી કાઢે છે. વળી

કેટલેક ઠેકાણે એવી પણ માન્યતા છે કે કુટીકુટીને છાતીમાં ચાંદી પડે ને લોહી નીકળે ત્યારેજ તે કુટનારને મરનારનું લાગ્યું કહેવાય. તે ઉપરાંત કોઇ પુરૂષ તેની પાછળ વિધવા મૂકીને મરી જાય તો તે વિધવાને કુટવાની વૃત્તિ કે શક્તિ ન હોય તો પણ જબરજસ્તીથી ઉભી કરીને કુટાવે છે. તે વિધવા નાની કુમળી વયની છોકરી હોય તો પણ આ જુલમમાંથી ભાગ્યેજ તે બચે. સ્ત્રીઓ પોતાને ઘેર ગમે તેટલું કામ હોય, કોઇ માંદું હોય કે એવી જાતની કંઇ અગવડ હોય, નાનાં બાળક રડતાં હોય તે બધાંનું ગમે તે થાય પણ જ્ઞાતિમાં કોઇ મરી જાય એટલે કુટવા તો જવુંજ જોઇએ એવા વિચારો ધરાવે છે. કેટલીક ઉચ્ચ અને કેળવાએલી જ્ઞાતિઓમાંથી આ રિવાજ નાબુદ થયો છે એ આનંદની વાત છે, પણ એ દિવસ ક્યારે આવશે કે આવા નુકસાનકારક રિવાજો આપણા દેશમાંથી બીલકુલ નાબુદ થાય? આ માટે સ્ત્રીઓનો મત કેળવવાની ખાસ જરૂર છે.

**ત્રાવણકોર રાજ્યની ધારાસભામાં સ્ત્રીની નિમણુંક.**

ત્રાવણકોર રાજ્યની ધારાસભામાં સૌ. બ્હેન પૂનન લુકહોસ નામનાં એક બાઇની ત્યાંની સરકાર તરફથી નિમણુક થઇ છે. તે બાઇ ત્રિવેન્દ્રમની બૈરાં તથા છોકરાંની ઇસ્પીતાલનાં ડૉક્ટર છે. આ બાઇ ધારાસભામાં બેસનાર હિંદુસ્થાનનાં પહેલાંજ બાઇ છે. અમે તેમને અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ અને આશા રાખીએ છીએ કે ભવિષ્યમાં એમના જેવી ઘણી મહિલાઓ ધારાસભામાં જાય ને ખાસ કરીને સ્ત્રીઓને કાયદા વગેરેમાં થતા અન્યાય સામે લડત ચલાવે. આપણા મુંબાઇમાં શું આવી બાઇઓ ન નીકળી શકે? ઉપરના બનાવથી આપણને બેવડી ખુશી થાય એમ છે. એક તો એક સ્ત્રીને આ માન મળ્યું તેથી ને બીજું એ કે તે માન એક દેશી રાજ્યમાં દેશી રાજાને હાથે મળ્યું!

સૌ. ઉર્મિલા મ્હેતા






**૧ સૌરાષ્ટ્રની રસધાર—ભાગ ૨ જો,** ગ-પાદક: શ્રીયુત ઝવેરચંદ મેઘાણી. પ્રકાશક: શ્રીયુત અમૃતલાલ દલપતભાઇ શેઠ, સૌરાષ્ટ્ર મુદ્રણાલય, રાણપુર. મૂલ્ય રૂા. ૧-૪-૦.

આજકાલ નમાલી ટુંકી વાર્તાઓ થોકબંધ લખાય છે અને વંચાય છે; પણ તે ઘણી ખરી "પેમલા પેમલીની." એવે સમયે ભાઇ મેઘાણીનો આ બીજો સંગ્રહ ગુજરાતી પ્રજામાં ચોક્કસ આવકારદાયક થઇ પડશે. તેમના લખાણમાં હમેશાં તેમના વ્યક્તિત્વની સચોટ છાપ પડેલી દેખાય છે. કલ્પનાના ઘોડા દોડાવ્યા વિના અને શબ્દના આડંબર વિના ટુંકી, સીધી, સાદી ભાષા વાપરવાથી અને અર્થસૂચક, જૂના, પ્રાન્તિક શબ્દોના વિવેકપૂર્ણ ઉપયોગથી તેમની ભાષા હૃદયમાં ઉતરી જાય એવી અને ગમે તેવા સાધારણ ભણેલાને સહેલાઇથી સમજાય એવી થઇ છે.

આ સંગ્રહમાં કુલ ૩૧ વાતો છે, અને દરેક વાત કાઠીઆવાડના કોઇ ગામમાં બનેલા બનાવને તાદશ રીતે રજુ કરે છે કાઠીઆવાડના કર્તવ્યનિષ્ઠ, રજપૂતોના દિવ્ય આત્મભોગનું લગભગ દરેક વાત આલેખન કરે છે, અને જે કાળમાં આ વાતો બની ગઇ છે તે સુવર્ણયુગનું વાતાવરણ ખડું કરવામાં લેખક સફળ થયા છે એ સ્પષ્ટ જણાઇ આવે છે.

આવી ઉત્તમ ઐતિહાસિક વાતો ગુજરાતને આપી શ્રીયુત મેઘાણીએ તેમજ સૌરાષ્ટ્ર મુદ્રણાલયે એક અનુપમ સેવા બજાવી છે. તે માટે તેમને જેટલો ધન્યવાદ આપીએ એટલો ઓછો છે

**૨ રવિબાબુકૃત બે નાટકો,** અનુવાદક: શ્રીયુત ક. ન. માણેક. પ્રકાશક: શ્રીયુત અમૃતલાલ દલપતભાઇ શેઠ, સૌરાષ્ટ્ર મુદ્રણાલય રાણપુર મૂલ્ય. રૂા. ૦-૬-૦.

આ પુસ્તકમાં બે નાટકો છે: 'શારદોત્સવ' અને 'મુગટ.' પહેલું નાટક જગતના સ્વાભાવિક સુંદરતાને લગતા સહેજ ઊંડા અને ગહન પ્રશ્નોનો ફેંસલ કરે છે; પણ બીજું તો ઘણુંજ સાદું સરલ અને રસથી ભરેલું છે. બંને નાટકો શાળાઓમાં ભજવવાને યોગ્ય છે, પરંતુ બીજું નાટક ભજવનારાઓમાં વધુ માનીતું થઇ પડે એવો સંભવ છે.

રવિબાબુની બાળવાર્તાઓ અને બાળનાટકોમાં સર્વથી ઉપર તરી આવતું તત્ત્વ શું છે એમ કોઇ અમને પૂછે તો અમે એકજ શબ્દમાં તેનો ઉત્તર આપીએ: તેઓ બધાં human છે; તેઓમાં માનવહૃદયના અણુએ અણુનો સ્વાભાવિક, જીવંત ચિતાર છે. અને આ અનુવાદમાં બંગાળી મહિલાઓએ ગુજરાતી પોષાક માત્ર પહેરી લીધા છે એવું નથી થયું, પણ ગુજરાતી હૃદય અને આત્મા પણ તેમના મૂળ સૌંદર્યમાં ઉતરેલાં છે. તે ખાતે અનુવાદકને અભિનંદન ઘટે છે. બંગાળી ગીતોને પણ સફળ અને ભાવમય ગુજરાતીમાં મૂકવાને તેઓ સફળ થયા છે, એમ કહ્યા વિના ચાલતું નથી.

**૩ હિન્ડોચા અને વકીલ-સ્મારક ગ્રંથ:** પ્રકાશક: શ્રીયુત વ્રજલાલ પરમાનંદ વર્મા, જામખંભાળીઆ, કાઠીઆવાડ મૂલ્ય રૂા. ૨-૦-૦

આ ગ્રંથ, લોહાણા રત્ન -સ્વ. કાનજી ઓધવજી હિંડોચા અને સ્વ સી. વી. વકીલની અથાગ જ્ઞાતિસેવાના સ્મારક નિમિત્તે, શ્રીયુત વ્રજલાલ વર્માના ખંત અને શ્રમનું ફળ છે.

સ્વ. કાનજી ઓધવજી હિંડોચા શ્રી લોહાણા પરિષદ્ના જન્મદાતા પિતા હતા અને તેમણે પોતાનું આખું જીવન જ્ઞાતિની વિવિધ પ્રકારની અનુપમ સેવામાં અર્પણ કર્યું હતું. અને સ્વ. છોટાલાલ વણીલે પણ કોન્ફરંસના વોલંટીયર તરીકે અને બીજી અનેક રીતે સેવા બજાવી હતી. સ્વ. હિંડોચાને ભાઇ જયકૃષ્ણ વર્માએ 'લોહાણા જ્ઞાતિના ગાંધી' કહ્યા છે તે યથાયોગ્ય છે.

પ્રસ્તુત ગ્રંથમાં સ્મરણ અને સ્મારક એમ બે ખંડો પાડેલા છે. પ્રથમ ખંડમાં સ્વ. બંધુઓને ગદ્ય અને પદ્યમાં સ્મરણાંજલિ આપવામાં આવી છે, અને દ્વિતીય ખંડમાં સ્મારક તરીકે ટૂંકી વાર્તાઓ, કાવ્યો, નિબંધો ઇત્યાદિ આપેલાં છે. લેખકોમાં મેસર્સ ગોકળદાસ રાયચુરા, હીરાલાલ ગણાત્રા, જયકૃષ્ણ વર્મા, જદુરાય ખંધડીઆ, હરિલાલ કોટેચા, વ્રજલાલ વર્મા, અદીબા, બાલકવિ, કહાનજી ઠક્કર વગેરેએ સારો હિસ્સો આપ્યો છે. શ્રીયુત ઠક્કર નારાયણજી વિસનજીએ પોતાની વિશિષ્ટ શૈલિમાં ઉપોદ્ઘાત લખી આપી સ્વ. હિંડોચાની સારી ઓળખાણ આપી છે.

જ્ઞાતિબંધુઓની સ્મરણ સંહિતા રચવાને શ્રીયુત વ્રજલાલ પરમાનંદ વર્માએ જે નિઃસ્વાર્થ શ્રમ લીધો છે તે ખરેખર સ્તુત્ય છે. એમાં વીર પૂજાનો અનુપમ ઉદ્દેશ સમાયેલો છે. બીજી જ્ઞાતિઓ પણ આ નમૂનેદાર દાખલાથી પોતપોતાના વીર નરો પ્રતિનું ઋણ અદા કરે એ ઇષ્ટ છે.

૪ મુકુલ, યુગધર્મ કાર્યાલય તરફથી પ્રકાશકઃ શ્રીયુત સુમન્ત મહેતા, અમદાવાદ મૂલ્ય રૂ. ૦-૧૨-૦.

બાળવાર્તાઓ આપણા સાહિત્યમાં બે પ્રકારની સંભવેઃ એક જેને 'ડોસીમાની વાતો' કહી શકાય તે; આપણી જૂની સંસ્કૃતિના પ્રતિબિંબ રૂપ. અને બીજી નવી વિદ્યાના પરિણામ રૂપ; પશ્ચિમની અસરથી ઉત્પન્ન થયેલી. બાળસાહિત્યને સમૃદ્ધ અને સંપૂર્ણ કરવા આ બંને પ્રકારની વાતો જરૂરી છે. પ્રથમ પ્રકારની વાર્તાઓના "ટચુકડી સો વાતો" જેવા ઘણા સંગ્રહો બહાર પડી ચૂક્યા છે. પણ અમે ભૂલતા ન હોઇએ તો બીજા પ્રકારની વાર્તાઓનો આ પહેલોજ સંગ્રહ બહાર પડે છે. એવી વાતોને પ્રકાશમાં મૂકવાની સગવડ કરી આપી પ્રકાશક મહાશયે ગુજરાતના બાળકોની સારી સેવા બજાવી છે.

અમદાવાદના 'શિશુમંડળ' તરફથી 'મુકુલ' નામના હસ્તલિખિત માસિક પત્રના અંકોમાંથી આ વાર્તાઓ ચૂંટી કાઢેલી છે. વાર્તાઓનો મોટો ભાગ અંગ્રેજીને આધારે લખાયેલી છે. તો પણ લેખક લેખિકાઓનું વય જોતાં ખરેખર તેમના ખંત અને શ્રમ માટે માન ઉપજ્યા વિના રહે નહીં. કેવળ બાળકોને નહીં પણ મોટાંઓને પણ 'મુકુલ' ઘડીભર નિર્દોષ આનંદ આપનાર વાચન પૂરૂં પાડે એવું છે. હસ્તલિખિત માસિકોદ્વારા ગુજરાતનાં સર્વ બાળકો સાહિત્યના શોખને કેળવતાં અને પોષણ આપતાં રહે તો ગુજરાતી સાહિત્યના ભવિષ્ય માટે ઉંચી આશાઓ રાખી શકાય.

૫ સ્વીટઝરલેંડની સ્વતંત્રતા, લેખકઃ શ્રીયુત રામચંદ્ર દામોદર શુક્લ. પ્રકાશકઃ મેસર્સ વર્ધમાન એન્ડ સન્સ, પાયધુની ટ્રામ જંકશન, મુંબાઇ નં. ૩. મૂલ્ય રૂા. ૧-૪-૦.

પ્રસ્તુત પુસ્તક 'શ્રીવર્ધમાન સાહિત્ય ગ્રંથમાળાનું પ્રથમ પુસ્તક છે. ગ્રંથમાળાના ઉદ્દેશ વિષે પ્રકાશકો કહે છે "પ્રજા જાગૃતિમાં આવે અને તેને ખબર પડે કે દુનિયામાં પોતાનું સ્થાન ક્યાં છે. પ્રજાને ચારિત્રવાન, ધર્મિષ્ઠ, સંપૂર્ણ સ્વદેશાભિમાની બનાવે" એવા ગ્રંથો પ્રજા આગળ રજુ કરવામાં આવશે. ઉદ્દેશ ઘણો વિશાળ અને ચોક્કસ સ્તુત્ય છે. અને પ્રથમ પુસ્તક તરીકે બહાર પડેલો આ ગ્રંથ સુચવે છે કે ભવિષ્યમાં શ્રીવર્ધમાન સાહિત્ય ગ્રંથમાળા" સારૂં કાર્ય કરી બતાવશે.

ઑસ્ટ્રીઆના જુલમી શહેનશાહોએ લોભવૃત્તિથી દોરાઇ સ્વીટ્ઝરલેંડને કબજે કરવાને કેવા કેવા અન્યાયી યત્નો કર્યા, અને સ્વીટ્ઝરલેંડે કેટકેટલા આત્મભોગે પોતાની પ્રિય સ્વતંત્રતા પ્રાપ્ત કરી એ વાત જગ વિખ્યાત છે. આ પ્રકારનાં પુસ્તકો હિંદના આધુનિક ઉત્ક્રાંતિયુગમાં રૂચિકર અને પ્રેરણા પાનાર થઇ પડે એ નિઃસંશય છે. આમાં ઐતિહાસિક બનાવો અને વીગતો નવલકથાકારની કળા અને છટાથી જણાવેલાં

હોવાથી વાચક હોંસે આ ગ્રંથ વાંચશે. છપાઇ કાગળ વગેરે સુંદર છે અને લખાણ શુદ્ધ છે. ગ્રંથમાળાએ જેવા પુસ્તકથી પ્રારંભ કર્યો છે એવાં બહાર પાડયાં કરશે તો જરૂર સંગીન સેવા બજાવશે ને લોકપ્રિય થશે.

૬ સૌરાષ્ટ્રનો શિરતાજ યાને પ્રતાપી રા' નોંઘણ: લેખક: શ્રીયુત મનજીલાલ પરમાનંદ વર્મા, પ્રકાશક: શ્રીયુત લાલજી નાગજી ગણાત્રા, તંત્રી "લોહાણા હિતેચ્છુ", સીવીલ સ્ટેશન, રાજકોટ. મૂલ્ય રૂા. ૧–૮–૦.

આ નવલકથા "લોહાણા હિતેચ્છુ" ની ૧૦ મા વર્ષની ભેટ છે. તેનું વસ્તુ 'સોરઠી તવારીખ' તથા 'અડગ આહીર કિંવા રજપૂતો રાજહંસ'–એ બે ઉપરથી ઘટતા ફેરફાર સાથે લેવાયું છે. લેખકે યોગ્ય ઐતિહાસિક વસ્તુ ચુંટી કાઢયું છે, પ્રસંગો ખીલવવાનો બનતો યત્ન કર્યો છે; પાત્રાલેખન પણ એકંદરે ઠીક થયું છે, તો પણ હજી આ બધી બાબતોમાં તેમજ ભાષા અને જોડણીમાં ઘણા સુધારા ઈષ્ટ છે. જેવી છે તેવી આ વાર્તા આનંદદાયક છે અને નવલકથાના ભકતોને પૂરનો સંતોષ આપશે એમાં કાંઇ શંકા નથી.

કર્તા ભવિષ્યમાં આપણા આગળ 'ઉત્તમ કૃતિઓ મૂકવા ભાગ્યશાળી થાય' એ તેમની પ્રાર્થના સાથે અમે પણ એક થઇએ છીએ.

૭. જૈન નીતિ પ્રવેશ, લેખક અને પ્રકાશક: શ્રીયુત માવજી દામજી શાહ, ધાર્મિક શિક્ષક, બાબુ પી. પી. જૈન હાઇસ્કૂલ મુંબઇ. મૂલ્ય. રૂા, ૦–૪–૦.

ગુજરાતના બાળકોને નીતિનો બોધ આપવાના સ્તુત્ય હેતુથી કર્તાએ આ લઘુ પુસ્તક તૈયાર કર્યું છે. જૈનોના તિર્થંકર ભગવાનો, આચાર્યો ઇત્યાદિના જીવનમાંથી અમુક અમુક બોધક પ્રસંગો ચૂંટી કાઢી તેમાંથી ૪૪ પાઠો રચવામાં આવ્યા છે એટલે આ સંગ્રહ વિશેષ કરીને જૈન વિદ્યાર્થીઓને ઉપયોગી થવાનો.

મનુષ્ય સ્વભાવ જ એવો છે કે તેને સીધી રીતે આપેલો ઉપદેશ અરૂચિકર અને નીરસ થઇ પડે; કર્તા પણ પ્રસ્તાવનામાં આ વાત કબૂલ કરે છે છતાં પણ દરેક વાર્તાને છેડે "સાર" બાળકોના કુમળાં મગજ પર ઠાંસવામાં આવ્યો છે. બાળકો પંડિતો કે તત્ત્વજ્ઞાનીઓ નથી પણ બાળકો જ છે: એ લેખક વિસરી ગયા છે એમ દિલગિરી સાથે કહેવું પડે છે. અને વધારે વિચિત્ર તો એ છે કે કોઇ કોઇ વાર્તામાં તો જેવડી વાર્તા તેવડોજ સાર અપાયો છે; સરખાવો વાર્તા સાતમી 'ભગવાન મહાવીર અને નિર્ભયતા' તેમજ ૨૫ મી, 'મહારાજા શ્રીપાળ અને સજ્જનતા'. વાર્તાઓ સહેજ લાંબી અને રસપડે એવી મૂકી હોત અને બાળકોને પોતાની મેળે તેમાંથી સાર ગ્રહણ કરવા દીધો હોત તો અવશ્ય પુસ્તક વધુ ઉપયોગી થાત.

૮ જ્ઞાનપંચમી અને તેનું ઉદ્યાપન, લેખક અને પ્રકાશક ઉપર પ્રમાણે મૂલ્ય રૂા. ૦–૪–૦.

જ્ઞાનપંચમી એટલે જ્ઞાનોત્સવનો વાસ્તવિક ઉદ્દેશ જૈનસમાજને સમજાય એટલા માટે આ નાનું પુસ્તક યોજાયું છે. જ્ઞાનપંચમીનું મહત્વ, વરદત્ત અને ગુણમંજરીનું કથાનક, તપના પ્રકાર, ઉદ્યાપનમાં મૂકાતી વસ્તુઓનું લીસ્ટ. અને ઉદ્યાપન પદ્ધતિ વિષે વિસ્તૃત નિબંધ–આટલા વિષયો આમાં આપેલા છે. તે ઉપરાંત આ પુસ્તકનો સૌથી સુંદર ઉદ્દેશ તો જ્ઞાનપંચમીને પ્રસંગે હજારો રૂપીઆ ખર્ચવા કરતાં જૈન ભંડારોમાં ઉધઇનો ભોગ થતા ઉત્તમ પ્રાચીન ગ્રંથો છપાવવાની અગત્યતા જૈનાચાર્યોને બતાવવાનો છે.

શ્રીયુત ન્યાલચંદ લક્ષ્મીશંકર સોની બી. એ. એલએલ. બી. ની પ્રસ્તાવના મનનીય અને યોગ્ય સુધારા કરવાનાં જૂદાં જૂદાં દૃષ્ટિ બિંદુઓ નીડરતા અને કુશળતાથી જણાવે છે.

૯. ચરોડાનો તપસ્વી, રચી પ્રસિદ્ધકર્તા: શ્રીયુત નાનાલાલ દલપતરામ પટેલ, શાહપુર અમદાવાદ મૂલ્ય ૦–૧–૦

શ્રીયુત નાનાલાલ પટેલ, પોતાનાં દેશભક્તિથી પ્રેરાયલાં રાસડા અને ગીતોથી હમણાં હમણાં ઠીક જાણીતા થયા છે. આ માસિકનાં વાચકો તેમની મીઠી મોહભરી તેમજ દેશદાઝથી જળી રહેલી કલમથી સુપરિચિત છે "ચરોડાનો તપસ્વી" માં ગાંધીજીને જેલની શિક્ષા થઇ ત્યાંસુધીનું. તેમનું જીવન ટૂંકમાં આપવાનો

યત્ન થયો છે. ઢાળની ચુંટણી સુંદર છે, અને લખાણ એકંદરે ક્ષતિ વિનાનું છે. " ચરોડાનો તપસ્વી " ઉપરાંત બીજાં બે કાવ્યો પણ આપવામાં આવ્યાં છે.

**૧૦ શ્રી સુંદર શિવ સ્તુતિ, લેખકઃ " સુંદર ".** છપાવી પ્રસિદ્ધ કરનાર: શ્રીયુત ગોપાળશંકર વેણીશંકર ભરૂચ, અમદાવાદ. મૂલ્ય, અમૂલ્ય, શિવ કૃપા.

૨૩ પાનાની ચોપડીમાં ૧૦ પાનાં પ્રસ્તાવનાએ રોક્યાં છે. તેમાં એમ પૂરવાર કરવાનો પ્રયત્ન થયેલો છે કે આ સ્તુતિ કાશીરાજ સુંદરસિંહની બનાવેલી હોવી જોઇએ, અને ગવરીબાઇ સુંદરસિંહને મળ્યાં હશે ત્યારે તેમને તે પ્રાપ્ત થઇ હશે. આ વિચિત્ર વાદ અને તેને માટે આપેલાં પ્રમાણોની સત્યતા વિષે અમને મોટી શંકા છે. અને કાશીરાજ ગુજરાતી ભાષા કોની પાસે શીખવા ગયો હતો ? બાકી એકંદરે જોતાં સ્તુતિ સારી છે. અને જોકે જોડણી ઢંગધડા વિનાની છે તો પણ અનુપ્રાસ સારા મેળવેલા હોવાથી ભુજંગી છંદ રૂચિકર લાગે છે.

**૧૧ સન્દેશ, વિજયાદશમી–ખાસ અંક,** મૂલ્ય રૂ. ૦-૩-૦.

આ અંકના કાગળ વગેરે સાધારણ છે તોપણ તેનું લખાણ ઉપયોગી અને વિવિધ કરવાનો ઠીક શ્રમ લેવાયો હોય એવું જણાય છે. સૌ. બ્હેન અરવિંદાની કવિતા બાદ કરતાં લગભગ તમામ કવિતાઓ અમને નમાલી લાગી છે અને તેમાં છંદ તેમજ વૃતના સર્વ નિયમોનું ખૂન થયેલું છે. લેખોમાં શ્રીયુત નાનાલાલ કવિ, મંજુલાલ દેસાઇ, ડાહ્યાભાઇ પટેલ, સૌ. અરવિંદા, રામરાય, મોહનરાય ઇત્યાદિના લેખો વાચવા જેવા છે.

**૧૨ ભટ્ટી હિતેચ્છુ,** અંક ૧ લો. ૨ જો અને ૩ જો: તંત્રીઃ શ્રીમાન શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી જે. પી. એમ. આર. એ. એસ. વાર્ષિક લવાજમ રૂા. ૨–૮–૦.

આ આકર્ષક અને સર્વાંગસુંદર માસિકના પહેલા ત્રણ અંકો અમને મળ્યા. શ્રી સાથે સરસ્વતીનો સુયોગ અતિ વિરલ હોય છે, અને એ વિરલ સુયોગ શ્રીમાન શેઠ પુરૂષોત્તમમાં છે. તેમનો સાહિત્ય અને કળા માટેનો અનુપમ પક્ષપાત ગુજરાતને વિદિત છે. આજકાલ જ્ઞાતિના માસિકો ઘણાં નીકળવા લાગ્યાં છે પણ આવાં નમુનેદાર જ્ઞાતિ માસિકોની આપણા દેશમાં ખોટ છે.

**૧૩ બે ઘડી મોજ—પુસ્તક ૧ લું, અંક** ૧ લો અને ૪ થો. અધિપતિ શ્રીયુત શયદા, મુંબઇ. વાર્ષિક લવાજમ રૂા. ૪-૦-૦

હમણા છેલ્લા થોડાક જ માસમાં અઠવાડીક પત્રો એકાએક સ્મશાનની ભૂતાવળની પેઠે ઉભરાઇ જવા લાગ્યાં છે. નિર્માલ્ય ક્ષુદ્ર જોડકણાં, એકજ વિષય ચીતરતી નિર્લજ વાર્તાઓ અને નીતિને ભોગે તાણી તોડીને ઉભું કરેલુ હાસ્ય એથી આ અઠવાડીકો ભરાય છે. ગુજરાતમાં સામાન્ય જનસમૂહની અભિરૂચી કેટલી ક્ષુલ્લક અને હલકી છે, તે આવાં ચીંથરાંઓના આશ્ચર્યજનક ફેલાવાથી જણાઈ આવે છે. આવે વખતે ભાઇ શયદાની નીતિમાન અને શુભમાર્ગ દર્શક લેખો લેવાની પ્રતિજ્ઞા ખરેખર અભિનંદનીય છે, અને તે ચાલુ પળાય એમ ઇચ્છીએ છીએ. એક સુચના કરવાનું મન થાય છેઃ " બે ઘડી મોજ " બીજાં કચરાં જેવાં અઠવાડીકાથી કાંઇ ઉચ્ચતર ભૂમિનું છે એ બતાવવાને તેના પુઠાના રંગ વગેરેમાં કાંઇ ફેર જોઇએ. નહીં તો કાગડાની પંક્તિમાં બેઠેલા હંસને અજાણ્યા કાગડો માનશે. આ પત્રને અમે વિજય ઇચ્છિએ છીએ

**૧૪ શ્રી સાર્વજનિક વિદ્યાર્થી આશ્રમ** જુનાગઢનો રિપોર્ટ ૧૯૧૯ જુનથી ૧૯૨૨ જુન. લેખક અને પ્રકાશક : શ્રીયુત જમનાદાસ હીરજી દેવાણી.

શ્રીયુત જમાલ હીરજી છેલ્લાં સાત વર્ષથી આ સાર્વજનિક આશ્રમને આત્મભોગ અને નિઃસ્વાર્થ સેવા ભાવનાથી ચલાવી રહ્યાં છે.

વિશેષતા એ છે કે તેમાં સંકુચિત વૃત્તિ નથી પણ " વસુધૈવ કુટુંબકમ્ " ની વિશાળ ભાવનાને અનુસરી બ્રાહ્મણ, વાણીઆ, આહીર, કોળી, વાઘરી, ખોજા બધી કોમના વિદ્યાર્થીઓ સ્વીકારાય છે.

**૧૫ હુન્નર વિજ્ઞાન** પુસ્તક ૨જું અંક ૨ જો તંત્રી અને પ્રકાશકઃ શ્રીયુત જેઠાલાલ દેવશંકર જોષી, અમદાવાદ વાર્ષિક લવાજમ રૂા. ૪-૦-૦

લેખો એકંદરે ઉપયોગી છે. આ પ્રકારનાં માસિકોની ખોટ ઠીક પૂરે છે.

૧૬ ભાગ્યોદય, વર્ષ ૧૨ મું અંક ૪ થો તંત્રી અને પ્રકાશક ઉપર પ્રમાણે. વાર્ષિક લવાજમ રૂા. ૩-૦-૦

૧૭ સ્વધર્મ જાગૃતિ, વર્ષ ૨ જું અંક ૧૧ મો. તંત્રી: બ્રહ્મનિષ્ઠ મહાત્મા શ્રી ભાસ્કર ગણેશ, પ્રકાશક: શ્રીયુત કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા વડોદરા.

૧૮ અલકમાલ પુસ્તક ૨જું અંક ૭ મો.

૧૯ ઝવેરી છગનલાલ મગનલાલ હિંદુ અનાથ બાળાશ્રમ પાટણનો તેરમો વાર્ષિક વૃત્તાંત.

૨૦ શ્રીઘાટકોપર સાર્વજનિક જીવદયાખાતું પત્રિકા નં. ૨.

૨૧ ગુજરાત સ્ત્રી કેળવણી મંડળનું બીજા વર્ષનું નિવેદન વર્ષ ૧૯૨૩-૨૪.

આ સંસ્થાની અમદાવાદ અને વડોદરામાં ચાલતી પાઠશાળાઓએ સારી પ્રગતિ કરી છે. ગુજરાતનો શિક્ષિત વર્ગ તેની સેવાની યોગ્ય કદર કરી તેને સહાય કરતો રહે અને દિન પ્રતિદિન વધુ પ્રમાણમાં ગુજરાતી બ્હેનો તેનો લાભ લે એટલું અંતઃકરણથી ઇચ્છીએ છીએ.

જો૦ છો૦ જો૦



ગુણસુંદરી ——



સીમન્તિનીના શૃંગાર




વર્ષ ૨ જું. | જાનેવારી ૧૯૨૫. | અંક ૫ મો.

# શારદા સ્તવન.

લેખિકાઃ—સૌ. દીપકબા દેશાઇ.

( રાગઃ—કલ્યાણ. )

વન્દન વરદાઇ માત !
સુમતિ આપ, કષ્ટ કાપ...વન્દન
બ્રહ્મચારિણી હો માત !
ગજવી રહી તું મિષ્ટ ગાનઃ
હૃદય માંહીં લાગ્યું તાન,
ભક્તિથી કરૂં પ્રણામ—
વન્દન વરદાઇ માત !

વિશ્વભારતી હો માત !,
વરદ હસ્ત શિર સ્થાપઃ
એકતાના શીખવ પાઠ,
શાન્તિનું સ્વરાજ્ય આપ—
વન્દન વરદાઇ માત !

સ્નેહ-કુસુમ કેરી માલ,
ગુંથી દઉં કંઠ માંહ્યઃ
જય જય ત્હારી સદાય,
કહો સમસ્ત હિંદ માત.
વન્દન વરદાઇ માત !

હૃદય દ્વારને ઉઘાડ,
દિવ્ય જ્યોત તું જગાવઃ
અજ્ઞાન તિમિરથી તું તાર,
જ્ઞાન દીપક તું બતાવ,
વન્દન વરદાઇ માત !

# "સાસરે સિધાવતી સુતાને !"

લેખક:—શ્રીયુત "પુષ્પ"

(ઝીણા ઝરમર વરસે મેહ, ભિંજે મ્હારી ચુંદલડી...રાહ.)

આણું આવ્યું ને... ..આનન્દ થાય.....
*ઇન્દુ ચાલી રે ..(૨)
ભીની આંખે શિખામણ શું...?
જનેતાએ આલી રે...આણું.

—:સાખી:—

મહિયર છોડી બ્હેન તું સાસરવાસે જાય;
મટી હવે માબાપની પુત્રી ! પતિની થાય.
ડાહી થાજે દીકરી ! કરજે ઘરના કામ,
ત્હારૂં મ્હારૂં ઉભયનું કંઈક રાખજે નામ.
સાસુ સસરા ને સ્વામીની સેવ
નિશદિન કરવી રે...(૨)
નિતિ, પ્રીતિ, ને ભક્તિની રીત,
હૃદયે ભરવી રે...(૨) આણું.

—:સાખી:—

થોડું હસવું બોલવું થોડો નિદ્રાહાર,
મર્યાદા નવ મૂકીએ મ્હોટા કને લગાર.

---

*આ સ્થળે બ્હેનો "પુત્રી" શબ્દ યા અન્ય સખીનું નામ યોજી ગાઇ શકે છે.

આધું માથે ઓઢીએ શર્મ ન તજીએ છેક,
પરનિન્દાને પરહરી તજ્યા કુસંપ કલેશ.
વિનયી થઈએ નિરંતર બ્હેન,
વડીલોને નમીએ રે...(૨)
ન્હાના થઈએ તો ગમીએ ઘણુંય,
સઘળે સમીએ રે...(૨) આણું.

—:સાખી:—

પતિ-ભક્તિ-પૂજન-પ્રીતિ પતિવ્રતાના કર્મ,
સેવા કરવી સ્વામીની એજ સતીનો ધર્મ.
સાદાઈ નીભે સદા એ બ્હેન! સંતોષ!
વિનોદ-ગોષ્ઠી-મશ્કરી કરવી જે નિર્દોષ.
કરીએ નવરાશે ઘરના કામ,
ન ઘર ઘર ભમીએ રે...(૨)
સારા વસ્ત્ર-ઘરેણા કાજ,
ન કંથને દમીએ રે...(૨) આણું.

—:સાખી:—

શ્વશુર પિયરની એબ ને પરઘરની પંચાત,
કોઇ કને નવ ખોલીએ ઘરની છાની વાત.
મ્હોડું મનડું રાખીએ દિલડું સ્હેજ ઉદાર.
સુખ-દુઃખ સુખે સેવવાં સ્મરવા સરજનહાર
રોંધા માત-પિતાની વિદાય,
*"ઇન્દુ" રો...છે રે (૨)
ભેટી સહુને સાસરવાસે જાય,
આંસુ વ્હે છે રે...(૨)
આણું આવ્યુ ને આનન્દ થાય,
"ઇન્દુ" ચાલી રે

---

* અહીં પણ "પુત્રી" યા અન્ય નામ યોજી શકાય છે.

# સ્ત્રીઓની દશા અને તેની સુધારણા.

લેખિકા: બ્હેન દીવાળીબાઇ જીવણભાઈ રાઠોડ.

આજકાલ સ્ત્રીઓની ઉન્નતિ માટે દેશનો સમજુ વર્ગ એટલો બધો ચિન્તાગ્રસ્ત છે, અને એ પ્રશ્ન પણ એવા મહત્વનો છે, કે કોઇપણ વિચારશીલ મનુષ્ય એવો નહિ હોય, કે દેખતી આંખે દેશની દુર્દશા પર દુર્લક્ષ કરતો હોય! જ્યારે દેશની સામાજિક, માનસિક, શારીરિક અને આત્મિક અધોગતિ પર વિચાર કરી જોઇએ છીએ, અને એ અધોગતિનાં કારણો શોધીએ છીએ ત્યારે દીલગીરી સાથે કહેવું પડે છે, કે અન્ય હજારો કારણોમાં એક આ કારણ પણ કબુલ કરવું પડે છે, કે સ્ત્રીઓની ઓછી સમજ, નિરક્ષરતા અને દીન દશાને લીધે દેશની દુર્દશા થઇ છે! આપણે જાણીએ છીએ કે આપણો હિન્દ દેશ આખા જગતનો ગુરુ કહેવાતો હતો. તે સુંદર દેશો પર રાજ્ય કરવા ઉપરાત, સાથે સાથે નૈતિક, આધ્યાત્મિક અને માનસિક શિક્ષણ આપતો હતો. દૂર દૂરના દેશોમાંથી શિષ્યો આવીને અહિંના આચાર્યો પાસેથી દીક્ષા લેતા હતા. તે સમયની માતાની કુંખે શ્રી રાજા રામચંદ્ર, યોગીરાજ શ્રીકૃષ્ણ ભગવાન, બળવાન ભીમ, અર્જુન સમા ધનુર્ધારી, ભીષ્મ જેવા પ્રતિજ્ઞાપાલક, ગુરુ દ્રોણ જેવા આચાર્ય, બાદરાયણ અને શંકરાચાર્ય સમા તત્વજ્ઞાની, હરિશ્ચંદ્ર જેવા સત્યવાદી અને યુધિષ્ઠિર જેવા સત્યવતી નર રત્નો ઉપજ્યા. વાલ્મિક ઋષિ અને વેદવ્યાસજીની રચનાઓ પર નજર નાંખીએ છીએ, અને શ્રીકૃષ્ણનાં વચનોનો પાઠ કરીએ છીએ ત્યારે આપણને જણાય છે, કે આપણા પ્રાચીન પૂજ્ય ઋષિ મુનીઓએ પોતાના ભાવી સંતાન માટે કેવા સુદૃઢ સમાજ નિયમો ઘડી રચના કરી હતી! તથા કેવા ધર્મ બંધનથી બાંધી પ્રત્યેક કાર્ય કરતા હતા! પણ એ પ્રાચીન સભ્યતાની સાથે વર્તમાન સ્થિતિનો મુકાબલો કરીએ, તો અરે એવું કોઇ પાષાણ હૃદયી હશે કે આજની અવોગતિ જોઇ તેની આંખમાંથી આંસુનાં બે ટીપાં પણ નહિ ટપકે? વાહ પ્રભુ અમારી એ સભ્યતાનું શું થયું? અમારૂં ગૌરવ કયાં વહી ગયું? અને અરેરે આટલું બધું દીર્ઘકાલિન દાસત્વ શી રીતે થયું! આ તે કેવી સેંકડો વર્ષોની પરાધિનતા! કેવી ઘોર નિંદ્રા! હે પ્રભુ! કૃપા કરી અમારૂં પ્રાચીન ગૌરવ અને સન્માન અમને ફરી દેખાડ! એક સમય એવો પણ હતો, કે જ્યારે યૂરોપમાં આપણા દેશની કથાવાર્તા કહેવાતી હતી, કે ત્યાં તો દૂધની નદીઓ વહે છે, અને સોનાની ચકલીઓ તેનાં નામનું રટણ કરે છે. એ દંતકથાઓ ત્યાંના બાળકોને સંભળાવવામાં આવતી, પણ એ દંતકથા કેમ કહેવાય? એ શું જૂઠું હતું? નહિજ. વાસ્તવિક રીતે તે સત્યજ હતું. પરંતુ અત્યારે શું છે? કશુંજ નહિ! સર્વ ધન લુંટાઇ ગયું, રાજ્ય ખોઇ બેઠા, બળ જતું રહ્યું, અને ભારતવાસીઓને કપડાં પહેરવાં પૂરતું પણ સાધન ન રહ્યું.

તેથી લંગોટીયા ભિક્ષુકની માફક બારણે બારણે રેખડતા થઇ ગયા ! કેટલાક બ્રાહ્મણો ભિક્ષાથી નિભાવે છે, એમ નથી. સઘળીજ હિન્દુ જાતિની દુર્દશા થઇ ગઇ છે. કાચું સોનું પાકે એવી રસાળ જમીન છતાં વિદેશી કેળવણીના પ્રતાપે ઉદ્યોગ હુન્નર કરવામાં હીણું લાગે છે, અને બી. એ., એમ. એ થયા પછી પણ નોકરી ઉપર જીવનદોરી અવલંબે છે.

હિંદભૂમિ જેવી ભૂમિ આખી પૃથ્વીમાં નથી. આ એજ દેશ છે કે જ્યાંથી પ્રાચીન-કાળમાં બીજા દેશોમાંથી અહિંથી ભિક્ષા માગી લઇ જતા હતા. સ્વર્ગથી પણ ઉન્નત એવા ભારતવર્ષમાં તેની પૂજ્ય દેવીઓ વિષે ઉન્નતિનો વિચાર થાય છે, એ કેટલું અફસો-સકારક છે ! કયાં સતી સીતા અને સાવિ-ત્રીનું પદ અને કયાં આજ આ દશા ! કેટલું મહાન અંતર ! જાણે આકાશ અને પાતાળ જેટલું. ના, ના, તેથીએ અધિક છે. પણ આવી દશા શી રીતે થઇ ? શું ભારતવાસી-ઓએ પોતે કરી ? એ વાત નક્કી કરવી મહા કઠીન છે. ભારતભૂમિની જાતિ એવી કઠોર નહોતીજ, કે એવી નિષ્ઠુર બને ! તેઓ તો એવા હતા કે આક્રમણ કરવાવાળા યવનોને, ધર્મના વિરોધીઓને, આચારના વિનાશકોને, લુટારૂં અને ડાકુઓને એક વખત નહિ, પણ દશ દશ વખત દયા કરી ઉદારતાથી છોડી મૂકતા ! ત્યારે એમ કેમ કહેવાય કે તેઓ પોતાની પૂજ્ય માતાઓને, ભોળી બ્હેનોને, અને પ્રેમમૂર્તિ ધર્મપત્નીઓને આ દશાએ લાવ્યા ?

મહાભારતના સમય સુધી તો ભારતની દશા અતિ ઉન્નત હતી. ખરેખર કહીએ તો ઉન્નતિની પરાકાષ્ઠા હતી. એ મહાભારતના યુદ્ધમાં આપણા વીર યોદ્ધાઓ નથી મૂઆ પણ વાસ્તવિક જોતાં આપણા ભરતખંડની સઘળી વીરતાજ મરણ શરણ થઇ ગઇ ! ત્યારથીજ આપણા ધર્મ અને ગૌરવનો નાશ થવા લાગ્યો ! સમાજની દશા બગડવા લાગી. પરંતુ આશ્ચર્ય એ છે કે આજે એ સમયને ચાર હજાર વર્ષ થઇ ગયાં, તો પણ હજી એ ભારત ટકી રહ્યું છે. તેનું શું કારણ ? કારણ એજ કે ભારતવાસીઓના શરીરમાં આપણા પૂર્વજોનો કંઇક અંશ રહ્યો હતો. તેમનું રૂધીર રગે રગમાં વહી રહ્યું હતું. તેથીજ બીજા દેશોપર રાજ્ય કરવાને શકિતમાન હતા. અને ચંદ્રગુપ્ત તથા અશોક જેવા સમ્રાટોને ભૂમિ જન્મ આપી શકતી હતી. પરંતુ તેમના મરણ પછી સમય ફરી ગયો. પવિત્ર ભરતખંડમાં યવનોની ધ્વજા ફરકવા લાગી. બહેનો ! એજ સમય હતો, કે તે સમયથી આપણા અને આપણા બંધુઓના પતનનો આરંભ થયો ! તે સમયની ભિષણ ઘટનાઓ સાંભળીને પત્થર જેવાં હૃદય પણ પીગળી જાય છે ! તે સમયના સ્ત્રીઓ પરના અત્યાચારથી કોણ અજાણ્યું છે ? હરેક પળે તે માટે પુર-ષોને ચિંતા રહેતી ! તેઓ તો રણમાં લડીને સુખથી પ્રાણ આપતા, પરંતુ પોતાની વહાલી સ્ત્રીઓના સતીત્વભંગ અને કુમળાં બાળકોના આક્રંદ કોઇપણ રીતે સહન કરી શકતા નહોતા. તેથી તેઓને સંતાડી રાખવાની આવશ્યકતા જણાઇ. કઠિન કિલ્લાઓ અને ભિષણ પર્વતશ્રેણી કે જંગલોમાં પણ સંતાડ-વાનો વખત આવતો. આથી સ્ત્રીઓની હાલત ઘરમાંજ રહેવાની અને ઘરનાંજ કામ કાજ કરી દિવસો વ્યતિત કરવાની થઇ ગઇ. યવ-નોના ભયથી કન્યાઓને બચાવવાને હિન્દુઓ-ને અનેક જાતના નિયમો બાંધવા પડયા. તેજ નિયમો માંહેલો એક નિયમ તે બાળલગ્ન છે. અને આ બાળલગ્નનું પ્રતિફળ તે વિધ-વાઓની હયાતી ! આપણી પૃથ્વીના કોઇપણ દેશોની સરખામણીમાં આપણા હિન્દની વિ-ધવાઓનો આંકડો ઉપર આવે છે ! પૂર્વે

માત્ર કુમારી કન્યાઓની વ્યવસ્થા કરવી પડતી, તેમાં હવે વિધવાઓ સંભાળવાનો વધારે ભાર પણ પુરૂષોને શિરે આવી પડવાથી તે અસહ્ય થઇ પડયો ! આ દુઃખમાંથી છૂટવાના ઉપાય તરીકે સતી થવાનો રિવાજ ઉપસ્થિત થયો, અને તે પ્રચાર દિવસે દિવસે વધવા લાગ્યો, તે એટલે સુધી કે "જોહાર" જેવી મહા ભયંકર રીત અમલમાં મૂકાવા લાગી !! આ સમયથી સ્ત્રીઓની દશા અધિકાધિક શોચનિય બનતી ગઇ !

વચ્ચે વચ્ચે એવો સમય આવી ગયો કે તે સમયમાં અનેક સુધારકો જન્મ્યા. તેમણે આ મૃતપ્રાય હિન્દુ ધર્મનો પુનરૂદ્ધાર કરવા માટે અથાગ શ્રમ કર્યો. હજી એ તે જાગૃતિ જોવામાં આવે છે. જેમ સુંગુ બાળક ભૂખ્યું થાય, ત્યારે રડવા લાગે છે, તેમ ભારતવાસીઓ પણ પોતાના અધિકારને માટે હાથ પગ પછાડી રહ્યા છે. હવે સ્ત્રીઓમાં પણ પોતાની દશાનું કંઇક ભાન થવા માંડયું છે. તેઓ પણ પોતાના અધિકાર સંભાળવા ચાહે છે. તેથી સ્ત્રીઓના કયા કયા અધિકાર છે, તથા તેઓને શામાં શામાં સ્વતંત્રતા મળવી જોઇએ, તેનો વિચાર કરવો તેજ આ લેખનો આશય છે.

સર્વ વ્યવહારનું મૂળ તે શિક્ષણ છે, તેથી પ્રથમ તો તેમને શિક્ષણ મળવું જોઇએ. શિક્ષણથી પોતાની સ્થિતિનું ભાન થાય છે. આખા હિન્દુસ્થાનમાં પુરૂષોના પ્રમાણમાં સ્ત્રીઓમાં શિક્ષણ તદ્દન નહિજ જેવું એટલે અત્યંત ઓછું છે. સ્ત્રીપુરૂષ બેઉ કેળવાએલાં હોય, તોજ સંસાર ચક્રનો રથ બરાબર ચાલી શકે. પુરૂષ ભણે અને સ્ત્રીઓને અભણ રાખે એ તો પક્ષાઘાત સમાન છે. પરંતુ પ્રશ્ન એજ છે, કે સ્ત્રીઓને શિક્ષણ કેવા પ્રકારનું આપ્યું હોય, તો ઉચીત ગણાય ?

અમેરિકામાં બાળક ને બાલિકાઓ સાથે શિક્ષણ લે છે. હિન્દુસ્થાનમાં એમ કરવું એ યોગ્ય નથી. વિદેશીઓના આચાર વિચાર ને આપણા આચાર વિચારમાં લાખો ગાઉનું અંતર છે. અમેરિકાદિ પાશ્ચાત્ય દેશોના અને આપણા આદર્શમાં એક મહાન ફેર એ છે, કે તેઓ જેને એક સાધારણ સભ્યતા સમજે છે તેને આપણા દેશમાં દુરાચાર ગણવામાં આવે છે. તેઓમાં પોતાની સુંદરતાની છાપ બીજા પર પાડવામાં સારૂં કહેવાય છે, તથા હાથ કે મોં ચુંબવા એ સભ્યતાનું ચિહ્ન લેખાય છે. તેવીજ રીતે બીજી અનેક બાબતોમાં છે, કે તેઓની સભ્યતા એ આપણે ત્યાં ખરાબમાં ખરાબ અસભ્યતા લેખાય છે. તેથી તેઓનો આદર્શ એ આપણો આદર્શ કરી શકાતો નથી.

કન્યાઓ માટે શાળા અને મહાશાળા જૂદી જોઇએ. તેમ આપણા દેશમાં છે. પણ તેથી કંઇ વિશેષ લાભ થયો જણાતો નથી. સરકારી શાળાઓમાં પાશ્ચાત્ય પદ્ધતિથી અને પાશ્ચાત્ય સંસ્કારોની ભરેલી કેળવણી આપવામાં આવે છે. આથી આપણાં ગૃહો અને શાળાઓના શિક્ષણ વચ્ચે એક અભેદ્ય ભીંત ચણાઇ રહી છે. પારસી યૂરોપીયન પહેરવેશના ફેન્સી કપડાં, ઉંચી એડીનાં બૂટ મોજાં (કે જે આપણા દેશને માટે કોઇને પણ જરૂરનાં નથી. માત્ર તળીયાના સંરક્ષણ પૂરતી જરૂર છે. અને તે ચંપલથી સરે છે.) પહેરવાથી જાણે સિવિલિઝ્ડ ગણાય અગર વિદ્યા સંપાદન થાય એવી સમજ થઇ જાય છે. અભણ બેનોથી કંઇ પોતે ઉંચા દરજ્જાનાં હોય એવાં અહંભાવ ધરાવતાં શીખે છે, તેથી અભણ બેનો સાથે વાત કરવામાં હીણું સમજે છે. વળી ભણ્યા એટલે ઘરમાં હાથે કામકાજ કરવામાં ભારે માનહાનિ માને છે. આથી સ્ત્રી ગરીબ પતિની પત્ની બને તો ગૃહસંસાર સારો ચાલે નહિ તે દેખીતુંજ છે. સ્ત્રીની હાજતો

માટે પોતાની કમાણી તથા સ્થિતિ ઉપરાંત ખર્ચ કરે, તો પણ પત્નીને રાજી રાખવા તે પતિ અસમર્થ નીવડે છે. ઘરમાંની વડીલ વૃદ્ધ સ્ત્રીઓ સાથે બનાવ રહેતો નથી. ગૃહ સ્વર્ગને બદલે કજીઆ કંકાસનું નિવાસ-સ્થાન બની જાય છે, અને કેળવણી નિંદાય છે. આપણા સાહિત્યનાં પુસ્તકો વાંચવા ગમતાં નથી પણ અંગ્રેજી નવલકથા તેઓને પ્રિય હોય છે. આપણી હાલમાં અપાતી કેળવણીનું આવું સ્વરૂપ છે, તે હિન્દુ સંસારને માથે લાદ્યું છે. કેટલાક એવા પણ સજ્જનો જોવામા આવે છે કે કન્યાઓને બી. એ. ને એમ. એ. સુધી શિક્ષણ આપે છે. પણ તેની સાથે તેઓ એટલો વિચાર કરતાં નથી કે આપણા હિન્દુ સંસાર માટે એ સિવાય કંઇક ઉંચા પ્રકારના શિક્ષણની જરૂર છે કે નહિ ? ઉપલા શિક્ષણથી આપણા હિન્દી સંસ્કાર કેળવતા નથી ! પરંતુ ઘણે ભાગે પાશ્ચાત્ય સંસ્કારવાળી સુંદરી બને છે. તેથી એ લાયકાત કરતાં ગૃહસંસાર ચલાવવાની લાયકાત મેળવવાની જરૂર વધારે છે. કારણ કે પુરૂષોથી ઘર ચાલી શકે નહિ. દેશની ઉન્નતિ કે અવનતિનો આધાર પુરૂષો કરતાં સ્ત્રીઓ પર વિશેષ અવલંબેલો છે. ગૃહ એજ દેશનું મુખ્ય અંગ છે. તેથી પાકશાસ્ત્ર, સીવણ ભરત, બાળકોની સંભાળ, વગેરે ઘરગથ્થું કામકાજની આવડતની આવશ્યકતા વિશેષ છે. આ સઘળું શિક્ષણ આપણી માતૃભાષામાં મળવું જોઇએ. તેથી શીખવામાં સરળતા પડે છે, મગજને બોજો ઓછો પડે છે, અને સમયનો વ્યય થતો બચે છે. હાલમાં પરભાષાથી મળતાં શિક્ષણને લીધે લગભગ અર્ધી ઉંમર તો ભણવા પાછળ જતી રહે છે. પર ભાષા શીખતાં પ્હેલાં સ્વભાષાનું પૂરૂં જ્ઞાન જોઇએ. આપણી ભાષામાં ઉત્તમ ગ્રંથોની ખોટ નથી. જે કંઇ ન્યુનતા હશે તે આપણી સંસ્કૃત ભાષા પૂરી દેશે. તેથી ખરૂં જોતાં બીજી ભાષા તરીકે સંસ્કૃત ભાષા રાખવી એ હિતકારક છે. જે આનંદ સંસ્કૃત સાહિત્યમાંથી મળે છે, તે ત્રિકાલના સાહિત્યમાંથી જડવો મુશ્કેલ છે. આપણી આ બે ભાષાઓમાં મુખ્ય સાર ચારિત્રનો છે. આટલું પોતાનું શિક્ષણ પ્રાપ્ત કર્યાં પછી ગમે તે પરભાષા કન્યાઓ શીખે તો હરકત નથી. પરંતુ આવું શિક્ષણ સરકારી શાળા ન જ આપી શકે. પાડોશીને આપણા ઘરની શી પંચાત પડી હોય ? તે તો આપણા દેશના શ્રીમંતો પોતાના ખર્ચે શાળા સ્થાપી તે કામ કરી શકે છે. તેવાં કંઇક કંઇક વિદ્યાલયો આપણા દેશમાં છે. પણ આખા દેશને-ત્રેંત્રીસ કરોડ વસ્તીને પહોંચી વળવા તેથી અધિકની જરૂર છે. જાલંધર મહાવિદ્યાલય. શ્રીયુત કર્વેનો આશ્રમ, અમદાવાદનું મહિલા વિદ્યાલય, મુંબઇનું સેવાસદન, વગેરેથી પ્રયત્નો થાય છે. હાલમાં દિલ્હીમાં પણ એક વિદ્યાલય ખોલવામાં આવ્યું છે. આ સ્ત્રીઓના શિક્ષણનો ભાર દેશની સુશિક્ષિત બ્હેનોએ પોતાને શિરે લેવો ઘટે છે. આ દિશામાં સૌ. બેન શારદા સુમંત મહેતા સારો પ્રયાસ કરી રહ્યાં છે. સ્વ૦ ગં-સ્વ. જમનાબેન સક્કાઇના નામથી કઇ બેન અજાણી હશે ? તે દયાળુ દેવીએ પોતાની વૃદ્ધાવસ્થામાં પણ સ્ત્રીઓની ઉન્નતિ માટે અથાગ શ્રમ કર્યો છે. પરંતુ દૂર્દૈવે તેના મીઠાં ફળ નીહાળવાં તેઓ લાંબુ આયુષ્ય ભોગવવાં રહ્યાં નહિ. વળી આ દિશામાંજ ખાસ કરીને વિધવાઓને અક્ષર જ્ઞાન મળે અને સુનીતિથી કોઇના પર બોજારૂપ ન થઇ પડતાં, પોતાનો નિર્વાહ ચલાવી શકવા શક્તિમાન થાય એવા સુહેતુથી ગં.સ્વ. નાની બેન ગજ્જર, ગં. સ્વ. સુલોચના બેન, ગં. સ્વ. અનસુયા બેન પોતાથી બનતો અથાગ શ્રમ ખેડી રહ્યાં છે, તે સ્તુત્ય છે.

વિદેશી કેળવણીથી વિભુષિત થએલા અને સુધરેલામાં ખપાતા ઘણા ભાઇઓ માને છે કે આપણી સ્ત્રીઓ પણ પાશ્ચાત્ય દેશોની પેઠે પુરુષોની માફક ટેનીસ અને ફુટબોલ રમે. આવા વિચાર ધરાવવા એ નિરર્થક છે, એટલુંજ નહિ પણ સાથે હાનિકારક છે. તેથી સ્ત્રીઓના સ્વભાવમાં પરિવર્તન થઇ પુરુષો જેવો સ્વભાવ બની જાય છે. સ્ત્રીત્વનું સ્થાન પુરુષત્વ લે છે અને કોમળતાના સ્થાનમાં કઠોરતા પ્રવેશે છે. વાસ્તવિક રીતે એ સમાજને હાનિકારક છે. એક ડૉક્ટરનું માનવું છે, કે તેથી સ્ત્રીઓના શરીરમાં ફેરફાર થઇ જાય છે, અને એ ફેરફાર સ્ત્રીઓ માટે નુકશાનકર્તા છે. ઘરનું કામકાજ સંપૂર્ણ રીતે સ્ત્રીઓ કરે તો તે કસરત કંઇ જેવી તેવી નથી.

હાલમાં અનેક કારણોને લઇને સ્ત્રીઓ પોતાના હકકો સાબીત કરવા મથે છે. તેઓને પુરુષો દાસી સમાન ગણે છે એમ માને છે. પરંતુ જો સમજીને પોતપોતાનું કાર્ય કરવામાં આવે, તો બેઉ જણ એક બીજાના દાસજ છે. સ્ત્રીઓ પોતાના પતિને દેવ સમાન ગણે છે, પતિના સુખ દુઃખમાં ભાગ લે છે. પતિને ખાતર અઘોર જંગલમાં દિવસો ગાળ્યા છે, અને અન્ન વસ્ત્રના અભાવે ઝાડોની છાલ પહેરીને ફળફૂલ ખાઇને પતિ સાથે આનંદમાં વખત વ્યતિત કર્યાના દાખલાઓ આપણા ઇતિહાસ અને પૂરાણોમાં થી અનેક મળી આવે છે. હાલનો પ્રત્યક્ષ દાખલો પરમ પૂજ્ય સૌ. દેવી કસ્તુરબા મોહનદાસ કરમચંદ ગાંધીજીનો લો. તે સાધ્વી સ્ત્રીએ પતિની સાથે પતિના વચનો માટે કેવાં કેવાં સંકટો સહ્યાં છે ને સહે છે. સંડાસ સાફ કરવાનું કામ પણ પતિ સાથે અતિ આનંદથી કર્યું છે. તેમજ પુરુષો મોઢેથી પોતાની સ્ત્રીઓને અર્ધાંગના અને દેવી કહી રહ્યા છે તે જો વર્તનમાં મૂકે, ને સ્ત્રીઓને સમાન ગણે, તેઓને અનુકૂળ વ્યવહાર કરે, તેઓ પણ એક જીવંત પ્રાણી છે, એમ સમજી તેમની સંભાળ રાખે તો તેમનું જીવ્યું ધન્ય છે, અને તેજ સુખી પણ છે, પણ તેથી ઉલટું વર્તન કરનાર પુરુષ પોતે જીવતરમાં કદિ પણ સ્વર્ગ સમું સુખ ભોગવી શકનાર નથી. તે તો નર્કયાતનાજ ભોગવવાના!

વળી કેટલીક શિક્ષિત બેનો સમજે છે, કે પુરુષોનું દાસત્વ સ્વીકારવાથી સ્ત્રીઓનો તિરસ્કાર થવા લાગ્યો છે પરંતુ આ વિચાર ભુલ ભરેલો છે. પતિને પૂજ્ય ગણવા એમાં દાસત્વ જેવું શું છે ? સતી સીતા, સાવિત્રી જેવી દાસીઓ આજે કયાં છે ? તેના જેવી આદરને પાત્ર કઇ સ્ત્રીઓ છે ? પતિને પૂજ્ય ગણવા એ દાસત્વ નથી પણ સ્વાત્માભિમાન અને આત્મગૌરવ છે. કારણ કે પતિવ્રતની કિંમત આખા બ્રહ્માંડના ધનવૈભવ કરતાં હજાર ગણી વિશેષ છે. જેમ જેમ સમાજ બદલાતો ગયો, ને અશિક્ષણ વધવા લાગ્યું તેમ તેમ આ વિચારોમાં પણ ફેર પડતો ગયો, અને તેનું સ્થાન દાસત્વ ગણાવા લાગ્યું. બેઉ એક બીજાથી પોતાને મોટા માનવા લાગ્યા. પુરુષોએ એક પત્નીવ્રત તજ્યું. આથી આપણો હિન્દુ સંસાર દુઃખી થવા લાગ્યો છે. આપણા આર્ય સંસારને આ ભાવના તો સ્પર્શવીજ જોઇએ નહિ.

સ્ત્રીઓ કયાં કાર્યોમાં ભાગ લઇ શકે ? સામાજીક કે રાજકિય કાર્યોમાં ભાગ લે તો તેમાં સુખ છે કે નહિ ? આજ કાલ આર્ય સંસ્કારો નષ્ટ થયા છે. સઘળો સંસાર પુરુષમય બની ગયો છે. આથી કેટલાક પ્રશ્નો એવા છે, કે તેનો ઉકેલ સ્ત્રીઓ સરળતાથી કરી શકે, તેવો પુરુષો ન કરે. માટે સ્ત્રીઓ ધારાસભાની સભાસદ થાય તે ઇચ્છવાજોગ છે. પણ તે કઇ સ્ત્રીઓ ? શું દરેક સ્ત્રીઓનો

તે ધર્મ છે ? કદિ નાહ. એથી તો આપણો સંસાર વધારે અધોગતિએ પહોંચશે !

જે બ્હેનોને પ્રભુએ અખૂટ દોલત આપી હોય, કે કુમારી હોય, અથવા વિધવા હોય, કે વિદુષી હોય અને તેઓને માથે ઘર સંસારનો બોજો ન હોય, તો તેવી સ્ત્રીઓ જો સુશિક્ષિત હોય તો ભલે ધારાસભા ચલાવે. પણ ગમે તેમને એ વિચાર કરવો તે તો મારા નમ્ર મત પ્રમાણે યોગ્ય નથી. સ્ત્રી અને પુરુષનું કાર્યક્ષેત્રજ જુદું છે. સ્ત્રી એ તો ગૃહની રાણી છે. પુરુષ કમાઇ જાણે છે. ગૃહ ચલાવવાની જંજાળ ઉઠાવી શકે નહિ. પુરુષની ગેરહાજરીમાં કે દૈવયોગ હંમેશની ગેરહાજરીમાં —મરણથી—ગૃહસંસાર ચલાવવા ઉપરાંત નાનાં બાળકોને સ્ત્રીઓજ ઉછેરીને મોટાં કરી શકે. પુરુષો શરીરબળમાં કે જ્ઞાનબળમાં ગમે તેટલા કેળવાયા હોય, આખું ગામનું તંત્ર ચલાવી શકતા હોય, તોપણ સ્ત્રીની ગેરહાજરીમાં ઉપલું કાર્ય કરવાને લગારે લાયકાત ધરાવતા હોય, એવું આજ સુધી તો જોવા કે જાણ્યામાં આવ્યું નથી. આમ સ્ત્રીઓનું કર્તવ્ય પુરુષોથી તદ્દન જુદુંજ પણ અતિશય ગૌરવપૂર્ણ છે. શરીરબળમાં પુરુષો સ્ત્રીઓથી અધિક બળવાન છે. તેથી કંઇ સ્ત્રીઓને ઓછું લાવવાને કારણ નથી. એ તો કુદરતી શરીરનો બાંધોજ એવો છે, અને બીજાં અનેક સંસારી કારણો પણ છે. આપણે પશુપક્ષીઓ તરફ નજર કરીશું તો જણાશે કે માદાનું બળ નર કરતાં કંઇક કમી હોય છે. તેની સાથે એ પણ જોવામાં આવે છે, કે સિંહ અને સર્પ કરતાં સિંહણ અને સર્પિણી—સાપણ—ક્રોધમાં વધે છે. દુનીઆની ઘટમાળજ એવી છે, ત્યાં પુરુષોની બરોબરી કરે કેમ ચાલે ? ગૃહ ઉપરજ જીવતરનો આધાર છે, અને જિંદગીનું સાફલ્ય છે. તેજ ગૃહનું વિશાળ કામ બાજુ પર મૂકી પુરુષો જેવા હક્ક માગવા ધારાસભામાં જવું, તથા ગૃહનો કારભાર નોકર ચાકર પાસે કરાવવો એ વ્યાજબી છે ? ભાડુતી રસોઇયો પારકા કુટુંબનું શી રીતે આયુષ્ય વધારી શકે ? જે જનનિ પોતાના પ્રાણ સમાં બાળકોને ન સંભાળે, તેને ભાડુતી આયા, ધાઢણો (ધાવ) કેવાંક કેળવે ? દાસદાસી પાસેથી ખાનદાની કદિ પણ મેળવી શકાતી નથી. ગુલામો પાસેથી તો ગુલામીજ વારસામાં મળે. પોતાના બચ્ચાંને તરછોડી આપણા બાળકોને ઉછેરે, તેમાં શૌર્ય કે શૂરવીરપણું ક્યાંથી આવે ? પોતાના કુટુંબનું ગૌરવ તો માતાજ આપી શકે. ધાવણ પર જેવો તેવો આધાર નથી. દૂધ લજાવવું એતો આપણા આર્યાવર્તમાં એક મોટામાં મોટું કલંક કહેવાય છે ! પણ દીલગીરી સાથે કહેવું પડે છે કે પાશ્ચાત્ય વાતાવરણે તેના પર પણ પ્રહાર કર્યો છે !

આર્યાવર્તમાં એક સમય એવો હતો, કે પત્ની પતિની સાંઝે રાહ જોતી, તેના સુખ અને આનંદને માટે અહરનિશ કાળજી રાખતી, તેના ખાનપાનની તૈયારી જાતે કરતી, અને આખા દિવસનો શ્રમ ઉતારતી. આજે એ દશા ઘણેભાગે ફરી ગઇ છે. બેઉ જણ પોતપોતાના હક્કો સંભાળે છે! બેઉની દિશા જુદી થઇ ગઇ છે. બેઉ પોતપોતાના કાર્યને માટે બહાર જાય છે. સાંજના બેઉ શ્રમિત થઇને આવે છે. બેઉના મગજ ગરમ હોય છે. ત્યાં કોણ કોની સેવા સુશ્રુષા કરે ? રાત્રિના સમયે પણ શાંતિ અનુભવાતી નથી. પુરુષ થાક્યો પાક્યો ઉંઘી જાય છે, અને સ્ત્રી એમની સભામાં પાસ કરાવવાના ઠરાવનો ખરડો તૈયાર કરે છે. આથી ગૃહસ્થાશ્રમ જેવો ચાલવો જોઇએ તેવો ચાલતો નથી.

પ્રાચીનકાળમાં એવાં કાર્ય કરનાર સ્ત્રીઓ નહોતી એમ નહોતું. ગાંધારી રાજનીતિનો બોધ રાજસભા વચ્ચે આવીને આપતાં હતાં,

પણ તે હંમેશને માટે નહિ. ગાર્ગી પુરૂષો સાથે હંમેશાં વાદવિવાદ કરતી, પણ તેની સ્થિતિ કઈ હતી ? જિંદગી પર્યંત કુમારી હતા, તેથી સંસારનું કશું એ બંધન તેને નહોતું. વળી એના જેવી પંડિતા અને સુચારિત્રવાન બીજી સ્ત્રીજ નહોતી. એવી સ્ત્રીઓ આજે પણ દેશમાં તેવાં કાર્યો કરી શકે છે. દેવી સરોજિની નામડુનાં કાર્ય જગમશહૂર છે.

જે જે મહાપુરૂષોની માતાઓ હતી, તે કંઇ મોટી મોટી સભા ગજવનાર નહોતી. તે તો પોતાનું ગૃહ સંભાળી, પોતાના બાળબચ્ચાંને ઉત્તમ કેળવણી, સારા સંસ્કાર અને કુલાભિમાનનું શિક્ષણ આપી ઉછેરતી હતી.

અંતમાં સર્વ શક્તિમાન પ્રભુ પ્રત્યે એજ પ્રાર્થના છે, કે ભારત વાસીઓ પોતપોતાનું કર્તવ્ય સમજે અને આદર્શ જીવન ગાળે એવી સદ્બુદ્ધિ આપે. શ્રી કૃષ્ણે કહ્યું છે કેઃ

यदायदाहिधर्मस्य ग्लानिर्भवतिभारत।
अभ्युत्थानमधर्मस्य तदात्मानंसृजाम्यहम्॥
परित्राणायसाधुनांविनाशायचदुष्कृताम्।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे॥

*( ભગવદ્ગીતા અ૦ ૪ શ્લોક ૭-૮. )

એ સત્ય કરો એજ અભિલાષા છે. અસ્તુ.

---

# સૌરાષ્ટ્રની ગરબીઓ.

[ ૩ ]

## વ્રજગોપી.

સંપાદક—શ્રીયુત " અરજીત. "



હાંરે બાઇઓ વ્રજમાં વાતો એવી થાય છે,
હાંરે કહે છે કૃષ્ણ મથુરામાં જાય છે રે. હાંરે—

હાંરે રથ બેસીને અક્રૂર આવીયા,
હાંરે વ્હાલો શા રે સમાચાર લાવીયારે. હાંરે—

હાંરે સખિ અમ્હે તો હરિને નથી ડુભાવ્યા,
હાંરે વ્હાલો આવડા નમેરા શેણે થયા રે. હાંરે—

હાંરે સખિ આવો તો અંતર દેખાડીયે,
હાંરે હાથ જોડી જોડી હરિને રાખીએરે. હાંરે—

હાંરે વ્રજનારી તે સર્વે ટોળે મળી,
હાંરે દાસ દેહલના રથાગીને વીંટી વળી રે. હાંરે—



# સ્વાગતનું ગીત.

લેખકઃ શ્રીયુત "પ્રવાસી"

(ઝમ્મા,.વીરાને લાડ વારલે રે લોલ–એ ઢાળ)

આંગણે અતિથિ આજ ઉતર્યાં રે લોલ,
મ્હોંઘા મૂલા છે મ્હેમાન જો.
આંગણે અતિથિ આજ ઉતર્યાં રે લોલ.
માત ને પિતા છે દેવ આપણા રે લોલ,
દેવ તો બીજા છે મ્હેમાન જો. આંગણે

આંગણાં અતિથિ આવ્યે ઓપતાં રે લોલ
ઉગ્યો શું ઉર આજ ભાણજો. આંગણે.

આવો, પધારો મ્હારે આંગણે રે લોલ,
આસન મન-મંદિરે તૈયાર જો આંગણે

ન્હાવાને સારૂ અશ્રુ બિન્દુઓ રે લોલ,
પીરસું પકવાન પ્રીતિ પ્રેમ જો. આંગણે.
ઉછળે હૈયામાં પૂર હેતનું રે લોલ,
વ્હેતી ત્યાં આજ રસરેલ જો. આંગણે.

હૈયાના તાર આજ હીંચતા રે લોલ,
નૃત્ય કરે ત્યાં મન-મોર જો. આંગણે.




ચિત્રકારઃ શ્રીયુત નાનાલાલ રમાશંકર શુકલ.

"વહુ ! ઓ વહુ ! ક્યાં સુધી સુઇ રહેવું છે ? પહોર પહોર દિવસ ચડી જાય ત્યાં સુધી શેઠાણીને સુઇ રહેવું ! ઘરનું કામ કરતાં તો ઘા વાગે છે. ચાલ, વેલી થા."

સાસુનો ઘાંટો ફાટી જતો હતો. હજુ તો પાંચજ વાગ્યા હતા. સાસુજીને તો હજુ પથારી છોડવી ગમતી ન હતી; પરન્તુ દિકરાની વહુ તો એક ગુલામડીજ કની ? એનાથી પાચ પાંચ વાગ્યા સુધી કેમ સુઇ રહેવાય ?

રૂક્ષ્મણીનું માથું આજે સખ્ત દુઃખતું હતું અને તાવને લીધે અવયવોમાં પીડા થઇ રહી હતી તેથી ઉઠવામાં મોડું થયું હતું. પરન્તુ તેટલી વારમાં તો તેણે સાસુજીના શ્રી મુખથી નિકળતાં અનેક વચનામૃતો સાંભળ્યા.

આશાભર્યાં વદને તે પતિદેવ સામું જોઇ રહી. તેને એમ હતું કે પાન પોતાની વ્હાર કરશે, પરન્તુ ત્યાં તો પતિદેવ ગર્જી ઉઠયાઃ " સાંભળતી નથી ? મારી બા ક્યારની બોલાવે છે છતાં પડી પડી ઘોરી રહી છે ! જા, ઉઠ, મારી સામું શું જોયા કરે છે. બહુજ ઠઠ્ઠર બની ગઇ છે."

રૂક્ષ્મણી તો હેબતાઇજ ગઇ. પરન્તુ આજે તો તેણે પોતાના પતિને પોતાની સ્થિતિથી વાકેફ કરવાનો નિશ્ચય કર્યો. " તમને ખબર છે કે હું કેટલા વખતથી તાવે પીડાઉ છું ? તો પણ મેં તમને કે ઘરના કોઇને મોઢે તે વિષે ચુંકારો યે કર્યો નથી. આજે મારૂં માથું સખત દુઃખે છે અને શરીર કળતરે તૂટી પડે છે તેથી મોડું થયું છે. નહીંતર કયે દિવસે તમારે મને કાંઇ કહેવું પડયું છે ? "

" હા, હા, એ બધુંય હું જાણું છું. જ્યારે કામ કરવાની દાનત ન હોય ત્યારે તો કંઇ કંઇ બાનાં સૂજે. હમણા હમણામાં તારી બહુ ફરીઆદો આવે છે. ઘરમાં ગૌતમ માંદો પડયો છે, પણ દરકારે નથી. આખો દિવસ મોજશોખ ને શેઠાઇમાંજ ફર્યાં કરે છે. આખો દિવસ પુસ્તકો વાંચ વાંચ કરવાં અને એક ઠેકાણે બેસી રહેવું તે અમારા ઘરમાં નહી પાલવે. "

" મહેરબાની કરીને ગૌતમભાઇને આ વિષે પૂછી જોશો ? હુંજ હમેશાં તેમની સભાળ રાખું છું અને તેમના વિનોદ માટેજ પુસ્તકો વાંચું છું, છતાંયે તમે આમ બોલો છો ? પરન્તુ મારા નશીબજ ઉંધાં છે. આટલું આટલું કર્યાં છતાં પણ હંમેશા મેંણાટુંણા ખાવાનો વખત આવે છે. "

બીચારી સ્ત્રીથી કેટલું સહન થઇ શકે ? તેનાથી રડી જવાયું. પોતાનો પોષણકર્તા પતિ પણ જ્યારે તેનાથી વિરૂદ્ધ હતો, ત્યારે હવે તેને કોનો આશરો ? દયામણી દશામાં હિબ્કા ભરી ભરી રડતી સ્ત્રીને જોઇને પણ પતિનું હૃદય પીગળ્યું નહીં. વિદ્વાન છતાં પણ માતાની

ખોટી ભંભેરણીને લીધે તથા અભણ અને અસંસ્કારી વાતાવરણમાં ઉછરવાને લીધે તેની સર્વ વૃત્તિઓ બધીર બની ગઇ હતી. આશ્વાસન આપવાની વાત તો દૂર રહી પણ તેમણે તો દાઝ્યા પર ડામ દેવા જેવું કર્યું. રડતી અબળાને હાથ પકડી તેમણે ઉભી કરી અને પછી ક્રોધપૂર્ણ સ્વરે બોલી ઉઠયાઃ "એ સ્ત્રીચરિત્ર મારી પાસે નહીં કામ લાગે. જ્યારે હોય ત્યારે રડવાનુંજ સૂઝે છે. પણ હવે હું તને સારી રીતે સમજી ગયો છું. જ્યારે ત્યારે મારી બા સાથે કજીયો કરે છે અને ઘરમાં યે બધા વચ્ચે કલેશ ઉત્પન્ન કરે છે ! મારા કયાંથી ભોગ લાગ્યા કે આ ભૂત વળગ્યું."

"નાથ ! નાથ ! આમ છેક નિર્દય ન થાઓ. જરાક તો ઇશ્વરનો ડર રાખો. તમારી બાએ મને અને મારા માતાપિતાને ન છાજતી હજારો ગાળો દીધી હશે, મને ન સાંભળી શકાય તેવાં અનેક વચનો સંભળાવ્યાં હશે, પરન્તુ મેં તેમની સામે એક શબ્દ પણ કોઇ દિવસ ઉચ્ચાર્યો નથી. તેમને મેં કયાંઇ પણ વગોવ્યાં નથી. મારે તો તે પૂજ્યજ છે અને પૂજ્યજ રહેવાનાં. તેમ છતાં જો મને કલેશનું કારણ માનતા હો તો શા માટે મને ઝેર નથી આપતા કે મારોયે આ દુઃખમાંથી છૂટકો થાય અને તમને યે નિરાંત વળે. મારા પર તમે ગમે તે કરો. મને મારો, કુટો, ગાળો ભાંડો, પણ મારાથી શું થઇ શકે તેમ હતું ? બહુ બહુ તો આંખ માંથી બે આંસુ પાડું. પણ તે યે હવેથી બંધ કરવાં પડશે, કારણ કે હું જે જે કરું છું તે સર્વ ઢોંગજ ગણાય છે. તો હવે વધારે વખત ઢોંગ કરી શા માટે તમને ઠગવા ? હશે જેવી ઇશ્વરની મરજી."

"વાહ, શી મોટી વિદ્વતા ભરેલી વાતો કરી રહી છે, જાણે કે ઉપદેશ દેવા ન નીકળી હોય ! પરંતુ એ સર્વ નકામું છે. જા નીચે, મારી બા કયારની બુમો મારી રહી છે, તો યે હજુ દરકારજ કરતી નથી. મોટા મોટા બોધ દેવાવાળી નહીં ભાળી હોય તો. જા નીચે."

એક દીર્ઘ નિશ્વાસ નાખી રૂક્ષ્મણી નીચે ગઇ, ત્યાં તો સાસુજી વકરાયલી વાઘણની જેમ પથારીમાં બેઠાં હતાં. "કેમ ? હજુ તો આંખો ચોળતી ચોળતી માંદાની જેમ ચાલે છે. શું કાંઇ ખાતી નથી. ચાલ મારે માટે દાત્તણ તથા પાણીનો લોટો લાવ. જો પેલો રડે છે તેને હિંચકો નાખ. આ જો ગોવાળ હમણાં દોવા આવશે, ભેંસને પાણી પા. પહોર પહોર પડયા રહેવું અને પછી કહીએ છીએ ત્યારે મોઢું ચડે છે."

રૂક્ષ્મણી આ એક સામટા હલ્લાથી ગભરાઇ ગઇ, પણ મનને ઠેકાણે રાખી તેણે સાસુજીનું ફરમાન અદા કરવા માંડયું. સવારમાં સાસુજીની વાગ્ધારા ઝીલવી. એ તેનું નિત્યનું કર્તવ્ય હતું એટલે તે તરફ લક્ષ્ય ન આપતાં તે લથડીઆ ખાતા માંદે શરીરે ઘરકામમાં પ્રવૃત થઇ. અને સાસુજી પલોઠો વાળી અનેક હુકમો વરસાવતા દાતણ કરવા ઓટલે જઇ બેઠા.

[ ૨ ]

રૂક્ષ્મણીને પરણ્યાને એક વરસ થયું હતું, પરન્તુ એક વરસમાં તો તેણે યુગનો અનુભવ લઇ લીધો. સાધારણતઃ આપણા સંસારમાં એવો રિવાજ હોય છે કે વહુ ઘરમાં આવે એટલે સાસુ પાટ બેસે અને ઘરનું સર્વ કામ દુનિઆનો અધકચરો અનુભવ મેળવેલી કાચી વયની નવીસવી વહુ કરે. અલબત્ત આથી વહુના હકકમાં તો ફાયદોજ થાય. પરન્તુ જો એક સામટોજ બોજો માથે આવી પડે તો એ બિચારી કચડાઇ જ જાય. એજ પ્રમાણે રૂક્ષ્મણીનું બન્યું. અશકત શરીર ગૃહકાર્યની અનભિ-

ગતા અને આવી પડેલો અસહ્ય બોજો ધીરે ધીરે રૂક્મણીનું શરીર ઘસાતું ચાલ્યું અને તેમાં જીર્ણજ્વરે ઘર કર્યું.

સાસરવાસમાં રૂક્મણીને ચોતરફથી દબાણજ હતું. સાસુ તરફથી તો સ્વાભાવીક જ દબાણ હોય, પરન્તુ પતિ તરફનું દબાણ એ કલ્પના આજના જમાનામાં વિચિત્ર જેવી લાગે છે. પરન્તુ અહીં તો પતિ માવડીયા હતા અને તેથી જનનીને સ્વર્ગાદપિ ગરીયસિ સમજી માતાના સાચા યા ખોટા સર્વ કલહ તેઓ પોતાના હાથમાં લઇ પત્નીને માથે દુઃખનો વરસાદ વરસાવતા. રૂક્મણી પરણીને આવી ત્યારે તેના હૃદયમાં કંઇ અનેરા ભાવની ભરતીઓ રેલે ચડી રહી હતી. તેના નાનકડા હૃદયમાં કલ્પનાના અનેક તરંગો ઉપની રહ્યા હતા પતિ પાસથી તેણે કંઇ કંઇ રસામૃત મેળવવાની આશા બાંધી હતી. વિદ્વાન પતિના સંસર્ગમાં આવીને તેણે અનેકાનેક મિષ્ટ ઉપદેશો સાંભળવાના કોડ બાંધ્યા હતા, પરન્તુ તેના સર્વ મનોરથો પર પ્રલયનું એક મોજું ફરી વળ્યું. તેના પતિની વિદ્યાનો પ્રભાવ ઓરજ હતો. તેમનામાં દિન પ્રતિદિન જુની રૂઢીઓ દૃઢ થતી જતી હતી. તેમને દુનિઆમાં થતા સર્વ ફેરફારો અર્થ વિનાના અને મૂર્ખ જણાતા. મોટા મોટા મનુ ભગવાનના કાયદાઓ ટાંકી તેઓ અત્યારની રૂઢીને વખોડી કહાડતા, પણ સાથે સાથે એજ પ્રભુનું યંત્ર નાર્યસ્તુ પૂજ્યન્તે વાળું સૂત્ર ભૂલી ગયા હોય એમ દીસતું હતું અને તેથી રૂક્મણીને સંસ્કૃત પતિ પાસેથી અસંસ્કૃત, અસંબદ્ધ, અવિવેકી વાક્યો સાંભળવા પડતા હતા.

પરન્તુ રૂક્મણી આ સર્વ માટે પોતાના કર્મનોજ વાંક કહાડતી. વિદ્યા તો સુપાત્રનેજ શોભે. જેમણે વિદ્યા સંપાદન કરી હોય તે સુપાત્રજ હોય એવી તેની નિર્દોષ ભાવના હતી અને તેથી પતિનો વાંક પોતે લેશ પણ ગણતી નહીં. પોતે ગતજન્મમાં કરેલા પાપનો બદલો તેને મળે છે એમજ તે માનતી અને તેની આ સુબુદ્ધિને લીધેજ વિધાતાને વઢવાનો વારો આવ્યો ન હતો.

એટલે એક જોતાં તો રૂક્મણીનું જીવતર ખારૂં થઇ ગયું હતું. પરન્તુ તેમાં એક મીઠી વીરડી ગૌતમનીજ હતી. પણ તે બિચારો માંદો પડયો હતો અને માંદગીમાંથી બચશે કે કેમ તે અસંભવીત હતું. પથારીમાં પડયો પડયો માતાના શબ્દો અને સાથે સાથે ભાઇની ઉશ્કેરણી તે સાંભળતો અને મનમાં ને મનમાં બળી મરતો. પોતાની પાસે બેસાડીને રૂક્મણીને તે શાન્તિના વચનો કહેતો અને મૃદુ મૃદુ વચને તેનુ દાઝેલું ઉર રંજવવા યત્ન કરતો. પરન્તુ રૂક્મણીએ તેનેય પોતાની ખરેખરી સ્થિતિ નહોતી જણાવી. તેને બીક હતી કે કદાચ પોતાની ભેર તાણી દિયરજી માતાની સાથે કંઇક તકરાર કરી બેસે અને તેથી કરીને પોતાને વધારે સહન કરવાનો વખત આવે. તે બિચારો ભાભીની દયા ખાતો અને ઘણી વખત બોલી જતો. "ભાભી, શું કરૂં! મારા હાથ પગ અત્યારે તો ભગવાને નરમ કર્યા છે, નહીંતર આ અન્યાય હું સાખી રહું! શું તેઓની મોટાઇ! માંદી માંદી વહુ ઘરમાં કામ કર્યા કરે અને પોતે પલોંઠા વાળી ગામની કુથલી કરતી બેસી રહે! આવું તે કંઇ આંખે જોયું જાય? હશે ભાભી, તમારી જેવી શાન્ત સ્ત્રીથીજ આ બધું મોટું મન રાખી સહન કરાય છે. તમારા બદલે જો કોઇ બીજી સ્ત્રી હોત, તો બધાને ખબર પડત. આવી ઘરને દીપાવે તેવી વહુ મળી છે, પણ તેની કોઇને દરકાર છે? તેને તો કોઇ ગામડાનું બોથું મળે ત્યારેજ પાંસરા થાય. ભાભી, તમે કાંઇ મનમાં ઓછું લાવશો મા. જયાં સુધી હું છું,

ત્યાં સુધી ભલેને એ લોકો ગમે તેમ બબડયા કરે, પણ કશું કરી શકે તેમ નથી. "

" ભાઇ તમારે લીધે તો હું આ અવનિ પર જીવું છું. તમારા શિવાય મારૂં દુઃખ સાંભળનાર બીજું કોણ છે? પ્રભુ તમને જલ્દી આરામ કરે એજ હું ઇચ્છું છું. પણ ભાઇ, તમારી પાસે હું વધારે વખત બેસી રહું છું, તેથી બા ચીડાય છે તો હવે મને થોડો થોડો વખત રજા આપો તો સારૂં."

" એ લોકો તો હું મરી ગયેજ રાજી છે. આટલો માંદો મરૂં છું, પણ કોઇ ખબર કાઢવાયે આવે છે. જુઓ તો ખરા તેમનો દિકરા પ્રત્યેનો પ્રેમ! ઉલટું મારી ચાકરી કરનારને યે લઇ જવા માગે છે. તમે તમારે મારી પાસેજ રહેજો. તમારી સાથે વાત કરવાથી મને કંઇક શાન્તિ થાય છે. હું આજેજ બાને કહી દઇશ કે રૂક્મણી મારી પાસેજ રહેશે. તમેતમારે ઘરનું કામ ઉકેલજો."

" ના, ના, ગૌતમભાઇ! જો જો એવું કંઇ કરતા! તેથી તો મને વધારે દુઃખ થશે. થોડો વખત હું તમારી પાસે બેસીશ, વળી ધીરે ધીરે ઘરકામે કરીશ. બધુંયે થશે, પરન્તુ ભઇસાબ બાને કહેશો માં "

" ઠીક ત્યારે. પણ તમે હર ઘડી મારી પાસે આવતા રહેજો હો. તમારા વિના મને ચેન નહીં પડે. "

આ પ્રમાણે દિયરજી તરફથી આશ્વાસન મળતું અને દુઃખના દરિઆ વચ્ચે પડેલી બાળા ધીમે ધીમે તેમાં ડુબકાં ખાતી કાળ વીતાવતી.

[ ૩ ]

ગૌતમને આજે સખ્ત વધારો હતો. તેના શરીરના અવયવો શિથિલ થવા લાગ્યા હતા અને ધીમે ધીમે શરદીએ તેના શરીરમાં પ્રસાર કરવા માંડયો હતો. ભાભી અત્યાર સુધી આવ્યા નહીં તેથી ગૌતમના મનમાં ચિત્રવિચિત્ર કલ્પનાઓ થતી હતી અને અંતે હિંમત ન રહેવાથી તેણે ભાંગ્યા તૂટયા શબ્દોમાં " ભા...ભી " એમ બૂમ મારી. રૂક્મણીએ તે સાંભળી અને ઘરના કામ પડતાં મૂકી સાસુની ગાળો ના ગણકારતાં તે એકદમ ગૌતમ પાસે દોડી ગઇ. દિયરના શરીર પર નજર પડતાંજ તેને ભયંકર ફેર માલુમ પડયો. તેને નક્કી થઇ ગયું કે દિયરજી હવે તો દુનિઆમાં થોડાજ વખતના મહેમાન હતા. તેણે ગૌતમના શરીર પર વ્હાલભર્યો હસ્ત ફેરવ્યો, પરન્તુ પોતાના શરીરમાં સખ્ત તાવ હોવાને લીધે તે કશું કળી શકી નહીં. પરન્તુ ગૌતમને તેની અસર થઇ. તે બોલી ઉઠ્યો. " ભાભી! તમારા શરીરમાં તો તાવ ભર્યો છે. તમે શા માટે આરામ નથી લેતા? "

" ભાઇ, એ તો શરીર છે. સાજુંયે રહે અને માંદુ યે થાય. તેમાં ઘડીયે ઘડીયે આરામ શું લેવો? હમણાં ઉતરી જશે. પણ ભાઇ, તમારે શરીરે આજ કેમ છે? મને તો બહુ બીક લાગે છે. "

" ભાભી, મને તો જેમનું તેમ છે, પણ હું ખાતરીથી કહું છું કે તમે તમારૂં દર્દ છૂપાવો છો અને બાની બીકને લીધે કામ કર્યે જાવ છો. મારા સમ સાચું ન બોલો તો. "

"એ તો તમને ખબર છે ને કે મારા શરીરનો બાંધો નબળો છે, તેથી કોઇક દિવસ તાવ આવી જાય છે. પરન્તુ તેમાં ઘરકામ શા માટે ન કરવું? તેથી તો શરીર મજબુત બને. "

ગૌતમે એ માન્યું નહીં. તેને એમ ચોક્કસ થઇ ગયું કે રૂક્મણી પોતાનું દર્દ છૂપાવે છે. તેણે તરતજ પોતાની બાને બોલાવી અને રૂક્મણીના દોડયા જવાથી ક્રોધે ભરાયલા માજી ફુંફાડા મારતા આવ્યા. " શું છે?

આંદા માંદોયે ઘરમાં સૌને હેરાન કરે છે. તારે તો પથારીમાં પડયા રહેવું, પણ બીજાને કામ હોય તેની ખબર છે ?"

"બા, એમાં આટલી બધી રાડો શાની નાખો છે ? તને હું ન ગમતો હોઉં તો હવે મારો અંતકાળ નજીક આવે છે, એટલે તારો છૂટકારો થશે. પણ હું કહું છું કે રૂક્ષ્મણીના શરીરમાં આટલો તાવ ભર્યો છે છતાં તેની પાસે કામ કરાવ્યા કરે છે તે કંઇ વિચાર નથી થતો ?"

લેવાઇ ગઇ છે તે ? તારી દિકરી માંદી પડે તો તું શું કરે ? જરીક તો દયા લાવ. એ એના માબાપને છોડી અહીં આવી અને તું આમ એની માવજત કરે, તે કેવું ખરાબ કહેવાય ?"

"વહુ સાસરે આવી તેમાં શું મોટો પાડ કરી નાખ્યો ? જ્યારે કામ ન કરવું હોય ત્યારે તો તાવે આવે ને બધુંયે થાય. મારી કયાં ના છે. ભલે સુઇ રહે."

"બા, આ તારી મોટી ભૂલ થાય છે



રૂક્ષ્મણીના હોડયા જવાથી ક્રોધે ભરાયલા માજી ફુંફાડા મારતા આવ્યા.

"વિચાર શેનો ? ઘરમાં વહુ કામ ન કરે તો કોણ મારો બાપ કરવા આવવાનો હતો ? ચુલા પાસે બેસવાથી શરીરમાં ધગશ લાગે એટલે શું તાવ આવી ગયો ? એ તો મને ખબરજ છે કે અહીં આવીને છાની છાની તને ભંભેરતી હશે. દિકરા તું તારે પડયો રે'ને. નકામો માથાફોડ કરી તારા શરીરને વધારે બગાડે છે શું કામ ?"

"ના, ના. પણ બા, એના શરીરમાં સખ્ત તાવ છે. જોતી નથી બિચારી કેટલી

હો ! કોઇને માંદા પડવાની હોંશ ન થાય, સમજી. આવી લક્ષ્મી જેવી વહુને તું મહેનત મજુરી કરાવી મારી નાખવા માગે છે તે અન્યાય થાય છે. કયા પુણ્યે કરી આ રત્ન લાધ્યું છે, તે તને સાચવતા નથી આવડતું. પછી પાછળથી પસ્તાવાનો વખત આવશે ત્યારે બહુ વસમું લાગશે. પછી તો જેવી તારી મરજી. હું તો મરવા પડયો છું એટલે મારાથી કંઇ થઇ શકે તેમ નથી, પરન્તુ ઇશ્વરનો ડર રાખીને કામ કરશો તો સુખી થશો."

તેનો અવાજ નિષ્ફળ જતો હતો, તેની શક્તિ ક્ષીણ થતી હતી. ધીમે ધીમે તેના મુખ પર અજાયબ ફેરફાર થઇ રહ્યા હતા. રૂક્ષ્મણી ગભરાઇ, "સાસુજી ! સાસુજી ! ગૌતમભાઇ ચાલ્યા, અરે કોઇ દોડો ! દોડો ! " એમ બોલતી તે ગભરાયલે ચહેરે ચોમેર જોવા લાગી. ઘરના બધા ભેગા થઇ ગયા. ગૌતમ ધીમે ધીમે પ્રભુપ્રતિ જવા તૈઆરી કરતો હતો. ક્ષણભર તે ભાભીની સામું દયાભીની આંખે જોઇ રહ્યો. તેના ઓષ્ટ કંઇક કહેવા ફરકી રહ્યા હતા.મહા પ્રયાસને અંતે થોડાક શબ્દો તે બોલી શકયો, "ભાભી... ત...ત...મે...પ...પ...પી...એ...ર...જ... જો, આ, લ...લો...કો...ન...મ...ને... સ...સુ...ખ...ખે...બ,..ખે...... " જીભ બંધ થઇ ગઇ. ગૌતમનો પરોપકારી આત્મા ભાભીનું કલ્યાણ ચાહતો પ્રભુના દરબારમાં અન્યાયનો ન્યાય મેળવવા પ્રયાણ કરી ગયો. રૂક્ષ્મણીને રાક્ષસોના પંજામાં અસહાય મૂકી ગૌતમ આ ફાની દુનિઆને ત્યાગી ગયો. સર્વ કકળી ઉઠયા. રૂક્ષ્મણી ધરણી પર ઢળી પડી. બે દિવસ પછી શુદ્ધીમાં આવી ત્યારે તે એક નિર્જન ઓરડામાં એકલી પડી હતી.

[ ૪ ]

જોયું ને નાનો ગૌતમને મરી ગયે હજુ તો મહીનોયે નથી થયો, ત્યાં તો બાઇ સાહેબ પિયેર જવા તૈયાર થયા છે. કહે છે કે શરીર સાજુ રહેતું નથી એટલે હવા ફેર કરવા જવું છે. શું માણસને તાવ આવતોજ નહીં હોય ? મનમાં તો એમજ છે કે અહીંથી જાઉં એટલે બે ચાર મહિનાની નિરાંત. "

"બા, એ તો કહેતી હતી કે મેં કાગળ નથી લખ્યો. એ લોકોજ એમની મેળે તેડવા આવ્યા છે. અને મને તો કહે છે કે તમે કહો તો જાઉં નહીંતર મારે જવાની જરૂર નથી. શરીર તો અહીં રહે રહે યે સારૂં થઇ જશે."

"એ તો બધું તને જણાવવાનું. હું તો તેના બધાયે ઢંગ જાણું છું. એણે કાગળ નહોતો લખ્યો તો શું વગર તેડાવ્યા આવ્યા? બડી ખંધી છે, કહે છે કાંઇ ને કરે છે કાંઇ. "

"પણ હવે આપણે તેમને જવાબ શો વાળશું ? મોકલશું કે કેમ ? "

"ચાહીને તેડવા આવ્યા છે તે મોકલ્યા વગર છૂટકો છે ? નહીંતર આહીં કેટલું બધું, કામ છે તેની તને ખબર છે ? હું તો આ બાયડીથી કંટાળી છું. આખો દિવસ છૂટમાં ફરવા દો, સુઇ રહેવા દો તો સારૂં, નહીંતર મોઢું ચડયું ને ચડયુંજ રહેવાનું. ગૌતમ હતો ત્યાં સુધી તો તેની પાસેજ બેસી રહેતી, કંઇક ઉંધુ ચતું સમજાવતી અને એકલાં કોણ જાણે શું યે કરતાં ? જુવાન વહુને આમ છૂટ લેવી એ શું ઠીક કહેવાય ? પણ ગૃહસ્થના ઘરની ખરીને એટલે એમાં સારાવાટ કયાંથી હોય ? જેની તેની સાથે બરોબર બોલ્યા કરવું અને લટકાં મટકાં કરવાં એ શું વહુને લાયક વાત છે ? પણ મૂળથીજ એવી હશે તેમાં આપણો શો વાંક ? ઠીક છે જવા દો. આપણને નીરાંત થશે. "

વિદ્વાન દિકરો માતાની વાત સાંભળી રહ્યો. પોતાની સ્ત્રી પર મુકાએલા આરોપ નતો તે સિદ્ધ કરી શકયો કે નતો તેનું ખંડન કરી શકયો. નીચી મુંડી ધરી મુંગો મુંગો તે બહાર ચાલ્યો ગયો.

× × ×

રૂક્ષ્મણીએ પતિપાસે પિયેર જવાની રજા માગી. પતિદેવે જણાવ્યું કે "મારી બાને ખબર. તે કહેતી જા. " શી પતિની સત્તા !

× × ×

સાસુજી પુજામાં હતા. રૂક્ષ્મણી પાસે બેસી ફુલના હાર ગુંથતી હતી. ધીમે રહી તેણે પૂછ્યું. " તમે કહો તો હમણાં થોડા

વખત મારે પિયેર જઇ આવું. આંહીનું પાણી માફક નથી આવતું, એટલે હવાફેરથી સારૂં થઇ જશે."

સાસુજી કટાણું મોઢું કરી મહા મહેનતે બોલ્યાઃ "મારી કયાં ના છે ?"

આવો લુખ્ખો જવાબ મળ્યો, પણ રૂક્મણીને ગયા વિના છૂટકો ન હતો. જો ન જાય તો તેને ક્ષય લાગુ પડી જાય એવી ધાસ્તી હતી. એટલે તેણે સર્વ તૈયારી કરી લીધી. જતી વખતે સાસુજીને પગે લાગી આ જંજાળમાંથી નિવૃત્ત થઇ પોતાના માણસ સાથે પોતાની વ્હાલસોઇ માતાને મળવા રૂક્મણી રવાના થઇ.

ગયા પછી સાસુજી બોલ્યા, "જોયું નાતુ, રજા પણ ન માગી. ગૃહસ્થની દિકરી ખરીને ?"

[ ૫ ]

પિયેર આવ્યા પછી રૂક્મણીની તબીયત વધારે લથડી. તેમાંથી ઉગરવાની તેણે સર્વ આશાઓ ત્યજી દીધી. તેને જીવન પર સંપૂર્ણ કંટાળો આવ્યો હતો. તેના મૃત્યુથી પતિને સુખ મળે તેમ હતું, તેના મૃત્યુથી સાસરાના ઘરનો કંકાસ ઓછો થાય તેમ હતો, તેના મરણથી સાસુજીની મનોવાંછના પુરી થાય તેમ હતું. રૂક્મણીને હવે મરવાની બીક નહતી.

પરન્તુ પતિદેવના અંતીમ દર્શન કરવાની તેને તીવ્ર જીજ્ઞાસા હતી. પણ તે કેટલું અશક્ય હતું ? પતિ પોતાને જોવા આવે એ કલ્પનાજ તે કયમ કરી શકે ? અને પોતે તો ત્યાં જઇ શી રીતે શકે ? ધબકારા મારતે હૃદયે અને અશક્ત હાથે તેણે એક પત્ર લખવો શરૂ કર્યો.

હૃદયનાથ,

શું લખવું તે સુઝતું નથી. હૃદય શુષ્ક બની રહ્યું છે, તેમાંથી પ્રેમઝરણા હવે વધારે વખત વહેશે નહીં. તો પણ બાકી રહેલો રસ નીચોવી તમારી સમક્ષ મારી અંતિમ યાચના યાચવા કંઇક લખું છું.

આ પત્રનો ઉદ્દેશ એટલોજ કે એથી તમને કંઇક સ્ત્રીજાતિ પ્રત્યે મમતા ઉપજે અને એથી મારી જેમ મારી જગા લેનારી બીજી સ્ત્રીને સહન કરવાનો વખત ન આવે. આ પત્ર મારા પરિમિત જીવનનું સરવાયું માત્ર છે. આ દુનીઆમાં હવે મારે માટે કશું રહ્યું નથી અને તેથી બીજી લાલસા રહીજ નથી. ફક્ત સ્ત્રીજાતિ પ્રત્યેની તમારી ધૃણા સકારણ છે કે કેમ તેનો તમે વિચાર કરી શકો એટલા પુરતોજ આ પત્ર છે.

તમે અને ઘરના સર્વ વારે વારે મને કહેતા કે તારે તો સ્વતંત્રતા રહેવું છે. ભલા સ્ત્રીની સ્વતંત્રતા શામાં સમાઇ છે તે કહેશો ? હું ઘડીક નિવૃતિ મેળવી વાંચતી, કંઇક ગુંથતી, કે શીવતી તેમાં શું હું સ્વતંત્ર બની ગઇ ? હું કોઇક વખત પાડોશી સાથે કે મારા કોઇ સમ્બન્ધી સાથે આનન્દની વાતો કરતી તેમાં શું મેં કુળની મર્યાદા લોપી ? ગૌતમભાઇ સાથે હું હસતી, તેમની મશ્કરી કરતી તેમાં શું મારૂ તોછડાપણું હતું ? માંદગીના સમયમાં હું તેમની પાસે બેસતી, તેમની પથારીમાં બેસી તેમનું પગ માથું દાબતી તેમાં શું હું વંઠી ગઇ ? આ શું સ્ત્રીની સ્વતંત્રતા છે ! મારા પણ ઘણા આરોપો છે. મને બદચાલની સ્ત્રી તરીકે ગણવામાં આવી છે, અને એક શરમ વિનાની છોકરી લેખવામાં આવી છે. મારૂં કહ્યું તમે માની શકો તેમ નથી, પણ પ્રભુ તેનો સાક્ષી છે.

ઘરમાં સર્વ કહેતાં કે હું કામ કર્યા વિના બેસી રહું છું. જો તમે સત્યનો ડર

રાખી બોલશો તો તમને પણ ખબર હશે કે મારાથી થાય તેટલું કામ મેં સાજે યા માંદે શરીરે કર્યું છે. મારી ફરજ બજાવવામાં મેં શરીરનો ભોગ આપ્યો છે છતાંયે મારે માથે દુ:ખના ઝાડ ઉગાડવાજ બકી રહ્યા છે, એટલું મારે સહન કરવું પડયું છે. આ મારી એકની બાબતમાં નથી, પરન્તુ સર્વ સામાન્ય વાત છે. ઘણીક તો મરવાના આરા-સેજ જીવે છે, નહીંતર જીવન તો ખારૂં અને સત્વહીનજ થઈ ગયું હોય છે.

આમાં હું તમારો એકલાનોજ વાંક કહાડવા નથી ઇચ્છતી. મારાયે ઘણાયે દોષ હશે, પણ તમે તે સુધારવા મને કદી શિખામણ પણ નથી દીધી. અને તમે તો મારૂં બોલ્યું યે કાન નથી ધર્યું.

તમારી માતાએ મારી પર કુચાલનો આરોપ મૂકયો તેથી મને કાંઇ લાંછન લાગ્યું નથી, પણ સાથે સાથે ગૃહસ્થ કુટુંમ્બને વગોવ્યું તેથી મારૂં હૃદય ચીરાઇ જાય છે. ગૃહસ્થ કુટુમ્બે તમારી પાત્રતા જાણી તમને




ધબકારા મારતે હૃદયે અને અશક્ત હાથે તેણે એક પત્ર લખવો શરૂ કર્યો.

તમોએ તમારી માતાના વચનો પર અંધશ્રદ્ધા રાખી કદાપિ સત્ય શું છે તે જાણવાનો પ્રયત્ન પણ નથી કર્યો, અભ્યાસ કરી મેળવેલી બુદ્ધિનો ઉપયોગ કરવાની મહેનત પણ નથી લીધી અથવા તો પુસ્તકો વાંચી વાંચીને અને પરિક્ષાઓ પસાર કરી કરીને તમારી બુદ્ધિ જડ બની ગઇ હશે. જો તમે કોઇક વખત તમારી બુદ્ધિનો, તમારી વિદ્વતાનો ઉપયોગ કર્યો હોત, તો અત્યારે જે વખત આવવા બેઠો છે તે ન આવત.

તેની એકની એક દીકરી સોંપી, ત્યારેજ તેને આવા અસંબદ્ધ વચનો સાંભળવાનો વખત આવ્યોને? તમે તમારી સ્ત્રી વિષે અપાએલા ખરાબ અભિપ્રાયો મુંગા મુંગા સાંભળી લીધા તે તમારા હૃદયની નિર્બળતાજ સૂચવે છે. જો તમને તે વચનો સત્ય ભાસ્યા હતા, જો હું ખરાબ ચાલની છું એવી તમને પ્રતીતિ થઇ હતી તો શા માટે તમે તમારી સત્તાનો ઉપયોગ ન કર્યો? અથવા જો તેમાં અસત્યતા ભાસી હતી, તો શા માટે તમારી માતાને તે વખતે

બોલતા અટકાવ્યા નહીં ? પરન્તુ તમે તો તમારી માતાના પ્રભાવમાં સંપૂર્ણ દબાઇ ગયા હતા.

એ સર્વ કરતાં પણ મને ગૌતમભાઇ પર મુકાએલા આરોપ વિષે બહુ લાગી આવે છે. પોતાના ચારિત્ર્યવાન દિકરાને આ પ્રમાણે કલંકથી વિભૂષિત કરવો એ કેટલું ઘાતકી કૃત્ય છે ? માતા પોતાના દિકરાને વ્યભીચારી ઠરાવે એ દૃષ્ટાન્ત તો જગતમાં આ પહેલોજ છે.

સામે કરેલા અન્યાયો એક પછી એક તેની ચક્ષુ સમક્ષ ભુતાવળ શા ખડા થવા લાગ્યા હતા તેની પોતાની ક્રુરતા તેની સામે રાક્ષસી શી ડોળા ઘુરકાવી રહી હતી. પોતાની અને માતાની દુષ્ટતાનો ભોગ થઇ પડેલી સ્ત્રીની નિર્દોષતા તેને ઠાકા ડામ દેતી હતી.

નાનુ તેની મૃત્યુને બિછાને પડેલી પત્નીના દર્શને જવા તત્પર થયો. પાપીને અંત સમયે જેમ રામ સાંભરે તેમ છેવટની ઘડીએ તેને નિજ પત્નીની પવિત્રતા સાંભરી આવી. તે




રૂક્મણીની છબી લઇ તેને પ્રેમભર્યું છેલ્લું અને પહેલું ચુંબન ખરા ભાવથી કર્યું.

હવે વધારે લખવાની ઇચ્છા નથી અને આટલું જો વધારે લાગે તો ક્ષમા યાચું છું. એજ

લી. તમારી રૂક્મણી.

[ ૬ ]

નાનુ વિચારશૂન્ય બેઠો હતો. રૂક્મણીના પત્રે તેનામાં અજબ ફેરફાર કર્યા હતા. આજે પ્રથમ વખત જ તેના હૃદયમાં સ્ત્રી પ્રત્યે લાગણી ઉદ્‌ભવી. પોતાની પત્ની

પુનિત જ્યોત્સ્નામાં નહાવા તે અધિરો થઇ રહ્યો. પરન્તુ પાપીને કદી રામ મળ્યા સાંભળ્યા છે. પતિત થએલા પતિના પડછાયાથી નિજ પવિત્રતાને દૂષણ લગાડવા ન ઇચ્છતી હોય તેમ રૂક્મણી પરલોક સિધાવી.

નાનુ હજી તો જવાના વિચાર ઘડી રહ્યો છે ? ત્યાં તો તાર આવ્યો. રૂક્મણી ગઇ ! જગતની પવિત્રતા તેની ઉજવળી જ્યોત્સ્ના સાથે પ્રભુ જ્યોતિમાં લીન બની ગઇ.

માતા આવીઃ " ભાઇ કોનો તાર છે ? કેમ રડે છે ? "

નાનુ ક્રોધભર્યે સ્વરે બોલી ઉઠયો, "માતા તારી દુષ્ટતાએ લીધેલું બલિદાન ! રૂક્ષ્મણી મૃત્યુ પામી. "

" તેમાં આટલો બધો શોક શાનો ? કાલે બીજી લાવશું ? "

" જા, જા, વધારે મને ન અકળાવ ! હાય ! દૈવ ! " તે પોકેપોક મૂકી રડી પડયો.

રૂક્ષ્મણીના અંતિમ દર્શન ન થયા. પોતાના કૃત્યોને સંભારી સંભારી તેણે ખુબ રડયા કર્યું, અને અંતિમ પળે એ આંસુડાની માળા, શુદ્ધ અંતઃકરણની એ અંતિમ ભેટ મૃત પ્રિયાને ચરણે ધરી. પોતાની પવિત્ર વિભૂતિને પોતાનો અંતિમ સ્નેહ તેણે અશ્રુદ્વારા દર્શાવ્યો.

રૂક્ષ્મણીની પ્રતિકૃતિ રુપ તેની છબી હસ્તમાં લઇ નાનુએ તેને પ્રેમમયું છેલ્લું અને પહેલુંજ ચુંબન ખરા ભાવથી કર્યું. જાણે કે રૂક્ષ્મણીનો આત્મા પતિને ક્ષમા આપતો ન હોય તેમ ચિત્રગત મુખડું હસી રહ્યું.



છોકરોઃ " બા ! ભાષાને લોકો માતભાષા કેમ કહેતા હશે ? પિતૃભાષા કેમ નથી કહેતા ? "

બાઃ " કારણ કે તારી માતા એ ભાષાનો વધારે ઉપયોગ કરે છે. "

છોકરો ( કંઇક વિચાર કરીને ): " ખરેખર છે. એટલા માટેજ બાપા મુંગા મુંગા સાંભળ્યા કરે છે અને તમારી સામે કદી પણ બોલતા નથી ! "

× × ×

" એ ભાઇ ! જરા મારી આ નાની બ્હેનને ઘેર પ્હોંચાડી આવશો ? એ બિચારી રસ્તો ભૂલી ગઇ છે. "

" તો પછી તમેજ શા માટે એને નથી મૂકી આવતા ? "

" અરે યાર ! હું પણ ભૂલો પડયો છું ! "




# ટોલ્સટૉય.

લેખિકા: સૌ. નંદગૌરી ઠાકોર, બી. એ.

[ ૧ ]

**મ**હાન પુરુષોનાં જીવન, ચારિત્ર્ય, કાર્યો, અને ઉપદેશો પોતાના મહાન ઉદાર આત્માથી દાખલો આપે છે. દેશને માટે આવા મહાન પુરુષોની ઘણીજ જરૂર છે તે આ પરથી જણાય છે. ઇતિહાસમાં કેટલાંક રસ પડે તેવાં રોમાંચક અને આકર્ષક લડાઇનાં વર્ણનો હોય છે, તે જોઇએ એટલાં જરૂરનાં નથી. પણ ખરૂં તો એજ જોવાનું છે કે એક સાધારણ મનુષ્યે શું કર્યું છે અને શું કરી શકે. ઇતિહાસના અભ્યાસક તરીકે આપણે દુનીઆમાં આગળ પડતો ભાગ ભજવનાર આવા 'મહાન પુરુષોનાં જીવનનાં પવિત્ર વિચારો અને સિદ્ધાન્તો શા છે તે જાણવા જોઇએ. મહાન અલેકઝાન્ડરે મેળવેલી સહસ્ત્ર જીતોનાં અને પ્રદેશોનાં ભૂચિન્હો કાળનાં વિનાશકારક પ્રવાહમાં તણાઇ ગયા છે. સમસ્ત ભૂપૃષ્ઠ ઉપર વિસ્તરેલું અને પૂર્ણ જાહોજલાલીએ પહોંચેલું ભવ્ય રોમન રાજ્ય અત્યારે નામાવશેષ માત્રજ રહ્યું છે. તેવીજ રીતે એથેન્સની યુદ્ધકીર્તિનો મહાદીપક ઇરીકલ્સ આગળના તોફાનથી તદન બુઝાઇ ગયો છે. ક્યાં છે એ કીર્તિની પરાકાષ્ઠાએ પહોંચેલું અને કણીરવડની માફક ભારતવર્ષની ચારે દીશાઓને મર્યાદિત કરીને વિસ્તરેલું બાબરની યુદ્ધકીર્તિથી અને સમ્રાટ અકબરની રાજ્યનીતિથી પ્રકાશિત બનેલું તે મહાન મોગલ સામ્રાજ્ય ! ઇતિહાસનાં પાનાં અવલોકશો તો જણાશે કે તે મહાન સામ્રાજ્યનાં કીર્તિદીપકને પણ કાળે અલ્પ સમયમાં બુઝાવી નાંખ્યો. પણ જે મહાન પુરુષોએ આવા મહાન રાજ્યોની સ્થાપનામાં અગત્યનો ભાગ ભજવ્યો છે તેઓની કીર્તિ અમર રહી છે. આટલા માટે દરેક ઇતિહાસના અભ્યાસકે મહાન પુરુષોનાં બુદ્ધિ તથા પરાક્રમથી પ્રાપ્ત કરેલી યુદ્ધકીર્તિનાં વર્ણનો કરતાં તેમનાં ચારિત્ર્યોનો અભ્યાસ કરવો એ ખાસ અગત્યનું છે કેમકે તે વધારે ઉપયોગનું છે.

[ ૨ ]

**ર**શીઆના ઇતિહાસમાં ઘણાં મહાન પુરુષો થઇ ગયા છે. ટોલ્સટોય, ગોગોલ, ક્રોપોટકીન અને ગોરકી વગેરેનાં અદશ્ય કાર્યોથી ૧૫ મી માર્ચ ૧૯૧૭ નો દીવસ-મનુષ્ય સ્વાતંત્ર્યના ઇતિહાસનો ઉજ્વળ દીવસ-રશીઆમાં ઝળકી ઉઠ્યો હતો.

હવે આમાં ટોલ્સટોયનો શો ભાગ છે તે જોઇએ. શેક્સપીયર, વૉલ્ટેર અને હયુગોની માફક ટોલ્સટોય ફક્ત કળાકારજ નહતો પણ તે રશીઆનો મહાન સાધુ અને ધર્મોપદેશક હતો. નૈતિક દષ્ટિએ તેને જે જે ઉંચા પ્રકારનું લાગેલું તે તેણે જીવનમાં વણી દીધું હતું.

શાળાના જીવન દરમ્યાન તેની પ્રવીણતા ખાસ ઉંચી ન હતી. પાઠશાળામાં પણ તે

ઘણીવાર નાપાસ થયો હતો. તે સ્વભાવમાં ક્રોધી, વિચિત્ર અને ઘડી ઘડીમાં ઉશ્કેરાઈ જાય તેવો હતો. પાઠશાળામાં તેણે પ્હેલાં પૂર્વ દેશો તરફનો અભ્યાસ કરવાનો શરૂ કર્યો. પણ પછી પોતાની ઉન્નતિ કરવાની આશાએ તે છોડી કાયદાનો અભ્યાસ શરૂ કર્યો, અને તેમાં પણ નાસીપાસ થયો. આ રીતે જોતાં તેના શરૂઆતનાં જીવનમાં તે આવો મહાન નેતા થશે એવાં કંઇ પણ ચિન્હો જણાતા નહોતાં.

તેનાં આવા ચપળ સ્વભાવને લીધે તે ઘણીવાર ખરાબ છોકરાના સંગમાં સપડાઇ જતો. તે જુગાર રમતો અને દારૂના વ્યસનમાં ઘણીવાર બેભાન અવસ્થામાં પડયો રહેતો. જ્યારે તે જાગૃત થતો થતો ત્યારે એવા દુષ્ટ વ્યસનોથી દુર રહેવા પ્રયત્ન કરતો અને અનેક પ્રયત્નો પછી તે તે કાર્યમાં સફળ થયો. તેમણે જીવનની યુવાવસ્થાની ખરાબ ટેવો માટે પોતાના “ બાલ્યાવસ્થા, કૌમાર અને કુમારાવસ્થા ” ( Childhood, Boyhood, and youth ) નામનાં પુસ્તકમાં નોંધ્યું કે “ એકવાર મેં દુઃખ સહન કરવાની ટેવ પાડવા માટે કેટલીક ક્ષણો સુધી એક મોટા શબ્દકોષને ઘણાજ શ્રમથી શાન્તિથી ઝાલી રાખ્યો હતો. ” બીજી વાર એક વખત તેમણે ઘેર જઇને પોતાના દેહ ઉપરથી વસ્ત્રો કાઢી નાંખીને આંખમાંથી ચોધાર અશ્રુ પડે ત્યાં સુધી પોતાના શરીરને એક ગાંઠવાળા દોરડા વતી માર માર્યો.

આખરે તેણે પાઠશાળાને છેલ્લા નમસ્કાર કર્યા. ત્યાર પછી તેના ભાઇ નીકોલસ ( કે જે લશ્કરી સીપાઇની નોકરી કરતો હતો તેની ) સાથે કોકેસસ તરફ સહેલ કરવા નીકળ્યો. ત્યાં કુદરતના સૌન્દર્યથી તેમજ પર્વતવાસીઓના સ્વતંત્ર અને આનંદી જીવન ગાળવાની ઇચ્છાથી આકર્ષાઇને તથા ત્યાંની ‘ આયા’માં લલચાઇને તેણે પણ સૈનિક તરીકે પોતાનું નામ નોંધાવ્યું. આ નોકરી દરમ્યાનનાં વર્ષો વિષે તે લખે છે કે “ જ્યારે એ દીવસોને હું મારા સ્મરણમાં લાવું છું ત્યારે હું કલેશ અને શોક અન્તનો અનુભવ કરૂં છું. કારણ કે અરેરે મેં તે વખતે કેટલાએ મનુષ્યોનાં પ્રાણ લીધાં હતાં ! કેટલાએ ગરીબ માણસો પાસેથી લુટેલા પૈસાથી જુગાર ખેલતો હતો ! બિચારા કેટલાએ નિર્દોષોને હું ક્રૂર શીક્ષા કરતો હતો, અને કેટલીએ ખરાબ સ્ત્રીઓ પર હલ્લો કરતો ! તે વખતે હું ઘણાં માણસોને છેતરતો ! અરેરે ! આ નોકરીનાં દશ વર્ષ દરમ્યાન મેં જુઠાણું લુંટફાટ, દરેક જાતનો વ્યભિચાર, મદ્યપાન, તોફાન, ખુન વગેરે અનેક પ્રકારનાં દુષ્કર્મો કર્યાં હતાં ! ”

“ જ્યારે આ સર્વ દુષ્કર્મોનું મને સ્મરણ થાય છે ત્યારે જાણે કુંભીપાકનું દુઃખ હું ભોગવતો હોઉં એવો ભાસ મ્હને અત્યારે થાય છે. એ બધાં સ્મરણોથી હજી પણ મ્હને ઘણો કલેશ થાય છે. જીવનનાં મધુર સ્મરણો મરણ પછીની દશામાં ટકતાં નથી એમ જાણી ઘણાં માણસોને અત્યન્ત શોક થાય છે, પણ પૂર્વ જીવનમાં કરેલાં દુષ્કર્મોનું સ્મરણ રહેતો હંમેશાં ઘણું દુઃખ થાય માટે તે સ્મરણોનું વિસ્મરણ થાય એજ જરૂરનું છે. ”

ટોલ્સટોયને ૧૮૫૪ માં લશ્કરમાં રહીને “ ક્રીમીઅન વૉર ” વખતે લડવાની ફરજ પડી. આ લડાઇ પછી થોડે દિવસે તેનો અન્તરાત્મા પ્રદીપ્ત થયો અને તે વખતે તેણે તેનું ( Sevastopol ) “ સેવાસ્ટોપોલ ” નામનું પ્રસિદ્ધ પુસ્તક બહાર પાડયું.

લડાઇ પુરી થયા પછી લશ્કર છોડી ટોલસ્ટોય પીટર્સબર્ગ પાછો ફર્યો. આ વખતે રશીઆમાં મહાન સામાજીક અને રાજકીય

( Socio-political ) ફેરફારની ચળવળ ચતી હતી અને તેનું મુખ્ય સ્થાન પીટર્સ-બર્ગ હતું. પાશ્ચિમાત્ય દેશોનું શિક્ષણ લીધેલા આ નવી ઢીલચાલનાં આગેવાનોએ જાહેર કરેલી દલીલો આ પૌર્વાત્ય દેશોનાં અભ્યાસી ટોલસ્ટોયને માન્ય નહોતી તેથી તેણે તે કબુલ કરી નાહ અને તે તેના તરફ સદા સંશયી રહેતો. તે પોતાના મત પ્રમાણે રશીઆને પશ્ચિમાત્ય દેશ તરફનું ગણતો નહિ. અને આથી રશીઆમાં રાજકીય સુધારાની જરૂર નથી પણ ધાર્મિક, સામાજીક અને આર્થિક સુધારાની જરૂર છે એમ તે કહેતો. આ વખતે પીટર્સ-બર્ગનું વાતાવરણ પોતાનાથી વિરૂદ્ધ લાગવાને લીધે તે ૧૮૫૭ માં યુરોપખંડમાં મુસાફરીએ નીકળ્યો. પછી પેરીસના લોકોના તેના તરફના જાહેરમતની તેનાપર સચોટ અસર થઇ, ત્યાર પછી ત્રણ વર્ષ સુધી કંઇ પણ ધમાલ વિના તે શાન્તિથી મોસ્કોમાં રહ્યો. પછી યુસાયા-પોલીઆના નામના ગામમાં રહીને તે રશી-આનાં ખેડુતજીવનની સ્થિતિનો વિચાર કરવા લાગ્યો. આ વિશેના નવિન વિચારથી તેનાં મનમાં ક્રોધ ઉત્પન્ન થઇ આવ્યો. આથી તે બીજા દેશોનાં ખેડુત જીવનનો અભ્યાસ કરવા ફરી યુરોપખંડની મુસાફરીએ નીકળ્યો. ત્યાર પછી થોડા વર્ષો બાદ જ્યારે તે પાછો આવ્યો ત્યારે તેને ' આર્બીટર ઓફ પીસ ' નો હોદો મળ્યો. આ હોદ્દાને લીધે તેને રશીઆના સામાન્ય લોકો સાથે સહવાસમાં ભળવાની ઘણી સરળતા થઇ.

[ ૩ ]

સન ૧૮૬૨ માં એટલે ૩૪ મે વર્ષે તેણે સોનયાબેર્સ સાથે લગ્ન કર્યું. ત્યાર પછી બીજાં પંદર વર્ષ સુધી ( ૧૮૬૩ થી ૧૮૭૮ ) તેણે ગૃહસ્થ તરીકે સંસાર ચલાવ્યો. આ વખતમાં તેણે પોતાના અભ્યાસ અને જાહેર જીવનમાં ધ્યાન આપ્યું નહી. કારણ કે તેને તે બદલ ઘરની ઘણી ચિન્તાઓ હતી છતાં તેની જીંદગીના આ આરસામાં તેણે "એના-કાર્નીના " ( Anna Karenina ) અને " વૉર એન્ડ પીસ " ( War and Peace ) નામનાં બે ઉત્તમ પુસ્તકો બ્હાર પાડ્યાં. આ બે પુસ્તકોનાં લખાણથી તે મહાન ગણાવા લાગ્યો. આ વખતમાં તેણે પોતાની મીલ્કતનો પણ સારો બન્દોબસ્ત કર્યો. ત્યાર પછી ૧૮૬૯ ના આરસામાં તેણે ફરીથી પોતાનો અભ્યાસ શરૂ કર્યો, અને ગ્રીક તથા જર્મન ભાષા શીખવામાં થોડો વખત ગાળ્યો.

જ્યારે ટોલ્સટોયની ઉમર ૫૦ વર્ષની થઇ ત્યારે ધર્મની કેટલીક બાબતોમાં તેના મનમાં ગુંચવડો ઉત્પન્ન થયો. સમાજમાં ફેલાતી અનીતિ અને દુર્ગુણો તરફ ધ્યાન દોરાયું. પછી તેને મનુષ્ય જીવનનું અંતિમ ધ્યેય શોધવાનું જરૂર લાગ્યું. આથી તેણે ખ્રીસ્તિ, મુસલમાની અને બૌદ્ધોનાં ધર્મ પુસ્તકો વાંચ્યાં. ત્યાર પછી તે મનુષ્ય જીવનની ઉન્નતિના વિચાર કરવા લાગ્યો. સોક્રેટીસથી માંડીને શોપનહેર સુધીના મહાન તત્વવેત્તાઓનાં લખાણોનો તેણે અભ્યાસ કર્યો યાત્રાળુઓ પાસે તેણે તે માટે કેટલીક માહીતિ મેળવી. કેટ-લાક વિદ્વાનો અને ભક્તો પાસે પણ આ ગહન વિષય પર તેણે ચર્ચા ચલાવી. પણ આ બધાનાં નીરાકરણથી તેને સંતોષ મળ્યો નહિ. છેવટે તેણે પોતાના આત્મજ્ઞાન અને આત્મનીરીક્ષણથી બહુ વિચાર કરીને છેવટ તેણે પોતાને સંતોષ આપે તેવું સરળ તત્વ-જ્ઞાનને શોધી કહાડ્યું. આ તત્વજ્ઞાન તે એજ કે અત્યાર સુધી લોભને લીધે તે જે સત્તા, ધન-અને લોભના મદમાં હતો તે સર્વને તેણે તીલાંજલી આપી. અને તેને બદલે તે દયાળુ, પ્રેમી, આત્મભોગ આપનારો તથા પરગજુ થયો. ખ્રીસ્તી ધર્મમાં કેટલીક અનીતિ જોવાથી તેને અસંતોષ થયો. આથી તેણે દેવળમાં સુધારો કરવા માંડ્યો. પણ જુના

વિચારનાં લોકો તેના આ પ્રયાસમાં આડે આવ્યાં ૧૯૦૧ માં તેને ત્યાંથી કાઢી મુકયો.

જ્યારથી ટૉલ્સટૉયના વિચારો બદલાયા ત્યારથી તેને આ સંસારનાં સુખમાં મઝા પડતી નહિ. આ વખતમાં તેની આવક તથા મીલ્કત અસ્તવ્યસ્ત સ્થીતિમાં હતાં. તે એમ માનતો કે પોતે મનુષ્ય જીવનનાં અંતીમ ધ્યેય તરફ ધીમે ધીમે આવતો હતો. ૧૮૮૫ માં તેણે માંસાહાર બંધ કર્યો, અને પોતાને અત્યન્ત પ્રિય તેવા શીકાર અને સીગરેટ પણ બંધ કર્યાં. ત્યારપછી પોતે ખેડુત જીવન ગાળવાનો નિશ્ચય કર્યો. આથી તેણે પોશાક, ખ્હેરો અને વર્તણુંક પણ ખેડુતના જેવી કરવા માંડી. ૧૮૯૧ માં તેણે કુટુંબની મીલ્કતમાંથી રીતસર સંબંધ તોડયો, અને બધી મીલ્કત તેણે પોતાની પ્રવિણ પત્નીના હાથમાં મુકી. ટોલ્સટોયે પોતાના ગ્રંથો છપાવવાની ના કહી હતી. પણ તેની શાણી ઓએ પોતાના નામ પર છપાવવા આગ્રહ કરી. જો ટોલ્સટોયને આવી ડાહી સ્ત્રી ન મળી હોત તો તેણે "મિલ્કતજ નાશકર્તા છે" એ પોતાનો સિદ્ધાન્ત વ્હેલો અમલમાં મુકયો હોત.

[ ૪ ]

**સન** ૧૮૯૧-૯૨ માં જ્યારે પુષ્કળ દુકાળ પડયો ત્યારે તેણે ખેડુતનું દુઃખ ઓછું કરવા માટે મહાન પ્રયત્ન આદર્યો. યુરોપ અને અમેરિકામાં તેના આ કામ માટે વખાણ થવા લાગ્યાં પણ થોડા સમય પછી તેની પોતાનીજ ખાત્રી થવા લાગી કે આ કામમાં તેને ફતેહ મળવી અશક્ય છે.

૧૮૯૫-૯૮ માં પહેલાંની માફક તેણે રશીઆની સ્વતંત્રતા માટે છૂટથી બોલવા માંડયું. સરકાર ડોરસનાં ડુકોબાર્સ નામનાં માણસોને ફાંસીએ ચડાવવા માટે ઘણો યત્ન કરી રહી છે, એમ તેણે છૂટથી છપાવવા માંડયું. આ ગરીબ માણસોએ પોતાના વચનને માટે લશ્કરી નોકરી છોડી દીધી હતી. તેમને મદદ કરવા માટે ટોલ્સટોયે પોતાની (Resurrection) "રીઝરેકશન." નામની ચોપડી છાપવાનો હક વેચ્યો અને પૈસા મેળવ્યા. આ રીતે તેણે પોતાની ચોપડીઓના હકકના પૈસા ન લેવાનો જે નિશ્ચય કર્યો હતો તે તરતજ તોડી નાંખ્યો. ખરેખર આ તેના પવિત્ર સિદ્ધાન્ત તોડવા માટે તેને પાછીથી ઘણો પશ્ચાતાપ થયો. ૧૯૦૨ માં ટોલ્સટોયે રશિઆની માંગણીઓ માટે સ્વતંત્રતાથી ઉદ્ધત થએલા ઝાર પર એક મોટો કાગળ લખ્યો. આ કાગળમાં ટોલસ્ટોયની ઉન્નતિનો જુસ્સો જણાતો હતો. એમાં તેણે રશિઆના લોકોની રાજકીય સ્વતંત્રતાની હીલચાલને ટેકો આપ્યો હતો.

૧૯૧૦ ના ઑકટોબરમાં યાસ્નાયાપોલીયાના એક ૮૨ વર્ષના મહાન પુરૂષે (ટોલસ્ટોયે) પોતે કયાં જાય છે તે ઘેર કહ્યા વિના અને ઘરનાં માણસોની રજા લીધા વિના પોતાનું ઘર એકાએક છોડયું. આ સમાચારથી બધાંને એકદમ નવાઈ લાગી. ત્યાર પછી તેની પુત્રી અને એક ડૉકટરે તેને એપોસ્ટોવો નામના સ્થાનમાં માંદો પડેલો જોયો. પછી ત્યાં તેનું કુટુંબ આવી પહોંચ્યું. આ મંદવાડથી તેને રોકાવું પડયું નહોત તો રશિઆની સીમાના પ્રદેશોમાં તે કયારનોએ પહોંચી ગયો હોત. તેને ખેડુત જેવું સાદું અને સરળ જીવન શાન્તિમાં ગાળવાની તીવ્ર ઇચ્છા હતી. ખરી રીતે જોતાં આથીજ તેણે ઘર છોડયું હતું. આ બાબત માટે તેણે પોતાની સ્ત્રી ઉપર એક સીલબંધ કાગળ ૮મી જુન ૧૮૯૭ ને દિવસે લખ્યો હતો. આ કાગળ તેણે પોતાના મરણ પછી વાંચવાનું કહ્યું હતું. તેમાં તેણે લખ્યું હતું કે "જેમ હિન્દુઓ સાઠ વર્ષ

થયા પછી વાનપ્રસ્થ લઇ અરણ્યવાસ અંગીકાર કરે છે, અને જીવનનાં અંતિમ વર્ષો પ્રભુભક્તિમાં ગાળીને એકાન્તમાં શાન્તિ મેળવે છે તેમ હું પણ શાન્તિ મેળવીશ અને મારૂં જીવન તથા માન્યતાઓનો વિરોધ દૂર કરીશ." ૮૨ મે વર્ષે પોતાની નબળી સ્થિતિમાં તેણે પોતાનો છેલ્લો નિર્ણય બ્હાર પાડયો: એસ્ટોપોવોમાં થોડા મંદવાડ ભોગવ્યા પછી આ મહાન રશિઆના ઋષિ ૨૦ મી નવેમ્બર ૧૯૧૦ ને દીવસે સવારે ૭ વાગે આ સંસારની માયામાંથી મુક્ત થયા.

[ ૫ ]

આ પ્રમાણે આ રશિઆના મહાન ધર્મગુરૂનું અદ્‌ભૂત અને મનન કરવા લાયક ચારિત્ર્ય આપણને ટુંકાણમાં મળ્યું છે. દરેક કેળવાયલા વિદ્વાનની ધાર્મિક અને વ્યાવહારીક મુશ્કેલીઓ દૂર કરવા આ ટોલસ્ટૉયનો દાખલો ઉત્તમ અને સચોટ છે.

તેના જીવનની શરૂઆતથીજ તેનામાં પરોપકારની ઉચ્ચ ભાવના મારેની ઉત્કંઠા હતી. તેણે આ ઉચ્ચ ભાવના પૂર્ણ કરવા માટે વારંવાર આડે આવતી પોતાની નબળાઇ અને નાસીપાસી દુર કરી. તેણે પોતના અડગ પ્રયત્નથી ઉમદા ચારિત્ર્ય અને આશ્ચર્યકારક બુદ્ધિ પ્રાપ્ત કરી.

ટોલસ્ટૉય અર્વાચીન સુધારાને અંગે વધતા જતા જડવાદ સામે સખત વિરોધ દર્શાવે છે. પ્હેલાં થએલાં કેટલાક સુધારકોની માફક તેણે જડવાદથી ઉત્પન્ન થતા દુઃખો અને મુશ્કેલીઓનાં મૂળ કારણોની માહિતી મેળવી. ત્યાર પછી તેણે નિશ્ચય કર્યો કે મનુષ્ય જીવન સુધારવા માટે પ્હેલાં બાહ્ય જીવનનાં સંજોગોને સુધારવામાં મદદ આપવી નહિ પણ આન્તર જીવનને પવિત્ર અને નિયમિત કરવા પ્રયત્ન કરવો. અને આજ દૃષ્ટિથી તેણે પૌર્વાત્ય દેશોને પાશ્ચિમાત્ય સુધારણાનું અનુકરણ ન કરવા ચેતવ્યા હતા. ૧૯૦૧ માં તેણે એક હિન્દુ ગૃહસ્થ પર લખેલો કાગળ આજ વસ્તુ પર તેના શા વિચારો છે તે દર્શાવે છે.

" વ્હાલા સાહેબ,

ત્હમારો કાગળ મળ્યો તેથી ઉપકાર માનું છું. યુરોપે ઉત્પન્ન કરેલા સામાજીક પ્રશ્નનો નિર્ણય-કે જે ખરો નિર્ણય જ નથી –તે તમારો દેશ નહિ કરી શકે, એ વાતમાં હું ત્હમારી સાથે તદન મળતો છું. બળથી સાથે રાખવામાં આવેલી સમાજ કે જ્ઞાતિનું ભયંકર પરીણામ આવે. આવી સમાજ જે સાંકળથી બંધાયલી હોય તેને હંમેશાં તુટવાની બીક જ હોય છે. અને તેના પર અણધારી મહાન આફત આવે છે. આ સ્થિતિમાં અત્યારે બધાં યુરોપનાં રાજ્યો છે. આ રાજ્યોને વિદ્વાનોએ ડહાપણભરેલી દલીલોથી અને પ્રેમથી તેના તોફાનોનો નાશ કરીને સમાજની રચના કરવી કે જેમાં બધાં રાજ્ય ખુશીથી જોડાય અને આજ રીતે સામાજીક પ્રશ્નોનું નિરાકરણ થઇ શકે. ખરો ધર્મ એટલે દરેક ધર્મનાં મૂળ સિદ્ધાન્તોનો સમન્વય.

ત્હમારો ધર્મ ઘણો જુનો છે પણ તેમાં શરીર અને આત્માનો સંબંધ આધ્યાત્મિક દૃષ્ટિએ ઘણો ઉંડો-અગાધ છે. પણ વ્યાવહારિક દૃષ્ટિએ અમલમાં મુકતાં જુદી જુદી જ્ઞાતિઓને લીધે તેના નીતિમય જીવનમાં વાંધો આવે છે.

હું ધારૂં છું કે જેના મૂળ સિદ્ધાન્તો ધાર્મિક છે અને કોઇની જીન્દગી-પણુંબરૂં માણસનો-જેઓ નાશ કરતા નથી, જેવા જૈનો, બાબીઓ, અને ક્રીશ્ચીઅનોએ તેમના સિદ્ધાન્તોને વ્યાવહારિક જીવનમાં અમલ કર્યો છે.

વળી ત્હમને જેટલાં દુઃખોનો અનુભવ થાય છે–દાખલા તરીકે દુકાળ, અને તેથી પણ વધારે દુઃખ યાન્ત્રિક જીવનથી વધતી જતી જડતા–તે દુઃખો જ્યાં સુધી એક મનુષ્ય બીજાની તરફ દ્વેષ રાખી તેને મારશે અને લડવૈયો થશે ત્યાં સુધી રહેવાનું છે. દુષ્ટ મનુષ્યોથીજ અનીતિ વધે છે. માટે પ્હેલાં ત્હમારા દેશના મનુષ્યોએ નીતિમય જીવન ગાળતાં શીખવાનું છે. ત્હમારૂં ભલું કરવામાં અંગ્રેજોએ જે મદદ કરી છે તે માટે તેમનો ત્હમારે ઉપકાર માનવો જોઇએ, એ વાતમાં હું ત્હમને તદન મળતો છું. ત્હમારે ત્હમારા દેશના લોકોની સુધારણા માટે આવી બાબતમાં મદદ કરવી જોઇએ. દરેક સુધરેલા હિન્દુની ફરજ છે કે તેણે દેશનાં જુનાં વ્હેમોને દૂર કરીને તેની નીચે ઢંકાયલા ખરા ધર્મના સિદ્ધાન્તોને બ્હાર લાવીને ફેલાવવા.

ત્હમારા અગાધ હિન્દુધર્મમાં વાસ્તવિક રીતે જોતાં આવાં સિદ્ધાન્તો હશે પણ તે પુરાણોમાં ઢંકાયલા હોય તેને વિસ્તારીને બ્હાર લાવવાની જરૂર છે. મ્હને લાગે છે કે આ કાર્યથી દરેક હિન્દુના મનમાં ઘુસી ગએલા અનિષ્ટો અને વ્હેમો દુર થશે. આ માર્ગ દરેકને પોતાના સાધ્યને માટે સારો નીવડશે.

મારી લખવામાં કંઇ ભૂલ હોય તો તે માફ કરશો.

જુલાઇ–૧૪–૧૯૦૧

લી: સ્નેહાધિન

લીઓ ટાલ્સટૉય.

( તા. ક. હું અત્યારે માંદગી ભોગવું છું એટલે કાગળ મ્હેં જાતે લખ્યો નથી ) "

[ ૬ ]

ટૉલસ્ટૉયે સાહિત્યના વિચારો પણ ધાર્મિક દૃષ્ટિએ કર્યાં છે. તેના જીવનની ઉતરતી અવસ્થામાં તે સુધારક તરીકે અગ્રગણ્ય હતો, કળાકાર તરીકે તેની ગણના તે પછી થતી. ટૉલસ્ટૉય હિન્દુ કવિઓની માફક એમજ માનતો કે કળાઓ તો તત્વજ્ઞાનની દાસી છે. આ તેની માન્યતાને લીધેજ " અંગ્રેજી ભણેલાઓએ શેકસપીયરનું કંઇ પણ શક્તિવિના ઋણ અદા કર્યું છે " એ વાતને તે કબુલ કરતો નથી.

તે કહે છે કે " શેકસપીયરની કૃતિ દરેક કળાઓને સંપૂર્ણ કરતી નથી. અને વળી કૃતિનું વલણ હલકું અને નીચ છે. " ત્યારે સૌથી વધારે વર્ષોથી આ કૃતિઓએ જે મહાન કીર્તિયા યશ મેળવ્યો છે તે શું સૂચવે છે? ટૉલસ્ટૉય " રાજા લીઅર " ના નાટક પર ટીકા કરતાં લખે છે કે " તે ઘણું ખરાબ અને બેદરકારીથી લખાયલું છે. આવા નાટકો અમુક વખતે અમુક માણસોને રસ આપતાં હશે, છતાં તે ભાષાન્તર જેવાં લાગે છે અને વાંચતાં કંટાળો ઉપજાવે છે. " તેને રૂડયાર્ડ કીપલીંગની કૃતિઓ પણ વાંચનાં કંટાળા ભરેલી લાગતી. ઘણી વાર તેને મનમાં એમ લાગતું કે આવા માણસની ચોપડીઓ લોકો કેમ વાંચતાં હશે? આ બધા લેખકો કરતાં રસ્કીન માટે તેને ઘણી લાગણી હતી. જેણે તેનું લખાણ વાંચ્યું હશે તેને રસ્કીન અને ટૉલ્સટૉયના આત્મા વચ્ચે એક પ્રકારનું સંધાન છે એમ લાગી આવશે. ટૉલ્સટૉય નાનપણથીજ રૂસોનાં લેખો વાંચતો. તેણે શોપનહેરની ( જર્મન ઉપનિષદોનો અભ્યાસી ) કૃતિઓનો અભ્યાસ કરવામાં તેનું વિચારમય જીવન ગાળ્યું હતું. ટૉલ્સટૉયના સાહિત્યના સંબંધ પરથી જણાય છે કે તેને

કૃત્રિમતા, નિર્દયતા તથા અત્યારની આગળ આવતી દુનીઆના દૈવમાં જેનો હાથ છે એવી અર્વાચિન સુધારણા તરફ કંટાળો આવતો.

[ ૭ ]

ટોલ્સટોયનો " દુષ્ટથી દૂર રહેવું " તે પ્રસિદ્ધ સિદ્ધાન્ત ન્યાયને બદલે મુકેલી દયાનો સિદ્ધાન્ત છે. તે દુષ્ટ કાર્યોને દુષ્ટ ઉપાયોથી દૂર કરવાના વિચારથી તદ્દન વિરુદ્ધ છે. તે બધું શાન્ત રીતે સહન કરવાનું કહે છે. " રીવ્યુ અને રીવ્યુઝ " નામના છાપાના અધિપતિની સાથે વાત કરતા તે કહે છે કે " બળનો ઉપયોગ કરતાં કોઇ પણ ચીજ તેમાંથી મુક્ત રહી શકે નહિ. તેને એકવાર દાખલ કરવાથી તે ખરાબ રીવાજોનાં દ્વાર ખુલ્લાં કરે છે. બળને પાછું હઠાવવાનું કહેનાર ત્હમે કોણ છો, ત્હમે તો ભવ્ય મકાનમાં હંમેશાં ભભકાથી રહો છોઃ ત્હમે બળને દબાવવાની અને અનિષ્ટોનો દૂર કરવાની વાતો કરનારાં સારા માણસો છો;ત્હમારાં પોતાના હાથ પ્હેલાં ધુવો; બળમાંથી ત્હમારી જાનને સ્વચ્છ કરો; ત્હમારો વધારાનો પૈસો ગરીબોને વ્હેંચી દો. પછી ત્હમે બીજા માણસોના બળનાં પરિગ્રહની વાતો કરો. "

" દુઃખને શાન્તિથી સહન કરવાને બદલે તેને બળથી હઠાવવામાં પ્રાણી માત્ર કરતાં મનુષ્યોજ એક બીજાને સૌથી વધારે દુઃખ અને પીડા કરે છે. વળી શું ત્હમે એમ ધારો છો કે દુઃખ, પીડા, મત્યુ, વગેરે સહન કરવાથી મનુષ્યોનાં ચારિત્ર્યોને ફેરવી શકાય છે? તમને એમ લાગે છે કે દુનીઆમાં ખ્રીસ્તી ધર્મ ઉપદેશથી ફેલાયલો છે? અરે એમ નથી. ધર્મના ઉપદેશથી કોઇ પણ માણસને કદી ફેરવી શકાય નહિ. મનુષ્યને ધર્મોપદેશ નહિ પણ ધર્મમત માટે પ્રાણ આપવાથી ફેરવી શકાય છે. ત્હમે બને તેટલા દાખલા આપી લોકોને ખાતરી આપો, પણ ત્હમને સાંભળનારા તો એટલુંજ કહેશે કે "તે ઘણો હોંશિઆર છે." અને તમારા કરતાં કોઇ વધારે હોંશિઆર ઉપદેશકને તેઓ સાંભળશે તો વળી તમને મુર્ખો કહેશે. કોઇ માણસની પોતાની મિલ્કત અસ્તવ્યસ્ત થતી હોય, દુઃખોમાં તેને આનંદ થતો હોય, ધર્મને માટે મરવા તૈયાર હોય, અને લાગણીવાળો તથા સહાનુભૂતિ દર્શાવનારો હોય તો તે માણસમાં તેઓ માનશે કે તેનામાં કાંઇક મહત્વ છે. જ્યાં સુધી કોઇ માણસ મરજીથી તેને માટે જીવ આપવા તૈયાર નહિ થાય ત્યાં સુધી કોઇ પણ માણસ કોઇ પણ પ્રકારનાં સત્યમાં માનશે નહિ. મનુષ્યને ફેરવવામાં જેલ અને ફાંસી વગેરેની બીક તે તો એક તર્કનીજ વાત છે. આ શિક્ષાઓને જો તમે તાબે ન થાવ તો ત્હમારો વિશ્વાસ રાખનારા મનુષ્યોને ત્હમે ત્હમારાથી દૂર કરશો. "

ટોલ્સટૉયનો " દુષ્ટથી દૂર રહેવું " તે સિદ્ધાન્ત આપણા દેશની ગાંધીજીની સત્યાગ્રહની ચળવળને ઉત્પન્ન કરનારું મુખ છે. મહાત્મા ગાંધીજીમાં કેટલીક છાપ ટોલ્સટૉયનાં વિચારોની છે. તેમનામાં જીવનની સાદાઇ, ભય વિનાની બોલવાની છટા, ' લડાઇ અને તેની કીંમત ' વિશે કહેવાનો સ્વભાવ આ બધું આ રશિઆના મહાન સુધારક ગુરુ પાસેથી મેળવ્યું છે. અર્વાચિન જડવાદમાં જકડાયલા આપણે પણ આ તેના સિદ્ધાન્તનું ઉંડું ધાર્મિક રહસ્ય સમજવાને અશક્ત છીએ. આ સિદ્ધાન્તોમાં આપણે માનીએ કે ન માનીએ તો પણ તેમાં સ્વતંત્રતાના જુસ્સા ભર્યું અને કોઇ પણ જાતના બંધન વિનાનું, તથા સત્યને રસ્તે લઇ જનારું મનુષ્યત્વ આપણે જોઇ શકીએ છીએ.

[ ૮ ]

ટોલસ્ટોયે મોજશોખની ટેવો મુકી દઇ રશિઆના ખેડુત જેવો પોશાક ધારણ કર્યો હતો. તેણે ખેડુત જેવી સુખી જીન્દગી ગાળવા માંડી હતી. તે ઉઘાડા પગે ફરતો. ગરીબોનાં ભલાને માટે અરજી કરવા તે ખાનગી કાગળો લખતો. ટોલસ્ટોય ગરીબોનો પડોશી થઇ તેમનાં જીવન સાથે હળી ગયો હતો. તે મનુષ્ય માત્રનો મદદગાર મિત્ર હતો અને અનુકરણીય સમાજ સેવક હતો.

અત્યારની આપણી સમાજે તેના ચારિત્ર્ય પર ધ્યાન આપવું જરૂરતું છે. આપણી માતૃભૂમિના ઇતીહાસ ની અત્યારની ચળવળના સમયમાં તેના સિદ્ધાન્તોને અને વિચારોને અનુસરીને પ્રત્યેક માણસ ધારે તો દેશને માટે આદર્શ સેવક થઇ શકે.*

* અંગ્રેજી ઉપરથી અનુવાદ.



૧ લી સખી: કાલે એ જ્યારે રાતે એક વાગ્યે ઘેર આવ્યા અને ચુપકીદીથી મારા ઓરડામાં પેઠા ત્યારે મારો મિજાજ હાથમાં ન રહ્યો. મેં તો ગુસ્સો કરીને સંભળાવી દીધુ કે હું તમારૂં મોઢુંજ જોવા નથી માંગતી ! ”

૨ જી સખી: “ એ સાંભળીને એ પાછા ચાલ્યા ગયા ? ”

૧ લી સખી: ના રે ના ! હું એમનું મોઢું ન જોઇ શકું એટલા માટે દીવો હોલવી નાંખ્યો ! ”

ખરો આજ્ઞાધીન પતિ !

× × ×

૧ માણસ: “ કોઇ માણસ પાણીની અંદર શ્વાસ રોકીને પડી રહે તો વધારેમાં વધારે કેટલો વખત રહી શકે ? ”

૨ જો માણસ: “ બહુ બહુ તો પાંચ મીનીટ સુધી. ”

૧ લો માણસ: “ ત્યારે તો પેલી ડોસી ત્યાં ન્હાતી હતી તેણે ખરેખર કમાલ કરી. એને ડુબકી માર્યે લગભગ ૧૫ મીનીટ થઇ ગઇ. હજી સુધી તે શ્વાસ રોકીને અંદર પડી રહી છે ? ”

૨ જો માણસ: “ હા. કમાલ તો જરૂર કરી. હવે નીકળશે તો ફક્ત તમને આશીર્વાદ દેવાને ખાતરજ ! ”

× × ×

પતિ: “ પ્રિયે ! હું બહુ દીલગીર છું કે આફ્રિકાથી તેં મને પૂંછડી વગરનો વાંદરો લાવવાનું કહ્યું હતું તે નથી લાવી શક્યો. ”

પત્ની: “ કાંઇ હરકત નહિ. એને બદલે તમે તો ગયા ! ”

# ગુજરાત.

લેખક: શ્રીયુત મગનલાલ ત્રિવેદી.

( કાળી કાલિકા કાજળ મોટથી રે:-એ લય. )

સૃષ્ટિમાં અમુલખ ભારત દેશ છે રે,
  સ્વર્ગના નન્દનવનશો રસાળ જો,
મધુરી તે વન કેરી વાડિકા રે,
  ફુલડે ફાલી ફુલી અપાર જો,
    એવો ગુર્જર દેશ સોહામણો રે !

કુંજે લીલમ લીલી શોભતી રે,
  સહિયર મળી રમતા શું રાસ જો !
વિધવિધ ફળ ભારે નીચી લચી રે,
  લજ્જત નમતી સુવંત નાર જો ! એવો ગુર્જર.

સ્થળ સ્થળ સરતી સરિતા નિર્મળી રે,
  વહે શું અખંડ અમીની ધાર જો,
રગ રગ જીવન ઝરણાં રેડતી રે,
  અભુતા અમુજની નિરધાર જો ! ગરવો ગુર્જર.

વિધિએ લખલુટ સુન્દરતા ભરી રે,
  નિરખી નયણાં ઠરી ઠરી જાય જો,
મોંઘી માતા અન્નપુર્ણા સમી રે,
  દેતી અનગળ ધાન્ય ઘણાય જો ! ગરવો ગુર્જર.

ગરવો આમ ગુર્જરીનો સાજ છે રે,
  ગરવા ગુણીયલ ગુર્જર બાળ જો,
જગ નવ ચેતન ભરતાં રંગીલા રે,
  કરતાં માતાનું કલ્યાણ જો ! ગરવો ગુર્જર.

રચી એકાન્તે મહુલી જોગીએ રે,
  એવા સાબ્રમતી તીર ધામ જો !
જગમાં દિવ્ય મન્ત્ર જગાવીને રે,
  ગુર્જરી ગવડાવ્યા ગુણગાન જો ! ગરવો ગુર્જર.

આવો સહિયર રમીએ સાથમાં રે,
  ગાઇએ ગુર્જરીના યશગાન જો,
જેના બોધ દશે દિશામાં ગુંજ્યા રે,
  એવું ગાંધીનું ગુજરાત જો ! ગરવો ગુર્જર.

# કનૈયો.



ચમનલાલે : કનૈયાને ગળચીમાંથી પકડયો.


લેખકઃ શ્રીયુત " લક્ષ્મીકાન્ત. "

ચિત્રકારઃ શ્રીમાન પુરૂષોત્તમ.


કનૈયો માત્ર બાર વર્ષનો હતો. પણ એનાં પરાક્રમ ગોકુલની ગોપીઓના કનૈયાથી ઉતરે એવાં ન હતાં.

દુનિયામાં કેટલાક એવા મીઠા સ્વભાવના માણસો છે જેઓ માને છે કે બાર વર્ષની વયના બધા છોકરાઓને શૂળીએ ચઢાવવા જોઇએ. એથી ઓછા મીઠા સ્વભાવના માણસો તેમને બેહોશીની દવા સુંઘાડવાથી સંતોષ પામે એવા હોય છે. ઘણા ભલા માણસો તેમને થોડાંક વર્ષ આન્દામાનની હવાનો લાભ આપવાની યોજના ઘડે છે !

અમારા નાનકડા પરામાં કનયા અને અને તેની નાનકડી ટોળકી માટે જુદા જુદા અભિપ્રાયો હતા. પરંતુ એકંદરે ઘરમાં ઉપદ્રવ મચાવતા ઉંદરો કે ગામને ભડકાવતા હડકાયા કુતરા તરફ જેવી મીઠી નજરે જોવાય તેવી મીઠી નજરે લોકો તેમની તરફ જોતા !

એ ટોળકીના કાયદેસર સભાસદો તો ડઝનેક હશે. પણ વધારે ધ્યાન ખેંચે એવા ત્રણજ હતાઃ વસન્ત, અનંત અને કનૈયો. સૌનો આગેવાન કનૈયો હતો.

ઘરમાં તો કુટુંબીજનોના સંયુક્ત પ્રયાસથી કનૈયો એક સભ્ય ગૃહસ્થ બની રહેતો. એની બા મમતાથી પણ સખ્તાઇથી કામ લેતી. બ્હેનો અને ભાભીઓ એની સભ્યતા વધારવા જુદા જુદા પ્રયાસો કરતી. તેમના આ માયાળુ પ્રયત્નો તરફ કનૈયો કંઇક તિરસ્કારની નજરે જોતો, ' પરન્તુ આપણે જાણ્યું કે હોસે, કોણ બોલે.' એ ન્યાયે ' કજીઆનું મોં કાળું ' કરવાને તે જાહેરમાં વાંધો ઉઠાવતો નહિ.

બ્હેનોમાં કળાવતી સૌથી મોટી હતી. કનૈયાની ભાષા સુધારવા માટે તેનો આગ્રહ જબરો હતો. તેનું વ્યાકરણ શુદ્ધ કરવાનો ફરજભાર તેણે ઉપાડી લીધો હતો. ઘણીવાર

તો કનૈયો હોંશથી બોલતો હોય ત્યાં વચ્ચે અટકાવી એની ભાષા સુધારવા મથતી. ગણીતમાં કનૈયાની ચાલાકી જોઇ બાપા ઘણીવાર કહેતા કે " છોકરો ચાલતે દહાડે કોઇ બેંકનો મેનેજર થશે. " આ અભિપ્રાય સાંભળી કનૈયાને પ્રમાણિક મગરૂરી પોતાને માટે થતી અને તે મલકાતો. પણ કળાવતી એને લઇને વ્યાકરણ અને પાઠમાળા શીખવવા બેસતી ત્યારે મોઢું દીવેલ પીધા જેવું થઇ જતું !

નાની બ્હેન લીલાવતી એનાથી એકાદ વર્ષ નાની હશે. કનૈયાને એની સાથે વધારે ગોઠતું. રમત ગમતમાં તે ભાઇની સાથે ભાગ લેતી અને કળાવતીની જેમ ભૂલો કાઢતી નહિ.

મોટી ભાભી લલિતાને દિયરજીની કેટલીક ટેવો રૂચતી નહિ. પોતાના સુવાના ઓરડામાં તો કનૈયાને તે ભુલે ચૂકે પણ પેસવા ન દેતી. એના કેટલાક ગુણોનો ભાભીને કડવો અનુભવ મળી ગયો હતો એટલે એને દૂરજ રાખતી. વડીલોના દેખતાં દિયરજીને સ્વચ્છતાનો પાઠ શીખવવા મથતી. પાસે આવે કે " હાથ કેટલાં ગંદા છે. જાઓ ધોઇ નાંખો. " કહી વિદાય કરી દેતી. કનૈયાને આ ટેવ જરા પણ ગમતી નહિ !

નાની ભાભી શાન્તાને નાનકડા દિયરજી બહુ વ્હાલા લાગતા અથવા એમ બતાવવાનો પ્રયત્ન કરતી. હજી એ હમણાંજ સાસરે આવી હતી એટલે દિયરજીના ગુણોથી અજાણ હતી. કનૈયાને પણ એના તરફ ખાસ પક્ષપાત હતો.

કનૈયાની બીજી એક દુશ્મન પડોશમાં રહેતી જડાવ હતી. બન્નેની અગાશી જોડાજોડ હતી. કોઇ કપાયલો પતંગ પકડવા કનૈયો એની અગાશીમાં ગયો હોય કે ઘરના છાપરા પર ચઢયો હોય તો ગોધીઆરૂં કરી મુકતી. ઘણીવાર કનૈયાની મરજી વિરૂદ્ધ એની બા પાસે ફરિયાદ લઇ જતી અને મેથીપાક ખવડાવવીનેજ સંતોષ પામતી. ' પરિણામે કનૈયાની નાની ટોળકી એને "જડકી"ના સભ્ય નામે ઓળખતી.

એક દિવસ-સાચું કહું તો રાત્રી-નો પ્રસંગ હતો. ચૈત્રી પુર્ણિમાની સુંદર ચાંદનીથી આકાશ શોભી રહ્યું હતું. ઘરના બીજા સારા ને હવાવાળા ઓરડાઓમાં સુવાનો હક્ક કનૈયાને હજી મળ્યો ન હતો. તેને કાતરીઆમાંજ સુવું પડતું. અહિં માત્ર એકજ બારી હતી. કનૈયાને તાપ લાગતો હતો. અગાશીમાં જવાનો માર્ગ આ કાતરીઆમાં આવેલી એક ડોકાબારી મારફત હતો. બીજો માર્ગ હતો પણ તે માર્ગે આવવા ખાસ સીડી ગોઠવવી પડતી. ચાંદનીભરી અગાસીનો લાભ લેવાનો વિચાર કરી કનૈયો પથારી લઇ ચુપકીદીથી અગાસીમાં આવ્યો. બા જાણે તો ઉઘાડી જગ્યામાં સુવા માટે મેથીપાક મળે, માટે ખાસ સંભાળ રાખવી પડી હતી.

અગાસીમાં આવતાંજ પાસેની "જડકી" ની અગાસી તરફ કુદરતી રીતે તેની નજર ગઇ. અલબત્ત કોઇની છુપી વાત જાણવા માટે તેણે એમ કર્યું હશે એવું કોઇ ધારી ન લેશો ! એ અગાસીમાં તેણે જે દૃશ્ય જોયું તે હમેશનાં મગજ પર કોતરાઇ ગયું. જડાવ ને તેનો પતિ ચાંદનીનો અનેરો લ્હાવો લેતાં આજેજ નવાં પરણ્યાં હોય તેમ ગેલ કરતાં બેઠાં હતાં. સભ્ય કનૈયાને આ દૃશ્ય અસભ્ય લાગ્યું તેથી કે બીજા કોઇ કારણે તેણે ધીમે રહી " મ્યાઉં " અવાજ કરી બિલાડાની આબાદ હરીફાઇ કરી. પેલાં બન્નેનું ધ્યાન ખેંચાયું પણ એને જોઇ શકે તે પહેલાં કનૈયો અગાસીમાં બેસી ગયો. તેમણે ધાર્યું કે પાડોશીના છાપરા પર કોઇક ઠેકાણે બિલાડો હશે. ઉઠીને તપાસ કરવાની તેમને ફુરસદ ન હતી !

[ ૨ ]

સવારે કનૈયો ઉઠ્યો ત્યારે એ દૃશ્ય એના મગજમાં ઘડી પ્હેલાંજ જોયું હોય તેમ તાજું હતું. પોતે લીધેલા એ લ્હાવામાં બીજાઓને ભાગ આપવા તે ઉત્સુક થઇ રહ્યો હતો. તે એકલપેટો ન હતો. એનો વિચાર " જડકી " પરનું વેર વાળવાનો કોઇ પણ રીતે ન હતો. વેર જેવી નજીવી બાબત હજી એના નિર્દોષ મગજમાં ધુસી ન હતી. એ વાત જાણીને બધાં કેવાં હસશે અને આનંદ પામશે, તેનોજ એ માત્ર વિચાર કરતો હતો. બીજાઓનો આનંદ વ્યર્થ જવા દે એવો કનૈયો ન હતો !

પણ ઘરમાં હજી કોઇ ઉઠ્યું ન હતું. કાતરીઆમાંથી એ નીચે આવ્યો. પાસેના બંગલામાં રહેતો એનો ગોઠીઓ વસન્ત ઉઠ્યો હતો તેને એણે વાત કરી અને બન્ને જણા ખૂબ હસ્યાં. દુધ આપવા ભૈયો આવ્યો તે પણ વાત સાંભળી ગયો અને મલકાયો. ભગલા હજામને પણ એ આનંદમાં કનૈયાએ ભાગ આપ્યો. બીજા કોઇને એણે કહ્યું નહિ; કારણ કે કોઇ મળ્યું નહિ !

સવારના પ્હોરના આ પરાક્રમ પૂરાં કરી કનૈયો પાછો ફર્યો ત્યારે ઘરમાં ચ્હા પીવાની તૈયારી ચાલતી હતી. હોંસભર્યા કનૈયાએ બધાં વચ્ચે વાત કરી અને છેવટે કહ્યું: " મારા નરી આંખોએ મેં તેમને જોયું. "

" જોયાં, " તરતજ કળાવતીએ વ્યાકરણની ભૂલ સુધારી. એનું ધ્યાન ભાષાશુદ્ધિ તરફ હતું. પણ બા ના હૃદયમાં કનૈયાની વર્તણુક સાલતી હતી. છોકરાં છુપાઇને બીજાની ખાનગી વાતો સાંભળે યા ખાનગી દૃશ્યો જુએ અને પછી બ્હાર વાતો કરે, એ ટેવ બાને પસંદ ન હતી.

" કનુ ! " બાએ ઠપકાં ભરી આંખે ને અવાજે કહ્યું: " એવું એવું ન જોવાય અને ભૂલમાં જોવાઇ ગયું હોય તો બીજાને ના કહીએ. શું સમજ્યો ? "

" મારી ભૂલ થઈ બા ! " કનૈયાનું મોઢું પડી ગયું. તેણે ધાર્યું હતું કે બા એ વાત જાણી આનંદ પામશે. " હવે કોઇને નહિ કહું. " વસન્તને, ભૈયાને અને ભગલા હજામને તેણે વાત કરી દીધી હતી, એ ખરૂં. પણ હવે શું થાય ?

[ ૩ ]

ચાર છ કલાકમાં તો આખા પરામાં વાત પ્રસરી ગઇ. આ માટે સૌથી વધારે જવાબદાર ભગલો હજામ હતો. કનૈયાના ઘરથી થોડેક દૂર રહેતા જડાવના ફોઇજીને કાને એ વાત ઉડતી ઉડતી આવી ત્યારે તેમનો મિજાજ હાથમાં ન રહ્યો. બપોરે બિચારી જડાવ જરા આડી પડી હતી ત્યાં ફોઇજીએ આવી તેને ખંખેરી નાંખી: " અલી જડાવ ! આ શા તારા ભવેડા ? આખા ગામમાં તારી વાતો થાય છે. કંઇ લાજ શરમજ નથી ? "

જડાવ પહેલાં તો આ ગુસ્સાનું કારણ ન સમજી શકી, ફોઇજીએ માંડીને બધી વાત કરી ત્યારે આગલી રાતનો પ્રસંગ એને યાદ આવ્યો. તેણે એ નિર્લજ્જતાના આરોપનો સદંતર ઇનકાર કર્યો: " ખોટી વાત છે. એ પીટયો છોકરોજ એવો છે. લોકોનાં ખોટાં ખોટાં વગોણાં કરે છે. હમણાંજ એની બા પાસે જઇને એની વલે કરાવું છું. "

તુરતજ એ રોષભરી, ધમપછાડા કરતી કનૈયાના ઘરમાં ધુસી. કનૈયાની બા બેઠાં બેઠાં શીવતાં હતાં. છોકરીઓ અને વહુઓ પણ વણવા ચુંટવાનું કે ભરવા ગુંથવાનું લઇને બેઠી હતી અને સાથે સાથે થોડા વખત પર જોઇ આવેલા નાટકમાંનું ગીત ગાતી હતી:

" ક્યાંથી આ સંભળાય, મધુર સ્વર ક્યાંથી આ સંભળાય. "

સ્વર તો સંભળાયો, જડાવનો. પણ તે મધુર ન હતો; કર્કશ ને રોષભર્યો હતો. તે ગુસ્સાથી ધ્રુજતી હતી. તેનું ચાલે તો કનૈયાની ડોકી મરડી નાંખે!

કનૈયાની બાને તેણે સખત શબ્દોમાં પુષ્પાંજલી સાથે ફરિયાદ કરી. ' છોકરો સાવ જુઠ્ઠો છે; સદંતર ખોટી વાત છે; આવા વગોણાં કરવા માટે તેને જરૂર સજા થવી જોઈએ, ' એવી એવી વાતો તેણે હાંફતા હાંફતા કરી.

કનૈયાની બાને કહેવાનો વિચાર તો થયો કે " એવાં ભવાડા ઉઘાડી અગાશીમાં બેસી ન કરીએ; ઘરમાં ક્યાં જગ્યા ઓછી છે? " પણ પાડોશીઓ સાથે વઢવાના મતનાં એ નહતાં. જડાવને તેમણે ટાઢી પાડી અને " કનૈયા પાસે માફી મંગાવીશ " એવું વચન આપ્યું.

કનૈયાની બ્હેનો અને ભાભીઓ આ તમાસાથી સજ્જડ થઈ ગઈ હતી. મોટી બ્હેન અને મોટી ભાભીએ તો માની લીધું કે કનૈયો જુઠ્ઠો હતો. રમતીઆળ લીલાને મન એ વાત નજીવી હતી. શાન્તાને વિરજીના જુઠાણા માટે ખેદ થયો, પણ બીજાઓની જેમ એને કનૈયા પર ગુસ્સો ન આવ્યો. આટલું છતાં જડાવના ગુસ્સાના પ્રદર્શનથી સૌને બહુ રમુજ ઉપજી હતી. જડાવ ગઈ એટલે એ ચારે જણીઓ ખડખડાટ હસી પડી

" હસો છો શું? એમ કોઇના વગોણાં કરવાં સારું કહેવાય કે? " બાનું મોઢું પણ હસું હસું થઈ રહ્યું હતું, છતાં કૃત્રિમ ગુસ્સો બતાવ્યો.

[ ૪ ]

સાંજે કનૈયો નિશાળેથી આવ્યો કે તુરતજ બાએ ઉધડો લીધો. કળાવતી અને લલિતાના ડોળા પણ ચઢી ગયા હતા. પોતાની નિર્દોષ સાચી વાતથી આ બધાંનો ગુસ્સો વ્હોરી લેવો પડશે એમ તેણે ધાર્યું નહોતું. એ વાત હવે વિસારે પડે તો સારું, એમ તેને થયું. હવે જુઠ્ઠું બોલવા સિવાય એને માટે બીજો માર્ગ જ નહતો. જ્યોર્જ વોશીંગટન પણ એની જગ્યાએ હોત અને છ આંખો ડોળા કકડાવતી દેખત તો તે પણ સાચું બોલવાની હિંમત ન કરત.

" હું તો મજાક કરતો' તો " તેણે આખરે બહુ ધીમા અને રડવા જેવા સાદે કહ્યું.

" એટલે એમજ ને કે વાત જુઠી, જોડી કાઢેલી હતી? " બાએ ખાત્રી કરવા માંડી.

કનૈયાએ જવાબમાં ડોકું નમાવ્યું. એને બિચારાને ભૂખ લાગી હતી. નાસ્તો મળ્યા પછી આ પ્રસંગ બન્યો હોત તો કંઇ જુદોજ રંગ જામત. પણ છોકરાંને ભુખ્યાં રાખી જુઠ્ઠું બોલાવવાની ઘણાને ટેવ પડી હોય છે!

" અરે, છોકરા! તને તે હવે શું કરું? એવી તે મજાક હોય? જા. જેને જેને તેં કહ્યું હોય તે બધાને જઈને કહી આવ કે એ વાત ખોટી હતી. ને જડાવની પણ માફી માંગ. " બાએ હુકમ કર્યો.

આટલું કરતાંય છુટાય તો ન્યાલ થયા. ગમે તે પ્રકારે અહિંથી ખસાય તો સારૂં, એમ કનૈયાને થતું હતું. તેણે ચાલવા માંડ્યું. એટલે બાએ પાછો બોલાવ્યોઃ " અલ્યા, ઉભો રહે. તેં કોને કોને વાત કરી છે? "

"વસન્તને, ભૈયાને અને ભગલા હજામને

કહ્યું હતું, બીજા કોઇને વાત કરી છે નથી." કનૈયાએ સાચી વાત કહી દીધી.

" કરી છે નથી ' નહિ ' કરી નથી ' કહે. " વ્યાકરણની હિમાયતી કળાવતીએ સુધાર્યું.

પણ બીજા બધાં એણે ગણાવેલી વ્યક્તિઓનો વિચાર કરતા હતા. વસન્તને તો ઠીક. એની વાત કોઇ માનશે નહિ. ભૈયો પણ કોઇને વાત કરે એવો નથી અત્યારે તો એ દુધ આપી ચાલ્યો ગયો હતો. હવે તો સવારે પાછો આવે ત્યારે એને કહેવાય. પણ ભગલો હજામ ? " હાય, હાય ! " એનું નામ સાંભળતાં લલિતાએ સ્ત્રીસુલભ ઉદ્‌ગાર કાઢ્યો. " એના કરતાં કોઇ છાપામાં આખા પેજની જાહેરખબર આપી હોત તોય ઓછી અસર થાત ! આખું પરૂં જાણે તો શી નવાઇ ? " ભગલા હજામની અદ્દક પાંસળીનો સૌને કડવો અનુભવ હતો. કોઇ વાત ગામમાં થોડા વખતમાં ફેલાવવી હોય ' તો ભગલાને કરવી. તેમાં ગીઠું મરચું ભભરાવીને જરૂર બધે પ્હોંચાડી દે અને તે પણ એક પાઇનો બદલો લીધા વિના !

ભાભીના શબ્દોથી કનૈયો મનમાં તો ખુબ ચીડવાયો, પણ ભગલાને વાત કરવાની જોખમદારી તેને બરોબર ન સમજાઇ. બધાને ગુસ્સાથી આંખો કાઢતા જોઇ રણસંગ્રામ છોડી કાલયવનથી દ્વાપરયુગનો કનૈયો ભાગ્યો હતો તેમ આ કળિયુગના કનૈયાએ પણ બ્હાદુરીથી પાછાં પગલાં ભર્યાં. તે પોતાની ભુલ સુધારવા જવાને તૈયાર થયો.

નાની ભાભીને એની દયા આવી. હોય. છોકરાં છે તે કોઇવાર જુઠું પણ બોલે. તે પણ ઉઠીને કનૈયાની પાછળ પાછળ ઓરડાની બ્હાર આવી; તેના માથા પર વ્હાલથી હાથ ફેરવી, ભૂખ્યો થયો હશે ધારી તેને રસોડામાં લઇ જઇ નાસ્તો આપ્યો. એ જમતો હતો તેટલો વખત ભાભીએ 'સચ્ચાઇની ઉત્તમતા' ઉપર ભાષણ આપ્યાં કર્યું. કનૈયો બિચારો શું બોલે ? સાચું બોલી, થયલી ભુલ સુધારી લેવા માટે ભાભીએ એને સલાહ આપી. " હશે, ભાઈ ! મનમાં મુંઝાશો નહિ. જડાવની માફી માંગી આવો. એથી ઇશ્વર રાજી થશે. સાચાબોલાં છોકરાં પ્રભુને બહુ વહાલાં લાગે. "

એ પ્રમાણે ભુલ સુધારવાથી પ્રભુ વધારે રાજી કે નારાજ થશે તેનો નિર્ણય કનૈયો કરી શક્યો નહિ. જો પ્રભુ પણ ભાભીની જેમ સાચી વાત ન જાણતા હોય તો એ રીતે તેમને રાજી કરવામાં શું ખોટ જવાની હતી ? નાસ્તો કરીને કનૈયો નીકળ્યો ત્યારે તેને એમજ લાગ્યું કે પોતે પ્રભુને રાજી કરવા જાય છે !

[ ૫ ]

પ્હેલાં એ વસન્તને ત્યાં ગયો. તેને કહ્યું કે ' સવારે કરેલી વાત ખોટી હતી. ' જવાબમાં વસન્તે પોતાનો અનુભવ કહ્યો. ઘરમાં પોતે વાત કરી ત્યારે બધાં કેવાં ખડખડાટ હસ્યાં હતાં તેનું વર્ણન કર્યું. એ વર્ણન સાંભળી ગંભીર બનેલો કનૈયો પણ હસ્યો અને પ્રભુને રાજી કરવાનું કામ પળવાર માટે ભૂલી ગયો. પોતાના પરાક્રમ માટે તે મગરૂર હતો !

વસન્તને ત્યાંથી નીકળી જડાવના ઘર તરફ વળે છે તેટલામાં ભગલો સામેથી આવતો દેખાયો. તેને એણે વાત કરી. ભગલો એ સાંભળી નિરાશ થયો હોય એમ લાગ્યું. હજી કેટલેક ઠેકાણે ખબર પ્હોંચાડવાની બાકી હતી. પણ એમ ભગલો ગાંજ્યો જાય એમ

ન હતું. વર્તમાનપત્રો અને ભગલામાં એક મોટો તફાવત હતો. વર્તમાનપત્રો સારી નરસી બધીય બાબતો જાહેરમાં મુકે છે. ભગલો પોતાને સારી લાગે એવી ખબરોજ માત્ર ફેલાવતો તે વગર પૈસે કામ કરે. તે એટલો હક્ક તો રાખે ને !

" ઠેંક, ઠેંક. બઉ હાર." તેણે કહ્યું.

ભગલાને મોઢે '' બઉ હાર '' સાંભળી કનૈયાને પાનો ચઢ્યો. તેની ખાત્રી થઇ કે આ રીતે તે એક મગદૂરી લેવા લાયક કામ કરી રહ્યો હતો.

પણ જડાવના ઘરમાં એ પેઠો ત્યારે એનું હૈયું ધડકતું હતું. તેની પાસે જઇને એણે આસ્તેથી માફી માગી. જડાવને આથી પૂરતો સંતોષ ન થયો હોય તેમ તે તડુકી: " મારો પીટ્યો ! હવે માફી માંગવા આવ્યો. હવે પછી જો એવી વાત કરી છ ને તો ચામડુંજ ચીરી નાંખીશ. "

' હવે પછી'ની વાત તો ઠીક પણ કદાચ તેજ વખત ' ચામડું ચીરવા ' ઉઠશે એવો જડાવનો દેખાવ જોઇ કનૈયો ત્યાંથી નાઠો.

હવે શું કરવું તે સવાલ હતો હાથમાં લીધેલું કામ હવે પુરુંજ કરવું એવો કનૈયાએ નિશ્ચય કર્યો. જડાવની માફી માગી તો એના પતિ–બિચારા ચમનલાલનો શું વાંક ? તેની પણ માફી જરૂર માંગવી જોઇએ. પરન્તુ એ મુંબાઇથી સાંજની ગાડીમાં પાછો ફરતો. સ્ટેશનપરજ તેને પકડવો એવો કનૈયાએ વિચાર કર્યો, કે જેથી ચંડિકાસ્વરૂપ જડાવના ફરી દર્શન કરવા ન પડે.

પણ ગાડીને આવવાને હજુ અર્ધાક કલાકની વાર હતી. દરમિઆન રસ્તામાં જે કોઇ નાનું મોટું એને સામું મળ્યું તે સર્વને એણે પોતે જે કામે નીકળ્યો હતો તેથી વાકેફ કર્યા.

[ ૬ ]

ગાડી આવી. ચમનલાલ ઉતર્યા. સાથે ત્રણ ચાર મિત્રો પણ હતા. કનૈયો એ ટોળી તરફ દોડી ગયો. શ્વાસ લેતાં લેતાં એણે ગોખી રાખેલા શબ્દો ઉચ્ચાર્યા. " હું તમારી માફી માંગું છું. "

તેનો અવાજ એટલો ધીમો હતો કે ઉપડતી ગાડીના ગડગડાટમાં ચમનલાલે માત્ર " માફી " શબ્દ જ સાંભળ્યો,

" શાની માફી ? તું શું કહેવા માગે છે, છોકરા ? " તેમણે ખુલાસો માગ્યો.

" કાલ રાતે અગાસીમાં તમે બેઉ જણ ગેલ કરતા'તા ત્યારે બિલાડો ' મ્યાઉં ' બોલ્યો એમ તમને લાગ્યું હતું. તે બિલાડો નહિ, હું હતો. " કનૈયાએ ખુલાસો કર્યો. ચમનલાલની આંખો લાલચોળ થઇ. સાથેના મિત્રો ખડખડાટ હસી પડ્યા.

ગુસ્સામાં ચમનલાલે કનૈયાને ગળચીમાંથી પકડ્યો. તેમનું ચાલત તો મરડી નાખત, પણ એક પરગજુ મિત્રે કનૈયાને તેમના હાથમાંથી છોડાવ્યો. જડાવે તો ' હવે પછી ' ચામડું ચીરવાની વાત કરી હતી; ચમનલાલ ' તરત દાન ને મહાપુણ્ય ' નો સિદ્ધાંત માનનાર એનાથી બે જુતાં ચઢી જાય એમ હતું. કનૈયાને લાગ્યું કે રાતે ચાંદનીમાં ગેલ કરતાં માણસો દિવસે રાક્ષસ બની જતાં હશે !

તે મુઠીઓ વાળી ત્યાંથી નાઠો. નાસતાં નાસતાં ચમનલાલનો અવાજ તેણે સાંભળ્યો: " બદમાશ, પાજી સાલો ! રાઇ રાઇ જેવા કકડા કર્યા હોય તોય પાપ ન લાગે ! " પણ રાઇ રાઇ જેવા કકડા કરાવવાનો કનૈયાનો હાલ તુરત વિચાર ન હતો ! તેમાંય ચમનલાલ જેવા માણસને હાથે તો હરગિઝ નહિ !

# રણ વિદાય.

લેખકઃ—શ્રીયુત નાનાલાલ દલપતરામ પટેલ.

( ઓધવજી સન્દેશો કહેજો શ્યામને......એ રાગ. )




સ્વામિજી ! સુખેથી રણમાં સંચરો,
વિનવે છે અબળા નારી નિજ શીશ જો !
નયનમણિ ! વ્હેલેરા વળજો વ્હાલમા !
સ્હાય કરો શુભ કાર્ય મહીં જગદીશ જો ! સ્વામિજી.

ઝિલજો વીર બનીને દુશ્મન ઘાવને,
પાછા હેલો સાધી રૂડો લાગ જો !
લડજો ને વઢજો આખર વિજયી થજો,
અમર રહેશે જગમાંહી તમ નામ જો ! સ્વામિજી.

ફેરવજો બ્હાદુર બની તરવાર ને,
રિપુ તણા રક્તે કરજો તરબોળ જો !
ભોગ દઇ રણદેવીને બહુ ભાવથી,
રણનો રૂડો લેજો વ્હાલા ! લ્હાવ જો ! સ્વામિજી.

કાયર થઇને પાછા પડશો જો પતિ !
જરૂર લાજે માતા કેરી કૂખ જો !
નિંદા કરશે લોક જગતમાં આપણી,
એથી અદકું શૂરવીરને શું દુઃખ જો ? સ્વામિજી.

લડતાં યુદ્ધ મહીં પડશે જો કાય તો,
સ્વર્ગે પળશે પુણ્યાળુ એ પ્રાણ જો !
સ્વર્ગ તણી સુન્દરીઓ આદર આપશે,
વધાવશે લઇ ફુલડાં કેરી માળ જો ! સ્વામિજી.

પાય ધરો પેંગડીએ ચોઘડીયું રૂડું,
હણહણતો તોખાર ઉભો છે દ્વાર જો !
ખડખડતાં શસ્ત્રો સરવે સૈનિકનાં,
રણશિંગાનો સુણાય સ્વામિ ! સાદ જો ! સ્વામિજી.

જીતીને વળજો જોઉં છું વાટડી,
અરપું વ્હાલા ! વિજય તણી ફુલમાળ જો !
પુષ્પોની પરિમલ સમ પસરો આપની,
કીર્તિ સ્વામિ ! જગમાં ઠામે ઠામ જો ! સ્વામિજી.

ચાલુ **સ્નેહપૂર્ણા.** વાર્તા.

લેખક : શ્રીયુત ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.

## પ્રકરણ છવીસમું.

### કપિંજલાનો પત્ર.



પોતાના પ્રેમપાત્રનું એકાએક દર્શન થતાં રૂક્ષ્મણી બહુજ આનંદ પામી ઘણા વખતથી તલસતી આંખડીને રસતૃપ્તિ મળી. જેના અક્ષરદેહથી મોહિત થઇ, પરો ક્ષપણે જેનું તે હમેશાં ધ્યાન ધરતી હતી તે વસંતને આજે પ્રત્યક્ષ જોતાં તેના હૃદયમાં રસરેલ રેલાઇ રહી.

એક મહારથીની ઝડપથી રૂક્ષ્મણીના નયને સુન્દરીસંઘ વચ્ચેથી રસબાણુ ફેંક્યું. વસંત આ રસબાણુ ઝીલવાને માટે તૈયાર ન્હોતો. બિહારી ને કાન્તિ તેમજ પેલા વૃધ્ધોની વાતપરથી તે એટલું જાણી શકયો હતો કે રૂક્ષ્મણી પોતાને પરણવા માગે છે. પોતે એ પ્રશ્નને માટે બિલકુલ કોઇપણ જાતનો વિચાર કરી શકયો ન્હોતો. માત્ર રૂક્ષ્મણીને એકવાર ફરીથી જોવાની જીજ્ઞાસાએ તે આ સ્થળે આવી ઉભો હતો.

આંખના પલકાર જેટલા સમયમાં આ ઘટના બની ગઇ. બિહારીએ વસંતને જોઇ રૂક્ષ્મણીમાં પ્રકટેલી ભાવના પારખી લીધી.

યૌવનના સાગરમાં ઉછળતી રૂક્ષ્મણીએ કોઇની પણ પરવા કર્યા વગર પોતાનાં રસદેવનાં દર્શન કરવામાં બાકી રાખી નહિં. જતાં જતાં દૂર દૂરથી પણ એ નયનતેજ પ્રકાશતું વસંતે જોયું. “ શું રૂક્ષ્મણી પોતાને ખરેખર ચાહે છે ? પોતે ફરીથી પરણવાનો વિચાર કરી શકે ખરો કે ? પોતાને એ વિચાર કરવાનો કંઇ હકક છે કે ? ” લલિતાના દુખી જવા પછી આ વિચારો વસંતમાં આજે પહેલી જ વાર પ્રગટયા.

સર્વ સુંદરીસંઘ વિદાય થયા પછી પુરૂષવર્ગ જમવા બેઠો. વસંતની સાથે આ વખતે ઘણા યુવાનો ભેળાવા મંડયા. પોતાની જ્ઞાતિના આ યુવાન કવિને જોવાની ઉત્કંઠા ઘણાઓએ આજે પૂરી કરી. વસંતની કવિતાઓ હોંસથી વાંચનાર કેટલાક યુવાનોએ તેને અભિનંદન આપતાં આપતાં તેનાં વખાણ કર્યાં. કેટલાએ વસંત સાથે મિત્રતા થાય એવા અભિલાષો એક યા બીજી રીતે બતાવ્યા. સર્વ કોઇનું ધ્યાન આ વખતે વસંત તરફ ખેંચાયું. કાળા અક્ષરને કુટી મારનાર કેટલાક વૃદ્ધ સિવાય આખી પંગતમાં વસંત માટે વાતો ચાલી રહી. મુંબાઇમાં આવ્યા પછી ન્યાતિ જમણમાં વસંત આજે પહેલીજ વખત આવેલો હોવાથી સર્વ સમૂહમાં તે જુદો તરી આવતો હતો.

વસંત આ પળે સર્વની સાથે હસીને વાતો કરતો હતો ખરો પણ જો બારીક

નજરથી જોનાર કોઇ કુશળ વ્યકિત હોત તો તે પારખી જાત કે, વસંતની સર્વ હિલચાલ યંત્રવત્ હતી.

પાનનાં બીડાં લઇ પંતગમાં બિહારી આવ્યો. દરેક જમનારને હસી હસીને બીડું આપતો આપતો તે વસંત પાસે આવી પહોંચ્યો. વસંતને જોતાં ફરીથી તેને અદેખાઇ થઇ. રંભા સમી રૂક્ષ્મણી વસંતની થશે એ વિચારે તેના હૃદયમાં કારી જખમ થયો.

પાનનું બીડું હાથમાં લેતાં લેતાં યંત્રવત્ જમતો વસંત બોલી ઉઠયો.

"વરરાજા સાહેબ ! ઉપ-ાર થયો. હમને અભિનંદન આપતાં આનંદ થાય છે. પ્રભુતાગાં પગલાં માંડી પ્રભુત્વ પ્રકટાવી હમો દંપતી આનંદમાં મ્હાલજો."

"કવિરાજ ! હમારા લગ્નમાં નોતરજો, ભૂલતા નહિં હો! હમે તો કદાચ રૂક્ષ્મણીહરણનો નાટક ભજવશો." બિહારીએ કટાક્ષમાં વાત કરી.

વસંત આ કટાક્ષ સ્હમજી ગયો.

જમી ઉઠયા પછી પણ રૂક્ષ્મણીહરણ એ શબ્દો હેના સ્મૃતિપટપર તાજા થયા.

પોતાને ઘેર આવ્યા પછી પણ વસંતને એના એજ વિચારો આવવા શરૂ થયા.

"શું લલિતાને હવે મરી ગયેલી જ માનવી. કદાચ બચી હોય તો ? બચી હોય તો અત્યાર સુધીમાં જરૂર કંઇ પતો મળે. એ બિચારૂં કોમળ ફૂલડું અકાળે કરમાઇ ગયું. આને માટે હુંજ જોખમદાર છું. હિંદુ સંસારમાં આટલો બધો જુલમ હશે એવી મ્હને સ્વપ્ને પણ કલ્પના ન્હોતી. જયકુંવર ફઇએ તો મ્હારો સંસાર બગાડી નાંખ્યો. આટલો બધો ત્રાસ, આટલી બધી નિષ્ઠુરતા અને આટલી બધી નિર્દયતા જો હિંદુ સંસારમાં હોય તો એ સંસારમાં રહીને શું કરવું ? હિંદુ સંસાર દુનિયાના સર્વ સમાજમાં ઉચ્ચ સ્થાને ગણાય છે એ શું ખરૂં હશે ? આર્યત્વની ઉચ્ચ ભાવના અન્ય દેશો વખાણે છે એમાં કંઇ સત્ય હશે ખરૂં ? ચારિત્ર્યમાં, નીતિમાં, વિશુદ્ધિમાં ઉચ્ચ ગણાતું આર્યત્વ દંપતીસુખમાં હિંદને સર્વ દેશોમાં પ્રથમ પકિતએ મૂકે છે એ વિદ્વાનોની ભાવના શું કંઇ અર્થપૂર્ણ હશે ? કદાચ હશે, પણ હિંદુ સંસારમાં એ ભાવના પ્રત્યક્ષ કેટલા ટકા દેખાશે ? જો જયકુંવર જેવી ફઇઓ હિંદુસમાજમાં ગૃહનું આધિપત્ય ધરાવતી હોય, પોતાના જેવા ભણવામાં આખો વખત તન્મયતા રાખનારા પતિ, પત્ની કયાં રહે છે ને શું કરે છે તેની દરકાર રાખતા ન હોય ને લલિતા જેવી સુશીલ ને શાંત સ્ત્રી પતિને પોતાપર થતા જુલમથી વાકેફ ન કરતાં પોતાનો પ્રાણ આપે એવા પ્રસંગો જો હિંદુ સમાજમાં હસ્તી ધરાવતા હોય તો હિંદુ સંસારને વખાણનારા લેખકો ને કવિઓ માત્ર કલ્પનામાજ ઉડે છે." વસંત પોતાના ઓરડામાં ઇઝીચેરપર પડયો પડયો વિચારસાગરમાં ગોથાં ખાય છે.

ફરી વિચાર કરતો કરતો તે ઉઠયો. "પોતાની મૂર્ખાઇથી જો લલિતાનો જીવનનો અંત આવ્યો હોય તો પરણવાનો વિચાર કરવો એ પણ મૂર્ખાઇ છે." આમ મનમાં ને મનમાં લવતો તે પોતાના ટેબલ તરફ ચાલ્યો. આજે ત્હાંજે આવેલી ટપાલ ટેબલ પર પડેલી હેણે જોઇ. આજે 'વસંત,' 'સમાલોચક' ને "વીસમી સદી"ના છેલ્લા અંકો આવેલા હતા. પત્ર માત્ર એકજ હતો. પરબીડીયાપરના અક્ષરો પરિચિત લાગ્યા. વિચારમાં ને વિચારમાં પરબીડીયું ફોડી ઉતાવળથી પત્ર વાંચ્યો.

રાજકોટ. તા...............

" ભાઇ શ્રી વસંત,

ત્હમે આ તરફથી મુંબઇ ગયા પછી ત્હમારા ભાઇએ અભ્યાસ છોડી દીધો છે એ એમના તથા મ્હારા ગયા પત્રોપરથી જાણ્યું હશે. ત્હમારા ભાઇ અત્રે સરકારી નોકરી લેવા ઇચ્છે છે. જન્મભૂમિમાં રહેવાની ઉત્કંઠા ત્હેમને બહુ છે. જો અહિં રહીને સારી નોકરી મળતી હોય તો તેઓ બહાર જવાનું બીલકુલ પસંદ કરતા નથી. નોકરી કરી પૈસા કમાવાનો તેઓને ઉદ્દેશ નથી એ તો ત્હમે સારી રીતે જાણો છો. આ સઘળું અમ્હારે માટેનું લખાઇ ગયું. ત્હમને હવે ત્યાં ગોઠતું હશે. પરીક્ષા કયારે છે તે જણાવશોજી. લલિતા બ્હેનનો હવે વિચાર છોડી દેશો તો ઠીક થશે. ત્હમારા જેવું આશાવાદી હૃદય આ પ્રશ્નને અંગે નિરાશામાં ડુબે એ ઘણું હાનિકારક છે. આપણે સર્વ જગન્નાયકના નાંખ્યા દાવ રમીએ છીએ. સુખ ને દુઃખ એ બન્ને ન માનવામાં બહુ મઝા આવે છે. ત્હમે કવિ છો એટલે અમ્હારી કલ્પનાના કરતાં તમારી કલ્પનાઓ આ બાબતમાં બહુ ઉચ્ચ હોય છે. મ્હારી ઇચ્છા થાયછે કે હમેશાં ત્હમારી કલ્પનામાં અમ્હેં પણ સાથે ઉડવાને શક્તિમાન થઇએ. અહિં અમને એ કલ્પનામાં ઉડવાનો થોડો થોડો લાભ એક યા બીજી રીતે મળતો રહે છે. કુમારિકા સ્નેહપૂર્ણા અમ્હારાથી દૂર સદરમાં રહે છે. આ બ્હેન ત્હમારાં કાવ્યોની સાચી ઉપાસક છે. જ્યારે ત્હેમની પાસેથી ત્હમારાં કાવ્યોની સમાલોચના સાંભળું છું ત્યારે ત્હમેજ સમજાવતા હોય એવો મ્હને ભાસ થાય છે. ખાનદાન કુટુંબની આ કન્યકા બહુ વિદુષી ને સુશીલ છે, સંસ્કારી ને જ્ઞાની છે.

એક વાત કલમ ના કહે છે છતાં લખી દઉં છું. ગુસ્સે થશો નહિં, ને કદાચ થાઓ તો કપિંજલા બીલકુલ ત્હમારાથી બ્હીતી નથી સમજ્યા કે ?

સાંભળો ! હું જયમ જયમ સ્નેહપૂર્ણાના વધારે પ્રસંગમાં આવતી જાઉં છું ત્યમ ત્યમ મ્હને એકજ વિચાર આવે છે કે સ્નેહપૂર્ણા વસંતની થાયતો ?

એટલામાં સહમજી જજો. ત્હમારા ભાઇએ જયદેશોત્કર્ષ લખવાનું મ્હને કહ્યું છે.

કુશળ સમાચાર લખશોજી. એકાદ નવું કાવ્ય બનાવી સ્નેહપૂર્ણા માટે વાંચવા-મોકલશો કે ! ? ! "

લી. શુભચ્છેક,

**કપિંજલાના આશીર્વાદ.**

પત્ર પૂરો કરતાં વસંત મનમાં મનમાં બોલી ઉઠયો.

" કપિંજલા તું ખરેખર ગાંડી બની હોય એમ લાગે છે. અહિં લોકો રૂક્ષ્મણીની વાતો કરે છે ત્યારે તું સ્નેહપૂર્ણાની ઓળખાણ કરાવે છે. "

---

# પ્રકરણ સતાવીશમું.

## હઠીલી રૂક્ષ્મણી.



"રૂક્ષ્મણી! આવી હઠ લેવી એ કંઇ ઠીક કહેવાય!?" રૂક્ષ્મણીની માતા અંબાલક્ષ્મીએ કચવાતાં કચવાતાં પુત્રીને સમજાવવા પ્રયત્ન કર્યો.

"એમા હઠ જેવું હું કાંઇ જોતી નથી. ત્હમે બધાંએ એ વાતને ચોળીને ચીકણી કરી છે. મ્હેં તો જે કહેવાનું હતું તે ખુલ્લા શબ્દોમાં કહી દીધું છે. એક વાર કહું તોપણ એજ અને વધારે વાર કહું તોપણ મ્હારે તો એજ કહેવાનું છે." રૂક્ષ્મણીએ હૃદયમાં રહેલો નિશ્ચય સત્યરૂપે પ્રકાશમાં મૂક્યો.

"આ બધી ન્હાને મોંઢે મ્હોટી વાત જેવું ગણાય. આપણી આખી ન્યાતમાં ત્હારે માટે નિંદા થાયછે."

"મ્હને એ નિંદાની કંઇ પણ બ્હીક નથી. આપણું કારણ સત્યના સિદ્ધાંતપર રચાયલું હોય તો પછી જનસમાજ કંઇ પણ બોલે તેથી આપણે બ્હીવાનું નથી." પુત્રીએ માતાને ઉપદેશ આપ્યો.

"એ ત્હારા સિદ્ધાંતની વાતો ત્હારી પાસે રાખ. અમ્હારે સંસારમાં રહેવું છે, સંસારમાં ઉંચું નાક લઇને ચાલવું છે. સ્હમજી?"

"હું પણ કહું છું કે ત્હમારે હંમેશાં સંસારમાં ઉંચું નાક લઇ તમે ચાલો તેવા કાર્યો કરવાં. પુત્રીને લાયક વર સાથે પરણાવવી, પુત્રીને સારે ઠેકાણે પાડવી એમાં માબાપની આબરૂ વધે છે. એમાં શું અનિષ્ટ છે એ હું કંઇ સ્હમજી શકતી નથી!"

"તું તો અમારૂં નાક કપાવવા તૈયાર થઇ છે..."

"પણ મ્હેં એવું શું કર્યું કે ત્હમે બધાં આવી રીતે મ્હારા ઉપર હલ્લો કરો છો? હું મ્હારા ભવિષ્યનો ભરથાર ત્હમને સૂચવું એમાં મ્હેં ત્હમારૂં નાક કેવી રીતે કપાવ્યું? શું, એક કન્યકા પોતાની પસંદગીના વરને પરણવાની ઇચ્છા પણ ન કરી શકે? પોતાના ભવિષ્યનો સુખ દુઃખનો સાથી, પોતાના જીવન-દેશનો નેતા, પોતાના વિકાસમાર્ગનો સાથી, પોતાના જીવન-નાવનો યોગ્ય નાવિક, પોતાના ગૃહમન્દિરનો રસદેવ અને પોતાના ઇશ્વરરૂપ, સ્વજ્ઞાતિના, સ્વદેશના ને કેળવાયલા પતિનું નામ સૂચવવા જેટલી પણ છૂટ જો એક હિંદુ કન્યકાને ન હોય તો પછી એ સમાજનું બંધારણ બાંધનારાઓ દેશને ઉન્નતિના માર્ગમાં આગળ વધારવાને બદલે અવનતિમાં પાછો ધકેલે છે." રૂક્ષ્મણી સહજ ઉશ્કેરાયલી હોય તેમ દેખાયું.

"એ બધી વાતો સુધારકો માટે છે. આપણા ઘરમાં એ ન શોભે. આપણું કુટુંબ ખાનદાન ગણાય છે. ન્યાતજાતમાં આપણી આબરૂ બહુ મ્હોટી છે. માટે આપણે તો જેમ જૂના સમયથી મ્હોટેરા ચાલ્યા આવે છે તે માર્ગમાં ચાલવું..."

"ને છોકરાછોકરીઓને એ મ્હોટાઇમાં જેમ ફાવે તેમ પરણાવી દેવાં એમ કે?" અંબાલક્ષ્મી બોલતી હતી. તેની વચમાંજ ગુસ્સાથી રૂક્ષ્મણી બોલી ઉઠી.

"એમ નહિં. કુટુંબ જોવું, ઘર જોવું, વર જોવો ને પછીજ સગપણ કરવું. દાખલા

તરીકે ત્હારા માટે જેનાં હમણાં લગ્ન થયાં તે બિચારીને અમ્હેં પસંદ કર્યો હતો. ત્હારી હઠીલાઇને લીધે ત્હેં એક સારામાં સારો વર ને ઘર બન્ને ગુમાવ્યાં. રૂખી! આ વિષયમાં ત્હારા કરતાં અમ્હારે વધારે ચિંતાતુર રહેવું પડે છે. તું સુખી થાય તે જોવા માટે અમ્હેં આતુર છીએ. આવી ત્હારા જેવી ભણેલી-ગણેલી પુત્રી સારે ઠેકાણે પડે એટલે અમ્હેં અમ્હારી જોખમદારીમાંથી છૂટયાં." માતાએ પુત્રીને ધીરે ધીરે સ્હમજાવી.

"ત્યારે જે સારૂં ઠેકાણું મ્હેં ત્હમોને સૂચવ્યું છે. ત્યાં મ્હને પરણાવો એટલે ત્હમે ત્હમારી જોખમદારીમાંથી મુક્ત થશો."

"બ્હેન! વસંત છોકરો સારો છે પણ એ ઘર સારૂં નથી. વળી એ બીજવર રહ્યો એટલેજ અમ્હેં બધાં એ સગપણ પસંદ કરતાં નથી."

"બીજવર હોય તેથી શું થયું? શું એના સદ્‌ગુણમાં કંઇ ખામી આવે છે?" રૂક્ષ્મણીએ માતાને સીધો પ્રશ્ન કર્યો.

"કદાચ એ બીજવરની વાત જતી કરીએ છતાં પણ એ ઘર બીલકુલ સારૂં ગણાય નહિ. ત્હેની આગલી પત્ની લલિતા બિચારી બહુ દુઃખી થઈ હતી ત્હેના ઘરમાં ત્હેની ફૈઇ જયકુંવરનું બહુ ભારે ચલણ છે. એ જયકુંવર બહુ વઢકણી ને વિચિત્ર સ્વભાવની છે. લલિતાએ એના દુઃખથી કંટાળી આખરે આપઘાત કર્યો. તું હજી સંસારનો કક્કો બારાખડી શીખી છો. જ્યારે અમ્હેં તો એવા કંઇક બનાવો નજરે જોયા છે. ઘણી વખત વર સારો હોય છે પણ સાસુ કે નણંદના ત્રાસથી બિચારી ફૂલ જેવી કન્યકાઓને બહુ વેઠવું પડે છે. સાસુ વહુના ઝઘડાઓથી હિંદુ સંસારે બહુ સહ્યું છે. એ બધો બહારથી ઠાઠમાઠ દેખાય પણ ઘરમાં તો ક્લેશનું મહાભારત રોજ મંડાય. આ ઝઘડાઓથી ઘણી વહુઓ કંટાળી આપઘાત કરેછે. આ બનાવો બહુ સામાન્ય થઇ પડયા છે. કેટલીક કૂવો પૂરે છે, કેટલીક ગળે ફાંસો ખાય છે ને કેટલીક શરીર પર ઘાસલેટ રેડી બળી મરી આ ઝઘડાના દુઃખથી મુક્ત થાય છે. ત્હમે સર્વ ભણેલીઓ ભણતરમાં પાવરધી ખરી, વર શોધવામાંયે હુશિયાર ખરી, પણ આ સંસારના અનુભવમાં તદ્દન અજ્ઞાન છો. હું તને વસંતની સાથે પરણાવવા ખુશી છું પણ તેની ફઇ જયકુંવરની વાતો સાંભળી મ્હારૂં મન ત્હને ત્યાં આપવા માટે સાફ સાફ ના પાડે છે." હિંદુ સંસારમાં બનતા બનાવોની રૂપરેખા દોરી અંબાલક્ષ્મી મૂળ મુદ્દાપર આવી.

"ધારો કે મ્હારાં લગ્ન એ ઠેકાણે થયાં તો એ જયકુંવર મ્હને શું દુઃખ આપશે?"

"હું ગાંડી છો. સંસારની વાતો તું સ્હમજી શકે નહિં. ત્હને અનેક પ્રકારનાં દુઃખો એ આપશે અને આખરે ત્હારે પણ આપઘાત કરવો પડે."

"પણ શું દુઃખ આપશે એના કંઇ પ્રકાર તો સ્હમજાવ?"

"એના વળી પ્રકાર હોય? એ ત્હારી સાથે વાત વાતમાં લડશે."

"હું નહિં લડું તો પણ મ્હારી સાથે લડશે?"

"રૂખી! એ વાત આમ સ્હમજાય નહિં. એ અનુભવ બહુ કડવા ને વસમા છે."

'એ બધી વાત હું ખરી માનું છું, પણ મ્હારો મુદ્દો એકજ છે કે બે હાથ વિના તાળી પડેજ નહિ. હું કોઇને મારી સાથે લડવાનો પ્રસંગ આપું તોજ મ્હારી સાથે

કોઈ લડે. ખાલી પ્રયોજન સિવાય કે ઇપણ ઘરમાં લડાઇ થાય એ હું માની શકતી નથી.”

“ ત્હારા કરતા એ લલિતા સાત દરજ્જે ઉચ્ચ વિચારની હતી પણ જ્યારે ત્હેને આ કડવો અનુભવ થયો હશે ત્યારેજ નદીમાં પડી આપઘાત કર્યો.”

“ ભલે જે હોય તે, મ્હારે તો એ વસંતરાય સાથેજ પરણવું છે. રૂક્મણીએ આ વાદવિવાદથી કંટાળી છેવટનો જવાબ આપી દીધો.

“ શરમાતી નથી ? મ્હારે ફલાણા વર સાથે પરણવું એમ ત્હારાથી બોલાયજ કેમ ? માતાની મગરૂરી પ્રકાશી.

“ એમાં શરમ શાની ? હું મ્હારે માટે યોગ્ય ભરથાર શોધી ત્હમારો ભાર ઓછો કરૂં છું.”

“ રૂક્મણી ! હું ત્હને છેલ્લી વખત કહી દઉં છું કે આ ત્હારૂં આચરણ બહુ સારૂ નથી. જે ઘરમાં ત્હને સુખ નહિ મળે ત્યાં ત્હને આપવા હું અને ત્હારા બાપ તૈયાર નથી. આજ પછી એ વાત ફરીથી ઉચ્ચારીશ નહિ.” અંબાલક્ષ્મીએ સત્તાદર્શક ભાષા વાપરી.

“ જો માતાપિતા આવી રીતે પોતાની સત્તાનો ગેરઉપયોગ કરતાં હોય તો એ સત્તા ક્યાંસુધી નીભી શકશે ? ” રૂક્મણીએ માતા સાથે કટાક્ષમાં વાત કરી.

“ ત્હારે જેમ બોલવું હોય તેમ બોલ પણ એટલું યાદ રાખજે કે માબાપની આજ્ઞા ત્હારે માનવીજ પડશે. અમ્હે ત્હારાં હિતૈષી છીએ કંઇ દુશ્મન નથી. ત્હારા સુખને માટે અમ્હારા સર્વ પ્રયત્નો છે...........” અંબાલક્ષ્મી પોતાનું બોલવું પૂરૂં કરે ત્યાં રૂક્મણીનો પિતા ત્યા આવી પહોચ્યો.

“ હજી પણ એ હઠ છોડતી નથી કે ! ”.

અપૂર્ણ.



" આજથી દશવર્ષ ઉપર આપણા કેટલાક સંસાર સુધારકો ન્યાત બંધારણનો સમુળગો નાશ કરવાની સલાહ આપતા હતા. જ્યાં સુધી કોઇ પણ પ્રાણી કે સંસ્થામાં જીવ હોય છે ત્યાં સુધી આસપાસના વાતાવરણમા કાંઇ ફેરફાર થાય તો તે પ્રમાણે પોતાના બંધારણમાં જોઇતો ફેરફાર કરવાની શકિત તેનામાં હોય છે-આવી શકિત મૃત અથવા જડ પદાર્થમાં હોતી નથી. જ્ઞાતિની સંસ્થા તથા તેના રીતરિવાજો એટલે નિયમો, જ્ઞાતિના સંરક્ષણ તથા હિત માટેજ યોજાયલા હોય છે. પણ જ્યારે કોઇપણ કારણને લીધે ન્યાતબંધારણમાંથી સ્વાભાવિક સુધારણાની શકિત ગુમ થાય છે અગર મંદ પડી જાય છે ત્યારે એ નિયમો તથા ફરજીઆત રીતરિવાજો નુકશાન કરે છે. વગદાર તથા પૈસાદાર લોકોની સાથે ગરીબ લોકોને ઘસડાવું પડે છે. આપણા દેશની રાષ્ટ્રીય અધોગતિના સમયમાં, એટલે મુસલમાન તથા અંગ્રેજ સરકારના અમલમાં ન્યાતોનો મુખ્ય ઉદ્દેશ સચવાઇ ન રહ્યો, સ્વાર્થનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું એટલે ન્યાત બંધારણને લીધે પ્રગતિમાં અડચણો નડવા લાગી. આવી અડચણોને લીધે પ્રગતિમાન વ્યકિતઓની ખાત્રી થઇ કે જ્યાં સુધી ન્યાત બંધારણ ટકી રહેશે ત્યાં સુધી હિંદુ પ્રજાની પ્રગતિ મંદ રહેશે.

પણ ન્યાતના બંધારણનો સુધારો કરીને આખી ન્યાત અથવા સમાજને પ્રગતિને માર્ગે ચઢાવી શકાય એ હકીકત એમના લક્ષમાં આવી નહિં. હજી આપણા ઘણા ભાઇઓ માનતા નથી કે ન્યાત બંધારણ સુધરી શકે. × ×

× × ×

ન્યાતો જીવે છે, તેનાથી અનેક લાભાલાભ થાય છે માટે તેને સુધારવાનો પ્રયત્ન કરવો એવો અભિપ્રાય હિંદુ સમાજનો મોટો ભાગ માને છે. કેટલીક ન્યાતોમાં થોડો થોડો સુધારો થયાજ કર્યો છે. છેલ્લાં ચાર વર્ષમાં લોકોમાં સુધારો કરવાનું આત્મબળ આવ્યું છે અને આવતા દશ વર્ષમાં ઘણોજ સુધારો થશે એવી આશા બાંધી શકાય. પણ સુધારાના વિરોધી એટલે પૈસાદાર, કુળવાન ગણાતા અભિમાની લોકો, તથા કેટલાક અવિચારી સંકુચિત મનના સ્વાર્થી માણસો સાથે આ નવા ન્યાતની અંદર સુધારકો કેટલે દરજ્જે આત્મબળ ખીલવી શકયા છે એ હજી જોવાનું રહ્યું છે. કેટલીક ન્યાતોમાં વૃદ્ધ માણસો બીજા સભ્યોને હડધુત કરતા અને સાંભળતાંજ નહિં તે સ્થિતિ દૂર થઇ શકી છે. પુરેપુરો વિચાર કર્યા પછી ખુબ મક્કમપણે તે છતાં સંયમ સાથે સુધારો કરવાનો પ્રયત્ન થશે તો નિષ્ફળ નહિં જાય."

આગળ જતાં ઘણી ન્યાતોમાં ચાલુ એવા બાળલગ્નના રિવાજ વિષે લખતાં તેઓ લખે છે કે " છોકરી રજસ્વલા થાય ત્યાર પહેલાં તેના લગ્ન થવાંજ જોઇએ એવી માન્યતા મધ્યકાલિન યુગથી જડ ઘાલીને બેઠી છે-દેશના વાતાવરણને લીધેજ અને તેને અનુકુળ આ રિવાજ સ્વીકારાયો હતો.

બાળકોને ખરા નીતિવાન બનાવવાનો રસ્તો બાળલગ્ન નથી, પણ તેમને ધાર્મિક અને નૈતિક કેળવણી આપવી તે છે. કૌમારાવસ્થામાં ઢીંગલા અને ઢીંગલીને એકઠાં રાખવાથી બન્નેની શારીરિક તથા માનસિક વૃદ્ધિ થતી અટકે છે, ભણતરમાં નડતર આવે છે, સંયમી થવાને બદલે સ્વચ્છંદી થાય છે.

ગૃહસ્થાશ્રમ યોગ્ય ઉમરે શરૂ થાય છે છતાં બાળ અને ઇચ્છાલગ્ન કરવા યોગ્ય નથી, કારણ કે લગ્નને લીધે ખોટી આશાઓ અને ઈચ્છાઓ બંધાય છે. તે ઉપરાંત જો વર ગુજરી જાય તો સ્ત્રીને વૈધવ્ય પ્રાપ્ત થાય છે અને તેનું જીવન બહુ દુઃખી થાય છે."

આગળ સુધારાની દિશા વિષે લખતાં તેઓ લખે છે કે,, જ્ઞાતિઓએ કેળવણીનો પ્રશ્ન પહેલો ઉપાડવો જોઇએ. × × × કન્યાઓ ૧૪ વર્ષ સુધી અભ્યાસ કરે તેટલા માટે ઇનામો કાઢવા જોઇએ. × × પરણેલી છોકરીઓ તથા મોટી ઉમરની સ્ત્રીઓને યોગ્ય વિષયોનું જ્ઞાન આપવા માટે બપોરના બે કલાકના વર્ગો કાઢવા જોઇએ. તેમાં વિધવાઓ પણ શિક્ષણ લઇ શકે સામાન્ય શિક્ષણ સાથે ધર્મ, નીતિ, ગૃહવ્યવસ્થા, બાળઉછેર, બાળશિક્ષણનું જ્ઞાન આપવું અને સિવવાનું, વણવાનું, ગુંથવાનું પણ શીખવી શકાય,,

× × ×



**સ્ત્રીઓનો અભ્યાસ ક્રમ.**

અમદાવાદની મહિલા પાઠશાળામાં અભ્યાસ કરતી જે યુવતીઓએ પ્રો. કર્વેની મહિલા વિદ્યાપીઠની ગૃહિતામાની પદવી પ્રાપ્ત કરી છે તેમને અભિનંદન આપવા માટે તા. ૪ થી ડીસેંબરને દિવસે અમદાવાદમા મેળાવડો કરવામાં આવ્યો હતો. પ્રમુખપદ ઑનં મિ. લલ્લુભાઇ સામળદાસ મ્હેતા, સી આઇ. ઇ. ને આપવામાં આવ્યું હતું. સ્ત્રીઓના અભ્યાસક્રમ વિષે બોલતાં તેમણે જણાવ્યું હતું કે "શિક્ષણ કઇ ભાષાદ્વારા આપવું જોઇએ એ બાબત મારા વિચાર બદલાયા છે. માતૃભાષા દ્વારા આપવું જોઇએ એમ હવે હું માનું છું. કોઇ પણ જાતનું શિક્ષણ આપવાના બે હેતુ હોઇ શકે: એક સામાન્ય સંસ્કાર આપીને બુદ્ધિનો વિકાસ કરવા માટે, અને બીજો જીંદગીની જરૂરીઆતમાં ઉપયોગિતા માટે. જો સ્ત્રીઓના શિક્ષણમાં માત્ર પ્હેલો હેતુ હોય તો તેમને પુરૂષો કરતાં જુદા શિક્ષણની જરૂર નથી. પરંતુ તે સાથે જો બીજો હેતુ પણ સાધવાનો હોય તો જુદા અભ્યાસક્રમની જરૂર છે. કારણ કે સંસારમાં તેમનું કાર્યક્ષેત્ર જુદું છે."

ઑનં મિ લલ્લુભાઇના આ વિચાર સાથે અમે સંમત થઇએ છીએ. સામાન્ય રીતે ગૃહજીવનમાં સ્ત્રી પુરૂષનાં કાર્યક્ષેત્ર જુદાં હોય છે, એ વાત નિર્વિવાદ છે. 'સ્ત્રી ને માતા થવાનું છે, તેવીજ રીતે પુરૂષને પિતા થવાનું છે, માટે બાળઉછેર બાબત સ્ત્રીને જુદું શિક્ષણ આપવાની જરૂર નથી.' એમ આ મેળાવડામાં કેટલાક વક્તાઓએ કહ્યું હતું. પરંતુ બાળક પિતા કરતાં માતાના સમાગમમાં ઘણુંજ વધારે આવે છે, તથા છેક બાળપણમાં તેની કેળવણીનું કામ માતાજ વધારે કરે છે, એ વાત ભૂલવી જોઇએ નહિ. ઘણા પુરૂષોને ધંધાની જંજાળ એટલી બધી હોય છે, કે તેઓ બાળકની કેળવણી તરફ બીલકુલ લક્ષ આપી શકતા નથી. આટલા માટે સ્ત્રીને આ વિષયનું ખાસ શિક્ષણ આપવાની જરૂર છે. પુરૂષો સામાન્ય જ્ઞાન ઉપરાંત પોતાના ધંધાની કેળવણી લે છે. ડૉકટર, વકીલ, ઇજનેર અથવા વેપારી થવાની ઇચ્છા રાખનાર યુવકો તે વિષેનો ખાસ અભ્યાસ કરે છે. તેવીજ રીતે લગભગ બધીજ સ્ત્રીઓ લગ્ન કરે અને માતા થાય એવો સંભવ હોય, તો તેમને પોતાના કાર્યનું શિક્ષણ મળવું જોઇએ. એટલે ગૃહવ્યવસ્થા અને બાળઉછેરના વિષય શીખવવા જોઇએ. સામાન્ય સંસ્કાર આપવાનો આદર્શ સારો છે, પણ તેની સાથે ઉપયોગિતાનું દૃષ્ટિબિંદુ પણ વિચારવા જેવું છે.

**સ્ત્રીઓના વિવિધ ઉદ્યમ.**

ઇંગ્લંડમાં સ્ત્રીઓ કમાવા માટે અનેક ધંધા કરે છે. દરેક ધંધામાં હાલ કેટલી સ્ત્રીઓ કામ કરે છે. તેની ગણતરી ત્યાંની સરકાર તરફથી થઇ હતી. તેને પરિણામે એમ જણાયું કે ત્યાં સોળ લાખ સીત્તેર હજાર સ્ત્રીઓ લોકોના ઘરમાં ખાનગી નોકરી કરે છે છ લાખ સ્ત્રીઓ કારખાનામાં વણાટકામ કરે છે તે સિવાય બીજી સ્ત્રીઓ કપડાં બનાવવાનું, દુકાનમાં માલ વેચવાનું તથા ઓફીસનું કલાર્કનું કામ કરે છે. કેટલીક

શિક્ષક વર્ગ તથા ડૉક્ટરનું કામ કરે છે. વળી કેટલીક સ્ત્રીઓ ચોપાનીયા તથા માસિકો ચલાવે છે. હમણાં થોડા વખતથી સ્ત્રીઓએ બૅરીસ્ટર તથા સોલીસીટર પણ થવા માંડયું છે. આમ બધી મળીને લગભગ ચાળીસ લાખ સ્ત્રીઓ જુદા જુદા રોજગાર કરે છે. આ સ્ત્રીઓમાં વધારે ભાગ કુમારિકાઓ હોય છે. ઘણી ખરી સ્ત્રીઓ પરણ્યા પછી ધંધો છોડી દે છે.

હિંદુસ્તાનમાં સામાન્ય રીતે સ્ત્રીને કમાવાની જરૂર પડતી નથી. કારણ કે તેનું લગ્ન ન્હાની ઉમરે થાય છે, અને તે પછી તેનું ગુજરાન પતિની કમાણી પર ચાલે છે. પરંતુ ગરીબ વર્ગમાં ઘણીવાર એવું જોવામાં આવે છે, કે પુરૂષ અને સ્ત્રી બન્ને મજુરી કે એવો બીજો ધંધો કરે છે, અને તેનાથી કુટુંબનો નિર્વાહ ચાલે છે. આ વર્ગની સ્ત્રીઓ ઘણા ઉદ્યમ કરી શકે છે. તેઓ ઘરકામ તથા ખેતરમાં, મીલમાં, ઘર બાંધવામાં વગેરે અનેક સ્થળે મજુરી કરી શકે છે. પણ આપણામાં જે ઉંચી જ્ઞાતિઓ ગણાય છે, તેમાં જો સ્ત્રીને કમાવાની જરૂર પડે છે, તો બહુ મુશ્કેલી નડે છે. વિધવાની સ્થિતિ ગરીબ હોય તો તેને આજીવિકા માટે કંઈ આ-ધારની જરૂર પડે છે. વળી કોઇ સ્ત્રીનો ધણી ગાંડો હોય છે, કોઇનો કેદમાં ગએલો હોય છે, કોઇ સારો હોવા છતાં બીજી સ્ત્રી કરીને પ્હેલીને તજી દે છે.

પ્હેલી સ્ત્રીઓને પોતાનું તથા બાળકોનું ગુજરાન કરવું બહુ મુશ્કેલ પડે છે. તેઓ પો-તાનાં સગાં-સંબંધીઓના મહેણાં સાંભળીને તથા તેમનું વૈતરું કરીને પેટ ભરે, તેનાં કરતાં સ્વાશ્રયી થઇને કમાય તે હજાર દરજ્જે સારૂં છે. તેમને અનુકુળ પડે એવા ધંધા આપણા દેશમાં બહુ થોડા છે. હાલ તો એવી સ્ત્રીઓ માંની કેટલીક શિક્ષક અથવા નર્સ થાય છે. નર્સનો ધંધો પણ ઉંચી જ્ઞાતિઓમાં હલકો ગણાવાથી ઘણી ખરી સ્ત્રીઓ શિક્ષક થાય છે. આ બધી કંઇ ખરેખર શિક્ષક થવાને લાયક હોતી નથી. તેથીજ આપણી કન્યાશાળાઓમાં નાલાયક શિક્ષિકા ઘણી હોય છે. તેઓ બીજાં સાધનને અભાવે એ ધંધો કરે છે. તે સિવાય ઘણી સ્ત્રીઓ દુઃખ વેઠીને ઘેર બેસી રહે છે. પણ કંઇ રોજગાર કરતી હતી. કેટલાક કામ ઘરનાં રહીને પણ કરી શકાય છે: દાખલા તરીકે કાંતવું, વણવું, શીવવું ભરવું, ગુંથવું વગેરે. કોઇ કોઇ સ્ત્રીઓ આ કામ કરતી હશે, પરંતુ તેમાં કમાઇ એટલી થોડી હોય છે કે આ મોંઘવારીના સમયમાં તેનાથી એક માણસનું પણ પોષણ થતું નથી. કેટલીક સામાન્ય સ્થિતિની સ્ત્રીઓ દળવું, ખાંડવું, રાંધવું વગેરે ઉદ્યમ કમાવા માટે કરે છે. પણ તે બધાને અનુકુળ પડતાં નથી

ત્યારે આપણી પ્રથમ ફરજ એ છે કે ઉંચી કોમની સ્ત્રીઓને કયા ધંધા અનુકુળ પડે એ શોધી કહાડવું જોઇએ. ઇંગ્લાંડની સ્ત્રીઓ જે જે ધંધા કરે છે, તેમાંથી કેટલા આપણા દેશમાં થઇ શકે તે જોવાનું છે. શિક્ષિત વર્ગને માટે આ બહુ મોટું કર્તવ્ય છે. આપણે તેને સ્વાશ્રયે કમાઇ શકે એવું શિક્ષણ દરેક કન્યાને શાળામાં મળવું જોઇએ. સાધારણ રીતે ઘરમાં બેસીને જે કામ થઇ શકે તે સ્ત્રીઓને વધારે અનુકુળ પડે પણ કદાચ બહારનું કામ કરવું પડે તો પણ પોતાના તથા બાળકોના નિર્વાહ માટે આબરૂ સાચવીને ધંધો કરવામાં કંઇ હલકા-પણું નથી એ સ્ત્રીઓના મનમાં ઉતરવું જોઇએ. તેમજ જનસમાજમાં પણ એવા વિચારનો પ્રસાર થવાની જરૂર છે.

'ઇન્ટરનેશનલ રિવ્યુ ઑફ મિશન્સ' નામના ચોપાનીઆમાં ચીન દેશની સ્ત્રીઓ વિષે નીચે પ્રમાણે લખાણ આવ્યું હતું:

"ચીનમાં હાલ ઘણો ફેરફાર થએલો જોવામાં આવે છે. તેની સાથે ત્યાંની સ્ત્રીઓની સ્થિતિમાં પણ ફેર પડેલો જણાય છે. તે સ્ત્રી-ઓએ પુરૂષોના દાસત્વનો ત્યાગ કર્યો છે. જુના વખતના સમાજનાં અને નીતિનાં ધોરણનો ત્યાગ કંઇ પણ સંકોચ વિના કરવામાં આવે છે. હાલની નવી સ્ત્રીઓને સ્વતંત્રતાના સુખનો અનુભવ થવા માંડયો છે.

"પ્હેલાં સ્ત્રી અને પુરૂષને માટે નીતિનું ધોરણ જુદું જુદું હતું. એ ધોરણ જુદું જુદું હોય ત્યારે પુરૂષ હંમેશાં સ્ત્રીપર સર્વોપરિપણું ભોગવી શકે, અને તેને પોતાની સત્તા નીચે રાખીને તેના પર જુલમ કરી શકે. આ સ્થિતિ બદલાશે ત્યારે સ્ત્રી એ કુદરતી રીતેજ પુરૂષ કરતાં ઉતરતું પ્રાણી છે, એ વિચારનો નાશ થશે. હાલની સ્ત્રીઓએ જૂની વ્યવસ્થા વિરૂદ્ધ થવાનો તથા સ્વતંત્રતા મેળવવાનો દૃઢ નિશ્ચય કર્યો છે. પશ્ચિમની સ્ત્રીઓનું દૃષ્ટાંત લઇને ચીનની સ્ત્રીઓ પોતાને મતાધિકાર મળે, અને દરેક ધંધામાં તેમની તરફ સમાન રીતે વર્તવામાં આવે એવી માગણી કરે છે. આ [illegible] પછ [illegible] સ્ત્રી [illegible] ભવિષ્યમાં સ્વતંત્રતા અને સમાન [illegible] પ્રા[illegible] કરવાની [illegible] રાખે છે. કુમારિકાઓ પોત [illegible] જરૂર પણ ન લેયો [illegible] [illegible] કરવાનું [illegible] તે પરણવાન [illegible] તજવાન [illegible] માગણી કરે છે. એક [illegible] છોકરીનો [illegible] પુરૂષ સાથે થ[illegible] [illegible] તેની ઇચ્છા નહોતી. વિવાહ તોડવા માટે તે એ પુરૂષ પર કોર્ટમાં [illegible] હતો. આ જોઇને થોડા આશ્ચર્ય[illegible] થઇ ગયા હતા. તે છોકરીનાં માબાપો તે [illegible] વિરૂ[illegible] થયાં હતાં. વર્તમાનપત્રોમાં તેની નિંદા કરવામાં આવતી હતી. જૂના વિચારના સરકારી અમલદારોએ પણ સખત વિરોધ દર્શાવ્યો હતો પણ આ બધાની સામે ટક્કર ઝીલીને તે છોકરીએ પોતાની ધારણા આખરે પાર પાડી.

"સેંકડો વર્ષોથી ત્યાં એવી સ્થિતિ હતી કે પુરૂષ જો પરસ્ત્રીનો સંગ કરે તો તેની પત્ની તે મુંગે મ્હોંડે સહન કરે. તેને પરિણામે પુરૂષો અનેક સ્ત્રીઓ સાથે લગ્ન કરતા, સ્ત્રીઓને ગુલામ તરીકે રાખતા, અને વેશ્યા વૃત્તિને ઉત્તેજન મળતું. હાલની સ્ત્રીઓ આ સ્થિતિ સહન કરતી નથી. આવા સંજોગ હોય ત્યાં કોર્ટમાં છુટાછેડાની ફરીઆદ માંડે છે. પ્હેલાં તો ત્યાંના લોકોને છુટાછેડાનો વિચાર પણ ભયંકર લાગતો.

"ત્યાંની શાળાઓમાં માધ્યમિક કેળવણી ઉપરાંત સ્ત્રીઓને ઉચ્ચ કેળવણી આપવાની પણ માગણી કરવામાં આવે છે. તે ઉપરથી સ્ત્રીઓની બુદ્ધિ શક્તિને જાગ્રત કરવાની અને તેમની સાંસારિક સ્થિતિ સુધારવાની ઇચ્છા કેટલી પ્રબળ છે તે જણાય છે. પુરૂષોની માફક જાહેર જીવનમાં ભાગ લેવાની માગણી સ્ત્રીઓ થોડાજ વખતમાં કરશે એમ નક્કી લાગે છે."

આ ઉપરથી વાંચનાર જાણી શકશે કે ચીન દેશની સ્ત્રીઓ કેટલી ત્વરાથી પ્રગતિ કરે છે હિંદુસ્તાનમાં તો સંસાર સુધારાનો વેગ કીડીની ગતિ જેટલો છે. આજથી પચાસ સાઠ વર્ષ પર તેની થોડી શરૂઆત થઇ હતી. તો પણ આટલી થોડી પ્રગતિ થએલી જોઇને દરેક હિતેચ્છુને ખેદ થયા વિના રહેશે નહિ. સ્ત્રીની સ્થિતિમાં થોડો સુધારો થયો છે. પરંતુ આટલાં વર્ષને પરિણામે તે કંઇ બહુ કહેવાય નહિ. સ્ત્રીઓ પોતે પ્રયાસ કરશે નહિ ત્યાં સુધી તેમની સ્થિતિ સુધરવાની નથી, એ વાત ખરી છે. પરંતુ જે સ્ત્રીઓ સંપૂર્ણ અજ્ઞાન હોવાથી તેમને પોતાની સ્થિતિ ખરાબ લાગતી નથી, પોતાની પરતંત્રતાનું ભાન નથી, તેઓ પોતે પ્રયાસ કેવી રીતે કરે ? જે થોડી સ્ત્રીઓ કેળવાયેલી છે તેમની મુખ્ય ફરજ છે, કે અજ્ઞાન સ્ત્રીઓને તેમની સ્થિતિનું ભાન કરાવવું. તેમજ હાલના સંજોગમાં પુરૂષોની સહાયની પણ જરૂર પડશે જ. કારણ કે કેળવાયલી સ્ત્રીઓની સંખ્યા બહુ થોડી છે. કન્યાઓને તથા મોટી ઉમરની સ્ત્રીઓને કોઇ પણ માર્ગે કેળવણી આપવી એ આપણું મુખ્ય કર્તવ્ય છે. કેળવણી વિના કોઇ પણ દિશામાં પ્રગતિ થઇ શકે નહિ.

ગયા ફેબ્રુઆરી મહીનામાં લેજીસ્લેટીવ એસેંબ્લીમાં સંમતિ વયનો 'સંમતિ વયના કાયદા' કાયદો સુધારવા માટે દામાં સુધારો. એક બીલ મુકવામાં આવ્યું હતું. કાયદો એવો છે કે કોઇ પુરૂષ કોઇ સ્ત્રી પર તેની મરજી વિરૂદ્ધ બળાત્કાર કરે તો તેને સજા થાય છે. પણ જો સ્ત્રીએ તેમાં પોતાની ખુશીથી સંમતિ આપી હોય તો પુરૂષ ગુનેહગાર ગણાતો નથી. આવી સ્ત્રીની વય જો ૧૨ વર્ષથી ઓછી હોય, તો તેણે આપેલી સંમતિ તે ખરી સંમતિ ગણાતી નથી કારણ કે તેનામાં સમજવાની

શક્તિ હોતી નથી. એટલે તેણે સંમતિ આપી હોય તો પણ પુરૂષને શિક્ષા થઇ શકે. આ પ્રમાણે બાર વર્ષથી ન્હાની બાલિકા સંમતિ આપવાને નાલાયક ગણાય છે. પણ કેટલાક દેશ હિતચિંતકોને એમ લાગ્યુ કે વયની આ મર્યાદા બહુ થોડી છે. બાર વર્ષની અથવા તેથી જરા મોટી બાલિકામાં પણ આ સમજવાની શક્તિ હોતી નથી તેમજ તેના શરીરનો વિકાસ પુરે પુરો થએલો હોતો નથી માટે વયની મર્યાદા ૧૪ વર્ષની કરવી જોઇએ. આ કાયદામાં એવું છે કે બાર વર્ષથી ન્હાની બાળા પર તેનો પોતાનો પતિ બળાત્કાર કરે તો તેને પણ કાયદેસર સજા થઇ શકે. આમાં પણ વયની મર્યાદા ૧૪ ની કરવી જોઇએ એવું એ ખરડામાં છે. તે ખરડાપર વિચાર કરવા માટે જે સીલેક્ટ કમીટી નીમાઇ હતી તેનો અભિપ્રાય એવો છે કે ૧૨ થી ૧૪ વર્ષની બાળાપર બળાત્કાર કરનાર તેનો પોતાનો પતિ હોય તો તેને બીજા પરાયા પુરૂષ કરતાં ઓછી સજા થવી જોઇએ. એટલે વધારેમાં વધારે બે વર્ષની કેદની અથવા દંડની શિક્ષા થવી જોઇએ. જે કન્યા ૧૨ વર્ષથી પણ ન્હાની ઉમરની હોય તો પતિને તથા પરાયા પુરૂષને સરખીજ સજા કરવી જોઇએ. એટલે તેને બાર વર્ષની કેદ તથા દંડની સજા થાય અથવા જન્મ-દેશનિકાલની સજા પણ થઇ શકે. આવો સુધારો કરવા માટે આ બિલ મૂકવામાં આવ્યું હતું. તેને ડૉ. ગૌરે ઘણી દૃઢતાથી અનુમોદન આપ્યું હતું. સંસાર સુધારાની પ્રગતિ માટે તેઓ હંમેશાં પ્રયત્ન કરતા આવ્યા છે એ વાત જાણીતી છે. સિલેક્ટ કમિટીએ પણ આ બિલને વધુમતે ટેકો આપ્યો હતો. હવે લેજીસ્લેટીવ એસેંબ્લીની આવતી બેઠકમા તે છેલ્લી વખત પસાર થાય એવી આશા આપણે રાખીએ છીએ.

સૌથી પ્હેલાં સંમતિની વય ૧૦ હતી. ઇ. સ. ૧૮૯૧ માં જ્યારે તે બદલીને ૧૨ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો, ત્યારે આખા દેશમાં ખળભળાટ થયો હતો. તેની સામે સખત વિરોધ દર્શાવવામાં આવ્યો હતો. તો પણ તે કાયદો પસાર થયો હતો. હવે આ વખત તે વયની મર્યાદા બદલીને ૧૪ કરવાની હીલચાલ કરવામાં આવે છે, તે પણ એના જેવું મહત્વનું પગલું છે. છતાં પણ નવાઇ જેવી વાત છે, કે લોકોને એને માટે કંઇ દરકાર હોય એમ લાગતું નથી. એની સામે વિરોધ બતાવવામાં આવતો નથી એટલું સારૂં છે ગયાં તેત્રીશ વર્ષમાં જન-સમાજના વિચારમાં એટલો સુધારો થયો એમ માની શકાય. પણ જો આ બિલમાં સૂચવેલો ફેરફાર લોકોનો ખરેખર રૂચતો હોય, તો તેની તરફેણમાં વિચાર દર્શાવવા જોઇએ. તેમ પણ કરવામાં આવતું નથી તેથી તે બિલ પસાર થાય કે ન થાય, તેની દરકાર લોકોને કંઇજ નથી એમ અનુમાન કરીએ છીએ.

બાર કે તેર વર્ષની બાળાના શરીરનો વિકાસ બરોબર થએલો હોતો નથી. તેની બાળા જો માતા થાય તો તેથી તેના શરીરને હાનિ થાય છે. તેમજ બાળક પણ નબળું થાય છે. બાળકની સંભાળ શી રીતે લેવી તે પણ એવડી બાળાને આવડતું નથી. હિંદમાં બાળ મરણનું પ્રમાણ ઘણું છે, તેનું એક કારણ આ પણ છે. બીજા દેશોમાં બાર વર્ષની છોકરી નિશાળમાં રમતી અને આનંદ કરતી હોય છે. સંસારના સુખ દુઃખનું તેને ભાન પણ હોતું નથી. તે વયે હિંદુસ્તાનમાં કેટલીક કન્યાઓને માથે માતા થવાની જંજાળ આવી પડે છે. માટે સૌથી ઉત્તમ માર્ગ એ છે કે ચૌદ વર્ષ પ્હેલાં કોઇ પણ કન્યાનું લગ્ન ન થવું જોઇએ. કેટલીક સુધરેલી અને કેળવાયલી જ્ઞાતિઓમાં કન્યાઓ મોટી વયે પરણે છે. પણ તે અપવાદરૂપ છે. અમે તો એમ માનીએ છીએ કે ચૌદ વર્ષની મર્યાદા પણ ઓછી છે. ખરૂં જોતાં સોળ વષ પ્હેલાં લગ્ન ન થવું જોઇએ. પણ હજી લોકમત એટલો કેળવાયો નથી, અને જે થોડો સુધારો થાય તે પણ ઇચ્છવા યોગ્ય છે, એમ માનીને આ બિલને હિતકારક ગણીએ છીએ.

કોઇ પણ ન્હાની કન્યાપર તેનો પતિ બળાત્કાર ન કરી શકે, તે માટે લગ્નની ઉંમર વધારવાની જરૂર છે. પરતું પારકો પુરૂષ બળાત્કાર કરે, ત્યારે મોડું કે વ્હેલું લગ્ન કર્યાથી કંઇ ફેર પડતો નથી. માટે તે કારણથી પણ સંમતિ વયની મર્યાદા વધારવાની આવશ્યકતા છે.

સૌ જ્યોત્સ્ના મ્હેતા.

પત્નીની સ્વ. પતિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાદાભાઈ આણંદજી ચાવડા
ગુણસુંદરી — તરફથી સવિનય સપ્રેમ ભેટ.




ચિત્રકાર: ] ફેણ પર નૃત્ય કર્યો [ શ્રી. નાનાલાલ શુક્લ



વર્ષ ૨ જું. ફેબ્રુઆરી ૧૯૨૫. અંક ૬ ઠ્ઠો.

## કાઠિયાવાડના કંઠસ્થ લોકગીત.

[૮]

# કન્હૈયો કૂદ પડયો.*

સંપાદકઃ–શ્રીયુત ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા.

કૂદ પડયો કન્હૈયો તેરો,
શ્રી જમુનાજીમાં કૂદ પડયો.

ખારાં ખારાં પાણી કાલન્દીના કહીયે,
તે દેખી ન ડર્યો, કન્હૈયો તેરો,
શ્રી જમુનાજીમાં કૂદ પડયો.

પાતાળે પેસી કાળી નાગજ નાથ્યો,
ફેણપર નૃત્ય કર્યો, લાડીલો તેરો,
શ્રી જમુનાજીમાં કૂદ પડયો.

ઇરે ફૂંકારે શ્યામ બન્યો કહાના,
ગોપીઓને અચરત ભયો લાડીલો તેરો
શ્રી જમુનાજીમાં કૂદ પડયો.

ટચલી આંગળીયે વ્હાલે ગીરીવર તોળ્યો,
મઘવાનો માન હર્યો, કન્હૈયો તેરો,
શ્રી જમુનાજીમાં કૂદ પડયો.

માતા જશોદાજી રૂદન કરત હે,
નયનામાં નિર ભર્યો, કન્હૈયો તેરો,
શ્રી જમુનાજીમાં કૂદ પડયો.

પુરૂષોત્તમ પ્રભુ કી છબી નિરખું,
ચરણ કમળ ચિત્ત ધર્યો, લાડીલો તેરો.
શ્રી જમુનાજીમાં કૂદ પડયો.

*ખેડુતોમાં ગવાતું ગીત.




# સંયુકત કુટુંબની ભાવના

( જૂદા દષ્ટિબિંદુથી )

લેખાઃ શ્રીયુત ' ભાવિક " એમ. એ.

આપણી ઘણીખરી સામાજીક સંસ્થાઓને હવે ઉધઈ ખાઈ ગઈ છે. અને તેમનાં મૂળથી કહીને પાદડાંની કોર સુધી તેમાં સળો પેઠો છે. તેવી સંસ્થાઓમાંની સૌથી વધુ ધ્યાન ખેંચનારી તે આપણું સંયુકત કુટુંબ. સંયુક્ત કુટુંબની સર્વ ઉચ્ચ ભાવનાઓ નષ્ટ થઇ ગઇ છે, તેના શુભ સુંદર ઉદ્દેશો અત્યારે નેવે મૂકાઈ ગયા છે, તેનાં સર્વ લાભ, સુખ નાશ પામ્યા છે; માત્ર તેમાં સમાએલા દુષ્ટ દુર્ગુણોનું તે એક ભયાનક ડગુમગુ થતું ખાલી પોખુંજ ઉભું છે. ત્યારે તે ખોખાનું હવે કરવું શું ! ભગિનીઓ ! બંધુઓ ! મારી પાસે તો માત્ર એકજ ઉત્તર છે. આગ લગાડો બાળી નાખો તે વિનાશકારી ખોખાને ! જેમ વહેલો તેનો નાશ થાય તેમ આપણી પ્રગતિ વહેલી થાય; જેમ વહેલું તેને ઉખેડી સળગાવી દઈએ તેમ વેળાસર તેને ઠેકાણે બીજી સારી, રમણીય, આરોગ્યરસવની નવી ફૂલવાડીઓ ઉગી શકે.

પણ ઘણાંકને ગળે આ વાત નહિં ઉતરે થોડાજ વખત પહેલાં આજ માસિકમાં એક બ્હેને સંયુકત કુટુંબના બચાવમાં કેટલુંક લખ્યું હતું; અને " ગુણસુંદરી " નાં વાચકોનો મોટો ભાગ કદાચ તે બ્હેનના મતને મળતો હશે. પરંતુ જેણે આ વિષયનો પ્રત્યક્ષ અભ્યાસ કર્યો હશે, જેને આ મરતીખોર પ્રાણીના પાછલા પગના થોડાક લતાપ્રહાર ચાખવાનો પરમ લાભ મળ્યો હશે અને જેને જૂના પુરાણા ચીંથરેહાલ રીતરિવાજો માટે જૂના પુરાણા માત્ર હોવાના સબબે જ માન નહીં હોય તેમને તો ચોક્કસ એવું લાગશે કે સંયુકત કુટુંબને આપણા સમાજમાં એક ક્ષણ પણ રહેવા દેવું એ ભયભરેલું છે.

ઘણાં કહેશે કે જૂના પ્રાચીન રિવાજોને એમ એકદમ દૂર કરવા એ સાહસ છે-મુર્ખાઈ છે. પણ હું કહીશ કે આવા રિવાજોને દૂર કર્યાથી સમાજના સ્ત્રીપુરૂષોનાં કરમાઇ જતાં જીવનને ઉજ્વળ. સુખમય, સાર્થક કરી શકાય તો તો એવું સાહસ કે મુર્ખાઈ વ્હોરી લેવામાંજ હજારગણું ડહાપણ છે ! કાર્લાઇલે (Carlyle) એક સ્થળે કહ્યું છે કે માત્ર સત્ય અને ન્યાયજ હંમેશ માટે જાળવી રાખવા લાયક અને માન્ય વસ્તુઓ છે જેમાં સત્ય નથી અથવા જતું રહ્યું. છે, જેમાં ન્યાય નથી અથવા જતો રહ્યો છે, જેમાં રગેરગ હળહળતું જુઠ્ઠાણું, કપટ, અનીતિ વ્યાપેલાં છે એવી બાબતોને સંઘરી, સાચવી, વળગી રહી શો ફાયદો કાઢવાના હતા ? એવી બાબત ક્ષણભર વધુ ટકશે તો હજારો અનર્થો પેદા કરશે, હજારો સ્ત્રી પુરૂષોને પજવશે, હજારોનો ભોગ લેશે !

---

* " સંયુકત કુટુંબની ભાવના " એ વિષય પર સૌ. કુસુમગૌરી હાથીએ લખેલો એક લેખ અમે ફેબ્રુઆરી ૧૯૨૪ના અંકમાં પ્રકટ કર્યો હતો. આ લેખ તેનાથી જુદુંજ દષ્ટિબિંદુ રજુ કરે છે. તં. ગુ.

અને આ સંયુકત કુટુંબ પણ એક અસત્ય, અન્યાય અને ક્રૂરતાની લોહી તરસી રાક્ષસી મૂર્તિજ છે સાક્ષાત્ ! તેની તરફેણમાં તેની સ્તુતિમાં ઘણું કહેવાયું છે અને કહેવાય છે પણ એ સર્વ ઉદ્ગારો હાલની વસ્તુસ્થિતિમાંથી ઉદ્ભવ્યા નથી હોતા. તે તો પ્રાચીન સુવર્ણયુગના આદર્શ સંયુક્ત કુટુંબને ઉદ્દેશીને કહેવાયલા હોય છે. તે પ્રાચીન આદર્શ સંસ્થાનો એકપણ ગુણ આજકાલના ગંધાતા, સડેલ, મેલા પાણીના ખાબોચીઆ જેવા સંયુક્ત કુટુંબમાં દેખાતો નથી. ઉલટું એક નહીં પણ અનેક દુર્ગુણોનાં મચ્છરો માખીઓ તે ખાબોચીઆના પાણીપર તરતાં, ઊડતાં, ગણગણાટ મચાવી મૂકતા દેખાય છે તે જૂદું !

બ્હેન ગવરીની પિશાચોને અને વગડાઉ જાનવરને પણ દયા ઉપજાવે એવી હૃદયભેદક કરૂણાજનક કથા * આ જ માસિકનાં પાનાંઓ પર આવી ગઈ છે. તે વાંચીને મને તો લાગે છે કે એકેએક વાચક જેને હૃદય હશે એવાંથી રડયા વિના નહીં રહેવાયું હોય, હું તો પુષ્કળ રડયો હતો ! પણ એકવાત કહું ? બ્હેન ગવરી જે ન્યાતની હતી તે નાનકડી ન્યાતમાં, છેલ્લાં થોડાંજ વર્ષોમાં, બ્હેન ગવરી જેવા ચાર દાખલાઓ બની ગયા છે-માનશો ? બ્રાહ્મણ જેવી ઉચ્ચ ગણાતી જ્ઞાતિમાં આવી સ્થિતિ છે તો બીજી જ્ઞાતિઓમાં એવું હશે જ ને ? અને દર વર્ષે આવી રાંક, ગરીબડી, કર્તવ્ય પરાયણ કેટકેટલી વહૂઓનો તે દૈત્ય સરખા સંયુકત કુટુંબને ભોગ આપતો હશે ?

કોઇ વખત નાનાં શહેરોમાં, ગામડાઓમાં ફરવા નીકળશો અને જરા બારીકીથી, જરા સહૃદયતાથી કુટુંબોનાં જાળાઓમાં સ્ત્રીઓની અને ખાસ કરીને 'વહૂ'ની સ્થિતિ તપાસવાનો યત્ન કરશો તો તમારા રૂવાં ઉભાં થશે, તમારૂં હૃદય વલોવાઇ જશે, તમારૂં લોહી તમારી નાડીમાંજ થીજી જશે. ખાસ કરીને કાઠીઆવાડ, કચ્છમાં તો સંયુકત કુટુંબમાં વહૂઓની સ્થિતિ કમકમાટ ઉપજાવે એવી હોય છે; તેનો પૂરેપૂરો ખ્યાલ 'ગુજરાતી' પ્રજાને આવી ન શકે. રસોઈ, ગાઉ એકનું પાણી, દળવુ, ઢોર ઢાંખરની સંભાળ વગેરે અનેક કામ કરવાનાં હોય છે, અને તેમાંએ વહુ આવ્યા પછી ઘરનું કોઈ પણ માણસ જરા સરખું ઘર અંદરનું કામ કરે તો તેનો મોભો-'પોઝીશન'જાય ! માટે આ બધી, ત્રણ મજૂરોથી પણ ન થાય એટલી, મજૂરી બિચારી ચાલી આવતી, ફૂલની કળી જેવી વહુ પર ! હુકમ કરનાર ઘણાં ને માથે ચડાવનાર એક, ચોવટ કરનાર ઘણાં ને કામ કરનાર એક. માઠું લગાડનાર ઘણાં ને રાજી રાખનાર એક. અને તેમાં પણ વહુ ઘરમાં આવ્યા પછી નાનાં મોટાં સર્વને ઘડી ઘડીમાં ગુસ્સે થઇ જવાની ટેવ પડી હોય છે તે બધાંનો ગુસ્સો ઢોળવાનું ઠેકાણું બિચારી વહુ ! સવારના ચારથી રાતના ૧૦-૧૧ સુધી ઢોર જેટલો ઢરડો કરનાર વહુને કયાંથી પગવાળી બેસવાનું મળે ? ન્હાવું તે માછલાંની પેઠે, ખાવું તે કુતરાની પેઠે-નહીં તો પેલાં સાસુજી ! અને આટઆટલું કરતાં જશ તો હજારમાંથી એકાદ વહુને મળતો હશે, નહીં તો કાંઇ ને કાંઈ કલ્પિત ખોડ કાઢી જોડા તો ખરાજ ! વળી કાઠીઆવાડ, કચ્છ અને બીજા કેટલાક ભાગોમાં વહુને ઘુંઘટ કાઢવાનો હોય છે. ઘરમાં હોય કે ઘર બહાર, ઘરમાં સસરો હોય કે ધણી હોય કે પાડોશી આવ્યો હોય પણ વહુથી પોતાનું મોં બતાવાય નહીં. રસોઇ વગેરે તમામ કામકાજ કરવું તે આમ ઘુંઘટમાંજ ! સસરા, જેઠ સાથે બોલાય નહીં. આ બધા ઘરમાં હોય ત્યારે વહુથી બિલકુલ

-* આ બાબત સપ્ટેમ્બર ૧૯૨૭ ના અંકમાં તંત્રીની નોંધમાં ચર્ચા હતી.

ઉંચા સાદે વાત થાય નહીં—આવા હસવા સરખા વિચિત્ર જંગલી રિવાજથી વહુને સેંકડો ગેર ફાયદા થાય છે તે વિષે બીજી કોઈ વાર વાત. પણ આમાં એક મોટામાં મોટી હાનિ એ છે કે ઘરનું ગમે તે માણસ ગમે તે ગુન્હો કરી વહુ પર ઢોળી શકે. ઘરમાં કાંઈ પણ ચીજ ખોવાય, કાંઇ ફૂટે તૂટે, કાંઇ નુકસાન થાય તે વગર પૂછ્યે વગર તપાસ્યે વહુના પર નાખી દેવામાં આવે. બીજા બધાં ના ના કહી છૂટી જાય પણ બિચારી વહુ ના કહે, છતાં તેનું માને કોણ? કેમકે વહુ જુઠ્ઠા બોલી, આળસુ અને નિર્લજ્જ! સવારથી સાંજ તનતોડ, લોહીનું પાણી કરીને મજુરી કરતી સેવાપરાયણ, દીન વહુ પર દિવસમાં દશ વખત આવા કલ્પિત ગુન્હાઓ માટે વાગ્બાણ છોડાય અને પ્રહાર થાય! અબળા જાતિ પર આવો જુલમ જગતમાં બીજે કયાંઇ થતો હશે? અને કયાંઈ પણ એક શબ્દ સરખો બોલ્યા વિના, માથું ઉંચું કર્યાં વિના, મુગાં પ્રાણીઓની પેઠે આવો જૂલમ સહન કરનાર વહુઓ જેવું કોઈ હશે? જેના પગ ધોઈ પાણી માથે ચઢાવવું જોઇએ એવી પવિત્ર વહુની અદ્દભુત સેવાનો બદલો શો મળે છે? નહીં કહું, વાચક! મારૂં હૃદય હાથ રહેતું નથી! કેટલી વહુઓ ક્ષય રોગથી મરણ પામે છે! કેટલી બધી કુવે પડે છે, ! કેટલી પર ઘાસલેટ છાંટી જીવતે બાળી મૂકાય છે! દરેક સંયુકત કુટુંબ એક નાનકડું કસાઇખાનું છે. કસાઇખાનામાં તો એક ઘેટાને મારનાર એકજ કસાઈ હોય છે, પણ અહીં તો એક ઘેટાની પાછળ અનેક કસાઇઓ કુહાડી અને ચાકુ અને છરી લઇને પડયા હોય છે!

પતિપત્નીથી દિવસે વાત કરી શકાતી નથી, એક બીજાને મળી શકાતું નથી. પતિ ઘરમાં હોય ત્યાંસુધી સ્ત્રીનું મોં પેલા ઘુંઘટ ઉંર્ફે તોબરામાં જ વીંટાએલું રહે છે! પતિ ધારે તો પણ સ્ત્રીને કેળવી ન શકે કારણ કે તે બિચારીને ખાવાનો પણ વખત કયાં હોય છે! અને માત્ર રાત્રે મળાય ત્યારે અગીઆર વાગ્યા હોય છે! અને મોડી રાતે પણ આખા દિવસની થાકેલી, દાઝેલી, અડધી કલાકનું પતિસુખ મેળવવાની આશાવાળી નિર્દોષ સ્ત્રીપર માતાની ભંભેરણથી કેટલાએ પતિઓ—નહીં, બળદો અને ગધેડાઓ જૂલમ અને મારકુટ કરે છે!

પતિ એટલે પાલક, રક્ષણ કરનાર. તે પોતાની સ્ત્રીનું રક્ષણ ન કરે તો બીજું કોણ કરે? તેના આશ્રય નીચે પોતાનો વાળ પણ વાંકો નહીં થાય એવી દરેક સ્ત્રીને શ્રદ્ધા હોયજ. પણ આવા સંયુકત કુટુંબના ખીચડાઓમાં પતિથી પત્નીને રક્ષવાની આ મોટામાં મોટી ફરજ બજાવી શકાય છે? મહાકાળીની મૂર્તિ જેવી પોતાની ભયંકર માતા આગળ અને રૂઢીના ચરણકમળની રજ જેવા પોતાની વડીલવર્ગ આગળ ભલાભલા પતિ ઓથી માથું ઊંચું કરી શકાતું નથી. પત્ની પર થતા રાક્ષસી જૂલમ સામે ભણેલા, સમજુ, હિંમતવાળા કહેવાતા પતિઓ પણ એક અક્ષર બોલી શકતા નથી. આજ સંયુકત કુટુંબની બલિહારી છે! પણ એક વાત સમજવા જેવી છે. પતિ આજ્ઞાંકિત થઇને અને માતા પ્રતિના પોતાના ધર્મને આધીન થઇને પોતાની વાંક વગરની અનાથ પત્નીપર જૂલમ થવાદે, પણ તે પત્નીને આવા પતિ વિષે કેવો ખ્યાલ આવતો હશે! તે તો તેને ચોકખો બાયલો, હીચકારો, ડરપોકજ ધારે! આવા પતિત્વ વગરના પૂતળા જેવા પતિને તે કદી ચાહી શકે નહીં!

સ્ત્રીઓ પર હદ ઉપરાંત કામનો બોજો અને સાસુનું સખત વર્તન આ બે વાતોનો ભોગ લગભગ દરેક સંયુકત કુટુંબની વહુઓ હોય

છે. કોઇપણ કુટુંબમાં ગુપ્તરીતે કાન માંડો. બેચાર સ્ત્રીઓ પાણી ભરવા જતી હોય કે દર્શનેથી પાછી ફરતી હોય તેમની વાતચીત તરફ લક્ષ રાખો. સર્વ સ્થળેથી તમને એકજ દુઃખમય માહિતી મળશે, વહુનાં દુઃખો: આ વાત ઘણી ઝીણી અને વ્યવહાર દૃષ્ટિએ ટાલકી ( ? ) હોવાથી આપણા સમાજ પર ઉપરચોટીઆ દૃષ્ટિ કરનારને તો બધું સારૂ ઠીકઠાક લાગશે પણ ઉપર જણાવ્યું તેમ ગુપ્ત રીતે જ્યાં જ્યાં સ્ત્રીહૃદય ખોલાતા હોય ત્યાં ત્યાં હાજર રહી ધૈર્ય અને નિષ્પક્ષપાત વૃત્તિથી તપાસ કરશો તો ચોક્કસ તમને ઘેરઘેર સ્ત્રીઓની આવી દયાજનક સ્થિતિ માલમ પડશે.

૧૦૦ કુટુંબોમાંના ૯૫માં તો વહુઓ નિરંતર આંસુજ ખેર્યા કરતી હોય છે. તેમના મુખ પર નૂર નથી હોતું; આંખમાં ચેતન નથી હોતું. તેમના હૃદયની ઇચ્છાઓ, કોડ જાણવાને કોઈ યત્ન નથી કરતું; તેમનાં આંસુ લૂછવાની કોઈ પરવા નથી કરતું. ઘરકામની મજૂરી એકલે હાથે કરતી, સર્વને રાજી રાખવાનો નિષ્ફળ પ્રયત્ન કરતી રાંક, કર્તવ્યશીલ વહૂને કોઈ પણ કુટુંબમાં ન્યાય નથી મળતો, જશ નથી મળતો, પતિ સુખનો છાંટોએ નથી મળતો. વહૂઓના સળગતા હૈયામાંથી ઉભરાતાં આસું વડે લગભગ દરેક કુટુંબ ગોઝારૂ થએલું છે; તેમના ઉના ઉના નીસાસાથી દરેક ગૃહનું વાતાવરણ ભ્રષ્ટ થએલું છે. તે નર્કવાસમાંથી, તે સ્ત્રીઓની સ્મશાનભૂમિમાંથી તેમનો ઉદ્ધાર કરવો એ દરેક પુરૂષનું હવે કર્તવ્ય થઈ પડયું છે. અને તે શી રીતે ? સંયુકત કુટુંબને કુહાડે કુહાડે કાપી તેનો જડમૂળથી નાશ કરવો તે. મારાથી તો હવે આ સ્ત્રીઓનું ઠેરઠેર અપાતું બલિદાન જોઈ શકાતું નથી. માનવ જાતિના કોમળ, સુંદર ઉદાર અર્ધ ભાગનો આમ વગર વાંકે, અપાતો ભોગ આપણે જોઈનેજ બસ બેસી રહેવું ? અને અર્ધ ભાગને આમ પોતાની ઘાણીમાં પીલતા રાક્ષસને પોતાનું ક્રૂર કૃત્ય કરતો અટકાવશું નહીં તો પછી બાકીના અર્ધ ભાગની શી સ્થિતિ થાય અને પરિણામે આખા સમાજનું શું થાય—એ વિચારજ આપણા મગજને ભમાવવા લાગે છે !

છેવટ એટલું જણાવવાનું કે આપણા સ્ત્રી સમુહનાં તન, મન, ઉજ્વળ, સુખી, તેજસ્વી રાખવાં એ પુરૂષ વર્ગનું કર્તવ્ય તેમજ જવાબદારી છે, અને અત્યારે સ્ત્રીઓને સંયુકત કુટુંબના પંજામાંથી છોડાવી તેમના જીવન વિકાસનો માર્ગ મોકળો કરી આપવો એ દરેક વિચારવંત પુરૂષનું પ્રથમ કર્તવ્ય છે. તેથી કરીને માતાપિતાને દૂર કરવાં કે તેમના પ્રતિની ફરજોમાંથી ચૂકવું એમ કહેવાનો જરાએ આશય નથી. પણ દરેક યુવકે સંકલ્પ કરવો કે જ્યાં સુધી પોતામાં કમાઇ, સ્વતંત્ર રહી પોતાનું અને સ્ત્રીનું ગુજરાન ચલાવવાની શકિત ન આવે ત્યાં સુધી પરણવુંજ નહીં; અને પછી કુટુંબથી દૂર રહેવું. હાલની સ્થિતિમાં તો પત્ની અને માતા બંનેને ન્યાય આપવાના અતિ કઠિન પ્રયત્નમાં પતિની સ્થિતિ સૂડી વચ્ચેના સોપારી જેવી છે, અને પરણ્યા પછી માતા પિતા પર પ્રથમના જેવાં સ્નેહ જળવાઇ ન રહે એમાં કાંઇ નવાઈ નથી. તે આમ જૂદાં રહેવાથી શુદ્ધ સ્વરૂપમાં જળવાઇ રહેશે. પત્નીનું જીવન કલેશ, ચિંતા, શ્રમથી યુવાનીમાંજ, પૂરૂં ખીલ્યાં પહેલાં, કરમાઈ જાય છે તે યોગ્ય સ્વતંત્રતા, પોતિ સમાગમ, શિક્ષણ વગેરેની અનુકૂળતાથી સુખી અને રસિક થશે અને આખા જનસમાજ પર નિર્મળ, રમ્ય, ઉચ્ચ અસર કરશે તેમજ તદ્દન નવીન રમણીય સ્વરૂપ આપશે. સંયુકત કુટુંબના જૂથમાં રહેલી અને જૂલ્મ તથા દબાણને લઇને બેદરકાર, અણઘડ, અવિવેકી

હરેલી વહૂઓ જ્યારે તેમાંથી મુક્ત થાય છે ત્યારે શાંત, વિવેકી, આવડતવાળી સુગૃહિણી થાય છે-એવા મેં ઘણાએ દાખલા જોયા છે. અને મને તો સ્ત્રી સ્વભાવની ઉચ્ચ નિઃસ્વાર્થ-વૃત્તિ, કર્તવ્યપરાયણતા, વિરલ આત્મભોગ, ઉદારતા, ધૈર્ય, સહનશીલતા, રસિકતામાં સંપૂર્ણ શ્રદ્ધા છે. તે સર્વ દિવ્ય સદ્દગુણોનો સંયુકત કુટુંબ ખોટો લાભ લઇ સ્ત્રીત્વનો કચ્ચરઘાણ કાઢી નાખે છે-એ દુઃખ ભરી અવસ્થામાંથી સ્ત્રીઓને ઉગારી લેવી એજ આપણી તેમના પ્રતિ, સમાજ પ્રતિ અને પરમાત્મા પ્રતિની મોટી અને પહેલી ફરજ છે. પ્રભુ આપણા રીબાતા સ્ત્રીવર્ગનું કલ્યાણ કરો એ અંતિમ પ્રાર્થનાથી વિરમીશ !



સ્વર્ગના દ્વાર આગલ આવી એક માણસે અંદર જવાની દ્વારપાલ પાસે પરવાનગી માગી: " કેમ સાહેબ! મને અંદર જગ્યા મળી શકશે કે ? "

દ્વારપાલ: " તમે તમારાં પાપ માટે કદી પશ્ચાતાપ કર્યો છે ? "

માણસ: " જી હા. એક વખત પરણીને મેં આખી જીંદગી સુધી પસ્તાવો કર્યો છે ! "

દ્વારપાલ: " ત્યારે તો તમે અંદર આવી શકો છો. પરણવું એ સૌથી મોટી તપશ્ચર્યા છે અને તેનું કષ્ટ તમે ભોગવી ચુકયા છો. "

દ્વારપાલ તે માણસને અંદર લે છે તે જોઈ બીજો માણસ અંદર જવાની ઉમેદવારી કરતો આવે છે: " ત્યારે તો મને પણ અંદર જગ્યા મળવી જોઇએ, કારણ કે હું બે વખત પરણ્યો હતો ! "

દ્વારપાલ: " ના. આ સ્વર્ગ છે; દિવાનાની હોસ્પીટલ નથી ! "

× × ×

છોકરી: " બા ! મારા મ્હેતીજી કોઇ દહાડો ન્હાતાં નથી ! "

બા: " તેં કેવી રીતે જાણ્યું ? "

છોકરી: " કાલેજ તે કહેતાં હતાં કે એવું કોઈ પણ કામ મેં નથી કર્યું જે બીજા-સામે હું ન કરી શકું. "

વાત સાચી છે. ન્હાવાનું કામ કંઈ બીજાઓની સામે થાય ? છતાં ઘણાં કરે છે !




( " ફુલી કાકી " લેખાંક ૨ જો. નવેમ્બર ૧૯૨૪ ના અંકથી ચાલુ. )

ફુલી કાકીનું રસોડું એટલે સર જંગદીશચંદ્ર: બોઝની લેબોરેટરી ! એને રસોડે 'No admission' નું પાટીઉં નહિ હતું તો પણ જાણ્યે અજાણ્યે હાથપગ ધોયા વગર એના રસોડામાં ઘૂસવું એટલે ટોકીયોનો જવાળામુખી ફાટ્યોજ સ્હમજવો ! એના રસોડાની સ્વચ્છતા આદર્શરૂપ કહી શકાય. હાંડા, દેઘડા, પવાલી, ગોળી પરનું ઢાંકણું, પાણી પીવાના લોટા પવાલા, નાના મોટા ટોપ, એના રસોઇ કરવાના શસ્ત્રાસ્ત્ર ઇત્યાદિ પ્રત્યેક વસ્તુ પોતપોતાને યોગ્ય સ્થળે તનદુરસ્ત માણસના હાસ્યની માફક દીપતી હતી. કબૂલ કીધું કે વખત બેવખત વાંકે અગર ગેરવાંકે રાજેશ્રી મકનકાકાના શ્રીમનીના હાથે પૌંઆ જોખ ઈ જતા, તોપણ ગૃહવ્યવસ્થાની બાબતમાં મકનકાકાને નિશ્ચિંતતા હતી.

" એ મૂવા ગટીઆ ! ચાલોની તો ! ત્યાગ્ની રસોઈ કરીને બેસી રહી છું ! જમવું નથી ? નહિ ત્યારે મૂઆઓને સ્હવારના આઠ વાગામાં પેટમાં ધાડ પડે, ને આજે બાર વાગ્યા તોયે કોઇને જમવાની ફુરસદ નથી ! ચાલો ચાલો, નટીઆ ! ગટીઆ ! સાંભળો છો કે ? ' ગોગ્રાસ કહાડી, ઘી ભાતની અગ્નિમાં આહુતી આપી ફુલી કાકીએ બાંગ પોકારી. નટુભાઇ ને ગટુભાઇ સ્લેટમાં માથું ખોસી ભોજનના ઘંટની વાટ જોઇ રહ્યા હતા. એના વ્હાલસોયા માતુશ્રીએ ઉપર મુજબ ઘંટ હોક્યો એટલે બન્ને બીરાદરો પદુકડી મારીને ઉભા થઇ ગયા. સ્લેટને જોસ્તાનમાં પધરાવી દોડતા કે પાટલે આવીને ગોઠવાઇ ગયા.

" હાથપગ ધોયા ? મુવા તદ્દન બાપ જેવા બહીર્મુખ ઉઠયા છો. અને લેંઘો ? બહાર

રમી આવેલે લેંઘે જમવા બેઠા ! હાય હાયરે મા ! આ છોકરાઓથી તો હાથ જોડયા બા ! ભગવાન વીસરાવે એવા છે ! "

બેઠા હતા તેવા ધબાક કરતા કે બન્ને બીરાદરો ઉભા થઈ ગયા. લેંઘાની કસ છોડી નાચતા નાચતા લેંઘાને પાટલા પર કહાડી ખાળમાં હાથ પગ ધોવા દોડયા. બીના હાથ પગ લેંઘાથી લુછી તેને એક ખુણામાં પધરાવી મકનકાકાના એ બન્ને ચિરંજીવીઓ દીગમ્બર સ્વરૂપે પાછા પાટલે ગોઠવાયા !



નટુ અને ગટુ. ફુલી કાકી અને મકનકાકાના બે ચિરંજીવો.

" ત્હારા બાપ ક્યાં ગયા? " ફુલી કાકીએ ગટુભાઇને પૂછ્યુ.

" ઝાલે ફ્લવા ! કેમ નટીઆ ખલી વાટ ને ! "

"ઝાડે ફરવા ! શી ધાડ આવી ! જમવાની વખતે !"

" નટુભાઇ સાક્ષી પૂરવા જાય તે પહેલાં જ મકનકાકા પાટલી ખોસતાં આવી પહોંચ્યા.

" અત્યાર સુધી ક્યાં ગયા હતા ? બૂમ પાડતાં પાડતાં મ્હારો તો ધારો બેસી ગયો!" ફુલીકાકીએ મકનકાકાને આવતાની વાર ઉધડા લીધા.

" જરા છબીવકોર ભાભી સાથે વાતમાં ઉતો ! કેમ બેસી જાઉં ? "

" ના ના ઉભા રહો ! અહીં બધી રસોઇ ઠંડી પડી જાય અને તમને બધી વાત કરવાની સૂઝે છે !"

ઉત્તર દીધા વગર મકનકાકા પાટલે ગોઠવાયા.

" ધોતીઉં બદલ્યું. "

" કેમ ? "

" ઓ મા ! હજી તો કેમ કહો છો ! વૈષ્ણવ છો કે કોણ ! " ફુલીકાકી આરડયા !

" વિસનવ ! "

" ત્યારે ધોતીઉં બદલો ? "

" કેમ ? "

" કેમ ? મુઆ નટીઆ ગટીઆ ! આ તમારા બાપને જવાબ દો ! હું તો તમારા બધાથી થાકી બાપ ! દુનીઆમાં પલેગ ને મરકી ને કોલેરા ને દુષ્કાળ પડે છે તે કાંઈ અમથા ! ભગવાન કંઇ નવરો નથી બેઠો ! આવા બહીર્મુખ આદમીઓ પાકે એટલે એ બધુ નહિ આવે તો શું થાય ! શ્રી ગુસાંઇજીએ તો ચોકખું કહ્યું છે કે કલીયુગમાં આચાર વિચાર ઢેડભંગી જેવા થશે, જેતું તેતું ખાશે, ને ઝાડે ફરી આવેલા ધોતી એ જમવા બેસશે. હજી તો એ મ્હને પુછે છે કેમ ? કાંઈ લાજ શરમ છે કે એમજ ? " ફુલીકાકીનું આ ધાર્મિક વ્યાખ્યાન સાંભળીને કાકા તો સ્તબ્ધ થઇ ગયા. ખરી વાત એ હતી કે એ કાંઇ દિશાએ નહિ ગયલા ! પણ ફુલીકાકીનો રોષ કાંઈ બીજી તરફ ઢળે તો એ બન્ને બીરાદરોને નિરાંતે જમવાનું મળે એ ઇચ્છાથી ગટીઆએ ગપ્પું હાંક્યું હતું. નટુ એનો ' ટબલચી '

હતા. તકરારી વિષયમાં નટુની સાક્ષી હમેશાં ગટુની તરફેણમાંજ પડતી ! એની થાપ પડી એટલે ફુલીકાકીને વધુ સાક્ષીની જરૂર નહિ રહેતી. ઘણી વખત આમ તદબીર વાપરી બન્ને ભાઇઓ કાકીના હાથનો ઠોપરાંપાક ખાતા બચી જતા ! મકનકાકા આ બધું સમજતા પણ કહેવાય છે કે હુમાયુનો રોગ તેના પિતા બાબરે વ્હોરી લીધો હતો તેમ છોકરાઓ ઉપર ઉતરતા ફૂલીકાકીના ઝપાટા મકનકાકા આનંદથી ઝીલી લેતા.

" હા ! ભાભી ! ટમાલુ છાલ પ્હેલીને ગયલા ઉટા ! " નટુએ સાક્ષી પૂરી.

" અરર ! મ્હારૂં છાયલ પહેરીને ગયલા ! કયું છાયલ " ?

" આ અમના ટમે પ્હેયલુ છે કેની ટે-એ ! " ગટુએ બાફ્યું.

કમબખ્તી ! મકનકાકાને લાગ્યું કે હમણાજ આસમાની આકાશ તૂટી પડી એના



" હજી તો એ મ્હને પૂછે છે કેમ ? કાંઇ લાજ શરમ છે કે એમજ ?" કાકા તો સ્તબ્ધ થઇ ગયા.

" બોલની મૂવા ગટીઆ ! આ ત્હારા બાપને જવાબ દેની તો ? ત્હારા બાપની શરમ આવતી હશે કેમ ? " કાકીએ પૂછ્યું રોટલીનો ડુચો જેમ તેમ ગળે ઉતારી ઉપરથી પાણીનો એક ' ડોઝ ' ચ્હડાવી ગટુભાઇ બોલ્યો: " કેમ કાલે ટમે ભાભીનું છાલ પ્હેલીને ઝાલે ફલવા ન્હોટા ગયલા ઉટા. કેમ નટુ ખલી વાટને ! "

ઘરના ફુરચે ફુરચા ઉરાડી મુકશે. આખી દુનીયામાં ચાલતા પ્લેગ, કોલેરા, મેલેરીઆ ઇત્યાદિના ઉપદ્રવો એને માથે ઠોકાશે. તાપી નદી ઉલટીને આખા સુરતને રેલમાં ઝબોળી દેશે ! સુરતની યાદગાર મ્હોટી આગ પાછી ઓચિંતો દેખાવ દઇ સુરતને બાળીને ભસ્મ કરી નાંખશે. અઢારસો ને સત્તાવનનો બળવો પાછો ફાટી નીકળી એ કાળા મ્હોંના બહિ-

મુખ મ્લેચ્છોને અહીંથી વીદાય લેવી પડશે. પણ ના ગરીબનો બેલી ઇશ્વર છે ! ધરતી કંપી આગળ વધે તે પહેલા તો ફોઇબા ઢોકળાનું ઢાંકયું લઇને મયદાને જંગપર હાજર થઇ ગયા ! ફોઇબાના હાથમાં થાળી હોવાથી પુલીકાકીએ ઉઠીને એમના પગ ધોવડાવ્યા.

'કેમ જમવા બેસી ગયા ? મ્હેં મકન ભાઇજી સાથે કહેવડાવ્યું કે જરા થોભજો. ઢોકળાંની થાળી ઉતરે કે ઉન્હાં ઉન્હાં લાઉં છું તોયે !" ઢાંકયું નીચે મૂકતાં ફોઇબાએ પૂછયું. "એ તો કંઇએ બોલ્યા નથી !" પુલી કાકીએ કહ્યું. "મૂવા તમ્હે ! આ મકન ભાઇજીમાં તો જરા ખોતું નથા. પુલી લે તો જરા મ્હોડું ઉઘાડ તો !' આ ઉન્હું ઉન્હું ઢોકળું ચાખીને કહેતો ઢોકળાં કેમ અથાયા છે તે ! લાવ જરા તેલમાં બોળી આપું !"

"મ્હારે તો આજે અપ્પાસ છે !"

"કેમ અપ્પાસ ?"

"જુવોની આ તમારા દાધારંગ્યા ભાઇજી મ્હારૂં ધોયલું છાયલ પહેરીને દિશાએ ગયલા અને પાછા આવી ધોયા વગર એમને એમ તે ખીંટીએ બેરવી મુકયું. મ્હેં તો ધોયલું સ્હમજીને એ ન્હાઇને પહેર્યું, ઠાકોરજીની સેવા કરી તોયે બોલતા નથી. એ તો સારૂં થયું કે આ ગટીઆએ મ્હારૂં ધ્યાન ખેંચ્યું નહિ તો હજીયે કોણ જાણે હું કયાં કયાં અડકી હોત અને એના પાપે મ્હારાં ધરમ બુડયો હોત !"

"એ તો છેજ એવા ! ચાલ ઉઠીને લૂગડું બદલી નાંખ ! મનુ સમરતીમાં લખ્યું કે અજાણ્યાનો દોષ નહિ ! કરશે તે ભરશે ! ચાલ ઉઠ જોઉં ! ઢોકળાં ટાઢા પડી જાય છે !" ફોઇબાએ મનુસ્મૃતિના આધારે નિર્ણય આપ્યો એટલે પુલીકાકી કટાણું મ્હોં કરીને ઉઠયા. ફોઇબાની સૂચનાની વિરૂદ્ધ જવું એટલે કાલનો દુકાળ આજે પા વ જેવું થાય ! છતાં એમણે બીજું લૂગડું બદલવાને બદલે માથા બોળ નાહી નાંખ્યું અને દીલ નચ્ચી. ચરણામૃતની ભૂકી જીભ ઉપર ભભરાવી ને થોડું આંખે અને ગળે લગાડી પાછા આવી એ પાટલે ગોઠવાયા. ફોઇબાએ કાકાને તેમજ એના બે પટ્ટાઓને તે દરમ્યાન ઢોકળાં પીરસ્યા હતા તે તેઓ ઉડાવી રહ્યા હતા !

"આવું કરીએ ? તમ્હે ખી મકન ભાઇજી કેની બોથડ જેવા છો !" ફોઇબાએ ઢોકળાં ઉપર તેલ પીરસતા કહ્યું.

"ના—આ ભાભી ! આ અહહરીના છોકરાએ એને ગમે તેમ ભેરવી મારે તેમાં ઉં અહું કરૂં ?" કાકાએ ધીમે રહીને ખુલાસો કરવા માંડયો.

"ત્યારે ગટીઆએ શું ખોટું કહ્યું ?"

"એતો વાત એમ બની કે આજ પાંચ અહાત દિવસ પર સ્હાંજના ઉં બઉ થઇ ગયલો તે ઉતાવળમાં ને ઉતાવળમાં મ્હારા હાથમાં એનું છાલ આવી ગયું તે પ્હેરીને ઉં તો દોડયો"—

"મેર મૂવા ! પછી !"

"પછી તો આવીને ન્હાઈ લાયખું ને છાલ પણ ધોઇ લાયખુ."

"ત્યારે આ ગટીઓ શું કહે છે !

"એ અહહરીનો કાલ કાલ ભયસા કરે પણ એ છોકરાઓ તો બધા દિવસને કાલ કાલજ કયરા કરવાના! બાકી કાલે કે આજે એનું છાલ પહેરીને ઉં બીલકુલ ગયલો નહિ ઉતો ! અહહરીના કંઇ છોકરા છે ! નકકામી ન્હવાડી મારી !"

"અરે રાંડ પુલી ! આ ત્હારો માટી શું કહે છે તે સાંભળ્યું. હમજ્યા મૂયકા વગર ન્હાઇ શાની મરી ! મ્હેં તને લૂગડું બદલવાનું કહ્યું ત્યારે તું ડાહલી થઇને નાહવા

ગઈ" ફુલી કાકી પાટલે ગોઠવાયા એટલે ફોઈબા એના ઉપર ઉખડ્યા.

" ના તે બા મ્હને તો બળી સુગ મ્હડે ! આપણાથી કંઈ એ ગોજવાડો ખમાય નાહે."

" પણ તારો માટી તો કહે છે કે એતો પાંચ સાત દિવસ પર એમ બનેલું અને વળી ત્હારૂં છાયલ ધોઈ પણ નાંખેલું. "

" ત્યારે આ ગટીઓ ને નટીઓ બન્ને જૂઠા !"

" જૂઠા નહિ તો ! પૂછની જોઉં મ્હારા દેખતા ! "

" કેમ ગટીઆ ત્હારા બાપ હમણા ક્યાં ગયલા ? "

" જીને ટાં ઢોટલાં ખાવાં ! કેમ નટીઆ ખલી વાટ કેની ? "

" જીને ત્યાં ઢોકળાં ખાવા ? મુન્ફિવા હમણાં તો તું કહેતો હતો કે "—

" ઝાલે ફૂલવા નઈ ગયલા ઉટા ! ટલા ખાવા યલા ઉટા કેમ ટીઆ "—

" હા ! ભાભી ઢોટળા ખાવા ! જીને ટાં " નટુએ સાક્ષી પુરી.

" લે રાંડ લેતી જા ! જો ત્હારા કુમળાઓ કેહે છે તે સાંભળ. અરે વરને તો દેવ બરાબર ગણીએ ! જ્યારે ને ત્યારે એમ લબડધક્કે લયા કરે. છે તે નરકમાં પડશે નરકમાં. " ફોઈબા ઉખડ્યા.

" તમે યે ભાભીજી જોગાં ને તેમાં મ્હારોજ વાંક કહાડો છો ! આ છોકરાઓએ કહ્યું એટલે મ્હારાથી નહિ રહેવાયું તેથી મ્હેં એમને ધોતીઉં બદલીને જમવા બેસવાનું કહ્યું. મુવા વાણીઆ બ્રાહ્મણનો જનમ કંઈ આપો દહાડો નથી આવતો ! પણ આ તમારા ભાઈજી મીંઢા જેવા આટલું બધું થયું તોયે સ્હાંભળ્યાજ કરે છે તેને કંઈ કહોની ! મ્હને રાંડને નકામી ટાઢે પાણીએ ન્હવાડી નાંખી ! " ફુલીકાકી જીણા જીણા આંસુ લુછતા બોલ્યા.

મકનકાકા સ્હમજ્યા કે ફોઈબાની તોપનું મોઢું હવે એની તરફ વળશે એટલે ધમાધમ ગોળા છૂટે તે પહેલાંજ એમણે પોતાનો બચાવ રજુ કીધો. વાદીના સાક્ષીઓ પ્રથમથી તૂટી ગયલા હોવાથી એમણે વાદીની નબળી બાજુનો લાભ લઇ કાકીનો કેસ ઢીલો કરી નાંખ્યો. ખટલાની શરૂઆતથીજ એમણે શાંતિ જાળવી રાખેલી એટલે એમની શક્તિનો વ્યય ઓછો થયલો તેથી પોતાના મુદ્દાઓ પેલા કહે છે તેમ 'સીલ-સીલ્લાબંધ' રજુ કરતા એમને ઝાઝી મહેનત પડી નહિ. આખરે કાકા બોલ્યા " તેમાં હું શું કરૂં ! તને ન્હાવું પડ્યું તે તો ત્હારે પાપે ! ક્રોધ રૂપી ઢોકળાં ને તું અડકી એટલે મ્હારા મનમાં કે તું ટાઢે પાણીએ ન્હાહે તોજ કંઈ શાંતિ થશે ! હું શું કરૂં ! મ્હને બોલવાજ નહિ દે અને આ ટીડોરા જેટલા છોકરાઓનું હાંભળ્યા કરે તેમાં હું શું કરૂં ! ઉઠો ભાભી ! ઘેર



કાકી ગઇ ગુજરી વીસરી જઇ આનંદથી ઢોકળાં પર હાથ ચલાવવા મંડી પડયા.

જાઓ ! ઢોકળાનું આંધરણું બધું બળી જતું ન્હસે !

"અરે હારે તમારી માટી બેઅરની વાતમાં હું મુઇ એ તો ભુલીજ ગઇ ! લો બેસો ત્યારે હું જાઉં છું. અને આમ જો ફુલી ન્હે શું કહ્યું તને ! આવી મ્હોટી બે છોકરાની મા થઇને હવે કંઇ શાણપણ પકડ. ધણી છે તો બધું છે. ચુડો ચાંલ્લો ચોટલો બધું એના વડે છે. છાયલ પણ એના વડે—

"તે કોણે ના કહી. હું ક્યાં એક અક્ષરે બોલું છું જેની વાત. હવે કહું તો કહેજો મ્હને."

"અરે કાંઇ સાતસો વાર તું એમ કહી ચુકી ને જ્યારે જોઇએ ત્યારે એ ભગવાન એના એ."

"જાઓ હું તો નહિ બોલું પણ આ તમારા ભાઇજીને કહેતા જાઓ."

"અને તમ્હે પણ મકન ભાઇજી ઓછા નથી બા ! તમનેયે નવ ગજના નમસ્કાર છે. ! વહુને છેલ્લા મહિના જાય છે તોયે આમ પજવતા શરમ નથી આવતી ?" ફૈબાએ હવે મકનકાકાને લીધા ! એ જોઇ કાકી કંઇક ખુશ થયા. ફૈઇબા બન્નેને લાપટ ઝાપટ કરી ઘેર ગયા એટલે ફુલી કાકીનો બબડાટ શરૂ થયો.

"મુવા નટીઆ ગટીઆ ! તમને બન્ને મુવાઓને તો ઝીકી નાખવા જોઇએ ! તમારો આ બાપે અને તમે તો મ્હને રાંડને જ્યાં ત્યાં હલકી પાડી નાંખી છે પણ જો જો હું નહિ હઉં ત્યારે તમારી વળે થાય છે તે ! ઉઠો ! હજી ભાત નથી ખાઇ રહ્યા ! મુવાઓએ વેર્યું છે યે કેટલું !"

કાકીએ બન્ને લઠ્ઠીંગાઓનો હાથ પકડી પકડી ઉઠાડી મુકયા અને બન્નેને વાંસપર એક એક ઢીકો મ્હેલ્યો ત્યારે જ એમને નિરાંત વળી. "મુવાઓને ખાવાનું તો હું આપું છું તોયે બાપની શરમે ઘસડાયા ! જીને ત્યાં બાપે એકલા એકલા ઢોકળાં ખાતા તો તમને કોઇએ સંભાર્યાયે નહિ ! તે વખતે તો મુવાઓ તમને દૈયા કીધાં !"

ફુલી કાકી આમ બબડતાં જાય પણ બન્ને બીરાદરોની સાંભળે બલારાત ! કાકા પણ "શ્રી ગોકુલનાથજી જે" કરતા કે ઉઠ્યા અને હાથ મ્હોં ધોઇ એક મ્હોટો ઓડકાર ખાઇ પોખરાળ. પેટ પર હાથ ફેરવવા માંડ્યા ! એણે યે કાકીને 'ડાબા' કીધા હતા. ગરીબ બિચારા ફુલી કાકી ! છોકરાઓએ ખાતાખાતાં વેર્યું હતું તે બ્હારી લઇ જગ્યા ચોકખી કરી પોતે કાકાની થાળીમાં જમવા બેઠા અને ગઇ ગુજરી વીસરી જઇ આનંદથી ઢોકળાં પર હાથ ચલાવવા મંડી પડ્યા !



"આ કાચબો તમે કેમ પાળ્યો છે ?"

"મેં સાંભળ્યું છે કે કાચબા બેહસો વર્ષ સુધી જીવે છે. હું તે અજમાવી જોવા માંગું છું."

વીમા કંપનીઓએ આવા માણસોનો વીમો ઉતારવાની ખાસ કોશીશ કરવી જોઇએ.

# પૂર્ણિમા ક્યારે એ ઉગશે?

લેખક:- શ્રીયુત જનાર્દન પ્રભાસ્કર.

આવવાનું કહી ગયા જે દી વ્હાલમજી,
આપી ગયા એક વાયદો:
પૂર્ણિમા ક્યારે એ ઉગશે ?

આવ્યું પરદેશી એક પંખિડું ત્હેને પૂછયો,
મ્હારા પિયુનો સન્દેશડો:
પૂર્ણિમા ક્યારે એ ઉમશે ?

આવી ઉડતી એક આભમાં વાદલડી,
પૂછયો મ્હેં પ્રશ્ન જીવનરાજનો:
પૂર્ણિમા ક્યારે એ ઉગશે ?

આવી તે દીશથી લહરી એક વાયુની,
સ્પર્શગન્ધ લાવી રસરાજનો:
પૂર્ણિમા ક્યારે એ ઉગશે ?

આવ્યો પ્રીતમજીએ મોકલેલ હંસદૂત,
હૈયું અધીર બન્યું આજે:
પૂર્ણિમા ક્યારે એ ઉમશે ?

લાવ્યો સન્દેશ છતાં—માને મનડું જૂઠું,
'પ્રેમમાં ન વ્હેમ એવો છાજે:'
પૂર્ણિમા આજે એ ઉગશે ?

# સ્વ. સૌ. સુશિલાબાઈ જયકર.

( સંક્ષિપ્ત જીવન વૃત્તાન્ત. )

લેખક: શ્રીયુત અંબાલાલ સી. પરીખ.

મુંબઇના પ્રસિદ્ધ અને પ્રથમ પંક્તિના બૅરીસ્ટર, હિંદ સ્વરાજ્યપક્ષના એક આગેવાન, મહાસભાના એક મહારથી, મુંબાઇની ધારા સભામાંના સ્વરાજ્ય પક્ષના નેતા અને સુપ્રસિદ્ધ કેળવણીકાર શ્રી. મુકુંદરાવ રામરાવ જયકરના ધર્મ પત્નિ સૌ. સુશિલાબાઇ જયકરનું ભર જુવાન વયે અને એકાએક તા. ૧૦ ડીસેમ્બરને બુધવારે રાત્રે દસ કલાકે હૃદય બંધ પડવાથી ખેદજનક અવસાન થયું.

સ્વર્ગસ્થ, મુંબાઈ સરકાર સાથેના તેમના સંબંધ માટે જાણીતા થયેલા ધૈર્યવાન કુટુમ્બમાં જન્મ્યાં હતાં; અને બાળપણથીજ માતાનું સુખ ગુમાવી બેઠાં હતાં. તેમના કાકાશ્રી વાસુદેવ ધૈર્યવાન બૅરીસ્ટર હતા અને શ્રી. જસ્ટીસ દાવરના સમકાલીન હોઇ, હાઇકોર્ટમાં પોતાનો ધંધો ચલાવતા. માતાના સ્વર્ગવાસ પછી સ્વ. સુશિલાબાઇ, પોતાનાં ફોઇ સાથે તેમના મહાલક્ષ્મી પર આવેલા શાન્ત મકાનમાં રહી, સ્ટુડન્ટ્સ લીટરરી એન્ડ સાયન્ટીફીક સોસાયટીની ગર્લ્સ સ્કૂલમાં અભ્યાસ કરવા લાગ્યાં. તેમનાં ફોઇ બહુ કુમળા હૃદયનાં હોવા છતાં આચાર વિચાર વિષે બહુજ સખત નિયમ પાળનાર હોવાથી તેમના એ ગુણની સુંદર અસર સ્વર્ગસ્થના જીવન પર પડી; અને એ અસરે જ એમના આદર્શ જીવનને ઘડયું અને દોરવ્યું.

યોગ્ય ઉંમરે શ્રી. જયકર સાથે તેમના લગ્ન થયાં. લગ્ન બાદ તેમને યોગ્ય કેળવણી આપવા જયકરે ભારે મહેનત લીધી અને તેમને શીખવવાને હિંદી અને યૂરોપીઅન શિક્ષકોને રોકવામાં આવ્યાં. સ્વર્ગસ્થને જ્ઞાન મેળવવાની કુદરતી ઉત્કંઠા તો હતીજ; ને તેમાંયે આ તક મળી. એટલે તેમણે એનો પૂરેપૂરો લાભ લઇ અંગ્રેજી ભાષા અને સાહિત્યનું ઉચ્ચ જ્ઞાન મેળવ્યા ઉપરાન્ત દેશના રાજકીય અને સામાજીક પ્રશ્નોનો પણ ઉંડો અભ્યાસ રસ લઇ કર્યો.

સામાન્ય રીતે હિન્દુ કુટુમ્બોમાં હોય છે તેમ એમને એમનાં સાસુ—શ્રી. જયકરનાં માતુઃશ્રી સોનાબાઇ જયકર—સાથે અણબનાવ કે ઉંચાં દિલ નહોતાં; એટલુંજ નહિ પણ તેમનાં સાસુએ તો તેમની પુષ્કળ ચિંતા કરીને તેમને ઘર કેમ રાખવું, અને કેમ શણગારવું તથા ગૃહ સંસાર કેમ ચલાવવો તે શીખવ્યું. સૌ. સુશિલાબાઇએ આ દરમ્યાન ચિત્રકળા, ગુંથણ અને ભરતકામનું પણ સંપૂર્ણ જ્ઞાન મેળવ્યું. આજે પણ શ્રી. જયકરના મુંબાઇના ઠાકુરદ્વાર પરના સુંદર મકાનમાં તમે જાઓ તો સ્વ. સૌ. સુશિલા-

બાઇની સુંદર ચિત્રકળાના નાદર નમુના રૂપે–અને આજે તો એમનાં સ્નેહીઓને એમના સંભારણા સમાન થઇ પડેલાં–કેટલાંય બે નમૂન ચિત્રો તમે જોઇ શકો. એ જૂઓ તો તમને તરત લાગે કે એ ચિત્રોમાં પીંછી વડે રંગ નહિ પણ ચિત્રકારનો આત્મા રેડાયો છે. અને પોતાના કામમાં આત્મા રેડવા જેટલી એ તાકાત સ્વર્ગસ્થે મેળવી હતી ઇ. સ. ૧૯૦૫ માં પાર્થના પ્રભુ સમાજે ઔદ્યોગિક પ્રદર્શન ભર્યું હતું; તેમાં સ્વર્ગસ્થે પોતાના અને તેમના ઘરમાંજ તેમનાં સાસુની અને તેમની સંયુક્ત દેખરેખ હેઠળ ઉછરતાં સત્તર વરસથી અખંડ ચાલતા સ્ત્રીઓના ભરત ગુંથણ તથા ચિત્રકળા વર્ગમાં કામ કરતી સ્ત્રી કલાકારોનાં કલાકામને મૂકયાં હતાં. એ પ્રદર્શનમાં સ્વર્ગસ્થને તેમના એક સુંદર ચિત્રકામને માટે ઇનામ મળ્યું હતું.

લગ્ન પછી શ્રી. જયકર જેવા સુશિક્ષિત, પ્રખર દેશભક્ત, રસિક અને ઉદારચિત પતિના સતત સાહચર્યથી સ્વ. સૌ. સુશિલાબાઇનું દૃષ્ટિબિન્દુ ઘરનો ઉંબર છોડીને દેશના ચારે ખુણા સુધી પહોંચ્યું હતું. મુંબઇની સ્ત્રીઓની રાજકીય, સામાજીક એવી વિધવિધ પ્રવૃત્તિઓમાં સ્વર્ગસ્થ હમેશ અગ્રભાગ લેતાં; અને પાર્થના પ્રભુ મહિલા સમાજનાં પ્રમુખ, હિંદુ લેડીઝ સોશ્યલ એન્ડ લીટરરી કલબનાં મંત્રી તથા આર્ય મહિલા સમાજ, હિંદ મહિલા સમાજ, રાષ્ટ્રીય સ્ત્રી સભા, નેશનલ ઇન્ડીઅન એસોસીએશન વગેરે જાણીતી સ્ત્રી સંસ્થાઓનાં આગેવાન સભાસદ હતાં. અને અસહકારની ચળવળની શરૂઆતથી તો શ્રી. જયકરની માફક તેમણે પણ પોતાના વખતનો મોટો ભાગ રાષ્ટ્રીય ચળવળનેજ અર્પણ કર્યો હતો. તિલક સ્વરાજ ફાળામાં પણ જ્યારે શ્રી.જયકરે રૂ.૨૫૦૦૦ અર્પણ કર્યા ત્યારે સ્વ. સુશિલાબાઇએ થોડા સમય પહેલાંજ પોતાની પુત્રીના લગ્ન પ્રસંગેજ ખાસ તૈયાર કરાવેલી ભારે કીમતી સાડી તેમાં આપી દીધી; અને પોતાનાં બાળકો પાસે કાંઇને કાંઇ અપાવ્યું. મહાત્મા ગાંધી માટે તેમને ભારે માન અને પ્રેમ હતાં, અને મહાત્માજીના છેલ્લા જેલ નિવાસ દરમ્યાન પણ તેઓ બે વાર સાબરમતી અને યરોડામાં તેમની મુલાકાતે જઇ આવ્યા હતા. શ્રી. જયકરના દેશસેવાના પ્રત્યેક પ્રયત્નમાં સ્વર્ગસ્થની સહાનુભૂતિ અને સહકાર હતાં. ઘણા નાના મોટા દેશ સેવકોને શ્રી. જયકર અને સ્વ. સૌ. સુશિલાબાઇના મહેમાન થવાનો અલભ્ય લાભ મળ્યો છે, અને એ સૌ મહેમાનો દેશબંધુ દાસ અને શ્રીમતી વાસન્તી દેવીથી માંડીને તે ન્હાનામાં ન્હાના મહેમાન સુધી સહુ કોઇ શ્રી. જયકરના દરવાજેથી કેવળ સંતોષ અને એ ઘરની ઉત્તમ વ્યવસ્થાશક્તિવાળી ગૃહિણી માટે ઉચ્ચ પ્રકારના માનની લાગણી સાથેજ પાછા વળ્યા છે. આજે એ વ્યવસ્થા વિના સર્વ પર પ્રેમ રાખવા છતાં યોગ્ય દાબ રાખનાર એ કુશળ અને ગૃહકાર્ય નિપુણ ગૃહિણીહીણા શ્રી. જયકરના મકાનમાં તેની તેજ અને તેવીજ વ્યવસ્થા ચાલુ હોવા છતાં એ વ્યવસ્થાને દોરવનાર કુશળ હાથની ખોટ ચોકખી જણાઇ આવે છે.

સ્વર્ગસ્થ સૌ. સુશિલાબાઇનું સૌથી વધારે પ્રિય કાર્ય માંદાની માવજત કરવાનું હતું. તેમણે ફર્સ્ટ એઇડ ટુ ધી ઇંજર્ડ ( અકસ્માતમાં પ્રાથમિક મદદ ) ની પરીક્ષા પસાર કરી હતી, અને તેનો ઉપયોગ પણ પોતાના અકાળે ટુંકાયલા જીવન દરમ્યાન સુંદર કરી લીધો હતો. કૈલાસવાસ પહેલાં થોડા દિવસથીજ સ્વર્ગસ્થનું શરીર અસ્વસ્થ રહેતું હતું. છતાંયે તેઓ દરરોજ પાંચેક કલાક સુધી એક ઇસ્પીતાલમાં પોતાના એક સગા દરદીની

સારવારમાં રહેતાં હતાં. આ કામ તેઓ એમ ઇચ્છતાં હોત તો પોતાના અઢળક નાણાંના બળે કોઇ પ્રખ્યાત નર્સને બોલાવી તેની પાસે કરાવી શકત. પણ સ્વર્ગસ્થનો એ સ્વભાવજ નહોતો. મુડીનું તેમને અભિમાન નહોતું અને ગરીબો પ્રત્યે તેમને ધિક્કાર નહોતો. ઉલટું કેટલાંયે ગરીબોને ખાસ કરીને ગરીબ સ્ત્રીઓને તેમણે ઉદાર મદદ આપી હશે. દુનીયાને ચોપડે એની નોંધ નથી અને એવી નોંધ લેવરાવવાની એના કર્તાને દરકાર પણ નહોતી.

પણ ઉદારતાનો અને ગુણનો બદલો પરમેશ્વરને ચોપડે તો જરૂર લખાય છે. સ્વર્ગસ્થની તા. ૧૦ મી ડીસેમ્બરે સાંજે સાધારણ રીતે સારી તબીયત હતી. સાંજે તેઓ શ્રી. જયકર સાથે એક સગાને મળી આવ્યાં; અને ઘરે આવી પોતાના પતિ તથા બાળકોને જમાડી બધાંના પછી પોતાના નિયમ મુજબ વાળુ કરવા બેસતાં હતાં તેવામાંજ ત્યાં કાંઇક અકસ્માતથી પડી ગયાં; અને એકાએક હૃદયની ગતિ બંધ પડવાથી તેમના પ્રાણ નીકળી ગયા. અલબત્ત આ અવસાન બહુજ ખેદજનક કહેવાય છતાં હિંદુ સ્ત્રીને મન સૌભાગ્ય સાથે સ્વર્ગવાસ પામવા જેવું બીજું પરમસુખ નથી; અને બિમારીનાં કષ્ટ ને દરદનાં દુઃખ ભોગવ્યાવિના પરલોકવાસ પામવો એના જેવું સામાન્ય જનને માટે બીજું સુખ નથી. એ સાથે એમનાં આત્માને ઇશ્વરના અખંડ ધામમાં સંપૂર્ણ શાંતિનું સુખ મળો એવી આપણી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના !

સ્વર્ગસ્થ પોતાની પાછળ પતિ, સાસુ, એક પુત્ર અને ત્રણ પુત્રીઓ મૂકી ગયાં છે. શ્રી. જયકરને આ સમયે અને હાલનાં સંજોગોમાં તેમનાં વિદ્વાન પત્નીની ખોટ ખરેખર અસહ્ય છે, અને તેમની તથા તેમના કુટુમ્બ તરફ અમે અમારી સંપૂર્ણ સહાનુભૂતિ દર્શાવીએ છીએ શ્રી. જયકર ગીતાના ગાઢ અભ્યાસી છે; અને તેમ હોઇ આત્માની અમરતામાં માનનારા છે. એટલે ભગવાન કૃષ્ણના એ સંદેશાનું વારંવાર સ્મરણ કરી પોતાનો ઘા ભૂલવા અથવા તો કૃષ્ણ ભગવાનના સંદેશામાંથી શાન્તિ મેળવવા તેઓ પ્રયત્ન કરશે. પણ સ્વર્ગસ્થ સૌ. સુશિલાબાઇના કૈલાસવાસથી હિંદુ સમાજને અને મુંબઇની વિધવિધ કોમની સ્ત્રીઓને ગયેલી ખોટ પૂરાવાની નથી. પ્રભુ સ્વર્ગસ્થના આત્માને શાન્તિ આપો.



# દૂરની સખીને.

લેખક: શ્રીયુત "દીનેન".

ભાનુ સખી જીવન નો મુજ અસ્ત થાતા,
અંધારના પડ તળે અવિચ્છિન્ન હું તો;
ના ચાંદની ચમકતી ઉર વ્યોમમાં કે.
ના તારલા તણું હું તેજ કંઈય ભાળું.
ત્હારે પુનિત પડખે શીખતો હું પ્રીત.
ત્હારા રસિક નયને મલકાવી ચિત્ત.
આંસુ તણી ભીંજવતી તવ અંજલિએ
ધોતી મલિન મનની મુજ વાસનાને
મ્હારી ગરીબ઼ન સખી સંગત કે છુપાઇ ?
કે વ્યોમના અદીઠ, ગહ્વરમાં સમાઇ ?
મુકી મને રઝળતો તૃણ ઝાંખરાંમાં,
ખાટી પુરા સુખ દુઃખે કરતાં પઢાવે ?
ચેતન નવાં જીવન ઉર સખી ભર્યાં ત્હેં
કે વલ્લરી રસભરી ઉર ખીલવી ત્હેં
હા, પ્રેમ જ્યોત પ્રગટી પણ દૂર થાતાં
કાવ્યો સખી કયમ લખીશ હવે રસાળાં ?




લેખક: શ્રીયુત જયન્ત શ્યામ વરલનિવાસી.
ચિત્રકાર: શ્રીયુત ચન્દ્રકાન્ત પંડ્યા.

## અંક ૧ લો.

**પ્રવેશ ૧ લો.**

પાત્રો: રમણ અને રમણી: મોહન.

સ્થળ: શયનગૃહ.

સમય: રાત્રિના દસ.

[ ચોમાસાની ઋતુ હોવાથી બહાર ધોધમાર વરસાદ વરસી રહ્યો છે. ક્ષણે ક્ષણે વીજળી ઝબકે છે. શયનગૃહમાં મંદ દીપકની આછી થી રોશની પડી રહી છે. રમણી દીવા પાસે બેસી કંઈક સીવી રહી છે. બારી પાસે થોડે દૂર રમણ આરામચેર પર લાંબા પગ કરી પડ્યો છે. એક ક્ષણે રમણી નિઃશ્વાસ સાથે સીવણું ખોળામાં પડતું મૂકે છે ને પતિ તરફ દૃષ્ટિ કેરે છે. બીજી ક્ષણે ઉદાસ બની ફરી સીવવા માંડે છે. ઘડીયાળમાં દસના ટકોરા થાય છે. રમણી સીવણું મૂકી ઉભી થાય છે. રમણ પણ આરામચેરમાં જરાક સળવળે છે. રમણી તેની પાસે આવે છે. ]

રમણી—" વ્હાલા! દસ થયા. હવે સુઈ જશુંને ? " ( રમણ સચેત થઇ ઉભો થાય છે. )

રમણ—" નહિં રમણી, જો હું જરા આવું છું. " ( ખીંટીએ ભરાવેલો ઓવરકોટ પ્હેરી લે છે ને છત્રી શોધે છે )" લાવ જરા છત્રી લાવ. "

રમણી—" અરે વ્હાલા! અત્યારે? જરા બ્હાર તો જુઓ. કેટલો વરસાદ વરસી રહ્યો છે. નાથ, આમાં ક્યાં જશો? જુઓ ઠંડીની મોસમ છે. મ જાવ વ્હાલા ક્યાંક ઠંડી લાગી જશે. "

રમણ—" ના ના. જો આ મારો ઓવરકોટ પુરતો છે. લાવ છત્રી. "

રમણી—" પણ પ્રભુ સખત વરસાદ છે. તબીયત લથડશે. મારું માનો નાથ. "

રમણ—( ગુસ્સે થાય છે ) " એમજ કહે ને કે હું છત્રી નથી ગોતી આપતી. એમને એમ બહાર જઉં તો પછી તબીયત લથડેજને ? ચાલ. મારે છત્રી નથી જોઇતી. હું આ ચાલ્યો." ( રમણ બારણા તરફ જાય છે. હઠે ચડેલા પતિને રમણી ફરી મનાવે છે. )

રમણી—" પણ છત્રી તો આપું છું, નાથ. નકામા શું ગુસ્સે થાઓ છો ? "

રમણ—( જરા અટકે છે ) " લાવ છત્રી." ( રમણી બે છત્રીઓમાંથી એક લાવી આપે છે. રમણ છત્રીને તૂટેલી જોઈ તે જ છત્રી રમણીના વાંસામાં લગાવે છે. રમણી " ઓય વોય " કહેતી ધબ દેતી નીચે બેસી જાય છે. રમણ છત્રી વગર જ બ્હાર ચાલ્યો જાય છે. થોડીવારે રમણી ઉભી થાય છે. બારણું બંધ કરે છે. દીવા પાસે આવી ફરી સીવણું હાથમાં લે છે,

રમણી—મ્હારા કંથનું પ્રભુ ! રક્ષણ કરજે.

( રમણીને અનેક વિચારના ઉભરા આવી શમી જાય છે. કામ હાથમાંથી નીચે સરી પડેછે. રમણીની આંખમાં ઝળઝળીયાં આવે છે. છાતી બીસાતી હોય કે છાતી પર પથ્થર આવી પડયો હોય તેમ છાતીએ હાથ મૂકે છે. ) કોણ જાણે હા ! રોઉં રોઉં થાય છે, પણ હૃદય ખાલી કરવા જતાં રડી યે શકાતું નથી. પ્રભુ શું થવા બેઠું છે ? હું કંઈ યે સમજી શકતી નથી. મ્હારા નાથ રમણ ! હા પ્રભુ ! એજ રમણ. કયાં અત્યારના, કયાં પ્હેલાનાં ? અમર નામના કરી ગયેલા પિતાના પુત્ર રમણ. સીધા સાદા ને સરળ સ્વભાવના રમણ તે પ્હેલાંના રમણ આવા કયાંથી થઇ ગયા ? હા. ( જરા વિચારે છે ) મોહનભાઇની સોબત પછીજ આ બધું બનવા માંડયું છે. મોહનની મિત્રાચારી પછીજ રમણ બુરી આદતે ચડયા છે. મોહનભાઇના સહવાસમાંજ બધો પૈસો વાપરે છે. પ્હેલાં ધંધાપરથી છૂટી વ્હેલા વ્હેલા ઘરે આવતા. તેમણે એ નિયમ કદી તોડયો નહોતો. હવે તો કેટલાં અનિયમિત કેટલાય મોડા આવે છે. પૂછવા જતાં બ્હાનું કાઢે છે કે કામની જરા જમાવટ છે. પણ શું કામ કરે છે ? એ મહિનાથી તો ઘેર રાતી પાઈ પણ નથી લાવ્યા. તેમનામાં કેટલો ફેર થઇ ગયો છે ! કોઇ દિવસ મોંમાંથી અણગમતી વાસ આવે ને પૂછું ત્યારે કેવી બનાવે છે ? બહુ થાક લાગતાં જરા દારૂ પીધો છે એ નાથી દૂર શું કામ નાસે છે ? થોડા દારૂથી કંઇ નિશો ય ચડતો નથી કે ખરાબી થતી નથી. છતાં હું કહું કે ના એવું ન કરશો. એ આપણને ઠીક નહિ. તો કેવા સામે થઇ જાય છે ? મોહનભાઇ વારંવાર આવેછે. ટાહ્યલાં ચાળાચસ્કા કરી ચાલ્યા જાય છે. પ્હેલાં તો એ હોય ત્યારેજ મોહનભાઇ આવતા. પછીથી આવે અને એ ઘરે ન હોય તો ચાલ્યા જાય... પણ હવેથી તો એ ન હોય એવેજ તાકડો સાધી આવે છે, લાંબો વખત બેસે છે. પતિના મિત્રને મ્હોંરાથી શું કહેવાય ? વળી મોહનભાઈ કેટલી છૂટ લેતા રહે છે ? પ્હેલાં તો મીસીસ રમણલાલ કહેતાં, વળી મીસીસ રમણીબાઇ પણ કહેતા. પછીથી રમણી નામથીજ બોલાવતા. હમણાં તો રમણીદેવી જ કહીને બોલાવે છે. મોહનની છૂટ તો મ્હને નથી ગમતી. એમને પણ મ્હેં કહ્યું તો એ પણ બેદરકારી બતાવે છે. હા પ્રભુ ! માર રમણને સન્મતિ આપ અને સત્સંગે ચડાવ. આજે પણ છેક મોડા આવી જમ્યા ન જમ્યા ઉભા થઇ ગયા અને અત્યારે શુંય કામે મુશળધાર વરસતા વરસાદમાં બહાર ચાલ્યા ગયા છે. હા, પ્રભુ ! એમનું જતન કરજે. ". ( રમણીના નેત્રમાંથી આંસુની ધાર ચાલી રહી છે. રમણી છાયલના પાલવતી આંખ સાફ કરે છે, બારણાપર અવાજ થાય છે. રમણી સફાળી ઉભી થાય છે. બારણું ઉઘાડે છે, રમણ તથા મોહન અંદર આવે છે. બન્ને ભીંજાઇ ગયેલા હોય છે. )

રમણ—રમણી ! જા બે સ્ટ્રૉંગ કાફી બનાવી લાવ, મોહન આવ બેસ. ( બન્ને ખુરશી પર બેસે છે. )

મોહન—રમણ દોસ્ત ! અત્યારે દેવીને એવી તકલીફ શા માટે આપે છે ?

રમણ—અરે ના રે ના તકલીફ શેની ? સ્ત્રીઓ તો એ માટે ટેવાયલીજ હોવી જોઇએ. ( રમણી થોડી વારે કાફી બનાવી લાવે છે. ને દૂર ઉભી રહે છે. )

મોહન—( રમણીને ) તમે કાફી લીધી કે ?

રમણ—હા, હા, ત્હેં લીધીને ?

રમણી—ના. મ્હારે નથી પીવી.

મોહન—કેમ ? લ્યો મ્હારે તો અડધો જ કપ પીવો છે ! ( પોતે રકેબીમાં અડધી કાઢી લઇ બીજી રમણી તરફ હાથ લાંબો કરી આપે છે. રમણી ના પાડે છે. )

રમણ—નહિં...રહેવા દે મોહન! અત્યારે એને નહિં પીવી હોય...( બન્ને કોફી પી રહે છે. થોડીવારે મોહન રજા માગી ચાલ્યો જાય છે ને રમણ રમણીને પાસે બોલાવે છે) જો રમણી મોહન કેવો ભલો છે ! ( રમણી શાંત રહે છે ) કેમ બોલતી નથી ? (રમણી હજુ શાંત રહે છે.) કેમ મુંગી મરે છે ? ભસી મરને ? ( રમણ જરા ગુસ્સે થાય છે.)

રમણી—શું બોલે ! ખરૂં પુછાવો તો તેની ટેવ મ્હને જરાએ પસંદ નથી. તમને આડે રસ્તે ચઢાવનાર મોહનભાઇજ છે. જ્યારથી તેનો સંગ થયો છે ત્યારથી તો હદ થઇ છે. ધંધો પાણી ત્યાગી બેઠા છો. નવરા બેઠા શું કરો છો નાથ ? વળી નથી ખાવા પીવામાં ધડો કે નથી ઘરે આવવાનો ધડો. ( રમણ શાંતિથી સાંભળે છે. રમણી હૃદયનો ઉભરો ઠાલવી કાઢે છે ) રમણ ! નાથ! શું સુઝેયું છે ? આમ શાને કરો છો ? હવે સમજો તો સારૂં. ( રમણી જરા અટકે છે રમણ વચમાંજ પતાવે છે.)

રમણ—લે બસ થયું. કોઇની વાત કે ભાઇબંધીજ રૂચે નહિ...ચાલો ઠીક.

## અંક ૧ લો

## પ્રવેશ ૨ જો

પાત્રો=રમણ રમણી.

સ્થળ=દિવાનખાનું.

સમય=બીજા દીવસની સ્હવાર.

[ રમણ ને રમણી ચા પીએ છે. રમણ જરા ખુશ મીજાજમાં જણાય છે ને રમણીને કંઇક વાત કહેવા જાય છે ત્યાં ટપાલમાં કાગળ આવે છે. રમણ કાગળ વાંચી રમણીને આપે છે. રમણ જરા બેદરકારીથી બેસે છે પણ રમણી બહુજ રાજી થાયછે. ]

રમણી—વ્હાલા ! બોલો શું કરશો?

રમણ—શું કરે !

રમણી—કેમ શું કરે ? નાથ જુઓ. અહિં તમો કંઇ કામધંધો નથી કરતા. તેથી કાકા જો મુંબઇ કામકાજ માટે બોલાવેછે તો કેમ નથી જતા ? જુવો તે કાગળમાં લખે છે કે એક સારા ધંધામાં પડી જવાની ઉત્તમ તક છે તો પછી વ્હાલા આ અવસર જવા દેવો નકામો છે. માટે મારૂં કહ્યું માની તમે આજે જ મુંબઈ ઉપડી જાઓ. પ્રભુ સહાય કરશે.

રમણ—( રમણ જરા વિચાર કરે છે. ) પણ આ રીતે તો કાકાના ઓશીયાળા થવું ખરૂં ને ?

રમણી—તે શું ? વ્હાલા! એવી ગણત્રી હોય ? અહિં કામકાજના ફાંફા છે તો શું આમજ જીંદગીભર ચાલશે ? નહિ વ્હાલા. કોઈ વાતમાં મારૂં કહ્યુ નથી માનતા તો આજે તો ખાસ હું દબાણ કરૂં છું તેથી મારૂં કહ્યુ માની આજેજ મુંબઈ જાઓ. ઠેકાણે પડી ગયા પછી મને તેડાવજો. મારી કોઈ વાતે ચિંતા ન કરશો નાથ !

રમણ—( કબુલ થાય છે ) વારૂ. તારૂં કહેવું કબુલ છે.

## અંક ૨ જો

### પ્રવેશ ૧ લો.

પાત્ર=રમણી.

સ્થળ=દિવાનખાનું.

સમય=બે દીવસ પછીની સ્હવાર.

[ મુંબાઈ ગયેલા પતિના પત્રની રાહ જોતી રમણી ચા પી રહી છે. થોડી વારે ટપાલી આવે છે ને બે પત્ર રમણીના ઉંબરમાં ફેંકી જાય છે. રમણી એક પત્ર પર પતિના હસ્તાક્ષર તરત જ પિછાને છે. પત્ર વાંચી છે...કંઈક ચમકે છે...આ શું ? અંદર આવી મોટેથી વાંચે છે...

પ્રિયે રમણી,

મુંબાઈ,

અહીં કામ ધંધાનું નામ કે નિશાન પણ નથી...અને કાકાશ્રી તો કાગળ સંબંધી કંઈજ જાણતાં નથી. તેથી આજે રાત્રે નવ વાગે હું પાછો આવું છું.

લી.

ત્હારો રમણ.

રમણી—(એક ઉંડો નિઃશ્વાસ નાખે છે) હા. પ્રભુ ! તકદીર જ વાંકા ત્યાં તું પણ શું કરે ? ( ફરી કાગળ વાંચે છે ) અને કાકા તો કાગળ સંબંધી કંઈજ જાણતાં નથી તો પછી તે કાગળ કોણે લખ્યો ? અને તે લખવાનું કારણ ? ( થોડીવાર વિચાર કરતી સ્થિર ઉભી રહે છે ) પણ આ બીજો કાગળ ? ...( બીજો કાગળ ફોડે છે ઉતાવળે વાંચે છે. કંઈ સમજ ન પડવાથી ફરી વાંચે છે. રમણી ચમકે છે અને બન્ને હાથે કાગળને દબાવે છે. રમણીના દાંત પીસાય છે ) આ શું ? મોહન તું આટલી ધૃષ્ટતા કરી શકે છે ? ( ફરી કાગળમાં દ્દષ્ટિ કરે છે. તેના નેત્રો જરા વધારે ઉઘડે છે ને તેમાંથી અગ્નિની ચીણગારી ફૂટે છે ) તે લખે છે કે " હું જાણું છું કે તું મને ચાહે છે "...કેમ ? ( સામે જ મોહન ઉભો હોય ને તેને ઉદ્દેશી કહેતી હોય તેમ કહે છે. ) હું તને ચાહું છું ? વાહ મોહન ! તને શી ખબર હું તને ચાહું છું ? અથવા જો તારી એ કલ્પના હોય તો એ કલ્પના કેમ કરી શક્યો ? હું તને ચાહું છું એ તું ક્યાં જોઇ ગયો ? મોહન ! મારાં કાંત રમણ ભોળા છે. તે જ તારા ભરમાવ્યાથી ભમે ! આ રમણી નહિં. જો તેં માત્ર કલ્પનાં જ કરી કે હું તને ચાહું છું તો સાથે, એમ કેમ ન કલ્પી શક્યો કે હું તને ધિકારૂં છું ? ઠીક ( રમણીના નયનોમાં નિશ્ચયનું નૂર ચમકે છે ) હંઅ. બરોબર છે. તે આજ મને મળવા આવવાની પણ હિંમત કરે છે. ભલે મોહન ! ભલે. આવજે. રમણી તને સ્વાગત કરવા પગભર તૈયાર જ રહેશે...હા. આજે તો મારો રમણ પણ આવવાનો છે...બન્નેનો તાકડો સારો જામી જશે. મોહન નવે આવશે. મારો રમણ સ્ટેશનેથી જરા મોડો તો ખરો પરંતુ સાડાનવે તો આવી પહોંચશે. વાહ પ્રભુ વાહ. તેં આજે મ્હને કેવી મદદ કરી છે. ખરે તું સાચાનો સદા બેલી છે. આજે તારી કૃપા તો મોહનને તેના ખરા સ્વરૂપમાં રમણને દેખાડીશ અને મારા એ ભોળા ભર્તારને તેની ભૂલ સમજાવીશ...( રમણી બન્ને કાગળ સાચવીને ગજવામાં મૂકે છે. કંઈક વિચાર આવતાં બોલી ઉઠે છે. ) હા. એ પણ પાપીના જ પરાક્રમ હશે. ( અંદર ચાલી જાય છે ને ઘર કામમાં ગુંથાય છે.)

### પ્રવેશ ૨ જો.

પાત્રઃ રમણી, મોહન, પછીથી રમણ.

સ્થળઃ તેજ દિવાનખાનું.

સમય: રાત્રે નવ વાગ્યાનો.

[ કાયમની રીત પ્રમાણે રમણી સીવતી બેઠી છે. દીવસ ચોકખો હોવાથી બારી બારણાં ઉઘાડા છે. સામે ઘડીયાળ પોતાનું કામ કરી રહી છે. ઘડીએ ઘડીએ રમણી ઘડીઆળ સામે જુએ છે અને બહાર દૃષ્ટિ ફરી ફરી સીવવા લાગે છે પણ કાયમ ઉતાવળે ચાલતો હાથ આજે ધીરો ચાલે છે. એક ક્ષણે રમણી ઝીણી આંખો કરી ઉંડો વિચાર કરે છે તો બીજી ક્ષણે મક્કમતાથી દાંત પીસે છે. નવ વાગવા આવ્યા છે. માત્ર પાંચજ મિનીટ બાકી છે તેજ ક્ષણે દાદરપર અવાજ થાય છે. રમણી સ્થિર બને છે, ને નીચી દૃષ્ટિએ સીવવા લાગે છે. મોહન દિવાનખાનામાં આવે છે અને ધીરે સાદે કહે છે.)

મોહન—કેમ રમણી દેવી! ( રમણી ઉંચું જુએ છે )

રમણી—કોણ? આવ્યા? ( રમણી ઉભી થાય છે ને જાણે વખત થઇ ગયો હોય તેમ ઘડીયાળ સામે જુએ છે. મોહન કહે છે.)

મોહન—હા. જો રમણી દેવી! હું જરાયે મોડો નથી આવ્યો. કેમ આવ્યો છું?

રમણી—ના. પણ હું તો...( મોહન વચ્ચેજ બોલી ઉઠે છે )

મોહન—મારી રાહજ જોઇ રહી હતી એમને? ચાલ રમણી દેવી! હેં મને બહુજ આભારી બનાવ્યો છે. મને શંકા હતી કે...

રમણી—જુઓ, તે સર્વ પ્હેલાં મ્હારે એક વાત તમને કહેવાની છે.

મોહન—શું? જે હોય તે ખુશીથી કહે.

રમણી—( ખુરસી બતાવે છે ) બેસો. જુઓ એક પતિપત્ની બન્ને સાદા સરળ અને સ્નેહાળ સ્વભાવના છે. તેમનો સંસાર સુખી હોય તેમાં શંકાજ નથી.

મોહન—( વચ્ચે પુરાય છે ) નહી બીલકુલ નહીં. દેવી! બન્ને જો સુંદર હોય તો...

રમણી—( મોહનની ભૂલ સુધારે છે ) હું સુંદર નથી કહેતી...ઉલટું સુંદરતા એ તો ઉપાધિ ને જંજાળની ચાવી છે. સુંદરતા એક ક્ષણે નહિં તો બીજી ક્ષણેજ અલોપ થઇ જાય છે, હું એમ કહેવા માગું છું...મોહનભાઇ! કે સુખી સંસારમાં રહેતાં પતિ પત્નીના સુખી જીવનમાં કંઇક અસુખ ઉપજાવતું કારણ વચ્ચે આવે છે, તે કારણ...તમે સમજી શકતાજ હશો કે બુરી આદત હોય છે. તે આદતો "સોબત તેવી અસર" એ રીત પ્રમાણે કુસંગથી આવે છે...ન્હાના મ્હોટા કારણ ગણવાની જરૂર નથી. મોહનભાઇ! તે કુસંગે ચઢાવનાર વ્યક્તિને શું કહેવું?...(જરા ધીરે બોલે છે ) હું તો એને પાપી સિવાય... ( મોહને વચ્ચે હા માં હા મેળવે છે.)

મોહન—બરોબર છે. રમણી દેવી! કુસંગત એ સર્વ અનિષ્ટાચારનું કારણ છે. અને તે રસ્તે ચઢાવનાર પાપી નહિં નરાધમ પાપી કહેવાય. ( રમણી સ્થિર બની જરા દૂર ઉભી રહે છે. ઘડીયાળ સામે જુએ છે. નવને દશ મીનીટ થઇ છે. હજી રમણને આવતાં લગભગ દસેક મીનીટ થશે તેમ સમજી વધારે વાત કરે છે. )

રમણી—હા...બરોબર છે જુઓ. મોહનભાઇ હું એજ કહેતી હતી...( અચાનકજ રમણીની દૃષ્ટિ સામે જાય છે. રમણને આવી એક તરફ લપાઇ ઉભો રહેતો જુએ છે. રમણ આવતાંજ અંદર મોહન તથા રમણીને એકલાં જોઇ ક્રોધાંધ થઇ જાય છે. અંદર ધુસી જઇ મોહનનું માથું ફોડી નાંખવા ઇચ્છે છે: બીજી ક્ષણે કંઇક વિચાર આવતાં બારણા સમીપ લપાઇ જાય છે. ઘડીયાળમાં હજી નવને પંદર મીનીટ થઇ છે.

રમણી સમજે છે કે આ ઘડીયાળ જરા મોડી લાગે છે. રમણ આવી ગયેલ છે જાણી રમણીને હિંમત આવે છે. તે સતેજ થાય છે ને બે ડગલાં સામે આવે છે. મોહન લાંબા હાથ કરે છે. રમણી ત્યાંજ અટકી જાય છે ને એકદમ બની પુછે છે: ) મોહનભાઈ ! હું એક પ્રશ્ન પૂછું છું. આજે તમારો કાગળ મળતાં મને એમજ થયું કે તમે તમારા પ્રેમની વાત અત્યાર સુધી કેમ છુપાવી ? તમે હતું છું... પરંતુ તારો રમણ હાજર હૈયાત હોવાથી કંઈ ન બનેલ...ને..હવે તારા ભોળા રમણને કાકાને નામે કાગળ લખી મુંબાઈ જવાનું ઉભું કર્યું ને આજે તારી પાસે આવી પ્રેમ જાહેર કરવાનો મને વખત મળ્યો તેથી હું મારી જાતને ભાગ્યશાળી ગણું છું: દેવી ! ...( મોહન રમણીની જાદુભરી આંખમાં આંખ સાથે એકતાર કરી આપે છે. બહાર રમણને ખુન્નસ ભરાઈ આવે છે.



મોહન: "આજેજ આપણે અહિંથી ઉપડી જશું.... મોજ મઝાહ માણશું..."

મને કાલથીજ ચાહતા શીખ્યા કે શું ?

મોહન–ઓહો. રમણી...દેવી...( બારણા પાસે રમણ મુકકી ઉગામે છે ને બારણા સાથે હાથ ભટકાતાં, અવાજ થાય છે. મોહન બીએ છે. રમણ તરતજ શાંત થઈ ઉભો રહે છે ને મોહન ધીરે આગળ બોલે છે.) હું તો તને પહેલેથીજ ચાહતો આવ્યો છું અને ઘણીય વખત તારી પાસે મારો પ્રેમ પ્રકાશ કરી, તારી પ્રેમભિક્ષા માગવા સાહસ કરી આવ્યો રમણી ખુરશી ટેબલ પર બે હાથ ટેકવી એકકેક બને છે. મોહન ઉભો થઈ સામે આવે છે.) આવ. દેવી, અને મને અમીપાન આપ.

રમણી–(રમણી જરા દૂર જાય છે ને કહે છે ) પણ...તમે શું કરવા માગો છો ? ધારોકે, તમે પ્રેમની ભિક્ષા માગો છો. માગો છો ને ? ( મોહન હા કહે છે ને હસે છે. રમણી મોહનને વધારે ઉડાવે છે ) વાર પછી. ધારો કે તમને ભિક્ષા મળે છે. ( બારણા પાસે

રમણુ દાંત કચકચાવે છે ) પછી શું કરશો ? રમણી સ્થિર મસ્તીખોર આંખો મોહન-પર ઠેરવે છે. તે પ્રશ્નનો ઉત્તર માગે છે )

મોહન–શું કરશો ? ( હસે છે ) શું શું ? બીજું કંઇ નહિં...આજે જ આપણે અહિંથી ઉપડી જશું. કલકતા રંગુન મદ્રાસ ત્યાંથી પારીસ કે દુનીયા પરના ગમે ત્યાં ના મોજ વિલાસ કરવાના ઉત્તમ સ્થળે જઇ મોજમજાહ માણુશું. બોલ આવીશને ?

રમણી–( ખભાં ચડાવે છે ) વાહ વાહ ! મોહનભાઇ, ભૂગોળ તો આબાદ ભણ્યા લાગો છો. પણ મારા પતિનું શું ?

મોહન–( બેદરકારીથી હસે છે ) તે બિચારો તો મ્હેં કાકાને નામે લખેલા કાગળથી લલચાઇ મુંબઇ ગયો છે ને ? તે આવશે તે પ્હેલાં તો આપણે ચાલી જઇશું. કેમ રમણી ! કાકાના કાગળની યુક્તિ કેવી કરી ?

રમણી—(બહાર ઉભેલા રમણુને ખાત્રી આપવા પુરતું મોહનનું એકરારનામું પુરૂં થયેલ જોઇ રમણી બેધડક સામે થાય છે, ) મોહનભાઇ ! ત્યારે તમે મને ખરે ચાહો છો ?

મોહન–હા.

રમણી–( આંખ જરા બંધ કરી ઉઘાડે છે ) એમ. વારૂ હું તમને ચાહું છું તેના વિષે તમે શું કહોછો ?

મોહન–એજ કે તું મને ચાહે છે.

રમણી–તે તમે કયાંથી જાણ્યું ? ( રમણી માયાના ઉલાળા સાથે જરા વધારે પાસે આવે છે ) તમે કયાંથી અને કેમ જાણ્યું ?

મોહન–( બેધડક સામે ઉભેલી રમણીથી જરા ધીરા પડી જાય છે ) તારા હ્રદય પરથી.

રમણી–( ફાટેલે નેત્ર બોલી ઉઠેછે ) મારા હ્રદયપરથી. તમે હ્રદયના પરીક્ષક કે કોઇ ચિકિત્સક હશો એમને ? વારૂ મારૂં હ્રદય તમે ક્યાંથી મેળવ્યું કે તમે તેની ચિકિત્સા કરી લીધી ? હ્રદય પારખવાની શક્તિ તમારામાં ક્યાંથી આવી ? ઓ મૂર્ખ મોહન ! હ્રદયહીનને હ્રદયની પરિક્ષા શી ? અક્કલહીનને હ્રદય પારખવાની શક્તિ શી ? મોહન ! એટલું ન પારખી શકયો કે મારા હ્રદયમાં તારા માટે ચાહને બદલે અણુએ અણુમાં તિરસ્કાર, ઝેર તથા દાઝ ભરી છે. મૂર્ખ ! અમારા સીધા સ્નેહાળ સંસારમાં, ત્હેંજ માથું મારી, ઉપાધિઓ ઉભી કરી છે. તારી મિત્રતા પ્હેલાં તો મ્હારો રમણુ દિવ્ય દેવના દૂત સરીખો હતો...હજીયે મારો રમણુ તો તેવોજ છે, પણ ત્હેં નરકના વાસી ઘોર પાતકી પાપીએ અમારા સંસાર ને સ્નેહમાં ઘુસી આવી, અમારી અમર ભોમ સ-રીખી સૃષ્ટિમાંથી પારિજાતક પુષ્પની સુવાસ દૂર કરી છે. નરાધમ, આજ તારી મિત્રતા ! કૃતઘ્ની કપટી ! ( રમણી મુકકી ઉગામે છે ; જવાબ આપ કે આ તારો પ્રેમ પત્ર તું મને લખવાને કેમ પ્રેરાયો ? એ પત્ર લખતાં તો તારા હાથ કેમ ન ભાંગી ગયા ? ( મોહન રમણીના ગુસ્સો જોઇ આભો બની જાય છે ). વળી અત્યારે સાહસ કરી અહિં કેમ આવી શકયો ? અહિં આવતાં તારા પગ કેમ ન ભાંગી ગયા ? ( રમણી અગ્નિકણ ખેરવતી આંખોથી સામે ફરે છે ) અત્યારેજ મારો રમણુ તને પુરતી ફેજે પહોંચાડશે...( રમણુ બારણા પછવાડેથી દિવાનખાનામાં ઘુસી આવે છે. મોહન તો મુંઝાઇ જાય છે, ને પછવાડેની બારીમાંથી પડતું મુકે છે. રમણુ આવી રમણીને બાહુ પાશમાં પકડી લે છે. રમણી પતિના પડખામાં લપાય છે )

રમણુ–વ્હાલી ! રમણી ! હું એ નરાધમ નરપિશાચથી છેતરાયો. હવે એ પાપીને પૂરો પિછાન્યો. તને ય ઘણી સતાવી છે. દેવી ! મને માફ કર...






લેખક: શ્રીયુત "જ્યોતિ"

હિંદુ સમાજ ફાવે તેટલો સુધારાની ટોચપર ચડતો જાય પણ તેના જીવન આધારરૂપ પાકગૃહો કે રસોડાંની સ્થિતિ તો શોચનીય જ રહી છે. કેટલેક સ્થળે તો એટલે બધે દરજ્જે ખરાબ હાલત હોય છે કે સંડાસ કે જાજરૂમાં જવા જેટલીજ તીતરી રસોડામાં જતાં વછુટે છે. કેટલાક શિષ્ટ ગૃહસ્થોને મેં કહેતા સાંભળ્યા છે કે રસોડાની બહાર અલગ ભાગમાં જમવા બેસવું એ શિષ્ટાચારનું લક્ષણ છે—પણ એ કાર્યને શિષ્ટાચારનું પદ કેમ પ્રાપ્ત થયું એ ઉંડા ઉતરીને તપાસીએ તો ઉપર્યુક્ત સ્થિતિ જ તેને માટે જવાબદાર હોવાનું જણાય છે.

ચુલા કે સગડી સળગાવતાં તેમાંના બળતણની રાખોડી ચોમેર ઉડી રહે છે. લાકડાનાં છોડીયાં ઉખાડેલાં હોય તો તે આમ તેમ વેરણ છેરણ પડેલાં હોય છે. તપેલીઓને કંટેવાળા કરવામાં રાખોડીનો બહોળે હાથે ઉપયોગ કરવાથી રાખોડી ખરે છે—અને ઘણીવાર સાચેનાં વાસણમાં પડી તેની અંદરના પ્રવાહી ખાદ્ય પદાર્થને ધટ્ટ થવામાં અમુલ્ય મદદ કરે છે. શાકભાજી કે મશાલા સમાર્યા હોય તેનાં છોતરાં, કરતર રસોડામાં જ્યાં ત્યાં વેરાયાજ કરે છે એટલામાં આમલી નીચોવી રહેલા કુંચાનો લોચો પ્રદર્શનમાં આવવાની તૈયારી કરે છે. આ બધી કચરાની વસ્તુઓ માટે પાસેજ એકાદ અલગ વાસણ રાખ્યું હોય તો તેમાં તે વખતો વખત ભરી શકાય.

રસોડામાં ચુલા ઉપરની છતની સ્થિતિ જોઈએ તો હસવુંજ આવે અનેક જાળાં અને ધુમાડાની પર બાઝેલા હોય છે. અર્થાત્ રસોડાંની છત તેમજ આજુ બાજુની ભીંતો વખતો વખત પાણીથી ધોઇ સાફ રાખવાની ખાસ અગત્ય છે. આપણા સમાજમાં હોળી દીવાળી જેવાં પર્વો તેમજ ગ્રહણ જેવા પ્રસંગોએ રસોડાની વસ્તુઓ અને સ્થળ ધોઇ ધોઇ સાફ રાખવાનો પ્રથા જે ચાલે છે તેમાં આવી સર્વસામાન્ય સ્વચ્છતાની બાબતનો સિદ્ધાંતજ રહેલો માલુમ પડે છે; કેમકે પુવડ સ્ત્રીઓ હોય તે પણ એ બહાને રસોડાં અને પાણીયારાં વિગેરે આવશ્યક સ્થળો અને ખાનપાનાદિ રાખવાનાં વાસણ કુસણ સાફ કરે છે પરંતુ આ કેળવાયલા જમાનામાં એવા બહાના હેઠળ આવા સિદ્ધાંતો જળવાયાં કરતાં આવશ્યક બાબત તરીકે જો એમાં કાળજી રખાય તો તે વધુ ઇષ્ટ છે. સુશિક્ષિત પુરૂષવર્ગ પોતાના દીવાનખાનાનાં ખુરસી ટેબલ વિગેરે વિગેરે રાચરચીલું બરાબર સાફ છે કે નહિ તે જોવા કાળજી રાખે છે, પણ તેમનાં જીવનપ્રદ રસોડાંની શી સ્થિતિ છે તે જોવામાં તેનો એક શતાંશપણ કાળજી રાખે તો કેવું સારૂં? રાઈ મેથી મીઠાં મરચાં વિગેરેના ડબ્બા કે સીસીઓ બહુધા ઉઘાડાં કે અર્ધ ઉઘાડાં જ રહે છે. પહેલેથી જોઇતો સામાન પાસે

રાખવાની ચીવટની ખામીથી ઉતાવળ કરવા જતાં વઘારની કડછી કે તપેલી તપી જવાથી જેમ તેમ બે ચપટી કચરાવાળાં રાઇ મેથી ભરચાં પધરાવી છમ છમકારાં કરવામાં આવે છે. આ સ્થિતિ શોચનીય નહિ તો શું કહે-વાય ? અર્થાત્ ખાવાપીવાના પદાર્થો અને વાસણકુસણ ન ઢાંકવાની ટેવ બરાબર નથી. ખુલ્લી રહેલી જણસોમાં કાંઇ પણ પડવાથી, હવાના ગુણથી અથવા કોઇ પ્રાણીના ચાટ-વાથી તે બગડવાનો સંભવ રહે છે, અથાણાં, મુરબ્બા વિગેરે વસ્તુઓ ઘણી વખતે બગડી જાય છે ત્યારે કેટલાંક બૈરાં વહેમ વિચારથી માને છે કે કોઇની નજર કે દૃષ્ટિવિકારથી એમ બન્યું છે–પણ વાસ્તવિક રીતે જોતા તેમ હોતું નથી–એ પરિણામ કેવળ ઢાંકવા ઢુમવાની કરવામાં આવતી બેદરકારીનેજ આભારી છે.

ઘણાંખરાં રસોડાંમાં જઇ જોઇએ તો દૂધ દહીં ઘી, તેળ રાખવાનાં તાકાં, ભંડારીયાં કે પેટીઓમાંથી એવી દુર્ગંધ મારે છે કે કાંઇ કહે પાર નહિ. તેમાં વંદાઓનું તો સામ્રા-જ્યજ જામેલું જણાય છે. અંદરનાં વાસણ-બરણીઓ–અરરર ! એ વાત કાંઇ પુછશોજ નહિ. બધાં વાસણપર લીલા કાટના ડાઘ પડેલા હોય ! ઘીની બરણી કે દાબડાની તો શી વાસ મારે ? આ બધું મટાડવા માટે તાકાં, ભંડારીયાં વખતો વખત ગરમ પાણીથી ધોઇ સાફ રાખવાં જોઇએ; અને વંદા ગરો-ળીઓનું સામ્રાજ્ય અંદર જામવા ન પામે એ માટે ખાસ કાળજી રાખવી જોઇએ. ભંડા-રીયાં ને બદલે દુધ, દહીં આદિ સામાન રા ખવા માટે પેટીઓ હોય તો વધારે સારૂં કેમકે તે હમેશાં ધોઇ તડકે સુકાવા મુકી શકાય છે. ભંડારીયાં હોય તો તે પણ ચાર છ દહાડે ભીના કકડા વડે લુછી સાફ કરવાનો નિયમ કરવો જોઇએ. દૂધ, દહીં વિગેરેનાં વાસણ ઘરમાં બહેનોએ જાતેજ અજવાળ્યાં હોય તો સારાં. કામ કરનાર બાઇ પાસે અજવાળવાથી તે હમેશાં બરાબર સાફ થતાં નથી. સ્વચ્છતા અને આરોગ્ય જાળવવું હોય તો જાતે એટલી તકલીફ વેઠવીજ પડે. જેમને ચાકર નફર હોય તેમણે નિદાન તેમના પર યોગ્ય દેખરેખ રાખી એ કામ કરાવવું. બા-કી નોકર તે નોકર. ઘરનાં માણસની બરો-બરી તે કાંઈ નોકર ચાકર કામ કરતાં હશે ! અર્થાત્ કોઈ પણ બાબત કરવામાં અંતઃકરણ-પૂર્વક ઇચ્છા હોવી જોઇએ–તેની અગત્ય જાતે સમજવી જોઇએ. ખરા અંતઃકરણથી ઇચ્છા થતાં કોઈ પણ કામ દુર્ઘટ લખાતું નથી. નાહક ગામગપાટાં હાંકતાં કે કોઇની આઘીપાછી વાતોમાં વખત ગુમાવવા કરતાં ઘરનાં બેચાર કામ વધારે કરવાં કિંવા કરા-વવાં પડે તો તેમાં કાંઇ બગડી જાય છે ? દૂધ. દહીં, ઘી, તેલ વિગેરેનાં ચીકણાં વાસ-ણને ગરમ પાણીથી ઘસી કુચડા વડે અજવા-ળવાથી ચિકાસ નીકળી જાય છે અને વાસણ ઉજળાં બે ઘડી જોઇ રહીએ એવાં બને છે. વળી કોઇ પણ કામ એક હાથેજ સારૂં થાય છે, છતાં આપણા લોકોમાં ઘરની અંદર સ્ત્રી-ઓમાં કામકાજ એક હથ્થુ બિલકુલ થતું નથી. ઘરના વડીલ માણસોએ કામ મુકરર કરી દીધાં હોય છતાં નાતેરાંઓમાં એક બીજા પ્રત્યે દ્વેષની ભાવના થાય છે, અને કામ-કાજમાં પણ "આ કામ હું શાની કરૂં ?" અથવા "પેલું કામ એ શાની કરે ?" એમ માન અપમાન અને આરેડા પોરેડામાં નાહક વખત જતાં પરિણામ એ આવે છે કે એકકે કામ સારૂં થતું નથી. અને એ વાત જો રસોડાના કામકાજને લાગુ પાડીએ તો એમાં આખા કુંટુંબના જીવન-મરણનો પ્રશ્ન આવી જાય છે. કેમકે "અન્નસમા પ્રાણ" હોય છે એ સર્વને વિદિત છે.

આવા માંહોમાંહેના કજીયા કંકાશમાં દિવસ વીતાડતાં ઘરની શોભા શી રહે? સહેજસાજ કામ કરતાં આમ એકમેકના અદેખાઇ કે ચડસાચડસી કરવામાં શું અર્થ? ફાવે તે કામ હોય પણ આખરે તે આપણા જ ઘરનું કેની? શું સ્ત્રી જાતિમાં ઇર્ષ્યા એ જન્મ સિદ્ધ હક થઇ બેઠો છે? આર્ય મહિલાને અંગે વળગી રહેલા એ દુર્ગુણરૂપી કલંકને ભુસી નાંખ્યેજ છુટકો. તેને ઠેકાણે કામકાજમાં નિરંતર એકસંપી અને સહાનુભૂતિનુંજ સામ્રાજ્ય હોઇ શકે. પોતાને સુશિક્ષિત મનાવનારી બહેનોએ આ સંબંધમા જાતે કામ કરી ઉદાહરણ બની સામાન્ય સ્ત્રી સમાજને આદર્શરૂપ થવાની આ સ્થિતિમા ખાસ અગત્ય છે. રસોડાંના તેમજ ઘરનાં ઇતર કામકાજ એકમેકની સહાનુભૂતિ તથા સ્વચ્છતાપૂર્વકજ થવાં જોઇએ. નહિ તો હિંદુ સમાજને ભૂષણરૂપ અવિભક્ત કુટુંબનો સિદ્ધાંત માર્યો જાય છે–અને પરિણામે 'બે ચુલે બમણો વરો ' એ કહેવતનો ભોગ ઘણાં કુટુંબો બને છે. આવા ઘોર વિનાશનું મૂળ આપણી ભારતીય મહિલાઓમાં બને એ શું તેમના વર્ગને શોભાસ્પદ છે?

અર્થાત્ બધા નાસના મૂળમાં કામકાજની અંદર વિરૂદ્ધ મત, અને સ્વચ્છતાનો અભાવ–એ બે મુખ્ય કારણો હોવાથી સુખની લાલસા રાખનારી અને અન્યને–કૌટુમ્બિક જીવનને સુખમય બનાવવાની મહત્વાંકાક્ષા ધરાવનારી બહેનોએ એ વિષે વિચારપૂર્વક વર્તન રાખવું ઘટે છે.



## ભાભીને ભીંજવી.

હોળીને દિવસે નટુ કુદતો કુદતો પીચકારી લઇ આવ્યો.

ભાભીઃ—હાના ભાઈ! મ્હને ન ભીંજવશો. હું બાને કહીશ.

નટુઃ—હું તો ભીંજવીશ. કાલે ભાઇએ તમને ભીંજવ્યાં હતાં, તે મેં જોયું હતું.

ભાભુઃ—કયારે ?

નટુઃ " હું બતાવું " એમ કહીને ભાભીની કેડ ઉપર ચાઢ્યો અને એક જબર ચુંબી લઇ બોલ્યો, " જુઓ! આમજ ભાઇએ તમને ભીંજવ્યાં હતાં, તે મેં જોયું હતું. તમ્હે બાને કહેશો કે ન્હાના ભાઇએ ભીંજવી, તો હું કહી દઇશ, બાને કે, ભાઈએ ભાભીના હોઠ ભીંજવ્યા ત્હારે મ્હેં ભાભીનો સાળુ ભીંજવ્યો."

નટુની એ નિર્દોષતા જોઇ ભાભીએ એને ભીંજવવાની રજા આપી.

નેન.

# સોનેરી સોણલાં.

લેખક : શ્રીયુત માણેકલાલ હરજીવનદાસ શાહ,

પિયુના પ્રેમતણા પૂર, હો સાહેલડી !
આજે અંગોઅંગ મારા ચડે !
અંગોઅંગ આનંદ વ્યાપે, સાહેલડી !
સોનેરી સોણલાં ચિતડું દમે !

રજની ઉજવલ ઓપતી, કુંજ વાટિકા માંહ્ય;
પ્રેમી પ્રિતમ સહ જતી, પ્રેમ માણવા ત્યાંય.

વ્હાલમનાં વેણ પ્રિય લાગે સાહેલડી !
હરદમ એ તો મારા મનમાં રમે !
અંગોઅંગ આનંદ વ્યાપે, સાહેલડી !
સોનેરી સોણલાં ચિતડું દમે !

પ્રેમ સરોવરમાં જઇ, કરતી સ્નેહે સ્નાન;
પ્રેમી પણ પ્રેમે તહીં, કરે પ્રેમનું પાન,

સ્નેહ તણાં સોણલાં આવે, સાહેલડી !
પ્રિતમનો પ્રેમ મારૂં મનડું હરે !
અંગોઅંગ આનંદ વ્યાપે સાહેલડી !
સોનેરી સોણલાં ચિતડું દમે !

રસીઆમાં રસબસ થઇ, ભૂલી જતો હું ભાન;
રજનીચંદ્ર ચકિત થઇ, ગાતો સ્વર્ગિય ગાન,

સાચા એ સ્વર્ગમાંહી ઝલાણું સાહેલડી !
સ્વર્ગિય સુખડાં સ્હેજે મળે !
અંગોઅંગ આનંદ વ્યાપે. સાહેલડી !
સોનેરી સોણલાં ચિતડું દમે !




લેખકઃ ચિ. વિજયલાલ અ. દેશાઈ

શરદ પૂનમની રાત હતી. પૃથ્વીના પટપર ચંદ્રમાએ રૂપાની ચાદર પાથરી દીધી હતી.આવી રળીઆમણી ચાંદનીમાં એક વખત છોકરાઓ ભેગા થયા. તેમણે એક રમૂજ ઉપજાવે એવી એક રમત રમવાનો વિચાર કર્યો. ઘણાખરા છોકરાઓ તોફાની હતા. ચંદ્રકાન્ત નામના એક છોકરાએ તેઓને એક એવી સરસ રમત બતાવી કે જેથી સઘળા છોકરા ખુશ ખુશ થઇ ગયા અને આનંદમાં આવી જઇ ઘણી બૂમા બૂમ કરવા લાગ્યા. આ સાંભળી ચંદ્રકાન્તે કહ્યું અલ્યા શિયાળવાં પેઠે બધા સાથે લાગી કેમ બૂમાબૂમ કરો છો ?

કાન્તિલાલે કુતૂહલથી પૂછ્યું: એક શિયાળનો અવાજ સાંભળી સઘળાં શિયાળ સાથે લાગાં શાથી ચીસો પાડી ઉઠતાં હશે ? સઘળા છોકરાઓનું ધ્યાન .આ પ્રશ્ન તરફ આકર્ષાયું. ચંદ્રકાન્તે તેમને એક કુંડાળામાં બેસાડી વાર્તા શરૂ કરી.

" એક ગામમાં એક ધોબીની પાસે એક ગધેડો હતો. જ્યારે તે ધોવા જતો ત્યારે કપડાની ગાંસડી આ ગધેડા ઉપર મૂકીને જતો હતો. ધોબણ ગરીબ અવસ્થા જોઇ પોતાને ઘણી કમનસિબ માનતી અને દર-રોજ પોતાના ધણી પર ચીડાઇ ઘણું ઘણું સંભળાવતી. તે કહેતી કે રાજાનો ધોબી ઘોડાપર કપડાં મૂકીને લહેરથી ધોવા જાય છે અને સુખ ભોગવે છે. તેને તમારી જેમ કંઇ પણ મહેનત કરવી પડતી નથી. તમારી પાસે ઘોડું તો શું પણ બીજું ગધેડું યે ક્યાં છે ? તમે ઘણાજ અભાગી છો.

આ શબ્દો સાંભળવાથી ધોબીને ઘણું લાગી આવ્યું. તેણે વિચાર્યું કે ધોબણના શબ્દો તેના મ્હોંમાં પાછા ઘાલવા. આમ વિચાર કરીને તેણે ઘણા દિવસ સુધી કરકસર કરીને અને દુઃખ વેઠીને પાંચ રૂપીયા ભેગા કર્યા. તેણે વિચાર કર્યો કે હું આ પાંચ રૂપીયાનું એક વછેરૂં આણીશ પછી વછેરૂં મોટું થશે એટલે હું ઘોડાવાળો થઇશ.

આમ વિચાર કરી એક ઘોડાના દલાલ પાસે તે ગયો અને તેને કહ્યું કે મને પાંચ રૂપીયાનું વછેરૂં અપાવો. આ વાક્યો સાંભળતાંજ દલાલ એકદમ ખડખડાટ હસી પડયો ને કહેવા લાગ્યોઃ અરે યાર ! જરા અક્કલથી તો ખૂદા પીછાણો. પાચ રૂપીયાનું તો વળી ઘોડું મળતું હશે ! હા લાકડાનો કે માટીનો ઘોડો તમને મળી શકશે. આ શબ્દો સાંભળી ધોબી બિચારો ઘણો નિરાશ થયો. પોતે મનમાં વિચાર કરતો કરતો પોતાના ઘરને રસ્તે ચાલવા માંડયું.

એટલામા તેને આ ગામનો અટાળ હજામ મળ્યો, તેણે પૂછ્યું " ભાઇ શાબ ! તમે નિરાશ કેમ જણાવ છો ! " તેણે જવાબ આપ્યો કે " મારે પાંચ રૂપીયાનું એક વછેરૂં

લેવું છે. પણ મને અહીંથી મળ્યું નહિ. જો મને નહિ મળે તો હવે હું ગામમાં રહેવાનો નથી ને પરદેશ જતો રહીશ, "

હજામે તેને કહ્યું કે, " તમે પરદેશ જશો નહિ. હું ગમેતેમ કરીને એક વછેરૂં અપાવીશ. જો વછેરૂં નહિ મળે તો હું તમને એક ઇંડુ અપાવીશ કે જેમાંથી એક વછેરૂં નીકળશે, પણ તમને આ ગામમાંથી જતા રહેવા દઇશ નહિ." ધોબી ખુશ ખુશ થઇ ગયો. તેની નિરાશામાં આશાનું કીરણ પ્રગટયું. ધોબી ને હજામ છૂટા પડયા.

અંટાળે ઘેર જઇ પોતાને ઘેર પડેલું એક તડબુચ કાઢયું. તેને માટી ચોપડી તડકામાં સુકવી દીધું, પછીથી તેને ચૂનાથી ધોળ્યું અને આવી રીતે ઇંડુ બનાવીને તે આપવા વિચાર કર્યો. હજામ અને એની વહુ પેટ પકડીને હસ્યાં.

હજામ મનમાં વિચાર કરવા લાગ્યો કે, " આ ધોબી ઠગાઇ જાય એવો છે. હું તેનાં પાંચ રૂપીયા ખુશીથી મેળવી શકીશ. " તેણે ધોબીને આ તડબૂચરૂપી ઇંડુ આપ્યું અને સૂચના કરી કે, " ભાઇ, આ ઇંડુ હું ઘણેજ આઘેથી લાવ્યો છું. આ ઇંડાને તું તડકામાં ચાર દિવસ સુધી મૂકજે અને સૂર્યના તડકા થી તે ફાટશે અને તેમાથી વછેરૂં નીકળશે."

ધોબીએ ઇંડુ પોતાના હાથમાં લીધું, પછીથી પોતે શેખસલ્લીની માફક વિચાર કરવા લાગો, " આમાંથી વછેરૂં નીકળશે, તે વછેરાને હું ઉછેરીશ; અને તે મોટું થશે એટલે હું તેના ઉપર બેસીશ અને દરરોજ રાજાના ધોબીની માફક લહેરથી લુગડાંની ગાંસડી મૂકીને ધોવા જઇશ. આવી રીત હું ધોબણને પણ ખુશ કરીશ. મ્હારો ઘોડો આમ આમ કરશે ! " આ વિચારમાં ને વિચારમાં તે કૂદવા તથા નાચવા લાગ્યો. આથી હાથમાંનું ઇંડુ ભોંય પર પડી ગયું અને તે ફાટી ગયું. અહીંયા ગામનું પાધર હતું એટલે તેની નજર એક શીયાળ પર પડી. તેને જોઈને શીયાળ એકદમ ચમકયું અને દોડવા માંડયું.

આથી તે તેની પાછળ દોડયો. શિયાળ જીવ લઇને નાઠું, તે કયાં ભરાઈ ગયું તેની તેને ખબર પડી નહિ, તેણે તેને શોધવાને ઘણા પ્રયત્નો કર્યાં પણ સઘળાં ફોકટ ગયા. પોતે ઉદાસ ચહેરે પોતાને ઘેર ગયો અને આ સઘળી હકીકત ધોબણને કહી. ધોબણ એકદમ ચીડાઇ ગઈ અને કહેવા લાગી કે " તમે પાંચ રૂપીયા ખોયા અને વછેરૂં પણ જતું રહ્યું. હું પહેલેથીજ જાણીતી હતી કે, તમે અભાગીઆ છો અને તમારા કરમમાંજ ગધેડુંજ લખેલું છે ! "

શીયાળે પોતાનો જીવ આવી રીતે નાસી જઇને બચાવ્યો. તેણે જંગલની અંદર નાત ભેગી કરી અને ધોબીની વાત કહી. ધોબી લોકો ફરી આવું દુઃખ ન દે તે માટે કોઈ પણ જાતનો બંદોબસ્ત થવો જોઈએ એમ તેણે જાહેર કર્યું. આ વખતે સઘળા શિયાળનો રાજા એકદમ ઉભો થયો અને કહેવા લાગ્યો કે હું તમને એક યુકિત બતાવું છું તે ધ્યાન દઈને સાંભળો. આજથી આપણે જે વખતે બહાર નીકળીએ તે વખતે આપણે આપણો શ્વાસ બંધ રાખીને ચાલવું. આપણે હાંફીશું નહિ એટલે કોઈ આપણને ઘોડાના વછેરા તરીકે માનશે નહિ. બીજું, રાત્રે બધાએ ભેગા થઇ એકની ચીસ સાંભળી બધાએ એક અવાજે ચીસો પાડવી. આથી આપણે ઘોડા નથી એમ સાબીત થશે. " બધાએ આ વાત કબૂલ રાખી.

ચંદ્રકાન્તનો ખુલાસો સાંભળી સઘળા રાજી રાજી થઇ ગયા. પછી " પોત પોતાને ઘેર જાય, ધાણી ચણા વહેંચી ખાય " એમ કહી સર્વે વિખરાયા.






લેખકઃ શ્રીયુત નાનાલાલ દલપતરામ પટેલ.

માતૃવિજ્ઞાન નવું શાસ્ત્ર છે, કેટલાક વિષયો સંબંધી હજી વિચારકોના ઘણા મતભેદ છે, પરંતુ સઘળાનું લક્ષ્યબિન્દુ એકજ છે. અમુક અમુક વિષયો માટે જો કે દરેકનો મત જુદો હશે. છતાં બધા એક વાત તો માને છે કે શિક્ષણપ્રથા ગમે તે પ્રકારની હોય પરંતુ દરેકમાં બાલકોની માનસિક, નૈતિક અને શારીરિક શક્તિઓનો સંપૂર્ણ વિકાસ તો થવો જોઇએજ. બાલક અખિલ ન બોલે, શાન્તિ રાખે અને ઉપયુકત શિક્ષણ પામે એ સઘળી બાબતો ઉપર તો તેની માતાએજ ધ્યાન આપવું યોગ્ય છે. બાલકને ઉત્તમ વિચાર કરતાં અને ઉચ્ચ આદર્શ રાખતાં શિખવવું એ માતાનીજ ફરજ છે.

બાલકનો આખો દિવસ બહુધા રમવા–ખેલવામાંજ વીતે છે. ઢોલ કે વાજું વગાડવું. લાકડીનો ઘોડો કરી ફેરવવો, સુંદર રંગીન ચિત્રો જોવાં અને તે સંબંધી પ્રશ્નો પૂછવા, ટ્રાઇસીકલ પર બેસવું, નવી નવી વાતો સાંભળવી અને શીખવી વગેરે બાબતો બાલકને બહુજ ગમે છે. અમેરિકામાં આવી રમતો દ્વારા બાળકની કલ્પનાશક્તિ અને શરીરબળની વૃદ્ધિ થાય એમ કરવામાં આવે છે. ભાષાજ્ઞાન તથા હુન્નર કળાની ખીલવણી પણ આજ રીતે કરવામાં આવે છે.

બાળકને સંસારની સઘળી ચીજો નવળી લાગે છે, અમુક ગુણો તો તેને વારસામાં મળેલા હોય છે. જેમ જેમ બાલક મોટું થતું જાય છે, તેમ તેમ તેની સાથે ગુણોનો વિકાસ પણ થાય છે. જ્યાં સુધી તેના મગજમાં અમુક વાત બરાબર ઠસતી નથી ત્યાં સુધી તેના કુમળા મગજમાં વિચારો ઘોળાયા કરે છે. વડીલોએ દરેક વાત તેને બરાબર સમજાવવી જોઇએ અને બાલક જે પ્રશ્ન કરે તેનો બરાબર જવાબ આપવો જોઇએ. બાલશિક્ષણના સંબંધમાં નીચેની ત્રણ બાબતો ઉપર બહુજ લક્ષ્ય આપવા જેવું છેઃ

( ૧ ) ઇચ્છા શક્તિ. ( ૨ ) શારીરિક શક્તિ. ( ૩ ) સાહસવૃત્તિ.

પ્રતિક્ષણે બાલકને નવી નવી ઇચ્છા થાય છે. માતાએ જેમ બને તેમ તેની ઇચ્છાઓનો વિકાસ થાય એવા ઉપાયો યોજવા જોઈએ. આપણામાં કહેવત છે કેઃ—" પહેલું સુખ તે જાતે નર્યાં. " જો શરીર સારૂં અને આરોગ્ય હોય તો વિચારો દૃઢ અને સારા થાય. માતાએ પહેલું ધ્યાન બાલકની તંદુરસ્તી ઉપર રાખવું જોઇએ. કુદરતી રીતે બાળક નિડર હોય છે પણ જ્યારે તે તેની શક્તિ બહારનું કંઈ કામ કરવાને જાય છે ત્યારે માતા પોતેજ તેને અટકાવે છે અને કહેછે કે, " ભાઇ ! એ કામ તારૂં નહિ, એ તો તારી શક્તિ બહારનું છે. " આવી રીતે બાલકની સાહસવૃત્તિ મૂળથીજ કચરી નાંખવામાં આવે છે. માટે દરેક માતાએ પોતાનું બાલક નિડર અને સાહસિક થાય તેવાં પગલાં લેવાં જોઇએ. નાનપણથીજ બાલકનામાં અનુકરણ કરવાની

ટેવ હોય છે. ઘરનાં મોટાં માણસો મુખ્યત્વે કરીને તેની માતા જે જે કરે છે તેનું તે બારિકાઇથી અવલોકન કરે છે અને થોડીજ ક્ષણમાં તદનુસાર કરવા મથે છે. માટે ઘરનાં માણસોએ પણ નિતિથી અને સાવચેતીથી ચાલવાની જરૂર છે.

નાની નાની બાબતોમાંથીજ બાલકનું ચારિત્ર્ય બંધાવા માંડે છે અને તેમાંથીજ તે સાહસિક અને વીર બની શકે છે. બાળકને મનુષ્ય બનાવવો એ માતાની ખાસ ફરજ છે અને તેથીજ માતાએ તેના આચારવિચાર ઉપર પૂરતું ધ્યાન આપવાની જરૂર છે.

બાલકોને કેળવતાં બીજી એક વાત ધ્યાનમાં રાખવાની એ છે કે જે પ્રકારના શિક્ષણ તરફ બાલકની વૃત્તિ હોય તે પ્રકારનું શિક્ષણ આપવામાંજ શિક્ષણગ્રાહની સફળતા છે. મૂળથીજ જો કોઇને ગાનતાનનો શોખ હોય તો તે વિષયમાં તે વધારે નિપુણતા મેળવી પારંગત થાય છે.

બાલકને કેળવવાની સારામાં સારી નિશાળ ઘર છે. આપણામાં કહેવત છે કે, "એક સદ્ગુણી માતા સો શિક્ષકના ગરજ સારે છે" એટલે કે માતા ઘરમાંજ પોતાના બાળકને ચારિત્ર્યવાન, સુશીલ, બળવાન અને ભવિષ્યના આદર્શરૂપ બનાવી શકે છે. પહેલાં પાંચ વરસમાં બાલકનાં મગજ પર જે છાપ પડે છે તેની અસર જીંદગી સુધી ભુંસાતી નથી. ત્યાર પછી મોટું થાય એટલે બાલકને નિશાળે મોકલવું જોઇએ. વર્ગમાં બીજા બાલકોના સંસર્ગમાં આવવાથી તે મનુષ્યત્વ, નેતૃત્વ, મિલનસારપણું અને બીજી અનેક સામાજિક બાબતોનું શિક્ષણ મેળવે છે. તેનામાં રહેલી બીજરૂપ શક્તિઓ અને ગુણ વગેરેની પરીક્ષા નિશાળમાંજ થાય છે. યુવાવસ્થાનું સ્વાભાવિક લક્ષણ વિદ્રોહ છે. આજ કાલના નવયુવકો સામાજિક નિયમો અને વડીલોની આજ્ઞાનું ઉલ્લંઘન કરવામાં કંઇક વડાઇ માને છે; પણ નિશાળમાં તેમની આવી જાતની સ્વચ્છંદતા ચાલતી નથી.

ઘરમાં છોકરા છોકરીઓના માથા ઉપર વિવિધ પ્રકારનો બોજો નાંખીને તેમને પોતાના પગ ઉપર ઉભા રહેતાં શિખવવું એ વડીલોનું કામ છે. કેટલીક બાબતમાં તેમના વિચાર પૂછવાથી તેમની વિવેકશક્તિ ખીલે છે. વર્ગમાં દરેક વર્ણના છોકરાઓ સાથે રહેવાથી બાળકમાં મિલનસારપણાનો ગુણ કેળવાય છે. વળી રાત્રે ઘરમાં ધાર્મિક ઉપદેશ અને કથા વાર્તાઓ કહેવાથી તથા જ્ઞાનનાં પુસ્તકો વંચાવવાથી બાલકનું મન પોતાના ધર્મ તરફ વળે છે.

આદર્શરૂપ અને ચારિત્ર્યવાન બાલક બનાવવા માટે માતાએ નીચેની બાબતો ખાસ ધ્યાનમાં રાખવા જેવી છેઃ—

(૧) બાલકની સાથે બાલક જેવા બનીને વાંચવું, લખવું અગર વાતો કરવી પણ તેના પર હુકમ ચલાવવો નહિ.

(૨) રમતી વખતે બાલકને કદી ટોકવું નહિ. રમતમાં કપડાં મેલાં થાય અગર ફાટી જાય, ધક્કા મુક્કી કરે કે શોધ પડી જાય તોપણ તેને કદી ધમકાવવું નહિ દરેક વખતે દરેક બાબતમાં તેના આત્મવિશ્વાસને માટે પૂરતી તક આપવી.

(૩) બાલકને સાચો દેશભક્ત, સત્યવાદી, વિનયી, સાહસિક, ધૈર્યવાન વગેરે બનાવવા માટે ઘર સમાન બીજું ઉત્તમ સ્થળ નથી.

(૪) સંસારની માહિતી, કુદરતનું અવલોકન, સાહિત્યનું જ્ઞાન, મરદાનગીની રમતો જેવી કે તરવું, ઘોડે બેસવું, નિશાન તાકવું, અગર બંદુક ફોડવી, મલ્લકુસ્તી, લાકડીઓ

પટા ખેલવા વગેરે શીખવા તરફ માતાએ બાલકમાં ઉત્સાહ ઉપજાવવો.

( ૫ ) નવરાશના વખતે ખૂબ ખેલવું-કુદવું પણ કામની વખતે તો કામમાંજ ચિત્ત રાખવું, એવો ઉપદેશ બાલકને હરદમ આપવો. સર્વ પ્રાણી માત્ર ઉપર દયા અને પ્રેમ રાખવા અને માતૃપ્રેમ અને પિતૃપ્રેમના પાઠો બાલકને શિખવવા માટે માતાએ ખૂબ પ્રયત્ન કરવો.

અમેરિકામાં બાલક તથા બાળાઓના શિક્ષણ ઉપર ત્યાંની સરકાર બહુજ ધ્યાન આપે છે. ત્યાંના બાલકનું શિક્ષણ તેટલીજ ઉમ્મરના હિંદુસ્તાનના બાલકના શિક્ષણ સાથે સરખાવતાં આકાશ પાતાળનો ફેર માલમ પડે છે. બાલકોનાં મગજ કુમળા છોડ જેવાં હોય છે. જેવી રીતે માળી કુમળા છોડને કાપી તેને મનપસંદ સારા આકારમાં લાવી મૂકે છે તેવીજ રીતે માતા અગર શિક્ષકે નાનાં બાલકોને નીતિના પાઠો શીખવીને સંસારમાં સુખી થવાને વાસ્તે ચારિત્ર્યવાન બનાવવાં જોઇએ. બાલકનાં કુમળાં મગજ પર પડેલી છાપ ભુંસાતાં વખત લાગે છે માટેજ પ્રાથમિક કેળવણી ઉપર ખૂબ ધ્યાન આપવું જોઇએ. સૌ કરતાં સરસ શિક્ષણ માતા આપી શકે છે માટે માતાએ બાળકને રસ પડે તેવી રીતે શિક્ષણ આપવું.

અમેરિકામાં બાલકને માબાપ ઘરમાંથી નિકળવા પહેલા પૂરતું જ્ઞાન આપે છે. પિતા જાતેજ પુત્રની સાથે હોડી હંકારે છે અને ઘોડેસ્વારી કરે છે. મરદાનગીની રમતોમાં પણ પોતે જાતેજ બાલકની સાથે ભાગ લે છે. આથી બાલક સાહસિક, ધૈર્યવાન અને મજબુત બાંધાનું થાય છે. ભૂગોળ, સાયન્સ, વ્યાકરણ કે ઇતિહાસનું જ્ઞાન પણ રમત દ્વારાજ આપવામાં આવે છે. વિનોદ માટે બાલકને વારંવાર નવી નવી ટુંકી અને અદ્દભુત વાર્તાઓ કહેવામાં આવે છે. બાલક એની એજ વાત પોતાનાં માબાપ આગળ ફરીથી કહી જાય છે. આથી તેની સ્મરણશક્તિ ખીલે છે.

બાલ શિક્ષણોન્નતિનું એક કારણ એ છે કે બાલકને શારીરિક શિક્ષા કદી કરવી નહિ. શિક્ષા કરવાને બદલે તેને સુધારવાને બીજો કોઈ ઉપાય શોધી કાઢવો; કારણ કે વારંવાર શિક્ષા કરવાથી બાલક નઠોર થઇ જાય છે. તેને સમજાવીને સુધારવાથી આગળ જતાં તે કોઇ દિવસ એનો એ ગુન્હો ફરીથી કરતું નથી. સ્વદેશસેવા અગર દેશના ગૌરવનું ભાન પણ માતાજ કરાવી શકે છે. પારણામાંથી જો બાલકને દેશગીતનાં હાલરડાં ગાવામાં આવે, અને સમજતું થાય ત્યારથી દેશનેતાઓનાં જીવન ચરિત્રો વંચાવવામાં અગર સંભળાવવામાં આવે તો બાલક આદર્શ દેશભક્ત નિવડે છે.

છેવટે બાલક સર્વગુણસંપન્ન અને ચારિત્ર્યવાન નિવડે તે માટે માતાએ કાળજી રાખવી જોઇએ. બાલક એ દેશનો ભાવિ સ્તંભ છે. તેના ઉપર આખા દેશના ગૌરવનો આધાર છે. બાલકની રહેણી કરણી ઉપરથી માતાની પરીક્ષા થાય છે. ઇતિહાસ સાખ પૂરે છે કે, મોટાં મોટાં પરાક્રમો કરનાર વીરપુરૂષો તેમની માતાના શિક્ષણનેજ આભારી હતા. માતાના ખોળા જેવી બાલકને માટે બીજી કોઈપણ પાઠશાળા નથી, માટે બાલશિક્ષણનો બોજ સુશિક્ષિત માતાઓએ પોતાને માથેજ રાખવો જોઇએ, અને આપણે, જો દેશની ઉન્નતિજ ઇચ્છતા હોઇએ તો દેશમાં સુશિક્ષિત માતાઓનોજ વધારો કરવો જોઇએ. બાલશિક્ષણ વળી સ્ત્રીઓથી જેવું પ્રસારી શકાય છે તેવું પુરૂષોથી પ્રસારી શકાતું નથી. બાલશિક્ષણ આપનાર હંમેશ દરેક, બહુશ્રુત અને માનસશાસ્ત્રની કેટલીક ખુંચો જાણનાર હોવું જોઇએ. મધ્યમ અને ઉંચું શિક્ષણ

આપનાર હંમેશ ઉંચી કોટિનું માણસ હોવું જોઈએ. જેમ શિક્ષકની વધારે સારી લાયકાત તેમ બાલશિક્ષણ વધારે સારૂં અપાવાનું, એ પ્રજાની કેળવણીના સૂત્રધારોએ ખાસ ધ્યાનમાં રાખવા જેવું સત્ય છે, એમ પશ્ચિમ તરફના કેળવણી ખાતાંના અનુભવીઓ ભાર દઈ દઈને કહી રહેલા છે. ×

× હિન્દીને આધારે.



## એક સ્ત્રી ગીત.*

સંપાદિકા : સ્વ. સૌ. માણેકબાઇ ક. કવિ.



આ કાંઠે ગંગા છે, ઓલે કાંઠે જમુના રે,
વચ્ચે સરસ્વતી નદી વહે છે.
સોનલા ઈંઢોણી રે, રૂપલાનું બેડું રે,
સીતાવેલ પાણી સંચર્યાં.
સોનલાની ગેડી રે, રૂપલા દડુલો રે,
રામચંદ્ર રમવા સંચર્યા.
કુડ ને કપટ કાંકરી નાખી રે,
બેડું નંદવાણું સવા લાખનું.
કોણ છો રે કોણ છો રે, કેહુના બેટડા રે,
કોણ તમારૂં નામ રે, કઇ નગરીના રાજીઆ.
હું છું રે હું છું રે દશરથનો લાલ રે,
રામ મારૂં નામ રે, અયોધ્યાનગરીનો રાજીઓ રે.



* આ ગીત વેવિશાળ પ્રસંગે ગવાય છે.

# " રસના રાસ "

લેખક : શ્રીયુત કૃષ્ણલાલ રાજવૈદ્ય.

રસના રાસ રમાડો રાજ;
પરખી અંતરની અભિલાષ.

જગને આરે પ્રિયતમ ! રચીએ અનુપમ રસના રાસ;
રાસ રમંતા અનંગ કુહડી ફેરિયે હો ! રસરાજ;
રસના રાસ રમાડો રાજ.

રસ વિનિમય કરતાં વ્હાલા ! પ્રેમ-રસ કરિયે પાન;
ભવ-યાત્રા આ સફળ કરિયે પ્રકૃતિ તણાં રસ-ખ્યાલ !
રસના રાસ રમાડો રાજ.

બાહુ યુગલમાં સોહું કેવી ! વાદલમાં જયમ વીજ;
અવનિને અમરાપુરી કરશું રોપી રસનાં બીજ;
રસના રાસ રમાડો રાજ.

પ્રેમ તણો મહિમાજ વધારી આચરશું નિજ ધર્મ;
પ્રેમ વેદિમાં હોમાશું રે સ્વાર્થપરાયણ કર્મ;
રસના રાસ રમાડો રાજ

રામ સીતા રામ જોડ રસીલા ઘર-ઘર વસશે રાજ;
ભવ-કુંજ ત્યારે પમરી રે'શે પ્રેમ-પરાગે ખાસ;
રસના રાસ રમાડો રાજ.

"નંદલાલ ! ફૂલચંદે આ નાટક લખી ખરેખર કમાલ કરી છે હો ! નાટકની વસ્તુ અટપટી છે છતાં તેને સરલ રીતે ઉતારવામાં ત્હેણે બહુ ચાતુર્ય વાપર્યું છે." વસંતે સ્ટેજપરથી દૃષ્ટિ ફેરવી, નંદલાલને કહ્યું.

"હું તો એમ માનું છું કે આ ખેલનાંજ ગાયનો ખેલને શોભાવે છે. શું મીઠી સંગીતલહરી એમાં ઉતારી છે. ભાવ, અર્થ ને સરળ રાગમાં જનસમાજને આ ખેલનાં ગાયનો ગાવામાં બહુ મઝા આવે છે."

"મ્હને એ ઘડી વિચાર આવે છે કે આવી મીઠી ચીજો જો જયશંકર પાસે ગવરાવી હોય તો જનસમાજ પર કંઇ અજબ અસર થાય."

"અલબત, ગુજરાતના એ મહાન નટને કોઇ પણ પહોંચી શકેજ નહિ. એની અભિનયકળામાં તો એજ જાણે." નંદલાલે પોતાનો અભિપ્રાય આપ્યો.

"ગુજરાત જયશંકર માટે તો મગરૂર રહેશે. જ્યારે સરસ્વતીચંદ્રનો ખેલ આપણે જોયો ત્યારે મ્હને લાગ્યું કે જો કુમુદસુન્દરીનો ભાગ જયશંકર ભજવે તો ગોવર્ધનરામ ભાઇએ જે કલ્પનાની કુમુદ ઘડી છે, તે કલ્પના ખરી પડે. ગુજરાત જોઇ શકે કે કુમુદસુન્દરી ગોવર્ધનરામભાઇએ બનાવી તે આ રહી......"

એટલામાં સ્ટેજપર કાદમ્બરી દાખલ થઈ. લોકોએ તાળીઓથી આ પાત્ર વધાવી લીધું. થોડીવારમાં "થઈ પ્રેમ વશ પાતળીયા" એ જાણીતું ગાયન ગવાયું, લોકોએ આ ગાયન પાત્રની સાથે ગાયું. આખી નાટકશાળામાં એકજ ભાવના પ્રકટી રહી.

"થઇ પ્રેમવશ પાતળીયા
મ્હારા મનના માલીક મળીયારે
થઇ પ્રેમ વશ પાતળીયા."

ત્રણ ચાર વખત એ ગાયન લોકોએ હર્ષઘેલા થઈ ગવરાવ્યું.

"વસંત ! ત્હારા નાટકમાં જો લોકો આમ ઉત્સાહ લેય તોજ મઝા આવે. જેમ ફૂલચંદ પ્રેક્ષકવર્ગમાં ઓતપ્રોત થઇ જાય છે તેમ થાય તોજ નાટક ફતેહમંદ થાય."

આ વખતે વસંતની દૃષ્ટિ રૂક્મણી પર પડી. રૂક્મણીએ પણ 'મારા મનના માલીક મળીયારે' એ ગાતાં ગાતાં વસંત તરફ જોયું. રૂક્મણીનું નેત્રતેજ અજબ ભાવથી પ્રકાશ્યું.

## પ્રકરણ ઓગણત્રીશમું.

### ચંદ્રપ્રકાશ.

નાટ્યપ્રયોગ ખતમ થયો. પ્રેક્ષકવર્ગ ઉતાવળે પોત પોતાને સ્થાનેથી ઉઠ્યો. ...તા તો આખી નાટક... ગાયન ગવાતું
વર્ગથી ચિકાર ભરાઇ ગઇ.
એઠકોમાં થોડી બેઠકો "
રંગબેરંગી વસ્ત્રોથી
તણો થયો વિજય વિજય "
શેથી નાટકશા...
... ૯૯ પદ અભય અભય "

આખા ખેલ દરમ્યાન રૂક્મણીનું ધ્યાન વસંત તરફ હતું. કોઇ ન જાણી શકે તેવી ચપળતાથી તેનાં નયનો વસંત તરફ ઢળતાં હતાં કવિતાથી મુગ્ધ બનેલી આ બાલિકાએ પોતાના પ્રિયપાત્રનાં દર્શન આજે બહુ રસભર્યાં કર્યાં. પરોક્ષ કવિતાએ ગાંડી બનાવનાર વ્યક્તિને આજે પ્રત્યક્ષ કલાકો સુધી પોતાથી થોડે દૂર બિરાજેલી જોઇ રૂક્મણીએ પોતાના નયનોને રસતૃપ્તિ કરાવી.

જ્યારે રૂક્ષ્મણીનું નેત્રતેજ વસંતે ઝીલ્યું ત્યારે વસંતમાં અજબ સ્નેહભાવ પ્રગટ્યો. દુઃખથી વસંતનું હૃદય સુખની સીમમાં દાખલ થતું હોય તેવા ભાવ પ્રગટ્યા. હૃદયે હૃદય ખેંચાયું.

બીજી બાજુ ચંદ્રપ્રકાશ રૂક્ષ્મણી તરફ નિરખી રહ્યો હતો. ચંદ્રની ચંદ્રિકા સમી રૂક્ષ્મણી પોતાની બનશે એ વિચારે ઘેલો બન્યો હતો. તે વસંત જેવો સંસ્કારી નહોતો પણ સૌંદર્યનો ઉપાસક હોવાથી સૌંદર્યની છટાહિન્ડોલમાં ડોલતી આ રૂક્ષ્મણી પોતાની અર્ધાંગના થાય એ વિચારે ખુશ ખુશ થયો હતો.

ચંદ્રપ્રકાશ ભાવનગરનો રહીશ હતો. તે ન્હાનપણથી ગરીબીમાં ઉછર્યો હતો. ગરીબ માબાપને ત્યાં આ જમાનાના લાડ તો ક્યાંથી સંભવે છતાં તેના પિતાએ પોતાની ટુંકી આવકમાંથી ચંદ્રપ્રકાશને ભણાવવા માટે બહુ કાળજી લીધી. અભ્યાસમાં પણ ચંદ્રપ્રકાશ બહુ તેજ હતો. સઘળી પરીક્ષાઓમાં માનસહિત સારે નંબરે પાસ થતાં પ્રભુકૃપાએ તેનો ભણવાનો ખર્ચ તેની જ્ઞાતિના એક શ્રીમંત ગૃહસ્થે ઉપાડી લીધો. જોઈતી મદદ મળવાથી ચંદ્રપ્રકાશે એલ. એલ. બી. સુધીની સર્વ પરીક્ષાઓ પસાર કરી. ગરીબ માતા પિતાના આ પુત્રને પેલા મદદ આપનાર શ્રીમંતે બેરીસ્ટર થવા ઇંગ્લંડ મોકલવાનો વિચાર કર્યો. ઇંગ્લાંડ જતાં પહેલાં તેનાં લગ્ન થાય એ જોવાની ચંદ્રપ્રકાશની માતાની બહુ ઇચ્છા હતી. આ ઇચ્છાને માન આપી પેલા ઉદાર ગૃહસ્થે એ બાબતમાં દિલ ચાલ કરી. આખરે સાકરલાલની કન્યા રૂક્ષ્મણી પર તેનું ધ્યાન ખેંચાયું. સાકરલાલ સાથે એ વિષયમાં ખાનગી પત્રવ્યવહાર ચલાવ્યો. સાકરલાલે ચંદ્રપ્રકાશને જોવા માટે તેડાવ્યો, વર સારો લાગ્યો માત્ર તેની ગરીબી આડે આવી. પેલા શ્રીમંત ગૃહસ્થે વરકન્યાના નામપર પચાસ હજાર રૂપિઆ આપવાની કબુલાત આપી. સાકરલાલ પિગળ્યો. પચાસ હજાર રૂપિયા સાથે બી. એ. એલએલ. બી. થયેલો વર પોતાની પુત્રીને મળશે એ વિચારે તે ખુશ થયો, એ ખુશાલી માત્ર થોડો વખતજ ટકી રહી, કારણ કે રૂક્ષ્મણીનો વિચાર બીજી દિશાએ હતો. તે તો વસંતને પરણવાની હઠ લઇ બેઠી હતી. પુત્રીને મોઢે ચઢાવનાર પિતા શરૂઆતમાં મુંઝાયો. જ્ઞાતિમાં આ વાત કયાંક કયાંક થવા લાગી. વાત વધતાં વધતાં કંઈ કંઈ અટકળો થવા લાગી. "છોકરી બહુ હઠીલી છે," "એના બાપનોજ એ વાંક છે." "એ તો પેલા વસંત કવિ પછવાડે ગાંડી બની ગઇ છે," "છોરીઓને આમ મોંઢે ચઢાવવી એ તો મુર્ખતા છે," "ભણેલી છોકરીઓ આ રૂક્ષ્મણીની માફક શરમ મૂકી દેય; માટે છોકરીઓને ભણાવવીજ નહિ." "એ તો એ સાકરલાલજ સાંખે બાકી મ્હારા જેવો બાપ હોય તો છોકરીની મગદુર છે કે આવી રીતે પોતાને હાથે પોતાનો વર પસંદ કરે?" "હવે કલિયુગ આવ્યો છે, કલિયુગ! નહિંતર આવડી મ્હોટી સાંઢ જેવી છોકરી કરીએ શું કરવા? ન્હાનપણથીજ પરણાવી દેવી!" "એના માબાપમાંજ માલ કયાં છે, નહિ તો છોકરીથી એ બાબતમાં એક હરફ સરખો પણ બોલાય કેમ?" ઇત્યાદિ કુથલી ને નિંદાનાં પુરાણ જ્ઞાતિનાં અભણવર્ગને ઘેર મંડાયાં. આ સઘળી વાતો સાંભળી સાકરલાલની એક જાતની હઠીલાઇ આવી. ગમે તેમ થાય પણ રૂક્ષ્મણીને વસંત સાથે તો પરણાવવીજ નહિ એવો તેણે દૃઢ નિશ્ચય કર્યો. પોતે મનનો નબળો હોવાથી આ નિશ્ચય ઘડી ઘડી ડગ મગતો પણ જેમ જેમ તે પોતાની નબળાઇને લીધે સાંભળતો તેમ તેમ દુરાગ્રહી બનતો જતો હતો. રૂક્ષ્મણીની માતા આ પુત્રી ને પિતાની હઠીલાઇમાં કંઇ અનિષ્ટ જોતી હતી.

ગમે તે રીતે પોતાની પુત્રી ઠેકાણે પડી જાય એ જોવાની ત્હેની ઇચ્છા હતી. પોતાના ઘર વિષે લોકોમાં થતી વાતો સાંભળી તે પણ હવે આ પ્રશ્નનો જલદી નિકાલ થઇ જાય તે માટે પુત્રીને સ્હમજાવવા વિવિધ પ્રયત્નો કરતી હતી.

આજે નાટકમાં ચંદ્રપ્રકાશ સાથે રૂક્મણીની પીછાણ કરાવવાનો સાકરલાલનો સંકેત હતો. પણ આખા ખેલ દરમ્યાન ચપળ રૂક્મણીએ એ વિષયમાં સાકરલાલને બહુ થોડી તક આપી. પહેલા અંકે ને બીજે અંકે વિસામા વખતે જ્યારે ચંદ્રપ્રકાશ સાકરલાલ પાસે આવ્યો ત્યારે રૂક્મણીએ પોતાની સખી સીતા સાથે નાટકનાં ગાયનો પર વિવેચન આદર્યું, ફુલચંદની કલમથી લખાયેલાં ગાયનો બહુ મીઠાં હોય છે ઇત્યાદિ બાબતપર બન્ને સખીઓ વાતોમાં મશગુલ બની. પહેલા અંકે ચંદ્રપ્રકાશ સાકરલાલ પાસે આવ્યો. સાકરલાલે રૂક્મણી તરફ જોયું પણ રૂક્મણીએ એ વખતે તો બીલકુલ તક આપી નહિ. ચંદ્રપ્રકાશે અંગ્રેજી સાહિત્યમાં અંગ્રેજી કવિઓની કલ્પનાનાં ...... ઘણાં સુન્દર પાત્રો ઘડાયલાં વાચ્યાં હતાં, પણ આજે એ કવિઓની ચમત્કૃતિને ભૂલાવે તેવી સૌંદર્યવતી સુન્દરી ત્હેણે જોઇ. બીજા અંકે ફરીથી તે આવ્યો. આ વખતે સાકરલાલે રૂક્મણી સાથે તક લીધી. રૂક્મણીએ સીતાને બહાર જતો વસંત બતાવ્યો. એટલામાં બીજી બાજુથી ચંદ્રપ્રકાશ સાકરલાલ પાસે આવ્યો. સીતાની દૃષ્ટિ વસંત તરફથી ચંદ્રપ્રકાશ તરફ ફરી. એટલે રૂક્મણીએ પણ તે તરફ જોયું. સાકરલાલે તુરત આ તકનો લાભ લીધો.

" રૂક્મણી ! આ મી. ચંદ્રપ્રકાશ, આપણી જ્ઞાતિમાં એક વિદ્વાન તરીકે પંકાય છે. અને મી. ચંદ્રપ્રકાશ ! આ મ્હારી પુત્રી રૂક્મણી. "

સાકરલાલે અંગ્રેજી ઢબથી બન્નેની ઓળખાણ કરાવી.

ચંદ્રપ્રકાશે અંગ્રેજી ઢબથી એ ઓળખાણ ઝીલી. રૂક્મણીએ વિવેકની ખાતર ડોકું નમાવ્યું. સાકરલાલની ઇચ્છા હતી કે રૂક્મણી ચંદ્રપ્રકાશ સાથે કંઇ બોલે; પણ રૂક્મણી તુરતજ પોતાની સખી સાથે વાતે વળગી. ચંદ્રપ્રકાશ એ નયનતેજ જોતાં ગાંડા જેવો બની ગયો. રૂક્મણી સાથે વાત કરવાનો પ્રસંગ આવે તો કદાચ ' ફરહાદ શિરીન ' જેવી હાલત ચંદ્રપ્રકાશની થાય એવી ભાવના ત્હેનામાં પ્રકટી.

રૂક્મણીએ પોતાના પિતાનો સર્વ સંકેત તુરતમાં પારખી લીધો. ચંદ્રપ્રકાશ ત્યારે જગતનો સમ્રાટ્ હોય તો પણ ત્હેને મન તે નકામું હતું. ત્હેને તો વસંત રાજની રાજેન્દ્રથી પણ અધિક લાગતો હતો. પરણું તો વસંતનેજ પરણું આ ભાવનાને ત્હેણે એટલી બધી પોષી હતી કે ચંદ્રપ્રકાશ ભલે કદાચ જગતના પુરૂષોમાં શ્રેષ્ઠ હોય તો પણ રૂક્મણી પાસે તો ત્હેની કંઇ કીમતજ ન્હોતી.

સાકરલાલે આખા ખેલમાં માત્ર રૂક્મણી ને ચંદ્રપ્રકાશનાજ વિચારો કર્યા. રૂક્મણી વસંત તરફ જોતી હતી તેનો સહજ ખ્યાલ પણ ત્હેને આવ્યો નહિ.

છેલ્લું ગાયન ખલાસ થતાં ચંદ્રપ્રકાશ સાકરલાલ પાસે આવ્યો. સાકરલાલ સર્વ સહિત બહાર આવ્યો. આ સર્વની પછવાડે વસંત ને નંદલાલ બહાર પડ્યા.

નાટકશાળા બહાર પ્રેક્ષકોની છુટી પડતી મેદનીની ધમાલ બહુ હતી.

"પતિ વિના પ્રેમદાના મનના પુરાવ ક્યાંથી કોડ
સરજનહારે સરસ જગમાં નરનારીની જોડ "

તથા

' માલીકનાં બાળક સૌ, આપી‌‌ક સૌના
ધી જગનાથ "

આ ગાયનોની ધુન બહાર નીકળતા પ્રેક્ષકોમાં જામી રહેલી હતી. આખી ભાંગવાડીની ગલીમાં કેટલાક લોકો આ નાટકનાં સુન્દર ગાયનો ગાતા જતા હતા.

સાકરલાલે પોતાની મોટરમાં ચંદ્રપ્રકાશને બેસાડયો. આજે પોતાને ત્યાંજ જમવાનો આગ્રહ કરી મોટર હંકારી.

વસંતે આ સર્વ જોયું. આ યુવાનની હિલચાલ હેણે નાટક દરમ્યાન પણ જોઇ હતી. હેને શંકા થઇ કે આ રૂક્ષ્મણીનો કોઇ ઉમેદવાર લાગે છે.

રૂક્ષ્મણીએ મોટરમાં જતાં જતાં પણ ફરીથી વસંત તરફ નયન ફેંક્યું. વસંતને ખાત્રી થઇ કે રૂક્ષ્મણી પોતાને જરૂર ચાહે છે.

જતાં જતાં રૂક્ષ્મણીના હાથમાંથી નાટકનાં ગાયનોની ચોપડી પડી ગઇ. વસંતે તે જોયું. ઉતાવળે જઇ તે ચોપડી લઇ લીધી.

---

## પ્રકરણ ત્રીસમું.

### નેસડામાં અમૃતરૂપે.



"રૂડી ! બ્હેન, ત્હારા ઉપકારનો બદલો હું કેવી રીતે વાળી શકીશ ?"

"હું તો ઉપકાર એટલે શું એનો અર્થજ સ્હમજતી નથી. માણસ માણસને કોઇ પણ પ્રકારે મદદ કરે એ તો એની ખાસ ફરજ છે."

"જંગલમાં નેસડામાં રહેનારી ત્હારા જેવી આહિર જાતિની કન્યકા આવી સારી ભાષા બોલે, આવા સારા સંસ્કારી વિચારો ધરાવે એ જોઇ મ્હને બહુ આશ્ચર્ય લાગે છે. રૂડી ! કહે તો ખરી તું આ બધું કયાંથી શિખી ?"

"લલિતાબ્હેન ! મ્હને તે શું આવડે...

"જો ફરી ભૂલ કરી કે ? મ્હને જૂના નામથી નહિ પણ નવા નામથી બોલાવવાનો ઠરાવ ભૂલાઇ ગયો કે ?" લલિતાએ રૂડી તરફ સહજ ઠપકાભરી દૃષ્ટિ ફેંકી.

"હા ! હા ! હું ભૂલી, હવેથી એ ભૂલ નહિ થાય, અમૃત બ્હેન !" રૂડીએ લલિતાને નવા નામથી બોલાવવાની ખાત્રી આપી. અમૃત (લલીતા) ને રૂડી મુળ વાત પર આવે તેટલામાં નેસડામાંથી મીઠો સુર સંભળાયો.

"રૂડી ! ચાલ ચાલ ગુરૂદેવનો ગાવાનો વખત થયો છે."

બન્ને સખી ઉતાવળે ઉઠી નેસ તરફ ગઇ. ભજન શરૂ થાય તે પહેલાં ગુરૂદેવને નમન કરી તે બન્નેએ પોતાની હમેશની જગ્યાએ બેઠક લીધી. થોડીવારમાં પહાડી સુરથી નેસ ગાજી રહ્યો.

ગયે દોનો જહાન નજરસે ગુઝર,
તેરી સાનકા કોઇ બસર ન મિલા.
તેરી હર જગ દેખી નિરાલી ફબન,
તેરા ભેદ કીસીકુ મગર ન મિલા.

તેરી ચર્ચા જહાંકી જબાનોમેં હૈ,
તેરા સોર જમાનેકે કાનોમેં હૈ
મગર આંખોસે દેખા તો પરદેનસી કહીં,
તું ન મિલા તેરા ઘર ન મિલા.

તેરે મિલનેકા કોઇ નિશાન ભી હૈ,
તેરે રહેનેકા કોઇ મકાન ભી હૈ;
તુઝે ઢુંઢા ઉધર તો ઉધર ન મિલા,
તુઝે દેખા ઇધર તો ઇધર ન મિલા.

કદાવર શરીરના, વૃદ્ધ છતાં યુવાનોને ભૂલાવે તેવા તેજસ્વી, બ્રહ્મતેજના સાક્ષાત્ પ્રકાશરૂપ, સ્વદેશી શ્વેત ધોતીઉં ને શ્વેત લાંબા ઝભ્ભામાં શોભતી આ વ્યક્તિએ નેસમાં હાજર રહેનારી વ્યક્તિઓ ઉપરાંત સર્વ દિશાઓમાં એકજ ધૂન જગાવી દીધી.

તુઝે ઢુંઢા ઉધર તો ઉધર ન મિલા,
તુઝે દેખા ઇધર તો ઇધર ન મિલા.
સર્વ કોઇ આ ધૂનમાં મસ્ત બન્યું.

ઓઝત નદીમાં તણાતી લલિતા પાણીના પૂર સાથે ખેંચાઇ. પ્રવાહના વેગમાં ઘસડાતી લલિતાએ બે ચાર ડુબકી ખાધી. તણાતી ઘાસની એક ભારી સાથે તે અથડાઇ. ભારી સાથે મરણગાંઠ વળી ગઈ. આ ભારી લલિતાને બેશુદ્ધ હાલતમાં ખેંચતી ગઇ. લગભગ ચાર માઇલ સુધી પ્રવાહમાં સીધી ઘસડાયા પછી નદીના કાંઠાપરના એક બાવળની પાણીમાં નમેલી કાંટાભરી ડાળી સાથે આ ભારી ભેરવાઇ ગઇ. કલાકો સુધી આ ભારી ભેરવાઇ રહેવાથી કાંઠાના પોલા ભાગમા ઢંકાતી ગઇ. લલિતાની પાછળ તપાસે આવનારાં માણસો આ સ્થળેથી પાંચ છ વખત પસાર થઇ ગયાં હશે, પણ આ રીતે ભારી સાથે વળગેલી લલિતાને કોઇ જોઇ શકયું નહીં. એ બાવળથી થોડે દૂર ખીમાણંદ આહિરનું ખેતર હતું. ખીમાણંદ અહિં નેસડો નાંખી કુટુમ્બસહિત રહેતો હતો.

નદીમાં પૂર આવવાથી ઘણા લોકોને નુકશાની થવાની વાતો કરતો ખીમાણંદ પૂર આવ્યાને બીજે દિવસે પોતાના ન્હાનાભાઈ રાઘવની સાથે નદીને કાંઠે કાંઠે ચાલતો હતો. તેની ઝીણી ચપળ આંખ્યો બાવળની નમેલી ડાળ તરફ ગઇ. ડાળની નીચે કાંઠાના ભાગમાં રહેલા પોલા ભાગમાંની પેલી ઘાસની ભારી ન્હેની દૃષ્ટિએ પડી. ખીમાણંદ રાઘવને તેડી તેની તપાસ અર્થે ગયો. બહુ બારીક તપાસથી ન્હેને લલિતાના હાથમાં ચમકતી સોનાની બંગડીઓ દેખાઇ. જરૂર કોઇ બાઇ આ ભારી સાથે છે એમ તેને ખાત્રી થતાં બન્ને ભાઇઓ પાણીમાં પડયા. કાંટાવાળા તે ભાગ તરફ જવું બહુ મુશ્કેલ હતું છતાં હિમ્મત કરી આ બન્ને ભાઇઓ ત્યાં ગયા. ભારી સહિત લલિતાને બહાર કાઢી. એકપણ પળ નહિ ખોતાં ઉતાવળે બેભાન લલિતાને ઉપાડી તે બન્ને ભાઇઓ નેસમાં આવ્યા. આ વખતે ગુરૂદેવ નેસમાં હોવાથી ખીમાણંદે આ બાબતે બહુ ભાગ્યશાળી માની. ગુરૂદેવે ન્હેને તપાસી. પોતાની પાસેથી એક જડીબુટી કાઢી તે ઘસીને લલિતાને પીવરાવી. ત્યારપછી એક ખાટલા પર ત્રણ કલાક સુધી સુવાડી. ફરીથી એ જડીબુટી પાવામાં આવતાં લલિતાએ આંખ્ય ઉઘાડી. આંખ્ય ઉઘાડતાં તે અજાયબ થઇ. પોતે મરી ગઇ છે એ માન્યતાએ ન્હેને બહુ સંતોષ થયો હતો. તે લવવા મંડી.

"મ્હને મર......વા......દો. હું......
જીવ...તી રહીને દુઃખ....ખ ...મું...તેના...
કરતાં......મ... ..રવું......વધારે......"

તરતજ ગુરૂદેવે બીજી જડીબુટી પાતાં તે શાન્તિમાં પડી.

ખીમાણંદની ને ખીમાણંદના કુટુંબની ચાકરીથી તેમજ ગુરૂદેવની જડીબુટીના પ્રભાવથી ત્રણ દિવસમાં લલિતા હરતી ફરતી થઇ. ખીમાણંદની પુત્રી રૂડી લલિતા સાથે થવાથી બહુ ખુશી થઇ. લલિતાએ પોતાનો વૃત્તાંત ગુરૂદેવની આજ્ઞાથી સર્વ સમક્ષ કહી બતાવ્યો. લલિતાની ઇચ્છા એવી હતી કે જ્યાંસુધી વસંત પરીક્ષામાં પસાર ન થાય ત્યાં સુધી નામ બદલાવી અહિંજ રહેવું. પોતાના પિતાને ઘેર જવાની ઇચ્છા એક પળે થઈ ખરી પણ ફરીથી ત્યાં જતાં સંતાપ ઉત્પન્ન થશે

એ વિચારે ખીમાણંદને ત્યાં થોડો વખત રહેવાનો હેણે દઢ નિશ્ચય કર્યો. થોડા દિવસના ગુરૂદેવના સહવાસથી હેની અહિં રહેવાની ઇચ્છા દઢ થતી ગઇ. રૂડી સાથે રહી કુદરતનાં વિવિધ દૃશ્યો જોતી, ગુરૂદેવના સત્સગમાં દેશસેવાના મોંઘેરા પાઠો પડતી લલિતાને અહિં જંગલમાં પણ સ્વર્ગ રચાયું હોય તેવી ભાવના પ્રગટી. સહુ કોઇ હેને અમૃત કહી બોલાવતા. આજ ગુરૂદેવના ભજન થઇ રહ્યા પછી લલિતાને વસંતની કવિતાઓ યાદ આવી. ગુરૂદેવે અમૃતના ચહેરાપર થયેલો ફેરફાર જોયો.

" કેમ અમૃત આજે નિરાશા ઉત્પન્ન થવાનું કારણ શું ? "

ગુરૂદેવ મનોભાવના સ્હમજી ગયા છે એમ જાણી અમૃતે ડોકું નમાવી વાત ફેરવી.

" આ ભજન કોનું બનાવેલું છે ? "

" મ્હેં મ્હારા ગુરૂ પાસે સાંભળેલું એટલે એનો રચનાર કોણ છે એ હું જાણતો નથી. "



## સાભાર સ્વીકારઃ

રંગુન સમાચારઃ ( રંગુન ) પુસ્તક ૨૯ મું: અંક ૯૨, ૯૩, ૯૪ અને પુસ્તક ૩૦ મું: અંક ૧ લો અને ૨ જો. તંત્રીઃ શ્રીયુત મણીભાઇ રણછોડજી દેશાઇ પલશાણાકર વાર્ષિક લવાજમ : રૂ. ૬-૬-૦

જૈનઃ (ભાવનગર): પુસ્તક ૨૨મું: અંક ૪૮, ૪૯, ૫૦, અને પુસ્તક ૨૩ મું: ૧ લો અને ૨ જો. તંત્રીઃ શેઠ દેવચંદ દામજી કુંડલાકર. વાર્ષિક લવાજમઃ રૂ. ૫-૦-૦.

બે ઘડી મોજ (મુંબાઇ): પુસ્તક ૧ લું: અંક ૧૫-૨૨ તંત્રીઃ શ્રીયુત શયદા, સહતંત્રીઃ શ્રીયુત સાદીક વ્યવસ્થાપકઃ મેસર્સ વર્ધમાન એન્ડ સન્સ. વાર્ષિક લવાજમઃ રૂ. ૪-૦-૦.

હસાહસ અને હિન્દ મિત્ર ( મુંબાઇ ): પુસ્તક ૪ થું: અંક ૧૯-૨૨ તંત્રીઃ શ્રીયુત નવરોજી બમનજી પંથકી. પ્રકાશકઃ મેસર્સ બાતુ એન્ડ કંપની. વાર્ષિક લવાજમ રૂ. ૪-૪-૦

સચિત્ર તોપ ( સુરત ): ગર્જના બીજી, ધડાકો: ૨૨-૨૫ તંત્રી અને પ્રકાશકઃ શ્રીયુત આઇ. એમ. પીમાવાળા. વાર્ષિક લવાજમ રૂ. ૨-૮-૦

ભટ્ટી (સુતેન્દુ) ( મુંબાઇ ): નવેમ્બર ૧૯૨૪. તંત્રીઃ શ્રીયુત પુરૂષોતમ વિશ્રામ માવજી. વાર્ષિક લવાજમઃ રૂ. ૨-૮-૦

રાષ્ટ્ર-શકિત ( કરાંચી ): પુસ્તક ૧ લું: અંક ૨૩-૨૪ તંત્રી અને પ્રકાશકઃ શ્રીયુત મૂળશંકર જાદવજી વ્યાસ. વાર્ષિક લવાજમઃ રૂ. ૨-૮-૦

કેળવણીની તરફેણમાં અને કેટલાકે વિરૂદ્ધમાં સભાઓ ભરી. આખરે તેની 'તરફેણવાળો પક્ષ જીતે એવી આશા આપણે રાખીએ છીએ. હિંદુસ્તાનની સ્ત્રીઓમાં જ્યારે આટલી બધી જાગૃતિ આવી છે, ત્યારે હિંદની મુસલમાન સ્ત્રીઓ પર પણ તેની થોડી ઘણી અસર થયા વિના રહેશે નહિ, એમ માની શકાય છે.

× × ×

રાજમહેંદ્રી ( મદ્રાસ ઇલાકો ) ની મ્યુનીસીપલ કાઉન્સિલમાં ત્યાંની એક સભાસદ મિસ બાલમમ્મા કાંચુમાર્તિએ એવો ઠરાવ મૂકયો હતો, કે શહેરની હોસ્પિટલમાં ઘણી સ્ત્રી દર્દીઓ જતી હોવાથી તેમની સગવડ માટે એક સ્ત્રી ડૉકટરની નીમણુંક કરવી. તે દરખાસ્ત મૂકતી વખતે તેણે છટાદાર ભાષણ કર્યું હતું. ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

× × ×

મદુરામા શ્રી મિનાક્ષી સેવા સંગમનું નવું મકાન બાંધવા માટે ત્યાંના એક વૈશ્ય યુવકે રૂ. ૧૫૦૦૦ આપ્યા છે. એ સંસ્થામાં સામાન્ય વર્ગની કન્યાઓને ઉદ્યોગનું શિક્ષણ આપવામાં આવશે. આ ઉદાર યુવકે એવો નિશ્ચય કર્યો છે, કે પોતાની બાકીની જીંદગીમાં જેટલા પૈસા તે બચાવી શકે, તે બધા પોતાના મનુષ્ય બંધુઓના કલ્યાણ માટે વાપરવા.

× × ×

સિકંદરાબાદમા વેંકટશાસ્ત્રી નામના વૃદ્ધ ગૃહસ્થના ઘરમાં છ બદમાસો ચોરી કરવા માટે મધ્ય રાત્રે પેઠા. તેમની ગરબડથી મિ. શાસ્ત્રી જાગી ઉઠતાં એક બદમાસે સામે આવીને તેમના માથા પર તરવારથી ઘા કર્યો. માથું કાપી નાંખવાની તૈયારીમાં તે હતો, એટલામાં મિ શાસ્ત્રીની સ્ત્રીએ ત્યાં ધસી આવીને ચોરના હાથમાંથી તરવાર ઝુંટવી લીધી. પછી તેણે મોટેથી બુમો પાડી એટલે પડોશીઓ આવી પહોંચશે, એવી બીકથી ચોર નાસી ગયા તે સ્ત્રીનો હાથ પણ તરવારથી કપાયો હતો. પાછળથી તપાસ કરતાં પોલીસે બધા ચોરને પકડયા હતા. આ સ્ત્રીને તેની બહાદુરી માટે ખરેખર ધન્યવાદ ઘટે છે.

× × ×

ઢાકામાં એક લગ્ન સમયે કન્યાના બાપે વરને રૂ. ૧૩૪૧ અને થોડાં વાસણ આપવાનું કબુલ કર્યું હતું, જાન લઇને આવેલા વરના બાપને વાસણ પસંદ પડયાં નહિ, અને તેને બદલે ચાંદીનાં વાસણની માગણી કરી, તે આપવાની કન્યાના બાપની શકિત ન હોવાથી તેણે ના કહી. તેથી જાન પાછી ગઇ. કન્યાના બાપે તરતજ ઢાકા યુનિવર્સીટીના એક યુવકને શોધી કહાડી તેની સાથે પોતાની પુત્રીનું લગ્ન તેજ રાત્રે કરી દીધું.

× × ×

કુચબિહારના એક રાજકુમાર વિકટર નારાયણની પત્નીએ પોતાના પતિથી છુટાછેડા કરાવી આપવાની માગણી કલકત્તાની હાઇકોર્ટ પાસે કરી છે. રાજકુમાર બ્રિટિશ રૈયત ન હોવાથી, હાઇકોર્ટને આવી સત્તા છે કે નહિ તે બાબત શંકા પડવાથી મુકદમો મુલત્વી રહ્યો છે.

× × ×

જબલપુરની મ્યુનીસીપાલટીએ થોડા વખત પર એવો ઠરાવ પસાર કર્યો હતો કે ત્યાંની ડફરીન હૉસ્પિટલને મ્યુનીસીપાલીટી તરફથી અપાતી વાર્ષિક ગ્રાન્ટ બંધ કરવી, કારણ કે ત્યાંની સ્ત્રી ડૉકટર મિસ સ્લેટર હિંદી દરદીઓ તરફ બેદરકાર રહે છે. તે પરથી, મિસ સ્લેટરે પોતાની બદનક્ષી થએલી જણાવીને મ્યુનીસીપાલીટી સામે રૂ. ૨૫૦૦૦ નો દાવો નોંધાવ્યો છે. આ બનાવ પરથી શહેરમાં ઘણો ખળભળાટ થયો છે. એમ સંભળાય છે કે આ બાબતની તપાસ ચલાવવા માટે એક ખાસ કમિશન નીમવાની સૂચના કરી ડેપ્યુટી કમિશનર વચ્ચે પડયા છે.

× × ×

આસામની લેજીસ્લેટીવ કાઉન્સિલમાં એવો ઠરાવ થયો છે કે કાઉન્સિલના ઉમેદવારોને મત આપવાનો હક સ્ત્રીઓને આપવો. સરકારનો સ્પષ્ટ વિરોધ હોવા છતાં ત્યાંના મેંબરો એવો પણ પ્રયત્ન કરે છે કે સ્ત્રીઓને ધારાસભામાં બેસવાનો હક પણ આપવો. ત્યાંના ચહાના બગીચામાં કામ કરતી અસંખ્ય સ્ત્રીઓની સ્થિતિ સુધારવા માટે સ્ત્રીઓએ ધારાસભામાં જવાની ઘણી જરૂર છે.

× × ×

## એશિયા.

સીલોનમાં બાળકોને માટે પ્રાથમિક કેળવણી ફરજીઆત રાખવામાં આવી છે. તેને લીધે લગભગ દરેક કન્યાને લખતાં વાંચતાં આવડે છે. તે છતાં ત્યાંની સ્ત્રીઓને મ્યુનીસીપાલીટીમાં કે ધારાસભામાં મત આપવાનો અધિકાર બીલકુલ મળ્યો નથી, એ વાત બહુ ખેદજનક છે. અહીંના વીમેન્સ ઇન્ડીઅન એસોસીએશન તરફથી સાલોનના ગવર્નરને એક પત્ર મોકલવામાં આવ્યો છે. તેમાં ત્યાંની સ્ત્રીઓને મતાધિકાર આપવાની અને તેમની સામાન્ય સ્થિતિ સુધારવાની વિનંતી કરવામાં આવી છે.

× × ×

ચીનમાં પેકીંગ શહેરમાં થોડા વખતમાં સ્ત્રીઓની એક બેંક ઉઘડવાની છે. એમાં બધુંજ કામ સ્ત્રીઓ કરશે. તેમાં નોકરી લેવા માટે બેંકીંગનો વિષય શીખવાની શાળામાં ત્રીસ સ્ત્રીઓ શિક્ષણ લે છે.

× × ×

જાપાનમાં એરોપ્લેન ચલાવવાનું કામ શીખનાર મિસ શિગેનો કંલે નામની સ્ત્રી પહેલીજ છે. ટોકીઓ શહેરની પાસેની શાળામાં તે એ વિષયનું શિક્ષણ લે છે. થોડા વખતમાં એરોપ્લેન ચલાવવાની હરીફાઇમાં ભાગ લેવાની તેની ઉમેદ છે, અને આગળ જતાં તેના લશ્કરમાં પણ દાખલ થવાની તેની ઇચ્છા છે.

× × ×

## યુરપ.

લંડનની મિડલેંડ બેંક સામે મિ. રૉબિન્સન નામના ગૃહસ્થે ૧૨૫૦૦૦ પાઉંડનો દાવો માંડયો હતો. બેંકના માણસોએ એ પૈસા આપવાની ના કહી. કારણ કે તપાસ કરતા માલમ પડયું હતું કે મિ. રૉબિન્સનની સ્ત્રી સાથે કાશ્મિરના પાટવી કુંવર રાજા સર હરિસીંગને સંબંધ હતો. પેરીસની હોટેલમાં તે બન્ને એક ઓરડામાં સાથે જોવામાં આવ્યાં હતાં. જો મિ. રૉબિન્સન પોતાની સ્ત્રીને આવી ચાલચલગતને લીધે તેનાથી છુટાછેડા લેવાની માગણી કરે, તો તેમાં રાજા હરિસીંગનું નામ જાહેર થાય એવો ભય હતો. તેથી આ વાત છુપાવવા માટે હરિસીંગે ૧૨૫૦૦૦ પાઉંડ રૉબિન્સનને આપ્યા. એ પૈસા રાજા પાસેથી પડાવીને બેંકમાં મૂકવામાં બે ત્રણ માણસોનો હાથ હતો. તે માણસો પણ વચમાંથી ઘણા પૈસા ખાઇ ગયા.

× × ×

લંડનમાં સ્ત્રીઓ પોલીસનું કામ તો ઘણા વખતથી કરે છે. પરંતુ હવે તેઓ છુપી પોલીસના ખાતામાં દાખલ થવાની છે. ત્યાં તેઓ સાદાં કપડાં પ્હેરીને કામ કરશે, જેથી તેઓ કોણ છે તે ઓળખી શકાય નહિ. ઘણી વખત એવું બને છે કે પુરૂષો કરતાં સ્ત્રીઓ આ કામ વધારે સ્હેલાઇથી કરી શકે છે. જ્યાં પુરૂષની હાજરી તરફ લોકો શંકાશીલ નજરથી જુએ, ત્યાં સ્ત્રી સુખેથી જઇ શકે છે. રાતની કલબો પર દેખરેખ રાખવાની ફરજ તેમને ખાસ સોંપવામાં આવશે. હવેથી છુપી પોલીસના કામ માટે સ્ત્રીઓને ખાસ શિક્ષણ આપવામાં આવશે.

× × ×

લંડનની સ્ત્રીઓની વૈદકીય શિક્ષણની શાળામાં મેરી લ્યુકસ કીન નામની સન્નારીની નીમણુક શરીરરચનાના વિષયના પ્રોફેસર તરીકે થઇ છે. આ જગા સ્ત્રીને પ્હેલીજવાર મળી છે. તે સન્નારીએ એજ શાળામાં અભ્યાસ કર્યો હતો. એ સંસ્થામાં કોઇ પણ જગા સ્ત્રીને મળી શકે છે.

× × ×

ઇંગ્લંડમાં સ્વતંત્ર વેપાર કરનારી સ્ત્રીઓની સંખ્યા વધતી જાય છે. તે ઉપરથી ત્યાંના પૂલ બંદરના હાર્બર કમિશનરોએ ( બંદરની વ્યવસ્થા કરનાર મંડળે ) માલ પરની જકાત વધારવાના બિલમાં એવો ઠરાવ મૂકવાનું નક્કી કર્યું છે કે પુરૂષોની સાથે સ્ત્રીઓ પણ હાર્બર કમિશનરની ચુંટણીમાં આવી શકે.

× × ×

ફ્રાન્સમાં લાયન્સ યુનીવર્સીટીમાં અંગ્રેજી સાહિત્યના પ્રોફેસર તરીકે પ્હેલીજવાર એક સ્ત્રીની નીમણુક થઇ છે. તે સ્ત્રીનું નામ મેડમોઇઝલ વિલા છે.

× ભ ×

સ્પેનમાં સ્ત્રીઓને મ્યુનીસીપાલીટીમાં દાખલ

થવાનો હક મળ્યો છે. તેને પરિણામે 'મેંટ્રીડની' ટાઉન કાઉન્સિલમાં હમણાંજ ત્રણ સ્ત્રીઓ મેંબર ગઇ છે.'

× × ×

રશીઆની એક સ્ટીમરના ખલાસીઓમાં એક ૨૩ વર્ષની સુંદર છોકરી છે. તેને વહાણના ચોથા ઓફીસરની પદવી મેળેલી છે. તેને પોતાને સ્ટીમર ચલાવતાં આવડે છે, અને આખી દુનીઆની મુસાફરી કરવાનો તેનો ઇરાદો છે.

× × ×

### અમેરિકા

અમેરિકામાં મિસ સેફિરલ સ્ટોનર નામની સત્તર વર્ષની છોકરીએ અત્યાર સુધીમાં દસ હજાર કવિતાઓ લખી છે. તેનાં લખેલાં સત્તર પુસ્તક છપાયાં છે, અને તે સત્તર ભાષાઓ વાચી શકે છે. જ્યારે તે છ વર્ષની હતી, ત્યારે મહીને દોઢ હજાર રૂપીઆ કમાતી હતી. હાલ તો એની કમાણીની ગણત્રી કરવી પણ મુશ્કેલ છે.

× × ×

જેન એનેટ નામની અમેરિકન સ્ત્રી ૮૨ વર્ષની વયે મરણ પામી છે. તેનાં પોતાનાં ૧૩ છોકરાંઓ હયાત છે; તે ૧૩ નાં ૧૪૨ છોકરાંઓ છે; તેમનાં ૫૬૫ છોકરાંઓ છે; તેમનાં ૭૭૭ છોકરાંઓ છે; અને તેમનાં ૧૦૦ છોકરાંઓ છે. આ પ્રમાણે આ પ્રખ્યાત માતા પોતાની પાછળ ૧૫૯૫ વંશજો મૂકી ગઇ છે.

× × ×

### ઑસ્ટ્રેલીઆ.

ઑસ્ટ્રેલીઆમાં મિસ ફ્રેથલીન બટલર નામની સ્ત્રી એંજીનીઅર થઇ છે, અને પોતાના કામમાં ઘણો રસ લે છે. ત્યાંના મોટા પ્રખ્યાત એંજીનીઅર મિ બ્રેડફીલ્ડ પાસે તે ખાનગી સેક્રેટરીનું કામ કરે છે. ત્યાંના સિડની હાર્બર બ્રિજના કામના સંબંધમાં તેને લંડન મોકલવામાં આવી છે. નોકરીમાં તે દાખલ થઇ ત્યારે તેની ઉમર વીસ વર્ષની પણ નહોતી. હાલ એંજીનીઅર તરીકેના કામમાં તેની હોંશીઆરી અને બુદ્ધિચાતુર્ય સ્પષ્ટ દેખાય છે.

× × ×

પશ્ચિમ ઑસ્ટ્રેલીઆની પાર્લામેંટમાં જ્યુરીનો કાયદો બદલવાનો પ્રયત્ન કરવામાં આવે છે. તેમાં એક કલમ એવી છે કે સ્ત્રીઓને કોર્ટની જ્યુરીમાં મૂકવી. તેને લીધે પાર્લામેંટમાં સામસામા બે પક્ષમાં ખુબ તકરાર થાય છે.



### સાભાર સ્વીકાર:

વાયડા મિત્ર ( મુંબાઈ ): પુસ્તક ૫ મું: અંક ૨ જો. તંત્રી: શ્રીયુત હીરાલાલ ઘેલાભાઈ લાકડાવાળા. પ્રકાશક: વાયડા યુનિઅન સોસાયટી. વાર્ષિક લવાજમ રૂ. ૩-૦-૦

ગુજરાત વિજ્ઞાન ( અમદાવાદ ): પુસ્તક ૨ જું: અંક ૨ જો. તંત્રી અને પ્રકાશક: શ્રીયુત જેઠાલાલ દેવશંકર દવે. વાર્ષિક લવાજમ રૂ. ૪-૦-૦

ઇશાઅતે ઇસ્લામ ( મુંબાઇ ): પુસ્તક ૪ થું: અંક ૧૨ મો. તંત્રી અને પ્રકાશક: મૌલવી મીરમોહમદ યાકુબ ત્યસ્તી સાબિરી. વાર્ષિક લવાજમ રૂ. ૪-૦-૦

આફતાબે ઇસ્લામ ( અમદાવાદ ): અંક ૧ લો: જીલ્દી ૧ લી. તંત્રી: મુન્શી સ. હામીદમીયાં ડોસામીયાં. વાર્ષિક લવાજમ રૂ. ૩-૦-૦




સંપાદિકા: સૌ. જ્યોત્સ્ના મ્હેતા, બી. એ.

**હિંદુ સ્ત્રીઓની દુર્બલતા:**

'ગૃહલક્ષ્મી' માસિકમાં શ્રીયુત ગંગાપ્રસાદ ઉપાધ્યાય 'હિંદુ સ્ત્રીઓની દુર્બળતા' વિષે નીચે પ્રમાણે લખે છે:—

હિંદુ જાતિની સ્ત્રીઓ ઘણી દુર્બળ હોય છે. તેમાં ક્ષયરોગથી મરનારી સ્ત્રીઓની સંખ્યા વધારે છે. યુવાન પુરૂષો (પત્નીના મરણને લીધે) ત્રણ ત્રણ વખત લગ્ન કરતા જોવામાં આવે છે. એવાં કારણો માટે અવશ્ય કંઇ વિચાર કરવો જોઇએ.

પ્હેલું કારણ તો એ છે કે હિંદુ સ્ત્રીઓને પોતાના આરોગ્ય માટે કંઇ પણ દરકાર હોતી નથી. તેમનાં મનમાં કેટલીએ પેઢીની પરંપરાથી એવી દૃઢ માન્યતા છે, કે જે સ્ત્રી પોતાના પતિના પ્હેલાં મરણ પામે તે સૌથી વધારે ભાગ્યશાળી કહેવાય. આને લીધે સ્ત્રીઓ માંદી થયા પછી પણ બહુ વખત સુધી રોગને છુપાવે છે પોતાની ખોરાકની કે રહેણી કરણીની તેઓ કંઇ દરકાર કરતી નથી. કન્યાના જીવનમાં ૧૪ વર્ષની વયથી ૨૦ વર્ષ સુધીનો સમય ઘણો કઠિન છે. સેંકડો રોગ આ વખતમાં શરૂ થાય છે. માસિક અટકાવને લગતા ઘણા રોગનો આરંભ આ સમયમાં થાય છે. તે માટે આ વખતમાં ઘણી સંભાળ રાખવાની જરૂર છે.

બીજું કારણ પડદાનો રીવાજ તથા ખોટી શરમ છે. આરોગ્યને માટે ખુલ્લી હવા તથા પ્રકાશની ઘણી જરૂર છે. પડદાના રીવાજથી જે ભયંકર પરિણામ આવે છે તેનાથી સ્ત્રીઓને બચાવવી જોઇએ.

ધનાઢ્ય સ્ત્રીઓને કંઇ કામ કરવું પડતું નથી, તે ત્રીજું કારણ છે. શ્રીમંત ઘરની સ્ત્રીઓમાં પાન ખાઇને ખાટલાપર પડી રહેવાનો રીવાજ હોય છે. ઘરનું બધું કામકાજ નોકરોને સોંપવામાં આવે છે. આથી આળસ વધે છે, અને શરીર બગડે છે. દરેક સ્ત્રીએ કંઇ પણ કામ કરવું જોઇએ. પોતાની શક્તિ કરતાં વધારે કામ કરવાથી પણ તબીયત બગડે છે. મેં ઘણા ઘરમાં એવું જોયું છે, કે કામનો બોજો અતિશય હોવાથી સ્ત્રીઓનું આરોગ્ય બગડયું છે. પોતાના ગજા ઉપરાંત ઘંટી દળવી, અથવા બહુ ભાર ઉપાડવો, અથવા બીજું કામ એટલું બધું કરવું કે જેથી જરા પણ આરામ લેવાનો વખત ન મળે, આ બધાં પણ રોગનાં કારણ છે. ઘરના બુદ્ધિમાન્ પુરૂષોએ એટલી દેખરેખ રાખવી જોઇએ કે એમને આધીન રહેલી સ્ત્રીઓ આમાંથી એક પણ કાર્ય ગજા ઉપરાંત ન કરે.

ચોથું કારણ આરોગ્ય સંબંધી નિયમોનું અજ્ઞાન છે. આ વિષયનાં ન્હાનાં પુસ્તકો તૈયાર કરીને સ્ત્રીઓમાં વ્હેંચવાની ઘણી જરૂર છે.

**મુસ્લીમ સ્ત્રીઓની કેળવણી–**

આખા હિન્દની મુસલમાન કેળવણી પરિષદની ૩૭ મા વર્ષની બેઠક મુંબાઇમાં તા. ૨૭ મી ડીસેંબરથી શરૂ થઇ હતી. પ્રમુખપદ સર ઈબ્રાહીમ રહીમતુલ્લાને આપવામાં આવ્યું હતું. તેઓ પોતાના ભાષણમાં મુસલમાન સ્ત્રીઓના શિક્ષણ માટે નીચે પ્રમાણે બોલ્યા હતા:–

આ ઇલાકાના મુસલમાનોમાં સ્ત્રી કેળવણીની સ્થિતિ ઘણી શોચનીય છે. ૧૯૨૨–૨૩ ના વર્ષમાં માધ્યમિક શાળાઓમાં માત્ર આઠ છોકરીઓ ભણતી હતી, અને કૉલેજોમાં તો એક પણ નહોતી.

આપણા પૂજ્ય પેગંબરે જ્ઞાન મેળવવાની બાબતમાં પુરૂષ કે સ્ત્રીમાં કંઇ ભેદ ગણ્યો નહોતો. જ્ઞાનની શોધ કરીને તે મેળવવાની આજ્ઞા તેમણે બન્ને જાતિને સરખીજ કરી હતી. જ્યાં સુધી શિક્ષણ પામેલી સ્ત્રીઓ પોતાના પતિને સહાય કરે નહિ અને બાળકોની ઉન્નતિ કરવાનો પ્રયાસ કરે નહિ, ત્યાં સુધી કોઇપણ કોમમાં પ્રગતિ થઇ શકે નહિ. મુસલમાનોમાં સ્ત્રી કેળવણીનો પ્રશ્ન ઘણો ગુંચવણ ભરેલો છે. લોકોમાં સ્ત્રી કેળવણી માટેનો વિરોધ ધીમે ધીમે ઓછો થાય છે. તો પણ આ કામમાં ખરેખરે મુશ્કેલી પૈસાની બાબતની છે. કેળવણી અને પૈસાની વ્યવસ્થા એ બેને પરસ્પર કેવો સંબંધ છે, તે બાબત મેં કહેલું છે જો સારા ફંડની વ્યવસ્થા થાય, તો સ્ત્રી કેળવણીનો પ્રશ્ન હમણાં જેટલો મુશ્કેલ છે, તેટલો રહેશે નહિ. અલિગઢની શાળાની સફળતા વિષે વાત કરતાં મેં જણાવ્યું હતું, કે દરેક સંસ્થામાં એક ઉત્સાહથી કામ કરનાર મુખ્ય માણસની જરૂર હોય છે. કોઇપણ કોમની અથવા બીજી જાહેર સંસ્થામાં આવી અગત્ય છે, તેમજ કોઇ એક વ્યક્તિના પ્રયાસમા પણ આ વાતનું સત્ય જણાય છે એક માણસે પોતાની દૂરદર્શિ નજરથી કેળવણીની બાબતમાં પોતાના આખા કુટુંબની સ્થિતિ કેવી સુધારી છે તેનો દાખલો હું તમને કહું છું જસ્ટિસ બદરૂદિન તૈયબજીનું નામ નહિ સાંભળ્યું હોય એવું તમારામાંથી કોઇ નહિ હોય. એક માણસ વ્યક્તિ તરીકે પોતાના કુટુંબમાં કેળવણીની પ્રગતિ કેટલી બધી કરી શકે છે, તે દર્શાવવા માટે આ કુટુંબનો ઇતિહાસ જાણવા જેવો છે. બદરૂદિન તૈયબજીના પિતા તૈયબજી ભાઇમિયાં વડોદરામાં વેપાર કરતા હતા. અને તેમનું કુટુંબ મોટું હતું. તેમણે પોતાના છ છોકરાઓને તે વખતમાં બની શકે તેટલી ઉંચામાં ઉંચી કેળવણી આપી. તેને પરિણામે તે બધા પોતાના ધંધામાં ઉંચી પદવીએ ચડયા. પોતે કેળવણીનો લાભ લીધેલો હોવાથી તે છોકરાઓએ પોતાના છોકરાઓ તથા છોકરીઓને ઉત્તમ શિક્ષણ આપ્યું. હાલ તે મોટું કુટુંબ એવી સ્થિતિએ પહોંચ્યું છે, કે તેમાં એક પણ સ્ત્રી કે પુરૂષ અંગ્રેજી ન શીખ્યું હોય એવું નથી. એક માણસના પ્રયત્નથી આખા કુટુંબનાં સ્ત્રી પુરૂષોમાં કેળવણીનો પ્રચાર કેવો થાય છે, તેનો દાખલો આ કુટુંબમાં જણાય છે.

સ્ત્રીઓ અને પુરૂષો બન્નેને સાથે કેળવણી આપવા જેટલાં ફંડ ન મળી શકે, તો પણ પુરૂષોની કેળવણીથી આખરે સ્ત્રી કેળવણીની શરૂઆત તો થશેજ, અને એ રીતે આખી કોમની પ્રગતિ ધીમે ધીમે પણ થશે તો ખરીજ વ્યવહારમાં જેટલી ઉત્તમ પ્રાપ્તિ કરી શકાય તેના પરજ આપણે ધ્યાન રાખવું જોઇએ. કુટુંબની કેળવણી માટે તેમજ આખી કોમની કેળવણી માટે પ્રયત્ન કરે એવા ઘણા પુરૂષોની જરૂર છે, આખી કોમની ઉન્નતિનો આધાર દરેક વ્યક્તિ પર છે.

## પુરૂષોનું અનુકરણ:

ઇંગ્લંડના પ્રખ્યાત લેખક મિ. એચ. જી. વેલ્સ હાલની સ્ત્રીઓ પુરૂષોનું અનુકરણ કેવું કરે છે તે બાબત એક લેખમાં પોતાના વિચાર દર્શાવે છે. નીચેના થોડા ઉતારા પરથી એ લેખનો ભાવાર્થ સમજાશે:—

પુરૂષના જીવનમાં જેમ નવા જમાનાનું માનસિક તત્ત્વ વધતું જાય છે, તેમ તેને પોતાને લાયક સહચરીની જરૂર વધારે પડે છે. પૈસાથી ખરીદ કરીને અથવા યુદ્ધમાં જીતી લાવીને જે સ્ત્રીને જનાનામાં તેની ફરજ બજાવવાને બેસાડી હોય, તેવી સ્ત્રી આ સમયના પુરૂષોને ચાલશે નહિ. પરંતુ પુરૂષો જેમ સ્વતંત્ર અને સહાય કરનારી સ્ત્રીની માગણી વધારે કરે છે, તેમ બુદ્ધિશક્તિવાળી સ્ત્રીઓમાં પુરૂષને સહાય કરવાની ઇચ્છા જણાતી નથી.

સ્ત્રીઓ પોતાની જાતિના સ્વાભાવિક ગુણ તજી દઇને નામાંકિત થએલા પુરૂષોનું અનુકરણ કરવાનો પ્રયત્ન કરે છે. કોઇ દરજી સોલ્જરનો પોશાક પહેરે, અથવા કોઇ ભિખારી ફકીર ભપકાબંધ કપડાં પહેરે, તેવાજ ભાવથી સ્ત્રીઓ ન્યાયાધીશ થઇને તેનો પોશાક પહેરવાની ઇચ્છા રાખે છે. ઇતિહાસમાં મહાન્ પુરૂષોને બદલે મહાન્ સ્ત્રીઓ થાય, તથા બુદ્ધ, મહમદ, અને ક્રાઇસ્ટના નમુના જેવી સ્ત્રીઓ થાય, એવો પ્રયાસ તેઓ કરે છે.

જ્યાં પુરૂષનું વિસ્મરણ થાય, એવા જગતમાં

શ્રીરૂપ ઇશ્વરની માગણી થોડા વખતમાં સ્ત્રીઓ કરશે.

બે જાતિઓના સંબંધનો આવી રીતે ભંગ થયો છે. તે દૂર કરીને ફરીથી એકતા કરવા માટે બહુ લાંબા પ્રયાસની જરૂર પડશે.

**સ્ત્રીઓની કેળવણી:**

"ટાઇમ્સ-ઑફ ઇન્ડીઆ"માં સ્ત્રીઓની કેળવણી વિષે એક જાણવાજોગ લેખ આવ્યો હતો લેખક સ્ત્રી હશે એવું જણાય છે. એ લેખમાંનો કેટલોક ભાગ નીચે પ્રમાણે છે:—

"પ્રાચીન હિંદમાં સ્ત્રીની કેળવણીનો હેતુ તેને ગૃહિણી તરીકે તૈયાર કરવાનો હતો. તેને મુખ્યત્વે ગૃહવ્યવસ્થા શીખવવામાં આવતી. આ કામ પોતાના ઘરમાં તે માની દેખરેખ નીચે શીખતી, અને સાસરે ગયા પછી સાસુની દેખરેખ રહેતી. કાંતવાનું તથા સીવવાનું કામ તેને શીખવવામા આવતું. પરંતુ લખવાની અથવા સગીતની કળા ભાગ્યેજ શીખવાતી. ધર્મના વિધિ તે જાણતી, તથા ઘણા જમાનાથી ચાલતી આવેલી પુરાણની વાર્તાઓ તે સાંભળતી. પતિના ધનનો વ્યય કેવી રીતે કરવો તે શીખવવાની મનુની આજ્ઞા હતી. તેથી સ્ત્રીને થોડો ઘણો હીસાબ રાખતાં આવડતું પરંતુ તેનું જ્ઞાન થોડું હતું.

ઘણાં વર્ષો સુધી સાધારણ જનસમૂહની સ્ત્રીઓની કેળવણીનો સમાવેશ આટલામાંજ થતો. ઇતિહાસમાં જોતાં વધારે જ્ઞાની સ્ત્રીઓના કેટલાક દાખલા જોવામાં આવે છે. પણ તે ઘણાજ થોડા હતા. હાલની પરિસ્થિતિ પર નજર કરીશું તો જણાશે કે જે સ્ત્રીઓને નવી પદ્ધતિથી શિક્ષણ મેળવવાનો લાભ મળ્યો છે. તેઓ જુના વિચારની ગૃહિણીથી તદ્દન જુદી પડી જાય છે. હાલની યુરોપીઅન તથા દેશી શાળાઓમાં પશ્ચિમની પદ્ધતિ પ્રમાણે બુદ્ધિની કેળવણીપર વધારે લક્ષ આપવામાં આવે છે. કોન્વેંટ સ્કુલોમાં પાકશાસ્ત્ર, સીવણ તથા ગૃહવ્યવસ્થા કરતા સાહિત્ય, સંગીત અને ચિત્રકામ પર વધારે ધ્યાન અપાય છે. કેળવણીની ખોટી પદ્ધતિને લીધે આવું થાય છે. સ્ત્રી કેળવણીના મુખ્ય હેતુમાંનો એક એ છે કે સ્ત્રીને ભવિષ્યની ગૃહિણી તરીકે તૈયાર કરવી, એ વાત ભૂલી જવામાં આવેછે.

પ્રાચીન સમયમાં અને હાલ પણ ઘણે સ્થળે ઘરમાં વપરાતી ઘણી ચીજો સ્ત્રી ઉત્પન્ન કરતી. હાલનાં શહેરોમાં ગૃહિણીની સ્થિતિ તદ્દન જુદી હોય છે. તે બહારનો સામાન વાપરે છે તે ઘરમાં જોઇતી ચીજો વેચાતી લાવે છે. તેથી સ્ત્રીએ જુદી જુદી ચીજોની કિંમત જાણવી જોઇએ, અને તેને ખરીદતાં આવડવું જોઇએ. તેને બજારના ભાવતાલ સાથે ઘણું કામ પડે છે. જો કન્યાઓને શરૂઆતથીજ આ બાબત શીખવવામાં આવી હોય, તો સાધારણ રીતે શહેરમાં વેપારીઓ જે લુચ્ચાઈ કરે છે, તે કરી શકશે નહિ, અને સ્ત્રીઓ છેતરાશે નહિ.

આપણી કન્યાઓના શિક્ષણમાં જે ખામી છે, તેમાં દોષ શાળાઓનો નથી, પણ કેળવણીની પદ્ધતિનો છે. અહીંની ઘણી કોન્વેન્ટ સ્કૂલોમાં કન્યાઓને વ્યવહારિક કેળવણી આપવાનો પ્રયત્ન થાય છે દક્ષિણ હિંદની એવી એક સંસ્થામાં શિક્ષણ લેવાનો લાભ મને મળ્યો હતો. આવી શાળાઓનો આદર્શ સિદ્ધ ન થતો હોય, તો તેમાં આપણા લોકોનોજ વાંક છે. આપણા લોકોમા સર્વત્ર એવી માન્યતા છે કે પુસ્તકોદ્વારા મેળવેલું જ્ઞાન તેજ માત્ર સંસ્કાર અથવા સારી સ્થિતિ પામવાનો માર્ગ છે. જાત મહેનતનો તેઓ તિરસ્કાર કરે છે, અને તેની કિંમત સમજતા નથી.

આ સ્થિતિ સુધારવાનો ઉપાય શો કરવો એવો પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે. એનો ઉત્તર એ છે કે આપણી કન્યાશાળાઓમાં કેળવણીની પદ્ધતિ બદલવી જોઇએ. પરીક્ષાઓ માટે પુસ્તકો ગોખવાનો હેતુ ન રાખવો જોઇએ. કન્યાઓની પ્રાથમિક અને માધ્યમિક શાળાઓના અભ્યાસક્રમમાં ગૃહવ્યવસ્થાને લગતી કળાઓને મહત્વ આપવું જોઇએ. આ કળાઓનું શિક્ષણ એવું વ્યવહારિક હોવું જોઇએ કે જેથી જીંદગીની આર્થિક જરૂરીઆતોમાં તે ઉપયોગી થાય હાલની શાળાઓમાં જે પાકશાસ્ત્ર સીવણ તથા ગૃહવ્યવસ્થા શીખવાય છે, તેનો ઉપયોગ વ્યવહારમાં બહુ થતો નથી. જે છોકરીઓ શાળાનું શિક્ષણ પુરું કરીને તરતજ લગ્ન કરીને સંસારમા પડે છે, તેમને આ ખામી જ-

થાય છે. ગૃહકળાઓ શીખવતી વખતે ભવિષ્યમાં ઉપયોગી થાય એ હેતુ ધ્યાનમાં રાખવો જોઇએ.

કન્યાઓની કેળવણી માટે ટીકા કરીને અંહીંની કૉન્વેન્ટ તથા બીજી શાળાઓને ઉતારી પાડવાનો મારા ઇરાદો નથી. તેઓ સામાન્ય શિક્ષણની બાબતમાં ઘણું સારું કામ કરે છે. હું અનેક રીતે તેમની આભારી છું. પરંતુ સારી ગૃહવ્યવસ્થાની કેળવણીના અભાવનાં દૃષ્ટાંત દરરોજ આપણી નજરે એટલાં બધાં આવે છે, કે આ દોષને દૂર કરવાનો પ્રયાસ આપણે હવે કરવોજ જોઇએ. એટલું તો બધા કબુલ કરે છે, કે આપણા લોકોની જરૂરીઆતો પુરી પાડવા માટે ગૃહકળાઓનું શિક્ષણ વ્યવહારોપયોગી થવું જોઇએ. શાળાઓમાં એવું શીખવવાની જરૂર છે કે કન્યાઓમાં સ્વતંત્રતા અને સ્વાશ્રયનો વિકાસ થાય, અને જરૂર પડે ત્યારે ગૃહવ્યવસ્થાનું કાર્ય ઉપાડી લેવાની શક્તિ આવે. આ હેતુ સિદ્ધ કરવા માટે પહેલી જરૂર એ છે કે શિક્ષકોને પોતાને સીવણ, પાકશાસ્ત્ર તથા ગૃહવ્યવસ્થાના વિષયો સારા આવડવા જોઇએ.

**: અહિંસા અને સ્ત્રીઓ:**

જાન્યુઆરીના 'મૉડર્ન રીવ્યુ'માં તંત્રી પોતાની નોંધમાં અહિંસા બાબત નીચે પ્રમાણે લખે છેઃ-

પુરૂષ પોતે એક વ્યક્તિ તરીકે સંપૂર્ણ અહિંસાવાદી હોઇ શકે. પોતાનું ખુન કરવા આવેલા માણસના શરીરપર પણ તે હાથ ન ઉગામે, એમ બની શકે. પરંતુ સ્ત્રી બધા સંજોગમાં અહિંસાવાદી થઇ શકે નહિ, અને તેણે થવું જોઇએ પણ નહિ. જે પુરૂષ તેના શિયળનો ભંગ કરવા આવ્યો હોય, તેનો જીવ લેતાં પણ જરૂર પડે ત્યારે તેણે અચકાવું નહિ. આવે પ્રસંગે તેણે અહિંસાની મર્યાદા ઓળંગવી પડે છે તેવી જ રીતે પુરૂષ જ્યારે કોઇ માણસને સ્ત્રીના શિયળનો ભંગ કરતો જુએ, ત્યારે તેની ફરજ છે કે પોતાની તથા તે દુષ્ટ પુરૂષની જીંદગી જોખમમાં નાંખીને પણ આ અનિષ્ટ કામ અટકાવવું જોઇએ.

આ પ્રમાણે અમારી દૃઢ માન્યતા હોવાથી યંગ ઇંડીઆમાં મહાત્મા ગાંધીના લખેલા નીચેના શબ્દો જોઇને અમને આનંદ થાય છેઃ-

કોઇને મારી નાંખવાનો પ્રયત્ન કર્યા વિના બીજાને ખાતર મારૂં જીવન અર્પવાનું મારો ધર્મ મને શીખવે છે. પરંતુ તે સાથે ધર્મ એવું પણ શીખવે છે, કે જ્યાં પોતાને સોંપેલી વસ્તુ તજીને નાસી જવું, અથવા તો તેનું ભક્ષણ કરવા આવે ત્યાને મારી નાંખવો, એ બેજ માર્ગ રહ્યા હોય, ત્યાં માણસની ફરજ છે કે મરવું અને મારવું પણ કર્તવ્યનું સ્થાન તજી જવું નહિ.

**સ્ત્રી શિક્ષણનાં આંકડા:**

ઇ. સ. ૧૯૨૧ ના વસ્તી પત્રકના રીપૉર્ટમાં હિંદુસ્તાનની સ્ત્રીઓની કેળવણી વિષે નીચે પ્રમાણે પ્રસિદ્ધ થયું છેઃ—

વીસ વર્ષની અને તેથી મોટી ઉમરની હજારે ૨૦ સ્ત્રીઓ લખી વાંચી શકે છે, પુરૂષોમાં હજારે ૧૭૧ ને લખતાં વાંચતાં આવડે છે. તે છતાં આ વીસમી સદીમાં કન્યાંઓની કેળવણીમાં નિશ્ચિત પ્રગતિ થઇ છે. મિ. માર્ટિન લખે છે કે ઘણા લોકોને લખતાં વાંચતાં આવડે એ સારા સંસ્કારનું ચિહ્ન છે. પુરૂષોની કેળવણીના વિકાસમાં બાધ કરે એવું હિંદના પરાપૂર્વથી ચાલતા આવેલા રીવાજોમાં કંઇ નથી. પણ બ્રહ્મદેશ સિવાય બીજે સ્થળે સ્ત્રીઓની બાબતમાં આમ નથી. હિંદુ અને મુસલમાન ધર્મનાં તત્વોમાં સ્ત્રી કેળવણી માટે સ્પષ્ટ વિરોધ જણાય છે. પુરૂષો ઉપર પરદેશનાં ધોરણ અને આદર્શની અસર થવાથીજ હિંદની સ્ત્રીઓ માટે કેળવણી લેવાનાં સાધનો વધતાં જાય છે. હિંદની જનસમાજના મોટા ભાગને હજીપણ સ્ત્રી કેળવણી તેમના જૂના વિચારથી વિરૂદ્ધ લાગે છે. તેમને તેની આવશ્યકતા જણાતી નથી, અને તેનાથી નુકશાન થશે એમ પણ લાગે છે. મિ. માર્ટિન કહે છે કે મુસલમાન અને જૈન કોમના ઉંચા વર્ગના વિચાર હજી પણ આવાજ છે. મુસલમાન પુરૂષોને લખતાં વાંચતાં શીખવાની તેમના ધર્મની આજ્ઞા છે, અને જૈન પુરૂષોને પોતાના ધંધા માટે ભણવાની જરૂર પડે છે. તો પણ સ્ત્રીઓને ભણાવવાની જરૂર એઓને લાગતી નથી.




સમાલોચક : શ્રીયુત જયાશંકર જીવનરામ જોશી, એમ. એ.

**સખીને પત્રો :** લેખક: શ્રીયુત મણિલાલ ગુલાબભાઇ દોશી બી. એ. પ્રકાશક: ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી શ્રીયુત હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ બી. એ. અમદાવાદ મૂલ્ય રૂ. ૦-૪-૦.

' સખીઓને પત્રો ' નામ વધારે યોગ્ય હતું, કારણ કે નહીં તો એકજ સખીને બીજી સખીએ જૂદા જૂદા પત્રો લખ્યાં હશે એવો ભ્રમ થવાનો સંભવ છે. અસ્તુ. આમાં સ્ત્રી જીવનને લગતા વિવિધ વિષયોની ચર્ચા કરતા કુલ વીશ પત્રો આવેલા છે. પત્રોની ભાષા એકંદરે સ્વાભાવિક અને તદ્દન સરળ છે અને તેથીજ ઘણાખરાં પત્રોનાં પુસ્તકોની કૃત્રિમતા આ પુસ્તકમાં દીઠામાં આવતી નથી. ' કુટુંબ કલેશ, ' ' દુઃખીને દિલાસો, ' ' પતિ પ્રેમનો અભાવ, ' ' એક અબળાના હૃદયના ઉદ્દગારો, ' આટલા પત્રો સર્વોત્તમ છે, અને તેમાં એ છેલ્લા પત્ર દ્વારા કર્તા સ્ત્રીહૃદયના ઉંડાણમાં આપણને પ્રવેશ કરાવી આજકાલના પુરૂષવર્ગના ક્રુર અન્યાયી વર્તનનું આબેહુબ ચિત્ર ખડું કરે છે. એક વાત લક્ષ ખેંચે છે : ' પોતાને જાણ ' અને એવાં અર્ધનૈતિક વિષયો કરતાં ઉપર દર્શાવેલા વિષયોમાં કર્તા પોતાના ખરા સ્વરૂપમાં વધુ સ્પષ્ટ દેખાય છે; એટલુંજ નહીં પણ ' આદર્શ લગ્ન ' માં તો પત્રનું સ્વરૂપ નષ્ટ થઇ નિબંધ જેવું બની રહે છે. નહીં તો પત્ર છાપેલાં દશ પાનાં જેવડો લાંબો હોય નહીં અને તેની શૈલી જૂદા પ્રકારની હોય. તાત્પર્ય કે જ્ઞાન ને નીતિને ચર્ચવા કરતાં સ્ત્રી હૃદયને સહજ કુટુંબ, સંસાર, પતિ, સંતાન, આદિ વિષયો પરજ સર્વ પત્રો લખાયા હોત તો જરૂર પુસ્તકની ઉપયોગિતામાં ઓર વધારો થાત. ઠેકઠેકાણે આપેલા સંસ્કૃત ગુજરાતી અને અંગ્રેજી ઉતારા લેખકનું વિશાળ જ્ઞાન સૂચવે છે, તો પણ સાધારણ સ્ત્રીઓ પત્રમાં આટલા બધા ઉતારા કરે એ સંભવ ઓછો છે. છતાં એકંદરે આ પુસ્તક અમને અત્યંત ગમી ગયું છે અને દરેક બ્હેનને, કોઇને કોઇ પત્રમાંથી પોતાના હૃદયની એકાદ ગુંચની ઉકેલ મળી રહેશે એમ અમારી ખાત્રી છે. લેખકે ખરેખર એક સંગીન સ્ત્રી ઉપયોગી પુસ્તકનો સાહિત્યમાં વધારો કર્યો છે.

**યજ્ઞ રહસ્ય :** અનુવાદક: શ્રીયુત મહાશંકર ઇંદ્રજી દવે, પ્રકાશક: ઉપર પ્રમાણે. મૂલ્ય: રૂ. ૧-૦-૦.

શ્રીયુત રામેન્દ્ર સુંદર ત્રિવેદીએ યજ્ઞ પર બંગાળીમાં આપેલાં વ્યાખ્યાનોનો આ ગુજરાતી અનુવાદ છે. મૂળ લેખકની વિદ્વતા, બહુશ્રુતપણું અને વેદશાસ્ત્રનો ઉંડો અભ્યાસ ઠેકઠેકાણે જણાઇ આવે છે. પ્રાચીનકાળમાં જૂદા જૂદા પ્રકારના થતા યજ્ઞોનો ઇતિહાસ, તેમની સંપૂર્ણ માહિતી આપતાં વર્ણનો અને છેવટે તેમનાં ખરાં રહસ્યો આપી યજ્ઞ જેવા વિષયને આનંદપ્રદ કર્યો છે. એક ખાસ વિશેષતા એ છે કે આપણા ધર્મ અને ધર્મક્રિયાઓ સાથે ખ્રિસ્તિ ધર્મ અને ધર્મક્રિયાની ઘણીજ ઝીણવટથી સરખામણી કરી છે, અને વિશાળ દૃષ્ટિ રાખી તે ધર્મનું રહસ્ય તેના અભ્યાસકો પણ ન બતાવી શકે એવી સચોટ રીતે બતાવ્યું છે. એમના ખ્રિસ્તિ ધર્મના

આ અભ્યાસથી કોઇને પણ માન ઉપજ્યા વિના રહે નહીં. ભાષાંતર સર્વ રીતે સફળ થયું છે. અનુવાદકને અભિનંદન આપીએ છીએ.

**હિંદી તત્વજ્ઞાનનો ઇતિહાસ ( પૂર્વાર્દ્ધ ):** લેખકઃ શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મહેતા, બી. એ. પ્રકાશકઃ ઉપર પ્રમાણે. મૂલ્ય રૂા ૧.

આ અમૂલ્ય પુસ્તકમાં ઔપનિષદ્દર્શન, સાંખ્ય અને યોગ, બૌદ્ધદર્શન, જૈનદર્શન અને ન્યાય-વૈશેષિક દર્શનનો સમાવેશ કરવામાં આવ્યો છે. ઐતિહાસિક દૃષ્ટિએ શાસ્ત્રીય પદ્ધતિસર કર્તાએ પ્રસ્તુત વિષયોનું અચ્છી રીતે નિરૂપણ કર્યું છે. લેખકનાં વિદ્વતા, અભ્યાસ અને શ્રમ પાને પાને પ્રત્યક્ષ થાય છે. ગુજરાતીમાં તત્વજ્ઞાન જેવા ઉચ્ચ વિષયના સારા ગ્રંથનો ઉમેરો કરે છે.

**સચિત્ર શારીરવિદ્યાઃ** લેખકઃ સ્વ. ગંગાશંકર મણિશંકર વૈષ્ણવ, પ્રકાશક ઉપર પ્રમાણે. મૂલ્ય રૂા. ૧-૦-૦.

આમાં શરીરના વિભાગોની રચના અને દરેકને કરવાનાં જૂદાંજૂદાં કાર્યો સ્પષ્ટ રીતે વર્ણવેલાં છે. ભાષા એટલી તો સરળ છે કે બાળકો પણ સહેલાઇથી સમજી શકે. શારીરવિદ્યાને લગતી જાણવા લાયક બધી મુખ્ય મુખ્ય બાબતો બસો પાનામાં આવી જાય એવી સરસ રીતે આ પુસ્તકની યોજના કરવામા આવી છે. ઠેર ઠેર આપેલાં પુષ્કળ ચિત્રો વિષયને સમજવાની સુગમતા કરી આપે છે. હાઇસ્કુલમાં ચાલતી લોંગમેન્સની સાયન્સ સીરીઝ કરતાં આ પુસ્તક અમને ઘણી રીતે સારૂં જણાય છે તેથી તેને સાયન્સના પાઠ્ય પુસ્તક તરીકે ચલાવવાની અમે ભલામણ કરીએ છીએ.

**લાલાજીનું રાજકીય તત્વજ્ઞાનઃ** અનુવાદ : શ્રીયુત લાલજી પેંડસે. પ્રકાશક : મેસર્સ વર્ધમાન એન્ડ સન્સ, પાયધુની, મુંબઇ. મૂલ્ય : રૂા. ૦-૯-૦.

આ પુસ્તકથી શ્રી વર્ધમાન સાહિત્ય ગ્રંથ માળા નું ત્રીજું પુસ્તક બહાર પડે છે. આ ગ્રંથમાળાનું પ્રથમ પુસ્તક-સ્વીટ્ઝરલેંડની સ્વતંત્રતા-ની સમાલોચના વખતે અમે કહેલું કે "ગ્રંથમાળાએ જેવા પુસ્તકથી પ્રારંભ કર્યો છે એવા બહાર પાડયાં કરશે. તો જરૂર સંગીન સેવા બજાવશે." અને અમને જણાવતાં ઘણો હર્ષ ઉપજે છે કે ગ્રંથમાળાનું આ પુસ્તક પ્રથમ પુસ્તક જેટલુંજ આધુનિક રાજકીય દૃષ્ટિએ માર્ગદર્શક, પ્રેરક અને રસદાયક નીવડયું છે. ને માટે મેસર્સ વર્ધમાન એન્ડ સન્સને અભિનંદન આપીએ છીએ.

લાલા લજપતરાયની માતૃભૂમિની અનુપમ સેવા અને તે કાજેનો તેમનો આત્મત્યાગ કોઇ પણ હિંદવાસીથી અજાણ્યાં નથી. અને તેથીજ તેમના હિંદના આધુનિક રાજકીય પ્રશ્નો વિષેના સૂક્ષ્મ વિચારો જાણવાની દરેકને ઉત્કંઠા થાય એ સ્વાભાવિક છે. આ સફાઇદાર નાનકડા પુસ્તકમાં આઠ પ્રકરણો દ્વારા લાલાજીના અગત્યની બાબતો પરના સર્વ મુખ્ય વિચારોનું નવનીત સુંદર રીતે રજુ કરવામાં આવ્યું છે. અનુવાદકની ભાષા સરળ, સ્વાભાવિક અને મૂળના ભાવોને ઝીલનારી હોવાથી વાચક આનંદ સહિત પુસ્તક વાંચી જાય છે, અને એક વખત હાથમાં લીધા પછી તેને તે હાથમાંથી મૂકવાનું મન થતું નથી. પ્રકાશકોને એકવાર ફરીથી વિજય ઇચ્છીએ છીએ.

**નેશનલ ડાયરી સંવત ૧૯૮૧.** પ્રકાશક : શ્રીયુત છોટુભાઇ દાજીભાઇ દેસાઇ, સુરત, રૂા. ૦-૧૨-૦

અગ્રેજીમાં લખાયલી પ્રખ્યાત "કોંગ્રેસ ડાયરી" ના લેખક તરફથી ગુજરાતીમાં આ "નેશનલ ડાયરી" તૈયાર થઇ છે. અત્યાર સુધીમાં એની છ આવૃતિઓ થઇ છે તે એની ઉપયોગિતા અને લોકપ્રિયતા પૂરવાર કરે છે. આ નાની ડાયરીમાં વિવિધ માહિતી ટુંકમાં આપતા એટલા બધા સુંદર વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે કે કોઇપણ સ્વાતંત્ર્યપ્રેમીએ આ ડાયરી વિના ન રહેવું જોઇએ. મૌલાના મહમદઅલીનું જીવનવૃત્તાંત, કોંગ્રેસનો ઇતિહાસ અને ધારાસભાનાં બંધારણ આટલા મુખ્ય વિષયો છે. તે ઉપરાંત પાંચ સર્વોતમ રાષ્ટ્રગીતો અને દેશભક્તોના કેટલાક ફોટાઓ આપેલાં છે. બીજી ખાસ વિશેષતા એ છે કે દરેક પાને જગતના મહાન પુરૂષોનાં અમર વચનો ટાંકેલાં છે. એકંદરે આ ડાયરીની રચના એવી

તો સુગમ અને સર્વાંગ સુંદર છે, કે તે સર્વ પ્રકારના મતવાદીને તેમજ સામાન્ય માણસને પ્રિય થઇ પડેજ.

'લાલાજીનું રાજકીય તત્વજ્ઞાન' ખરીદનારને આ ડાયરી ભેટ તરીકે મેસર્સ વર્ધમાન એન્ડ સન્સ તરફથી વિના મૂલ્ય આપવામાં આવે છે.

**હાસ્ય કથા મંજરી, ભાગ બીજો:** લેખક: શ્રીયુત ધનસુખલાલ કૃષ્ણલાલ મ્હેતા, સાંતાક્રુઝ. પ્રકાશક: શ્રીયુત જીવનલાલ અમરશી મ્હેતા, અમદાવાદ. મૂલ્ય: રૂ. ૨-૦-૦.

જ્યારથી "હું સરલા અને મિત્રમંડળ" બહાર પડયું ત્યારથી ગુજરાત વાચકવર્ગ શ્રીયુત ધનસુખલાલને હાસ્યરસના અચ્છા લેખક તરીકે ઓળખતો થયો છે. ત્યાર પછીના વખતમાં તેમણે વખતો વખત જૂદા જૂદા માસિકોમાં આપેલી વાર્તાઓ આ સંગ્રહ રૂપે બહાર પડે છે. કુલ દસ વાર્તાઓ આમાં છે. તેમાંની છેલ્લી છ સિવાયની અંગ્રેજીને આધારે લખાયલી છે. જો કે તેમના પ્રથમ સંગ્રહ જેટલી આ સંગ્રહની પ્રશંસા કરી શકાય એમ નથી તો પણ હાસ્યરસના ગુજરાતી સાહિત્યમાં કર્તાએ એક સરસ પુસ્તકની વૃદ્ધિ કરી છે. હાસ્યરસ લખવાનું સર્વ કોઇથી બની શકતું નથી–એ તો ઇશ્વરદત્ત શક્તિ છે, અને એટલા માટેજ ઇશ્વરે હાસ્યવૃત્તિ આપેલી હોય પણ સ્વતંત્ર વાર્તાઓ લખવા જેટલી શક્તિ, સમય કે સગવડ ન હોય તો અન્ય સાહિત્યનું વસ્તુ લઇને કે બીજી રીતે માતૃભાષાનું સાહિત્ય ભંડોળ વધારવું એમાં અમને કંઇ પણ અણુજુગતું લાગતું નથી. માત્ર શરત એટલી કે તેને આપણા જીવનને અનુકુળ એવો ઓપ લગાડવો જોઇએ કે તેનાં વિદેશી તત્ત્વો સર્વ નાશ પામે અને આખી વાર્તા સ્વાભાવિક લાગે.

ભાઇ ધનસુખલાલમાં તો સ્વતંત્ર હાસ્યરસ ઉત્તમ રીતે ઉપજાવવાની શક્તિ છે તેમનો હાસ્યરસ મીઠો, મર્માળો અને નિર્દોષ છે. તેમાં કોઇ પણ પ્રકારનું અધમ વાતાવરણ કે નકામું ધાંધલ જોવામાં આવતું નથી. પ્રથમની લાંબી વાર્તા, "અસાધારણ અનુભવ," આ સંગ્રહમાં ન હોત તો ઠીક હતું એમ અમારો નમ્ર મત છે. કર્તા આપણને ભવિષ્યમાં આવા વધારે સંગ્રહો આપવાને શક્તિમાન થાય એમ અંતઃકરણથી ઇચ્છીશું.

**દેશદર્શન:** અનુવાદક: કુમારી સુમિત્રા દયાળજી મ્હેતા, કન્યા ગુરૂકુળ, દિલ્હી. પ્રકાશક: શ્રીયુત જીવનલાલ અમરશી મ્હેતા. મૂલ્ય: રૂ. ૩-૮-૦.

ઠાકુર શિવનંદનસિંહે હિંદીમાં લખેલ પ્રખ્યાત પુસ્તકનો ગુજરાતી અનુવાદ છે. મૂળ ગ્રંથ એટલો બધો લોકપ્રિય થઇ પડયો હતો કે ટૂંક સમયમાં તેની ત્રણ ત્રણ આવૃત્તિઓ થઇ ગઇ હતી. આખા ગ્રંથનો હેતુ ભારતની દુર્દશાનો હૃદયભેદક ચિતાર આપવાનો છે, અને તેની સામાજિક, નૈતિક અને આર્થિક અવનતિ તપાસી તેના ઉપાયો દર્શાવવાનો છે. લેખકે આ કાર્ય એટલી તો સફળતાથી કર્યું છે કે તે વાચતાં આપણા રૂંવાડાં ઉભાં થઇ જાય છે અને હૃદય વધુ જોરથી ધડકવા લાગે છે! લેખકનાં જુસ્સો, ઉત્સાહ અને દેશદાઝ પાને પાને પ્રત્યક્ષ થાય છે. દાખલા દલીલ ટાંકીને અને આંકડાઓ આપી બહારની પુષ્કળ માહિતી દ્વારા વિષયને સ્પષ્ટ કરવામાં કાંઇ બાકી રાખી નથી. મૂળ પુસ્તકની ખુબીઓમાં કેં પણ ક્ષતિ ન થાય એ રીતનું બ્હેન સુમિત્રાનું ભાષાંતર થયું છે તે માટે તેમને અભિનંદન આપીએ છીએ અને બીજાં અભિનંદન ભાઇ જીવનલાલ, જેમણે ગુજરાતને ચરણે આ પ્રકારનાં ઘણા ઘણાં પુસ્તકો ધર્યાં છે, તેમને આપીએ છીએ.

**મોતીના પડદા સંગ્રહ: ભાગ ૧ લો:** લેખિકા: સૌ. મંગળાગૌરી ચુનિલાલ હરિલાલ સેનલવડ, મુંબઇ. મુખ્ય એજન્ટસ: એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઇ. મૂલ્ય: રૂ. ૩-૦-૦.

આપણી ભાષામાં સાહિત્યના પુસ્તકો થોકબંધ બહાર પડે છે પણ સૌંદર્યકળાને લગતા પુસ્તકોની ઘણી ખોટ છે. તેમાંની એક મોટી ખોટ બ્હેન મંગળાગૌરીનું પુસ્તક પૂરી પાડે છે. મોતીના પડદા બનાવવા એ એક અતિ આનંદદાયક અને સુંદર કળા છે. મુંબાઇ જેવા શહેરમાં નવરાશનો વખત કેમ પસાર કરવો એ સ્ત્રીઓને મન એક મોટામાં મોટો પ્રશ્ન છે. પણ આ પુસ્તકની સહાયથી સ્ત્રીઓ–અને ખાસ કરીને પૈસાદાર કુટુંબની સ્ત્રીઓ–ઉત્તમ રીતે પોતાનો વખત પસાર કરી શકે. લગભગ ૪૦૦ પાનાના, સફાઇવાળા

બાંધણીવાળા આ પુસ્તકમાં કુલ ૧૫ તરેહની ચોળો ઘણીજ સ્પષ્ટતાથી વર્ણવેલી છે, અને જો કે ચિત્રોની ગેરહાજરી સાલે છે તો પણ જેવું છે તેવું આ પુસ્તક છે. ઘણી સરસ રીતે તૈયાર કરવામાં આવ્યું છે. દરેક બ્હેન પાસે એ હોવું જોઇએ એવો અમારો અભિપ્રાય છે. બ્હેન મંગળાગૌરીએ ગુજરાતી સ્ત્રીવર્ગની ઉત્તમ સેવા બજાવી છે.

**મા બાપોને પત્રઃ** લેખકઃ શ્રીયુત ગીજુભાઇ, શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવન, ભાવનગર.

બાળમંદિરની એક માસની લાંબી રજાના પ્રસંગે બાળકો પ્રતિ ઘેર, માબાપોએ કેવા પ્રકારનું વર્તન રાખવું તે વિષે ઘણીજ ઉત્તમ અને મનનીય સૂચનાઓ નિડરપણે કરેલી છે. અન્ય માબાપો પણ આ સૂચનાઓ લક્ષમાં રાખે તો બાળકોનું ઘણું શ્રેય કરી શકે.

**મા બાપોને પત્રઃ** લેખકઃ શ્રીયુત હરિશંકર દુર્લભજી ત્રિવેદી, શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવન.

આ પણ ઉપરના જેવો જ પત્ર છે અને અમૂલ્ય સૂચનાઓથી ભરપૂર છે.

**અસહકાર દીવાળીનો અંકઃ** સુરતથી નીકળતા રાષ્ટ્રિય દૈનિક 'અસહકાર' નો દીવાળીનો અંક આકર્ષક સ્વરૂપે બહાર પડે છેઃ લેખો ઘણા જુદા જુદા વિષયોપર છે, તોપણ ખાસ કરીને ઐતિહાસિક લેખો લેવા પર વિશેષ લક્ષ અપાયું હોવાથી આખા અંકનું મૂલ્ય ઓર વધ્યું છે. લેખોમાં શ્રીયુત રાયચુરા, વસવાણી, કાલિદાસ, રોલત, પ્રભાકર, ભાવિક, સૌ. જયાકુમારી, કેશવ હ. શેઠ, શ્રીમતી જ્યોત્સનાદેવી, શામળદાસ ગાંધી એટલાનાં વાંચવા જેવા છે. શ્રીયુત મસ્ત-ફકીરનો હાસ્યરસિક "ભૂતકાળમાં ભૂસકો" તો અંકની શોભા રૂપ જણાય છે.

**બાળજીવન, દીવાળી અંકઃ** વર્ષ ૫ઃ અંક ૨

લગભગ સોએક પાનાના અંકમાં ચાલીસેક મનોહર ચિત્રો આપેલાં છે; જેમાંનાં ત્રણ તો ત્રિરંગી છે. સુંદરતા અને લેખોના વૈવિધ્યમાં આ અંક બધા આગલા અંક કરતા ચઢી જાય એમ અમે બેધડક કહી શકીએ. બાળકો આનો હોંસેહોંસે સ્વીકાર કરશે એટલુંજ નહીં પણ મોટી ઉમરના વાચકોને પણ આનાથી પૂર્ણ સંતોષ થશે.

**મોજ મજાહ, દીવાળીનો અંકઃ**

એકંદરે જોતાં પ્રસ્તુત સાપ્તાહિકના દીવાળીના પ્રથમ અંકને સુંદર કરવામાં તંત્રી ફતેહમંદ થયા છે. 'આપણા ઇલાકાના ગવૈયાઓ', 'ગુજરાતી રંગભૂમિ' અને 'દેશી ચિત્રપટનો ઇતિહાસ' એ ત્રણે લેખો ઘણી નવીન માહીતી આપે છે જાણીતા નટોના ફોટાઓ પણ અંકને દીપાવે છે એકજ લેખકનાં એકથી વધુ કાવ્યો લેવાની પ્રથા અમને ગમી નથી. લેખોની અનુક્રમણિકા શોધવી જડી નથી.

**રંગુન સમાચાર, દીવાળીનો અંકઃ**

માતૃભૂમિ ગુજરાતથી દૂર બેઠાં બેઠાં એ ભાઇ લેખો, કાવ્યો અને ચિત્રોથી સુશોભિત કરેલો ૧૨૫ પાનાનો આવો સરસ દીવાળીનો અંક કાઢે એ ખરેખર વિસ્મય પમાડનારૂં છે. બૃહદ ગુજરાતમાં વસતા ગુજરાતીઓમાં માતૃભાષાનો શોખ જ્વલંત રાખી આ પત્ર જે સંગીન સેવા બજાવી રહ્યું છે તે સર્વ ગુજરાતીને મગરૂર કરે એવું છે. તંત્રીની નિઃસ્વાર્થ સેવા ભાવનામાં હંમેશાં વિજય મળે એવું આપણે સર્વ ખરા ભાવથી ઇચ્છીશું.

**બાળક, દીવાળીનો બાળ અંકઃ**

બે ચાર લેખો બાદ કરતાં બધા લેખો બાળકોનેજ હાથે લખાયલા છે, એટલું જ નહિ પણ એ લેખો તો ૫-૬ વર્ષનાં બાળકોએ લખ્યા છે તે જાણી સર્વ કોઇને આનંદાશ્ચર્ય થયા વિના રહે નહીં. બાળકોમાં ઉભય પ્રકારનું ચેતન રેડી રહ્યું છે.

**વાયડા મિત્ર, દીવાળીનો ખાસ અંક**

લેખો ઉપયોગી અને રસિક છે. વિવિધતા ભર્યું સાઠેક પાનાનું સારૂં વાચન આપે છે. મુખ્ય પૃષ્ઠ પરનું ચિત્ર મનોહર છે.

**બાળસ્વભાવ અને માનસશાસ્ત્ર સંબંધી શિક્ષકોની સાથે વાતોઃ** ભગિની સમાજ બાળકોના મંદિર પત્રિકા ૧ લી. યોજક શ્રીયુત હિંમતલાલ ગણેશજી અંજારીઆ.

**અ. સૌ. અતિશ્રકરી ફ્રી બાયસેરીનો** સં. ૧૯૭૯-૮૦ નો વાર્ષિક અહેવાલ.

**સત્યાગ્રહાશ્રમ તરફથી લોકજીના નિયમોનો ખરડો.**





**ત્રણ કપોળ મહિલાઓની સખાવતો.**

જાન્યુઆરી મહિનાની ૬ ઠ્ઠી તારીખે મુંબાઇના ના. ગવર્નરે ચર્નીરોડ પર આવેલી "સર હરકીશનદાસ નરોતમદાસ હોસ્પીટલ" ખુલ્લી મુકવાની ક્રિયા કરી હતી. એ હોસ્પીટલ બાંધવા માટે ઉદાર હૃદયે સખાવત કરનાર કપોળ વણિક જ્ઞાતિના એ દાનવીરનું આખું કુટુંબ મુંબાઇમાં અને બ્હારના સ્થળોએ કરેલી બીજી કેટલીક મોટી સખાવતો માટે જાણીતું છે. સ્વ. સર હરકીશનદાસના પિતા સ્વ. શેઠ નરોતમદાસે પોતાના ભાઇ શેઠ વરજીવનદાસ સાથે મળી પોતાના પિતાને નામે મુંબાઇના સી. પી. ટેન્ક રોડ પર આવેલો વિશાળ "માધવબાગ" હિંદુ જનસમાજના લાભાર્થે બંધાવ્યો છે. સર હરકીશનદાસના માતુશ્રી સ્વ. બાઇ પુતલીબાઇએ મુંબાઇ સરકારને રૂપીઆ ૧,૦૦,૦૦૦ ની રકમ આપી પોતાના પતિ માટે નાગપાડા ખાતે આવેલી "શેઠ નરોતમદાસ માધવદાસ દિવાના શાળા" બંધાવી છે. એજ દિવાનાશાળાનો લાભ લેતી ઉચ્ચ વર્ગોની હિંદુ બ્હેનોના ખોરાક પોશાકના ખર્ચ માટે સ્વ. પુતલીબાઇએ રૂપીઆ ૩૦,૦૦૦ ની વધુ રકમ પણ આપી છે, સર હરકીશનદાસના ભાઇ સ્વ. શેઠ ભગવાનદાસે અને તેમનાં પત્ની સ્વ. બાઇ ઝવેરબાઇએ રૂપીઆ ૨,૦૦,૦૦૦ ખરચી વેસાવા અને દેવલાલી માં વિશાલ સેનેટોરીઅમો-આરોગ્યભુવનો હિંદુ જનતાના લાભાર્થે બંધાવી આપ્યાં છે. ઉપરાંત એ દંપતિએ રૂપીઆ ૫૦,૦૦૦ ખરચી મુંબાઇના "વનિતા વિશ્રામ" નું સુંદર મકાન બંધાવી આપ્યું છે અને પોતાના જ્ઞાતિજનોના લાભાર્થે રૂપીઆ ૧,૪૫,૦૦૦ ખરચી "કપોળ નિવાસ" નામે વિશાળ મકાન બંધાવી જ્ઞાતિજનોને સેંપ્યું છે આ સર્વ ઇમારતો એ ધનવાન કુટુંબની ઉદારતા અને સહૃદયતાના કીર્તિસ્તંભો તરીકે ઉભી રહી છે. શેઠ નરોતમદાસ અને તેમના પુત્રોએ ખરી જરૂરીઆતની અને જમાનાને અનુસરતી સખાવતો કરવામાં જે બહોળી દીર્ઘદૃષ્ટિ બતાવી છે, તેવીજ દીર્ઘદૃષ્ટિ તેમનાં પત્નીએ અને તેમની પુત્રવધુઓએ બતાવી પોતાના પતિઓ સાથે સાચો સહચાર સાંધ્યો છે.

સર હરકીશનદાસે કરેલી સખાવતોમાં સૌથી મોટી સખાવત તે ઉપર જણાવેલી હોસ્પીટલ. પેડર રોડ પર આવેલો પોતાનો ભવ્ય બંગલો તેમણે એ કાર્ય માટે આપી દીધો અને જણાવ્યું કે બને તો તે બંગલામાં અથવા તો તેની કિંમતમાંથી ઉચ્ચ અને મધ્યમવર્ગના હિંદુઓ, જેમને અનુકુળ હોસ્પીટલના અભાવે ગંભીર મુશ્કેલીઓ ખમવી પડે છે, તેમના લાભાર્થે એક હોસ્પીટલ સ્થાપવી. આ રકમમાંથી હોસ્પીટલ સ્થાપવી ને ચલાવવી શક્ય નહોતું. સને ૧૯૧૪માં સર હરકીશનદાસના પત્ની લેડી માનકોરબાઇ સ્વર્ગવાસ પામ્યાં. તે ઉદાર મનના બાઇએ પોતાના પતિની સખાવતમાં પોતાની રૂ ૩,૯૫,૦૦૦ ની મિલકતનો ઉમેરો કર્યો. આ પ્રમાણે આ બાઇએ પોતાના પતિ તરફથી મળેલી લગભગ તમામ મિલકત તેના ઇચ્છિત કાર્યની સફળતા માટે આપી દીધી. ફક્ત તેમાં એક શરત કરી હતી અને તે એ કે રૂ ૧,૦૦,૦૦૦ થી

ઉપલી સખાવતમાં તેમના નામથી તેમની યાદ ગીરી કાયમ રાખવામાં આવે.

આ હોસ્પીટલ હાલ બંધાઇને તૈયાર થઇ ગઇ છે. બાંધવાનો ખર્ચ, હથીઆરો, સરસામાન ઇત્યાદિમાં રૂ. ૬,૦૦,૦૦૦ નો ખર્ચ થયો છે. શરીર સુખાકારીના સર્વ સિદ્ધાંતોને અનુસરીને ને મુંબાઇના પ્રખ્યાત ડાક્તરોની સલાહ મુજબ આ મકાન બાંધવામાં આવ્યું છે. ચાળીસ દરદીઓ માટે તેમાં સગવડ રાખવામાં આવી છે. તેમાંથી વીસ બીછાના પુરૂષ તથા સ્ત્રી દરદીઓને માટે મફત રાખવામાં આવશે, જેમાંના ૧૦ બીછાના "લેડી માનકોરબાઇ સ્ત્રી વિભાગ" ને નામે ઓળખાશે. બીજા વીસ બીછાના છે જેમાં લવાજમ આપી શકે એવા દરદીઓને રાખવામાં આવશે એ હોસ્પીટલનો લાભ ઉચ્ચ વર્ણના ગુજરાતી હિંદુઓને આપવામાં આવશે. હોસ્પીટલનો વાર્ષિક ખર્ચ રૂ. ૫૦,૦૦૦ નો થશે. હોસ્પીટલની આવક રૂ. ૨૦,૦૦૦ ની છે, બાકી ખુટતી રકમ માટે ફી આપનાર દરદીઓની ફી ઉપર તથા જાહેર પ્રજાની મદદ ઉપર આધાર રાખવો પડશે, આશા છે કે આ ખાતાને દરેક ગુજરાતી બાઇબ્હેન પોતાની યથાશક્તિ મદદ કરશે.

હોસ્પીટલના લાભાર્થે મુંબાઇના નામાંકિત ડાક્ટરો ઓનરરી કામ કરશે. ડૉ. એ. કે દલાલ તથા ડૉ. ટી. ઓ. શાહ ઓનરરી સરજન તરીકે અને ડૉ. જીવરાજ મહેતા, તથા ડૉ. પુરૂષોત્તમ ટી. પટેલ ઓનરરી ફીઝીશીયન તરીકે કામ કરશે તથા ડૉ. ભાસ્કરરાવ વૈદ્ય રેસીડેન્ટ સરજન ને ડૉ. મોક્ષમદન દેશાઇ હાઉસ સરજનનું કામ કરશે. હિંદુ જનસમાજના લાભ માટે એ ગૃહસ્થોએ પોતાને શિરે લીધેલી નિસ્વાર્થ ફરજો માટે અમે તેમને ધન્યવાદ આપીએ છીએ.

તા. ૨૬ મી ડિસેમ્બરે બેલગામમાં ૩૬ મી "હિંદી રાષ્ટ્રીય સંસાર બેલગામની સંસાર સુધારા પરિષદ" ભરાઇ સુધારા પરિષદના હતી. તેનું પ્રમુખપદ સર પ્રમુખનું ભાષણ. શંકરન નાયરને આપવામાં આવ્યું હતું. તેમના ભાષણમાં સ્ત્રીઓની સ્થિતિ તથા એ લોકોના હક વિષે બોલતાં તેમણે જણાવ્યું હતું કે "જુના જમાનાની સ્ત્રીઓની સ્થિતિ તપાસતાં જણાશે કે તે વખતમાં સ્ત્રીઓ પિતા ને પતિની મિલકતના વારસામાં હકદાર ગણાતી. સ્ત્રીઓને દરેક બાબતમાં પુરૂષો જેટલીજ છુટ હતી. હાલમાં જે કામો પુરૂષોજ કરી શકે એમ સામાન્ય રીતે મનાય છે તેવાં કામો પણ સ્ત્રીઓ પોતાની રાજીખુશીથી કરતી. લગ્ન પછી પણ પુરૂષ અને સ્ત્રી સમાન જ ગણાતાં.

આપણા સમાજમાં સ્ત્રીઓનો મોભો શો હોવો જોઇએ તે વિષે આપણા ધર્મશાસ્ત્રો જુદા જુદા મત દર્શાવે છે. કેટલાક સ્ત્રીઓનું પોષણ કરવાની પુરૂષોને ફરજ પાડવા જતાં પુરૂષોનો વધારે હક બતાવેછે, અને સ્ત્રીઓને પુરૂષોના તાબામાં મૂકે છે. આવા ધર્મશાસ્ત્રોની ઘણી અસર આપણા સમાજ ઉપર થઇ છે. ગાયત્રી માનસિક ઉચ્ચ કેળવણી માટે આવશ્યક છે અને તે ફક્ત પુરૂષોનેજ જાણવાનો હક છે તે આવીજ અસરને લીધે હતું. તેથી ધાર્મિક જ્ઞાન માટે સ્ત્રીઓ અને શુદ્રો નાલાયક ગણાયાં અને તેથી બીજાં બધાં કરતાં હલકાં પણ મનાયાં.

હાલમાં તદ્દન ઉપર જણાવી છે તેવી સ્થિતિ રહી નથી. છેલ્લી મોટી લડાઇને લીધે દુનીઆમાં ઘણાં મહત્વના ફેરફાર થયા છે. સ્ત્રીઓની સ્થિતિમાં દુનીઆના દરેક દેશમાં ઘણોજ ફેરફાર થયો છે. ઇંગ્લંડમાં સને ૧૯૧૮ માં સ્ત્રીઓને મતાધિકાર મળ્યો. હાલમાં તેઓ પાર્લામેન્ટમાં પણ જઇ શકે છે. વકીલ બેરિસ્ટર તરીકે તેમજ જ્યુરીમાં પણ સ્ત્રીઓ કામ કરી શકે છે. મંત્રીમંડળ (Cabinet)માં પણ એક સ્ત્રી નીમાઇ હતી. મેજીસ્ટ્રેટ સ્ત્રીઓ પણ છે, તેમજ યુનિવર્સિટીના સભાસદ તરીકે પણ તેઓ કામ કરે છે. રશિયા જર્મની, સ્કેન્ડીનેવીઆ વગેરે દેશોમાં પણ સ્ત્રીઓને મતાધિકાર મળ્યો છે. અમેરિકામાં બે પ્રાન્તના સુબા તરીકે પણ સ્ત્રીઓને ચુંટવામાં આવી છે. ઘણા દેશોએ લીગ ઓફ નેશન્સમાં પણ પોતાના તરફથી સ્ત્રીઓને મોકલી હતી. ઇજીપ્તમાં સ્વરાજ્ય માટે પુરૂષો કરતાં સ્ત્રીઓ વધારે જુસ્સાથી માંગણી કરી રહી છે. આંગો-



સ્વ. શેઠ ભગવાનદાસ નરોતમદાસ.



સ્વ. શ્રી. ઝવેરબાઇ ભગવાનદાસ.

આ દાનવીર દંપતીએ હિંદુ જનતાના લાભાર્થે રૂ. ૨૦૦,૦૦૦ના ખર્ચે વેસાવા અને દેવલાલીના સેનેટરીઅમો બંધાવ્યાં; રૂ. ૧,૪૫,૬૦ ના ખર્ચે " કપોળ નિવાસ " બંધાવ્યો. અને રૂ.







સ્વ. સર હરકીશનદાસ નરોતમદાસ.

સ્વ. લેડી માનકોરબાઇ હરકીશનદાસ.

આ દાનવીર દંપતીએ મુંબાઇની હિંદુ જનતાના લાભાર્થે ગીરગામ રોડ પરનો પોતાનો ભવ્ય બંગલો અને
[illegible] ની મારફત હોસ્પીટલ બાંધવા માટે આપ્યા.

શામાં સ્ત્રીઓની ઉન્નતિને અટકાવનાર ધાર્મિક પ્રતિબંધો હતાં તે દૂર કરવામાં આવ્યા છે. ચીનની સ્ત્રીઓ પણ જાગૃત થઇ છે ને પોતાને માટે મતાધિકાર વગેરે હકોની માંગણી કરી રહી છે. લડાઇની અસર આ બધા દેશો ઉપર થઇ, પણ શું હિંદની સ્ત્રીઓ કંઇ નહિં કરે ? હિંદમાં ઘણી સ્ત્રીઓ પુરૂષો જેટલા મતાધિકારની માંગણી તો કરી રહી છે, પણ હજી સ્ત્રીઓએ વધારે જાગૃત થવાની જરૂર છે. તેમજ આપણે ( પુરૂષોએ ) પણ સ્ત્રીઓને સરખા મતાધિકાર મળે તે જોવું જોઇએ-તે માટે આપણે પણ લડત ચલાવવી જોઇએ. "

સ્ત્રીઓની આર્થિક સ્થિતિ વિષે બોલતાં સર શંકરન નાયર કહે છે કે, આપણા ધર્મ પ્રમાણે સ્ત્રીનું ભરણપોષણ કરવાની ફરજ રાજ્યની છે. આ પ્રમાણે સ્ત્રીઓ બદલામાં કંઇ કામ કરે તોજ આ હક પ્રાપ્ત થાય એમ નહિં. પહેલાં રાજ્ય સ્ત્રીના સૌથી પાસેના પુરૂષ સગાંને તેનુ ભરણ-પોષણ કરવાની ફરજ પાડે ને જો તે પ્રમાણે કોઇ કરનાર ન નીકળે તો રાજ્યને માથે તે ફરજ પડે. ઈંગ્લંડમાં પુરૂષોમાં કરકસર વધે તે ખાતર સ્ત્રીનું ભરણપોષણ કરવાની ફરજ તેના પતિનેજ માથે પડે છે. આમાં પુરૂષોમાં કરકસર વધારવા ખાતર સ્ત્રીઓનો ભોગ અપાય છે. તેઓ ઇચ્છે છે કે આવી સ્થિતિ હિંદમાં ન આવે. લેબર પક્ષના મત પ્રમાણે કોઇ સ્ત્રીને ભરણપોષણની જરૂર હોય ને જો તે કામ કરી શકે એવી સ્થિતિમાં હોય તો સરકાર તેનું ભરણપોષણનું ખર્ચ પૂરું કરે પણ તેના બદલામાં તેની પાસેથી તેટલું કામ કઢાવી લેવામાં આવે. હિંદુ કે મુસલમાન કાયદો આ પ્રમાણે નથી. સર શંકરન નાયર કહે છે કે સ્ત્રીઓની શારિરીક સ્થિતિ તપાસતાં તેઓ ભારી કામ કરવાને યોગ્ય નથી. એની ભવિષ્યની પ્રજાનું હિત જોતાં એને માથે કામનો બોજો અને ચિંતા નાંખવા તે યોગ્ય નથી. તેમજ કોઇ વખત સ્ત્રીને પોતાના ભરણપોષણ માટે કોર્ટમાં લડવું પડે તે પણ યોગ્ય નથી. ટુંકામાં રાજ્ય તરફથીજ આવી સ્ત્રીઓનુ પૂરું થવું જોઇએ. એને લીધે સ્ત્રી અને પુરૂષ બંનેને લાભ છે. ઘણી વખત પુરૂષ પોતાની સ્ત્રીનું પૂરું નથી કરી શકતો તેથી દુઃખી થાય છે ને ચોરી, વગેરે ખરાબ કામો કરે છે કે આપઘાત કરે છે. રાજ્ય તરફથી સ્ત્રીનું પોષણ થવાથી આ બધું અટકશે."

સ્ત્રીઓની સ્થિતિમાં થવા જોઇતા સુધારા ઉપર બોલતાં સર શંકરન નાયર કહે છે કે બાળલગ્ન, ફરજીઆત લગ્ન ( દરેક છોકરીએ તેની ઇચ્છા હોય કે ન હોય તો પણ લગ્ન કરવુંજ જોઇએ તે ) વગેરે હાલમાં પ્રચલિત ખરાબ રિવાજો તદ્દન નાબુદ થવા જોઇએ; વિધવાઓની સ્થિતિ સુધરવી જોઇએ; ઉમર લાયક છોકરીને પોતાનો પતિ પસંદ કરવાનો હક મળવો જોઇએ; સંમતિ વયના કાયદામાં સુધારો થવો જોઇએ; એકથી વધારે સ્ત્રી કરવાની રૂઢી પણ તદ્દન નાબુદ થવી જોઇએ. "

સર શંકરન નાયરે કહ્યું છે તે પ્રમાણે હજી આપણા ઉપર જુના ધર્મશાસ્ત્રોની ઘણી અસર રહી છે, જો કે ધીમે ધીમે ઓછી થતી જાય છે. હાલમાં તો એવો પણ વર્ગ જોવામાં આવશે, કે જેના ઉપર તેની બીલકુલ અસર રહી નહિં હોય, ને પોતાને જે યોગ્ય લાગશે તેનો જો કદાચ ધર્મશાસ્ત્રોમાં પ્રતિબંધ હશે તો પણ કરશે. આપણા ધર્મશાસ્ત્રોએ સ્ત્રીઓની સ્થિતિ ઉપર ઘણીજ અસર કરી છે અને તેના ખરાબ પરિણામ હજી સુધી જોવામાં આવે છે. લડાઇને લીધે આપણા દેશમાં પણ ઘણો ફેરફાર થયો છે. ઈંગ્લંડમાં લડાઇ વખતે સ્ત્રીઓએ પુરૂષોનું કામ ઉપાડી લીધું ને પુરૂષોને લડવા મોકલ્યા. લડાઇ પુરી થયા બાદ પુરૂષોથી સ્ત્રીઓને દરેક કામમાંથી કાઢી કઢાય નહિં. સ્ત્રીઓની પુરૂષો જેટલાજ હકની માંગણી પણ પુરી પાડવી પડી. હિંદમાં પણ સ્ત્રીઓમાં જાગૃતિ આવી છે. વસો ખાતે મળેલી "પાટીદાર મહિલા પરિષદ" અને નવસારી ખાતે મળેલી "અનાવિલ મહિલા પરિષદ" આના તાજા પુરાવા રૂપ છે. હિંદમાં પણ સ્ત્રીઓ સરખા હક માંગે છે. મ્યુનિસિપાલીટીમાં તો સ્ત્રીઓ સભાસદ થાય છે. વકીલ, બેરિસ્ટર તરીકે પણ કામ કરી શકે છે. હવે કાઉન્સીલને માટે પણ સ્ત્રીઓને મતાધિકાર મળે તે જોવાનું છે. ચળવળ તો ચાલેજ છે. સ્ત્રીઓ પોતેજ માં-

ગણી કરે છે, પોતાનો હક સમજે છે તો પુરૂષો ક્યાં સુધી એ લોકોને આપવાનું અટકાવી રાખી શકશે ?

બીજું, સર શંકરન્ નાયર કહે છે કે આપણા ધર્મશાસ્ત્રાનુસાર સ્ત્રીનું ભરણપોષણ કરવાની ફરજ રાજ્યની છે, પણ મ્હારા મત પ્રમાણે તો પહેલી ફરજ પતિની છે. સ્ત્રી પુરૂષનું ઘર ચલાવે, તેનાં બાળકની તથા તેની સંભાળ લે તો શું પુરૂષની ફરજ નથી કે તેણે પોતાની પત્નીનું પુરૂં કરવું ? જો પુરૂષ પોતાની સ્ત્રીનું પુરૂં કરવા એટલું કમાવાને શક્તિવાન ન હોય તો તેણે પરણવુંજ ના જોઇએ. આપણામાં પુરૂષ કમાય કે નહિ પણ અમુક ઉમ્મરે તો તેના લગ્ન થવાંજ જોઇએ એમ મનાય છે. એવી સ્થિતિમાં સ્ત્રીનું પુરૂં કરવાની રાજ્યની ફરજ મનાય તો કોઇ પણ પુરૂષ પોતે કમાય ત્યાં સુધી પણ પરણવાની રાહ શું કરવા જોશે ? કોઇ સ્ત્રીનો પતિ રોગીષ્ટ હોય ને તે કારણસર કમાઇ શકે એમ ન હોય કે કોઇ સ્ત્રી વિધવા હોય ને કામ કરવાને નાનાં છોકરાંઓને લીધે કે બીજા કોઇ કારણસર અશક્ત હોય તો તેનું ભરણપોષણ કરવાની ફરજ રાજ્યની હોવી જોઇએ. પણ જો સ્ત્રી કામ કરી શકે એવી સ્થિતિમાં હોય તો રાજ્ય તરફથી તેનું ખર્ચ પુરૂં કરવામાં આવે પણ તેના બદલામાં તેનાથી થઇ શકે એવું કામ કરાવી લેવામાં આવે તો ખોટું શું ? સ્ત્રીને તે ફક્ત સ્ત્રીજ છે તે કારણસર કંઇ પણ કર્યા સિવાય તેના ભરણપોષણનું ખર્ચ રાજ્ય તરફથી પુરૂં પાડવામાં આવે તે યોગ્ય ન કહેવાય.

અમે ગયા અંકમાં "ટાઇમ્સ ઓફ ઇંડીયા"-માંથી "બાળહત્યાના મુંબાઇમાં બાળહત્યા. મુકરદમાઓ" એ વિષયની નોધમાંથી ઉતારો આપ્યો હતો. ટાઇમ્સ લખે છે તે પ્રમાણે મુંબાઇમાં બાળહત્યાના બનાવો ઘણા બને છે. છલ્લી ફોજદારી સેશન્સમાં (ત્રણ માસમાં) આવા સાત મુકરદમાઓ મુંબાઇની વડી અદાલતમાં આવ્યા હતા. આપણા સમાજે ફરજ પાડેલી વિધવાસ્થામાં કોઇ બીન અનુભવી વિધવા-કોઇની ફસામણનો ભોગ થએલી તે કમનસીબ બાળકની માતા જ આમાં ગુનેહગાર હોય છે. વિધવાઓની સ્થિતિ સુધારવા ઘણા સંસાર સુધારકોએ પ્રયત્ન કર્યા પણ હજી તેની જોઇએ તેવી અસર આપણા સમાજ ઉપર થઇ નથી. કોઇ વખત માતા એકલીજ આવા બાળહત્યાના ગુનાહ માટે ગુનેહગાર હોય છે. ત્યારે કોઈ વખત તેના સગા સંબંધીઓની પણ તેને મદદ હોય છે. ગમે તેમ હોય પણ એટલું તો યાદ રાખવું જોઇએ કે લોકલાજથી બચવા માટેજ તે સ્ત્રી પોતાના બાળકને મારવા તત્પર થાય છે. તેથી માતા ખરી ગુનેહગાર હોવાં છતાં આખો સમાજ તેને માટે ઘણે અંશે જવાબદાર છે. તેથી કોર્ટમાં માતાને સજા કરાવવાથી આવા બનાવો થતાં અટકશે એમ માનવું બીલકુલ યોગ્ય નથી.

હિંદુઓમાં સ્ત્રીકેળવણી નહિં જેવી છે એટલે ઘણીખરી વિધવાઓ અજ્ઞાન હોય છે. બાળલગ્નને લીધે બાળવિધવાઓ પણ ઘણી હોય છે. હિંદુ વિધવાને પતિની મિલકતમાં ભરણપોષણ ઉપરાંત કંઇજ હક હોતો નથી. સ્ત્રી પતિને ઘેર કે પિતાને ઘેર જ્યાં રહે ત્યાં હડધુત થાય છે. એનું મોં જોવાથી પણ અપશુકન થાય એમ મનાય છે. ખીલતી જુવાની, પોતાની આસપાસના દુઃખ દાયક વાતાવરણ તથા પોતના અજ્ઞાનને લીધે તથા કોઇની ફસામણનો ભોગ થઇ પડવાથી બિચારી આડે માર્ગે જાય છે-ને પછી જરૂર પડે તો બાળહત્યા જેવું ક્રુર કામ કરવા પણ અચકાતી નથી.

આ સ્થિતિ સુધારવા પ્રથમ તો બાળલગ્ન અટકાવવા જોઇએ, જેથી બાળવિધવાઓનું પ્રમાણ ઓછું થાય. બીજું, કોઇ સ્ત્રી વિધવા થાય તો તેમાં તેનો બિચારીનો કંઇ દોષ નથી પણ તેનું કમનસીબ છે, તેથી તેને હડધુત ન કરતાં, તેને દયાની નજરે જોવી જોઇએ, એ જાતના વિચારો આપણા સમાજની દરેક વ્યક્તિના અને ખાસ કરીને સ્ત્રીઓના મગજમાં ઠસાવવા દરેક જાતના પ્રયત્ન થવાં જોઇએ. એને બિચારીને કોઇ પણ જાતની મજા કરવાનો, નિર્દોષ આનંદ મેળવવાનો અધિકાર નથી એ માન્યતા પણ જડમૂળથી કાઢી નાંખવી જોઇએ. ત્રીજું, જુવાન વિધવાઓ બપોરના નવરાશના વખતમાં અક્ષરજ્ઞાન, ધર્મનું જ્ઞાન તથા પોતાનો નિર્વાહ પણ કરી શકે એવી જાતની કેળવણી

આપી શકે તેવા વર્ગો ગામેગામ ઉઘાડવા જોઇએ. તે ઉપરાંત કોઇ વિધવાને ફરીથી લગ્ન કરવા ઇચ્છા હોય તો તેમ કરવાની પણ છુટ રહેવી જોઇએ. એટલું યાદ રાખવું જોઇએ. કે "સ્નેહલગ્નની વિધવાને પુનર્લગ્ન સમું પાપ નથી." ને "દેહલગ્નની વિધવાને પુનર્લગ્ન સમી મુક્તિ નથી." કોઇપણ વિધવાને ફરીથી લગ્ન કરવા ઇચ્છા થાય તો તેને રોકવાનો કોઇને પણ અધિકાર નથી. આટલું કર્યાં છતાં અથવા થતાં સુધી કોઇ અણસમજુ વિધવા કોઇના ફસાવવાથી આડે માર્ગે જાય ને માતા થવા વખત આવે તો પોતાના બાળકની હત્યા ન કરતાં, તેના રક્ષણ માટે કોઇ આશ્રમનો વગર સંકોચે લાભ લઇ શકે માટે પંઢરપુર ને અમદાવાદમાં છે તેવા આશ્રમો ઠેરઠેર કાઢવા જોઇએ.

હાલમાં પ્રાર્થના સમાજ તરફથી સરકારને માંગણી કરવામાં આવી છે કે બાલહત્યા માટે શિક્ષા પામેલી વિધવાઓને કેદખાનામાં ન મોકલતાં તેઓને સોંપવામાં આવે કે જેથી તેઓને પંઢરપુર જેવી સંસ્થામાં મોકલવામાં આવે ને જ્ઞાન આપી સુધારવાનો પ્રયત્ન કરવામાં આવે. તે માંગણી મંજુર થઇ છે તે બહુ સારૂં થયું છે. કેદખાનામાં મોકલવાથી તેવી સ્ત્રીઓને સુધારવાની બીલકુલ તક રહેતી નથી, ઉલટું વિધવાવસ્થા ને વળી બાળહત્યાના કાળા ચાંદલા ઉપર કેદખાનાનો બીજો ચાંદલો ચોંટે ને સમાજમાં વધારે હડધુત થાય જેથી વધારે બગડવાનો સંભવ રહે.

સૌ. ઉર્મિલા મ્હેતા, બી. એ.



## સાભાર સ્વીકારઃ

ગુજરાતી પત્રકાર પરિષદ ( અમદાવાદ ): મંત્રીઓનું નિવેદન, અધ્યક્ષ અને પ્રમુખના ભાષણો વગેરે.

કાઠીઆવાડી ( રાજકોટ ): પુસ્તક ૧ લું: અંક ૮ મો. તંત્રી અને પ્રકાશકઃ શ્રીયુત વલ્લભજી સુંદરજી કવિ. વાર્ષિક લવાજમઃ રૂ. ૨-૦-૦.

ગૌમાતાકી ચિંતાની ઓર સલાહ, સંસારભરકી સરકાર ઔર કાન્ગ્રેસવાલોંકોઃ લેખક અને પ્રકાશકઃ શ્રીયુત ટહલરામ ગીરધારીદાસ સામંત. વિના મૂલ્ય.

મહિલા ભૂષણ ( સુરત ): પુસ્તક ૫ મું: અંક ૭ મો. તંત્રીઃ બ્હેન રૂક્મિણી, રા. સા. હીરાચંદ મોતીચંદની વિધવા. ઉપતંત્રી કમળાબ્હેન દેવચંદ. વાર્ષિક લવાજમઃ રૂ. ૨-૦-૦.

હાસાના બજારનો સચિત્ર અહેવાલ સંવત ૧૯૮૦ ( મુંબાઇ ): ગો ગ્રાસ ભિક્ષા સંસ્થા વતી પ્રસિદ્ધ કરનારઃ શ્રીયુત જોશી ગૌરીશંકર ગીરધર.

સન્નારીઓને બે બોલ, નૂતન વર્ષ ( સં. ૧૯૮૧ ) નિમિત્ત ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ (મુંબાઇ) ના સભાસદોને ભેટ. લેખકઃ શ્રીયુત નૃસિંહ વિભાકર, બેરીસ્ટર-એટ-લૉ.

બાલ વિકાસ ( કુંડલા ): પુસ્તક ૧ લું: અંક ૧ લો. તંત્રીઃ શ્રીયુત પદ્મનાભ શાસ્ત્રી. વાર્ષિક લવાજમઃ રૂ. ૩-૦-૦. બાલકો માટે ઉપયોગી માસિક.

જન્મભૂમિ ( નડિઆદ ): પુસ્તક ૧ લું: અંક ૭ મો. તંત્રીઃ શ્રીયુત ચંદુલાલ નંદલાલ દેસાઇ વાર્ષિક લવાજમ રૂ. ૨-૮-૦

P. No.

[illegible] KAMRUDIN.

Sandhurst Road,

BOMBAY No. 4.





વર્ષ ૨ જું. માર્ચ ૧૯૨૫ અંક ૭ મો.

# કુસુમ કૈં કુંજ સખિ ! સોહાય.

લેખક: શ્રીયુત કૃષ્ણદાસ ગોવિંદજી આસર.

કુસુમ કૈં કુંજ સખિ ! સોહાય.
સોહે ફુલડાં, સોહે દિલડાં—
અદ્દભૂત અમીરસ પાય;

ઉરઉરમાં આન્દોલન ઉઠે—
સિંચન સુંદર થાય:
અહો ! જો સકળ વાસના જાય:
કુસુમ કૈં કુંજ સખિ ! સોહાય.

સ્નેહે સાંભરતી પ્રભુતાના—
પુનિત પંથ પરખાય;
નન્દનવન શાં સુમન અનેરાં,
અહિં તહિં તન ઉભરાય:
અહો ! જો એક અશ્રુ બંધાય;
કુસુમ કૈં કુંજ સખિ ! સોહાય.

હસતાં રમતાં સુમન ભુવનમાં,
પરમ પદે પંકાય:
દેહલતા છો પળમાં સૂકે,
આત્મસુધા રેલાય :
અહો ! જો ફૂલ અધિકાર મુકાય:
કુસુમ કૈં કુંજ સખિ ! સોહાય.




# સ્ત્રીઓ વિષે કંઈક.

લેખિકા સૌ ઉર્મિલા મ્હેતા, બી. એ.

તંબુ કેવી રીતે તાણવામાં આવે છે તેનો જેને ખ્યાલ હશે તેને ખબર હશેજ કે જેમ તંબુ મોટો હોય ને તેને બાંધવાનાં દોરડા લાંબાં હોય તેમ તેના ખીલા વધારે મોટા ને મજબુત જોઇએ. બીજો દાખલો લઇએ એક ઝાડનો. જેમ ઝાડની શાખાઓ વધે તેમ તેના મુળીઆં પણ વધારે મજબુત થવાં જોઇએ. તેજ પ્રમાણે માણસની જીંદગીનું પણ છે. જો ઝાડના મુળીઆં જોઇએ તેવાં મજબુત ન હોય તો વારંવાર વરસાદ પવન વગેરે સામે તે ટક્કર ન ઝીલી શકે તેથી તેને સાચવવાને ઝાડનો માલીક તેની આસપાસ લોખંડનું પાંજરૂં બનાવશે. તે તેને બંધનમાં મૂકવાના ઇરાદાથી નહિં પણ તોફાનથી બચાવ કરવાને માટેજ. છતાં જો ઝાડ વિચાર કરી શકે તો તેને માનભંગ થતું લાગે પણ જો તે પાંજરૂં ખસેડી લેવામાં આવે તો ઝાડ ગમે ત્યારે પડી જાય ને તેને મળેલી સ્વતંત્રતા અથવા સ્વચ્છંદીપણું તેની જીંદગીના જોખમ રૂપ નીવડે. ત્યારે શું કરવું ? સ્વતંત્ર થવા પ્રયત્ન ન જ કરવો ? શું હંમેશ પાંજરામાં પૂરાયેલાજ રહેવું ? કોઇ પણ કહેશે કે સ્વતંત્રતા મેળવવાને માટે પોતાની યોગ્યતા વધારશે, પોતે યોગ્ય થાય એવા ઉપાય લેશે તો સ્વતંત્રતા તરતજ મળશે ને તે ટકી પણ રહેશે. તો ઝાડને માટે યોગ્ય રસ્તો તો એજ કે તેણે પોતાના મૂળ એવાં મજબુત થવાં દેવાં કે ગમે તેવા તોફાન સામે તે ટક્કર ઝીલી શકે.

આ ઉપરથી દરેક મનુષ્યે પણ સમજવું જોઇએ કે 'ખરી સ્વતંત્રતા એટલે જુના બંધનોમાંથી છુટવું તે નહિં', પણ સ્વતંત્રતા ભોગવવાને લાયક થવું. એટલે કે પોતે જે બંધનમાં હોય તેમાથી છુટયા પછી દુનીઆના સારા નરસા બનાવોની સામે ટક્કર ઝીલી શકે એવી કેળવણી મેળવવી. કારણકે માણસ સૌ પ્રસંગમાં સમતોલ રહી શકે-સુખમાં અભિમાની ન થાય ને દુઃખમાં પણ દટાઇ ન જાય-એવો મનનો કાબુ તેને મળ્યો હશે તો જ તેને સ્વતંત્રતાની કિંમત સમજાશે તેમજ તે સહેલાઇથી સુખેથી ભોગવી શકાશે.

× × × × ×

સ્ત્રીઓને માટે મનુ સ્મૃતિમાં એક ઠેકાણે કહ્યું છે કેઃ—

पिता रक्षति कौमारे
भर्ता रक्षति यौवने
रक्षन्ति स्थविरे पुत्राः
न स्त्री स्वातंत्र्यमर्हति ॥

એટલે એક સ્ત્રી બાલ્યાવસ્થામાં પિતાના રક્ષણ નીચે રહેવું; યુવાનીમાં પતિના ને પંજામાં (કમનસીબે વિધવા હોય તો) પુત્રના રક્ષણ નીચે રહેવું. તાત્પર્ય કે સ્ત્રી કદાપિ સ્વતંત્રતાને લાયક નથી. સ્ત્રીએ હંમેશ કોઇ નહિં તો કોઇના તો તાબામાં રહેવુંજ જોઇએ. આ પ્રમાણે આપણા દેશમાં તો રામાયણ ને મહાભારતના વખતથી સ્ત્રીઓની સ્થિતિ ચાલી આવેછે. એક ઠેકાણે કહ્યું છે કે

સ્ત્રીશૂદ્રૌ નાધીયાતામિતિ શ્રુતેઃ એટલે કે સ્ત્રીને શુદ્ર વેદ ભણે નહિં એમ શ્રુતિ કહે છે. સ્ત્રીની સરખામણી શુદ્ર કે જે હલકામાં હલકી વર્ણ ગણાય તેની સાથે કરી છે. મ્હારા નમ્ર મત પ્રમાણે તો શુદ્ર પણ મનુષ્યજ છે તો એ લોકોને હલકા શા માટે ગણવા તે સમજાતું નથી. સ્ત્રીને ધર્મશાસ્ત્ર કે વેદ શીખવાનો અધિકાર નથી એમ મનાયું તેમ સ્ત્રીઓને બીજી કંઇ માનસિક કેળવણી આપવાની જરૂર જણાઇ નહિં. કેળવણી વગરની સ્ત્રી એટલે પુરૂષના સુખને ખાતર, તેનાં બાળક ઉત્પન્ન કરનાર ને ઉછેરનાર પ્રાણી એમજ સાધારણ રીતે ગણાયું.

× × × ×

હવે બીજા દેશોની સ્ત્રીઓની સ્થિતિ તપાસીએ. જાપાનમાં પણ પહેલાં એવી સ્થિતિ હતી. પણ આ જમાનામાં સ્ત્રીકેળવણીની આવશ્યકતા સમજાયા પછી તે બહુજ ઝપાટાથી ફેલાઇ તેથી હાલમાં ત્યાંની સ્ત્રીઓની સ્થિતિ ઘણીજ સુધરી ગઇ છે.

જાપાનમાં અહિંની માફકજ છોકરીઓની કેળવણી તેમને માબાપની કહ્યાગરી કરીને ઘરમાં ચું કે ચાં કર્યા સિવાય કામ કરવામાં સમાતી, જેથી લગ્ન પછી પણ છોકરી સાસુ સસરા તથા પતિના કહ્યામાંજ રહે. વડીલને માન આપવું ને એ લોકોની આજ્ઞામાં રહેવું તેમાં કંઇ ખોટું નથી. પણ છોકરીઓને માટે વડીલને કહ્યું માનવું તેજ એક આદર્શ રાખવો તેમજ પોતાને માટે શું સારૂં નરસું છે તે પારખવાની વિવેકશક્તિ ન ખીલવા દેવી એ તો અયોગ્ય જ ગણાય. છોકરી પોતાનો મત દર્શાવી શકે, ને પોતાના હિતની વિરૂદ્ધ વર્તવા વડીલ તરફથી આજ્ઞા થાય તો સામે પોતાનો મત જણાવવાની ને તે છતાં પણ ન માને તો પોતાને ખરૂં લાગે તેજ કરવાની છુટ મળે તો કંઇ બહુ સ્વતંત્રતા મળી ન કહેવાય.

× × ×

હવે પશ્ચિમના દેશો તરફ નજર કરીએ. જુના જમાનામાં ઇટાલીમાં, રોમન રાજ્યની બહુ ચઢતી હતી તે વખતે ત્યાં સ્ત્રીઓને હાલમાં છે તેટલી તો શું પણ બીલકુલ સ્વતંત્રતા નહોતી એમ કહીએ તો ચાલે. ઇંગ્લંડ, અમેરિકા વગેરે હાલ જે દેશો આપણા કરતાં બહુજ આગળ પડતાં છે ત્યાં સ્ત્રીઓને સ્થિતિ જુના જમાનામાં આપણી સ્ત્રીઓ કરતાં થોડીજ સારી હશે, જો કે આપણા દેશના જેટલી ત્યાંની સ્ત્રીઓની અધોગતિ તો કોઇ કાળે નહિંજ હોય. છતાં હાલમાં ત્યાં સ્ત્રીઓએ આજે જાહેર જીવનના વિશાળ ક્ષેત્રમાં પુરૂષોની સાથે ભાગ લે છે ત્યારે આપણા દેશની સ્ત્રીઓની સ્થિતિ તો હજી કંઇ સુધરી નથી. અહિં તો છોકરી ને છોકરા વચ્ચે જન્મે ત્યારથી જ ભેદ ગણવાનો શરૂ થાય. અલબત, કેળવણી તે છોકરીને પણ તદ્દન છોકરા જેવી નહિં તો પણ એની જીંદગીનાં ઉપયોગમાં આવે એવી પણ કેળવણી ઘણી થોડી છોકરીઓને મળે છે. લગ્ન જેવા પ્રસંગમાં પણ છોકરો ને છોકરી બન્ને મોટી ઉમરનાં હોય તો છોકરીને તો ભાગ્યેજ પૂછવામાં આવે-કારણ કે આપણામાં સાધારણ રીતે એવીજ માન્યતા ફેલાઈ છે કે "દીકરી ને જ્યાં દોરીએ ત્યાં દોરાય" તો તેમાં એને પૂછવાનું શું ? સ્ત્રીજાતિ પણ વિચાર કરી શકે એમ બહુ થોડાજ માનતાં હશે. લગ્ન કરી છોકરી સાસરે જાય એટલે તેણે સાસુ સસરાના ને પતિરાજના કહ્યામાં રહેવુંજ જોઇએ. સ્ત્રીનો પતિ એટલે દેવ. એટલે તો કહેવુંજ શું ! જેવી દેવની આજ્ઞા તેવી પતિરાજની આજ્ઞા. તો પછી તેનો અનાદર તો શું પણ તે વિષે જરાયે આનાકાની પણ કેમ થાય ? પછી ભલેને પતિરાજ ગમે તેટલું દુઃખ દેતાં હોય, બ્હાર ભટકેલ હોય કે પછી બીજી સ્ત્રી કરે ! ( કેટલીક ઉચ્ચ હિંદુ જ્ઞાતિ સિવાય બધેજ એક ઉપર બીજી સ્ત્રી કરી શકાય છે.)

× × ×

આપણામાં છુટાછેડાનો રિવાજ નથી. જ્યાં છે ત્યાં પણ ઘણેખરે ઠેકાણે પતિપત્નીને વધારે સહેલાઈથી છુટાછેડા આપી શકે છે. પણ તે પ્રમાણે સ્ત્રી નથી કરી શકતી. ચીનમાં કે જ્યાં એ રિવાજ પ્રચલિત છે ત્યાં પતિ નીચે જણાવેલા સાત કારણોમાંથી એકને માટે પણ પોતાની સ્ત્રીને છુટાછેડા આપી શકે છે. ૧. સાસુ સસરાની આજ્ઞાનો અનાદર કરવા માટે. ૨. સંતતિ ન હોય તો. ૩ ખરાબ આચાર ૪. અદેખાઇ. ૫ કોઇપણ અસાધ્ય રોગ. ૬. સ્ત્રી બહુ બોલી હોય ને તેથી પોતાના આડોશીપાડોશી કે ઘરના સગાની નિંદા કરી તકરાર ઉભી કરે તો. ૭. ચોર હોય તો. પણ પતિમાં ઉપર જણાવેલાં સાતમાંથી એક કે વધારે દોષ હોય તો કંઇ સ્ત્રી છુટાછેડા ન લઇ શકે ! આ અન્યાય નહિં તો બીજું શું !

× × ×

આજ જમાનાઓથી સ્ત્રીજાતિ પરતંત્રતામાં દબાએલી રહી છે, પણ આ પ્રમાણે તેની સ્થિતિ પ્રથમ ઉપસ્થિત થવાનું કારણ શું ? સ્ત્રીજાતિ પુરૂષવર્ગ કરતાં કેટલેક અંશે નાજુક તો છે, કુદરતે તેમને છોકરાંને જન્મ આપવાનું ને ઉછેરવાનું સોંપ્યું એટલે ઘર સંભાળવાનું પણ કામ તેઓનેજ માથે પડ્યું—કમાવાનું પુરૂષોને માથે પડ્યું. કમાવને અંગે પુરૂષોને દુનીયાંની બ્હાર ફરવું પડે તેથી એ લોકોને માટે કેળવણી આવશ્યક છે, એમ જણાયું. તેથી નાનપણથીજ છોકરાઓને કેળવણી આપવામાં આવતી ને છોકરીઓને કેળવવા તરફ બીલકુલ લક્ષ ન અપાયું. આ વખતે છોકરીઓને ભવિષ્યમાં પતિની સહચારિણી થવા માટે તથા છોકરાઓની માતા તરીકે કેળવણીની ખાસ જરૂર છે તે ખ્યાલ ન રહ્યો. સ્ત્રી પુરૂષના તાબામાં રહે એવા કાયદાઓ તથા સમાજના બંધારણો થયાં. આમ કેટલાંએ વર્ષ ચાલ્યું, એટલે સ્ત્રી જાતિને પોતાને પણ પોતાને માટે કેળવણી કેટલી જરૂરની છે તે ખ્યાલ ન રહ્યો.

× × ×

સ્ત્રીઓને ઘર ચલાવવું તેમાં કેળવણીની શી જરૂર એવા વિચારે આપણા સમાજમાં ઘર કર્યું છે. જ્યાં માતા સુશિક્ષિત ન હોય ત્યાં તેના બાળકોને કેવું શિક્ષણ મળે તેનો તો આપણે સહજ ખ્યાલ કરી શકીશું. ને તેવી સ્થિતિમાં દેશની પણ પડતી થાય એમાં નવાઇજ શી ? સમાજની સ્થિતિ ઉપર દેશનો આધાર છે, ને તે સમાજનો મોટો આધાર માતાઓ ને ગૃહિણીઓ પર છે. સ્ત્રીઓ તે સમાજનું અર્ધું અંગ છે, તો તે સમાજનું અર્ધું અંગ જ કેળવણી વગરનું હશે તો સમાજમાં સુધારા શી રીતે થાય ? જે દેશોમાં સ્ત્રીઓને કેળવણી આપવામાં આવે છે, ત્યાં આપણા દેશનાં જેવાં બાળલગ્ન જ્ઞાતિબંધન કે એવા ખરાબ રિવાજો જાતેજ જોવામાં આવશે. દેશોન્નતિનું પહેલું પગથીયું સ્ત્રીકેળવણી છે. કેળવણીથીજ સ્ત્રી પુરૂષની ખરેખરી સહધર્મચારિણી થઇ શકે. પતિના દુઃખમાં ભાગ પડાવી સ્ત્રી હૃદયનો ભાર ઓછો કરે ને સુખમાં ભાગ લઇ આનંદમાં વૃદ્ધિ કરે તે જરૂર વખતે સલાહ આપી પરમ મંત્રી બને તોજ ખરેખરી સહચારિણી કહેવાય. તેમાં બાળકોને જન્મ આપીને માત્ર જનનીજ ન થાય પણ नास्ति माता समो गुरुः । એ વચન પ્રમાણે પોતાના બાળકોને કેળવણી અને સારા સંસ્કાર આપી દેશાભિમાન દેશસેવકો અને ઉત્તમ નાગરિકો બનાવે ત્યારેજ ખરી માતા કહેવાય. તે ઉપરાંત જરૂર પડે તો પોતાનું ને પોતાના બાળકનું કમાઇને પુરૂં કરી શકે તો તેઓ કોઇને પણ ભાર રૂપ થઇ ન પડે. આવી સ્ત્રીઓ કેળવણી આપવાથી જ થઇ શકે.



# " વસતની પંચમી. "

લેખકઃ શ્રીયુત " ભાવિક " એમ. એ.

( આરાસુર્યો તે અમે આવિયાં—એ રાગ )

જીવનનો ધન્ય દિન ઉગિયો,
 તેનાં સ્મરણો જુગ જુગ ના ભુંસાય રે;
  પંચમી વસંત તણી રે !

હ્રદય કોને મેં નવ આપિયું,
 તે તેં ચોર્યું-કયમ ચોરી એ છુપાયે રે;
  પંચમી વસંત તણી રે !

ભ્રમરા મધુમધુરૂં ગુંજતા,
 ને મૉર ખીલ્યા'તા આંબા ડાળે રે;
  પંચમી વસંત તણી રે !

આવી ઉભી તું મારે આંગણે,
 તારા નયનોમાં આત્મ મુજ ન્હાય રે;
  પંચમી વસંત તણી રે !

મુખથી ના હાસ્ય ઘડી ઉડતું,
 ભોળું હૈયું -હેતે છલકાય રે:
  પંચમી વસંત તણી રે,

પૂજનવિધિ મેં નવ જાણિયો:
 દેવીનાં દરશન શું ઘડી ઘડી થાય રે;
  પંચમી વસંત તણી રે !

કમળ પરાગે સરવર ભરે,
 તેમ તુજ સ્મૃતિથી મમ આત્મ ઉભરાયરે;
  પંચમી વસંત તણી રે—
 એવી ગુંજન તુજ વેણુતાં સુણાય રે;
  પંચમી વસંત તણી રે !



# પંતોજી કે ગુરૂદેવ ?

લેખકઃ શ્રીયુત દેવેન્દ્ર ર. મજમુંદાર.

[ ૧ ]

"હે ભગવાન ! હવે તો તું મ્હને છોડ. મ્હારાથી હવે આ જીંદગી નથી ગાળી શકાતી." નિશાળમાં આવતાં મોહનલાલ બબડયા. "હું આટઆટલું ભણ્યો, આટલું બધું ધ્યાન દઇ મ્હારા વિદ્યાર્થીઓને શીખવું, તો પણ મ્હને ચાળીસ રૂપીયાનો જ પગાર. હવે મ્હારાથી એ લમણાઝીક નથી થઇ શકતી. આખરે પંતોજી તે પંતોજી. આ પેલા આનંદલાલ નોંધણી કામદાર, અને દયાલાલ ફોજદાર વગેરે છે તેમને પણ ચાળીસ રૂપીયાનોજ પગાર છે, પણ એ કેવા મોજ ઉડાવે છે ?

"એમને એટલુંએ ખબર નથી કે સૂર્ય પૃથ્વીની આસપાસ ફરે છે કે પૃથ્વી સૂર્યની આસપાસ. બાબર હુમાયુનો દીકરો થતો હતો કે બાપ. છતાં પણ એ લોકો પગાર ઉપરાંત કેટલું બધું કમાય છે ? મ્હારે કંઇ છે ? ન્હાના ગામડાની નિશાળ એટલે શરમા શરમી ભણાવવું પડે અને ટયુશનના પૈસા પૈસાની વાત કાનમાં."

મોહનલાલ બોરસદની મ્યુનીસીપાલ નિશાળના મહેતાજી હતા. શાળાના હેડમાસ્તરનું તથા આસીસ્ટંટ માસ્તરનું સઘળું કામ એ જાતેજ કરતા. કારણ કે એમના હાથ નીચે કોઇ હતું નહિ, તેમ એ ખાતાના ઉપરી પણ કોઇ નહોતા. ગામમાં એમને સૌ કોઇ આદરભાવથી જોતું અને સત્કારતું. માસ્તર પણ છોકરાંને યોગ્ય કેળવણી આપવામાં પાછી પાની કરતા નહિ. સર્વ છોકરાં પર એ પોતાનાં છોકરાં જેટલોજ વ્હાલ કરતા ને ગમ્મત સાથે ઉચ્ચ જ્ઞાન આપતા.

માસ્તર જે ફળીઆમાં રહેતા હતા, તેજ ફળીયામાં એક આનંદલાલ નામના નોંધણી કામદાર તથા દયાલાલ નામના ફોજદાર રહેતા. એ લોકોને પણ માસ્તરના જેટલોજ પગાર મળતો હતો; છતાં એમણે તકતા, ખુરસીઓ, ટેબલ, કોચ, કબાટ વગેરે ફરનીચર વસાવ્યું હતું. એ લોકો સાંજે ઓફીસમાંથી જ્યારે ઘેર આવતા ત્યારે પોતાનાં છોકરાં માટે કંઇને કંઇ વસ્તુ લાવતા. એક દહાડો મીઠાઇ, તો એક દિવસ કંઇ રમકડું. વળી કોઇવાર પૈ, પૈસો, એમ હમેશ છોકરાંને મળતું. એ લોકો રસ્તામાંથી આવતા હોય તો લોકો સાવધાન થઇ સલામો ભરતા. એમને માટે બજારમાં ભાવ પણ જુદો. એક આને શેરની વસ્તુ ત્રણ પૈસે મળતી. લાકડાં શાકભાજી વગેરે તો મફત આવતું.

આનંદલાલ સ્વભાવે આનંદી હતા. કોઇ વખત આનંદનો રસ લૂંટવા માતાજીની પ્રસાદીનો આખો સીસો ને સીસો ગટગટાવી જતા. પછી દહેરમાં આવી, હારમોનિયમ પર બેસી એમના સુમધુર ગાનથી આખો મહોલ્લો ગજાવી મૂકતા.

ફોજદાર સાહેબના ગુણ, નામથી તદ્દન ઉલટા હતા. નામ દયાલાલ હતું પણ દયા

એ 'શું' છે તેને એ ઓળખતાયે નહિ. આખા ગામમાં એમની ખૂબ ધાક હતી. તેથી એમની લોકો ખુશામત કરતા.

એ લોકોની સુખમય જીંદગી જોઈ મોહનલાલને ઘણું ઓછું આવતું : બિચારા વિચારતા " જો કોઈ બીજા ખાતામાં હોત. તો અત્યારે બે પૈસાની મૂડી પણ કરી હોત આતો એક મહિના સુધી મ્હોં વિકાસીને બેસી રહીએ ત્યારે ચાળીસ રૂપરડી દેખવા પામીએ, અને તે પણ થોડા દિવસમાં ક્યાં ગેબ થઇ જાય છે તે ખબરે પડતી નથી. નહિ આરામ, નહિ સારૂ સારૂ ખાવાનું કે પહેરવાનું. આપણા કરતાં તો મજૂરો સારા."

ફોજદાર અને કામદાર સાહેબ માસ્તર પર ઘણી પ્રીતિ રાખતા. ઘણું ખરૂં માસ્તરને ત્યાં શેર. અચ્છેર દૂધ, જુવારનો પોંખ, મકાઇ, કેરી વગેરે મોકલતા, પણ એના બદલામાં, માસ્તરને ફોજદાર સાહેબના ત્રણ અને કામદાર સાહેબનાં ચાર છોકરાંને મફત ભણાવવાં પડતાં.

વળી ઘણી વાર ફોજદાર સાહેબ કહેતા, " માસ્તર ! આ છોકરાં બહુજ મસ્તી કરે છે, કોઇને ગાંઠતાં નથી. તમે એને કેવું શિક્ષણ આપો છો ? " ત્યારે કામદાર સાહેબ હાજીઓ પૂરતા, " આ મ્હારા મનુને બીલ-કુલ ભૂગોળ નથી આવડતી. કાલે કનુના બધા દાખલા ખોટા પડયા હતા, વગેરે—" આ બધું માસ્તર જાણે એક એમનો નોકર હોય એવી રીતે કહેતા.

માસ્તરને આથી ઘણું ખોટું લાગતું. પણ મૂગે મ્હોંયે સર્વ સાંખી રહેતા; કારણ કે એમને લીધે કોકવાર દૂધ, દહીં, ચટણી, અથાણાં વગેરે ચાખવા મળતું. વળી બજારની વસ્તુ સોંઘી મળતી. જો એમની સાથે અણબનાવ કરે તો આટલુયે બંધ થઈ જાય.

માસ્તરને પોતાની બદલી બીજા ખાતામાં કરાવવા ઘણીવાર મન થઇ જતું. ઘણાને કહ્યું, કહેવરાવ્યું, પણ શાળાખાતું એમને છોડી શક્યું નહિ.

ગામમાં મોહનભાઇને બધા ઓળખતા. શેરીમાંથી એ જતા હોય, ત્યારે બધાં છોકરા ભેગાં થઇ જતાં ને એમને વીંટળાઇ વળતાં. એમના એ ' મ્હોટાભાઇ ' હતા. છોકરાંને નદી કિનારે કદિ કદિ એ ફરવા લઇ જતા. સૂર્યોદય બતાવતા, આકાશ બતાવતા અને પ્રભુની વાતો કહેતા. બાલકોનું કુતૂહલ પોતે જગાડતા અને ત્હેમને સ્હેલા ખુલાશા આપી. નવું નવું જાણવાનો રસ ઉપજાવતા. બાલકો સાથે હોય ત્યારે માસ્તર બીજી દુનિયામાં ઉડતા; એમનો અસંતોષ એ વેગળો કરી શકતા.

માસ્તરનું ઘર સ્હવારમાં પણ ભર્યું ભર્યું રહેતું. નિશાળીઆને ઘર કરતાં ત્યાં વધારે મઝા પડતી. ન્હાનાં બાળકો મ્હોટા ભાઇને કેમ કરી ઉપયોગી થવાય તેમ કરવા મથતા. આમ સેવાના પાઠ અણસમજમાં તેઓ ત્યાંથી શીખી લેતા થયાં હતાં. માસ્તરનો પડતો બોલ એ ઝીલી લેતાં.

[૨]

ભગવતી નર્મદાને કાંઠે શુક્લતીર્થનો મહિમા જગજૂનો છે. કાર્તિકી પૂનમની રાતે ચોપાસ બધું પુણ્ય સમું શ્વેત દેખાય છે. શુક્લેશ્વરનાં દર્શન પાપની કાળાશ ધોઇ નાંખી ધવલતા લાવે છે.

હંમેશાં કાળા વાગામાં ફરનાર દયાલાલે આ મેળામાં જવા વિચાર કર્યો. સાથે આનંદલાલ પણ તૈયાર થયા. મેળામાં કોઇ ફાલતુ માણસ સાથે હોય તો ફેરો આંટો ખાવાને કે છોકરાં સંભાળવા ઠીક કામ લાગે છે. આથી આ બન્ને જણે મોહનલાલ માસ્તરને સાથે આવવા ઘણો આગ્રહ કર્યો. જ્યારે એમણે સાફ નાજ કહી,

ત્યારે બન્ને જણાએ એમનું ભાડું આપવા કહ્યું અને એમને સાથે આવવા ખૂબ વિનવણી કરી.

માસ્તરને પણ થયું કે ભાડું મળે છે તો આવા પ્રવાસનો અવસર જવા ન દેવો. એટલે એ પણ તૈયાર થયા. ત્રણે જણાએ એકેક અઠવાડીઆની રજા લીધી.

અગાસથી સાંજે સાડાપાંચે ગાડી ઉપડી સાડા છએ આણંદ આવતી હતી. અને આણંદથી રાતે દસ વાગે ઉપડી ભરૂચ રાતે દોઢ વાગે પહોંચતી. ભરૂચથી ઝઘડીએ થઈને અથવા ભરૂચથી પરભાર્યા હોડીમાં કે ગાડીમાં બેસી શુકલતીર્થ જવાય છે.

દયાલાલ અને આનંદલાલ બૈરાં છોકરાં સાથે નિકળ્યાં. પણ મોહનલાલે એકલાજ જવાનું દુરસ્ત ધાર્યું. તેઓ અગાસથી આણંદ તો સુખરૂપ આવી પહોંચ્યા. હવે આણંદથી ગાડી બદલવાની હતી. તેજ દીવસે કોણજાણે શાથી આખી ગાડીમાં પુષ્કળ ભીડ હતી. કંઇ, ઉભા રહેવાની જગા પણ મળવી મુશ્કેલ હતી. આથી આનંદલાલ છૂટા પડી ગયા. દયાલાલ અને માસ્તર એક ડબામાં પેંઠા. આખી ગાડીમાં ભીડ ખૂબ હતી. પણ આ ડબામાં ફકત આઠજ માણસ હતાં. તેઓ સૂતેલાં હતાં.

ફોજદાર સાહેબે રોફમાં ને રોફમાં બોલવા માંડયું " અરે એ, ઉઠો, આમ ગાડીમાં સુવાનું હશે કે ? જરા જોતા નથી, હમે ઉભા રહ્યા છીયે તે ? ગાડી બેસવાને માટે છે, કંઇ સુવાને માટે નથી. ટીકીટ સુવાની લીધી છે કે બેસવાની ?"

અંદર સૂતેલા માણસે પગ વધારે પસરાવી એટલાજ રોફથી અને ઠંડે પેટે જવાબ આપ્યો : " હવાલદાર સાહેબ ! આ પોલીસ થાણું નથી. જગા જોઈતી હોય તો જગાવાળા પાસે જાવ."

અણધાર્યું અપમાન થવાથી અને ઓળખાઇ જવાથી ફોજદાર સાહેબ ગોટે ચડયા.

એમણે નરમાશથી પૂછયું, " ભાઇ, તમે મ્હને ઓળખો છો કે શું ?" પેલાએ જવાબ આપ્યો. " હાં, નહિ તમે મ્હને પેલા ખૂનના કેસમાં ભેળવી પચીસ રૂપીયા પડાવી લીધા હતા ? તેજ હું."

" પણ મ્હેં તમને એમાંથી છેડાવીને તમારા પર ઉપકાર કર્યો હતો તે ભૂલી જાવ છો કે ?"

" હા. તેથીજ મ્હેં પણ તમારા પર અહિં ઉભા રહેવાની જગા આપીને ઉપકારજ કર્યો છે, નહિ તો ધક્કો મારી હડસેલી ન મૂકત ?"

એટલામાં બીજો સૂતેલો મુસાફર બોલી ઉઠયો, " ફોજદાર સાહેબ ! મ્હને કેમ ઉઠાડતા નથી ?" એમ કહી ખૂબ હસ્યો.

" ભાઇ, જરા આ પેટી અને કંડીઓ નીચે મૂકો તો બેસવાની જગા થાય."

" પેટી નીચે મૂકવાને બદલે આપજ નીચે બેસોને. અહિં કયાં પોલીસ થાણું છે કે આ મરૂ જવાની હતી ?"

ફોજદાર સાહેબને ગયું, " આ વખતે જો આ માણસ થાણામાં હોત તો એની જીભ ખેંચી કાઢત. પણ લાચાર !"

એમણે પૂછયું, " કેમ ભાઇ ! ત્હારે પણ મ્હારી સાથે વેર છે કે શું " ?

" હાજી, હું તો આપના લોહીનો તરસ્યો છું !"

" હું તો ત્હને ઓળખતોયે નથી તેમ કોઇ વખત જોએલો પણ યાદ આવતો નથી."

" હા, તમે ઓળખતા નહિ હો, પણ તમારો ચાબખો તો બરાબર ઓળખે છે. તે દિવસે પ્રદર્શનની ભીડમાં મ્હારા વગર કોગટનો આછૂડો કાઢી નાંખ્યો હતો."

# "વસંતની પંચમી."

લેખક: શ્રીયુત "ભાવિક" એમ. એ.

( આશાભર્યા તે અમે આવિયાં—એ રાગ )

જીવનનો ધન્ય દિન ઉગિયો,
તેનાં સ્મરણો જુગ જુગ ના ભુંસાય રે;
પંચમી વસંત તણી રે !

હૃદય કોને મેં નવ આપિયું,
તે તેં ચોર્યું-કયમ ચોરી એ છુપાય રે;
પંચમી વસંત તણી રે !

ભમરા મધુમધુરું ગુંજતા,
ને મૉર ખીલ્યા'તા આંબા ડાળય રે;
પંચમી વસંત તણી રે !

આવી ઉભી તું મારે આંગણે,
તારા નયનોમાં આત્મ મુજ ન્હાય રે;
પંચમી વસંત તણી રે !

મુખથી ના હાસ્ય ઘડી ઉડતું,
ભોળું હૈયું હેતે છલકાય રે:
પંચમી વસંત તણી રે,

પૂજનવિધિ મેં નવ જાણિયો:
દેવીનાં દરશન શું ઘડી ઘડી થાય રે;
પંચમી વસંત તણી રે !

કમળ પરાગે સરવર ભરે,
તેમ તુજ સ્મૃતિથી મમ આત્મ ઉભરાયરે;
પંચમી વસંત તણી રે—
ગેબી ગુંજન તુજ વેણુતાં સુણાય રે;
પંચમી વસંત તણી રે !




[ ૧ ]

"હે ભગવાન ! હવે તો તું મ્હને છોડ. મ્હારાથી હવે આ જીંદગી નથી ગાળી શકાતી." નિશાળમાં આવતાં મોહનલાલ બબડયા. "હું આટઆટલું ભણ્યો, આટલું બધું ધ્યાન દઇ મ્હારા વિદ્યાર્થીઓને શીખવું, તો પણ મ્હને ચાળીસ રૂપીયાનો જ પગાર. હવે મ્હારાથી એ લમણાઝીક નથી થઇ શકતી. આખરે પંતોજી તે પંતોજી. આ પેલા આનંદલાલ નોંધણી કામદાર, અને દયાલાલ ફોજદાર વગેરે છે તેમને પણ ચાળીસ રૂપીયાનોજ પગાર છે, પણ એ કેવા મોજ ઉડાવે છે ?

"એમને એટલુંયે ખબર નથી કે સૂર્ય પૃથ્વીની આસપાસ ફરે છે કે પૃથ્વી સૂર્યની આસપાસ. બાબર હુમાયુનો દીકરો થતો હતો કે બાપ. છતાં પણ એ લોકો પગાર ઉપરાંત કેટલું બધું કમાય છે ? મ્હારે કંઇ છે ? ન્હાના ગામડાની નિશાળ એટલે શરમા શરમી ભણાવવું પડે અને ટ્યુશનના પૈસા બૈસાની વાત કાનમાં."

મોહનલાલ બોરસદની મ્યુનીસીપાલ નિશાળના મહેતાજી હતા. શાળાના હેડમાસ્તરનું તથા આસીસ્ટંટ માસ્તરનું સઘળું કામ એ જાતેજ કરતા. કારણ કે એમના હાથ નીચે કોઇ હતું નહિ, તેમ એ ખાતાના ઉપરી પણ કોઇ નહોતા. ગામમાં એમને સૌ કોઇ આદરભાવથી જોતું અને સત્કારતું. માસ્તર પણ છોકરાંને યોગ્ય કેળવણી આપવામાં પાછી પાની કરતા નહિ. સર્વ છોકરાં પર એ પોતાનાં છોકરાં જેટલોજ વ્હાલ કરતા ને ગમ્મત સાથે ઉચ્ચ જ્ઞાન આપતા.

માસ્તર જે ફળીઆમાં રહેતા હતા, તેજ ફળીયામાં એક આનંદલાલ નામના નોંધણી કામદાર તથા દયાલાલ નામના ફોજદાર રહેતા. એ લોકોને પણ માસ્તરના જેટલોજ પગાર મળતો હતો; છતાં એમણે તકતા, ખુરસીઓ, ટેબલ, કોચ, કબાટ વગેરે ફરનીચર વસાવ્યું હતું. એ લોકો સાંજે ઓફીસમાંથી જ્યારે ઘેર આવતા ત્યારે પોતાનાં છોકરાં માટે કંઇને કંઇ વસ્તુ લાવતા. એક દહાડો મીઠાઇ, તો એક દિવસ કંઇ રમકડું. વળી કોઇવાર પૈ, પૈસો, એમ હંમેશ છોકરાંને મળતું. એ લોકો રસ્તામાંથી આવતા હોય તો લોકો સાવધાન થઇ સલામો ભરતા. એમને માટે બજારમાં ભાવ પણ જૂદો. એક આને શેરની વસ્તુ ત્રણ પૈસે મળતી. લાકડાં. શાકભાજી વગેરે તો મફત આવતું.

આનંદલાલ સ્વભાવે આનંદી હતા. કોક વખત આનંદનો રસ લૂંટવા માતાજીની પ્રસાદીનો આખો સીસો ને સીસો ગટગટાવી જતા. પછી લ્હેરમાં આવી, હારમોનિયમ પર બેસી એમના સુમધુર ગાનથી આખો મહોલ્લો ગજાવી મૂકતા.

ફોજદાર સાહેબના ગુણ, નામથી તદ્દન ઉલટા હતા. નામ દયાલાલ હતું પણ દયા

એ શું છે તેને એ ઓળખતાયે નહિ. આખા ગામમાં એમની ખૂબ ધાક હતી. તેથી એમની લોકો ખુશામત કરતા.

એ લોકોની સુખમય જીંદગી જોઈ મોહનલાલને ઘણું ઓછું આવતું : બિચારા વિચારતા " જો કોઈ બીજા ખાતામાં હોત. તો અત્યારે બે પૈસાની મૂડી પણ કરી હોત આતો એક મહિના સુધી મ્હોં વિકાસીને બેસી રહીએ ત્યારે ચાળીસ રૂપરડી દેખવા પામીએ, અને તે પણ થોડા દિવસમાં કયાં ગેબ થઇ જાય છે તે ખબરે પડતી નથી. નહિ આરામ, નહિ સારૂ સારૂ ખાવાનું કે પહેરવાનું. આપણા કરતાં તો મજૂરો સારા. "

ફોજદાર અને કામદાર સાહેબ માસ્તર પર ઘણી પ્રીતિ રાખતા. ઘણું ખરૂં માસ્તરને ત્યાં શેર. અચ્છેર દૂધ, જુવારનો પોંખ, મકાઇ, કેરી વગેરે મોકલતા, પણ એના બદલામાં, માસ્તરને ફોજદાર સાહેબના ત્રણ અને કામદાર સાહેબનાં ચાર છોકરાંને મફત ભણાવવાં પડતાં.

વળી ઘણી વાર ફોજદાર સાહેબ કહેતા, " માસ્તર ! આ છોકરાં બહુજ મસ્તી કરે છે. કોઇને ગાંઠતાં નથી. તમે એને કેવું શિક્ષણ આપો છો ? " ત્યારે કામદાર સાહેબ હાજીઓ પૂરતા, " આ મ્હારા મનુને બીલકુલ ભૂગોળ નથી આવડતી. કાલે કનુના બધા દાખલા ખોટા પડ્યા હતા, વગેરે—" આ બધું માસ્તર જાણે એક એમનો નોકર હોય એવી રીતે કહેતા.

માસ્તરને આથી ઘણું ખોટું લાગતું. પણ મૂગે મ્હોંયે સર્વ સાંખી રહેતા; કારણ કે એમને લીધે કોકવાર દૂધ, દહીં, ચટણી, અથાણાં વગેરે ચાખવા મળતું. વળી બજારની વસ્તુ સોંઘી મળતી. જો એમની સાથે અણબનાવ કરે તો આટલુંયે બંધ થઈ જાય.

માસ્તરને પોતાની બદલી બીજા ખાતામાં કરાવવા ઘણીવાર મન થઇ જતું. ઘણાને કહ્યું, કહેવરાવ્યું, પણ શાળાખાતું એમને છોડી શક્યું નહિ.

ગામમાં મોહનભાઇને બધા ઓળખતા. શેરીમાંથી એ જતા હોય, ત્યારે બધાં છોકરા ભેગાં થઇ જતાં ને એમને વીંટળાઇ વળતાં. એમના એ ' મ્હોટાભાઇ ' હતા. છોકરાંને નદી કિનારે કદિ કદિ એ ફરવા લઇ જતા. સૂર્યોદય બતાવતા, આકાશ બતાવતા અને પ્રભુની વાતો કહેતા. બાલકોનું કુતુહલ પોતે જગાડતા અને તેમને રહેલા ખુલાશા આપી. નવું નવું જાણવાનો રસ ઉપજાવતા. બાલકો સાથે હોય ત્યારે માસ્તર બીજી દુનિયામાં ઉડતા; એમનો અસંતોષ એ વેગળો કરી શકતા.

માસ્તરનું ઘર સ્હવારમાં પણ ભર્યું ભર્યું રહેતું. નિશાળીઆને ઘર કરતાં ત્યાં વધારે મઝા પડતી. ન્હાનાં બાળકો ' મ્હોટા ભાઇને કેમ કરી ઉપયોગી થવાય તેમ કરવા મથતાં. આમ સેવાના પાઠ અણસમજમાં તેઓ ત્યાંથી શીખી લેતા થયાં હતાં. માસ્તરનો પડતો બોલ એ ઝીલી લેતાં.

[૨]

ભગવતી નર્મદાને કાંઠે શુકલતીર્થનો મહિમા જગજૂનો છે. કાર્તિકી પૂનમની રાતે ચોપાસ બધું પુણ્ય સમું શ્વેત દેખાય છે. શુકલેશ્વરનાં દર્શન પાપની કાળાશ ધોઇ નાંખી ધવલતા લાવે છે.

હંમેશાં કાળા વાગામાં ફરનાર દયાલાલે આ મેળામાં જવા વિચાર કર્યો. સાથે આનંદલાલ પણ તૈયાર થયા. મેળામાં કોઇ ફાલતું માણસ સાથે હોય તો ફેરો આંટો ખાવાને કે છોકરાં સંભાળવા ઠીક કામ લાગે છે. આથી આ બન્ને જણે મોહનલાલ માસ્તરને સાથે આવવા ઘણો આગ્રહ કર્યો. જ્યારે એમણે સાફ નાજ કહી,

ત્યારે બન્ને જણાએ એમનું ભાડું આપવા કબુલ્યું અને એમને સાથે આવવા ખૂબ વિનવણી કરી.

માસ્તરને પણ થયું કે ભાડુ મળે છે તો આવા પ્રવાસનો અવસર જવા ન દેવો. એટલે એ પણ તૈયાર થયા. ત્રણે જણાએ એકેક અઠવાડીઆની રજા લીધી.

અગાસથી સાંજે સાડાપાંચે ગાડી ઉપડી સાડા છએ આણંદ આવતી હતી. અને આણંદથી રાતે દસ વાગે ઉપડી ભરૂચ રાતે દોઢ વાગે પહોંચતી. ભરૂચથી ઝઘડીયે થઇને અથવા ભરૂચથી પરભાર્યાં હોડીમાં કે ગાડીમાં બેસી શુકલતીર્થ જવાય છે.

દયાલાલ અને આનંદલાલ બૈરાં છોકરાં સાથે નિકળ્યાં. પણ મોહનલાલે એકલાજ જવાનું દુરસ્ત ધાર્યું. તેઓ અગાસથી આણંદ તો સુખરૂપ આવી પહોંચ્યા. હવે આણંદથી ગાડી બદલવાની હતી. તેજ દીવસે કોણજાણે શાથી આખી ગાડીમાં પુષ્કળ ભીડ હતી. કંઇ, ઉભા રહેવાની જગા પણ મળવી મુશ્કેલ હતી. આથી આનંદલાલ છુટા પડી ગયા. દયાલાલ અને માસ્તર એક ડબામાં પેઠા. આખી ગાડીમાં ભીડ ખૂબ હતી. પણ આ ડબામાં ફક્ત આઠજ માણસ હતાં. તેઓ સુતેલાં હતાં.

ફોજદાર સાહેબે રોફમાં ને રોફમાં બોલવા માંડયું " અરે એ, ઉઠો, આમ ગાડીમાં સુવાનું હશે કે ? જરા જોતા નથી, હમે ઉભા રહ્યા છીયે તે ? ગાડી બેસવાને માટે છે, કંઇ સુવાને માટે નથી. ટીકીટ સુવાની લીધી છે કે બેસવાની ?"

અંદર સુતેલા માણસે પગ વધારે પસરાવી એટલાજ રોફથી અને ડટે પેટે જવાબ આપ્યો: "હવાલદાર સાહેબ ! આ પોલીસ થાણું નથી. જગા જોઇતી હોય તો જગાવાળા પાસે જાવ."

અણધાર્યું અપમાન થવાથી અને ઓળખાઇ જવાથી ફોજદાર સાહેબ ભોંઠા પડયા.

એમણે નરમાશથી પૂછ્યું, " ભાઇ, તમે મ્હને ઓળખો છો કે શું ?" પેલાએ જવાબ આપ્યો. " હા, નહિ તમે મ્હને પેલા ખૂનના કેસમાં ભેળવી પચીસ રૂપીયા પડાવી લીધા હતા ? તેજ હું."

" પણ મ્હેં તમને એમાંથી છોડાવીને તમારા પર ઉપકાર કર્યો હતો તે ભૂલી જાવ છો કે !"

" હા. તેથીજ મ્હેં પણ તમારા પર અહિં ઉભા રહેવાની જગા આપીને ઉપકારજ કર્યો છે, નહિ તો ધક્કો મારી હડસેલી ન મૂકત ?"

એટલામાં બીજો સૂતેલો મુસાફર બોલી ઉઠયો, " ફોજદાર સાહેબ ! મ્હને કેમ ઉઠાડતા નથી ?" એમ કહી, ખૂબ હસ્યો.

" ભાઇ, જરા આ પેટી અને કંડીઓ નીચે મૂકો તો બેસવાની જગા થાય."

" પેટી નીચે મૂકવાને બદલે આપજ નીચે બેસોને. અહિં કયાં પોલીસ થાણું છે કે આબરૂ જવાની હતી ?"

ફોજદાર સાહેબને ગયું, " આ વખતે જો આ માણસ થાણામાં હોત તો એની જીભ ખેંચી કાઢત. પણ લાચાર !".

એમણે પૂછ્યું, " કેમ ભાઇ ! ત્હારે પણ મ્હારી સાથે વેર છે કે શું " ?

" હાજી, હું તો આપના લોહીનો તરસ્યો છું !"

" હું તો ત્હને ઓળખતોએ નથી તેમ કોઇ વખત જોએલો પણ યાદ આવતો નથી."

" હા, તમે ઓળખતા નહિ હો, પણ તમારો ચાબખો તો બરાબર ઓળખે છે. તે દિવસે પ્રદર્શનની ભીડમાં મ્હારો વગર કોઝ-ટનો આદડો કાઢી નાંખ્યો હતો."

ફોજદાર સાહેબ ગભરાયા. આગલા સ્ટેશને ઉતરી જઈ બીજા ડબ્બામાં જઈને બેઠા. તે ઉતરતા હતા તે વખતે અંદરના મુસાફરે એવો ધક્કો માર્યો કે બિચારા પ્લેટફોર્મ પર બે ગુલાંટ ખાઈને પડયા. ગાર્ડને કહેવા દોડયા એટલામાં ટ્રેનને ઉપડવાની સીસોટી વાગી એટલે દોડતા પાછા ચઢી ગયા.

આ બાજુ, આનંદલાલે ઉંચામાં ઉંચી જાતના દારૂની એક બાટલી ખીસામાં રાખી લીધી હતી. દરેક સ્ટેશને કોયલા પાણી લેવાતાં હતાં. પરિણામ એ આવ્યું કે એમને નશો વધારે ને વધારે ચઢતો ગયો.

ગાડીમાં માંડ માંડ ઉભા રહેવાની જગા મળી હતી. પગ બદલવાનું પણ અઘરૂં થઈ પડયું હતું. ભીડને લીધે શ્વાસ લેતાં પણ રૂંધામણ થતી હતી. રાતનું ભારે જમેલા, અને નશો વધતો ગયો એટલે પેટમાં ચૂંક તથા આંકડી આવવા મંડી. થોડી વારમાં તો એક બે ઉલટીઓ થઈ ગઈ. બીજાં બે સ્ટેશન જતાં પહેલાં ઝાડાને ઉલટી સાથે થવા લાગ્યાં.

એમની સ્ત્રી અને છોકરાં ગભરાઈ ગયાં. વચ્ચે મીયાંગામના સ્ટેશને આનંદલાલને લઈ એમની પત્ની ઉતરી પડી. ફોજદાર પણ એમને ઉતરેલા જોઈ ઉતરી પડયા. આનંદલાલની સ્ત્રી ઉતાવળમાં એક ટ્રંક ઉતારવી ભૂલી ગઈ. ગાડી ઉપડી ગઈ.

સ્ટેશન માસ્તરે કોલેરાનો કેસ જોઈ એમને સ્ટેશનની બ્હાર હાંકી કાઢયાં. બધાં ગભરાઈ ગયાં. હવે શું કરવું તે કોઈને સૂઝ પડી નહિં આખરે પડપૂછ કરતા ખબર મળી કે એક ધર્માદા દવાખાનું આ ગામમાં હતું. રાતે ને રાતે દયાલાલે દવાખાનું શોધી કઢાડયું. ડાકટરનું નામ હતું ઉમિયાશંકર. એ હતા તો કંપાઉન્ડર પણ લોકો એમને 'ડાકટર, ડાકટર' કહી માન આપતા હતા.

એમણે જવાબ આપ્યો, "શને દવાખાનું ઉઘાડવાનો હમને હુકમ નથી. દરદીને અહીં લાવો."

રાતો રાત ગાડી કરી, આનંદલાલને ત્યાં લાવવામાં આવ્યા. ડાકટરે કહ્યું, "મ્હારી ફીના દશ રૂપીયા રૂપીયા આપો તો દવા આપું."

બધાં નવાઈથી સાંભળી રહ્યાં અને એક સાથે બોલી ઉઠયાં: "શું, દશ રૂપીયા ? અને તે પણ ધર્માદા દવાખાનામાં ?"

"હા, દશ રૂપીયા અને રહેવું હોય તો એક દિવસના દશ રૂપીયા પડશે. દવા લેવી હોય તો લ્યો, નહિ તો જેવી આપની મરજી."

કોલેરા જેવો રોગ, એટલે દવા લીધા વિના ચાલે એમ નહોતું. આનંદલાલની પત્નીએ રૂપીયા માટે પેટી ખોળી તો તે મળે નહિ. બધે શોધાશોધ થઈ રહી, પણ ટ્રેનમાં રહી ગએલી તે શાની જડે ? આખરે ફોજદાર પાસેથી ઉછીના રૂપીયા લીધા ત્યારે કામ ચાલ્યું.

ડાકટરની સાથે વાતચીત થતી હતી, ત્યારે એનો ચ્હેરો આનંદલાલને પરિચિત લાગ્યો. તેમણે કહ્યું: "ભાઈ ! મ્હેં તમને કોઈ જગાએ જોયા છે. કયાં જોયા છે તે યાદ નથી. તમે મ્હને ઓળખો છો ?"

"જી, હા. હું બોરસદનોજ રહેવાસી છું. મ્હારે દર વર્ષે ખેડુત વગેરેના ગણુત પટા નોંધાવવા ત્યાં આવવું પડે છે. ત્યારે તો આપ મ્હને છોડતા નથી. જો આપને પાન સોપારી ન મળે તો મ્હારા કામનો દશ દહાડેય પાર ન આવે. 'સો દહાડા સાસુના તો એક દહાડો વહુનો.' આજે આપનો વારો આવ્યો છે."

આનંદલાલને પહેલે દિવસે તો કંઈ

ફાયદો જણાયો નહિ, પણ બીજે દિવસે હુશીઆરી આવી. ઘણા પ્રયત્ને સંધ્યા સમયે તેઓ શુક્લતીર્થ આવી પહોંચ્યા. આજે એક પણ ગોર સામો મળ્યો નહિં, કારણ કે કોઇનેએ ઘેર નવા પરોણા ઉતારવાની જગા નહોતી બધે ફરી વળ્યા પણ કોઇને ત્યાં જગા મળી નહિ આખરે કોઈ ઝાડ નીચે પડાવ નાંખવાનો વિચાર કર્યો. જે ઝાડ નીચે

મોહનલાલ માસ્તર કોઈ જગા મળે તો તપાસ કરવા ઉઠ્યા. એટલામાં દૂર નદી કાંઠેથી એક પુરૂષ હાથમાં ફાનસ ઝાલી આવતો જણાયો. માસ્તરે એને પૂછ્યું: ભાઇ ! એક રાત ઉતારો મળે એટલી કોઇ જગા અહીં છે ? હોય તો અમને બતાવશો ? "

સામો પુરૂષ અટકયો. નખથી શિખ



" આપ બોરસદવાળા મોહનલાલ માસ્તર તો નહિ ? "

જાય તે ઝાડ નીચે બે ત્રણ ટોળા બેઠેલીજ હોય. આખરે થાકીને નદી કિનારે રેતીમાં બધાં બેઠાં.

તેઓ બેઠાં તે વખતે ચન્દ્રમાએ રૂપાની ચાદર પાથરી દીધેલી હતી. એકાએક વાદળાં ચઢી આવ્યાં, વાવાઝોડું થયું. તાઢથી બધા ની. દાઢીઓ ધ્રુજવા મંડી; ને પાણીનાં ફોરાં ધીમે ધીમે પડવા લાગ્યાં. હવે ક્યાં જવું ને શું કરવું તે કોઇને સુઝયું નહિ

સુધી નિહાળી રહ્યો. એણે પૂછ્યું: " આપ બોરસદવાળા મોહનલાલ માસ્તર તો નહિ? "

" હા ભાઈ ! હું એજ, તમે મ્હને ક્યાંથી ઓળખ્યો ? "

" ગુરૂદેવ ! હું આપનો એક વખતનો જૂનો શિષ્ય છું. હું અહીંનો વતની છું. મ્હારા પિતા બોરસદમાં શિરસ્તેદાર હતા ત્યારે હું આપની પાસે ભણતો હતો. મ્હારું નામ કૃપાશંકર ! "

" કૃપાશંકર ! હા, હવે મ્હને યાદ આવ્યું. એ વાતને હું ધારૂં છું આઠ નવ વર્ષ થઇ ગયાં; ખરૂં ? "

" હાજી, આપની પાસે ભણી રહ્યા પછી હું બી. એ. થયો, અને હાલ ભરૂચની મ્યુનિસીપાલીટીમાં નોકર છું. આપ કુલ કેટલા માણસ છો ? આપનાં બાળબચ્ચાં બધાં સાથે છે ? "

" હમે કુલ દશ માણસ છીયે, અને થોડી જગામાં સમાસ કરી લઇશું. હું તો એકલોજ આવ્યો છું, પણ મ્હારી સાથે મ્હારાં બે પાડોશીઓ બૈરાં છોકરાં સાથે છે."

" કંઇ ફીકર નહિં. આપને જેટલી જરૂરીઆત તેટલી જગા મળશે. અહીં મ્હારૂં મોટું મકાન ખાલી છે. આપ તેનો છૂટથી ઉપયોગ કરી શકશો. આપને હું કઇ રીતે વધારે ઉપયોગી થઇ શકું એ આપ બતાવશો તો આ સેવક તૈયાર છે. હાલ તો આપ મ્હારી સાથે પધારો. "

કૃપાશંકર સર્વને પોતાની સાથે લઇ ગયો. ઘેરથી નોકર બોલાવી આનંદલાલ, દયાલાલ વગેરેનો સરસામન ઉપડાવી લીધો. એમને પાંચ ઓરડા ઉઘાડી આપ્યા. ગાદલાં, ઉશીકાંની ખોટ નહોતી. પુરીઓ તળવા મંડી અને થોડીવારમાં સર્વે તૃપ્ત થયા ત્યાં સુધી મિષ્ટાન્ન જમ્યા.

દયાલાલે અને આનંદલાલે માસ્તરને મનમાં ને મનમાં કરોડો આશીર્વાદ દઇ દીધા. કૃપાશંકરને ત્યાં સર્વ ત્રણ દિવસ સુધી રહ્યા. એણે સાથે ફરી સઘળાં ધામનાં દર્શન કરાવ્યાં.

ત્રીજે દિવસે જ્યારે આ લોકો ઘેર જવા નિકળ્યા ત્યારે કૃપાશંકર એમને ઝુંપડીઆના સ્ટેશન સુધી વળાવવા ગયો. ગાડી ઉપડવાનો વખત થયો ત્યારે એણે ગુરુના ચરણની રજ માથે ચઢાવી ને સજલ નેત્રે બે હાથ જોડી કહ્યું, " કોઇ કોઇ દિવસ આ સેવકને યાદ કરતા રહેશો. "

ગાડી ઉપડી ને માસ્તરનું મન ચકડોળે ચઢ્યું. સિનેમાના પડદાની માફક મુસાફરીની ઘટનાઓ એક પછી આંખ આગળ આવી ગઇ. રેલ્વે અને ડાક્ટરના અનુભવ સાથે કૃપાશંકરની નમ્રતા અને વિનય યાદ આવ્યાં. માસ્તરની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં.

આજ એમને ગુરુપદની મહત્તા સમજાઇ. આજ એમણે શિક્ષકનું ગૌરવ અનુભવ્યું. ફરી કોઇ દિવસ એમણે બીજા ખાતામાં જવા પ્રયત્ન કર્યો નહિ.



# વિરહ.

લેખક: શ્રીયુત " ધીરજ "

( લક્ષ્મણ ! લક્ષ્મણ ! બંધવારે વેરી કોણેરે લખિયા—એ ઢાળ )

સ્નેહનાં સોણલાં સામટાં રે ગયાં નાથ વિજોગે,
હૈયાસુની ફરૂં બ્હાવરી રે ક્યાંઈ દિલ ન ગોઠે;

વ્હાલાની વાટડી જોઇને રે મારી આંખડી થાકી,
નાથ વિજોગનાં દુઃખડાં રે શકું ક્યાં સુધી સાંખી ?

લાજભરી કહું ક્યાં જઇ રે મારા દુઃખની કહાણી ?
બોલી શકું શું હું બ્હેનડીરે, આવે આંખમાં પાણી ?

સુનું લાગે ઘર—આંગણું રે સખી, કાળજું ફાટે,
ઉર—અધીરી હું રાંકડી રે રડું એક ઉચાટે.

ભૂલી ગયા કયમ અંતરે રે મારો પ્રેમ અનેરો ?
ઘાવ રૂઝે નહિ દિલનો રે ઉંડા વિજોગ કેરો !

પ્રીતમના વિરહે ભારી રે, જગવાટ શું ખૂટે ?
એકલડી ઝુરે ઉરમાં રે કયમ હયું ન તૂટે ?

સંદેશ ક્રોડ મેં કહાવીયા રે દિલ દુખડાંકેરા,
કાગળ એક ન મોકલ્યો રે થયા છેક નમેરા;

દોષ મારા વસ્યા ઉરમાં રે ? કે શું હેત ઉતાર્યું ?
રોકી રાખ્યા હશે બીજીએ રે ? કે શું અન્ય વિચાર્યું ?

ક્યાંય ઉલ્લાસ ન ઉરમાં રે ઘેરે વાદળી કાળી,
તોય આશા ભરી પ્રીતની રે સખી, રીત નિરાળી;

વાલ્યમના વિરહાનળે રે કુણે કાળજે દાઝું,
તોયલ્ 'નાથ સુખી રહો રે' પ્રભુ પાસે એ માગું.

રોઇ રોઈ કાઢું રાતડી રે, નીર નેણનું ખુટયું,
ક્યાં કથવી ઉર વાતડી રે. દિલ દુઃખમાં ડુબ્યું;

વેઠું વિજોગની વેદના રે, પણ એટલું યાચું:—
રાખો એવાતન ઉજળું રે પ્રભુ ! એ સુખ સાચું.



# પાલીનેશિયાની સ્ત્રીઓ.

લેખક:

શ્રીયુત જયાશંકર જીવનરામ જોશી,

એમ. એ.

ટોંગા ટાપુની એક કન્યા.

એશિયા અને ઑસ્ટ્રેલિયાની વચમાં, પેસીફીક મહાસાગરમાં, અસંખ્ય બેટો આવેલા છે. ન્યૂઝીલૅંડથી હવાઇ બેટો સુધી એક લીટી દોરીએ તો તેની પૂર્વમાં આવેલા બેટો પાલીનેશિયાને નામે અને પશ્ચિમમાં આવેલા મેલીનેશિયા અને માઇક્રોનેશિયાને નામે ઓળખાય છે. ટોંગા, સમોઆ, હવાઇ આદિ બેટોનો પાલીનેશિયામાં સમાવેશ થાય છે.આ દ્વીપોમાં વસનારી જાતિ 'ઓશિયાનીયા-મલાયો-પાલીનેશિયન' કહેવાય છે.

આ જાતિના લોકો ઊંચા, કદાવર અને રૂષ્ટપુષ્ટ હોય છે તેમનો રંગ બદામી, સ્હેજ પીળાશપર, માથું મોટું અને વાળ કાળા હોય છે. ત્યાં જઇ આવેલા મુસાફરો તેમની સુંદરતાનાં મુક્તકંઠે વખાણ કરે છે. આ દેશની સ્ત્રીઓ પણ ઘણી સુંદર છે, અને પોતાનું રૂપ અને કાન્તિ વધે એવા ઉપાયો હંમેશાં લે છે. આ બાબતમાં તેઓ બંગાળી, સ્ત્રીઓ કરતાં પણ વધે ખરી. સૌન્દર્ય જાળવી રાખવાને સ્નાનની ઘણીજ અગત્યતા છે, એ વાત જાણીતી છે. તેથી આ સ્ત્રીઓને સમુદ્ર કિનારે રહેવાનો ખૂબ શોખ છે. સમુદ્રમાં ન્હાવું, માછલીઓ પકડવી અને કોડીઓ એકઠી કરવી એ તેમનો વિનોદ છે. સમુદ્રમાંથી નીકળતી એક જાતની લાલ માટી અથવા નારંગીના તાજા રસથી તેઓ પોતાના વાળ સાફ કરે છે. આ ઉપરાંત અનેક પ્રકારનાં મસાલા, પાંદડાં વગેરે ચીજોનો વાળ ધોવામાં ઉપયોગ કરી વાળને ઘણાજ સુંવાળા

નરમ અને ચકચકિત રાખે છે. જૂના વખતથીજ આ વાળ સાફ રાખવાની ક્રિયા એટલી બધી અગત્યની ગણવામાં આવી છે કે-આપણામાં જેમ ગૃહદેવના, ગ્રામદેવતા હોય છે તેમ તેમનામાં-એક "વાળદેવતા" પણ માનવામાં આવે છે ! તેનું નામ 'ટારોરાપોટા' એવું છે. દરેક યુવતી હંમેશ વાળ

સ્ત્રીઓ સુંદરતા ચપટા નાકમાં સમાયલી છે એમ સમજે છે. બાળકી જન્મે ત્યારથીજ, તેની માતા, તેના નાક ઉપર એક અને માથા નીચે બીજો-એમ લાકડાના કકડા એક બીજા સાથે સજ્જડ બાંધી લેછે. પરિણામે નાકનું ટેરવું બેસી જઇ નાક ચપટું બની રહે છે. છૂંદણા, ત્રાજવાં-પડાવવાનો પણ આ બેટોમાં રિવાજ



હવાઈ ટાપુની નર્તકીઓ.

ધોઇ, તેમાં સુગંધી પદાર્થ નાખી, વચમાં ભાત ભાતનાં ફૂલો ગુંથે છે. આપણી ગુજરાતી બ્હેનો પોતાના વાળની સંભાળ લેવામાં અને તેને શણગારવામાં આટલી બધી ચતુર છે ?

જુદાજુદા દેશોમાં સુન્દરતાની ભાવના જુદીજુદી હોયછે. ચીન દેશની સ્ત્રીઓ સુંદર દેખાવાને પગ ટુંકાજ રહેવા દેછે. પશ્ચિમની સ્ત્રીઓ કમ્મર પર જકડીને પટ્ટા બાંધેછે.તેમ આ બેટોની

છે. પ્રથમ જ્યાં છૂંદણાં પાડવાં હોય ત્યાં શાહીથી નિશાનીઓ કરવામાં આવે છે. પછી એક લાકડીમાં અણીદાર ખીલી જડી હોય છે, તે વડે-એક પ્રકારના ઝાડના રસમાં તેને બોળી બોળી-હાથપગ મ્હોં વગેરે ભાગો પર છૂંદણા-ચિત્રો બનાવવામાં આવે છે.

આ બેટોના લોકોને પહેરવાને સુતરાઉ વસ્ત્રો મળતાં નથી, પણ 'ટી' નામના ઝાડનાં

રેસાઓમાંથી કપડાં બનાવે છે. રાય રંક સૌના શરીર પર આવાં રેસાનાં વસ્ત્રો હોય છે. જે દ્વીપોમાં 'ટી' ઝાડ થતું નથી, ત્યાંના વતનીઓ નાલિયેરના રેસા, વસ્ત્ર બનાવવાના કામમાં લેછે.

આ બેટાની સ્ત્રીઓની અથાક મહેનતનું ફળ 'ટા' નામનું ઝાડના રેસા અને ગર માંથી બનાવેલું વસ્ત્ર છે. જે ઝાડમાં પુષ્કળ રેસાઓ હોય છે, તેના થડ પરથી પ્રથમ છાલ ઉતારી લેવામાં આવે છે. પછી તેને કેટલોક વખત પાણીમાં પલાળી મૂકવામાં આવે છે. બહાર કાઢી ફરી ઉપરની કહેણુ છાલ ઉતારી ફરી પાણીમાં રાખી મૂકવામાં આવે છે. એમ કરતાં અંતે અંદરનો નરમ, સુંવાળો રેસાવાળો ભાગ બાકી રહે છે. ત્યાર પછી બે સ્ત્રીઓ સામસામી બેસી મોગરી વડે તેને કૂટતી જાય છે, અને પાણી છાંટતી જાય છે. પરિણામે તે ભાગ પથરાઇ, પહોળો અને કપાસ જેવો બારીક બની રહે છે. આનું નામ 'ટપ'. 'ટપ' આ બેટોની વિચિત્ર કારીગરીનો ઉતમ નમૂનો છે. આ 'ટપ' અથવા ચટાઇ બે ત્રણ ગજ લાંબી પહોળી હોયછે. મલમલ જેવી તે સફેદ અને ઝીણી હોય છે. તેની કિનારી ઓટી લેવામાં આવેછે.



ભુંડના દાંતનો નેકલેસ પહેરતી ટોંગો કન્યા.

પાલીનેશિયાની રમણીઓનાં આભૂષણો ઘણાખરાં ફૂલનાં હોય છે! આપણા દેશમાં ફૂલનાં ઘરેણાંઓ — અંબાડાની આસપાસ ફૂલમાળા ગજરો વીંટવાની નવી દાખલ થયેલી ઢબ બાદ કરીએ તો —માત્ર કવિજનોની કલ્પિત સુંદરીઓજ પહેરે છે. 'વશ' અને 'પાંખડી' જેવી પુષ્પમાં ઢંકાયેલી રસિકણો ખરા જગતમાં જોતાં જડે નહીં. પણ આ સ્ત્રીઓ તો કાન, કોટ, હાથ પગ—બધે ફૂલનાં જ ભૂષણો પહેરે છે. ઉપરાંત ભુંડના દાંતમાંથી નેકલેશ, બંગડીઓ વગેરે બનાવીને

પણ પહેરાય છે.

આ કહેવાતા જંગલી બેટામાં વિવાહની પ્રથા આપણા-દેશની પ્રથા જેવી ' જંગલી ' નથી. ત્યાં બાળલગ્નનું નામ નથી. કન્યા ઋતુમતિ થાય તે કાળ પહેલાં તેનો કદી પણ વિવાહ થતો નથી. જો કે કેટલીક જાતિઓમાં પુત્ર પુત્રીના લગ્ન માબાપો નક્કી કરે છે, તો પણ ઘણીખરી જાતિઓમાં તો વર કન્યા જ " આત્મા ઓળખે તે વર અને ન ઓળખે તે પર " એ સૂત્રને અનુસરી અન્યોન્ય અંતરનો સ્નેહ ઉત્પન્ન થાય ત્યાર પછી જ લગ્ન કરે છે.

પણ એક રીત વિચિત્ર છે. સ્ત્રી એકથી વધારે પતિઓ રાખી શકે છે. તેથી જો ધનવાનની કન્યા નિર્ધન પતિને આપવામાં આવી હોય તો તે પોતાના ધણી પર ખુબ સત્તા રાખે છે. લગ્નમાં કન્યા પક્ષ તરફથી ભોજન અપાય છે. સમોઆ બેટમાં કન્યાના સંબંધીઓ વરપક્ષને ચટાઈઓ અને નાની હોડીઓ દાયજા તરીકે આપે છે. હવાઈ બેટમાં માતાપિતા વિવાહ ગોઠવે છે. પણ ત્યાં વિવાહ વિધિ ટુંકીને ટચ છે. વરે કન્યા પર ' ટપ ' વસ્ત્ર ઢાંકી દીધું એટલે વિવાહ સંપૂર્ણ થયો. તાહિતી બેટમાં વિવાહ વખતે દેવતાઓની આજ્ઞા લેવી જરૂરી ગણાય છે. કન્યાને ઘેર એક વેદી બનાવાય છે, તે ઉપર પૂર્વજોનાં હાડકાનાં અવશેષ રાખવામાં આવે છે વર-કન્યા તેની આગળ જોડાજોડ બેસે છે. પછી પૂજારી બન્નેને પુછે છે કે તમે એક બીજાને છોડશો તો નહીંને? બન્ને કબૂલ થાય એટલે પૂજારી આશીર્વાદ આપી વદાય કરે છે.

સમોઆ બેટમાં ' કાવા ' અને ' ટાપાઉ ' નામના દારૂ પેદા થાય છે અને તેમનો ઉપયોગ ઘેરઘેર થતો જોવામાં આવે છે. યુદ્ધ હોય કે મેળો, વિવાહ હોય કે મૃત્યુ—દરેક પ્રસંગે ' કાવા ' તો જોઈએજ. અતિથિને પણ, મહેમાનગીરી તરીકે, પ્રથમ ' કાવા ' તેની આગળ ધરવામાં આવે છે.

ગામધણી પોતાની અથવા બીજા કોઈ સારા ઘરની એકાદ કન્યાને ચૂંટી કાઢે છે. તેને એક મોટું સારૂં ઘર રહેવાને કાઢી આપે છે. તે કન્યા ત્યાં બીજી સખીઓની સાથે રહે છે, અને ઘણું ખરૂં બહાર જઈ શકતી નથી. જાય છે તો સાથે કોઈ વૃદ્ધ સ્ત્રીને સાથે લેવી પડે છે. કોઈ પણ બહારના પુરૂષને તેની પાસે જવાની મનાઈ હોય છે. ગામના સર્વ શુભ સર અવસરોમાં તે પ્રધાન હોય છે. અતિથિઓનો સત્કાર કરવો, તેમના માટે ' કાવા ' તૈયાર કરવો ઇત્યાદિ તેનું કામ છે, બીજા ગામનો કોઈ મોટો માણસ તેને એટલાં બધાં સુવરનાં બચ્ચાંની ભેટ કરી શકે કે જેટલાં કોઈ ગામપતિની સ્ત્રીઓ પાસે ના હોય તો તે તેને પરણવાને તૈયાર થાય છે. પોતાની સહીયરો સાથે નાચવું એ પણ આ યુવતીનું મુખ્ય કર્તવ્ય છે. તે હંમેશાં ફૂલમાં દટાયેલી રહે છે. આ કન્યાઓનો ' સીવા ' નામનો અદ્દભુત નાચ બેસીને થાય છે.



# બાલા કરૂણા સ્તુતિ.

લેખકઃ શ્રીયુત " નંદ. "

નથી કોઇ મારૂં રે, નથી ..કોઇ મારૂં રે
આ...જગમાં.
તું છો એ ..ક આધા...ર. વિભુવર
તું છો એક આધાર—નથી કોઇ.

માત પિતા...અરિ,
ભ્રાત મતિયે...ફરી;
કરજે તું...અવ વા ..ર, વિભુવર
તું છો એક આધાર—નથી કોઇ.

ધન લોભી...વડીલો સહુ મારા
કન્યાનો........ વિક્રય કરનારા
ત્રાતા તું...આ વા...ર, વિભુવર
તું છો એક આધાર—નથી કોઈ.

દંત ગલિત, નિસ્તેજ નયનનો,
વીર્યહીન, કર્ચલિત અંગનો;
વૃદ્ધ દિસે......ભરથા......ર, વિભુવર
તું છો એક આધાર...નથી કોઇ.

બાલક હું. પિતુ આજ્ઞા તો...લી
શકું નહીં, અક્ષર પણ બો ..લી
આશ્રય તું...... કીરતાર, વિભુવર
તું છો એક આધાર—નથી કોઈ.



# ઈબ્સનનું ડૉલ્સ હાઉસ.

અથવા

## પોતાનું વ્યક્તિત્વ ખીલવવાનો સ્ત્રીનો હક્ક.

લેખકઃ પ્રો. જ્યોતિંદ્ર મહેતા બી.એ (ઑક્સફર્ડ), બારીસ્ટર–ઍટ–લૉ.

ઓગણીસમી સદીના છેલ્લાં ૫૦ વર્ષથી સ્ત્રીઓના હક્કનો વિષય વધારે પ્રસિદ્ધિમાં આવતો જાય છે.

માત્ર ૭૦ વર્ષ ઉપર ઇંગ્લંડમાં પણ સ્ત્રીઓને સ્વતંત્ર વ્યક્તિ તરીકે કોઇ સ્વીકારતું ન હતું. વિક્ટોરીયા રાણીની કારકિર્દીના સમયની સામાજિક રૂઢીઓનાં બંધનોથી સ્ત્રીઓની સ્વતંત્રતા ઉપર વધારે કાબુ મુકાયો. સ્ત્રી તે પુરુષના મનનું રંજન કરવા માટેનું રમકડું–એક પુતળી હોય તેમ મનાવા લાગ્યું અને પુરૂષ તેને પોતાની એક કિમતી વસ્તુ હોય તે પ્રમાણે સંભાળથી સાચવે, લાલન પાલન કરે અને લાડ લડાવે. પુરૂષો પેઠે છુટથી સમાજમાં હરીફરી શકવાનો હક્ક સ્ત્રીઓને નહોતો એટલુંજ નહિ પણ તેઓ રૂઢીથી સ્વતંત્ર પોતાનો મત પણ પ્રદર્શિત કરી શકતી ન હતી.

( Mill ) મિલના રાજ્યપ્રકરણી વિચારો વિષે મતભેદ હોઇ શકે, પણ એકંદરે મનુષ્યજાતિના વ્યક્તિગત સ્વાતંત્ર્ય અને વ્યક્તિએ ધરાવવાના હક્કનો એના જેવો શુદ્ધ અને મહાન હિમાયતી બીજો કોઇ થયો ન હતો. એ જમાનામાં સમાજમાં સ્ત્રીનું જે સ્થાન ગણાતું હતું તેની વિરૂદ્ધ મિલે પોતાના "સ્ત્રીઓનું આધીનપણું" (Subjection of women) એ નામના પુસ્તકમાં ઘણું લખ્યું હતુ.

દિવસે દિવસે સ્ત્રીઓની સ્વતંત્રતાની ચળવળ સબળ થતી જાય છે. ઇંગ્રેજી ભાષા બોલતી પ્રજામાં સામાજિક જીવનમાં સ્ત્રીઓ પુરૂષો જેવાજ સમાન હક્ક ધરાવવા સફળ થઇ છે. અને રાજકીય વિષયોમાં પણ માત્ર પુરૂષોજ અગ્રસ્થાન ભોગવે એ બાબત તેઓ કબુલ નથી કરતી. અત્યાર સુધી સમસ્ત મતાધિકાર ( Universal suffrage ) નો અર્થ એવો થતો હતો કે પ્રત્યેક 'પુરૂષ' ને મત આપવાનો અધિકાર છે. પણ હવે તો માત્ર 'પુરૂષ' નેજ નહિં પણ પ્રત્યેક 'સ્ત્રી અથવા પુરૂષ' ને મત આપવાનો અધિકાર છે એવો અર્થ થાય છે.

કોઇ પણ દેશના ચાલુ સામાજિક વિચારો કેવા પ્રકારના છે તે ત્યાંના કાયદા ઉપરથી જણાઇ આવે છે. કાયદામાં પણ સ્ત્રીને સ્વતંત્ર વ્યક્તિ ગણવામાં આવતી ન હતી. એક સમયે જો કોઇ પણ સ્ત્રી પોતાના પતિની સમક્ષ કોઇ ગુન્હો કરતી તો તેણે તેના દબાણથી તે ગુન્હો કર્યો છે એમ માનવામાં આવતું અને તેથી તે સ્ત્રી પોતાના કાર્ય માટે જવાબદાર ગણાતી નહિ લગ્નથી સ્ત્રીનું વ્યક્તિત્વ તેના પતિના વ્યક્તિત્વમાંજ સમાઇ જતું. જ્યાં સુધી પરિણિત સ્ત્રીઓની મિલ્કતના કાયદા ( Married Women's Property Acts ) પસાર નહોતા થયા

ત્યાં સુધી કોઇ પણ સ્ત્રી પોતાની સ્વતંત્ર મિલ્કતની માલિક ગણાતી ન હતી. હિન્દુ કાયદા પ્રમાણે તો સમાજમાં સ્ત્રીનું આથી પણ ઘણું વધારે ગૌણ પદ ગણવામાં આવ્યું છે. જ્યાં સુધી અવિવાહિતા હોય ત્યાં સુધી કોઇ પણ સ્ત્રીએ પોતાના પિતા અથવા સંયુક્ત કુટુંબના જે મુખ્ય વડિલ હોય તેના હાથ નીચે દબાયેલાં રહેવાનું; લગ્ન પછી પતિની તાબેદારીમાં પડવાનું અને જો વિધવા થાય તો એની જે દયાજનક પરાધીનતા થાય તે વર્ણવવા માટે ભાષામાં પુરતા શબ્દોજ નથી.

જ્યારે ઇબ્સને ' ડૉલ્સ હાઉસ ' નામનું નાટક રચ્યું ત્યારે સ્ત્રીઓના હક્કનો પ્રશ્ન તરતજ પ્રસિદ્ધિમાં આવવા માંડયો હતો. ઇબ્સન વ્યક્તિગત સ્વાતંત્ર્યવાદી હતો તે તો કોઇ પણ વ્યક્તિનું પરાધીનપણુંજ સ્વીકારતો નહતો. એના સર્વ નાટકોમાં લગભગ શ્રેષ્ઠ Dolls House માં કોઇપણ પરિણિત સ્ત્રીને પોતાના પતિથી સ્વતંત્ર વ્યક્તિત્વ ધરાવી શકવાનો કેટલો હક્ક છે તે પ્રશ્ન એણે હાથમાં લીધો છે. લગ્ન પછી સ્ત્રીનું વ્યક્તિત્વ પુરૂષમાંજ સમાઇ જાય છે, એ પરંપરાગત મતની તે સાફ વિરૂદ્ધ હતો. કોઇ પણ પતિએ પોતાની સ્ત્રીને જીવનસખી ન માનતાં તેને બદલે એક કિંમતી વસ્તુ ગણવી, સ્ત્રીની જીંદગીનો પરમધર્મ પોતાના પતિદેવને રીઝવવાનો છે એમ માનવું, તેણે સારાં સારાં વસ્ત્રો સજીને બને તેટલાં સુંદર ને સુશોભિત દખાવું ને તેથી તેના સ્વામિને રાજી રાખવાં, આવી રીતે એકંદરે તેના મ્રુદુ રમકડું બનીને રહેવું, એમ ઇબ્સન જરા પણ માનતો નહતો.

આ નાટકની મુખ્ય નાયિકા નૉરા હૅલ્મર લાડ લડાવી મુકેલી સુંદર બાલિકા પત્ની છે. તેને પોતાના પતિ તથા બાળકો પ્રત્યે અગાધ સ્નેહ છે અને તેથી તેને મન તો એના જીવનનો હેતુજ પતિને રીઝવવાનો અને બાળકો પાછળ ઘેલાં બનીને તેમને લાડ લડાવવાનો છે. હૅલ્મર જે કહે છે તેને નૉરા વેદ વાક્ય માનીને તેની મરજી પ્રમાણે ચાલે છે. હૅલ્મરના વિચારો તેજ નૉરાના પણ બને છે અને તે એટલી હદ સુધી પરાધીન થઇ ગઇ હોય છે કે તે કોઇ પણ વિષય ઉપર સ્વતંત્ર રીતે વિચાર નથી કરતી. તેનો પતિ એક વખત ઘણોજ માંદા પડે છે. ઘણીજ ગંભીર સ્થિતિ થઈ જાય છે ત્યારે ડાકટરો તેને હવાફેર માટે ઇટલી લઇ જવાની સલાહ નૉરાને આપે છે નૉરાને હૅલ્મર માટે અનહદ સ્નેહ છે. તેથી તે ગમે તેમ કરીને પણ જોઇતા પૈસા મેળવવાનો પ્રયત્ન કરે છે છેવટે ( Krogstad ) ક્રૉગસ્ટૅડ નામના માણસ પાસેથી પોતાના બાપના નામથી તે પૈસા ઉછીના લે છે. પણ તેનો બાપ દુર્ભાગ્યે મરણપથારી પર પડેલો હોવાથી હૅલ્મરની સ્થિતિના ખરાબ સમાચાર તેને જણાવવાની તેની હિંમત ચાલતી નથી. એટલે તેની સહી કરવા તે દસ્તાવેજ તેને મોકલતી નથી. એટલામાં કટોકટીને વખતે તેનો બાપ મરણ પામે છે. પૈસાની તાત્કાલિક જરૂર હોવાથી તેનો પતિ પ્રત્યેનો અનહદ સ્નેહ તેને દસ્તાવેજ ઉપર ખોટી સહી કરવા પ્રેરે છે. નૉરા મનમાં ધારે છે કે તેનું આ કાર્ય ખોટું તો છે પણ તે કરવાનો હેતુ તદ્દન શુદ્ધ હતો તેથી તે કાયદા પ્રમાણે પણ ગુન્હેગાર ગણાવી ન જોઇએ. પણ તેને કાયદામાંજ થતા અસંખ્ય અન્યાયની ખબર નહતી.

પાછળથી તે પોતાનું દેવું ચુકવવા માટે પુષ્કળ કરકસર કરે છે. પોતે પતિના સ્નેહને લીધે આવો આત્મભોગ આપ્યો છે તેથી મનમાંથી તે ઘણીજ મગરૂર રહે છે અને બધી હકિકતથી હૅલ્મરને અજ્ઞાત રાખે છે. તે પોતાનાં વસ્ત્રો અને હાથ ખરચીમાંથી જે

બચી શકે તેમાંથી દેવું વાળતી જાય છે.

ક્રૉગસ્ટેડ એક બૅન્કમાં નોકરી કરતો હોય છે અને તેજ બૅન્કમાં હૅલ્મર મેનેજર તરીકે નીમાય છે. ક્રૉગસ્ટેડ એક અપ્રમાણિક અને સ્વાર્થી માણસ છે. તેની ખરાબ આબરૂને લીધે હૅલ્મર તેને બૅન્કમાથી કાઢી મુકવાનો છે. આ માણસ નૉરાની ગુન્હેગારીની વાત જાણતો હોય છે એટલે તેની નિરાધારીનો લાભ લેવાનું ધારે છે અને તેને એવી ધમકી આપે છે કે જો તેને બૅન્કમાંથી કાઢી ના મુકવા માટે નૉરા હૅલ્મરને સમજાવશે નહિં તો તે નૉરાએ અણસમજમાં કરેલી ખોટી સહી અને દેવા વિષે બધી વાત દુનીઆને જાહેર કરશે એટલે હૅલ્મરની આબરૂના ચુરેચુરા થઇ જશે

હૅલ્મર તો ઘણોજ સાધી ચાલનો માણસ છે. તેને કોઇ પણ રીતે વારવામાં નૉરા સફળ નથી થતી. તેથી ક્રૉગસ્ટેડ તેના ઉપર પત્ર ખીને તેમાં નૉરાના દેવા વિષે અને તેણે કરેલી બનાવટી સહી વિષે તેને જણાવે છે, અને લખે છે કે જો તેને બૅન્કમાંથી કાઢી મુકવામાં આવશે તો તે આ બધી હકિકત ઉઘાડી પાડીને હૅલ્મરને ફજેત કરશે. નૉરા એમ ધારતી હતી કે પોતાની પ્રત્યેના સ્નેહને લીધે આવો તેણે આત્મભોગ આપ્યો હતો એમ જ્યારે હૅલ્મર જાણશે ત્યારે તેને માટે હૅલ્મરને ઘણુંજ અભિમાન થશે. પણ તેને એક ભય હતો કે તેની આબરૂને અકલંકિત રાખવા અને તેના આત્મભોગની કદર જાણીને કદાચ હૅલ્મર પોતાના ઉપર ખોટી સહી કરવાનો ગુન્હો લઇ લેશે. અને જો હૅલ્મર એમ કબુલ કરે તો પછી નૉરાનું કહેવું કોઇ પણ માને નહિં અને બદનામ થઇને તેના કુટુંબના સુખની સમાપ્તિ થઇ જશે. પણ એવું બને છે કે હૅલ્મર તો પોતાની આબરૂની વાત આવી એટલે અત્યંત ક્રોધાયમાન થઇ જાય છે, અને નૉરાને ધિક્કારી નાખે છે. બીચારી નૉરાને ખ્યાલ નથી હોતો કે તેનો પતિ કેટલી હદ સુધી સ્વાર્થી છે અને તેને તો પોતાનીજ આબરૂના દરકાર છે. દુનિયા પોતાને માટે શું ધારશે અને શું કહેશે તેનોજ એ તો વિચાર કરે છે. પોતાનીજ અત્યાર સુધી લાડ લડાવેલી પત્નીની આબરૂ ધુળમાં મળી જશે તે માટે એને કંઇ પણ દરકાર નથી. માત્ર એને તો એમજ ખ્યાલ આવે છે કે પોતાની પત્નીની વર્તણુકને લીધે પોતે બદનામ થશે.

આ અરસામાં એવું બન્યું હોય છે કે નૉરાની એક ઘણીજ જુની બહેનપણીને ક્રૉગસ્ટેડ પ્રત્યે પ્રેમ છે. ક્રૉગસ્ટેડને પોતે સુમાર્ગે દોરી શકશે એવી ખાત્રીથી એ તેને પરણવા કબુલ થાય છે. આવી રીતે ક્રૉગસ્ટેડના સંયોગો બદલાઇ જાય છે. આ સ્ત્રી નૉરાની અત્યંત પ્રિય સખી હોય છે એટલે એને નૉરાએ બધી વાત કહી હોય છે. તેથી તે ક્રૉગસ્ટેડને નૉરા ઉપર દયા લાવવા વિનવે છે. તેથી તે પેલો ખોટી સહીવાળો દસ્તાવેજ નૉરા ઉપર પાછો મોકલી દે છે.

જેવો આ દસ્તાવેજ હૅલ્મરના હાથમાં આવે છે એટલે તરતજ તેને બાળી નાખે છે અને તેને ઘણોજ આનંદ થાય છે. તે નૉરાને પહેલાની પેઠેજ લાડ લડાવવા માંડી જાય છે. અહિંઆંજ નાટકનો છેલ્લો અને મુખ્ય પ્રસંગ બને છે, અને તેજ ભાગ ઇબ્સનના કૌશલ્યની અવધિ બતાવે છે. હૅલ્મરની વર્તણુકથી નૉરાની આંખો અચાનક ઉઘડે છે અને તેને એકાએક હૅલ્મરના સ્વાર્થી સ્વભાવનું ભાન થાય છે. પે તે અત્યાર સુધી હૅલ્મરનો માલિકીની વસ્તુ હોય એ પ્રમાણે રહેતી હતી, તેવું કરવાની એ સાફ ના કહે છે. પોતાના પતિ તથા બાળકોને છોડીને પોતાનું સ્ત્રી તરીકેનું સ્વતંત્ર વ્યક્તિત્વ ખીલવવા માટે ઘરમાંથી ચાલી જાય છે.

તેને ખ્યાલ આવે છે કે તે પોતે પણ એક વ્યક્તિ છે અને તેને પણ પોતાના પતિથી સ્વતંત્ર રીતે વિચાર કરવાનો હકક છે. હવે તેના પતિના ઘરમાં તેના હાથ નીચે રહેવાનું તે કબુલ નથી કરતી.

આ પ્રમાણે ઇબ્સનનો આ નાટક લખવાનો મુખ્ય હેતુ એજ છે કે કોઇ પણ સ્ત્રી લગ્ન પછી વ્યકિતત્વ સાચવી શકે, અને કોઇ પણ પતિને સ્ત્રીને માત્ર અમાનુષી ચીજ હોય તેમ ગણવાનો બીલકુલ અધિકાર નથી. પતિએ તો સ્ત્રીને એક જુદી વ્યકિત ગણી તે પ્રમાણે તેની તરફ માન રાખવું જોઇએ. તેને સ્વતંત્ર રીતે વિચાર કરવાનો ને સારૂં નઠારૂં જોઇને તે પ્રમાણે વર્તન કરવાનો સંપૂર્ણ હક્ક હોવો જોઇએ.



# સૌરાષ્ટની ગરબીઓ.

## (૪)

## ગોપીની વિનતિ.

સંપાદકઃ શ્રીયુત "અચ્યુત."



હારે મથુરાંના એ મોલે આવજો,
હારે મુને અબળાને લાડ લડાવજો. હાંરે–
હારે વ્હાલા તમવિના વન જઇ શું કરૂં,
હારે વીખડાં * તે ખાઇને હું મરૂં રે. હાંરે–
હાંરે વન જાતાં તે સંસેહ * સૌ કરે,
હાંરે ગાયો કૃષ્ણ કૃષ્ણ કહી ભાંભરે રે. હાંરે–
હાંરે ગોપી વ્યાકુળ થઇને વનમાં ફરે,
હાંરે ન્હેને નેણે અસાડો મે ઝરે રે. હાંરે–
હાંરે ભેટયા કહાનને પામી સુખડાં,
હાંરે ગુરૂ ગાય રે ગેમથ ગયાં દુઃખડાં. હાંરે–



---
* વિષ. * સંશય.



# ગામઠી નિશાળ.

( " ફુલી કાકી " લેખાંક ૩ જો. )

લેખક: શ્રીયુત છોટાલાલ ડાહ્યાભાઈ જાગીરદાર.
ચિત્રકાર: શ્રીયુત છોટાલાલ અંબાશંકર જોશી.

"જેમ અટ્યા ગટીઆ ! નીચે ઉતર્યો કે હું આવું ઉપર ! "

" નારે, ના મહેતાજી ! છોકરો કપડા પહેરેછે. પાસેના રવીયાને બોલાવી લો. એટલામાં એ તૈયાર થઇ રહેશે. " ફુલી કાકીએ કહ્યું. માથે ઘણી જુની ફાટેલી તુટેલી તેલીઆ સુરતી પાઘડી, પગે દક્ષણી જોડા, કેડે એક નાનીશી પોતડી અને હાથમાં બે છેડેથી બાળેલી નેતરની સોટી અને બાકીના બીજાં અંગે દીગબર જેવા અવતારમાં ગામડી નિશાળના મહેતાજી કરૂણાશંકર છોકરાઓને નિશાળે લઇ જવાને નીકળી પડયા હતા. શાળામા નિયમત હાજરી આપનારા જૂના રીંઢા થઇ ગયલા વિદ્યાર્થીઓને માટે એ તસ્દી લેતા નહિ પણ તરતજ નિશાળે બેસાડેલા છેક નાના છોકરાઓ તેમજ દર ત્રીજે દહાડે જન્માષ્ટમીની રજા પાળતા કનૈયા કહાનો માટે એમને બીજે ત્રીજે અવતાર ધારણ કરવો પડતો. એમની વિકરાળ આંખોએ અને સિંહ જેવી ત્રાડે છોકરાઓમાં એવો તો ત્રાસ બેસાડયો હતો કે ભણી ગણી પરવારી ગયલા મોટી ઉમરના કંઇક વિદ્યાર્થીઓ પણ એને જોઇને ધ્રુજી ઉઠતા. આમછતાં હૃદયન એ બહુ કોમળ હતા. પોતાની શાળામા શીખતો કોઇ છોકરો માંદો છે એમ ખબર પડતાં તે તેને ત્યાં પહોંચી જતા. છોકરાના માબાપને થથરાવી નાંખે એવા અવાજે છોકરાની માંદગીનું કારણ પૂછતા ને તે પોતાના અનુભવની કંઇક ઔષધિઓની સુચના કરતા. જ્યોતિષ સારૂં જાણતા હોવાથી છોકરાના જન્માક્ષર જોતા અને પીડાકારી ગ્રહ માટે દાનની સુચના કરતા અને છેવટે હોય એતો બચ્ચું છે એને માંદા પડતા યે વાર નહિ ને સાજા થતા યે વાર નહિ, એમ ધીરજ આપી માથે પાઘડું દાબી રસ્તે પડતા. એમની શાળામાં ભણતા છોકરાઓ માટે 'ફી' નહિ હતી. દર એકાદશીએ એક પૈસો ને વાર તહેવારે થોડું ધાન્ય, તે યે મળે તો ઠીક નહિ તો 'જે રામજી.' મંત્ર પ્રયોગથી ગમે તેવું દુખતુ માથું એ બે મિનિટમાં ઉતારતા. સર્પ-દંશ મંત્ર પ્રયોગથી સાજો કરતા અને તાવના દોરા ચીઠ્ઠી બનાવી આપતા. અંગ્રેજી શીખીને પોતાને સર્વ વાતે પારંગત માનનારા 'માસ્તરો' આ બધું હસી કહાડતા. પણ મહેતાજીને તેની શી પરવા હતી ! પ્રસંગ પડે એ 'અંગ્રેજી માસ્તરો'ની એ બાબતની ખાત્રી કરી આપતા ચૂકતા નહિ. છોકરાઓને આંક તો એવા પાકા શીખવતા કે એની નિશાળેથી શીખીને વેપાર ધંધે લાગેલા છોકરાઓ એની આંક શીખવવાની પદ્ધતિને અંતરથી આશિર્વાદ આપતા ભોળા અને સાદા મહેતાજી પોતાની બેઠક પર પોતડી ઉંચી લઇ બેઠા બેઠાં 'કોપરાં જોખતાં' હોય ત્યારે વડો નિશાળીઓ ઉભો રહી ભરતી કરતા કે 'કોપરા જોખવામાં' મહેતાજીનું અનુકરણ કરતા છોકરાને લુગડાના કુંચાનો પોચો ગોળ દડો લગાવી ઉભો કરતો કે અંગુઠા પકડાવતો. શાળામાં અગ્રે ચાર જણ બહુ 'પ્રખ્યાત'

હતા. હું, પોતે, મકનકાકાના ગટુ, નટુ અને ચોથા મિઆં કાસમ, મહેતાજીએ ઘેરથી પલાખા લખી લાવવાનું કહ્યું હોય પણ તે નહિ લખ્યા હોય તો મહેતાજીના ધરતીકંપારામાંથી બચી જવા માટે અમ્હ ચારે કુમારોની યુક્તિ જુદી જુદી હતી.

"કેમ અલ્યા નટીઆ તારૂં મોત બોત ભમ્યું છે કે શું? આજે પલાખા કેમ નથી લખી લાવ્યો. હરામખોર!" મહેતાજીને હાથ એક દિવસ નટુભાઇ સપડાઇ ગયા.

"સ-સ-સાહેબ ભૂલી ગયો" નટુભાઇએ સુક્કા આંખે દયકીઆં ખાતા કહ્યું.

"ખાવાનું ભૂલી જાય છે! આગ આવ આમ આવ. તારો હાથ લાંબો કર! હરામખોર" મહેતાજીએ ડોળા કકડાવ્યા.

"મ-મ મલી ગયો.' સાહેબ! ભૂલ થઇ એ-એ લખી લાવીશ હવેથી. ક-ક કાલે ભાભીએ કહ્યું છે કે મહેતાજીને સુખલી કલવાનું કહે જે. કેમ ગટુ ખલી વાટને" નટુએ ચોપટ ખેલવા માડી.

"હા-આ સાહેબ ભાભીએ કાલે તમને સુખલી કલવા બોલાવ્યા છે." ગટુએ ટાપસી પૂરી.

"સુખડી? કાલે? કેટલે વાગે?" મહેતાજીએ પુછ્યું.

"એક વાગે" નટુએ કહ્યું.

"એક વાગે? હરામખોર કોઇ એક વાગે સુખડી કરાવતું હશે?"

"ના, સાહેબ, અગીઆલ વાગે! કેમ હું ગટુ ખલી—"

"ચાલ બેસી જા બેસી જા! જો હવે પલાખા લખી લાવ્યાનું ભૂલ્યો છે તો માર ખાતા ખાતા ચામડી ઉખડી જશે. સહમજ્યો! તારી બાને કહેજે કે અગીઆર વાગે હું સુખડી કરવા આવીશ."

"વારુ સાહેબ!"

બ્રાહ્મણને સુખડી કરાવવી તેમ કાંઇ ઝાઝી લપ નહિ. કેળાં, ચૂરૂં ને છૂટાં ઘી તથા બરફી કે કોઇ વખત દુધથી બાંધેલી ચોખી પૂરી, ગળપણમાં બરફી કે કાંઇ બીજું અને આદાછીણુ. દક્ષિણામાં એક પૈસો! આમ સુખડી કરાવવી બહુ સહેલી હતી. મહેતાજી 'બામણીઆ અગીઆર' એટલે સ્ટાન્ડર્ડ બાર વાગતાને સુમારે એમના એક 'નંદન'ને લઇ આવી પહોંચ્યા. કોઇ દહાડે નહિ ને આજે મહેતાજીને બાર વાગતે આવેલા જોઇને તરતજ જમી ઉઠી પાનસોપારી ખાઇ એઠું મ્હોં ટાળતા ફુલી કાકી વિસ્મય પામ્યા. નટુએ ગટુને આંખ મારી.

"આવો આવો મહેતાજી. કેમ ગટુ, નટુ નિશાળમાં કેમ શીખે છે." ફુલી કાકીએ મહેતાજીને આવકાર આપતા પૂછ્યું.

"અરે એ તમારા પોટ્રાઓ તો બહુ હોંશિઆર છે. બે રહીને માટ્રીક થયલાની બરોબરી કરશે એવા ચપરખાંધા છે."

ફુલીકાકી ખુશ થયાં. મકનકાકા પણ રીઝયા. થોડી ઘણી એલાર પેલારની વાતો કરી પણ કોઇ સુખડી કરવાનું કહેતું નથી ધારી મહેતાજીએજ એ વાત ઉકેલી.

"કાલે નટુએ મ્હને અગીઆર વાગે સુખડી કરવા આવવાનું કહ્યું હતું એટલે કોઇએ નોતરૂં દીધું તો તેનો બરાબર ટાઇમ સાચવવો ધારી વખતસર નિશાળેથી નીકળ્યો. પણ જાણોછોની આપણે તો રસ્તામાં હજાર લફરાં મળે. એટલે અહીં આવતા સ્હેજે બાર થઇ ગયા"

"સુખડી? નટુએ નોતરૂં આપ્યું? સુવો કહેતોએ નથી!" ફુલી કાકી ઉખડયા.

"નોતરૂં નહિ આપ્યું તો શું હું પૌસ્તામાં આવ્યો?" મહેતાજી બરાડયા.

"અરે હા ! હા ! ઉઠ, ઉઠ હવે. છોકરાએ નોતરૂં આપ્યું તેમાં શું થયું. ઘરમાં ચાર કેળાં છે તે છોલી આપ. ઘેરે આવેલો બ્રાહ્મણ કંઇ ભૂખ્યો વદાય કરાય ? જો વાત લાવી છે તે." મકન કાકા સમજી ગયા.

"તે મ્હેં ક્યાં ના કહી જે. એતો મ્હને પહેલેથી ખબર હત તો દૂધની પૂરી બનાવી રાખત અને બરફી મંગાવતે કની." ફુલી કાકી ખીસીઆણા પડી જઇ બોલ્યા.

"ચાલ ચાલ. તેમાં શું હરકત છે ? એતો હમો વરતે હાવધાન. કેમ. મહેતાજી ! બોલ્યા નઇ ?" કાકાએ મહેતાજીને પ્રશ્ન કર્યો.

"ખરૂં છે. ભગવાન તો ભાવના ભૂખ્યા છે. કહ્યું છે કે 'દુરી. જોધકો મેવા ત્યાગી બાજી વિદુર ઘેર પાયો' તે કંઇ શું ખોટું છો"



"ઓહો ! હરગોવંદર ! તમે કંઇ અહિંયાં ?"

મહેતાજીએ સંતોષથી કેળાં છોલી, છુંદી તેમાં ખરૂં ને ઘી મેળવી નરમ દુવા જેવો કેળાંપાક ઝાપટ્યો. સાથે આવેલો છોકરો ઘેરથી મહેતાજીનું રેશમી પીતાંબર લઇને નિશાળે આવેલો. તેણે તો માત્ર પૈ 'દખણા' ની લાલચે મહેતાજીનો સાથ સાધેલો ! બાકી એ બટુકજી બાર વાગ્યા સુધી ભૂખ્યા રહે એમ નહિ હતું. એમને તો ઘેર દશ વાગતાંમાંજ 'સીરાવાનું' મળી જતું !

મ્હારી યુક્તિ વળી એથી જુદીજ હતી. પૈ લાખાં નહિ લખાવ્યાં હોય કે કેમ ચીજ કાચી હોય તો પહેલેથીજ મહેતાજી આગળ જઇ હું તેને વંદન કરતો અને પછી કહેતો: "સાહેબ! બાઇસાહેબે આજે તમને ઘેર બોલાવ્યા છે."

"કેમ શું કામ છે ?"

"ખબર નથી. પણ કંઇ જરૂરનું કામ હશે તેથીજ બોલાવ્યા હશે."

ફોઇબાની એક ટેવ એવી હતી કે કોઇ બ્રાહ્મણ કે જ્યોતિષી ઘેર આવતો તેને એ ખાલી હાથે વિદાય કરતા નહિ. એ બારે કરકસરીઆ હોવાને લીધે બહુ નહિ તો એક પૈ કે છેવટે ચપટી ચોખા આપી 'બ્રાહ્મણને સંતોખતા.' પણ એ પૈ કે ચપટી ચોખા પણ નકામા જાય નહિ તેથી પંચક, તિથી કે તે દિવસના સારા નરસા ચોઘડીઆની વાત બ્રાહ્મણને પૂછી લીધા વગર એ રહેતા નહિ. ઘેર પંચગ્રાસ લેવા આવેલો ગ્રાતિગોર પણ એના સપાટામાંથી બચતો નહિ. આ ટેવ હું જાણતો હોવાથી મહેતાજીને ઘેર બોલાવવામાં હું બહુ સાહસ કરૂં છું એમ બ્રાહ્મણ કરતું. અલબત આવું જુઠાણું ચલાવવું નહિ જોઇએ—મ્હાની વયમાં તો કુમારાએ 'સત્ય બોલી પ્રમાણમાં પમણાં માંડ્યાં' જાણ્યે પણ કોઇ જુદા પ્રકારે ખાં કર્યું

છે કે કોઇવાર અસત્ય પણ સત્યતાથી ગૌરવભર્યું હોય છે. કારણ આમ ગાલ્લું હાંકયાથી મ્હારી ભૂલચુક ' ચુકતે હિસાબ ' થઇ જતી અને હું મહેતાજીના સપાટામાંથી બચી જતો! પણ કાસમયા તો તોબા! એણે અજમાવેલીએક રીતથી તો હદ થઇ. મહેતાજીની લપલપ છોકરાંઓને ઘેર દોડયા જવાની ખોડને તો એણેજ ભુલાવી એમ કહીએ તો ચાલે.

અમારી નિશાળમાં કોઈ દિવસ ' તેરા ' આવતો નહી. અમેરીકાની એક સીનેમેટોગ્રાફ કંપનીની માફક જ્યારે જુવો ત્યારે નિશાળ ચાલુને ચાલુ. સ્હવારના સાતથી તે સ્હાંજના સાત સુધી નિશાળ ખુલ્લી રહેતી. પણ શિક્ષણ સ્હવારના આઠથી દશ અને સ્હાંજના ચારથી પાંચજ ચાલતું. દશ અગીઆરે છોકરાઓને જમવાની રજા મળતી, તે જમીને પાછા ત્રણ ચાર વાગે નિશાળે આવવાનું હતું. કોઇ છોકરા તો જમીનેજ નિશાળે આવતા. સ્હવારનો સમય નિયમિત નહિ હતો. પણ સ્હાંજના બધા છોકરાઓની હાજરી લેવાતી. નિશાળની બહાર રસ્તા ઉપર જતી આવતી ગાડીને અડચણ ન થાય એમ છોકરાઓને હારદોર ઉભા રાખી મહેતાજી અને વડો નિશાળીઓ સુંદર રાગથી તાલ સાથે મોટે ધાંટે આંક બોલાવતા ! ઓહો ! એ આંક ' ગાવાની ' મઝા ! ન્હાની ઉમરની નવવધુને સાસરે જતાં જે અભાવો થઇ આવે છે તેના જેવો ' અભાવો ' અમને નિશાળે જતાં થતો હતો. છતાં તે આંક ' ગાવાની ' મઝાહ ! અમ્હે તે કદીયે ચૂકતા નહિ ! વિજ્ઞાને તો હજી હમણા સાબિત કીધું કે તોપના મ્હોટા મ્હોટા ધડાકાઓ કરી વરસાદ આકર્ષી શકાય છે પણ એ સિદ્ધાંત તો અમ્હે છેક નાનપણથી જાણતા હતા અને તેને અમલમાંયે મૂકતા હતા. ચોમાસાના દિવસમાં વરસાદ ન્હડી આવ્યો હોય તે સમયે અસાધારણ ગર્જના કરી અમ્હે આંક ' ગાતા '. અને માનશો ? વરસાદ ' બારે મેઘ તૂટી ' પડતો અને અમ્હે સૌ નાશી નિશાળમાં ભરાઇ જતા!–આવા એક પ્રસંગે કાસમ મસ્તી તોફાન કરતાં ન્હાસતા ન્હાસતા લપસી પડયો. મહેતાજી તે વખતે તો કંઇ બોલ્યા નહિ પણ સઘળું ઠરી ઠામ પડી ગયા પછી પોતાની હમેશની રીત મુજબ બારાખડી શીખવતાં કાસમને જ પહેલો ઉભો કીધો.

" ચાલ બોલ જોઉં. ગ–ગાને કંઇ નહિ, ધ–ધા ને એક માત્ર, ડ–ડા ને કાનો માત્ર. બોલ શો શબ્દ બન્યો. ? "

"ગ–ધે–ડો સાહેબ.મીઆં કાસમ બોલ્યો."

" તારા જેવો ! હવે બોલ. બ–બા ને કંઇ નહિ,હ–હાને હ્રસ્વવર્ડું,ત–તાને કાનો માત્ર, ફ–ફા ને કાનો માત્ર, ન–ના ને કંઇ નહિ, ક–કાને કંઇ નહિ, ર–રાનેએક માત્ર, છ–છાને એક માત્ર. બોલ શું વાકય થયું ?" મહેતાજી આ શબ્દો એટલા તો ઝડપમાં બોલતા કે હોશિઆર છોકરાઓ ચોક્કસ વાકય બોલતાં ગુંચવાતા. કાસમ તોફાની હતો પણ ભણવે ગણવે હોશિઆર હતો. ધીમે ધીમે મનમાં વાક્ય ગોઠવી તે બોલ્યોઃ ' બહુ તોફાન કરે છે.'

" સ્હમજ્યો ? ' ગધેડો બહુ તોફાન કરે છે. ' બોલ તુંજ કહે તેને શી શિક્ષા કરવી તે ! "

" સાહેબ મરી ગયો. જવા દો. અબી નહિં કરેંગે. " કાસમ કકળી ઉઠયો.

" જવાદો શું ?આજ તો હું તારી મા પાસે આવી તને રાતના ભુખ્યો ન રખાઉં તો મ્હારૂં નામ મહેતાજી ખોટું. હરામખોર ! દરરોજ તું બહુજ તોફાન કરે છે " કાસમ રડવાના ઢોંગ કરવા લાગ્યો, આંસુ નહિ હતાં છતાં થુંક ચોપડી એણે આંખ ભીની કીધી, અને પછી નટુની પાંસળીમાં આંગળી ઘોંચી ખબ કરતો કે હેઠે બેસી ગયો. ઇચકીઆ

ખાવાનો ઢોંગ કરતા કરતા કરતા તેણે નટુને ધીમે રહીને કહ્યું: ' મેરી પીછે પીછે આઇયો. દેખો તો સઇ મેં મ્હેતાજી કુ આજ બનાતા હું તે ! ' નિશાળ છૂટવાનો સમય થયો. સર્વ છોકરા વેરાઇ ગયા. મહેતાજીને કાસમ બહાર નીકળ્યા એટલે મહેતાજીએ નિશાળના જીર્ણ દરવાજાની સાંકળ નકુચાને પહોંચતી નહિ હોવાથી સાંકળ અને નકુચાની વચ્ચે કો સજનજૂનું તાળું ભેરવી તેને કુંચી દઇ દરવાજા આગળના ટોલ્લે મૂકી કાસમનું બાવડું પકડી ચાલવા માંડયું. નિશાળમાં પહેલો આવતો છોકરો ટોલ્લેથી ચાવી લઇ નિશાળ ખોલી· તે ઝટઝપટે એ ઉદ્દેશથી ચાવી ટોલ્લેજ રાખવામાં આવતી. ચોરીનો ભય હતો નહિ. હોય શું કે કોઇ ચોરે ! હા એક રાત વાસો કરી રહવારના મહેતાજીને આશિષ દેતો કોઇ ભુલ્યા ચુકયાનો માબાપ વિદાય થઇ જાય તો તે જુદી વાત છે ! મહેતાજી અને કાસમ આગળ ચાલ્યા જતા હતા. અમ્હે થોડાએક તોફાનીઓ છૂપાછૂપ પાછળ જતા હતા. કાસમ પાછલે હાથે અમને નિશાની કર્યે જતો હતો. ચાલતા ચાલતા મીરજાં સ્વામિના ચકલામાં એક ઘર આગળ કાસમ 'અડી' ગયો ! અને ધીમે રહીને રડી પડયો. "એં એં અમ્મા મારેગી. એં-એં તુમ જાઓ પહેલા." મહેતાજીએ એને ઘસડયો પણ એતો ઓટલા પર ચ્હોંટીજ રહ્યો ! મહેતાજી સમજ્યા કે હું ઉપર જઇશ તો એ એની મેળે પાછળથી આવશે ! કયાં જવાનો છે ! એમ કરી એ તો દખણી ટપુસીઆ નીચે દહેલીમાં મૂકી ધબ-ધબ કરતાકે દાદર ચ્હડી ઉપર ગયા. અમ્હે ચાર જણા ઝટ કરતા દહેલીના · એક અંધારા ખુણામાં સંતાઇ ગયા. ઉપર વાતચીત ચાલતી હતી તે બધી સંભળાતી હતી, કારણ સૂરજ છાબડે ઢાંકયો રહે તો મહેતાજીનો ઘાટો છૂપો રહે ! " ઓહો આઇયે આઇયે. હમ ગરીબકે વહાં આપને કુછ તશરીફ ફેરમાઇ. " એક નાઝનીનનો અવાજ આવ્યો.

"અરે કયાં ગયો તમારો કાસમ ? હરામ ખોર બહુ મસ્તી કરે છે. નીચે ઓટલાપર છે. આજે તો મ્હેં ધાર્યું કે લાવ હું જાતે મળીને તમને એની વાત કરૂં. એ કમ બખ્તને આજે ખાવાનું નહિ આપતા. કયાં ગયો એ—" મહેતાજી બરાડયા. .એક ખુણામાં ભરાયલો કાસમ ફુજી ઉઠયો. ખરૂં પૂછોતો અમ્હે પણ ફુજતા હતા."કોણ કાસમને મસ્તી કી! અચ્છા અભી બુલાતી હું. કાસમ ! અરે ઓ કાસમ ! જરા જલદી આતો. શેઠ કહેતેં હય તું—" વાકય પુરૂં કરે તે પહેલાંતો કાસમ ટમલચી એક હાથમાં નરધાં સાથે હાજર થઇ ગયો.

" કાસમ દેખ યે શેઠ— "

" અરે એ કાસમ નહિ. હમ તો તુમરા છોકરા કાશમકે બાસ્તે વાત કહેતા હે." મહેતાજીએ હિંદુસ્થાનીમાં ફેંકયું. "હમારા છોકરા! હમકું કોઇ લડકાઇ નહિ હય. એ કયા પાગલપના ! "

"શું તમને લડકોજ નથી ? ત્યારે કાસમ બખ્તાવર કોન હે ? " " અરે હાંતો કોઇ બખ્તાવર બી નહિને દુખ્તાવર બી નહિ. ચલો ઉઠોજી, રસ્તે પડો. ખાલી ઝગડા છોડો. કાસમ! એ બમનકુ .નીકાલ દે બહાર ! , ખાલી દિવસ બીગાડા. "

મહેતાજી પોતડી ખંખેરી ઉભા થઇ ગયા જેમ તેમ નીચે ઉતરી ટપુસીઆ ખોસી નીચી મુંડીએ એમણે તો ચાલવા માંડયું. કાસમ ટમલચીએ નીચે આવી દહેલીનું બારણું બંધ કરી અંદરથી સાંકળ વાસી પાછો એ ઉપર ગયો. અમારો ઉંચે ગયલો જીવ ઠરી ઠો બેઠો. બારણાની ફાટમાંથી અમે મહેતાજીને જતા જોયા. ઓટલેથી નીચે ઉતરતાંજ કુતુબ મિનાર જેટલો ઉંચો નાચીઓ ઘાંચી કદાચ ગામ પોતાને ઘેર તેલનો ખાલી તાબો

માથે મૂકી જતો હતો તે મહેતાજીને મળ્યો.

'ઓહો કરશાહંકર! તમ્હે કંઇ અ-હીંયા!' તેણે પૂછ્યું.

'કેમ શું છે? અમ્હે અહીં નહિ આવીએ? મહેતાજીએ કહ્યું. "આવો આવો હું કામ નહિ આવો! પણ આ તો તમે બામણ થઇને આવું કરો તીયારે અમારા જેવાનું હું ગજું?"

"કેમ સે આ કોનું ઘર છે?" મહેતાજીએ પૂછ્યું.

"અચ્છન જાનનું. હગરામ પરાવારાં તીરભોવન હેડને તેયાં લગનમાં નાચવા આવી હતી કે ની તેનું ઘર છે!" નાથીઆએ લ્હેંકાતા લ્હેંકતા કહ્યું.

મહેતાજી ચોંકયા! ચપલા ઘેટાળાની નાથીઆને સ્હમજ પાડી તેમણે નીચું ઘાલી ચાલવા માંડયું!

"જો અલ્યા કોઇને કહેતો નહિ. આ બ્રાહ્મણના સમ છે જો કોઇને કહ્યું તો." જતા જતા મહેતાજીએ નાથીઆને સોગંદ આપ્યા.

"હારૂ હારૂ. બઉ હારૂં. ગભરાવ ન્હોં હવે." ઘાંચીએ ખાત્રી આપી. મહેતાજી ને નાથીઓ રસ્તે પડયા એટલે અમ્હે પણ ચોરતી માફક સાંકળ ઉઘાડી દોડતા દોડતા સૌ સૌને ઘેર પહોંચી ગયા. મોડું થવાથી ઘેર તો શોધા-શોધ થઇ રહી હતી. મહેતીજી પણ મહેતાજીને શોધવા નીકળી પડયા હતા. "અલ્યાઓ કયાં ગયા હતા. મૂઆઓ!" પૂછી કાકીએ અમને ઉધડા લીધા. પણ મારી મારીને ખોરફૂટો વાળી નાંખે તોયે અમારે કોઇને એ વાત કરવી નહિ એમ અમ્હે સૌએ નિશ્ચય કીધો હતો અને ઇશ્વર કૃપાથી અમ્હે તે જાળવીયે રાખ્યો.

અમ્હે કાસમની દોસ્તી તે દિવસથી છોડી. એણે પણ અમારી નિશાળ છોડી. અપવાસ હોવાને લીધે મહેતાજી બીજે દિવસ નિશાળે આવી શકયા નહિ હતા, પણ ત્યાર પછી એમના વર્તનમાં જે ફેરફાર આવી તે જોઇ ઘણા વિદ્યાર્થીઓ તેમજ મોટેરાઓ પણ આશ્ચર્ય પામતા હતા!



# સુહાગી ચાંદલો.

લેખકઃ શ્રીયુત કેશવલાલ હ. શેઠ.

ફુલગૂંથી સેંથી સખી ! ગજરે અંબોડલો;
રૂડું રૂડું આભ, મહીં પૂનમનો ચાંદલો :
કલા સજેલ ચાંદલો :
અમી ભરેલ ચાંદલો :
રસની રેલ ચાંદલો :
ફુલગૂંથી સેંથી સખી ! ગજરે અંબોડલો :
શીતળ ધવલ ચન્દ્રનીમાં સૃષ્ટિ સકલ ન્હાય બ્હેન !
અમૃતની અંજલિનાં પાન વિમલ થાય બ્હેન !
જીવનજીવન પ્રસન્ન મંન ગીત નવલ ગાય બ્હેન !
ચન્દ્રદર્શને જ હોય જલધિ વિહ્વલ થાય બ્હેન !
સજની રે, મારો સુહાગી ચાંદલો :
નયન જ્યોત ચાંદલો :
હૃદય જ્યોત ચાંદલો :
પાય પ્રેમ, તેમ તેમ—
કહેની બ્હેની ! એમ કેમ—
અધિક અધિક થાયમુજ વિહ્વલ મારો સોરઠો? ફુલ-

ચાલુ  વાર્તા


લેખક : શ્રીયુત ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.

## પ્રકરણ ત્રીસમું. (ચાલુ)

### નેસડામાં આમૃતરૂપે.



" ગુરૂદેવ ! આ અમૃત બહુ મીઠાં ભજનો ગાય છે." રૂડી વચમાં બોલી ઉઠી.

" ખરી વાત કે ? અમૃત ! ત્યારે તો એકાદ ત્હને પસંદ પડે તે ભજન ગા. " ગુરૂદેવે અમૃતને ખીલાવવા પ્રયત્ન કર્યો.

" હા ! હા ! અમૃત ! અમ્હે બધાં સાંભળીએ. જરૂર કંઇ ગા. " ખીમાણંદે આતુરતા બતાવી.

" મ્હેં કોઇ દિવસ આવી રીતે ગાયું નથી એટલે હું ગાઇ શકું તેમ નથી." અમૃતે આનાકાની કરી.

" કંઇ ફીકર નહિં. ત્હારા ગાવામાં જ્યાં જ્યાં ભૂલ્ય હશે ત્યાં ત્યાં હું બતાવીશ." ગુરૂદેવે ધીરજ આપી.

" ત્યારે ભજન નહિં પણ એકાદ રાસ સંભળાવું તો ? "

" ઘણી ખુશીથી, ત્હને જે ફાવે તે ગા. "

" મ્હારી સાથે રૂડી ગાય તો મ્હને ઠીક પડે. ' અમૃતે રૂડીને સાથે ખેંચી. ગુરૂદેવની આજ્ઞાથી મધુર હાસ્ય કરતી રૂડી અમૃત સાથે ગાવામાં જોડાઇઃ

દુનિયાનાં દુઃખ દૂર કરવાને,
ભેખ ધર્યો મ્હેં આજેરે,
પ્રેમધર્મની કંથા ધારી,
બાન્ધુ સેવા કાજેરે—દુનિયા.

બાંધી મઢુલી ધર્મની, જેમાં સેવા સાજ,
ધુંણીધખાવું પ્રેમની, સકળવિશ્વને કાજ.
જોગીઓના જોગમાં જ્યાં,
અભેદ ભાવના જાગેરે—દુનિયા.

હૃદય તણાં દુઃખ તોડવા,મંત્ર જપું દિનરાત,
દુઃખી નિરખતાં બાન્ધુને, થાય ઘણો સંતાપ.
મનનાં દુઃખો, તનનાં દુઃખો,
ટાળું સેવા સાજેરે-દુનિયા.

તરસ્યાને પાણી દઇ, ભૂખ્યાને ભોજન,
અથડાતા અજ્ઞાનીને, કરીશ જ્ઞાન જતન.
દુઃખી હૃદયને દઇ દિલાસો,
લાવું શાન્તિ સાજે રે-દુનિયા.

લઇ સિતારી સ્નેહની, ઘર ઘર ભટકું આજ,
સેવાના સંગીતથી, જગવું સર્વ સમાજ.
જાગો સન્તો ! સેવાનો જો !
નાદ અનેરા ગાજેરે-દુનિયા.

નેસડાની શાન્તિમાં અમૃત ને રૂડીના મીઠડા કંઠ ને મધુર હલક સાથે ગવાતા આ રાસથી ગુરૂદેવ બહુ પ્રસન્ન થયા.

" અમૃત ! આવા રાસ ત્હારાં જેવી કેળવાયલી બ્હેનો ઘેર ઘેર જઇ ગાશે ત્યારે ભારત મૈયાનો ઉદ્ધાર જરૂર થશે. મ્હારી દેશસેવા અર્થે થતી દેશયાત્રામાં ત્હારા જેવી બ્હેન સાથે હોય તો હું ઘણું કામ કરી શકું એમ મ્હને આજે લાગે છે. "

"ગુરૂદેવ ! આપ ક્યાં ને હું ક્યાં ! મ્હારાં એટલાં બધાં વખાણ કરી આપ ખરેખર પક્ષપાત બતાવો છો.

" નહિ અમૃત ! હું કોઇ પણ વ્યક્તિનાં અંગત ખોટાં વખાણ કરતો નથી. દેશસેવાની વિશુદ્ધ ભાવનામાં ખોટાં વખાણ કે પક્ષપાતને સ્થાનજ નથી."

"તો ગુરૂદેવ ! આપની આજ્ઞા હોય તો હું આપની સાથે જ્યાં કહેશો ત્યાં આવીશ."

" ત્હારાથી એમ આવી શકાય એ હાલ તુરત હું માની શકતો નથી."

"કેમ ન અવાય ?"

" ત્હારે સંસારમાં ફરીથી જઇ ત્હારી સર્વ ફરજો તે ક્ષેત્રમાં બજાવવાની છે. "

'એવી ખાસ કંઇ જરૂર નથી. લોકો તો હું મરી ગઇ છું એમજ માને છે એટલે મ્હારા છૂપા નામે ને છૂપે વેશે હું ગમે ત્યાં જઇ શકું છું. "

"હું નથી ધારતો કે આ સ્થાને તું હવે વધારે વખત એ પ્રમાણે ચલાવી શકીશ. કારણ કે અહિંથી ગુર્જરપુર બહુ દૂર નથી. જોકે ખીમાણંદનો આ નેસ વાટમાર્ગથી અલગ હોવાથી અત્યાર સુધી અહિં આવી કોઇ ત્હને ખાસ જોઇ શક્યું નથી. પણ ભવિષ્યમાં આટલે થોડે દૂરથી તું છુપાઇ અમૃતરૂપે રહી શકે એમાં મ્હને શંકા લાગે છે." ગુરૂદેવે ખુલાસો કરતાં કરતાં ખીમાણંદ તરફ દૃષ્ટિ કરી.

"ગુરૂજી ! જ્યાંસુધી અમૃતના જાહેર થવાની ઇચ્છા નહિં થાય ત્યાં સુધી હું ત્હેને અહિં જરૂર છુપાવી શકીશ. મ્હારે ત્યાં ગુર્જરપુરથી બહુ ખાસ આવજા નથી. વળી જે કોઇ આવે છે, ત્હેણે અમૃતને ગુર્જરપુરમાં કોઇ દિવસ જોઇ નથી. " ખીમાણંદે અમૃતને છૂપી રીતે રાખવાની હિમ્મત બતાવી.

"ખીમા ! એ તો સર્વ લોકો એને મરેલીજ માને છે. પણ મ્હારી ઇચ્છા છે કે એણે સંસારમાં ફરીથી જવું જોઇએ."

"હું જવાની ક્યાં ના પાડું છું ? મ્હને જ્યારે લાગશે કે હવે જવામાં ફાયદો છે ત્યારે તુરત જાહેર થઇ હું મ્હારે ઘેર પાછી જઇશ. હાલ તુરતમાં જાહેર થવાથી કંઇ ખાસ લાભ નથી તો શા માટે આપના જ્ઞાનામૃતનું પાન કરવાનું હું ચૂકું ? ગુરૂદેવ ! હું મ્હારા ગૃહસંસારમાં જોડાઇશ છતાં આપની સાથે ભારત મૈયાની સેવા માટે હરહમેશ તત્પર રહીશ"

"ત્હારી એ ભાવના સફળ થાઓ એવો મ્હારો આશીર્વાદ છે. "

"વધારે આપને એટલું પણ કહું છું કે મ્હારા પતિને પણ દેશસેવાના આપના ઉચ્ચ ઉદ્દેશોથી વાકેફ કરી આપની સેવામાં હાજર કરીશ."

રૂડી આ સાંભળી હસી પડી. ગુરૂદેવ એ હાસ્ય સ્હમજી ગયા છતાં સહુ સ્હમજે તે માટે પૂછ્યું:

"કેમ રૂડી ! એકદમ હસી પડી ?"

"કહું કે ?" રૂડી અમૃત તરફ ફરી આજ્ઞા માગતી હોય તેમ જોઇ રહી.

" કહે કહે !"

"ઘડીમાં સાધ્વી બની દેશસેવાની વાત કરવી ને ઘડીમાં મ્હારા પતિ એમ બોલતાં બોલતાં સંસારની માયામાં લપટાવું એ સાંભળીને કોને હસવું ન આવે ?"

સહુ ફરીથી હસી પડ્યાં. ગુરૂદેવ પણ હસ્યા.

નિત્યનો ત્યમઃ થઇ જવાથી સહુ ગુરૂદેવને નમન કરી ઉઠયાં. નેસડામાં માત્ર ગુરૂદેવ એકલાજ રહ્યા. ખેડુતોમાં જ્ઞાન ઝીલવાની આવેલી જાગૃતિ માટે ગુરૂદેવ બહુ પ્રસન્ન થયા. પોતાની સર્વ અભિલાષાઓ, સર્વ ઉમેદો પ્રભુ પાર પાડશે એમ ત્હેમને લાગ્યું.

અમૃતના સંસારી જીવનની વાતો પછી ગુરૂદેવને પોતાના આખા જીવનના પ્રસંગો એક પછી એક યાદ આવ્યા.

મહાન દેશસેવક તરીકે પંકાયલા આ ગુરૂદેવ પણ સંસારી હતા સંસારમાં રહી ન્હાનપણથી ત્હેમણે દેશસેવાની દીક્ષા લીધી હતી. ગુરૂદેવનાં કુટુંબીજનો કુટુંબમાં અવતરેલી આ પયગમ્બરસરીખી શક્તિવાળી વ્યક્તિને પીછાણી શક્યાં હતાં. ગુરૂદેવને માતા, પિતા, એક ભાઇ તથા એક બ્હેન હતાં. ત્હેમની પત્ની બહુ સુશીલ હતી. પોતે ત્રણ પુત્રના પિતા હતા. આવી કુટુંબજાળ હોવા છતાં ગુરૂદેવ છૂટા હતા. ઘરની ત્હેણે કોઇ દિવસ ચિંતા કરીજ ન્હોતી. પોતે બહુ પુણ્યશાળી હોવાથી દરેક પ્રસંગો સાનુકૂળ થતા ગયા ને ન્હાનપણથીજ ત્હેમને દેશસેવામાં ગુંથાવાની ઘણી તકો મળી. સર્વ પ્રસંગને હર્ષભેર વધાવી ગુરૂદેવે બતાવી આપ્યું કે સંસારી કહેવરાવવા છતાં સાધુ તરીકે જીવન ગાળી શકાય છે. ગુરૂદેવનું મૂળ નામ મનુભાઇ હતુ પણ ન્હાનપણથીજ પ્રતિભાશાળી દેખાતી આ વ્યક્તિ સર્વ પર ગુરૂ તરીકેની છાપ પાડી શકી. મનુભાઇમાં રહેલી જ્ઞાનજ્યોતિ પૂર્ણ પ્રકાશથી પ્રકટતાં સર્વ કોઇ ત્હેને ગુરૂદેવ કહી માન આપવા લાગ્યાં સૌરાષ્ટ્રની પુણ્યભૂમિમાં જન્મેલી આ મહાન વ્યક્તિએ સૌરાષ્ટ્રના ઉદ્ધાર માટે પ્રયત્ન આદર્યો. દેશનું સાચું ધન ખેડુતો છે. આ ખેડુતોને સુધારવાથી આખો દેશ સુધરશે એ માન્યતા ત્હેનામાં દૃઢ થઇ. ત્હેની દેશસેવાની યોજનામાં ચાર મહિના સૌરાષ્ટ્ર માટે હતા. જ્યારે બાકીના આઠ મહિના ભારતવર્ષની યાત્રા કરી ભારતમાં સાચા દેશસેવકો બનાવવાની વિવિધ યોજનાઓ હતી. દેશસેવાના વિચારો ને કાર્યોમાં આખું જીવન ગાળનાર ગુરૂદેવને લોકો પોતાના ઇશ્વર તરીકે માન આપી પૂજતા થયા, ત્હેમની અદ્ભુત વક્તૃત્વ શક્તિ, ત્હેમનું આકર્ષક વ્યક્તિત્વ ને ત્હેમના ઉંડા જ્ઞાનથી અનેક જીવન સુધર્યાં. ખીમાણંદના કુટુંબમાં ગુરૂદેવે કંઇ અજબ જેવો ફેરફાર કરી નાખ્યો હતો. નેસડામાં રહેતું આ આહિરકુટુંબ આચારમાં વિચારમાં, જ્ઞાનમાં ને સંસ્કારમાં એટલું બધું આગળ વધ્યું હતું કે શહેરી જીવનમાં રહેનારને પહેલી દૃષ્ટિએ અજાયબી ઉત્પન્ન થયા વગર રહે નહિ. ગુરૂદેવના પ્રતાપથી ખીમાણંદ એક આદર્શ ખેડુત તરીકે દેશ પરદેશમાં પંકાતો હતો.

ગુરૂદેવ આગળ સ્મૃતિપટપર આ સર્વ ચિત્રો આલેખાયા. એટલામાં બહારથી અવાજ સંભળાયો.

" જો રૂડી ! બહુ તોફાન કરીશ તો ગુરૂદેવને સર્વ વાત કહી દઇશ. " અમૃતે હસતાં હસતાં કહ્યું.

" ખુશીથી કહો ! મ્હારે ત્હારી માફક કંઇ ઘડીમાં વર ને ઘડીમાં ઘરના વિચાર કરવાના નથી. હું તો ગુરૂદેવની સાથે રહી ખેડુતોનો ઉધ્ધાર કરવા માટે જીવું છું. "

---

# પ્રકરણ એકત્રીસમું.

## આતિથ્યસત્કાર.



આજે ખીમાણંદના નેસડામાં આનંદઓચ્છવ થઇ રહ્યો છે. ગુરૂદેવના ખાસ મિત્ર કવિ જયકૃષ્ણ ખીમાણંદના આજે મહેમાન થવા છે. આતિથ્યસત્કારમાં અદ્વિતીય ગણાતા આ આહિરકુટુંબે પોતાનાં મહેમાનોને આનંદ આપવામાં કંઇ કચાશ રાખી નહિં. કવિ જયકૃષ્ણની સાથે મનહરલાલ પોતાની બ્હેન સ્નેહપૂર્ણાને સાથે લઇ આ ગામડાની આનંદભરી સહેલગાહે આવ્યો હતો. જયકૃષ્ણ કવિને સોરઠનું એકેએક ભણેલું ગૃહ ઓળખતું હતું. જયકૃષ્ણ કવિના લેખોએ ગામડામાં ચોરે વંચાતા ભાગવતને બદલે સ્થાન લીધું હતું. મંદિરોમાં વંચાતી બસોબાવન વૈષ્ણવોની વાર્તાને ઠેકાણે જયકૃષ્ણ કવિની સુન્દર ને સરળ લેખિનીથી લખાયેલ સેવાધર્મની વાતોએ કંઇ અજબ ધૂન જગાવી હતી. સરળ ભાષા સાથે નૂતન યુગની પ્રેરણા પાતા વિચારો ગોઠવી જનસમાજ સમક્ષ મૂકવાથી જયકૃષ્ણ કવિ બહુ લોકપ્રિય થયા હતા. સાદાઇ માત્ર કલ્પનામાં નહિં પણ જીવનમાં ઉતારી જયકૃષ્ણ કવિએ જનસમાજને ઉચ્ચ શિક્ષણ આપ્યું હતું. જયકૃષ્ણ કવિનાં લખાણોમાં એટલી બધી મીઠાશ રહેલી હતી કે લોકો રસભર્યા ત્હેના વિચારો ઝીલતા. સ્ત્રીઓ તથા પુરૂષો સર્વમાં એકસરીખા પ્રિય જયકૃષ્ણ કવિને જોતાંજ જોનારમાં પૂજ્યભાવ પ્રકટતો. ગુરૂદેવના તે ખાસ મિત્ર હતા. જયકૃષ્ણ કવિ આવવાના છે એ ખબર મળતાં ગુરૂદેવ બહુ પ્રસન્ન થયા.

જયકૃષ્ણ કવિને રાજકોટમાં સ્નેહપૂર્ણાની સાથે બહુ સારો સત્સંગ થયો. જયકૃષ્ણ કવિ પાસેથી ગુરૂદેવની સર્વ હકીકત સાંભળી સ્નેહપૂર્ણાને ગુરૂદેવનાં દર્શનની બહુ ઇચ્છા થઇ. જયકૃષ્ણ કવિએ એ ઇચ્છા ઝીલી ને સ્નેહપૂર્ણા, મનહરલાલ તથા પોતે આવે છે એવા ખબર તુરતમાં ગુરૂદેવને મોકલાવ્યા.

ખીમાણંદે આ ખબર મળતાં તુરતજ બધી તૈયારી કરી. નેસડાની બાજુમાં બે કામચલાઉ ઝૂંપડીઓ તૈયાર કરાવી લીધી. લીલાં વૃક્ષો ને લીલી વેલડીઓથી સુશોભિત આ નેસડો આજે આનંદમાં શોભી રહ્યો હતો. અતિથિ એટલે પ્રભુ એ માન્યતામાં ચુસ્ત રહેનારા ખેડુતો આજે બહુ ખુશ થયા હતા. ખીમાણંદની આસપાસ રહેનારા ખેડુતોએ પણ આજે આતિથ્યસત્કારને માટે એકઠા મળી અવનવી યોજનાઓ કરી હતી. મહેમાનો અહિં આવી આનંદ લૂંટી-લૂંટાવી જાય એ જોવાને માટે સર્વ ઇંતેઝાર હતાં. ગુરૂદેવ આ ખેડુતોમાં રહેલી આ સુન્દર ભાવનાથી બહુ પ્રસન્ન દેખાતા હતા.

ભુજંગપુરથી દૂર ચાર ગાઉ રેલ્વે સ્ટેશન હોવાથી ખાસ ગાડાઓ સ્હામાં મહેમાનોને લેવા ગયાં હતાં.

સ્નેહપૂર્ણાએ ગાડાની આવી મુસાફરીઓ ઘણી વખત કરી હતી. કારણકે ન્હાનપણમાં પોતાના મોસાળપક્ષમાં ગામડાની મોજ માણવાના ત્હેને ઘણા પ્રસંગો મળ્યા હતા, પણ આજની ગાડાની મુસાફરીમાં ત્હેને બહુ મીઠી મઝા આવી. સોરઠની દરીયાઇ ભૂમિ, લીલાંછમ વૃક્ષોની અસમાર, આંખ્યને આકર્ષક આંબાવાડીઓ તથા ઓઝતનો કાંઠો જોઇ સ્નેહપૂર્ણાને વસંતના લખેલાં ગામડાનું વર્ણન

કરતાં કાવ્યો યાદ આવ્યાં. આ રમણીય ભૂમિમાં વસંત જેવા કવિ જરૂર પાકવા જોઇએ એવું ત્હેને આજે પ્રત્યક્ષ દેખાયું. સાક્ષાત કુદરત જ્યાં નિરન્તર નૃત્ય કરતી હોય ત્યાં વસંત જેવા પ્રતિભાશાળી કવિ જન્મવાજ જોઇએ, એ ભાવના પળેપળે સ્નેહપૂર્ણામાં જાગતી ગઇ. ભુજંગપુરના પાદરમાંથી ગાડાઓ નિકળતાં ગામના મુખ્ય દરવાજા આગળથી વહેતી ઓઝન નદીનો પાણીશેરડો સ્નેહપૂર્ણાને બહુ આકર્ષક લાગ્યો. દીંદોણીપર સૂરજના કિરણોમાં ચમકતું બેડલું માથે ચઢાવીને પાણી ભરીને પાછી ફરતી મદભરેલી યુવતીઓના યૂથ ત્હેને દેખાયાં. શહેરી જીવનની ફીકાશ મારતા રોગી ચહેરાની સુન્દરીઓ અને વસંત સરીખી પ્રફુલ્લતી તંદુરસ્ત ગ્રામ્ય સુન્દરીઓની સરખામણી સ્નેહપૂર્ણાએ કરી. સ્ત્રીત્વ ગુમાવી નાખતી એ શહેરી જીવનની સુન્દરીઓ કરતાં આ ગામડીયણો ત્હેને સોગણે દરજ્જે સુન્દર ને સારી દેખાય. નદીના તટપર રમતાં બાલકડાંઓ, ગાય પત્વાડે ફરતાં વ્હાલયેલાં વાછરડાંઓ, દૂરદૂરથી સંભળાતા વાંસળીના સૂર, કોશ હાંકતાં હાંકતાં ખેડુતોને લાંબે સ્વરેથી થતા દુહાઓના લલકાર, સાથે સાથે ક્ય્હાંક ક્ય્હાંક દેખાતા મોર ને ઢેલડીના રસનૃત્યે સ્નેહપૂર્ણામાં અજબ ભાવના પ્રેરી. "વસંત આજે અહિં હાજર હોય તો ઓર મઝા આવે" એવા વિચારો ત્હેનામાં પ્રગટ્યા.

મહેમાનોને લઇ ગાડાઓ નેસડા આગળ આવતાં ખીમાણંદ તથા ત્હેના કુટુંબે પોતાના અતિથિમંડળને બહુ હર્ષભર્યો આવકાર આપ્યો. જયકૃષ્ણ કવિને ગુરૂદેવ મળ્યા. દેશહિતની ભાવના એકસરખા એકસાથે ઝીલનાર આ બન્ને મિત્રોની આંખોમાં લોકકલ્યાણની ભાવનાનાં તેજ પ્રકાશ્યાં. રૂડીએ સ્નેહપૂર્ણાનું સ્નેહભર્યું સ્વાગત કીધું.

ગામડીતાઓ આ શહેરી અતિથિઓને

૬

જોઇ વ્હાલયેલા બન્યા. જયકૃષ્ણ કવિ વિષે ગુરૂદેવે એવા સારા વિચારો ફેલાવ્યા હતા કે કેટલાકોએ આ.ની જયકૃષ્ણ કવિના ચરણસ્પર્શ કરવા માટે વિનંતિ કરી સાદા ને સરળ દિલના જયકૃષ્ણ કવિએ ઉપકાર સહિત એ વિનંતિનો અસ્વીકાર કર્યો.

થોડા વખતમાં તો ખીમાણંદની વાડીની આસપાસનાં ખેતરોમાંથી આહિર, મેર, કણબી વગેરે જાતિના ખેડુતોથી ખીમાણંદનો નેસ ભરાઇ ગયો. મહેમાનો માટે તૈયાર કરેલી ઝુંપડીઓમાં સ્ત્રીપુરૂષો ને ન્હાનાં બાળકોની મેદની જામી.

આખી ભુજંગપુરની સીમમાં વિજળિક ત્વરાથી ખબર પડી ગઇ કે ખીમાણંદને ત્યાં જયકૃષ્ણ કવિ આવ્યા છે. સર્વમાં નવું જીવન રેડનાર આ કવિ છે એવી પ્રસંશા ચારે તરફ સંભળાઈ રહી. ભોળા ને પ્રેમી દીલના ખેડુતોએ ખીમાણંદને ભાગ્યશાળી માન્યો.

શહેરી મહેમાની કરતાં આ ગ્રામ્ય મહેમાની જયકૃષ્ણ કવિને બહુ ગમી. જયકૃષ્ણ કવિ જ્યારે જ્યારે મુંબઈ જતા ત્યારે ઘણે ઠેકાણે ત્હેમના માનમાં પાર્ટીઓ અપાતી, 'એટ હોમ' ના ન્હાના ન્હાના પ્રસંગો ગોઠવાતા. ગુજરાતના યુવાનો જયકૃષ્ણ કવિને પોતાને ઘેર બોલાવી પોતાના મિત્રો સાથે ત્હેમના જ્ઞાનનો લાભ લેતા અને પુરી, ચીવડો, ચા વિગેરેની ગોઠવણ કરી આ મોંઘા મહેમાનનો સત્કાર કરતા. એ પુરી, ચીવડો કે ચા આજે અહિં ન્હોતાં. ગુરૂદેવના પ્રતાપથી અહિં 'ચા' ઘુસી ન્હોતી. બાકી અમણ ને નિર્દોષ ખેડુતોનાં છોકરાંઓ કમનસીબે ઘણા ભાગે હવે ચા પીતાં થયા છે. ગુરૂદેવે અહિંના ખેડુતોમાં એ વ્યસન ન પેસે એ માટે બહુ કાળજી રાખી હતી.

ગોરસમાં આનંદ માનનારાં આ ગ્રામ્ય

જનોએ આજે જે જાતની મહેમાની કરી તે જયકૃષ્ણ કવિ, મનહરલાલ કે સ્નેહપૂર્ણા કદિ પણ વિસરી શકે નહિ તેવી હતી.

શહેરીજીવનની સરખામણી કરતાં જયકૃષ્ણ કવિને લાગ્યું કે ગ્રામ્યજીવનમાં રહેનારાં આ બાન્ધુઓ તરફ આપણે આપણી ફરજ પુરેપુરી બજાવતા નથી. ખેડુતના જીવનના પ્રસંગો અગાઉ હેમણે જે જે જોયા હતા તે સર્વ અત્યારે ફરીથી યાદ આવ્યા. ખેડુતને પડતાં દુઃખો, અને ખેડુતોની વિવિધ હાડમારી યાદ કરતાં હેમનામાં કંઇ નવા વિચારો પ્રકટયા. શહેરમાં મ્હોટાં મ્હોટાં ભાષણો આપનારાં, પ્લેટફોર્મ ગજાવનારા સમાજસેવકો શા માટે આ ખેડુતો સાથે ભળતા નથી ? અમ્હે દેશના સેવકો છીએ, અમ્હે અમ્હારી જન્મ ભુમીને પુજનારા છીએ અમ્હે અમ્હારા દેશના કલ્યાણ માટે જીવીએ છીએ એવો દાવો ને દંભ કરનારા કેટલાક શહેરીઓ શા માટે આ ખેડુત વર્ગમાં ભળી હેમના સુખદુઃખના સાથી બનતા નથી ? જ્હેના દાણાનો કણેકણ પ્રમાણિકતાથી ભરેલો છે, ખેતર ખેડવું, ઓરવવું, વાવણી કરવી, પાણી પાવાં, રખોલું કરવું, લણવું, કાપણી કરવી, ઓઘા કરવા, મસળવું, વાવલવું, માપ કરવાં, વિગેરે મહેનતો ઉપાડી દેશને માટે ધાન્ય તૈયાર કરનાર આ વર્ગ તરફ ક્રિયાત્મક દિલસોઝી કેટલા શહેરીઓએ બતાવી છે ?

જ્યારે જયકૃષ્ણ કવિ આ વિચારોમાં રોકાયલા હતા ત્યારે સ્નેહપૂર્ણા કંઇ બીજાજ ક્ષેત્રમાં વિચરતી હતી. વસંતની આ જન્મ ભૂમિ–આ ઓઝનનો રમણીય કાંઠો, સદાયે રસનૃત્ય કરતી કુદરતનાં આ મીઠાં દૃશ્યો જોઇ તે કોઇ અનેરા ભાવપ્રદેશમાં ઉડતી હતી. રૂડીની નિર્દોષ ને લાડભરી વાતોથી તેને બહુ મઝા પડી હતી. અમૃતને જોઇ તે ઘડી ઘડીમાં વિચારમાં પડી જતી હતી. આ વેશમાં અમૃત જેવી સુન્દરી ક્યાંથી ? આ વિચારો ઘડીમાં પ્રકટતા પણ પાછા તુરત શમી જતા. કારણકે અમૃતે પોતાનો હમેશનો પોશાક ફેરવ્યો હતો અને ખીમાણંદના કુટુંબમાં એટલી તો તે ભળી ગઇ હતી કે સાધારણ દૃષ્ટિથી જોનારને હેને માટે તે બીજા કુટુંબની છે એવી શંકા ન આવે.

. ગુરૂદેવના દર્શનથી સ્નેહપૂર્ણા બહુ ખુશ થઇ શહેરીઓથી ભૂલાયલાં ગ્રામ્ય બાન્ધુઓમાં પ્રેરણા પાતી આ અદ્‌ભૂત વ્યક્તિએ અહિં જે પ્રભાવ જમાવ્યો હતો તે સ્નેહપૂર્ણાને અદ્વિતીય લાગ્યો. ગુરૂદેવના શરીરનો બાંધો, મુખપર છવાયલું સનાતન બ્રહ્મતેજ, હેમણે પહેરેલાં શ્વેત સ્વદેશી વસ્ત્રો તેમજ હેમનું આકર્ષક વ્યક્તિત્વ જોઇ સ્નેહપૂર્ણાને આ સંસારી સાધુ માટે બહુ માન ઉત્પન્ન થયું. ભારતવર્ષમાં સેવાધર્મના સાધુઓની વિશેષ જરૂર છે. એમ હેણે વસંતના એક લેખમાં વાંચેલું તે યાદ આવતાં ગુરૂદેવ એવા સાધુઓમાંના એક છે એ જાણી હેને સંતોષ થયો. સ્નેહપૂર્ણાને જોઇ ગુરૂદેવ પણ બહુ પ્રસન્ન થયા. સરસ્વતિ દેવીની પૂજારણ સમી સ્નેહપૂર્ણાએ ગુરૂદેવ સાથે ગુર્જર સાહિત્ય વિષે ઘણી વાતો કરી.

અમૃતને આજે બહુ સાવધ રહેવું પડ્યું. કોઇ ઓળખી જાય તો બધો તાલ બગડી જાય આ માટે હેણે આ મહેમાનો સાથે ગાઢ પરિચયનો પ્રસંગ આવવા દીધો નહિં. જો કે મહેમાનો બહુ દૂર દેશનાં હતાં એટલે કોઇ ઓળખી જાય એવો સંભવ ન્હોતો. છતાં પણ અમૃત બહુ ચેતીને ચાલી.

ગુરૂદેવે અમૃતને આજ્ઞા કરી હતી કે આજે રાત્રીના મહેમાનોને હમારે રાસ સંભળાવવાના છે. રૂડી આ સાંભળી બહુ આનંદમાં આવી ગઇ. આસપાસના ખેતરોમાં જઇ ને સર્વ યુવતીઓને આમંત્રણ આપી આવી.

આખો દિવસ મહેમાનોના મનમાં શેરડીના રસભર્યાં સાંઠાઓ, દૂધની તામડીઓ, અને વિવિધ જાતના પોંકની મહેમાની ચાલુજ હતી. એ સિવાય ગુરૂદેવે ખેડુતોના લાભના કેટલાક પ્રશ્નો જયકૃષ્ણ કવિ પાસે ચર્ચાવ્યા. ખેડુતોને જયકૃષ્ણ કવિના વિચારો બહુજ ગમ્યા.

રૂડી તો રાત્રીની રાહ જોઇ રહી હતી. અજવાળીઆની તે એક માઝમ રાત હતી. ચંદ્ર આકાશમાં ચઢ્યો. નિર્દોષતાની મૂર્તિ સમી ગ્રામ્ય સુન્દરીઓ એકઠી થઇ. ગુરૂદેવની આજ્ઞાથી અમૃતે આજે રાસ ગવરાવવાનો હતો. અમૃતે પોતાને કોઇ ઓળખી જશે એ વાત ગુરૂદેવના કાને નાંખી હતી. ગુરૂદેવે એ બાબતમાં અમૃતે કંઇ બીકર કરવા જેવું નથી એવી ખાત્રી આપી.

રાસ શરૂ થયો, અમૃત ચરણે ચરણે ખીલીઃ
આવો ભલે પધાર્યા વીરા, અમ્હારે ઝુંપડેરે,
જોઇ મોંઘેરા મહેમાનો આંખલડીઓ આજ ઠરેરે;
જોઇ ત્હમને હરખે જુઓ, અમ્હારી ગાવડીરે,
એનાં મીઠલડાં કંઇ દુધે, ભરીશું તામડીરે.
મીઠડી કોમલડી આ બોલે, અમ્હારે બારણેરે;
ટહુકે સ્નેહનાં સન્માને, અતિથિ કારણેરે.
જુઓ આંબલીઆની ડાળો, નમે છે લુમખેરે,
દેશે મીઠલડી મહેમાની ફળોને ઝુમખેરે.
જુઓ કેવડીઓ મધમધતો, અમ્હારે આંગણેરે,
ભભકે સ્નેહીની સુવાસે, અતિથિ કારણેરે.
આજ મંગલ ગાશું ગીતો, અમ્હારે આંગણેરે;
આવો ભલે પધારો વીરા અમ્હારે ઝુંપડેરે.

રાસ પુરો થતાં સ્નેહપૂર્ણા મનમાં બોલી ઉઠીઃ "આ તો 'વસન્ત' નો લખેલો રાસઃ"



## સાભાર સ્વીકાર.

રંગુન સમાચારઃ (રંગુન): પુસ્તક ૩૦ મું: અંક ૩ થી ૧૧. તંત્રી શ્રીયુત મણીભાઈ રણછોડજી દેસાઈ પલસાણાકર. વાર્ષિક લવાજમઃ રૂ. ૬-૬-૦

જૈન ( ભાવનગર ): પુસ્તક ૨૩ મું: અંક ૩ થી ૮. તંત્રી : શ્રીયુત શેઠ દેવચંદ દામજી કુંડલાકર. વાર્ષિક લવાજમ: રૂ. ૫-૮-૦.

બે ઘડી મોજ ( મુંબાઈ): પુસ્તક ૧ લું : અંક ૨૩ મો. તંત્રીઃ શ્રીયુત "ચકોર"; સહતંત્રીઃ શ્રીયુત "સારીક" વ્યવસ્થાપકઃ મેસર્સ વર્ધમાન એન્ડ સન્સ. વાર્ષિક લવાજમઃ રૂ. ૪-૦-૦.

વાયડા મિત્ર ( મુંબાઈ) : પુસ્તક ૫ મું : અંક ૩ જો. તંત્રીઃ શ્રીયુત હીરાલાલ ઘેલાભાઈ લાકડાવાળા પ્રકાશક : વાયડા યૂનીઅન સોસાયટી. વાર્ષિક લવાજમઃ રૂ. ૩-૦-૦.

વિશ્વજ્યોતિ ( અડાજણ, સુરત ): પુસ્તક: ૫ મું : અંક ૫ મો. તંત્રીઃ શ્રીયુત પ્રભુશંકર નરભેરામ વ્યાસ. વાર્ષિક લવાજમઃ રૂ. ૩-૪-૦

મહિલા ભૂષણ (સુરત): પુસ્તક ૫ મું : અંક ૮ મો. તંત્રીઃ બ્હેન રૂક્ષ્મિણી હીરાચંદ મોતીચંદ. ઉપતંત્રીઃ શ્રી. કમળા બ્હેન દેવચંદ વાર્ષિક લવાજમઃ રૂ. ૨-૦-૦.

ભાટી હિતેચ્છુ ( મુંબાઈ): ડીસેમ્બર, ૧૯૨૪. તંત્રીઃ શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી, જે. પી. વાર્ષિક લવાજમઃ રૂ. ૩-૦-૦,

# વૈધવ્ય *

લેખક:
સ્વ. કવિ દામોદરદાસ
ખુશાલદાસ બોટાદકર.

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને–એ રાગ. )

એ અણુધટતી ઘટના કોણ ગયું ઘડી ?
 કોણે કીધો નન્દનવનનો નાશ જો ?
કોણે એ રસસાગર સહસા સૂકવ્યો !
 કમલ કલિમાં મૂંક્યો હા ! હુતાશ જો.
એ અણુઘટતી ઘટના કોણ ગયું ઘડી ? (ટેક)
અમૃત વધવું અન્તરનાં અટકાવતાં,
 કોણે એ જીવનમાં રેડયું ઝેર જો ?
સુન્દરતાનો શત્રુ કોણ બની રહ્યો ?
 કોણે કીધો કોમળતા પર કેર જો ?
એ અણુઘટતી ઘટના કોણ ગયું ઘડી ?
 કોણે એ કંકણ પર કરવત વાપર્યાં !
કોણે લૂંછયો ચન્દ્રક લાલ લલાટ જો ?
 રેશમ શા એ કોમળ કેશ વિદારતા,
કેમ હણાયા એ નહિ નિર્દય હાથ જો ?
 એ અણુઘટતી ઘટના કોણ ગયું ઘડી ?
ચીરી કોણે ચૂંદડી એ ચુંદડી ?
 કોણે ઝટક્યાં ઝાંઝરના ઝણકાર જો ?
કોણે ઝાળઝરો એ પદથી અળગો કર્યો ?
 હિંચત હૈયે તોડયો નવસર હાર જો ?
એ અણુઘટતી ઘટના કોણ ગયું ઘડી ?
અમરગગનની જ્યોતી સાહજ અટારીઓ,
 અન્ધ કરી એ કોણે ઉજ્જવલ આંખ જો !

અમ્બરને ઉર આશ ભરીને ઉડતાં,
કોણે તોડી પંખણી કેરી પાંખ જો ?
એ અણઘટતી ઘટના કોણ ગયું ઘડી ?
કાહ્ય હતી હરણી એ કાનન કૂદતી,
ગિરિનિર્ઝરનાં પીતી નિર્મળ નીર જો ?
કોણે બાંધી આજ ખટકતો ખૂણમાં ?
ધ્રૂજન્તીને કેમ રહે ઉર ધીર જો ?
એ અણઘટતી ઘટના કોણ ગયું ઘડી ?
એ આક્રન્દ હરો નહિ શું ઉરને અડયાં ?
નહિ જોયાં શું નયન થકી નિઃશ્વાસ જો ?
એ કરગરતાં વેણ પડયાં નહિ કાનમાં ?
ઉજ્જડ બનતો અવલોકયો ન આવાસ જો ?
એ અણઘટતી ઘટના કોણ ગયું ઘડી ?
સુરઝારતાનાં શીતળ જળને ઝીલતાં;
હૃદય ભરીને રમતાં પળ-પળ રાસ જો;
હાય! દબાતી મૂકી રણમાં રાંકડી,
વેઠે અંતર કેમ વિકટ એ વાસ જો ?
એ અણઘટતી ઘટના કોણ ગયું ઘડી ?
કોણ હરે આંસુડાં બળતી આંખનાં ?
કોણ હવે દે અણમાગ્યો આશ્વાસ જો ?
કોણ ચહે એ ભૂડત ઉરની બાપડી ?
કોણ ઉકેલે અન્તરના અભિલાષ જો ?
એ અણઘટતી ઘટના કોણ ગયું ઘડી ?
બળતાં ને ટળવળતાં બાળક વ્હાલરાં,
કોણે એની છેદી શીતળ છાંય જો ?
બંધ કર્યાં 'બાપુ'નાં રસભર બોલણાં,
લાલનમાંયે ઘોર લગાડી લ્હાય જો.
એ અણઘટતી ઘટના કોણ ગયું ઘડી ?

# સ્વરાજ્યમાં સ્ત્રીઓની સહાયતા.*

લેખકઃ શ્રીયુત ગીરજાશંકર ભગવાનજી ત્રિવેદી, બી. એ.

સ્વરાજ્યની માંગણી દેશના દરેક ભાગમાંથી જોસભેર થઇ રહી છે. લોકમાન્ય તીલક, વિદુષી બીસેંટ અને મહાત્મા ગાંધીના પ્રયાસથી આપણા શહેરો તેમજ ગામડામાંથી એ માગણી માત્ર ભણેલાનીજ નથી પણ ગામડીયાની પણ છે. આ માંગણી માત્ર પુરૂષોનીજ નથી પણ સ્ત્રીઓની પણ છે. આપણી રાજકીય સભાઓમાં સ્ત્રીઓ મોટા પ્રમાણમાં ભાગ લે છે. આથી સ્વરાજ્ય મેળવવામાં તેમજ તે નિભાવવા તથા ચલાવવામાં સ્ત્રીઓ થી સહાયતા આપી શકે તે વિષે આપણે આજે વિચાર કરીએ તો અસ્થાને નહીં ગણાય.

મહાત્માજી આજે સ્વરાજ્ય માટે મુસલમાન ભાઇની સહાયતા માંગી રહ્યા છે. તે સાથે ન રહે તો સ્વરાજ્ય મળે નહીં એમ તેમને લાગે છે. પછાત જાતિને અને વિશેષ કરીને અસ્પૃશ્ય જાતિને પણ સાથે રાખવા હિંદુ ભાઇ બ્હેનોને તેઓ વિનવી રહ્યા છે. સ્ત્રીઓની સહાયતા તો જોઇએજ એમ તેમણે સ્પષ્ટ જણાવી દીધું છે. છતાં આ સહાયતા આવશ્યક છે, તે વિના સ્વરાજ્ય મળશે નહીં અથવા તો ભોગવાશે નહીં એવી ખાત્રી નથી પુરૂષવર્ગની થઇ કે તેવો દાવો નથી સ્ત્રીઓ તરફથી રજુ થયો. આથી સ્ત્રીઓની સહાયતાનું મહત્વ પ્રજા સમજી શકી નથી. તે સહાયતાની માંગણી થઇ નથી અને તે અપાઇ પણ નથી.

*પ્રાચીન કાળમાં સ્ત્રીઓનું સ્થાન* આપણા સાંસારીક જીવનમાં હલકુ નહીં હતું. તેઓની સહાયતા સહચરી તરીકે મંગાતી હતી. તેમને સાહિત્યમાં, કળામાં, રાજ્યકારભારમાં અને યુદ્ધમાં પણ સમાન સ્થાન હતું. તે વિષેના અગણિત દાખલાઓ આપણા ઇતિહાસમાં, પુરાણમાં, નાટકોમાં અને કથાઓમાં મોજુદ છે. સરસ્વતિ, લીલાવતી, ગાર્ગી કૈકેયીના નામો કોને અજાણ્યા છે ? પરદેશીઓના હુમલાઓ દેશ ઉપર થયા અને તેમનું રાજ્ય થયું તે અરસામાં આપણી સાંસારીક સ્થિતિ અવ્યવસ્થિત થતાં સ્ત્રીઓની રક્ષા કરવાને તેને પડદામાં રાખવામાં આવી; તેનું સ્થાન ગૃહજ ગણાયું. તેને માટે સેવાધર્મજ ઉત્તમ ગણાયો. પતિ એજ તેનો દેવ અને ગૃહ એજ તેનું સ્વર્ગ એમ મનાયું. આથી પ્રાચીન ભાવના નિર્બળ પડી અને સ્ત્રી એ સંસાર ચલાવવાનું સાધન માત્ર ગણાવા લાગી.

હાલ દેશમાં સુવ્યવસ્થા સ્થપાઇ છે. નિર્બળને પણ પોતાની શક્તિઓ ખીલવવાનો અવકાશ મળે છે. સૌનું સ્થાન ફરી વખત નિર્ણીત થાય છે. પરદેશીઓ કાયમના અહીં રહ્યા છે. તેથી તેમની સહાયતા પણ મંગાય છે અને તેને માટે તેઓ આકરી માંગણીઓ કરી રહ્યા છે. મીયાં અને મહાદેવને એક કરવાના

---

* ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ ( સાન્ટાક્રુઝ ) માં આપેલું ભાષણ.

પ્રયત્નો થાય છે. પ્રભુ ઇચ્છા હશે તો તે અશક્ય વાત પણ શક્ય થશે. આભડછેટની ભાવનાથી જેને દુર કર્યા છે, તે અંત્યજ ભાઇઓને પણ આપણે હવે તિરસ્કારતા નથી. તેને સાથે બેસાડીએ છીએ, તેમને શિક્ષણ અને સ્વચ્છતા આપી આપણી હારમાં બેસવા લાયક બનાવીએ છીએ. ભાઇ અમરતલાલ ઠક્કર ભીલ જેવી જંગલી જાતિમાં પ્રયાસ કરી રહ્યા છે. દેશસેવકોને અને નાયકોને હવે સ્પષ્ટ થયું છે કે દેશની ઉચ્ચ, નીચ, શિક્ષિત અશિક્ષિત, સર્વ વ્યક્તિ જાગશે અને પોતાની શક્તિ ખીલવશે તેમજ સ્વરાજ્ય મળશે, અને ટકશે. હવે એક વર્ષમાં સ્વરાજ્ય અપાવવાની વાતો બંધ થઇ છે. મહાભાગ્યે જે સ્વરાજ્ય એક વર્ષમાં મેળવવાની ખાત્રી હતી તે સ્વરાજ્ય હવે કોમી ઐકયતા, અસ્પૃશ્યતા નિવારણ અને ખાદી પ્રચાર થાય ત્યાં સુધી દુર લાગે છે. માત્ર આ બધી વાતોમાં એમ માની લેવામાં આવે છે કે સ્ત્રીઓ તો જાગૃત છેજ, તેમનું સ્થાન નક્કી થઇ ગયું છે, અને તેઓ માટે કંઇ કહેવાનું કે કરવાનું નથી. તેમ હાલની સાંસારિક સ્થિતિ વિષે કોઇને શંકા નથી. પરંતુ આ વિષે ઉંડો વિચાર કરતાં સમજાશે કે સ્ત્રીઓની સહાયતા વિના સ્વરાજ્ય મળશે નહીં, અને મળ્યા પછી પણ તે ભોગવાશે નહીં.

આપણા ગૃહજીવનમાં સ્ત્રી જાત રસોઇયણ કે પરિવાર સાચવનાર નોકરડી નથી, એ ભાન હવે થવા લાગ્યું છે. છતાં હજી તે બાબતમાં કેટલું બધું કરવાનું બાકી રહ્યું છે? સાધારણ રીતે તો હજી પણ સ્ત્રીની પદવી ગૃહજીવનમાં રસોઇયણ અને વંશવૃદ્ધિ કરનારીજ છે. સાધારણ સ્ત્રીની મર્યાદા પણ તેમાંજ સમાઇ જાય છે અને તેની ગણના પણ તેજ પ્રમાણેની છે. ભવિષ્યની પ્રજાને ઉછેરી કેળવનાર માતાના પદનું ભાન થયું નથી કે તે પદ તેને અપાયું પણ નથી. પ્રજામાં માતાનું કાર્ય તો સ્વરાજ્યના ભવિષ્યના સિપાઇઓ તૈયાર કરવાનું છે. આપણા એ સિપાઇઓમાં ઉંડી દેશદાઝ હોવી જોઇએ. એ દેશદાઝ માતામાં નહીં હોય તો બાળકમાં કયાંથી આવશે? જે માતાની દૃષ્ટિમર્યાદા પોતાના ઘરમાંજ કે સગાંવહાલામાંજ આવી રહી છે, તેને મલબારમાં જલપ્રલય થાય કે કોહાટમાં કોમીક ઝગડા થાય કે બંગાળામાં દમનનીતિનો દોર વર્તે તેની ખબર પણ શી હોય? ખબર હોય તો પણ તે દુઃખી ભાઇબ્હેન મ્હારા છે એવું ભાન પણ તેને કયાંથી હોય? તેનો સંસાર તો ઘરમાં સગાવહાલામાં કે નાતજાતમાંજ છે. તેને મન દક્ષિણી તે પરદેશી અને બંગાળી તે વિદેશી છે. તેને અન્ય જ્ઞાતિની બ્હેનો સાથે પણ બહુ નિકટ સબંધ નથી, કેમકે તેના પુત્ર, પુત્રી, બ્હેન નણંદ વિગેરેના લગ્ન જ્ઞાતિમાંજ થાય છે. તેથી આપણી બ્હેનોની બેઠક ઉઠક, મેળાપ, હળવું મળવું વિશેષ કરીને સગા સંબંધી કે જ્ઞાતિમાજ થાય છે. આથી હજી તેને સમગ્ર પ્રજા એક છે, દેશ એક છે, એવી ભાવનાજ થઇ નથી. અને જ્યારે તે ભાવના માતામાં નથી તો પછી તેના પુત્રપુત્રીમાં તો કયાંથીજ આવે?

આજના જમાનામાં માતાની દૃષ્ટિમર્યાદા સંકુચિત હોય પણ તેના સંતાનને શિક્ષણનો લાભ મળ્યો હોય છે. આજે માતા અભણ હોય છતાં તેના પુત્રો તો પદવીધર હોય કે કોલેજ સુધી શિક્ષણ લેતા હોય છે. પુત્રીઓને પણ સારૂં પ્રાથમીક કે માધ્યમીક શિક્ષણ મળેલું હોય છે. આ રીતે સંતાનની દૃષ્ટિમર્યાદા વિશાળ થઇ હોય; તેઓને અન્ય જ્ઞાતિના હિંદુઓનો જ માત્ર નહીં પણ અન્યકોમોનો–પારસી, મુસલમાન, ક્રીશ્ચીયનોનો પણ સમાગમ થાય છે, પરિચય થાય છે. મિત્રાચારીનો સંબંધ જ્ઞાતિ બહાર પણ થાય છે. આવા સંજોગોમાં

એ સંતાનો જ્ઞાતિબંધનો ને શિથીલ કરે, ખાનપાનમાં સંકોચ ન રાખે, અસ્પૃશ્યતામાં ન માને, સહભોજનોમાં ભાગ લે તો તે સારૂ જીક છે. પણ આવી છૂટ માટે માતાનું મન કચવાય છે, તેને તે ગમતું નથી અને તેનું ચાલે તો તે વિરોધ પણ કરે. આથી આજની સુશિક્ષિત યુવાન પ્રજામાં વિચાર પ્રમાણે આચાર, સત્યવર્તન, નૈતિક હીંમત, અંતઃકરણના અવાજ પ્રમાણે વર્તવાનું બળ કયાંથી આવે ? કેટલા યુવાનોને માતાની ખાતર પોતાના આચાર અને વર્તનમાં સંકોચ રાખવો પડે છે ? લગ્નની બાબતમાં પોતાની અભિલાષાઓને પોષે એવી અન્ય જ્ઞાતિની કે જ્ઞાતિના બીજાજ તડની કે કોમ બહારની બાળા સાથે પરિચય હોય, તેની સાથે લગ્ન કરવાની ઈચ્છા હોય, છતાં તે ઈચ્છાનું બળીદાન આપી, જ્ઞાતિની અપરિચત, અશિક્ષિત બાળા સાથે જીવનભર માટે જોડાવું પડે છે આ રીતે માતાની દૃષ્ટિ સંકુચિત હોય છતાં તેનાથી નવીન સંસ્કાર પ્રમાણે વર્તન થઈ શકતું નથી, અને તેમની દૃષ્ટિ મર્યાદા અનિચ્છાએ સંકુચિત થાય છે. કાલિદાસ, ભવભુતિ, નર્મદ, કાન્ત, દીવેટીયા કે નાનાલાલ કવીના કાવ્યોના વાચકોને તે સ્વતંત્ર વિચારોને પુસ્તકમાંજ રહેવા દઈ જુદોજ સંસાર કરવો પડે છે. જમાનો સ્વરાજ્યનો છે. રાજકીય બાબતમા આપણને પરદેશી સત્તાની જુંસરી સાલે છે. વ્યકિતગત ઇંગ્રેજ અમલદારો સારા હોય છતાં તે રાજકીય પદ્ધતિ આપણી આર્થીક ઉન્નતિને બાધક છે. માટેજ આપણે સ્વરાજ્ય માંગીએ છીએ કે જેથી આપણે આપણી સંસ્કૃતિ પ્રમાણે આપણો કારભાર ચલાવીએ અને આપણા સાધનો પ્રમાણે દેશની ખીલવણી કરીએ. પરદેશી રાજ્ય સારૂં હોય છતાં તે સ્વરાજ્ય સમાન તો નહીંજ, આજ ભાવના આજે દેશમાં પ્રગટી નીકળી છે. પણ આ ભાવના એકલા રાજ્યકારભાર માટેજ રહે તો ખરૂં સ્વરાજ્ય મળે નહીં. ઇંગ્રેજ લોકો આજે દુનીઆભરમાં સામ્રાજ્ય ભોગવી રહ્યા છે તેનું કારણ માત્ર તોપો અને દારૂખાનું નથી. દરેક ઇંગ્રેજ પુરૂષ કે સ્ત્રીમાં ખરી સ્વતંત્રતાનો જુસ્સો છે. એ જુસ્સો માત્ર રાજકીય બાબતમાંજ નથી પણ તેમના ગૃહજીવનમાં અને સાંસારીક જીવનમાં ઓતપ્રોત છે. ત્યાંના યુવાનોને માતાપિતા પરાણે–મરજી વિરૂદ્ધ પરણાવતા નથી. આપણી છોકરીઓને બાળપણમાં પરણાવી દઈએ છીએ. એટલુંજ નહીં પણ છોકરીને પરણાવવીજ જોઇએ એ વિચાર આપણામાં જડમુળ ઘાલી બેઠો છે. છોકરીઓને ભણાવીએ ખરા, પણ તેને લાયક વર નાતમાંથી મળવો જોઇએ અને તે ન મળે તો ગમે તેવો મળે તેની સાથે તેણે સંસાર કરી લેવો જોઇએ, એવું આપણે માનીએ છીએ. ઉર્મિલા બ્હેન જેવી હીંમતવાન યુવતીઓ આપણે ત્યાં લાખે એક નીકળશે, જ્યારે સ્વરાજ્ય ભોગવતા દરેક દેશમાં તેવી બ્હેનો સેંકડે ૯૫ ટકા મળી આવશે. ત્યાંના યુવાનો પોતાની કમાઇથીજ ગૃહ ચલાવી શકે ત્યારે લગ્ન કરે છે. આપણે ત્યાં તો હાઇસ્કુલ કે કોલેજમાં શિખતો વિદ્યાર્થી પિતાનું પદ ભોગવતો હશે અને આપ કમાઇ થયેજ પરણનારા તો લાખે એક નીકળશે. આપણા યુવાનો કાઠિયાવાડ કે કચ્છથી મુંબાઇ આવે તો દૂર પરદેશમાં ગયા તેમ તેમને અને તેમના સગાવહાલાંને લાગશે જ્યારે ઇંગ્રેજ, જર્મન કે અમેરીકન યુવાનો વીસ બાવીસ વર્ષની ઉંમરે જાપાન કે ઓસ્ટ્રેલીઆમાં મુસાફરી કરતા હશે. તેને નથી દરીયાનો ભય કે નથી ઋતુનો ભાન-નથી આબાની અગવડ કે નથી ખાવાપીવાની અગવડ. પછવાડે નથી રડતી સ્ત્રી કે માતા. આવા યુવાનો પર્યટન કરી દેશના વેપાર ઉદ્યોગને ખીલવે તેમાં શી નવાઇ

આપણા યુવાનો આફ્રિકા જાય છે, છતાં ત્યાં પણ પોરબંદર કે માંગરોળ રહેતા હોય તેમજ રહેશે. ત્યાં પણ તેઓ લુહાણા, ભાટીયા કે શ્રાવક રહેવાના. ત્યાં નથી હીંદુ સંઘ કે નથી હીંદી સંઘ. મહાત્માજીએ આફ્રિકામાં આવી સંઘભાવના જગાડવા પ્રયત્ન કરેલા, ત્યાં રાજ્યદ્વારી હકો માટે સત્યાગ્રહ કરેલા, જેલ યાત્રા કરેલી છતાં આજે ત્યાંના હીંદીમાં કાંઇ ફેરફાર નથી. તેની દ્રષ્ટિ તેવીજ સંકુચિત છે. આ પ્રમાણપત્ર ખેદ સાથે શ્રીમતિ સરોજિની નાયડુએ હાલ આફ્રિકાની મુસાફરીએથી આવીને આપેલ છે. આ જ પ્રમાણપત્ર આપણા તરફ સહાનુભુતિ ધરાવનાર ઈંગ્રેજ પાદરી એન્ડ્રુસનું છે. આ પ્રમાણપત્ર ચીન જાપાનના હીંદીઓ વિષે ડૉ. રવીન્દ્રનાથ ટાગોરે ગયે વર્ષે આપેલ છે.

આથી સહજ પ્રશ્ન એ થાય છે કે પ્રજાજનોમાં નીડરતા, સાહસીકતા, ખરી સ્વતંત્રતાની ભાવના, નૈતિક હીંમત વગેરે ન આવે ત્યાં સુધી સ્વરાજ્ય મળે ક્યાંથી અને મળે તો તે નિભાવાય કેમ? અને આ બધાં ગુણો પુરૂષો પોતાની મેળેજ ખીલવે કે તેમાં બ્હેનોની સહાયતાની જરૂર છે? આ પ્રશ્ન આજેજ ઉદ્ભવ્યો છે, એમ નથી. દીર્ઘદષ્ટિવાળા આપણા દેશીજનોને એજ પ્રશ્ન ૧૦૦ વર્ષ પૂર્વે ઉઠેલો. બંગાળામાં રાજા રામમોહનરાય અને પંડીત વિદ્યાસાગરને, ઉત્તર હીંદમાં કામ કરી રહેલા કાઠીયાવાડી સંન્યાસી દયાનંદ સરસ્વતીને, ગુજરાતમાં કવિ નર્મદ અને ભોળાનાથ સારાભાઇને, દક્ષિણમાં ન્યાયમૂર્તિ રાનડેને, મુસલમાન ભાઇઓમાં ન્યાયમૂર્તિ બદરૂદીન તૈયબજીને, પારસીઓમાં હીંદના દાદા દાદાભાઇ નવરોજજી અને રતન ટાટા જેવા દીર્ઘ દષ્ટિવાળા દેશીજનોને એજ પ્રશ્ન ઉઠેલ અને તેમને એમજ લાગેલ કે રાજકીય હક માંગીએ અને મેળવીએ, પણ જ્યાં સુધી આપણું સાંસારીક જીવન નવીન વિચાર પ્રમાણે રચીશું નહીં ત્યાં સુધી પ્રજા તૈયાર થશે નહીં. આથી રાજા રામમોહનરાય જેટલી હીંમતથી છાપાની છૂટ માટે, કેળવણીના પ્રચાર માટે, હીંદીઓને થતા અન્યાય માટે, રાજ્ય પદ્ધતિ માટે સરકાર સાથે લડયા તેટલીજ હીંમતથી તેઓ પોતાના નવીન વિચારના પ્રચાર માટે પિતાનો રોષ સહન કરી, ગૃહ છોડી ટીબેટમાં મુસાફરી કરી આવ્યા, તેટલીજ હીંમતથી હીંદુ સમાજનો રોષ સહન કરી સતીનો દુષ્ટ રિવાજ બંધ કરાવવાનો કાયદો ઘડાવવા બહાર પડયા, તેટલી હીંમતથી તેમણે જડપૂજા અને આસુરી પૂજામાથી ધાર્મિક હીંદુઓને ઉપનિષદના ઉચ્ચ ધર્મતત્વો તરફ વાળવા બ્રહ્મો સમાજ સ્થાપી. આજે લોર્ડ સીંહા. ડૉ. રવીન્દ્રનાથ ટાગોર, સર જગદીશચન્દ્ર બોસ, ડૉ. પી. સી. રોય, વગેરે આગેવાન બંગાળીઓ એ બ્રહ્મો સમાજનાજ ફળો છે. આજે બંગાળામાં જે જાગૃતિ છે, જે પ્રજાકીય જુસ્સો છે તે બ્રહ્મોસમાજની અસર છે. દેશ બંધુ દાસ બ્રહ્મો નથી તે છતાં તેમના ઉપર બ્રહ્મો સમાજની સારી છાપ પડેલી છે. આ તરફ ડૉ. ભાંડારકર, જસ્ટીસ રાનડે, પ્રો. કર્વે, મર્હુમ ગોખલે, મહીપતરામ, ભોળાનાથ સારાભાઇ, કવિ નર્મદ, નંદશંકર તુળજાશંકર, વગેરેના પ્રયાસથી આપણે સ્ત્રી શિક્ષણ, વિધવાના દુઃખ નિવારણ વિગેરે બાબતમાં ઘણું કરી શક્યા છીએ. પંજાબની જાગૃતિ સ્વામી દયાનંદને આભારી છે રામભજદત્ત ચૌધરી અને લાલા લજપતરાય, સ્વામી શ્રદ્ધાનંદ વિગેરે આર્ય સમાજના અગ્રેસરોએ રાજકીય બાબતમાં આગેવાન ભાગ લીધો છે છતાં તેઓએ સાંસારિક પ્રશ્નમાં તેટલીજ કસટ અને હોંસ બતાવી છે. આજે ગુજરાતને નવું ચેતન આપનાર સમગ્ર હીંદને જાગૃત કરનાર મહાત્મા ગાંધીજી

આપણા રાજકીય નેતા છે છતાં તેઓ આગ્રહ જાણે છે અને માને છે કે દરેક વ્યકિતમાં પોતાપણું નહીં આવે, તેનામાં નૈતીક હીંમત-પોતાના વિચાર પ્રમાણે વર્તન કરવાનું બળ નહીં આવે, તેનામાં ધાર્મીક જુસ્સો નહીં પેદા થાય, તે પ્રભુ પરાયણ નહિં થાય ત્યાં સુધી સ્વરાજ મળશે નહિં. બારડોલીનો કાર્યક્રમ એ રાજકીય કાર્યક્રમ નથી. મ્હને તો તે બહાર પડયો ત્યારથીજ લાગ્યું છે કે મહાત્માજી અમારા સંસારસુધારા પક્ષના નેતા તરીકે બહાર પડયા છે. સંસાર સુધારા પક્ષના કાર્યમાં કેટલાક વર્ષોથી જોર નહોતું. તેઓનું રગશીયું ગાડું ટગમગ ચાલતું હતું. સ્ત્રીશિક્ષણ, પરદેશગમન, મીતાહાર, લગ્નની વય વગેરે પ્રશ્નો ઉપર તેઓ પીષ્ટ-પેષણ કરતા હતા. તેમની સભાઓમાં નહિં ઉત્સાહ કે નહિં ભરાભર. થોડા દિવસ પૂર્વે મીતાહાર માટે આખા ગુજરાતની પરિષદ અમદાવાદમાં ભરાઇ હતી. હું તેમાં હાજર રહેવા ખાસ મુંબઇથી ગયો. છતાં ખુદ મીટીંગમાં માત્ર ૬૦ જણા હાજર હતા. આથી ખેદ સાથે કહેવું પડે છે કે લોકોમાં સાંસારીક પ્રશ્નની ઉલટ હજી આવી નથી. પુરૂષોમાં આવી નથી તો સ્ત્રીઓમાં તો કયાથીજ આવે ? છતાં એ પણ ચોક્સ છે કે સાંસારીક બાબતમાં આપણે સ્વરાજ્ય મેળવીશું નહિં, આપણા સડાઓ કહાડીશું નહિં, આપણા વાડાઓને વિશાળ કરીશું નહિં, જ્ઞાતિના કાણુ જુના વિચારના પટેલીઆઓના હાથમાંથી લઇ લઇશું નહિં, તેમાં નવીન વિચાર અને નવીન ભાવનાઓ ભરીશું નહિં, આપણી ઉછરતી ઓલાદને તેમના નવીન સંસ્કાર પ્રમાણે વિચરવાને વિશાળ સંસાર ક્ષેત્ર આપીશું નહિં, તેમને ઘટતી સ્વતંત્રતાથી વિકાસ પામવા દઇશું નહિં, ત્યાંસુધી અવિધ્યની પ્રજા નીડર, સ્વાશ્રયી, વિશાળ દષ્ટિવાળી થશે નહિં અને આપણાં સ્વરાજ્યના સિપાઇઓ તૈયાર થશે નહિં.

આ કામ પુરૂષો કરતાં સ્ત્રીઓનું વધારે છે. એકલો પુરૂષ શું કરે ? સ્ત્રીપુરૂષ સંસાર રથના ચક્રો છે. એક ચક્ર તેજદાર હોય છતાં આગળ જઇ શકે નહિં. હમે બ્હેનો અમારી સાથે ચાલશો નહિં, અમોને સહાય આપશો નહિં તો અમારા વિચારો અમે આચરણમાં શી રીતે મૂકીશું ? આજ સુધી સંસાર સુધારકોના વિચાર અને આચાર વચ્ચે ફરક રહ્યો છે તેનું કારણ એજ છે કે તેમને તેમની પત્નીઓની સહાયતા નહોતી. આ દોષ હમારે માથે ન મૂકાય માટે હમારે પતિની બાજુમાં ખડા રહી તેમના વિચાર પ્રમાણે આચરવાનું બળ તેમને આપવું જોઇએ. દેશની ઉન્નતિનો આધાર વિચાર પ્રમાણે આચરવામાં રહ્યો છે. પણ તેમાં આજસુધી સ્ત્રીઓની સહાયતા મંગાઇ નહોતી. આજે અમે પુરૂષો સ્વરાજ્ય માગવા નીકળ્યા છીએ. પ્રભુ કરે ને જલદી સ્વરાજ્ય મળે પણ તે સ્વરાજ્યના યુગમાં અમને નીડર, સ્વાશ્રયી, ન્યાયી, કર્તવ્યપરાયણ અમલદારો જોઇશે, આત્મભોગ આપનાર આગેવાનો જોઇશે. સત્યને માટે સિદ્ધાંત માટે લડનારા સિપાઇઓ જોઇશે. આ યુવાનોને તૈયાર કરવાનું કામ હમારૂં રહેશે. તેને માટે હમારી દષ્ટિમર્યાદા વિશાળ કરવી પડશે. જાતિ અને કોમોના નાના વાડામાંથી બહાર વિશાળ મેદાને પડવું પડશે. પુરૂષોને હિંમત આપવી પડશે, તેમનો ઉત્સાહ ટકાવવો પડશે, યુવાનોનાં ચારિત્ર્યો ઘડવાં પડશે. આટલું હમે કરશો તોજ અમારૂં સ્વરાજ્ય ટકશે. યુરપમાં છેલ્લા વિગ્રહ પ્રસંગે પુરૂષોનાં કામો સ્ત્રીઓએ ઉપાડી લઇ તેમને લડાઇમાં મોકલ્યા હતા. આપણે લડાઇમાં નથી જવું પણ રાજ્યકારભાર, ઉદ્યોગ હુન્નર, વેપાર વગેરે તો કરવાનાં રહેશેજ. તે માટે આપણા યુવાનોમાં કયા ગુણો જોઇશે.

તે કોણુ ખીલવશે ? એ શાળામાંથી નહિં મળે. એ પુસ્તકોમાંથી નહિં મળે. એ ત્હમારે ચરણે બેસી આપણાં બાળકો પામશે તોજ તેઓ સ્વરાજ્યના સિપાઇઓ, અમલદારો અને આગેવાનો થશે. મૌલાના મહમદઅલી અને શૌકતઅલીને તેમની મા બી અમ્માની કેટલી સહાયતા હતી તે ત્હમે જાણો છો ? કસ્તુરબાનું પ્રોત્સાહન દેવીદાસ અને રામદાસને કેટલું છે તે ત્હમે જાણો છો ? કસ્તુરબા કંઇ શિખેલા ભણેલા પ્રભાવશાળી બાઇ નથી તે છતાં તે તેમના પતિની બાજુમાં ખડા રહ્યા છે. પોતાના વિચારને ત્હેમણે વિશાળ કર્યા છે. તે જુના વિચારની બાઇના ઘરમાં અસ્પૃશ્ય જાતિની બાળા રહેલ છે. આર્યન બ્રધરહુડના ભોજનમાં જમનારાઓને તેમની જ્ઞાતિ એએજ હડધુત કર્યાં હતા પણ કસ્તુરબા તેવી રીતે પતીને કે પુત્રને હડધુત કરતા નથી. આવી માતાઓ અને પત્નીઓ ત્હમે બનશો તો સ્વરાજ્ય દુર નથી, તેની લાયકાત ત્હમે ન મેળવો કે કેળવો ત્યાં સુધી મ્હને તો સ્વરાજ્ય લેતાં પણ બીક લાગે અને નિભાવવાને તો જરૂર શંકા રહે. આથી છેવટમાં આપની પાસે એજ માંગું છું કે અમોને સ્વરાજ્ય જોઇએ છે, પણ તેમાં ત્હમારી સહાયતાની ખાસ જરૂર છે તો ત્હમે ત્હમારૂં કર્તવ્ય સમજો; તમે પોતાના દેશની સ્થિતિ જુઓ અને અમો પુરૂષોને સહાયતા આપી હીંદને ખરા કર્તવ્યનીષ્ટ, નીડર, સ્વરાજ્યના યુવાન સિપાઇઓ ત્હમે પુરા પાડો. પ્રભુ ત્હમોને વિશાળ દૃષ્ટિ આપો, અને ત્હમોને મહાન કાર્ય કરવાનું મન આપો.



## " કલ્પિત સનમને."



રો રો કરી તુજ નામ પર આ જીંદગી ખોઇ,
તોયે કહીં દીઠી નહિ એ તે સનમ કેવી ?
રોતાં સનમના નામ પર આંખ્યો ગઇ ફુટી,
સ્વપ્નેય તે દીઠી નહિ એ તે સનમ્ કેવી ?
રોવા હવે તુજ નામ પર છે એક આંસુ ના
આંશુ બધાં ખૂટી ગયાં પણ તું સનમ્ ના ના
આકાશ કે પાતાળમાં "કહે" ઓ સનમ તું ક્યાં ?
તું હોકે ના જ્યે જીવતી ત્હારી ક્બર "કહે" ક્યાં ?
તુ રેંમ કર, કરતું દયા, ઓ ઓ સનમ્ વ્હાલી,
ત્હારા વિનાની જીંદગી મ્હારે સનમ્ ખાલી.
આંખ્યો ફુટેલી ને સનમ્ આલમ બધી ઢૂંઢૂં,
તું આવ કે ના આવ હું આલમ બધી ઢૂંઢૂં.

" માધવ "






# સ્ત્રી જગત્.

સંપાદિકાઃ સૌ. ઉર્મિલા મ્હેતા, બી. એ.



## હિંદ

ગયા મહિનાની આખરે મુંબાઇમાં બાળ સપ્તાહ ઉજવવામાં આવ્યું હતું. પહેલાં સર કાવસજી જહાંગીર હોલ, પછી વનિતા વિશ્રામ હોલ અને છેવટે પરેલમાં ગોવિંદજી માધવજી હોલમાં એમ ત્રણ ઠેકાણે જુદે જુદે દિવસે તેને લગતાં પ્રદર્શન ભરવામાં આવ્યાં હતાં. એ પ્રદર્શનમાં મલેરીયાના પોરા અને મચ્છર ખાનાર માછલી, મલેરીયાના જંતુ, તેમની જુદી જુદી આઠ જાતો અને મચ્છરની ઉત્પત્તિની જુદી જુદી સ્થિતિઓ બતાવી હતી. વળી પ્લેગ પ્રસાર કરનારા ઉંદરો, તેને પકડવા, પિંજરાના તેમના શરીર ઉપર થતાં ચાંચડ, તથા પ્લેગ અટકાવવાની રસી મૂકાવવા વિષે વગેરે બાબતોની માહિતી આપવામાં આવી હતી. એક તેર વર્ષની બાલમાતા પણ પ્રદર્શનમાં બતાવવામાં આવી હતી. જુની અને નવી સુવાવડની સરખામણી કરવામાં આવી હતી. પંદર જાતની સાપની જાતો ને તેમાં ઝેરી કઇ અને નિર્દોષ કઇ તે પણ ઓળખાવવામાં આવ્યું હતું. માખીઓથી થતા રોગ પ્રચાર અને તેને લીધે થતો કોલેરાનો ફેલાવો તથા તેનાથી બચાવના ઉપાયો બતાવવામાં આવ્યા હતા. દૂધ કેમ રાખવું તે પણ બતાવવામાં આવ્યું હતું. સીનેમા રાખવામાં આવ્યું હતું તેમાં માબાપ મજુરી કરવા જાય ત્યારે છોકરાંને કેટલી મુશ્કેલી પડે છે તે બતાવવામાં આવ્યું હતું.

× × ×

..મુંબાઇના બેરિસ્ટરોએ ઠરાવ કર્યો છે કે હવેથી મુંબાઇના બાર એસોસીએશનમાં કોઇ પણ સ્ત્રીને સભાસદ તરીકે દાખલ કરવી નહિં. મીસ ગોઠાં વાતાને દાખલ કર્યાં પછી આ ઠરાવ કરવાનું ડહાપણ તેમને સૂઝ્યું છે.

× × ×

મુસલમાન બાળાઓને ૧૦ વર્ષની ઉંમર સુધી ફરજીઆત પ્રાથમિક કેળવણી આપવાનો મુંબાઇની મ્યુ૦ કોરપોરેશન ઠરાવ કર્યો છે.

× × ×

ગીરગામ પોલીસ કોર્ટમાં ૨૧ વર્ષની હિંદુ નાચનારી મીસ પાર્વતી બાઇના વકીલ મી. પી. ગોડીનહોએ તે બાઇ તરફથી એક અરજી આપી જણાવ્યું હતું કે મ્હારો ધંધો મૂળથી નાચ કરવાનો છે અને હું હાલ મ્હારી મા અને બ્હેન સાથે કેનેડી પૂલ ઉપર રહું છું. હવે હું આ ધર છોડવા માંગું છું પણ મ્હારી મા અને બ્હેન ખોટો શક લાવે માટે અદાલતે આ વાત ધ્યાનમાં લેવી. અદાલતે એ અરજી નોંધી હતી.

× × ×

મુંબાઇમાં મહાલક્ષ્મી આગળ થતી ઘોડાની શરતને પ્રતાપે એક ઈબ્રાહીમ બાબામિયાં નામના મુસલમાને પોતાની સ્ત્રી, એક દસવર્ષના તેમજ ધાવણા છોકરાનાં ખુન કર્યાં છે.

× × ×

પુનામાં શિશુ સપ્તાહ માર્ચ આખરે ઉજવવાનું છે ને તેને માટે શ્રી. કામટના પ્રમુખપણા નીચે એક કમિટી નીમવામાં આવી છે.

× × ×

બોરસદ મ્યુનિસિપાલીટીના ૧૧ કાઉન્સીલરો સામે શ્રીમતી કસ્તુરબા ગાંધી અને શ્રી ગોપાળ-

દાસ દેસાઇને કલેકટરની પરવાનગી લીધા સિવાય માનપત્રો આપ્યા બદલ ડીસ્ટ્રીકટ જજે રૂ. ૬૪ ૭ ટકાના વ્યાજ અને ખર્ચ સાથે હુકમનામું કરી આપ્યું છે.

× × ×

. ભરૂચના સેનીટરી એસોસીએશને આ માસમાં શિશુ સપ્તાહ ઉજવવાનું નક્કી કર્યું છે.

× × ×

વડોદરા મુકામે ગઇ તા. ૧લીથી ૫મી સુધી બાળ રક્ષણ સંસ્થાના આશરા નીચે બાળપ્રદર્શન સપ્તાહ ઉજવવામાં આવ્યું હતું. ત્યારે શ્રી. મહારાણીશ્રી ચિમનાબાઇને હાથે યોગ્ય ઇનામો પણ વહેંચાયા હતાં

× × ×

ગયા મહિનામાં સોજીત્રામાં વડોદરા રાજ્યના પેટલાદ તાલુકા મંડળની એક પરિષદ ભરાઇ હતી. એક વર્ષ માટે પેટલાદ તાલુકામાં છાવણી નાંખીને રચનાત્મક કાર્ય અને ગ્રામ સંગઠનની સેવા કરવા માટે પરિષદના પ્રમુખ તરફથી ૪૦ સ્વયંસેવકો માટે માગણી થતાં ૪૫ સૈનીકોએ વ્રત લીધાં છે. તેમાં બ્હેન હક્ષાબ્હેન મહેતા અને બ્હેન કમળાબ્હેન પટેલે પણ પોતાના નામ નોંધાવ્યા છે.

× × ×

અમદાવાદમાં બાળરક્ષા સપ્તાહની ઉજવણી તા. ૮-૨-૨૫ થી ૧૪-૨-૨૫ સુધી કરવામાં આવી હતા. તેનો કાર્યક્રમ: ૧. શહેરના મધ્યસ્થળે એક પ્રદર્શન; તેમાં સુવાવડને લગતી માહિતી આપનાર દેખાવો; પ્રચલિત બેદરકાર ઘરોના ઓરડા; સારી વ્યવસ્થાવાળો ઓરડો; બચ્ચાના ખોરાક તથા તે સંબધી માહિતી આપનાર નકશા; ખોરાકના નમુના; બાલકોના ખાસ રોગોને લગતા નકશા અને તે રોગોને અટકાવવા વિષે જાણીતા ડૉકટરોના ભાષણો, અંગકસરત, વ્યાયામ, તેમજ મદ્યનિષેધ વિષે માહીતી અને ચિત્રો, નકશાઓ વગેરે. ૨. તેજ સ્થળે અઠવાડિયા દરમ્યાન બાળકોના ઉછેર, ખોરાક, સુવાવડની માવજત, સામાન્ય આરોગ્ય અને બાળ રક્ષા સંબંધી સીનેમા અને મેજીકલેન્ટન સાથેના ભાષણો. ૩. દાઇઓ માટે સુચનારૂપી ખાસ ભાષણો. ૪. બાળકોનું પ્રદર્શન, તેમને તપાસી તોલ કરીને ઇનામ. ૫ શહેરના જુદા લતામાં સીનેમા મેજીકલેન્ટન સાથેના બાળરક્ષણના વ્યાખ્યાનો, બાળકોના પ્રદર્શન વગેરે.

× × ×

કાઠિયાવાડમાં ધારીગામમાં એક વણીક ગૃહસ્થે રૂ. ૭૦૦૦ ખાવાના લઇને પોતાની ૧૧ વર્ષની પુત્રીનું લગ્ન એક વૃદ્ધ સાથે નક્કી કર્યું છે.

× × ×

ના. વાઇસરોયે બંગાળાના કાળા કાયદા માટે ના. શહેનશાહની સંમતિ માંગી છે.

× × ×

વડી ધારાસભાની તા. ૩૦ મીની બેઠકમાં મી. જોશીએ સ્ત્રીઓને કારખાનામાં ને ખાણોમાં કેવીરીતે કામે લગાડવી તેના નિયમો દર્શાવનારો ખરડો રજુ કર્યો હતો. ચર્ચા મુલતવી રહી હતી.

× × ×

મીસ મૌલાબક્ષ નામના લેડીરેડીંગ હિંદી નર્સોમાંના એક " સેન્ટ્રલ મીડવાઇફ બોર્ડસ " ની દાઇપણની પરીક્ષા ઇલીઝાબેથ ગેરેટ એન્ડરસન હોસ્પીટલમાંથી પસાર કરી છે. આવી પરીક્ષા પસાર કરનાર આ પહેલાંજ હિંદી બાનુ છે.

× × ×

કલકત્તામાં રાબેતા મુજબ બાળ રક્ષા સપ્તાહ ઉજવવા માટે આ સાલ જમીન ઉપર રૂપીઆ ગોઠવીને ૧૩૨૦ ફુટ લાંબો ચાંદીનો રસ્તો તૈયાર કરવામાં આવશે. રૂ. નું ઉઘરાણું ચાલે છે.

× × ×

મીસ સકીના બેગમ નામની એક મુસલમાન બાનુ કલકત્તા યુનિવર્સિટીમાં એમ. એ. માં પહેલે નંબરે પાસ થયાં છે.

× × ×

મીસ શૈલબાલા દાસને બીહાર અને ઓરીસ્સાના સરકાર તરફથી પટના પ્રાન્તના ત્રીજા વર્ગના મેજીસ્ટ્રેટના હોદ્દા ત્રણ વર્ષ માટે અનામત કરવામાં આવ્યા છે. એ પ્રાન્તમાં એ પહેલાંજ સ્ત્રી મેજીસ્ટ્રેટ છે.

× × ×

તા. ૧૧ મીથી જબલપૂરમાં શિશુસપ્તાહ ઉજવવાનું શરૂ થયું હતું.

× × ×

ભોપાળના બેગમ સાહેબે અલીગઢ યુનિવર્સીટીને એક લાખ તથા મુસ્લીમ છોકરીઓની કૉલેજને વીસ હજાર રૂપીઆ ભેટ આપ્યા છે.

× × ×

કેપ્ટન સર વીકટર સાસુને પોતાના મરહુમ

સરકારી ઘર અને જવા આવવાની ટીકીટ એટલું મળે છે.

× × ×

**બેલજીયમ**માં સ્ત્રીઓને મતાધિકાર આપવાના સવાલ ઉપરથી મામલો ગંભીર બની પ્રધાનમંડળને રાજીનામું આપવું પડશે એમ મનાય છે. હાલનું લીબરલ કેથોલીક પ્રધાનમંડળ સ્થાપવામાં આવ્યું તે વખતે તેના કાર્યક્રમમાં આ બાબતનો સમાવેશ કરવામાં આવ્યો ન હતો પણ હવે કેથોલીકોએ સોશીયલીસ્ટોની મદદ સાથે સ્ત્રીઓને પ્રાન્તીક ચુંટણીઓ માટે મતાધિકાર આપવાને લગતું બીલ રજુ કર્યું છે. તે પરથી લીબરલો કહે છે કે આ બાબત સરકારના કાર્યક્રમમાં ન હોવાથી તેઓ તેની સામે થશે. તેથી જો કેથોલીકો ફરીથી વિચાર કરી આ બીલ પાછું ખેંચી લેશે નહિં તો લીબરલ પ્રધાનમંડળ રાજીનામું આપશે ને પાર્લામેન્ટને વિખેરી નાંખવી પડશે.

× × ×

**હોલાંડ**માં મીસ મેયર નામના પાર્લામેન્ટના મેમ્બરને હમણા રોટરડામના કેદખાનાના બોર્ડ ઓફ ગવર્મેન્ટના સભાસદ નીમવામાં આવ્યા છે. મીસ લાન્જ નામના એન્જીનીયર બાનુ ડેલ્ફ્ટની ટેકનીકલ સાયન્સની સરકારી યુનિવર્સિટીના પરીક્ષક નીમાયા છે. મીસીસ ઇઝરાએલ્સ અને મીસીસ બરજસ્મા દક્ષિણ હોલન્ડની કાઉન્સીલના સભાસદ નીમાયા છે.

× × ×

**સ્પેઇન**માં સ્ત્રીઓને મ્યુનિસિપાલીટી માટે મતાધિકાર મળવાને લીધે હાલમાં ત્યાંના મેડ્રીડ શહેરની કાઉન્સીલમાં ત્રણ સ્ત્રીઓ ચુંટાઇ છે. તથા ત્યાં બીજે એક ઠેકાણે એક સ્ત્રી એક શહેરની મેયર તરીકે પણ નીમાઇ છે

× × ×

સ્ટોકહોમમાં (સ્વીડન) ૭ સ્ત્રી પોલીસો છે. પોલીસના ઉપરી મી. હાલમેન કહે છે કે સ્ત્રીઓને પોલીસખાતામાં દાખલ કરવાથી તે ખાતાને ઘણો ફાયદો થયોછે. એ સ્ત્રી પોલીસો ફક્ત સ્ત્રી તથા છોકરાંઓમાં તેમજ છુપી પોલીસ તરીકે કામ કરેછે.

× × × × ×

**સ્વીડન**ના કેટલાક બૈરાંઓએ જુદા જુદા દેશોના બૈરાંઓ સભાસદ થઇ શકે એવી એક ક્લબ શરૂ કરી છે. આ ક્લબ ઉઘાડવાનો મુખ્ય ઇરાદો જુદા જુદા દેશના બૈરાંઓ એક બીજાને બરોબર સમજે એ છે. ગમે તે દેશની સ્ત્રી આ ક્લબની સભાસદ થઇ શકે છે.

× × ×

**નોર્વે**માં પુરૂષો કરતાં સ્ત્રીઓના ૨૩૦૦૦ મત વધારે હોવા છતાં પાર્લામેન્ટ માટે કોઇપણ સ્ત્રી ચુંટાઇ નથી.

× × ×

આયોવારીશ નામની **રશિયન** સ્ટીમરનાં ખલાસીઓમાં એક રશિયન છોકરી ચોથા ઓફિસર તરીકે કામ કરતી હતી.

## અમેરિકા.

કેનેડાના જંગલમાં એક મી. અને મીસીસ બીલ નામે દંપતી વસતાં હતું. મી. બીલને હાથે એક રીંછડીનો શિકાર થયો. મા વગરનું એ રીંછું બચ્ચુ તરફડવા લાગ્યું. પરંતુ મિસિસ બીલે પોતાના ધાવણે ધવાડી બાળકને ઉછેર્યું. આવા વાત્સલ્યની પીછાન માટે ત્યાંનાં પ્રાણીહિંસા નિવારક મંડળે તે દયાળુ બાઇને સોનાનો ચાંદ ભેટ કર્યો છે.






**યુરપની સ્ત્રીઓની સ્વતંત્રતા.**

લાલા લજપતરાય ૧૯૦૫ માં યુરોપ ગયા હતા. ત્યાર પછી હમણા વીસ વર્ષે ત્યાં ફરી જઇ આવ્યા. તેઓશ્રી કહે છે કે બધા ફેરફારમાં મુખ્યત્વે સ્ત્રીઓની સ્વાધીનતામાં વધારો એમને ઘણોજ આકર્ષક લાગ્યો. સ્ત્રીઓ અમુક વસ્તુઓમાં પુરૂષો કરતાં પણ વધારે સ્વાતંત્ર્ય ભોગવે છે. પોષાકની બાબતમાં જ્યારે પુરૂષને રૂઢિ પ્રમાણે કપડાં પહેરવા પડે છે ત્યારે સ્ત્રીઓ ગમે તેમ પોષાક સજી શકે છે. બાલ્કન રાજ્યો ને ટર્કી સિવાય કેળવણી ને સંસ્કાર મેળવવાના સાધનો સ્ત્રીઓ માટે પુરૂષો જેટલાંજ છે. ટર્કીએ પણ સ્ત્રીઓના ઉદ્ધાર માટે હમણા પગલાં લીધાં છે. ત્યાં 'પડદો' કાઢી નાંખવામાં આવ્યો છે ને એકથી વધુ પત્ની કરવાનું કાયદાથી અટકાવવામાં આવ્યું છે.

આપણા ઘણા દેશ બંધુઓને એવો ખ્યાલ હોય છે કે યુરોપીયન સ્ત્રીઓ એશઆરામ ને મોજમઝામાંજ મશગુલ રહે છે પણ ખરૂં જોતાં તો એ ચોકસ છે કે બૈરાંઓ પુરૂષો કરતાં વધારે વખત અને વધારે સખ્ત મજુરી કરે છે. પણ જીંદગીમાં નિર્દોષ આનંદ પણ ત્યાંના બૈરાંઓ હિંદી સ્ત્રીઓ કરતાં વધુ ભોગવે છે.

યુરોપમાં તેમજ હિંદમાં દરેક સ્ત્રીને મુખ્ય ઇચ્છા પરણીને ઠેકાણે પડવાની હોય છે. હિંદમાં તો દરેક સ્ત્રીને માટે પરણવાનું ફરજીઆત હોય છે ત્યારે ત્યાં જો કોઇ સ્ત્રી ન પરણી શકે તો પોતે નિરાધાર છે અથવા દુઃખી છે (જે ખ્યાલ અહિં તો આવેજ) એવો ખ્યાલ એ લોકોમાં જરાપણ નથી આવતો. એટલે ત્યાં ઘણી છોકરીઓ સારો વર ન મળે તો કુંવારી પણ રહે છે. જ્યારે હિંદી સ્ત્રીઓ વધારે પ્રેમાળ હોય છે ત્યારે યુરોપીયન સ્ત્રીઓ છોકરા ઉછેરવામાં વધારે હોંશિઆર અને કાળજીવાળી હોય છે.

**હિંદમાં બાળલગ્નો:**

મી. ડી. એસ. ગોર્ડન "વસ્તિ અને નિર્વાહના સાધનો" નામના લેખમાં પોતાનો અભિપ્રાય નીચે મુજબ દર્શાવે છેઃ

"બાળલગ્નો આ દેશમાં એટલાં બધાં પ્રચારમાં રહ્યા છે તેનું એક કારણ એ છે કે નિર્વાહ અહિં ઘણી થોડી મહેનતે થઇ શકે છે. બૈરી છોકરાંનું ભરણ પોષણ એ પુરૂષના વડીલોની ફરજ ગણાય છે. તે જો કુટુંબ સંયુક્ત હોય તો નવવધુ ને નવ વરનું પોષણ કરવાની ફરજ કુટુંબની ગણાય છે. આર્થિક સ્થિતિમાં થએલા ફેરફારોને લીધે ઉંચ ને મધ્યમ વર્ગના લોકો વધુ કાળજીવાળા થયા છે. પણ આ આર્થિક પરિવર્તનની અસર નીચલા વર્ગના લોકો ઉપર જુદીજ રીતની થઇ છે. મજુર વર્ગમાં તો સ્ત્રીઓ અને છોકરાં પણ કમાવા જઇ શકે. આ રીતે તેઓ ટુંકી આવકમાં વધારો કરેછે. આથી પરણવાથી પુરૂષને માથે બોજો વધતો નથી પણ ઘટે છે. પણ આનું પરિણામ એ થાય છે કે સમાજમાં જે વર્ગ એવો છે જે પરાણે બે ટંક ખાવા પામે છે તેની સંખ્યામાં વધારો થાય છે. આ વર્ગમાં ઉચ્ચ આદર્શોનો પ્રચાર થવાની જરૂર છે. લગ્ન એક સામાજીક ને ધાર્મિક ફરજીઆત કર્તવ્ય મનાવું જોઇએ પણ પ્રત્યેક વ્યક્તિએ સ્ત્રી છોકરાંનું ભરણપોષણ કરવાની શક્તિ તરફ નજર રાખી લગ્નને વ્યક્તિગત ફરજ ગણવી જોઇએ.

**પરદેશની અસર.**

મેજરબાસુ "વેલફેર" માસિકમાં "મોજશોખ ઉપર નીચે પ્રમાણે લખે છેઃ

"પરદેશી લોકોના સહવાસમાં આવવાથી એક પ્રજામાં પરદેશી મોજશોખ તરફ આકર્ષણ વધે છે. આથી વધુ ધન કમાવા માટે હરિફાઇ વધે છે. જુના અને સારા આદર્શો ભાંગી પડે છે. પરદેશી સંસ્કારના અનુકરણથી ઉંચા વર્ગના લોકોનું

આચરણ બગડે છે. ગ્રીક તત્વવેત્તાઓએ એરિસ્ટાઇ એરઆશિમ ગ્રીસમાં પેઠો તેનો ઘણો બળાપો કરેલો. આજ હિંદની સ્થિતિ પણ એજ છે. આંધળા મોજશોખથી પ્રજા ધીરે ધીરે નાશ પામે એ ખુલ્લુંજ છે. ”

**બાળકો વિષે કંઇક:**

મીસીસ નેસ્ટર નોએલ કહે છે કે લોકો પોતાના છોકરાં શું ખાય છે તે બાબત ઘણી કાળજી રાખે છે. ને માબાપ પૈસેટકે સુખી હોય તો બનતાં સુધી છોકરાંઓને ખાવાનું જોઇએ તે કરતાં વધારે મળે છે. પણ જ્યારે તેમનાં શરીર આ રીતે ખોરાકથી સીંચવામાં આવે છે, ત્યારે તેમના બાળહૃદયો રમકડાં વગર ટળવળે છે. એક મા એવી હતી કે. નવ વર્ષનું છોકરૂં રમકડાં રમવા જેવડું નથી એમ ગણતી તેનો પણ દાખલો તેઓ આપે છે.

છોકરાંઓ શું માંગે છે તે વિષય ઉપર મીસીસ મેરી સ્ટવર કહે છે છોકરાંઓ જે માંગે તે આપવું એ ગંભીર ભૂલ છે. આ જીંદગીમાં આપણી બધી ઇચ્છાઓ પુરી પાડવાની ટેવ પાડવામાં આવે તો ભવિષ્યમાં એને ભારે થઇ પડે. બીજું એ કે છોકરાંને કાંઇપણ આપતી વખતે એને શું જોઇએ છે તે ને નહિં કે આપણને શું ગમે છે તેનો વિચાર રાખવો જોઇએ.

**જૈન અને બુદ્ધ ધર્મો:**

જૈનધર્મ ઉપર બોસ્ટન મ્યુઝીયમ ઓફ ફાઇન આર્ટસ બુલેટીન લખે છે કે “જૈનધર્મ હિંદુસ્તાનમાં બુદ્ધધર્મ શરૂ થયો તેજ વખતે શરૂ થયો. બંને ધર્મોનો ઇરાદો પ્રત્યેક વ્યક્તિને આત્મિક પૂર્ણતાનો રસ્તો દેખાડવાનો છે. બંનેનો મુક્તિનો માર્ગ હિંદુધર્મના “સંસાર” ને “કર્મ” ના સિદ્ધાન્તો ઉપર અવલંબે છે. બુદ્ધધર્મ આત્માના અસ્તિત્વ માટે શંકા ધરાવે છે. જૈનધર્મ આત્માને અમર માને છે. ને તે દેવત્વ પ્રાપ્ત કરી શકે એમ માને છે.

બુદ્ધધર્મ હિંદમાં લગભગ નાશ પામ્યો છે. પણ એશિયાના બીજા ભાગોમાં તેના લાખો અનુયાયીઓ છે. જૈનધર્મ હિંદમાંજ છે. એક વખત એની રાજકીય મહત્તા હતી. અત્યારે તો એ ધર્મના અનુયાયીઓ અને વગવસીલાવાળા હોવાથી એનું મહત્વ છે. ગુન્હાનું પ્રમાણ જૈનોમાં હિંદુસ્તાનના હિંદુ મુસલમાન કે ખ્રિસ્તીઓ કરતાં ઓછું છે. હિંદુસ્તાનના વ્યાપારિક ધનના અર્ધો હિસ્સાની લેવડદેવડ જૈનોને હાથે થાય છે. હિંદી શિલ્પકળા ને ચિત્રકામ ઉપર જૈનધર્મની ઉંડી અસર થઇ છે. દેલવાડાના દહેરાં હિંદુસ્તાનના એક મંદિરો છે ને તાજ મહાલથીજ ઉતારતા ગણાય ”

**પૂર્વ અને પશ્ચિમ–સાંસ્કારિક સંબંધ:**

“ પૂર્વ ને પશ્ચિમ વચ્ચે ભવિષ્યના સાંસ્કારિક સંબંધો ” એ વિષય ઉપર મી. બર્ટરેન્ડ રસલ નામના પ્રખ્યાત અંગ્રેજ ચિંતક ન્યુયોર્કના “ ન્યુ ઓરીએન્ટ ” નામક પત્રમાં લખે છે:

“ પ્રાશ્ચાત્ય સંસ્કારનો એક અંશ ( Industrialism ) ઔદ્યોગિક પ્રવૃત્તિ છે, તેનો તો પૂર્વમાં સંપૂર્ણ પ્રચાર થશેજ. જાપાને આ તત્વનો પહેલો સ્વીકાર કર્યો. આથી જાપાન સ્વતંત્ર છે. હિંદીઓની સોંઘી મજુરીને લીધે બ્રીટીશ મૂડીથી એજ સ્થિતિ પામે છે. આવીજ સ્થિતિ રશિયા, પર્શિયા વગેરે દેશોની છે.

જો એશિયા ( industrial ) ઉદ્યોગપ્રધાન થાય તો પછી જુદી જુદી એશીઆઇ સંસ્કૃતિઓના મૂળતત્વો કાયમ રહેશે ? અથવા શું એશિયા યુરપની બીજી આવૃત્તિ થશે ? જો કે હું પૂર્વની સંસ્કૃતિને પ્રાશ્ચાત્ય સંસ્કૃતિથી ચઢીયાતી માનું છું તો પણ તેના જે ખાસ ગુણો છે તે રહેશે કે નહિં એ બહુને શંકા છે. ધર્મ આવું એક તત્વ છે. પણ ધન જે હમણા અધિભૌતિક છે તે દુન્યવી સ્વરૂપ પકડશે.

આથી એક વસ્તુ આપણે તારવી શકીએ કે ભવિષ્યની કોઇપણ સંસ્કૃતિ જગત–સંસ્કૃતિ થશે. એશિઆઇ આદર્શો જેટલા આખી મનુષ્યજાતિને માન્ય થશે એટલાજ ટકશે. એશિઆએ પ્રાશ્ચાત્ય પ્રજાને શિખવવું પડશે. અને માટે એશિઆએ પ્રાધાન્ય પ્રજામાંથી કાર્યદક્ષતા સ્વીકારવી પડશે કારણકે પાશ્ચાત્ય પ્રજાઓ કાર્યદક્ષતા સિવાય કશાને

માન નથી આપતી. જે મૂડીવાદના દુર્ગુણો છે તે તેના અંગભૂત નથી. તે દૂર કરી શકાય એમ છે. પૂર્વની પ્રજાઓ મૂડીવાદમાં કાંઇક સૌજન્ય દાખલ કરી શકે. આ કરવા માટે હરીફાઇનું તત્વ કંઇક ઓછું થવું જોઇએ. 'કાચો માલ ( Row materials ) બધો આંતર રાષ્ટ્રીય મોલકત થવો જોઇએ. જો અમુક વ્યક્તિઓ અમુક વસ્તુઓનો પુરો ઇજારો ( monopoly ) ન લઇ શકે તો ઘણીખરી લડાઇઓ ઓછી થઇ જાય. આથી (industrialism) ઔદ્યોગિક પ્રવૃતિ મનુષ્યના સુખ માટે થાય એમ કરવું એ એશિયાનું કર્તવ્ય છે.

હરીફાઇ વગર કાર્યદક્ષતા નહિં રહે એમ કહેવામાં આવે છે. એ ખરૂં-પણ જ્યાં મૂળ હેતુજ ખરાબ હોય ત્યાં કાર્યદક્ષતા નુકસાનકારકજ છે. બધાનું વધારે હિત થતું હોય તો સ્હેજ કાર્યદક્ષતા ઓછી થાય તો કાંઇ પણ હરકત નહિં. આથીજ હું ઇચ્છું છું કે એશિયા મનુષ્ય જાતિના ઉદ્ધાર અર્થે બહાર પડે

**મિસિસ દાસનું અપમાન:**

" મોર્ડન રીવ્યુ " દેશબંધુ દાસના પત્નીના અપમાન વિષે લખે છે કે:

" "હમણા બંગાળ ઓરડીનન્સ નામે કાયદો પસાર થયો તે વખતે લોર્ડ લીટને બંગાળાની કાઉન્સીલમાં હિંદ હિતની વિરૂદ્ધ એક ભાષણ કર્યું. દેશબંધુ દાસ બંગાળ ધારાસભામાં ચૂંટાયલા સભાસદોના નેતા છે. તે ભયંકર માંદગી ભોગવતાં છતાં પણ ત્યાં ગયા. શ્રીમતિ દાસ એમની સાથે સારવાર કરવા જવા માંગતા હતા. પણ સર એવન કોટન-ધારાસભાના પ્રમુખે તેમને આવવા દેવા ના કહી, ને કહ્યું કે શ્રીમતિ કોટનને પણ આવવા દીધાં નહોતાં. મોર્ડન રીવ્યુના અધિપતિ લખે છે કે આ કંઇ યોગ્ય કારણ ન કહેવાય. તેમજ શ્રીમતી દાસની પાયરી શ્રીમતિ કોટન કરતાં કોઇ પણ રીતે ઉતરતી નથી. દેશબંધુ દાસ એક પ્રજાના સ્વેચ્છાથી ચુંટાએલા નેતા છે. જ્યારે સર એવન કોટન ગમે તેવા પણ નોકર. "



## સાભાર અને સ્વીકાર.

જન્મભૂમિ ( નડિયાદ ): પુસ્તક ૧ લું: અંક ૯ થી ૧૦ તંત્રી: શ્રીયુત ચંદુલાલ નંદલાલ દેસાઈ વાર્ષિક લવાજમ: રૂ. ૨-૮-૦.

ધી ન્યુ વર્લ્ડ એડવર્ટાઇઝર ( અમદાવાદ ): પુસ્તક ૧ લું અંક ૧ લો. પ્રકાશક: શ્રીયુત હરીલાલ એમ. શાહ. વાર્ષિક લવાજમ: રૂ. ૩-૦-૦.

સમાજ સેવક ( જામનગર ): પત્રિકા ૧૬ મી. વ્યવસ્થાપક: શ્રીયુત ગોકળદાસ હીરજી ઠક્કર.

કેલેન્ડરો અને ડાયરીઓ: મેસર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, બુકસેલરો પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ તરફથી " પારસાસ્ત્ર " ની જાહેરખબરને લગતાં ચાર સુંદર રંગીન કેલેન્ડરો અને વિધવિધ ઢબની ડાયરીઓ.

કેલેન્ડર: ધી યુનીવરસલ એડવરટાઇઝીંગ એજન્સી, માલેકો: મેસર્સ પી. ડી. મલજી એન્ડ કંપની ૧૧૦, અમરવાડી, મુંબાઈ, ૪ તરફથી એક સુંદર રંગીન કેલન્ડર.

સાહિત્ય ઉત્તેજક સમાજ (અમદાવાદ). ૧૯૨૪ના વર્ષનું નિવેદન: પ્રકાશક: શ્રીયુત રતિલાલ કચરાભાઇ પરીખ, મંત્રી, સા. ઉ. સમાજ.



**શ્રીમતી ઝવેરબાઈની સરખાવતનો-એક સુધારો.**

ગયા અંકમાં "ત્રણ કપોળ મહિલાઓની સખાવતો" એ મથાળા હેઠળ નોંધ લખતાં અમે સ્વ. શ્રીમતી પુતલીબાઈની સ્વ. લેડી માનકોરબાઈની અને શ્રીમતી ઝવેરબાઈની સાર્વજનિક તેમજ કોમી સખાવતોનો ઉલ્લેખ કર્યો હતો. એ ઉલ્લેખમાં છાપખાનાની ઉતાવળમાં શ્રીમતી ઝવેરબાઈના નામ આગળ પણ "સ્વ." શબ્દ મુકાયો છે. એ ભૂલ માટે અમે અત્યંત દીલગીર છીએ અને એ ઉદાર દિલના બ્હેનની ક્ષમા ચાહીએ છીએ. વાચકો પણ એ નોંધ એટલી ભૂલ સુધારીને વાંચે એમ ઇચ્છીએ છીએ. મોટે ભાગે આપણા હિંદુઓમાં આત્માની શાન્તિ મેળવવા માટે મરણ પછીની પરજ સખાવતો થાય છે. કોઇકજ વિરલ વ્યક્તિઓ, જેઓ ખરેખર ઉદાર દિલની હોય છે અને જનતાના લાભને માટેજ દાન કરવાનું ઇચ્છે છે, તેઓ પોતાની હયાતીમાં જ ઉપયોગ. કાર્યો અને સંસ્થાઓ માટે પોતાના ભંડાર ખુલ્લાં મુકી દે છે. શ્રીમતી બ્હેન ઝવેરબાઇ એવા પ્રકારના જ એક વિરલ વ્યક્તિ છે. કોઇ કવિએ સાચુંજ કહ્યું છે કે: "સો માણસોમાં એકજ માણસ શૂરો નીવડે; હજારે એકજ પંડિત નીવડે; દશ હજારમાં એકજ વકતા નીવડે અને દાતા-ખરેખરો દાતા-તો થાય કે ન યે થાય." એ પ્રકારની વિરલ ઉદારતા શ્રીમતી ઝવેરબાઇએ પોતાની હયાતીમાં દાખવી છે અને તેમ કરી માત્ર પોતાના કુટુંબની અને જ્ઞાતિનીજ નહિ પણ આખા ગુજરાતના હિંદુ સમાજની કીર્તિ ઉજ્જવલ કરી છે. શ્રી. બ્હેન ઝવેરબાઇએ જે મિલ્કતનો ઉપયોગ પોતાને માટેજ કરવાને બદલે પોતાનો ભંડાર પોતાની જ્ઞાતિના અને જનસમાજના લાભ માટે ખૂલ્લો મુકી દીધો છે. પોતાના સ્વ. પતિનું નામ કાયમ રાખવા માટે તેમણે દોઢ લાખ રૂપીઆ ખર્ચી "કપોળ નિવાસ"નું વિશાલ મકાન બંધાવી પોતાની જ્ઞાતિને ભેટ કર્યું છે. એજ મકાનના પાછલા ભાગમાં જનસમાજના લાભાર્થે પોતાને ખરચે તેમણે એક મફત વાચનાલય સ્થાપ્યું છે. ઉપરાંત રૂપીઆ પચાસ હજારનો ખર્ચ કરી તેમણે મુંબાઇના વનિતા વિશ્રામને એક સુંદર મકાન બંધાવી આપ્યું છે. ખરું કહીએ તો એમની એ ઉદારતાને લીધેજ મુંબઇમાં વિશ્રામની સ્થાપના થઇ શકી છે. એમનાં પતિએ બે લાખને ખર્ચે બંધાવેલા વેસાવા અને દેવલાલીના સેનેટેરીયમો પણ, ખાસ કરીને તેમની સુંદર વ્યવસ્થા માટે, જાણીતાં છે. એ સુંદર વ્યવસ્થા શ્રી. બ્હેન ઝવેરબાઇનીજ મ્હેનત અને આવડતને આભારી છે. એ બ્હેન એ બન્ને સેનેટરીઓના મેનેજીંગ ટ્રસ્ટી છે અને અત્યંત વ્યવહાર-કુશળતાથી તેમનો વહીવટ ચલાવી રહ્યાં છે. અમે એ બ્હેનને એમની ઉદારતા અને વ્યવહાર-કુશલતા માટે અંતઃકરણ પૂર્વક અભિનંદન આપીએ છીએ અને તેઓ દીર્ઘાયુ થઇ જનતાને લાભદાયી નીવડે એવાં એવાં અનેક કાર્યો કરવા શક્તિમાન થાય એમ ઇચ્છીએ છીએ. ગુજરાતની બીજી શ્રીમંત બ્હેનો પણ તેમને પગલે ચાલી પોતાની મીલ્કતનો એવીજ રીતે સદુપયોગ કરી જનતાના આશીર્વાદ મેળવવા એમની જેમ ભાગ્યશાળી થાય એમ ઇચ્છીએ છીએ.

**મુંબાઇમાં શિશુ સપ્તાહ.**

આપણા દેશમાં એકંદર મરણ પ્રમાણ ઘણું છે. તેમાં પણ બાળ મરણનું પ્રમાણ તો અતિશય મોટું છે. હિંદુસ્તાનમાં દર વર્ષે વીસ લાખ બાળકો એક વર્ષની ઉમરે પ્હોંચતાં પ્હેલાં મરણ પામે છે. મુંબાઇ શહેરમાં દર હજારે ૪૦૦ બાળકો એ ઉમર પ્હેલાં મરણ પામે છે. આ સ્થિતિ ખરેખર ભયંકર છે. એટલાં બધાં બાળકોને જન્મ આપતી વખતે માતાએ વેઠેલો શ્રમ વ્યર્થ જાય છે. આ ઉપરાંત તેમાંની ઘણી માતાઓ પણ મરણ પામતી હશે તે નુકસાન તો જુદું છે. બીજા દેશો સાથે સરખામણી કરતાં જણાય છે કે ત્યાં બાળમરણનું પ્રમાણ બહુ ઓછું છે. માટે આપણા દેશમાં આ સ્થિતિ થવાનાં જે કારણો હોય તે અટકાવવાનો પ્રયત્ન કરવો, એ દેશ હિતચિંતકોનું મુખ્ય કર્તવ્ય છે. બાળલગ્ન, ગરીબાઇ, માતાઓનું અજ્ઞાન, અસ્વચ્છ રહેઠાણ વગેરે અનેક કારણોથી આટલાં બધાં બાળકો ન્હાની વયે મરણ પામે છે. તેમાંથી બને તેટલાં કારણો દૂર કરવાના પ્રયત્ન તરીકે આખા હિંદમાં જુદાં જુદાં શહેરોમાં બેબી વીક ( શિશુ સપ્તાહ ) ઉજવવાની યોજના કરવામાં આવી છે. બીજાં શહેરોની માફક મુંબાઇમાં પણ એ યોજના અમલમાં મૂકવામાં આવી હતી.

મુંબાઇમાં જાન્યુઆરીની આખરમાં રાષ્ટ્રિય શિશુ સપ્તાહની શરૂઆત થઇ હતી. બાળકોને તંદુરસ્ત બનાવવા માટે લોકોમાં જ્ઞાનનો પ્રચાર કરવો એ તેનો હેતુ હતો. તેને અંગે કોટમાં સર કાવસજી જહાંગીર હૉલમાં, સેંટહર્સ્ટ રોડપર વનિતા વિશ્રામમાં, તથા પરેલમાં કામદારોની સંસ્થામાં એ ત્રણ સ્થળે આ સમારંભ થયો હતો. તેમાં પ્રદર્શનની વ્યવસ્થા કરી હતી. પ્રસુતિની તથા બાળકોને રહેવાની અસ્વચ્છ જગાઓ કેવી હોય છે, તથા યોગ્ય અને સ્વચ્છ જગા કેવી હોવી જોઇએ, તેના ખરા નમુના બતાવવામાં આવ્યા હતા. પ્રસુતિ વખતે અભણ દેશી દાઇ કેવાં ખરાબ સાધન વાપરે છે, તથા સીખેલી નર્સ કેવાં વાપરે છે, તેના નમુના પણ હતા. પ્લેગ, ઇન્ફલુએન્ઝા, મેલેરીઆ, ક્ષય કૉલેરા, શીતળા વગેરે રોગોનો પ્રચાર કેવી રીતે થાય છે, તથા તે અટકાવવા માટે શા ઉપાય કરવા જોઇએ, તે બધું ચિત્રો, નકશા, તથા છાપેલી સૂચનાથી સમજાવવામાં આવ્યું હતું. મૅજીક લૅન્ટર્નથી પણ કેટલાક દેખાવો બતાવવામાં આવ્યા હતા. આરોગ્યરક્ષણની સૂચનાઓ ચોપાનીઆં છાપીને તે દરેક સ્થળે વ્હેંચવામાં આવ્યાં હતાં.

આ પ્રદર્શન જોવાનો લાભ અનેક લોકોએ લીધો જણાય છે. ખાસ કરીને સ્ત્રીઓની સંખ્યા વધારે જણાતી હતી કોટમાં જોવા આવનારમાં વધારે યુરોપીઅન તથા પારસી હતાં. વનિતા વિશ્રામમાં ઉંચી કોમના ગુજરાતી તથા દક્ષણી લોકો હતા; અને પરેલમાં મજૂર વર્ગ તથા બીજા ગરીબ લોકો વધારે હતા. આ પ્રકારનું જ્ઞાન અભણ વર્ગમાં ફેલાવવાની જરૂર સૌથી વધારે છે. કારણ કે તેમને બાળઉછેર તથા આરોગ્યના નિયમોનું ભાન કંઇજ હોતું નથી. આ પ્રદર્શનમાં નકશા તથા ચિત્રો સાથે જે સમજુતી છાપવામાં આવી હતી, તેમાંથી કેટલીક દેશી ભાષાઓમાં હતી. બાકીની માત્ર અંગ્રેજી ભાષામાં છાપેલી હોવાથી સામાન્ય લોકો તેનો કંઇ ઉપયોગ કરી શકયા નહિ. પરેલમાં જે મજૂર વર્ગની સ્ત્રીઓ પ્રદર્શન જોવા આવી હતી. તે તો દેશી ભાષા પણ વાંચી શકતી નથી. તેમને તો માત્ર ભાષણથી જ્ઞાન આપી શકાય તે માટે દરેક સ્થળે દેશી ભાષામાં ભાષણોની યોજના પણ કરવામાં આવી હતી. દરેક સ્ટૉલમાં કોઇ સુશિક્ષિત સ્ત્રી પુરૂષો આવે તો સ્વયંસેવકો તેમને બધું સમજાવતા હતા. પણ અજ્ઞાન લોકોને માટે એટલી તસ્દી કોઇ બાજેજ લેતા હતા. ખરી જરૂર તો તેમને સમજાવવાનીજ હતી.

પ્રદર્શનના કાર્યવાહકો તરફથી બાળકોને બીજા ખોરાક કરતાં દૂધ આપવાથી વધારે ફાયદો છે એમ ઘણે સ્થળે છાપવામાં આવ્યું હતું. પરંતુ મુંબાઇ જેવા શહેરમાં દૂધ ઘણું મોંઘું છે. તેથીજ ઘણી સ્ત્રીઓ બાળક એક વર્ષનું થાય તે પ્હેલાં દૂધ છોડાવીને બીજો ખોરાક આપવાનું શરૂ કરે છે. આ ખોરાક બાળકને પચતો નથી, અને તેની તંદુરસ્તી બગડે છે. માટે દૂધને સસ્તું કરવાનો આપણે પ્રયત્ન કરીશું, તોજ ગરીબ બાળકોને તે પુરતું મળી શકશે. માટે દૂધ દેનારાં ઢોરને પરદેશ જતાં અટકાવવાં જોઇએ.

શિશુ સપ્તાહના સમારંભથી લોકોમાં જ્ઞાનનો થોડો ઘણો પ્રચાર તો અવશ્ય થશે. તેની યોજના

કરનારને ધન્યવાદ ઘટે છે. ઘણા દિવસો પ્હેલાંથી મહેનત કરીને બધી તૈયારી કરવા માટે આપણે તેમનો ઉપકાર માનવો જોઇએ. મુંબાઇમાં ગયા વર્ષ કરતાં આ વર્ષનો સમારંભ વધારે સારો થયો એમ કહી શકાય.

અહીં ઇન્ફન્ટ વેલ્ફેર સોસાઇટી (બાળ સંરક્ષણ મંડળ) તથા મ્યુનીસીપાલીટીના આરોગ્ય ખાતા તરફથી પણ બાળકોનું આરોગ્ય સુધારવાનો પ્રયાસ કરવામાં આવે છે. આમાંની પ્હેલી સંસ્થા તરફથી શહેરમાં ઘણે સ્થળે મફત દવાખાના કહાડવામાં આવે છે. તેમજ મજુર સ્ત્રીઓનાં બાળકો માટે એક Creche (બાળકોની સંભાળ લેવાનું સ્થાન) કહાડવામાં આવ્યું છે. તેમાં એવી ગોઠવણ છે કે મજૂર સ્ત્રીઓ પોતાનાં બાળકોને ત્યાં મૂકીને કામપર જઇ શકે. ત્યાં બાળકોને સ્વચ્છ કપડાં પ્હેરાવીને દૂધ તથા ખોરાક આપવામાં આવે છે. મોટાં બાળકોને ભણવાનાં તથા રમવાનાં સાધનો પણ પુરાં પાડવામાં આવે છે. આ માટે ત્યાં નોકરો તથા શીખેલી નર્સો રાખવામાં આવે છે. આ કામ ઘણુંજ સ્તુત્ય છે. મજૂરવર્ગની સ્ત્રીઓ પોતાનાં બાળકોને અફીણ ખવડાવીને ઘેર મૂકી જાય, અથવા મિલના અનારોગ્ય વાતાવરણમાં સાથે લઇ જાય, તેના કરતાં આવે સ્થળે મૂકી જાય, તો બાળકોની તંદુરસ્તી જરૂર સુધરે, એમાં કંઇજ શક નથી. કેટલીક મિલના માલીકોએ પોતે પણ Creche ની સંસ્થા કહાડી છે. પરંતુ મુંબાઇની મિલોની સંખ્યા જોતાં તે પુરતી નથી. દરેક મિલને અંગે એવી એક સંસ્થા હોય તોજ બધાંની જરૂરીઆત પુરી પડે. સરકાર તરફથી નીમાએલી સ્ત્રી-ડૉકટરના રિપોર્ટ પરથી જણાય છે કે કારખાનાના લત્તામાં જન્મેલાં બાળકોમાંથી સેંકડે ૯૮ને અફીણ ખવડાવવામાં આવે છે. આનો ઉપાય ઉપરની રીતેજ થઇ શકે.

સુવાવડમાં સ્ત્રીએ જે સંભાળ લેવી જોઇએ તે ગરીબ લોકોથી ઘરમાં લઇ શકાતી નથી. કારણ કે તેમની પાસે એટલાં સાધન હોતાં નથી. તે માટે ઉત્તમ માર્ગ એ છે કે ગરીબ સ્ત્રીઓએ એવે વખતે હૉસ્પિટલમાં જવું. પરંતુ આપણી ફરજ છે કે બધાંની જરૂર પુરી પડે એટલાં સુવાવડખાનાં કરવાં, અને તેમાં જવાના ફાયદા અજ્ઞાન સ્ત્રીઓને સમજાવવા.

ઉચી કોમની હિંદુ સ્ત્રીઓમાં પણ સુવાવડની બાબતમાં ઘણા વ્હેમ હોય છે. જે સ્ત્રીઓ બીજી માંદગીમાં ડૉકટરની સલાહ માને છે, તેઓ પણ સુવાવડની બાબતમાં ઘણોજ દુરાગ્રહ કરે છે. પુરુષ ડૉકટરો તે વળી સુવાવડમાં શું સમજે? આજ તેમની દલીલ હોય છે. એ સમયે તો અસલથી ચાલતા આવેલા રીવાજ પ્રમાણેજ થવું જોઇએ. અભણ દાઇને બોલાવવી, ઓરડામાં હવાનું નામ પણ આવવા દેવું નહિ, ધગધગતો સેક કરવો, મેલાં કપડાં વાપરવાં, વગેરે આપણા જૂના રીવાજો છે. તે કદી પણ બદલાય નહિ એમ સ્ત્રીઓ માને છે. ઇંગ્લંડ જઇને ઘણી વિદ્યા સંપાદન કરી આવેલા પુરુષોના ઘરમાં પણ અમે એવું જોયું છે, કે સ્ત્રીઓ એવી હઠ લઇને બેસે છે કે સુવાવડ વખતે શીખેલી નર્સને પણ ઘરમાં પેસવા દેવી નહિ. આવી હઠને લીધે ઘણાં બાળકો તથા સ્ત્રીઓ સુવાવડમાં મરણ પામે છે. આવા વ્હેમ તથા અજ્ઞાન દૂર કરવાનું કામ બહુ મુશ્કેલ છે. કદાચ ન્હાની કન્યાઓને તો હમણાથી આરોગ્યરક્ષણના નિયમો શિખવી શકાય. એટલે આગળ જતાં તેઓ માતા થાય ત્યારે સંભાળ લઇ શકે. પરંતુ જે સ્ત્રીઓ હાલ મોટી ઉમરની છે તેમના મનમાં આ વાતો ઉતારવી તે બહુ કઠણ છે. તેવી સ્ત્રીઓ માટે આરોગ્યવિજ્ઞાનના વર્ગો કહાડીને તેમને તે સમજાવવાનો બનતો પ્રયત્ન કરવો એ આપણું કર્તવ્ય છે.

**બાળલગ્ન ઉપર કર.**

હિંદુસ્તાનમાં લોકોપર નાંખેલા કરની તપાસ કરવા નીમાયલી કમીટી આગળ પેશાવરના પ્રોફેસર હસને એવી સૂચના કરી છે કે બાળલગ્નપર કર નાંખવો. તેઓ એમ કહે છે કે આવા કરથી બેવડો લાભ થશે. એકતો સરકારને પૈસા મળશે. અને બીજું બાળલગ્નપર અંકુશ મૂકાશે. પરંતુ આ પ્રોફેસરની ધારણા સફળ થાય એમ અમને લાગતું નથી. પ્રથમ તો સરકાર આવો કર નાંખવાનું કબુલ કરશે નહિ. કારણ કે લોકોના સાંસારિક રીત રીવાજોમાં વચ્ચે પડવું નહિ, એવી સરકારની તટસ્થ નીતિ અસલથીજ છે. કદાચ સરકાર મંજુર કરે તોપણ આવો કર ઇચ્છવાયોગ્ય નથી. જ્ઞાતિના રીવાજ પ્રમાણે લગ્નનો ખર્ચ કરવા ઘણા લોકો દેવાદાર થઇ જાય છે. તેમને માથે



ચિત્રકારઃ ]　　　　શ્રી રાધા–કૃષ્ણ.　　　　[ સૌ. લીલાવતી દેસાઈ.

The Luhana Mitra Press, Baroda.




વર્ષ ૨ જું , એપ્રીલ ૧૯૨૫ . અંક ૮ મો.

# પુત્રી.

લેખિકા : સૌ હેમકુંવર કૃષ્ણદાસ સંપત.

( રાગ-ઓધવજી સંદેશો કે'જો શ્યામને )



પુત્રીની જોડી આ જગ માંહી નથી,
જાણે સદ્‌ગત માતાનો અવતાર જો;
સુખ દુઃખનો વીસામો ડાહી દીકરી,
હેત ભરેલી એની અમીમય આંખજો.
પુત્રીની જોડી આ જગ માંહી નથી.

ચંદ્ર સરીખું મુખડું એનું ઓપતું,
હૈયા માંહી ભર્યું છલોછલ હેત જો;
આછું આછું સ્મીત ફરકતું ઓષ્ટમાં,
આછા આછા તેના મનના કોડ જો.
પુત્રીની જોડી આ જગ માંહી નથી.

ઝાંઝર ને ઝમકારે ગૃહ ગાજી રહે,
કંકણને ખખડાટે કાન પવિત્ર જો;
અમૃત સરિખાં મધુરાં વચનો બોલતી,
ગૃહ મંદિરમાં કોયલના ટોકાર જો.
પુત્રીની જોડી આ જગ માંહી નથી.



માથું દુખે માતાજીનું જો કદી,
તેના જીવને ચેન નહીં દીન રાતજો;
કોમળ હસ્તો માતાજીને ફેરવે,
રોગ તણી જાણે સંજીવન ઔષધી.
પુત્રીની જોડી આ જગ માંહી નથી.

જ્ઞાન ગોઠડી કરતી બંધુ-સંગમાં,
ભાભલડીની ભાવ-ભીની એ બ્હેનજો,
મોટાંની સાથે વાતો મોટી કરે;
બાળકડાંની સાથે કરતી ખેલ જો
પુત્રીની જોડી આ જગ માંહી નથી.

ભલે પ્રભુએ સુત આપ્યા સગુણા મને,
ભલે પ્રભુએ આપ્યું ગૃહનું સુખ જો.
કુલ-લક્ષ્મીઓ ભલે વસે ગૃહ, મંદિરે;
મન-મંદિરે ભલે વસે ગૃહ-નાથ જો,
પુત્રીની જોડી આ જગ માંહી નથી.

પણ પુત્રીના પનોતાં પગલાં વિના,
સુની સુની લાગે ભવની વાટ જો!
પુણ્ય-દાન લાગે સુનાં પુત્રી વિના.
સુના લાગે રૂપ્ય ભવનના વાસ જો.
પુત્રીની જોડી આ જગમાંહી નથી.

કુંકુમ પગલે આવી એ સુંજ આંગણે,
કુંકુમ પગલે જાશે એને ઘેર જો:
તેજ અનેરું પુરી ગૃહ અજવાળશે,
પતિ-પ્રભુમાં પુરશે આત્મ-પ્રકાશ જો.
પુત્રીની જોડી આ જગ માંહી નથી.




લેખિકાઃ સૌ. શારદાગૌરી મ્હેતા, બી. એ.

ભાઇઓ અને બ્હેનો !

**આ** આરોગ્ય પ્રદર્શન ખુલ્લું મુકવા માટે પ્રદર્શન સમિતિના પ્રમુખ સાહેબે તેમજ વ્યવસ્થાપક મંડળે મ્હને પસંદ કરી તે માટે પ્રથમ તો હું તેમનો અત્યંત આભાર માનું છું. ગમે તે કોઇ મોટા અધિકારીને હસ્તક એ કાર્ય થઇ શક્યું હોત, પરંતુ સામાજીક કાર્યમાં અધિકાર–અનધિકાર–પરત્વે લક્ષ ના આપતાં મ્હને કાર્ય સોંપવામાં આવ્યું એ આપ સર્વની સદ્‌ભાવના દર્શાવે છે. આરોગ્યનો આધાર, વિશેષ કરીને ગૃહઆરોગ્યનો આધાર ઘણે અંશે સ્ત્રીઓ ઉપર રહેલો છે એ વિચારથી આપની પસંદગી મ્હારા ઉપર પડી હશે, અથવા મ્હારા પતિ આરોગ્ય ખાતાના મંત્રી હતા તેથી એ વિષયના પડઘા મ્હારા કાનપર પડયા હશે અમે ધારીને પસંદગી થઇ હશે, એમ ધારૂં છું. ગમે તેમ હોય. સોંપાયેલું કામ યોગ્ય રીતે કરવું એ મ્હારૂં કર્ત્તવ્ય સમજીને હું પ્રયત્ન કરીશ.

નવસારી શહેર મ્હારે મન પરદેશ નથી. કેમકે હું બે ચાર વર્ષ નવસારીમાં રહેલી છું, અને શહેર તેમજ વત્નીઓ સાથે સારા પરિચયમાં આવેલી છું. નર્સીંગ અને આરોગ્યના વિષયમાં મૂળથીજ રસ લીધેલો છે. તેથી જ્યારે થોડાં વર્ષ ઉપર અમે અહીં હતાં ત્યારે એક નર્સીંગ ક્લાસ અને ફર્સ્ટ એઇડનો સ્ત્રીઓનો ક્લાસ ચાલુ કરવામાં આવ્યો હતો. અને તેમાં મ્હારા પતિજ શિક્ષણ આપતા અને ઘણી બ્હેનો તેનો લાભ લેતી હતી. એટલે કોઇ રીતે આ શહેરની સેવા બજાવવી એ મ્હારૂં કર્ત્તવ્ય છે.

આ પ્રકારના પ્રદર્શનનો મૂખ્ય હેતુ સચોટ રીતે એ વિષયના જ્ઞાનનો પ્રચાર કરવો તે છે. પ્રત્યક્ષ પ્રમાણથી જેટલી અસર થઇ શકે તેટલી મોઘમ વાત કરેથી થાય નહિં. આંકડા અને છબીઓ વિગેરે તપસ્યાથી અને તેનો લક્ષપૂર્વક અભ્યાસ કર્યાથી એ વાત મગજમાં સારી રીતે ખુંપી શકે છે. વળી આવે પ્રસંગે એકજ બાબત ઉપર લક્ષ ચ્હોંટવાથી તેમાં રહેલી ખામીઓ દૂર કરવા કાંઇ કાંઇ નવા વિચારો ઉપચારો સૂઝી આવે છે. એક વિષયનુંજ સતત ચિંતન કર્યાથી વિચારો વ્હલોવાય છે અને કાંઇક માર્ગ સૂઝી આવે અને તે પ્રમાણે પગલાં લઇ શકાય.

કોઇ પણ રીતે આરોગ્ય સાચવવું એ આપણું પ્રથમ કર્ત્તવ્ય છે એ વાતની તો કોઇ ના કહી શકશેજ નહિ. આપણી પ્રજા બળવાન હશે તોજ જગતમાં ટકી શકશે, નહિં તો મગતરાની માફક મસળાઇ જશે એ નિઃસંશય છે. ઢીલાં ઢીલાં પોતીઆં ને બ્હીલાં બ્હીલાં મ્હોં હશે તો આપણને કોઇ તમાચો મારશે. પણ છાતી કહાડીને પહેલવાનની પેઠે જુવાનીઆને જુસ્સાભરે ચાલતા જોશે તો સહુ કોઇ તેનાથી ડરશે. પરબ્રહ્મ પરમાત્માની પ્રાપ્તિ માટે પણ બલની જરૂર છે.

× નવસારીમાં આરોગ્ય પ્રદર્શન ખુલ્લું મુકતાં આપેલું ભાષણ.

ઉપનિષદ્‌નો મંત્ર આપણને શીખવે છે કે.

नायमात्मा बलहीनेन लभ्यो.
न च प्रमादात्तपसो वाप्यलिंगात् ।
एतै रुपायैर्यतते यस्तु विद्वां
स्तस्यैष आत्मा विशते ब्रह्मधाम ॥

* આ આત્મા બળથી રહિત એવા પુરૂષથી પ્રાપ્ત થઈ શકતો નથી, પ્રમાદે કરી પ્રાપ્ત થઇ શકતો નથી, તે તપ વડે પ્રાપ્ત થતો નથી. તેમજ સન્યાસ રહિત જ્ઞાનરૂપ તપવડે પણ પ્રાપ્ત થવા યોગ્ય નથી. જે વિદ્વાન આ ઉપાયો વડે–બલ, પ્રમાદ, તથા સન્યાસ યુક્ત જ્ઞાન રૂપ ઉપાયો વડે પ્રયત્ન કરે છે, તેનો પ્રાયક સ્વરૂપ ચૈતન્યાત્મા બ્રહ્મમાં પ્રવેશ કરે છે.

આ પ્રમાણે શારીરિક, માનસિક અને નૈતિક બલ એજ મહત્વનું સાધન છે. તો એ બલ કેવી રીતે પ્રાપ્ત કરાવવું એ આ સમારંભનો હેતુ છે. માત્ર તમાશો જોઇને પાછા જવાનું નથી. પરંતુ સારી રીતે લક્ષ પૂર્વક તેનું અધ્યયન કરીને તે પરત્વે ખાસ લક્ષ આપીને વ્યવહારમા પગલાં લેવાય ત્યારેજ એની સફળતા છે.

આઠ દસ વર્ષ ઉપર વડોદરા શહેરમાં પુષ્કળ ખર્ચ કરીને મોટું પ્રદર્શન ઊભું કરવામાં આવ્યું હતું. મ્હૈસુરથી ખાસ એક નિષ્ણાત સેનીટરી કમીશનર આવ્યા હતા. પણ તે પ્રદર્શનનું નામનિશાન કાંઇજ રહ્યું નહિં– અને કાંઇજ સંગીન પરિણામ આવ્યું નહિ. ત્યાર પછી ચાર વર્ષ ઉપર એ જૂના અનુભવનો લાભ લઇને પ્રદર્શન કરવામાં આવ્યું તેને તો કાયમનું સ્વરૂપ આપવામાં આવ્યું અને પત્રિકાઓ દ્વારા કાંઇ સંગીન કામ થયું. પ્રદર્શનની સામગ્રીમાંથી આજ વડોદરામાં આરોગ્યનું એક કિંમતી સંગ્રહસ્થાન કાયમનું થયું છે, અને શાળાના વિદ્યાર્થીઓ તેમજ બીજા પ્રજાજનો ધારે તો તેનો લાભ લઇ શકે છે. સ્ત્રી સંરક્ષણ અને બાળ સંરક્ષણની સંસ્થાઓ પણ પ્રદર્શન પછીજ ઉદ્‌ભવેલી સંસ્થા છે. એ પ્રમાણે આ શહેરમાં પણ આજ કરેલી મહેનતનું ફળ કાયમ રહે એવા ઉપાય યોજવામાં આવશે તો પ્રદર્શન ભર્યાનો હેતુ સફળ થશે.

મ્હને લાગે છે કે-આ પ્રદર્શનનો મુખ્ય અને મહત્ત્વનો હેતુ સ્ત્રીઓ અને બાળકોના સંરક્ષણનો છે, અને તે યોગ્ય જ છે, કારણ કે બાળકો અને સ્ત્રીઓના મરણ પ્રમાણ આપણા દેશમાં ભયંકર છે.

એક વર્ષની અંદરનાં બાળકો અને સુવાવડમાં સ્ત્રીઓ મૃત્યુવશ થાય એમાંના સેંકડે ૮૦ ટકા આપણી બેદરકારીને પરિણામે થાય છે. કુમળા બાળકો આપણા અજ્ઞાન અને બેદરકારીનો ભોગ થાય તે પાપનું પ્રાયશ્ચિત કયે ભવે થશે ? જો યોગ્ય સંજોગોમાં બાળક જન્મે અને તેની સારી રીતે માવજત કરવામાં આવે તો તેમનું મૃત્યુ પ્રમાણ ઓછું થયા વગર રહેજ નહિં અને તેનાં સચોટ દૃષ્ટાંતો છે.

ઇંગ્લંડમાં થોડાં વર્ષથી આ વિષયનું જ્ઞાન માતાઓને અપાવા માંડયું છે, અને તેનું પરિણામ આશ્ચર્યકારક આવ્યું છે, થોડાં વર્ષ ઉપર ૧૦૦૦ બાલકોમાંથી ૧૩૬ બાલકો મરતાં પરંતુ જ્યારથી માતાઓને બાળ. ઉછેરનું જ્ઞાન અપાવા માંડયું ત્યારથી ૧૦૦૦ બાળકોમાંથી ૭૦ ની સંખ્યા થઇ., હજી પણ જો જ્ઞાનનો વિસ્તાર વધે તો આ પ્રમાણ ઓછું થાય.

અસલના વખતમાં જે કૌવત હતું તે હવે ગમે તે કારણસર રહ્યું નથી એટલે વારંવાર થતી સુવાવડો સહન થતી નથી અને કૌવતહીન પ્રજા ઉત્પન્ન થાય છે. સુવાવડ પહેલાં ને૰ જ પછી કેવી રીતે સંભાળ લેવી તેનું ભાન કોઇપણ છોકરીને હોતું નથી પહેલાં તો ઘરમાં વડીલ હોય તે સારી અનુભવી સલાહ આપતાં પણ હવે તો દેશ પર-

દેશ રહેવાને લીધે તે અસંભવિત થઇ ગયું છે એટલે બિન અનુભવી છોકરા છોકરીઓ 'મા બાપ થવા પામે છે, અને પરિણામે જાતે હેરાન થાય છે અને ભવિષ્યની પ્રજા નબળી પડે છે.

આ ઉપરાંત મોટામાં મોટો ભોગ બાળલગ્ન ને પરિણામે છે. આ દુષ્ટ રૂઢી તો આપણને દરેક બાબતમાં પછાત રાખે છે. આપણા લોકની શારીરિક અને માનસિક અધોગતિમાં આ દુષ્ટ રૂઢી જેટલી બાધકર્તા છે તેટલું બીજું કાંઇજ નથી. માત્ર આપણા પોતાના લ્હાવા ખાતર આપણાં કુમળાં બાળકોને આ યજ્ઞમાં હોમીએ છીએ. હમણાંજ અમદાવાદમાં માતા પિતાના ભોગની વેદી ઉપર એક કુમળી ચૌદ વર્ષની ફુલ જેવી છોકરી કરમાઇ ગયાનું સાંભળ્યું ને હૈયું ચીરાઇ ગયું. તેર ચૌદ વર્ષની નાજુકડી છોકરી માતા થઇ—માત્ર ઘરડી દાદીને તેના લગ્નનો તમાશો જોવો હતો—અને વૈભવ બતાવવો હતો તે કારણે તેનું લગ્ન બાર વર્ષે થયું અને ચૌદ વર્ષ પહેલાં તો છોકરીને સીમંત આવ્યું. લોહીનો એક છાંટો શરીરમાં રહ્યો નહિં, દોઢ મહિનાની કુમળી બાળકી મૂકી વિધવા માતાને રડતી કકળતી માથાં કુટતી મુકીને એ ફૂલ હતું ન હતું થઇ ગયું. આવા તો કાંઇ સંખ્યાબંધ દાખલા થતા હશે. આપણી આંખો કયારે ઉઘડશે તે સમજણુ પડતી નથી.

બાળલગ્ન અટકાવવામાં સ્ત્રીઓજ કાંઇક કરી શકશે. એમાં પુરૂષો આડે આવતા નથી. સ્ત્રીઓ એ કાર્ય પોતાનું કરશે તોજ થશે.

સુવાવડમાં જે સંખ્યાબંધ સ્ત્રીઓની આહુતિ આપાય છે તે અટકાવવાનો સહેલો રસ્તો એ છે કે દરેક દરેક સુવાવડ શિક્ષિત દાયણને હાથેજ થવી જોઇએ. આ બાબત મ્યુનિસિપાલિટી, સેનીટરી એસો. સિએશનો, પંચાયતો દરેક દરેક સંસ્થાઓએ ખુબ ચાનક રાખવી જોઇએ. જે દાયણો (indigenous) દેશી દાયણો છે તે દરેકે દરેકને આ બાબતનું શિક્ષણ ગમે તે ઉપાયે મળવુંજ જોઇએ એવો કાયદોજ થવો જોઇએ. તોજ અણઘટ અજ્ઞાન દાઇઓ નાબૂદ થઇ જશે અને સુવાવડ સુધરશે. સંખ્યાબંધ આવી દાયણો તૈયાર કરવી જોઇએ, તેમજ સારા કુટુંબની સ્ત્રીઓએ આ કામ એક ધંધા તરીકે સ્વીકારવું જોઇએ. હવે જમાનો એવો આવ્યો છે કે કોઈ પણ ઉજળા ધંધામાં નાનમ નથી, એનો ખ્યાલ રાખવો જોઇએ. ૭ મહિના બાર મહિનામાં આ કામ શીખ્યાથી કેટલી સ્ત્રીઓના જીવ બચાવી શકાશે ? આપણી વિધવાઓ ઓશીઆળો અવતાર ગાળે છે. સગા વહાલાં ને ત્યાં માંદગી વખતે જોવા જવામાં પુષ્કળ વખત ગાળે છે. રડવા કૂટવામાં, મંદીરે, હવેલીઓમાં બેસીને કુથલી કરવામાં વખત ગાળે છે, તેના કરતાં આ ઉપયોગી કામ શીખ્યાં હશે તો કાંઇ નહિં તો પોતાના કુટુંબમાં તો જરૂર ઉપયોગી થઈ પડશે. લોકને ઘેર કેસ કરવા ભલે ના જાય પણ સગાં સંબંધીમાં એ ઉપયોગમાં આવે તો કેટલો લાભ થાય ?

આપણા લોકની રહેણીકરણી હવે દિન પરદિન એટલી બદલાતી જાય છે કે જમાના પ્રમાણે તેમાં ફેરફાર ના કરીએ તો આપણે કચરાઈ જઇએ.

આપણી શારીરિક સ્થિતિ નબળી થઈ ગઇ છે. આર્થિક સ્થિતિ ખરાબ થઇ ગઇ છે, તે છતાં આચારમાં કાંઇજ ફેરફાર ના કરીએ તો નભી પણ શી રીતે શકીએ ? આ બાબતનો વિચાર કોઇ કરશે ?

એક સુવાવડીનો ખાટલો એટલે શું ? એ ત્રણ વૃદ્ધ અનુભવી સ્ત્રીઓની પરિચર્યા, સારો

ખોરાક, સ્વચ્છ કપડાંલત્તાં, સારા બિછાનાં, સ્વચ્છ હવા, સુઘડ દાયણ, બાળકની સારી સંભાળ આટલી સામગ્રી હોય તોજ સુવાવડ સારી થાય નહિં, તો કાંઇ કાંઇ વિક્ષેપો આવવાના અને અનેક સ્ત્રી બાળકોનો સંહાર વળવાનો. આ બધી સામગ્રી કેટલાકથી મેળવી શકાશે ? આ બધી આપદા દૂર કરવા માટે સુવાવડખાનાં એ ઇશ્વરી બક્ષિસ છે એમજ માનો. એમાં તમને કોઇવાર પસ્તાવવાનું નહિ થાય. ત્યાં બધી સગવડ સચવાશે. અને મન પરથી મોટો બોજોજ ઉતરી જશે. જેણે જેણે આવાં સુવાવડખાનાંનો અનુભવ લીધો છે તે તો કહેશે કે કોઇ ભવે ઘેર સુવાવડની ખટપટ નહિં રાખીએ. સુરત વૈષ્ણવ શેઠાણીઓ પણ પોતાની વહુ છોકરીઓની સુવાવડ અમદાવાદ શહેરમાં તો સુવાવડખાનામાં કરે છે. બાર પંદર દિવસે ખારસી ભરેલે ખોળે મા દીકરાને લઇને ઘેર આવે છે. કાંઇ પંચાત નહિં ને ઉત્તમ સારવારથી બન્ને આનંદમાં રહીને આવે છે. ભલે, ઘેર આવ્યા પછી તમે તેને ન્હવડાવો પ્રાયશ્ચિત કરાવો તેમાં કાંઇ નહિં. પણ ખરી વખતે એને આંચ ના આવવા દો. તો તમે સ્ત્રીઓનો આશીર્વાદ લેશો.

નિણાન સેનીટરી હેરમાં પહેલાં જમનાબાઇ પણ તે પ્રદર્શનનું નામોનું કહાડયું ત્યારે નહિં— અને કોઇજ સંગીનપો તેનો લાભ લેતી. નહિ. ત્યાર પછી ચાર વર્ષ ઉપર સંખ્યાબંધ અનુભવનો લાભ લઇને પ્રદર્શન કરવામેલા આવ્યું તેને તો કાયમનું સ્વરૂપ આપવામાં આવ્યું અને પત્રિકાઓ દ્વારા કાંઇ સંગીન કામ થયું. પ્રદર્શનની સામગ્રીમાંથી આજ વડોદરામાં આરોગ્યનું એક કિંમતી સંગ્રહસ્થાન કાયમનું થયું છે, અને શાળાના વિદ્યાર્થીઓ તેમજ બીજાં પ્રજાજનો ધારે તો તેનો લાભ લઇ શકે છે. સ્ત્રી સંરક્ષણ અને લાભ લે છે, અને તેનાથી કેટલા લોકોને ફાયદો થયો છે. એ લોકોનાં બૈરાંને પૂછવાથી ખબર પડશે કે આ સંસ્થાને લીધે કેટલી ખટપટ ઓછી થઇ હશે. કેટલી ખંતથી અને કેવી ઉત્તમ સારવાર એ દવાખાનામાં થાય છે તે એકવાર જોઇ આવ્યાથી ખાત્રી થશે

આવા સુવાવડખાનામાં સ્ત્રીઓનું મરણ પ્રમાણ જોશો તો છેકજ ઓછું છે. છેકજ કેસ બગડી ગયો હોય અને પછી ત્યાં જાય તો મરણ પામે.

એટલું ખરૂં કે આવાં મોટાં ખાતામાં ઘણીવાર અવ્યવસ્થા ચાલે છે તો સમજુ મનુષ્યોનું કામ છે કે એવી ગેરવ્યવસ્થા હોય તે બહાર પાડતાં બીવું નહિં અને વ્યાજબી હકીકત યોગ્ય અધિકારીને કાને નાંખીને તેનો નિકાલ કરી દેવો-ગેરવ્યવસ્થાનું નિરાકરણ કરવું. પણ તે માટે સારી સંસ્થાનો લાભ લેતાં ચૂકવું નહિ.

જેને બૈરાંની સ્થિતિનો કાંઇકે ખ્યાલ હશે તે જાણતા હશે કે સોએ ૮૦ ટકા બૈરાં કાંઇ પણ પ્રકારના જનનેન્દ્રિય સંબંધી અનેક ગુપ્ત રોગથી પીડાતાં હોયછે. હરતાં ફરતાં હોય એટલે કોઇને તેની ઝાઝી દરકાર રહે નહિં પણ પુષ્કળ હેરાનગતિ વેઠે છે. આ સર્વનું મૂળ કથળેલી સુવાવડમાં હોય છે. તો આ આપદા દૂર કરવાનુ મોટું સાધન સુવાવડખાનાં છે.

આવાં સુવાવડખાનામાં જે સ્ત્રી પુરૂષો પૈસા ખર્ચશે તે લાખોના આશીર્વાદ લેશે. હવે ા પગ તળે રેલો આવે છે તેનેજ ખરા વાર થઇ ખ્યાલ આવે છે. સુરતના એક કલેકવતહીન ખુબ સુરત છોકરીની આંખ સારી પહેલાં ને જમબાવે જતી રેહી. એ માણસને તેનુ ભાન કોઇજે સારા ઉપચાર થયા હોત પહેલાં તો ઘરમાં ીલી પુત્રીનું જીંદગીનું રત્ન ભવો સલાહ આપતથી ત્યાર પછી એના મનમાં

એ વાત એટલી પેસી ગઈ કે જ્યાં જાય ત્યાં પ્રજાની આંખને માટે પ્રશ્ન કરે—આંખનાં દવાખાના કહડાવે અને કોઈને આંખથી પીડાતાં જોઈને એનું હૃદય ચીરાઈ જાય, તેથી તે બાબુતના ઉપાય પહેલા લેવડાવે. તેજ પ્રમાણે જેના ઘરમાંથી વહુ છોકરીઓ સુવાવડમાં સારી સારવારને અભાવે મરણ પામી હશે તેને તો જરૂરજ લાગે કે સારવાર માટે કાંઈ સાધન હોય તો જરૂર અમુલ્ય જીવ બચી શકે, અને તેજ લોકો આવા કાર્યમાં પૈસાની મદદ કરશે. પોતાને જે દુઃખ લાગ્યું તેમાંથી બીજા બચે એ ભાવના આપોઆપ જાગૃત થશે. બ્રાહ્મણ જમાડવામાં ને બારમાં તેરમામાં પૈસા વ્યર્થ ઉડાવ્યા કરતાં આવી સંસ્થા સ્થાપવામાં પૈસો ખરચાશે તો કેટલા લોકોનું કલ્યાણ થશે.

બીજો એક લાભ આવી સંસ્થાથી એ થશે કે બાળ–ઉછેર સંબંધી જ્ઞાનનો પ્રચાર સ્ત્રીઓમાં સારી રીતે કરી શકાશે. એક મધ્યસ્થ જગ્યા હોય તો તેની મારફત સંખ્યાબંધ વ્યક્તિઓને લાભ કરી શકાય. સ્ત્રીઓ ત્યાં એકઠી થાય, બાળકોને કેવી રીતે નવડાવવાં, દૂધ માટે કેવી સાવચેતી રાખવી, ચેપી રોગ માટે કેવી રીતે સાવધાન રહેવું, છોકરાં ગળી જતાં હોય તો કેવી સંભાળ રાખવી, સુવાવડ પહેલાં કેવી સંભાળ રાખવી, પછી કેમ વ્યવસ્થા રાખવી એ બધું સંભાળી શકાય અને તેની સમજણ પાડી શકાય.

ઉપરા ઉપરી સુવાવડ થવાથી, રોગી સ્ત્રી કે પુરૂષને લીધે જે સંતતિ થાય તેનાથી કેટલી હાની થાય છે તે સર્વ બાબતો સમજાવી શકાય. આ પ્રકારના અજ્ઞાનથી કેટલી હાની થાય છે તેનો ખ્યાલ પણ હજી આપણા લોકોને નથી. સામાન્ય આરોગ્ય સંબંધી વિષયમાં જ્યારે લોકો રસ લેતા થશે ત્યારેજ કાંઇ સ્થિતિ સુધરશે. જેમ ગાડું ચાલે છે તેમ ચાલવા દો એ ઉદાસીનતાને લીધે આપણું સત્યાનાશ વળી જાય છે. દરેક પ્રશ્નનો વિચાર કરીને, તેને પોતાનો કરીને તે ઉપર સતત પ્રયત્ન કર્યા કરીએ, હથોડા માર્યાજ કરીએ તોજ કાંઇક પરિણામ આવે. અને આજ હજી તો સ્ત્રીઓ બહુજ અજ્ઞાન છે એટલે આવી બાબતોમાં પુરૂષોએ અને સમજુ જુવાનીઆઓએ સલાહ આપવી પડશે. ઘરમાં વહુ દીકરી કે બહેનોની સુવાવડ હોય ત્યારે તેમણેજ આગ્રહ કરીને સારા દાયણ કે સુવાવડખાનાનો બંદોબસ્ત કરવો જોઇએ. એતો સ્ત્રીઓ કરી લેશે, માથું ફોડી લેશે એમાં આપણે શું કરી શકીએ એમ ના થવું જોઇએ. સ્ત્રીઓને ખુબ સમજાવીને સારો રસ્તો લેવડાવવો જોઇએ. ઉદાસીનતા દૂર કરવી જોઇએ. ધીમે ધીમે સ્ત્રીઓ પોતાનું હિત સમજશે અને પોતે જાતેજ તૈયાર થશે.

આ બાબતમાં જે અગ્રેસરો હશે તેને પહેલ કરવી પડશે. જે જે શેઠીઆ ગણાતા હશે, નેતા ગણાતા હશે તેમના ઘરમાંથી સુવાવડખાનાનો ઉપયોગ પહેલો થશે તોજ ગરીબ વર્ગ જશે. બધામાં બને છે તેમ આમાં પણ **મહાજનો યેનઃ ગત સપન્થાઃ** જો ખંતપૂર્વક આ કાર્ય થશે તો નિશ્ચય તેનાં સારાં ફળ આવશે, ને ભવિષ્યની પ્રજા આજના પ્રયત્ન કરનારાને આશીર્વાદ આપશે. આપ સર્વેના પ્રયાસ સફલ થાઓ એટલું ઇચ્છીને વિરમીશ.






સૌ. ચૈતન્યબાલા મજમુંદાર.

કોઇ એક મોટા નગરનો રાજા પરમ સુખી હતો. તેને બે રાણી હતી પણ રાજા હંમેશાં એક વાતે દુઃખી રહેતો. બબ્બે રાણી છતાં એકકેને સંતાન ન હતું, એજ ફક્ત એના અસંતોષનું કારણ હતું. આ બે રાણીઓમાં રાજાને એક ઉપર ખાસ અણગમો રહેતો.

એક દિવસ રાજા મંદિરમાં જઇ શંકરની પ્રાર્થના કરવા લાગ્યો. ત્યાં એક ભીલ્લ પણ આવેલો હતો. તેની સાથે પુષ્કળ છોકરાં હતાં. આ બાલમંડળી જોઇ રાજાને વળી વધારે અશાંતિ થઇ, ને શંકરને વિનવવા લાગ્યો, "હે ભોળાનાથ, હે શંકર, તારી ગતિ ગહન છે! જ્યાં છોકરાં જોઇએ ત્યાં છોકરાં નહિં ને જ્યાં અન્ન પણ પૂરૂં નથી હોતું ત્યાં અનેક છોકરાંઓ. ઓ આ બીલ્લને તે વળી આટલાં બધાં છોકરાં શું કરવા આપ્યાં? અને મારે એક પુત્ર તો શું પણ એક પુત્રી સરખીએ નહિ? હે શિવ, હું ત્હારી આટલી ભક્તિભાવે પૂજા કરૂં છું છતાં તું કાંઇ કહેતો નથી, તો હવે હું ત્હારી સમક્ષજ આ માથાનું કમળ ચઢાવું છું.—"

રાજાને હાથમાં ખુલ્લી તરવારથી આત્મહત્યા કરતો જોઇ ભગવાન આશુતોષને તેની દયા આવી. ત્હેમણે લિંગમાથી પ્રત્યક્ષ થઇ કહ્યું: "હે રાજા, હું ત્હારા ઉપર અનુગ્રહ કરૂં છું. જા, પેલા આંબા ઉપરથી એક ફળ લઇ ત્હારા રાણીને આપજે. એનાથી તું પુત્રવાળો થઇશ."

રાજા પેલા આંબા પાસે આવ્યો એટલે આંબાએ ડાળ નીચી કરી રાજાને એક કેરી લેવા દીધી. રાજાએ બીજી લેવા હાથ ઉંચો કર્યો; ત્યાં તો ડાળ ઘણી ઉંચે જતી રહી. રાજા લોભથી ઝંખવાણો પડી મહેલમાં ગયો.

ઘેર જઇ રાજાએ તે ફળ મોટી રાણીને આપ્યું; અને તેને ખાઇ જવાનું કહ્યું. બીચારી ન્હાની રાણીને તો રાજા સંભારેજ શું કામ? તે ફળના રસથી રાણીને બે પુત્ર થયા. પણ તે બેમાંથી એકે સ્વરૂપવાન કે ગુણવાન ન થયો.

પેલી ન્હાની રાણીને ખબર પડી કે રાજાજી આમ્રફળ લાવ્યા છે અને ત્હેમાં પોતાનો ભાગ નથી રાખ્યો. આથી ત્હેણે પોતાની દાસીને ત્હેનાં છોડા અને ગોટલા વીણી લાવવા કહ્યું. દાસીએ તે લઇ આવી રાણીને આપ્યાં. રાણીએ ત્હેને ઉકાળી તેનો રસ કાઢ્યો અને ત્હેમાંથી થોડો પોતે પીધો, થોડો દાસીને આપ્યો અને બાકીનો પોતાની ગાયને પાયો. આથી ત્હેને એક વડના પાંદડા ઉપર સુવાડેલા બાલમુકુંદ જેવો સુંદર પુત્ર થયો.

રાણીવાસમાં આ ખબર બધે ફેલાઇ. મોટી રાણી હવે આ અણમાનીતીની અદેખાઇ કરવા લાગી અને એનો છોકરો શી રીતે મરી જાય ત્હેનો ઉપાય શોધવા લાગી. ત્હેણે દાયણને પૈસાની લાલચ આપી છોકરાને મારી નાંખવાનું જેમ તેમ કરી નક્કી કરાવ્યું અને રાણીએ રાજાને ખબર કહાવી કે ન્હાની રાણીએ સાવરણીને જન્મ આપ્યો છે.

રાત્રિનો વખત છે, હાથમાં ન્હાનું બાળક લઇ અંધારી રાત્રે એક સ્ત્રી ધીમે પગલે જંગલ તરફ ચાલી રહી છે. ઘડીવારમાં તે ધીમી પડી જાય છે અને કોઇક ઉંડા વિચારમાં હોય તેમ તે બાળક સ્હામું જોઇ રહી બોલે છે: " હે પ્રભુ ! આ ફુલ જેવું નિર્દોષ બાળક એને મારાથી શી રીતે મરાય ? પણ રાણીને વચન આપ્યું છે તે જો આની આંખો નહીં દેખાડું તો નક્કી એ જાણશે કે એણે

એક હરણું મરી ગએલું દેખાયું. દાસીને તરત માર્ગ સૂઝયો. ત્હેણે તે હરણની આંખો પૂરાવા માટે કાઢી લીધી.

ન્હાની રાણીએ સવારમાં પુત્રને પાસે ન દીઠો એટલે ખૂબ કલ્પાંત કરવા માંડયું. દિવસ ઉપર દિવસ વ્યતિત થવા લાગ્યા અને વાત જાણે વિસારે પડી. રાણીવાસમાં બન્ને કુંવરો ઉછરવા માંડયા અને ત્યાં દરોમાં પણ કુંવર ઉછરીને મોટો થવા લાગ્યો.



એક ભલી ગાય ' ઉંવા, ઉંવા ' સાંભળી પાસે આવી અને
પોતાના આંચળમાંથી દુધની સેર તેના મોંમાં છોડી.

માર્યો નથી. હે પ્રભુ ! તું કાંઇ યુક્તિ સુઝાડજે. હું તો બાળકને આ દ્રોમાં મુકી દઉં છું. હે દરો માતા ! આ બાળક હવે તમારે શરણે છે."

આજે દરો આઠમ હતી. બાળકને લીલીછમ દરો ઉપર રમતું મુકી દાસી અંધારામાં પાછી જવા લાગી ત્યાં રસ્તે લીંડતાં ત્હેના પગને કંઇક અથડાયું. નીચાં વળી જોયું તો

દરો વાળી પૃથ્વી પાસે ગોચર હતું. નજીક ગામના ગોવાળીઆ ત્યાં પોતાનાં ગાય ભેંસોનાં ધણ ચરવા મુકી દેતા. પૃથ્વી માતાનું કરવું તે એક ભલી ગાય ઉંવાં ઉંવાં સાંભળી પાસે આવી અને પોતાનાં આંચળમાંથી દુધની સેર ત્હેના મોંમાં છોડી. તે ગાય હવે રોજ સ્હવાર સ્હાંજ દુધની સેર છોકરાના મોંમાં પાડી જતી. છોકરો તો દહાડે ન વધે એટલો રાતે વધે

ને રાતે ન વધે એટલો દહાડે વધે. છોકરો તો ઘુંટણીયાં તાણતો વાછરડાં સાથે રમે છે. તે વખત જતાં ગોવાળ સાથે રમતો થયો છે.

એક વખત રાજાના સીપાઇઓ ઘોડાને પાણી પાવા પાસેના ઝરણ આગળ લઇ ગયા. ઘોડાને પાણી પીવાને સિપાઇએ 'પોહ પોહ' કરી સૂચના કરી. આ વખતે પૃથ્વી માને ખોળે ઉછરતો રાજાનો ન્હાનો કુંવર પણ લાકડાનો ઘોડો કરી રમવા આવેલો. તેણે પણ પોતાના લાકડીના ઘોડાને 'પોહ પોહ' કહી પાણી પીવાનું કહ્યું. સિપાઇઓ તે નિર્દોષ બાળક તરફ વ્હાલભીની આંખે જોઇ રહ્યા.

સિપાઇઓએ ઘેર જઇ રાજાને આ વાતની ખબર કરાવી. રાજાને એ છોકરા ઉપર વ્હાલ આવ્યું અને કંઇક કુતૂહલ થયું. હેણે સીપાઇઓને હુકમ કર્યો કે જો એ છોકરો કાલે પણ આવે ને ફરી એજ પ્રમાણે બોલે તો તેને પૂછવું કે, "લાકડાના ઘોડા પાણી પીએ ખરોકે ?"

બીજે દિવસે સિપાઇઓ ઘોડા લઇ પાણી પાવા ગયા. પેલો છોકરો પણ હેમને જોઇ લાકડીનો ઘોડો લઇ ઝરણ પાસે આવેલો હતો. સિપાઇઓએ 'પોહ પોહ' કહ્યું એટલે છોકરાએ પણ તેજ પ્રમાણે કહ્યું.

સિપાઇઓએ કહ્યું: "અલ્યા છોકરા, લાકડાનો ઘોડો પાણી પીએ ખરો કે ?"

છોકરાએ જવાબ દીધો: "ત્યારે રાજાની રાણીને તે વળી સાવરણી અવતરે કે ?"

સિપાઇઓએ મેહેલમાં જઇ છોકરાનો જવાબ રાજાને કહેવડાવ્યો. રાજાને માનીતી રાણીએ વાત કહી હતી તેનો મેળ હવે ખાધો. રાજાને હવે લગભગ ખાત્રીજ થઇ કે તે ન્હાની રાણીનોજ કુંવર હતો, અને પોતાને જે કુદરતી રીતેજ આકર્ષણ થયું હતું તે પુત્રવાત્સલ્યને લીધેજ હતું.

રાજા જાતે ઝરણ આગળ ગયો, ત્યારે કુંવર પોતાની માને ખોળે દરો આગળ પતંગીઆ ઉરાડતો બેઠો હતો. રાજા ત્યાં આવી પહોંચ્યો. કુંવરને બાથમાં લઇ મહેલમાં તેડી લાવ્યો, એટલે કુંવર થોડોક વખત રહી પાછો દરો માતાને શીતળ છાંયડે આવી રહ્યો.

રાણીવાસમાં કુંવર જીવે છે એવી વાત ફેલાઇ ગઇ. રાણીની અદેખાઇનો તો પારજ ન રહ્યો. ગમે તે પ્રકારે હજી પણ તે કુંવરને મારી નાખવાનો હેણે નિશ્ચય કર્યો. એક દિવસ પેલા બે કુંવર ગેડી દડે રમતા હતા, ત્યાં આ છોકરો પણ રમવા આવ્યો. રમતાં રમતાં પેલા છોકરાથી દડો રાણીના ઝરૂખામાં જઇ પડ્યો. રાણીને તો એટલુંજ જોઇતું હતું. તેણે છોકરાને ઉપર આવી દડો લઇ જવા કહ્યું. છોકરાએ ના કહ્યું છતાં ના છૂટકે ઉપર જવું પડ્યું. રાણીએ ઝેરના લાડુ તૈયાર કરી મૂકયા હતા તે છોકરાને લલચાવીને આપ્યા.

પેલો છોકરો તો લાડુ લઇને નીચે ઉતરી પડ્યો અને ફરીથી રમત શરૂ થઇ ગઇ.

રાજાના મનમાંથી હવે આ છોકરાની વાત ખસતી નહોતી. એક દિવસ રાજાએ હેને પોતાના દરબારમાં બોલાવ્યો. છોકરાની ઘણીજ ચપળતા જોઇ રાજાએ તેને વાતો કરાવવા માંડી. વાતોમાંજ રાજાએ હેને પૂછ્યું: "હારા પિતા ક્યાં છે ?"

તરતજ છોકરાએ જવાબ દીધો: "મ્હારા પિતા મ્હારી સ્હામે જ છે." રાજાએ પૂછ્યું "હારી માતા કયાં છે ?" છોકરાએ કહ્યું: "મ્હારી એક માતા જમીન પર ઉગી છે તે દરો માતા છે અને બીજી માતા તમારા અંતઃપુરમાં છે."

રાજાએ પોતાની બન્ને રાણીઓને પાસે બોલાવી. કુંવર દોડતો દોડતો જઇ બહુ દિવસથી ઓળખતો હોય તેમ પોતાની

માતાની કોટે વળગી પડયો અને પેલા લાડુ બતાવી માતાને ત્હેની વાત કહેવા મંડયો. મોટી રાણી તો આ જોઇ ઝંખવાણીજ પડી ગઇ. ઝેરના લાડુ રાજાજીના જાણ્યામાં આવશે તો આપણા જીવનમાં ઝેરજ ભળશે એમ ત્હેને થયું.

રાજાએ કુંવરને દશે માતા બતાવવા કહ્યું. કુંવર ચાલ્યો ચાલ્યો પોતાની વનની માતાને બતાવી પગે લાગ્યો. આજે પણ આઠમ હતી. રાજાને તો કુંવર મળતાં સોનાના સૂરજ ઉગ્યા.

રાજાએ વનમાં ઉત્સવ કરવા દાંડી પીટાવી. આખા ગામે દશે આઠમનો ઉત્સવ કર્યો. દશેની કંકુચોખાથી પૂજા કરી લાડુનું નવેદ્ય કર્યું. વર્ષોવર્ષ દશે આઠમ ઉજવવા માંડી કારણ કે રાજાને તો લીલાલહેર થઇ રહી છે.



નોકરીનો ઉમેદવાર ( શેઠાણીને )—તમારે નોકર જોઇએ છે ?

શેઠાણી—હા,

ઉમેદવાર—ત્યારે હું રહીશ પણ તમારે ત્યાં છોકરાં છે ?

શેઠાણી—ના.

ઉમેદવાર—ત્યારે તો અહીં રહેવું મને ફાવશે નહિ.

શે૦—કેમ, છોકરાં નથી તેમાં તારે શું ?

ઉમેદ૦—એ તો પછી ઘરમાં પ્યાલા રીકાબી ભાંગે તો તમે નોકરનેજ માથે નાંખો અને અમારા પગારમાંથી કાપી લો !

× × × ×

પ્રબોધની ઉંમર પાંચ વર્ષની હતી. તેને એવી ટેવ હતી કે ઘરમાં તેનાં માબાપને કોઇ મળવા આવે, તેના શરીર કે દેખાવમાં કંઇ હસવા જેવું હોય તો તેના દેખતાંજ બોલી દે. આજે સુંદરલાલ નામે તેના બાપનો એક મિત્ર જમવા આવવાનો હતો. તે ઘણો જાડો અને ખુંધો હતો. પ્રબોધને તેની માએ સવારથી કહી રાખ્યું હતું કે સુંદરલાલની ગરદનની મશ્કરી કરવી નહિ. સુંદરલાલ આવ્યા અને બધાં જમવા બેઠાં. પ્રબોધે તેની સામે ઘણો વખત તાકી તાકીને જોયું. પછી બોલી ઉઠયોઃ " બા, તમે મને સુંદરલાલની ગરદનની મશ્કરી કરવાની ના કહી હતી. પણ એમને ગરદનજ ક્યાં છે કે તેની મશ્કરી કરું ! "




# સ્ત્રીઓનું આર્થિક સ્વાતંત્ર્ય*



લેખિકાઃ સૌ. સરોજિની મ્હેતા, બી. એ.

આ વિષય અતિ અગત્યનો છે. સર્જનકાળથી સ્ત્રીઓની પદવી હલકી છે તેનું મુખ્ય કારણ તેમની આર્થિક પરતંત્રતાજ છે. સત્યયુગમાં સ્ત્રીની પદવી ઉચ્ચ હતી એવું માનનારામાંની હું એક નથી. આપણી સતીઓનાં વૃત્તાંતો તરફ નજર કરો અને તેમના પતિઓએ તેમના તરફ કેવી વર્તણુક ચલાવી હતી તેનો વિચાર કરો. જોકે એ પતિઓ માટે તે સતીઓએ પોતાના સુખ, પોતાનાં જીવન, પોતાના સર્વસ્વની આહુતિ આપી હતી. માત્ર બેજ દાખલા લઇએઃ સીતા અને દમયંતી. આપણે સતીઓના ઉન્નત ચારિત્ર્યનાં વખાણ કરીએ છીએ. પણ વિના અપરાધે તેમના પતિએ કાયર પુરૂષો પેઠે તેમનો ત્યાગ કર્યો હતો એ વાત ભૂલી જઇએ છીએ. આપણા શાસ્ત્રો અને સ્મૃતિઓ વાંચો અને તેમણે સ્ત્રીઓ પ્રત્યે કેવો ભાવ રાખ્યો છે તે જુઓ. સ્ત્રીની ગણના ઘણીવાર દીવાના, ગુલામો, બાળકો, અપંગોની સાથે કરવામાં આવી છે. સ્મૃતિકારોમાં શ્રેષ્ઠ એવો મનુ ફરી ફરીને કહે છે કે સ્ત્રીએ બાલ્યાવસ્થામાં પતિની અને વૃદ્ધાવસ્થામાં પુત્રની આજ્ઞામાં રહેવું. કદી પણ સ્વતંત્રપણે ચાલવું નહિ. મનુ એ માત્ર કહ્યું છે કે **यत्र नार्यस्तु पूज्यन्ते रमंते तत्र देवताः।** તે ઉપરથી ઘણા એમ ધારે છે કે મનુએ સ્ત્રીની પદવી બહુ ઉચ્ચ ગણી છે. પણ મારી નમ્ર માન્યતા પ્રમાણે આ ધારણા ખોટી છે. આ વાક્ય જ્યાં વપરાયું છે ત્યાં બીજા શ્લોકો વાંચી જોઇશું તો જણાશે કે સ્ત્રીઓની પદવી ઉતારી પાડવાનો નિશ્ચિત પ્રયત્ન થએલો છે. આ પૂજા પણ બહુ ગૌણ પ્રકારની છે. કારણ કે તે પછીના શ્લોકમાં જણાવ્યું છે કે ઘરેણાં લુગડાં ને ભોજન એ ત્રણ વડે સ્ત્રીની પૂજા કરવી ! હું મારા વિષયને બદલે આડી વાતો કરું છું એ હું જાણું છું. પણ જે મારે સિદ્ધ કરવું છે તે એટલુંજ કે સ્ત્રીની પદવી કદી પણ આદર્શ રૂપ થઇ નથી. આપણા દેશમાં હજારો બલ્કે લાખો લોકો એવા છે જે એમ દ્રઢતાથી માને છે કે આપણો આદર્શ તે પ્રાચીન સત્ય યુગની સ્ત્રી છે અને એટલી ઉંચાઇએ આપણે પહોચીએ તો જોઇએ તે કરતાં એ વધારે સિદ્ધિ થઇ જાય. એક અતિ સામાન્ય વાત તેઓ ભૂલી જાય છે કે જ્ઞાન અને સંસ્કૃતિ ( civilization ) એ બન્ને સ્થિર નહિ પણ પ્રગતિમાન છે. કોઇ પણ યુગ બીજા

* ઇંગ્લંડમાં હેનલી. ઑન. ટેઇમ્સમાં મળેલી ૭ મી હિંદી પરિષદમાં Economic Independence of Women નામનો લેખ મેં વાંચ્યો હતો, તેનું ભાષાંતર " ગુજસુંદરી " ના વાચકો માટે મૂક્યું છે.

યુગના આદર્શ તરીકે મૂકી શકાય નહિ, કારણ કે જાતેની સ્થિતિ અને સંયોગો તદ્દન જુદા હોય છે.

આર્થિક સ્વાતંત્ર્ય એ સ્ત્રીની પદવીને ઉન્નત કરવાનો એકલોજ રસ્તો નથી. લાંબા સોપાન માર્ગનું એ તો એક પગથીયું માત્ર છે. પણ એ પગથીયું મૂકી દઈ શકાય તેમ નથીજ. પ્રથમજ જણાવી દઉં છું કે દરેક સ્ત્રીએ કમાવા મંડી જવું એમ મારૂં કહેવું નથી. મને હંમેશાં લાગતું આવ્યું છે કે દરેક સ્ત્રીની પાસે કમાવાનું કાંઈ સાધન તૈયાર હોવું જોઈએ. કાંતો કોઇ પ્રકારનું જ્ઞાન કે કોઇ ઉદ્યોગ. જરૂર ન હોય તો આ સાધનનો ઉપયોગ ન કરવો. પણ રહેજ પણ જરૂર પડતાં તેનો ઉપયોગ કરવા તત્પર થવું જોઇએ. આજ તો આપણે જોઇએ છીએ કે પુરૂષ અપંગ થવાથી કે બીજા કોઈ કારણથી કમાઇ ન શકે તો તેના કુટુંબે કાંતો ભૂખે મરવું કે કાંતો ભિક્ષા માંગવી. ટુંકી કમાઇવાળાં સગાંવ્હાલાં પરજ બહુધા આધાર રાખવો પડે છે. ભૂખે આખું કુટુંબ મરી જાય, બીજા લોકોને ભાર રૂપ થઇ પડે કે કોઇ સાર્વજનિક દાનનો આશ્રય લે—પણ સ્ત્રીથી કમાવાય નહિજ ! એક ઉંચી ગણાતી જ્ઞાતિમાં એક બહુ ખેદજનક દ્દષ્ટાંત બન્યો હતો. ચાર માણસના કુટુંબનું પોષણ કરનાર પુરૂષ અપંગ થવાથી ઘરની આવક સર્વથા બંધ થઇ. પુરૂષના પોતાનાં તેમ તેની પત્નીનાં સગાંમાં કોઇ તેમને આશ્રય આપવા સમર્થ ન હતું. આખરે તેની પત્નીએ બિચારીએ એક કન્યાશાળામાં ચેવડો વેચવા માંડયો ! આ સ્ત્રીને તેની હિંમત માટે ધન્યવાદ ઘટે છે. પણ તેની સ્થિતિ કેવળ દયા પાત્ર છે. જો બાલ્યાવસ્થામાં તેને કોઇ પ્રકારનું શિક્ષણ આપવામાં આવ્યું હોત કે કાંઇ ઉદ્યોગ શીખ્યો હોત તો તે આ મુશ્કેલી સ્હેલથી દૂર કરી શકત.

વળી આપણા દેશમાં પતિરાજ પત્નીને કાંઇ પણ વાંક સિવાય કાઢી મૂકે એ બહુ અસાધારણ બનાવ નથી. સ્ત્રી કાયદાનો આશ્રય લે તો તેને માહને ઘણું ઘણું તો દશ બાર રૂપીઆની ખોરાકી મળે ! પોતાને પીઅર રહેવા સિવાય સ્ત્રીને બીજો રસ્તોજ નથી, અને પીઅરપક્ષનાં માણસો—ખાસ કરીને મા-બાપ જીવતાં ન હોય તો-એને ભાર રૂપ ગણે છે, અને તે પણ બહુ નવાઇ જેવું નથી. કારણ કે પોતાનું મહા મહેનતે પોષણ થતું હોય ત્યાં વળી આ નવો બોજો કયાંથી ઉપાડે ? આવે પ્રસંગે સ્ત્રી જો કાંઇક કમાવાને શકિતમાન્ હોય તો તે સ્વતંત્ર રહી શકે. એકલા ન રહેવું હોય તો પીયરમાં રહીને પણ પોતાના ખર્ચ જેટલું કમાઇ લાવે તો કોઇને ભારરૂપ ન લાગે. તે ઉપરાંત હું તો ધારૂં છું કે પતિરાજ જો જાણતા હોય કે કાઢી મૂકવા છતાં સ્ત્રી પોતાનું ગુજરાન ચલાવી શકશે-પૈસાની બાબતમાં તો દુઃખી નહિજ થાય—તો તે આમ જલદી કાઢી પણ ન મૂકે. આ તો તે જાણે છે કે સ્ત્રી તદ્દન પરાધીન છે, કાઢી મૂકવાથી અસહાય થઇ જાય છે તેથીજ આવી ક્રુરતા વાપરે છે.

અતિશય મોંઘવારીના આ જમાનામાં ઘણીવાર પુરૂષની આવકમાંથી કુટુંબનુ પોષણ કરવાનું બહુ મુશ્કેલ પડે છે. કમાવાના જુદા જુદા રસ્તા ખોળી પુરૂષ હદ ઉપરાંત મ્હેનત કરે છે અને પરિણામે પોતાના શરીરને પાયમાલ કરે છે. બાળકોને સારો પુષ્ટિકારક ખોરાક આપી શકાતો નથી, અને ભવિષ્યની પ્રજા બળહીન અને અશિક્ષિત રહે છે. જો સ્ત્રી કાંઇક કમાવાનો પ્રયત્ન કરે તો પરિસ્થિતિ થોડી ઘણી પણ સુધરે નહિ ?

આપણા દેશમાં પાશ્ચાત્ય દેશો પેઠે અવિવાહિત સ્ત્રીનો પ્રશ્ન જનસમાજને ઉકેલવાનો નથી. પણ તેને બદલે લાખો વિધવાઓનો એથીય દુ:ખદ પ્રશ્ન છે એ આપણે ભૂલી

જઇએ છીએ. આખા દુનિયામાં આપણા દેશની વિધવા જેવી દયાજનક સ્થિતિ કોઇની નહિ હોય એમ ધારૂં છું. જુની રૂઢિયોના હીમાયતીઓ પોકારી ઉઠશે કે આપણી સંયુક્ત કુટુંબની સંસ્થાને લીધે વિધવાઓને પોતાનો જીવનનિર્વાહ કરવાનું બીલકુલ અઘરૂં પડતું નથી. આ સંસ્થાના લાભાલાભ વિષે ચર્ચા કરવાનો અત્યારે પ્રસંગ નથી. પરંતુ એ રૂઢિપૂજકોને એટલુંજ કહીશું કે સંયુક્ત કુટુંબમાં વસતી વિધવાઓને ખાનગીમાં પૂછી જુઓ કે તેમને પોતાનું જીવન કેવું લાગે છે. મારી તો ખાત્રી છે કે માત્ર જીંદગીને ટકાવી રાખવાને જોઇતી વસ્તુઓ-અન્ન અને વસ્ત્ર-મેળવવા માટેજ તેમને જીવન પર્યંત સખત વૈતરૂં કરવું પડે છે. ઉપરથી સાંભળવા પડતાં મ્હેણાં ટુણાં કે અપમાનો તો જુદાં. આપણી વિધવાઓની સ્થિતિ બીજા બધા દેશો કરતાં વધારે અધમ શા માટે છે? માત્ર તેને પુનર્લગ્નની છૂટ નથી એથીજ નહિ જોકે એ પણ એક કારણ છે તો ખરૂંજ. પણ તેની આર્થિક પરતંત્રતા એ એક મોટું કારણ છે. ગુજરાતમાં હવે ઘણી વિધવા ઓઓ શિક્ષકનું અને નર્સનું કામ કરવા બ્હાર પડે છે એ બહુ આનંદની વાત છે. બીજા પ્રાન્તોર્ધ તેમના પાતઅ કન્દિ નથી. તેમનો ત્યાગ કર્યો હતો એ વાત ભૂલી ગ્રે એ છીએ. આપણા શાસ્ત્રો અને સ્મૃતિઓ વાંચો અને તેમણે સ્ત્રીઓ પ્રત્યે કેવો ભાવ રાખ્યો છે તે જુઓ. સ્ત્રીની ગણના ઘણીવાર દીવાના, ગુલામો, બાળકો, અપંગોની સાથે કરવામાં આવી છે. સ્મૃતિકારોમાં શ્રેષ્ઠ એવા મનુ ફરી ફરીને કહે છે કે સ્ત્રીએ બાલ્યા-

દૃઢ માન્યતા છે કે લગ્ન એ જનસમાજનું આવસ્યક અંગ છે, છતાં દરેક વ્યક્તિની સ્વેચ્છાનો વિષય છે. જો કોઇ સ્ત્રીને કુમારિકા રહેવાની ઇચ્છા હોય તો તેણે પોતાનું ગુજરાન મલાવવુંજ જોઇએ. સ્વતંત્ર જીવન ગાળવાની અભિલાષા હોય તો આવક પણ સ્વતંત્ર હોવી જોઇએ. પોતાના પિતા કે ભાઇઓને ભારરૂપ થવાનો તેને હક નથી.

સ્ત્રીઓ કમાવા માટે કેવી જાતનું કામ કરી શકે એ પણ વિચારવા જેવો પ્રશ્ન છે. પાશ્ચાત્ય દેશો જેટલા આપણા દેશમાં સ્ત્રીને કમાવાના માર્ગ નથી. છતાં જો સ્ત્રીઓ દૃઢ થાય તો કમાવાનો કંઇક રસ્તો શોધી શકે. શિક્ષક અને નર્સના ધંધા સ્ત્રી માટે ઉત્તમ છે. પરંતુ કુટુંબવાળી સ્ત્રીઓ માટે તે જરા મુશ્કેલ છે. તેમને માટે તો સીવણ, ભરત વિગેરે ઘેર બેઠાં થઇ શકે એવા ઉદ્યોગોજ શ્રેષ્ઠ છે. બોર્ડિંગ હાઉસ રાખવાનો રીવાજ આપણા દેશમાં બીલકુલ નથી. બાકી એમાંથી ઘણી સારી આવક થઇ શકે. જો આપણી સ્ત્રીઓને પારકાંને પોતાના ઘરમાં રાખવાં ન ગમે તો તેઓને ઘરમાં જમાડવાની ખાનગી વીશી તો રાખીજ શકે. મોટાં ઉદ્યોગવાળાં શહેરો જ્યાં દેશ વિદેશથી માણસો એકઠા થાય છે ત્યાં તો આવી વીશીઓ આશીર્વાદરૂપ થઇ પડે. હું એક બે દાખલા જાણું છું કે જ્યાં સ્ત્રીઓએ આ અખતરો બહુ ફતેહ નથી. એ પાડયો છે. મુંબાઇ અને બીજા લોકો એવા મતોમાં બાળકો માટે ખાનગી છે કે આપણો ઓ ફેશન થઇ પડી છે. યુગની સ્ત્રી છે અને એમ બહુ સ્હેલથી કરી પહોંચીએ તો જોઇએ માટે પુરૂષો કરતાં સિદ્ધિ થઇ જાય. એક' વધારે સારી રીતે તેઓ ભૂલી જાય છે ગની વાત છે. સ્ત્રીઓ ( civilization ) નું પસંદ ન હોય પણ પ્રમતિમાન છે. પોતાને ઘેર બોલાવે

---

* ઇંગ્લંડમાં દેનહી. ઑાન.રેઇગ્ઝમાં મળેલી ૭ મી હિંદી પરિષદમાં Economic Independence of Women નામનો લેખ મેં વ.ચ્યો હતો, તેનું ભાષાંતર " ગુણસુંદરી " ના વાચકો માટે મૂક્યું છે.

તો પણ તેઓ આવે એમ હું ધારૂં છું. એક જગાએ સ્ત્રી પોસ્ટ માસ્તરનું કામ પણ કરે છે. મુંબાઇની એક મોટી બેંકમાં ઘણી પારસી સ્ત્રીઓ કારકુનનું કામ કરે છે. મુંબાઇની હાઇકોર્ટમાં પહેલાં સ્ત્રી બેરિસ્ટરને સનદ આપવામાં આવી છે તેની નોંધ લેતાં મને બહુજ આનંદ થાય છે. જે સ્ત્રીઓ સ્વતંત્ર જીવન ગાળવા ઇચ્છતી હોય તેમને માટે ધારાશાસ્ત્રી જેવો બીજો એકે ઉત્તમ ધંધો નથી. દાકતર નો ધંધો પણ બહુ ઉમદા છે અને જે સ્ત્રીઓ એ ધંધાની હાડમારીઓ વેઠવા શકિતમાન હોય તેને માટે તો એ ઉત્તમ ધંધો છે. આ ધંધાઓ કુટુંબ જંજાળ વિનાની સ્ત્રીઓજ કરી શકે એ કહેવાની આવશ્યકતા નથી.

કદાચ એવી દલીલ કરવામાં આવશે કે સ્ત્રી જાતિ નૈસર્ગિક રીતેજ મૃદુ છે, અને પુરૂષોના જેવું કઠણ કામ કરવાને લાયક નથી. પણ હું તો ધારૂં છું કે પુરૂષોએજ સ્ત્રીઓ ને આવી નિર્બળ બનાવી દીધી છે. સ્ત્રીની સ્વાભાવિક મૃદુતા એ નિર્બળતા નથી. સ્ત્રીની મૃદુતાની રક્ષા કરવાને બ્હાને પુરૂષો એની નિર્બળતાને ઉત્તેજન આપે છે, અને તેનું વ્યકિતત્વ કરમાવી નાખે છે. ગાડીમાંથી ઉતરતાં પુરૂષના હાથનો ટેકો લેવાની ચોખ્ખી ના પાડનાર અમેરિકાની નવિન વિચારની સ્ત્રીઓ સાથે હું સંપૂર્ણ રીતે સમંત થાઉં છું. જો પુરૂષની મદદ સિવાય સ્ત્રી ગાડીમાંથી પણ ન ઉતરી શકે તો તે દુનિયામાં બીજું શું કરી શકશે ? પુરૂષના સમાન હકને પણ તે લાયક નથી. આપણા દેશમાં તો સુભાગ્યે આ કે આવો બીજો મૂર્ખ રીવાજ નથી. અને પશ્ચિમનો પવન એવા રીવાજ લાવશે પણ નહિ એમ આશા છે. પણ એને બદલે બીજા અનેક મૂર્ખ રીવાજો છે કે જે સ્ત્રીઓને નિર્બળ બનાવી દે છે. સ્ત્રીત્વની વાત જ્યારે કરવામાં આવે છે ત્યારે તે મનુષ્યત્વથી કાંઇક જુદીજ વસ્તુ હોય એમ ગણવામાં આવે છે.

'આપણા દેશની સુશિક્ષિત સ્ત્રીઓની ફરજ છે કે સ્ત્રીઓ અને પુરૂષો બન્નેને સમજાવવું જોઇએ કે આર્થિક સ્વતંત્ર્ય મળ્યા સિવાય સ્ત્રીની ઉન્નતિની આશા નકામી છે. સ્ત્રી કમાતી ન હોય પણ કમાવાને શકિતમાન તો હોવીજ જોઇએ. બે હજાર વર્ષ પૂર્વે આમથી તેમથી તુરંગી વાકયો ગોઠવી બનાવેલાં શાસ્ત્રો ઉપર જે હિંદુ કાયદા રચાયા છે તે સ્ત્રીને મીલકતની સ્વતંત્ર માલીક બનવા દેતા નથી. પિતાનું એકનું એક સંતાન હોય તે સિવાય કન્યાને પિતાની મીલકતમાંથી કાંઇજ મળતું નથી. વળી એકનું એક સંતાન હોય તો પણ જો પિતા સંયુકત કુટુંબમાં મરણ પામે તો પુત્રીને કાંઇજ મળતું નથી. મીલકતની એકલી માલીક હોય તો પણ વિધવાથી વસીયતનામું ( વીલ ) થઇ શકે નહિ. જ્યાં કાયદા સ્ત્રી પ્રત્યે આવી સખ્તાઇ બતાવે ત્યાં સ્ત્રીને સ્વતંત્ર આવક કયાંથી થઇ શકે ?

આજની પરિષદમાં પણ કેટલાક એવા હશે કે જે એમ કહેશે કે આપણી સ્ત્રીઓને સ્વતંત્ર થવાની ઇચ્છાજ નથી. તેમને પોતાની સ્થિતિથી સંપૂર્ણ સંતોષ છે. આપણા દેશમાં તો આવું કહેનારા અસંખ્ય છે. પણ આ દલીલ એક ક્ષણવાર પણ કબૂલ રખાય તેમ નથી. સ્વતંત્રતા શું છે એ આપણી સ્ત્રીઓને ખબરજ નથી. પોતાને જેના અસ્તિત્વનીજ ખબર ન હોય તે વસ્તુ લેવાની ઇચ્છા સ્ત્રીઓ ન રાખે એમાં કાંઇજ નવાઇ જેવું નથી. ગયા સૈકામાં જ્યારે પાશ્ચાત્ય દેશોમાં ગુલામગિરી કાઢી નાખવાની ચળવળ ચાલતી હતી ત્યારે એ રીવાજ કાયમ રાખવાના હિમાયતીઓ આજ દલીલ વાપરતા હતા કે ગુલામો સ્વતંત્ર થવા ઇચ્છાજ નથી. પણ મેં જે જવાબ આપ્યો છે તેજ સ્વતંત્રતાના વીરો આપતા હતા કે ગુલામોને સ્વતંત્રતા શું તે ખબરજ નથી. સ્ત્રીઓ સ્વાતંત્ર્યને

લાયક છે કે નહિ એ ચુંથાઇ ગયેલા પ્રશ્ન વિષે હું અત્રે વિવેચન કરતી નથી. મેં પ્રથમ કહ્યું તેમ સ્ત્રીઓ સામાન્ય મનુષ્યોથી જુદું પ્રાણી નથી અને મનુષ્ય માત્રને સ્વાતંત્ર્યનો હક સરખોજ છે. વળી જેઓ સંપૂર્ણ સ્વાતંત્ર્ય ભોગવતાં હોય તેમને બીજા મનુષ્ય સ્વાતંત્ર્યને લાયક નથી એમ કહેવાનો કશોજ હક નથી.

સ્ત્રીઓએ પોતેજ હવે સ્ત્રીઓના પ્રશ્ન ઉકેલવા પ્રયાસ કરવો જોઇએ. પુરૂષોએ પ્રશ્નો ઉકેલે છે કે નહિ તે જોવા માટે આપણે ઘણાં વર્ષ ગુમાવ્યા. તેઓ એ દિશામાં કશુંજ કરશે નહિ એવી આપણી ખાત્રી થઇ ગઇ છે. તેઓ તો આપણને પ્રાચીન સતીઓનાં દષ્ટાંતો આપ્યા કરશે અને ' આદર્શ માતા ' થઇએ તેમાં લાભ તો અલબત્ત પુરૂષોનેજ છે. પણ આપણે સ્ત્રીઓએ એ વાત ભૂલવી ન જોઇએ કે સૌથી પ્રથમ આપણે આદર્શ નાગરિક થવાનું છે. સર્વથી ખગત્યનું કામ તે એજ છે કે સમાજમાં એવું વાતાવરણ ઉત્પન્ન કરવું જોઇએ કે જે સ્ત્રીઓનું આર્થિક સ્વાતંત્ર્ય માત્ર ચલાવીજ ન લે પણ તેને આવકાર આપે.

છેવટે સ્ત્રીઓને મારે ચેતવણી આપવી જોઇએ કે આર્થિક સ્વાતંત્ર્ય કે પુરૂષોના સમાન કોઇ પણ જાતના હક માંગતાં તેમના જીવનનાં સંકટો વેઠવા પણ તત્પર રહેવુંજ જોઇએ. સમાન હકો મેળવતાં હાલના આપણા કહેવાતા લાભો કદાચ ગુમાવીશું. હકમાં ફરજનો સમાવેશ થાય છે એવું કદિ પણ વિસ્મરણ થવું ન જોઇએ. વળી આપણા પ્રાચીન ગૌરવ પર રાચવાનું પણ હવે છોડી દેવું પડશે, કેમકે એથી આપણને કશોજ લાભ નથી. સત્યયુગ ભૂતકાલમાં નહિ પણ ભવિષ્યમાં છે એમ દઢતાથી માનીશું નહિ ત્યાં સુધી આપણી મુક્તિ સંભવિત નથી.



સોલીસીટરની ઑફીસમાં એક માણસ સલાહ પૂછવા આવ્યો.

અસીલ—સાહેબ, મારી મીઠાઇની દુકાન છે. તેમાં એક પાળેલો કૂતરો આવીને મીઠાઇ ખાઈ ગયો. હવે તે કૂતરાના માલીક પર મારાથી નુકશાનીની ફરીઆદ માંડી શકાય કે ?

સોલીસીટર-હા. માંડી શકાય. કેટલા રૂપીઆના મીઠાઇ ખાઇ ગયો ?

અસીલ—દસ રૂપીઆની. ઠીક ત્યારે. આપનેજ દસ રૂપીઆ આપવા પડશે. કારણ કે આપનોજ કૂતરો મારી મીઠાઇ ખાઇ ગયો ?

સોલીસીટર-( પોતાના બિલ કર્લાકને ) આમ જુઓ. આ માણસને ખાતે દસ રૂપીઆ ઉધાર માંડો, અને આપણે સલાહ આપી તેના પંદર રૂપીઆ જમે ખાતામાં માંડો. ( અસીલને ) એટલે તમારે મને પાંચ રૂપીઆ આપવા પડશે !




**આ** સુંદર મેગીયા ફ્રોક સાદા ઉનથી એક સોયે ગુંથેલો છે. મેગીયા ફ્રોકમાં બ્હાંય છુટ્ટી પાડવામાં આવતી નથી. પણ ફ્રાકના આગલાને પાછલા ભાગની સાથે ગુંથાય છે. ચિત્ર નં. ૨ માં બતાવેલો ફ્રોક આશરે ૧૮ ડુ ઇંચ લાંબો ને ૧૩ ઇંચ પહોળો છે. તે ત્રણથી ચાર વરસની છોકરીને થઈ રહેશે. જો ફ્રોક આથી નાનો કે મોટો ગુંથવો હોય તો મંડાણમાં ઓછી અથવા વધારે સાંકળીઓ લેવી. પણ સાંકળીની રકમ એવી હોવી જોઇયે કે તે રકમને ૧૦ થી ભાગતાં નીચે કંઈ વધે નહિ. તેમ હારો પણ ઓછી અથવા વધારે ગુંથવી. જો ઝભલું ગુંથવું હોય તો પહેલી ૧૫ હારો બાદ કરી ૧૬ મી હારથી ઝભલું ગુંથવાની શરૂઆત કરવી, ને તેમાં કમ્મરની દોરી પરોવવી નહિ. જો એ પ્રમાણે ઝભલું ગુંથશો તો દોઢથી તે અઢી વરસના બચ્ચાંને તે થઇ રહેશે.

આ ફ્રોક ચિત્ર નં. ૧ માં બતલાવેલા ઘાટ પ્રમાણે ગુંથાશે. પછી તેની બન્ને બાજુ સીવી લેવાથી ચિત્ર નં. ૨ માં બતલાવેલા ફ્રોક જેવો ફ્રાક બનશે.

**આ તરાહમાં લેવાતા ટાંકાની સમજણ**—આ તરાહમાં સાંકળી, થાંભલી, લાંબી થાંભલી, ને બેવડા એટલા ટાંકા લેવાય છે.

**થાંભલી**-સોયા ઉપરનો આંટો કાયમ રાખી દોરાની એક આંટી લેશો એટલે સોયા ઉપર બે આંટા થશે. પછી સોયાને આગળની સાંકળીમાં ભેરવી ફરીથી સોયા ઉપર બીજી આંટી લ્યો. હવે સોયાને તે સાંકળીમાંથી આંટી સાથે કહાડી લ્યો એટલે સોયા ઉપર ત્રણ આંટા થશે. ફરીથી દોરાની એકથી આંટી લઇ તે આંટી પહેલા બે આંટામાંથી કહાડશો એટલે બે આંટા રહેશે. બીજી વખત દોરાની આંટી લઇ રહેલા બે આંટામાંથી સોયો કહાડશો એટલે સોયા ઉપર એકજ આંટો રહેશે. આ જાતના ટાંકાને થાંભલી કહે છે.

**લાંબી થાંભલી:**—સોયા ઉપરનો ટાંકો કાયમ રાખી સોયા ઉપર બે વખત દોરા વીંટાળશો એટલે સોયા ઉપર ત્રણ આંટા થશે. આગળની સાંકળીમાં સોયો ભેરવી ફરીથી સોયા ઉપર એક આંટી લ્યો. હવે તે આંટા સાથે સોયો સાંકળીમાંથી કહાડી લેશો એટલે સોયા ઉપર બધા મળી ચાર આંટા થશે. પછી બીજી એક આંટી લઇ બે ટાંકા સેરવશો એટલે સોયા ઉપર ત્રણ આંટા રહેશે. ફરીથી એક આંટી લઇ બીજા બે આંટા સેરવો. સોયા ઉપર બે આંટા રહેશે. એક વખત બીજી આંટી લઇ રહેલા બે આંટા સેરવશો એટલે સોયા ઉપર એકજ ટાંકો રહેશે. આ ટાંકાને લાંબી કે મોટી થાંભલી કહે છે.

બેવડા-સોયા ઉપરનો ટાંકો કાયમ રાખી આંટી લીધા વગરજ સોયાને સામેની સાંકળીમાં ભેરવી એક આંટી લ્યો. પછી સોયાને

આંટી સાથે તેજ સાંકળામાંથી કહાડી લેશે એટલે સોયા ઉપર બે આંટા રહેશે. પછી એક આંટી લઇ તે બે આંટા સેરવશે। એટલે સોયા ઉપર એક આંટો રહેશે. આ જાતના ટાંકાને બેવડા કહે છે.

સંક્ષેપચિહ્નઃ થાંભલી-થાં.

સાંકળી-સાં.

લાંબી થાભલી-લાં. થાં.




ચિત્ર ૧૯.

બેવડા-બે.

**જોઇતી ચિજોઃ**-સાદું મન પસંદ રંગનું ઉન. લગભગ એક બંડલ.

સફેદ ઉન. લગભગ એક તોલો.

એક હાથીદાંતનો ગુંથવાનો સોયો.

**ક્રોકનું મંડાણઃ**-૧૧૮ સાંકળી લો.

૧લી હાર. ૩) સાં. છોડી ૫ થાં. ૫ સાં. નીચલી હારની પાંચ સાંકળી છોડી છઠ્ઠી સાંકળીમાં ફરીથી ૫ થાં. આ પ્રમાણે હાર ની છેવટ સુધી ગુંથો. ૩ સાં. ફેરવો. ૨જી, ૩જી, ૪થી, ને ૫મી હાર પણ ઉપર પ્રમાણેજ ગુથો.

૬ઠ્ઠી હાર. ૫ થાં ૪ સાં. નીચલી હારની સાંકળીએ છોડી દઇ પાંચ થાંભલી ઉપર ૫ થાં. આ પ્રમાણે હારની છેવટ સુધી ગુંથો. ૩ સાં. ફેરવો. ૭ મી, ૮ મી, ૯ મી, ને ૧૦ મી હારો છઠ્ઠી હાર પ્ર- માણે જ ગુંથો.

૧૧મી હાર. ૫ થાં. ૩ સાં. નીચલી હારની સાંકળી છોડી પાંચ થાંભલી ઉપર ૫ થાં. આ રીતે હારની છેવટ સુધી ગુંથો. ૩) સાં. ફેરવો.

૧૨ મી, ૧૩ મી, ૧૪ મી ને ૧૫ મી હાર અગીઆરમી હાર પ્રમાણે ગુંથો.

૧૬ મી હાર. ૫ થાં. ૨ સાં. નીચલી હારની સાંકળી છોડી દઇ પાંચ થાંભલી ઉપર ૫ થાં. આ પ્રમાણે હારના છેડા સુધી ગુંથો. ૩ સાં ફેરવો. આ રીતે બીજી ૨૭ હારો ગુંથો. ( બધી મળીને ૪૩ હારો ગુંથાશે. )

૪૪ મી હાર. ૫ થાં. ૨ સાં. નીચલી વીસ સાંકળી ઉપરથીજ ગુંથવાનું શરૂ કરવું ). ૫ થાં. ૨ સાં. ૫ થાં. એમ હારના છેડા સુધી ગુંથો ( બીજા હાથ માટે ). પછી ૨૪ સાં. લ્યો.

૪૬ મી હાર. ત્રણ સાંકળી છોડી દ્યો ( ચોવીસ સાંકળી ઉપરથીજ ગુંથવાનું શરૂ કરવું ). ૫ થાં. ૨ સાં. ૫ થા. એમ



ચિત્ર ૨જું.

હારની સાંકળી છોડી પાંચ થાંભલી ઉપર ૫ થાં. આ પ્રમાણે હારના છેડા સુધી ગુંથો. હારને છેડે ૫ થાં. ગુથી રહ્યા પછી ( ઉન તોડ્યા વગર ) ૨૪ સાંકળી ગુંથો. ચોવીસ સાંકળી ગુંથી તેથી એક હાથનો ગાળો નીકળશે.

૪૫ મી હાર. ત્રણ સાંકળી છોડી દ્યો ( ચો- એક હાથના છેડેથી તે બીજા હાથના છેડા સુધી ગુંથો.

૪૬ મી હારની જેમ બીજી ૯ હાર ગુંથો ( બધી મળીને ૫૫ હારો ગુંથાશે. )

૫૬ મી હાર. ૫ થા. ૨ સાં. એમ ૭ વખત ગુંથો, પછી ૫૧ સાં. ગુથો.

નીચલી હારના પાંચ થાંભલીના ૭ પટ્ટાઓ છોડી દઇ સાતમાં પટ્ટાથી ૫ થાં. ૨ સાં. એમ ૭ વખત ( એટલે સામા હાથના છેડા સુધી અથવા હારના છેડા સુધી ) ગુંથો. ૩ સાં. ફેરવો. (આ હારમાં ગળા માટે ગાળો પડશે. )

૫૭ મી હાર.૫ થાં. ૨ સાં. એમ ૭ વખત ગુંથો. નીચલી હારના એકાવન સાંકળી ઉપર ૫ થાં. ૨ સાં. એમ સાત વખત ગુંથો. પછી ૫ થા. ૨ સાં. એમ હારના છેડા સુધી ગુંથો. ( આ હાર ગુંથાશે કે ગળા ના ગાળો સ્પષ્ટ દેખાશે. )

૫૮ મી હાર. ૫ થાં. ૨ સાં. એમ હારના છેડા સુધી ગુંથો. ૩ સાં. ફેરવો. ઉપલી હાર પ્રમાણે બીજી અગીયાર હારો ગુંથો. (બધી મળીને ૬૯ હારો ગુંથાશે.) હાથને માટે બે બાજુ બે ભાગ વધારેલા છે તે નીચલી બે હાર ગુંથાતા ઓછા કરવા. ( જ્યારે ૬૯ મી હાર પુરી થશે ત્યારે ગુંથણ એક બાજુના હાથને છેડે આવેલું હશે. )

૭૦ મી હાર. ૫ થાં. ૨ સાં. એમ પંદર વખત ગુંથો. આટલું ગુંથી ૩ સાં. લઇ ફેરવો. (આ પ્રમાણે ગુંથવાથી એક બાજુના હાથનો ગાળો પડશે. )

૭૧ મી હાર. ૫ થાં. ૨ સાં. એમ તેર વખત ગુંથો. ૩ સાં. ફેરવો. ( આ હારમાં બીજી બાજુના હાથ નો ગાળો પડશે. )

૭૨ મી હાર. ૫ થાં. ૨ સાં. એમ હારનાં છેડા સુધી ગુંથો. આ પ્રમાણે બીજી ૨૩ હારો ગુંથો. ( બધી મળીને ૯૫ હારો ગુંથાશે. )

૯૬ મી હાર. ૫ થાં.; ૩ સાં; ૫ થાં.; એમ હારના છેડા સુધી ગુંથો. બીજી ૪ હાર એ પ્રમાણે ગુંથો ( બધી મળીને ૧૦૦ હાર ગુંથાશે. )

૧૦૧ મી હાર. ૫ થાં.; ૪ સાં.; ૫ થાં., એમ હારના છેડા સુધી ગુંથો બીજી ૪ હાર એ પ્રમાણે ગુંથો. ( બધી મળીને ૧૦૫ હાર ગુંથાશે. )

૧૦૬ ઠ્ઠી હાર. ૫ થાં.; ૫ સાં.; ૫ થાં.: એમ હારના છેડા સુધી ગુંથો. બધી મળીને ૧૧૦ હારો ગુંથાશે. ૧૧૦ મી હારને છેડે આવો એટલે ગુંથણ બંધ કરો

**ફ્રોક કે ઝભલું સીવવાની રીતઃ-** જે રંગીન ઉને ફ્રોક ગુંથ્યો હોય તે રંગનું ઉન લઇ તેને ચીરી નાખવું. પછી તે ચીરેલા ઉનને સોયમાં પરોવી ફ્રોકના આગલા પડખાની ક બાજુને પાછલા પડખાની ક બાજુ સરખી મેળવી તે બન્ને બાજુને નીચેથી સીવતાં સીવતાં આવી બ્હાંયની બન્ને ઘ બાજુએ મેળવી બ્હાંયના છેડા સુધી સીવી લ્યો. આજ પ્રમાણે તેની બીજી બાજુનું પડખું ને બ્હાંય સીવવી. પછી તે ફ્રોકને ચત્તું કરશો તો ચિત્ર નં ૨ માં બતાવેલા ફ્રોકનો ઘાટ આવી રહેશે. હવે. ફ્રોકને ગળે, બ્હાંયે ને નીચેના ઘેરાવાની કીનારીએ કાંગરાની લેસ નીચે પ્રમાણે ગુંથવી.

**ઘેરાવાની કીનારી માટે લેસઃ-** સફેત ઉને ૧ બેવડો. ફ્રોક જ્યાંથી સીવ્યો હોય ત્યાંથી શરૂ કરવું. ૧૦ સાં. ૧ બે. પાંચ થાંભલીની વચ્ચે ૧ બેવડો. એ પ્રમાણે ફ્રોકના નીચેના ઘેરાવાની કીનારીએ ગુંથો. આ પ્રમાણે ગુંથશો એટલે કીનારીને આરકાં પડશે. પછી દરેક આરકામાં ૨ બે.; ૪ થાં.; ૨ લાંબી થાં.; ૨ બે. એ પ્રમાણે ગુંથો.

**ગળાં ને બ્હાંય માટે લેસઃ-**૧ બેવડો. ( ગમે ત્યાંથી શરૂ કરો. ) ૫ સાં.; ૧ બેવડો. આ પ્રમાણે ગાળો ગુંથી જાઓ. પછી દરેક આરકામાં. ૧ બે.; ૨ થાં.; ૧ લાંબી થાં.; ૩ થા.; ૧ બે. એ પ્રમાણે ગુંથો.

**ગળે દોરી પરોવવાની રીતઃ-**રંગીન

ઉને સાંકળી ગુંથી ગળાને માટે જેટલી લાંબી દોરી જોઈતી હોય તેટલી લાંબી દોરી બનાવો. પછી તે દોરીને ગળાની આસપાસ પરોવો. પછી દોરાને બને છેડે નાનાં ફુમતા કરો.

**કમ્મરની આસપાસ દોરી પરોવવાની** રીતઃ—રંગીન ઉન બેવડું કરી તેની સાંકળી ગુંથો. પછી નીચેથી ગણતાં સોળમી હારમાં આ દોરી પરોવો. દોરીને બન્ને છેડે બે મોટાં ફુમતા કરો. આ પ્રમાણે કરશો તો ચિત્ર નં. ૨ માં બતાવ્યા પ્રમાણે નો એક સુંદર ફ્રોક ગુંથાશે.



મદનલાલ ( પત્નીને )—પદ્મા, જરા દસ્તો લાવ.

પદ્મા—હા, લાવું, પણ દસ્તાને શું કરશો ?

મદન—આ ઈંટના બે કકડા કરવા છે. મારૂં ટેબલ હાલે છે તેના પાયા નીચે મુકવા છે. કીકી હાથમાં ઈંટ લઈને નીકળી હતી તેની પાસેથી મેં લઈ લીધી.

પદ્મા—અરે ! એ ઈંટ નથી એ તો મેં ગોળપાપડી કરી હતી, કકડો કીકીને ખાવા માટે આપ્યો હતો !

× × × ×

શેઠ ( નોકરને ધમકાવતાં )—રણછોડ, આ ખુરશીપર કેમ આટલી બધી ધૂળ રહીછે ?

રણછોડ—જી, આજે આખા દિવસમાં કોઈ એનાપર બેઠું નથી. એટલે ધૂળ રહી ગઈ હશે.

સ્ત્રી ( દૂધવાળાને )—મારે તમારી પાસેથી દૂધ લેવું છે. કાલ સવારથી નોકરને લેવા મોકલીશ ભાવ શો છે ?

દૂધવાળો—એક શેરના ચાર આના.

સ્ત્રી—વારૂ, પણ દૂધ સારૂં અને ચોખ્ખું જોઈએ.

દૂધવાળો—ત્યારે તો શેરના છ આના.

સ્ત્રી—ઠીક પણ મારા નોકરનાં દેખતાં ભેળી આપજો.

દૂધવાળો—એમ છે ! ત્યારે-ત્યારે તો શેરના દશ આના આપવા પડશે ?

# આશ્વાસન.

લેખિકાઃ સૌ. કુસુમલક્ષ્મી દવે.

( રાગઃ—ગુણવંતી ગુજરાતનો. )

નવ કરશો કલ્પાંત, સહુણી નવ કરશો કલ્પાંત;
સંસારે દુઃખ સાક્ષાત, સહુણી નવ કરશો કલ્પાંત

પથિકાશ્રમ છે જગ આ સઘળું પ્રવાસી સર્વ મળે;
અસ્તોદયના ક્રમ સમ મનુજો પંથે સર્વ પડે. સહુણી.

કર્માનુબંધે સર્વ મળેલાં, દુઃખ સંસાર નિવાસ;
પૂર્ણ થતાં અનુબંધજ ત્હેની, જાવું જગપતિ પાસ. સહુણી.

દુઃખ સૌને મૃત્યુભૂમિમાં, કોને અક્ષય સુખ;
જ્ઞાનદ્રષ્ટિ વિકસાવી જોતાં, ભાંગે દુઃખ અચૂક. સહુણી.

આ સંસાર તણી ઘટમાળા, ઘડી ભરી ઘડી ઠલવાય;
કાળ કરાળ તણી પાંખોમાં, જન સઘળાં સપડાય. સહુણી.

ખીલ્યાં અમુલાં મનહર પુષ્પો, જાયે તે કરમાય;
મધ્યાન્હે તપતા રવિ કેરી, સાંજે ઝાંખી થાય. સહુણી.

" સ્હાવું સ્હેવું " મંત્ર ગૃહીને, વિચરવું જગમાંય;
શાંતિ, ભક્તિ હૃદયમાં રાખ્યે, દુઃખડાં સહુ દૂર થાય. સહુણી.

# સાસુનો નવો અવતાર.



લેખિકાઃ સૌ. પદ્માવતી ગાંધી.
ચિત્રકારઃ બ્હેન કાન્તા ઠાકોર.

મંજુલાએ સ્વામીને આવતા જોઇ માંદગીમાં પણ તુરતજ બેઠા થઇ આવકાર આપ્યો. ગરમીના દિવસ હોવાથી પાસે પડેલો પંખો લઇ પતિને પવન ઢોળવા લાગી, પણ અશક્તિ ઘણી હોવાથી મૂર્છા ખાઇ પલંગ પર પડી.

નરેન્દ્ર વસ્ત્રો બદલવાની દરકાર નહિ કરતાં મંજુલાને સચેત કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. એક પ્યાલામાં ઠંડુ પાણી લઇ તેમાં પોતાનો રૂમાલ ભીંજવી તેણે પત્નીના ફીકકા ચ્હેરા પર ફેરવ્યો, અને ધીમે સ્વરે તેને બોલાવવા લાગ્યો. થોડીવારે મંજુલા સાવધ થઇ અને લજ્જા પામી વિખરાઇ ગયલા વસ્ત્ર અને વાળ ઠીક કરવા લાગી.

તેને સચેત થયલી જોઇ નરેન્દ્રે કહ્યું: " મંજુ ! વ્હાલી ! મારી પાસે આટલી શરમ? આટલી અશક્તિ છતાં શા માટે એવી તકલીફ ઉઠાવે છે ? એમ કરશે તો તબિઅત કેમ સુધરશે ? "

" તમે મારી ચિંતા ન કરો, નાથ ! મારી તબિઅત સારી છે. તમે કપડાં બદલી નિરાંતે બેસો. " મંજુલાએ મંદ સ્વરે પતિને કહ્યું.

નરેન્દ્ર વસ્ત્રો બદલી ફરી મંજુલા પાસે આવ્યો અને તબિઅત વિષે પૂછપરછ કરવા માંડીઃ " આજે ડાક્ટરે શું કહ્યું ? "

" ડોક્ટર તો કહે છે કે તબિઅતમાં કોઇ પણ જાતનો ફેર નથી પડયો, અને તમને મળવાનું કહ્યું છે. પણ ડોક્ટરો તો હોય જ એવા ' નકામા ગભરાવ્યા કરે. "

નરેન્દ્ર તરતજ પાછો ઉઠયો અને કોટ પ્હેરવા લાગ્યો: " ના આ ડાકટર એવા નથી કે દરદીને નકામા બીવરાવે. હું હમણાંજ એમને મળીને પાછો આવું છું. " તે તુરતજ બ્હાર ચાલ્યો ગયો.

× × ×

નરેન્દ્રના પિતા પંડિત રામશંકર બ્રાહ્મણ જાતિના છે, પણ તેમનામાં આજકાલના બ્રાહ્મણપણાનો અંશ પણ નથી. તેઓ કંઇક સુશિક્ષિત છે અને એક વેપારીના વડા મુનિમ તરીકે સારો પગાર લાવે છે. નરેન્દ્ર તેમનો એકનો એક પુત્ર છે અને હજી કાયદાનો અભ્યાસ કરે છે.

રામશંકરની પત્ની સુશીલા-નરેન્દ્રની માતા એક પ્રેમાળ પત્ની અને વત્સલ માતા છે, પણ પુત્રવધુ મંજુલા ઘરમાં આવી ત્યારથી એના સ્વભાવમાં ઘણો ફેર પડી ગયો છે. તેના સ્વભાવમાં થયલો આ ફેરફાર મંજુલાનેજ વધારે નડે છે. સુશીલા તેના પર સાસુ તરીકેની સત્તા જમાવવા સર્વ પ્રયત્નો કરે છે. સાધારણ વાતમાં મોં ચઢાવી બેસવું, વગર કારણે ક્રોધ કરવો કે કડવા વેણ કહેવાં એ એનો નિત્ય નિયમ થઇ પડયો છે.

મંજુલા સ્વભાવે રાંક હોવાથી આ બધું સહી લેતી, પણ પ્હેલી સુવાવડમાંજ એનું શરીર એટલું કથળી ગયું કે અવારનવાર તે માંદી રહેવા લાગી. સાસુની શિરજોરી પણ ઘટવાને બદલે વધી. બાળકને રાખવા

પરાંત ઘરના કામનો બધો બોજો તેની એક-ોના ઉપર હતો. પરિણામે તેની માંદગી ધી પડી આજ દસ બાર દિવસથી તે બેછાનાવશજ છે. ડોક્ટરે તેના બચવાની માશા મુકી દીધી છે. પરીક્ષા પાસે હોવા તાં નરેન્દ્ર પત્નીની સારવાર કરી રહ્યો છે.

લગભગ એક કલાકે નરેન્દ્ર ડોક્ટરને ત્યાંથી પાછો આવ્યો. તેની કર્કશ માતા તે સમયે વહુને ગાળો ભાંડતી, બબડતી રસોઇ કરતી હતી. રામશંકર પણ ઘરમાંજ હતા. તેમણે પોતાનો સ્વભાવ બદલવા સુશીલાને ઘણીવાર સમજાવી હતી, પણ બધું પત્થર પર પાણી.

નરેન્દ્ર પિતા પાસે આવ્યો



મંજુલા...પંખો લઇ પતિને પવન ઢોળવા લાગી.

અને કહ્યું: "મોટાભાઇ! ડાક્ટર કહે છે કે અહિં ગરમી વિશેષ હોવાથી તેને ટેકરીની હવામાં લઇ જવામાં આવે તોજ બચી શકે એમ છે. બીજો કોઇ ઉપાય નથી."

સુશીલા આ સાંભળતાંજ રસોડામાં બેઠી બેઠી ગર્જી: "હા, હવે બાઇસાહેબને માથેરાન કે મહાબળેશ્વર જવાનો શોખ થયો. ડાક્ટરે કહ્યું કે બાયડીએ? મુવો બાયલો તો છે! અમને ય એવો રોગ થયો હતો, પણ અમે તો માથેરાન ન્હોતાં ગયાં. એ તો કેની ઘરનું કામ કરવું પડે છે એટલે આ બધા ઢોંગ માંડયા છે. એ કુલટા તને ભંભેરી ભંભેરીને નકામી અમારા પૈસાનું પાણી કરાવે છે. હું એને સીધી દોર કરી નાંખીશ!"

નરેન્દ્ર માતાનો સ્વભાવ જાણતો હતો. તેણે જવાબજ ન આપ્યો. તેના પિતાએ ધીરે રહીને તેને કહ્યું: "તું ચિંતા ના કર, બેટા. માથેરાનમાં શેઠનો બંગલો ખાલીજ પડયો છે. કાલે કુંચી લાવી આપીશ."

વાળુ કરીને નરેન્દ્ર પત્ની પાસે આવીને બેઠો અને પરમ દિવસે તેને લઇને માથેરાન જવાનો પોતાનો વિચાર જણાવ્યો.

મંજુલાએ બિછાનામાં પડયા પડયા સાસુના વેણ સાંભળ્યા હતાં. તેણે હૃદયની જ્વાલા જેમ તેમ સમાવી પતિને કહ્યું: "નાથ! તમે નકામા મારી ચિંતા કરો છો. તબિયત તો હવે બે ચાર દિવસમાં સુધરી જશે. નકામા ખર્ચમાં શા માટે

ઉતરવું ? તમારી પરિક્ષા પણ પાસે આવી છે. મારી ચિંતા છોડીને તમે અભ્યાસ કરો, નહિ તો નાપાસ થશો તો મારે વળી વધારે સાંભળવું પડશે. ”

"ના. તબિયત એમ નહિ સુધરે. ડાક્ટર કહે છે તે ઉપરથી લાગે છે કે માથેરાન ગયા વિના છુટકો નથી. અભ્યાસનું તો તારી તબિયત સુધરે પછી થઇ રહેશે. છ મહિના વધારે. ” નરેન્દ્રે કહ્યું.

"નાથ ! ખરી વાત કહું ? મને લાગે છે કે હું હવે વધારે નહિ જીવું ? નકામા શું કામ નાણું ને અભ્યાસ બન્ને બગાડો છો ? મારે લીધે નકામો શું કરવા ઘરમાં કલેશ કરાવવો જોઇએ ?".

"એ બધી વાત પછી થઈ રહેશે. તને એમ મરી જવા નથી દેવાનો. માથેરાન જવામાં બીજો કાંઇ વાંધો તો નથી ને ?"

" તમારી આજ્ઞા હશે તો મારાથી કેમ ના પડાશે ? પણ હજી કહું છે કે નકામો ખર્ચ ના કરો."

"ઠીક ઠીક. એ બધી સલાહ સાજી થઇ જાય પછી આપજે. હમણાં તો લે આ દવા પીને સુઇ જા. "

પણ સુઇ જવાનું મંજુલાના નસીબમાં નહતું. સાસુજી રસોડામાં ક્યારના ધુંધવાઇ રહ્યા હતા. ઓરડીમાં પેસતાંજ તેમણે ઉભરો કાઢયો: " કેમ શેઠાણી, ક્યાં સુધી પડી રહેવું છે ? ઘરનું કામકાજ કરવું પડે છે તેથી તાવ આવે છે નહિ વારૂ ? હું કંઇ તારા બાપની ખરીદેલી ગુલામડી નથી કે બધું ગદ્ધાવૈતરૂં કર્યાં કરૂં. ડાકણે છોકરાને પણ ભોળવીને બાયલો બનાવી દીધો છે. આખો વખત બાયડી પાસેજ બેસી રહે છે. પરીક્ષા પાસે આવી તોય છે વાંચવાની ચિંતા ? આ વખત જો એ નાપાસ થયો તો તારાં હાડકાંજ ખોખરાં કરી નાંખીશ. આજ બાર બાર દિવસથી ડાક્ટરના ઘર ભરે છે ને હવે શેઠાણીને માથેરાન જવું છ. ધણી કમાતો હોય તો ખબર પડે કે પૈસા કેમ ખરચાય છે. કરો પારકે પૈસે તાગડધીન્ના ! મોટી મોટા ઘરની દીકરી ના જોઇ હોય તો. તારો બાપ અહિં બધાનું પૂરું કરતો હશે, નહિ વારૂ ! ”

આવાં અનેક વેણ સાસુજીએ સંભળાવ્યા પણ વહુ તરફથી કે નરેન્દ્ર તરફથી કશો ઉત્તર મળ્યો નહિ. તે બિચારો નિરાશ વદને એક ખુણામાં ચોપડીમાં માથું ખોસી બેસી રહ્યો હતો. આખરે સાસુજી થાકીને વિદાય થયાં. બન્ને પતિ પત્ની પણ એ બાબત પર એક પણ શબ્દ બોલ્યા વિના સુઇ ગયાં.

સાસુના કડવા વેણથી મંજુલાની માંદગીમાં ઓર વધારો થયો. રાતના વધારે જોરથી તાવ આવ્યો પણ પતિને તેણે ઉઠાડયો નહિ.

[ ૨ ]

સવારે નરેન્દ્ર જાગ્યો ત્યારે મંજુલા બેભાન પડી હતી. તાવનું જોર હજી નરમ પડ્યું ન હતું. તુરતજ દોડીને તે ડોક્ટરને બોલાવી લાવ્યો. તેણે ઇન્જેક્શન આપ્યું અને બીજી દવા લખી આપી. નરેન્દ્ર ફરી દોડીને દવા લઇ આવ્યો અને ડોક્ટરની સૂચના પ્રમાણે આપવા લાગ્યો.

આ બધું જોઇને સુશીલાના ક્રોધનો પાર નહતો, પણ વહુને બેભાન અવસ્થામાં જોઇ તે ઝાઝું બોલી ન શકી. ડોક્ટરને અપાતા અને દવામાં ખર્ચાતા નાણાં પાણીની માફક જતા હતા તે એનાથી સહેવાતું ન હતું.

થોડીવારે તાવનું જોર સ્હેજ નરમ પડ્યું. મંજુલા કંઇક ભાનમાં આવી. નરેન્દ્રને પાસેજ બેઠેલો તેણે જોયો. તેણે કહ્યું " નાથ! શા માટે આ બધું કરો છો ! હવે હું બે ચાર કલાકનીજ મ્હેમાન છું. મરણના ભણ-

કાર મારા કાનમાં વાગી રહ્યા છે. મારા જવાથી તમે શોક ના કરશો. તમારા અભ્યાસમાં ચિત્ત લગાડી જલદી પાસ થઇ જજો."

"મંજુ ! તું આવી વાતો ના કર. તને કંઇ થવાનું નથી. તું મુંગી મુંગી સુઇ રહે. ડાકટરે બોલવાની ના પાડી છે."

"ના, નાથ! મને ભાન છે ત્યાં સુધી મારા મનની વાત કહી લેવા દો. મારા ગયા

શરીર જોયું તો તે ઠંડું પડતું લાગ્યું. તે આભીજ બની ગઇ. મંજુલાનો શ્વાસ જોરમાં ચાલી રહ્યો હતો. તેની અંતઘડી પાસે આવી છે એમ સુશીલાને લાગ્યું. તેને પોતાની ક્રુરતા માટે પસ્તાવો થવા લાગ્યો. તે બબડવા લાગી; "ઓ પ્રભુ ! મને માફ કર. મારાં પાપે મારી ગુણીયલ વહુ મરવા પડી. એવી વહુ મને ફરી નહિં મળે. આટલો મેં ક્રોધ કર્યો હશે છતાં એણે મને ઉત્તર સરખો નથી



સુશીલા; "ડાકટર સાહેબ ! ગમે તેમ કરો પણ મારી મંજુને જીવાડો..."

પછી તમે ફરી લગ્ન કરજો. મારી એટલી વિનતિ સ્વીકારજો, નહિ તો મારા આત્માને દુઃખ થશે. બાબુને પણ સંભાળજો. એને માનો બો...ટ..."

આટલું બોલતાં બોલતાં મંજુલાને ફરી મૂર્છા આવી. નરેન્દ્ર એકદમ ગભરાઇ ગયો અને મોટેથી રડવા લાગ્યો. તેનું રડવું સાંભળી સુશીલા એકદમ દોડી આવી. વહુનું

આપ્યો. મારો એ ક્રોધ જ એના મરણનું કારણ છે. મને અભાગણીને એવું કયાંથી સુઝયું. હે, પ્રભુ! હે, દીનદયાળ ! મારી વહુને બચાવી લ્યો. એને બદલે જોઇએ તો મારો જીવ લ્યો પણ મારી મંજુને બચાવો."

આ અરસામાં રાજેશંકર પુત્રવધુની તબિઅત જોવા ઓરડામાં આવી લાગ્યા. એક તરફ નરેન્દ્રને ફુસકે ફુસકે તેમણે રડતાં

જોયાં. કારણ પૂછતાં બેમાંથી એકે એ જવાબ ન આપ્યો. તે સ્થિતિ સમજી ગયા. શરમ છોડી તેમણે પુત્રવધુનું શરીર તપાસ્યું. તુરતજ તેમણે નરેન્દ્રને સાવધ કરી ડોકટરને બોલાવી લાવવા દોડાવ્યો.

ડોકટરે ઓરડામાં પગ મુકતાંજ સુશીલા તેમને પગ પકડી કરગરવા લાગીઃ "ડાકટર સાહેબ, ગમે તેમ કરો પણ મારી મંજુને જીવાડો. એને મરવા ન દેશો. તમે માંગશો તેટલા રૂપીઆ આપીશ પણ મારી વહુને બચાવો."

ડોકટરે એને હિમ્મત આપી, દરદીને તપાસી જોઇ; તેણે મ્હેનત કરવામાં કચાશ ન રાખી. પણ બે કલાક સુધી એની મ્હેનતનું ફળ કાંઇ પણ જણાયું નહિ. આખરે તે કંટાળીને ચાલ્યો ગયો.

મંજુલા ચાર પાંચ કલાક બેભાન જ પડી રહી. તાવનું જોર વધતું જતું હતું. ત્રણે જણ ઉભે પગે તેની સારવારમાં મંડયા હતા. સુશીલાની આંખમાં આંસુ સમાતા ન હતાં. તેણે કેટલીય બાધા આખડીઓ લીધી, પણ કશાની અસર થતી ન હતી.

નરેન્દ્ર ડોકટરના કહેવા પ્રમાણે મંજુલાને અર્ધે અર્ધે કલાકે દવા પાતો હતો, પણ તાવનું જોર ઘટવાને બદલે વધતું જતું હતું અને દરદી બેભાન અવસ્થામાંજ પડી રહી હતી. સુશીલાનો પસ્તાવો અને કલ્પાંત પણ વધતા જતાં હતાં રડી રડીને થાકી આખરે તે ત્યાંજ સુઇ ગઇ.

આખરે લગભગ પાંચ કલાકે તાવનું જોર કંઇક નરમ પડયું. અને મંજુલા શુદ્ધિમાં આવી. નરેન્દ્રે માતાને નિદ્રામાંથી જાગ્રત કરી, પણ સુશીલા દરદીની પાસે આવે તે પ્હેલાં મંજુલા પાછી બેભાન થઇ ગઇ. સાસુજીએ ફરી રડારોળ શરૂ કરી.

થોડીવારે મંજુલા ફરી જાગ્રત થઇ ત્યારે જ સુશીલા રડતી બંધ પડી. તેણે વહુની પાસે બેસી તેના માથા પર વ્હાલથી હાથ ફેરવ્યો. મંજુલાએ ઇશારતથી પાણી માંગ્યુ. પાણી મળતાં તેની જીભ કંઇક છુટી થઇ. તેણે સાસુને ધીમેથી કહ્યુંઃ 'બા ! મેં તમને બહુ દુઃખ આપ્યું છે. મને માફ કરજો. હવે હું બહુ નહિ જીવું !"

આ સાંભળી સુશીલા ફરી રડી પડી. તેણે કહ્યુંઃ "એમ ના બોલ બેટા ! દુઃખ તો મેં દીધું છે. પ્રભુ મને માફ કરે ! તારી કીમત મેં અત્યાર સુધી ન્હોતી જાણી. મેં તને કડવા શબ્દો ઘણીવાર કહ્યા હશે પણ તે એકે વખત સામે ઉત્તર નથી દીધો. હુંજ પાપીણી છું. તું મને માફ કર !"

"બા ! મને ના શરમાવો. મને આશીર્વાદ આપો એટલે હું સુખેથી મરૂં !" બોલવાના શ્રમને લીધે મંજુલા પાછી અચેત થઇ ગઇ. ત્રણે જણા પાછાં રડવા લાગ્યાં.

થોડીવારે રામશંકરે ધીરજ આણી નરેન્દ્રને ફરી ડોકટરને બોલાવી લાવવા મોકલ્યો. ડોકટર આવ્યો. તેણે દરદીનું શરીર તપાસી જોયું. "હવે કાંઇ પણ ફીકર નથી. તાવ ઉતરી ગયો છે. થોડીવારમાં જાગ્રત થશે." ડોકટરે બધાને ધીરજ આપી.

બન્યું પણ તેમજ. મંજુલાએ દશેક મીનીટ પછી આંખો ઉઘાડી.

એ દિવસ પછી મંજુલાની તબિઅત ધીમે ધીમે સુધરવા લાગી. માથેરાન જઇ આવ્યા પછી તેની તબિયતમાં અજબ જેવો સુધારો થઇ ગયો હતો.

આ ગંભીર માંદગીથી મંજુલાને એક મોટો લાભ થયો. તેની સાસુ સુશીલાએ નવો અવતારજ ધારણ કર્યો હતો. તે પહેલાની વઢકણી, કર્કશા સાસુ ન હતી, પણ વહુને દીકરી જેમ વ્હાલ કરતી, વહુઘેલી, ખરેખરી સુશીલા બની રહી હતી.

# માસૂનું મહિયર.

લેખિકાઃ બ્હેન "કમલિની".

( વેદર્શી વનમાં વલવલે—એ ઢાળ. )

પિતાને આંગણુ પગ મૂકતાં, નયણે નીર ભરાય,
જ્વાળા જળહળે ઉરમાં, હૈયું હીબકા ખાય,
માત વિના સૂના મહિયરીઆં.

જીવો બાપુ, જીવો બ્હેનડી, જીવો બાન્ધવની જોડ,
મારે જે ખોટ પડી ગઈ, ત્હેના કરૂં કયાંથી કોડ.
માત વિના સૂના મહિયરીઆં.

ઘરમાં ઘુમતી નથી ઘેલડી, નથી જોતી એ વાટ,
બેઠી કહો કોઇ ના બોલે, પડે પીઠે ન હાથ.
માત વિના સૂના મહિયરીઆં.

ઠરવા નથી એકે વીરડી, નથી શીતળી છાંય,
ખુણે આંસુડાં ખાળવાં, એવાં અમારાં ભાગ્ય.
માત વિના સૂના મહિયરીઆં.

અણફાટયો જ્વાળામુખી બળે, સદા મનમાં મુંઝાય,
ઓલવવા ઉપાયો નથી, જ્યાં કિરતારનાં કામ.
માત વિના સૂના મહિયરીઆં.

લાડ ને કોડ જોયાં નથી, નથી અનુભવ્યું વ્હાલ,
લોક કહે હાથ હીરના, વાણી અમૃતની ધાર.
માત વિના સૂના મહિયરીઆં.

ઓ માડી કઇ દશે મળું તને, કયાં છે તારો આવાસ ?
ખુણે ખાંચે ખોળી તને, ન થયો તારો આભાસ.
માત વિના સૂના મહિયરીઆં.

# ગૃહલક્ષ્મી.

લેખિકાઃ સૌ. જયશ્રી રાયજી, બી. એ.

ચંદ્રકળામાં જેમ વધઘટ થાય છે તેમ મનુષ્ય માત્રની સ્થિતિમાં પણ વધારો ઘટાડો થયાંજ કરે છે. એક દિવસ માત્ર ઝીણા તાર જેવો જણાતો ચંદ્ર પૂર્ણિમાને દિવસે સંપૂર્ણ કળાથી ખીલે છે; તેમજ અમાવાસ્યાને દિવસે અંધારૂ ઘોર હોય છે. આ કાળચક્રમાં મનુષ્યની જીંદગીમાં પણ આવાજ ફેરફારો સંભવિત છે.

પુરૂષ પોતાના સુખમાં અને જાહોજલાલીના વખતમાં પત્ની તે માત્ર તેના મનરંજન્ કરવાનું રમકડું એટલુંજ માત્ર જાણે છે. તેના દરેક લાડકોડ પુરા પાડવામાં પોતાને કૃતકૃત્ય માને છે. પત્ની એક કોમળ અબળા છે એમ માની પોતે જાણે દુનિયાના કઠોર પ્રહારથી તેનું સંરક્ષણ કરતો હોય એમ પોતાને વીર યોધ્ધો માની મનમાં ફૂલાયછે. પણ તેને સ્ત્રીની ખરી કીંમત તો આપત્તિમાંજ સ્દમજાય છે, જ્યારે સ્ત્રી પુરૂષને પણ શરમાવે એવી સહશીલતા અને ધૈર્યથી એક વજ્રની માફક અડગ રહી દુઃખ સહન કરે છે, અને પુરૂષને આશ્વાસન અને દીલાસાનું સ્થાન બની રહે છે.

શ્રીનિવાસ ઇશ્વરકૃપાથી પૈસેટકે સુખી હતો. તે શેરદલાલનો ધંધો કરતો હતો. સ્વભાવે પ્રમાણિક શાંન્ત અને ગંભીર હોવાથી પોતાનો ધંધો સારી રીતે કરી તેમાં એણે ઠીક પૈસા એકઠા કર્યા હતા. મોટી લડાઇના વખતમાં ધંધા રોજગારમાં તેમજ શેરબજારમાં જે ઉથલપાથલ થઇ હતી તેમાં તે ફાવ્યો અને ઠીક પૈસા કમાયો. પ્રભુએ તેના વૈભવમાં ભાગ લેવા તેને લાયક એક સહચરી નિર્માણ કરી હતી. પદ્મજા એક પૈસાદાર માબાપની પુત્રી હતી. તેના અને પદ્મજાના લગ્ન ખુબ ધામધુમથી થયાં. પદ્મજાના સમાગમમાં આવ્યાથી કોઇ પણ માણસને શ્રીનિવાસના ભાગ્યની અદેખાઈ આવતી. પદ્મજા જ્યાં હોય ત્યાં સર્વત્ર આનંદ પ્રસારતી. તેના અંગેઅંગમાં ઉત્સાહની ઉર્મિઓ ઉછળતી અને તેની આસપાસ સર્વમાં તે ઉત્સાહ રેડતી. નિખાલસ હૃદયની તે નિર્દોષ બાળા સર્વની હૃદયેશ્વરી બનતી. શ્રીનિવાસના મિત્રો જ્યારે પદ્મજાના વખાણ કરતા અને તે દિવ્ય જ્યોત તરફ આકર્ષાતા ત્યારે શ્રીનિવાસનાં નેત્રો ગર્વથી પ્રફુલ્લ થતાં. શ્રીનિવાસના ભાગ્યેન્દુનો સંપૂર્ણ ઉદય થયો હતો. મારા બાળમિત્રને સંપૂર્ણ સુખી જોઇ મ્હારૂં હૃદય પણ હર્ષથી ઉભરાતું. હું તેઓને ત્યાં ઘણુંખરૂં જતો અને તેમના ભાગ્યની કળા સંપૂર્ણ ખીલેલી જોઇ આનંદ પામતો.

પણ દૈવથી શ્રીનિવાસનું સુખ જોયું ન ખમાયું. એકાએક તેમના શુભ જીવનમાં ઘમઘોર વાદળ ભેગાં થયાં.

હજી પરણ્યાને તો માત્ર થોડોજ વખત થયો તેટલામાં એકાએક શ્રીનિવાસના ઉપર ઉપરાચાપરી આપત્તિ પડવા માંડી. એના

ઉપર બીજી ખોટ ધંધામાં ગઇ ને થોડા વખતમાં તેની બધી કમાણી ધૂળધાણી થઈ ગઈ. આ તેની સ્થિતિ કેવી રીતે તેની સુખી નિર્દોષ પદ્મજા આગળ જણાવાય ? હાય ! તેનાં કરતાં તો મરવું બહેતર ! પદ્મજા સુખ ભોગવવાને સર્જાયલી તેને દુઃખના દરિયામાં ડુબાડવાનો શો અધિકાર ? ક્યા પહાડી હૃદયથી પત્નીને પોતાની દરિદ્ર સ્થિતિનું ભાન કરાવવું ?

શ્રીનિવાસનું પ્રફુલ્લવદન દિવસે દિવસે કરમાવા લાગ્યું. મને લાગ્યું કે તેના મન ઉપર કોઇ જાતની ચિંતા છે. એક દિવસ અતિશય અકળાઇ તેણે મને પોતાની બધી હકીકત કહી. મેં તેને ધીરજથી સાંભળ્યા પછી સલાહ આપી કે, સાથી સારો રસ્તો તો એ છે કે પોતાની બધી વાતથી સ્ત્રીને વાકેફ કરવી.

" શું મ્હારી પદ્મજા ભિખારી બની છે એ બોલતાં આ જીભના કકડે કકડા નહીં થાય ? અરે બિચારીનું કોમળ હૃદય આ સાંભળી હેબકાઇ જશે. તેને કોઇ દિવસ હાથે કંઇ કરવાની ટેવ નહીં તે શું ગુલામડીની પેઠેમ વૈતરું કરશે ? હજારો શ્રીમંત પુરૂષો જેના હાથ માટે આતુર હતા અને જેના પગ આગળ પડવાને તલસતા, તે શું મારા ઘરમાં એક ભઠીયારી ને નોકરડી માફક રહેશે ? અરે પણ બિચારીનું ઘર પણ ક્યાં રહેશે ? કેટલી હોંસથી ઘરના શણગાર માટે બધું રાચરચીલું તેણે વસાવ્યું તે પણ તેણે છોડી દેવું પડશે. તેનાથી આ બધું કેમ સહન થશે ? હું તેને હમારી હાલત કેમ કરીને જણાવી શકું ? ના, ના ! તેના કરતાં તો મરવું સારૂં."

મેં તેને ધીરા પાડતાં સ્હમજાવ્યો કે જો તે પદ્મજાથી કોઇ ચીજ છુપાવશે તો તેથી ઉલટું તેની પત્નીના મનને વધારે દુઃખ થશે. શ્રીનિવાસનું ઉદાસ મ્હોં જોઇ તેને મનમાં શંકા થશે અને તે મનમાંને મનમાં મૂંઝાશે. ન્હારોન્હાર કંઇ વાત ખબર પડશે તો ઉલટું તેને થશે કે પોતાનામાં પતિને પુરો વિશ્વાસ નથી. આપણી આર્યબાળાઓ કંઇ દુઃખથી ડરી નહીં જાય. ઉલટી તેને એક જાતનો અત્યારે મગજ ઉપર બોજો છે કે રખેને તેની સ્ત્રી બધી હકીકત જાણી જાય તો તેથી તે હલકો થઇ જશે. પદ્મજાને પણ લાગશે કે અત્યારેજ તેના પતિ તરફના ખરા પ્રેમની કસોટીનો વખત છે ને તે પણ દુઃખી થવાને બદલે અમૃતધારા પઠેમ આશ્વાસનનું સ્થાન બનશે.

શ્રીનિવાસે તો આવેશથી ડોકું ધુણાવ્યું.

થોડા દિવસ પછી એક દિવસ સ્હાંજે હું શ્રીનિવાસની પાસે ગયો. મને લાગ્યું કે તે નિસ્તેજ છતાં શાન્ત દેખાતો હતો.

મેં તેનો હાથ ધીરેથી દબાવી પુછ્યું કે " પદ્મજાને ખબર પડી ! " શ્રીનિવાસે દીર્ઘ નિશ્વાસ મૂકી ડોકું હલાવી હા કહી.

તે બોલ્યો. " ગરીબ બિચારી છોકરી ! તેને ભવિષ્યમાં કેવી કેવી હાડમારી ખમવી પડશે તેનો અત્યારમાં શું ખ્યાલ હોય ? જ્યારે ધીરે ધીરે ગરીબાઇના ડંખોનું ઝેર પ્રસરશે ત્યારે ખરા દર્દની સમજ પડશે. હમણાં તો ઉલટી તે વધારે ઉત્સાહી લાગે છે. જરા પણ મૂઝાયા વિના તેણે બધી હકીકત સાંભળેલી. અને મને કહ્યું કે મ્હારાં ચિંતાતુર મ્હો ઉપરથીજ તેના મનમાં શંકા પેઠેલી. આજથી હમે અહીં મુંબઇનું ઘર ખાલી કરી ગયાં છીએ, ને બધો સરસામાન કાઢી નાખ્યો છે." લક્ષ્મીનગર ( ખાર )માં હમે દરિયાકીનારે એક ન્હાની ઝુંપડી જેવું ઘર લીધું છે. આજે પદ્મજા સ્હવારની ત્યાં ગઇ છે. બિચારી એશઆરામમાં ઉછરેલી તેને હવે આજથીજ ગદ્ધાવૈતરૂ શરૂ કરવું પડશે. આજે ઘેર જતાં મ્હારો

પગ ધ્રૂજે છે.' કયા કઠોર હૃદયે હું એક વખતનું તેનું સુંદર તેજસ્વી મુખ થાક અને દુઃખથી નિસ્તેજ અને કરમાયલું જોઇશ? તેને આખો દિવસ ઘરનો સરસામાન ગોઠવવામાં અને રસોઇ પાણી કરવામાં એક ઘડીભર પણ પોતાના કોમળ શરીરને આરામ આપવાનો વખત મળ્યો નહીં હોય. અત્યારે મારી પદ્મજાને એક ગુલામડી ભિખારી બનેલી જોવા કરતાં હે અવની દેવી! મને તું આખેને આખો શા માટે ગળી જતી નથી?"

હું તથા શ્રીનિવાસ સાંજે લોકલ ટ્રેનમા બેસીને ખાર સ્ટેશને ઉતર્યા. શ્રીનિવાસ ગંભીર થઇ ટ્રેનમાં બોલ્યા ચાલ્યા વિના બેસી રહ્યો હતો. રસ્તામાં હમે મૂગે મ્હોઢે ચાલ્યા કીધું. આસપાસ નવા નવા બાંધેલા સુંદર ન્હાનાં મકાનો વટાવી હમે એક સાંકડી બન્ને બાજુએ ઝાડીથી ઘેરાયલી પગથી ઉપર ચાલ્યા. છીંડામાંથી થોડે દૂર એક વેલીઓથી વીંટળાયલી સુંદર મઢુલી હમે જોઇ. હમે ધીમે ધીમે પાસે ગયા. વીજળીનો જાણે પ્રહાર લાગ્યો હોય તેમ શ્રીનિવાસ થંભી ગયો. આઘેથી વીણાના સુંદર સૂર સાથે મધુરૂં ગાયન સંભળાયું. પદ્મજા તેની માનીતી વીણાથી છૂટી પડી શકી ન હતી, અને પોતાની સાથે તેજ માત્ર ચીજ તેણે મઢુલીમાં આણી હતી. અચાનક ગાયન બંધ પડયું. રેતી ઉપર હમારા પગલાંના અવાજથી ગાયનમાં ભંગાણ પડયું. થોડીવારમાં એક કુરંગીની પેઠેમ હોંસથી કુદતી પદ્મજા હમારા તરફ આવી અને મધુરાં હાસ્યથી હમને વધાવી શ્રીનિવાસનો હાથ પકડી જરા મ્હોં ચ્હડાવી બોલી, "તમે તે કેટલા મોડા આવ્યા! હું તો બા તમારી રાહ જોઇ જોઇનેજ થાકી. જુઓને," તે આતુરતાથી બોલી, "આજે તો મેં પેલા માળીના છોકરાને ઝાડ ઉપર ચ્હડાવી શીંગ તોડાવી એવું મ્હઝાનું આમલી તથા ગોળ નાખી શેકટાની શીંગનું શાક કર્યું છે. ને અહીં વાડમાં એટલાં કરમદા થાય છે. મેં તેનો કડકડ મુરબ્બો બનાવ્યો છે. ચલો જલદી ચલો. મને તો હવે ભૂખ લાગી છે. આજે તો આપણે અહીં ચાંદરણામાં બ્હારજ પાટલા માડીશું. મને તો અહીં બહુજ ગમે છે. કેવો સરસ અહીં દરીયાનો શીતળ પવન આવે છે. મુંબઇ કરતાં અહીં હજાર ઘણું સારૂં છે."

ખરેખર પદ્મજાને આજના જેવી મોહક મેં આગળ કદી નહીં જોએલી. તેના ગાલ લાલીથી પ્રકાશતા હતા અને નેત્રો હર્ષથી નાચતા હતાં. શ્રીનિવાસના નેત્રોમાંથી દડદડ અશ્રુપ્રવાહ વ્હેવા લાગ્યો. હું આમતેમ ઝુંપડીના વેલીના પુષ્પ તપાસવા ગયો. પદ્મજા પતિના ગળે વળગી પડી. શ્રીનિવાસને મન પાછું જગત્ જ્યોત્સનામય બન્યું.






લે૦ સૌ વિદ્યાગૌરી નીલકંઠ, બી.એ., એમ. બી.ઇ.

**આ** લઘુ લેખમાં આપણા દેશના સમાજ સુધારકો સંબંધે થોડા વિચાર પ્રદર્શિત કરવાની ધારણા છે.

પ્રત્યેક દેશમાં દરેક જમાનામાં તે દેશ અને કાળના સામાન્ય લોકસમૂહ કરતાં કાંઇક વધારે આગળ વધેલી વિચાર શક્તિ અને ઉચ્ચતર ભાવનાવાળી વ્યક્તિઓ હોય છે. તેઓ લોકસ્થિતિનું સમગ્ર અન્વેષણ કરી શકે છે અને અસામાન્ય બુદ્ધિ વડે તેના ગુણ દોષનું નિરીક્ષણ કરી ઘણીવાર દોષનાં કારણો તેમજ નિવારણો જોઇ શકે છે. આવી વ્યક્તિઓમાં મહત્તાનાં લક્ષણો હોય છે અને તેઓ તે જમાના તથા તે દેશના લોકપ્રવાહને ગતિ આપનાર માર્ગપ્રેરકો બને છે.

કોઈ પણ દેશની સમાજસ્થિતિ પરિપૂર્ણતા પામેલી હોઇ શકેજ નહીં પણ કાળાન્તરે અનેકાનેક સંયોગોને પરિણામે જ્યારે સમાજની સ્થિતિ અનિષ્ટ અધોગતિએ પહોંચે છે, ત્યારે આવા પ્રેરકોની ખાસ જરૂર પડે છે અને કુદરતમાં એવું સ્વસ્થતા લાવ- હમારા ળ છે કે તે લાવનાર વ્યક્તિઓ તેવા ના, ના! ...કરતાં તેન થાય છે.

મેં તેને ધારો વાસો વર્ષ ઉપર આજે તે પહ્મજાથી સ્થિતિ ઘણે પ્રકારે અવનત તેથી ઉલટું તેની ધાર્મિક, સાંસારિક અને યુરો. શ્રીનિવાર સમાજ છિન્નભિન્ન થઇ ગયો હતો, તે સમયે રાજા રામમોહનરાય, મહર્ષિ દયાનન્દ, કેશવચંદ્ર સેન, વગેરે મહાન પુરૂષોનો ઉદ્દભવ થયો. તેમણે સમાજસ્થિતિનું જાણે તેમાંથી બહાર જઇ ઉંચે સ્થળેથી દૂરદર્શી નિરીક્ષણ કર્યું અને સમાજની રોગ પરીક્ષા કરી સમાજ સુધારણાના માર્ગો યોજ્યા. તેમને આપણા દેશના ધર્મોમાં થએલી અંધાધુની પ્રથમ દૂર કરવા જેવી લાગી અને દેશ સમક્ષ ધર્મનું શુદ્ધ સ્વરૂપ મુકવાનો પ્રયત્ન કર્યો. તે સાથેજ સંસાર સુધારો જેને કહેવામાં આવે છે તેની પણ અતિ આવશ્યકતા તેમને સમજાઇ. રાજકીય સ્થિતિની નબળી બાજુનું દર્શન પણ તેમને થઇ ચૂક્યું હતું. આ સર્વના પ્રતિકાર રૂપે તેમણે સુધારણાના પ્રયત્નો આદર્યા. શુદ્ધ ધર્મના ઉદ્ધાર માટે ધર્મ સમાજો સ્થાપી અને એ સમાજોના અંતરમાં સંસાર સુધારણાના પ્રશ્નો ઘણે ભાગે સમાએલા હતા.

એ પ્રથમના સમાજ સુધારકોએ સમાજના સર્વ પ્રશ્નોનું નિરાકરણ કરવાનો આરંભ કર્યો હતો. તે પછીના જમાનાના સુધારકોએ એમણે દર્શાવેલા પ્રશ્નો પૈકી પોતાને અનુકૂળ આવતા ક્ષેત્રમાં પ્રયત્નો જારી રાખ્યા. કેટલાકે ધાર્મિક સુધારણા અને કેટલાકે રાજકીય તથા કેટલાકે સાંસારિક સુધારણાને પોતાના જીવનનું ધ્યેય કર્યું. આમ સૌથી પહેલા માર્ગનિર્દેશ થયા પછી એક

પ્રકારે કામની વહેંચણી થઇ. વરચેના જમાનામાં મહર્ષિ રાનડે, પંડિત ઇશ્વરચંદ્ર વગેરે થયા તે સમયમાં તેમજ કેટલાક કાળ પર્યંત આ જુદી જુદી સુધારણાઓ માટે કાર્ય કરનારા પોતાનાં કાર્યને એટલું મહત્ત્વ આપવા લાગ્યા કે તે સિવાયનાં બીજી દિશાના કાર્ય નકામાં હોય બલકે તેમના કાર્યને વિઘ્નરૂપ હોય એમ માનવા લાગ્યા અને પરસ્પર વિરોધનો સમય આવી પહોંચ્યો. આથી કરીને પ્રત્યેક દિશામાં કામ કરનાર તે જમાનાના અગ્રણીઓને ઘણું ખમવું પડયું હતું અને જે મહા પુરુષો પોતાના નિશ્ચયમાં અડગ રહી જીવનભર પોતાના પ્રયત્નો કર્યે ગયા તેમના શુભ પ્રયાસોને પરિણામે હાલની લોકમતની સ્થિતિ આવી છે.

અત્યારે આપણે સમજી શકીએ છીએ કે જન સમાજ એ જીવન્ત અને ઘટનાવાળાં અંગોનો બનેલો છે અને તેને ઉન્નત કરવા તેનાં સર્વ અંગોનો વિકાસ થવો જોઇએ. કોઇ એક અંગ વધારે ખીલવવાથી અને બીજાં સડવા દેવાથી કદાપિ તેની ઉન્નતિ થવાની નથી. અલબત્ત દરેક જમાનામાં મતભેદ તો રહેવાના. પણ મુખ્ય કાર્ય વિશે આમ આપણે એક મત છીએ અને તે કાર્યની સિદ્ધિ માટે કયા માર્ગ ગ્રહણ કરવા તે વિશે ભિન્ન મત હોવા સંભવ છે. આ મતભેદ તે અનિવાર્ય છે. મતભેદજ આપણને વિચાર કરતા શીખવે છે અને કાર્ય કરવાનું બળ આપે છે. કોઇ હાંકે તેમ ચાલ્યા જવામાં આપણું મનુષ્યત્વ નથી. મનુષ્ય સ્વતંત્ર વિચાર કરનાર છે અને તેને પરિણામે જુદા મત ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. પરંતુ એ પણ ખરૂં છે કે એમ જુદી જુદી પ્રવૃત્તિઓ કેટલીક વાર લાભકારી હોય છે અને કેટલીક વાર શક્તિ સમૂહને વિચ્છિન્ન કરનારી હોય છે. માટે દરેક જણ પોતે ધારે તેજ માર્ગે કામ કર્યે જાય, બીજાના મત તરફ નજર પણ ન કરે તો કઇ કક્ષાએ ચાલ્યો જાય તે કહેવાય નહીં. માટે મતભેદને સ્થાન આપવા સાથેજ જનસમાજના અગ્રણીઓએ–જુદામતવાળાએ પણ પોતે સર્વ એક લક્ષ્યબિન્દુ ધરાવે છે એમ માની પોતાના વિચારોની આપ લે કરવી જોઇએ તથા બીજાના વિચારોનો લાભ અને મદદ લેવી જોઇએ. આમ કરવાથી શક્તિઓની સમગ્રતા થાય તથા કાર્યસિદ્ધિ વહેલી થાય.



સંસાર સુધારાના કાર્યનું ખાસ આ પ્રસંગે નિરીક્ષણ કરીશું. સંસાર સુધારો આવશ્યક છે એમ પ્રથમ જોનારની નજરે જે મૂળતત્ત્વો આવ્યાં તે ખરેખર તેમની દૂરગામી દૃષ્ટિ સિદ્ધ કરે છે. વર્ષો વીતવા પછી એ સત્ય દર્શનની આપણને કીંમત સમજાય છે. સંસાર સુધારાના પ્રશ્નનું મુખ્ય અંગ સ્ત્રીજીવનને લગતું છે. સ્ત્રીઓને શિક્ષણ, સ્ત્રીઓને સુયોગ્ય સ્થાન, સ્ત્રીઓ–વિધવા થાય ત્યારે તેમની દુઃખદ સ્થિતિ, વગેરે મહાપ્રશ્નો એમાં આવે છે. તે ઉપરાંત આપણી ઉન્નતિના અંતરાયરૂપ બાળલગ્ન, જ્ઞાતિઓનાં દૃઢ બંધન, એ વગેરેનો સમાવેશ સંસાર સુધારાનાં કાર્યોમાં થાય છે. પ્રથમના સુધારકોએ આ સર્વ સ્થિતિમાં સુધારણાની ઇષ્ટતા સમજાવવા માંડી ત્યારે તેમને હસી કાઢનાર, ધિઃકારનાર અને દુઃખ દેનાર પ્રજાવર્ગ હતો. લોકોને તેમની ખામીઓ જોવી નજ ગમે. હજી પણ ખામીઓ દેખાડનાર તરફ અપ્રીતિ છે જ. તથાપિ તે જમાનામાં તો સુધારકોને દરેક રીતે નોડી પાડવા માટે લોકોએ થયું તેટલું કર્યું હતું. સુભાગ્યે એ સુધારકોમાંનો મોટો ભાગ–લગભગ બધાજ કહીએ તો ચાલે–ધાર્મિક બળ ધરાવનાર હતો. અને માત્ર ઇશ્વર પરની અટલ શ્રદ્ધા જેને યોગે પોતે કાર્ય કરવા કમર કસેલી છે એમ માનનાર

હોવાથી ગમે તેટલાં વિઘ્નો આવ્યાં તથાપિ પાછળ હઠયા નહીં. જેમનામાં એ ધર્મબળ નહોતું તે અધવચ બેસી પણ ગયા હશે.

બીજા સર્વ પ્રશ્નો સાથે સ્ત્રીજીવનના પ્રશ્નને આગલ આણનાર એ મહાન સુધારકોની આપણે હાલના જમાનાની સ્ત્રીઓ ઋણી છીએ. એ ઋણ પ્રદર્શન કરવું એ આપણી ફરજ છે. સ્ત્રીઓને શિક્ષણ આપો, તેમને બાળપણમાં પરણાવી ન દ્યો, તેઓને હલકી ન ગણો, તેઓને ઢોર કે માલની પેઠે વેચો નહીં, તેઓ દુર્ભાગ્યવશાત્ વૈધવ્ય પાળે તો તેમનું જીવન વધારે દુઃખમય ન કરો, તેમને માત્ર સુખ સાધન ન માનો, તેમનામાં પુરૂષ સરખા આત્મા છે. આ સત્યો ફરી ફરી કહેનાર એ જમાનાના સત્પુરૂષોને અનેકશઃ વંદન છે. તેમના સુપ્રયાસોને યોગેજ આજ "ગુણસુન્દરી" જેવાં અનેક સ્ત્રી જાતિનાં હિમાયતી પત્રો ચાલી રહ્યાં છે.

આજે એ પ્રયત્નો શરૂ થયાને જમાનાઓ વીતી ગયા છે. તે છતાં એટલું કહેવું જોઇએ કે આપણો સમાજ રૂઢિઓથી એટલો જકડાએલો છે કે સુધારણાઓ તેમા જોઇએ તેટલો પ્રવેશ કરી શકી નથી. કેટલીક બાબતોમાં તો હજી સો વર્ષ પછી પણ આપણે જ્યાંના ત્યાં છીએ. પરંતુ લોકમત ઘણો કેળવાયો છે એ વાત નિઃસંશય છે. કેટલીક રૂઢિઓ આગળ કરતાં બદલાવા લાગી છે. તથાપિ હજી ઘણું કરવાનું છે. વિરોધ કેટલેક અંશે શમી જવાથી સુધારકોએ બેસી રહેવાનું નથી. વિરોધ હતો ત્યારે તેમને કામ કરવા માટે જે ઉત્સુકતા રહેતી તેવીજ અત્યારે ધરાવવાની જરૂર છે. કેટલાક સગવડ પુરતા સુધારા થાય તેટલાથી પર્યાપ્તિ માનવાની નથી.

કેટલાક રીત રીવાજ, કેટલીક અનિષ્ટ રૂઢિઓ એવી છે કે તેને માટે સર્વ કોઇ એકમત હોય છે, સર્વકોઇ તે બંધનથી મુકત થવા માગે છે. માત્ર એક જ્ઞાતિની બીક તેમને હોય છે. જ્ઞાતિ બહાર રહેવામાં જે અનેક મુશ્કેલીઓ સમાએલી છે તે વેઠવા તેઓ તૈયાર નથી હોતા. તેવા રીત રીવાજો જો જ્ઞાતીઓ પોતે દૂર કરવાનું કામ હાથમાં લે તો આ જમાનામાં પણ તેમનું અસ્તિત્વ સાર્થક ગણાય. પણ જ્ઞાતિ સંસ્થાનું તત્ત્વજ એવું છે કે એ માર્ગ તે ગ્રહણ કરેજ નહીં. અયોગ્ય અને અણગમતાં બંધનોમાં અમુક વર્ગોને બાંધી રાખવા એ હવે તો જ્ઞાતિઓનો હેતુ રહેલો છે. તેઓ પોતાનું કાર્ય સમયોચિત દિશામાં ન ફેરવે તો તેમનો કાળ રહેજ નહીં એ સ્પષ્ટ છે. સુધારકો પ્રજાવર્ગને અયોગ્ય કાનુમાંથી છોડવવા પ્રયત્ન કરી રહ્યા છે અને મોડા વહેલા તેઓ સફળ થશે એ નિઃસંશય છે.

અમુક સુધારણા ઇષ્ટ છે એમ જાણ્યા પછી તે કરવામાં ઢીલ કરવા એ આપણો પોતાનો દોષ છે. આગલા જમાનામાં એ સુધારણાની ઇષ્ટતા સમજાઇ નહોતી. હવે તે સમજાયા પછી ગમે તે ઉપાયે તે સિદ્ધ કરવા તરફ આપણી સર્વ પ્રવૃત્તિઓ હોવી જોઇએ. સંસારસુધારામાં ઉપર ઉપર દેખાતી સફળતાથી સંતોષ ન માનતાં હજી શહેરોમાં તેમજ ગામડામાં એ સંબંધી ઘણું કાર્ય કરવાનું બાકી છે, એ ધ્યાનમાં રાખવાનું છે. એ કાર્યનો ઝુંડો ઉપાડી આ જમાનામાં પણ એક નિષ્ઠાથી ઘણા કામ કરનારાની જરૂર છે અને દેશને સર્વ દિશામાં આગળ વધારવા તરફ જેઓ મચ્યા રહે છે તેઓએ સંસાર સુધારાના કાર્યને સાથે ઉપાડી લેવાનું છે. એ કામ એક જમાનાનું નથી. એક જમાનાના કામ કરનારાઓ પોતાનું કરેલું કામ અને આગળ કરવાનું કામ પાછળ આવતા જમાનાને સોંપતાં જાય. એજ માર્ગે આપણા સંસારની અનિષ્ટતાઓ નાશ પામશે અને આપણો દેશ જગતમાં શ્રેષ્ઠ પંક્તિએ પહોંચશે.



# પ્રસૂતિના લાભાર્થે કાયદો.



લેખિકા: કુ. મિઠાં તાતા. એમ. એસસી, (લંડન)
બૅરીસ્ટર-એટ-લૉ.

( "ગુણસુંદરી" માટે મુળ અંગ્રેજીમાં લખેલા લેખનું ભાષાંતર. )

ઘણા પ્રાચીન કાળથી સંતાનને જન્મ આપવો એ સ્ત્રીની મુખ્ય ફરજ ગણાય છે. આખા દેશને માટે પણ એ કામ ઘણું મહત્વનું છે, કારણ કે પ્રજાની શક્તિ અને બળ ઉપર દેશની આબાદીનો આધાર છે. જે લડાયક પ્રજામાં સ્ત્રીઓની ગણના માત્ર યોદ્ધાઓને ઉત્પન્ન કરનાર તરીકેજ થાય છે, તેનાથી માંડીને હાલના સુધરેલા દેશો સુધી બધાંમાં માતાનું કાર્ય ઘણું મહત્વનું માનવામાં આવે છે.

દેશના મજુરો પણ તેનું એક જાતનું ધન છે. હાલના ઉત્કર્ષ પામેલા દેશોમાં આગળ પડવાની ઇચ્છા જે પ્રજાને હોય, તે પ્રજામાં બધી જાતના મજુરોની અને ખાસ કરીને ઉદ્યોગો ચલાવનારા મજુરોની ઘણી જરૂર પડે છે. મોટા પાયાપર ચાલતાં ઉદ્યોગ અને જનસમૂહથી થયેલી ઉત્પત્તિનો આ જમાનો છે. કોઇ પણ અર્વાચીન રાજ્યમાં મજૂરોનું કામ બહુ મહત્ત્વનું છે, અને વધારે અવકાશવાળા બીજા લોકો તે હવે માન્ય કરે છે. તેમને એમ પણ ખબર પડે છે કે જેમ મજૂરની કમાઇ તથા તંદુરસ્તી વધારે સારી હોય, તેમ તે વધારે જથામાં તથા સારી જાતનું કામ કરી શકે છે. આ કારણથી મજુરોની સ્થિતિ સુધારવા માટે પશ્ચિમના દેશોમાં કામે રાખનાર શેઠીઆઓ તરફથી તથા મજુર મંડળો તરફથી વિવિધ યોજનાઓ ઘડવામા આવી છે.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે સંતાનવાળી મજુર સ્ત્રીઓ દેશનું બેવડું ધન છે, તેઓ બાળકોને ઉછેરીને પ્રજાની વૃદ્ધિ કરે છે અને તે સાથે કેટલી ઔદ્યોગિક પ્રવૃત્તિઓ વધારવામા સહાય કરે છે કેટલાક દોઢડાહ્યાઓ એમ કહે છે કે 'સ્ત્રીઓએ શા માટે મજૂરી જોઈએ? તેમને મજુરી કરવાની કંઇજ જરૂર નથી.' કેટલાક એથી આગળ વધીને એમ પણ કહે છે કે 'સ્ત્રીઓને મજૂરી કરવાનો શો હક છે?' આવા પ્રશ્ન પૂછનાર ઘણુંખરું પુરૂષોજ હોય છે. તેઓ ભૂલી જાય છે કે પુરાતન કાળથી મજુર વર્ગની સ્ત્રીઓ પોતાના ગૃહની બહાર જઇને મજૂરી કરતી આવી છે, અને ભવિષ્યમાં પણ કરશેજ. પતિ અને પત્ની બન્નેની આવક જ્યારે એકઠી થાય છે ત્યારેજ તેમનું ગુજરાન ચાલે છે. મજૂરી એજ તેમનું જીવન છે. તેમને મજુરી કરવીજ પડશે અને કરશેજ. વસ્તુસ્થિતિ તરફ આંખ મીચામણાં કરવાનું કંઇ પ્રયોજન નથી. માત્ર આસામની ચહાની વાડીઓમાં ૨૫૦:૦૦ મજૂર સ્ત્રીઓ કામ કરે છે. આ ઉપરથી વસ્તુસ્થિતિ કેવી છે,

તથા બ્હારની મજૂરી કરનાર સ્ત્રીઓની સંખ્યા કેટલી મોટી છે, તેનો કંઇક ખ્યાલ આવશે. આવી સ્થિતિ હોવાથી, તથા બીજા દેશોની સાથે હિંદમાં પણ નવા ઉદ્યોગોની વૃદ્ધિ ઘણા વેગથી થાય છે, તેથી માલમ પડે છે કે કારખાનાં તથા બીજી વિવિધ સંસ્થાઓમાં સ્ત્રીઓની મોટી સંખ્યા એકઠી થાય છે, અને ખરાબ તથા અનારોગ્ય વાતાવરણમાં કામ કરે છે. સ્ત્રીઓને અમુક સ્થિતિમાં તથા અમુક કલાકથી વધારે મહેનત કરતી અટકાવવા માટે હમણાં જુદા જુદા ઉપાય લેવામા આવ્યા છે. પરંતુ એટલું બસ નથી. મજૂરવર્ગની સ્ત્રીઓ ખાસ કરીને હિંદમાં તથા બીજા પૂર્વના દેશોમાં પરણેલી હોય છે, અને તેમને બાળકો હોય છે. આમાંની ઘણીખરી સ્ત્રીઓ એટલી ગરીબ હોય છે કે બાળકને જન્મ આપતાં પ્હેલાં અને તે પછી જોઇએ તેટલો આરામ તે લઇ શકતી નથી. આરામ લેવાનું પરવડતુ નથી. એટલુંજ નહિ પણ જો તેઓ લાબો વખત ગેરહાજર હોય તો તેમનો શેઠ તેમને કામે પરથી કહાડી મૂકે એવો ભય રહે છે. પરિણામ એ થાય છે કે આ સ્ત્રીઓ પ્રસુતિને ઘણાજ થોડા દિવસ બાકી રહે ત્યાં સુધી કામ જાય છે, અને પ્રસુતિ પછી ઉઠીને ફરવા હરવાની પુરેપુરી શક્તિ આવતા પહેલાં ફરીથી કામ પર જાય છે. માતા તથા બાળક બન્ને પર આની ઘણી ખરાબ અસર થાય છે. સગર્ભાવસ્થામાં ઘણી મહેનત પડવાથી કાં તો અકાળે ગર્ભપાત થાય છે, અથવા ઘણું નબળું બાળક જન્મે છે. એવી મહેનતથી સ્ત્રીના શરીરને ઘણો શ્રમ પડે છે, અને પરિણામે ઘણીવાર તેની તબીઅત છેક લથડી જાય છે. કારણ કે આપણે યાદ રાખવું જોઇએ કે માત્ર પ્રસુતિથીજ સ્ત્રીને બહુ શ્રમ પડે છે. તે સાથે એ પણ ભૂલવું જોઇએ નહિ કે આ સ્ત્રીઓને માત્ર ખાણ અથવા કારખાનામાં આઠ કલાક કામ કરવાનું નથી હોતું. પરંતુ તું સાથે ઘેર જઇને રસોઇ કરવાની હોય છે, અને પતિ તથા બાળકોની દેખરેખ રાખવાની હોય છે. તે સ્ત્રીઓ રાત્રે સૌથી મોડી સુએ છે અને સવારમાં સૌથી વ્હેલી ઉઠે છે. પોતાની તબીઅત સારી હોય કે ખરાબ હોય, ઋતુ શીયાળાની હોય કે ઉનાળાની, પણ આટલું તો તેમને કરવુંજ પડે છે.

યુરોપના દેશોમાં માલમ પડયું છે કે પ્રસૂતિ પ્હેલાં અને તે પછી સ્ત્રીઓને મજૂરી કરતી અટકાવવાનો કાયદો માત્ર કર્યાથી ધારેલો હેતુ પાર પડતો નથી. કારણ કે ઉપર કહ્યા પ્રમાણે તેમની પાસે આરામ લેવા જેટલા પૈસા હોતા નથી અને તેમને કામ કરવાની ફરજ પડે છે. તે માટે આવે સમયે પૈસાનું નુકસાન વેઠયા વગર સ્ત્રીઓથી પુરતો આરામ લેવાનું બની શકે એવી યોજનાઓ કરવામાં આવી છે. મિ. એન. એમ. જોશીએ વડી ધારાસભા આગળ એવો એક ખરડો મૂકયો છે કારખાના, ખાણો તથા આસામના કામદારો તથા વિદેશ ગમનના કાયદામાં જણાવેલી જમીનો પર કામ કરનારી સ્ત્રીઓને તે લાગુ પડે છે. આ ખરડો જોઇએ તેટલો વિશાળ નથી, કારણ કે તે હિંદમાં બીજે સ્થળે કામ કરનારી સ્ત્રીઓને લાગુ પડતો નથી. હાલ તરત વ્યવહારિક ઉપયોગિતા માટે તે માત્ર કારખાનાં, ખાણો તથા બગીચામાં કામ કરતી સ્ત્રીઓને માટેજ છે. જે સ્ત્રીઓ ઘર બાંધવામાં, રસ્તા બનાવવામાં તથા બીજે સ્થળે મજૂરી કરે છે, તેમને આ કાયદાનો લાભ મળતો નથી.

આ કાયદા પ્રમાણે, કોઇ પણ કારખાના વગેરેનો માલીક કોઇ સ્ત્રીને પ્રસુતિનાં છ અઠવાડીઆં આગળ અને પ્રસુતિ પછીનાં છ અઠવાડીઆં સુધી જાણી જોઇને કામે લગાડે તો તે ગેરકાયદેસર ગણાશે. એટલે બધું મળીને સ્ત્રીને આ માટે ત્રણ મહીનાનો આરામ

લેવાનો હક મળશે. આ સમય દરમિયાન તે સ્ત્રીના પોતાના તથા તેના બાળકના ભરણ પોષણ માટે પુરતી રકમ તેને આપવામાં આવશે. સ્થાનિક સરકાર પોતાના પૈસામાંથી તથા કારખાનાં વગેરેના માલીકપર થોડો કર નાંખીને પ્રસૂતાના લાભાર્થે એક ફંડ ઉભું કરશે એ ફંડમાંથી પ્રસૂતિવાળી સ્ત્રીને ઉપર કહેલી રકમ આપવામાં આવશે. આ કાયદાથી મળતો લાભ સ્ત્રીને ન આપવો પડે તે માટે કોઈ પણ માલીક તેને ગર્ભાવસ્થાના છેલ્લા સમયમાં કામ પરથી કાઢી મૂકે તો તે પણ ગેરકાયદેસર ગણાશે. આ કાયદો જે સ્વરૂપમા છે તેટલે સુધી સારો છે. પરંતુ એની મર્યાદા બહુ ટુંકી છે એટલે તે અમલમાં મૂકવામાં બહુ ખર્ચ નહિ થાય. આવા ઉદ્યોગોમાં મજૂરી કરતી સ્ત્રીઓની સંખ્યા પ્રમાણમાં થોડી છે. તેથી પ્રાંતિક સરકારને બધું મળીને ઘણો ખર્ચ થશે નહિ. આ કાયદાની મર્યાદા વધારીને બીજી જે લાખો સ્ત્રીઓને આવી સહાયની ઘણા અગત્ય છે, તેમને લાભ આપવાનું હિંદ જેવા દેશમાં હાલ તરત બની શકે તેમ નથી. આવી યોજનાઓ જાતે સારી હોય છે, પણ તેને મળતી બીજી યોજનાઓ કર્યાં વિના તેમાં ધારેલો હેતુ બરોબર પાર પડતો નથી. સ્ત્રીને કામ પરથી માત્ર રજા આપવી એટલું બસ નથી. તેની પ્રસૂતિ માટે દાક્તરી મદદ તથા બીજી સગવડ પૂરી પાડવી જોઇએ. સુવાવડને દોઢ મહીનો થયા પછી સ્ત્રી કાં તો પોતાનું બાળક ઘરમાં પડોશીને સોંપીને કામે જાય છે, અથવા તેને પોતાની સાથે લઇ જાય છે. તેટલો વખત બાળક રડે નહિ અને શાંત રહે તે માટે આ મજૂર સ્ત્રીઓ તેને અફીણ ખવડાવે છે. આમ કરવાથી ઘણું ખરાબ પરિણામ નીપજે છે. પશ્ચિમના દેશોમાં બધાં મોટાં કારખાનામાં દરેકને લગતું એકેક creche ( બાળગૃહ ) હોય છે; અથવા તો મજૂર સ્ત્રીઓ માટે એક જૂદો ઓરડો હોય છે, ત્યાં તેઓ બાળકને રાખે છે અને રજાના વખતમાં દૂધ પાઇ શકે છે. એ દેશમા એવી પણ બીજી યોજનાઓ હોય છે, કે જેને પરિણામે સ્ત્રીને ઉપર કહેલી બધી સગવડો મળવા ઉપરાંત, બાળકોને દૂધ, ખોરાક વગેરે જરૂરની ચીજો પુરી પાડવા માટે સરકાર તરફથી બાળક દીઠ અમુક રકમનું પેન્શન મળે છે.

ધારાસભાએ આ બાબતમાં યોગ્ય પગલું લીધું છે. હવે દેશની સ્ત્રીઓની તથા સ્ત્રી-સંસ્થાઓની ફરજ છે કે આ કાયદામાંના ઠરાવો અમલમાં મૂકાય છે કે નહિ તે, અને તેની કેવી અસર થાય છે તે જોવું. કારણ તેમા કે આવી જે બાબતો સ્ત્રીઓને લગતી છે, સ્ત્રીઓએ ઉત્સાહપૂર્વક રસ લેવો જોઇએ. જો સ્ત્રીઓ તેમાં આળસુ અથવા બેદરકાર થશે, તો પુરૂષો કંઇ બધુંજ કરવાના નથી.



સાથે તે પણ વરઘોડે ચઢવાના હશે. કેમ ખરું ને ?

ચકોર—આજ સુધીમાં તેમને પાંચ સ્ત્રીઓ થઇ. બિચારાને સ્ત્રીઓ ટકતી નથી. કહે છે, કે મંગળ આડો આવે છે. છેવટે હવે કંટાળીને છઠ્ઠું લગ્ન કરવાની ખટપટ માં ન પડતાં તેમણે મૃત્યુપત્રમાં મનેજ વારસ ઠેરવ્યો છે, સમજી !

ચંદ્રિકા—આખરે લડી લડીને લીધેલી મારા પિતાની દોલત અને પોતાની સ્વકમાઇ, પ્રત્યક્ષ નહિ પણ અપ્રત્યક્ષ રીતે છેવટે મનેજ પાછી મળશે. ખોટાના કપાળમા કુહાડીનો ઘા કહે છે તે આનું નામ. રાવ બહાદુરની પદવી મેળવી સરકાર દરબાર માં નામ કાઢયું, પણ આખર—

ચકોર—(વચમાંજ) મામાનો એક બીજો મોટો ગુણ એટલે કે તેમને સરકાર દરબારમાં આગળ પડતો ભાગ લેવાની મોટી હોંશ. ગરીબો માટે એક પાઇ પણ છૂટે નહિ, પણ આ કોણ કલેકટર સાહેબ, આ કોણ બટલર સાહેબ, એ સર્વેને મીજબાની આપી, રાવ બહાદુરી મેળવી. સાહેબે કહ્યું એટલે પછી તે ગમે તે હો. પણ લાગલોજ મામાના મનમાં તેના સંબંધે ભક્તિભાવ ઉત્પન્ન થાય છે. જાણે પોતે એક મોટા ગૃહસ્થ, અને પોતાની ઓળખાણો પણ મોટા મોટા અમલદારોમાં એવું એમના મનમાં અભિમાન છે. તેઓ સાધારણ રાતે બન્દરમાંથી આવતા હોય, અને " કયા જઇ આવ્યા ? " કહીને કોઇએ તેમને જો પૂછ્યું તો એકાદ મોટા સાહેબનું નામ દઇને કહેશે, કે તેમને મળવા ગયો હતો. ઇંગ્લીશમાં તો તેમનો જરાએ પ્રવેશ નથી–ગંધ સરખીએ નથી. છતાં પણ સાંભળીને સ્મરણમાં રહેલા ઇંગ્લીશ શબ્દો વાપરવાની તક તેઓ કદી પણ જવા દેતા નથી. અર્થાત્ તે શબ્દો નાંજ પોતાને મોઢે રૂપાન્તર થવાથી તે આપણને અટકળથીજ સમજવા પડે છે. તેઓ હલવાઇ બોલવાને બદલે હંમેશાં " કન્ફેશર " બોલે છે, અને દવાને " મેટશિનં " કહે છે; પોતાની જાતને " હું " એમ એક વચનમાં ન કહેતાં " અમે " એમ કહે છે. એક વખતે તે એક પ્રદર્શન જોઈ આવ્યા, અને મને કહ્યું કે તું કેમ ન આવ્યો પેલું " એકઝીકયુશન " જોવાને ? મને પ્રથમ તો કશી સમજજ પડી નહિ, પણ પછી " એકઝીકયુશન " એટલે " પ્રદર્શન " એવું જ્યારે મારા ધ્યાનમાં આવ્યું, ત્યારે મનમાંને મનમાં હું એટલો હસ્યો કે પૂછવાની વાતજ નહિ. (એટલામાં દરવાજો ઠોકવાનો અવાજ સંભળાય છે.)

ચંદ્રિકા—તમારા મામા આવ્યા જણાય છે ! અરે હવે હું શું કરીશ !

ચકોર—તને મામાનોજ ભાસ થવા લાગ્યો છે કે શું ? અરે એ તો કાલે આવવાના છે કાલે.

ચંદ્રિકા—અરે એજ આવ્યા ! પેલો પત્ર કયાં છે ? (પત્ર વાંચે છે) આ પત્ર જોયો પત્ર. કાલે લખેલો છે. ત્યારે કાલ એટલે આજજ કહેવાય. અને મેલનો તો વખત થયો છે. અરે એજ આવ્યા !

ચકોર—ત્યારે તું રસોડામાં જઇને અંદરથી સાંકળ લગાવી દે. અને તે જાય, ત્યાં સુધી બહાર ના આવતી. (ચંદ્રિકા રસોડામાં જઇ અંદરથી સાંકળ વાસી દે છે. ચકોરચંદ્ર બારણું ઉઘાડે છે. ધોબી કપડાં લઇને આવે છે.)

ચકોર—અરે કોઈએ નથી. તું બહાર આવ. આતો ધોબી કપડાં લઇને આવ્યો છે.

ચંદ્રિકા—(બહાર આવીને) અમથીજ હું તો ડરીને અંદર જતી રહી. આ તો ધોબી છે. • અહ્યા કપડાં મુકી જા, ને બીજાં લેવા કાલે આવજે. ( ધોબી જાય છે ).

ચકોર—સારૂં થયું, આપણને વધારે વખત મળ્યો. હવે મામાના સ્વાગતની તૈયારી કરવી જોઇએ. તેમણે પોતાની મોકલાવેલી છબી તદ્દન દરવાજાની સામેજ ટાંગેલી જોઇને બુઢા મામા ખુશી થશે. તે કંઇક ખુણા–ખુણામાં પડી હશે, શોધી કાઢ જોઉં !

ચંદ્રિકા—મને ખબર નથી કે કઇ છબી. તમેજ શોધી કાઢો.

ચકોર—વારૂ, તું તેમણે મોકલાવેલું પેલું ફ્લેનલનું ગરમ ખમીસ છે તે કાઢ.

ચંદ્રિકા—શરીરમાંથી તો પરસેવાના ઝેબેઝેબ છૂટે છે, અને વળી ફ્લેનલના ખમીસને પહેરવાનું કહો છો ?

ચકોર—એ એમજ છે. ચિંતુમામા આરોગ્ય-શાસ્ત્રના ઉંડા અભ્યાસી છે. શરીર પર હમેશાં ફ્લેનલનો શર્ટ હોવોજ જોઇએ, એવો તેમનો આગ્રહ છે. શરીરમાં ફ્લેનલના કપડાં હોય, તેથી બહારની ઠંડી હવા લાગી, પ્રકૃતિમાં ફેરફાર થતો નથી; સિવાય મોટા મોટા સાહેબ લોક ફ્લેનલનાં કપડાં પહેરે છે, ત્યારે આપણે પણ તે પહેરવાંજ જોઇએ, એમ એ વળી બીજું કારણ દર્શાવે છે. જા જા જલદી ખમીસ લઇ આવ. ( ચકોર એક મોટી બેંસાસુર જેવી છબી કાઢે છે, અને ચંદ્રિકા ખમીસ લાવે છે. )

ચંદ્રિકા—આજ તે તસવીર ? મોટા અપ–ટુ–ડેટ દેખાય છે ને !

ચકોર—તે પોતે અપ–ટુ–ડેટ છે, અને બધા પુરુષોએ પણ એમજ રહેવું જોઇએ એમ તેમનો ખાસ ઉપદેશ છે, અને બીજી બાજુ સ્ત્રીઓએ માત્ર પોતાની પુરાણી પદ્ધતિ છોડવી નહિ એમ તેમનો પાકો મત બંધાયો છે. તેમની પોતાની પાંચ સ્ત્રીઓ પૈકી પોશાકની બાબતમાં કોઇક સુધારક હતી અને કોઇક જુના મતને વળગી રહેનારી હતી તેથી અનુભવને અંતે તેમણે એવો સિદ્ધાંત ઠેરવ્યો છે.

ચંદ્રિકા—સંભાળજો. નહિ તો તમારા માટે પણ એવી કંઇ કંકુબાઇ શોધી કાઢશે. ( છબી હાથમાં લઇને ) આ છબીની પાછળ તો કંઇ છે નહિ તેનું કેમ ?

ચકોર—( છબીની પાછળની બાજુ જોઇને ચાલશે હવે ટાંગી મૂકોને !

ચંદ્રિકા—વાહ ! કેટલી બધી કૃતજ્ઞતા ! ( ચકોરચંદ્ર બારણાની સામે છબી ટાંગે છે અને ખમીસ પહેરે છે. )

ચંદ્રિકા—તમારા મામા મોટા આશાવાદી દેખાય છે કારણ કે તમે લટ્ટુ જેતા બનો એવો આશીર્વાદ આ ખમીસમાંજ મુકીને મોકલ્યો હોય એમ દેખાય છે. કેટલું મોટું આ ખમીસ છે ! ( દાદર ઉપરથી પગલાંનો અવાજ સંભળાય છે )

ચકોર—હવે તો ખરેખર આવ્યા. જા, જા, જલદી તું રસોડામાં કડી વાસીને બેસી જા !

ચંદ્રિકા—ખરેખર તેજ આવ્યા. જુઓને પગલાંમાંજ કેટલો અવાજ અને ઉદ્ધતપણું દેખાય છે. ( બીજી ઓરડીમાં જઇને બેસે છે ).

( ચકોર બારણું ઉઘાડે છે, અને ચિંતુ-મામા અંદર આવે છે )

ચિત્તરંજન—કેમ રે, કેટલી વાર સુધી બારણાં

હોદાએ ? ઉંઘતો હતો કે શું ? દિવસે ઉઘવું એ—

ચકોર—ના, મામા, ઉંઘતો ન હતો પણ જરા કામમાં હતો તેથી સંભળાયુ નહિ. વારૂ ખુશીમાં છો ને ? ગયાં એ ત્રણ વર્ષમાં તમારામાં કંઇજ ફરક પડયો નથી.

ચિત્તરંજન—પણ તારામાં ઘણોજ પડયો છે. તું હવે ઘણોજ મોટો દેખાય છે. તેથી તારા લગ્ન આ વેળા......( ખુરશી પર બેસે છે. )

ચકોર—અહિંઆં આ આરામ ખુરશી પર બેસો મામા.

ચિત્તરંજન—છટ્ છટ્. અમે આરામ ખુરશીમાં બેસતાં નથી, સમજ્યો ? અમે જો આરામ ખુરશીમાં બેઠા હોત તો આટલી યોગ્યતામાં આવ્યાજ ના હોત. અમે તારા જેટલા હતા ત્યારે અમારા કલેકટર મીસ્ટર ડુંકાઈ સાહેબને—

ચકોર—( સ્વાગત ) નીકળી સાહેબની વાતો.

ચિત્તરંજન—મળવા ગયો હતો, સાહેબે કહ્યું કે આરામ ખુરશી એ તરૂણોની ઓરડી માં જોઈએજ નહિં. હેં, હેં, હેં. શું સાહેબના તે શબ્દો !

ચકોર—પણ મામા તમે હવે તરૂણ- .

ચિત્તરંજન—એટલે શું અમે ઘરડા થયા કે ? બહુ તો પંચાવન વર્ષ થયાં હશે ! અરે, તારા માટે નથી આવતાં એટલાં મારા માટે માગાં આવે છે. લોકો તો છેક ખાઇ જાય છે પણ અમેજ હવે છતું લગ્ન કરવાના નથી, એમ કહીએ છીએ. માત્ર આ વર્ષે તારા—

ચકોર—( વિષય બદલવા માટે ) મામા તમારી પ્રકૃત્તિ હમણાં સુધરેલી લાગે છે.

ચિત્તરંજન—હા, અમે નૈનિતાલની ઠંડી હવામાં ત્રણ ચાર મહિના કાઢયા. ત્યાં ઘણીજ ઠંડી. પાણી પણ ઠરી જાય છે.

ચકોર—તેથીજ મામા તમે જરા...

ચિત્તરંજન—( વચમાં ગુસ્સાથી ) જાડા લકુ જેવા થયા છો, એમજ તારૂં કહેવું છે ને ? ચકોર તને હજાર વાર કહ્યુ હશે કે અમને મસ્કરી પસંદ નથી. હવે એક વખત ક્ષમા કરૂં છું. પણ પુનઃ જો મસ્કરી કરીશ તો તારૂં મોઢું જોવાનો નથી, સમજ્યો ? અરે પણ આ ઓરડીની હવા બગડેલી લાગે છે. ( વાસ લઇને ) આ હવામાં એક જાત ની વાસ આવે છે. (જોરથી વાસ લે છે.)

ચકોર—મામા તે હવાની વાસ નહિ હોય. પેલા ખૂણામાં ગ્યાસતેલનો ડબો પડયો છે, તેની એ વાસ હશે. ( વાસ લઇને) હા તેની જ.

ચિત્તરંજન—ચકોર ! તું અમને એમ ઉડાવતો નહિ, સમજ્યો ? અમારા વિરુદ્ધ કોઇ બોલ્યું તો અમારાથી તે સહન થતું નથી. આ હવાનીજ વાસ છે. અમારા એક યુરોપીયન સ્નેહી મીસ્ટર વાઇન-ગ્લાસ સાહેબ. આ વાઇનગ્લાસ સાહે-બની અને અમારી મોટી દોસ્તી. આ વાઇનગ્લાસ સાહેબના બાણતો જમાઇ મોટો ડૉકટર હતો. એમ. એ. ડી. ની પરીક્ષા પાસ કરી હતી. તેનું નામ શું વારૂ ? યાદ છે પણ હમણાં સ્મરણમાં આવતું નથી. (યાદ કરે છે )

ચકોર—એ ડૉકટરનું એવું કહેવું છે કે આ હવાનીજ વાસ હશે ?

ચિત્તરંજન—ફરી પાછો વચમાં બોલ્યો કે ! આ અમારાથી સહન થવાનું નથી. અમારૂં પૂરૂં ન સાંભળતાં તેનો એકદમ સારાંશ કહેવો, એટલે અમારૂં અપમાન

કરવા બરાબર છે, સમજ્યો ? તારે કંઇ અમારી પેઠે સાહેબ લોકોમાં જવા આવવાનું નથી, તેથીજ તને તેમના "પેટીકોટની" જરા પણ ખબર નથી.

ચકોર—( હસીને ) "પેટીકોટ" શાનો મામા ? "એટીકેટ" હશે.

ચિત્તરંજન—નહિ. "પેટીકોટ" એજ ખરો શબ્દ. તમારૂં તો પુસ્તક જ્ઞાન, અમારૂં પ્રત્યક્ષ-વ્યવહારિક જ્ઞાન. અમે અનુભવથી જ્ઞાન મેળવીએ છીએ. આ શબ્દ મેં પ્રથમ મીસ્ટર ટીપ્પી સાહેબના મોઢેથી સામળ્યો હતો. પણ ત્યારે અમારા લક્ષમાં રહ્યું નહિ. પુષ્કળ યાદ કર્યું પણ ફોકટ, પણ એક ટેલરની શોપ આગળથી જતાં એક મડમ "પેટીકોટ" એમ બોલી. તે સાંભળીને અમે તાબડતોબ તે શબ્દ ઓળખી કાઢયો, ને અમારી ડાયરીમા લખી લીધો. આનું નામ તે વ્યવહારિક જ્ઞાન ! શું સમજ્યો ? અને તેજ સંપાદન કરવું જોઇએ. અમથાં ચિત્ર કાઢવાથી શું મળવાનું છે ? વારૂ, જોઉં તો ખરો કેવાં ચિત્ર કાઢ્યાં છે તે ? ( ચકોરની સાથે ચિત્રો જોતો જોતો ચંદ્રિકાના ચિત્ર પાસે જાય છે. ) અરે આ કોની છબી ?

ચકોર—તે અહિંના મારા એક ઓળખીતાના કુટુંબની સ્ત્રી છે. આપણી જ્ઞાતિનીજ તે છે.

ચિત્તરંજન—શિવ ! શિવ ! શિવ ! કેટલી બધી સુધારક !

ચકોર—મામા ગુસ્સે ના થશો. પણ પોશાક ઉપરથીજ કોઇને જો સુધારક અથવા તમે કહો છો તેમ ઉછાંછળી કહીએ તો આપણા પહેરવેશ—

ચિત્તરંજન—( વચમાંજ ) તને પુનઃ પુનઃ કહું છું તો પણ તું અમારૂં અપમાનજ કર્યાં કરે છે. વ્યવહારનું જ્ઞાન નથી તે આનું નામ. તને શી સમજણ છે ? અમને, અમારા જેવા રાવબહાદુરને મોટા મોટા અમલદારોમાં જવા આવવાનો પ્રસંગ પડે છે. અમારી ઓળખાણ મોટા મોટામાં. અમારૂં જવું આવવું સાહેબ લોકો સાથે. તેથીજ અમને આવો તેના જેવો પોશાક કરવો પડે છે. આ સ્ત્રીઓએ શા માટે એવો ઠાઠ કરવો જોઇએ ? તેણે પોતાની અસલની જુની રીત છોડવી ન જોઇએ. અમારૂં જ્ઞાન અનુભવથી મળેલું છે. અમારી ચોથી સ્ત્રી આવા સુધારાના વલણની હતી. અમે કહીએ છીએ તે કંઇ અમથા કહેતા નથી. જોયું ને, તેણે જલદીથી પોતાની જિંદગી ગુમાવી કે નહિ ? અરે આપણા દેશની ગરમ હવામાં સ્ત્રીઓની પ્રકૃતિને આવો પોશાક નુકસાનકારક નીવડે છે. સમજ્યો ?

ચકોર—તે જલદીથી મરણ પામ્યાં તે સારૂં થયું સમજવું.

ચિત્તરંજન—ખરેખરજ સારૂં થયું. ત્યારથી અમે નિશ્ચય કર્યો છે, કે હવે જુના વિચારવાળાજ કુટુંબ સાથે વહેવાર કરવો. અમારા અનુભવથી તું સ્યાણો થા, અને સુધારક કુટુંબની સાથે જરા પણ સંબંધ રાખતો નહિ.

ચકોર—એમાં ગભરાવાનું કારણ નથી તેનું તો લગ્ન થઇ ગયું છે.

ચિત્તરંજન—તો પછી કંઇ હરકત નથી. તારા માટે મેં ઉત્તમ સ્થળ જોઇ રાખ્યું છે. રાવ સાહેબ પરમાણુનું નામ તો તેં સાંભળ્યું હશે ? અરે તે સ્મશાન વાડીનો ઇનામદાર છે. મોટાં જૂનાં ઘ-

રેશ્યાં વળી વોર ફન્ડ વગેરે ભેગા કરવાના કામમાં અમારી માફક તેણે સરકારમાં સારી મદદ કરી હતી. અમે રાવ બહાદુર અને એ રાવ સાહેબ, સાથેજ થયા.

ચકોર—બીજા ચિત્રો તો જુઓ. મામા આ ચિત્ર તમને ગમે છે કે ? આ હું મુંબાઇના પ્રદર્શનમાં મોકલનાર છું.

ચિત્તરંજન—આ શું છે ? એક સાહેબ અને એક મડમ આગબોટમાંથી બહુજ ઉત્સુકતાથી જુએ છે, અને પાસેજ બે બાળકો આનંદથી રમે છે. આ કયા વિષયનું ચિત્ર છે ?

ચકોર—મામા, એ એક ગરીબ કુટુંબ ઉદર નિર્વાહ કરવા માટે ઈગ્લાંડ દેશ-પોતાના દેશ-કાયમને માટે છોડીને અમેરિકામાં વસવા માટે જાય છે, એને આ દેખાવ છે.

ચિત્તરંજન—કલ્પના સારી છે. પણ એ અમને ઘણું ગમતું નથી. અરે અમે અમારી સઘળી મિલ્કતને માલિક કરીને તને શ્રીમંત બનાવ્યો છે. તો તારે આવા દરિદ્ર કુટુંબનુ ચિત્ર શા માટે કાઢવું જોઇએ ? ( આગળ જઇ એક શૃંગારિક ચિત્ર જોઇને ) આ શું રે ચકોર ? આવાં ચિત્રો પાડવા લાગ્યો છે કે ? બગડી ગયો, છોકરો તદ્દન બગડી ગયો, સાવ બગડી ગયો ! રામ ! રામ ! રામ !

ચકોર—મામા. એ તો કલ્પનાથી કાઢેલું ચિત્ર છે.

ચિત્તરંજન—હા, હા, આવાં ચિત્રો કલ્પનાથી કાઢવા પડે છે. ખાસ કોઇ બેસીને કઢાવતું નથી. શું આ-કલ્પના ? બીજા વિષય પર નહોતી આવડતી તને કલ્પના ? તે આવા અમર્યાદ-

ચકોર—તમે ભુલી ગયા છો મામા. આ ચિત્ર મેં તમારા કહેવાથીજ કાઢ્યું છે.

ચિત્તરંજન—ખરૂં પુછે તો અમને આવાં ચિત્રો ગમતાં નથી. અમને સૃષ્ટિ સૌંદર્યનાં ચિત્રો ઘણા ગમે છે. નૈનીતાલમાં અમે સૃષ્ટિસૌંદર્ય જોયું. અમે સાહેબ લોકોમાં જવા આવવા લાગ્યા ત્યારથી અમને આ સૃષ્ટિસૌંદર્ય ગમવા લાગ્યું છે. હશે, પણ અમે જે માટે આવ્યા છીએ, તે વિષય તો બાજુ પર રહી ગયો. કાલે રાવ સાહેબ ઘરસાંગુ અહિં આવનાર છે. તેથી આ રાધા કૃષ્ણનો ફોટો કાઢી મૂક. તારા માટે ઘણું ઉત્તમ ઠેકાણું...

ચકોર—મામા આ તમારો એક દાંત કયારે પડયો ?

ચિત્તરંજન—પડયો નથી. તે તો ખાસ પડાવ્યો છે. અમે નૈનીતાલમાં જે હોટલમાં ઉતર્યા હતા, તેજ હોટલમાં ડુંગરપુરના યુવરાજ સાહેબ આવ્યા હતા. યુવરાજ સાહેબનો સ્વભાવ કેટલો મળતાવડો ! એક વાર અમારો દાંત દુઃખતો હતો, તે તેમણે જોયું. અમારે તેમની સાથે જરા પણ ઓળખાણ થઈ નહોતી, તો પણ તેમણે બીજે દિવસે “ તમારો દાંત હવે કેમ છે ” ? એમ પૂછ્યું. તેથીજ મેં તે દાંત ખાસ-પડાવીને એક સોનાની ડબીમા મૂકી રાખ્યો છે. અને તે ડબી ઉપર “ યુવરાજ સાહેબે જેને માટે તપાસ કરી હતી તે દાંત ” એમ અક્ષરો કોતરાવ્યા છે એ ડબી હું તારા લગનમાં બક્ષિસ આપવાનો છું.

ચકોર—( સ્વગત ) મહમદ ગાંડાની માફક તેના ઉપર દેવળ તો બાંધવાના નથી ને ?

ચિત્તરંજન—વારૂં, તારા લગનની યાદ આવી.

રાવસાહેબ ઘરભાંગુ ને સ્મશાનવાંડીનો ઇનામ્દાર એવો તને સસરો મળ્યો એ તારૂં અહોભાગ્ય સમજવું. કેવું અસલી રીતનું સંસ્કારી ઘર ! સુધારકપણાનો પવન સુદ્ધાં પણ તેમના ઘરમાં હજી લાગ્યો નથી. આવું શુદ્ધ ઘર આખી દુનિયામાં મળવાતું નથી, સમજ્યો ?

ચકોર—પણ એકલા ઘરને—

ચિત્તરંજન—તેની તારે કાળજી કરવી નહિ. છોકરી એવી ઉત્તમ છે, કે તને પસંદ પડશેજ. એકાદ વેળા અમને પણ તેની સાથે છટું લગ્ન કરવાનું મન થયું. પણ અમારો તો હવે વિચારજ નથી. વળી તેનું નામજ છે ગમતીબાઇ. વાહ ગમતીબાઇ ! એ કેટલો મધુર શબ્દ ! કેટલું મંજુલ નામ ! નહિ તો હમણાના સુધારાનાં નામો, સુધા, લીલા, વિમળા, વિપુલા, અઢળા, વિશાખા.

ચકોર—( સ્વગત ) હવે આ વિષય બદલીએ તો કેમ ? ( જાહેર ) ઘણું થયું, ઘણું થયું. મામા સાહેબ, માફ કરો. આપ ક્યારનાએ આવ્યા છો, પણ તમે જમ્યા છો કે નહિ વગેરે મેં કંઇજ પૂછ્યું નથી.

ચિત્તરંજન—અમારે હવે જમવુંજ નથી.

ચકોર—તો પછી ચા, કૉફી કંઇ લાવું ?

ચિત્તરંજન—ચા પીવાને કંઇ હરકત નથી, પણ અમને ગાયનું દૂધ જોઇએ છીએ.

ચકોર—ભેંસનું દૂધ નહિ ચાલે ?

ચિત્તરંજન—છટ્ છટ્ અમે એક સ્વામીના વ્યાખ્યાનમાં એવું સાંભળ્યું છે, કે મનુષ્ય ભેંસનું દૂધ પીવાથી પાડા જેવો થાય છે, તેથી ગાયનું દૂધ પીવું જોઇએ.

ચકોર—પણ મામા, ગાયનું દૂધ પીવાથી મનુષ્ય આખલા જેવો થતો નથી ને ? મને લાગે છે કે તે સ્વામીને બાળપણમાં ગધેડીનું દૂધ પાયું હશે.

ચિત્તરંજન—પાછી મશ્કરી ! અને તે કોની ! મઘાનંદ સ્વામીની ! એટલા મોટા સંત પુરુષની !

ચકોર—મામા ક્ષમા કરો. ભૂલ થઇ ખરી. હું બાજુની દુકાને જઇ ગાયનું દૂધ મળે તો ચા કરાવી લાવું છું. ( જાય છે. )

ચિત્તરંજન—જા, બહુ વાર લગાડતો નહિ. ( ચકોર બારણું ઉઘાડીને જાય છે, અને મામા રાધાકૃષ્ણની છબી પાસે જઇ, નીરખીને જુએ છે. બારણાનો અવાજ સાંભળીને ચિત્તરંજન મામા ગયા હશે, એમ ધારી ચંદ્રિકા રસોડામાંથી બહાર આવે છે. )

ચંદ્રિકા—ગયો કે એ જાંબુવંત-વાંદરો-? મોટો બુઢ્ઢો-

ચિત્તરંજન—કોણ કોણ જાંબુવંત અને બુઢ્ઢો ? અને તું કોણ સૂર્પણખા ?

ચંદ્રિકા—અરે પણ મારા મનમાં-

ચિત્તરંજન—તારા મનમાં ગમે તે આવવા દે. પણ તું કોણ છે, તે પહેલાં કહે.

ચંદ્રિકા—હું કોણ છું, તે મારાથી કહી શકાય તેમ નથી.

ચિત્તરંજન—અમારા ઘરમાં આવીને વળી પાછું અમારૂં અપમાન કરે છે ?

ચંદ્રિકા—તમારૂં ઘર ?

ચિત્તરંજન—ત્યારે શું તારા કાકાનું ?

ચંદ્રિકા—હા કાકાનું. ( એટલામાં ચકોરચંદ્ર આવે છે. )

ચકોર—( સ્વગત ) આ શો ગોટાળો ? હવે બાર વાગી ગયા !

ચિત્તરંજન—કેમ રે ચકોર, આ કોણ છે રે "એજ્યુકેટેડ" ઉછાંછળી ? અમારૂં અપમાન કરે છે–કર્યું. કહે છે કે બુઢ્ઢો અને જાંબુવંત !

ચકોર—જવાદો મામા, તેને માફ કરો. તે મારી મિત્ર છે.

ચિત્તરંજન—જુવાન માણસની જુવાન મિત્ર! ઘણો સારો ધંધો ! તેથીજ કહું છું કે આ વર્ષે તારા લગ્ન કરી નાંખવાં જોઇએ.

ચકોર—હં હં મામા, આવી ભળતીજ શંકા કરશો નહિ. તેની મેં છબી પાડવા લીધી છે. આ જુઓ તે છબી. પહેલાં તમે જોયું હતું તે આજ ચિત્ર. તે માટે તે આવી હશે.

ચિત્તરંજન—ત્યારે આ ઓરડીમાંથી એ શી રીતે આવી ? બહારથી આવવાનું બારણું તો છે નહિ. છબી જોવા આવી હતી, તો પછી સંતાઇને બેસવાનું કારણ શું ? અંદર કંઇ પણ ગૂઢ છે. આવો ધંધે કરવા લાગ્યો છે કે ? પોશાક ઉપરથી તો એકાદ નાયકણીની છોકરી હોય, એમ દેખાય છે.

ચંદ્રિકા—કોણ નાયકણીની છોકરી ? આ બુઢ્ઢાને તો ગાંડપણ વળગ્યું છે.

ચિત્તરંજન—જરા મોઢું સંભાળીને બોલ. બુઢ્ઢો. બુઢ્ઢો કોને કહે છે ? કેમરે ચકોર આ બજારમાં બેસનારી—

ચકોર—ના, ના, મામા. તેને એમ ભળતું સળતું બોલશો નહિ. મેં એક વાત આજ સુધી કરી નહોતી, પણ તે હમણા કહેવું પડે છે. આ મારી સ્ત્રી છે—

ચિત્તરંજન—હેં શું તારી સ્ત્રી ? લગ્ન કયારે થયાં ! પરણેલી સ્ત્રી કે ?—

ચકોર—મારા લગ્ન ગયે વર્ષેજ થયાં. તમારા સંમતિ મળશે નહિ, એમ ધારી, તમને ખબર પાડી નહોતી. હવે બહુજ દીલગીરી થાય છે.

ચિત્તરંજન—હવે દીલગીરી બતાવવી એ શા કામની ? અમારી પરવાનગી વગર લગ્ન.! અને તે પણ વળી આવી સુધરેલી છોકરી સાથે ? કોઇ સારા કુળની—

ચકોર—સારૂં કુળ વગેરે સર્વ જોયું છે. તે કોની છોકરી છે, તે કહું !—

ચિત્તરંજન—કંઇ પણ કહેતો નહિ. હશે એકાદી નાયકણીની છોકરી ! નહિ, મારી સાંભળવાની જરાએ ઇચ્છાજ નથી. તારૂં મોઢું જોઇશ નહિ ! હું જાંબુવંત બુઢ્ઢો ! હવે ભોગ તારા ! એક બદામ પણ મળશે નહિ સમજ્યો ? બસ આવી સ્ત્રી કરી છે તો એક કોડી પણ આપીશ નહિ કોડી, પછી બીખ માગજે. ( ચાલ્યો જાય છે. )

ચંદ્રિકા—( રડતી રડતી ) અરેરે ! હું કયાં રસોડામાંથી બહાર નીકળી ? મેંજ બધો આ ગોટાળો કર્યો. મારી પાછળ તમારી આ સઘળી મિલ્કત ગઇ. એ પ્રભુ મને આ શી બુદ્ધિ સુઝી !

ચકોર—અરે તું શા માટે પોતાના ઉપર દોષ મૂકીને ચિંતા કરે છે ? થવાનુ હતું તે થઇ ગયું આ વાત કોઇ પણ દહાડો એ જાણશે, અને જાણ્યા પછી કાંઇક આવુંજ કરશે, એમ મને તો ખબરજ હતી.

ચંદ્રિકા—તે ખરૂં, પણ હવે તમારે પેટને માટે કારકુની કરવી પડશે અને તે મારે લીધે—

ચકોર—કારકુની કરવી પડશે, તેથી હું કંઇ ગભરાતો નથી.

ચંદ્રિકા—પણ તમારે, તમારો મનગમતો

વિષય, ચિત્રકળા મૂકીને હવે ઉદર પોષણ માટે રખડપટી કરવી એ સારૂં નહિ. જુઓ, જોઈએ તો હું મારે પિયેર જાઉં છું. તમે તેમનું મન મનાવી તેમના કહ્યા પ્રમાણે બીજું લગ્ન કરો!

ચકોર—મને લાગે છે, કે તું મારૂં મન જુએ છે. પૈસાને માટે તને છોડીને હું બીજું લગ્ન કરીશ એટલો હું નીચ છું એવું તને ક્યારથી લાગ્યું? વળી હું રખડપટી તથા તાબેદારી કરીશ એમ તને શા પરથી લાગ્યું? મારી ચિત્રકળા—(બારણું ઠોકવાનો અવાજ આવે છે, ચકોર બારણું ઉઘાડે છે, અને એક નોકર અંદર આવે છે.)

નોકર—આ રાવ બહાદુરે પત્ર મોકલ્યો છે.

ચકોર—તે હમણાં ક્યાં છે?

નોકર—તે નાકા ઉપરના પેલા ઇરાનીની હોટલમાં છે. (જાય છે.)

ચંદ્રિકા—પોતે તો ઇરાનીની હોટલમાં બેઠા છે અને અમે માત્ર સુધારક!

ચકોર—શું કાગળ પણ છે? (ફોડીને વાંચે છે.) (હર્ષથી) કેવી મોટી મઝા થઈ.

ચંદ્રિકા—એવું તે શું તે પત્રમાં હસવા જેવું છે! વાંચીને તો સંભળાવો.

ચકોર—એવુંજ એ પત્રમાં છે. બરાબર ધ્યાન દઈને સાંભળ. "ચકોરને જણાવવાનું કે તને આશીર્વાદ સુદ્ધાં હવે આપી શકતો નથી! તારા વર્તનથી અમારૂં મન તદ્દન ઉઠી ગયું છે. અમે હવે મુંબઈના હમારા સોલીસીટર પાસે જઈને અમારૂં પહેલાનું વીલ, જેમાં તને વારસ કરેલો છે, તે રદ કરીશું. તારી સ્ત્રીને કહેજે કે જાંબુવંતાએ કેવી જન્મ સુધી યાદ રહે તેવી શિક્ષા કરી છે."

ચંદ્રિકા—(નિશ્વાસ નાખીને) વચ્ચેજ બોલી. ખરેખર જિંદગી પર્યન્ત યાદ રહેશે!

ચકોર—આમ ગભરાય છે શા માટે? આગળ તો સાંભળ. બધી મઝા તો હવે આવે છે. "અમારો સાવકો ભાઈ અમારો જન્મનો શત્રુ હતો. તેની એક દીકરી છે, અને તે ભલે અમારા દુશ્મનની પુત્રી છે તો પણ તે નિરપરાધિની છે. તેથી સર્વ મિલ્કત તેને મળે, એવી રીતનું બીજું વીલ કરીશું." એટલે સમજી કે? મામા તનેજ વારસ કરશે. એમને બુઢ્ઢો કહીને અપમાન કરનારીજ પોતાની ભત્રીજી છે એની તેમને ક્યાં ખબર છે? તેથી ઠીક થયું.

ચંદ્રિકા—તે ગમે તેમ હો, પણ આખરે જે થયું તે "ઠીકજ થયું."



卐 卐 卐

# કાઠિયાવાડના કંઠસ્થ લોકગીત.

## વીરાના આણાં.

સંપાદિકા: સૌ. બ્હેન "વાસન્તી."

બાર બાર વરસે રે વીરો આણે આવ્યો રે,
વીરો આણે આવ્યો રે,
કઇ રે દશેરે બેની તારા ઓરડા?
આડી આડી રે વીરા કરમલની વાડો રે,
કરમલની વાડો રે,
ફળીઆરે વચ્ચે લીલો લીમડો.
વેલ્યુ છોડજે રે વીરા લીલા લીમડા હેઠ રે,
લીલા લીમડા હેઠ રે,
ધોરી રે બાંધ્યે રે સામે ઓરડે.
નીરજે નીરજે રે વીરા લીલી નાગરવેલ રે,
લીલી નાગરવેલ રે,
ઉપર નીરજે રે સાકર શેલડી.
ઢોલીઆ ઢાળજે રે વીરા લીલા લીમડા હેઠ રે.
લીલા લીમડા હેઠ રે,
આગળ ઢાળજે રે બેનીની ઢોલણી.
કરવી કરવી રે બેની સુખદુઃખની વાતું રે.
સુખદુઃખની વાતુ રે,
ઘેર રે જાશું ત્યાં માતા પૂછશે.
બાર બાર વરસે રે માથડાં ધોવાં રે.
માથડાં ધોવાં રે,
તેર તેર વરસે રે તેલ નાખવાં.
ખાવી ખાવી રે વીરા ખોરૂડી જાર રે,
ખોરૂડી જાર રે,
વેળનાં દરણાં રે વીરા દોહ્યલાં.
× × × × × ×
આવી આવી રે વીરા માલણ ભરપુર રે,
માલણ ભરપુર રે,
દુઃખના માર્યાં રે બેન ડૂબી ગીયાં.

---

વેલ્યુ-વેલ, રથ. ધોરી-બળદ. ખોરૂડી-ખોરી-ખરાબ થઇ ગએલી. માલણ-મહુવા પાસે એક નદી છે.

卐 卐 卐



# સત્યનારાયણની કથા.

સૌ. લવંગિકા મ્હેતા, બી. એ.

લગભગ ૨૪ વર્ષની ઉમ્મરે મ્હેં જન્મારામાં પહેલી વખત સત્યનારાયણની કથા સાંભળી. સત્યનારાયણની કથા કેટલાંક પ્રસંગોએ કહેવડાવવાની પ્રથા છે એટલું હું જાણતી હતી, પરન્તુ એ કથા શેની છે ત્હેનો મ્હને લેશમાત્ર પણ ખ્યાલ ન્હોતો. મ્હારા આ અક્ષમ્ય અજ્ઞાનનાં અનેક કારણો હતાં. પરન્તુ ત્હેની વિગતમાં ઉતરવાનો આ પ્રસંગ નથી. અત્યારે તો, એ કથા સાંભળીને મ્હારા મનમાં જે વિચાર આવ્યા તે જ માત્ર લખું છું.

યથાવિધિ પૂજા સમાપ્ત થયા પછી, જોશીએ કથા વાંચવા માંડી; વાંચી અને સમઝાવી. મ્હેં સાંભળી—આદિથી તે અન્ત સુધી. મ્હેં એ ધ્યાનપૂર્વક સાંભળી અને અંતે હું નિરાશ થઇ. કથા સાંભળવાને હું બેઠી ત્યારે મ્હેં તો કાંઇક જુદીજ આશા રાખી હતી. પ્રથમ તો મ્હેં કાંઇક ઉંચા કવિત્વવાળી કથાની આશા રાખી હતી. કથા વંચાતાં વંચાતાં મ્હેં જોયું કે ત્હેમાં કાંઇ કવિત્વ ન્હોતું, તો પણ મ્હેં એમ ધાર્યું કે કાંઇક ઉચ્ચ આદર્શસૂચક તો એ કથા હશેજ અને તેથી દરેક પળે હું એ આદર્શસૂચનની રાહ જોવા લાગી. પરન્તુ કથા પૂરી થઇ, અને મ્હારી એ આશા નષ્ટ થઇ.

અને તરતજ મ્હારા મનમાં પ્રશ્ન થયો કે: " આ સત્યનારાયણની કથા કહેવડાવવાનું પ્રયોજન શું ? " કથા કહેવડાવવા સાંભળવાનો ઉદ્દેશ સ્પષ્ટ છે. કોઈ પણ સારી કથા સાંભળવાથી આપણાં હૃદય સમક્ષ કાંઇક ઉચ્ચ આદર્શ ખડો થાય છે, આપણી ધાર્મિક વૃત્તિ પોષાય છે, અને પરિણામે ખીલે છે, અને વિકાસ પામે છે. અને આપણી અન્ય કથાઓ અને ખાસ કરીને રામાયણની કથા આ ઉદ્દેશ પુરો પાડે છે. પરન્તુ સત્યનારાયણની કથાથી શું આમાંનું કાંઇ પણ બને છે ખરૂં ? સત્યનારાયણની કથામાં ઇશ્વરનું મનુષ્યસ્વભાવાનુરૂપ સ્વરૂપ આલેખાયલું છે, અને તે પણ મનુષ્ય સ્વભાવના ઉચ્ચતર અંશાનુરૂપ નહિ પરન્તુ ત્હેના અનિષ્ટ અંશને પોષણ મળે એવા પ્રકારનું આલેખન છે.

પ્રથમ તો એ કે ફલપ્રાપ્તિ થવા માટે એટલે ભૌતિક તેમજ આધ્યાત્મિક સુખ મળવા માટે સત્યનારાયણની કથા કહેવડાવવાની. એટલે ભક્તિને માટે ભક્તિ નહિ, ઇશ્વર પ્રત્યેના પ્રેમથી આર્દ્ર બનેલા હૃદયના સ્વાભાવિક, નિસ્વાર્થ ઉદ્ગાર રૂપ ભક્તિ નહિ, પરન્તુ ફલપ્રાપ્તિ માટે સ્વાર્થ ભક્તિ. પરન્તુ આ આક્ષેપ માત્ર સત્યનારાયણની કથાનેજ નહિં, પરન્તુ આપણા તેમજ અન્ય પ્રતિમાપૂજક ધર્મમાં યોજેલાં વ્રતાદિને સામાન્ય રીતે

લાગુ પડી શકશે. અને કદાચ પ્રતિમાપુજક ના હોય હેવા ધર્મમાં પણ આવી માનસિક વૃત્તિ તો એ ધર્મના અનુયાયીઓમાં નજરે પડે ખરી. પરન્તુ આવાં વ્રત, બાધા, ઇત્યાદિમાં એ વૃત્તિ વધારે સ્પષ્ટ રૂપે જણાઇ આવે છે.

હવે સત્યનારાયણની કથા ઇશ્વરનું કેવું સ્વરૂપ આલેખે છે તે આપણે જોઇએ. આ કથામાં મુખ્ય સાધુરામ વાણિયા અને હેના કુટુમ્બની કથા છે, અને તેથી ગૌણ અંશે તુંગધ્વજ રાજાની કથા છે. બન્ને ઉપકથાઓનું તેમજ, સત્યનારાયણની કથા સાંભળવા બેઠી ગયેલા, અને પરિણામે સુખસંપત્તિ પામેલા કઠિયારાના પ્રસંગનું વકતવ્ય એકજ છે, કે સત્યનારાણની કથા વિધિ પુરઃસર સાંભળ્યાથી સંપૂર્ણ સુખ અને અંતે મોક્ષ મળે છે. અને જો કોઇ પણ મનુષ્ય સત્યનારાયણ પ્રભુનો, જાણે અજાણ્યે, સ્હેજ પણ અનાદર કરે, તો હેના ઉપર પ્રભુનો એવો સખત કોપ ઊતરે કે પ્રભુ હેને પાયમાલ કરી નાંખવામાં કાંઇજ બાકી ના રાખે. અંતે હેને વિનાશના ગર્ત ની સમીપ લાવી દે, અને જો કદાચ તે છતા પણ તે મનુષ્ય ચેતીને સત્યનારાયણને પ્રસન્ન કરવાનો યત્ન ના કરે, તો તે એ વિનાશના ગર્તમાં પડે, અને હેનું સર્વસ્વ છિન્ન ભિન્ન થઇ જાય. (કથામાં તો સાધુરામ અને તુંગધ્વજ બન્ને પોતે કરેલા અનાદર માટે પસ્તાઇને સત્યનારાયણને પ્રસન્ન કરે છે, અને પાછું પૂર્વવત્ સુખ પ્રાપ્ત કરે છે. પણ કથામાં પણ એ બન્નેનો, અને ખાસ કરીને સાધુરામનો તો, સર્વથા વિનાશ થવો જરાક બાકી છે, અને જે દયાહીનતાથી સત્યનારાયણ પ્રભુ હેની પાછળ પડયો છે, તે ઉપરથી સ્પષ્ટ છે કે અંતે પણ જો સાધુરામ પસ્તાયો ના હોત, તો હેનો સર્વથા વિનાશ કરતાં પણ પ્રભુ અટકત નહિં).

શું ઇશ્વર હાવો દ્વેષી, ક્રોધી, ઝેરીલો હશે? પરમાત્માનું ગમે તે સ્વરૂપ આપણને માન્ય હોય, તો પણ એટલું તો સર્વ માન્ય છે કે, ઇશ્વર તે દરેક આદરણીય, પૂજ્ય, સાત્વિક અંશોનું પ્રત્યક્ષ સ્વરૂપ છે, આધ્યાત્મિક સંપૂર્ણતાનું પરમ શ્રેષ્ઠ, અનન્ય દૃષ્ટાન્ત છે.

તો પછી આ સત્યનારાયણની કથાનો અર્થ શો? ઇશ્વરને આવી દ્વેષી, ક્રોધી પ્રકૃતિનો આલેખવો એ તો કેવળ અધાર્મિકતાની હદ થઇ. અને છતાં આવી હીન ધર્મભાવના આલેખતી કથા કહેવડાવવી અને સાંભળવી એ ધાર્મિકતાની સાબીતી ગણાય એ કેટલી વિપરિતતા!

કદાચ કોઇ એમ બચાવ કરશે કે સત્યનારાયણની કથાના પ્રસંગો દ્વારા તો માત્ર એટલું જ પ્રતિપાદન કરવાનો ઉદ્દેશ છે કે આદરેલું વ્રત કદી અધુરું મૂકવું નહિં, કે ઇશ્વરનો અનાદર કરવો નહિં. કબૂલ. પરન્તુ એ સત્ય પ્રતિપાદન કરવા માટે ઇશ્વરને આવા અધમ ચારિત્ર્યનો આલેખવાની કાંઇ પણ આવશ્યકતા નથી. આમાં તો ઇશ્વર, માત્ર સામાન્ય મનુષ્ય જેવો જ છે એટલું જ નહિં, પણ તે પણ અધમ મનુષ્યના જેવો છે. માનવસંસારમાં પણ અનેકમનુષ્ય સત્યનારાયણ પ્રભુ કરતાં વધારે ક્ષમાશીલ, વધારે ઉદાર હૃદયનાં હોય છે. કદાચ એક ઉત્તર દેવાય કે વિપથ જતા મનુષ્યને સન્માર્ગે દોરવો એ ઇશ્વરનું કર્ત્તવ્ય છે, એટલે હેમને સત્ય માર્ગ બતાવવા માટે હેમને શિક્ષા કરે એ ઉચિત જ છે. એ કેટલેક અંશે સત્ય છે, પણ કેટલેક અંશે જ. વિપથ જતા આત્માઓને સત્ય પંથ બતાવવાના શાસન ઉપરાન્ત ઇશ્વર પાસે આપણાથી અજ્ઞાત એવા, અનેક, અસંખ્ય માર્ગ છે. હેમની પાછળ

પડીને, દુઃખ દઇ, પીડી પીડીને સત્ય માર્ગ બતાવવો એ તો મનુષ્ય માત્રને સુલભ છે, અને તે પણ ઉદારવૃત્તિવાળાં મનુષ્ય એ માર્ગનું સેવન કરે નહિં. પતિત આત્માનો ઉદ્ધાર કરનાર ઇશ્વર ક્રોધી અને ઝેરીલો નથી, પરન્તુ ક્ષમા અને કરુણાનો અગાધ સાગર છે, આપણો જીવનપંથ ઉજાળનાર પ્રેમલ જ્યોતિ છે. સત્યનારાયણની કથામાંની ધર્મભાવના કરતાં તો, થોડાજ વખત ઉપર મ્હારા વાંચવામાં આવેલી ભાવના, અત્યન્ત ધૃષ્ટ અને ઉદ્ધત શબ્દોમાં લખાયેલી હોવા છતાં વધારે સત્ય સ્પર્શી છેઃ

" સાચેજ હું ઇશ્વરને ધિક્કારું છું.

" મન, વચન, અને પ્રાણથી હું એનો તિરસ્કાર કરું છું. હું એને સાફ સાફ કહી દઉં છું કે હું તને ધિક્કારું છું, ધિક્કારું છું.

"પછી બદલામાં નરકની જ્વાળાની રાહ જોતો હું મગરૂરીથી અક્કડ અને ટટાર ઉભો રહું છું.

" પરન્તુ તે અચાનક મારા ઉપર તેની કૃપાનો વરસાદ વરસાવી મૂકે છે. "

ત્હેને ધિક્કારનાર મનુષ્ય ઉપર પણ ઇશ્વર તો ત્હેની કૃપાનો વરસાદજ વરસાવે છે. સ્વગૃહથી દૂર, અંધકારમાં ભમતા, આપબળમાં અંધશ્રદ્ધાથી ગર્વમય બની, ઇશ્વરની સહાયની અવગણના કરતા આત્માને પણ ઇશ્વર પોતાનું ઉગ્ર સ્વરૂપ ના બતાવતાં, પોતાના પ્રેમલ જ્યોતિવડેજ ત્હેના ગૃહ ભણીનો પંથ અજવાળે છે, અને કોમલ હસ્તવડે દોરીને ત્હેને સત્ય પંથે ચઢાવી દે છે. વસ્તુતઃ ઇશ્વરને ઉગ્ર સ્વરૂપ છેજ નહિં. ત્હેનાં શાસન ન્યાયયુક્ત છે, પરન્તુ કદાપિ ક્રોધયુક્ત હોતાં નથી, દયાહીન પણ હોતાં નથી. તો પ્રમાણમાં અલ્પ દોષિત સાધુરામને—જે સત્યનારાયણને ધિક્કારતો નથી, પણ માત્ર પ્રસાદમાંજ ત્હેની અવગણના કરે છે ત્હેને—ત્હેના કોપનો ભોગ થઇને આવી વિપત્તિ સહન કરવી પડે, એ તો, મ્હેં પ્હેલાં કહ્યું તેમ, ઇશ્વરને અધમ મનુષ્યની કક્ષામાં મૂકવાં જેવુંજ થાય છે.

અને કોઇ પણ મનુષ્ય દમનથી ભક્ત બનતો નથી. તેમાં પણ આ કથામાં મનુષ્ય સ્વભાવના તત્વોનું અસત્ય દર્શન છે. નાસ્તિક દમનથી આસ્તિક બનતો નથી, ઇશ્વરની કૃપાના વરસાદથીજ તેને આસ્તિક બનવાનો સ્હેજ પણ સંભવ છે. દમન ક્રિયાથી તો તે ઉલટો વધારે દૃઢ નાસ્તિક બનશે.તેજ પ્રમાણે વિપથગામી આત્મા પણ ક્રોધી અને ઝેરીલા ઇશ્વરનાં શાસનથી નહિં, પણ અગાધ કરુણામય ઇશ્વરના પ્રેમલ હસ્તના માર્ગનિર્દેશથીજ સન્માર્ગે ચઢી શકશે.

એટલે સત્યનારાયણની કથામાં આ બે મ્હોટાં દૂષણ છે. મનુષ્યસ્વભાવનું અજ્ઞાન બાદ કરીએ તો પણ ત્હેમાંનું બીજું દૂષણ તો ઉભું જ રહે છે, અને ત્હેનું કોઇ પણ રીતે નિવારણ થઇ શકે તેમ નથી. આ કથામાંની ધર્મભાવના, અને ઇશ્વરનું સ્વરૂપાલેખન, અત્યન્ત ક્ષુદ્ર છે, અને ત્હેવું તત્ત્વ જગતના વિવિધ ધર્મોમાંના પ્રત્યેક ધર્મને માન્ય બનેલા તત્ત્વ અને આદર્શ સાથે પણ વિરોધ ધારે છે. અને તેજ રીતે સત્યનારાયણ પ્રભુનું સ્વરૂપદર્શન, સગુણ ઇશ્વરનાં સમસ્ત બુદ્ધિપ્રદેશમાં સ્વીકારાયલાં સ્વભાવ લક્ષણોનો વિચ્છેદ કરી નાંખે છે. અને તેથી એમ ઇચ્છા થયા વગર રહેતી નથી કે આ સત્યનારાયણની કથા કહેવડાવવા અને સાંભળવાની પ્રથાનો તો જેમ જલદી અંત આવે તેમ સારું. મૂર્તિપૂજક ધર્મનો આ કથા કાંઇ આવશ્યક અંશ નથી. એ ધર્મમાંનાં ઘણાં

તત્ત્વો, આપણને સર્વને માન્ય ના હોવા છતાં સમજી શકાય ત્હેવાં છે. પરન્તુ સત્યનારાયણની કથાનું અસ્તિત્વ તો કોઇ પણ પ્રકારે સમજી શકાતું નથી. એ કથાથી નથી ધાર્મિક વૃત્તિને પોષણ મળતું, કે નથી કોઇ ઉચ્ચ આદર્શ પ્રતિપાદન થતો, કે નથી ઇશ્વરના સત્ય સ્વરૂપનું દર્શન થતું એ કથામાં તો માત્ર દુઃખ અને વિપત્તિના ભયથી માણસોને જબરદસ્તીથી ભકત બનાવવાનો પ્રયાસ છે. પરન્તુ એવી ભકિત તો ઇશ્વરને પણ સ્વીકાર્ય નહિં જ હોય. અને પરમાત્માને આવા અધમ સ્વરૂપનો આલેખવો એ તો આપણા આધ્યાત્મિક અધઃપતનનું બીજ વાવવાં બરાબર છે. *

* 'સત્યનારાયણની કથા' વિષે અમને પણ એક શંકા ઉપજી છે, જેનું નિવારણ કથા કરનાર કે કરાવનાર વર્ગમાંથી કોઇ કરશે એવી આશા છે. જ્યાં જ્યાં એ કથા થાય છે ત્યાં ત્યાં સૌ. બ્હેન લવંગિકા કહે છે તેમ પ્રારંભમાં પૂજા સમાપ્ત થયા પછી સાધુરામ વાણીઆનાં કુટુંબના તેમજ અન્ય વ્યકિતઓના સુખ-દુઃખ વર્ણવાય છે. એ વર્ણન કથાનું માત્ર મહાત્મ્ય છે, મૂળ કથા નથી. જે કથા સાંભળીને કઠિયારો સુખી થયો યા જેનો અનાદર કરીને સાધુરામ દુઃખી થયો તે કથા કઇ? જેમ રામાયણની કથામાં રામનાં કે મહાભારતની કથામાં પાંડવ-કૌરવોનાં પરાક્રમો વર્ણવાય છે, તેમ સત્યનારાયણની કથામાં કેમ કાંઇ વર્ણવાતું નથી? તં. ગુ.



## માખીથી સાવચેત રહો—

માનવશત્રુ—માખી: માણસ જાતનો જો કોઇ મોટામાં મોટો શત્રુ હોય તો તે માખી છે. દેખીતી રીતે એક અતિ ક્ષુદ્ર અને નિર્દોષ જન્તુ ભાસે છે. પરન્તુ તેની રોગોત્પાદક શક્તિ બેસુમાર છે. સૂક્ષ્મદર્શક વડે માખીને નીહાળીશે તો તેના પગે ઝીણી રૂંવાટી જણાશે, પગનાં તળીએ ગાદી જણાશે. ગંદકી અને રોગના જંતુઓ તેના પગે ચોંટી રહે છે. વળી તેની સૂંઢ વડે તે જંતુઓ આરોગે છે, આપણા ખોરાક ઉપર આવી તે ઓકે છે અને તે રીતે રોગ ફેલાય છે. આપણને ખબર નથી કે બંદુકની ગોળી કરતાં માખીથી એકંદર વધારે નુકશાન થાય છે. એક માખી ૫૦૦ થી ૬૦ લાખ રોગોત્પાદક જંતુ તેની સાથે લઇ ફરે છે. જૂદે જૂદે પ્રસંગે પકડેલી ૪૦૦ માખીઓ પરથી હિસાબ નીકળે છે કે પ્રત્યેક માખી માનવ જાતને ઘાતક એવા સરાસરી ૧૦ લાખ જંતુઓ લઇ ફરે છે. ઉકાળી સાફ કરેલ દૂધના લોટામાં એકજ માખી નાખતાં થોડા કલાકમાં એ જંતુના જૂથના જૂથ જામ્યા હતા. આપણો દેશ ગરમ તથા આપણા ગૃહ પ્રમાણમાં વધારે ગંદા હોવાથી માખીઓ બહુ દૂર ગણી ઝડપે આપણે ત્યાં વધે છે. એક માખી ચારવાર ઇંડાં મૂકે છે. દરેકવાર ૧૫૦ ઇંડા મૂકે છે. એટલે એનો અર્થ એ થયો કે એક માખીને ટૂંક મુદતમાં તેના પ્રપૌત્ર પ્રપૌત્રીઓ ૧ કરોડથી પણ વધી જાય છે!

# યાદ આવે છે!

( ગઝલ )

લેખિકા : બ્હેન " ભક્તિ ".

રસીલી તે હતી રાતો!! સખીની સ્નેહભર વાતો!!
ગઇ રાતો !.રહી વાતો!! હવે તો યાદ આવે છે!!

ગગનમાં ચંદ્ર શો તરતો!! સુધા દઇ મસ્ત હા કરતો!!
ઉરે આનંદ શો ઝરતો!! ખરેખર! યાદ આવે છે!!

અનિલ ગાઢો અહા! વાતો!! ઉન્હાં ઉરને અગ્ની પાતો!!
સ્મરૂં, દિલ રહે ન આઘાતો!! અરે! અશ્રુ વહાવે છે!!

હતું એ સ્વર્ગ શું જગમાં!! સખી ઉર સ્નેહ સરવરમાં!!
સ્મરી અશ્રુ નયન ભરવાં!! હવે શીદ યાદ આવે છે!!

વિસરવા એ સ્મરણ ત્હારૂં!! ઘણી રીત ઉરને વારૂં!!
ભૂલી મન ત્યાં ભમે મ્હારૂં!! ફરી તે યાદ લાવે છે!!

સખી! હાવે ન તું પાસે!! ન સંયોગે કદી થાશે!!
સ્મરણ તુજ મીઠડું ત્હોયે!! દુઃખી ઉર કાં સતાવે છે!!



# લગ્નની પ્રતિજ્ઞા.

લેખિકા: સૌ. ભાનુમતી કણીયા, બી. એ.

કોઇ પણ પ્રકારનું બંધન સ્વીકારવું એ વર્તમાન સમયના માનવસ્વભાવથી વિરૂદ્ધ છે. ' જૂનું તે સોનું ' અથવા બાપદાદા કરતા આવ્યા તેમ કરીએ' એવી એવી કહેવતો કહી પોતાના પક્ષનું સમર્થન કરનારને હવે સર્વ કોઈ હસી કહાડે છે. આચાર વિચાર, ટૂંકમાં પ્રત્યેક વ્યવહારમાં સ્વતંત્રતાજ હવે ઇષ્ટ ગણાય છે. આ જાતના વાતાવરણમાં એક મનુષ્યને બીજાની આજ્ઞામાં રહેવું પડે તથા તેની તાબેદારી ઉઠાવવી પડે એ અણઘટતુંજ લેખાય. આવી તાબેદારી ઉઠાવવા સંબંધમાં એક પ્રશ્ન ઇંગ્લાંડમાં ત્યાંનાં ધર્મ-પંથ (English church ) માં લગ્ન વિધિ સમયે લેવાતી પ્રતિજ્ઞાને અંગે ઉભો થયો હતો. વિલાયતમાં લગ્ન એ ઓછે વત્તે અંશે એક કરાર છે. વર તથા વધુ અરસપરસ પ્રતિજ્ઞાઓ લે છે. પ્હેલાં ધર્મગુરૂ પુરૂષને પૂછે છે કે ' તું આ સ્ત્રીને ઇશ્વરના કાયદા અનુસાર પરણેલી જીંદગીની પવિત્ર સ્થિતિમાં રહેવા માટે પત્ની તરીકે સ્વીકારે છે ? તું તેને મંદવાડમાં તેમજ સારી હોય ત્યારે ચાહીશ, સંતોષ આપીશ, અને જ્યાં સુધી તમે બંને જીવો ત્યાં સુધી અન્ય સર્વને તજીને એનેજ વળગી રહીશ ?' ત્યારે પુરૂષ જવાબ આપે છે કે 'હા' પછી તે સ્ત્રીને પૂછે છે કે 'તું આ પુરૂષને પતિ તરીકે સ્વીકારીશ ? તેની આજ્ઞા પાળીશ, તેની સેવા કરીશ, તેને ચાહીશ, માન આપીશ અને માંદે સાજે તેને સંભાળીશ ? અને અન્ય સર્વને તજીને તમે જીવો ત્યાં સુધી તેને વળગી રહીશ ?' ત્યારે સ્ત્રી જવાબ આપે છે કે 'હા'. ત્યાર પછી બીજી પ્રતિજ્ઞામાં પુરૂષ સ્ત્રીને સુખ તેમજ દુઃખમાં માંદે સાજે પ્રીતિ રાખીને પાળવા માટે વચન આપે છે, તેજ પ્રમાણે સ્ત્રી પણ તેને સર્વ સ્થિતિના અનુસરવા માટે, પ્રીતિ રાખવા માટે અને તેની આજ્ઞા પાળવા માટે વચનથી બંધાય છે.

આ પ્રતિજ્ઞાઓમાં ' Obey ' એ શબ્દનો અર્થ ' માનવું ' એવો થાય છે વધારે ખેંચી એનો અર્થ 'તાબેદારી ઉઠાવવી' એમ કેટલાક કરે છે. એ શબ્દમાં ' અનુકૂળ રહેવું ' એના કરતાં કંઇક વધારે અર્થ સમાયેલો છે. આપણે આપણી સ્વતંત્રતાને કંઇ પણ નુકશાન પ્હોંચાડયા વગર બીજાએ અનુકૂળ રહી શકીએ. પણ એજ સંયોગોમાં તેની આજ્ઞા પાળી શકીએ નહીં. સ્ત્રી પુરૂષની સમાનતા સિદ્ધ કરવાને માટે જે દેશમાં મોટા મોટા પ્રયત્નો થાય છે, ત્યાં લગ્ન જેવા એક અનિવાર્ય અને સ્ત્રી પુરૂષ ઉભયને લગતાં વિધિમાં એ શબ્દના ઉપયોગથી તેઓને અસમાન કોટી ગ્રહણ કરવી પડે છે. એટલા માટે લગ્નની પ્રતિજ્ઞાની શબ્દરચનામાં ફેરફાર કરવા માટે ત્યાંના સ્ત્રીવર્ગ

તરફથી ભારે ચળવળ કરવામાં આવી હતી. લગ્નની પ્રતિજ્ઞામાં એ શબ્દ રાખવો કે નહીં એ સંબંધી ચર્ચા કરવાને ઇંગ્લંડના ચર્ચના પાદરીઓની એક સભા લગભગ બે મહિનાપુર મળી હતી. તેમાં એ શબ્દ રાખવા માંગનાર તેમજ કહાડી નાંખવા માંગનાર એ બંને પક્ષનાં કારણો બતાવવામાં આવ્યાં હતાં. તે વખતે શ્રોતાજનોમાં સ્ત્રીઓએ મોટે ભાગે હાજરી આપી હતી. મુખ્યત્વે કરીને બે ફેરફાર સૂચવવામાં આવ્યા હતા. (૧) પ્રથમ પ્રતિજ્ઞા વખતે સ્ત્રીને પૂછવામાં આવતા પ્રશ્નમાં, 'તું તેની આજ્ઞામાં રહીશ અને તેની સેવા કરીશ' એને બદલે 'તુ તેના પર પ્રીતિ રાખીશ અને તેને સંતોષ આપીશ?' એ શબ્દ યોજવા. (૨) બીજી પ્રતિજ્ઞા જે પુરૂષ તથા સ્ત્રી અરસ્પરસ લે છે તેની શબ્દ રચના એકજ રાખવી અને 'આજ્ઞા પાળીશ' એ શબ્દોને બદલે 'સેવા કરીશ' એ શબ્દો રાખવા.

ફેરફાર કરવાવાળા પક્ષનાં કારણોમાં એમ જણાવવામાં આવ્યું હતું કે 'આજ્ઞા પાળીશ' એ વચનજ કોઇવાર આજ્ઞા ન પાળવા માટે ઉશ્કેરણી રૂપ થઈ શકે. વળી કોઇ પુરૂષ જરા આકરા સ્વભાવનો હોય તો પોતાનું ધાર્યું કરાવવા માટે સ્ત્રીને લગ્નની પ્રતિજ્ઞાની યાદ આપી બંધનમાં લાવી શકે. 'આજ્ઞા પાળીશ' એ શબ્દ ઘણો સારો છે અને સાધારણ રીતે સ્ત્રી જાણે અજાણે પતિની આજ્ઞા પાળ્યેજ જાય છે; પણ કોઇ સ્વતંત્ર વિચારની સ્ત્રીને એમ લાગવા વારો આવે કે તે કોઈ પ્રકારના બંધનથી તેમ કરે છે તો તેને સ્વભાવિક રીતે તેના બંધન પર તિરસ્કાર ઉપજે અને પતિનું બીજું કંઇ ન ચાલે ત્યારે સ્ત્રીને તેના વચનની યાદ આપી નિરુત્તર કરી દે ત્યારે પણ સ્ત્રીના મનમાં દુઃખ લાગેજ.

સામા પક્ષવાળા તરફથી કહેવામાં આવ્યું હતું કે સારી સ્ત્રીઓ હંમેશાં પતિની આજ્ઞામાંજ રહેવાને ખુશી હોય છે. રોમમાં સ્ત્રીઓ જેમ જેમ પુરૂષો સાથે સરસાઇ કરવા લાગી તેમ તેમ ત્યાં સામાજીક નીતિબંધનો શિથિલ થઇ ગયાં. વળી કુટુંબમાં સ્ત્રી પુરૂષ સરખાં ગણાવાથી કોઇ વડિલ જેવું રહ્યું નહીં એટલે એક જાતની અરાજકતા પ્રસરી રહેવા વધારે સંભવ છે. વડિલની આજ્ઞા પાળવી એમાં કોઇ પણ જાતની ન્હાનમ નથી. સ્ત્રી પતિની આજ્ઞામાં રહી ગૃહ વ્યવહાર ચલાવે એમાંજ ખરી શોભા છે.

ઘણા વાદવિવાદ પછી એમ નક્કી થયું હતું કે પ્હેલી પ્રતિજ્ઞામાં શબ્દો છે તેજ કાયમ રાખવા. બીજી પ્રતિજ્ઞામાં 'obey' (આજ્ઞા પાળવી) એ શબ્દ કહાડી 'serve' (સેવા કરવી) એ શબ્દ મૂકવો. અને બીજી પ્રતિજ્ઞામાં સ્ત્રી અને પુરૂષે સરખાજ શબ્દો વાપરવા.

એક માણસ બીજાની આજ્ઞા પાળે તેમાં તેને કોઇ પ્રકારનું હલકાપણું પ્રાપ્ત થાય છે એમ માનનારાઓની ભૂલ છે. વિશ્વ આખું કોઈ નિયમને આધારે ચાલે છે. એ ક્રમમાં કંઇ અચાનક ફેરફાર થાય તો નિર્જીવ તેમજ સજીવ સૃષ્ટિમાં કેટલો ખળભળાટ મચી રહે! અને અંતે સર્વ પર તેની અસર થાયજ. વડિલની આજ્ઞા એ પણ એક જાતનો નિયમ છે. બાળકને તેના માતા પિતા, સ્ત્રીને તેનો પતિ નિયમમાં રાખે છે. આજ્ઞા પાળવી એનો એવો અર્થ થતો હોય કે વગર વિચારે કોઇ કહેતું હોય તેમ કરવું તો જૂદી વાત. સર્વ એમ માને છે કે નિશાળમાં શિષ્ય શિક્ષકની આજ્ઞા ન પાળે તો તેને સજા પણ કરવી વ્યાજબી ગણાય. પણ તે પરથી એમ ન કહી શકાય કે શિક્ષક શિષ્યને ચોરી કરવાની આજ્ઞા કરે તો તેણે તે પણ માનવું.

તેજ પ્રમાણે પતિ સ્ત્રીને આવી કોઇ આજ્ઞા કરે તો તે પાળવાના બંધનમાં તે સ્ત્રી હોતી નથી. આજ્ઞા પાળવી એટલે યોગ્યાયોગ્યનો વિચાર કરી અનુકૂળ રહેવું. એમ માનવાથી કોઇ જાતનો વિરોધ આવતો નથી. જો કોઇ આજ્ઞા કરનાર કે પાળનાર ન હોય તો વ્યવહાર ચાલેજ નહીં. મોટી ધારાસભાઓમાં પણ જે પક્ષના વધારે મત થાય તે પક્ષની મરજી પ્રમાણે કામ થાય છે. તેમાં પણ નિર્બળ પક્ષવાળાઓને સબળ પક્ષવાળાની આજ્ઞા એક રીતે જોતાં પાળવી પડે છે. આજ પ્રમાણે એક વ્યક્તિએ બીજી તેનાથી ઉચ્ચતર કોટિની વ્યક્તિ હોય તેની આજ્ઞામાં યથાશક્તિ રહેવું એ એક જાતનો નિયમ છે. પતિ એટલે સ્ત્રીનો વડિલ એ તો સ્વતઃ સિદ્ધ છે. પતિમાં પતિભાવના અને સમાનપણાની ભાવના એ બે સાથે રહી શકે એ પાશ્ચાત્ય દેશોની એક નવાઇ છે. પતિ એ શબ્દમાં માન, સ્વાર્પણ, સેવ્યભાવ અને પુજ્યત્વની કેટલી ભાવનાઓ સમાઇ રહી છે તે આપણા દેશની સ્ત્રીઓ બહુ સારી રીતે જાણે છે. પત્ની આજ્ઞા પાળવાનું વચન લે કે ન લે તેમાં કંઇ બહુ વિસાત નથી. કારણ કે પ્રતિજ્ઞા લઇ ન પાળે તો તેને કાયદો કંઇ સજા કરી શકે એમ નથી. તેમજ કોઇ નિર્બળ પ્રાણી બીજા બળવાન પશુની શક્તિથી બીને તેના તાબામાં રહે તેવી રીતે કોઇ પાસે આજ્ઞા પળાવવામાં કંઇ શોભા નથી. સ્ત્રીને પતિ પ્રત્યે પૂજ્યભાવ હોય અને તે સ્વાભાવિક રીતેજ તેની આજ્ઞામાં રહેવામાં બંનેનું શ્રેય માનતી હોય તોજ એ આજ્ઞાકારિત્વમાં લાભ છે.

હિંદુશાસ્ત્રોના નિયમ પ્રમાણે લગ્ન એ એક કરારજ નહીં પણ વૈદિક સંસ્કાર છે. આપણામાં લગ્ન વખતે જે પ્રતિજ્ઞાઓ લેવામાં આવે છે તેનો ભાવાર્થ મુખ્યત્વે કરીને આ અંગ્રેજ લોકોની પ્રતિજ્ઞાને મળતોજ છે. આપણામાં પણ સ્ત્રી પતિને અનુસરવાની, સુખ દુઃખમાં ભાગ લેવાની, તેની આજ્ઞામાં રહેવાની, તેની ભક્તિ કરવાની, તેને ધાર્મિક આદિ કાર્યોમાં સહાય કરવાની પ્રતિજ્ઞાઓ લે છે. ખાસ કરીને લગ્નના હેતુ તરીકે સંતાનોત્પત્તિ ઉપર ભાર મુકવામાં આવે છે કારણ કે આપણા શાસ્ત્રોના મત પ્રમાણે પ્રજા ઉભય લોકમાં તારનાર છે. આગળના સમયમાં વરતીનું પ્રમાણ ઓછું હોવાને લીધે કદાચ તેજસ્વી બળવાન મનુષ્યો ઉત્પન્ન કરવાની જરૂર વધારે જણાતી હશે.



**અઢી ફુટની મુંછ !** : 'લાઠી સ્ટેટના ભુરખીયા ગામમાં દેસુર નામે હવાલદાર રહે છે, જે નાતે આહીર છે. તેની મૂંછો એટલી લાંબી છે કે પોતાનો હાથ લાંબો કરે અને સાથે મૂંછો પણ લાંબી કરે તો હાથ કરતાં મૂંછો વધે છે. એકંદરે અક્કેક મૂંછ અઢી ફુટની લંબાઇની છે. આ હવાલદાર તેની મૂંછ ઘુંચળું વાળીને દોરાથી બાંધી રાખે છે.'

× × × ×

**દુનીયાનું ન્હાનામાં ન્હાનું ઘડીયાળ** : બ્રીટીશ સામ્રાજ્ય પ્રદર્શનમાં દુનીયામાં ન્હાનામાં ન્હાનું ઘડીયાળ મૂકવામાં આવ્યું હતું. તે ઘડીયાળ ઝવેરાતનો એક નાદર નમુનો છે. તે પાવલી જેટલું મોટું અને રૂપીયા જેટલું જાડું છે ! તેની કીંમત ૧૫૦૦૦ રૂા. ગણાય છે.

# મૅડમ ક્યુરિ.

લેખિકાઃ બ્હેન પ્રેમલીલા મ્હેતા, બી એસ. સી.

આ વિશ્વવિખ્યાત સ્ત્રીનું નામ ગુજરાતની બહેનો ભાગ્યેજ જાણતી હશે; પણ જગતની મહાન્માં મહાન્ અને બુદ્ધિશાળીમાં બુદ્ધિશાળી વ્યક્તિઓમાં તેની ગણના થાય છે; એટલે તેને વિષે થોડુંક, સ્ત્રીઓના આ માસિકમાં લખું તો અસ્થાને નહિં ગણાય.

અર્વાચીન સમયમાં સ્ત્રીઓએ જગતને બતાવી આપ્યું છે કે તેઓ ધારે તો કોઇ પણ કાર્યક્ષેત્રમાં પુરુષોની બરોબરી કરી શકે છે. સ્ત્રીજાતિમાં પુરુષજાતિ કરતાં બુદ્ધિ ઓછી છે એવું ઘણા લોકો માનતા, અને હજુ પણ માને છે; પરન્તુ તે વાતની અસત્યતા મૅડમ ક્યુરિના દાખલાથી જણાઈ આવે છે. યુરોપમાં અને અમેરિકામાં પુરુષોના જેટલીજ, અને કોઇકવાર વધારે, બુદ્ધિશાળી સ્ત્રી દાકતરો, સ્ત્રી એન્જીનિયરો, સ્ત્રી વિજ્ઞાનશાસ્ત્રીઓ અને સ્ત્રી ગણિતશાસ્ત્રીઓ વિગેરે આ જમાનામાં જાણીતી થયેલી છે. તે સર્વેમાં મૅડમ ક્યુરિ તો અગ્રસ્થાનેજ વિરાજે છે. હોશિઆરમાં હોશિઆર વિજ્ઞાનશાસ્ત્રીઓ અથાગ મહેનત કરવા છતાં જે કાર્ય કરી નહોતા શક્યા, તે કાર્ય આ પ્રતિભાશાળી સ્ત્રીએ ગરીબાઈનાં દુઃખો વેઠતાં વેઠતાં પણ કર્યું. રેડિયમ નામની મહા મૂલ્યવાન ધાતુ તેણે શોધી કહાડી.

જગતની સૌથી મહાન્ સ્ત્રીનું પદ તેને આપીએ તો જરી પણ ખોટું નહિં કહેવાય. આ નામાંકિત સ્ત્રીનું જીવન બધાંએ જાણવુંજ જોઇએ.

એનું આખું નામ મારિ ક્યુરિ છે. એનો જન્મ ઇ. સ. ૧૮૬૭ ના નવેમ્બરની સાતમી તારીખે વૉરસોમાં થયો હતો. તેનો પિતા પોલંડનો હતો અને વૉરસો કોલેજમાં રસાયનશાસ્ત્રનો અધ્યાપક હતો. મૅડમ ક્યુરિ બાળક હતી ત્યારથી પિતાની પ્રયોગશાળામાં રમ્યાં કરતી. જરાક મોટી થયા પછી તે પ્રયોગશાળાને સાફસુફ કરતી, અને પ્રયોગમાં વપરાતાં વાસણો વિગેરે સ્વચ્છ કરતી. આમ કરવામાં તેને બહુજ આનન્દ થતો, અને તે સિવાય બીજી કોઈપણ જાતની રમતોનો તેને શોખ હતો નહિં. ધીમે ધીમે તે પ્રયોગશાળામાંની બધી દવાનાં નામ, ગુણ, વિગેરે શીખી ગઈ અને પોતાની મેળે નાના નાના પ્રયોગો પણ કરવા મંડી. તેના પિતાનું એ તરફ લક્ષ ગયુંજ નહોતું. પણ કોલેજના વિદ્યાર્થીઓએ તેનું નામ ' નાની પ્રોફેસર ' પાડયું હતું, અને તેની અસાધારણ બુદ્ધિ તરફ તેના પિતાનું ધ્યાન દોર્યું. આ ઉપરથી તેના પિતાએ તેને કેળવણીની સરળતા કરી આપી, અને મૅડમ ક્યુરિએ ઘણીજ મોટી પરીક્ષાઓ માન સાથે પસાર કરી. છેવટે તે અભ્યાસ વધારવા માટે પૅરિસ ગઇ. ત્યાં સૉરબૉન યુનિવર્સિટિમાં પિએરે ક્યુરિ નામના અધ્યાપક સાથે તેને ઓળખાણ થઇ.

પિએરે ક્યુરિનો જન્મ પૅરિસમાં ઈ. સ. ૧૮૫૯ ના મેની ૧૫ મી તારીખે થયો હતો

તેણે ઇલેક્ટ્રિસિટીના વિષયમાં કેટલુંક સંશોધન કાર્ય કર્યું હતું, અને સાધારણ નામના મેળવેલી હતી. આ બંનેનો જો મેળાપ ના થયો હોત તો હજુ પણ રેડિયમ ધાતુ આપણને વખતે અજાણીજ હોત. પણ સુભાગ્યે તેમને ઓળખાણ થઇ, અને પરિણામે તેમનું લગ્ન થયું.

રેડિયમની શોધ ઘણા કરૂણ સંજોગોમાં થઇ. મૅડમ ક્યુરિ અને તેના પતિ ઘણાંજ ગરીબ હતાં એક નાનું ઝુંપડું તે તેમની પ્રયોગશાળા હતી. આ ઝુંપડું પણ એવું તો ભાંગેલું તુટેલું હતું કે તેની ભીંતોમાં મોટાં મોટાં બાકોરાં પડેલાં હતાં. અને ઠંડીથી બચવાને માટે આ બાકોરાં જુના કોથળા અને ચીંથરાંઓથી પુરી દેવાં પડયાં હતાં. થોડેજ દૂર બીજા તેવાજ ભાંગેલા તુટેલા ઘરમાં આ પતિપત્નિ રહેતાં હતાં.

આવી ભીખારી હાલતમાંજ ધીરજથી કામ કરતાં કરતાં આ દંપતિએ રેડિયમની શોધ કરી. પછી તો જોતજોતાંમાં તેઓ કીર્તિવાન થઇ ગયાં.

ક્યુરિને યુનિવર્સિટિમાં ઘણીજ માનભરી જગા આપવામાં આવી; અને મૅડમ ક્યુરિને તો એટલું બધું માન મળ્યું કે અર્વાચીન સમયની કોઇ પણ સ્ત્રીને એવું માન મળ્યુંજ નથી. કારણકે શોધ કરનાર તો મૅડમ ક્યુરિજ હતી. તેનો પતિ તો માત્ર તેને મદદજ કરતો હતો.

ઇ. સ. ૧૯૦૬ ના એપ્રીલની સોળમી તારીખે—જ્યારે તે કીર્તિની ટોચ પર હતો ત્યારેજ—પિએરે ક્યુરિ રસ્તામાં અકસ્માત થવાથી અચાનક મૃત્યુ પામ્યો.

યુનિવર્સિટિના અધ્યાપકની ખાલી પડેલી જગા મૅડમ ક્યુરિને આપવામાં આવી.

પતિના મૃત્યુ પછી પણ મૅડમ ક્યુરિએ સંશોધન કાર્ય ચાલું રાખ્યું, અને એક વરસમાં તો તેણે રેડિયમની સાથેજ મળી આવતી પોલોનિયમ નામની ધાતુ પણ શોધી કહાડી અને બધા વિદ્વાનશાસ્ત્રીઓને ચકિત કરી નાખ્યાં.

અપાર બુદ્ધિ શક્તિ વગર આ બે ધાતુની શોધ થઇ શકે નહિં. અને તેવી શક્તિ ધરાવનાર સ્ત્રીને માટે તો જગતની સર્વે સ્ત્રીઓને અભિમાન હોવું જોઇએ.

---

**૭૫ હજારનું અટકણ.**

આન્ટવર્પની એક સ્ત્રી તેની બેઠકની ખુરસીઓ પાસે એક ખોખલું મેજ રાખતી હતી. એ મેજનો એક પાયો ઉંચો પડતો હોવાથી એણે એક જૂની ચોપડી ગોઠવી દીધી હતી. એક વૃદ્ધ કળાવિવેચક એજ મકાનમાં છઠ્ઠે માળે ચિત્રો જોવા આવ્યો હશે. ચોથે માળે ઉતરતાં તો હાંફી ગયો. એ બાઇએ એ વૃદ્ધને ખુરસી આપી બેસાડયા, અને જરા આરામ લીધા બાદ જવા કહ્યું. એ જાદુ વિવેચકનું ધ્યાન એ મેજ અને તેની નીચેના અટકણ તરફ ગયું. એ કોઇ કોચરાની સાલનું લેટીન ભાષામાં લખેલું અને માણસની ચામડીના પુંઠાથી બાંધેલું કોઇ પુસ્તક નીકળ્યું. એ પુસ્તકની માત્ર બે ત્રણ પ્રતજ હાલ પ્રાપ્ય હોવાથી એ વૃદ્ધ વિવેચકે એ બાઇને સમજાવ્યું : 'બ્હેન, એ પુસ્તક મને આપ, હું તને સારી રકમ ઉપજાવી દઇશ ! બાઇએ તે આપ્યું. અને એ વૃદ્ધ પુરૂષે બેંસ આગળના એ ભાગવતના ૭૫૦૦૦ રૂ. ઉપજાવ્યા જે એ બાઇને તેણે ભરી દીધા !




આજનો જમાનો સેવાનો છે. કોઇને કાંઇને કાંઇ કરવાની ઇચ્છા થાય છે; પણ જે કાર્ય હાથ ધર્યું તેનું પુરૂ જ્ઞાન ન હોય તો નફાને બદલે નુકશાન થાય છે. માટે જે કામ હાથ ધરવું, તે બાબતનું જ્ઞાન ધરાવવું અગત્યનું છે. હાલના સમાનતાના યુગમાં સ્ત્રી પુરૂષને સામાન્ય રીતે તો સરખી જ કેળવણી અપાય છે. પુરૂષો ગુજરાન ચલાવવા હુન્નર કલા, કે વેપાર ધંધો શીખે તેમ સ્ત્રીઓને શીખવાતું નથી. કેમકે આપણી માન્યતા પ્રમાણે " બાઇને ક્યાં કમાવા જવું છે ? " પણ આ માન્યતાથી સ્ત્રીઓ પરાધીન ને આપત્તિકાળે પણ આવડતને અભાવે લાચાર બની જાય છે. સ્ત્રીઓનાં મન ખીલવવાની વધારે જરૂર છે. તેમને માતાપદ જેવી ગંભીર જોખમદારી લેવાની છે. સંસાર સાગર તરવાનો છે. આ જવાબદારી જો ન સમજે તો તે ગૃહિણી કે માતાને લાયક ન ગણાય. આપણો સમાજ ક્યાં તેની દરકાર કરે છે ? ભલેને માના અજ્ઞાને બાળકો મરે. " જણે એટલા જીવે તો ઘરમાં માય પણ નહીં." " બ્રાહ્મણ જણે, ને બાળકે રડે." આવા વિચારો જે ઘરમાં હોય ત્યાં બાળકો મરે તેની શી પડી હોય ! હિંદુસ્થાનનાં બાળ મરણનાં આંકડાં જુઓ. શું તે આપણને ચેતવતા નથી ! આવા અમુલ્ય રત્નો અકાળે કરમાવાથી આપણે કેટલું ખોઇએ છીએ ! બાળકો દેશનું ધન છે; દેશનાં સ્તંભ છે, એ ભાન થાય તોજ આંખ ઉઘડે.

હમણાં હમણાં એ ખોટ લાગવા માંડી છે અને ઠેર ઠેર માતા બાળકનું શ્રેય સાધનારાં મંડળો ઉભાં થાય છે અને એ મંડળોએ જન સમાજને તે ભૂલો બતાવવા માંડી છે. તેઓ લક્ષ દેવા લાગ્યા છે. પણ એ અટકાવવા આપણે શું કરવું ? બાલમરણનાં ત્રણ કારણો મુખ્ય છેઃ બાળલગ્ન, બાળ ઉછેરનું અજ્ઞાન ને ગરીબાઇ. આપણે તો માત્ર વચલું લઇશું, કે શાથી માતા મજબુત થાય ને બાળકોને શક્તિ વારસામાં આપે. સુવાવડ વખતે જોઇતી માવજત ન મળવાથી કેટલી બ્હેનો રોગગ્રસ્ત બને છે ? કેટલી જન્મભર રીબાય છે ? દરેક ઘેર, કુટુંબમાં કે ગામમાં સારી નર્સો હોય તો તે આ બાબતનું જ્ઞાન લોકોમાં ફેલાવે. પણ આ સેવા કરવા કોણ વખતનો ભોગ આપે ? આપણા દેશમાં બાળવિધવા ઓછી નથી. તેઓ કચરાઇ જાય છે. કંઇ સારાં કામને અભાવે તેમનાં જીવન નકામાં થઇ જાય છે. વિધવા એટલે સડેલું અંગ, એટલે તેને માટે દરકાર કોને હોય ? તે તો મરે તો કહીએ કે છૂટી. કેમકે ઋષિ મુનિ ન પાળી શકે તેવા સંયમ આપણે એની પાસે પળાવવા છે વગર મનનો પણ વૈરાગ્ય પાળી પવિત્ર રહેવાનું. કશા સુખ સવડ વગર ઇન્દ્રીઓનો નિગ્રહ કરવોજ. આથી તેમનું જીવન અસંતોષી, અને મન સાંકડું, સ્વાર્થી, અદેખું ને બળીએલ રહે છે. સાસરે કે પીયર તાબેદારી કરી ટુકડા ખાવા, બધાનાં ઓશીઆળાં રહેવું,




લેખિકાઃ બ્હેન સરલા મહેતા.

ગરબા કલારસિક ગુજરાતના ભૂષણરૂપ છે. જુના વખતની લલિતકલાઓમાંથી આપણે કાંઇ પણ સાચવી રાખ્યું હોય તો તે ગરબા છે. અને હવે તેની અધોગતિ થઇ તે ભુલાઇ ના જાય તે સ્ત્રીઓએજ જોવાનું છે. તાલમય સુંદર સંગીતથી એકતાનતા આવે છે; તેથી ગાનારાનાં મનને કાંઇ અનેરો આનંદ થાય છે અને સાંભળનારને ગરબા સુશોભિત અને મધુર લાગે છે.

ગુજરાતની એકંદરે અધોગતિ થઇ તેનું એક કારણ સમસ્ત કલાનો અભાવ થયો એવું આપણે સમજવા માંડયું છે. નવયુગના મન્થનમાં આપણી ખોવાઇ ગયલી કળાઓ પાછી કંઇક નીકળવા માંડી છે. જો આપણે કલાનું જીવન પોષવા માટે મહા પ્રયાસ કર્યાં કરીશું તોજ કલાવાન તરીકે નામના મેળવીશું.

અત્યારે કલામાં જે જાગૃતિ આવી છે તે ના ગણતાં જોઇએ તો લાગશે કે આપણી પ્રજામાં કલાનો અંશ માત્ર રહ્યો નથી. ને આપણે સાહિત્ય સંગીત કલાવિહીન સાક્ષાત્ પશુજ બનીને રહ્યાં છીએ. બંગાળી લોકો આખા હિન્દુસ્તાનમાં અત્યારે કલામય પ્રજાઓમાં શ્રેષ્ઠ પદ ઉપર વિરાજે છે. કલકત્તાના રહેવાસી એક ગુજરાતીએ એક વખત ત્યાંનું વર્ણન કરતાં કહ્યું હતું કે સાંજનાં રસ્તા ઉપર ફરતાં હોતો એવું એક પણ ઘર ના હોય કે જેમાંથી સંગીતના સ્વર સંભળાતા ના હોય. ગુજરાતમાં કોઇ પણ શહેર વિષે આવું કોઇ કહી શકશે ? કારણો ગમે તે કહો પણ અત્યારે આપણે તો જોઇએ છીએ કે આપણા જીવનમાંથી સંગીત સમુળગું ધોવાઇ ગયું છે.

ચિત્રકલાની સ્થિતિ આથી પણ ઘણીજ દયાજનક છે. વડોદરામાં મ્યુઝીઅમની અંદર હિન્દી ચિત્રકલાનું પ્રદર્શન છે. ગુજરાતમાં કેટલાઓએ એ નિરીક્ષણ કરીને જોયું કે તેનો કંઇ પણ ઉપયોગ કર્યો ? આ બે દાખલા તો માત્ર એટલુંજ સ્પષ્ટ કરે છે કે આપણે જીવનમાંથી કલાનું સ્થાનજ ભુંસી નાંખ્યું છે.

બંગાળી પ્રજાને કલારસિક તરીકે ઉત્તમ સ્થાન આપ્યું પણ ગરબા ગાવાની પ્રથા તો એ લોકોને પણ સાફ અજાણી છે. કવીશ્વર ટાગોર ૧૯૨૦ માં સાહિત્ય પરિષદ વખતે ગુજરાતમાં આવ્યા ત્યારે તેમણે ગરબા સાંભળ્યા ને આ પ્રથા તેમને ઘણીજ લાલિત્ય ભરેલી ને સુંદર લાગી હતી. હજી પણ ગરબા સંભારીને તે કહે છે કે થોડી ગુજરાતી બ્હેનો આવીને અમારી બ્હેનોને આ સુંદર કલા શીખવો.

આપણા પ્રાન્તમાં નવરાત્રિ વખતે માતાની સ્તુતિના અને ગોરો વિગેરે વિવિધ પ્રસંગે ગરબા ગાવાની ચાલ ઘણા વખતની છે. પણ પહેલાના ગરબાનું સ્વરૂપ હાલ કરતાં જરા જુદું હતું. ગરબા એટલે ખાસ કરીને દયારામ ને મીરાંબાઇના કૃષ્ણભક્તિ વિષેના ગરબા એવો અર્થ થતો. તો પણ ગરબાની વિવિધતામાં ઉણપ ન્હોતી. કૃષ્ણને ગોપીઓનાં પ્રેમ વર્ણન, ગોપીઓની લીલા ને

વિરહાવસ્થા એવાજ વિષયોના પણ અનેક ગરબા જુદા જુદા રાગમાં તાલ ને આન્દોલન સાથે સ્ત્રીઓ ગાઇ શકતી હતી. ત્રીસેક વર્ષ ઉપર બધાંને લાગવા માંડયું કે સંસ્કારી શ્રોતાજન સમક્ષ ગાવા માટે આવા ગરબા યોગ્ય ના કહેવાય કારણ કે તેમાં શૃંગાર વધારે પડતો આવે છે. તેથી ચાલુ ગરબાના પદ્ધતિમાં ફેરફાર કરવામાં આવ્યો. તે કરવામાં મુખ્ય માન શ્રી જાહાંગીરજી કાબરાજીને ઘટે છે. તે સમયમાં ગરબામાં છુટથી ગવાય તેવા ગીતો વીણી કહાડીને ગરબા સંગ્રહ તૈયાર કરવાનો આરંભ થયો. આ નવીન આરંભમાં પદેશ કરીને માન મેળવનાર 'સુન્દરી સુબોધ'ના તંત્રી હતા અને તે માટે તેમને તો અન્તઃકરણપુર્વક અભિનંદન આપવું જોઇએ. દેશભક્તિનાં ગીતો ગરબામાં ગાવાની પ્રથા એમણેજ દાખલ કરી. તે સમયમાં ગરબા સંગ્રહ કરવામાં પણ ઘણી મુશ્કેલી હતી. કારણ કે છુટથી ગવાય તેવા ગીતો અસ્તિત્વમાં જુજ પ્રમાણમાં હતાં. ધીમે ધીમે ગરબામાં સુધારા ને ફેરફાર થતા ચાલ્યા. તેમાં નીતિ, શીયલ, પતિવ્રત, દેશભક્તિ, એવા શીખામણના વિષયો, દર્શાવવામાં આવતા. તે ઉપરાન્ત સ્ત્રીઓનો શણગાર કુદરતનાં વર્ણન, વિદ્યાનો મહિમા વિગેરે વિષયો દાખલ થયાં. થોડાંક વર્ષો ઉપર ડાહ્યાભાઇ ધોળશાજીનાં તેમજ મોરબી આર્ય સુબોધ નાટક કંપનીના ગરબા સ્ત્રીઓના ઘણાજ માનીતા હતા અને ઠેકઠેકાણે ગવાતા હતા.

આવી રીતે નવા પ્રકારના ગરબા દાખલ થયા પણ તેથી જુના પ્રકારના ગરબા સમૂળગા અદ્રશ્ય તો ન્હોતાજ થયા. આમ ગરબાનો ઇતિહાસ લખવા બેસીએ તો કદાચ એક મોટું પુસ્તક પણ થઇ જાય.પણ આટલા નાના લેખમાં તો આટલું બસ છે. ગરબાની પ્રગતિ ઝીણવટથી તપાસતાં દરેક જમાનાનું ધાર્મિક નૈતિક વલણ કેવું છે તે વિદ્વાનો તો પારખી શકે. પણ આટલું જોતાં આપણને પણ સ્પષ્ટ લાગે છે કે ભક્તિ ઉપર સ્ત્રીઓનો ઘણો ભાવ અને અચળ શ્રદ્ધા હોય છે. કેમકે દયારામ, મીરાંબાઇ વિગેરેના ભક્તિપૂર્ણ ગરબા હજી સુધી જેવા ને તેવા તાજા રહ્યા છે. પણ નીતિ, શીયલ, વિગેરે શિખામણના વિષયો ખાસ આનન્દજનક નહિં લાગતા હોય, કારણકે વચ્ચે વચ્ચે તે દર્શન આપી જાય છે; પણ કાયમને માટે તેની સ્થાપના થતી નથી.

હવે છેવટે આપણે ગરબાના અર્વાચિન યુગમાં આવીએ. આ યુગને તો કવિ ન્હાનાલાલ યુગ કહીએ તો કાંઇ ખોટુ ના કહેવાય. તે ઉપરાન્ત રા. કેશવ હ. શેઠ, રા. રાયચુરા વિગેરેના દેશભક્તિના ગરબા પણ ઘણો પ્રચાર પામ્યા છે. નવા યુગના ગરબામાં જુદી જુદી રીતે 'રસિકતા' એજ મુખ્ય લક્ષણ છે.

ગામડાંઓમાં ગવાતા ગરબા અને શહેરી ગરબાની ખાસ સરખામણી કરી શકાય એવું નથી હોતું. કારણ કે જેમ જમાનો બદલાતો ગયો ને શહેરમાં સંસ્કૃતિ બદલાતી ગઇ તેમ તેમ ગરબાનું રૂપાન્તર થયું. ગામડાની સ્ત્રીઓ અડધા તાલે તાળી લેછે એટલે બહુજ જલદી ફરવું પડે છે અને તેથી ગરબાનો દેખાવ તદન જુદો બની જાય છે. તે ઉપરાન્ત તેઓ કોઇક વાર નીચા વળવાને બદલે એક પગલું મંડળની અંદર લે છે. ગામડાને શહેરના ગરબા સરખાવતાં કહેવાનું ખાસ જરૂરનું છે કે આ લેખમાં માત્ર ગુજરાતી ગરબાઓ વિષેજ વર્ણન છે. કાઠીઆવાડને તેમાં સ્થાન નથી આપ્યું કેમકે ત્યાંની રીતો અહિંના કરતાં તદન જુદીજ હોય છે. તેઓમાં રાસ લે છે ને ગરબી લે છે પણ તે એકકે અહિંના ગરબાને તદન મળતાં આવતાં નથી. તેઓમાં જે ઠીંચ લેવાની પ્રથા છે તે આપણે અહિં-

આ સમજાણી છે. તે ઉપરાન્ત અમુક રીતે પગલાં ભરવાનાં, ઠેકા લેવાના ને ચીપટી વગાડવાની રીતા અહિંઆ અપ્રચલિત છે.

શહેરના ગરબામાં પારસી બ્હેનોના સમાગમથી અને કંઇક લાવણ્યના અભાવે નીચા વળવાનું બહુ ઓછું થઇ ગયું છે. ઘણે ઠેકાણે તો તાલનો પણ મેળ નથી રહેતો. પચીસ ત્રીસ સ્ત્રીઓ ગરબામાં ફરતી હોય પણ ઝીલતી વખતે અવાજ જોઇએ તે કરતાં ઘણોજ ઓછો સંભળાય છે. તાલ સાચવીને ગરબો ગવડાવવામાં જેમ આવડત હોવી જોઇએ તેમજ શબ્દે શબ્દ સ્પષ્ટ ઝીલવામાં પણ એક કલા છે અને તે બહુ જુજ પ્રમાણમાં સ્ત્રીઓને આવડે છે. તાળી પાડવામાં પણ જોઇએ તેટલું જોર નથી વપરાતું. ચોકમાં ગરબા ગવાતા હોય તો ઘરમાં ઉપલે માળે બેઠાં બેઠાં તાળી સંભળાવી જોઇએ એમ કવિ નાનાલાલ કહે છે. પણ અત્યારે તો પાસેના ઓટલે બેઠાં હોય તો પણ તાળી સંભળાય કે નહિં તે વિષે શક રહે છે.

નાટકના ગરબાઓમાં બે ત્રણ શુદ્ધ રાગનું મિશ્રણ કરીને ગરબો રચવામાં આવે છે. આવા અજાણ્યા ગરબા સ્ત્રીઓનાં મંડળમાં કેટલીક વાર ગવડાવે છે. કદાચ ગવડાનારને સારૂં ગાતાં આવડતું હોય તો પણ ઝીલનારને ઘણું અઘરૂં પડે છે અને તેથી આવા ગરબા ઘણુંખરૂં બેસુરા થઇ જાય છે.

કેટલાંક ઘણા અઘરા વિષયના ગરબા પસંદ કરે છે અને તેથી તેના શબ્દો બધાં ઝીલી શકતાં નથી. વળી કેટલાંકના ગરબાના જડબાતોડ શબ્દો હોય છે. તે યાદ રાખીને ઝીલવાનું પણ બરાબર ફાવતું નથી, તેથી ગરબામાં તુટ પડે છે. કેટલીકવાર-ખાસ કરીને કન્યાશાળાઓમાં આવકારના કે એવા ગરબા મેળે જોડી કહાડેલાં હોય છે તેમાં તદન કૃત્રિમ ભાષા વાપરવામાં આવે છે; અને અનેક ગદ્યમાં શોભે તેવા શબ્દો દાખલ કરેલા હોય છે, તેનાથી ગરબાની શોભાનો પુરેપુરો નાશ થાય છે.

ઘણે ઠેકાણે નાટકનું અનુકરણ કરીને ગરબામાં ઠેકા લેવાની ને ચીપટીઓ વગાડવાની પ્રથા દાખલ કરે છે. પણ તે જરા પણ સુન્દર નથી લાગતું અને આપણી કુદરતી કલાને ક્લિષ્ટ કરે છે.

ગરબામાં વચ્ચે સાખી આવતી હોય ત્યારે કેટલેક ઠેકાણે ઘણી વિચિત્ર અને ખામી ભરેલી રચના કરવાનો રિવાજ પડયો છે. ખાસ કરીને નાની કન્યાઓના ગરબામાં ઘણું કરી શાળા કે કોઇ સંસ્થામાં કોઇ પણ શુભ પ્રસંગે ગરબા હોય અને તેમાં સાખી આવતી હોય ત્યારે બન્ને કમરે હાથ મુકીને ઉભાં રહે, એકાન્તરે કન્યા બેસી જાય, પ્રાર્થના કરતાં હોય એવો દેખાવ કરે, આહા થઇને માથે એક હાથ ટેકવીને રાખે, એવું કરવામાં આવે છે, અને એકંદરે જેમ બને તેમ ટેબ્લો હોય એવો દેખાવ કરે છે. તેના જેવું અરસિક કંઇ પણ લાગતું નથી. જો ગરબા રાખવા તો એને આપણી જુની સુન્દર કળામય રીતેજ સાચવી રાખવા. ગરબાનું નામ રાખીને તેને આવી રીતે ભ્રષ્ટ તો નજ થવા દેવા જોઇએ.

બીજી પણ એક વાંધા ભરેલી ચાલ કેટલેક ઠેકાણે ગરબા વખતે જોવામાં આવે છે, અને તે હાર્મોનિયમનું સાજ રાખવાની. હાર્મોનિયમ આપણા દેશી સંગીતમાં ભળી નથી શકતું કારણ કે તેમાં બાર સુર શિવાય શ્રુતિઓ હોતી નથી. તેને ગરબા સાથે વગાડવા જેવી અયોગ્યતા બીજી કઇ હોઇ શકે? ગરબા સાથે કોઇ પણ વાદ્યની જરૂર હોતી નથી. સાદા રાગના, અને જેમાં નાટક

ના ગરબાની માફક હોઇ પણ ઉપલક અભિનય ના આવતા હોય, ગાનાર સ્ત્રીઓ સંગીતની અંદર એકતાન થઇ જઇને કુદરતી રીતે જ મરોડ સાથે નીચી વળીને તાળી પાડતી હોય, અને ગરબાનો રાગ અને શબ્દો સાદા અને મધુર હોય, તેજ ગરબા ઉત્તમ કહેવાય.

છેવટે એટલુંજ કહેવાનું કે આપણી આ જુની કલાનો લય ના થાય તે માટે ગોરો, નવરાત્રિ વિગેરે તહેવારોમાં પ્રસંગોપાત ગરબા રાખવા જોઇએ, અને જુના અનુભવવાળાં મોટાં બૈરાંઓએ ઉછરતી કન્યાઓને તાલીમ આપવી જોઇએ. કારણ કે ગરબા ગાનાર તથા સાંભળનારનાં મન પ્રફુલ્લિત કરે છે તે ઉપરાન્ત ફરવાથી અને નીચાં વળવાથી શરીરને અજબ કસરત થાય છે અને તેથી અંગ મરોડદાર બને છે. વળી સારા વિષયોના ગરબા ગાવાથી ધર્મ ભક્તિને પોષણ મળે છે આ સુંદર કલાનો ઉદ્ધાર માત્ર સ્ત્રીઓનાજ હાથમાં છે.



## દુધનો ખોરાક

'એગ્રિકલ્ચર જર્નલ ઑફ ઇંડીઆ' નામે પત્રમાં પંજાબના સરકારી ખેતીવાડીના રસાયનશાસ્ત્રી મિ. ' લૅન્ડર નીચે પ્રમાણે લખેછે:—

" આપણા ખોરાકમાં જે તત્ત્વોની જરૂર છે તે બધાંજ દુધમાં આવેલાં છે, અને લગભગ બધાં પ્રાણીઓના જન્મ વખતનો ખોરાક દૂધ છે. લોકો માટે સ્વચ્છ અને પુષ્ટિકારક દૂધ પુરતા પ્રમાણમાં ઉત્પન્ન કરવા માટે સતત કાળજી રાખવાની ઘણી આવશ્યકતા છે. જેવી રીતે ઢોરની ઓલાદ સારી પેદા કરવાની કાળજી રાખવામાં આવે છે, તેવીજ રીતે ઉત્તમ જાતના દૂધનો ઘણો જથ્થો ઓછા ખર્ચથી કેવી રીતે ઉત્પન્ન કરવો તેનો વિચાર થવો જોઇએ. દૂધ તથા તેમાંથી બનતા પદાર્થોની આવશ્યકતા ખોરાકમાં કેટલી બધી છે તે સામાન્ય રીતે લોકો સમજતા નથી. દૂધને બદલે ચાલી શકે એવો બીજો ખોરાકનો એકે પદાર્થ નથી તે માટે તેનો ઉપયોગ જેમ બને તેમ વધારે કરવો જોઇએ, અને તેને સસ્તુ કરવાને પ્રયત્ત કરવો જોઇએ. બાળકોનો તથા મોટાં માણસોના ખોરાકમાં દૂધ કેટલું ઉપયોગી છે તે લોકોને સમજાવવું જોઇએ. દૂધમાં રહેલાં તત્ત્વોની સરખામણી બીજા ખોરાક સાથે કરતાં તે ઘણું ઉત્તમ જણાય છે. બીજા ખોરાકની સાથે દૂધ લેવાથી પણ ઘણો લાભ છે, કારણ કે તે બીજા ખોરાકને સુધારે છે. તેથી માણસની તંદુરસ્તી સુધરે છે. આ માહિતીનો પ્રચાર આખા હિંદમાં થવો જોઇએ. "




# આપણા પુરાણોમાંના આદર્શરૂપ પુરુષો.

લેખિકા : સૌ. મુદ્રિકા અંજારિયા.



" ગુણસુંદરી "ના જુલાઇ ૧૯૨૪ ના અંકમાં ' વિવિધ વિષયો 'ના મથાળા નીચે કેટલાક લેખમાંથી ઉતારા આપેલા છે. તેમાં બ્હેન પ્રેમલીલાના લેખમાથી ઉતારો આપેલોછે. એમણે આપણા પુરાણોમાથી આદર્શરૂપ ગણાતા પુરુષો વિશે પોતાના કેટલાક અભિપ્રાય લખ્યા છે. અલબત એક સાધારણ સમજણવાળા મનુષ્યની દૃષ્ટિએ જોતાં જે આક્ષેપો એમણે એ આદર્શ પુરુષો ઉપર મૂક્યા છે, ત્હેનો ઇન્કાર થઇ શકે તેમ નથી એમ કોઇ માને; પણ તે આદર્શરૂપ પુરુષોના એ વિષમ પ્રસંગોએજ ત્હેમની કસોટી કાઢી, ત્હેમને આદર્શરૂપ ભારતમાં અને આખા જગતમાં અનંતકાળ માટે પ્રસિદ્ધ કર્યા છે. જેટલો ઉત્તમ પ્રતિનો ત્યાગ, જેટલે અંશે એ ત્યાગની પરાકાષ્ઠા તેટલે અંશે તે મનુષ્યનું તે વિષમ કસોટીમાંથી સફળ રીતે પસાર થવું-જીવન સાફલ્ય.

જીવનમાં મનુષ્ય માત્રને વિષમ પ્રસંગો આવેજ છે; અને એવા દુસ્તર પ્રસંગોમાંથી દરેક રીતે સહીસલામત ભાગ્યેજ તરી જવાય છે. એવી વિષમ કસોટીમાથી કસાતાં એકાદ તો અપવાદ અમુક અંશે આવી જાય; પણ તે અપવાદમાં તે મનુષ્યનો સ્વાર્થ વધારે સમાયેલો છે કે ત્યાગ, એ રહામા મનુષ્ય અથવા ત્હેને અનુસરનારે જોવાની-વિચારવાની જરૂર છે.

આ એક સામાન્ય નિયમ છે. એ નિયમાનુસાર આપણે ત્હેમના જીવનનું દર્શન કરિયે, અને તે પછીજ જો આપણને યોગ્ય લાગે તોજ એ પુરુષો આદર્શરૂપ કહેરાય કે નહિં, અથવા એમની ગણના એ પ્રમાણે કરવામાં કંઇ પક્ષપાત થયો છે કે કેમ ત્હેની ખાત્રી કરી શકાય.

એ પ્રમાણે કરતાં પુરુષો એ એમના સમયના જીવતાં જાગતાં આપણાં જેવાં જ મનુષ્યો હતાં, એ આપણે ભૂલવું ન જોઇએ. તેમજ તે પુરુષોના દેશ કાળ અને ભાવનાનો પણ વિચાર કરવો જોઇએ. તેમજ સમાજવ્યવસ્થા અને રૂઢિને પણ અમુક અંશે સ્થાન આપ્યા વગર નહિજ ચાલે; અને આ બધી સ્થિતિથી તેઓ પર હતાજ નહિં, એટલે તે સમયાનુસાર વર્તન કરનાર હતા. તેઓને પોતાના વર્તનમાં સમય અને સમાજનો વિચાર કરવાનું અનિવાર્ય હતું.

ઉપર કહ્યું તે પ્રમાણે એ મનુષ્યો હતા; અને મનુષ્ય માત્ર અપૂર્ણ છે-ભુલને પાત્ર છે. એ સિદ્ધાન્ત એમને પણ લાગુ પડે છે. ઇશ્વર સિવાય સૃષ્ટિમાં કંઇ સમ્પૂર્ણ છેજ નહિં, તે ન્યાયે એમનામાં પણ અપૂર્ણતા-ન્યૂનતા-ખામી-જે કહો તે હોયજ. એ જન્મ્યા ત્યારથી જ દેવ ન્હોતા, જન્મ્યા, પછી જ અમુક સદ્દગુણોના ઉત્તમ અંશો-દિવ્ય ગુણો કે દેવતાઇ અંશો-ને લીધે ત્હેમની દવમાં

ગણના થઈ–આદર્શરૂપ પુરુષો આપણે માટે ગણાયા. અને એજ અપવાદોએ સિદ્ધ કરી આપ્યું કે એ ઇશ્વર નથી–ઇશ્વર હોઇ શકેજ જ નહિ. ઉત્તમ કોટીના મુનુષ્ય દેવ છે અને એટલા માટે હેમની ગણના જનસમાજ માટે આદર્શરૂપ ગણાઇ.

**રામના** જીવનમાંથી **સીતાનો** ત્યાગ એ અપવાદ સામાન્ય નજરે જેટલો ક્રૂર, અક્ષમ્ય અને હૃદયવિદારક છે, તેટલેજ અંશે રામના ત્યાગની તે પરાકાષ્ઠા છે. પ્રજાના સુખની ખાતર **સીતાનો** ત્યાગ એ કંઇ જેવી હેવી વાત નથી. **રામનું** એકવચન, કુળનું વંશનું–પ્રજાને અભય વચન, સર્વસ્વનો ત્યાગ–પોતાની પત્નીનો પણ ત્યાગ-**સીતા રામને** શું ન્હોતી? સર્વસ્વ અને એ સર્વસ્વનોજ ત્યાગ! સીતા માટે યત્કિંચિત્ શંકાને સ્થાન હતું જ નહિં.

"સ્નેહ દયા સુખ ભોગવા, જાનકિ પણ કો કાળ,
લોક પ્રીતિ આરાધવા તજતાં દુઃખ ન લગાર"

**રામે** એ વચન એક વખત પ્રજાને માટે ઉચ્ચાર્યાં હતાં, જીવનમાં તેજ વિષમ પ્રસંગ પ્રાપ્ત થયો, અને કસોટીએ ચઢયા. કસોટીમાં કસાતાં **સીતાને**–પોતાના સર્વસ્વને–અન્યાય થયો. એ અન્યાય કરતાં રામને ભાન ન્હોતું તેમ નહિં:

" બાળપણાથી પ્રેમ ધરી મન
ઉછેરી પોષણ કરી, "
" સખ્યયોગથી દૂર વસ્યાની
લેશ વાત નવ ધરી—"
હૃદય હો તેજ પ્રિયા પરહરી.
" કસાઈ પાળી પોષી કપોતી
ઉર નિર્દય દે છરી "
" તેમ કપટથી આજ પ્રિયાને
મૃત્યુ મુખે દઉં હરી—"
હૃદય—"

**રામના** પોતાના વનવાસને પ્રસંગે **સીતાને** સાથે ન આવવા ઘણી રીતે સમજાવવાના પ્રયત્નો કર્યા તે પણ **સીતાને**-પોતાની હૃદયેશ્વરી હેવીને વનનાં દુઃખ સહન કરવાં ન પડે તેટલા માટે જ. પોતે ચૌદ વર્ષ જેટલો લાંબો કાળ ગમે તેમ કરી પુરૂષ હોઇ પસાર કરી શકશે, પણ **સીતા** જેવી રાજપુત્રી, રાજવધૂ, કોમળાંગી અબળા કેમ સહન કરી શકે એ ભાવશીજ. મનુષ્ય પોતે ગમે હેવા કષ્ટમાં પોતાનો સમય કાઢતો હોય પણ પોતાનાં વ્હાલામાં વ્હાલાં આપ્તજન હમ્મેશાં સુખ શાન્તિમાં રહે એમજ ઇચ્છે છે. પોતે પતિ હતા, પતિને છાયારૂપ જ પત્ની હોવી જોઇએ, સુખમાં દુઃખમાં પત્નીએ સાથે જ સુખ દુઃખ સહન કરવાં જોઇએ; અત્યાર સુધી સુખમાં, આનન્દમાં ભાગ લીધો હતો, તો હવે **સીતાએ** દુઃખમાં પણ ભાગ લેવો જ જોઇએ; **રામ** પતિ તરીકે **સીતાને** સાથે લઇ જવાનો આગ્રહ રાખી શકત, હુકમ કરી શકત પણ **ભાવનાને રામના** હૃદયમાં સ્થાન ન્હોતું. એવા વિચારની કલ્પના સરખી પણ રામને થઇ હોય એમ શંકા કરવાને પણ સ્થાન રહેતું નથી. કારણ **સીતાને** અયોધ્યામાંજ રહેવાનો આગ્રહ, તે **સીતાને** સુખ, શાન્તિ ને આરામ મળે તે માટે જ પણ **સીતાને** રામ વગર અયોધ્યા જંગલજ સૂકું વેરાન હતું, એટલે ત્યાં સુખ, શાન્તિ કે આરામ ન્હોતાં, તેથી **સીતાએ** રામની સાથેજ જવાનું પસંદ કર્યું.

બીજાના સુખની ખાતર પોતે દુઃખ વેઠવું, સહન કરવું કે ત્યાગ કરવો એ આર્યની ઉત્તમોત્તમ ભાવના છે. પોતાના ત્યાગમાં, પોતાની જાતનો, પત્ની, છોકરા, સગાંવ્હાલાં અને પોતાના સ્નેહીજનનો પણ સમાવેશ આપોઆપ થઇ જાય છે–માની

દેવામાં આવે છે. રામનો આ ત્યાગ તે સાથી ઉત્તમોત્તમ પ્રતિનો હતો. આના કરતાં બીજો વધારે કયો હોઇ શકે ?

સીતાનો ત્યાગ કર્યો એટલે સીતાને ગમે તેવે સ્થળે, ગમે તેની સાથે મોકલી દેવામાં ન્હોતાં આવ્યાં; પણ રામના સમ્પૂર્ણ વિશ્વાસપાત્ર, હમ્મેશા સુખદુઃખમાં કેવળ વડિલ બન્ધુ તરફ પ્રેમ, માન અને સેવાવૃત્તિથી સાથે રહેલ પોતાના ભાઇ લક્ષ્મણની* સાથે વાલ્મીકિ ઋષિના આશ્રમમાં મોકલ્યાં હતાં જ્યાં પવિત્ર વાતાવરણમાં, ઉત્તમોત્તમ સત્સંગમાં, ઋષિ અને ઋષિપત્નીઓના સહવાસમાં સીતા પોતાનો સમય સારી રીતે વ્યતીત કરી શકે. વળી ભવિષ્યમાં આવનાર નાજુક પ્રસંગ વખતે સીતાની શુશ્રૂષા માતાની પેઠે કાળજી અને લાગણીપૂર્વક ઋષિપત્નીઓ લઈ શકે, દુઃખને સમયે ત્હેમને સાન્ત્વન આપી શકે, અને બાળકને વાલ્મીકિ ઋષિના જેવા ગુરુ પાસેથી સંસ્કાર અને શિક્ષણ મળે એ પણ લક્ષમાં હોવુ જોઇએ. કારણ લક્ષ્મણ સીતાને મૂકી જતી વખત વાલ્મીકિનો આશ્રમ બતાવીને જ ચાલ્યા જાય છે. *

સૌથી વધારે તો એજ કે એ છેવટની વદાય વખત–છેલ્લી વસમી વદાય વખત–રામ પોતે હાજર રહી શકતા નથી. કારણ એ પ્રસંગ, એ દુઃખ, એ સમય–બધું રામને અસહ્ય હતું.

સીતાનો અગ્નિપ્રવેશ એ સીતાને શુદ્ધ કરવા માટે કે પોતાના મનને માટે નથા; પોતાની સીતા પોતાને મન જેવી પવિત્ર છે ત્હેવીજ જગત પણ ત્હેને જુવે ને માને. પોતાની સીતાના પવિત્ર ચારિત્ર્યમાં કોઇને પણ શંકા રહે–હોય–તે રામને મન અસહ્ય હતું; અને તેટલાજ માટે સીતા દોષરહિત છે, પવિત્ર છે એ સાબીત કરવા બીજા પાસે નાવવાજ–અગ્નિપ્રવેશની કસોટી કરવામાં આવી. આપણે એક દાખલો લઇએ.

આપણાં સ્વજન મૃત્યુવશ થતાં આપણે જાણીએ છીએ કે ત્હેમને અગ્નિસંસ્કાર શિવાય બીજો છુટકો–રસ્તોજ નથી, છતાં પણ એ અગ્નિસંસ્કારની કલ્પના કરતાં પણ આપણને કેટલું દુઃખ થાય છે; તો જીવતા મનુષ્યને અને ત્હેમાં સીતાને અગ્નિપ્રવેશ કરવાનું કહેતાં રામને શું થયું હશે. તેની કલ્પના પણ આપણાથી થઇ શકતી નથી. અને ખરેખર કવિ કહે છે તેજ પ્રમાણે અલૌકિક પુરુષના મનને કોણ પારખી શકે છે ! તેઓનાં મન વજ્રથી પણ કઠિન અને ફૂલથી પણ કોમળ છે એ વાત આવાજ દાખલાઓ પરથી સાબીત થાય છે.

રામનું હૃદય એટલું બધું નિષ્ઠુર ન્હોતું એ કાંઇ ન સ્વીકારાય તેવી વાત નથી. સીતાના હરણ પછીના અને સીતાના ત્યાગ પછીના ઘણા ઘણા પ્રસંગોએ રામની હૃદયવ્યથા એટલી બધી તીવ્ર છે કે તે વાંચતાં આપણને પણ અત્યન્ત લાગણી થઇ જાય છે.

રામ ધારત તો સીતાનો ત્યાગ કર્યા પછી પોતે દેશકાળને અનુસરી ફરી લગ્ન કરી શકત. રામને કોઇ વાતની ખોટ ન્હોતી અને કુટુમ્બમાં પોતાનાજ પિતાને ત્રણ રાણીઓ હતી, પણ કેવળ સીતા પ્રતિના અસીમ પ્રેમને લીધેજ રામે સીતાના ત્યાગ પછી પોતે પણ સુખ વૈભવનો ત્યાગ કરી

* લક્ષ્મણનો પણ ત્યાગનો દાખલો જેવો તેવો નથી. એમણે પણ ચૌદ વર્ષ પોતાની પત્નીને એકલી મૂકી મ્હોટા ભાઇ અને ભાભી સાથે વનમાં દુઃખનાં ગાળ્યાં; ભાઇ અને ભાભી તરફનું કર્તવ્ય બજાવવા જતા પત્નીનો અનાદર કર્યો એમ આરોપ મૂકી શકાય ખરો ?

* આ બાબતના પ્રમાણ માટે વાલ્મીકિ રામાયણ પ્રત્યક્ષ છે.

પોતાના રાજા તરીકેના કર્તવ્ય અને સીતાના સ્મરણમાં જ પોતાનો કાળક્ષેપ કરી યંત્રવત્ જીવન વ્યતિત કર્યું છે. એ જીવનમાં અને કર્તવ્યમાં રસ ન્હોતો, આનંદ ન્હોતો, જે એકવચને સીતાનો ત્યાગ કરાવ્યો તેજ એકવચને એક અખંડ પત્નીવ્રત પણ પળાવ્યું. રામનું એકવચન, એક બાણુ અને એક પત્નીવ્રત હજી પણ સુવિદિતજ છે, અને અનંતકાળ સુધી તેવુંજ રહેશે.

રામના આદર્શરૂપ સૌમ્ય સુચરિતમાં સીતાનો ત્યાગ એ એક અપવાદ-સામાન્ય માણસની સમજ પ્રમાણે એક અપવાદજ છે. જગત્ પણ સારા નરસાનો વિચાર કરી શકે છે અને ખરાખોટાની તુલના કરી શકે છે અને તેથીજ જ્યાં સુધી જગત રહેશે, જ્યાં સુધી ઇતિહાસ રહેશે, પુરાણ રહેશે, ત્યાં સુધી મનુષ્યના સ્મૃતિપટ ઉપર રામ એક આદર્શરૂપ રાજા હતા એ ચિત્ર તાજું અને તાજુંજ રહેશે: કારણ કે એ ત્યાગમાં સ્વાર્થ નહિં પણ ત્યાગની પરાકાષ્ટા હતી. પ્રજાના સુખની ખાતર, પોતાની એ ફરજની ખાતર, સર્વસ્વનો ત્યાગ એ ભાવના રામમાં એટલી બધી ઉત્કૃષ્ટ હતી કે સમય આવ્યે ત્હેનું પાલન કરવામાં જરા પણ સંકોચ કે આનાકાની થઇ ન્હોતી. અને એજ ધીર પુરુષનું લક્ષણ. રાજા તરીકેના કર્તવ્યોને લીધે સીતાનો ત્યાગ એ માટે જનસમાજ રામ તરફ ઘૃણા અથવા તિરસ્કારથી નહિં જુવે. ત્હેમના તરફ અનુકમ્પા રાખી જનસમાજ રામના દુઃખમાં જાણે સમભાગી બનતો હોય તે પ્રમાણે બની જાઇ રામની આદર્શરૂપ પુરૂષમાં ગણના કરે ત્હેમાં જરા પણ નવાઇ નથીજ. સીતાનો ત્યાગ એ જનસમાજની દૃષ્ટિમાં રામના દોષ કરતાં રામના ત્યાગના જ્વલન્ત દૃષ્ટાન્ત તરીકે રહ્યો છે અને રહેશે. તેમજ એ ઉપરથી મનુષ્ય શીખે છે કે મનુષ્યમાંથીજ દેવ થવાય છે અને એ કોટિયે પહોંચવાને કેટલો ત્યાગ જોઇએ છીએ. ત્યાગ કેવળ ભાવનામાંજ રહેવો નથી જોઇતો પણ સમય આવ્યે વિના સંકોચે કૃતિમાં પ્રત્યક્ષ કરવો પડે છે અને તે ત્યાગ કરી, પોતાની પ્રજા તરફના કર્તવ્યનું પરિપાલન કરી, બોલેલું વચન પાળી જગતને જીવનમાં ભાવના પ્રમાણે વર્તવાનો સચોટ દાખલો આપ્યો છે. ભાવના પ્રમાણે વર્તન કરવામાં માનસિક વ્યથા અને અનેક શારીરિક કષ્ટો સહન કરવા પડે છે તે સહન કરવા માટે મનુષ્યમાં ધૈર્ય, સહનશીલતા, ક્ષમા અને ઉદારતા જેવા સદ્ગુણો આવશ્યક છે; અને એવા સદ્ગુણો રામના ચરિત્રમાંથી આપણને સહજે મળી આવે છે માટે જ તે આપણે માટે આદર્શરૂપ પુરુષ છે *

* આપણા પુરાણોમાં પુરાણ લખનારાઓએ આદર્શરૂપ પુરુષોનાં જીવનચરિત લખતી વખત ત્હેમાં ચમત્કાર વર્ણવ્યા છે તેમ ત્હેમની ખામીઓ-દોષ પણ બતાવ્યા છે, જેથી આપણે ત્હેમની ગણના આદર્શરૂપ પુરુષોમાં કરતાં પ્હેલાં ત્હેમના ગુણ અને દોષ બન્નેથી સારી રીતે વાકેફગાર બની શકીએ છીએ.

રામની પેઠે યુધિષ્ઠિરનો ત્યાગ પણ ઉત્તમ પ્રતિનોજ હતો. નળ રાજાની ગણના દેવ તરીકે ખાસ થયેલી સાંભળી નથી એ તો પૌરાણિક કથા આખ્યાન છે. મનુષ્યથી ભૂલ ન જ થાય એ સંભવિત નથી. એ થયા પછી પણ એ સુધારવી અને જીવન ઉન્નત બનાવવા યત્ન કરવો એમાં જ ખરું મનુષ્યત્વ સમાયેલું છે.





# વનનો મોરલો.

## (ગુજરાતના કંઠસ્થ લોકગીત.)

સંપાદિકાઃ સૌ. દીપકબા દેસાઇ.

ઉંચાં નિચાં આંબલીયાનાં ડાળ જો,
નિચાં તે સરોવર જલે ભર્યાંઃ
સોના બેડું ને રૂપલીયા ઉઢાણી જો,
રાજાની રાણી રે પાણીડાં સંચર્યાં—૧.

રાણી ભરે ને મોરલો ઢોળી નાંખે જો,
કુવાને કાંઠે રે વ્હાણાં વહિ ગયાંઃ
ગામના લોકે રાજાને સંભળાવ્યું જો,
તમારી રાણી રે મોર સંગે રમે—૨

રાજાજીએ તૈયાર કરી છે સ્વારી જો,
સોળસેં ઘોડા ને નવસેં હાથીઓઃ
સોના કામઠડી ને રૂપાનું છે તીર જો,
રાજાજી ચાલ્યા રે મોરને મારવા—૩.

બારીયે બેઠાં રાણીજી એમ બોલ્યાં જો,
" સાંભળો રાજાજી ! મ્હારી વિનતી:
મારજો મારજો હરણ હજાર જો,
એક ના મારશો રે વનનો મોરલો"—૪

રાણી પ્રત્યે રાજાજી પછી બોલ્યા જો,
"સાંભળો રાણી ! વચન એકજ માહરૂંઃ
નહીં મારૂં હું રાણી હરણ હજાર જો,
શોધીને મારીશ રે વનનો મોરલો"—૫

એવું કહીને રાજાજી તો ચાલ્યા જો,
આવીને ઉભા રે વન મેદાનમાંઃ
સોના કામઠડી ને રૂપાનું છે તીર જો,
તાણીને માર્યું રે મોરના તનમાં—૬.

તીર વાગ્યું ને તરફડી પડીયો મોર જો,
મરતાં ને બોલ્યો રે મોરલો મુખથીઃ
" સ્નેહની ખાતર જીવ અર્પું છું તુજને જો,
ફરીને જન્મે રાણી ! મળજો મુજને"—૭

મોરલીયાને ચાર બળદે તાણ્યો જો,
ગાડામાં ઘાલીને મોર ઘેર આણીયોઃ
ઉઠો રાણીજી ! દરવાજો ઉઘાડો જો,
તમારો આવ્યો રે વનનો મોરલો—૮.

રાણીજી ત્યૂ રાજા પ્રત્યે બોલ્યાં જો,
"જીવતો કે મુવેલો મોર ઘેર આણીયો!"
" રાણીજી ! હમે રમત રમો એક વાર જો,
જોવાની ઇચ્છા રે મ્હારા મનમાં"—૯.

રાણીએ પછી દરવાજો ઉઘાડયો જો,
ગાડામાં મુવેલો મોર દ્રષ્ટે પડયોઃ
મોરને દેખી ધરણી ઢળીયાં રાણી જો,
મૂર્છા તો વળી રે ઘડી બે ચારમાં—૧૦

" પ્રીતિ કારણ પ્રાણ તજે એ મોર જો,
પક્ષીથી ભૂંડી રે માનવ જાત છેઃ
તુજ મરણ જોઇ પ્રાણ ગયો નહીં મ્હારો જો,
ધિઃક જીવતર મ્હારૂં રે આ સંસારમાં"-૧૧.

રાણી રૂવે ને રાજાજી મનાવે જો,
રૂમાલને છેડે રે આંસુડાં લ્હુવેઃ
"કહો તો રાણીજી ! ઉંચા મ્હેલ ચણાવું જો,
ઝરૂખે ચિતરાવું રે વનનો મોરલો"—૧૨.

" ઘેલા રાજાજી ! ઘેલું તે શું બોલો જો,
સુતારના ચિતરેલા મોર કેમ બોલશે ?
બોલે નહીં ને દેખી બળવું મ્હારે જો,
પ્રાણ જવા ઘટે રે આ પળ આ ઘડી"-૧૩.

" કહો તો રાણીજી ! ઝુમણું ઝાલ ઘડાવું જો,
પાંદડીએ કોતરાવું રે વનનો મોરલોઃ "
" ચતુરશિરોમણિ રાજાજી ! શું બોલો જો,
સોનીના કોતરેલા મોર કેમ બોલશે ?-૧૪.

પ્રાણપતિ ! નવ ઘટેજ હમને આવું જો,
મુજ અબળાને બાળ્યે તમને શું મળ્યું ?"
" કહો તો રાણીજી ! આછા સાળુ ખિલાવું જો
પાલવડે છપાવું રે વનનો મોરલો."-૧૫

" સકળ ગુણ સંપૂર્ણ ! હમે શું બોલો જો,
છીપાના છાપેલા મોર કેમ બોલશે ?
પક્ષી જાતે અજ્ઞાની તે જાણો જો,
કપટ કંઈ હોતું રે એમાં એવડું"-૧૬.

રઢ લાગી મ્હને બોલ એક એનાની જો,
બોલીની પ્રીતીએ અમે બંધાઇ ગયાં.
વિચાર્યું નહીં હમેજ મનમાં એહ જો,
સાહસકામ કરી આવ્યા આ શું સાહેબા?" ૧૭.

---

વિના જરૂરે સર્વનામમાં અને અવ્યયમાં 'હ' ઘુસાડવો નહિં. પણ જ્યાં ખરેખરો શબ્દમાં 'હ' આવતો હોય ત્યાંથી કહાડી નાખી ને આપણે ન બોલતાં હોઇએ એવા શબ્દો દાખલ કરવાનો શો અર્થ ? "કાઢવું" "ચઢવું" "મોઢું" એ શબ્દો કાઠિયાવાડમાં વપરાય છે પણ ગુજરાતમાં તો એ પ્રમાણે બોલવામાં આવતુંજ નથી તો પછી શા માટે એ પ્રમાણે લખવા ?

અત્યારે ત્રણ જુદી જુદી દિશામાંથી એકધારી જોડણી કરવાનો પ્રયત્ન થાય છેઃ એક, મુંબાઇની સાહિત્ય સંસદ તરફથી, બીજો, સાહિત્ય પરિષદ તરફથી અને ત્રીજો ગુજરાત વિદ્યાપીઠ તરફથી. આ ત્રણે સંસ્થાઓ ભેગી મળીને શાસ્ત્રીય પદ્ધતિથી કાયમની જોડણી અને કોષ રચે તો ગુજરાતી ભાષાને બહુજ મોટો લાભ થાય.

**ચતુર સુંદર ગુર્જર ગરબાવળી**-છપાવી પ્રસિદ્ધ કરનારઃ હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર, અમદાવાદ. કીંમત રૂ. ૦-૧૨-૦.

છેલ્લાં ચાર પાંચ વર્ષથી ઘણી જાતની ગરબાવળીઓ તેમજ ગરબા સંગ્રહ બ્હાર પડયા છે. પરંતુ આ ગરબાવળી એ સંગ્રહો કરતા કંઇક જુદી પડે એમ છે, કારણ કે આમાં લગભગ બધાં જ જુના વખતના ગરબાઓ છાપ્યા છે. આ ગરબાવળીમાંના કેટલાક ગરબાઓ હજી નવરાત્રીના દિવસોમાં ગવાય છે. પરંતુ ઘણાખરા તો અત્યારે લગભગ ભૂલાઇ ગયા છે. વર્તમાન સમયના કવિઓના ગરબાઓ જેવા રસિક, વિધવિધતા વાળા અને મધુર ગરબાઓ આ ગરબાવળીમાં જોવામાં આવતા નથી. જુના કાળના ગરબાઓ આપણને તો નિરસ, હદપાર લાંબા અને એકસ્વરના ( Monotonous ) લાગે છે. અને તેથી આ ગરબાવળીના ગરબા હાલના વખતમાં ગાવા માટે ઉપયોગી થાય એ તો સંભવિત નથી. તો પણ એમ તો નાજ કહી શકાય કે આ સંગ્રહ છેક નિરૂપયોગી છે. જુનાં થઇ ગએલાં લોકગીત આ પ્રમાણે છપાવીને પ્રસિદ્ધ ના થાય તો કદાચ થોડા સમય પછી એ સમૂળગા ભૂલાઇ જવાનો સંભવ રહે છે. ચોપડીના પાછલા ભાગમાં "વૈવાહિક મંગળ ગીત" છાપ્યાં છે. આમાંના ઘણાખરા લગ્નગીતો હાલના વખતમાં ગવાતાં હોય એવાંજ છે.

**પ્રભુતાને પંથે**:-ભાષાંતર કર્તાઃ વિષ્ણુપ્રસાદ ત્ર્યંબકરાય દેસાઇ, બી. એ. મૂલ્ય રૂ. ૦-૬-૦.

"થોટસ ફ્રોમ ટ્રાઇન" નામના અંગ્રેજી પુસ્તકનું આ ભાષાંતર છે આ પુસ્તકમાં ખાસ નવું જાણવા જેવું કાંઇ નથી. જે વિચારો એમાં દર્શાવેલા છે તે બધા આપણે ઘણી વખત સાંભળેલા અને વાંચેલા છે. ઉદાહરણ તરીકે "વિશ્વના દરેક ધર્મમાં એક સુવર્ણ સૂત્ર રહેલું છે," "સર્વ જીવન અંદરથી બ્હાર આવે છે" "અનુભવ ઉપરથી શીખો," "આફતમાં અડગ રહેવું," "પોતાની કિમ્મત યોગ્ય રીતે આંકો", વિગેરે ઉપર બતાવેલા અને તેવી જાતનાં બીજા મથાળાં હેઠળ ન્હાના ન્હાના પેરાગ્રાફ લખીને આ પુસ્તક રચ્યું છે. ભય અને શ્રદ્ધા, આંતરિક શક્તિ, ઇશ્વરી પ્રેરણા, સર્વ સામાન્ય સ્નેહ, બ્રહ્મપ્રાપ્તિ વિગેરે વિષયો ઉપર આ પુસ્તકમાં વિવેચન કર્યું છે, પરંતુ કોઇ પણ સ્થળે ખાસ વિચારની વિશેષતા જણાતી નથી.

**નિર્મળા**-લખનારઃ શ્રીયુત ચતુર્ભૂજ માણેકેશ્વર ભટ્ટ. પ્રસિદ્ધ કર્તાઃ શ્રીયુત સોમાલાલ મંગળદાસ શાહ, અમદાવાદ. કીંમત રૂ. ૨-૦-૦.

ગુજરાતી સાહિત્યની સાધારણ વર્ગની સાંસારિક નવલકથાઓના વિભાગમાં આ ચોપડીનું સ્થાન છે. હિંદુ સંસારના અનેક દુષ્ટ રિવાજો અને તેને પરિણામે ઉદ્ભવતા દુઃખો શમાવવાના ઉપાયો સુચવવાના હેતુથી આ કથા લખાઇ છે. પ્રસ્તાવનામાં લેખક લખે છે કે "સ્ત્રી શિક્ષણ પુરૂષોને આપવાના જેટલુંજ ઉપયોગી નહિં પરંતુ તેથી વિશેષ ઉપયોગી છે એ માન્યતા ધરાવનારો વર્ગ મોટો થવા પામે, અને સુશિક્ષિત સ્ત્રીઓના પ્રયત્નો, પૂર્વનો વર્ણાશ્રમધર્મ પુનરપિ સંસ્થાપિત કરવાના પુરૂષોના પ્રયત્નોમાં ભળે, અને તેમ કરવાથીજ હિંદુઓનાં હાલનાં અનેક સાંસારિક અનિષ્ટો શમવા પામશે, એ સ્વપ્ન તરંગોથી પ્રેરાઇ આ કથા રજુ કરવાની અનુજ્ઞા લઉં છું." જે બે આશયથી પ્રેરાઇને આ ચોપડી લખાઇ છે તે જેટલી ઉત્તમ છે તેટલીજ જો આખી નવલકથા ઉત્તમ હોત તો એ ગુજરાતી સાહિત્યમાં સારૂં સ્થાન મેળવી શકત. આ વાર્તાના ત્રણ સ્ત્રી પાત્રો સ્હેજ ધ્યાનાકર્ષક એવાં છેઃ ભદ્રબાલા, સરયુ અને નિર્મળા.

સૌ. સૌદામિની મ્હેતા. ( બી એ. )




## હિન્દ.

બ્હેન જયાબ્હેન ખાંડવાળા ગુજરાતી હિન્દુ સ્ત્રાઓમાં એમ. બી. બી., એસ. ની પરીક્ષા પાસ કરનાર પ્હેલાંજ સન્નારી છે. તેમને આ માટે અભિનંદન આપવાને સાંતાક્રુઝના ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ તરફથી તા. ૧૮ મી ફેબ્રુઆરીને દિવસે એક મેળાવડો થયો હતો. પ્રમુખસ્થાન સૌ. બચુબ્હેન ધરમસી ઠક્કરને આપવામાં આવ્યું હતું. તેમણે તથા અન્ય સન્નારીઓએ વિવેચન કરતાં ગુજરાતમાં સ્ત્રી ડૅાક્ટરોની કેટલી જરૂર છે તે કહ્યું હતું. ડૉ. જયાબ્હેનને હાર તોરા આપી મેળાવડો વિસર્જન થયો હતો.

× ×

સ્વગસ્થ દેશભક્ત ગોપાળ કૃષ્ણ ગોખલેની સંવત્સરી તથા ભગિની સમાજની સ્થાપનાનો દિવસ ઉજવવા માટે તા. ૧૯ મી ફેબ્રુઆરીને દિવસે ભગિની સમાજ બાલજ્ઞાન મંદિરમાં એક મેળાવડો ભરવામાં આવ્યો હતો. પ્રમુખપદ શ્રીમતી સરોજિની નાઇડુને આપવામાં આવ્યું હતું. સમાજની સ્ત્રી વિદ્યાર્થીઓએ પ્રસંગોચિત ગીત ગાયાં હતા. અમદાવાદથી સૌ. વિદ્યાગૌરી રમણભાઇ નીલકંઠ લખી મોકલેલો સંદેશો વાંચી સંભળાવવામાં આવ્યો હતો સેક્રેટરી રા. કરસનદાસ ચીતલીઆએ વાર્ષિક રીપોર્ટ વાંચી સંભળાવ્યો હતો.

× × ×

સ્વગસ્થ સર ગોકળદાસ કહાનદાસ પારેખના અવસાન માટે દીલગીરીનો ઠરાવ પસાર કરવા ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળની મેનેજીંગ કમીટીની એક ખાસ સભા તા. ૨૭ મી ફેબ્રુઆરીને દિવસે મંડળના હોલમાં સૌ. લેડી લક્ષ્મીબાઈ જગમોહનદાસને પ્રમુખપદે મળી હતી. તે સભાએ પસાર કરેલા ઠરાવની એક નકલ સ્વગર્સ્થનાં પત્ની લેડી પરસન બ્હેન પર મોકલવામાં આવી હતી.


ડૉ. જયાબ્હેન ખાંડવાળા, એમ.બી.બી.,એસ.

× ×

સુલેહના અમલદારો (જસ્ટીસ ઓફ ધી પીસ)ની નવી યાદી થોડા વખતપર સરકારી ગેઝેટમાં બહાર પડી હતી. તેમાં પાંચ સન્નારીઓનાં નામ છેઃ મિસ એફ. એમ. ચીનાઇ, મિસ બી. એન્જીનીઅર, મીસીસ માણેકલાલ પ્રેમચંદ, ડૅા. મિસ કાશીબાઇ નવરંગે. ડૅા. મિસ ટનર વૅાટ્સ.

× ×

સુરતના એક સોની રતનલાલે પુર્નલગ્ન કરેલું. તેની છોકરીનાં લગ્ન ડભોઇના કોઇ માણસ જોડે કાંઇ ખાવા લઇ ઠરાવેલાં. જાન લઇ વર રાજા સુરત આવ્યા એટલે

ત્રાવણકોર રાજ્યમાં એક પછી એક એમ અનેક સુધારા થતા જાય છે. અત્યાર સુધીમાં તાયર લોકોમાં એક ઉપર અનેક સ્ત્રી પરણવાનો દુષ્ટ રીવાજ ચાલતો, પરન્તુ ઓગષ્ટ માસમાં એ કલંક એક કલમને ઝટકેજ સાફ થઇ જશે.

× × ×

કોચીન રાજ્યની ધારાસભાની ચુંટણીનું પરિણામ જાહેર થતાં જણાય છે કે બીન સરકારી સભ્યોમાં એક બાનુ સભાસદ છે. તેમનું નામ શ્રીમતી માધવી અમ્મા છે.

× × ×

અનંતપુર જીલ્લાના ધર્માવરમ ગામમાં એક માદીકરી રહેતાં હતાં. માનો વિચાર એવો હતો કે દીકરીને પોતાના દૂરના એક સગા જોડે પરણાવી દેવી. એ માણસ અષ્ટાવક્ર હતો, તેથી છોકરીને જરાએ ગમતો નહોતો. માનો વિચાર ખબર પડતાંજ તે ચબરાક છોકરીએ પોતાનો મનમાન્યો જુવાનીઓ પસંદ કરીને લગ્ન કરી લીધાં! આથી માને પગથી માથા લગી આગ સળગી ઉઠી. તેણે તરતજ મેજીસ્ટ્રેટને અરજી કરી કે છોકરી નાની ઉમરની છે. તે લગ્ન રદ કરવાં જોઇએ. લગ્ન ખોટા ઠરાવવા મેજીસ્ટ્રેટ ન્યાયનેઆસને બેઠા છોકરીને પૂછતાં તેણે ખુલાસા કર્યા અને કહ્યું કે "મને મારો પરણેલો ધણી ગમે છે અને તેને હું ગમું છું. અમે લગ્ન કર્યાં છે. મારા સંસાર સુખમાં કાયદો શા માટે આડો આવે"? મેજીસ્ટ્રેટ આ હિંમતભર્યો જવાબ સાંભળી આશ્ચર્યચકિત થઇ ગયા. પણ કાયદા પ્રમાણે છોકરી ૧૮ વર્ષની અંદરની હોવાથી નામની પણ સજા કરવી જોઇએ એટલે રૂ. ૫૦ દંડ અને કોર્ટ ઉઠતાં લગી બહાર જવાની બંધીની સજા કરી.

× × ×

બંગાળના એક પત્રપરથી જણાયછે કે બાબુ ચરણસેનની પત્નીએ એક અદભૂત બાળાને જન્મ આપ્યો હતો. આ બાળાને એક અસાધારણ મોટી આંખ હતી અને પાંચ માથાં હતાં. શરીરના બીજા બધા અવયવો મનુષ્ય જેવાજ હતા. તે બાળા ચાર કલાક જીવીને મરણ પામી હતી

## એશિયા.

રંગુનની અદાલતમાં મીસીસ જીલુમ બેકરે પોતાના ધણી જોન બેકર અને તેની પહેલી વારની સ્ત્રી મિસિસ ક્રિષ્ટાબેલ માર્યા ઉપર એક સ્ત્રી જીવતી છતાં છેતરીને બીજીને પરણવાના ખ્રિસ્તી કાયદા પ્રમાણેના ગુનાહ માટે ફરિયાદ નોંધાવી છે. મિ. જોન બેકરે ૧૯૧૧ માં મુંબાઇમાં નર્સનું કામ કરનારી ક્રિષ્ટાબેલ સાથે લગ્ન કર્યાં હતાં. તે પછી રંગુન જઇને પોતાની સ્ત્રી મરી ગઇ છે એમ જાહેર કરી મીસીસ જીલુમને છેતરીને તેની સાથે લગ્ન કર્યાં. તે પછી ક્રિષ્ટાબેલ રંગુન આવી પહોંચી. તેના ધણી બેકરે પહેલા લગ્નની વાત છુપી રાખવાનું તેને કહ્યું, અને તે સ્ત્રીએ વાત બહાર પાડી નહિ. તે પાછી મુંબાઇ ચાલી આવી. તે મુંબાઇની જે. જે. હૉસ્પિટલમાં નર્સનું કામ કરે છે. જોન બેકરે તેનાપર પત્રો લખી પાપ છુપાવવાની ભલામણ કરી હતી. આ પોકળ આખરે પકડાઇ ગયું છે, અને રંગુનના મેજીસ્ટ્રેટે ક્રિષ્ટાબેલને પકડી મંગાવવા માટે તારથી વારંટ મોકલ્યું છે.

× × ×

જાપાનમાં સ્ત્રી મતાધિકાર મંડળની એક પરિષદ આકાસાકા શહેરમાં ભરાઇ હતી. મિસિસ કુલુશિરોને પ્રમુખપદ આપવામાં આવ્યું હતું. સ્ત્રીમતાધિકારના વિષયનું જ્ઞાન શહેરમાં ફેલાવા માટે ખાસ વક્તાઓને શિક્ષણ આપીને તૈયાર કરવા એવો ઠરાવ થયો હતો. દર મહિને કેટલી પ્રગતિ થઇ છે તે જાણવા માટે આ મંડળની સભા મહિનામાં બે વખત મેળવવી એવો નિશ્ચય થયો હતો.

## આફ્રિકા.

મીસીસ ગ્રીન નામની ડબ્લીનની સ્ત્રી આફ્રિકામાં કોંગોથી કેન્યા સુધી ચાલીને જતી હતી. એક અભણ્યા દેશી માણસને સાથે રાખીને બંદુકથી શિકાર કરતી હતી. રસ્તામાં તેમને એક ગેંડો મળ્યો. તેની સામે મીસીસ ગ્રીને સાત આઠ ગોળીબાર કર્યા. પણ તેને લીધે ગેંડાએ વધારે ખીજવાઇને તેનાપર હુમલો કર્યો અને તેને મારી નાંખી. તેજ દિવસે પાછળથી કૅપ્ટન એટકિન્સ નામનો પુરૂષ પોતાની સ્ત્રી સાથે એ જગાએ આવી પહોંચ્યો. તેને ગેંડાની કંઇ ખબર નહોતી. તેમની મોટર આવી એટલે ગેંડાએ તેનાપર હુમલો કર્યો. કૅપ્ટન એટકિન્સે પોતાનો કોટ કહાડીને ગેંડાની આંખે બાંધ

વાનો પ્રયત્ન કર્યો. પણ ગેંડાએ તેને કચરીને મારી નાંખ્યો. તેની સ્ત્રી બચી ગઇ.

× × ×

ઇજીપ્ટની સ્ત્રીઓની ઉન્નતિ કરવા માટે ત્યાંની જાણીતી સન્નારીઓએ ફ્રેંચ ભાષામાં એક માસિક કહાડવા માંડયું છે, તેનો ઉદ્દેશ એવો છે કે ત્યાંની સ્ત્રીઓમાં ભગિની ભાવ વધારવો, રાષ્ટ્રીય ભાવનાને પોષણ આપવું, સ્વદેશાભિમાન વધારવું વગા સ્ત્રીઓની હીલચાલના સમાચાર પ્રગટ કરવા.

× × ×

## યૂરપ.

હિંદમાંથી જે સ્ત્રી વિદ્યાર્થીઓ અભ્યાસ કરવા માટે ઇંગ્લંડ જાય છે, તેમને ઘણીવાર કૉલેજમાં દાખલ થવાની તથા રહેવાની સગવડ માટે મુશ્કેલી પડે છે. હિંદના હાઇ કમીશ્નર સર અતુલચંદ્ર ચેટરજી કહે છે કે આવી સ્ત્રીઓએ થોડા વખત પ્હેલાંથી પોતાના આગમન બાબત ઇંગ્લંડમાં ખબર આપવી જોઇએ. ઇંગ્લંડમાં સ્ત્રીઓનાં છાત્રાલય ઘણાં થોડાં છે. જે સ્ત્રીઓ સરકારી અથવા યુનિવર્સિટીની સ્કૉલરશિપ લઇને ઇંગ્લંડમાં અભ્યાસ કરવા જતી હોય તેમણે આ બાબત ખાસ ધ્યાન આપવું જોઇએ.

× × ×

મહુમ સર જ્યોર્જ ટ્રેગનલની ૨૮ વર્ષની પુત્રી મિસ વેરા ટ્રેગનલે સસેક્સ પરગણામાં સાદા જીવનનું સંસ્થાન સ્થાપવા માટે પોતાની બધી મીલ્કત આપી દીધી છે.

× × ×

લંડનમાં ગયા નવા વર્ષને દિવસે એલન ટેરી, મીસીસ ફ્રૂસેટ, તથા મિસ ઑલ્ડિચ એકેક નામની ત્રણ સન્નારીઓને 'ડેમ'નો ઇલકાબ મળ્યો હતો. તેમને માન આપવા માટે તા. ૧૦ મી ફેબ્રુઆરીને દિવસે કેંરિજીઝ હોટેલમાં એક હજાર સ્ત્રીઓ એકઠી થઇ હતી.

× × ×

મીસ એલન વીલ્કીનસન નામના ઇંગ્લંડની પાર્લમેન્ટના સભાસદ હાલમાં "સ્ત્રીઓની ઔદ્યોગિક પ્રવૃતિઓને લગતાં મંડળો" છે તેની ચાલુ સમગ્ર કમીટીના પ્રમુખ નીમાયા છે. આ પહેલાં આ જગ્યાએ મીસીસ હેરીસન બેલ નામનાં બાનુ હતાં, જેણે રાજીનામું આપ્યું છે. આ કમીટીના જે પ્રમુખ હોય તે ઇંગ્લંડની બધી કામદાર સ્ત્રીઓની રાષ્ટ્રિય પરિષદ દર વર્ષ મળે છે તેના પ્રમુખ તરીકે પણ કામ કરે છે. આ વખતે તે પરિષદ બર્મીંગહામમાં મે મહિનાની તા. ૨૭ મી ને ૨૮ મી એ મળનાર છે.

× × ×

ઇંગ્લંડની પાર્લમેન્ટમાં પરદેશીઓ સાથે લગ્નથી જોડાનાર અંગ્રેજ સ્ત્રીઓને તેમના રાષ્ટ્ર હક્કોનો લાભ મળવો જોઇએ એવો ઠરાવ મૂકાતાં, તેના ઉપર લંબાણથી ચર્ચા થઇને આખરે એ ઠરાવ પસાર થયો હતો.

× × ×

ઇંગ્લંડના કામદાર પક્ષના સભાસદ મી. વ્હીટલેએ ૨૧ વર્ષની ઉમરની સઘળી સ્ત્રીઓને પુરૂષોની માફક ભેદભાવ વગર મતાધિકાર આપવાનો રજુ કરેલો ખરડો બીજી વારના વાંચનમાંથી પસાર કરવાની દરખાસ્ત રજુ કરી હતી. તેમણે જણાવ્યું કે ઓસ્ટ્રેલીયા, ન્યુઝીલેન્ડ અને આઇરીશ ફ્રી સ્ટેટમાં પુખ્ત વયનાં સઘળાં સ્ત્રી પુરૂષોને મતનો હક છે. પછી એક બે જણાનો ટેકો મળ્યા બાદ સર જોયન્સન હીક્સે સરકાર તરફથી ખરડો રદ કરવાની દરખાસ્ત રજુ કરી જણાવ્યું કે જો ખરડો પસાર થશે તો કાયદાનું ને કારોબારનું અગત્યનું કામ અટકી પડશે તથા મત આપનારા પુરૂષો કરતાં મત આપનારી સ્ત્રીઓની સંખ્યા ૨૦ લાખ જેટલી વધી જશે. તે પછી કેટલીક ચર્ચા પછી તે ખરડો બીજી વારના વાંચનમાંથી પસાર કરવાની દરખાસ્ત ૧૫૩ વિરૂદ્ધ ૨૨૦ મતે ઉડી ગઇ હતી.

× × ×

પ્રખ્યાત કરોડપતિ સ્વર્ગસ્થ મિ. હેક્ટર વીલીઅમ આસુને પ્હેલીવારના ગુનેહગારો, બાળકને જન્મ આપનાર અવિવાહિત સ્ત્રીઓ, તથા અનીતિને પરિણામે જન્મેલાં બાળકોને મદદ આપવા માટે રૂ. ૩૭૦૦૦ મૂક્યા છે.

× × ×

યૂરોપના મહાન યુદ્ધ વખતે બીજા દેશોની માફક ઝેકોસ્લોવાકીઆમાં પણ લગભગ બધાજ પુરૂષો લડાઇમાં ગયા, તેથી દેશનાં બીજાં કામકાજ સંભાળવા માટે સ્ત્રીઓ બહાર પડી. આવે અણીને વખતે તેમણે દેશ પ્રત્યેની ઉત્તમ ફરજ બજાવી. યુદ્ધ પુરૂં થયા પછી પણ સ્ત્રીઓને જે કામનો શોખ

લાગ્યા તે તેમણે છોડયાં નહિ. દેશની આર્થિક સ્થિતિ ખરાબ થવાથી દરેક ખાતામાં અને ધંધામાં નોકરોની સંખ્યા ઓછી કરવી પડી. પરિણામે ઘણા પુરૂષોને નોકરી મેળવવાની મુશ્કેલી બહુ પડે છે. તેથી ત્યાંના પત્રકારો એમ કહે છે કે સ્ત્રીઓને શિક્ષણ આપવું બંધ કરવું એટલે તેઓ ધંધો કરી શકશે નહિ.

× × ×

આયર્લાંડના પ્રજા મંડળ 'ડૈઇલ' માં ફ્રોસ-મેવની દરખાસ્તથી છૂટા છેડા તથા પુનર્લગ્ન કરવાના હક છીનવી લેવામાં આવ્યા છે. ફ્રોસ મેવ કહે છે કે 'આઇરીશ લોકોનો મોટો ભાગ લગ્નને એક અભેદ્ય પવિત્ર ગાંઠ સમજે છે.'

× × ×

બેલફાસ્ટની મીસીસ રીડ નામની બાઇએ દુનીઆભરની સ્ત્રીઓમાં સહુથી વધુમાં વધુ મુસાફરી કરી છે. તેણે પૃથ્વીની આસપાસ ૧૭ પ્રદક્ષિણા ફરી છે. અર્થાત તેણે ૧૦ લાખ માઇલ કરતા પણ લાંબી મુસાફરી ખેડી છે.

× × ×

ફ્રાન્સમાં સ્ત્રીઓને મતાધિકાર મળવાની શરૂઆત થાય છે. ત્યાં ચેમ્બર ઓફ યુનીવર્સલ સફ્રેજની કમીટીએ સ્ત્રીઓને પુરૂષોની માફકજ મ્યુનીસીપાલીટીમાં બેસવાનો હક આપવાનો ખરડો સ્વીકાર્યો છે. ચેમ્બરમાં એ ખરડાપર જ્યારે ચર્ચા થશે ત્યારે તે વધુમતે પસાર થશે એવો સંભવ છે. આજથી પાંચ વર્ષ પ્હેલાં સ્ત્રી પુરૂષ સર્વને પાર્લમેંટમાં બેસવાનો હક આપવાનો ખરડો ચેંબરે પસાર કર્યો હતો, પરંતુ ત્યાંની સેનેટે ખરડાની સામે વિરોધ દર્શાવ્યો હતો અને સ્ત્રીઓને માત્ર મ્યુનીસીપાલટીમાં મત આપવાનો હક જાહેર કર્યો હતો.

× × ×

પેરીસની એક લલનાએ "એક આર્ય લલનાની માફક પોતાના પતિનું સ્મરણ રાખવા" નિમિત્તે પોતાનો સુંદર ચિત્રસંગ્રહ, અને તે માટે સંગ્રહસ્થાન બાંધવા રૂ. ૨૨૦૦૦ કાશીના હિંદુ વિદ્યાપીઠને અર્પણ કર્યા છે. તેનો પતિ હિંદુઓ અને હિંદુધર્મમાં ઘણો રસ લેતો હતો.

× × ×

જર્મન સાયન્ટીસ્ટ પ્રોફેસર આઇન્સ્ટાઇનના ઘરમાં તેને મારી નાંખવા માટે એક રશીઅન સ્ત્રી ભરેલી બંદુક લઇને આવી. પ્રોફેસરની પત્નીએ સમયસૂચકતા વાપરીને પ્રોફેસર બીજે સ્થળે રહે છે એમ સ્ત્રીને કહ્યું. તે સ્ત્રી તે ઠેકાણું શોધવા ગઇ. એટલામાં પ્રોફેસરની સ્ત્રીએ પોલીસને ખબર આપી. પોલીસે તે રશીઅન સ્ત્રીની પાછળ જઇને તેને કેદ કરી.

× × ×

'પોલંડ' (રશિઆ) માં એક પુરૂષ કેન્સરના દરદથી પીડાતો હતો. તેની પીડા એટલી બધી વધી ગઇ કે તે બીજા આઠ દસ દિવસમાં મરણ પામશે એમ લાગ્યું. તે એક એકટ્રેસને ચહાતો હતો. રોગથી દુઃખ સહન ન થઇ શક્યું, તેથી તેણે પોતાની પ્રિયતમાને પોતાને મારી નાંખવાનું કહ્યું. તે સ્ત્રીએ તેને ગોળીબાર કરીને મારી નાંખ્યો. પેરિસની અદાલતમાં આ સ્ત્રીપર જ્યારે ખૂનના આરોપ માટે મુકદમો ચાલ્યો ત્યારે ન્યાયાધીશે તેને નિર્દોષ ઠરાવી છોડી મૂકી.

## અમેરિકા

અમેરિકાના યુનાઇટેડ સ્ટેટમાં મિસ ગ્લેડીસ મોરગન નામની કન્યાને પોતાની શાળાની ફી આપવા માટે પૈસાની જરૂર પડી. તેણે ખેતરમાં રૂ વાવ્યું. તેમાંથી ૩૮૦ રતલ રૂનો પાક થયો. તે વેચવાથી તેને ૧૫૩ ડોલર મળ્યા. તેમાંથી તેણે ફી આપી.

× × ×

બ્રાઝીલમાં રીઓડ જાનરીઓની ચેમ્બર ઓફ ડેપ્યુટીઝની સમક્ષ બૈરાંઓને સરકારી, જાહેર વગેરે દરેક નોકરી માટે છુટ આપવાનો ખરડો રજુ થયો છે.

× × ×

મેક્સીકોમાં પણ બૈરાંઓએ મતાધિકાર માટે ચળવળ શરૂ કરી દીધી છે. થોડા વખતમાં ત્યાંની સેનેટનો એક સભાસદ સ્ત્રીઓને સમાન હક આપવાની મતલબનો ખરડો સેનેટ સમક્ષ રજુ કરનાર છે.

× × ×

કેનેડામાં ત્યાંના સેનેટમાં દાખલ થવા માટે ત્યાંની સ્ત્રીઓ પોતાનો હક બજાવવાનો પ્રયત્ન કરી રહી છે. ત્યાંની પ્રાન્તિક ધારાસભા તથા પાર્લમેન્ટની ચુંટણી માટે સ્ત્રીઓ મત આપી શકે છે તથા તેના સભ્ય તરીકે ચુંટાઇ પણ શકે છે. પણ હજી સેનેટમાં કોઇ સ્ત્રી દાખલ થઇ શકવી નથી.



**તંત્રીપદમાં ફેરફાર**

"**ગુણસુંદરી**" નું તંત્રીપદ સ્વીકારતાં અમને ઘણો આનંદ થાય છે. આ માસિક પ્રથમ ૧૯૨૩ ના સપ્ટેમ્બર માસમાં પ્રગટ થયું, ત્યારે તે કહાડવાનો શો ઉદ્દેશ હતો, તે આગલા તંત્રીઓએ લખ્યું હતું. ગુજરાતી સ્ત્રીઓને ખરેખર ઉપયોગી થાય એવું માસિક કહાડવાનો તેમનો આશય હતો. તેજ આશય અમારો પણ છે. સ્ત્રીઓને ઉપયોગી શાને કહેવું એ બાબતમાં પણ મતભેદ હોય છે. કેટલાકનો અભિપ્રાય એવો હોય છે કે સ્ત્રીઓને તો રાત દિવસ માત્ર ઉપદેશનીજ જરૂર છે, ઉપદેશ એટલે પતિને પ્રભુ ગણીને પૂજવો. પરપુરુષની સાથે વાત ન કરવી, પગને અંગુઠે દૃષ્ટિ રાખીને ચાલવું વગેરે. આવા આદર્શવાળી કવિતા તથા લેખો ઘણે સ્થળે જોવામાં આવે છે. તેને અમે ઉપયોગી સાહિત્ય ગણતાં નથી. આપણી સાધારણ (*average*) શિક્ષણ પામેલી સ્ત્રીના જ્ઞાનમાં કંઇ વધારો થાય, તેના જીવનમાં આશા ઉત્સાહ, તથા આનંદનું સિંચન થાય એવા સાહિત્યની હાલ જરૂર છે. અમારો ઉદ્દેશ એવો છે કે જ્ઞાનને આકર્ષક સ્વરૂપમાં મુકીને તેનો પ્રચાર કરવો. એવા સાહિત્યને અમે ઉપયોગી ગણીએ છીએ. વળી ફુરસદને સમયે સ્ત્રીઓ એકઠી થઇ બીજાની નિંદા કરે તેના કરતાં તેમને સારૂં વાંચન પુરૂં પોડવામાં આવે તો તેમના વખતનો સદુપયોગ થાય.

કોઇ એવો પ્રશ્ન કરશે કે સ્ત્રીઓને માટે જુદું માસિક શા માટે જોઇએ ? બીજાં સામાન્ય માસિકો [redacted] કેમ ન ચાલે ? અમારો ઉત્તર એ છે કે બીજા માસિકો સ્ત્રીઓને વાંચવા લાયક નથી એમ અમારૂં માનવું નથી. પરંતુ તે માસિકોમાંના ઘણા લેખોની ભાષા તથા વિચાર એટલા કઠણ હોય છે કે અસાધારણ શિક્ષણ પામેલી સ્ત્રી તે સમજી શકતી નથી. તેથી તેવી સ્ત્રીઓને માટે સ્હેલી ભાષામાં સમજી શકાય એવાં માસિક જોઇએ. વાંચનાર સ્ત્રીઓમાં ૯૦ ટકા તો આજ વર્ગની હશે. તે માટે જુના તંત્રીઓએ પણ જણાવ્યું હતું કે ગુણસુંદરીની ભાષા સરલ રાખવામાં આવશે. અમે પણ અમારા ભવિષ્યના લેખકોને વિનંતિ કરીએ છીએ કે તેમણે લખાણ જેમ બને તેમ સહેલી ભાષામાં લખવું. આ અંકમાં કદાચ એ હેતુ સંપૂર્ણ રીતે સચવાયો નહિ હોય, પરંતુ ભવિષ્યમાં અમે એ બાબત ખાસ કાળજી રાખીશું.

વળી કેટલાક વિષયો એવા છે કે જે માત્ર સ્ત્રીઓનેજ ઉપયોગી છે. પાકશાસ્ત્ર, ભરત ગુંથણ, ગૃહોપયોગી સુચનાઓ, બાળ ઉછેર, ઘરવેદું વગેરે વિષયો સામાન્ય રીતે બીજાં માસિકોમાં પ્રગટ થતા નથી. તેને માટે પણ ખાસ સ્ત્રીઓના માસિકની જરૂર છે. એ વિષયો ગુણસુંદરીમાં આવે છે અને હવે પછી પણ આવશે. વળી સ્ત્રીઓ જાહેર જીવનમાં રસ લેતી થાય એ પણ અમારો હેતુ છે. પુરૂષો જેમ પોતાના ધંધા ઉપરાંત દેશમાં ચાલતા બનાવોમાં રસ લેછે, તેમ સ્ત્રીઓએ પણ પોતાના કૌટુંબિક જીવન ઉપરાંત દેશના રાજકીય, સમાજિક, ધાર્મિક વગેરે પ્રશ્નોમાં ભાગ લેવો જોઇએ તે માટે એવા વિષયો પણ ગુણસુંદરીમાં ચર્ચવામાં આવશે. વાંચનાર સ્ત્રીઓને જ્ઞાનની સાથે આનંદ મળે તે માટે આ માસિકમાં રસીલી વાર્તાઓ તથા હાસ્ય-

રસિક લેખો પણ આવશે. આ માસિકનું તંત્રીપદ લેવામાં પૈસા પેદા કરવાનો કે કીર્તિ મેળવવાનો અમારો આશય છેજ નહિ. માત્ર ગુજરાતની સ્ત્રીઓની યથાશક્તિ સેવા કરવી એજ અમારો હેતુ છે. માસિકની વ્યવસ્થાની જોખમદારી અમે હજી માથે લીધી નથી. એની વ્યવસ્થા પ્હેલાંની જેમજ ચાલશે અને માસિક નિયમિત પ્રકટ થયા કરશે.

ગુણસુંદરીના ૧૯૨૪ ના જુનના અંકમાં તંત્રીઓએ જણાવ્યું હતું કે "માસિક શરૂ કર્યું ત્યારથીજ એક ખાસ ઉદ્દેશ અમે દૃષ્ટિ સમિપ રાખ્યો છે તે એ કે આગળ જતાં આ માસિક સર્વાંશે સ્ત્રીઓનું બની રહે. અર્થાત તેની સામગ્રી સ્ત્રીઓને ઉપયોગી થવા ઉપરાંત સ્ત્રીઓનીજ સાહિત્ય કૃતિઓ તેમાં આવે. સ્ત્રીઓનીજ ચિત્રકલાથી તે આકર્ષક બને; અને એક કે વધુ સ્ત્રીઓ, તેનું તંત્ર અને વ્યવસ્થા ઉપાડી લે." એટલે ગુણસુંદરીનું તંત્રીપદ સ્ત્રીઓને આપવાનો વિચાર પ્રથમથીજ હતો. તેજ કામ અમે સ્વીકાર્યું છે. વળી તેઓ આગળ લખે છે કે "ગમે તેટલી સહાનુભૂતિ અને લાગણી હોવા છતાં પુરૂષ તંત્રીઓ સ્ત્રી પ્રશ્નોની ચર્ચા પુરૂષ દૃષ્ટિએજ કરી શકે, અને તેથી એવી ચર્ચામાં સ્ત્રી દૃષ્ટિએ ઘણી ખામી રહેવાનો સંભવ છે." આ વાત ખરી છે. સ્ત્રીજીવનને લગતા પ્રશ્નો સ્ત્રીઓના દૃષ્ટિબિંદુથી ચર્ચાય તે ઇચ્છવા યોગ્ય છે. આ માસિકના દરેક અંકમાં માત્ર સ્ત્રીઓનાજ લેખ તથા ચિત્રો આવે એ બની શકે તેમ નથી. કારણકે એટલી બધી સ્ત્રી લેખકો તથા સ્ત્રી ચિત્રકારો હજી આપણામાં નથી. તેથી વર્ષમાં એકાદ મહિલાઅંક બહાર પડશે. તેમાં માત્ર સ્ત્રીઓની કૃતિને સ્થાન આપવામાં આવશે. તેમાંનાં ચિત્રો કદાચ ઉત્તમ પ્રકારનાં ન હોય. પરંતુ સ્ત્રી ચિત્રકારોને ઉત્તેજન આપવું એ અમારો ખાસ હેતુ છે. એવી રીતે ઉત્તેજન આપ્યાથીજ તેમની કલા વિકાસ પામશે. બાકીના બીજા અંકોમાં સ્ત્રીઓ તેમજ પુરૂષો બન્નેના લેખ, ચિત્રો વગેરે આવશે. વળી પુરૂષોના વિચાર પણ સ્ત્રીઓ આગળ મૂકાવા જોઇએ એમ અમે માનીએ છીએ. સ્ત્રીઓ તથા પુરૂષોએ અન્યોન્યના વિચારની આપ-લે કરવી જોઇએ, તથા દરેક પ્રશ્નની બન્ને બાજુ જાણવી જોઇએ.

આ નોંધ લખતી વખતે અમારે આગલા તંત્રી રા. રા. ભાઇ વર્માનો ઘણો ઉપકાર માનવો ઘટે છે. માસિક ચલાવવાનો અનુભવ અમને બીલકુલ ન હોવાથી અમે દરેક પગલે તેમની સહાય લીધી છે. તે એટલે સુધી કે એમની મદદ ન હોત તો અમારાથી આ અંક બહાર પાડી શકાતજ નહિ. એમના પોતાના હાથમાં તંત્રીપદ હતું ત્યારે પણ કદાચ એમને આટલી મહેનત નહિ પડતી હોય, એટલી તસ્દી અમે એમને આપી છે. ભવિષ્યમાં પણ તેઓ અમને સહાય કરશે એવી આશા રાખીએ છીએ.

વળી લેખકોનો પણ તેટલોજ ઉપકાર માનવો જોઇએ. આ અંકમાં માત્ર સ્ત્રીઓનાજ લેખો છે. સુશિક્ષિત સન્નારીઓના આટલા લેખો એકજ અંકમાં અમને મળી શક્યા છે તે અમારૂં સદ્ભાગ્ય માનીએ છીએ. સાધારણ રીતે એવું બને છે કે માસિકના તંત્રી જ્યારે પચાસ જણ પાસે લેખની માગણી કરે, ત્યારે એમાંથી પંદરવીસ જણ લેખ મોકલે, પરંતુ અમે તો આ વખત જેટલાં જણ પાસે લેખ મંગાવ્યા હતા તેમાંથી લગભગ બધાએજ સત્વર લેખ મોકલ્યા છે. વળી વખત પણ બહુ થોડો રહ્યો હતો. લેખની માગણી કરવા માટે અમે બહુ મોડા કાગળ લખ્યા તે છતાં પણ થોડા સમયમાં મહેનત કરીને લેખ મોકલનાર સન્નારીઓનાં અમે વિશેષ ઋણી છીએ. હવે ભવિષ્યમાં બીજા અંકોમાં પણ તેઓ અવારનવાર પોતાના જ્ઞાનનો લાભ અમારાં વાચકોને આપે એવી વિનંતિ અમે તેમને કરીએ છીએ.

અમે જે જે સાહસ ઉપાડયું છે તેને સફળતાથી પાર ઉતારવું એ હમારા એકલાના હાથમાં નથી. એકલા તંત્રીઓ લેખ લખે તો વાંચનારને કંટાળો આવે અને વિવિધતા મળે નહિ. વળી તંત્રીઓને એટલો સમય પણ મળે નહિ. સારા પુરૂષ લેખકો તેમજ સ્ત્રી લેખકો અમને વારંવાર સહાય કરે તોજ અમારો ઉદ્દેશ પાર પડે. તે માટે તેમને ખાસ વિનંતિ કરીએ છીએ કે પોતાની કલમનો લાભ અમને આપે. તેવા લેખકો અવારનવાર નીકળી આવે, અને અમારે પોતાને કરવાનું કાર્ય પણ સફળતાથી પાર પડે એવું ... છીએ

**પતિત સ્ત્રીઓનો ઉદ્ધાર.**

થોડા વખત ઉપર એક રૂકમણી નામની બાઇએ માલિની નામની ૧૩ વર્ષની પરણેલી છોકરીને ફસાવીને જમશેદપુર લઇ જઇ ત્યાં તેને રૂ. ૫ ) માં વેચી નાખવા માટે ૧૮ માસની સખ્ત કેદની સજા કરવામાં આવી છે. પાછળથી માલમ પડ્યું કે ગુન્હેગાર બાઇએ પહેલાં પણ આવીજ રીતે એક છોકરી વેચી હતી, આ દાખલામાં ગુન્હેગાર બાઇએ ફક્ત રૂપીઆની ખાતર તે છોકરીને વેચવાનો ગુન્હો કર્યો હતો. નાની ઉમરની બીનઅનુભવી છોકરીઓનો આવી રીતે ગોળના માટલાની માફક વેપાર કરવો તે કંઇ નાનો ગુન્હો નથી. તેથી આવી જાતના ગુનેહગારોને જેટલી સજા થાય તેટલી ઓછી છે. હંમેશા સજા કરનારાનો ઇરાદો ફરીથી એવા ગુન્હા ન બને કે જેમ બને તેમ ઓછા બને એ હોય છે. આપણે આશા રાખીએ છીએ કે સજાની બીકે આવા ગુન્હા ઓછા બને.

આપણા દેશમાં તો છોકરીઓની જીન્દગીના વેપારના દાખલા-ઘણા બને છે. ગુજરાત કાઠિયાવાડ તરફથી કુમળી વયની બીનઅનુભવી છોકરીઓ, જેઓ કંઇ કમનસીબે દુઃખી સંજોગોમાં આવી હોય તેઓને પૈસા ધીરી, સારી સારી લાલચો આપી ફસાવીને મુંબાઇ જેવા શહેરોમાં લાવીને કુટણખાનાઓમાં વેશ્યાઓનો વેપાર કરતી બૈરીઓને વેચીને ઘણા માણસો પોતાનું ગુજરાન કરે છે. એક વખત એક છોકરી વેશ્યાને ત્યાં ફસાય એટલે પૈસાની લાલચથી કે જોરજુલમથી પણ તે નીચ અનીતિના ધંધામાં તેને પડવુંજ પડે છે. અને એક વખત એ નીચ ધંધાના ખાડામાં ફસાઇ કે પછી બહાર નીકળવું પણુંજ મુશ્કેલ થઇ પડે છે. ઘણી છોકરીઓ ન છુટકેજ તે ખાડામાં પડી રહે છે. કારણ કે ત્યાંથી નાસી છુટવાનો વિચાર કરે તો સમાજમાં પોતાનો કેવો સ્વીકાર થશે તે તેઓ જાણે છે, એટલે કમને પણ તે ખાડામાં પડીજ રહે છે. તે ન છુટકે જોરજુલમથી તે ખાડામાં પડી હતી કે પછી તો પાછી પુરેપુરી પસ્તાઇ છે તેનો બહુજ ઓછો વિચાર કરે છે. આ ઉપરથી અમને એક સાંભળેલો ખરેખરો બનાવ યાદ આવે છે તે અહિં ટાંકીશું તો અસ્થાને નહિંજ ગણાય.

કલકત્તાની પાસેના એક પરામાં એક યુવાન દંપતિ રહેતાં હતાં. પત્ની ઘણીજ ખુબસુરત હતી ને તેની ઉમર ભાગ્યે સત્તરેક વર્ષની હશે. દરરોજ દસ વાગે પતિ ઓફીસમાં જાય ત્યારથી તે કામ કરનાર ત્રણ ચારેક વાગે આવે ત્યાં સુધી પોતાના નાના ઘરમાં તે છોકરી એકલીજ રહેતી. તે છોકરીની વિધવા મા કલકત્તામાં એકલી જ રહેતી હતી. માની તબિયત ઘણા વખતથી નરમ રહેતી હતી. એક દિવસ બપોરે લાગ સાધીને બે માણસો મોટરમાં આવ્યા ને છોકરીને કહ્યું કે પોતે તે છોકરીની માના પાડોશી થતાં હતાં ને તેની માની તબિયત એકદમ બહુ બગડી આવવાથી એ બે જણ તેને તેડવા આવ્યા હતા. છોકરીને તથા તેના સગાને લગતી કેટલીક આડીઅવળી વાતો પણ કરી કે જેથી એ બે માણસ ઢોંગી હોઇ શકે તેનો એને ખ્યાલ સરખો પણ ન આવ્યો. મૃત્યુ પથારી પર પડેલી માને મળવાનું દીકરીને મન થાય તે સ્વાભાવિકજ છે. માને ઠીક હશે તો જોઇને પતિ ઓફીસમાંથી પાછા આવે તે પહેલાં પોતે ઘેર પાછી આવી જશે અથવા તો માને ઘેરથી પોતે ક્યાં છે તેનો સંદેશો પહોંચાડી દેશે એ આશાથી પતિને માટે પોતાને ઘેર કંઇ સંદેશો મૂક્યો નહિં, ને મોટરમાં બેસી પેલા બે જણ સાથે તે ગઇ. મોટર બહુજ વેગથી ચલાવવા માંડી પણ તેની તેણે દરકાર કરી નહિં. પણ જ્યારે મોટર પોતાની માના ઘર તરફ નહિં પણ બીજેજ રસ્તે જવા માંડી ત્યારે તે છોકરીએ પોતાને ક્યાં લઇ જવામાં આવતી હતી તે વિષે પૂછતાં એને તો એક વેશ્યાને ત્યાં લઇ જવામાં આવતી હતી ને માની માંદગીની વાત બધી જુઠી હતી એમ એને સમજાવવામાં આવ્યું. એ સાંભળી તે છોકરીએ ઘણી બુમો પાડી, બ્હાર પડી જવાના ફાંફાં પણ માર્યા પણ બધું નિષ્ફળ. બપોરે નિર્જન રસ્તામાં તેની બુમો કોણ સાંભળે ? ત્યાંથી તેને એક વેશ્યાને ત્યાં લઇ જવામાં આવી ને ત્યાં તેના ઉપર જબરજસ્તી થઇ. આ જગ્યાએ પંદરેક દિવસ વીત્યા બાદ એના પતિને એનો પત્તો લાગ્યો. ત્યાંથી તેનો છુટકારો થયો પણ પતિએ તેને પત્ની તરીકે પોતાના ઘરમાં રાખવા ચોકખી ના કહી. છોકરી બહુ કરગરી પણ પતિને સમાજની એટલી બીક

તી કે નાની હાન કરી, એ છોકરી પર દયા લાવી એક લાગવગવાળા સદ્‌ગૃહસ્થે પોતાની પુત્રીઓ સાથે પાળવાનું માથે લીધું. આ સાંભળીને આપણને તે નિર્દોષ છોકરીના પતિ ઉપર કેટલોએ તિરસ્કાર છૂટે પણ વધારે વિચાર કરીએ તો જણાશે કે એ માણસ આપણા સમાજનું પ્રતિબંબજ છે. ઉપર જે દાખલો આપ્યો છે તે પ્રમાણે ફસાયેલી ઘણીએ છોકરીઓ હશે, તે ખાડામાંથી નીકળવા માગે તો શું આપણો સમાજ તેની ભૂલો માફ કરી પોતાની પુત્રીઓ તરીકે સ્વીકારશે ? આવી રીતે ખાડામાં પડેલી પણ બ્હાર નીકળવા માંગતી પોતાની પુત્રીઓ માટે સમાજે શું કર્યું ? સમાજે કંઇ કર્યું કે નહિં પણ ઘણાજ સંતોષની વાત છે કે બોમ્બે વીજીલન્સ એસોશીએશન આ તરફ કામ કરી રહ્યું છે. હમણાજ એ મંડળની વાર્ષિક સભા ઓન. મી. સી. વી. મહેતાના પ્રમુખપણા નીચે ભરાઇ હતી ને તે વખતે વંચાયેલા તેના રિપોર્ટ ઉપરથી જણાય છે કે એ મંડળનું કામ પ્રતિદિન વધતું જાય છે. એ મંડળે ગયા વર્ષમાં પૈસા માટે જાહેર પ્રજાને અરજ કરી હતી. જેના જવાબમાં રૂ. ૩.૫૬ ની રકમ ભેગી થઇ હતી. એ ઉપરાંત સરકારે રૂ ૫૦૦૦ અને મ્યુનિસિપાલ કોરપોરેશને રૂ. ૩૦૦૦ આપ્યા હતા. આટલી મદદથી નક્કી કરેલા પ્રોગ્રામ મુજબ કામ કરવાની સરળતા થઇ હતી. કુટણખાનાની નિયમિત મુલાકાત લે એવી બાનુઓ મેળવવામાં કમિટિને ઘણી મુશ્કેલી પડી હતી. પણ હવે પરેલના સેઇન્ટ કેથરીન રેસ્કયુ હોમમાંથી એવા કામનો પાંચ વર્ષનો જેમને અનુભવ છે એવા મીસ ડીકીનસનની સેવા આ મંડળને મળી છે. તેઓએ દર અઠવાડીએ પાંચ દિવસ સાંજે ને એક દિવસ સવારે કામ કરવાનું કબુલ કર્યું છે. એ ઉપરાંત મિસ મેરી એમ્બુઅલ નામના બાઇને પણ રોકવામાં આવ્યાં છે.

વીજીલન્સ કમીટીની ઓફિસ કુટણખાનાઓની પાસે ફોરેરોડ ઉપર રાખવામાં આવશે ને એ બને બાઇઓ કુટણખાનાની મુલાકાત લઇને તપાસ ચલાવશે કે કેટલી છોકરીઓને તેઓની મરજી વિરૂદ્ધ ત્યાં રાખવામાં આવે છે. અને કેટલી છોકરીઓને આ અનિષ્ટિના ખાડામાથી બહાર નીકળવાની ઇચ્છા છે. આવી છોકરીઓને છોડાવી કોઇ આશ્રમમાં આશ્રય મળે ત્યાં સુધી કમિટિ પોતાની દેખરેખ નીચે રાખશે. મુંબઇની ધારાસભાએ બાળકોને લગતું બીલ પસાર કર્યું છે તે ને કાયદો જ્યારથી અમલમાં મૂકવાનું શરૂ થશે ત્યારથી ૧૬ વર્ષથી ઓછી વયના કોઇ છોકરા કે છોકરીઓ કુટણખાનામાં રહેતા હોય તો તેઓને શોધી કાઢીને પોલીસને ખબર આપી એ લોકોને બચાવવાનું કામ પણ આ મંડળ તરફથી કરવામાં આવશે. આ બાબતમાં બાળ રક્ષણ મંડળ જેવા બીજા મંડળોની સાથે કામ કરવામાં આવશે. એ ઉપરાંત એક સલામતીની જગ્યા પણ પુરી પાડવાનો આ મંડળનો ઇરાદો છે કે જ્યાં મેજીસ્ટ્રેટ તરફની તપાસ ચાલે તે દરમીયાન બાળકોને રાખી શકાય. આ બધાં કામ માટે મંડળ તરફથી બધી તૈયારી થઇ ગઇ છે એટલે હવે કામ બજાવવાનુંજ બાકી છે. શરૂઆતમાં તો કામ સાધારણજ થઇ શકશે પણ જેમ વધારે અનુભવ મળશે તેમ કામ વધારે સારા પાયા ઉપર કરવાની તે મંડળ આશા રાખે છે. પણ આ મંડળ આ મુશ્કેલ કામ પાર પાડવા માટે પ્રજા તરફથી પુરતી મદદની આશા રાખે છે.

આ મંડળે અત્યાર સુધી કરેલા કામ માટે એમને અમે ધન્યવાદ આપીએ છીએ, અને એના ભવિષ્ય માટે કરેલા પ્રોગ્રામમાં સફળતા ઇચ્છીએ છીએ. એ મંડળની કમિટિમાં આપણા દેશના જાણીતા સમાજના હિતચિંતકો છે એટલે એની સફળતા વિષે અમને શક નથી. કમિટિમાં ન હોય તેવા પણ સમાજનું હિત હૈયે ધરાવનાર દરેક વ્યક્તિની એ મંડળને યથાશક્તિ મદદ કરવાની ફરજ છે. આપણામાં દરેક સારા કામ માટે ફક્ત શબ્દમાં વખાણવાની પણ કંઇ કરવાનું આવે ત્યારે તદન બેપરવાઇ રાખવાની જે પ્રથા છે તે દુર કરી, ઉપરના મંડળે માગેલી મદદ દરેક જણ છુટે હાથે કરશે એવી અમે આશા રાખીએ છીએ.

**વિવાહ ન તોડવાની અનિષ્ટ રૂઢી.**

ભાવનગરના પ્રશ્નોરા બ્રાહ્મણોમાં બાળકોના વિવાહ ( સગાઇ ) ન્હાનપણમાં થાય છે, અને પછી લગ્ન ગમે ત્યારે સમયે થાય છે. પરંતુ વિવાહ કરી તોડી શકાતો નથી આ રૂઢિ મુજબ એ

બાલિકાનો વિવાહ થયો છે. તેમાંથી વર તદ્દન લંગડો તથા મુંગો છે. આ સ્થિતિમાં પણ રૂઢિ મુજબ વિવાહ તૂટી શકતો નથી. આવો રીવાજ ઘણી જ્ઞાતિઓમાં હોય છે, અને તે ખાસ કરીને કચ્છ તથા કાઠીઆવાડમાં વધારે જોવામાં આવે છે. કેટલીક વખત પરણનાર પુરૂષ ચાંદી, પ્રમેહ અથવા બીજા કોઇ રોગવાળો હોય છે. તે બધા જાણતા હોય, તો પણ વિવાહ તોડાય નહિ એ કારણથી નિર્દોષ કન્યાને એની સાથે પરણાવવામાં આવે છે. તેથી બિચારી બાળાની આખી જીંદગી બગડે છે; તથા તેમની સંતતિ પણ રોગી થાય છે. એક દાખલો એવો બન્યો હતો કે કન્યાનો વિવાહ જે છોકરા સાથે થયો હતો તે નપુંસક હતો. તે જ્ઞાતિમાં વિવાહ તોડાય નહિ એવો રીવાજ હતો. તોપણ આવા કારણથી કન્યાનાં સગાંઓએ વિવાહ તોડવાની માગણી કરી. તે સાંભળીને વરના બાપે ફાંસો ખાઇને આપઘાત કરવાની ધમકી બતાવી. તેથી ન છુટકે વરકન્યાનું લગ્ન કરવું પડયું. છોકરી બિચારી દુઃખી થઇને બે વર્ષમાં મરણ પામી.

આવી દુષ્ટ રૂઢિને લોકો શા માટે વળગી રહેતા હશે તે સમજી શકાતું નથી. અસલના લોકોએ રૂઢિ અથવા રીવાજ શરૂ કર્યાં તે જનસમાજની સગવડ માટે કર્યાં. તે રીવાજ જ્યારે આપણા સુખમાં વિઘ્ન કરે ત્યારે તેને વળગી રહેવાની શી જરૂર છે ? જમાનો બદલાય તેમ રીવાજ પણ બદલવા પડે છે. માત્ર જૂના રીવાજને ખાતર બિચારાં નિર્દોષ બાળકોનાં જીવનનું સુખ નષ્ટ કરવું એના જેવી મૂર્ખાઇ બીજી કઇ હોય ? અનિષ્ટ સાંસારિક રીવાજનું આતો માત્ર એકજ દૃષ્ટાંત છે. એવા તો અનેક રીવાજોથી હિંદુ સંસાર બંધાએલો છે. જ્યાં સુધી આપણા લોકો દુષ્ટ રૂઢિનાં બંધનમાંથી છુટશે નહિ, ત્યાં સુધી હિંદની કોઇ પણ પ્રકારની ઉન્નતિ થઇ શકશે નહિ.

**ભાટીઆ જ્ઞાતિમાં બાળવિધવાનું નર્લગ્ન.**

ગયા વર્ષના માઘ માસમાં પોરબંદરના નગર શેઠ ઠક્કર વીરજી કાનજીની દસ વર્ષની પુત્રીનું લગ્ન મુંબાઇના એક શ્રીમંત ભાટીઆ ગૃહસ્થના પુત્ર સાથે . પણ દુર્ભાગ્યે તે વરને શીતળા નીકળતાં દસ દિવસની અંદર તેનું મૃત્યુ થયું. આ ખબર "ગુણસુંદરી" ના એપ્રિલ ૧૯૨૪ ના અંકમાં પ્રગટ થઇ હતી. તે વખતે તંત્રીએ આ સમાચારની નોંધ દીલગીરી સાથે લેતાં એવી ઇચ્છા બતાવી હતી કે તે કન્યાનું લગ્ન ફરીથી કરવામાં આવે તો સારૂં. આજે અમે ઘણા આનંદથી ખબર આપીએ છીએ કે શેઠ **વીરજી** કાનજીએ પોતાની પુત્રીનું લગ્ન ભાટીઆ ગૃહસ્થ **ગોવર્ધનદાસ** ધનજી સાથે સુરતમાં તા. ૧૮ મી જાન્યુઆરીએ કર્યું છે.

આ લગ્ન માટે શેઠ **વીરજીને** તથા પરણનાર ગૃહસ્થ **ગોવર્ધનદાસને** અમે અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ. ભાટીઆ જ્ઞાતિમાં વિધવા વિવાહનો રિવાજ નથી. તેમજ તે જ્ઞાતિના લોકોમાં તે માટે સખત વિરોધ છે. છતા પણ આ બે ગૃહસ્થોએ આવી હિંમત કરી છે તે માટે એમને અતિશય ધન્યવાદ ઘટે છે. આ બાળક કન્યાનું પ્રથમ લગ્ન તે ખરૂં જોતાં લગ્નજ ન ગણાય. તેને વિધવા કહેવી તે પણ યોગ્ય નહોતું. છતાં જ્ઞાતિના જૂના રીવાજ પ્રમાણે તો તે વિધવાજ ગણાય. તે પ્રમાણે તેના પિતાએ ગણ્યું હોત, તો એ બિચારી બાળાને મરણ પર્યંત ફરજીઆત વૈરાગ્ય પાળીને દુઃખમાં . જીવન પુરૂં કરવું પડત. તેને બદલે તેના પિતાએ યોગ્ય વર શોધીને બીજીવાર લગ્ન કરાવ્યું તે ઘણા આનંદની વાત છે. કદાચ જ્ઞાતિજનોની રજા લીધી હશે, અથવા તેમને કોઇ પણ રીતે સંતોષ્યા હશે. છતાં પણ આવું પગલું ભરવામાં ઘણી હિંમતની જરૂર છે. અમે ઉપર કહ્યું છે તેમ જુની રૂઢિ જ્યારે આપણા સુખમાં વિઘ્નકર્તા થાય ત્યારે તેનો ત્યાગ અવશ્ય કરવો જોઇએ. હિંદુસ્થાનમાં વિધવા વિવાહ તો ઘણા થાય છે, પણ તે સાધારણ રીતે હલકી વર્ણમાં તથા ગરીબ કુટુંબોમાં થાય છે. ખાસ કરીને ગુજરાતમાં ઉચ્ચ વર્ણનાં સુધરેલાં કુટુંબમા હજી વિધવાવિવાહનો પ્રચાર થયો નથી. તેને માટે આવા શ્રીમંત તથા આગેવાન લોકોએ દાખલો બેસાડવાની ઘણી જરૂર છે. આવા દાખલા જેમ જેમ વધારે થશે તેમ તેમ લોકોનો વિરોધ ઓછો થશે. પરિણામે ઘણી બાળ વિધવાઓના દુઃખી જીવનમાં સુખનો સંચાર થશે. ભારત વર્ષની લાખો વિધવાઓના નિસાસા દેશને લાગતા બંધ થશે ત્યારેજ તે સ્વતંત્ર અને સુખી થશે.



જ્યોતઃ ]

કુ. સુધાંશુબાલા હઝરા. [ "ચાંદ"ના બ્લૉક કૃપાથી.

બી. એ., બી. એલ.

વકીલ, પટના હાઇકોર્ટ.




વર્ષ ૨ જું | મે ૧૯૨૫ | અંક ૯ મો.

# હું તો સંન્યાસિની

લેખક: શ્રીયુત ન્હાનાલાલ દલપતરામ કવિ, એમ. એ.

[ ૧ ]

ચંપેરી ચીર મ્હારે અંગે ન્હડે,
    હું તો સંન્યાસિની;
મંહી પૂરેલ કુંકુમના થાળ,
    ર્હો ય હું તો સંન્યાસિની.
ભસ્મ ત્રિપુંડ્રરેખ ભાલમાં,
    હું તો સંન્યાસિની;
મંહી કેસરની ટીલડી રસાળ,
    ર્હો ય હું તો સંન્યાસિની.

[ ૨ ]

એક અદ્વૈતનાં તપ તપું,
    હું તો સંન્યાસિની;
મ્હારે મધુરા શા દર્શનના કોડ,
    ર્હો ય હું તો સંન્યાસિની.
દીપે અખંડ મ્હારે દીવડો,
    હું તો સંન્યાસિની;
જગે વિચરૂં એ જ્યોતિએ સજોડ,
    ર્હો ય હું તો સંન્યાસિની.

[ ૩ ]

આશા નિરાશા મ્હેં છાંડિયાં,
    હું તો સંન્યાસિની;
આંખ શોધે સૂની વનવાટ,
    ર્હો ય હું તો સંન્યાસિની.
ધૂણી ધખે દેહમહુલીએ.
    હું તો સંન્યાસિની;
ઝંખું ઉભી એકાકી રાજઘાટ,
    ર્હો ય હું તો સંન્યાસિની.

[ ૪ ]

કન્થા ધરી મ્હારા કન્થની,
    હું તો સંન્યાસિની;
મ્હારે અંગ અંગ ઉપડે સંસાર,
    ર્હો ય હું તો સંન્યાસિની.
જાપ જપું મ્હારા શ્યામના,
    હું તો સંન્યાસિની;
એના પડઘા ઝીલે નરનાર,
    ર્હો ય હું તો સંન્યાસિની.



# ચીઠ્ઠી.

લેખક. રાવબહાદુર રમણભાઇ મ. નીલકંઠ.
બી. એ., એલએલ. બી.

રજાનો દિવસ હતો અને હું ચોકમાં હિંચકે બેસી નવલકથાનું પુસ્તક વાંચતો હતો. નોકરે આવીને કહ્યું, 'કોઇ મળવા આવ્યું છે.' મળવા આવનારને અંદર લાવવા મેં સંમતિ આપી. તેને મારી સામે પાટ ઉપર બેસાડી આવવાનું પ્રયોજન પુછ્યું. તેણે મારા હાથમાં પત્ર મુક્યો. પત્રના અક્ષર અજાણ્યા હતા અને તેના સહી કરનારનું નામ પણ અજાણ્યું લાગ્યું. પત્રમાં લખ્યું હતું, 'હું ગઈ સાલ આપને આણંદ સ્ટેશને મળ્યો હતો તે યાદ હશે. બે ચહા વેચનારા પોતાની ચહાની તારીફ આપની આગળ કરતા હતા ત્યારે મેં કહેલું કે ટેબલ પર ચહાની દુકાન છે ત્યાંની ચહા આ બન્નેથી સારી છે. કાગળ લાવનારની હકીકત સાંભળી તેની ઇચ્છા પ્રમાણે તેને મદદ કરવા મહેરબાની કરશો. તા. ક. આ માણસ મારા સગામાં છે.' ચહાનો પ્રસંગ મારી સ્મૃતિમાં નહોતો, અને આટલા જુજ ઓળખાણ પર ભારે બોજો મુકાય છે એમ મને લાગ્યું પરંતુ **संबन्धमाभाषणपूर्वमाहुः।** (વાતચિત થઇ એટલે તરત મૈત્રી થયેલી ગણાય છે) એ રઘુવંશનું વચન લક્ષમાં લઈ પત્ર લાવનારને તેની હકીકત કહેવા મેં કહ્યું. તે બોલ્યો,

"મારા ભાણેજ છગનલાલ માટે વહીવટદાર સાહેબ વધારે પગારની જગાની ભલામણ નથી કરતા. છગનલાલને આ જગાએ અઢી વરસ થયાં અને વસ્તીપત્રકમાં પિંજારાના મહેલ્લામાં એને ગાળો ખાવી પડેલી. પણ છગનલાલ રુશવત ખાય છે એમ નોંધણી કામદારે વહીવટદાર સાહેબના મનમાં ખોટો વહેમ ઘાલ્યો છે. પણ નોંધણી કામદારની મરજી એ જગા પોતાના ભાઇબંધ અમથાલાલના દીકરા છોટાલાલને અપાવવાની છે. બહારથી એમ બતાવે છે કે અમથાલાલ સાથે મારે ભાઇબંધી નથી. પણ, નોંધણી કામદાર અહીં આવ્યા પહેલાં સાવલીમાં હતા ત્યારે અમથાલાલના ઘરથી ત્રણ ઘર છેટે રહેતા હતા. એ કહે છે કે હું દસ ઘર છેટે રહેતો હતો તે ખોટું છે. ત્રણ ઘર છેટે રહેતા હતા, એવો પુરાવો હું આપ સાહેબને બતાવું.'

મેં કહ્યું, 'મારે એવો પુરાવો શું કામ જોવો પડે?'

'વહીવટદાર સાહેબની ખાતરી કરાય કે નોંધણી કામદારને અમથાલાલ સાથે ભાઇબંધી છે.'

'તમારે તેમની ખાતરી કરવી હોય તો તમે કરો.'

'નાયબ ફોજદાર સાહેબને પુછશો તો તે પણ હા કહેશે?'

'શાની હા કહેશે ?'

'સાવલીમાં અમથાલાલના ઘરથી ત્રણ ઘર છેટે નોંધણી કામદાર રહેતા હતા' તેની. ઊંટની ચોરીની તપાસ કરવા નાયબ ફોજદાર સાહેબ ત્યાં ગયા હતા. રાવળીઆનું ઊંટ હતું અને બજાણીઆ ચોરી ગયા એવું ચારણ લોક કહેતા હતા.'

'આ બધી હકીકત મને કહેવાની શી મતલબ છે ?'

'વહીવટદાર સાહેબ ઉપર આપ સાહેબ ચીઠ્ઠી લખી આપો કે છગનલાલ રૂશવત નથી ખાતો અને બચરવાળ છે, તો એની ભલામણ કરે.'

'કયા ગામના વહીવટદાર અને તેમનું નામ શું.'

ચીઠ્ઠીના પ્રાર્થયિતાએ ગામ અને નામ કહ્યાં.

મેં કહ્યું, 'પણ હું એઓ સાહેબને ઓળખતો નથી. કોઈ દિવસ હું એમને મળ્યો નથી.'

'પણ આપને તો એ નામે ઓળખતા હશે. આપનું નામ તો જાણીતું છે. એટલું લખી આપો કે "છગનલાલ રૂશવત નથી ખાતો અને બચરવાળ છે માટે ભલામણ કરશો." તો ગરીબ માણસનું કામ થાય.'

'હું છગનલાલને ઓળખતો નથી. એ ગામે હું કોઇ દિવસ આવ્યો નથી. તો હું શી રીતે કહી શકું કે એ રૂશવત નથી ખાતો? એ બચરવાળ છે તે બતાવવા તો તમે વહીવટદાર સાહેબ આગળ એનાં છોકરાંને લઈ જઈ ઉભાં કરજો. મેં કાંઈ એનાં છોકરાં જોયાં છે ?'

'નોંધણી કામદારે ખોટો વહેમ ઘાલ્યો છે તેથી એ માર્યો જાય છે.'

'જુવો ભાઇ, હું તમને નથી ઓળખતો, વહીવટદાર સાહેબને નથી ઓળખતો, નોંધણી કામદારને નથી ઓળખતો, છગનલાલને નથી ઓળખતો. હું આ કામમાં શી રીતે વચ્ચે પડું ?'

'અમથાલાલની બધી ખટપટ છે. છોટાલાલને જગા અપાવવા માટે એ અમલદારોના કાન ભંભેરે છે. ઊંટની ચોરીના કામમાં પણ એણે બહુ ખટપટ કરેલી. એનો કાકો પણ ખટપટીઓ છે.'

'તેમાં મારે શું ?'

'ગોવિંદલાલભાઈએ આપને કાગળ લખી આપ્યો છે. આપ સિવાય મારે બીજો આધાર નથી.'

'ગોવિંદલાલભાઇ સાથે મેળાપ થયાનું મને યાદ રહ્યું નથી, પણ, એમણે મને સંભાર્યો તે મહેરબાની કરી છે. તમે એમના શા સગા થાઓ ?'

'એમની દીકરીના દીકરાની સગાઈ મારા મામાની છોડી વેરે થવાની છે.'

'તમારી હકીકત મેં સાંભળી લીધી. હું ચીઠ્ઠી લખી આપી શકું તેમ નથી.'

'પણ સાહેબ, મારો ભાણેજ રૂશવત ખાતો નથી અને બચરવાળ છે.'

'હું ક્યાં કહું છું કે એ રૂશવત ખાય છે અને બચરવાળ નથી ?'

'તો સાહેબ ચીઠ્ઠી—'

'ચીઠ્ઠીની વાત કરશો જ નહિ. હવે બંધ કરો.'

છગનલાલના પ્રમાણિકપણા વિશે અને બહોળા કુટુંબ વિશે ઘણા આગ્રહનાં વચનો સાંભળી મારે એ માણસને આખરે વિદાય કરવો પડ્યો.

નવલકથા આગળ વાંચવી મેં શરૂ કરી. પણ, અડધું પાન વાંચ્યું એટલામાં તો બીજો મળનાર આવી પ્હોંચ્યો. તેણે આપેલો કાગળ હું વાંચતો હતો એટલામાં તેણે પાટ પર બેઠાં બેઠાં ઉંચું ડોકું કરી તથા લાંબો હાથ કરી બુમો પાડી કે 'જગાભાઇ ! આવોને ! ભગાભાઇ ! આવોને ! મગાભાઇ ! આવોને !' એમ

કહી બારણે ઉભેલા પાંચ ૭ માણસોને તેણે ચોકમાં બોલાવ્યા અને તેઓ આવી તેની જોડે પાટ ઉપર બેઠા. મને આપેલો કાગળ મારા ઓળખીતાનો હતો. તેથી આ પરિચય સકારણ ગણી મેં આગમનકારણ પુછ્યું. પ્રથમ આવનારે કહ્યું,

'અમારા ગામમાં સરકાર સુધરાઈ ખાતું કાઢે છે,'

મેં કહ્યું, 'બહુ સારૂં."

બધા બોલી ઉઠ્યા,' શું બહું સારૂં ? કર નાખે તેથી અમે વેપારી માર્યા જઇએ !'

'ગામમાં રસ્તા થશે, દીવાબત્તી થશે, નિશાળ નહિં હોય તો નિશાળ થશે, દવાખાનું થશે. એ બધું કાંઈ કર નાખ્યા વગર થાય ?'

'અમારે તો એમાંનું કાંઈ ના જોઇએ. નિશાળ તો હાલે છે ને સરકારને બંધ કરવી હોય તો બંધ કરે. છોકરા નજીકને ગામ જઇ ભણશે. પણ સુધરાઈ ના જોઇએ. અમારૂં ગામ તો ખાડા ટેકરાવાળું છે તેમાં સુધરાઇને શું કરવી છે ? આજ લગી સુધરાઇ વિના ચાલ્યું અને હવે સુધરાઇ શા માટે કાઢે છે ?

'એ બધું મને શા માટે કહેવા આવ્યા છો ?'

'દીવાન સાહેબ ઉપર ચીઠ્ઠી લખી આપો કે અમારા ગામમા સુધરાઇ ના કાઢે.'

'એમ શી રીતે બને ? રાજ દીવાન સાહેબને ચલાવવું અને હું અહીં બેઠો બેઠો ચીઠ્ઠીઓ લખું કે આમ કરજો અને આમ ના કરજો ? રાજ્યવહીવટના કામમાં માથું મારવાનો મને શો હક ?'

'આપ દીવાન સાહેબને લખો કે આ ગામ સુધરાઇ કાઢવા સરખું નથી. સુધરાઇથી ગામમાં ખટપટ જાગશે માટે સુધરાઇ કાઢવી ન જોઇએ.'

'દીવાન સાહેબે તજવીજ કરીને અને કાગળો વાંચીને જે અભિપ્રાય બાંધ્યો હોય તે મારી ચીઠ્ઠીથી ફેરવી નાખે એ આપની માગણી વાજબી છે ? જેને માથે રાજની જવાબદારી હોય તે નક્કી કરે કે ફલાણા પગલાં લેવાં કે ન લેવાં. હું એમાં મારો અભિપ્રાય આપી શકું નહિં.'

'—ભાઇએ તો કહ્યું કે તમે જશો એટલે ચીઠ્ઠી લખી આપશે.'

'મારે કેવી રીતે વર્તવું એ નિર્ણય કરવાની થોડી ઘણી છુટ તો મને ખરી કે નહિં ?'

એ ગામમાં સુધરાઇ સ્થપાયાથી પડવાનાં દુઃખ વિશે અનેક કલ્પનાઓ સંભળાવી, ડેપ્યુટેશન ઘણી આનાકાનીથી વિદાય થયું.

નવલકથાનું પાનું હું પુરૂં કરી રહ્યો એટલે એક વહોરાને લઇ એક માણસ આવ્યો. તેણે કહ્યું, '—ભાઇએ કહ્યું છે કે આ વહોરાજીની હકીકત ખરી છે માટે એને ચીઠ્ઠી લખી આપવા જેવું છે.' સંદેશો કહી તે ચાલતો થયો અને વહોરાજીને બક્ષિસ રૂપે મુકતો ગયો. વહોરાજીને પુછતાં માલમ પડ્યું કે એક કોર્ટમાં તેની અપીલ ચાલવાની હતી તે કોર્ટના ન્યાયાધીશ પર તેને ચીઠ્ઠી જોઇતી હતી. મેં કહ્યું,

'ઇનસાફના કામમાં ચીઠ્ઠી અપાય નહિં.'

'હું બી એવી ચીથ્થી માગુંચ કે ઇનસાફ કરજો.'

'એવી ચીઠ્ઠીનો અર્થ એ થાય કે તમે સાધારણ રીતે ગેરઇનસાફ કરો છો પણ આ કામમાં ઇનસાફ કરજો.'

'એઓ સાહેબ હમેસ ઇનસાફ જ કરે છે.'

'ત્યારે ચીઠ્ઠીની જરૂર શી ?

'ફકત જમની આંખ ને ડાબી આંખ જેતલો ફરક રાખે એતલી મારી અરજ છે.'

'મતલબ કે મારે લખવું કે આ વહોરાજી તરફ પક્ષપાત કરી ગેરઇનસાફ કરજો.'

'નહિં સાબ, આદમ જાતને હાથા જમણીમાં ફરક કરવો પરે છે.'

'ઈનસાફ કરનારને તો જેનું ખરૂં હોય તે જમણે અને જેનું ખોટું હોય તે ડાબો. તમારૂં ખોટું જણાય તો પણ ન્યાયાધીશ તમને જમણા ગણે એવી ભલામણ શી રીતે કરી શકાય ?'

'ભાઇએ તો કહ્યું કે તમને જરૂર ચીથ્થી લખી આપસે.'

'એઓ સાહેબ તો મ્હોટા માણસ છે. એમણે આવી ભલામણ કરી તેથી નવાઈ લાગે છે. પણ ઇનસાફના કામમાં ન્યાયાધીશને હું કદી ચીઠ્ઠી લખતો નથી કે ભલામણ કરતો નથી.'

ડાબી જમણી આંખના ફરકની કીલમુફી મને અનેક પ્રકારે ફરીફરીથી સમજાવી વહોરાજી ઘણી નામરજીથી વિદાય થયા. પરંતુ નવલકથા આગળ વાંચવાનું મારા નશીબમાં નહોતું. મારો જુના વખતનો જાણીતો અને સરકારી નોકરીમાથી બરતરફ થએલો એક કારકુન તરત દાખલ થયો. તેની બરતરફીના હુકમમાં રહેલી ભૂલો વિશે વિસ્તારી વિવેચન તેણે મને અનેકવાર સંભળાવ્યું હતું અને તેની પુનરુકિત માટે હું સજ્જ થયો. પરંતુ હવે તેણે જુદી દિશામાં વહાણ વાળ્યું હતું. તે બોલ્યો,

'મારી પ્રથમની નોકરી પાછી મેળવવાની માથાકુટ મેં મુકી દીધી છે. મને બીજી નોકરી મળે તો બસ છે. તમે મારા છોકરાને નિશાળમાં નોકરી અપાવી પણ ઈજનેર ખાતામાં નોકરી માટે મેં અરજી કરી છે માટે ઇજનેર સાહેબ પર મને ચીઠ્ઠી લખી આપો કે એમના ખાતામાં જે નોકરી મારે લાયક હોય તો મને રાખે. અને ઇજનેર સાહેબના ઉપરી સાથે તમારે ઓળખાણ હોય તો તેમના પર પણ ચીઠ્ઠી લખી આપો. અને, વસુલાત ખાતાના જે મ્હોટામાં મ્હોટા અધિકારી સાથે તમારે પિછાણ હોય તેના પર ચીઠ્ઠી લખી આપો, કે તમારા તાબાના સહુ અધિકારીઓને ભલામણ કરજો કે રૂ. ૭૫) ની જગા ખાલી પડે ત્યારે પહેલી આ માણસને આપે. અને જંગલખાતાના જે ઉપરીને તમે ઓળખતા હો તેના પર ચીઠ્ઠી લખી આપો કે ખાલી પડતી જગા આ માણસને આપજો અને હાલ જગા ખાલી ન હોય તો નવી જગા કહાડી આ માણસને આપજો. તમે લખશો તો જરૂર નવી જગા કહાડશે. મીઠા ખાતાના ઉપરીને તો તમે ઓળખો છો માટે તેના પર ચીઠ્ઠી લખી આપો કે મારો માણસ છે માટે એને જગા આપ્યા વગર ચાલે તેવું નથી; કોઇ એની વિરૂદ્ધ કાંઈ કહે તો સાંભળશો નહિ.

'તેના કરતાં હું તમને ગવરનર 'જનરલ સાહેબ ઉપર ચીઠ્ઠી લખી આપુ તો કે કેમ ?'

'શી ચીઠ્ઠી લખી આપશો ?'

'ચીઠ્ઠીમા એમ લખું કે આ માણસને સરકારી તીજોરીમાંથી એક લાખ રૂપીઆ આપજો કેમકે નાણાં વિના એ બહુ દુઃખી થાય છે.'

'તમારે મન તો મશ્કરી છે પણ અમે કામ ધંધા વગર હેરાન થઇએ છીએ.'

'ત્યારે તમે જુદા જુદા અમલદારો પર મારી પાસે અણઘટતી ચીઠ્ઠીઓ લખાવી મારી હાંસી કરાવવા પ્રયત્ન કરો છો એ તમારા ધ્યાનમાં નથી આવતું ? એવી માગણી હું કરૂં તે તેઓ સ્વીકારી શકે ?'

'માગણી કરવામાં તમારૂં શું જાય છે ? મારૂં નશીબ હશે તો કોઇ ઠેકાણે જોગવાઈ થઈ જશે.'

'તમારે મન તો એમ કે વાગે તો તીર નહિં તર ટપ્પો ! હું મૂરખ ગણાઉં તેની તમને ચિંતા નથી.'

'સાહેબ, આટલી ઉમ્મરે મારી નોકરી ગઈ હવે હું શો ધંધો કરૂં ? બરતરફ થયેલા

માણસને નોકરીમાં રાખવા કોઈ ખુશી ના હોય એ શું વાજબી છે ? પરમેશ્વરને કોઈ કહેનાર નથી કે એ લોકોને આવી કુબુદ્ધિ કેમ આપે છે ?'

'મને એવો વિચાર આવે છે કે બધું રહેવા દઇ હું તમને પરમેશ્વર પર ચીઠ્ઠી લખી આપું કે આ "માણસને સ્વર્ગમાં દાખલ કરજો. એણે કાંઈ પુણ્ય કર્યાનું તો મારા જાણવામાં નથી પણ એ મારો ઓળખીતો છે." પછી તમારે આ દુનિયાની વાતોની કાંઇ પરવા જ કરવાની નહિ, અને તમે સ્વર્ગમાં જઈ તમારા તરફ થયેલા અન્યાય વિશે પરમેશ્વર સાથે સવાલ જવાબ કરજો.'

'હજી તો મારે ઘણું જીવવું છે. રસ્તો ખોદનારા મજુરોની હાજરી લખવાની હંગામી નોકરી મને મળે તેવી ચીઠ્ઠી લખી આપો એટલે બસ છે. હું રૂશવત લીધા માટે બરતરફ થયો નથી પણ વગર રજાએ ગેરહાજર રહ્યા માટે બરતરફ થયો છું એટલું ચીઠ્ઠીમાં સમજાવજો.'

ચીઠ્ઠી લઈ તે વિદાય થયો. પણ, સૂર્ય આથમે ને ચંદ્ર ઉગે તેમ તેની પીઠ અદૃશ્ય થઇને તરત એક 'કંત્રાટી' દાખલ થયો. તેણે એક મ્યુનિસિપાલિટીની નિશાળનું મકાન બાંધવાનો કોન્ટ્રાકટ રાખ્યો હતો. પણ, બાંધકામમાં ચુનાને ઠેકાણે ઝારું વાપર્યું હતું, ઇંટો પાકી લાલને બદલે આમરસી વાપરી હતી, લાકડાં મલબારી સાગને બદલે વલસાડી સાગનાં વાપર્યાં હતાં, પાટીઆં આખાં, ને બદલે ફાટોવાળાં વાપર્યાં હતાં, વળીઓ ઓછી જાડાઇની વાપરી હતી અને સ્ક્રુને બદલે ખીલા વાપર્યા હતા, પાયા શરત પ્રમાણે ઉંડા કર્યા નહોતાઃ એવા કારણોથી મ્યુનિસિપાલિટી તરફથી કોન્ટ્રાક્ટના પૈસા મળતા નહોતા.

'મેં પુછ્યું, 'મ્યુનિસિપાલટી આ વાંધા કહાડે છે તે ખોટા છે ?

'બીજા અદાવતીઆ કંત્રાટીઓની નનામી અરજીઓ પરથી મ્યુનિસીપાલિટીએ આ વાંધા કહાડ્યા છે ?'

'પણ કોઇએ આ વાંધાના ખરા ખોટાપણા વિશે તજવીજ કરી છે ?'

'સરકારી ઇજનેર ખાતાના ઓવરસીઅરે મ્યુનિસિપાલીટીના લખાણ ઉપરથી તજવીજ કરી છે'

'તેમણે શો રીપોર્ટ કર્યો છે ?'

'તેમણે તો લખ્યું છે કે મકાન તદ્દન રદ છે અને પાડી નાખવું જોઇએ.'

'એટલે આ વાંધા એમને ખરા લાગ્યા છે.'

'હા, પણ મારા અદાવતીઆની ખટપટથી આ કામ ઉભું થયું છે.'

'કામ ઉભું થવાનું કારણ ગમે તે હોય, પણ તમે કોન્ટ્રાકટ પ્રમાણે બાંધકામ કર્યું નહિ અને નબળું મકાન કર્યું તો તમને મ્યુનિસિપાલિટી નાણાં શી રીતે આપે ?'

'સાહેબ, હું તો માર્યો જાઉં છું. મારે માલ માટે વેપારીઓનાં બીલ ચુકવવાનાં છે અને કડીઆ સુતારના રોજ ચુકવવાના છે. મ્યુનિસિપાલિટી પૈસા ન આપે તો હું શી રીતે નાણું પતવું ?'

'કપટ કર્યું તો તેનું ફળ ભોગવો.'

'કપટ શાનું ? બધા કંત્રાટીઓ એમ જ કરે છે. એ તો છીંડે ચડ્યો તે ચોર. કંત્રાટ પ્રમાણે બધું કામ કરે તો કંત્રાટી કમાય શું ? વચમાંના નાના નોકરોનાં મન મનાવવાં પડે અને હરીફાઇમાં કંત્રાટની રકમ તો ઓછી રાખવી પડે. ચશમપોશી વિના ધંધો જ ચાલે નહિ.'

'એ નીતિશાસ્ત્ર તમને મુબારક હો. પણ, હું આ કામમાં શું કરી શકું ?'

'મ્યુનિસિપાલિટીના સેક્રેટરી સાહેબ ઉપર આપ ચીઠ્ઠી લખી આપો તો મારું કામ થાય.'

'એવી ચીઠ્ઠી લખી આપું કે મ્યુનિસિપાલિટીનું હિત બગાડી આ માણસને નાણાં આપજો ?'

' સેક્રેટરી સાહેબ તો ધારે તે કરી શકે.'

' શું ધારે? તમારા બાંધકામ માટે એમના ઈજીનેર ખાતાએ રીપોર્ટ કર્યો હશે, એમણે પોતે રીપોર્ટ કર્યો હશે, સરકારી ઓવરસીઅરે રીપોર્ટ કર્યો છે. તે છતાં તમને નાણાં અપાવવાનું શી રીતે ધારે?'

' બધા કાગળો એક જ તુમારમાં છે.'

' તેથી શું?'

' એ તુમાર ગુમ થઇ જાય તો હું બીજા સારા રીપોર્ટ મેળવી શકું.'

' સેક્રેટરી સાહેબને દગો કરવાની હું ચીઠ્ઠી લખું એવી સૂચના કરતાં શરમ નથી આવતી?'

' સાહેબ હું માર્યો જાઉં છું. બચરવાળ છું. ગરીબ માણસ છું. આપ ભલામણ ના કરશો. પણ ચીઠ્ઠી લખી આપો તો બસ છે. હું તે લઈને સેક્રેટરી સાહેબને મળીશ. ચીઠ્ઠીમાં ગમે તે લખજો.'

' ગમે તે લખીશ તો ચાલશે?'

' હા સાહેબ.'

નોટપેપર લઇ તે પર મેં ચીઠ્ઠી લખી આ પ્રમાણે વાંચી સંભળાવી,

" આ ચીઠ્ઠી લાવનાર જે માગણી કરે છે તે એવી અઘટિત છે કે હું તેની ભલામણ કરું જ નહિ. પણ ગરજવાનને અક્કલ નથી હોતી અને સ્વાર્થથી અંધાપો આવે છે તેના નમુના તરીકે આ માણસને આપની પાસે મોકલું છું. એ કહેશે તેથી આપને ક્રોધ ચડશે પણ કામના બોજામાં રમુજ પણ થશે.'

તે બોલી ઉઠ્યો, ' સાહેબ ' આવી ચીઠ્ઠી!'

' તમે નો કહો છો ને કે ગમે તેવી ચીઠ્ઠી લખશો તો ચાલશે!'

' ગમે તેવી એટલે મને ગમે તે રીતે ફાયદો કરે તેવી.'

' હવે તમે અહીંથી ચાલ્યા જાઓ, નહિં તો તમે કરવા ધારેલા દગા વિશે હું પોલીસ ને ખબર આપીશ.'

" કંત્રાટી " ચાલ્યો ગયો અને " ગમે તેવી " ચીઠ્ઠી પડી રહી.

ચીઠ્ઠીના પ્રાર્થયિતાઓની ' લેવી ' સાંજ સુધી ચાલુ રહી. નોકરી માટે, બદલી માટે, ઘર ભાડે આપવા માટે, વરકન્યાના સગપણ માટે, મફત મોતીઓ કાઢવા માટે, વેપારની ભાગદારીમાં સામેલ કરવા માટે, કરામાં બારણુ મુકવા દેવા માટે, રસોઇઓ આપી દેવા માટે, વગેરે વગેરે કામ કરવા માટે ભલામણની ચીઠ્ઠીઓ માગનારા એક પછી એક આવતા જ ગયા. મને શક પડ્યો કે મારે બારણે કોઈએ પાટીઉં માર્યું હશે કે " આ ઠેકાણે ચીઠ્ઠીઓ અપાય છે. " તે માટે હું ઓટલે જઈને જોઈ આવ્યો પણ એવું પાટીઉં જોવામાં આવ્યું નહિં. પ્રાતઃકાલે આશા રાખી હતી કે આજે રજા છે તેથી આરામ લેવાશે, નવલકથા વંચાશે, અને દહાડાની થોડી ઉંઘ લેવાશે તે બધી આશા વ્યર્થ ગઈ. સૂર્યાસ્ત થતો હતો ત્યારે સ્વ. મણિશંકર ના ' વસંત વિજય ' માંના એક શ્લોકમાં થોડા શબ્દ બદલી હું ઉચ્ચારવા લાગ્યોઃ

"ઘેલી બની બધી સૃષ્ટિ ચીઠ્ઠીમાં હાલ ન્હાય.છે,
હાય! ઓકજ આ મારા હૈયામાં કૈંક થાય છે."

ચીઠ્ઠી લખી આપવાનો હક કોઇને વેચાતો લેવો હોય તો એક પૈસા માટે ' કુલ અખત્યાર ન દાવે ' ' અઘાટ ' વેચાણ કરી આપવા હું ખુશી છું.



# દૈવલીલા.

લેખિકા:

બ્હેન 'જ્યોત્સ્ના' શુક્લ.

અંધારઘેરા નભમાં કદીક,
ઝીણી ઝબુકે વીજળી ઘડીક;
દીઠી અદીઠી સરકી જતી એ,
પુનઃ છવાતું નભ ત્યાં તિમિરે !

ઘેરાયે છે ઘનદળ વડે અભ્ર આખુંય ક્યારે,
ને ફુંકાતો અહ ! અનિલ શો વૃક્ષનાં ઝૂંડ હાલે;
વૃષ્ટિ થાશે, સત્વર નદિમાં પૂર વ્હેશે વહાણે ?
રે ! શી આશા ઝરમરી જરી વાદળાં વિખરાયે !

ગ્રીષ્મે તપ્યા પ્રખર કોઈ બપોર વેળા,
દિવાકરે પ્રજળતી પૃથિવી હશે ત્યાં;
આવે અચાનક સમીરની લ્હેર ઝીણી,
આવી ઘડી, જતી-હતી ન હતી થતી એ !

બેઠી કોઇ અધિરી યુવતિ નાથની વાટ જોતી,
યુગો શી એ પળપળ ગણી પાલવે અશ્રુ લ્હોતી;
એને સૂણી પદરવ અહો ! સ્વાગતે જાય દોડી,
નિહાળે ત્યાં અવરજનને ભગ્ન હૈયે બિચારી !




# સેવાસદન.

લેખિકાઃ બ્હેન "વસંત લતા."

મુંબાઇ જેવા મોટા શહેરમાં સ્ત્રી ઉપયોગી મંડળો, આશ્રમો, સમાજો, અને એવી કેટલીક સંસ્થાઓ છે જેનો હેતુ હિંદી સ્ત્રીઓમાં કેળવણીનો પ્રચાર કરી તેઓની ઉન્નતિ કરવાનો છે. આ બધી સંસ્થાઓમાં "સેવા સદન" નામની સંસ્થા પણ મુંબાઇ શહેરમાં હસ્તિ ધરાવે છે જેની માહિતી બહુ થોડી ગુજરાતી બ્હેનોને હશે. આ સંસ્થા એક નમુનેદાર સંસ્થા છે. તે કેટલું બધું સ્ત્રી ઉપયોગી અને સંગીન કામ કરી રહી છે તેની વિગત હું "ગુણસુંદરી"ના વાંચકો આગળ રજુ કરૂં છું.

"સેવા સદન" ૧૯૦૭ માં સ્વ. મલબારી અને રા. રા. દયારામ ગીડુમલે હિન્દી સ્ત્રીઓની ઉન્નતિ કરવા મુંબાઇમાં ગીરગામ બેક રોડ ઉપર આવેલા "અમરેલી હાઉસમાં" ખુલ્લું મુકયું. "સેવા સદન" ખોલવાના આ મહાન નરોના મૂળ હેતુઓ એ હતાં કેઃ (૧) દરેક કોમની સ્ત્રીઓમાં કેળવણીનો પ્રચાર કરવો; (૨) તેઓમાં સામાન્ય જ્ઞાન ખીલવવું; (૩) કેટલેક અંશે સ્ત્રીઓને સ્વતંત્ર બનાવવી; (૪) તેઓને પુરૂષોના જેટલા હકકો મેળવવા યોગ્ય બનાવવી અને (૫) હિન્દુ, પારસી, મુસલમાન વગેરે કોમની બ્હેનો એક બીજાના સમાગમમાં આવી મિત્રતાની ગાંઠથી બંધાય એવી સગવડ કરી આપવી.

જે વખતે "સેવા સદન" ખુલ્લું મુકાયું તે વખતે સ્ત્રી કાર્યવાહકો તરીકે સ્વ. જમનાબાઈ સકકાઇ, શ્રીમતિ રમાબાઇ રાનડે, શ્રીમતિ નાનીબ્હેન ગુજ્જર, સૌ. કાશીગૌરી ત્રિભોવનદાસ ગુજ્જર અને બીજાં કેટલાંક બ્હેન હતાં. આ સંસ્થામાં ગુજરાતી અંગ્રેજી, મરાઠી, સંગીત અને શીવવા ભરવાના વર્ગો નાના પાયા ઉપર ખોલવામાં આવ્યાં હતાં. આ સાથે એક નાનો આશ્રમ પણ ખોલવામાં આવ્યો હતો, જેથી નિરાધાર બ્હેનો કેળવણી લઇ સ્વાશ્રયી બને. આ સંસ્થાના વર્ગો સારા ચાલતા અને દરેક કોમની બ્હેનો તેનો લાભ સારી સંખ્યામાં લેતી. આગળ જતા "સદન"ને પોતાના મકાનની ઘણી જરૂર જણાઇ તેથી સ્વ. મલબારી, રા.રા. દયારામ ગીડુમલ અને કેટલીક બ્હેનોએ ફંડ ઉઘરાવી એક મકાન ગામદેવી ઉપર ૧૯૧૨ માં બાંધ્યું અને ત્યાં "સેવા સદન" ના વર્ગો અને આશ્રમો ખોલ્યા. આ મકાન બંધાયા પછી થોડા વખતમાં રા. દયારામ ગીડુમલ રીટાયર થયા અને કુ. ભિખાઇજી એન્જીનીયર બી. એ. એલ એલ. બી, એમ. બી. ઇ. એ. સેક્રેટરી પદ સ્વીકાર્યું. તેજ વર્ષમાં રા. મલબારીના સ્વર્ગવાસથી "સદનને" ઘણી મોટી ખોટ ગઇ. પણ કુ. એન્જીનીયર, શ્રીમતિ શીરીનબાઇ કામા, કુ. જરૂબાઈ અવાસ્યા, કુ. મનીજેહ કેપ્ટન, શ્રીમતિ સુશીલાબાઈ કદમલ, સ્વ. રમાબાઇ રાનાડે ને બીજી કેટલીક બ્હેનોએ ખંત ને બાહોશીથી "સદન"નું કામ જારી રાખ્યું

અને દિવસે દિવસે વધારે સંગીન પાયા ઉપર લાવતા ગયા.

સ્વ. મલબારીની યાદ જાળવવા " મલબારી મેમોરીયલ હોલ " બાંધવો, એવી " સદન"ના કાર્યવાહકોને ઇચ્છા થઇ અને તે માટે લોકો પાસેથી ફંડ ભેગું કીધું. આ ફંડમાં સ્વ. મલબારીના કુટુંબે પણ સારી મદદ આપી ૧૯૨૪ના માર્ચ મહિનામાં નામદાર ગવર્નરના મુબારક હાથે " મલબારી મેમોરીયલ હોલ " ખુલ્લો મુકાયો.

હાલ " સેવા સદન"નાં જુના મકાનમાં તેમજ " મલબારી મેમોરીયલ હોલ"માં દરેક કોમની બ્હેનો માટે તેમજ ગરીબ અથવા મધ્યમ, સંસારી અથવા નિરાધાર, બાળાઓ અને સ્ત્રીઓ માટે જુદા જુદા વર્ગો ચાલુ છે. આ બધા વર્ગો કુ. એન્જીનીઅર, કુ. અવાસ્યા અને શ્રિમતિ સુશીલાબાઇ કદમલની દેખરેખ નીચે ચાલુ છે.

" સેવા સદન"માં બપોરના બારથી તે સાંજના પાંચ વાગ્યા સુધી જુદા જુદા વર્ગો નિયમિત રીતે ચાલુ હોય છે ત્યાં ચૌદ વર્ષ ઉપરની બાળા અથવા સ્ત્રી ફી ભરીને અથવા નામની ફી ( Nominal fee ) ભરીને તેનો લાભ લઇ શકે છે.

( ૧ ) ( Educational Classes ) **કેળવણીના વર્ગોઃ** છોકરીઓને અને સ્ત્રીઓને ગુજરાતી, મરાઠી, હિન્દુસ્તાની, અંગ્રેજી, સંસ્કૃત વગેરે ભાષાઓનું પ્રાથમિક શિક્ષણ: આ વર્ગો દ્વારા અપાય છે જેથી કરીને જે બ્હેનોને અક્ષરજ્ઞાન નહાનપણમાં મળ્યું નથી અને સંસારમાં જોડાયા પછી અથવા તેઓની નિરાધાર સ્થિતિને લીધે પોતાની માતૃભાષા અને અંગ્રેજી શીખવાનો શોખ થાય છે અથવા જરૂરીઆત જણાય છે તે બ્હેનો બપોરના એક બે કલાક આવી સારૂ જ્ઞાન મેળવી શકે છે. આ વર્ગોમાં અંગ્રેજી અને માતૃભાષાઓ છઠ્ઠા ધોરણ સુધી શીખવવામાં આવે છે.

( ૩ ) ( Sewing class ) **સીવવા વેતરવાનો વર્ગઃ**—આ વર્ગમાં છોકરીઓને અને સ્ત્રીઓને સીવવાનું ને વેતરવાનુ સારી રીતે શીખવામાં આવે છે, મધ્યમ સ્થિતિની બ્હેનો જેને સીવતાં વેતરતાં આવડતુ નહિ હોય તે આ વર્ગમાં ઘણી ખુશીથી દાખલ થઇ શકે છે, ને પોતાના, બાળકોના ને પુરૂષોના કપડાં સીવવાની કળા સારી રીતે મેળવી શકે છે. મેળવેલા જ્ઞાનનો પોતે પોતાના સંસારમાં સારો ઉપયોગ કરી શકે. હાલના જમાનામાં દરજીઓનો કપડાં સીવવાનો દર ઘણો વધી ગયો છે, અને "સોના કરતાં ઘડામણ મોંઘી " એ કહેવત પ્રમાણે કપડાંની કિંમત કરતાં સીલાઇનો દર વધારે આપવો પડે છે. આ દર મધ્યમ સ્થિતિનાં તેમજ બ્હોળા કુટુંબમાં ભારે થઇ પડે છે. પણ સ્ત્રીઓને સીવતાં નહિ આવડતુ હોવાથી તેઓને નાઇલાજે દરજીઓને વત્તી સીલાઇ આપી પોતાના ને ઘરના માણસોના કપડાં સીવડાવવા પડે છે. પણ જો એજ બ્હેનો શીવતાં શીખે તો તેઓને ઘણું ઉપયોગી થઇ પડે. આ મોંઘવારીના વખતમાં પોતે સીલાઇના પૈસા બચાવી પોતાના ઘરના પુરૂષવર્ગને એક રીતે મદદગાર થઇ પડે. સંસારમાં જેટલી રાંધણકળા સ્ત્રીઓએ જાણવાની જરૂર છે તેટલીજ જરૂર સીવણકળા જાણવાની છે.

જે બ્હેનોની આર્થક સ્થિતિ સારી નથી તે બ્હેનોને આ વર્ગમાં મફત સીવતાં શીખવે છે, અને જ્યારે તેઓને સારૂં સીવતાં આવડે છે ત્યારે તે બ્હેનો પાસે બહારના કપડાં સીવડાવી તેઓને તે કામનો નાણું બદલો આપવામાં આવે છે. એમ કરવાથી ગરીબ બ્હેનો પોતાનું સ્વમાન ગુમાવ્યા વગર પ્રમાણીકપણે ગુજરાન સારી રીતે ચલાવી શકે



ધી મલબારી મેમોરીઅલ હૉલ, સેવા સદન.



ધી મલબારી મેમોરીઅલ હોલનો અંદરનો દેખાવ.

છે. જો કોઈ પોતાના કપડાં દરજીને નહિ સીવવા આપતાં આ સંસ્થામાં સીવડાવવા મોકલે છે તો તેઓના કપડાં "સદન" સીવડાવી આપે છે. મને આશા છે કે સાધનસંપન્ન બ્હેનો અને ભાઈઓ સંસ્થામાં પોતાના કપડાં સીવડાવવા આપશે. એથી તેઓ એક રીતે આ સંસ્થાને મદદકર્તા થઈ પડશે.

**(૩) ફેન્સી વર્કનો વર્ગ:**— આ વર્ગોમાં પણ જાત જાતના ભરતકામ તેમજ દોરા, લેસ અને કાગળના ફુલો, બાસ્કેટો વગેરે બનાવતાં શીખવે છે. જેટલી શીવણકળા સ્ત્રીઓએ જાણવાની જરૂર છે.તેટલી જરૂર આ જાતનું કામ જાણવાની છે. બ્હેનો આ કામ શીખી પોતાના ઘર માટે જાતજાતના ભરતકામ કરે છે ને તેથી પોતાનું ઘર શણગારી શકે છે. ઘર ગમે તેટલું નાનું હોય પણ જો સ્ત્રીઓ તે ઘરને જાતજાતના ભરતકામ, તોરણો, કાગળના ફુલોથી અને કળાથી ( artistically ) શણગારે, તો તે નાનું ઘર પણ સુંદર ને મનોરંજક બની શકે છે.

ગરીબ બ્હેનોને આ કામ મફત શીખવવામાં આવે છે ને તેઓની બનાવેલી ચીજો જેવી કે ભરેલા ટેબલક્લોથ, તકીયાની ભરેલી ખોળો, ભરેલી સાડીની કોરો, ભરેલી સાડી, ચોળી, ચણીયા વગેરે વેચી તેના પૈસા તે બ્હેનને આપવામાં આવે છે.

આ વર્ગમાં ભરત કામ કુ. **મીઠાં પીટીટ** કાંઈ પણ પગાર લીધા વિના શીખવે છે. એ બ્હેન અસહકારી છે અને જે કામ શીખવે છે તે શુદ્ધ સ્વદેશી કપડાં ઉપર શીખવે છે, અને વેચે છે. કુ. **મીઠાં** પીટીટ ગર્ભશ્રીમંત છે પણ ગરીબોની દાઝ તેમને દીલે છે. પોતાની જનસમાજ તરફ શું ફરજ છે તે સારી રીતે જાણે છે અને બજાવે છે. એ બ્હેન જે કામ કરી રહ્યાં છે તે પ્રશંસનીય અને અનુકરણીય છે.



સેવા સદનનાં સ્થાપક અને સંસાર સુધારક
મરહુમ બેહરામજી મેરવાનજી મલબારી

**(૪) (Laundry) કપડાં ધોવાનો વર્ગ:** આ વર્ગનું નામ સાંભળતાં મારી કેટલીક બ્હેનોને હસવું આવશે કે કપડાં ધોવામાં તે એટલું ભારું શું છે કે તે માટે પણ વર્ગ ખોલી શિક્ષણ આપવું પડે? પણ ધોબી જેવા સ્વચ્છ કપડાં ધોતાં અને ઇસ્તરી કરતાં શીખ્યા વગર આવડે નહિ. કેટલીક વખત કિંમતી કપડાં ઉપર ડાઘ એવાં પડે છે કે તે કેવી રીતે

સાફ કરવા તેની આપણને સમજ પડતી નથી. જો આપણે એક વખત જાતજાતના ડાઘ કહાડતા શીખ્યા હોઇએ તો આપણને કોઇ પણ જાતની મુંઝવણ પડતી નથી. સ્ત્રી પુરૂષોના સુતરાઉ, ગરમ, રેશમી, જરીના વગેરે કપડાં કેવી રીતે ધોવા અથવા તે ઉપરના ડાઘ કેવી રીતે કહાડવા ને ઇસ્તરી કરવી તે આ વર્ગમાં શીખવવામાં આવે છે.

હાલ આપણે જોઇએ છીએ કે ધોબીઓના દર અને અનિયમિતના વધતાં જાય છે અને ઘણી વખત આપણા કીમતી કપડાં ફાટી લાવે છે કિંવા ખોઇ નાખે છે, જેથી આપણે હેરાનગતી ને નુકસાની અનુભવવી પડે છે અને કેટલેક અંશે પરતંત્ર રહેવું પડે છે. આ હુન્નર આપણે શીખ્યા હોઇએ તો આપણે જરૂર જોગા કપડા ઘરમા સહેલાઇથી ધોઇ શકીએ. અથવા આપણા ચાકર પાસે ધોવરાવી શકીએ. દાખલા તરીકે મદ્રાસના શેલા, અલમા કે પુરૂષોના ચાયના સીલ્કના કોટ પાટલુન ( suit ) જ્યારે મેલા થાય છે ત્યારે આપણે ધોબીને કે કંપનીમાં ધોવા આપીએ છીએ. ધોબીઓ અને કંપનીવાળા લોકોની કાળજીથી કપડાં ધોતાં નથી અને કપડામાં સફેદાઇ ને ચળકાટ લાવવા એક જાતનો તેજ પદાર્થ નાખે છે. આથી કપડાં જલદીથી ફાટી ફાટી જાય છે. પણ જો તેજ આપણે ઘરમાં ધોઇએ તો કપડાંનો ને ધોલાઇના ખર્ચનો બચાવ થઇ શકે છે.

( ૫ ) (Drawing and Painting class) ચિત્રકળા અને ( Music class ) સંગીતના વર્ગ: જે બ્હેનોને ચિત્રકળાનો ને સંગીતનો શોખ હોય છે તે આ વર્ગમાં દાખલ થાય છે. આ બન્ને કળાઓ સ્ત્રી જાતિનો શણગાર છે. ચિત્રકળા શીખવાથી આપણને જાતજાતના રંગોનું જ્ઞાન મળે છે, ને સાથે સાથે આપણી વિચાર શક્તિ ખીલે છે અને આપણા મનની કલ્પનાઓ પ્રત્યક્ષ દાખવી શકીએ છીએ.

સંગીતકળા પણ સ્ત્રી જાતિ માટે તેટલીજ ઉપયોગની છે. કારણ સંગીત એ દુઃખી હૃદયનું સાન્તવન છે, રડતા બાળકને છાના રાખવાનું શસ્ત્ર છે, થાકેલાની વિશ્રાન્તિ છે, ને માંદાનો આનંદ છે, એ આપણે આપણા અનુભવ ઉપરથી સારી રીતે જાણીએ છીએ. માટે દરેક વ્યક્તિએ ચિત્રકળા ને સંગીત એ બન્ને કિંવા એક કળા જરૂર જાણવી જોઇએ.

( ૬ ) ( Hosiery class ) મોજાં ગુંથવાનો વર્ગ: આ ઉપરાંત મોજાં બનાવવાનો એક વર્ગ છે. જેમાં પગમાં પહેરવાના મોજા યંત્ર ઉપર કેવી રીતે ગુંથવા તે શીખવે છે. આ હુન્નર પણ ઘણો ઉપયોગનો છે. કોઇ પણ બ્હેન આ હુન્નર શીખીને ઘરમાં બેઠા બેઠા યંત્ર ઉપર મોજાં ગુંથી વેચે તો તે પોતાનું ગુજરાન તે ઉપર સારી રીતે ચલાવી શકે. કેટલીક બ્હેનો આ વર્ગમાં મોજાં બનાવતાં શીખી મ્યુનીસીપલ સ્કુલોમાં માસે પગારે નોકરીએ પણ લાગેલી છે.

( ૭ ) રાંધણ કળાનો વર્ગ:—જે બ્હેનોને અંગ્રેજ પદ્ધતીની વાનીઓ જેવી કે કેક, બીસકીટ, પુડીંગ, પેસ્ટ્રી વગેરે શીખવાનો શોખ હોય છે તે આ વર્ગનો લાભ લે છે.

( ૮ ) ટીચર્સ ટ્રેનીંગ કોલેજ ( Teacher's Training College ): મરાઠી સ્ત્રીઓ માટે આ વર્ગ ચાલુ છે. જે બ્હેનોને શિક્ષિકા થવું છે તે બ્હેનો આ વર્ગનો લાભ લે છે. ગુજરાતી બ્હેનો માટે વનિતા વિશ્રામમાં તેની કોલેજ ચાલુ હોવાથી "સેવા સદન" આ બાબત કાંઇજની જરૂર નથી. ત્યાં ખાસ માટે મરાઠી સ્ત્રીઓ માટેજ કોલેજ ખોલી છે.



મોજાં ગુંથવાનો વર્ગ.



રાંધણકળાનો વર્ગ.



સેવા સદનનું મકાન.

( ૯ ) જે બ્હેનોને નર્સ થવાની ઇચ્છા હોય છે તેઓને નર્સનું કામ ( nursing ) શીખવવા માટે જે. જે. હોસપીટલ અને કામા હોસ્પીટલમાં મોકલવામાં આવે છે જેથી કરી નિરાધાર બ્હેનો નર્સની પરીક્ષા પસાર કરી સ્વાશ્રયી બને અને પરોપકારના કામો કરે. કેટલીક નિરાધાર બ્હેનો જેઓને મુળાક્ષરનુંપણ પુરતું જ્ઞાન નહોતું તેવી બ્હેનોને નર્સ થવા માટે "સદન"માં દાખલ કરવામાં આવી હતી. તેઓને "સદને" પ્રાથમિક શિક્ષણ આપી માત્ર ત્રણ ચાર વર્ષમાં ઉત્તમ નર્સ બનાવ્યાના અનેક દાખલા મોજુદ છે.

(૧૦) જે બાલિકાને યુનીવર્સીટીની ડીગ્રી લેવાની ઇચ્છા હોય છે તેને આશ્રમમાં રાખીને સ્કુલમાં કે કૉલેજમાં મોકલવામાં આવે છે, અથવા સ્કૅલરશીપ આપવામાં આવે છે.

ઉપર કરેલા વર્ણન ઉપરથી જણાશે કે "સેવા સદન"માં જે કળાઓ સ્ત્રીજાતિનો શણગાર છે ને જે કળાઓ, આદર્શ ગૃહિણીઓએ જાણવી જોઇએ તે કળાઓનું સારૂં જ્ઞાન આપવામાં આવે છે. આ બધા વર્ગોનો હાલ લગભગ ૫૦૦ થી ૭૦૦ બ્હેનો લાભ લે છે.

આ સિવાય નીચે જણાવેલાં ખાતાઓ પણ "સેવા સદન"માં ચાલું છેઃ—

( ૧ ) Home for the Homeless), **અનાથાશ્રમઃ**—આ આશ્રમમાં નિરાધાર બાળકો, બાળાઓ અને સ્ત્રીઓને રાખવામાં આવે છે, તેઓને લખતાં વાંચતાં શીખવામાં આવે છે, અને એકાદ કળામાં પ્રવિણ બનાવે છે જેથી તેઓ તે ઉપર પોતાનું ભરણ પોષણ કરી શકે. તેઓની સંખ્યા હાલ ૩૮ ની છે, જેમાં ૫ સ્ત્રીઓ, ૫ નવ વર્ષની અંદરના બાળકો અને ૨૮ ૭ થી તે અઢાર વર્ષ બાળાઓ છે આમાંથી કેટલાક બાળકો અને બાળાઓને મ્યુનીસીપલ સ્કુલમાં શીખવા માટે મોકલવામાં આવે છે અને ત્રણ છોકરી સેન્ટ કોલંબો હાઇસ્કુલમાં જાય છે. સ્ત્રીઓ સવાર ને સાંજ આશ્રમનું કામ કરે છે અને બપોરના વાંચતા લખતાં અને એકાદ હુન્નર શીખે છે.

( ૨ ) **આશ્રમોઃ**—આશ્રમો બે છેઃ એક પારસી બ્હેનો માટે અને એક હિન્દુ બ્હેનો માટે. પારસી આશ્રમમાં ૯ બાળાઓ છે અને તેઓ "સેવા સદન"માં ચાલતાં જુદા જુદા વર્ગોનો લાભ લે છે.

હિન્દુ આશ્રમમાં ૨૦ બ્હેનો છે. જેમાં ૪ બ્હેનો સેન્ટ કોલંબોમાં જાય છે; ૫ બ્હેનો શિક્ષણનો અભ્યાસ કરે છે, અને બીજા "સેવા સદન"માં ચાલતા વર્ગોનો લાભ લે છે; ૪ નર્સનું શીખી ધંધો કરે છે, ૫ બ્હેનો કામા હોસ્પીટલમાં નર્સનું શીખે છે. ૩ વડોદરામાં સુયાણી ( midwife ) નું કામ શીખે છે.

છોકરાઓને ખાવાનું મોકલવામાં આવે છે. ગયા વર્ષે દરરોજ કુલ ૨૨૪ છોકરાંઓને ખાવાનું પુરું પાડતા હતા. તેમાં ૬૦ પારસી ૧૦૯ હિન્દુ, અને ૫૫ મુસલમાન છોકરાઓ તેનો લાભ લેતા. એ છોકરાઓ પ્રાથમિક સ્કુલોમાં અભ્યાસ કરે છે.

જે બ્હેનો " સદન " તરફથી નર્સો થાય છે, તેઓને એક વર્ષ " સદન " માં રાખવામાં આવે છે. જેઓને નર્સની જરૂર હોય છે તેઓને ત્યાં " સદન " નર્સ પુરી પાડે છે. મધ્યમ સ્થિતિના વર્ગ પાસેથી આ સંસ્થા થોડો દર લે છે અને ગરીબોને ઘેર મફત મોકલવામા આવે છે.

આ ઉપરથી માલમ પડશે કે " સેવા સદન " દરેક કામની અને દરેક સ્થિતિની બ્હેનો માટે ઉપયોગી છે. મધ્યમ વર્ગની બાળાઓને અને સ્ત્રીઓને આદર્શ ગૃહિણી ( Ideal housewife ) ની કેળવણી આપે છે જેથી તેઓ મળેલા જ્ઞાનનો ઉપયોગ પોતાના સંસારમા કરે છે ને ઘરમાં એક ઉપયોગી ને કરકસર કરનાર વ્યક્તિ થઇ પડે છે. નિરાધાર અને ગરીબ બ્હેનો પોતાનું સ્વમાન ગુમાવ્યા વગર પવિત્રતાથી પોતાનું સ્વતંત્રપણે " સદન " દ્વારા ગુજરાન કરી શકે છે. સાધનસંપન્ન બ્હેનો જેને પરોપકારી કામ કરવાની અભિલાષા છે તેઓ આ સંસ્થા દ્વારા ઘણી સારી રીતે કરી શકે છે.

આ વર્ષે મ્યુનીસીપાલીટી તરફથી તેમજ સરકાર તરફથી કેળવણી ખાતાના પરીક્ષકોએ આ સંસ્થાના વર્ગોની પરીક્ષા લીધી હતી અને તે બન્ને ખાતાઓએ આ સંસ્થા દ્વારા અપાતી કેળવણી માટે ઘણી પ્રશંસા કરી હતી. તેમણે " સદન "ને મુંબાઇમાં ચાલતી સ્ત્રી ઉપયોગી સંસ્થાઓમાં પહેલે નંબરે ગણી છે, અને સરકારે આ સંસ્થાને મળતી મદદ ( grant ) વધારી આપી છે.

સ્વ. મલબારીએ આપેલા નામ પ્રમાણે આ સંસ્થામાં ગુણ પણ છે. " સેવા સદન " નો અર્થ એ થાય છે કે જન સમાજની સેવા બજાવનારી સંસ્થા વા જન સમાજની સેવા બજાવવા સેવીકાઓ (Sisters of Service) તૈયાર કરવાની સંસ્થા. આથી પણ વિશેષ "સદન"ના કાર્યવાહકોને સમાજ સેવા બજાવવાની અભિલાષા છે જેવી કે, " સદને " પોતાની એક નિશાળ ઉઘાડવી, ગરીબ બાળકો અને સ્ત્રીઓને મફત દવા આપવી, હોસ્પીટલ અને સુવાવડખાતું ઉઘાડવું, મા વગરના છોકરાંઓ ઉછેરવા માટે " બાલગૃહ " ( Children's Home ) ખોલવું. એવી અનેક અભિલાશાઓ " સદન " ને છે પણ તેને જનસમાજ તરફથી જોઇતી સહાનુભુતિ નહિ મળવાથી કાર્યવાહકોથી આગળ પગલું ભરી શકાતું નથી.

" સેવા સદન " ની એક શાખા પૂનામાં ખોલાવામાં આવી છે. એક સંસ્થા ઉત્તર હિન્દમાં " સેવા સમિતિ " નામે ચાલુ છે, જેના આદર્શો પણ " સેવા સદન " જેવાજ છે. મુંબાઇ જેવા શહેરમાં " સેવા સદન " ની ત્રણ ચાર શાખાઓની ઘણી જરૂર છે એમ કહેવામાં જરા પણ વાંધો નથી.

" સેવા સદન " નો કાર્યક્રમ રજુ કરતાં " સેવા સદન " ના કાર્યવાહકોની નોંધ લેવી ઘટે છે. " સેવા સદન " આટલી બધી આદર્શ ને ઉપયોગી સંસ્થા બની છે તે કુ. ભિખાઇજી એન્જીનીઅર, કુ. અવાસ્યા, કુ. મીઠાં પીટીટ, શ્રીમતી કામા, અને શ્રીમતી સુશીલાબાઇ કદમલને આભારી છે. એ બ્હેનો જે નિઃસ્વાર્થવૃત્તિથી લાંબા લાંબા ભાપણો ને બોધ આપ્યા વગર મુંગે મોઢે જે કામ કરી રહ્યા છે, તે મુક્તકંઠે વખાણવા લાયક છે. એ બ્હેનો નિયમિત રીતે " સદન " માં હાજરી આપી દરેક વર્ગ ઉપર જાતી દેખરેખ ને

કાળજી રાખે છે. એ વ્હેનોએ પાશ્ચાત્ય સ્ત્રી સંસ્થાઓના આદર્શો ગ્રહણ કરી તેમાં ઘટતા ફેરફાર સાથે એ આદર્શો આ સંસ્થામાં અમલમાં મુકયાં છે.

આ લેખ લખવાનો મારો મૂળ હેતુ એ છે કે "સેવા સદન" આટલું બધું ઉપયોગી કામ કરી રહ્યુ છે છતાં તેનો લાભ મારી બહુ થોડી જ ગુજરાતી વ્હેનો લે છે. હાલ એ સંસ્થાનો લાભ મરાઠી ને પારસી વ્હેનો ઘણે ભાગે લે છે. જ્યારે ગુજરાતી વ્હેનો ત્રણ ચાર લેતી હશે. માટે મારી ગુજરાતી વ્હેનો જેમને ગુજરાતી, અંગ્રેજી, સીવવા ભરવાનુ, કપડાં ધોવાનું, ચિત્રકળા, સંગીત; કાગળના ફુલો બનાવવાનું કામ વિગેરે શીખવાની ઉલટ હોય તેમણે આ સંસ્થાનો લાભ જરૂર લેવો. સાધનસંપન્ન વ્હેનો આ સંસ્થાને નિયમિત મદદ કરશે એવી આશા છે.

"સેવા સદન" નો જે અહેવાલ ઉપર આપ્યો છે તેમાં જરાપણ અતિશ્યોક્તિ નથી, તેની ખાતરી કરવી હોય તો જરૂર આ સંસ્થાની એક વખત મુલાકાત લેવી.

---

## સાભાર સ્વીકાર.

**રંગુન સમાચાર** (રંગુન): પુસ્તક ૩૦ મું; અંક ૧૨ થી ૨૭. તંત્રીઃ શ્રીયુત મણીભાઇ રણછોડજી દેસાઇ, પલસાણાકર વાર્ષિક. લવાજમઃ રૂ. ૬-૬-૦.

**જૈન** ( ભાવનગર ): પુસ્તક ૨૩ મું; અંક ૧૦ થી ૧૪. તંત્રીઃ શ્રીયુત શેઠ દેવચંદ કુંદલાકર. વાર્ષિક લવાજમઃરૂ. ૫-૮-૦.

**બે ઘડી મોજ** ( મુંબાઇ ): પુસ્તક ૨ જું; અંક ૬ થી ૯. તંત્રીઃ શ્રીયુત "શયદા" સહતંત્રીઃ શ્રીયુત "સાદીક" વ્યવસ્થાપકઃ મેસર્સ વર્ધમાન એન્ડ સન્સ. વાર્ષિક લવાજમઃ રૂ.૪-૦-૦.

**વાયડા મિત્ર** ( મુંબાઇ ): પુસ્તક ૫ મું; અંક ૪ થો. તંત્રીઃ શ્રીયુત રામલાલ ચુનીલાલ મોદી. પ્રકાશકઃ વાયડા યુનીઅન સોસાયટી, મુંબાઇ, વાર્ષિક લવાજમઃ રૂ. ૩-૦-૦.

**સમાજ સેવા** ( જામનગર ): પત્રિકા નં. ૧૭ અને ૧૮. વ્યવસ્થાપકઃ શ્રીયુત ગોકુલદાસ હીરજી ઠક્કર.

**કચ્છ-પ્રકાશ** ( મુંબાઇ ): પુસ્તક ૨ જું; અંક ૧ લો. તંત્રીઃ શ્રીયુત લતીફ. વ્યવસ્થાપકઃ શ્રીયુત ગોવિંદજી લાલજી. વાર્ષિક લવાજમઃ રૂ. ૨-૦-૦.

**ધી વર્લ્ડ-એડવરટાઇઝર** ( અમદાવાદ ): પુસ્તક ૧ લું; અંક ૨ જો. વ્યવસ્થાપકઃ શ્રીયુત હરિલાલ એમ શાહ. વાર્ષિક લવાજમઃ રૂ.૩-૦-૦.

**"મંથન"**. ( અમદાવાદ ): યુવકો માટે થોડા સમયમાં પ્રકટ થનાર માસિક "મંથન" ની હસ્ત પત્રિકા. તંત્રીઃ શ્રીયુત મંજુલાલ સાકરલાલ દેસાઇ. વાર્ષિક લવાજમઃ રૂ. ૨-૮-૦.

**ભટ્ટી હિતેચ્છુ** ( મુંબાઇ ): જાન્યુ. ૧૯૨૫ નો અંક. તંત્રીઃ શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી, જે. પી. વાર્ષિક લવાજમઃ રૂ. ૨-૮-૦.

**શ્રી જૈનધર્મ પ્રકાશ** ( ભાવનગર ): પુસ્તક ૪૧ મું; અંક ૧ લો. તંત્રીઃ શ્રીયુત નેમચંદ ગીરધરલાલ કાપડીઆ. પ્રકાશકઃ શ્રી જૈન ધર્મ પ્રસારક, સભા, ભાવનગર. વાર્ષિક લવાજમઃ રૂ. ૧-૧૨-૦.

**બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક** ( અંધેરી ): પુસ્તક ૧૮ મું; અંક ૧-૨. તંત્રીઃ શ્રીયુત કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ. પ્રકાશકઃ શ્રીયુત જીવનલાલ માધવલાલ ઠાકોર. વાર્ષિક લવાજમઃ રૂ. ૧-૮-૦.

**જન્મભૂમિ** ( નડિયાદ ): પુસ્તક ૧ લું; અંક ૧૩-૧૪. તંત્રી અને પ્રકાશકઃ શ્રીયુત ચંદુલાલ નંદલાલ દેસાઇ. વાર્ષિક લવાજમઃ રૂ. ૨-૮-૦.

શ્રી બંધુ હિતવર્ધક સમાજ ( વાંકાનેર ) નો રીપોર્ટઃ તા. ૧-૪-૨૪ થી તા. ૩૧-૧૨-૨૪સુધીનો.

# ચિતામાં જતી સતીની અગ્નિપ્રાર્થના.

લેખિકા—સ્વ સૌ. ઉર્મિલા દયારામ.

( છંદ હરિગીત. )

જગનાથ આ હું શું સુણું ?
કંઠધ્વનિ મુજ પ્રાણનો,
લ્હેર લ્હેરે સમીર શું
મંદ હાસ્ય નચાવતો.—૧

પ્રિય અગ્નિદેવ ઓ !
મલિનતા મનની હરો,
જ્યોતિ પૂર્ણ જગાવીને,
મુજ તુચ્છ કાયા છેદજો.—૨

તુજ રશ્મિ દે, તુજ પ્રેમ દે,
કનકમય તુજ કરવડે,
ભસ્મ કરી આ કાયને,
પ્રાણમય તુંજ પ્રાણ દે.—૩

આત્મા ત્વરિત ઉડી જશે,
પુણ્યમય તે સરવરે,
જ્યહાં પાય સેવીશ નાથના,
દિન દીર્ઘ લગી જે રસભર્યા.—૪

ચૂર્ણમય આ મેદિની
વિલય કરજે પળ મહિં,
શ્રવણ કરજે પ્રાર્થના,
ઓ ! પ્રબલ અગ્નિ દેવતા—૫

વળી સુદિનકર આ પૃથ્વીના,
અચલ યૌવન ધારજો,
તરૂણ બન્ધુ સૂર્યના,
રાજહંસી સુખ સમા—૬

સુકુમાર હૈડું બાળજે
સમશેર કોરી તુજ કરી,
જનગણ તણા ઉપજીવિકા,
મુજ પ્રાણના પ્રાણેશ્વરા.—૭




# કુમારી સુધાંશુબાલા હઝરા.

હિંદુ કોમમાં સૌથી પ્હેલી વકીલ થનાર સ્ત્રી સુધાંશુબાલા હઝરા પટણાની હાઇકોર્ટમાં વકીલ તરીકે પ્રેકટીસ કરે છે, તથા ત્યાંની યુનીવર્સીટીની સીંડીકેટમાં તે ફેલો તરીકે નીમાયાં છે, એ ખબર આ માસિકમાં પ્રગટ થઇ ચૂકી છે. તેમણે પોતાનો અભ્યાસ કેટલી મુશ્કેલીથી કર્યો, તથા પછી કેટલી દક્ષતા તથા મનોબળથી જીંદગીમાં આગળ વધ્યાં એ હકીકત જાણવા જેવી છે.

સુધાંશુબાલાનો જન્મ કલકત્તામાં થયો હતો. તેમની બાલ્યાવસ્થામાં તેમની માતાનું મરણ થયું, તથા તે પછી થોડે વર્ષે પિતા પણ મૃત્યુ પામ્યા. આ કારણથી તે અનાથ કન્યાને ઉછેરવાનું કામ બીજાને માથે આવ્યું. બિહાર અને ઓરીસ્સા પ્રાંતના માજી મંત્રી શ્રીયુત એમ. એસ. દાસ સી. આઇ. ઇ. હતા. એમણે આ બાલાને ઉછેરવાનું તથા શિક્ષણ આપવાનું કામ માથે લીધું. સુધાંશુબાલામાં સ્વાભાવિક રીતેજ બુદ્ધિ તથા સહનશકિત ઘણી હતી. તેમણે બી. એ. સુધીના અભ્યાસમાં કોઇ પણ શાળા કે કૉલેજમા પ્રવેશ કર્યો નહોતો. બધી કેળવણી ઘેર અભ્યાસ કરીને લીધી. રેવનશૉ ગર્લ્સ હાઇસ્કુલ નામની શાળામાં તેઓ શિક્ષકનું કામ કરતાં, અને તેમાંથી જે ફુરસદનો સમય મળે તેટલામાં યુનીવર્સીટીની પરીક્ષાઓ માટે અભ્યાસ કરતાં. આવી રીતે અતિશય ખંત અને દક્ષતાથી તેમણે અભ્યાસ ચાલુ રાખ્યો, અને આખરે કલકત્તા યુનીવર્સીટીની બી. એ. ની ડીગ્રી પ્રાપ્ત કરી.

કુમારી સુધાંશુબાલાએ આ પછી દેશસેવા કરવા માટે તૈયારી કરી. તે માટે એ કામપર તેમણે ખાસ લક્ષ આપ્યું. એક તો સ્ત્રીઓને કેળવણી આપવી; અને બીજું 'પડદા'માં રહેનારી સ્ત્રીઓને કાયદાની બાબતમાં જોઇતી સહાય કરવી. તેઓ બી. એ. થયા પછી થોડે વર્ષે ઇંગ્લંડ ગયાં. હિંદની શિક્ષણ પદ્ધતિમાં સુધારો કરવાના હેતુથી તેમણે ઇંગ્લંડની ઘણી શાળાઓમાં ફરીને ત્યાંની શિક્ષણ પદ્ધતિનો અભ્યાસ કર્યો. ત્યાંથી પાછા ફર્યાં પછી તેમણે કલકત્તાની યુનીવર્સીટીની બી. એલ. ( કાયદાની ) ડીગ્રી લેવાનો વિચાર કર્યો. આ ડીગ્રી મેળવવા માટે વિદ્યાર્થીએ કોઇ પણ કૉલેજમાં અભ્યાસ કરવો જોઇએ એવો નિયમ છે, તો પણ સુધાંશુબાલાએ ખાનગી અભ્યાસ કરીને પરીક્ષા આપવાની રજા માગી. કોઇપણ વિદ્વાન વકીલની સાથે રહીને અભ્યાસ કરવો એવી સરતથી તેમને આ પરવાનગી મળી. આથી તેમણે શ્રીયુત એમ. એસ. દાસની પાસે અભ્યાસ શરૂ કર્યો અને આખરે બી. એલ.ની ડીગ્રી પ્રાપ્ત કરી.

હવે તેમણે પટણાની હાઇકોર્ટમાં વકીલાત કરવાની રજા માગી. પરંતુ તે સ્ત્રી હોવાના કારણથી તે વખતના કાયદા પ્રમાણે એ રજા મળી શકી નહિ. તેથી નિરાશ ન થતાં સુધાંશુબાલાએ પ્રીવી-કાઉન્સિલમાં અપીલ

કરી. વળી કાયદાની ડીગ્રી લેનારી સ્ત્રીઓને વકીલાત કરવાનો અધિકાર મળવો જોઈએ એવો વિનંતિપત્ર પણ વાઇસરૉયને તેમણે મોકલ્યો. આ વિનંતિપત્ર તેમણે ઘણી માર્મિક તથા વિચારપૂર્વક ભાષામાં લખ્યો હતો. એ પત્રપરથી કાયદા સંબંધી તેમનું જ્ઞાન કેટલું ઉંડું હતું તે જાણી શકાય છે. એ પત્રનો સાર સંક્ષેપમાં નીચે પ્રમાણે છેઃ—

હિન્દુસ્તાનમાં સૌથી પહેલાં સને ૧૭૭૩ માં વકીલાતના ધંધા સંબંધી કાયદાની સ્થાપના થઈ. તે સમયે માત્ર હિંદુ તથા મુસલમાન એ બે કોમના લોકોને વકીલાત કરવાનો અધિકાર મળ્યો હતો. પછી ધીમે ધીમે આ દેશમાં ખ્રિસ્તી લોકોની સંખ્યા વધતી ગઇ. તેમના અધિકારના રક્ષણ માટે તેમને વકીલાત કરવા દેવાની આવશ્યકતા જણાઇ. ઇ. સ. ૧૮૪૬ માં કાયદામાં સુધારો થયો અને સમસ્ત ભારતવાસીઓને વકીલાત કરવાનો હક મળ્યો. થોડાં વર્ષ પછી યુરોપિયન લોકોને પણ એ અધિકાર મળ્યો. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે જેમ જેમ આવશ્યકતા જણાઇ તેમ તેમ આ કાયદામાં સુધારો કરવામાં આવ્યો છે. તે સમયે એજ વાત પર ધ્યાન આપવામાં આવ્યું છે કે પ્રત્યેક કોમના લોકો પોતાની ઇચ્છાનુસાર વકીલો દ્વારા પોતાના પક્ષનું સમર્થન કરાવીને ન્યાય પ્રાપ્ત કરી શકે. પરંતુ હાલ આ કાયદા પ્રમાણે સ્ત્રીઓને ન્યાયપ્રાપ્તિ કરવામાં ઘણી હરકત પડે છે. હિન્દુસ્તાનના કેટલાક પ્રાંતોમાં પડદાનો રીવાજ છે એ વાત તો બધાને વિદિત છે. તેથી સ્ત્રીઓ પડદામાં રહીને પુરુષ વકીલને પોતાની બધી હકીકત છૂટથી કહી શકતી નથી. તે માટે હવે સ્ત્રીઓને વકીલાત કરવા દેવાની રજા આપવાની ઘણી જરૂર છે.

ગુણગ્રાહીઓએ વર્તમાન કાયદાની મોટી ખામીઓ બતાવી છે તેમાંની કેટલીક નીચે પ્રમાણે છેઃ—

પોતાની સામાજિક સ્થિતિ તથા અંતરની રૂચિ અનુસાર પોતાનો વકીલ પ્રસંદ કરવાની સ્વતંત્રતા મેળવવી, એ પુરૂષોની માફક સ્ત્રીઓનો પણ કુદરતી અધિકાર છે. પડદામાં રહેનારી સ્ત્રીઓ હાલ આમ કરી શકતી નથી. માટે હાલનો કાયદો સ્ત્રીઓના કુદરતી અધિકારમાં બાધકર્તા છે.

વર્તમાન કાયદાથી, પડદામાં રહેતી સ્ત્રીઓની અસહાય સ્થિતિનો અયોગ્ય લાભ સ્વાર્થી પુરૂષો લઇ શકે છે.

ન્યાયનો એ સિદ્ધાંત છે કે ન્યાય માગનાર અને તેના વકીલને પરસ્પર મળીને વાતચીત કરવાની પુરેપુરી સગવડ હોવી જોઇએ. પરંતુ હાલના કાયદાથી એ ઉદ્દેશ પાર પડતો નથી.

કોઇ વખત કેટલીક હકીકત એવી હોય છે કે જે સ્ત્રીઓ સ્વાભાવિક સંકોચને લીધે પુરૂષોને કહી શકતી નથી. એવી સ્થિતિમાં ન્યાય માગનાર સ્ત્રી પડદો ન પાળતી હોય તો પણ ન્યાયપ્રાપ્તિને માટે આવશ્યક ઘણી વાતો પુરૂષ વકીલને કહેતાં તે સંકોચ પામે છે. આથી સત્યને છુપાવવું પડે છે અને ખરો ન્યાય મળતો નથી.

આ આવેદનપત્રનો સાર વાંચવાથી જણાય છે કે પડદામાં રહેનારી સ્ત્રીઓને ન્યાય મેળવવામાં કેટલી મુશ્કેલી પડે છે તેનું સારૂં દિગ્દર્શન મિસ હઝરાએ કરાવ્યું છે. તેમનો આ આવેદનપત્ર વ્યર્થ ગયો નહિ. તેમની વિચારશીલ તથા યુક્તિપૂર્ણ ભાષાથી વાઇસરૉયને ખાતરી થઇ ગઇ કે વકીલાતના કાયદામાં સુધારો કરવાની ઘણી જરૂર છે. તે પ્રમાણે તેમણે સુધારો કર્યો. મિસ હઝરા પોતેજ

પટણા હાઇકૉર્ટની સૌથી પ્હેલી સ્ત્રી વકીલ થઇ, અને હાલ તે ત્યાં વકીલાત કરે છે.

પોતાના આ સંકલ્પની સફળતાથી ઉત્સાહિત થઇને સુધાંશુબાલાએ સ્ત્રીશિક્ષણ વધારવાની પ્રવૃત્તિ હાથમાં લીધી. પ્હેલાં તે બિહાર અને ઓરીસ્સા પ્રાંતમાં શાળાઓનાં ઍસિસ્ટંટ ઇન્સ્પેક્ટ્રેસ હતાં. ઇંગ્લંડમાં રહીને પણ ત્યાંની વર્તમાન શિક્ષણ પદ્ધતિનો અભ્યાસ તેમણે કર્યો હતો. કટકની રેવન્શૉ ગર્લ્સ સ્કુલમાં પ્હેલાં માત્ર પ્રાથમિક શિક્ષણ અપાતું હતું. પરંતુ મિસ હઝરાના સતત પ્રયાસથી તથા તેમની બ્હેન શૈલબાલા દાસની સહાયથી આજે તેમાં હાઇસ્કુલ સુધીનું શિક્ષણ આપવામાં આવે છે. આ પ્રમાણે તે પોતાના પ્રાંતની સ્ત્રીઓમાં કેળવણીનો પ્રચાર કરવા માટે ઉત્સાહથી પ્રયત્ન કરે છે. શિક્ષણ સંબંધી તેમનું અતુલ જ્ઞાન તથા કર્તવ્યનિષ્ઠા જોઇને પટણા યુનીવર્સીટીના ગ્રેજ્યુએટોએ તેમની ફેલો તરીકે નીમણુક કરી છે. આને લીધે ત્યાંની સીંડીકેટની આગળ હંમેશા સ્ત્રી કેળવણીનો પ્રશ્ન જરૂર ઉપસ્થિત થયાં કરશે. આવી રીતે સ્ત્રીસમાજની સેવા કરવાનો તેમનો અભિલાષ ભવિષ્યમાં પણ હંમેશાં સફળ થાય એવું ઇચ્છીએ છીએ.

* " ચાંદ " માંથી ફેરફાર સાથે.



" અરે ડાહ્યાભાઇ ! ત્હેં રમણિકલાલને કેમ કહ્યું કે હું મૂર્ખો છું ? "
" અરે ભાઇ, મ્હને ખબર નહિં કે એ વાત ખાનગી છે. "

× × × ×

" કેમ કમળા, તું હજી એની એજ ચોપડી વાંચે છે કે ? "
" હા, બ્હેન, નવી નવી ચોપડીઓ વાંચવા કરતાં એમાં ઘણો વખત બચે છે. "

× × × ×

**૧૭ વર્ષની વયે ૧૭ પુસ્તકો:** અમેરિકામાં મીસ સેફીવલ સ્ટોનર નામની ૧૭ વર્ષની વિદુષી બાળાએ અત્યાર સુધીમાં દશ હજાર કાવ્યો લખ્યા છે, અને તેનાં ૧૭ પુસ્તકો છપાયાં છે ! તે ૧૭ ભાષાઓ વાંચી શકે છે. જ્યારે તે ૬ વર્ષની હતી ત્યારે તે મહિને દોઢ હજાર રૂપીઆ કમાતી. હાલ તો તેની કમાણી બેસુમાર છે.

× × × ×

**જર્મનીનું જંગી સાહસ:**—યુરપની ગંગા. જમના ને સરસ્વતી રૂપ ર્‌હાઇન, મેન અને ડાન્યુબ નદીની ત્રિવેણી જોડી, ઉત્તર સમુદ્રથી કાળા સમુદ્ર સુધી ૨૦૦૦ માઇલની લાંબી નહેર કરવાનો ભગીરથ પ્રયત્ન જર્મનીના લોકો કરી રહ્યા છે. એ કામ ૧૯૨૧ માં શરૂ થયું ને ૧૯૩૨ માં પૂરું થશે. તેની પાછળ ૪૫।। કરોડ રૂપીઆનો ખર્ચ થશે.




લેખકઃ શ્રીયુત દેવસુખલાલ કૃષ્ણલાલ મ્હેતા, એલ. ઇ. ઇ.

એક સુપ્રસિદ્ધ એમ. ડી. ના કન્સલ્ટીંગ રૂમ્સમાં એક પુરૂષ આવીને બેઠો અને ડાક્ટરને સંબોધીને બોલ્યોઃ "ડાક્ટર, તમે મને બરાબર તપાસો અને પછી કહો કે હું ટયુબરક્યુલોસીસથી ( ક્ષયરોગ ) પીડાઉં છું કે નહિં. મારે સત્ય જાણવું છે. ચિકિત્સાનું પરિણામ ખરેખર ખરાબ હશે તો પણ આચકો ખાધા વિના હું સાંભળી શકીશ. તમારે ખુલ્લા દિલથી કહી દેવું એ તમારી ફરજ છે અને મારી ખરી સ્થિતિ શી છે તે જાણવાનો મારો હક્ક છે એમ હું માનું છું. તમે એ પ્રમાણે કરવાનું વચન આપો છો ?"

ડાક્ટર સહેજ વિચારમાં પડયો, પોતાની ટર્નચેર ઉપર તે સહેજ આડો થયો અને પછી બોલ્યો. "ઠીક, હું વચન આપું છું. તમે કપડાં કાઢશો ?"

દર્દી કપડાં કાઢતો હતો તે વખતે ડાક્ટરે તેને પ્રશ્નો પૂછવા માંડયા.

"તમને નબળાઇ લાગે છે ? રાતના પરસેવો થાય છે ?......પહેલાં થતો હતો અને હવે નથી થતો ? તમને ઉધરસ ઘણી આવે છે ? સવારના ઠસકાં આવે છે ? તમારાં માબાપ હજી જીવતાં છે ? તે શાથી મરી ગયાં તે તમો જાણો છો ?

પુરૂષે છાતી ખુલ્લી કરી અને કહ્યું, "હું તૈયાર છું."

ડાક્ટરે છાતી ઉપર આંગળાથી અવાજ કરવા માંડયા. આ ચિકિત્સા દર્દી બહુ ધ્યાનપૂર્વક જોઇ રહ્યો હતો. તેના હાથ અશક્ત સ્થિતિમાં લટકી રહ્યા હતા. મોં ઉઘું રહી ગયું હતું. શાંત ઓરડામાં છાતી ઉપરના ટકોરા કૈંક વિચિત્ર લાગણી ઉત્પન્ન કરાવતા હતા.

ચિકિત્સા લાંબી ચાલી, ઘણી કાળજીપૂર્વક કરાઇ પણ આખરે પુરી થઇ. ડાક્ટરે દર્દીનો ખભો હાથથી થાબડયો અને સહેજ સ્મિતથી કહ્યું, "કપડાં પહેરી ઘો, તમે જરા જરામાં ઉશ્કેરાઇ જાઓ તેવા છો અને નરવસ છો. બાકી હું તમને ખાત્રી આપું છું કે તમને કંઇજ નથી. જરા પણ રોગ નથી......કેમ ! આ સાંભળીને તમને આનંદ થયો હોય એમ જણાતું નથી !"

દર્દી કમરું પહેરતો હતો તે આ સાંભળીને અટકી ગયો; ખમીસના આગલા ભાગમાંથી તેનું મોં અર્ધું જણાયું, તેના હાથ ઉંચા રહી ગયા. તેની આંખમાં તીક્ષ્ણ વિકાર હતો અને તે એક પ્રકારનું કટાક્ષમય હાસ્ય હસીને બોલ્યો, "હા હા ! હા રે-હું ખુશીજ છું—ઘણોજ ખુશી છું."

બાકીના કપડાં દર્દીએ મૌન ધારણ કરીને પહેરી લીધાં. ડાક્ટર પોતાના ટેબલ ઉપર પ્રીસ્ક્રીપશન લખતો હતો તેને તેણે સંજ્ઞાથી ના પાડી. "જરા ય જરૂર નથી..."

પોતે ગજવામાંથી દશ રૂપીઆની નોટ કાઢીને ટેબલ ઉપર મુકી. પછી એક ખુરશી

ઉપર બેઠો અને સહેજ કંપતા અવાજે તેણે બોલવા માંડ્યું:

"હવે જરા વાતચીત કરીએ. આશરે અઢાર મહીના પહેલાં, હું જેમ થોડી મીનીટ પ્હેલાં આવ્યો હતો તેજ પ્રમાણે અહિં આવ્યો હતો. અને મેં તમને તે વખતે પણ સાચું બોલવાનું કહ્યું હતું. તમે મને ઉતાવળમાં તપાસ્યો હતો—નહિં, એ ખરૂં છે...તમે મને કહ્યું હતું કે મને ટયુબરક્યુલોસીસ લાગુ પડ્યો હતો અને સ્થિતિ ગંભીર હતી...નહિં નહિં, વાંધો ઉઠાવશોજ નહિં, તમારો બચાવ કરશોજ નહિં. હું જે કહું છું તે સાચુંજ કહું છું...અને વળી મારે પરણવું નજ જોઇએ અને તેમાં પણ છોકરાં તો ઉત્પન્ન નજ કરવાં જોઇએ એમ પણ કહ્યું હતું."

ડાક્ટર ધીમેથી બોલ્યો, "મને યાદ નથી, પણ કદાચ એમ બન્યું પણ હોય... મારે એટલાં બધાં દર્દીઓ આવે છે! પણ તમે આ ઉપરથી શું કહેવા માંગો છો તે હું બરાબર સમજી શકતો નથી."

"એજ કહેવા માગું છું કે જ્યારે મેં કહ્યું કે હું કુંવારો છું તે વખતે હું કુંવારો નહતો એટલુંજ નહિ પણ મારે ઘેર છોકરાં પણ હતાં. હું બહાર નીકળ્યો અને તમારા ઓરડાના બારણાં પાછાં બંધ થયાં ત્યારપછી તમે તો મારે વિશે વિચાર પણ નહિ કર્યો હોય. દર વરસે હજારો દુઃખી મનુષ્યો ક્ષયમાં મૃત્યુ પામે છે તેમાંનો હું તો માત્ર એક અંશજ હતો. પણ મારે તો તમારા શબ્દોથી ભયંકર પરિણામ આવ્યું."

દર્દીએ પોતાના હાથ આંખ ઉપર ફેરવ્યા અને પાછું ચલાવ્યું:

"હું જ્યારે ઘેર ગયો ત્યારે મારી પત્ની અને છોકરાંઓ મારી રાહ જોતાં બેઠાં હતાં. તે વખતે શિયાળો હતો પણ મારૂં ઘર તો એશઆરામથી ભર્યું ભર્યું હતું. ખુણામાં એક મોટી સગડી સળગતી હતી. હુંફ, માધુર્ય અને સુખ–ત્રણે ત્યાં હતાં. તે દિવસ સુધી ઘેર પાછા જવાના વખતને હું ચ્હાતો હતો, મારાં છોકરાંઓથી વીંટલાઇને બેસવામાં મને સ્વર્ગીય આનંદ હતો. હું મારી પત્નીના આલિંગનો માટે તલસતો, મારાં બાળકોનાં ચુંબનો માટે તરસ્યો રહેતો; અને જે સમયે હું મારા ધંધાની હેગનગતી અને બીજી જંજાળો તેમના સંગમાં ભુલી જવા સ્વતંત્ર બનતો તે સમયને માટે હું આખો દિવસ અધીરો બની રહેતો. પણ તે દિવસે જ્યારે મારી પત્ની મને ચુંબન કરવા આવી ત્યારે હું સહસા પાછો હઠી ગયો, અને છોકરાંઓ જ્યારે મારી કને દોડતાં આવ્યાં ત્યારે મેં તેમને પાછાં કાઢ્યાં.

"તમે જે ઝેરી બી મારાં હૃદયમાં રોપ્યાં હતાં તે ઉગવા માંડ્યાં હતાં.

"અમે જમવા બેઠાં. હું મારા હૈયાની ચિંતા સંતાડવાનો યત્ન કરતો હતો છતાં પણ જે વ્હાલાંઓનો મારે હવે અલ્પ સમયમાં ત્યાગ કરવો પડશે એ વ્હાલાંઓનો, મારી સહાય વિનાના મારા ઘરનો, બાપ વિના ઉછરનારાં મારાં બાળકોનો વિચાર કરતાં કરતાં મારૂં હૃદય ભરાઇ ગયું. હું અત્યંત દિલગીર થઇ ગયો.

"પોતાનું મૃત્યુ પાસે આવ્યું છે એમ જાણતાં છતાં પોતાના વ્હાલાંઓને છાતી સરસાં ચાંપી શકે છે એવાં પણ કેટલાંક મનુષ્યો હોય છે—એવાં કાર્યમાંથીજ તેઓ આશ્વાસન લઇ શકે છે. પણ—પણ હું!

"જેમની પાસે જાઉં તેમને મોતના તણખાથી દઝાડું એવો હું મૃત્યુને મારા હાથમાં લઇને ફરતો હતો. હું જીવતો હતો છતાં જીવન્ત મનુષ્યોની સંખ્યામાંથી બાતલ હતો; બીજા મનુષ્યોના સુખમાં ભાગ લેવાનો

મારો અધિકાર નહોતો—એ અધિકાર મેં ખોયો હતો...

" સુવાનો સમય થયો. છોકરાં વળી મારી પાસે આવ્યાં, વળી મેં પાછાં હડશેલ્યાં. મારૂં મોં–મારૂં ભયાનક મોં તેમની પાસે નજ જવું જોઇએ એ હું જાણતો હતો. તે પછી હું સુતો. ધીમે ધીમે આખા ઘરમાં તેમજ શેરીમાં શાંતિ પ્રસરી રહી. મેં દીવો હોલવ્યો. પત્નીના શ્વાસોચ્છ્વાસ સાંભળતો હું તેની પાસે જાગતો પડ્યો હતો.

" ઉંઘ વિનાના કલાકોના કલાકો જતાં ગયા. ફેફસાની નબળી જગ્યાઓ શોધવા મેં મારી છાતી ઉપર હાથ મુક્યા. તમે કહેલું તે માનવા જેટલું મને દર્દ નહતું—એટલી અશાંતિ પણ નહતી. આવો હૃદયનો બળવો સ્વાભાવિક છે. મારી ઇચ્છા એવીજ હતી એટલે મેં એમ માની લીધુ કે તમે ભુલ કરી હશે. મેં મનમાંજ વિચાર કરી નાખ્યો કે તે ખોટુંજ છે, તે અશક્ય છે. હું બીજા ડાક્ટરની સલાહ લઇશ...

" સહસા મને બીજા ખંડમાં ઉધરસ સંભળાઇ. હું ચમક્યો. જે ઓરડામાં છોકરાંઓ સૂતાં હતાં તે ઓરડામાંથી ઉધરસ આવી હતી–તે ફરીથી આવી–કેવી ખોખરી, તીણી અને પાછળથી કફથી ભરાયેલી ! ભયગ્રસ્ત મેં મારી પત્ની તરફ હાથ લંબાવ્યો. પણ હું તેને જગાડતાં બીધો. હું જરા થોભ્યો. ઉધરસ પાછી શરૂ થઇ. હું ઉઠ્યો અને જ્યા છોકરાં સુતાં હતાં ત્યાં ગયો. ઝીણા દીવાના પ્રકાશમાં મેં તેમને તળાઇમા સૂતેલા જોયાં. તાપી મોટાં છોકરાનો ચહેરો મને ફેરવાયલો લાગ્યો. હું તેના હાથને અડક્યો. મને તે ગરમ લાગ્યો. હું તના તરફ નીચો વળ્યો. તેણે પાછી થોડીક ઉધરસ ખાધી અને અસ્વસ્થ રીતે તકીઆ ઉપર માથું ફેરવ્યું. હું ઘણીવાર તેની પાસે બેસી રહ્યો. તેણે ઉધરસ ખાધાજ કરી. હું પાછો સૂવા ગયો પણ પુરો સૂતો પણ નહિ હોઇશ એટલામા ભયાનક વિચારે મને ઘેરી લીધો: ' મારી માફક તેને પણ આ જીવલેણ દર્દ લાગુ પડ્યું છે ! '

" મને એ વિશે કશોજ શક નહતો. મેં તે સાચુંજ માની લીધું. "

આટલું કહીને દર્દી જરા ટેબલ તરફ વળ્યો અને ઘુંટણે હાથ ભેરવીને પાછો બોલ્યો: " તે ક્ષણે, તમે શું કર્યું હતું તેનો જરાપણ ખ્યાલ તમને નહતો, તમને હતો ?

" બીજો દિવસ અસત્ય થઈ પડ્યો. અમારૂં બાળક માંદું છે એમ મારી પત્નીને કહેવાની મારી હિંમત ચાલી નહીં. ડાક્ટરને બોલાવવા મારૂં મન કબુલ થયું નહીં. તે આવીને શું કહેશે એ વિચારથી હું ગભરાતો હતો—હું જાણતો હતો કે તે શું કહેશે. તેથીજ હું નાહિંમત થઇ ગયો હતો. મને મારી જાતને માટે શરમ આવી, અને મારા કાયરપણાએ મને મુંગોજ રાખ્યો.

" પણ મારૂં મન મુંગું રહ્યું નહીં–શાંત રહ્યું નહીં. હવે એમાં માત્ર ચેપ લાગવાનોજ સવાલ રહ્યો નહતો. મારી સમક્ષ ભયાનક આકૃતિ ખડી થઇ હતી. વંશપરંપરા એ રોગ ઉતરવાની. જે પ્રમાણે મારા વાળ, મારી આંખો વગેરે તાદૃશ મારાં છોકરાંમાં ઉતર્યાં હતાં તેજ પ્રમાણે મારો રોગ પણ એમનામાં દાખલ થયો હતો. એકવાર ધારીએ કે જન્મથી એ રોગ એમનામાં નહતો તો પણ એટલું તો ચોક્કસજ કે તે પછીના એમના મારી સાથેના નિકટ સહવાસથી એ રોગ એમનામાં દાખલ થયો હોવોજ જોઇએ.

" તમે એને માત્ર કલ્પનાજ કહો છો ? માફ કરજો ડાક્ટર સાહેબ. તમે એમ કહી શકો છો કે તમે અને તમારા તમામ ડાક્ટરો-એ, ભાષણોદ્વારા વર્તમાનપત્રોદ્વારા કોન્ફર-

સોદ્રારા આ વાત અમારાં અજ્ઞાન મગજમાં ઠસાવી મુકી નથી ?...

"જે જે મેં સાંભળેલું—જે જે મેં વાંચેલું તે સર્વ મારા મગજમાં તે વખતે ઉભરાઇ આવ્યું.

"એક પછી એક મારી સ્ત્રી અને નાનાં છોકરાંઓ, છેવટનો અંત આવે ત્યાં સુધી રીબાતાં, પીલાતા હાડપીંજર જેવાં થતાં જશે....અને મારે—મારે તે જોયા કરવાનું: તેમના ચહેરા દ્વારા, તેમનાં સુકાઇ જતાં શરીર દ્વારા મારે આ ભયંકર રોગની ગતિ નિહાળ્યા કરવાની. જે થવાનુંજ છે એને કોઈ પણ વિજ્ઞાન અટકાવી શકવાનુંજ નથી."

દર્દીએ ડાકટર તરફ આંગળી તાકીને ધીમે ગંભીર સાદે કહ્યું:

"તે પછી—મને તમે ધ્યાનથી સાંભળજો— આ વિચારથી રીબાતાં મેં એમ માનવા માડયું કે અમુક પ્રસંગે, અમુક કેસમા માણસની ફરજ છે કે જે દુઃખ આવવાનું નિર્મિતજ થયેલું છે તે દુઃખ તેણે હરકોઇ પ્રકારે અટકાવવું. પોતે જે કર્યું છે તે ઉથાપવાનો, અસહ્ય શારીરિક વેદના જીંદગી પર્યંત જેના નસીબ માં હોય તેવાં મનુષ્યોનો અંત લાવવાનો, આવાં ક્રૂર, અમાનુષી અંતમાંથી તેઓને બચાવી લેનાર વિધાતા થવાનો તે મનુષ્યને હક્ક છે એવી મારી માન્યતા થતી ગઇ.

"આહ ! તમે કમકમો છો ? તમે એ જ્ઞાનથી ગભરાઓ છો ? ... હાજી, મેં મારે પોતાને હાથે છોકરાં અને મારી પત્નીને મારી નાખ્યાં, સાંભળો છો ? મેં મારી નાખ્યાં. મેં તેમને ઝેર આપ્યું અને તે પણ એવા કૌશલ્યથી અને એવી ત્વરાથી કે કોઇને મારા ઉપર શક ગયો નહીં.

"પ્રથમ, મેં પણ એમની પાછળ મારી જીંદગીનો અંત લાવવાનો નિશ્ચય કર્યો હતો પણ મે તે વિચારને દૂર કર્યો. હું શિક્ષા કરવા યોગ્ય હતો. અલબત્ત, તેમને મે મારી નાખ્યાં એને લીધે નહીં; કારણ કે એ કાર્યને તો હું યોગ્યજ માનતો હતો. પણ મેં તેમને આ ભયાનક રોગનો ચેપ લગાડયો એને લીધે. જે અસહ્ય વેદનામાંથી મેં તેમને મુકત કર્યાં હતાં, જે કારમા દુઃખમાંથી મેં તેમને સ્વતંત્રતા આપી હતી તે વેદના, તે દુઃખ મારે એકલાએ સહેવાં એના શિવાય બીજું મોટું પ્રાયશ્ચિત કયું હોઇ શકે ?

"અને એનું પરિણામ શું ? પેલાં મૃત્યુ પામ્યા પછી થોડાં અઠવાડીયાં વીત્યાં એટલે મારા શરીરમાં કૌવત આવવા માંડયું. પડખા માં દરદ હતું તે દૂર થયું, કફમાં લોહી પડતું હતું તે અટકી ગયું અને મારી પાચનશકિત સુધરવા લાગી. હું વજનમાં પણ વધતો ગયો—હા, હું જાડો થતો ગયો.

"પહેલાં તો મને લાગ્યું કે કોઇ ભેદી રીતે તે રોગ થોડા કાલ માટે બંધ પડયો છે, પણ તે ભવિષ્યમાં વધુ ઉગ્ર સ્વરૂપે નીકળી આવવા માટેજ. પણ થોડાજ માસ પછી મારે ખરી વસ્તુસ્થિતિ ધ્યાનમાં લેવી પડી: હું સુધરતો જતો હતો—હું સારો થઇ ગયો હતો. પણ 'સારો થઇ ગયો' એ વાકય બરાબર છે ? હું કોઇપણ વખત એ રોગની પીડાતો હતો ખરો ?

"આ વિચાર પહેલાં પહેલાં અસ્પષ્ટ હતો પણ પછીથી સ્પષ્ટ બંધાતો ગયો. એથી સ્થિતિ કેવી થઇ એનો તમને ખ્યાલ આવી શકે છે ? જો હું એ રોગથી પીડાતો હોત તો મેં જે કર્યું હતું તે જરૂરનું હતું. પણ જો હું એ રોગથી કોઇ પણ વખત પીડાતોજ નહીં હોત તો—તો એટલુંજ કે મેં કોઇ પણ બહાના વિના કોઇ પણ કારણ વિના સ્નેહાળ પત્નીનું તેમજ મારાં પોતાનાં નિર્દોષ બાળકોનાં ખૂન કર્યાં હતાં:

"મેં એક વર્ષની મુદત ખાત્રી કરવાને

મારે નક્કી કરી,' એવી આશાથી કે કદાચ એ પાછો ઉભળશે; અને તે દરમીઆન તે રોગ ઉભળે એવા યત્નો પણ કરી જોયા. પણ તદ્દન. વ્યર્થ. તે પછી મારી ખાત્રી થઇ કે તમારી ચિકિત્સા ખોટી હતી ! આ જ્ઞાનથી મને ગાઢ શોક વ્યાપી રહ્યો. મેં જાણી જોઈ ને, મારે પોતાને હાથે મારી જીંદગીનો નાશ કર્યો, મારાં સ્નેહીઓનાં ખૂન કર્યાં અને ઉંડા દુઃખના અને પાશ્ચાતાપના સમુદ્રમાં મેં મારી જાતને ડુબાવી દીધી. શામાટે ? તમારી ભુલને લીધે ! અને આજે તમારી પાસેજ તે ભુલ કબુલ કરાવવા હું અહિં આવ્યો છું. ”

દર્દી ઉભો થયો અને બન્ને હાથે અદબ વાળી ઉભો રહ્યો.

“ તમે એથી વધારે મુર્ખાઇ ભરેલી રીતે તમારી ભુલ કબુલ કરત ખરા ? તમે જે વખતે મને કહ્યું ‘કે તમને કંઇજ નથી–જરા પણ નથી.’ તે વખતે તમે મારી આંખ જોઇ હતી ? ના, તમે જોઇ નથી લાગતી. કારણ કે જો તમે જોઇ હત તો તમે અત્યારે ભયથી કંપતા હત, હું તમને હવે શું કહેવા માગું છું તે તમે મારી આંખમાંથી વાંચી શકયા હત. ”

ડાકટરનુ મુખ નિસ્તેજ થઇ ગયું. તે ધ્રુજતે સાદે બોલ્યો:

“ હું કોઇપણ દિવસ ભુલ કરતોજ નથી એમ નથી....આજકાલ આ ટયુબર કયુલો- સીસે એવાં મૂળ ઘાલ્યાં છે કે જેમાં તેમાં એ રોગનાં ચિહ્ન જણાય છે જ. તે અજાણતાં પણ આપણા મનમાં ઘુસી જાય છે... કોઇક અવાજ માત્ર આકસ્મિકજ થયો હોય કે અલ્પ સમય માટેનોજ હોય તેને પણ વ પડતું વજન આપી દેવાય છે. હું કદાચ ખો પણ હોઉં... પોતાની ચિકિત્સામાં મોટા મોટા ડાકટરોએ ભુલ કરેલી જ છે...હું તમ ફરીથી તપાસીશ...”

દર્દીએ ભયંકર અટ્ટહાસ્ય કર્યું:

“ એમ ? તમે મને ફરીથી તપાસશો હં ! ...તમે મને કેવા પ્રકારનો મુર્ખ ધા છો ? તમે ખાંડાની ધાર સામે ધસ્યા જાઓ અને પછી સહેજ કુશળતાથી હઠીને બચ જવા માગો છો ? મને કંઇજ નથી. ત પોતેજ મને કહ્યું છે. જરા પણ નહીં–કં પા નહીં, બિલકુલ નહીં ! આ વખતે હું તમા શબ્દ બીજા એકપણ સવાલ વિના કે શં વિના માની લઇશ–મારે તેમ કરવાનાં કારણો છે

“ પણ તમે મને ખૂની બનાવ્યો અને તમે મારા સાથી છો. અજાણતાં થયેલ સાથી ? હા, હું તે કબુલ રાખું છું. ત મગજ રૂપે હતા, હું હાથ રૂપે હતો. અને ન્યા તો સર્વ સમયે સરખોજ હોય છે એટલે હું- ઘણોજ નરવસ માણસ–હું ન્યાય આપું છું બન્નેને ગુનેહગાર ઠેરવું છું. બન્નેને દેહાંત દંડન શિક્ષા ફરમાવું છું. તમે પહેલા, પછી હું.

બે ગોળીબાર થયા. ચાકરો દોડી આવ્યા તેમણે બે શબ ચતાં પડેલાં જોયાં.

પડતાં પડતાં પણ લોહીનાં છગળાં ઉડય હતાં. તેના હાથથી અપૂર્ણ પ્રીસ્ક્રીપશન રંગાયેલ હતું. આ અપૂર્ણ પ્રીસ્ક્રીપશનમાં લખાયેલ હતું

બ્રોમાઇડ ૧૫ ગ્રામ

ડીસ્ટીલ્ડ વૉટર...*

* મૂળ લેખકઃ મૉ. લેવલ



# જીવનને સંબોધન*

( રચનારઃ—સ્વ. નલિનકાન્ત નરસિંહરાવ )

( શિખરિણી )

નહિં જાણું હું તો જરી જીવન ! તું શું હઇશ રે,
શી રીત્યે ક્ય્હાં, ક્ય્હારે તુજ મુજ વળી સંગમ થયો,
બીજી કૈં વાતોનું નથીજ મુજને જ્ઞાન જરીએ,
પરન્તુ હું જાણું તુજથી વિખુટો હું પડીશ રે.

( અનુષ્ટુપ )

ઘણાએ દીર્ઘ કાળેથી આપણે રહ્યાં સંગમાં;
ઘણાં સુખો અને દુઃખો જગમાંહિં અનુભવ્યાં.

( ધનાશ્રી )

વિખુટાં નહિં પડાય, વ્હાલાંથીઃ
વ્હાલાંથી વિખુટાં પડતાં તો
શોકાશ્રુ ઉભરાય;
હૃદયેથી વળી દુઃખ તણા કંઇ,
નિશ્વાસો નંખાય-વ્હાલાંથી.

( શિખરિણી )

અને તેથી તુંને રુચિકર દીસે તેજ ઘડિયે,
અતિ ગૂઢી રીત્યે, ચલન કરી જાજે તું અહિંથી.

( વસન્તતિલકા )

છેલ્લી વદાઇ નહિં લેઇશ મુજથી તું;
કો ભાવિ જીવન મહિં અભિનન્દજે તું.

---

* અંગ્રેજી ઉપરથી.

# વેદના વારાની આર્યાઓ.

સંપાદક: શ્રીયુત સીતારામ જે. શર્મા.

પૃથ્વીના પાટલે આર્યાવર્તમાં નામના મેળવી ગયેલી સન્નારીઓ જેવી બીજે થઇ નથી અને થશે કે નહિ એની યે શંકા છે. આજ તો આપણો એ આર્યાવર્ત રહ્યો નથી અને એવી આર્યાઓએ ઓછી છે. આજ તો પરાધીનતાને લીધે આપણે આત્મશ્રદ્ધા ગુમાવી બેઠા છીએ એટલે જેટલું પારકું એટલું સારું લાગે છે; અને પોતાનું તથા પાસેનું ઉણું ને અધુરું ભાસે છે. પણ સ્થિરચિત્ત બની વિચાર કરીએ તો આપણી એ ભ્રમણા ભાગ્યા વિના રહેતી નથી. માત્ર પરતંત્ર દશાએ આપણી દૃષ્ટિ ઉપર વાળેલાં પડળ જ આપણી પાસે એવું જોવરાવે છે. એથીજ 'ગુણસુંદરી'નાં વાચકો સમક્ષ ભારતવર્ષની કીર્તિકલગી સમી સન્નારીઓની આછી આછી રૂપરેખા ધરવાનો વિચાર કર્યો છે. એથી સહુથી પહેલાં વેદના વારાની આર્યાઓની ઓળખ આપવી યોગ્ય માની છે.

હજારો વર્ષ પહેલાં જ્યારે યુરોપ, એશિઆ, અમેરિકા અને આફ્રિકા અજ્ઞાનના અંધારામાં અથડાતાં હતાં, જ્યારે મનુષ્યત્વ પારણામાં ઝૂલતું હતું, જ્યારે માણસો ગાઢાં અરણ્યોમાં જંગલી પ્રાણીઓની માફક પશુ-પંખીઓના શિકાર ઉપર જીવતાં હતાં, જ્યારે પૃથ્વીના પટ ઉપર શિક્ષણ, સંસ્કૃતિ કે ધર્મ જેવું કશું જણાતું ન હતું, તે વખતે પ્રભુનાં માનવબાળોની એક જાતિનો સમુહ પંચનદ-હાલનો પંજાબ-ના તીર પ્રાંતમાં વસતો હતો. તે સમુહ સમગ્ર માનવ જાતિમાં, બીજી બધ જાતિઓ કરતાં શિક્ષણ અને સંસ્કૃતિમ આગળ વધે જતો હતો. જ્યારે બીજ જાતિઓ આ જગત તે ખરેખર શું છે સમજી શકે તેટલી બુધ્ધિ ધરાવતી નહોત જ્યારે એક માનવ સમુહ બીજા મનુષ્ જથ્થાને જોઇને ભડકીને ભાગતો, એટલુંજ નહિં પણ સૃષ્ટિસૌન્દર્યનાં અદ્ભૂત દૃશ્ જોઇને ચમકી જતો, ભય પામતો અને જી બચાવવા આજકાલનાં હરણાં કે સસલાંન માફક દોડાદોડ કરી મૂકતો, તે સમયે દયાળુ પરમાત્માએ, પંચનદની એ પવિ ભૂમિમાં વસતાં નર-નારીઓના મુખદ્વા પોતાના જ્ઞાનનો અમૃતઝરો વહાવ્યો.

એ નર-નારીઓનો સમુહ સજ્ઞાન હતે કુદરતની સાથે તેણે પ્રીતિ બાંધી હતી, કુદરત નાં તત્ત્વોનાં પ્રથક્કરણ કરી પોતાને ઉપયોગ તત્ત્વોનો ઉપયોગ કરવાનું તેને ભાન હ એટલુંજ નહિં પણ પ્રભુના સામર્થ્યના, તે અપાર દયા અને મમતાનાં, તેની અગા શક્તિનાં કાવ્યો તે રચી શકતાં અને ગાઇ પ શકતાં હતાં.

હાલના સભ્ય અને સંસ્કૃત ગણાતા દેશ વાસીઓ જ્યારે પશુ જેવું જીવન ગાળી ર હતા તે વખતે, પંચનદવાસી એ નર-નારીએ એ ગાયું હતું કે: "જેના સામર્થ્યની ય કથાઓ બરફાચ્છાદિત પર્વત શિખરો પુકા રહેલ છે, જેના પરાક્રમની કીર્તિ આસમા

રંગના મહાસાગર તથા સુંદર સરિતાઓ મુક્ત કણ્ઠે ગાઇ રહેલ છે, તેવા પુણ્યપુરુષ શિવાય અમે કોનાં ભજન કીર્તન કરીએ ?"

એ પુણ્ય પુરુષની વ્યાખ્યા તેમણે તે વખતે આવી બાંધી હતીઃ

"તે અનેક નામ ધારણ કરતો છતાં એક છે. એ તો માત્ર એકજ છે કે જે હવા-ની મદદ વિના શ્વાસ લઇ શકે છે અને જેને માત્ર એક પોતાનો જ આધાર છે."

અને એ ગીતોજ આજે વેદના નામે ઓળખાઇ રહેલ છે, તેમજ પ્રત્યેક ધર્મના મૂળ તરીકે તે જ ગણાય છે. પૃથ્વી ઉપરના પ્રથમ અરુણોદયનું એ અજવાળું છે, મનુષ્ય જાતિના હૃદયમાં પ્રભુને વિષે પહેલ વહેલા ઉઠેલા એ વિચારો છે–પ્રભુ પ્રેરિત તત્ત્વ છે. આવી ભવ્ય કીર્તિવાળાં કવનોમાંનાં કેટલાંક વેદના વારાની આર્યાઓએ રચેલાં છે.

વેદના વારાની એ આર્યાઓ ખરેખરે મનુ-ષ્યત્વ ઉપર પ્રકાશનું બિંબ નાખનાર મહાન શક્તિઓ હતી; સ્ત્રીત્વની ઉંચામાં ઉંચી કક્ષા-એ પહોંચેલી એ સ્ત્રીઓ હતી; પોતાની પાછ-ળનાઓને માટે સમયના પટ ઉપર સ્મૃતિચિ-હ્નની પગલીઓ પહેલ વહેલી પાડનાર દેવિ-ઓ હતી.

કાળ પોતાનું કામ કરતો જાય છે, આજે તો એ જમાના ઉપર યુગયુગનાં કાળમીંઢ પડ ચઢી વળ્યાં છે. તેમની પુણ્યસ્મૃતિઓ મહત્તાના ખંડેર સમી, અનેક સ્થળે તૂટી–ફૂટી જ રહેલી છે, આપણે તો માત્ર એમનાં નામને જ જાણીએ છીએ. એમનાં કામનો મોટો ભાગ ભૂંસાઇ ગયો છે, આપણે તેને વિસ્મૃ-તિની ધૂલિનાં પડ નીચે દટાવા દીધો છે.

વેદના વારાની ઝગઝગતી મણિમાળામાં મૂખ્ય રત્ન વિશ્વવરા નામનું ચમકી ગયું છે. તેણે ઋગવેદના પાંચમા વિભાગનું બીજું ગીત રચ્યું છે; તેમાં અતિ સુંદર ૨૮ પદનો સમાવેશ કરવામાં આવ્યો છે

બીજું નામ ઘકનું છે. અંબિરણ રૂપિની એ દુહિતાએ ઋગવેદના દશમા ખંડમાં ૧૨૫મું ગીત ઉમેર્યું છે. તેનાં પદેપદે પ્રભુની કલ્પનાના ઉંચામાં ઉંચા આદર્શ ખડા કરેલા છે એના મહાન ટીકાકારોનો અભિપ્રાય એવો છે કે, તે ઋચાઓજ વેદાંતના મંડાણ રૂપ છે. ઘક તપસ્વિનીનુંજ જીવન જીવી ગયાં હતાં અને તેમણે પોતાનો બધો કાળ પ્રભુની પ્રાર્થ-ના અને તેનાજ ચિંતનમાં ગાળ્યો હતો.

તે પછી લોપામુદ્રા. એમણે ઋગવેદમાંનું ૭૯ મું ગીત રચ્યું છે. તેમાં બે અતિશય લાવણ્યમય શ્લોક છે. લોપામુદ્રા વિદર્ભરાજનાં કન્યા અને અગસ્ત્ય ઋષિનાં પત્ની હતાં. રાજ્યગૃહે જન્મેલાં, રાજ્યલક્ષ્મીમાં આળો-ટેલાં છતાં એ આર્યા પોતાના ત્યાગી પતિની સાથે તપસ્વિનીની માફકજ રહેતાં અને પતિની પાછળ એના પડછાયાની જેમ સંચરતાં.

એ શિવાય પણ ઘણીએ શક્તિશાળી આર્યાઓ તે યુગમાં થયેલ છે; પરંતુ તેમનો બધાનો ઉલ્લેખ કરવા જેટલું સ્થળ ન હોવાને લીધે, જેમણે માતા, પુત્રી, ભગિની, પત્ની, અને ગૃહિણી તરીકે, સ્ત્રીત્વના સર્વાંગને ખિલવી નામના કાઢી છે, જેમના જીવનના કવન એ જીવનનાં પ્રાચીનકાળના ઋષિ-મુનિઓએ ગાયાં છે, જેમના પગલે પગલે તેમની પાછળ સુંદરી સંઘે ચાલવા પ્રયત્ન કર્યો છે, જેમના શબ્દો પૃથ્વી ઉપરના એકે એક સાહિત્યનાં પૃષ્ઠોમાં ગાજી રહ્યા છે, તેમના જીવનની રેખાઓ આપીને સંતોષ માનવો પડશે,






લેખક:-શ્રીયુત ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા.

## પ્રકરણ બત્રીસમું.

### સ્વપ્નાં ખરાં કે ખોટાં. ?



નાટકમાંથી નંદલાલ પણ વસંતની સાથેજ આવ્યો. વસંતના આગ્રહથી તે વસંતને ઘેર આજે સાથે જમ્યો. જમ્યા પછી વસંતે મોટરમાંથી પડી ગયેલી રૂક્ષ્મણીની ગાયનની ચોપડીના પાનાં આમ તેમ ફેરવ્યાં. એકાએક તે અટક્યો. એક પાના ઉપર સીસાપેનથી મોતીના દાણા સરીખા અક્ષરોમાં કંઇ લખાણ દેખાયું.

લખાણ એક વખત વાંચ્યું, બીજી વખત વાંચ્યું ને ફરી ફરીને વાંચ્યું.

" લે નંદલાલ ! આ વાંચ. " પોતાંની સામે આરામખુરસીપર બેઠેલા નંદલાલ તરફ વસંતે નાટકની ચોપડી ફેંકી.

નંદલાલે વાંચ્યું:

" હું રૂક્ષ્મણી સરીખી છું. આપ કૃષ્ણ થશો ? જેવું મ્હારૂં નામ છે તેવીજ મ્હારી હાલત છે. હું તમારા તરફ પરમ સ્નેહની ભાવના રાખું છું, મોહની નહિ, એ સાથે સાથે ધ્યાનમાં રાખજો."

" રૂક્ષ્મણી "

" તા. ક. મ્હારો એક પત્ર આપને કાલ મળશે. એનો જવાબ જરૂર આપશો કે ? "

" હવે મ્હને લાગે છે કે રૂક્ષ્મણીએ આ ચોપડી જાણી જોઇને મોટરમાંથી નીચે નાખી દીધી. " ચોપડીનાં પાનાં ફેરવતાં ફેરવતાં નંદલાલ બોલી ઉઠયો.

" એ બધું ઠીક ! પણ હવે શું વિચાર્યું નંદલાલજી ! " વસંતે ખુરશીપરથી ઉભા થઇ પોતાના ઓરડામાં આમ તેમ આંટા મારવા શરૂ કર્યાં.

" ત્હારો વિચાર એજ મ્હારો વિચાર. " નંદલાલે ટુંકમાં પતાવ્યું.

" કેમ ! ત્હને આ લખાણ વંચાવ્યું તેનો સારાંશ એટલોજ કે ? "

" તેં મ્હને તે દિવસે જ્ઞાતિજમણમાં થયેલી બાબત સંભળાવ્યા પછી મ્હેં તપાસ કરાવી અને હું તો નિશ્ચયપર આવ્યો છું કે ત્હારે માટે એ એક લાયક કન્યકા છે. "

" બધી વાત ખરી પણ મ્હારે પરણવાની ઇચ્છા હોય તોજ લાયક નાલાયકની વાત કરવી. ફરીથી પરણીને લલિતાને હું કોઇપણ રીતે ગેરઇન્સાફ આપવા માંગતો નથી. " વસંતે ઓરડાના બારીમાંથી આકાશમાં ઝગઝગતા તારલીઆ તરફ દૃષ્ટિ ફેંકી.

" હું નથી માનતો કે લલિતાને કોઇ રીતે ગેરઇન્સાફ આપવા જેવું આ કાર્ય હોય. એ બિચારી સ્વર્ગે ગઇ. એનાં કર્મનો હિસાબ એનો હશે તેમા હું ને તું શું કરી શકીએ ? "

"નહિ ! નહિ ! નંદલાલ ! લલિતાએ મ્હારી બેદરકારીને લીધે પ્રાણ ગુમાવ્યો છે. એના મૃત્યુનો જોખમદાર હુંજ છું." વસંત ઉશ્કેરાયલી હાલતમાં હોય તેવો દેખાયો.

"મ્હેં ત્હારી સમક્ષ આ બાબતમાં એક હજાર વાર ઉહાપોહ કર્યો છતાં તું આવી ને આવી દલીલ કર્યા કરે છે. ભલા માણસ! જે થવાનું હતું તે થયું. હવે તે વિષે વધારે વખત વિચાર કરવામાં શું માલ ?" વસંતને ઠંડો કરવા નંદલાલે પ્રયત્ન આદર્યો.

"હું બીજા કંઇ વિચારો નથી કરતો પણ જયકુંવર ફઈ જેવી ફઇઓ હિંદુ સંસારમાં કેટલી હશે ? તે તો હું ભૂલી શકતો નથી."

"ભાઇ! ગુજરાતમાં ઘણાં ગૃહોની એજ હાલત છે."

"ત્યારે એ હાલત સુધારવાની શું જરૂર નથી ? હિંદુ સમાજમાં આ જાતની જો ગૃહ-વ્યવસ્થા હોય તો પછી કેટલી લલિતાઓ આપઘાત કરતી હશે ? !" ફરીથી વસંત ઉશ્કેરાયો.

"વસંત ! હિંદુ સમાજમાં સુધારાને હજુ ઘણું સ્થાન છે પણ તે ક્રમે ક્રમે થશે. તું કે હું તે એક દિવસમાં કરી શકીએ તેમ નથી."

"પણ આપણે શરૂઆત તો કરી શકીએ ખરા કે નહિ ?"

"અલબત."

"ત્યારે મ્હારે હવે ફરીથી પરણવાનો અધિકાર છે ખરો કે ?"

"એ પ્રશ્ન સાથે આ પ્રશ્નને શું સંબંધ ! તું હજુ યુવાન છો. ત્હારે સંસારમાં હજુ અનેક ફરજો બજાવવાની છે. ગૃહસ્થાશ્રમ શું તે તું હજુ અનુભવી શકયો નથી. ત્હારા જેવો સંસ્કારી માણસ પરણીને સંસારમાં સ્વર્ગ રચી શકે. સમજ્યો કે ?" નંદલાલે વાતને ફેરવવા પ્રયત્ન કર્યો.

"આ બધું મ્હને ઉપદેશ આપવામાં બહુ ઠીક ગણાય છે પણ આપ સાહેબ ગૃહસ્થાશ્રમી થવાનો કોઇ દિવસ વિચાર પણ કરો છો ખરા કે ?" વાતની દિશા બદલાઇ.

"ત્હારી સ્થિતિ ને મ્હારી સ્થિતિમાં બહુ ફેર છે. મ્હારે માટે હમણાં એ વાત તરફ લક્ષ નહિ આપવામાંજ મ્હારૂં હિત છે."

ઘડીયાળમાં અગિયારના ટકોરા સંભળાયા. નંદલાલ પોતાને ઘેર જવા ઉઠયો.

"આજે અહિંજ સૂઇ રહેને ?"

"નહિ ! હું જઇશ, પણ સાથે સાથે ત્હને વિનંતિ કરૂં છું કે રૂક્મણીને પરણવાના નિશ્ચયપર જરૂર આવજે. એમાં ત્હારૂં ને ત્હારા કુટુંબનું હિત સમાયલું છે."

"પાછો કયારે મળીશ ?"

"સ્હવારે આવીશ. ચાલ જાઉં છું. વંદેમાતરમ."

નંદલાલના ગયા પછી વસંત પોતાના પલંગપર જઇને પડયો. નિંદ્રાદેવી આજે હઠે ભરાયલી જણાઇ. તે પલંગમાંથી ઉઠી ફરીથી આરામ ખુરશી બારી આગળ ખસેડી તે પર બેઠો. આજનો નાટયપ્રયોગ યાદ આવ્યો. મુંબઇનાં બીજાં નાટકોનાં ગાયનો કરતાં ફુલચંદનાં આ ગાયનોએ નાટકમાં બહુ સારો રસ ઉત્પન્ન કર્યો છે એમ તેને લાગ્યું. નાટકપરથી રૂક્મણી ને ચંદ્રપ્રકાશનું નામ જાણતો ન્હોતો પણ આજની ત્હેની હિલચાલપરથી તે એટલું જાણી શકયો કે રૂક્મણી માટે તલસતો તે કોઇ ઉમેદવાર છે. પોતાની ને તેની વચ્ચે સહજ સરખામણી કરતાં વસંત પોતે હસી પડયો. પોતે મૂર્ખાઇ ભરેલા વિચારોમાં ઉતરી પડયો છે એમ તેને લાગ્યું.

એ વિચારો ફેરવવા ત્હેણે બહુ પ્રયત્નો કર્યા. ખુરશીપરથી ઉભો થયો. પોતાની લાઇબ્રેરીમાંથી બે ત્રણ પુસ્તકો ઉથલાવ્યાં. પોતાનાં લખેલાં પુસ્તકો ઉપાડીને આમ તેમ

પાનાં ફેરવીને પાછાં ઠેકાણે ગોઠવ્યા. કવિ ન્હાનાલાલકૃત "કેટલાંક કાવ્યોનું" પુસ્તક ઉઘાડ્યું. પાનાં ફેરવતાં તે થોભ્યો. એક કાવ્ય વચ્ચેથીજ વાંચવું શરૂ કર્યું.

સૌન્દર્યના ચન્દ્ર સમું મુખડું હતું,
ને મુખડે મૃદુતા પમરતી.
લજામણીના છોડ જેવાં
ભ્રકુટિનાં ચાપ નમેલાં હતાં.
નીચે કલ્યાણકારી કીકીઓમાં
આદર ને આતિથ્ય ઉઘડતાં.
આંખલડી આનન્દભીની હતી,
કેશાવલી સઘન વિરાજતી.
અંબોડલે ફૂલવેણી વિલસતી
મંહીથી સૌભાગ્યની ફોરમ ફોરતી.

"કેવું સુન્દર કાવ્ય છે? કવિએ સૌભાગ્યવતીને કેવી સુન્દર રીતે આલેખી છે?" આમ મનમાં ને મનમાં લવતા હેણે એ કાવ્યની શરૂઆતની થોડી કડીઓ મૂકી દેઈ ફરીથી વાંચવું શરૂ કર્યું.

વદને હેને વસન્ત હસતી,
હૃદયે હેને વસન્ત લહરતી.
બારણે હેને વસન્ત બોલતી,
ઓરડે હેને વસન્ત વિહરતી,
ફુલમાં હેના વસન્તના વાસ હતા.
વસન્તનો વર પામેલી વસન્ત પૂજારણ,
આંગણું ભરી ઉભા હતી.

આ સૌભાગ્યવતીનું વર્ણન વાંચતા વાંચતાં હેને રૂક્ષ્મણીનું સૌન્દર્ય ને છટા યાદ આવ્યાં. આ વર્ણન સૌભાગ્યવતીનું છે જ્યારે રૂક્ષ્મણી હજુ કુમારિકા છે. પણ આજની કુમારિકા તે કાલની સૌભાગ્યવતી એ વિચારે હેણે રૂક્ષ્મણીને સૌભાગ્યવતી કલ્પી. અત્યારે રૂક્ષ્મણી હેને બહુ આકર્ષક લાગી. રૂક્ષ્મણીના નયનતેજનો પ્રકાશ હજુ તે ભૂલ્યો ન્હોતો.

ચોપડી બંધ કરી તે ફરીથી પલંગમાં સૂતો. પોતા પર પ્રાણ પાથરનારી રૂક્ષ્મણીના વિચારોમાં તે નિદ્રાવશ થયો. હમેશ પૂર્ણ શાન્તિમાં ઉંઘનાર વસંત આજે સ્વપ્ન સૃષ્ટિમાં દાખલ થયો. સ્વપ્નમાં પણ હેને રૂક્ષ્મણી દેખાઇ. રૂક્ષ્મણી હર્ષભરી વસંતને વરમાળ આરોપવા આવતી હતી તેટલામાં તે બન્નેની વચ્ચે ચંદ્રપ્રકાશ દેખાયો. રૂક્ષ્મણીના માતા પિતા તથા સર્વ સગાં ચંદ્રપ્રકાશને લઈ રૂક્ષ્મણી ને વસંત વચ્ચે ઉભા રહ્યાં. રૂક્ષ્મણીએ સર્વને ખસેડ્યાં ને ચંદ્રપ્રકાશ સમક્ષ પાલવ પાથરી આજીજી કરી. ચંદ્રપ્રકાશે રૂક્ષ્મણી તરફ પ્યાર બતાવવા પ્રયત્ન કર્યો. પણ રૂક્ષ્મણીએ પોતાના હૃદયની વાત હેને કહી દીધી. રૂક્ષ્મણી ચંદ્રપ્રકાશ વચ્ચેથી ખસી ગયો. રૂક્ષ્મણી હર્ષભરી વસંતને વરમાળ પહેરાવવા દોડી! એટલામાં ફરીથી તેનાં માતા પિતા વચ્ચે પડ્યાં. રૂક્ષ્મણીનો પિતા ચંદ્રપ્રકાશ તથા રૂક્ષ્મણી તરફ બહુ ક્રોધે ભરાયો. વસંતના દેખતાં રૂક્ષ્મણીને સર્વ સગા વ્હાલાં મળી ઘસડી ગયાં. વસંત હેની પાછળ પાછળ ગયો. વસંત હજુ રૂક્ષ્મણીને કેવી રીતે છોડાવવી હેનો વિચાર કરે તે પહેલાં બીજા એક અજાણ્યા યુવાન સાથે જોર જુલમથી રૂક્ષ્મણીને પરણાવી દેવામાં આવી વસંતથી આ જોઇ ન શકાયું. હજુ પરણીને વરવધૂ બહાર પડે તેટલામાં રૂક્ષ્મણી હમણાંજ વિધવા થશે એમ એક બ્રાહ્મણે બુમ પાડી. એટલામાં વસંતના પાસેના બંગલામાં કોઇ મરી જવાથી પ્રાણપોક મૂકાઇ તેથી તે જાગી ઉઠ્યો. સ્વપ્ન અધુરૂં રહ્યું.

વસંતે પોતાની આંખો ચોળી. હેણે આજે સ્વપ્નમાં જે જે જોયું તે ફરીથી યાદ કર્યું. તે બહુ મુંઝાયો. સ્વપ્નાં ખરાં પડતાં હશે એ વિચાર બીજી પળે આવ્યો. જો સ્વપ્નાં ખરાં પડતાં હોય તો આનો શો અર્થ કરવો?

લગભગ સ્હવાર પડવા આવ્યું હતું. તેથી પાછો તે સુતો નહિ. રાત્રિના મોડું ઉંઘાયું તેમજ ઉંઘ પણ શાંતિથી મળી નહિ

તેથી તે બહુ અસ્વસ્થ દેખાતો હતો. પ્રાતઃ ઉષા પ્રકટી. સૂર્યનાં ચેતનભર્યાં કિરણોથી તેનામાં કંઈક જાગૃતિ આવી.

પૂર્વ દિશામાં ભાસ્કરરાજ પધાર્યા. વસંત પથારીમાંથી બેઠો થયો. દંતધાવન કર્યા પછી બારી પાસે જઈ ફરી બેઠો. પોતાના ઓરડા બહાર જવાની ઇચ્છાજ થઇ નહિ.

રોજ વર્તમાનપત્રો વાંચનારને વખતસર વર્તમાનપત્રો મળવાંજ જોઇએ. આઠ વાગ્યા ને હજુ છાપાંઓ કેમ ન આવ્યાં એ વિચારમાં વસંત હતો તેટલામાં નોકરે આવી અંગ્રેજી ગુજરાતી છાપાંઓ ટેબલપર મૂક્યાં. વસંતે રોજના નિયમ પ્રમાણે વિદેશના તાજા તાર સમાચારો અંગ્રેજી છાપામાં વાંચ્યા, તેટલામાં નોકર કઢેલા દૂધનો પ્યાલો લઇ આવ્યો તે પીધો. ગુજરાતી છાપાઓના અગ્રલેખ તરફ દષ્ટિ ફેંકી. એટલામાં હેની નજર "એક જાણીતા હિંદુ કુટુંબમાં વિવાહ" એ મથાળા નીચેના લખાણ તરફ ખેંચાઇ. વાંચતાં વાંચતાં તે આભો બન્યો. ખુરશી પરથી એકાએક ઉભો થયો. હેણે મ્હોટેથી તે બીના વાંચી:

"આપણા શહેરના જાણીતા હિંદુ વેપારી શેઠ સાકરલાલ શ્યામજીનાં કેળવાયલાં પુત્રી બ્હેન રૂક્ષ્મણી સાથે શ્રીયુત ચંદ્રપ્રકાશ કેશવલાલની સગાઇ ગઇ રાત્રિએ ' સાકર વિલા ' માં થઇ હતી. થોડા વખતમાં લગ્ન થયા પછી વર વધૂ વિલાયત જવાનાં છે એમ અમોએ સાંભળ્યું છે."

---

# પ્રકરણ તેત્રીસમું.

## સગપણ.



ચંદ્રપ્રકાશ સહિત મોટરમાં પોતાને બંગલે આવતાં રસ્તામાં સાકરલાલે મનમાં ને મનમાં કંઇ કંઇ ઘાટ ઘડયા. અંબાલક્ષ્મીએ ચંદ્રપ્રકાશને નિરખી નિરખીને જોયો તે પોતાની પુત્રી માટે તે તદ્દન લાયક છે એમ હેને લાગ્યું. ચંદ્રપ્રકાશ તો રૂક્ષ્મણીપર મોહિત થયો હતો. અત્યારે વિમાનમાં બેસી ઉર્વશી કે મેનકા સાથે સ્વર્ગીય સુખ લેતો હોય તેવી કલ્પનાના ઘોડા દોડાવતો તે ઘડીમાં ચાલતી મોટરમાંથી બહાર દષ્ટિ ફેંકતો ને ઘડીમાં રૂક્ષ્મણી તરફ નજર ચુકાવી નયન ફેંકતો હતો. રૂક્ષ્મણી ને સીતા બન્ને મૌન હતી.

મોટરકાર 'સાકરવીલા' માં આવી પહોંચી. સૌ ઉતર્યાં. ઉતરતી વખતે ચંદ્રપ્રકાશે રૂક્ષ્મણીમાં કંઇ અજબ તેજ જોયું. એ તેજ આગળ પોતે ઝાંખો પડેલો દેખાયો.

સીતા સહિત રૂક્ષ્મણી પોતાના ઓરડામાં તુરત ચાલી ગઈ. જ્યારે ચંદ્રપ્રકાશને સાથે લઇ સાકરલાલ ને અંબાલક્ષ્મી પોતાના 'ડ્રૉઇંગ રૂમ' માં ગયાં. ચંદ્રપ્રકાશ સાથે આમ તેમ નાટકની કેટલીક વાતો કરી થોડીવાર પછી હેને એકલો મૂકી સાકરલાલ બંગલાના બીજા ભાગ તરફ ગયો.

"કેમ આમ મોઢું ઉતરી ગયું છે ? તબીયત તો ઠીક છે ના ?" અંબાલક્ષ્મીએ પતિની પછવાડે આવતાં આવતાં પ્રશ્ન કર્યો.

"તું ઠીક આવી ! મારી તબીયત સારી છે પણ અત્યારે એક મ્હોટું કામ કરી નાખવાનો મ્હારો વિચાર છે." અંબાલક્ષ્મી તરફ આતુરતાથી જોતો સાકરલાલ બોલી ઉઠ્યો.

"કામ તો થયાંજ કરશે. આ ચંદ્રપ્રકાશ આવ્યો છે ત્હેનું સ્વાગત તો પુરૂં કરી લ્યો!"

"હું બધું ત્હેને મારેજ કરૂં છું. જો બેસ. હું કહું તે સાંભળ." સાકરલાલે પોતે એક આરામ ખુરસીપર બેસતાં બેસતાં અંબાલક્ષ્મીને પાસેની ખુરસીપર બેસવા સુચન કર્યું.

અંબાલક્ષ્મી પાસેની ખુરસીપર બેઠી. પોતાના પતિની આજની મુખમુદ્રા ત્હેને અજબ દેખાઇ. વર્ષોના સહવાસમાં આવી જાતની છાયા પોતાના પતિના મુખપર ત્હેણે કોઇ દિવસ જોઇ નહોતી.

"હું ધારૂં છું કે મ્હારી ઇચ્છામાં તું સંમત થશેજ. અને કદાચ તું હા કે ના કહીશ તો તેને માટે હું બેપરવા છું. મ્હારા મનપર લીધેલું કામ હવે હું પૂરૂં કર્યાં વિના છોડીશ નહિં."

અંબાલક્ષ્મી પોતાના પતિના આ વાક્યોથી બહુ આશ્ચર્ય પામી. તે શું કરવા માગે છે તે પોતે સ્હમજી શકી નહિં. ત્હેણે ચુપચુપ સાંભળ્યા કર્યું.

"મ્હારી ઇચ્છા છે કે ઘેર બેઠાં આવેલી ગંગાનો ઉપયોગ કરી લેવો." સાકરલાલે બોલવાનું ચાલુજ રાખ્યું. "જેમ જેમ દિવસો જાય છે તેમાં નુકસાન છે કારણ કે એ છોકરી બહુ ઉદ્ધત બનતી જાય છે. આજે નાટકમાં એ છોકરીએ બહુ બેદરકારી બતાવી ચંદ્રપ્રકાશ સાથે બીલકુલ વાત નહિં કરવામાં ખરેખર ઉદ્ધતાઇજ બતાવી છે. મ્હને બહુ લાગી આવ્યું છે. આવાં સન્તાન કરતાં નિઃસંતાન રહેવું સારૂં છે. ન્યાત જાતમાં એને માટે હવે વાતો થાય છે. હું નબળો છું, તું અક્કલ વગરની છો, એમ લોકો હવે છડેચોક બોલે છે. ત્હેને તો બસ પેલા 'વસંત'નેજ પરણવું છે. હું ખરો તો મ્હારો જાન જાય પણ એ હઠીલી છોકરીને ત્હેનું ધાર્યું કરવા નહિંજ દઉં." અને સાકરલાલ થોભ્યો, અંબાલક્ષ્મી મૌનજ રહી.

ફરી અંબાલક્ષ્મીને ખુરસી પાસે ખસેડવાની સુચના કરી ત્હેણે ચલાવ્યું.

"મ્હારી તો એવી ઇચ્છા છે કે અત્યારે ને અત્યારે એ છોકરીનું સગપણ ચંદ્રપ્રકાશ સાથે કરી નાંખવું......"

"એમ તે કાંઇ બને!?" મૌન રહેલી અંબાલક્ષ્મી આશ્ચર્ય સહિત બોલી ઉઠી.

"ધીમે બોલ! બને કે ન બને તેનો હું હિસાબ કરવા નથી માગતો.તું હા કહે કે ના કહે તેની પણ મ્હને પરવા નથી એમ મ્હેં ત્હને શરૂઆતમાંજ કહ્યું છે. મ્હારે તો એ છોકરીનું અત્યારે ને અત્યારેજ નક્કી કરી નાંખવું છે. જગતમાં મ્હારૂં નાક કપાઇ જાય ને હું ભોળપણમાં એમને એમ બેસી રહું? મ્હેં એ છોકરીપર વધારે પડતો પ્રેમ રાખ્યો તેનો બદલો ઉદ્ધતાઇમાં? ત્હેને લાડથી ઉછેરી ત્હેના બદલામાં આટલી હઠીલાઇ? બસ. હવે હું વધારે વખત કંઇપણ સાંખી શકું તેમ નથી. આજે એનું સગપણ કરી નાંખુ ને આવતે મહિને ત્હેને પરણાવી દઉં ત્યારે મ્હને નિરાંત વળશે." સાકરલાલ ઉશ્કેરાયલો દેખાયો.

"ત્હમે અત્યારે કેવી રીતે એ બધું કરી શકશો?" અંબાલક્ષ્મીએ શાન્તિ રાખતાં પ્રશ્ન કર્યો.

"હમણાંજ મોટર મોકલી જગજીવનને બોલાવું છું." આમ કહી ત્હેણે બુમ પાડી. "છગનલાલ! મહેતાજી!"

શેઠની બુમ સાંભળતાં છગનલાલ હાજર થયો.

"જાઓ આપણી મોટર લઇ જઇ જગજીવનભાઇને સત્વર બોલાવી લાવો. ક્હેજો કે શેઠને ત્હમારૂં જરૂરનું કામ છે. ન જમ્યા હો તો શેઠની સાથે જમજો ને તુરતમાં આવજો."

છગનલાલ ગયો.

"ત્યારે તું રસોડામાં જમવાની સઘળી તૈયારી ઝટ પામે કરાવ. હું ચંદ્રપ્રકાશને આ

વાતથી વાકેફ કરું છું. રૂક્મણી પાસે હમણાં આ વાત કરવાની બીલકુલ જરૂર નથી." આમ કહેતો કહેતો સાકરલાલ ચંદ્રપ્રકાશ તરફ ચાલ્યો.

સાકરલાલમાં એકાએક થયેલા આ ફેરફારથી અંબાલક્ષ્મી બહુ આશ્ચર્ય પામી. ચંદ્રપ્રકાશ છે તો લાયક વર. રૂક્મણી જો ધારશે તો સુખી થશે એમાં શંકા નથી. પણ આ પ્રમાણે ઉતાવળથી સગપણ થશે એથી રૂક્મણી નારાજ થશે એમ ત્હેને લાગ્યું. એ છોકરી પણ હઠીલી છે. એની હઠનું પરિણામ આવુંજ આવવું જોઈએ, વિગેરે તરેહ તરેહના વિચારો કરતી અંબાલક્ષ્મીએ રસોડાનો માર્ગ લીધો.

સાકરલાલ ફરીથી ડ્રોઈંગ રૂમમાં આવ્યો ત્યારે ચંદ્રપ્રકાશ ભીંતિપર લટકાવેલી સુન્દર છબીઓ જોતો હતો. "શાન્તનું ને ગંગા," "કુંજદ્વારે," "મધુર મિલન" જેવાં બંગાલી ચિત્રો જોઈ તે બહુ ખુશ થયો. બંગાલી ચિત્રકારોની પીંછીની મનહર કલા આ ચિત્રોમા તરી આવતી હતી. આ ચિત્રોમાં મુગ્ધ થતા ચંદ્રપ્રકાશે ખુણામાં એક બહુ આકર્ષક છબી જોઇ. દશ વર્ષની એક નિર્દોષ બાલિકા અભ્યાસમાં ગુંથાયલી હોય તે પ્રસંગની એ છબી હતી. ધારી ધારીને એ છબી નિહાળી. 'બેદવાર' ની ફોટોગ્રાફીનો એ સુન્દર નમુનો હતો. બારિકાઈથી નિહાળતાં રૂક્મણીની એ છબી છે એમ ચંદ્રપ્રકાશને લાગ્યું. હજુ તે એ છબી એક ધ્યાનથી નિહાળે છે તેટલામાં સાકરલાલ આવ્યો.

"કેમ મી. ચંદ્રપ્રકાશ! એ છબી કેવી છે ?"

"કોની છે?" ચંદ્રપ્રકાશે સ્હામો પ્રશ્ન કર્યો.

"રૂક્મણીની." સાકરલાલે ટુંકમાં જવાબ આપતાં પૂછ્યું: "કેમ ફોટોગ્રાફીનો નમુનો છે કે નહિ ?"

"અલબત, મૂળ વ્યકિત સુન્દર છે તેમ પાડનાર પણ કલાવાન છે." ચંદ્રપ્રકાશે હૃદયમાં રમી રહેલો અભિપ્રાય બહાર મૂક્યો.

"અહિં આવો, બેસો, મ્હારે ત્હમને એક ખાનગી વાત કરવી છે." એક સોફાપર પોતાની પાસે ચંદ્રપ્રકાશને બેસાડતાં સાકરલાલે વિષયની શરૂઆત કરી.

"હવે હું ત્હમારી ને મ્હારી વચ્ચેનો 'એટીકેટ'નો પડદો દૂર કરી ખુલ્લે ખુલ્લા શબ્દોમાં વાત કરવા માગું છું."

"ખુશીથી કરો, મ્હને આપના ઘરનોજ માણસ ગણજો." ચંદ્રપ્રકાશે હસતે વદને કહ્યું.

"જુઓ ! ત્યારે મ્હારે આજે ને આજે રૂક્મણીનું સગપણ ત્હમારી સાથે કરી નાંખવું છે."

આશ્ચર્ય ને આનંદ મિશ્રિતભાવે ચંદ્રપ્રકાશના હૃદયમાં આ વાક્યનો પ્રતિઘોષ થયો. આજે ને આજે એટલી બધી ઉતાવળ કરવાનું કારણ શું ? એ પ્રશ્ને આશ્ચર્ય ઉત્પન્ન કર્યું ને રૂક્મણી–તે સ્વર્ગીય સુન્દરી પોતાની થશે એ વિચારે તે હર્ષઘેલો બન્યો.

"મ્હારા તરફ આપની ઉદાર લાગણી છે ને માટે હું આભાર માનું છું, પણ અત્યારે ને અત્યારે સગપણ કરી નાખવાનું કારણ ?" ચંદ્રપ્રકાશે નિચી નજરે પ્રશ્ન કર્યો.

"જુઓને મી. ચંદ્રપ્રકાશ ! ત્હમે ભણેલાઓ કારણો વિષે વિચાર કર્યાજ કરો જ્યારે અમ્હે જૂના જમાનાના લોકો 'આજનો લ્હાવો લીજીએ કાલ કોણે દીઠી છે,' એ સુત્રમાં માનનારા છીએ." ચંદ્રપ્રકાશને સાકરલાલે ઉડાવ્યો.

પોતાના વિષે રખેને કંઇ બીજો વિચાર આવે એમ ધારી ચંદ્રપ્રકાશે બીજા પ્રશ્નો કર્યા નહિં.

"કેમ ત્યારે ત્હમે કબુલ છો ના ?" ફરીથી સાકરલાલે ઉતાવળો પ્રશ્ન કર્યો.

"આપની આજ્ઞા મ્હને શિરોમાન્ય છે. પણ આપે આપની પુત્રીને આ બાબતમાં પૂછ્યું તો હશેજ ?"

"અરે ત્હમારા જેવો વર મળે તેમાં પૂછ્યું હોય શું ને ન પૂછ્યું, હોય શું ?". ફરીથી સાકરલાલે ચંદ્રપ્રકાશને ઉડાવનારો જવાબ આપ્યો.

બહારથી મોટર ઉભી રહેવાનો અવાજ આવ્યો. સાકરલાલ ઓરડાની બહાર ગયો. મોટરમાંથી જગજીવનને સીધો પોતાના ઓરડામાં લઇ જઈ સઘળી વાતથી વાકેફ કર્યો.

## પ્રકરણ ચોત્રીશમું.

### બે સખીઓ.



રૂક્ષ્મણીને પોતાના માતાપિતા તરફ બહુ ક્રોધ ઉત્પન્ન થયો. પોતાની રજા સિવાય આ પ્રમાણે એકાએક સગપણ ગોઠવી દેવા માટે ત્હેણે માતા સમક્ષ પોતાનો તિરસ્કાર જાહેર કર્યો. તે ખુબ ગુસ્સે થઇ. ગુસ્સામાં તે ખુબ રડી.

પુત્રીને રડતી મૂકીને માતા પાછી ચાલી ગઇ. અત્યારે સીતાએ સખીભાવે રૂક્ષ્મણીનાં આંસુ લૂછ્યાં.

સીતા આખી રાત રૂક્ષ્મણીની સાથેજ રહી. રૂક્ષ્મણીની એવી ખરાબ સ્થિતિ ત્હેને દેખાઇ કે રખેને દુનિયાથી કંટાળી તે આપઘાત જેવું અવિચારી પગલું ભરે. ત્હેણે રૂક્ષ્મણીને શાંત થવા બહુ વિનવી. જે થયુ તે થયું. હવે ઢોળાયલા દૂધ પર રડવાથી કંઇ વળવાનું નથી વિગેરે બાબતો કહી સીતાએ રૂક્ષ્મણીને છાની રાખવા બહુ બહુ પ્રયત્નો કર્યા.

આખરે રડી રડીને રૂક્ષ્મણી નિદ્રાદેવીને ચરણે ઢળી.

સ્હવાર પડતાં સીતા વ્હેલી ઉઠી. રૂક્ષ્મણી હજુ સુધી ઉંઘતી હતી. લગભગ સાડાઆઠ વાગે અંબાલક્ષ્મી પુત્રીની સ્થિતિ વિષે તપાસ કરવા આવી. રૂક્ષ્મણીને ઉંઘતી જોઇ ત્હેણે સીતા પાસેથી રાત્રીની સર્વ હકીકત જાણી. રૂક્ષ્મણીને કોઇપણ પ્રકારે સ્વસ્થ્યવાંની સીતાને સૂચના કરી તે પાછી ગઇ.

સીતાની અજાયબી વચ્ચે થોડીવારે રૂક્ષ્મણી બહુ સ્વસ્થપણે ઉઠી. ગઇ રાત્રીના બનાવો જાણે તે વિસરી ગઇ હોય તેવાં ખુલ્લાં ચિન્હો દેખાયાં. જાણે કંઇપણ બન્યું ન હોય તેવી ભાવનાથી ઉઠી ત્હેણે આસપાસ નજર ફેરવી; સીતાને બેઠેલી જોઇ તે હસી પડી. સીતાની અજાયબી વચ્ચે તે બોલી ઉઠી.

"કેમ સીતા ! આખી રાત ત્હને બહુ તકલીફ પડી હોય તેમ લાગે છે. ત્હારૂં મોઢું આમ ઉતરી ગયેલું કેમ દેખાય છે ?" સીતાએ આ વાક્યો સાંભળતાં સાંભળતાં રૂક્ષ્મણી તરફ બહુ બારીક નજર ફેંકી. ત્હેને ભીતિ લાગી કે રખેને રૂક્ષ્મણી ગાંડી બની હોય.

પોતાના પ્રશ્નનો સીતા તરફથી કંઇ પણ જવાબ નહિં મળવાથી તે ફરીથી હસી પડી.

"કયમ બારીક આંખે મ્હારા તરફ નિરખે છે ? ગભરાતી નહિ, હું ગાંડી નથી બની. હુ પૂર્ણ શુદ્ધિથી વાત કરૂં છું. સીતા ! મ્હારી પાસે આવ, ત્હારે મ્હારાં એક બે કાર્યો કરવાનાં છે." આમ કહેતી રૂક્ષ્મણીએ સીતાને પોતાના પલંગ પાસે પડેલી ખુરશીપર બેસવા સૂચન કર્યું.

રૂક્ષ્મણીની આ છેલ્લી વાત પછી સીતાને ખાત્રી થઈ કે રૂક્ષ્મણી છે તો પૂર શુધ્ધિમાં. તે તુરત રૂક્ષ્મણીએ સૂચવ્યા પ્રમાણે ત્હેની પાસે બેઠી.

"સીતા ! વ્હાલી વ્હેન સીતા ! આજે ત્હેં બનાવેલી મ્હારા તરફની લાગણી હું આખા જીવનમાં ભૂલીશ નહિ. આ કટોકટીના પ્રસંગે ત્હેં જે સ્નેહપૂર્ણ સખીભાવ બતાવ્યો છે તે માટે ત્હારી હું રૂણી છું."

"મ્હેં અંહિં હાજર રહ્યા સિવાય બીજું એવું કંઇ કર્યું નથી." સીતાએ સખીભાવે પ્રત્યુત્તર આપ્યો.

"ત્હેં ઘણું કર્યું છે અને હજુ તુ ઘણુંએ કરી શકીશ." રૂક્ષ્મણીએ આશાભર્યા નયનોથી સીતા તરફ જોયું.

"રૂક્ષ્મણી તું માનતી હોય તો માનજે પણ મ્હારી તો એની સલાહ છે કે ત્હારે હવે આ વિષયમાં વધારે દુઃખી થવાની જરૂર નથી. ત્હારૂં સગપણ હવે થઇ ચૂક્યું છે. હવે તું ગમે તેટલા પ્રત્નો કરીશ પણ તેમાં તારી કોઇ પણ રીતે સિદ્ધિ થશે નહિં."

"તું એમ કહેવા માગે છે કે મ્હારી ઇચ્છા વિના મ્હારાં માબાપ આ પગલું ભરી શકે ?"

"આ બાબતમાં વધારે માથાફોડ કરવામાં ફાયદો નથી. આપણા સમાજનાં બંધારણો એવાંજ છે કે માબાપે મેળવી આપેલો વર આપણે કબુલવોજ જોઇએ." સીતાએ સમાજનાં કેટલાંક બંધારણોની વાતો સમજાવી.

"ત્યારે જો માબાપ આ પ્રમાણે જ્યાં પોતાને ફાવે ત્યાં પુત્રીને પરણાવી દે તો પછી સ્નેહલગ્નની વાત ક્યાં રહી ?"

"હું પણ એમજ કહું છું કે આપણા સંસારમાં સ્નેહલગ્નનાં સ્વપ્નાં પણ નથી." સીતાએ ભારદર્શક શબ્દો કહ્યા.

"સીતા ! મ્હારે એજ સંસારમાં સ્નેહલગ્નના માંડવા રોપવા છે, મ્હારે એજ આપણા સંસારમાં સ્નેહલગ્નનાં ગીતોથી ગુજરાતની ગૃહકુંજો ગજાવવી છે, મ્હારે એજ સંસારમા સ્નેહલગ્નની ભાવનાનો સાક્ષાત્કાર કરાવવો છે." એક વક્તાની શક્તિથી રૂક્ષ્મણી ઉપલા વાક્યો બોલી.

"એ બધું કવિઓની કવિતામાં રૂક્ષ્મણી ! એ વિચારો તું હવે છોડી દે. ત્હારે જો સુખી થવું હોય તો એ વિચારને સદા દૂર કરી નાખ." સીતાએ વાત ફેરવવા તજવીજ કરી.

"નહિ નહિ ! સીતા ! તું ભૂલે છે. ત્હારા જેવી ગુણિયલ આ પ્રમાણે કાયર બને એ ઠીક નથી. ત્હારે તો એ ભાવનાને મજબુત કરવી જોઇએ કે સ્નેહલગ્ન વિના આ સંસારમાં અન્ય લગ્નો સ્વાર્થલગ્ન છે. માતાપિતા પોતાના સ્વાર્થને અંગે જેમ ફાવે તેમ પુત્રીને પરણાવી દે એ જમાનો નૂતન ગુજરાતને જોઇતો નથી. નૂતન ગુજરાતીઓને એવાં સ્વાર્થલગ્નોની અપેક્ષા વધુવાર નથી...."

રૂક્ષ્મણીને વધુ વાત કરાવવામાં માલ નથી એમ ધારી સીતાએ ઘડીયાળ સ્હામું જોયું.

"જો રૂક્ષ્મણી ! હવે મ્હારે જવું છે. કુમુદભાઇ ઘેર વાટ જોતા હશે." આમ કહેતી સીતા ઉઠી.

"ક્યાં જશે ! મ્હારે હજુ ત્હારી સાથે થોડી વાતો કરવી છે." સીતાનો હાથ પકડતાં પકડતાં રૂક્ષ્મણીએ ખેંચી.

"ત્હારી વાતો આવી ને આવી હશે. રૂક્ષ્મણી ! હવે તું એ વિચારો જેમ જેમ વધારે પોષીશ તેમ તેમ ત્હને વધારે દુઃખ થશે. ત્હારી બાબતમાં બીજો કોઇપણ રસ્તો હવે ખુલ્લો નથી." સીતાએ ફરી બેસતાં બેસતાં કહ્યું.

"મ્હારે માટે હવે શું કરવું એનો વિચાર મ્હેં કરી રાખ્યો છે. એમાં મ્હને ફતેહ મળશે।

તો ઠીક છે, નહિં તો મ્હારો પ્રાણ કિરતારની દરબારમાં જશે." રૂક્ષ્મણી છેલ્લે પાટલે બેઠેલા જણાઇ.

"જો રૂખી! તું સ્હમજુ છો, ડાહી છો, સુશિલ છો. ત્હને વધારે કંઇપણ શિખવવું પડે તેમનથી. તું ધારશે તો ત્હને પોતાને સુખી કરી શકશે. કંઇપણ અવિચારી પગલું ભર્યા વિના જે પ્રભુને ગમ્યું તે ખરૂં એમ ગણી જે સગપણ થયું છે તેમાં આનંદ માન."

"નહિં, હું એમાં આનંદ માની શકું તેમ નથી." ફરીથી રૂક્ષ્મણી ઉશ્કેરાઇ.

"આનંદ માને કે ન માને પણ થયેલું સગપણ તું ફોક કરી શકે તેમ નથી. હું ત્હને કોઇપણ પ્રકારે ઉંધી સલાહ આપવા માગતી નથી. ત્હને સુખી જોવા હું ઇતેજાર છું પણ જે થયુ છે તેમાં હવે તું કંઇપણ ફેરફાર કરી શકે તેમ નથી એમ ત્હને ખાત્રી આપું છું."

"સીતા! સુખ ને દુઃખ એ આપણી કલ્પેલી બે વસ્તુ છે. જો સુખને આપણે માનતા હોઇએ તો દુઃખને પણ માનવુંજ જોઇએ. હું એ ન્યાયે દુઃખ ખમવા તૈયાર છું."

"—તો બસ જે સ્થિતિ પ્રાપ્ત થઈ છે તેમાં આનંદ માન." રૂક્ષ્મણી કેડી પડી છે એમ સીતાને લાગ્યું.

"એ કદાપિ બનશે નહિ. હું આ સગપણમાં સુખ માનતીજ નથી. સ્નેહલગ્ન વિનાનાં લગ્ન તે લગ્નજ નથી પણ સ્વાર્થની એક ભાવના........"

ફરીથી રૂક્ષ્મણીને ઉશ્કેરાયલી જોઇ સીતા ઉઠી.

"ચાલ હું જાઉં છું."

"ભલે. હવે હું ત્હને રોકીશ નહિં પણ આજે સ્હાંજના જરૂર મળવાનું વચન આપ તો જવા દઉં." આમ કહેતી કહેતી રૂક્ષ્મણી સીતાને બન્ને હાથે વળગી પડી. ફરીથી તે રડી. સ્હાંજે પોતે જરૂર પાછી આવશે એમ કહેતી સીતા અશ્રુપૂર્ણ નેત્રે નીચે ઉતરી.

"તું જરૂર આવજે. મ્હારે ત્હારાં અગત્યનાં કામ છે." રડતાં રડતાં રૂક્ષ્મણી બોલી.

(અપૂર્ણ)

---

નિર્મળા—"બ્હેન, ત્હમારા પિતાએ ૧૫૦૦ રૂપીઆ આપી પછી પેલું ચિત્ર વેચાતું લીધું? હું ધારૂં છું કે કલાને પોતે કેટલું ઉત્તેજન આપે છે તે બતાવવા માટે હશે?

વિમળા—"નારે ના, ૧૫૦૦ ની અમને ગણતરી નથી ને સ્હેજમાં ફેંકી દઇ શકીએ એમ છે તે બતાવવા"—.

× × × ×

રાત્રે પોતાના સુવાના ઓરડામાં અવાજ સાંભળી "અરે, કોણ છે? કોઇ છે કે!"

આ સાંભળીને ચોરે કહ્યું "ના"

ત્યારે પેલો માણસ બબડયો, "જુવું આશ્ચર્ય! મ્હને ખાત્રીથી લાગ્યું કે મ્હારી પથારી નીચે કોઇ હતું."

× × × ×

માધુરી, પોતાના નાનાભાઇને—"ત્હારી પાસે કેટલા પૈસા છે?"

ભાઇ—"હું ગણી શકતો નથી."

માધુરી—"અરે મૂર્ખા ત્હારી પાસે પૈસા છે જ કયાં કે તું ગણી શકે?"

ભાઇ—"તેથી તો કહું છું કે હું ગણી શકતો નથી."



# નાથીઓ ઘાંચી.



લેખકઃ શ્રીયુત છોટાલાલ ડાહ્યાભાઈ જાગીરદાર.

( " ફૂલી કાકી: " લેખાંક ૪ થો )

ઉંહું. તમ્હે એને નહિ જોયો હોય ! જો જોયો હોત તો તમ્હે એમજ કહેત કે આવો રામાયણના વખતનો માણસ આપણા કળિયુગમાં ક્યાંથી ? 'રાજાબાઇ ટાવર' જેવા લાંબા પહોળા બાંધાનો માણસ આ લોખંડી જમાનામાં 'કાંઇ' જ્યાં ત્યાં નજરે પડતો નથી. ગુજરાતમાં તો નહિજ. તેમાંયે કતાર-ગામ વાયા 'સુરતમાં તો નહિજ ! ટીંડોરાના ઢગલામાંથી' મ્હોટું' રીંગણું' આંખ મીંચીને ય શોધનાં હાથે ચ્હડી જાય તેમ સો માણસના ટોળામાંથી 'નાથીઆને વીણી કહાડવો એ સહેલ કામ હતું. ધંધે ધાપે ઘાંચી, પણ બીજી રીતે સાક્ષરી ભાષામાં બોલતાં એ એક સમર્થ વિવેચક અને ટીકાકાર હતો. એને હાથ ચ્હડેલા આબાલવૃદ્ધ એની ટીકાના પ્રખર તાપમાં બળીને ભસ્મ થઇ જતા. એનાં ધર્મપત્ની મંચ્છા વહુથી માંડીને ઠેઠ લેડી જ્યોર્જ લોઇડ સુધીની તમામ સ્ત્રીઓનાં ' કરતુક ' જાણવાનો એ દાવો કરતો હતો. દેખીતું છે કે છોકરા છોકરીઓને ' ઠેકાણે પાડવાની ' ઇચ્છા ધરાવતા સૌ કોઇ આવા ' ખબર-ભંડારી'નો સહવાસ આતુરતાથી શોધે ! એટલે મને કમને કે જાણ્યે અજાણ્યે નાથીઆભાઇને કોઇનાં લગ્ન ' વિવાહનાં ' કામમાં હાથ ; ઘાલવોજ પડતો. ' " હોની ફરીયાવારા પોપાના તીભલા હેઠથી " માંડીને " સરદાર માસ્ટરના છોટાભૈ હુધીના તમ્મામે તમામ અન્નારી માસ્ટરો " તેમજ અન્ય જાહેર પુરૂષો એનાં ' નીતરા કાચ ' જેવા તેલના ગ્રાહક હોવાથી નાથીઆની ખ્યાતિ સુરતમાં' ઠીક 'પ્રસરેલી. પૈસે ટકે નબળો પોચો માણસ 'એને તેલનો ભાવ પૂછતાંયે ડરે ! તેમ એને એવાની પરવાયે ક્યાં હતી ! બહુ ભાવ 'પૂછનારને " બેહુ બેહ, ખાધું' ત્હેં' હવે " એમ " લટકે ' આપી નાથીઓ તેલનો મણીકો માથે મૂકી ' ડોલતી શીંગડી ' એ રસ્તો માપતો ! આવો ભારે માણસ પણ મીસીસ મંચ્છા વહુ 'નથુ-ભાઈ આગળ તો " મેં તેરી ગૈઆં " થઇ જતો ! મંચ્છાને તમ્હે શું સમજ્યા ? એ પણ નથ્થુભાઇની 'સાહેબ'નાંજ " હતાં. એની જાણ બહાર કે એની સમ્મતિ વગર તેલના ભાવમાં ત્રણ દમડી પણ ઓછી કરતાં જેમ હિંદુ-સ્થાનને સ્વરાજ અપાવતા રામ્સે મેકડોનલ્ડને વિચાર થઇ પડે તેમ નાથીઓ મુંઝવણમાં પડી જતો ! અમારી ન્યાતના નૌતમલાલનું વેશવાળ નાથીઆએ બહુ ખુબીથી ગોઠવી આપેલું. આ વાતને ૭ મહિના થઇ ગયલા તોયે મીસીસ બીઝાંટ ' 'હોમરૂલ ' ની કે ગાંધીજી રેંટીઆની એકની એક વાત દરેક વખતે નવી નવી રીતે ભાષણમાં કહે તેમ નાથીઓ પણ એ નૌતમલાલના , વેશવાળની એકની એક વાત પ્રત્યેક વેળા જુદી જુદી

રીતે કહી જતો. વિવાહ વખતે તો નૌતમલાલે નાથીઆને ' પ્રામીસ ' આપેલું કે, "અલ્યા નાથીઆ ! કંઇ નહિ તો એક વાર તને મુંબાઇની સોનાપુર દેવીની જાત્રા જોવા જરૂર લઇ જઇશ. " હજી સુધી ' એ નાંધરીના નૌતમે મુંબ્બાઇની જાત્રા એને ન્હી કરાવેલી ? ' દુનિયામાં બધા કાંઇ અકિલષ્ટકમાં રામચંદ્રજી જેવા એક વચની હોય છે ?

એક દિવસ ભગવાનનું કરવું તે કુલી કાકી દર્શને જતા હતાં ત્યારે રસ્તામાં એને નાથીઓ મળ્યો. કંઇક કારણને લીધે કુલી કાકી નાથીઆની આજ કેટલાક દિવસથી વાટ જોઇ રહ્યાં હતાં પાડોશની ભૂલીને કહી રાખેલું, એના દીકરા નટુ ગટુને કહી રાખેલું, એના ધણી મકનકાકાને કહી રાખેલું-કે નાથીઆને જ્યાંથી દેખે ત્યાથી એને મળી જવા કહેવું. જોગજોગે નાથીઓ આજે એનેજ મળી ગયો એટલે એને એ મંદિરે લઇ ગયા. તેલનો મણિકો નીચે મૂકાવી આ ' મનખાદેહ ' નું સાર્થક કરવા એને ઠાકોરજીના દર્શન કરાવ્યા અને પાછા તેલનો મણીકો ઉંચકાવી ઘેર ઘસડી લાવ્યા !

" અલ્યા નાથીઆ ! આજ કાલ તું બહુ મોંઘો થતો જાય છે ને કાંઇ ? " કુલી કાકીએ ઘેર આવતા વાતની શરૂઆત કરી. ' મોંઘાં હાના ! મકન ડોહાને મ્હારા :તેલનો ભાવ વધારે પચશે તે આજ કેટલે વરહે મ્હને નાથીઆને મૂકીને હવે એ ભૂખણીઆના મોનીઆને વએલમા છે તે હું ગે જોવા કે એ રોહો હવે તેલ ખાય છે કે ખોળ ! " નાથીઆએ પોતાનું દદું આગળ કરતાં કહ્યું.

" હવે તું ત્હારે જોયા કરની ! એને તો એવી ટેવ પડેલી છે. ચોકખું નકનું તેલ મૂકીને સરસવનું તેલ ખારો ને પછી એ ને એના છોકરાઓ ખોંખોં કરતા મ્હારા જીવ ઉપર પડશે. મ્હારીયે કરમની કઠણાઇ છે તો બા! કુલીકાકી ગગરી પડયા.

" મ્હારા હમ જોતું રરે તો ! ઓહે ! એ ડોહાને તો જ્હેંયાં ત્હેંયાં કલર કરવાનીજ હૂજે છે. તેમાં તું કે ઉં હું કરવાનાં! રરતી રખે! મ્હને કંઇ એનું દખ્ખ છેજ નથી!"

નાથીઆના તેલનો ભાવ ટીચર કમ્પનીનો હતો પણ એનો માલ ચોકખો ' સવાવીસી ' કહીએ તો ચાલે. એને છોડી ગયલો ગ્રાહક પાછો એનેજ વળગતો આવે એવી એના માલની સાખ પડી ગઇ હતી એટલે ગ્રાહક જાય કે આવે એને માટે એ બેપરવા હતો. ' હદરીનો ઘરાગ મ્હારૂં ઉગ્ગરં મ્હોરું જોઇને નથી આવતો છે પણ મ્હારો માલ જોઇને આવતો છે ' એમ એની માન્યતા હતી, એટલે મકનકાકા જેવો ' ભાવ પૂછુ ' ઘરાક ચાલ્યો ગયો તેનું એને જરાયે દુઃખ નહિ હતું. પણ કુલીકાકીએ એના તેલને ' ચોકખું ' કહ્યું તેનો એને ' મરકો ' તો લાગ્યોજ !

" બોલ હવે કુલી તું-હું કહેછ મ્હને! મોરૂં થઇ જહે તો મ્હારી મંચ્છી બધી વાટ જોઇને બેઠી રેહે. "

" હવે જોઇ જોઇ! લાવની હું મંચ્છીને કહીશ કે એ જરા મ્હારી સાથે વાતમાં ઉતો તેમાં મોડું થયું. હેં અલ્યા નાથીઆ ! ત્યારે પેલી કંકુની છોડી કેવી ? આપણા નટુ સાથે આવે તો ? " કુલી કાકી હવે મુદ્દાની વાત પર આવીને બોલ્યા.

" કઇ કંકુ ? પેલા બુખાજુ " વટાણાના કારમા"ની કે પેલા છગન " ઓળીઆ કેરીની ? " નાથીઆએ ખુલાસો પૂછ્યો.

" પેલા કોરમાની કંકુ ! "

" એ કંકુની છોકરી ! વા બઉ મજેની મ્હછે, કાસેજ મણીકો હાલવી આવેસે તીમારે એને જોયલી ! પણ ઉં પૂછું આપણા નટીઆની ઉમ્મર હું ઓહે ! "

"છ પૂરા થઇને સાતમું ચાલે છે!"

"તીયારે તો લે ચાલહે! બઉ મજેનું! કંકુની જીણકીને નવ પૂરા થઇને દહમું અહજી તો હવરેજ એહું, આપણા નટીઆને પણ મ્હારૂં ને મંચ્છીના જેવું જુગતેજોરૂં મળી રેહે! ફુલી મ્હેં તુને હું કેહું! જો કંકુની જીણકી હાથમાંથી ગેઇ તો તારો નટીઓ રખડેરો જાણજે."

"મ્હારૂં ચાલે તો તો હું કાલે કરી દઉં. પણ મુઇ કંકુને કંઇ થોડો બરો છે. આપણે સ્હામું પૂછ્વા જઇએ તો ખાડું જુએ અને બોગજોગે ના પાડી દે તો મુઇ મ્હારા જેવીને તો મરવાનું થાય. મ્હારો નટવરીઓ કંઇ કાણો કુબડો નથી કે હું એ સાંખી રહું."

"લાવની ઉં સટલ કરી આલું. તું કે'તી હોય તો!"

"હા પણ અમારૂં નીચું રાખીને એ કામ કરવાનું નથી. આપણે કંઇ ગરજ બના વથી નથી."

"તું ફકર ન્હોં કરની! પેલા હહરીના નોતમીઆનું કેવું ગોઠવી આલેલું! આ નાથીઆને તું કાચો ન્હોં હમજતી. પણ ઉં પૂછું ત્હેં મકન ડોહાને કંઇ પૂસહું! એ ડોહો હું કેહ!"

"હવે પૂસહું પૂસહું! વિવાહના કામમાં એ હું હમજે. તું ત્હારે ત્હારૂં કામ કરની. કામ થશે તો ત્હને અને મંચ્છીને હું ભૂલું એવી નથી."

આમ વાત ચાલે છે એટલામાં મકન કાકા પણ નટુ અને ગટુને નિશાળેથી લઇ ઘેર આવી પહોંચ્યા.

"લે આ ડોહા પણ આવી પૂયગા!" નાથીઆએ કહ્યું.

"કેમ બચ્ચા નાથીઆ! તેલના હું ભાવ રાયખા!" આવતાંની સાથે મકનકાકાએ તેલના ભાવ પૂછ્યો.

"હવે અહીં કંઇ તેલની વાત નથી થતી. જો અપશુકન કરતા! અહીં તો નટુના વિવાહની વાત ચાલે છે!" ફુલીકાકી હવે વાત ટુંકાવવાના હેતુથી વચ્ચે પૂરાયાં.

"નટુના વિવાહ! અત્તારથી!" મકનકાકા ચમકયા.

"અત્યારથી નહિ તો કયારે! આ ન્યાતના છોકરા છોકરી ધડાધડ મંડાઇ ચાલ્યા અને હજી સુધી આપણો નટવરીઓ કુંવારો! કાલે ઊઠીને સાત પૂરા થઇને આઠમું બેસશે! મુવા બૈરાઓ તો મંદિરમાં મ્હને ખીખી ખાય છે! તમને શું છે! નાગે ફુલે દસ્તેહખાન!"

પણ મકનકાકા તો એનું ધોતીઉં સળગે તોયે ઉશ્કેરાય એમ નહિ હતા ત્યારે આ વાત તો નજીવી હતી!

"એ તો ઉં હમન્યો, પણ નીયાતમાં કન્યા ક્હાં છે?" મકનકાકાએ ઠંડે કલેજે પૂછ્યું.

"અરે કન્યા તો ઢગલા છે! એમ કહો કે આપણા નટુ જેવો વર ક્યાં છે? કેમ નાથીઆ! આપણી કંકુની જીણકી કેવી?"

"વા! બઉ મજેની! નીતરૂં તેલ જોઈ લો" ઘાંચીએ અલંકારીક ભાષામાં જીણકીનું વર્ણન કર્યું.

"કોણ જીણી! આપણી કંકુની! દસ વરસનો હોસ્લો!" મકનકાકા બોલી ઉઠયા.

"હોસ્લો કેમ છે? કાલે સ્હાંજના નાથીઓ એને જોવડાવવા માટે અહીં લઈ આવે ત્યારે આંખો ઉઘાડીને જોજે. છોકરી છે એટલે કાકું તો ઉલ્લડ હોયસ્તો!"

"પણ છોકરીની ઉમ્મર!" કાકાએ પૂછ્યું.

"નવ દશ વર્ષની હશે!"

"આપણા નટુને તો હજી હાતમું ચાલે છે?"

"તે કાંઇ એટલોને એટલોજ રહેવાનો

હશે કેમ ? કાલે ઉઠીને આપણા નટુને યે દશમું બેસશે. તમ્હે તમારે હું કરું તે જોયા કરો. વિવાહના કામમાં તમ્હે નહિ સમજો. હા, હા, નાથીઆ ! તું ત્હારે એ છોકરીને કાલે જોવા લઇ આવજે. હાથે કંઈ આવે તો બહુ સારૂં. હમણા વિવાહની વાત ના કહાડતો ! કોઇ બીજે મસે એને અહીં લઇ આવજે. એ તો એને જોશે એટલે એયે ફુગલાઇ જઇ હા પાડશે "

નાથીઓ બગાસું ખાઇ આળસ મરડીને ઉઠ્યો. મકનકાકા વિચારમાં પડી ગયા. એક છેલ્લો પાસો નાંખી જોવાનો એણે વિચાર કીધો. બીજા કોઇનું નહિ તો મહેતાજી કરૂણાશંકરના નામનું વજન ભારે પડશે એમ ધારી એણે આજે મહેતાજીનું નામ અજમાવી જોયું.

" અરે એતો ખરૂં. પણ આપણા મહેતાજી કરુનાશંકરને પૂચ્છું કે એમને એમજ !"

" કોણ ! કરૂણાશંકર ? મ્હેતાજી ? અહ્વે એ મ્હેતાની વાત જવા દેજો ડોહા હકે ! નહિ તો કંઇ જોવા જેવું કહી લાખા !' બામણના હોગંદ લાખેલા એટલે કોણ બોલે નહિ તો કે એ 'રાંડને ત્યાં જતાં ચકલામાં પકડાઇ ગીયેલો તેની મ્હને ફેમ છે હકે ડોહા ! પણ નાથીઆએ વચન આપલું કે ' જા વાત કોઇને નહિ કહેવા ' એટલે થઇ ચૂપકું'! હોડમાંથી એ વાત ફૂરકે તીયારે આ નાથીઓ હાનો ! " નાથીઆએ મૂછે તાવ દઇને બાફ્યું.

કરૂણાશંકરના નામનો ઉપયોગ કરતાં આ દૃદં નૃતીયમ નીકળેલું જોઇને મકનકાકા તો સ્તબ્ધજ થઇ ગયા ! સ્ત્રી સ્વભાવ પ્રમાણે કુલીકાકીએ નાથીઆને ચગાવી મહેતાજીની વાત પૂછી લીધી. કરૂણાશંકર જેવા પવિત્ર માણસ આવું કામ જન્માન્તે પણ ન કરે એમ કાકાને ખાત્રી હતી તોયે નાથીઆનો ' પોદળો પડયો તો કાંઇ ધૂળ લીધા વિના ઉખડે ? '.

" " કોઇને કે' ના ન્હોં ! બામણે હોગંદ લાખ્યા છે "એમ કહી નાથીઓ તો ગયો પણ એ વાત કાકી પાસેથી ફોઇબા પાસે અને ત્યાંથી મહેતીજી પાસે અને મ્હેતીજીની 'શ્રુઓ' મહેતાજી પાસે ' એનોટેશન ' સાથે આવી પહોંચી ! મહેતાજીએ કકળતે જીવે ખુલાસો કીધો. એમ ખુલાસા 'વર્સા' ખુલાસા 'ઇનવર્ટેડ મેથડ'થી પાછા ફોઇબા પાસે પહોંચ્યા. પણ એ પહોંચતા પહોંચતામાં તો એ વાત સારા જગમાં જાણીતી થઇ ગઇ ! મહેતાજીના ચારિત્ર્યની સાખ લોકોમાં સારી એટલે છેવટે વાતનું વતેસર થતાં થતાં ચોકખી વાત એટલી રહી કે કોઇ કાસમ નામનો કાણુલી એની રાખેલીને ત્યાં ચકલામાં મહેતાજીને ફોસલાવીને લઇ ગયો પણ મહેતાજી પાસે વાલ સોનાની વીંટીયે નહિ નીકળી એટલે રાંડે મહેતાજીને ત્રણ ઢીકા, બે થપ્પડ અને એક ચીમટું દઇને ઘરમાંથી બહાર હડસેલી મૂક્યા !

નાથીઓ તો આમ ' કાકડી ' મૂકીને ઉઠ્યો તેની યોગ્ય વખતે આગ સળગવાની હતી તે સળગી, પણ નટુના વિવાહની બાબતે મકનકાકાનો પીછો છોડયો નહિ.

" તમ્હે એ મૂવા સુધારાવાળાંની સૂઝે ચાલશો કેની તો હોકરાશો ને પછી મ્હને યાદ કરશો. એ મૂવાઓમાં ધોળાં ધોટી મંડાયા વગરના રહી જશે ત્યારેજ એ લોકોની આંખ ઉઘડશે " આમ કુલીકાકીનું બોલવું એણે 'ગણકાર્યું' નહિ. ચોકકસ વિચાર કરી કાકીની જાણ વગર એ ફોઇબાને મળ્યા અને બધી વાત કહી ! ફોઇબા પણ વિવાહની વાત સાંભળી ઉકળી ગયાં.

" એ મૂવો ધાંગી આવે ત્યારે બોલાવજો મ્હને. એની ને કુલીની જનમભરની બોડ ભુલાવી નહિ દઉતો કહેજો મ્હને !"

ફોઇબા તરફથી આશ્વાસન મળતાં મકનકાકા ઉઠયા અને નાથીઆના સંબંધમાં પોતે જે વિચાર અમલમાં મૂકવા ધાર્યો હતો તે કેવી રીતે પાર પાડવો એ બાબત વિચાર કરવા લાગ્યા. કુલીકાકી કે નાથીઆના દેવ ઉતરી આવે તોયે જીણુકી સાથે એના નટના વિવાદ નહિ થાય એમ મકનકાકાની ખાત્રી હતી, તોયે નાથીઆની જ્યાં ત્યાં ' ગોરપદું ' લેવાની ટેવને બરાબર ભુલાવી દેવાના ઉદ્દેશથી

" એતો જરા ' કુણુતારેહર ' ગયો ઉતો. તે લાવ જરા નાથીઆને તેલનો ભાર પૂછનો જાઉં કરીને આયવો. " કાકાએ ખુલાસો કીધો.

" એમ વારેવારે તેલનો ભાવ હું પૂછવા કરતો છે ડોહા તું ! કહી દેને કે નાથીઓ મણીકા હાલવી આવહે ! કેમ એ તને મયલો તો કે ન્હી મયલો તો ! "

" એતો મ્હોટો માણુસ હવરે હવરે થઇ



...નાથઆની સુરતી પાઘડી પર મંચ્છાનો...શડોડી હાથ પટાબાજી ખેલી રહ્યો હતો.

એણે એક યુકિત ગોઠવી. બીજે દિવસે સ્વારે નાથીઓ તેલનો માણીકો લઇને શહેરમાં આવે એટલે મકનકાકાએ એને ઘેર પહોંચવું અને ત્યાં પોતાની યુકિત અમલમાં મૂકવી ! સંકેત મુજબ નાથીઆનો વખત સાંધી મકનકાકા પાડોશી ભુખણદાસના એકકામાં નરબદીના લલ્લુભાઇનું ' ગેણીઉં ' જોડી કતારગામ પહોંચ્યા. ત્યા કંતારેશ્વરના દર્શન કરી એ નાથીઆને ત્યાં ગયા.

" ઓહો મકનડોહા ! તમ્હો કંઇ એયાં ! " મંચ્છાએ આવકાર આપતા કહ્યું.

ગયો છે. બીજી બૈરી લાવવાનો કેની એટલે એમ હોસે. " કાકાએ ધીમે રહીને ફટાકડો ફોડયો.

" બીજી બૈરી ? એ હું કે' તું ? "

" લે તારે. ત્હને ખબર નથી કે હું ! અરે એની તો આજતે કાલ બૈરાઓમાં એવી ઘુસને પુસ ચાલી રહી છે કે મ્હારા મનમાં કે જતે દારે બીજી લાવવાનો ને તને રખરાવવાનો."

" આ તું કે' હું ? પાઘડી ઘાયલો હવરે હવરે મોરો આવે તે કઇ એમજ ઓહે ! '

" નહિ તો? આવજે આજે મ્હારે ઘેર સ્હાંજના બધા એના કરતવ જોવા હોયતો.":

" આવા, આવા, જરૂર આવા! મુવાને પીટી નાંખું નહિ તો મ્હને મંચ્છી ન્હોં કે'તો."

બસ! જાંગોરી મૂકાઇ રહી! હવે સુરંગ ફુટે એટલી વાર હતી.'

આખરે સૂર્યનારાયણનું અસ્તાચળ તરફ ગમન શરૂ થયું, એટલે ફોઇબા દેવદર્શનથી પરવારીને મકનકાકાને ત્યાં કાંઇક નિમિત્તે અડંગો જમાવી બેઠા! મકનકાકા પણ એવી વાતે વળગ્યા કે વાત પૂરીજ ન થાય! ફુલીકાકી ઉંચા નીચા થાય પણ ફોઇબાને જવાનું કેમ કહેવાય?

" લ્યો ભાભીનો પીછો છોડો હવે. રાત થઇ ને દીવાનો વખત થયો! એ કાંઇ તમારી માફક નવરા નથી." આખરે કંટાળીને ફુલીકાકીએ કહ્યું.

" નારે ના, આજ તો ધોળ મ્હારે અહીંજ ગાવા છે." કહી ફોઇબાએ પલાંઠો વાળ્યો.

જ્યાં દૈવજ સ્હામે ત્યાં ફુલીકાકી બિચારા શું કરે! થોડી વાર નહિ થઇ ત્યાં તો નાથીઓ એક સ્ત્રી અને છોકરી સાથે રંગભૂમિ પર દાખલ થયો.

" ઓહો કંકુ બ્હેન! આવો આવો! આમ આવ બ્હેન છણી! તમ્હે કંઇ આજ અહીં ભૂલા પડયા?" ફુલીકાકીએ ખુશાલીથી ધડકતા પણ બીજી રીતે ધાસ્તીથી થડકતા જીગરે તે આવનાર સ્ત્રીને આવકાર આપ્યો.

" આપણા આ નાથુભાઇએ કહ્યું કે અમારી છણી બ્હેનનો ગરબો તમને બહુ પસંદ આવ્યો છે તેથી એને તમ્હે આજે સ્હાંજના ગાવા બોલાવી છે! મ્હેં છણી બ્હેનને કહ્યું: " જાને માસીને ગરબો નિશાળમાં ગાય છે તેમ ગાઇ સંભળાવ." પણ એ નાદાન છોકરૂં બિચારૂં શરમાય. તમારી માયા નહિ એટલે! મ્હને કહ્યું: " મા તું આવે તો હું જાઉં ને ગાઉં,!" મ્હેં ધાર્યું લાવ તમને મન છે તો હું છોકરીને લઇને જાઉં! એમાં કાંઇ નીચાં નહિ થઇ ગયા! કેમ જીવકાર બા ખરૂં કેની!"

" હારતો! એમાં નીચા શાનાં ને ઉંચાં શાનાં!" ફોઇબાએ હસીને કહ્યું.

આમ વાતચીત ચાલે છે એટલામાં—કોણ જાણે સુરંગ ફુટી કે ધરતીકંપ થયો તે—એક ધડાકો સંભળાયો! બધાં ચમક્યા અને જુવે છે તો મણીકાના ભારથી બેકી થઇ ગયલી નાથીઆની સુરતી પાઘડી પર મંચ્છાનો તેલ ખાઇ ખાઇને પુષ્ટ થયલો રાંઢોડી હાથ પટાબાજી ખેલી રહ્યો હતો.

" મુવા પાઘડી ધાયલા! મુવા ઉકમણાં! તીયાર તીયારની બોલતી ન્હૈં એટલે તો પીટયો ખૂબ ફાયટો! અરે મૂવા તું ઘેર ચાલ! તને અઘોક થાય મૂવા! મૂવો તો મસાણમાં જવાનો તોયે મુવાને નાતરૂં કરવાનો શોખ થઇ આવેલો!" આમ કહી મંચ્છાએ તો નાથીઆનું ધોતીઉં પકડયું. ધોતીઉં છૂટી જતાં નાથીઓ ગભરાયો.

" અરે મૂક તું મ્હને! જરા મ્હારૂં હાંભયલા મૂયકા વગર આ હું કરેતું!"

" અરે તું ઘેર ચાલ મુવા નખોદીઆ! નહિ તો પીટયાનો આરો કદાલ્લાખા!"

" અરે પણ—"

' અરે પણ નહિ ને બણ નહિ, મુંગો મુંગો ઘેર ચાલ મુવા અઘોરીઆ!"

આ ફજેતો જોઇ ફોઇબાએ મકનકાકાને વચ્ચે પડી બેને છોડવવાનું કહ્યું પણ જેમ જેમ મકનકાકા સમજાવવા જાય તેમ તેમ મંચ્છી શુર પર ચ્હડે. આખરે નાથીઓ થાક્યો અને છુટેલું ધોતીઉં જેમ

તેમ હાથમાં રાખી નાઠો. મંચ્છી પાછળ પડી. નાણાંવટથી મુગલીસરાહ સુધીનો એક ' મંગળ ફેરો ' ફરાવી મંચ્છી નાથીઆને માર-પીટ કરતી પાછી નાણાવટમાં લઇ આવી. લોકોના ટોળેટોળાં નાથીઆ ને મંચ્છીની આસ-પાસ ફરી વળ્યાં. ત્રણેક મંગળફેરા ફરાઇ રહેતાં ' ચોથે મંગળે ' મંચ્છીની પકડ કંઇક ઢીલી પડી એટલે નાથીઓ પોતાઉં લઇને નાઠો તે સીધો ક્તારગામ ભેગો થઇ ગયો ! લોકો બધા હસી પડયા અને તાળી પીટતા નાથીઆની પાછળ દોડાયું તેટલા દોડયા. હેડંબા જેવી મંચ્છા વિજયી સેનાપતિના ઠસ્સાથી ધીમે પગલે વિદાય થઇ ગઇ એટલે ટોળે મળેલાં લોકો અનેક વાતો ઉડાવતા વીખરાયા.

કંકુ બ્હેન અને એની એકની એક જીણી તો આ તમાસો જોઇ વીલે મ્હોડે ઘેર જવા ઉઠયા.

" આવજો બ્હેન ! વળી કોઇ બીજી વખત વાત ! " ફુલીકાકીએ બને તેટલું હસતું મ્હોડું રાખી કહ્યું.

ધરતીકંપનો આચકો શમ્યો. ટોળું વીખરાયું એટલે ફોઇબાએ કાકીને પૂછ્યું "અલી આ કંકુ ને જીણીનું શું ધાંધલ હતું ? "

" કંઇ નહિ એ તો–"

" કેમ કંઇ નહિ ? કહી દેની કે આપણા નાધરા નટવરીઆના પેલી છીણકી હાથે વેશ-વાળ કરવા ઉતા તેમાં–" મકનકાકાએ ફસકો દોડયો એટલે ફુલીકાકી ચ્હીડવાયા તો ઘણા પણ ચ્હીડવાઇને જાય કયાં ! આમ હતા દોઇબા !

" રાંડ ફુલી ! ત્હારે ત્યાં શું ધાડ આવી તે તો કહે ? હજી ગઇ કાલે તો ત્હારા છોક-રાએ ધાવણ છોડયું એટલામાં આ વિવાહની પડાપડી શું ? હજી કંઇ છોકરી ચાર છ વરસ નાની હતે તો તો જાણે સમજ્યા. સૌને લ્હાવો લેવાનું મન થાય પણ આ જીણી કયાં ને ત્હારો નટવરીઓ કયાં ? " ફોઇબાએ શીખા-મણની વાત છોડવા માંડી.

" કેમ નાથીઆ કરતા એની મંચ્છી મ્હોટીજ છે તો ! " કંઇક હિમ્મત રાખી ફુલી કાકીએ પોતાના તરફથી એક આદર્શ રજુ કીધો.

" મુઇ તું ! ભગવાને તને ઘાંચીમાં જનમ આપ્યો હોત તો ઠીક થતે. મુવા વાણિયા બામણ ને ગોલા ઘાંચી વચ્ચે કંઇ ફેર ખરો કે નહિ ? જોયું નહિ આજે ! મંચ્છા વહુએ નાથીઆને પીટયો તે. જો ફુલી ? આ ગાંડા કહાડવા છોડી દે ને કંઇ ડાહી થા ! કાલે ઉઠીને ત્હારી સુવાવડ છે ને તને ત્રીજો–"

" ભાભીજી ! તમ્હે તો બસ આખો દહાડો મ્હારોજ વાંક કહાડયા કરો છો. તમારા ભાઇ-જીને કહોની કે છોકરાઓ આટલા મ્હોટા થયા તે કંઇ ધ્યાનમાં રાખે ! હું મુઇને જેવું સુઝયું તેવું મ્હેં કીધું. "

આમ કહી કાકી રડી પડયા. તેને જેમ તેમ શાંત પાડી જરાતરા મકનકાકાને પે ખખડાવી ફોઇબા ઘેર ગયા.

અને પેલો નાથીઓ ! મકનકાકાએ ફોડેલી સુરંગની એને એવી તો સેહ પડી કે એ કમ-બખ્ત હવે પછી કોઇના વિવાહના કામમાં પડવાની ખોડ ભૂલી ગયો તે ભૂલીજ ગયો !






જાપાનની સ્ત્રીઓઃ-

એપ્રિલ ૧૯૨૫ ના " મૉડર્ન રિવ્યુ "માં જાપાનની હાલની સ્ત્રીઓ વિષે કેટલીક જાણવા જોગ હકીકત આપી છે. તે નીચે પ્રમાણે છેઃ-

" મોટાં શહેરોમાં શાળામાં ભણતી સાધારણ કન્યાઓ ઘણું ખરૂં વિદેશી કપડાં પ્હેરે છે પરંતુ ગામડાંની કન્યાઓનો પોશાક પાશ્ચાત્ય ઢબને મળતો આવતો નથી. હાઇસ્કૂલમાંથી કન્યાઓ ૧૮ કે ૧૯ વર્ષની વયે ગ્રેજ્યુએટ થાય છે પ્હેલાના વખતમા આ ઉમરે છોકરીઓ પરણતી હતી પણ હવે ૨૨ કે ૨૩ વર્ષે પરણે છે. ગામડામા તો અસલની માફક શાળાનું શિક્ષણ પુરૂં કર્યા પછી તરતજ કન્યાઓનાં લગ્ન હજી પણ થાય છે.

" સામાન્ય રીતે વિવાહની ગોઠવણ પારકા માણસો કરે છે સારા કુટુંબનો ગૃહસ્થ અથવા સન્નારી પોતાના સગા અથવા મિત્રોમા વર કન્યા શોધી આપવાનું કામ માથે લે છે. વરનાં માબાપ આગળ કન્યાના રૂપ, ગુણ તથા કુળનું વર્ણન કરવામાં આવે છે. તેમજ કન્યાનાં માબાપ આગળ વરની હકીકત કહેવામાં આવે છે માબાપને તે માગણી યોગ્ય લાગે તો તેઓ પોતાના પુત્ર કે પુત્રીને વાત કરે છે. તેમને એ પસંદ પડે તો નક્કી કરેલે સ્થળે યુવક તથા યુવતીનો રીતસર મેળાપ કરાવવામાં આવે છે. ત પછી તેમની મરજી હોય તો વિવાહ નક્કી થાય છે. આવી રીતે કરેલા વિવાહમાં જે ખામી રહી જાય છે તે દૂર કરવાને ઘણા પ્રયત્નો થાય છે. ( કારણ કે માત્ર એક મેળાપથી વર કન્યાનો પરિચય થતો નથી. ) તે માટે કેટલાક લોકો એમ કરે છે કે પ્રથમ મેળાપ પછી યુવક યુવતીને માબાપની દેખરેખ નીચે એકાદ વર્ષ સુધી છુટથી મળવા દે છે. પછી બન્નેને એક બીજાથી પુરેપુરો સંતોષ થાય તોજ લગ્ન થાય છે.

" જાપાનીઝ સમાજના મધ્યમ વર્ગમાં સ્નેહ-લગ્નને આદર્શરૂપ ગણવામાં આવતું નથી. પરંતુ જે સ્ત્રી પુરૂષોને સગાંવ્હાલાં કે કુટુંબનું કંઇ બંધન હોતું નથી, તેઓ સ્વાભાવિક રીતેજ પોતાની મેળે સારો વર કે કન્યા શોધી લે છે. મધ્યમ વર્ગના પુરૂષો તેજ વર્ગની સ્ત્રીઓ સાથે લગ્ન કરે છે. જાપાનની સ્ત્રીઓ જેટલી પતિને વફાદાર રહે છે તેટલી ભાગ્યેજ બીજી રહેતી હશે. મોટાં શહેરોમાં નવા વિચારને લીધે નવાં પરણેલા દંપતી પોતાનું જુદું ઘર માંડે છે. પરંતુ ગામડાંમાં તેમ થતું નથી પતિ ઉપરાંત તેનાં માબાપની સેવા કરવી તે પણ સ્ત્રીનું મુખ્ય કર્તવ્ય ગણાય છે લગ્નની શરતોમાં આ મહત્વની ગણાય છે. કારણ કે કન્યા પરણીને એકલા પતિને ઘેર નહિ પણ તેના કુટુંબમાં જાય છે. આવી સ્ત્રીઓને લગ્ન પછી તરતજ ઘરનું બધું કામકાજ કરવું પડે છે. તેઓ રસોઇ કરે છે, પણ તેમાં કોઇ વખત દાસી મદદ કરે છે. તેઓ આખા કુટુંબનાં કપડાં ધોવાનું તથા સીવવાનું કામ કરે છે. આ બધાં કામમાં તેઓ એટલી રોકાઇ રહે છે કે તેમને આરામનો સમય ભાગ્યેજ મળે છે. ઉંચા વર્ગની સ્ત્રીઓને વધારે ફુરસદ મળે છે. કારણ કે તેમનાં ઘરનું કામ ઘણી દાસીઓ કરે છે. હલકા વર્ગની સ્ત્રીઓનું જીવન મધ્યમ વર્ગ કરતાં સારૂં હોય છે; કારણ કે તેમની રહેણી કરણી ઉતરતા પ્રકારની હોય છે. આથી એ દેશમાં મધ્યમ વર્ગની સ્ત્રીઓની સ્થિતિ સૌથી વધારે મુશ્કેલ હોય છે. તેમની સરખામણી જર્મનીની સ્ત્રીઓ સાથે કરી શકાય. સ્ત્રીઓને ઘરના કામમાં આટલું બધું રોકાણ થાય તેની વિરૂદ્ધ નવું શિક્ષણ પામેલાં જુવાન સ્ત્રી પુરૂષો થાય છે. કારણ કે નૂતન વિચારનું આ પરિણામ

છે એમ તેઓ માને છે. આવા વિચારવાળી સ્ત્રીઓ સામાજિક બાબતોમાં રસ લે છે. પણ તેમની સંખ્યા ઘણીજ થોડી છે. ”

**પદ્ધતિસર કાર્ય:**

“ સ્ત્રીધર્મ ” માસિકમાં મિસ ગોકી તાતાએ હાલની સ્ત્રીઓના કર્તવ્ય માર્ગ બાબત એક વિચારવા યોગ્ય લેખ લખ્યો છે. તેમાં સ્ત્રીઓને હાલ જે બહાર પડવાની તક મળી છે તેનો લાભ લેવાની ભલામણ તેમણે કરી છે. પછી દરેક બાબતમાં પદ્ધતિસર તથા ઘણાં જણે એકઠાં મળીને કામ કરવાની કેટલી જરૂર છે તે માટે તે નીચે પ્રમાણે લખે છે:—

“ સમાજનું હિત કરવાના કામ તરફ સ્ત્રીઓનું વધારે વલણ હંમેશાં જણાય છે. આ કામનું શિક્ષણ પદ્ધતિસર મળવું જોઇએ. પણ એટલાથી બસ થશે નહિ. માણસને કંટાળો આવે એવું કામ પણ કરવું પડે છે. સભાઓની વ્યવસ્થા કરવાનું કામ સ્ત્રીઓએ માથે લેવું પડશે અને તેમાં ઘણી મહેનત પડશે. કોઇ પણ કાર્યની વ્યવસ્થા કરવાનું કામ કંટાળા ભરેલું છે. પણ તે કર્યા વિના છુટકો નથી, અને યોગ્ય રીતે થાય તો આખરે મહાન કાર્ય સફળતાથી પાર પડે છે દાખલા તરીકે અમેરિકાની સ્ત્રીઓ બધાં કાર્ય શરૂઆતથી વ્યવસ્થાપૂર્વક કરે છે એટલે તેમના પ્રયત્ન કદિ નિષ્ફળ જતા નથી. દરેક શહેરમાં સ્ત્રીઓનાં મંડળ છે. તે મંડળની કેટલીક સભાસદો શહેરની જુદા જુદા ધંધા કરનારી સ્ત્રીઓની યાદી લખી રાખે છે. તેમના ધંધા પ્રમાણે વર્ગ પાડને તેમને વિષે બધી હકીકત જાણી લે છે. પરણેલી સ્ત્રીઓનો વર્ગ જુદો રાખવામાં આવે છે. તે બધી સ્ત્રીઓ મંડળને કેવી રીતે મદદ કરી શકે તે બાબત પણ લખી રાખવામાં આવે છે. શહેરમાં કંઇ જરૂર પડે તો બધી સ્ત્રીઓને એકઠી કરી શકાય છે. કોઇ સ્ત્રી જાતે મદદ ન કરી શકે અને તેની સ્થિતિ સારી હોય તો તે પોતાની ગાડી અથવા મોટર મંડળને અમુક સમયે વાપરવા આપે છે. એટલે બીજા સભાસદો જલદી કામ કરી શકે છે. આ પ્રમાણે દરેક જણ પોતપોતાની શક્તિ પ્રમાણે સહાય કરે છે. બધી સભાઓમાં પરણેલી સ્ત્રીઓ વધારે મદદ કરી શકે છે. કારણ કે તેમને ફુરસદ વધારે મળે છે........ ......હાથ તથા મનની કેળવણી આપતી વખતે બીજો પ્રશ્ન ઉભો થાય છે. ઘરના કામમાં નકામી મહેનત બચાવવાની જરૂર જણાય છે. હિંદુસ્તાનમાં ગૃહકાર્યની પદ્ધતિ બહુ જૂની ઢબની હોય છે અને તેમાં મહેનત વધારે પડે છે. સ્ત્રીનો દિવસનો ઘણો વખત તો એમાંજ જાય છે. તેને બીજું કંઇજ કરવાની ફુરસદ મળતી નથી. ગૃહકાર્યની વધારે ઝટપવાળી અને સારી પદ્ધતિ શોધી કહાડવાની જરૂર છે. પશ્ચિમના દેશોની યંત્રની પદ્ધતિથી ઘરનું કામ બહુ સ્હેલાઇથી થાય છે. તેનુંજ અનુકરણ આપણે કરવાની જરૂર નથી. હિંદની સ્ત્રીઓએ પોતાને માટે જુદી રીતો શોધી કહાડવી જોઇએ. પરંતુ એટલું ધ્યાનમાં રાખવું કે દરેક બાબતમાં પદ્ધતિસર કામ લેવું જોઇએ. આ વાત ધ્યાનમાં ન રાખવાથી ઘણી સ્ત્રીઓનો સમય નિરર્થક જાય છે. ઘરનું કામ ઘણી ઓછી મહેનતથી કેવી રીતે સારૂં થાય તે શોધી કહાડવું જોઇએ. આને લીધે ઘરની રહેણીકરણીમાં ઘણો ફેરફાર કરવો પડશે. પરંતુ સ્ત્રીઓએ જો ગામ કે શહેરની બધી હીલચાલોમાં ભાગ લેવો હોય તો તેમ કર્યા વિના છૂટકો નથી. ”

**સ્ત્રી શિક્ષણનો પ્રકાર:**

“ જ્યોતિ ” નામે હિંદી માસિકમાં શ્રીયુત રાજેંદ્ર વિદ્યાલંકારે “ સ્ત્રી શિક્ષણના આવશ્યક અંગ ” બાબત એક મનનીય લેખ લખ્યો છે. તેમાં સ્ત્રી શિક્ષણ કેવા પ્રકારનું હોવું જોઇએ તે બાબતની ચર્ચા કરતાં તેઓ નીચે પ્રમાણે લખે છે:-

“ આજે દેશમાં કન્યાઓની શાળા તથા પાઠશાળાની સંખ્યા ઘણી થઇ છે, તો પણ દેશની સ્થિતિમાં કંઇ ખાસ ફેરફાર થએલો દેખાતો નથી, તેનું કારણ શું ? એનું કારણ જો ટુંકામાં કહીએ તો મારા અભિપ્રાય પ્રમાણે શારીરિક શિક્ષણનો અભાવ છે. જ્યાં સુધી શરીર સર્વ પ્રકારે રૂષ્ટપુષ્ટ તથા વિકસિત ન હોય ત્યાં સુધી માનસિક તથા આધ્યાત્મિક શિક્ષણ તદ્દન નકામું છે. આજ કારણથી લોકો હવે પુરૂષોના શિક્ષણની માફક સ્ત્રી શિક્ષણનો તિરસ્કાર કરવા લાગ્યા છે. ખરૂં જોતાં વાત પણ સાચી છે કે જો સ્ત્રી કેળવણીની આટલી સંસ્થાઓ હોવા છતાં પણ દેશની સ્થિતિમાં કંઇ સુધારો ન થાય તો એ સંસ્થાઓની કંઇજ આવ-

શ્યકતા નથી. આપણો પ્રાચીન અને ખાસ કરીને મધ્યકાલીન ઇતિહાસ એ વાતની સાક્ષી પૂરે છે, કે તે સમયની સાધારણ સ્ત્રીઓ કદાચ પુસ્તકજ્ઞાનથી બહુ પરિચિત નહિ હોય, પરંતુ એમનાં શરીર બહુ દૃઢ અને શક્તિવાળાં હતાં. રજપૂતાનાના આખા ઇતિહાસમાં આવાં અનેક દૃષ્ટાંતો છે. સ્ત્રીઓ રૃષ્ટપુષ્ટ, અંગવાળી હોવાથી તેમનાં સંતાન પણ ઘણાં મજબુત થતાં હતાં.........................

" કન્યાઓને કેળવણી આપતી વખતે તેમના શારીરિક શિક્ષણ પર સૌથી પ્રથમ ધ્યાન આપવું જોઇએ. ઘણા કાળથી આપણે તેમને ' અબળા ' નામ આપીને ખરેખરી અબળા બનાવી દીધી છે. કોઇ પણ જાતિની ઉન્નતિનો આધાર તેની માતાઓપર છે,એ સિદ્ધાંત સર્વમાન્ય છે. જો માતાઓ અશિક્ષિત અને દુર્બળ હોય તો પછી એમની પાસેથી વીરપુત્ર ઉત્પન્ન થવાની આશા તદ્દન વ્યર્થ છે.........

" કન્યાઓમાં વીરતાની ભાવના જાગૃત થઇ હોય તોજ તેઓ વીર પુત્રોને જન્મ આપી શકે. આ ભાવના જાગૃત કરવાનું એકજ સાધન બ્રહ્મચર્ય છે. બ્રહ્મચર્ય વિના બીજી કોઇ કૃત્રિમ રીતથી કોઇપણ જાતિની બાલિકાઓમાં આ ભાવના પ્રવેશ કરી શકતી નથી. આ બ્રહ્મચર્યના રક્ષણનો મુખ્ય ઉપાય નિયમિત વ્યાયામ અથવા શારીરિક શિક્ષણ છે. એ શિક્ષણ ગમે તે પ્રકારનું હોય; પણ કોઇપણ રૂપમાં તેની આવશ્યકતા ઘણીજ છે. કદાચ આજકાલના કોઇ નવશિક્ષિત માણસો કન્યાઓને માટે વ્યાયામની વાત સાંભળીને આશ્ચર્ય પામશે. પરંતુ પ્રાચીન સમયમા પણ એનું અસ્તિત્વ હતું એમ જણાય છે. તે એટલે સુધી કે મધ્યકાલીન સમયમાં પણ કન્યાઓ બાણ વગેરે શસ્ત્રોનો ઉપયોગ પ્રવીણતાથી કરતી હતી. હાલના સમયમા સ્ત્રીઓએ દાખવેલી વીરતાના દાખલા બહુ ભાગ્યેજ જોવામા આવે છે. તેમાં દોષ આપણો પોતાનો છે. આપણે કન્યાઓને સર્વ જાતનું માનસિક તથા આધ્યાત્મિક શિક્ષણ આપ્યું છે. પરંતુ તેમના શારીરિક શિક્ષણ તરફ બીલકુલ લક્ષ આપ્યું નથી. તેનું પરિણામ એ થાય છે કે આપણા દેશની સ્ત્રીઓ પર દિનપ્રતિદિન અત્યાચાર થાય છે. પણ તેઓ પોતાનું રક્ષણ કરી શકતી નથી."

" પ્રાચીન સ્પાર્ટામાં એવી રીત હતી કે નવા જન્મેલા પુત્રને તેની માતા એક ઉંચી ટેકરી પરથી નીચે ફેંકતી. જો તે જીવવાને લાયક હોય તો જીવતો રહેતો હતો, અને ન હોય તો મરી જતો હતો. નિર્બળ તથા જાતિને શરમાવે એવાં સન્તાનને ઉત્પન્ન કરવા કરતાં અપુત્રા રહેવું તે માતાઓને વધારે ગમતું હતું. શું તેમને પોતાના પુત્રો માટે પ્રેમ નહિ હોય ? કદી એવું માનશો નહિ. તેમને અવશ્ય પ્રેમ હતોજ. પણ એ પ્રેમનો ખરો અર્થ સમજતી હતી. એટલાજ માટે પોતાની જાતિને કલંકિત કરનારા પુત્રો પેદા કરવા કરતાં તે માતાઓ પુત્ર વિનાની રહેવામાં વધારે સદ્ભાગ્ય માનતી હતી. પરંતુ આ બધું કયા આધાર પર કયા વિશ્વાસ પર હતું ? તેમને વીરપુત્રો ઉત્પન્ન કરવાનો ગર્વ હતો. તેમને પોતાના બ્રહ્મચર્ય પર પૂર્ણ વિશ્વાસ હતો. તેમને ત્યાં ઢીંગલા ઢીંગલીનાં લગ્ન નહોતાં થતાં. તેમણે પોતાના વિદ્યાર્થી જીવનમાં પુરૂષોની માફકજ સર્વ પ્રકારની શારીરિક વિદ્યાઓનું જ્ઞાન મેળવેલું હતું.

" આજકાલ જાપાન અમેરિકા વગેરે દેશોમાં કન્યાઓને શારીરિક શિક્ષણ ફરજીઆત આપવામાં આવે છે. તેનો હેતુ એ છે કે તેમનાં શરીર મજબુત થાય, અને ભવિષ્યમાં તેઓ ઉત્તમ સંતતિને જન્મ આપે. વર્તમાન સમયમાં આપણા દેશમાં એવું જોવામાં આવે છે કે જ્યાં કન્યાઓના શિક્ષણની કોઇપણ સંસ્થા હોય છે ત્યાં તેમની માનસિક તથા આધ્યાત્મિક ઉન્નતિ પર વધારે ધ્યાન આપવામાં આવે છે. શારીરિક ઉન્નતિ તરફ દુર્લક્ષ થાય છે. કારણ પૂછાય ત્યારે એવું કહેવામાં આવે છે કે "અમારે તેમને સીપાઇ બનાવીને લડાઇમાં મોકલવા માટે તૈયાર કરવી નથી." પરંતુ આવી સંસ્થા ચલાવનારાઓએ હંમેશા એ ધ્યાનમાં રાખવું જોઇએ કે કન્યાઓને ગમે તે કાર્યને માટે લાયક બનાવવાની હોય તો પણ શારીરિક ઉન્નતિ પ્રત્યે વિશેષ ધ્યાન આપવું જોઇએ. શરીરની ઉન્નતિ વિના માનસિક કે આધ્યાત્મિક ઉન્નતિ કરવાનો પ્રયત્ન કરવો તદ્દન નિરર્થક છે, તથા દેશ અને જાતિને હાનિકારક છે. જો આપણે સ્ત્રી જાતિને અવનતિના ખાડામાંથી કહાડીને દેશની ખરેખરી ઉન્નતિ કરવી હોય તો સૌથી પ્રથમ સ્ત્રી શિક્ષણનું આવશ્યક અંગ તેમની શારીરિક ઉન્નતિ તરફ બહુ જલદી ધ્યાન આપવું જોઇએ."




## હિંદ

મી. એન. એન. વાડીઆ તરફથી મુંબાઇ શહેરના ઉત્તર ભાગમાં ગરીબો માટે એક સુવાવડની ઇસ્પીતાલ બાંધવા માટે રૂ. ૧૬ લાખ આપવામાં આવ્યા હતા. આ ઇસ્પીતાલ માટે પરેલની બેકટીરીઓ-લોજીકલ લેબોરેટરીની પાસેની જગ્યા પસંદ તે જગ્યા નવી કીંગ એડવર્ડ ઇસ્પીતાલની નજીકમાં છે.

× × ×

મુંબાઇના ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળને શા. દુલેરાય છગનલાલના તરફથી તેમનાં સ્વ. પત્ની બાઇ જયાવંતીના સ્મરણાર્થે રૂ. ૧૫૦૦ ના ૬ ટકાનાં વ્યાજના બોંડ ભેટ મળ્યા છે. તે મુદ્દલના વ્યાજની રકમ દર વર્ષે સ્ત્રી ઉપયોગી નિબંધ કોઇ પણ ગુજરાતી હિંદુ સ્ત્રી સારામાં સારો લખે તેને ઇનામ આપવામાં અને તે ઇનામી નિબંધ છપાવી મંડળના સભાસદોને ભેટ આપવા માટે વાપરવામાં આવશે.

× × ×

મુંબાઇના મ્યુનિસિપલ કોરપોરેશનની "સ્ટેન્ડીંગ કમિટિ" ના સભાસદ તરીકે મિસિસ હેરી હોજકીન્સનની નિમણુંક થઇ છે.

× × ×

મુંબાઇના ભગિની સમાજ તરફથી સ્ત્રીઓની વિવિધ કળાનું એક પ્રદર્શન ભરવાની યોજના કરવામાં આવી છે. તેનો મુખ્ય હેતુ સ્ત્રીઓ તેમજ કન્યાઓની ગૃહકળા તથા લલિતકળાનો વિકાસ કરવાનો છે. તેમાં જ્ઞાન, કળા, આરોગ્ય વગેરેના જુદા જુદા વિભાગ રાખવામાં આવશે. પ્રદર્શનના વેચાણ વગેરેમાંથી જે નફો થશે તેનો લાભ સર હરકિસનદાસ નરોતમદાસ હૉસ્પિટલને આપવામાં આવશે.

× × ×

સેવા સદન સોસાયટીના આશ્રય નીચે મુંબાઇનાં જુદાં જુદાં સ્ત્રી મંડળોની પ્રતિનિધિ ૩૫ સ્ત્રીઓની એક સભા ભરવામાં આવી હતી. તે વખતે હિંદની સ્ત્રીઓને કૌટુમ્બિક તેમજ સાવજનિક તંદુરસ્તીને લગતું વધારે જ્ઞાન આપવા માટે ઇંગ્લંડમાં ( ત્યાંની સ્ત્રીઓ માટે ) છે તેવું એક મંડળ સ્થાપવાનું નક્કી કરવામાં આવ્યું હતું.

× × ×

તા. ૨૦ મી માર્ચે સુશ્રિફેજનું અનાથ સ્ત્રીઓ માટેનું રક્ષણગૃહ ઉઘાડવાની ક્રિયા મુંબાઇના નામદાર ગવર્નરે કરી હતી. તે રક્ષણગૃહ માટુંગામાં કીન્ગ્સ સર્કલની સામે આવેલું છે.

× × ×

રાષ્ટ્રીય સ્ત્રી સભાના આશ્રય નીચે ગઇ તા. ૨૬ મી માર્ચે કોન્ગ્રેસ હાઉસમાં મહાત્મા ગાંધીજીએ એક સ્ત્રીઓની સભા સમક્ષ શ્રી. સરોજિની નાઇડુના પ્રમુખપણા હેઠળ ભાષણ આપ્યું હતું. તેઓએ જણાવ્યું હતું કે મ્હને ત્રાવણકોરનાં મહારાણીએ દરરોજ કાંતવાનું વચન આપ્યું છે. કોચીનમાં પણ રાજકુટુમ્બ હાથે કાંતેલી ને હાથે વણેલી ખાદી પહેરે છે. મુંબાઇના માણસો સુદર્શન ચક્રનું રહસ્ય બરાબર નથી સમજ્યા. ખાદીનું માહાત્મ્ય અને હાથે કાંતી-વણી પોતાના વસ્ત્રો પહેરવાનું સુખ તો જે માણે એનેજ ખબર પડે, મુંબાઇના લોકો કરતાં તો ઓરીસાના દુષ્કાળ પીડિત માણસો ખાદીનું રહસ્ય સારી રીતે સમજ્યા છે. તિલક સ્વરાજ્ય ફાળામાં તેમણે ઠીક દાન

આપ્યું છે. ભોપાલની બેગમે પણ કેટલીક ખાદી ખરીદવાનો હુકમ આપ્યો છે.હું ત્હમને પૈસાથી ભરચક થએલાઓને સૂતર કાંતવાને એટલા માટે કહું છું કે ત્હમે પણ કાંતી ગરીબોને કાંતવામાં ઉત્તેજન આપો. ત્યારપછી કોંગ્રેસના કામોમાં બહેનોને સારો ભાગ લેવા કહી મહાત્માજીએ ભાષણ બંધ કર્યું હતું.

× × ×

ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળનાં સદ્‌ગત પ્રમુખ બાઇ જમનાબાઇ સકૈઇની સંવત્સરી ઉજવવાને તા. ૮ મી એપ્રિલે સહાંજે સાડાચાર વાગે માધવબાગમાં સૌ. લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસ, જે. પી. ના પ્રમુખપદે એક મેળાવડો ભરવામાં આવ્યો હતો. તે વખતે શ્રીમતી હાલીબ્હેન જેકીનદાસ દેસાઇને મંડળ તરફથી પ્રમાણપત્ર આપવામાં આવ્યું હતું; તેમજ શીયળના વિષય ઉપર નિબંધ લખવાની પરીક્ષામાં ફતેહમંદ થનાર સ્ત્રીઓને ઇનામો વહેંચી આપવામા આવ્યાં હતાં.

× × ×

હિંદુઓ એક સાથે એકથી વધારે પત્ની રાખી ન શકે એવો અંકુશ સિંધના હિંદુઓ ઉપર મુકવાનો ખરડો મી૦ અડવાણીએ ધારાસભામાં રજુ કર્યો હતો.

× × ×

એક વાણીઆને ત્યાં તેની દિકરીનાં હમણાં લગ્ન થયાં. કહે છે કે એ છોકરીના મુંબાઇ રહેતા કાકાએ પૈસાને લોભે ભત્રીજીને અને તેનાં માબાપને છેતરી, વૃદ્ધ સાથે વિવાહ કર્યો. જાન આવી ત્યારેજ વરની આટલી વૃદ્ધાવસ્થાની ખબર પડી. મહાજનના પટેલોએ પણ પોતપોતાની નાની મોટી ક્ષુધા વરપક્ષ તરફથી તૃપ્ત થતાં, આંખ આડા કાન કર્યા.

× × ×

મદ્રાસ યુનીવર્સીટીની સેનેટમાં એવો ઠરાવ મૂકવાની દરખાસ્ત થઇ હતી કે બી. એ. ની ડીગ્રી માત્ર કુંવારા વિદ્યાર્થીઓનેજ આપવી. પરંતુ તે દર ...નપર ચર્ચા કરવાનું કામ મુલ્તવી રહ્યું હતું.

× × ×

આપવામાં આવ્યા હતા. તેમાં એક ચાંદ ગ્વાલીયરની મિસીસ સુલતાન અહમદ નામની સ્ત્રીને મળ્યો હતો.

× × ×

કાઠિયાવાડમાં સૌથી વધારે નાણાં આપનારને કન્યાઓ આપવાનો રિવાજ પ્રચલિત છે. હમણાંજ એવો એક બનાવ બન્યો છે જેમાં રાજકોટમાં એક યુવાન કન્યાના પિતાએ સૌથી વધારે નાણાં આપનાર એક ઘરડા શખ્સ સાથે પોતાની દીકરીનો વિવાહ નક્કી કર્યો. તે છોકરીની માતાએ પૈસા ખાતર પોતાની દીકરીની જીંદગી ન બગાડવા પોતાના પતિને ઘણા કાલાવાલા કર્યા. પણ તે વ્યર્થ ગયા એમ માલમ પડતાં તે કન્યાની માતાએ પોતાના લુગડાં ઉપર ઘાસતેલ છાંટી બળીને આત્મઘાત કર્યો. આ કન્યા વિક્રયનાં પરિણામ !

× × ×

નાગપુરથી ખબર મળ્યા છે કે બે મુસલમાનો ઉપર એક મારવાડીની ૧૩ વર્ષની ઉંમરની પરણેલી છોકરીને ફોસલાવી લઇ જવા માટે કેસ ચાલે છે. તપાસ કરતાં માલમ પડ્યું છે કે એક દિવસ તે છોકરીને તેની સાસુએ સખ્ત માર મારી ઘરમાંથી બ્હાર કહાડી મુકી હતી. આથી આ છોકરી પોતાના સસરાના ઘરની સામે રમતી હતી. ત્યાં ઉપર જણાવેલા બે માણસો આવ્યા ને તેણીને ફોસલાવીને કહ્યું કે તેઓ તેને તેના પિતાને ગામે તમસાર ( બંગાળ નાગપુર રેલ્વે ઉપરનું એક સ્ટેશન ) લઇ જશે. તે છોકરી કબુલ થવાથી તેને શહેરના એકાંત ભાગમાં આવેલા એક મકાનમાં લઇ ગયા ને તેના ઘરેણાં ઉતારી તેઓએ તેના ઉપર જબરજસ્તી કરી. પછી તેઓ તેને ઇતવારી રેલ્વે સ્ટેશન ઉપર લઇ ગયા, જ્યાં તેઓની હિલચાલની ખબર મળેલી હોવાથી પોલીસે આરોપીઓને પકડ્યા ને છોકરીને તેને સાસરે લઇ જવા ગોઠવણ કરવા માંડી. પણ છોકરીએ પોતાને ત્યાં ઘણું દુઃખ પડે છે એમ કહી પોતાને સાસરે જવા ચોખી ના કહી.

× × ×

જબલપુર પાસે માંડલા ખાતે મોટા વખત ઉપર જંગલી જનોમને લીધે પડ્યો ધાનકી બનાવ ... હતો. એક મુળચંદ કરીને રાજપુત સરદાર

* પ્રાચીન સ્પાર્ટા ... [illegible]

હતો. તેનો પુત્ર માંદો પડયો. ઘણી દવાઓ કરવા છતાં આરામ થયો નહિ, તેથી ઘરના માણસોએ માન્યું કે એને ભુત વળગ્યું છે ને તેથી માણસનું બલિદાન આપવું પડશે. તે છોકરાને ભૂખ્યો રાખ્યો. ઘરના આંગણામાં આખી રાત કકડતી ટાઢમાં ઉઘાડે દીલે ( તાવ સાથે ) હાથ પગ બાંધીને ઉભા રાખવામાં આવ્યો; આથી એ લોકો માનતાં હતાં કે વળગાડ ઉતરી જશે પણ તેમ ન થતાં તે છોકરો મરી ગયો. વધારે ભયંકર વાત તો એ છે કે મનુષ્યનો ભોગ આપવાનું જ્યારે નક્કી થયું ત્યારે મરનાર છોકરાની બ્હેનને પસંદ કરવામાં આવી ને તે છોકરીની પહેલાં ટચલી આંગળી કાપીને લોહી કાઢી તે રોટલી ઉપર છાંટીને દેવીને ધરાવવામાં આવ્યું. પછી તે છોકરીને દેવી સમક્ષ અફાળી અફાળીને મારી નાંખી. આ ખૂન માટે જબલપુરની સેશન્સ જજ્જ સમક્ષ કેસ ચાલ્યો હતો ને ગુનેહગારોને શિક્ષા થઇ હતી

× × ×

કાનપુરમાં પંડિત ગોકર્ણનાથ મિશ્રના પ્રમુખપણા નીચે ભરવામાં આવેલી સંસાર સુધારા પરિષદમાં હિંદુ સ્ત્રીઓ પોતાના પતિને તેના તરફ ઘાતકી વર્તણુક ચલાવે કે બીજા ધર્મનો સ્વીકાર કરે એવા બીજા કોઇ કારણસર છુટા છેડા આપી શકે એવો ઠરાવ મુકાતાં તે વધુમતે નામંજુર થયો હતો.

× × ×

બંગાળામાં વિધવા વિવાહને ઉત્તેજન આપવા માટે કલકત્તામાં એક પરિષદ્ ભરવામાં આવી હતી. બંગાળાના જુદા જુદા ભાગમાંથી ઘણા માણસો આ સમયે એકઠા થયા હતા. પંડિત મુરલિધર બેનરજીને પ્રમુખપદ આપવામાં આવ્યું હતું. વિધવા વિવાહને ઉત્તેજન આપવા માટે શા ઉપાય કરવા જોઇએ તે બાબત ચર્ચા તથા ઠરાવ થયા હતા.

× × ×

કલકત્તા કોરપોરેશને બંગાળ સરકારને એવી ભલામણ કરતો ઠરાવ સર્વાનુમતે પસાર કર્યો છે કે કલકત્તામાં અફીણ, દારૂ તેમજ બીજા માદક પદાર્થોની દુકાનો બંધ કરવી તથા વૈદકીય ઉપયોગ માટે દારૂની જરૂર પડે તો તે વેચવાનો પરવાનો દવા વેચનારાઓને આપવો.

× × ×

મીસ સખીના ફરૂખ સુલ્તાન મુંવાઇદઆદા કલકત્તા યુનિવર્સિટીમાં એમ. એ. ની પરીક્ષામાં પહેલે નંબરે પાસ થયાં છે. એની બીજી બે બ્હેનો પણ ગ્રેજ્યુએટ થઇ છે અને ઉંચે નંબરે પાસ થઇ છે. એ ત્રણે બ્હેનો પડદાનો રીવાજ પાળતી પાળતી ભણી છે.

× × ×

બિહારના માજી પ્રધાન શ્રી. મધુસુદન દાસનાં પુત્રી કુમારી શૈલબાલા દાસ પટણા મ્યુનિસિપાલિટીનાં કમીશનર નીમાયાં છે. બિહાર અને ઓરીસામાં પહેલાંજ સ્ત્રી મ્યુનિસિપલ કમીશ્નર અને માનદ મેજીસ્ટ્રેટ ( જે. પી. )નું માન ધરાવનાર એ બ્હેન છે.

## એશિયા.

બગદાદમાં સ્ત્રીઓની કલબ ઉઘાડવામાં આવી છે. ને કલબની ઘણીખરી સભાસદો મુસલમાન સ્ત્રીઓ છે ને એ લોકોએ પડદો કાઢી નાંખ્યોછે.

## યૂરોપ.

ઈંગ્લંડની મિસિસ ક્વેન નામની ૫૦ વર્ષની ઉંમરની સ્ત્રી કે જેની પુત્રીને ઘેર પણ પુત્ર છે તે ઇંગ્લીશ ચેનલ આખી તરીને ઇંગલંડના કિનારેથી ફ્રાન્સના કિનારે જવાનો વિચાર કરે છે.

× × ×

મીસ હેલન ચીમરો સીવીલ એન્જીનીયરોના મંડપમાં દાખલ થનાર પહેલાંજ સ્ત્રી છે. તે એ પહેલાં ઇજનેર સ્ત્રીઓના મંડળના સભાસદ હતાં.

× × ×

બ્રિટિશ સ્ત્રીઓનું માતાઓની સેવા કરનારૂં જે મંડળ છે તેની તરફથી હાલમાં નાનાં ગરીબ છોકરાંઓ માટે એક ભોજનગૃહ ઉઘાડવામાં આવ્યું છે. ગરીબ માતાઓ પૈસાને અભાવે તથા જ્ઞાનને અભાવે નાના છોકરાંઓને યોગ્ય ખોરાક નથી આપતી, માટે ઓછામાં ઓછે ખર્ચે બપોરનું એક વખતનું ખાણું નાના બાળકોને યોગ્ય એવું પુરૂ પાડવાના હેતુથી આ ભોજનગૃહ ઉઘાડ્યું છે. બે ગીનીના ખાણા માટે દરેક બાળક દીઠ ફક્ત એક પેન્સ ( એક આના જેટલું ) લેવામાં આવે છે. બે જાતના ખાણા ત્યાં તૈયાર રાખવામાં આવે છે.

એક લગભગ પોણા બે વર્ષની અંદરની ઉમરના બાળકો માટે ને બીજું તેથી મોટાં છોકરાંઓ માટે. પોણોસોથી સો છોકરાંઓ આ ભોજનગૃહનો લાભ લે છે.

× × ×

મીસ થેલ્મા કેઝલેટ જેમની ઉંમર ફક્ત ૨૫ વર્ષનીજ છે તેમને લંડનની કાઉન્ટી કાઉન્સીલના સભાસદ બનાવવામાં આવ્યાં છે. તેમના જેટલી નાની ઉંમરે જાહેરજીવનમાં ભાગ લેનાર ઘણી થોડી સ્ત્રીઓ છે.

× × ×

મિસીસ જ્યોર્જ કેટબરી ફ્રી ચર્ચ કાઉન્સીલના પ્રમુખ ચુંટાયાં છે. ઈંગ્લંડમાં આ માન મેળવનાર એ પહેલાંજ સ્ત્રી છે.

× × ×

હાલ્સ્ટનમાં એક સ્ત્રી પોતાના કુતરાને લઇને રસ્તે જતી હતી. તેવામાં તેનું કુતરું મોટરલોરીની નીચે આવી મરી ગયું. મોટર હાંકનારે મોટર ઉભી રાખી તેવીજ તે બાઇ તે હાંકનાર ઉપર ધસીને એને ખેંચી આંહટા ઉપર ને માથા ઉપર ખુબ માર્યા, ને પોતે કુતરાની પાસે પડી ગઇ ને દુઃખની મારી ખુબ રડી. તેના મિત્રો ત્યાં આવી આખરે તેને એવીજ દશામાં ઘેર લઇ ગયા.

× × ×

ફ્રાન્સમાં પેરિસની ચેમ્બરે સ્ત્રીઓને મ્યુનિસિપાલીટીની ચુંટણી માટેનો મતાધિકાર આપવા કાયદાનો ખરડો વધુમતે પસાર કર્યો છે.

× × ×

કુ. આઇરીન લેરેં નામની પેરીસમાં એક દવા વેચનારની પંદર વર્ષની છોકરીએ આઇરોલને બગાળે એવો પદાર્થ શોધી કહાડ્યો છે. જેથી ફ્રાન્સને હવે બીજા દેશો ઉપર આધાર રાખવો પડશે નહિં.

× × ×

નોર્વેમાં પરણેલી સ્ત્રીઓની મિલકત વિષે નવો ખરડો રજુ કરવામાં આવનાર છે, જેથી લગ્ન પહેલાં પતિની કે પત્નીની જેની મિલકત હોય તેનો તેના ઉપર હક ચાલુ રહેશે. લગ્ન પછી જે કાંઇ પણ વારસામાં કે ભેટ તરિકે મળે તે બન્નેની મિલ્કત ગણાશે. પણ લગ્ન પહેલાંની મિલકતમાં બન્ને જણ વાપરતા હોય તેવી ચીજો જેવી કે ઘર, ફરનીચર કે એવું કાંઇ હોય તો પતિનું હોય તો પત્નીની સંમતિ સિવાય ને પત્નીનું હોય તો પતિની સંમતિ સિવાય વેચી શકાય નહિં એવો પણ ઠરાવ રજુ થશે. બીજું, કુટુંબના ભરણ પોષણ માટે બંનેને સરખા જવાબદાર ગણવામાં આવશે. ઘરની સંભાળ રાખવામાં કે પૈસા આપવામાં આ જવાબદારી સમાઇ શકે. બંનેમાંથી એકના મૃત્યુથી બીજું મરનારની આખી મિલ્કતનું વારસ ગણાશે.

× × ×

ડેન્માર્કમાં સ્ત્રીઓનાં ઘણાં મંડળોએ કેબીનેટને એવી અરજી કરી હતી કે સ્ત્રીઓને પુરૂષોની માફક ધાર્મિક ક્રિયાઓમાં પાદરી થવાનો અધિકાર પણ મળવો જોઇએ. પરંતુ બિશપ તથા કાઉન્સિલે તે અરજી સ્વીકારી નહિ, ત્યાંના પ્રધાને બીજું એવું બિલ મુક્યું છે કે સ્ત્રી કદીએ આગળ પાદ્રીનું કામ કરવાનો અધિકાર સ્ત્રીઓને આપવો તેમજ સુવાવડખાતાં તથા બીજી સ્ત્રીઓની સંસ્થામાં એ કામ કરવા દેવું આ ખરડો કદાચ પસાર થાય એવો સંભવ છે.

× × ×

સ્પેનમાં કુંવારા માણસોપર કર નાંખવાનો ઠરાવ કરવામાં આવ્યો છે.

× × ×

રશિયાના કીવા ગામની મ્યુનિસિપાલીટીની ચુંટણી વખતે શહેરની તથા શહેરબ્હારની હોદ્દાવાળી જગ્યાઓ માટે પા ભાગ કરતાં વધારે ભાગની સંખ્યામાં સ્ત્રીઓની ચુંટણી થઇ હતી.

## અમેરિકા.

ટેકસાસના નવા ગવર્નર મિસીસ ફર્ગ્યુસને ત્યાંની ધારાસભાને પોતાનો પહેલીજવારનો સંદેશો મોકલતાં જણાવ્યું છે કે, પોતાના રાજ્ય-કારભાર દરમિયાન શાળાખાતાઓ ઉપર કોઇપણ રીતનો સીધો કર નાખવાથી પોતે ઘણીજ નારાજ થશે. વધુમાં તેમણે જણાવ્યું કે નવી નિશાળોનાં મકાન બાંધવા માટે મહેસુલ ઉભી કરવા માટે સીગારેટના ઉપર નવો કર નાંખવો જોઇએ. તે રીતે ૪૦ લાખ ડોલર ધણી સહેલાઇથી મેળવી શકાશે; અને ઉમેર્યું કે જો ધુમ્રપાન કરનારાઓને કેળવણીના મહત્વના વિષય માટે એટલો પ્રેમ નહિં હોય તો તે લોકોએ ધુમ્રપાનની ટેવ જ્યાં સુધી કેળવણીના વિરોધને દાબી

દેવા પૂરતી સબળ ન થાય ત્યાં સુધી તેને પડતી મૂકીને પોતાના કરમાંથી મુક્તિ મેળવવી.

× × ×

અમેરિકાના એક ગામમાં બે જુવાન ખેડુતોએ એક બીજાની પત્નીની અદલાબદલી કરી લીધી હતી. તે વાત બહાર પડતાં તેમને પકડીને કાચી જેલમાં રાખવામાં આવ્યા હતા. બન્ને દંપતીની વય આશરે ૨૭ વર્ષની છે, બન્નેનાં લગ્ન સાત વર્ષપર થયાં હતાં. અને બન્નેને ત્રણ ત્રણ છોકરાં છે. કોર્ટમાં તેમણે બધાંએ ખુલ્લા દિલથી ખરી હકીકત કહી હતી. બન્ને દંપતીએ બાળકોને તેમનાં દાદા દાદી પાસે મોકલી દીધાં હતાં. દાદા દાદીમાં કંઇ તકરાર થવાથી આ વાત જાહેરમાં જણાઇ ગઇ હતી. કોર્ટમાં બન્ને પુરૂષોએ કહ્યું હતું કે છુટાછેડાનો મુકદ્દમો માંડીને નકામો વખત ન ગાળવો પડે તે માટે તેમણે આ પગલું લીધું હતું.

× × ×

અમેરિકામાં દિવસે દિવસે જાહેર જીવનમાં મુખ્ય ભાગ લેનાર તેમજ સરકારી હોદ્દો ભોગવનાર સ્ત્રીઓની સંખ્યા વધતીજ જાય છે. ત્યાં થોડા વખત ઉપર બે પ્રાન્તોએ પોતાના ગવર્નર તરીકે સ્ત્રીઓની ચુંટણી કરી શરૂઆત કરી. હાલમાં મિસિસ નેપ નામે સ્ત્રી સેક્રેટરી ઑફ સ્ટેટનો હોદ્દો ભોગવે છે. તે ઉપરાંત મિસિસ સેલર્સ નાનાં છોકરાંઓના ગુનાહની તપાસ કરતી અદાલતમાં ન્યાયાધીશ તરીકે કામ કરે છે, મિસ એટકરસન બીજા રાજ્યો સાથેના સંબંધમાં હોંશિઆર રાજ્ય વકીલ તરીકે તથા મિસીસ વીલબ્રેન્ટ સહાયકારી સરકારી વકીલ તરીકે તથા મિસીસ વીના વાન વીન્કલ રાજ્યધાનીના પોલીસના નાયબ તરીકે કામ કરે છે. આ તો સરકારી હોદ્દેદાર સ્ત્રીઓની વાત થઇ. પણ હમણાં તો ખબર પડી છે કે જાણીતાં વેપારીઓ પોતાના વેપારમાં જવાબદારીવાળી જગ્યાઓ પણ સ્ત્રીઓને આપે છે. મિસિસ લેઇમ બીયર કે જેમણે પહેલાં એક કલાર્ક તરીકે કામની શરૂઆત કરી તે નેશનલ સીટી બેન્કમાં સ્ત્રીઓના વિભાગમાં મુખ્ય જગ્યા ઉપર કામ કરે છે. આ હોદ્દો બેન્કના ધંધામાં ઘણો પ્રતિષ્ઠિત ગણાય છે.

× × ×

અમેરીકામાં એંજીનીયરોના મંડળની સ્થાપના ઇ.સ. ૧૮૫૪ થી થઇ હતી. અત્યાર સુધી તેમાં કોઇ સ્ત્રી સભાસદ નહોતી. હાલમાંજ મિસ એશબરી, કે જે એટલાન્ટા વર્કસના મેનેજર છે તેમને એ મંડળના સભાસદ તરીકે દાખલ કરવામાં આવ્યા છે. મિસ એશબરીએ મોટી લડાઇ વખતે પણ એક એન્જીનીયર તરીકે જ કામ કર્યું હતું.

× × ×

યુનાઇટેડ સ્ટેટ્સના ( Delawar ) ડેલવાર નામના પરગણામાં ત્યાંની ધારાસભા સમક્ષ અજમાયેશ દાખલ લગ્ન કરવાનો ખરડો રજુ કરવામાં આવનાર છે જેથી દરેક દંપતિ લગ્ન પછી એક વરસ સુધી અજમાયેશ ખાતર સાથે રહે, ને પછી લાગે કે એ બંનેને બનશે તો સાથે રહે નહિં તો છુટા પડે એક વરસની મુદત થયા બાદ પણ જો કોઈ દંપતિ સાથે રહે તો પછી કોઇપણ કારણસર છુટાછેડા મળી શકે નહિં.

× × ×

ચિકાગોના ડૉ. પૉલ. જે. ફ્રર્સ્ટે પોતાના એક ભાષણ દરમિયાન જણાવ્યું કે કોઇનાં પણ મ્હોંનો ઘાટ સારો ન હોય તો દુઃખી થવાનું કારણ નથી કારણ કે તેમના કહેવા પ્રમાણે થોડા વખતમા એવી શોધ થશે કે જેથી વાઢકાપથી ને ઘડવાથી ગમે તેવા મ્હોંના ઘાટને પોતાને જોઇએ તેવા ઘાટમાં ફેરવી શકાશે.

× × ×

આર્જેનટાઇનમાં પણ હવે સ્ત્રીઓને પોલીસ તરીકે નીમવામાં આવી છે. પચાસ સ્ત્રીઓને આવી રીતે ચુંટવામાં આવી છે ને તે લોકોને જુદાજુદા ભાગોમાં કામ કરવાનું સોંપવામાં આવશે.

## ઓસ્ટ્રેલિયા.

ઓસ્ટ્રેલિયામાં રાષ્ટ્રીય તંદુરસ્તી વિષે સંભાળ રાખવા જે રોયલ કમીશન નીમાય છે તેમાં આ વર્ષે ડૉ. મીસ ઝીન ગ્રેહગની નિમણુંક થઇ છે.



જનાનામાં પૂરાઇ રહે છે. ગરીબાઇને લીધે તેમને સારો ખોરાક મળતો નથી. આને પરિણામે તેઓ શક્તિ વિનાના દુર્બળ છોડની માફક ઉછરે છે. તેમનાં શરીરની તપાસ કરતા જણાય છે કે તેમની તંદુરસ્તી ખરાબ હોય છે, નાડી મંદ ચાલે છે, અને શરીરની નસોમાં લોહી પૂર જોસથી વહેવાને બદલે કંઇજ બળ વગર મંદ મંદ વહે છે

" જે કન્યાઓ પડદા અને બાળલગ્નના પંજામાંથી બચી જાય છે, તેઓ ઉચ્ચ કેળવણીની જાળ માં ફસાઇ જાય છે. મને લાગે છે કે કન્યાઓને ઉચ્ચ શિક્ષણ આપવાથી આપણી પ્રજાનું શારીરિક બળ સુધરવાનું નથી. કોલેજમાં જતી કન્યાઓ તરફ નજર કરીશું તો જણાશે કે તેઓ નીચું માથું રાખીને ઉદાસ ચહેરે ચાલતી હશે. નબળી આંખોને લીધે તેમને ચસ્મા પહેરવાં પડે છે. તેમનાં શરીરને પુરતું પોષણ મળતું નથી. તેથી ઉગતી જુવાનીમા જે આનંદ અને નવચેતન દેખાવું જોઇએ તે દેખાતું નથી. ખાસ કરીને દેશી ખ્રીસ્તી તથા પારસી કન્યાઓમાં કોલેજનું શિક્ષણ પુરું કરવા જેટલું શારીરિક બળ હોતું નથી. કદાચ પુરું કરે છે તો પછી તરત અથવા શિક્ષક થયા પછી તેમને ક્ષયરોગ લાગુ પડે છે. જો તેમ નથી થતું તો લગ્ન થયા પછી પ્રથમ બાળકના જન્મથીજ તેમનું શરીર એટલું નબળું પડી જાય છે કે તેમાં ગુપ્ત રહેલો રોગ જાગ્રત થાય છે. આ પ્રમાણે હિંદુસ્તાનની કન્યાઓની જીંદગીને દરેક પગલે તેમની તંદુરસ્તી બગડવાનો ભય રહેલો છે. આજ કારણથી આપણા દેશના મોટા શહેરોમાં ક્ષયરોગવાળા પુરૂષો કરતાં તેવી સ્ત્રીઓની સંખ્યા બમણી છે. વળી આપણા દેશનાં બાળમરણનું ભયંકર પ્રમાણ સ્ત્રીઓનાં દુર્બળ શરીરની સ્પષ્ટ સાક્ષી પૂરે છે. "

આ લખનાર ડૉકટરે હિંદુસ્તાનમાં ક્ષયરોગનો ખાસ અભ્યાસ કર્યો છે, અને તે જ્ઞાન માટે તેઓ નામાંકિત થએલા છે. એટલે તેમના લખાણમાં કંઇજ અસત્ય હોવાનો સંભવ નથી. વાંચીને આપણને સ્વાભાવિક રીતે અત્યંત ખેદ થાય છે. આપણા દેશની સ્ત્રીઓ દિવસે દિવસે દુર્બળ થતી જશે તો ભવિષ્યમાં પ્રજાનું શું થશે ? આપણા અનુભવમાં તો એવું આવે છે કે પારસી, તથા ખ્રીસ્તી કન્યાઓ કરતાં પણ હિંદુ કન્યાઓ વધારે નિર્બળ હોય છે. ગુજરાતમાં તો હોય છે જ. આ ભયંકર સ્થિતિ પ્રત્યે હજી પણ આપણી આંખ નહિ ઉઘડે તો ક્યારે ઉઘડશે ? સદભાગ્યે ગુજરાતમાં એટલું સારૂં છે કે પડદાનો રીવાજ નથી. પરંતુ એક બે સુધરેલી જ્ઞાતિ સિવાય બાળલગ્નનો રીવાજ તો હજી પહેલાં જેવોજ પ્રચલિત છે, તેને લીધે કોમળ કન્યાઓનાં જીવન કચરાઇ જાય છે. આ ડૉકટર કહે છે તેમ જે લોકો બાળલગ્ન નથી કરતા, તેમના વિચાર સુધરેલા હોવાથી કન્યાઓને ઉચ્ચ શિક્ષણ આપે છે. તેને લીધે શરીરને ઘણો શ્રમ પડે છે. આથી કહેવાનો ઉદ્દેશ એ નથી કે કોઇએ કન્યાઓને ઉચ્ચ કેળવણી ન આપવી. જે કન્યાઓનાં શરીર મજબુત હોય તેઓ ભલે કેળવણી લે ! કેળવણીના ફાયદા અનેક છે અને હિંદુસ્તાનમાં સ્ત્રી કેળવણીની જરૂર પણ ઘણી છે. શિક્ષણ જાતે હાનિકારક હોતું નથી; અને ખરૂં જોતાં શિક્ષણ લીધાથી માણસની શરીર પ્રત્યેની કાળજી પણ વધવી જોઇએ. પરંતુ તંદુરસ્તીને બગાડે એટલી હદે શિક્ષણ ન આપવું જોઇએ. આપણી શિક્ષણ પદ્ધતિમાં પરીક્ષાઓને લીધે વિદ્યાર્થીઓના શરીરને અતિશય શ્રમ પડે છે. તે શ્રમ નબળાં શરીરવાળાંઓએ ન લેવા જોઇએ. પરીક્ષાના શ્રમવિના કેળવણી લેવાતી હોય તો જરૂર લેવી. પુરૂષોને તો બિચારાને નોકરી કે ધંધા માટે ન છૂટકે પરીક્ષાઓ આપવી પડે છે. પરંતુ સ્ત્રીઓને તેવી જરૂર નથી.

આપણી સ્ત્રીઓમાં જોશો તો સેંકડે ૯૫ ટકાનાં શરીરમાં કંઇને કંઇ રોગ હશે. શરૂઆતમાં બેદરકારી કરવાથી રોગ વધી જાય છે. પછી વાત હાથમાં રહેતી નથી. કેટલીક રોગી સ્ત્રીઓને પુરતો આરામ મળતો નથી. સંયુક્ત કુંટુબની પ્રથાથી વહુઓની તંદુરસ્તી તરફ બીલકુલ કાળજી રખાતી નથી. આરામની માગણી કરવાનો પણ તેમને અધિકાર નથી હોતો. કેટલીક સ્ત્રીઓ અજ્ઞાનને લીધે બેદરકાર રહે છે. વળી શ્રીમંત ઘરની કેટલીક સ્ત્રીઓને બીલકુલ કસરત મળતી નથી. ઘરનું બધું કામકાજ નોકરો કરતા હોવાથી આખો દિવસ આળસમાં જાય છે. તેથી પાચન શક્તિ મંદ પડી જાય છે. આવાં આવાં અનેક કારણોથી હિંદુ સ્ત્રીઓનાં શરીર નબળાં પડતાં જાય છે એનો

ઉપાય સત્વર નહિ થાય તો થોડાં વર્ષોમાં આપણી પ્રજાનો નાશ થઇ જશે ! અત્યારે આપણા દેશમાં રાજકીય તથા બીજી ચળવળો ઘણી થાય છે. પરંતુ શારીરિક ઉન્નતિ પ્રત્યે પુરતું લક્ષ અપાતું નથી. ખરૂં જોતાં આખા દેશમાં સૌથી વધારે મહત્વનો પ્રશ્ન આજ છે. શરીર મજબુત હશે તોજ બીજી સર્વ પ્રકારની ઉન્નતિ થઇ શકશે, તોજ સ્વરાજ્ય મળી શકશે અને મળેલું ટકી શકશે. માટે આખી પ્રજાએ આ બાબતમાં પ્રયાસ કરવો જોઇએ. લોકો પોતે પોતાનું હિત ન સમજતા હોય તો સરકાર, અથવા પ્રજામંડળ કે જ્ઞાતિસંસ્થાઓએ તેમને સમજાવવું જોઇએ.

**એક ઉપર બીજી પત્ની કરવા વિષે.** હિંદુઓ એક ઉપર બીજી પત્ની પરણી ન શકે એવો અંકુશ સિંધના હિંદુઓ ઉપર મુકવાનો ખરડો મી૦ અડવાણીએ ધારાસભામાં રજુ કર્યો છે. આ એક ઘણાજ આનંદની વાત છે ને આશા રાખીએ છીએ કે તે કાયદા તરીકે પસાર થાય. સમસ્ત હિંદુસ્તાનમાં પુરૂષો ઉપર આવી જાતનો કંઇ અંકુશ મુકવાની બહુ જરૂર છે. ઘણે ખરે ઠેકાણે પુરૂષને બહુજ નજીવા કારણસર એક ઉપર બીજી પત્ની કરવાની છુટ હોય છે. પત્નીને કંઇ અસાધ્ય રોગ હોય, ગાંડી હોય કે એવું કંઇ કારણ હોય તો એક ઉપર બીજી પત્ની કરવાની છુટ હોય તો કંઇ નહિં, પણ ઉપરના કોઇ પણ કારણસર સ્ત્રી ફરીથી લગ્ન ન કરી શકે, નાની વયે વિધવા થાય તો પણ આખો જન્મારો બ્રહ્મચર્ય પાળવું પડે તો તે સ્ત્રીઓને અન્યાય થયો ન કહેવાય ? શું જગત પુરૂષના જ સુખ માટે રચાયું છે ને શું સ્ત્રી પુરૂષને ખાતર જ રચાઇ છે, કે પુરૂષ જ્યાં સુધી ગમે ત્યાં સુધી રાખે ને પછી નજીવા કારણસર તરછોડી શકે ? હમણાંજ કાનપુરમાં સંસારસુધારા પરિષદ ભરાઇ હતી. તે સભાએ ઘણી મોટી બહુમતીથી હિંદુ સ્ત્રીઓ પોતાના પતીને ધાતકીપણા કે બીજા ધર્મના અંગીકાર સુધીના કોઇપણ કારણસર છુટાછેડા આપી શકે તેવી મતલબનો ઠરાવ રદ કર્યો. આતો સારૂં થયું કારણ કે એક વખત છુટાછેડાનો રિવાજ થઇ જાય તો પછી છુટાછેડા ઘણા સામાન્ય થઇ જાય પછી પશ્ચિમના દેશોમાં છે એવો પણ વખત આવે કે નજીવા કારણસર પણ લોકો છુટાછેડા આપે: અમેરિકામાં પણ લોકો હવે છુટાછેડાના રિવાજથી કંટાળ્યા હોય એમ લાગે છે. કારણ કે એ લોકો પણ અજમાયશી-લગ્નો દાખલ કરવાનો વિચાર કરે છે. કારણ કે છુટાછેડાનો રિવાજ દાખલ કરવાથી લગ્નની ગાંઠની પવિત્રતા નાશ થવાનો સંભવ છે. તે ભાવના જાળવવા માટે ઉત્તમ માર્ગ તો એજ કે વર તેમજ કન્યાની મોટી ઉમર થાય પછી લગ્ન કરવા ને બંનેના મગજ ઉપર લગ્નની પવિત્રતાની ભાવના જેમ બને તેમ વધારે ઠસે એવા માબાપે પ્રયત્ન કરવો. બનતાં સુધી લગ્ન પહેલાં વર ને કન્યાની શારીરિક ને માનસિક સ્થિતિની તપાસ કરી હોય તો પાછળથી દુઃખદાયક કારણો ઉત્પન્ન થવાનો સંભવ ઓછો રહે. પણ જો છુટાછેડાનો રિવાજ દાખલ કરવાની થોડી પણ આવશ્યકતા જણાતી હોય તો તે એવા દાખલાઓમાં છે કે જ્યાં પતિ કે પત્ની બેમાંથી એકને કંઇ ગુનાહસર જન્મભર દેશનિકાલની સજા થઇ હોય કે પછી બેમાંથી એકને અસાધ્ય રોગ કે ગાંડપણ લાગુ પડયું હોય. પણ તેમાં પતિ ને પત્ની માટે બે જુદા કાયદા રાખવા ન જોઇએ.

**તરૂણ વયના ગુનેહગારો.** મદ્રાસની ધારાસભામાં સરકાર તરૂણ વયના ગુનેહગારોની બરોબર સંભાળ લેવા માટેનો એક ખરડો રજુ કરવાની છે. સોળથી પંચીસ વર્ષની વચ્ચેના ગુનેહગારોને કેદની કે એવી સજા ન કરતાં એવા ગુનેહગારો સુધારવાની સંસ્થા હોય છે ત્યાં તેમને મોકલવા એવો એ કાયદાનો ઇરાદો છે. તરૂણવયના ગુનેહગારોને જો કેદની શિક્ષા કરવામાં આવે તો એ લોકોને સુધારવા કરતાં વધારે બગાડવાનો વધારે સંભવ છે. આવા યુવાનની જીંદગી બગડે તેથી સમાજને ઘણોજ ગેરફાયદો છે. આવા તરૂણ વયના ગુનેહગારો અજ્ઞાનથી, ફોસલાવવાથી કે ગમે તે કારણસર ભૂલ કરે તો તેમને સુધરવાની એક તક તો જરૂર આપવીજ જોઇએ. માણસની જીંદગીમાં તરૂણાવસ્થા એવી અવસ્થા છે કે જેમાં કોઇપણ જાતની છાપ જલદીથી પાડી શકાય દુનીઆમાંથી ગુનાહ ઓછા કરવા હોય તો સૌથી પહેલો રસ્તો નાના છોકરાને અને યુવાન ગુનેહગારને સુધારવા તે જ છે. તરૂણવયના ગુનેહગારોને કેદમાં મોકલવાથી એ લોકો જેમણે બીજા ઘણા ગુનાહ કરેલા હોય એવા

ગુનેહગારોના સમાગમમાં આવે છે ને તેની છાપ તેઓ બ્હાર નીકળે ત્યારે સાથેજ લઇ જાય છે. પછી તેમને સુધરવાનો સંભવ ઘણો ઓછો રહે છે. ઘણાજ આનંદની વાત છે કે મદ્રાસની સરકાર આ સ્તુત્ય પગલું લેવાની તૈયારી કરે છે ને આશા છે કે બીજા ઇલાકાઓ પણ તેનું અનુકરણ કરશે.

**કન્યા વિક્રયના દુષ્ટ રિવાજના પરિણામ**

કન્યા વિક્રયના દુષ્ટ રિવાજને પરિણામે હમણા એક કન્યાની માતાએ આત્મઘાત કર્યાનો હૃદયભેદક બનાવ બન્યો છે. કન્યાના પિતાએ સૌથી વધારે પૈસા આપનાર બુઢ્ઢા વર સાથે કન્યાનો વિવાહ નક્કી કર્યો. પોતાની પુત્રીની આખી જીંદગી પૈસા ખાતર દુઃખમાં ન રગદોળવા કન્યાની માતાએ પોતાના પતિના ઘણા કાલાવાલા કર્યા, પણ જ્યારે પતિએ ન જ માન્યું ત્યારે પોતાના કપડાં ઉપર ધાસતેલ છાંટી બળીને આત્મઘાત કર્યો. કન્યા વિક્રયનો દુષ્ટ રિવાજ એકલા કાઠિયાવાડમાંજ નહિં પણ હિંદુસ્તાનમાં ઘણે ઠેકાણે પ્રચલિત છે. ઉપર દાખલો જણાવ્યો છે તેવું, માતા પુત્રી માટે આત્મઘાત કરે એવું, પરિણામ તો જવલ્લેજ બને છે. કારણ કે ઘણેખરે ઠેકાણે તો એવું બને છે કે પૈસા માટે બુઢ્ઢા નાલાયક વર સાથે પોતાની પુત્રીને પરણાવવા પિતા કરતાં માતા જ વધારે ખુશી હોય છે. દરેક માતા પોતાની પુત્રીને અમુક ઉમરે પરણાવવી જ જોઇએ એમ ધારે છે. તેના મનથી સૌથી પૈસાદાર વર વધારે લાયકાતવાળો લાગે છે કન્યાને વરની વચ્ચેની ઉમરના તફાવતનો, વરની કેળવણીનો કે એવો કોઇ વિચાર એના મનથી સહત્વનો નથી. આને પરિણામે ઘણી વખત નાની કુમળી વયની છોકરીના બુઢ્ઢા ધણી સાથે લગ્ન થાય છે. તેને બિચારીને સંસાર સુખ મળતું નથી ને તે ઉપરાંત યુવાન વયે વિધવા થાય છે. આ બધાનું મુળ કારણ તો 'પુત્રીનું લગ્ન થવું જ જોઇએ, પછી ગમે તેવા વર સાથે' તે વિચાર છે. ને બીજું કેળવણી તથા સારા સંસ્કારવાળું ઉચ્ચ કુટુમ્બ તેને જોઇએ તેટલું મહત્વ આપણી સ્ત્રીઓ ને કેટલેક દરજ્જે મરદો સમજ્યા નથી તે છે. છોકરીના લગ્ન પછીના સુખ દુઃખનો જેટલો આધાર એના ધણીના ચારિત્ર્ય, સ્વભાવ વગેરે ઉપર છે તેટલો તેના પૈસા ઉપર નથી એ છોકરીના માબાપોના મગજ ઉપર ઠસાવવું જોઇએ. છોકરીઓને કેળવવી જોઇએ ને એ લોકોને યોગ્ય વર મળે ત્યાં સુધી ભલે કુંવારી રહે તો વાંધો નહિં. એમ પણ સમજાવવું જોઇએ. છોકરીઓને, એટલે કે ભવિષ્યની માતાઓને કેળવવામાં આવશે ત્યારે એ બધું આપો આપ સમજશે.



લોકલ ટ્રેનમાં બે માણસો નીચે પ્રમાણે વાત કરતાં સંભળાયા.

પહેલો માણસ—"તમે આજના ચંદુભાઇના ભાષણમાં જવાના છો?"

બીજો માણસ—"હા".

પહેલો માણસ—"અરે મારૂં માનો તો જવાનું માંડી વાળો. તમે કંટાળી જશો."

બીજો માણસ—"મારે તો જવુંજ પડશે. દંડ માંડ્યા."




**ઢીંગલી (નાટક):** મૂળલેખક: હેનરિક ઇબસેન. અનુવાદક: શ્રીયુત પ્રાણજીવન વિ. પાઠક. યુગધર્મ ગ્રન્થમાળા પુ. ૬. મળવાનું ઠેકાણું: વ્યવસ્થાપક, ગુજરાત સાહિત્ય મંદિર, રીચીરોડ, અમદાવાદ મૂલ્ય: ગ્રન્થમાળાના ગ્રાહક માટે: રૂ-૦-૮-૦; છુટક: રૂ. ૦-૧૨-૦

નોર્વેના વિખ્યાત નાટયકાર ઇબસેનના Doll's House નો આ પુસ્તક સુંદર અને સરળ અનુવાદ છે. માર્ચ ૧૯૨૫ના "ગુણસુંદરી" ના અંકમાં પ્રો. જ્યોતિન્દ્ર મ્હેતાએ લખેલો "ઇબસેનનું ડૉલ્સ હાઉસ" નામે લેખ અમે પ્રકટ કર્યો હતો. એ લેખમાં પ્રસ્તુત નાટકના વસ્તુનું વિસ્તારપૂર્વક વિવેચન વાચકોને મળેલું હોવાથી તે અહિં ફરીથી લખવાની જરૂર નથી. સ્ત્રીને પોતાનું વ્યક્તિત્વ ખીલવવાનો કેટલો હક્ક છે તે વિષેના ઇબસેનના મનનીય વિચારો એ નાટક સચોટ રીતે રજુ કરે છે. ભાઇ પાઠકે એનો સરળ ગુજરાતી ભાષામાં અનુવાદ કરી ગુજરાતી સાહિત્યમાં એક અણમૂલા પુસ્તકનો વધારો કર્યો છે; અને અંગ્રેજી નહિ ભણનાર સાહિત્યપ્રેમી વર્ગને ઇબસેનના વિચારો જાણવાની સરળતા કરી આપી છે. અ. રામનારાયણ પાઠકે પ્રસ્તાવના લખી ઇબસેનનાં જીવનની અને તેના પુસ્તકોની ઝાંખી કરાવી, પુસ્તકની ઉપયોગિતામાં વધારો કર્યો છે. અમને ખાત્રી છે કે સ્ત્રી વાચકોને આ પુસ્તક અત્યંત ઉપયોગી થઇ પડશે. એકંદર મુદ્રણ પણ સુંદર છે; થોડીક છાપભૂલો છે પણ તે અક્ષમ્ય નથી. આઠ આનાની કીમતે ૧૬૮ ઉપર પૃષ્ઠનું આ પુસ્તક મોંઘું ન ગણાય.

**મૃગજળ:** મૂળ લેખક: પ્રો. એફ. ડબલ્યુ બેઇન. અનુવાદક: શ્રીયુત હીરાચંદ કસ્તુરચંદ ઝવેરી. સોલ એજન્ટ: મેસર્સ વર્ધમાન એન્ડ સન્સ, પાયધુની ટ્રામ જંકશન, મુંબાઇ, ૩. મૂલ્ય રૂ. ૧-૮-૮.

સંસ્કૃત સાહિત્યની શૈલીમાં પ્રો. બેઇને લખેલાં કેટલાંક સુંદર પુસ્તકોમાં Bubbles of the Foam પણ એક છે. એ પુસ્તકનો અનુવાદ શ્રીયુત ઝવેરીએ "મૃગજળ" નામે કર્યો છે. પ્રો. બેઇનના પુસ્તકનો અનુવાદ કરવામાં રા. ઝવેરીનો આ બીજો પ્રયાસ છે. તેમનો પ્રથમ પ્રયાસ "સંસાર સ્વપ્ન" નામે કેટલોક સમય થયાં પ્રકટ થઇ ગયો છે. એ પુસ્તકની સમાલોચના ઓગસ્ટ ૧૯૨૪ ના અંકમાં કરતાં પ્રો. બેઇનની સુંદર કૃતિઓ વિષે અમે ઉલ્લેખ કર્યો હતો. રા. ઝવેરીનો આ બીજો પ્રયાસ પણ પ્હેલાના જેવો સફળ થયો છે. અનુવાદની ભાષા સરળ અને શુદ્ધ હોઇ મૂળ પુસ્તકની ખુબીઓ જાળવી રાખે છે. ઉપરાંત પાંચ ચિત્રો આપી પુસ્તકની ઉપયોગિતા વધારવામાં આવી છે. જાડા કાગળો, સુંદર છપાઇ, અને આકર્ષક છતાં મજબુત બાઇન્ડીંગ જોતાં મૂલ્ય વધારે પડતું ન કહેવાય.

**ચિત્રાંગદા અને વિદાય-અભિશાપ:** મૂળ લેખક: ડૉ. રવિન્દ્રનાથ ઠાકુર. અનુવાદકો: શ્રીયુત મહાદેવ હરિભાઇ દેસાઇ અને શ્રીયુત નરહરિ દ્વારકાદાસ પરીખ મૂલ્ય: આઠ આના

કવિવર રવિન્દ્રનાથની "ચિત્રા" ની મનોહર મૂર્તિના દર્શન તો "ગુણસુંદરી" ના વાચકોએ અત્યાર આગમચ કર્યાં છે. એ નાટક સપ્ટેમ્બર અને ઓક્ટોબર ૧૯૨૪ ના અંકમાં અમે પ્રકટ કર્યું હતું. શ્રીયુત મહાદેવભાઇનો એ નાટકનો ભાવાનુવાદ સુંદર કહી શકાય. પણ અમને ભય રહે છે કે સામાન્ય વાચકને તે તેટલો સરળ નહિ લાગે. ભાષામાં સંસ્કૃત શબ્દો કંઇક

વધારે પ્રમાણમાં છે. છતાં એની પ્હેલી આવૃત્તિ ખપી ગઇ છે, તે એની લોકપ્રિયતા સૂચવે છે.

" વિદાય–અભિશાપ " માં કચ અને દેવયાનીનો પ્રસંગ કવિવરે આલેખ્યો છે. સંજીવની વિદ્યા શીખી સ્વર્ગમાં પાછા જવા તત્પર થયેલા કચ અને ગુરૂપુત્રી દેવયાનીના છેલ્લા મેળાપનું એમાં સુંદર ચિત્ર છે. કચનો પ્રેમ મેળવવા નિરાશ થયલી દેવયાની તેને શાપ આપે છે. શ્રીયુત પૂરીએ તેનો સુંદર અનુવાદ કર્યો છે, જો કે એમાં પણ ઉપર જણાવેલી ખામી તો છે જ. નવજીવન મુદ્રણાલય પુસ્તકોનાં સસ્તાં મૂલ્ય રાખવા માટે જાણીતું છે, છતાં ૮૦ પાનાના આ નાનકડા પુસ્તકની આઠ આના કીમત રાખી છે તે કંઇક અજાયબી ઉપજાવે છે. "

**રૂપિઆ ૪૫ લાખના ચેકની કહાણી:** પ્રકાશક: સત્ય પ્રકાશક, કાર્યાલય. કીમત: રૂ. ૨–૦–૦.

કાશ્મીરના ગાદીવારસ રાજા સર હરિસિંહ અને ઇંગ્લાંડની કોઇ મિસિસ રોબીન્સનના સંબંધમાં લંડનમાં ચાલેલા મુકદ્દમાથી વર્તમાનપત્ર વાંચનારાઓ અજાણ નથી. એ મુકદ્દમાની વિગતો આ પુસ્તકમાં આપવામાં આવી છે. વર્તમાનપત્રોમાં એ વિગતો આવી ગયા પછી પુસ્તકાકારે ખરીદવા લલચાય એવા બહુ થોડા હશે. પુસ્તકને વધારે આકર્ષક બનાવવા તે વખતે વર્તમાનપત્રોમા પ્રકટ થયલા એ મુકદ્દમામાં સંડોવાયલી જુદી જુદી વ્યક્તિઓના ફોટો–ચિત્રો પણ આપવામાં આવ્યા છે. આ પ્રકારનું સાહિત્ય જે વર્ગને ગમે છે તેમને કદાચ આ પુસ્તક આવકારદાયક લાગશે. એવા વર્ગને પણ બે રૂપિઆની કીમત તો આકરીજ લાગે.

ઘ પ.

**સતી ગુણચંદ્રિકા:**—લેખક શ્રી કહાનજી ધર્મસિંહ, રાજકોટ. મૂલ્ય રૂ. ૨–૦–૦, આ પુસ્તકના નામ ઉપરથી જોનારને એવો ખ્યાલ થાય કે સીતા, તારા, દ્રૌપદી વગેરે સુવિખ્યાત સતીઓનાં જીવન ચરિત્રોનો એમાં સમાવેશ થતો હશે. પરંતુ પુસ્તક વાંચ્યાથી ખબર પડે છે કે હિંદુસ્તાનના ઇતિહાસમાં પ્રખ્યાત થઇ ગએલી ઘણી વીર સ્ત્રીઓના રેખાચિત્રો એમાં આલેખવામાં આવ્યા છે. 'સતી ગુણચંદ્રિકા' ને બદલે કંઇક એવું નામ રાખવું જોઇતું હતું કે જે જોતાંજ પુસ્તક વિશે ખરો ખ્યાલ આવી શકે.

ભૂતકાળમાં આપણા દેશની સ્ત્રીઓએ વીર પુરૂષો ને જન્મ આપ્યા હતા એટલુંજ નહિં પરંતુ પોતે જાતે વીરતા પૂર્વક રણસંગ્રામમાં ભાગ લઇ વિજય મેળવ્યો હતો એ વાતની ખાત્રી આ પુસ્તક વાંચ્યાથી થાય છે. શિયળવ્રત પાળવા માટે તેમજ પતિ સેવા કરવા માટે પ્રાચીનકાળની હિંદુ સ્ત્રીઓની નામાંકિતતા સહુની જાણમાં છે. પરંતુ વીરતા, સાહસ, ગાંભીર્ય અને રાજપ્રકરણીય ગુણોમાં હિંદની સ્ત્રીઓ કેટલી આગળ વધેલી હતી તે સામાન્ય સ્ત્રી પુરૂષોની જાણમાં હોતું નથી. જુના સમયની પોતાનાજ દેશની વીરાંગનાઓનાં પરાક્રમી જીવન ચરિત્રોથી અજ્ઞાત લોકોને માટે આ સંક્ષિપ્ત સંગ્રહ ખરેખર ઉપયોગી છે. આ ચરિત્રાવલિની અંદરની ઘણી સ્ત્રીઓના નામ તો ઇતિહાસમાં જાણીતાં છે, દાખલા તરીકે અહલ્યાબાઇ, ઝાંસીની રાણી, ભીતળ દેવી, વીરમતી વિગેરે. પણ તે ઉપરાંત કેટલીક સ્ત્રીઓનાં જીવન ચિત્રો આ ચોપડીમાં છે કે જેમનાં નામ સાધારણ લોકો જાણતા નથી, દાખલા તરીકે રાણી ભવાની, મરીચિ, સૌવીરની રાણી, સુર સુંદરી વિગેરે.

**શાહ કે બાદશાહ:**—લેખક શ્રી. મુનિરાજ વિદ્યાવિજયજી. પ્રકાશક: શેઠ ફુલચંદજી વેદ, સેક્રેટરી, શ્રી યશોવિજય ગ્રંથમાળા. મૂલ્ય રૂ. ૦–૪–૦. આ એક બાળનાટક છે અને વિદ્યાર્થીઓને શાળા સંમેલન પ્રસંગે ભજવવામાં કામ લાગે એ હેતુથી રચાએલું છે. લેખકે પ્રસ્તાવનામાં એવી ઇચ્છા દર્શાવી છે કોલેજ અને નિશાળના વિદ્યાર્થીઓ આ નાટકનો ઉપયોગ કરે અને " એમા હઠાલિયાના જીવનનું અનુકરણ કરવા અત્યારના–લક્ષ્મીના મદમાં મસ્ત બનેલા ધનાઢ્યોને પ્રેરે. " પરંતુ આ નાટક એટલી ઉચી પંક્તિનું નથી કે કોલેજના વિદ્યાર્થીઓ ભજવે તો એ શોભી ઉઠે. દસ બાર વરસના બાળકો ભજવી બતાવે તો ઠીક લાગે એટલાજ દરજ્જાનું આ નાટક છે. નાટકની અંદરની કથા ન્હાનાં બાળકોને કહેવા જેવી વાર્તાઓ જેવી છે, અને એ કથાને બહુજ સાદી રીતે નાટકના રૂપમાં ગોઠવી છે. ટૂંકમાં કહીએ તો એ નાટક નથી પણ માત્ર એક સંવાદ છે.

**સંક્ષિપ્ત હિંદુસ્તાની વ્યાકરણ:**—કર્તા શ્રી. ત્ર્યંબકરાય જાદવરાય દેસાઇ, બેરીસ્ટર-એટ-લૉ. મૂલ્ય રૂ. ૦-૪-૦.

આ નહાનું સરખું વ્યાકરણ ઉર્દુ લિપિ જાણ્યા વગર ગુજરાતી ભાષા મારફત હિંદુસ્તાની શીખવા માટે રચાયું છે. જે સમયમાં હિંદીને રાષ્ટ્ર-ભાષા બનાવવાની વાતો ચાલતી હોય તે સમયમાં આવું હિંદુસ્તાની વ્યાકરણ બહાર પડે એટલે તરત એને આનંદ સાથે આવકાર આપવો ઘટે છે. હિંદીને રાષ્ટ્ર-ભાષા બનાવવી કે નહિ એ વિશે મતભેદ હોઇ શકે, પરંતુ હિંદુસ્તાનના જુદા જુદા ભાગના લોકોને એકબીજા સાથે વાતચીત કરવા માટે તેમજ મુસાફરીમાં સગવડ પડે તે ખાતર હિંદી શીખવાની આવશ્યકતા છે એમ તો સર્વ કોઇ માને છે. હિંદી સાહિત્યનો અભ્યાસ કરવો હોય તો આ નહાનું સરખું વ્યાકરણ ઉપયોગી ના થાય પરંતુ ભાગ્યું તૂટ્યું હિંદુસ્તાની બોલવા જતાં હાંસીને પાત્ર થતાં અટકાવી શકવાની અલ્પ શક્તિ આ વ્યાકરણમાં છે.

**લગ્ન ગીત સંગ્રહ:** સંગ્રહ કર્તા, શ્રી. દુર્લભરામ નરસિંહરામ મિસ્રી, સુરત. પ્રકાશકઃ લક્ષ્મીબાઇ વિઠ્ઠલદાસ મિસ્રી, મંત્રી શ્રી પંચાળ હિતચિંતક મંડળ કાર્યાલય મંદિર.

કેટલીક જ્ઞાતિઓમાં લગ્ન જેવા શુભ પ્રસંગે બિભત્સ ગીતો ગાવાનો રિવાજ આજ સુધી ચાલુ છે. આવાં ગીતોથી મલિન વાતાવરણ ઉત્પન્ન થાય છે અને તેની ન્હાના ઉગતાં બાળકો ઉપર બહુ ખરાબ અસર થાય છે. એવાં ગીતો ગવાતાં બંધ થાય અને લગ્ન પ્રસંગે કંઇક અર્થવાળાં તેમજ કાનને મધુર લાગે એવાં ગીતો ગાવામાં વપરાય એ ઇરાદાથી આ લગ્નગીત સંગ્રહ બહાર પાડવામાં આવ્યો છે. આજ પ્હેલાં આવીજ પ્રકારના પણ કેટલાક લગ્ન ગીતોના સંગ્રહ હયાતીમાં આવેલા છે જેવા કે 'ગીતમાળા,' 'નાગરગીતાવળી' વિગેરે. અને એ ચોપડીઓનો બહુ બ્હોળા વિસ્તારમાં ઉપયોગ થાય છે. આશા છે કે આ નવો સંગ્રહ જે હેતુથી તે લખાયો છે તે હેતુ બર પાડી શકશે.

**વિજય કળાઃ**—કર્તા અને પ્રકાશકઃશ્રી ઝવેરી સાકરચંદ માણેકચંદ ધડીયાળી. મૂલ્ય રૂ. ૨-૦-૦

“વિજયકળા એ સ્વરાજ્ય પ્રાપ્તિનો માર્ગ શીખવનાર એક સરળ ગ્રંથ છે” એમ કર્તા પુસ્તકના આરંભમાં જણાવે છે. એક ન્હાનું સરખું પુસ્તક વાંચવાથી સ્વરાજ્ય મેળવવાનો રસ્તો જડતો હોય તો હિંદુસ્તાનનાં કેવાં અહો ભાગ્ય કહેવાય ! તો તો પછી સ્વરાજ્ય પ્રાપ્ત કરવા માટે ચાલતી રાજકીય ચળવળોની પણ કંઇ જરૂર ન રહે ! પુસ્તકની પ્રસ્તાવનામાં કર્તાએ થોડી ઘણી આત્મશ્લાઘા કરી છે એમ કહ્યા વગર ચાલતું નથી. કર્તા લખે છે કે “ જેઓ નાસીપાસ થઇ ગયા હોય, સર્વત્ર નિરાશા અનુભવતા હોય, દુઃખમાં સબડતા હોય, આનંદનો સ્વાદ નહિં ચાખી શકતા હોય અને તે છતાં એ સર્વેથી છુટવા માંગતા હોય તેઓને આ 'વિજયકળા' એક આશિર્વાદ-સ્પર્શ મણિ રૂપેજ થઇ પડશે. જેઓ શરીરથી મને મળી શકતાં ના હોય, તેઓને આ "પુસ્તક દિવ્યચક્ષુ સમાન થઇ પડશે-તેમની નાસીપાસી દૂર થયે તેમની હિમ્મત ખુલશે, તેમનો આત્મવિકાસ વધશે અને ખરો વિજય કયાં છે અને શેમાં છે તે તેઓ જોઇ તેમજ અનુભવી શકશે. ” પોતાની લખેલી ચોપડીની આ પ્રમાણે પહેલેથીજ કિંમત આંકી લેવી અને વાચકને તે કેટલું સુખ આપશે તે જાતેજ નક્કી કરી લેવું એ જરા વધારે પડતું સાહસ ના ગણાય ? લેખકનું કામ ચોપડી લખીને વાચકવર્ગના હાથમાં મૂકવાનું છે. ચોપડીની ઉપયોગિતા કેટલી છે અને બીજી રીતે તેની કદર કરવાનું તથા તેના ઉપર અભિપ્રાય આપવાનું કામ વાચકવર્ગનું છે એ વાત ભૂલાવી ન જોઇએ.

પુસ્તકની શરૂઆતનાં પ્રકરણમાં 'વિજય એટલે શું' અને વિજય મેળવવા માટે કયા કયા માર્ગ ગ્રહણ કરવા તે દેખાડવામાં આવ્યું છે. ત્યાર પછી વિજય મેળવવા માટેના આવશ્યક ગુણો વિશે જુદાં જુદાં પ્રકરણો લખ્યાં છે. મનુષ્યની પરીક્ષા, આયુષ્ય લંબાવવાની કળા, પૈસાદાર થવાની કળા, ઇંદ્રિય દમન, આત્મ વિશ્વાસ, વિગેરે જુદા જુદા વિષયો ઉપર એકેક પ્રકરણ લખ્યું છે. આ બધામાંથી મનુષ્યની પરીક્ષાનું પ્રકરણ ખરેખર રસ પડે એવું છે. **आकृतिर्गुणान् कथयति** (મનુષ્યની આકૃતિજ ગુણો બતાવી આપે છે.) એ મથાળાથી પ્રકરણ શરૂ થાય છે. અંદર આંખો ઉપરથી, નાક ઉપરથી, હોઠ ઉપરથી, વાળ ઉપરથી ગાલ ઉપરથી વિગેરે ઉપરથી મનુષ્યની પરીક્ષા કેમ કરવી તે બતાવેલું છે.

વિજય કળાનો વિષય નથી ઐતિહાસિક કે નથી નવલકથાને લગતો; તેમજ નિબંધમાળાનું નામ પણ આ ચોપડીને આપી શકાય એવું નથી.

કંઇક વિચિત્ર પ્રકારની આ ચોપડી છે. કર્તાનો હેતુ નૈતિક વિષય ચર્ચવાનો હોય એમ લાગે છે. આવી જાતની ચોપડીઓમાં તાજા, નવા, અને અસાધારણ વિચારો દર્શાવ્યા હોય તો જ એ આકર્ષક બની શકે. પણ વિજય કળામાં કોઇ પણ ઠેકાણે અસામાન્ય વિચારો જણાતા નથી. ઘણું ખરૂં તો એમાં એવુંજ છે કે આપણે સહુએ અત્યાર સુધીમાં બહુવાર સાંભળ્યું હોય અને ઘણે ઠેકાણે વાંચેલું હોય.

**ભારતનાં સ્ત્રી રત્નો**—ભાગ ૧-૩: પ્રયોજકઃ—શ્રી **શિવપ્રસાદ દલપતરામ પંડિત. સંપાદક અને પ્રકાશકઃ—ભિક્ષુ અખંડાનંદ, સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય** તરફથી. મૂલ્ય રૂ. ૬-૦-૦ (ત્રણે ભાગનું) ભારતનાં સ્ત્રી રત્નોનાં ત્રણ ભાગ છે. પ્હેલા ગ્રંથમાં પ્રાચીન અને સાધ્વીઓનાં ૧૧૩ ચરિત્ર છે. બીજા ગ્રંથમાં પ્રાચીન અને ઐતિહાસિક સ્ત્રી રત્નોના ૨૪૪ ચરિત્રો છે. અને ત્રીજા ગ્રંથમાં હાલની તથા અગાઉની ૧૭૧ સ્ત્રીઓના જીવન ચિત્રો છે. ભારતનાં સ્ત્રી રત્નો જોયા પછી એટલું તો સ્પષ્ટ લાગે છે કે જીવન ચરિત્ર સાહિત્યનું એક મુખ્ય અંગ છે, તેને ખીલવવાનો શ્રીયુત શિવપ્રસાદનો પ્રયાસ ખરેખર પ્રશંસનીય છે. વેદના સમયથી તે ઠેઠ આપણા પોતાના સમય સુધીની હિન્દવાસી સન્નારીઓના ચરિત્ર તથા તેમના જીવનના ઉચ્ચ ગુણ અને ઉન્નત ભાવનાઓનો બહુ સરસ રીતે આ ગ્રંથોમાં પરિચય કરાવવામાં આવ્યો છે. તે ઉપરથી ભિન્ન ભિન્ન કાળમાં ભારતવર્ષમાં સ્ત્રીઓની કેવી દશા હતી તે સબંધી વિચાર કરવાનું સાધન મળે છે. આ ત્રણે ગ્રંથોના અવલોકનથી ખાત્રી થાય છે કે ભારતવાસીઓનું માતૃકુલ ગૌરવ ભર્યું છે; દરેક સદ્ગુણમાં શ્રેષ્ઠતા ભોગવે એવી અનેક સન્નારીઓએ હિંદુસ્તાનમાંજ જન્મ લીધો છે. કેટલાક લોકોના મનમાં એવો ખોટો ખ્યાલ હોય છે કે આદર્શ સન્નારીઓ કેવળ બહુ પ્રાચીન યુગમાંજ થઇ ગઇછે; કલિયુગમાં તો સતીઓ થઇ શકેજ નહિં. એ ભૂલ ભરેલો મિથ્યા ખ્યાલ આ ભારતનાં સ્ત્રી રત્નો તોડી નાંખે છે. હિંદુસ્તાનના મધ્ય યુગમાં અથવા તો ઐતિહાસિક સમયમાં પણ અનુકરણ કરવા યોગ્ય આદર્શરૂપ સન્નારીઓ થઇ ગઇ છે એ વાતની સાક્ષી આ ત્રણ ગ્રંથો પૂરે છે. એટલુંજ નહિં પણ છેક આધુનિક સમયમાં પણ એવી અનેક સન્નારીઓ થઈ ગઇ છે કે જેમનાં સદ્ગુણોનું અનુકરણ કરીને જીવન સાર્થક કરી શકાય; એ વાતની ખાત્રી પણ ભારતનાં સ્ત્રી રત્નો વાંચ્યાથી થાય છે. હિન્દુ, બ્રાહ્મ, પારસી, મુસલમાન, શીખ, ખ્રિસ્તી વિગેરે વિવિધ કોમની જે જે ભારતની સ્ત્રીઓના જીવન ચરિત્રોમાં કંઇક વિશેષતા હોય તેમનો પરિચય, જાતિ, ધર્મ કે સંપ્રદાયનો ભેદભાવ રાખ્યા વગર કરવામાં આવ્યો છે. અવકાશને સમયે પુરાણ શ્રવણની પેઠે 'ભારતનાં સ્ત્રી રત્નો' સ્ત્રીઓને વાંચી સંભળાવામાં આવે તો તેમને આનંદ મળે એટલુંજ નહિં પણ તે સાથે ઘણું જાણવાનું મળે.

**સ્વ. ચુનીલાલ ઘેલાભાઇ શાહનું જીવન વૃત્તાંતઃ** લેખક શ્રી. **બ્રીજરત્નલાલ જમનાદાસ અક્કડ.** પ્રકાશકઃ સી. જી. શાહ મેમોરીયલ ફંડની કમીટી તરફથી, વી. સી, જાદવ અને કે. વી. હોરા. કિંમત રૂ. ૦-૧૨-૦.

સુરતની સાર્વજનિક એજ્યુકેશન સોસાયટીના સંસ્થાપક સ્વ. **ચુનીલાલ ઘેલાભાઇ શાહ**ના જીવન ચરિત્રની એક ન્હાની ચોપડી, સરળ અને સાદી ભાષામાં લખીને લેખકે એ સાચા સ્વાર્થત્યાગી અને નિષ્કામ આત્મભોગ આપનાર પુરૂષને યોગ્ય માન આપ્યું છે. આ જીવન વૃતાંત વાંચ્યાથી સ્પષ્ટ જણાય છે કે **अर्थं साधयामि वा देहं पातयामि** એ સૂત્ર રા. ભાઇ **શાહ**ના શરીરની રગેરગમાં પ્રસરી રહેલું હતું. સ્વ. શાહના જીવનનું અવલોકન કરતાં તરત ખબર પડે છે કે કાર્યદક્ષતા, કર્તવ્યપરાયણતા, નિયમ અને વ્યવસ્થાનું દઢ પરિપાલન અને સેવાપરાયણતા એમને કેટલાં બધાં પ્રિય હતાં. એક રીતે જોતાં એજ એમનાં જીવનનાં મુખ્ય અંગો હતાં. આ ચોપડીમાં સાર્વજનિક હાઇસ્કુલના ઇતિહાસને જરાક જોઇએ તે કરતાં વધારે મહત્વ આપ્યું છે એમ પ્હેલી નજરે લાગે છે પરંતુ સ્હેજ વધારે વિચાર કરતાં જણાય છે તેમ કર્યા સિવાય છૂટકો નથી, કારણ કે સ્વ. શાહનું જીવન અને સાર્વજનિક સ્કુલનો ઇતિહાસ એવાં એક બીજાની અંદર ગૂંથાઇ ગએલાં છે કે છૂટાં પાડી શકાયજ નહિં. સ્વ. શાહનું જીવન તેજ સાર્વજનિક સ્કુલનું જીવન છે.

**સૌ. સૌદામિની મ્હેતા.** (બી. એ.)

ગુણસુંદરી અને સ્ત્રીહિતોપદેશ

વર્ષ ૨૨ મું — જુન ૧૯૨૫ — અંક ૧૦ મો

# ચન્દન તલાવડીને તીરે.

લેખક: શ્રીયુત કેશવલાલ હ. શેઠ.

ચન્દન તલાવડીને તીરે, સાહેલડી !
પાણીડાં ગઇ'તી ઉઘડતે પ્હોર;
ન્હાણુાનાં નીતરેલ નીરે, સાહેલડી !
દીઠડાં કાંઇ કાંઇ કૌતુક ઑર.
—ચન્દન

જળને ઝોલે જળદેવી, સાહેલડી,
ઝૂલે ઝૂલે ને સ્નેહલીલા લખે;
દિલડાંની વાત કોને કહેવી, સાહેલડી !
માને તો મારી એક કથની કથે:
—ચન્દન

સન્ધ્યાનો ચન્દ્ર ચડયો રમણે, સાહેલડી !
પોયણે પોયણે રજની રમે;
કમલિની વીલાતે વદને, સાહેલડી !
જોતી ને રોતી જળ ખોળે નમે!
—ચન્દન

ઉગી ઉષા ને ડૂબી સન્ધ્યા, સાહેલડી !
કિરણે કિરણે કમળો ખીલે;
ચકોર, પોયણાં ને ચન્દા, સાહેલડી !
સૂતાં ર્‌હેરોડને પ્રકાશ સલિલે !
—ચન્દન

ઓપ્યો ઘડૂલો મ્હેં તો નીરે, સાહેલડી !
નીરે કમળોની કુંળી છાંયા ઢળે;
જોતી ને ન્હાતી જળતીરે, સાહેલડી !
તીરે કાયાના પડછાયા પડે :
—ચન્દન

ચડતીની ભરતીના ભાવે, સાહેલડી !
બેડલું ભરીને સંચરતી સખી !
ઉડતો મકરંદ આવે, સાહેલડી !
ઉઘડે ઉરે પાંખડી નાથ નિરખી !
—ચન્દન

આજે સરોવર કાંઠડે સાહેલડી !
સાંભર્યાં ને ઓસર્યાં સ્નેહરસણાં:
વ્હાલે વ્હાલમનાં આંગણે સાહેલડી !
ઢેંડાં ભરી ભરી લીધ મિઠડાં !
—ચન્દન



# બાળઉછેર.

લેખક : ડૉ. અમૃતલાલ હ. પટેલ,
એમ. બા., બી. એસ., ડી. પી. એચ., ડા. ટી. એમ.
(ઇગ્લેંડ), હેલ્થ ઓફીસર, સુરત.



બાળઉછેરનો વિષય દેશની ઉન્નતિ માટે એટલો બધો અગત્યનો છે કે તેને માટે જનસમાજ તરફથી જેટલો પ્રયત્ન થાય તેટલો ઓછોજ ગણાય. પુરાણી આર્ય સંસ્કૃતિમાં બાળઉછેરની ખાસ વિદ્યા હતી અને પ્રાચીન ભારત પોતાના બાળકોની સંભાળ માટે દરેક કાળજી રાખતો હતો. આ વિષયમાં પ્રાચીન આર્યો એટલા બધા પારંગત થયેલા હતા કે તેમનું અનુકરણ બીજા દેશના લોકો પણ કરતા હતા. બાળઉછેરના વિષય સંબંધી જોઇએ તેટલી માહિતી આપણાં ધર્મશાસ્ત્રોમાં મળી આવે છે.

જે દેશમાં માતા અને પિતા થવાની યોગ્યતા પ્રાપ્ત કરવા માટે પુરૂષને ૨૫ વર્ષ સુધી અને સ્ત્રીને ૧૬ વર્ષ સુધી આદર્શરૂપ બ્રહ્મચર્ય પાળવું પડતું અને ગુરૂકુલમાં વાસ કરવો પડતો હતો તે દેશના સારાં બાળકો ઉત્પન્ન કરવાના અને બાળકોને સારી રીતે ઉછેરવાના જ્ઞાન માટે શંકા કેમ લાવી શકાય?

પાશ્ચાત્ય ડાક્ટરોએ હજુ આ વિદ્યા સંબંધી શોધખોળ કરવાની તસ્દી લીધી નથી. આપણી પ્રાચીન બાળઉછેરની પદ્ધતિ કેટલી ઉન્નત અને વિજ્ઞાનના આધારે રચાયેલી હતી તેનું દિગ્દર્શન આપણા સોળ સંસ્કારો કરાવે છે. આપણા શાસ્ત્રોમાં વર્ણવેલા ગર્ભાધાન સંસ્કાર, સીમંતોન્નયન સંસ્કાર અને જાતકર્મ સંસ્કાર વિગેરે, આપણા બાળઉછેરની વિદ્યાનાં મહાન્ પ્રકરણો છે! પરંતુ અફસોસ! આ સંસ્કારોની આજકાલ કોને દરકાર છે? સ્વામી દયાનંદે આ વિષયમાં શોધખોળ કરી, ઉપયોગી ગ્રંથો લખી અને ભાષણો આપી પોતાનો દેહ પણ અર્પણ કર્યો. મહાત્મા મુન્શીરામ, આ વિષયમાં પ્રયોગો કરી, શાસ્ત્રીય સિદ્ધાંત અનુસાર સંસ્કારિત થયેલા બાળકો ઉછેરવા ગુરૂકુળો સ્થાપી આખરે સન્યાસી પણ થઇ ગયા. સ્વામી દર્શનાનંદે આજ પવિત્ર કાર્ય માટે પોતાના આત્માનું બલિદાન આપ્યું. પરંતુ આ અભાગી ભારતવર્ષ હજુ સૂતોજ છે.

ઉપનિષદમાં એક એવી મતલબની કથા છે કે એક માતા પોતાના સાત વર્ષની ઉમરના બાળકને કેળવણી આપવાની પ્રાર્થના કરવા પોતાના કુલગુરૂ પાસે ગઇ. ગુરૂએ તે માતાને સવાલ કર્યો કે "હે માતા! તારા બાળકને વિદ્યાદાન આપવા અને તેની શારીરિક અને માનસિક ઉન્નતિ કરવા તેં તેની સાત વર્ષની ઉમરમાં તે વિષયમાં કાંઇ પ્રયત્ન કર્યો છે કે નહિ?" માતાએ જવાબ આપ્યો: "નહિ મહારાજ! મેં તે વિષયમાં કાંઇજ પ્રયત્ન કર્યો નથી." ત્યારે ગુરૂએ કહ્યું: "હે પુત્રી! બાળકની ઉન્નતિ અને કેળવણી માટે તો તારે તેના ગર્ભાધાનથીજ કાળજી રાખવાની જરૂર હતી અને તેં આ બાબતમાં કાંઇજ યત્ન કરેલો નહિ હોવાથી હું તારા આવા અસંસ્કારી બાળકને શિષ્ય તરીકે સ્વીકારીશ નહિ." આ વાત આપણને એ

બતાવે છે કે આપણા દેશમાં બાળઉછેર માટે ગર્ભાધાનથીજ સંભાળ લેવામાં આવતી હતી. પ્રાચીન બાળઉછેરની પદ્ધતિ ઉપરનો આ લેખ નથી. તે વિષય ઉપર લખવાની મારી યોગ્યતા પણ નથી. આ લેખમાળા લખવાનો મારો ઉદ્દેશ વર્તમાન સ્થિતિને અનુસરીને બાળકોને ઉછેરવા સંબંધી કાંઇક ઉપયોગી માહિતી આપણી બ્હેનોને આપવાનો છે.

બાળઉછેરના મુખ્ય ત્રણ ભાગ પાડી શકાયઃ (૧) બાળકની તેના જન્મ અગાઉની સંભાળ, (૨) બાળકના જન્મ સમયની સંભાળ, (૩) બાળકના જન્મ પછીની સંભાળ. આમાંનાં પ્હેલા વિભાગમાં બાળકને અંગે ગર્ભવતી સ્ત્રીની યોગ્ય સંભાળનું મુખ્ય વિવેચન આવશે.

### માતા કોણ થઇ શકે?

માતા બનવું તે કેટલું ગંભીર કાર્ય છે તેની ખબર આપણી બાર વર્ષની ઉમરે બાળક પેદા કરનારી માતાને ક્યાંથી હોય ? માતૃત્વ તે કેટલો ગંભીર વિષય છે? માતૃત્વની પાછળ કવિઓ અને ધર્મશાસ્ત્રકારો તો ગાંડા બની ગયા છે ! વેદશાસ્ત્રો તો **માતૃ દેવો ભવ, પિતૃ દેવો ભવ, આચાર્ય દેવો ભવ**, એમ પોકારી પોકારી, માતાને બધાના કરતા અગ્રસ્થાન આપે છે. સેંકડો શૂરા સેનાધિપતિઓને નમાવનાર મહાન્ નેપોલીયન સહસ્રવાર માતાને પ્રણામ કરતો હતો ! સંસારથી વિરક્ત થયેલો યોગી પણ ઇશ્વર ઉપર આફરીન થઇ તેને માતા કહીજ સંબોધે છે !

### બાળક તે શું છે?

પ્રેમ જગતમાં મહાન્ અને અદ્દભુત વસ્તુઓ પેદા કરવાવાળી શકિત છે ! જગત્ જે ઇશ્વરની કૃતિ છે તે પ્રભુના પ્રેમનું જ પરિણામ છે ! મહર્ષિ વ્યાસનું ગીતાનું કવન તે તેમના ઇશ્વર પ્રત્યેના પવિત્ર પ્રેમનો ઉભરો છે. કાલિદાસ અને શેકસ્પીયરની કૃતિઓ તે તેમનાં કવિતા દેવી પ્રત્યેના અનુપમ પ્રેમનું જ પરિણામ છે ! સુએઝની નહેર તે મહાન ફ્રેન્ચ શિલ્પકાર લેસપ્સના શિલ્પ વિદ્યા તરફના અત્યંત પ્રેમનું પરિણામ છે, નહિ કે તેની ધન પ્રત્યેના લોલુપતાનું ! પરંતુ આ જગતમાં મોટામાં મોટી એ અદ્દભુત વસ્તુ ઉત્પન્ન કરવાવાળી શકિત તો સ્ત્રી અને પુરૂષ વચ્ચેનો પવિત્ર પ્રેમ છે ! અને આ પ્રેમનું પરિણામ તે "બાળક" છે ! આટલા માટે એમ કહેવાય છે કે માતા તે સૌથી મહાન્ શિલ્પકાર છે, અને માતા પિતાના પ્રેમના પરિણામ રૂપે પેદા થયેલું બાળક તે જગતની અદ્દભુતમાં અદ્દભુત વસ્તુ છે. બાળકરૂપી, ઇશ્વરની દયાની પ્રસાદીનું પતિ પત્નીના પવિત્ર પ્રેમના પરિણામનું યોગ્ય રીતે જતન કરવું તે દરેક શહેરીની પહેલી ફરજ છે.

### પિતૃત્વ શું છે?

જગતમાં પુરૂષની મોટામાં મોટી મગરૂબી તો પિતૃત્વ જ છે. જે પુરૂષ યુવાવસ્થામાં તોફાન, સ્વાર્થ અને એશઆરામમાં જીવન ગાળતો હોય છે તે પિતા બનતાં શાંત, નિસ્વાર્થ અને સાદો બની જાય છે. ટુંકમાં તે 'બાળક' મટીને 'પિતા' થાય છે અને પોતાની પ્યારી પત્ની તરફના પવિત્ર પ્રેમના પરિણામ રૂપી બાળકનું દરેક રીતે જતન કરવા માટે તેનામાં કુદરતી પ્રેરણા થાય છે. પિતા બનનારા પુરૂષની પિતા તરીકેની ફરજ બાળકના ગર્ભાધાન સંસ્કારથી શરૂ થાય છે અને તે ફરજ પિતા મૃત્યુ પર્યંત ખુશીથી બજાવે છે. યુવાન પિતાને પોતાના નાના બાળક પ્રત્યે જેવો પ્રેમ હોય છે તેવોજ પ્રેમ ૯૦ વર્ષનાં ડોસાને પોતાના ૬૦ વર્ષના વૃદ્ધ પુત્ર માટે પણ હોય છે!

પત્ની ગર્ભવતી થાય ત્યારે પતિની ફરજ છે કે તેની બરાબર સંભાળ લેવી. કુશળ

માળી જેમ ફૂલની નાજુક વેલડીને પ્રેમ અને સંભાળપૂર્વક જાળવે છે તેમ સ્નેહાળ પતિએ પણ પોતાની ફૂલવેલડીની સંભાળ પ્રેમ અને કાળજીથી લેવી જોઇએ. પત્નીની આ અવસ્થા બહુ નાજુક હોય છે અને તેની કેવી કાળજી રાખવી તે પતિએ બરાબર શીખવાની અને તે મુજબ વર્તવાની તેની ગંભીર ફરજ છે. પતિએ પત્નીના આ કટોકટીના સમયમાં તેને દરેક રીતે મદદ કરવી જોઇએ. પોતાના વૈદ્ય, ડાક્ટર અથવા નર્સની સાથે પૂર્ણ સહકાર કરીને, પત્નીની તથા તેના ઉદરની અંદર રહેલા બાળકની જીંદગી માટે ગંભીર રીતે સાવચેતી રાખવી જોઇએ. પતિએ પત્નીની આ અવસ્થામાં સ્વભાવે શાંત અને માયાળુ રહેવું જોઇએ અને તેની સાથે એક આનંદી મિત્રની માફક વર્તવું જોઇએ.

### દિવ્ય સંદેશ !

માતા પિતાઓ ! યાદ રાખજો કે તમારે તમારા બાળકની સંભાળ એક રાજપુત્રની સંભાળ જેટલી કાળજીથી રખાય છે તેટલીજ કાળજીથી રાખવી જોઇએ. એજ તમારો સાચો ધર્મ છે. રાજપુત્રની જરૂરીઆત અને તમારા બાળકની જરૂરીઆત બાલ્યાવસ્થામાં તો સરખીજ છે ! દુનિયામાં વેચાતી કીંમતીમાં કીંમતી પ્રવાહી કરતાં, બાળકને કુદરતે બક્ષેલું, પોતાની પ્રેમાળ માતાનું દુધ વધારે હિતકર અને ઉપયોગી છે. રાજમાતા અને એક ગરીબ ભિખારણના સ્તનમાંથી ઝરતા દૂધમાં જરાપણ તફાવત નથી ! અહા ! ઈશ્વરનો કેટલો સરસ ન્યાય અને સમદ્રષ્ટી !

### બાળક શું કહે છે ?

"હું ઇશ્વરનો પયગંબર છું, ખુદાની ખુદાઇ. જગત્ મારાથી ચાલી શકે છે. મારૂં કાર્ય જગતને વધારે સુખી બનાવવાનું છે. હું જીવવા હસવા, રમવા, શહાવા અને કાર્ય કરવા ઇચ્છું છું. મારે ચોખ્ખું દુધ, સ્વચ્છ હવા અને પુરતાં કપડાં જોઇશે. મારે માતા અને પિતા ઉપરાંત, સગાંની, સ્નેહીઓની, પ્રજાની રાજ્યની પણ સંભાળ અને સહાનુભૂતિ જોઇશે. હું જગતની આશા છું. ભવિષ્યનો શહેરી છું. મને સુખ આપશો તો તમારી આશા ફળીભૂત થશે. જગત્ સુખી બનશે ! અસ્તુ !!"

### ગર્ભવતી સ્ત્રી અને ઉદરની અંદરના બાળકને શેની જરૂર છે !

ગર્ભાવસ્થામાં, જન્મ સમયે અને જન્મ પછી બાળક અને તેની માતાને મુખ્ય આઠ જરૂરીઆતો છે. આ જરૂરીઆતો સાદી, સીધી અને બીનખર્ચાળ છે. આ આઠ વસ્તુઓ બાળક માટે તૈયાર રાખો તો તે બીજું કશું નહિ માગે. બાળક જો ગર્ભાવસ્થામાં બોલી શકતું હોત તો આ આઠજ વસ્તુઓની માંગણી કરત! જો બાળકને સુખી અને તંદુરસ્ત રાખવું હોય તો આઠમાંથી એક પણ ઓછી વસ્તુ નહિ ચાલે. આ આઠ જરૂરીઆતો નીચે મુજબ છેઃ—

(૧) વ્યવસ્થિત ગૃહ.

(૨) યોગ્ય ખાનપાન

(૩) ચોખ્ખી હવા.

(૪) પુરતી નિદ્રા અને આરામ.

(૫) યોગ્ય કપડાં અને સ્વચ્છ ગૃહ

(૬) ગરમ જલથી નિયમિત સ્નાન.

(૭) અવર નવર ડાકટરી તપાસ અને દેખરેખ.

(૮) માતા પિતાનો પ્યાર.

હવે આપણે બાળ ઉછેરના પહેલા વિભાગ ઉપર વિચાર કરશું. "બાળકના જન્મ અગાઉની સંભાળ" એ વિભાગમાં "માતાની સંભાળ" એ વિષય મુખ્ય છે.

સ્ત્રીને ગર્ભ રહે તેની ખબર પડે કે તરત જ તેની વૈદકશાસ્ત્ર અનુસાર સંભાળ લેવી અગત્યની છે. ગર્ભાવસ્થામાં પ્રસુતિ વખતે અને પ્રસુતિ પછી લેવાતી સંભાળ ઉપરજ માતાની તથા બાળકની તંદુરસ્તીનો આધાર છે. જાણ્યે અજાણ્યે આ વિષયમાં પતિ, સાસુ, અને સસરાની બેદરકારીથી હજારો અબળાઓ અને નિર્દોષ બાળકો અકાલ મૃત્યુની વેદીપર હોમાય છે. અત્રે યાદ રાખવું જરૂરી છે કે ગર્ભવતિ સ્ત્રીની યોગ્ય સંભાળ લેવામાં જે ખર્ચ થાય છે તે ખર્ચ સંભાળ નહિ લેવાયલી ગર્ભવતી સ્ત્રી જ્યારે માંદી પડે છે ત્યારે તેની દવા વિગેરે કરવામાં જે ખર્ચ થાય છે તેના કરતાં ઘણો ઓછો થાય છે.

## ગર્ભ રહ્યો છે કે કેમ તે કેવી રીતે જાણવું?

સ્ત્રીને ગર્ભ ચોક્કસ રહ્યો છે કે નહિ તે જાણવું બહુ જરૂરી છે. કારણ કે તે ઉપરથી પ્રસુતિ માટે દરેક પગલાં વખતસર લેઇ શકાય છે. નીચે વર્ણવેલી કેટલીક નિશાનીઓથી ગર્ભ રહ્યો છે કે નહિ તે જાણી શકાશેઃ

(૧) અટકાવનું બંધ થવું.

માસિક ઋતુ નિયમિત આવતો હોય અને જો લાગલગાટ બે માસ સુધી ન આવે તો સાધારણ રીતે માની શકાય કે ગર્ભ રહ્યો છે.

(૨) સ્તનનું વધવું અને કઠણ થવું.

ગર્ભ રહે છે ત્યારે સ્તનના કદમાં વધારો થાય છે, છાતી ભારે લાગે છે અને સ્તનના ઉપર જરાક વાગવાથી પણ દુઃખાવો થાય છે, નસો તરી આવે છે અને કોઇ કોઇ સમયે સ્તનમાં અતિશય લોહીની આવજાવને લીધે, હૃદયમાં જેવા ધબકારા થાય છે તેવા સ્તનમાં ધબકારા થાય છે. લગભગ સાતમે આઠમે મહિને સ્તનનું મુખ વધુશ્યામ થાય છે અને સ્યામનાનો ઘેરાવો પણ મોટો થાય છે.

(૩) પેશાબ કરવાની હાજતમાં વધારો થવો.

ગર્ભ રહ્યા પછી બે ત્રણ માસ સુધી ઘડી ઘડી પેશાબ કરવાની જરૂરત પડે છે.

(૪) સવારમાં ઉલટી થવી અને મોઢામાં મોળ છુટવી.

કેટલીક ગર્ભવતી સ્ત્રીઓને સવારમાં ઉઠે કે તરત મોઢામાં મોળ છૂટે છે અને ઉલટી થાય છે. આ ચિન્હો સાધારણ રીતે ત્રણ માસ પછી બંધ થઇ જાય છે.

ઉપરની નિશાનીઓથી સાધારણ રીતે એમ માની શકાય કે સ્ત્રી ગર્ભવતી થઇ છે. પરંતુ આમાંની બધી અથવા થોડી નિશાનીઓ, ગર્ભાશય અને રજ ઉત્પન્ન કરવાવાળી પેશીઓમાં (ovary) ઉત્પન્ન થતી ગાંઠો અથવા બીજા તેવાજ રોગોમાં પણ માલુમ પડે છે. પરંતુ સ્ત્રી જો સાધારણ રીતે તંદુરસ્ત હોય તો ઉપર વર્ણવેલી નિશાનિઓથી, રોગથી ઉત્પન્ન થયેલી ગાંઠો કરતાં, ગર્ભ રહેલો છે તેમ માનવાને જરાપણ વાંધો ન હોઇ શકે.

પરંતુ ગર્ભ રહ્યો છે કે નહિ તેની ચોક્કસ નિશાનીઓ તો ગર્ભ રહ્યા પછી અઢારથી ઓગણીસમે અઠવાડીયે દેખાય છે અને તે નીચે મુજબ છેઃ

(૧) બાળકનું ગર્ભાશયમાં ફરવું.

(૨) બાળકના હૃદયના અવાજનું સંભળાવું.

બાળકના હૃદયનો અવાજ ડાકટરો સ્વર વાહક યંત્ર (Stethoscope) થી સાંભળી શકે છે અને ગર્ભાશયમાં બાળકનું હરવું ફરવું સ્ત્રી પોતે પણ પારખી શકે છે. ગર્ભ રહ્યો છે તેની ખાત્રી થાય પછી થોડાજ સમયમાં સ્ત્રીએ ડાકટરને શરીર જરૂર બતાવવું. આમ કરવાથી નીચે જણાવેલા ફાયદા થાય છેઃ-

(૧૦) શરૂ થતો કોઇ પણ રોગ પારખી શકાય અને તેનો ઇલાજ સવેળા થાય.

(૧૨) પ્રસુતિ નિયમિત અને કોઈપણ જાતના જોખમ વગર થશે, કે કેમ. તેની આગાહી કરી શકાય.

કેટલાક સ્રીઓનું ગર્ભાશય રહેવાનું હાડપિંજર (pelvis) એટલું બધું સાંકડું હોય છે કે પુરા દીવસના બાળકનું માથું તેમાંથી બહાર નિકળીજ શકે નહિ અને જો આવા સંયોગોમાં ગર્ભ મોટો થતો જાય તો આખરે પેટ ચીરીને બાળકને બહાર કાઢવું પડે છે. પ્રસુતિગૃહોમાં દાખલ કરવાની ગર્ભવતી સ્રીઓના ગર્ભાશય રહેવાના હાડપીંજરનું માપ ડાકટરો અગાઉથીજ લઇ લે છે અને ગર્ભ બરાબર વગર શસ્રક્રિયાએ બહાર નિકળી શકશે કે નહિ તેની ખાત્રી અગાઉથી કરી લે છે.

નીચે જણાવેલાં કોઇ પણ ચિન્હો જો ગર્ભવતી સ્રીને જણાય તો તરતજ ડાકટરી સલાહ લેવી:—

(૧) સખત અને ચાલુ ઉલટી થવી.

(૨) માથાનો સખત દુઃખાવો થવો.

(૩) ઘડી ઘડી આંખે અંધારાં આવવાં.

(૪) અતિશય શ્વાસ ભરાઇ આવવો.

(૫) આંખે ઝાંખ આવવી અથવાં દષ્ટિ આગળ કાળા પડછાયા દેખાવા.

(૬) આંખનાં પોપચાની આસપાસ અથવા મોઢા ઉપર સોજા ચડવા.

(૭) હાથ, પગ, અથવા ઘુંટીઓએ સોજા ચડવા.

(૮) પેટ, પેડું અથવા હોજરીમાં સખત દુઃખાવો થવો.

(૯) ગુપ્ત ભાગમાંથી કોઇ પણ પ્રકારનું લાલ, સફેત કે પારદર્શક પ્રવાહીનું વહેવું.

(૧૦) ગર્ભની અંદરના બાળકનું લાંબા સમય સુધી હાલવું ચાલવું બંધ થઈ જવું.

(૧૧) સ્તનનો સખત દુઃખાવો અથવા પાકવું.

(૧૨) બહુ થોડો પેશાબ આવવો અથવા ઘટ અને લાલ પેશાબ આવવો.

ગર્ભ રહ્યા પછી સ્રીનો પેશાબ એક બે વખત ડાકટર પાસે તપાસાવવો બહુ જરૂરી છે કારણ કે તેની તપાસથી ગર્ભવતી સ્રીને થનારા કેટલાક ભયંકર રોગો વેળાસર જાણી શકાય છે અને તેના ઉપાય લઈ શકાય છે.

ઉપર વર્ણવેલા રોગોનો જો યોગ્ય ઉપાય વેળાસર લેવાય અને ઉપરના રોગોથી પીડાતી ગર્ભવતી સ્રીની સંભાળ ડાકટરની સલાહ મુજબ રાખી શકાય તો પ્રસુતિ અગાઉ, પ્રસુતિ સમયે અને પ્રસુતિ પછી પીડાઇને મરી જતી હજારો સ્રીઓનું જીવન બચાવી શકાય અને બાળકોનું મરણ પ્રમાણ ઓછું થઈ શકે. આપણા દેશમાં મુએલાં જન્મેલાં, અને જન્મ પછી તરતજ મરણ પામતા બાળકોની સંખ્યા ઘણીજ છે અને આનું મુખ્ય કારણ આપણી માતાઓ અને બાળકો પ્રત્યેની બેદરકારી છે.

(આ લેખનો વિશેષ ઉપયોગી ભાગ આવતા અંકમાં અપાશે.)



# પ્રણય બંસી.

બંસી મધુરી બજાવે અલી એતો—

કૃષ્ણ કનૈયો કાલિંદીને કાંઠડે
રંગથી રાસ રમાડે,
ભાવ ભીનાં ભરી કાતિલ કામણ
અંગે અનંગ જગાડે...... ...અલી.

મોહન મોહથી મોહની નાંખી
મોહમાં મ્હોં મલકાવે,
મુગ્ધ મહિયારીને ઘેલી કરી અલી.
પ્રેમના પાઠ પઢાવે.........અલી.

નૌતમ નાચ કરે નીપ નીચે ને
અંગમાં જંગ મચાવે,
મસ્ત બની ઝાંઝરી ઝણકારથી
નટવર થૈ થૈ પુકારે.........અલી.

ઝાડનાં ઝુંડની મનહર ડાળી
લળી લળી શીષ નમાવે,
નીર યમુનાનું કલકલ કરતું
વિહ્વલ પાદ ચીંતવે ........અલી.

યોગી મુનિ બધા યોગ મૂકીને
પ્રેમના યોગ મચાવે,
કામણગારો કેલિ કરી અલી
ચૈતન્ય જ્યોત જગાવે...... ...અલી

પ્રદ્યોત.




"જો તને આ કેમ લાગે છે ? હું તો ધારું છું કે એને માટે મ્હેં જે ખર્ચ કર્યું છે તેના બદલામાં ઘણીજ કીંમતી ચીજ મ્હારે હાથ લાગી છે." એમણે બહારથી આવતાંજ કોટ ટોપી ઉતારીને મારી પાસે બેસીને કહ્યું. અમારા લગ્ન એક માસ ઉપરજ થયા હતાં અને અમારા નાજુકડા સ્વચ્છ મકાનમાં સર્વ ચીજ એવી તો યોગ્ય રીતે ગોઠવેલી હતી કે તે હરકાઇને ઉઠીને આંખે વળગતી હતી.

ઉપર પ્રમાણે વાત કરતાં એમણે પોતાના ગજવામાંથી મખમલની જડેલી એક ડાબલી કાઢી. તેની ચાંપ દબાવતાંજ તેમાંથી હીરાના ઝગઝગાટે મ્હારી તો આંખોજ અંજાઇ ગઇ. " આહ ! વ્હાલા કેવી મઝાની છે ? " મારાથી બોલ્યા વિના રહેવાયુંજ નહીં.

'તને એ ગમે છે ?' મ્હારી સામું, અંતઃકરણના પૂર્ણ સંતોષને પ્રગટ કરતી એકાગ્ર દષ્ટિથી જોતાં જોતાં તેમણે પૂછ્યું.

" અરે, આવી સુંદર ચીજ તો મેં મારી જીંદગીમાં કોઇવાર જોઇ નથી." મેં જવાબ આપ્યો.

" લાવ, ત્હારી ટચલી આંગળી મારી પાસે લાવ કે તેના ઉપર પહેરાવીને હું કૃતાર્થ થાઉં. મને તો લાગે છે કે તારા કોમળ-ઉજ્જવલ હસ્તના સ્પર્શથી એ અધીક દેદીપ્યમાન્ લાગશે. "

મ્હારો જીવ આ વેલા હથેલીમાં આવીને બેઠો હતો, અને મારા હર્ષનો તો પારજ નહોતો ખરી વાત એ હતી કે અમે કંઇ ધનાઢ્ય નહોતા, તેથી આજ સુધી તેઓ મ્હને કંઇ કીંમતી ભેટ આપી શકયા નહોતા. મ્હારા હાથે એક સાદી સોનાની વીંટી હતી અને તે એમણે આપેલી હોવાથી, હું તેથીજ પોતાને સુખી માનતી હતી. અમારો સંબંધ થયો અને લગ્નની પવિત્ર ગાંઠથી અમે જોડાયા ત્યારથીજ હું એમ માનતી હતી કે મ્હારા જેવી કોઇ ભાગ્યશાલી હશે નહી. મ્હેં કોઇ દહાડે પણ એમને આવી ચીજ મારે ઇસારો કર્યો ન હતો, પણ કદાચ એમણે મારા મનની વાત જાણી લીધી હોય તો કોણ જાણે. તે દહાડે સવારેજ તેમણે મને કહ્યું હતું કે ' વ્હાલી, આજ તો મ્હને તડાકો પડયો છે. આપણાં દુર્લભકાકાના વારસામાં રૂપીયા ૭૦૦૦ ) હજારની રકમ મારે ભાગ આવી છે, એટલે હવે તારે સારૂ કંઇ નાનકડી ભેટ હું લેતો આવીશ. ' અને ખરેખર થયું પણ તેમજ. કામથી પરવારીને પાછા ફરતાં, એ મ્હારે માટે એક ઉંચી કીંમતના હીરાની વીંટી લેતા આવ્યા હતા.

હું તો એ વીંટીને જોયાજ કરતી હતી, અને એમના મ્હારા ઉપરના પ્રેમની આ નવી નીશાની માટે એમને કંઠે વળગીને હર્ષના આંસું પાડતી હતી.

" જો, સરલા, તને ખોટું ન લાગે તો એક વાત કહું. " એમણે વાત આગળ ચલાવી " આ વીંટી એક જુના દાગીના

વેચનાર ઝવેરીને ત્યાંથી લીધી છે. તે મારો દોસ્ત છે. હું જાણતો હતો કે નથી લેવા જઇશું તો મનમાનતી નહી મળે. અને આવી ચીજ કંઇ રોજ હાથ આવતી નથી. એ દુકાનપર મ્હારા જોવામાં આવી, અને મારું મન એમ કહેવા લાગ્યું કે લેવી તો આજ. હીરાની પરીક્ષા હું કંઇક કરી શકું છું તેથી જુના માલ તરીકે આ જરા ઓછામાં આવશે, પણ ખરી રીતે તેની કીંમત જે આપવી પડશે તેના કરતાં બમણી અંકાય એવી છે. હું જ્યારે વીંટી લેવા દુકાનમાં ગયો ત્યારે એક ગામડીયાના જેવા લુગડાં પહેરીને કોઇક માણસ તેની બારીમાંથી અંદર ડોકીયાં કરતો હતો. મ્હેં જ્યારે આ વીંટી ખરીદીને લીધી ત્યારે તો એનો જાણે જીવજ નીકળી જતો હોય: અને જાણે પોતે કેમ ઉપાડી જવા માગતો હોય એવું મને તેની ફાટેલી આંખોપરથી લાગ્યું. પૈસા ચુકાવીને હું બહાર આવ્યો ત્યારે પણ તે ત્યાંનો ત્યાંજ ઉભો હતો. એની પાસે થઇને હું નીકળ્યો ત્યારે મને જરા હડસેલો મારીને એ કહેવા લાગ્યો: " ઊં–તમે લઇ જાઓછોને ! ભલે જાઓ. મજા કરો. " આવા એના તોછડાઇ ભરેલા શબ્દો સાંભળી મને એમ થયું કે એને પોલીસમાં પકડાવી દઉં. પણ ફરીને જોવા લાગ્યો ત્યાં તો એ કોણ જાણે ક્યાંય છટકી ગયો, તે ફરીને મ્હારા જોવામાં આવ્યોજ નહિ. પણ અરે ! આ એકાએક શું થયું ? " મ્હને જરા ઉદ્વિગ્ન થયેલી જોઇને એ બોલ્યા.

" કંઇ નહી વ્હાલા ! મને એ બીચારા ગરીબની દયા આવે છે. "



ચિત્રકાર: ] " તને એ ગમે છે ? " મ્હારી સામું [ શ્રીયુત નાણાવટી.
...એકાગ્ર દ્રષ્ટિથી જોતાં તેમણે પૂછ્યું.

" એમાં વળી દયા કેવી ? હશે એ વાતનો હવે લાંબો વિચાર કરવા જેવું નથી. એવા ઉઠાઉગીર ઘણાએ રાત દીવસ ભટકે છે. તને આ વીંટી ગમી તે જાણીને હું બહુ ખુશી થયો છું. હું ધારતોજ હતો કે એ તને ગમશે. પણ વહાલી! આજ તને મ્હારે એક આણગમતી ખબર કહેવાની છે. "

હું તો આ સાંભળીને ચમકી ઉઠી. પણ એમણે ધીરજ આપીને કહ્યું: " ગભરા ના

બીજું કંઇ નથી. માત્ર એટલુંજ કે આજે મ્હારે એકમાં જરૂરી કામ હોવાથી રાત્રે રોકાવાનું છે, તેથી નવની ગાડીમાં હું પાછો જઇશ સવારના પાંચ વાગે તો હું આવતો રહીશ. પણ તને એક રાત એકલા રહેવું ફાવશે ? "

" મ્હને તો નહીજ ગમે. પણ હું વહેલી સુઇ જઇશ અને તમારા આવવા ઉપરજ જાગીશ. હું કંઇ ડરૂં છું એમ તો છેજ નહી માટે એ વાતની ફીકર રાખશો નહી. "

" ધન્ય છે તને. હવે મને નિવૃત્તિ થઇ. ત્હારામાં આટલી હીંમત હશે એમ હું જાણુનો નહોતો. ચાલ હવે વાળુ કરી લઇએ. "

અમારે ત્યાં જે બાઇ કામ કરતી હતી, તે અમારા ઘરમાંજ સુતી હતી. તેની બેન માંદી હોવાથી તેણે તે દીવસ જવાની રજા માંગી હતી, તેથી તે પણ આજ રાત્રે નહી હોય એ વાતની મ્હને આ વેળા સ્મૃતિ રહી નહી. પણ વાળું કરતાં મને એ વાત યાદ આવી. તેની સાથે એવો વિચાર આવ્યો કે હવે એમને કહું કે ન કહું. કહીશ તો એમને ઉલટી વધારે ચિંતા થશે, અને એકનું કામ, તેથી હું એકલી પડું કે ન પડું તો પણ ગયા વગર તો ચાલશે નહી. તેથી કહેવામાં ફળ નથી એમ ધારીને આનંદથી અમે પ્રેમ-ગોષ્ટી કરતાં કરતાં ભોજનનો સ્વાદ લેતાં હતાં, તેમાં ભંગાણ પડાવે એવું કશું મ્હેં કર્યું નહી. મ્હારી આંગળી ઉપર ચમકારા મારતી પેલી વીંટી ઉપર એમનું ધ્યાન વખતો વખત જતું અને એના એ વખાણ કર્યાંજ કરતા.

" હવે વ્હાલી ! મ્હારે જવાનો વખત થયો. " મ્હારા હાથમાંથી પાન લેતાં લેતાં એમણે મને કહ્યું. " જો. ખુબ નિદ્રા લેજે, અને પાછલી બારીની કુંચી આપણે સંતાડીએ છીએ ત્યાંજ મૂકી રાખજે, એટલે હું તને ઉંઘમાંથી જગાડયા વગર તે રસ્તેથી અંદર આવી શકું. જો બારી બારણા બરાબર બંધ કરાવજે. મ્હેં હમણાંજ સાંભળ્યું છે કે આપણા મકાનની પડોશમાં આસપાસ કોઇ-વાર ચોરીઓ થાય છે માટે સાવચેત રહેજે."

" દરિદ્રાવસ્થામાં કંઇક સુખ તો છે." મ્હેં હસ્તે ચહેરે કહ્યું." આપણે ત્યાંથી લઇ પણ શું જવાનું છે ? "

" હા. ખરેખર પેલી વીંટી સિવાય તો બીજું કંઇ એવું નથી. " એવું કહેતાં કહેતાં એ વિદાય થયા અને એક પળમાં હું એકલી પડી.

મ્હને કંઇ ડર લાગતો નહોતો. શરૂઆતમાં તો કંઇ તેવું કારણ ન હતું. હું સુતી ત્યારે ગાઢ નિદ્રાને વશ થતી, અને તેમાં વળી હમણાં હમણાં તો એમની સાથે બેચાર દીવસ થયાં નાટક અને સીનેમેટોગ્રાફ જોવા જતી, એટલે ઉજાગરા પણ થયેલા. એટલે આજ તો મ્હને સારી ઉંઘ આવવામાં કંઇ વાંધો આવે એમ નહોતું. એમના ગયા પછી વાસણ સાફ કરી મ્હારી હંમેશની રીત પ્રમાણે, સર્વ ચીજ ઠેકાણે મૂકી હું બારી બારણા બંધ કરવા ઉઠી.

અમારા ઘરની પડોસમાં બીજા બંગલા હતા. પણ તે જરા છુટા છવાયા હતા. આગળના ભાગમાં એક ન્હાની સરખી વાડી હતી અને બાજુનો બંગલો ખાલી હતો. દાદરે ચડતાં મને વીચાર થયાં કે અહીં કોણ જાણે છે કે હું અહીં એકલી છું એટલે મ્હારે ભય રાખવાનું કંઇ કારણ નથી. પણ બારી બારણા અને જાળીયાંનો બંદોબસ્ત એવો મજબુત નથી કે કોઇ આવવા માગે તો ન આવી શકે. પણ આવા વિચારો આવતાં મને મ્હારી મૂર્ખાઇ ઉપર હસવું આવ્યું અને હું સુવાની તૈયારી કરવા માંડી. પલંગમાં

પડતાં પડતાં હું જરા બારી આગળ જઇને તેને અધખુલી કરીને અંદરથી હંમેશની માફક જોવા લાગી. તે વેળાયે મ્હારા હાથ પરની વીંટી ઉપર દીવાનો પ્રકાશ પડતાં તેમાંથી નીકળેલાં લાલ, પીળાં કીરણો જોઇ મ્હારૂં મન વિશેષ પ્રફુલ્લિત થયું. વાડી કંઇ જોઈએ તેવી સારી સ્થીતિમાં નહોતી પણ અમે ધાર્યું હતું કે તેને સુધરાવીને ખુશનુમા બનાવવી. તેથી હમણાં તો તેમાં સર્વ અસ્તવ્યસ્ત જણાતું હતું. એક ખૂણે લીમડાનું મોટું ઝાડ હતું. તેની શીતળ છાંયમાં બેસતાં ઊનાળામાં કેવો આનંદ આવશે એવો વિચાર મ્હારા મનમાં ઉદ્ભવતો હતો. તેવામાં મને કોઇનો પડછાયો તે ઝાડની ડાળીઓમાંથી હાલતો જણાયો. થોડીવાર એકીટસે હું જોઇ રહી પણ ફરી કંઈ હીલચાલ થઈ નહી. તેથી મ્હારી પોતાનીજ નબળાઈ ઉપર મ્હને હસવું આવ્યું અને એકદમ દીવો બુઝાવીને હું બીછાનામાં સુઇ ગઇ. થોડી વારમાં ઘસઘસાટ ઉંઘી પણ ગઇ. વીંટી મ્હારે હાથેજ હતી અને એ મ્હારા પ્રાણેશે આપેલી હોવાથી જાણે તેઓજ પ્રત્યક્ષ ત્યાં વિરાજે છે એમ હું માનતી હતી. અમારી વાડીમાં એક ફાનસ રાખેલું હતું અને તેનો પ્રકાશ અમારા શયનગૃહની કાચની બારીઓમાં થઇને સારી રીતે અંદર આવતો હતો. સુખની સ્વપ્નમય સૃષ્ટિમાં આમ લગભગ બે ત્રણ કલાક હું ઉંઘી હોઇશ એવામાં કંઇક સ્ત્રી પુરૂષને સંકટ સમયે જે અવર્ણનીય ઇશ્વરી પ્રેરણા ચેતવણી રૂપે થાય છે તેવી મ્હને થઇ આવી. મ્હારી આંખો તો હજી બંધજ હતી તે છતાં મને કંઇક ભાન થયું કે મ્હારો જીવ જોખમમાં છે. હાંફળી-ફાંફળી ઉઠીને બીછાનામાં બેઠી. મ્હારા છુટા વાળનો અંબોડો વાળી લીધો અને આશ્ચર્યની દૃષ્ટિથી આસપાસ જોવા લાગી તો મ્હને જણાયું કે મ્હારા ઓરડામાં બે દીવા હતા તે બન્ને બળતા હતા. અને મ્હારી તરફ પીઠ કરીને એક ગામડીયા જેવા લુગડા પહેરેલો માણસ મ્હારા કપડાંની કબાટ વીંખતો ઉભો હતો. બારી ઉપર પડદો નાખી દીધેલો હતો અને એક બારણું ઉઘાડું હતું. આ અદ્ભુત દેખાવ જોતાંજ મ્હારી જીભ તો તાળવેજ ચ્હોંટી ગઇ. પણ થોડીવારમાં હીંમત આણીને મ્હેં ખૂબ જોરથી બૂમ પાડી કે "તું કોણ છે અને અહીં કેમ આવ્યો છે?"



ચિત્રકારઃ ] હું જરા બારી આગળ જઇને અંદરથી [ શ્રીયુત નાણાવટી.
હમેશની માફક જોવા લાગી.

આ શબ્દો સાંભળતાંજ તેણે પીઠ ફેરવીને મ્હારી તરફ શાન્તિથી જોયું અને કહેવા

લાગ્યો: " બેસો બેસો હવે. તમને હું ઓળખું છું. તમારૂં નામ સરલા અને તમારા સ્વામીનું નામ રજનીકાન્ત છે. આજ તમે ઘરમાં એકલાજ છો. તમારી ચાકરડીને પણ મ્હેં બહાર જતાં જોઇ છે. હું તમારી વાડીમાં ૭ વાગ્યાથી સંતાઇ રહ્યો હતો. મ્હારા જેટલી આતુરતાથી કોઇ માણસ કંઇ ચીજ લેવા આવે તો તેને ગમે તેટલા કલાક બેસીને રાહ જોવી કંઇ ભારે નથી. મ્હારા ગજવામાં એક ભરેલી પીસ્તોલ છે. તમારો જીવ લેવો હોય તો તેમાં મ્હને કંઇ વાર લાગે તેમ નથી. પરંતુ મ્હારૂં ચાલે ત્યાં સુધી તેમ કરવાનો મ્હારો વિચાર નથી. જે ચીજ હું લેવા આવ્યો છું તે તમે મને સોંપી દેશો કે તરતજ હું ચાલ્યો જઇશ અને ફરી કોઇ વાર તમને તસ્દી આપીશ નહી. પણ જો તમે નહીં આપો તો હું તમારી પાસેથી બળાત્કારે લઇશ અને તેમ કરવા માટે મારે તમને ગોળી મારવી પડશે. કેમકે નહીં તો તમે તમારી બુમોથી બધો પાડોશ ગજાવી મુકો. માટે હવે તમે કયો રસ્તો લેવા માંગો છો તે કહો."

ખભા હલાવતો હલાવતો આમ તેને બોલતો સાંભળીને તથા દીવાના પ્રકાશમાં તેની વિકરાળ આંખો તથા બીહામણું મ્હોં જોઇને હું તો થરથરી ગઈ. પરંતુ તેની દૃષ્ટિમાં જણાતા નિરાશાના ભાવથી મ્હારી બીક કંઇક અંશે ઓછી થઇ અને સ્તબ્ધ થઈ ગયેલા મ્હારા હૃદયમાં લોહી પાછું ફરવા માંડ્યું હોય એમ મ્હને જણાયુ. તેથી બોલનાં મ્હારો કંઠ રૂંધાઇ જશે નહી એવી મારી ખાત્રી થઇ. મેં કહ્યુ: " તમે કંઇ સાધારણ ચોર હો એમ મ્હને લાગતું નથી. મ્હેં તમારૂં શું બગાડ્યું છે કે તમે આવી રીતે અહીં આવીને બ્હીવરાવો છો ને ધમકી આપો છો?"

" તમે મોટામાં મોટું પાપ કર્યું છે". તેણે ઉત્તર આપ્યો. " મ્હારે જે જોઇએ છીએ ને જે હું લેવા આવ્યો છું તે તમારી પાસે તમે રાખેલું છે."

" પણ તે છે શું ?"

" તમારા સ્વામીએ આજે તમને લાવી આપેલી આ વીંટી. તમે એની કથા જાણતાં નથી માટે સાંભળો. તે એકવાર મ્હારી ધણીઆણીના હાથે શોભતી હતી. હાલમાં તેનો સ્વર્ગવાસ થયો છે. પણ તેના અવસાન સમયે મ્હેં એવો નિશ્ચય કર્યો હતો કે ગમે તેમ થશે તો પણ એ વીંટી હું મારી પાસેથી નહીં જવા દઉં. કારણ તે તેને ઘણી વ્હાલી હતી. એક બાળક જેમ રમકડાને ચાહે તેમ." આ વખતે તેના ચહેરા ઉપર કંઇક નીરાશાનો ભાવ હતો તે પણ જતો રહ્યો અને ઘણાજ કઠોર સ્વરે તે ધુરકયો: "ચાલો હવે તે આપો છો કે નહીં? હું મરણીઓ છું. તમારે શો રસ્તો લેવો છે તે ઝટ કહી દો. વીંટી આપશો તો હું તુરત ચાલ્યો જઇશ ને તમારો વાળ પણ વાંકો નહીં કરૂં. પણ જો ના પાડશો તો તમારો જીવ લઇને એ પડાવી લઇશ ત્યારેજ જંપીશ."

" ઠીક, એ વાત તો સમજ્યા. પણ તમારી કથા તો પુરી કરો." મ્હેં શાન્ત ચિત્તે જવાબ દીધો.

આ સાંભળી તે મ્હારી સામે ડોળા કાઢીને બોલ્યો: " તમે કોઇ જબરા હીમતવાળા જણાવ છો." આશ્ચર્યની નજરે જોતાં તેણે ચલાવ્યું: " ત્યારે સાંભળો. એક વખત એવો આવ્યો કે મ્હારે તે વીંટી વેચવી પડી. ખાવાના સાંસા પડવા લાગ્યા એટલે બીજો ઉપાય રહ્યો નહોતો. પણ મ્હેં તે વેળાએ એવો ઠરાવ કર્યો કે જ્યારે ત્યારે હું એ પાછી વેચાતી લઇશ. રોજ હું તે દુકાને જતો અને બારીમાથી તે વીંટી જોતો ત્યારેજ મને ટાઢક

વળતી ને • હજી પાછી મેળવવાનો વખત ગયો નથી એમ મ્હને લાગતું. પણ આજે તમારા સ્વામીએ જ્યારે તે વેચાતી લીધી, અને લઇને દુકાનની બ્હાર નીકળ્યા ત્યારે મ્હારી શુદ્ધિ ઠેકાણે રહી નહી. હું દીવાના જેવો બની ગયો છું. માટે મ્હને તે આપી ઘો. તેના બદલામાં હું તમને એક બીજી વીંટી મોકલીશ. આના કરતાં પણ સરસ આપીશ. હું હવે પરદેશ જાઉં છું. મ્હારી પાસે પૈસા પણ ઠીક ઠીક થયા છે તે આફ્રિકા જઇને હું. જરૂર તમોને એક સુંદર હીરાની નવી વીંટી મોકલીશ. હું તમને જરાયે ઈજા કરવાનો નથી. માટે મ્હને આપી ઘો., વાર ન કરો. ”

આ સાંભળીને હું જરાવાર ચુપ બેસી રહી. મ્હને જણાયું કે મ્હારૂં ચિત્ત શાન્ત હોવા ઉપરાંત હું વિચાર કરવાને શક્તિમાન છું. ક્ષણવાર પછી મ્હેં એને સ્વસ્થ ચિત્તે જરા પણ ગભરાટ વગર જવાબ આપ્યો કે “ તમારૂં તો હું નામ સુદ્ધાં જાણતી નથી. પણ તમે જે વાત કરી તે સાચી હશે એમ હું માનું છું. તમે સારી સ્થિતિના હોવા છતાં તમારે આવો ચોરીનો ધંધો કરવો પડે છે તે જોઇને મ્હને ઘણી દીલગીરી થાય છે. ”

“ એ તમારી ભૂલ છે. ” તેણે કહ્યું, “ હું ચોરીનો ધંધો કરનાર નથી, પણ આ વીંટીને માટે હું કંઇ પણ પાપ કરવાથી ડરૂં એમ પણ નથી. હું મ્હારો એ વીચાર ફેરવવાનો નથી. તેમ તેથી ડરતો પણ નથી. આજ જો હું પકડાઉં તો મ્હારા બાર વાગી જાય ! ખરા. પણ એ વીંટીની ખાતર તે જોખમ વહોરવાને પણ હું તૈયાર છું. એને માટે મ્હારો જીવ જાય તો પણ મને તેની દરકાર નથી સમજ્યાં ? ”

“ ના, બરાબર નહીં. કંઇક સમજ પડે છે ખરી. ” મ્હેં જવાબ આપ્યો. “ તમને તમારી સ્ત્રી બહુજ વ્હાલી હતી નહીં ? ”

“ એ વાત જવા દો. એનું નામ પણ લેતાં નહિ. ધણીના પૈસા અને પ્રેમથી સુખી જીવન ગાળનાર તમારાં જેવાને અમારા એ દુઃખની કલ્પના પણ ન આવી શકે. મ્હને હવે રોકો નહી. ઝટ વીંટી કાઢી આપો એટલે હું ચાલ્યો જાઉં. ”

“ હું તેમ કરવાની નથી. ” મ્હેં દ્રઢતાથી જવાબ આપ્યો. આ શબ્દો સાંભળીને તે ચકિત થઈ ગયો પોતાના ગજવામાંથી ધીમેથી પીસ્તોલ કાઢી તે મ્હારી રહામે ઉભો રહ્યો.

“ હું આ પીસ્તોલનો ઘોડો દબાવું, એટલીજ વાર છે. ” તેણે ભયભીત કરવા માટે કહ્યું—“ પછી તમારૂં શું ચાલનાર છે ? ”

“ જરા થોભો ” મ્હેં કહ્યું. “ પીસ્તોલ ફોડતા પહેલા જરા વિચાર કરજો. તમારી પીસ્તોલનો અવાજ થશે તો પડોશમાં સર્વ ઉઠશે અને તમને તમારી લૂટ સાથેજ પકડી લેશે, ત્યારે તમને એ વીંટીથી શો સંતોષ મળશે ? આજે તો તમને આ વીંટી હું નહિજ આપું. તેમ કરૂં તો તમેજ મ્હને ધિક્કારો. મ્હારા સ્વામીએ આજ મ્હારે સારૂ એ આણી છે. તેમના ઉપર મ્હારો પ્રેમ એટલો છે કે તેમણે આપેલી કોઇ પણ ભેટ હું બીજા કોઇ પાસે જવા દઇ શકું જ નહિ. તેઓ ઘણા દયાળુ અને ન્યાયી છે. હું તમારી બધી હકીકત તેમને જણાવીશ માટે કાલ સ્હાંજે તમે પાછા આવજો અને એજ લીમડાના ઝાડ નીચે ઉભા રહેજો. ત્યાં હું તમને આવીને જણાવીશ કે એમણે શું નિશ્ચય એ બાબત વિષે કર્યો છે. તે વેળા જો તમને ગમે તો મ્હને પીસ્તોલથી મારી નાંખજો પણ અત્યારે હું એકલી છું તે વખતે એવું કામ ન કરતા. કેમકે એતો હીચકારાપણું કહેવાય. અને આ વીંટીની પ્રથમ પહેરનાર સ્ત્રીને આટલા પ્રેમથી ચાહનારા તમારા જેવા પુરૂષને તો એ છાજેજ નહિ. ”

આ સાંભળી. " આહ ! આ શી દશા. ?" એવા નિરાશાના શબ્દો ગણગણતો તે મ્હારી પાસેથી મ્હોં ફેરવીને ચાલવા લાગ્યો અને બારી આગળ પહોંચતાં–" ખરેખર આ તો માથાની મળી–" એટલું બોલીને તે મ્હારી તરફ ફરીને બોલ્યો: " હું એકવાર ગૃહસ્થ હતો, અને સત્યવાદી સ્ત્રીઓની આજ્ઞા સાચા ગૃહસ્થો હંમેશાં માથે ચઢાવે છે. કાલે હું જરૂર આવીશ અને પેલા લીમડાના ઝાડ નીચે ઉભો રહીશ. હું તમારા વચન ઉપર વિશ્વાસ રાખું છું. "

" ભલે રાખો. " મ્હેં કહ્યું. પણ હજી તે શબ્દો મ્હારા મ્હોમાંથી નીકળ્યા તે પહેલાં તો તે અદૃષ્ય થઇ ગયો.

હું ઝટ બીછાનેથી ઉઠીને બારી બંધ કરી આવી અને મ્હારી શાલમાં ભરાઇને સુઇ ગઇ. પણ એટલું તો મ્હારે કબુલ કરવું પડશે કે તે વેળા મ્હારૂં આખું અંગ થરથર કંપતું હતું. મ્હારા સ્વામી સવારે વ્હેલા આવ્યા કે તુરતજ રાત્રે બનેલી હકીકત અથ-ઇતિ કહી સંભળાવી. મ્હારો આવી રીતે ઇશ્વિરકૃપાથી બચાવ થયો, તે માટે તેમણે પ્રભૂનો પાડ માન્યો અને વ્હાલથી મ્હને કહ્યું. " શાબાશ છે ત્હારી હીંમતને વ્હાલી ! બીજી કોઇ તારી જગ્યાએ હોત તો તે આમ નીડરપણે સામી થાત કે નહી તે એક સવાલ હતો. મ્હને લાગે છે કે તે તો હબકીને મરીજ જાત. "

એમનો સ્વભાવ દયાળુ હતો ખરો. પરંતુ આમ રાત્રે ઘરફાડીને ચોરી કરવા આવનાર માણસ તેવી દયાને પાત્ર છે કે કેમ તે વિષે એમને શંકા હતી. આખરે મ્હારી આજીજીથી એમનું હૃદય પિગળ્યું અને મ્હારી યુક્તિને સંમતિ આપી.

તેજ રાત્રે છુપાઇને બધું સંભળાય એવી જગ્યાએ એઓ નજીકમાંજ ઉભા રહ્યા, અને હું બેધડક તે મનુષ્યને મળવા ગઇ. તે ક્યારનો આવીને મ્હારી રાહ જોતો ઉભો હતો. તેથી મ્હેં તુરતજ મ્હારા હાથમાંની મ્હારી પ્રાણ સમાન પ્રિય વીંટી-મ્હારા ખોળીયામાંથી મ્હારો જીવ કાઢતી હોઉં તે પ્રમાણે કાઢીને તેના હાથમાં મૂકી

" લ્યો જુઓ,–" મ્હેં કહ્યું; " ત્હમારી વાતમાં હું કેવી શ્રદ્ધા રાખું છું તેની તમને ખાત્રી થઇ ? અને હવે એ બિચારી સ્વર્ગસ્થને ખાતર પણ ખરી મરદાનગી રાખજો, "

મ્હારા ઉપલા શબ્દો સાંભળતાંજ એણે જમીન પર ધુંટણીએ પડી મુંગે મોઢે આભાર દર્શાવતો હોય તેમ મને નમન કર્યું અને પછી તુરતજ ત્યાંથી ચાલ્યો ગયો.

આ વાર્તા બન્યાને આજે બે વર્ષ થયાં. હમણાં દીપોત્સવીના શુભ દીવસો ચાલે છે. આજે મ્હારા સ્વામી બહારથી મ્હારી પાસે એક રજીસ્ટર્ડ પારસલ લઇને આવ્યા. તે ખોલી જોતાં તેની અંદરની વસ્તુપર મ્હારી દૃષ્ટિ પડતાંજ હું ચકિત થઇ. ત્યાં એક ઝગઝગાટ કરી મૂકતા હીરાની વીંટી હતી. મ્હારી જુની વીંટીની સાથે આનો મુકાબલો થઇ શકે તેમ હતુંજ નહી. કારણ કે આ વીંટી કંઇ સાધારણ નહોતી પરંતુ બહુજ ઉંચી કીંમતની હતી. ડાબલીમાં તેની સાથે એક ચીઠ્ઠી મુકેલી જણાઇ. તેમાં નીચેના શબ્દો લખેલા હતા:

" મ્હારા ઉપર વિશ્વાસ રાખનાર સદ્‌ગુણી ગૃહિણીને એક " ગૃહસ્થ " તરફથી."





# શ્રી સત્યનારાયણ.

લેખક:
શ્રીયુત છોટાલાલ ડાહ્યાભાઇ જાગીરદાર.

( "ગુણસુંદરી"નાં 'મહિલા અંક'માં આવેલા 'સત્યનારાયણની કથા' નામના લેખના ઉત્તર રૂપે.)

શ્રીસત્યનારાયણ પ્રભુની કથા મ્હેં જાતે તો ઘણી થોડીવાર કરાવી હશે પણ સગાંસ્નેહિ કે મિત્ર સહોદરને ત્યાં કથા શ્રવણ કરવા જવાના અનેક પ્રસંગો મ્હને પ્રાપ્ત થયેલા. એકાદ સમય તો આમ કથા શ્રવણથીજ પૂજામાં પ્રવૃત્તિ કરવાની વૃત્તિ ઉદ્દભવેલી. કથા સાંભળ્યાથી કે કરાવ્યાથી અન્યની ધાર્મિક વૃત્તિને પોષણ મળ્યું કે નહિ, તેમને કોઇ ઉચ્ચ આદર્શ લાધ્યો કે નહિ, ઇશ્વરના સત્ય સ્વરૂપનું તેમને દર્શન થયું કે નહિ તે તો સર્વ પોતપોતાનો અનુભવ વર્ણવે ત્યારે ખબર પડે. પણ એ કથાના શ્રદ્ધાયુકત પારાયણથી મ્હારી તો ધાર્મિક વૃત્તિ પોષાઇ છે, અને મ્હને ઉચ્ચ આદર્શ લાધ્યો છે. આ બે વસ્તુની પ્રાપ્તિ પછી ઇશ્વરના સત્ય સ્વરૂપનું ક્રમેક્રમે સહેજે દર્શન થાય એ કહેવાપણું નથી રહ્યું. ઇશ્વરની ભકિત બે પ્રકારે થાય છે. સકામપણે અને નિષ્કામપણે. કામ્ય કર્મો કરતાં કરતાં ક્રમેક્રમે નિષ્કામ થઇજ જવાય છે. કોઇ પણ કર્મનો આ સ્વાભાવિક ક્રમ છે. માણસ પ્રથમ સકામ એટલે કે ફળની ઇચ્છા રાખી અમુક કર્મો કરે છે. ધીમે ધીમે તેજ કર્મો તેના સ્વભાવ રૂપ થઇ જતાં તેને તે નિષ્કામપણે આચરે છે. ભકિતને ખાતર ભકિત–નિષ્કામ ભકિત–એ ખરેખર ઉચ્ચ આદર્શ છે. આવી ભકિત એ ભકિતની પરાકાષ્ઠા છે. એવા ઉદાર ભક્તોને ઇશ્વરની ભક્તિ કરવા પ્રેરવાની જરૂર રહેતી નથી. તેનાથી તો સ્વાભાવિક રીતે ભકિત થયેજ જાય છે. આવા આદર્શરૂપ ભક્તો તો **मनुष्याणां सहस्रेषु कश्चित्** જ મળી આવશે. પણ બીજા અનેક સહસ્ત્ર પામર જીવોને ઇશ્વર પ્રત્યે દોરવા માટે સકામ ભકિતનો આદર્શ રજુ કરવામાં શું ખોટું છે તેની મ્હને સ્હમજણ પડતી નથી. હું પોતે તો પામર છું, અનેક વાસનાઓથી ભરેલો છું, અનેક દુઃખો અને આપત્તિઓથી કોઇ કોઈ વાર એવો મુંઝાઈ જાઉં છું કે ખુદ ઇશ્વરની હસ્તિ માટે પણ મન ડામાડોળ થઈ જાય છે! એટલે મ્હારા જેવા પામર જનો માટે સકામ ભકિત આવશ્યક છે એમ હું માનું છું. સત્યનારાયણની કથા ભૌતિક સુખને માટે કહેવડાવી હોય તો તે સકામ ખરી. પણ આધ્યાત્મિક સુખને માટે કરાવી હોય તો તેથી અંતઃકરણ શુદ્ધ થઈ આત્મિક સુખ અર્થાત્ પરમાનંદની પ્રાપ્તિ થાય છે, અને એ રીતે તો નિષ્કામ ભકિતજ થઇ. આપણી લૌકિક ભાષામાં કહું તો મ્હારા વિચાર પ્રમાણે આદમી ભકિતજ ના કરે તે કરતાં લાલચથી યે ભકિત કરવા પ્રેરાય એ હજાર દરજ્જે ઇષ્ટ છે, બલકે આવશ્યક છે. રોગી બાળક બીલકુલજ ઔષધ ના પીએ તે કરતાં સાકરની લાલચે અથવા ભયને મારે ઔષધ પીએ એ શું બહેતર નથી? હોંસથી પીનાર સમજુ બાળકને કોઇ લાલચ કે ભયની જરૂર નથી એ દેખીતું છે. પણ

સાકર વગેરે લાલચ આપી સામ્ય ઉપાયોથી પણ વશ ન થનાર બાળકને આખરે બે પગ વચ્ચે ઘાલી બે હાથ પકડી મ્હોડામાં બે દાંત વચ્ચે આંગળી ખોસી મ્હોડું ખુલ્લું કરી દવા પાનાર માતા એ છટ્ટી અને અણસમજુ બાળકને ભલે ક્રરતાના અવતાર રૂપ ભાસે પણ સમજુ માણસને એ માતાની ક્રૂરતા નહિ પણ– દયાળુતાજ લાગશે. અસ્તુ.

સત્યનારાયણની પૂજા કથા બને તો દરરોજ, તેમ નહિ તો કોઈ વાર પર્વણીએ અને તેમ પણ નહિ બને તો જ્યારે મનમા પૂજા કરવાનો ઉમંગ થઈ આવે ત્યારે થઇ શકે છે એ પૂજા કરવાને સાયંકાળ, બહુ અનુકૂળ સમય હોવાથી બહુધા ગોરજ વખતે એની પૂજા શરૂ કરવામા આવે છે. પૂજા પહેલા અપવાસ સેવવાનો હોય છે તથા તે દિવસે મન વચન અને કર્મથી બ્રહ્મચર્ય પાળવાનું હોય છે. સગાં, સહોદર, મિત્રમંડળ, ઓળખીતા, બીન ઓળખીતાં સૌને કથા પૂજામાં ભાગ લેવા પધારવાનું આમંત્રણ કરવામાં આવે છે. જે સ્થળે ભગવાનની પૂજા કથા થવાની હોય છે તે સ્થળને સ્વચ્છ તથા પવિત્ર કરી સુશોભિત કરવાનું હોય છે. એમાં અમુકજ પૈસા ખરચવા જોઇએ કે અમુક જથ્થામાં સામગ્રી જોઇએ એવું કાંઈ વિધાન નથી. યથા શક્તિ યથા મતિ પણ પૂર્ણ શ્રદ્ધાથી એ પૂજા કથા કરવાની હોય છે એટલે રંકમા રંક કઠીઆરા કે ગોવાળથી માંડીને સો પુત્રો ધરાવનાર ચક્રવર્તિ રાજા સુધીના તમામને શ્રદ્ધા હોય તો એ પૂજા સહજ પ્રાપ્ય છે. પંડિત, મૂર્ખ, સ્ત્રી, બાળક, શુદ્ર જેને પણ ઇચ્છા થાય તેને આ કથા પૂજાનો સમારંભ કરવાનો અધિકાર છે. યથા સમયે કેળના સ્થંભથી સુશોભિત કરેલા પાટપર ઘંઉ ચોખા વગેરે ઉચ્ચ પ્રકારના અન્નના મંડળ પર સ્થાપન કરેલા શ્રી સત્યનારાયણ પ્રભુની પૂજા પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્યથી શરૂ થાય છે, ત્યારે પૂજામાં બેસતા પહેલાં સ્નાનથી શરીર શુદ્ધિ અને અપવાસથી મનની શુદ્ધિ સાધ્ય કરેલા ભક્તનું ચિત્ત બહુ શાંત હોય છે એ વાતની અનુભવીઓ સાક્ષી પૂરશે. આમ શાંત ચિત્તે શ્રીવિષ્ણુના સહસ્ત્ર નામના જપ સાથે તેટલાંજ સહસ્ત્ર તુળસીદળ ભગવાન ઉપર શ્રદ્ધાથી ચ્હડાવવાનાં હોય છે. આ બહુ અગત્યની ક્રિયા છે. આ ક્રિયાના ભૌતિક લાભ તરફ નજર સરખીયે નહિ માંડતાં માત્ર આધ્યાત્મિક દૃષ્ટિએજ આ ક્રિયાનું મહત્ત્વ વિચરીયે તો માલમ પડશે કે આ ક્રિયા પ્રભુ સાથે તન્મયતા સધાવવામાં ઉત્તમોત્તમ છે. ચિત્ત તન્મય થતાં ચિત્ત શુદ્ધિ સહેજે થાય છે અને શુદ્ધ ચિત્તમાં ઇશ્વરના સત્ય સ્વરૂપનું દર્શન અનાયાસે થાય છે એટલું સ્વીકારવામાં કોઇને વાંધો નહિ આવે.

શ્રી સત્યનારાયણની પૂજામાં મુખ્ય બાબત આ પૂજા છે. પછી એની કથા વંચાય છે. આ કથા એક રીતે તો ગૌણજ છે. પણ એમા શ્રી સત્યનારાયણની પૂજાના અનુષ્ઠાનનો વિધિ તથા એનું માહાત્મ્ય મૂખ્યત્વે વર્ણવેલું હોય છે એટલે એ કથાને પ્રધાનપદ મળેલું છે. કારણ કોઈ પણ ક્રિયાનો વિધિ જાણ્યા વગર કે માહાત્મ્ય પીછાણ્યા વગર તે આચરણની ભાગ્યેજ વૃત્તિ થાય છે એ આપણો સહજ અનુભવ છે. શ્રી ભગવદ્ગીતામાં પણ ગીતાના પાઠની શરૂઆતમાં કે તેને અંતે માહાત્મ્ય વાંચવાનું હોય છે. તે જો ન વંચાય તો ગીતા પાઠ વૃથા થાય છે એમ એમાં કહેલું છે. ગીતા માહાત્મ્ય પર આટલો બધો ભાર શા માટે મુકવામાં આવે છે એની મ્હને પહેલાં તો સ્હમજણ હતી નહિ, પણ કેટલાંએક અનુભવ પછી મ્હને એનો ખ્યાલ આવ્યો. ભક્તિરસમાં તરબોળ થયલા નિષ્કામ ભક્તો માટે ઇશ્વરની ભક્તિ માટે કશા વિધિ નિષેધ આવશ્યક નથી એ સ્હમજી શકાય

એવી અદ્ભુત છે. પણ બાળ ભક્તના હૃદયને ઇશ્વરાભિમુખ કરવા અનુભવીઓએ જે ચીલા પાડ્યા હોય તે તરફ અંગુલિનિર્દેશ કરવા આવા માહાત્મ્યનું નિરૂપણ અનિવાર્ય છે. મ્હારી પાડોશમાં એક બાઈ રહેતાં હતાં શ્રી ઠાકોરજીની યથા મતિ સેવા પૂજા કરે, માળા ફેરવે પણ એમને એમ થયું કે શ્રી ગીતાનો એક શ્લોક પણ વાંચ્યા વગર એ મરી જાય તો એને સ્વર્ગ પ્રાપ્તિ ન થાય. એ ઇચ્છાથી એ પહેલા અધ્યાયનો 'ધર્મક્ષેત્રે કુરુક્ષેત્રે' વાળો પહેલો શ્લોક શુદ્ધ રીતે બોલતાં શીખ્યા. એમને એમ લાગ્યું કે એમણે આ રીતે સ્વર્ગમાં પોતાને માટે એક બેઠક તો 'રીઝર્વ' કરી નાંખી. પણ લોભનો ક્યાં થોભ છે? ધીરે ધીરે એમને તો સ્વર્ગ પણ કુચ બીસાતમાં નહિ જેવું લાગવા માંડ્યું. ચંદ્રલોક અને બ્રહ્મલોક આગળ એ સ્વર્ગના પણ શા આશરા? એમણે તો એ રીતે આખી ગીતા લોભે લોભે શીખી લીધી. પણ કોઇએ કહ્યું: "એમ શીખ્યાં તેમાં કાંઈ વળ્યું નહિ, એનું આચરણ થવું જોઇએ!" આ રીતે માહાત્મ્યની લાલચથી લોભાઈ તે બાઈ ગીતાનો પાઠ તો શીખ્યાં, પણ ઇશ્વર કૃપા હશે તો એ જીજ્ઞાસુ જીવ એનું આચરણ કરતાં એક નહિ તો અનેક જન્મોને અંતે યે શીખશે, એમાં મ્હને તો છાંટાભાર શંકા નથી. કારણ ભગવાનની પ્રતિજ્ઞા છે કે એને નિમિત્ત પ્રવૃત્ત થતું કલ્યાણકારી કામ અધૂરૂં નાશ પામતું નથી. કામ કરતાં કરતાં મરણ થાય તો પછી બીજે જન્મે જ્યાંથી કામ અધૂરૂં રહ્યું હોય ત્યાંથી તે પાછું શરૂ કરવા ભક્તને પ્રેરે છે, અને એમ ચિત્તશુદ્ધિ થતાં થતાં આખરે ભક્ત પ્રભુ પદને પામે છે.

આમ સત્યનારાયણની પૂજાની કથાનો ઉપયોગ છે. હવે એ કથામાં શું આવે છે તે જોઇએ. જુદી જુદી કથાનું વિસ્તારથી વિવેચન કરતાં પાર આવે નહિ તેથી તે ટુંકમાં જોઈ જઈશું. આમાં કઠીઆરાની વાતથી એમ નિરૂપણ થયું કે શ્રી સત્યનારાયણની પૂજાનો અધિકાર સૌને છે એટલું જ નહિ પણ એ સાધનની વિપુલતાવાળોજ કરી શકે એવું યે નથી. આર્ત જીજ્ઞાસુ કે અર્થાર્થી પોતપોતાની મનોકામના સિદ્ધ કરવા માટે એ પૂજા કરી શકે. રોગોથી પીડિત દુઃખી માણસ અપવાસ, તુળસી સમર્પણ, મંત્ર, જપ, ધૂપ, દીપ, નૈવેદ્યથી ઉપજેલું શુદ્ધ વાતાવરણ, સ્વસૂચન (auto-suggestions), પંચામૃત પાન, કપુરની આરતી વગેરે વિધિના પાલનથી આરોગ્ય મેળવે, પુત્ર, ધન કે બીજી લાલસાવાળો મનુષ્ય ઉપર્યુક્ત વિધિ ઉપરાંત પ્રતિજ્ઞાપાલન, સત્યાચરણ, દેશાવર ગમન, વગેરેથી પોતાનું માંગ્યું મેળવે, કોઈ પણ જાતની કામના વગર શ્રી સત્યનારાયણ પ્રભુનું પૂજન અર્ચન કરનાર જીજ્ઞાસુ શુદ્ધ થયલા અંતઃકરણમાં ક્રમે ક્રમે પ્રભુના તત્વની ઝાંખી કરે. બીજી કથામાં આવતો સાધુરામ વાણીઓ ધન પુત્રની લાલસાવાળો હતો કથાનો સંકલ્પ કરતાં એ બધું એને મળે છે પણ એને માગી વસ્તુ મળી કે તરત તે પોતાની હોશિઆરીનું ફળ સમજી જાતે બીકણ એટલે કથા કરાવવાનું માંડી તો વાળતો નથી પણ એ વાતને એ ટોલ્લે ચઢાવે છે અને કથાને મુલતવી રાખ્યા કરે છે. આનું કારણ વાણીઆની સહજ કરકસર કહો કે જનસ્વભાવોચિત પ્રતિજ્ઞાપાલનનું ઢીલાપણું કહો. પણ પ્રભુએ ખવડાવેલી અનેક સૌમ્ય ઠોકરો છતાં વાણીઓ એકદમ સુધરી જતો નથી. કૃપાળુ સત્યનારાયણ પ્રભુની ઇચ્છા એને વિનાકારણ દુઃખી કરી દુઃખના ગર્તમાં સબડતો રાખવાની નથી, પણ પ્રતિજ્ઞા સ્મરણ વગેરે સૌમ્ય ઉપાયોથી વાણીઓ ન સુધરે તો દુઃખ વગેરે ઉગ્ર ઉપાયોથી એને પોતાના તરફ વાળવો એમ પ્રભુની ખાસ ઇચ્છા હોવા થીજ એ દુઃખરૂપ ચમત્કાર વાણીયાને ઘડીવડી

બનાવે છે. દૈદ થઇ દુઃખી થયા છતાં વાણીઆમાં મુત્સદ્દીપણું જઇ સરળતા આવતી નથી. એક સાધુના વેશમાં ભગવાન એને પૂછે છે કે ' વહાણમાં શું ભર્યું છે ? ' ત્યારે મુત્સદ્દી વાણીઓ કહે છે ' સુકકાં પાંદડાં ' ! 'તથાસ્તુ' કહી વાણીઆના પશ્ચાતાપની વાટ જોતા સાધુ રૂપમાં ભગવાન આઘા ઉભા રહે છે. કેવા દયાળુ ! વહાણુ ધનને બદલે સુકકાં પાંદડાંથી ભરાઇ જાય છે એટલે વાણીઆને, પોતાના મુત્સદ્દીપણાનો પશ્ચાતાપ થાય છે અને તે કૃપાળુ સાધુ પાસે ભૂલની માફી માગે છે કે તરત વહાણુ પાછું અસલ વસ્તુથી લદાઇ જાય છે ! વાણીઆને ઘેર જુઓ તો એની પત્ની લીલાવતી અને પુત્રી કલાવતી પણ દુઃખી હતાં. તેઓ પણ દૂર દેશાવર ગયેલા પ્રાનપોતાના પતિના સુખરૂપ સમાચાર અને સ્વદેશાગમનની ઇચ્છાથી તેઓ સત્યનારાયણની પૂજા કરે છે. એમની ઇચ્છા ભગવાન પૂરે છે અને પતિના પુનરાગમનની એમને ખબર મળે છે. ભૌતિક સુખના સમાચાર સાંભળી ઘેલી થયેલી પુત્રી, પ્રભુનો પ્રસાદ લઇ પૂજાની પૂર્ણાહુતિ કીધા સિવાય નદીને કાંઠે પતિને દર્શને દોડી આવે છે. આ બધું સ્વાભાવિક છતાં કેટલું અઘટિત હતું ? જે પ્રભુની કૃપા પ્રસાદીથી પોતાને મંગળ ઘડી પ્રાપ્ત થઇ તે પ્રભુ તરફ પોતાની ઇચ્છિત વસ્તુ મળતાંજ બેપરવા થઇ જવું એ શું ઉચિત હતું ? છતાં કેટલા બધા મનુષ્યો એમજ કરે છે ! "ગરજ સરી ને વૈદ વેરી " એ લૌકિક કહેવત પણ શું સૂચવે છે ! પણ પ્રભુ દયાળુ છે. દષ્ટિ મર્યાદામાં દેખાતું બધું ભાદર્યું કલાવતીના પતિવાળું વહાણ એકદમ અદશ્ય થાય છે. એ જોઇ સાસુ સસરા એબાકળાં બની જાય છે અને દીકરી મૂર્છા પામે છે. પણ પ્રભુ દયાળુ છે. ભકત પર દુઃખ નાખી તેને ત્યાંને ત્યાં સબડતા રાખવા એ નથી માગતો. લીલાવતીને આકાશ વાણી થાય છે અર્થાત્ એના હૃદયાકાશમાં એકાએક સ્ફુરી આવે છે કે જનસ્વભાવોચિત હર્ષઘેલછામાં પુત્રી પ્રભુની પ્રસાદી લીધા વગર ત્યાંથી આગળ દોડી આવી તેનું એ ફળ છે. તરત તેઓ ત્યાં સત્યનારાયણની ફરી પૂજા કરવાનો સંકલ્પ કરે છે એટલે જમાઇનું વહાણ સહીસલામત કાંઠે આવી ઉભું રહે છે. કલાવતીને પણ મૂર્છા વળે છે. પસ્તાયલો વાણીઓ હવે કથા કરવી મુલત્વી રાખતો નથી પણ ત્યાંને ત્યાંજ પૂજા કરે છે અને પછીજ ઘેર જાય છે ! નજીવાં સાધનોથી એ પૂજા અનાયાસે થઇ શકતી હતી છતાં પ્રમાદને લીધે, કે લોભને લીધે પ્રભુની પૂજા કરવાનો સંકલ્પ વારે વારે કરી પૂજાને તે આઘીને આઘી ઠેલ્યા કરતો હતો. તેથી તે વાણીઆને દુઃખ પડ્યું. તેને દુઃખ આપવામાં પ્રભુ ક્રૂર નથી પણ દયાળુજ છે, એમ આપણે પરિણામ ઉપરથી જોઇ શકીએ છીએ. કારણ પ્રભુ દયાળુ છે માટેજ ક્રૂર પણ છે. ક્રૂરતા વિના એની દયાળુતા સંભવતી નથી. પવિત્ર રહેવાનો સંકલ્પ કરનાર માણસ પોતાના સંકલ્પને ભૂલી જઇ વેશ્યાગમન કરે તો પ્રથમ તો પ્રભુ એને લોકનિંદા, અર્થ નાશ, શક્તિ ક્ષય વગેરે સૌમ્ય ઉપાયોથી એને એ રસ્તેથી પાછો વાળવા દરેક પ્રયત્ન કરે છે. પણ એ જ્યારે નથી સમજતો ત્યારેજ એને ગરમીના દરદોમાં સપડાવી એની પાસેથી પશ્ચાતાપ કરાવે છે અને સુપથે વાળી એને સુખી કરે છે. આમ પ્રભુની ક્રૂરતા પણ એની કૃપાજ છે. અને પ્રભુની ક્રૂરતા ! ઓહો ! ચામડીના ભોંગરેભોંગરાં ઉખેડી નાંખી વળી તેના ઉપર મીઠું સીંચે તેવો એ ક્રૂર છે ! એની ક્રૂરતાનું વર્ણન કર્યું થાય એમ નથી ! ગરમીના રોગને લીધે પીડાના કોઇ કમનસીબને પૂછી જુઓ, રૂંવે રૂંવે કીડાથી પીડાના કોઇ સડેલાનો અભિપ્રાય માંગો; તમને એ એમજ કહેશે. એમ ના કહેશો કે એ લોકો એમનાં કર્મોને લીધે પીડાય

છે ! એમ કહેશો તે હું કહીશ કે આદમી સુખ પામે છે તે પણ એના સત્કર્મને લીધે. એમાં ઇશ્વરને કાંઇ લેવા દેવા નહિ ! પણ તમે એને દયાળુ કહો તો એ તેટલોજ ક્રૂર પણ છે એ સહજ ફલિત થાય છે. હા, એની એ ક્રૂરતા તે પણ એની દયાળુતા માટે જ છે એમ કહો તો મ્હારે તે બીનતકરાર કબૂલ છે.

હવે રહ્યો પેલો ઘમંડી રાજા ! એ રાજાપણાનું અભિમાન રાખી ગરીબ ગોવાળીઆથી પૂજાયલા શ્રી સત્યનારાયણ પ્રભુના પ્રસાદની અવગણના કરવાથી દુઃખ પામે છે. પ્રભુ આગળ તો રાય રંક સર્વ સમાનજ છે, મોટાઈનું અભિમાન પ્રભુ સાંખી શકતા નથી એ તે કથાનું તાત્પર્ય છે. રાજા દુઃખી થાય છે એટલે એનો ગર્વ ટળે છે અને નમ્રતા પામી પ્રભુની પૂજા કરી એ સુખી થાય છે. પણ આવી રીતે ભયથી કે લાલચથી કરેલી ભક્તિ પ્રભુને સ્વીકાર્ય છે કે કેમ એ પ્રશ્ન હવે રહ્યો ! હિંદુશાસ્ત્ર તો કહે છે કે ઇશ્વરની ભક્તિ પ્રેમથી તો શું પણ ક્રોધ, દ્વેષ, ઇર્ષ્યા ભય, લાલચ વગેરે અંતઃકરણની કોઇ પણ ઉચ્ચ કે નીચ વૃત્તિને આશ્રયે કરો તો પણ તેને તે સ્વીકાર્ય છે. સત્યનારાયણના ભક્તો જાણે છે કે સત્યનારાયણ પ્રભુની નિંદા કરનાર માણસને પણ એ તારે છે. કારણ પ્રભુને જોઇએ છીએ તે બીજું કંઇજ નહિ પણ પોતાની સાથે તન્મયતા. પ્રભુની નિંદા કરનાર માણસ નિંદા કરતા વારે વારે પ્રભુનું નામ લે છે અને એ રીતે વૃત્તિ પ્રભુ સાથે તદાકાર થાય છે. જેના પર આપણને ક્રોધ થાય છે તેની સાથે આપણી વૃત્તિ તન્મય થતા વાર નથી લાગતી એ આપણો અનુભવ છે, તેમ એ માટે હિરણ્યાક્ષ, હિરણ્યકશિપુ, રાવણ, કંસ, શિશુપાળ વગેરેના દ્રષ્ટાંતો પુરાણોમાં મોજુદ પણ છે. ભયથી તન્મય થવાનું પ્રસિદ્ધ દૃષ્ટાંત કીટક ભમરીનું છે. તાત્પર્ય એ કે ભક્તિનો કોઇ પણ પ્રકાર પ્રભુને સ્વીકાર્ય છેજ. જો ન હોય તો એ પ્રભુ નથી પણ કાંઇ સમદૃષ્ટિ ધરાવતા સામાન્ય મનુષ્યથી ય નપેતર છે. નાસ્તિક અહંકારના સાક્ષાત અવતાર સમો હિરણ્યકશિપુ કદાચ આમ બોલ્યો હોયઃ

"સાચેજ હું વિષ્ણુને ધિક્કારું છું. મન વચન અને પ્રાણથી હું એનો તિરસ્કાર કરું છું. હું એને સાફ સાફ કહી દઉં છું કે હું તને ધિક્કારૂં છું. પછી બદલામાં નરકની જ્વાળાની રાહ જોતો હું મગરૂરીથી અક્કડ અને ટટાર ઉભો રહું છું. પરંતુ તે અચાનક મારા ઉપર તેની કૃપાનો વરસાદ વરસાવી મૂકે છે. કારણ જુઓ તેણે મ્હને પોતાના તેજમાં સમાવી દઇ મ્હારી સરજનજુની ઇચ્છા મુજબ સાયુજ્ય મુક્તિ આપી." પ્રભુને ભક્તની વૃત્તિની જ્ઞાતિ જોવાની નથી પરવા. એને જોઇએ છીએ પોતાના સ્વરૂપ સાથે તેની તન્મયતા. પછી તે તન્મયતા પ્રેમથી, કામથી, ક્રોધથી, ભયથી કે ગમે તે વૃત્તિથી કેળવાતી હોય તેને માટે તે ઉદાસીન છે. પ્રભુ સાથે તન્મયતા એ મુખ્ય ગળ છે. બાકી બધા બહારનાં ફોતરાં છે.

આમ પ્રેમથી નહિ તો દુઃખ અને વિપત્તિના ભયથી ય કરાતી સત્યનારાયણની પૂજા પ્રભુને સ્વીકાર્ય છે. જે લોકો એની પૂજા બાબત ઉદાસીન છે તેને એ દુઃખ અને વિપતિ નથી આપતો. પણ એક વખત એની પૂજાનો સંકલ્પ કરી વારે વારે ફરી જનાર જુઠ્ઠાને કે પોતાના મ્હોટાપણાના અભિમાનથી અક્કડ કે ટટાર રહેનાર ઘમંડીને સુપંથે દોરવા એ પોતાની આંખ લાલ કરે છે. હા જરા આંખ લાલજ કરે છે બાકી નહિ તો પ્રભુ શું કરવા શક્તિમાન નથી ! એની કૃપાપ્રસાદી વગર તો મનુષ્યની હસ્તીએ સંભવતી નથી ત્યારે દુઃખની તો વાતજ શી !

આમ સત્યનારાયણની પૂજા, કથા, ઉપવાસ, બ્રહ્મચર્ય, જપ, ભજનકિર્તન વગેરે સાત્વિક કર્મોના અનુષ્ઠાનને લીધે ધાર્મિક વૃતિને પોષે છે એટલુંજ નહિ પણ તેની વૃદ્ધિ કરે છે. પ્રતિજ્ઞાપાલન, સત્યતા, નમ્રતા વગેરે ઉચ્ચ આદર્શોને **ઈશ્વરનો ભય રાખી** વળગી રહેવાનું એ શીખવે છે. અને એ રીતે અંતઃકરણની શુદ્ધિ થતાં થતાં આખરે ચૈતન્યના માયામાં પડેલા પ્રતિબિંબ રૂપ **ઇશ્વરના સત્ય સ્વરૂપનું** તેજ ચૈતન્યના અવિદ્યામાં પડેલા પ્રતિબિંબરૂપ જીવને **દર્શન** થાય છે.

સત્યનારાયણની કથા મુંબાઇમાં તો ઠેર ઠેર થાય છે. પોલીસ ચોકીમાં જુઓ કે માધવબાગ પાસેની વેરાન જગ્યામા જુઓ. કોઇ મરાઠા કારીગરોના કારખાનામાં જુઓ કે કેરીની મોસમ ખલાસ થતાં કોઇ વીડીબા પાડુરંગ કુટમરચંટની દુકાને જુઓ. એવા ભાવથી સર્વ કોઇ સત્યનારાયણની પૂજાના સમારંભમાં લાગી જાય છે. સ્વર્ગભૂમિ માફક જગ્યાને સ્વચ્છ કરે છે અને ફુલપાનથી તેઓ તેને શણગારે છે, અને તે દિવસે ઉપવાસ બ્રહ્મચર્ય, જપ, ભજન વગેરે યથાશક્તિ પૂજાની પ્રેરણા પામનારં લોકો આદરે છે. આજુબાજુના લોકોને પણ "શ્રી સત્યનારાયણની પૂજા"ના પોસ્ટરોથી ખબર કરી આમંત્રે છે. ઘણું ખરૂં આપણે જેને નીચ સંસ્કારના લોક માનીએ છીએ તેના તરફથી એનો સમારંભ થાય છે. તો પણ તે દિવસે ત્યાં બિભત્સતાનો તેના કોઇપણ સ્વરૂપમાં અભાવ હોય છે. અમારા માળાની નીચે રહેતા ધાટીઓએ માન્યું કે એક વર્ષ ઉપર પ્લેગ થયો પણ અમારા માળામાં એક પણ પ્લેગ કેસ ન થયો તે ઇશ્વરની કૃપાને લીધે. આ માન્યતાને સત્યનારાયણની કથા અમારા માળામાં ધામધુમથી કરાવી એ લોકોએ મૂર્ત રૂપ આપ્યું. આ પ્રથા શું જલદી અંત લાવવા લાયકની છે ? શ્રદ્ધાળુ જનોની શ્રદ્ધા આ નિર્દોષ કથા પૂજન પરથી ઉખેડી નાંખવાનું પાપ શું વ્હોરવા જેવું છે ? મીલ, સ્પેન્સર કે હકસલીની ફીલસુફીમાં ડુબકાં ખાનાર પંડીતો આપણી સત્યનારાયણની કથા પૂજાની પ્રથાને હાલ ભલે ન સ્વીકારે પણ એ પૂજાને પશ્ચિમના Auto-Suggestion (સ્વસૂચન), Mental Telepathy (વિચાર વિનિમય) કે Personal Magnetism ના ભપકાભર્યાં નામોની છાપ મળશે એટલે નિઃસંશય એ પૂજા તરફની એ લોકોની ઘૃણા જરૂર ઓછી થશે એમાં શક નથી. સત્યનારાયણની કથામાં રાજાને સ્વપ્ન થવું અને સાધુરામ વાણીઆનું કેદમાંથી નિર્દોષ ઠરી માનસહિત છુટી જવું તેમજ, પૂજાની લગભગ પૂર્ણાહુતિ વખતેજ લીલાવતી તથા કળાવતીને પોતાના પ્રિય જનના આગમનના સમાચાર મળવા ઇત્યાદિ Mental Telepathy ના દષ્ટાંતો છે. કઠીઆરા તેમજ સાધુરામને સુખ સંપત્તિ પ્રાપ્ત થવા એ auto-suggestions ના દાખલા છે. વિસ્તારભયથી આ વિષયમાં આટલુંજ સૂચન કરી એટલુંજ જણાવીશ કે, કોઇ જીજ્ઞાસુ બીજા કશાને ખાતર નહિ તો સત્ત્વ શુદ્ધિ અર્થે પૂર્ણ શ્રદ્ધાથી શ્રી સત્ય પ્રભુની પૂજા યથાવિધિ કરશે તો તેની મનોકામના યથા સમયે તેની ઇચ્છાની તીવ્રતાના પ્રમાણમાં સિદ્ધ થયા વગર રહેશે નહિ.

છેવટમાં શ્રી સત્યનારાયણની કથાનો સંપાદક કોઇ ભારે પંડીત નહિ હશે તેથી કે પ્રભુ પૂજાની કથામાં ભારે આડંબર ભર્યા સાહિત્યની એને જરૂર નહિ લાગી હોય તેથી કથામાં ઉચ્ચ પ્રદેશોમાં ઉડ્ડયન કરવું વિદ્વદ્‌ભોગ્ય કવિત્વ નથી આવી શક્યું. એટલે પંડીતોને એમાં બહુ રસ નહિ પડે. પણ સાદા સરળ લોકોની પ્રભુ પૂજામાં શ્રદ્ધા ઉત્પન્ન કરે એવી સરળ છતાં શિષ્ટ ભાષામાં તો એ

કથા કહેવાય છેજ એટલું ઉમેરી લઇ હું વિરામ પામીશ. [ "ગુણસુંદરી"ના વિદુષી તંત્રીને મૂળ કથા કઇ તે બાબત શંકા ઉપજે છે. મ્હારા નમ્ર મત મુજબ સત્યનારાયણની કથામાં મુખ્ય વસ્તુ સત્ય પ્રભુની પૂજા છે. કથા તો ગૌણ છે. 'સત્યનારાયણની કથા' લોકો કહે- છે તે લક્ષણાએ કરીને કહેતા હશે. ખરું નામ તો સત્યનારાયણની પૂજા હોવું જોઇએ. કઠી- આરો સુખી થયો તે સત્યનારાયણની કથા સાંભળીને નહિ પણ પ્રભુની પૂજા કરીને. તેમજ સાધુરામ દુઃખી થયો તે કથાનો નહિ પણ પૂજાનો અનાદર કરીને. કથામાં તો પૂજાનો વિધિ તથા તેનું માહાત્મ્ય છે. જો કથા સાંભળવા માત્રથીજ સુખ સંપત્તિ મળતાં હોય તો કઠીઆરાના ને બ્હેન કલાવતીનાં દુઃખો કથા સાભળીનેજ વિરામ પામ્યાં હોત. પણ તેમ નથી. તે લોકો જાતે શ્રદ્ધાથી સત્ય- પ્રભુની પૂજા કરે છે ત્યારેજ તેમને તેનું ફળ મળે છે. આ દૃષ્ટિએ સત્યનારાયણની મૂળ કથા કઇ એ શંકા ઉભી રહેતી નથી.]



### ઝાડપર ચઢતી માછલી

ફીલીપ્પાઇન બેટમાં એક અંગ્રેજ વિજ્ઞાનશાસ્ત્રી જળચર સૃષ્ટિનું સંશોધન કરેછે. તેણે ભિન્ન ભિન્ન પ્રકારની માછલીઓની રહેણી કરણીની વિગત મેળવી છે. એ મત્સ્ય પરી- ક્ષક જણાવે છે કે ઝાડપર ચઢવાની કળા માત્ર મનુષ્યની કલ્પનાનું પરિણામ નથી. ફીલી- પ્પાઇનમાં કેટલાંક તળાવોમાં તથા ખાબોચીઆંમાં એવી માછલી થાયછે કે જે પાણી બહાર નીકળી ખુલ્લી હવામાં આંટા મારે છે, ખેતરોમાં ફરે છે અને ખડબચડા થડવાળાં ન્હાનાં ઝાડપર ચઢી સહેલ કરે છે. ઉનાળાની ઋતુમાં આ માછલીઓ થોડા પાણીવાળા કાદવમાં જીવી શકે છે, અને છેવટ માત્ર ભેજવાળી જમીનમાં પણ બાકોરાં પાડી રહે છે. ઘણી વખત ઘાસનાં ખેતરમાં ફીલીપ્પાઇનનાં મૂળ વતનીઓ આ માછલીનો શિકાર કરતા માલમ પડે છે. આ જાતની માછલી સૂકી જમીનપર પાણી વિના ૭ દિવસ સુધી જીવી શકે છે.

× × × ×

એક દિવસ પ્રોફેસર સાહેબનું મગજ બીજા વિચારોમાં ભ્રમણ કરતું હતું. એટલામાં તેમણે પોતાની પત્નીને પોતાની પાસે મેજ ઉપર સુવાસિત ફુલનો એક સુશોભિત કલગો મૂકતાં જોયાં અને પૂછ્યું, " આજે આ શું ?" પત્નીએ હસતાં હસતાં જવાબ આપ્યો " આજે ત્હમારા લગ્નની વર્ષગાંઠ છે તે પણ ત્હમે ભુલી ગયાં કે શું ? " આ સાંભળી પ્રોફેસર સાહેબ બોલ્યા, " એમ કે ? ત્યારે ત્હમારા લગ્નની વર્ષગાંઠ કયારે આવે છે તે મ્હને જણાવજો. હું પણ ત્હમને આવોજ સુંદર કલગો ભેટ આપીશ ! "



# જુવાન વિરૂદ્ધ ઘરડા.

લેખક: શ્રીયુત પરસોતમ ઝવેરીલાલ.

ચિત્રકાર: શ્રીયુત નાનાલાલ ર. શુકલ.

મનુષ્યની જીંદગી ત્રણ વિભાગમા વ્હેંચાઇ છે. બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થા. આ ત્રણ અવસ્થામાં યુવાવસ્થાને વધારે મહત્વ અપાય છે. બાલ્યાવસ્થા રમતગમતમાં જાય છે અને વૃદ્ધાવસ્થા દેહનું સાર્થક કરવામાં. ત્યારે જીંદગીના અવનવા રસ ભોગવવા માટે યુવાવસ્થા છે. આ પ્રમાણે યુવાવસ્થા દેખીતી રીતે પહેલી અને ત્રીજી અવસ્થા કરતાં વધારે કીંમતી અને ઉપયોગી જણાય છે. યુવાવસ્થાનો યોગ્ય ઉપયોગ કરી શકાય એવા બીજ, બાલ્યાવસ્થામા બાલક બુદ્ધિમાં મારી, સમજાવી, પટાવીને પણ રોપવાની અને યુવાવસ્થાના અનેક ચમતકારો સામે સલાહકાર તરિકે કામ કરવાની ફરજ માતાપિતાની અથવા વડિલોની છે.

પરંતુ યુવાવસ્થાજ એવી છે કે જેમાં મનુષ્ય સારા સલાહકારોની સલાહ વિરૂદ્ધ અઘટિત કામ કરી લે છે અને પછી પશ્ચાતાપ કરે છે. તેથીજ અનુભવીઓએ યુવાનીને દીવાની કહી છે. યુવાનોને તે પ્રમાણે પશ્ચાતાપ કરવાનો અવસર ન આવે તે માટે આપણા ઘરડાઓએ પોતાની અનુભવસિદ્ધ વાણી આપણી પાસે મૂકી છે. આપણા વૃદ્ધોની " કહેવતો " યુવાનો માટે ઘણી માર્ગદર્શક છે.

આપણે અત્યાર સુધી એમજ સમજીએ છીએ કે જે જે આપણા ઘરડાઓ આપણે વાસ્તે કહેવત વગેરે રૂપમાં ઉત્તમ વ્યાવહારિક તેમજ પારમાર્થિક જ્ઞાન મૂકી ગયા છે તેના શબ્દોના બહારથી દેખાતા સામાન્ય અર્થોજ તેના ખરા અર્થ છે; પણ એમ સમજવામાં ઘણી ભૂલ છે. એ કહેવતો આપણે અત્યાર સુધી માનતા આવ્યા તેમ માત્ર વ્હેમી વર્તન વધારવા માટે નથી; પરંતુ આપણને તેથી સંગીન લાભ થાય એવી ઇચ્છાથી જ તેઓએ એ કહેવતો ચાલુ કરી છે. કહેવતો એક પ્રકારનું જ્ઞાન છે.

પરંતુ આપણા યુવાનોને ઘરડાઓની એ કહેવતો અથવા તેઓનું જ્ઞાન ઘણીવેળાએ ગળે ઉતરતું નથી; અને તેથી તેઓ પણ ડોસાઓના એ કચકચીઆ જ્ઞાન વિરૂદ્ધ કોઇક વાર કહેવત જેવું વાક્ય બનાવે છે. " સાઠી બુદ્ધિ નાઠી " એ કહેવત, આપણા ઘરડાઓની " ઘરડા વિના ગાડાં ન ચાલે " એની વિરૂદ્ધ યુવાન વર્ગ તરફથી રચાએલી જણાય છે. આ પ્રમાણે યુવાન વર્ગ વૃદ્ધોની સામે ઘણી વખત અથડાય છે, છતાં એટલું તો ખરૂં કે આખરે ઘરડાઓજ મોટે ભાગે અનુભવને લીધે ફાવે છે !

મારા લલ્લુકાકાને યુવાનોની એવી વર્તણુકથી બહુ ચીઢ ચડતી. એ માટે તે મારી પાસે ઘણી વેળા બળાપો કરતા. યુવાનોએ જ્યારે ઘરડાઓને ગાંઠવાની ના પાડી એટલુંજ નહીં પણ તેઓ વિરૂદ્ધ અનેક ચળવળો કરવા માંડી ત્યારે તો મારા લલ્લુકાકા મરૂં કે મારૂં થવા લાગ્યા. તેને ઘરડાઓને ભેગા કરી યુવાનો વિરૂદ્ધ પગલાં લેવાની જરૂર જણાઇ !

પોતાના સમવય મિત્રો પાસે તેણે પોતાનો ઇરાદો જણાવ્યો; તેઓ તરફથી તેને ટેકો મળ્યો. આખરે એક જાહેર સભા માર્ફત સઘળા ઘરડાઓને ભેગા - કરી યુવાનો વિરૂદ્ધ જુંબેસ ચલાવવાનો તેઓએ ઠરાવ કર્યો. સભા ભરવાના સ્થાન તરિકે નાનાશંકરની વાડી પસંદ કરી અને દીવસ તથા વખત નક્કી કર્યા. લલ્લુકાકાએ અને તેના મિત્રોએ પોત પોતાની ઓળખાણના સઘળા ડોસાઓને આમંત્રણ પત્રો મોકલ્યા. મારા લલ્લુકાકા ચાતકની પેઠે તે દિવસની રાહ જોતા.

આજે ડોસી શ્રાદ્ધનો દિવસ હોવાથી મારા શેઠીઆઓએ અર્ધો દિવસ ઓફિસ બંધ કરી. તેથી હું અને નાગેન્દ્ર બપોરે અઢી વાગ્યાને સુમારે ઘેર જતા હતા. મરીન લાઇન્સ આગળ સ્મશાન ભૂમિના દરવાજા પાસેથી પસાર થતાં દરવાજા આગળના એક બાંક ઉપર બેઠેલા મારા લલ્લુકાકા ઉપર મારી નજર પડી. હું ચમક્યો. તે સ્મશાનમાં શા માટે આવ્યા હશે? ડાઘુના વેશને બદલે મહાજનના જેવા પોષાકમાં શા માટે? નાગેન્દ્રને મેં ઉભા રહેવાનું કહ્યું ને દરવાજાથી થોડે દૂર એક ઝાડ નીચે અમે ઉભા રહ્યા. હું ઘણા વિચારમાં પડ્યો; એટલામા દશ પંદર વૃદ્ધ માણસો થોડી થોડી વારે સ્મશાનમાં ગયા. તેઓ પણ ડાઘુના વેશમા નહોતા. થોડીવારે હોરા, પારસી, અને મુસલમાન કોમના બુઢાઓ ચાર પાચની સંખ્યામાં થોડા થોડા અંતરે અંદર ગયા. તેઓ સૌ ગંભીર વાતોમાં ગુંચવાયા જેવા લાગતા હતા.

શું હશે? શા માટે લલ્લુકાકા અહીં? આ બધા ખડખડ દચ્ચ ડોસાઓ અહીં શા માટે ભેગા થતા હશે? તે જાણવા માટે મારી જીજ્ઞાસા વધી. તેથી સ્મશાનને પાછલે દરવાજેથી અમે અંદર ગયા.

અંદરનો દેખાવ જોઇ હું ચકિત થયો! પિતૃશ્રાદ્ધના દિવસો હોવાથી જાણે સ્વર્ગે સંચરેલા બધા પિતૃઓ અહીં ભેગા કેમ ન થયા હોય એવો દેખાવ મારી નજરે ખડો થયો! તેઓની સંખ્યા લગભગ પોણોસોની હશે. તેઓ સઘળા:પીસ્તાલીશ વર્ષની ઉપરની જણાતા ત્યાં તેઓમાં મારા લલ્લુકાકાને પણ જોયા તે તેના એક ભાટીઆ મિત્ર સાથે વાત કરતા હતા. એકંદરે તે દેખાવ ઉકમણા જેવો લાગતો હતો!

લગભગ દશેક પળ વીતી ગયા બાદ લલ્લુકાકાએ ઉભા થઇ સભાના પ્રમુખ નિમવાની દરખાસ્ત મૂકી અને વાલજી ટોપણ નામના એક સાઠ વર્ષના ભાટીઆને તે માટે બહુમતિથી સભાએ ચૂંટી કાઢ્યા. હું હવે સમજ્યો કે જરૂર લલ્લુકાકાનું જુવાનીઆ વિરૂદ્ધ આ કંઇક તોફાન છે!

પ્રમુખ મહાશય લાકડીને ટેકે ખુરશી પર બેઠા! પછી સભાનો મુદ્દો સમજાવતાં તેમણે નીચે પ્રમાણે વિવેચન શરૂ કર્યું:

ગૃહસ્થો, તમને બધાને જ્યારે આજ ભેગા થવાનું નોતરૂં મળ્યું હશે ત્યારે સભાના હેતુ માટે તો તમને સવાલ થયો હશે. તેથી તમને વધારે ગુંચવાડામાં ન રાખતાં હું તે વિશે ટુંકમાં સમજાવીશ આજે ભેગા થવાનો મુખ્ય હેતુ યુવાનો સામે ઠરાવો પસાર કરી તેની ચળવળ ચાલુ કરવાનો છે. આપણે વૃદ્ધોને યુવાન વર્ગ તરફથી કેટલું ભોગવવું પડે છે? કેટલા અપમાનો ખમવાં પડે છે? જુવાનીઆઓ આપણને જ્યારે ત્યારે કેવા હડહડ કરે છે તે કંઇ તમને સમજાવવું પડે તેમ નથી. કારણ કે તમને પણ તેનો અનુભવ તો હશેજ. એ માટે આપણે હવે શું કરવું? જુવાનોની માન ઠેકાણે લાવવાને બદલે આપણે શું દુઃખ ખમ્યા કરવું? ગૃહસ્થો! જો આપણે હવે વધારે વાર બેસી રહ્યા તો હું ખાત્રી પૂર્વક કહું છું કે આપણામાંના કેટલાક કુતરાની

માફક સાંકળે ઘરના ખૂણામાં બંધાશે !! માટે હવે સમય આવ્યો છે કે આપણે યુવાનો સામે બાથ ભીડવી. તેઓથી આપણે જેવું તેવું સહન કરવું પડે છે ? તેનો હું તમને મારોજ દાખલો આપીશ !

લગભગ દસ વર્ષ પહેલાં મારા કાકુની મા ગુજરી ગઇ ત્યારે મારે બીજું ઘર કરવાની જરૂર પડી ! તે વખતે મારી ઉમ્મર પચાસ વર્ષની હતી. પણ પચાસ વર્ષનો તો માણસજ ન કહેવાય એમ જાણી જુવાનીઆઓએ મારા તે વિચાર સામે બંડ જગાવ્યું. જ્યાં જ્યાં મારૂં માગું જાય ત્યાં ત્યાં તેઓ મારી અનેક વાતો કરવા લાગ્યા. એટલુંજ નહી પણ પચાસ વર્ષના માણસ સાથે દીકરી આપવાથી ભયંકર પરિણામ આવે એવાં કાલ્પનિક નાટકો તેઓએ રચ્યાં! ભાષણો રચ્યાં! અરે છાપાંઓએ પણ મદદ કરી !! આ પ્રમાણે મારી વિરુદ્ધ તોફાન જાગ્યું. પરિણામે હું આજ સુધી રંડાપનો બેઠો છું !

સદ્‌ગૃહસ્થો, વિચાર કરો; જો તેજ વેળા આપણે બધા એક થયા હોત તો આજ આપણા આવા હાલ નહોત !! છતાં હજી મોડું થયું નથી; આજથી આપણે યુવાનો સામે લડવાનું શરૂ કરો. ગૃહસ્થો, આજે મારો વિચાર તો બહુ બોલવાનો હતો પણ આટલું બોલતાં મને દમ ચડ્યો છે માટે હું બેસી જવાની રજા માંગી ભાઇ ગૌરીશંકર ભટ્ટને બોલાવાનું કહીશ.

પ્રમુખના ફરમાસથી ગૌરીશંકર નામના બ્રાહ્મણે ભાષણ કરતાં જણાવ્યું કે શેઠ સાહેબો, હું તો પથમ બુદ્ધિ બ્રાહ્મણ એટલે તમારી પાસે વધુ વાત તે શી કરૂં ? હું તો તમારા જેવા શેઠીઆઓને અરજ કરી શકું. ! આજે પણ મારી એજ અરજ છે કે જુવાનીઆઓ વિરુદ્ધ કંઇ કરે તો ઠીક. હવે તો હદ થાય છે. તેઓની ચળવળોથી અમને લાડવા અને પૈસા મળતા બંધ થતા જાય છે ! આપણા પ્રમુખ શેઠ વાલજી ટોપણ જેવા તરફથી સારા જમાવવાની દલાલી પણ હવે પાકતી નથી !! હવે અમારે ક્યાં જવું ? જુવાનોએ અમારી ગોરવૃત્તિ જડમૂળથી કાઢવા માંડી છે ! માટે અરજ કરૂં છું કે તમારા જેવા વૃધ્ધોએ કંઇક રસ્તો કરવો !

ગૌરીશંકર ભટ્ટ પોતાની જગાપર વિરાજ્યા. પ્રમુખે ડાહ્યાભાઇ ખોડીદાસ નામના એક કાઠિઆવાડીનું નામ પોકાર્યું. તેણે નીચે પ્રમાણે બોલવા માંડ્યું:

ભાઇ સાહેબો, જુવાનીઆઓના જુલમનો તો મને કડવો અનુભવ છે ! અમારા કાઠિયાવાડી જુવાનીઆઓએ તો પોતે બ્હેકીને તેમનાં બૈરાંઓને પણ બ્હેકાવવા માંડ્યાં છે. અમારાં બૈરાંઓમાં લાજ કાઢવાનો રીવાજ છે. એની વિરુદ્ધ પણ જુવાનોએ તોફાન માંડ્યું છે ! અમારાં કાઠિઆવાડી બૈરાંઓના પગનાં તળીયાં નહોતાં દેખાતા ત્યાં અત્યારે તેઓના મોઢાં અમારી ઘરડી આંખે દેખાય છે ! આ દુઃખ જેવું તેવું છે ? અરે અમારાં બૈરાંઓની કેવી મર્યાદા, કેવી મીઠાશ, વડિલો પ્રત્યે તેઓનો કેવો પૂજ્યભાવ, તેઓની કેવી સેવા ચાકરી ! આજે ? આજે ઉપર જણાવ્યા પ્રમાણે તેઓ ઉઘાડે મોઢે, ફાટેલી જીભે, અમર્યાદપણે, વડિલોને હડધૂત કરતી ઘણે ઠેકાણે જણાય છે ! તેજ પ્રમાણે અમારા યુવાનોનું વર્તન છે ! અરે, વહુનું મોઢું જોઇ મને લાજ કાઢવાનું મન થાય એટલો હું ભોઠો પડું છું ! પણ કોને કહું ? આજની સભાનો હેતુ સાંભળ્યા પછી મારે બોલવાનો ઠીક અવસર છે જાણી, હું રાજી થયો. તેથી તો મેં એક અફીણની ગોળી વધારે લઇને આ અવસર સાધ્યો. ગૃહસ્થો જુવાન વિરુદ્ધ આપણાથી થાય એટલું કરવા હું તમને વિનવું છું !

ડાહ્યાભાઇ પછી ટેમુલજી ઘોરખોદુ નામના એક પારસી બુજર્ગે બોલવા માંડયું:

બાનુઓ અને ગ્રહસ્થો, જીંઆરે ટમોંએ પોટ્ટે ટમારા લોકના જુવાનીઆઓ માટે બલાપો કીધો, ટીઆરે હું પન કાંય નં કરૂં ? હું તો તમોને હાક પર હાક ડોકીને કેવસ કે ટમારી સ્ત્રીટી અમો કરટા હજ્જાર ડરજ્જે થીક છે ! પન અમારા પારસી જવાનોની ટો વાટજ ના કરો ! અલબટ, હું કંઇ પરમુખ સાહેબની માફક પનવાની કે નાટ્રાની વાટ નહીં કરસ પન અમારા જુવાનોમાં ફાસન ફેસનનો સરો કેવો પેઠોચ અને ટેઠી અમારા જેવા બુજર્ગોના કેવા હાલ હાયચ ટેનો આબેહુબ ચિટાર આપસ.

સોઠી પહેલે હુ પોસાક ઉપર આવસ. અમારા સેઠોની પાઘડી ડગલી ઉપર ટો જાને કે મંગલનો ગ્રહ બેઠો જનાય છે ! ટેથી તેની જગોએ ટોપસ અને કોટ આયાંચ.લેંઘાને થેકાને પાનલોન ! લેવો સાહેબો કેટલો ફરક !! આય સું ચલાવી લેવા જોગ છે ? અરે, પોટીકી કે મનું નામ ભૂલાઇ જાય એવા પોસાક અમારા જવાનો કરેચ ટેઠી મારા પારસી ભાઇઓને કંઇ કરવા અરજ ગુજારૂચ.

બીજી વાટ લગનની છે ! " ડીકરા મોટ્ટો હા પનાવસ ," ને થેકાને અમારા જુવાનોમાં " હું મોટ્ટો ટઇને પન્નસ " જેવો ધાટ ચાલે છે ! એટ્લા જાને કે ફૂલ નાંખી પન રીટની બીએ ટો મારા જેવા બુજર્ગોની રોટલી આંચકી લેવા માંટી છે ! પારસી ડીકરીના બુઢ્ઢા બાવાઓની હાલટ સું જેવી ટેવી ખરાબ છે ? !!

વારૂ ! હવે હું બૈરાંઓની વાટ પન થોરી કેવસ. તેઓના મનસે ટો અમે બુઢ્ઢાઓ જાને " ડોબા " ઠરીઆ છીએ ! ટેમના પોસાકની તો સું વાટ કરૂં ! પારસી બાનુનું કપાલ સુઢ્ઢાં માઠાબાનામાં ઢંકાયલું રેહેતું ટેને બડલે આજે કેવો અમર્યાદીત પોસાક પહેરાય છે ! ! તેઓના પોસાકના નામ બ્લાઉઝ, પેટીકોટ, જમ્પર્સ વગેરે વગેરે સાંભલી અને ટેની કીંમટ વિચારી ખરૂં કેઉચ કે આય મારૂં છાતીનું પાતીયું બેસી જાયચ ! ! જવાનોને આય વાટ ગમટી લાગેચ ટો પછી ટેઓની પાસે મારો બલાપો કેમ કરી સકું ? ટેઠી, આજની સભાને હૂં આવકાર આપુંચ અને આપને બુઢ્ઢાઓ ભેગા કયા તે ઘન્નુંજ થીક કરીયુંચ ! લેવ સાહેબો, હું બેસી જવસ.

ફીદાહુસેન નામના હોરાજીએ તે પછી ભાષણ શરૂ કર્યું:

મહેરબાન પ્રમુખ સાહેબ અને ધેસ્તો, જો ખુદાને નજર સાંમે રાખી ઇમાનસી મેં વાત કરૂં તો મારે કેવું પરસે કે અમારા લોકના બૈરાંઓની વાત મારે કરવા જેવી નથી ! મારે ટો ફક્કટ અમારા જવાનો માટે થોરૂં કેવું છે !

અમારા લોક મોતે ભાગે વેપારી છે. પન અમનાસી અમારા જુવાનો વેપારને બદલે જુગારમાં વદારે રસ લે છે ! નાટક, સિનેમા પન ટેમનાથી જોયા વિના ચાલટુ નથી. રેસ, જુગાર અને સટ્ટો અમારા જવાનોમાં પેસવા લાગા છે. તેમાં આપના બુઢ્ઢાઓ માથે તે દૂર કરવાની ફરજ આવી છે. ટેથી હું તે માટે પગલાં લેવા ચેનવની આપુ છું !

હોરાજી બેસી ગયા અને પ્રમુખે હવે મારા લલ્લુકાકાને બોલવા અરજ કરી. અલબત લલ્લુકાકા અત્યારે અજબ ફેરફાર પામ્યા હોય એવા દેખાતા હતા ! તેમના મોઢા ઉપર ક્ષોભ ક્રોધ, વગેરે સ્પષ્ટ દેખાતા હતા ! તેમની આંખો ઘૂરકી રહી હતી ! શા માટે આમ ઘૂરકતા હશે તે મારાથી કળાયું નહીં ! ! તેમણે તો ગુસ્સામાંજ બોલવા માંડ્યું:

મારા મિત્રો, હું બહુ દીલગીર થયો છું !

જે કારણે આજે સભા બોલાવવાનો મેં પ્રયત્ન કર્યો અને તે સફળ થવાની મેં આશા રાખી હતી તેના પર પાણી ફરી વળ્યું ! આપણા જુવાનો આપણી વિરૂદ્ધ થાય છે, આપણો બોધ તેઓ માનતા નથી, આપણા વડવાઓની પ્રણાલિકો તેઓ તોડવા મથે છે. એવાં બીજા અનેક કારણોથી આપણે બધા તેઓની સામે થઇ આપણી પ્રાણલિકાનું રહસ્ય, આપણા બોધની સત્યતા, આપણી કહેવતોનું તાત્પર્ય વગેરે સમજાવી તેઓને ઠેકાણે લાવવાના પ્રયાસો આજની સભા મારફત કરવાનો મારો ઉદ્દેશ હતો; પણ તેને બદલે પ્રથમથીજ પ્રમુખ મહાશયે દિશા બદલી અને લગનની, પોષાકની, જુગારની વગેરે વાતો થઇ ! ! અલબત, એ મારે પણ કંઇ કરવા જેવું છે પણ તે મારે મનથી છેલ્લા પગથીઆં છે ! આપણે આપણા જુવાનોને કાબુમાં લેશું તો તમે જે જે વાતોનો રકાફટો આજ કીધો તેનો તો સવાલજ નહી રહે ! માટે આપણી ફરજ પ્રથમ જુવાનોને આંજી નાંખી આપણો પ્રભાવ દેખાડવાની છે. કયા વિષયોમાં તેમ કરવું તે મેં ઉપર કહ્યું છે ! હવે હું આજના કામકાજથી અસંતુષ્ટ છતાં પ્રમુખ મહાશયને ઠરાવો પસાર કરવા અરજ કરૂં છું ! ! અને........

લલ્લુકાકા આગળ બોલવા જતા હતા એટલામાં હાજી સુલેમાન નામના એક મુસલમાને ગર્જના કરી ! લલ્લુકાકા મુગા રહ્યા ! હાજી સુલેમાન બોલવા લાગ્યા !

" મેં આવતાંની સાથેજ અને સભાનું કામ શુરૂ થતાંની પહેલે જોયું કે રિપોર્ટરો તો છે નહીં ! તો પછી આજે નાનાશંકરની વાડીમા કરેલા ઠરાવોની આપણા જવાંમર્દોને કેમ ખબર પડશે ? સભા બોલાવનારાએ તે બાબદમાં ધ્યાન પહોંચાડયું નથી ! માટે આજની સભા મોકુફ રાખો અને બીજી વખતે છાપાંના રિપોર્ટરોની સવડ કરી બીજી સભા બોલાવો. "

લલ્લુકાકાના, પ્રમુખના અને સૌના ધ્યાનમા આ વાત ખરી લાગી તેથી સભા બરખાસ્ત કરી સૌ વેરાયા ! !



મગન ( ફોટોગ્રાફરને )—" કેવી ખરાબ છબી પડી છે ! આમાં તો હું વાંદરા જેવો દેખાઉં છું. "

ફોટોગ્રાફર—"સાહેબ, અત્યંત દીલગીર છું. પણ તેનો તો ત્હમારે છબી પડાવતાં પહેલાંજ વિચાર કરવો હતો ! "

× × × ×

ચંદુ—મ્હારા પિતાને તો પોતાના મરણની ખબર એક મહિના પહેલાં પડી હતી.

છગન—કેવી રીતે ? જોશીએ કહ્યું હશે.

ચંદુ—ના, આપણી અદાલતે ...

# સંતા કુકડી અને તડકો શીળો.

## ( બે બાળ-કાવ્યો. )

લેખકઃ શ્રીયુત ચન્દ્રવદન.

સંતાકુકડીઃ

" મા ! મા ! આંખો મીંચ;
આ ઘર ને પેલું ઝાડ,
બેની વચમાં સંતાઈ જાઉં,
દશ ગણીને શોધી કાઢ !"

× × × ×

વિશાળ ચોક વિશ્વનો,
ગયો છુપાઇ વ્યોમપાર,
અનંત ખેલ ઈશનો.
હવે મળીશ સ્વર્ગદ્વાર !

તડકો શીળો:

"મારગ વચ્ચે ચાંદરણાની કેવી પડી છે ભાત,
તડકો શીળો રમીએ ભાઇઓ! સહુ મળી સંગાથ,
તડકામાં રહેજો રે ભાઈઓ, શીળામાં ન જાવ'
દાંવાળો આ અડશે જેને એને માથે દાવ. "

× × × ×

સંસાર પંથે તડકો શીળો બે,
સૌને રમાડે પ્રભુ નિત્ય એવાં;
ને માનવી એ નવ જાણતો કે
છે બેય સાચાં, શિશુ ખેલ જેવાં.




# સ્ત્રીનું ભૂષણ શિયળ*

લેખકાઃ—કુ. વિમળા ખીમચંદ અમરચંદ



હાલની નવીન જાગૃતિને લીધે આજે આપણા દેશમાં આપણાં સામાજિક પ્રશ્નોના જુદા જુદા અનેક વિષયો ચર્ચાય છે: તેમાં શિયળ પણ એક અગત્યનો ને ચર્ચવા લાયક વિષય છે.

શિયળ ઉપર વિવેચન કરતાં પહેલાં આપણે જાણવું જોઇએ કે શિયળ એટલે શું? શિયળના બે ભાગ પાડી શકાય: (૧) બ્રહ્મચર્ય વ્રત અથવા તો અખંડ શિયળ વ્રત; (૨) સ્થૂલ અથવા તો એકજ પતિવ્રત અને એકજ પત્નીવ્રત. આખી જીંદગી બ્રહ્મચર્યવ્રત પાળનાર તો શ્રી કૃષ્ણના ભાઇ નેમનાથ અને રાજુલ જેવાં સ્ત્રી પુરુષો તો વિરલ જ હોય છે. શિયળ પાળવું તે એક નજીવી વાત નથી પણ શિયળ પાળવું તે ખાંડાની ધાર પર ચાલવું, અને કાંટાની પથારીમાં શયન કરવું તેની બરાબર છે.

અનાદિ કાલથી શિયળ એક મ્હોટામાં મ્હોટો સદ્ગુણ ગણાયો છે. સ્ત્રીમાં રહેતા કુદરતી ગુણો—લજ્જા, વિનય, મધુરતા, આર્દ્રતા, સહનશીલતા, પ્રેમ, રસિકતા તેમ શિયળ પણ એક છે. શિયળ પાળવામાં જ સ્ત્રીનું ખરૂં અભિમાન રહેલું છે. જેવી રીતે નાક વગરની વ્યક્તિ ખરાબ લાગે છે તેવી રીતે શિયળ વગરની સ્ત્રીના સર્વ સદ્ગુણો ઝાંખા પડી જાય છે. શિયળ એજ અબળાનુ ખરેખરૂં ભૂષણ છે; તે વગરની સ્ત્રી દેખાવમાં ગમે તેટલી રૂપાળી હોય, તેના કરતા એક શિયળ વ્રતધારી સ્ત્રી કદાચ દેખાવમાં તેટલી રૂપાળી ન હોય તો પણ તે ઉત્તમ જાણવી.

એક સંસ્કૃત કવિ શીલ અને તેનો મહિમા નીચે આપેલી ફક્ત ચાર લીટીમાં દર્શાવે છે:

शीलं प्राणभृतां कुलोदयकरं,
शीलं वपुर्भूषणम्
शीलं शौचकरं विपद्भयहरं,
शीलंच दुःखापरम् ।
शीलं दौर्भगतादिकन्ददहनं,
चिन्तामणि प्रार्थिते
व्याघ्र व्यालजलानलादि शमनं,
स्वर्गाय वर्ग प्रदम् ॥

જેવી રીતે નક્ષત્ર તારાઓમાં ચંદ્ર, ભૂષણોમાં મુકુટ, પુષ્પોમાં પદ્મ, હાથીમાં ઐરાવત ઉત્તમ ગણાય છે, તેવી રીતે સર્વ સદ્ગુણો અને વ્રતોમાં બ્રહ્મચર્ય-શિયળ વ્રત ઉત્તમ ગણાય છે.

---

* ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ તરફથી શિયળના વિષય ઉપર લેવામાં આવેલી લેખિત પરીક્ષામાં આ નિબંધ લખનારને ૧લું ઇનામ મળ્યું છે.

હિંદુ ધર્મ પ્રમાણે જે સન્નારીઓને 'સતી' ની કોટિમાં મૂકવામાં આવી છે, તેઓનાં ચરિત્રો ધ્યાનમાં લઇએ તો માલુમ પડે છે, કે જે સ્ત્રીએ અસાધારણ ધૈર્ય, સહનશીલતા અને ધર્મબુદ્ધિથી પોતાના શિયળનું પરપુરુષથી રક્ષણ કર્યું હોય, તેવી સ્ત્રીને સતી જાણવી. અસાધારણ સંકટો અને લાલચોને વશ નહિં થતાં અથવા તો જે સ્ત્રીએ સ્વપતિની વિટંબનાઓ, વિચિત્રતાઓ, અને વિકૃતિઓ શાન્તિથી અને મૌન ભાવે સહન કરી હોય તે સતીપદ પ્રાપ્ત કરવા લાયક ગણાય છે. આવી સતી સ્ત્રીઓનાં દૃષ્ટાંતો ભારતના ઇતિહાસમાં કાંઇ ઓછાં નથી. સિદ્ધરાજના વખતમાં રાણકદેવીના શિયળનો ભંગ કરવા અનેક ઉપાયો થયા હતા, પણ સિદ્ધરાજ તેનાં દુષ્ટ કામોમાં નિષ્ફળ નિવડ્યો હતો. જ્યારે સિદ્ધરાજ તેનાં બાળકોને ક્રૂરતાથી મારવા તૈયાર થયો ત્યારે રાણકદેવીએ પોતાનાં બાળકને સંબોધીને કહ્યું:-

"હે ભાણેરા, તું ક્ષત્રિય વંશમા જન્મ્યો છે, તે મરવા માટે બીહે છે? શું તને માતાના શિયળ કરતાં જીવિત વધારે વ્હાલું છે?" આવાં આવાં હિંમતભર્યાં અનેક વચનો કહીને સતીએ પોતાનાં બાળકોને મરતાં તરફડતાં જોયાં હતા, અને બાળકોએ પણ પોતાના પ્રાણ હસ્તે મુખે આપ્યા હતા. ધન્ય છે, આવી સતીને, અને તેને પેટે જન્મ લેનાર બાળકોને! સીતાજીએ રાક્ષસ રાજવી રાવણની આણ તજી અનેક પ્રકારનાં ભય, ત્રાસ અને લાલચોને વશ ન થતાં પોતાનું પ્રાણથી પણ પ્યારું શિયળ વ્રત જાળવ્યુ હતું. આર્યાવર્તની અનેક રજપુત રમણીઓએ ભારેમાં ભારે આપત્તિઓ પ્રસન્ન મુખે સહન કરી હતી તેમજ પોતાના સુકોમળ દેહને ભડભડ બળતી ચિતામાં બાળીને ખાખ કરતાંએ પાછી પાની નથી કરી. કરણ જેવા બળીઆ રાજાની સત્તાને ઠોકર મારનાર, નાગર બ્રાહ્મણની સ્ત્રી રૂપસુંદરી, ગુર્જર નરેશ સિદ્ધરાજની આશાનાં ઉડતાં વિમાનોને ધુળમાં મેળવી દેનાર-એક કંગાળ ધણીની ધણીઆણી-એક મહારાજાની દુષ્ટ માગણીને ધિક્કારી કાઢનાર-જસમા-ઓડણ વિગેરેના દાખલાઓ આપણા ભારતના ઇતિહાસમાં મોજુદ છે. સાવ ભોળા અક્ષરજ્ઞાનવિહીન ગ્રામ્ય બ્હેનોમાં પણ શિયળ અને પતિવ્રતના ઉચ્ચ ખ્યાલો નાની ઉમરથીજ હોય છે. જસમા ઓડણ એવું સાક્ષાત્ દૃષ્ટાંત છે.

વર્તમાન કાળમાં પણ પતિના દુઃખમાં હક્ક કરીને અડધો ભાગ પડાવવાની અને અનેક પ્રકારનાં ભય અને ત્રાસની સામે અડગ ટકી રહેનારી રતનદેવીઓ હજુ પણ ભારતભૂમિની કૂખ અજવાળી રહી છે. મહાત્મા ગાંધીજીનાં ધર્મપત્ની સૌ. કસ્તુરબાનો દાખલો આપણી સૌની નજર સામે છે. તેઓ પોતાના પતિના સર્વસ્વ ત્યાગની સાથે કેવી એકતા સાધી રહ્યાં છે, અને ગાંધીજી સાથે સાચા દિલથી રહી કેવું દેહાર્પણ કરી રહ્યાં છે!

શિયળ, અને તેનો પ્રભાવ એકજ દેશ કે એકજ જાતમાં જોવામાં નથી આવતો. પીરોજબાઇ અને બચુબાઇ નામની બે પારસી બાઇઓએ શિયળના રક્ષણ ખાતરજ રાજાબાઈ ટાવર પરથી પડતું મૂક્યું હતું. બે લુચ્ચાઓ તેમની પાછળ પડ્યા હતા, અને પડતું મૂક્યા સિવાય બીજો કોઈ રસ્તો હાથ ન લાગવાથી, પોતાના કિંમતી જાનનો ભોગ આપ્યો હતો. કેટલાક લુચ્ચા પુરુષોથી સ્ત્રીઓને કેટલું ખમવું પડે છે! મારવાડ વગેરે દેશમાં હજુ પણ બૈરાઓને જનાનખાનામાં રાખવામાં આવે છે, પણ જનાનખાનામાં રાખવાથી કે બેઓજલ પડદો પાળવાથી શિયળનું રક્ષણ થઇ શકે છે એ માન્યતા ભૂલ ભરેલી છે. પણ પદ

ભોગવનારી સ્ત્રી પણ શિયળ વ્રત સારી રીતે રીતે પાળી શકે છે. દાખલા તરીકે, પશ્ચિમ તરફના દેશમાં સ્ત્રીઓને ઘણી છૂટ આપવામાં આવે છે ત્યાં પણ શિયળ અને તેનો અદ્ભૂત પ્રભાવ ભૂલાયો નથીઃ મિલ્ટને લખેલી "કોમસ" નામની કવિતામાં પણ દુનિયાની લાલચો સામે શિયળને એક શસ્ત્ર તરીક જણાવ્યું છે. શેક્સપીઅરનાં નાટકોમાં પણ આવા અનેક દાખલાઓ મોજુદ છે.

શિયળ, પુરૂષોએ તેમજ સ્ત્રીઓએ પાળવું અગત્યનું છે. જૈનશાસ્ત્રમાં સુદર્શન શેઠ કે જેઓ બાર વ્રતધારી હતા, તેમને શિયળ વ્રતથી ચલાયમાન કરવાને અભયારાણી અને કપિલા નામની બ્રાહ્મણીએ ઘણી મહેનત કરી હતી, પણ શેઠ પરસ્ત્રીલંપટ ન હોવાથી તેઓ નિષ્ફળ નિવડયા હતા. શેઠને માથે ખોટું કલંક મૂકવાથી તેમને રાજા તરફથી શૂળીએ ચઢાવવાનો હુકમ થયો હતો. ચંદનને બાળી નાંખે ત્યાં સુધી પણ તે સુગંધ આપે છે. શેલડીને પીલી નાંખે છતાં પણ તે પોતાનો મધુર રસ આપ્યા કરે છે. શેઠની બાબતમાં પણ તેમજ થયું. શેઠના શિયળ વ્રતના પ્રભાવથી તેને શૂળીએ ચઢાવતાં એક અદ્‌ભૂત બનાવ બન્યો ! શૂળીનું સિંહાસન !

અહા ! શિયળનો શો અદ્ભુત પ્રભાવ ! સતિ સાવિત્રીએ પોતાના શિયળના પ્રભાવે મૃત સત્યવાનને માટે પૂનર્જીવન પ્રાપ્ત કર્યું. શીલના પ્રભાવથી માણસોને અગ્નિ જલ સમાન થાય છે, સર્પ પુષ્પની માળા બને છે. શીલના પ્રભાવ આગળ દેવો પણ ટકી શકતા નથી.

નીચે આપેલી થોડી લીટીઓ શિયળનો અદ્‌ભુત પ્રભાવ દર્શાવે છેઃ—

" રામ રઘુવંશી તેહની કામિની,
જનકસુતા સીતા સતીએ.
જગ સહુ જાણે ધીજ કરંતા,
અનળ શીતળ થયો શિયલથી એ."
" કાચે તાંતણે ચાલણી બાંધી,
કુવા થકી જલ કાઢીયું એ;
કલંક ઉતારવા સતી સુભદ્રા,
ચંપા બાર ઉઘાડીઆં એ."
" વખણાય સતીઓ શિયળથી,
થયો અગ્નિ જલ,
વરસાદ વરસ્યો પુષ્પનો,
એ સહુ શિયળ પ્રબળ."
" અરજુનની પટરાણીએ,
વર્મે રહે મન ધીર.
નગ્ન ન હુઇ દ્રૌપદી,
કૌરવે ફાડયાં ચીર."
" સુદર્શન શુળીએ ચડયાં,
બાર વ્રતધારી શેઠ;
શુળીનું સિંહાસન થયું,
એ સૌ શિયળ અમેત."
" ભોગવતી સતી જેનો સ્વામી,
સર્વ ભયંકર ભારી;
નિજ પતિવ્રતને પૂર્ણ પ્રતાપે,
થયો પુરૂષતનધારી."
છળવા કૃષ્ણ ગયા સતી વૃંદા,
બહુ કપટેથી બળમાં;
સતીએ શાપ દઇને કીધાં,
પાથરરૂપે પળમાં"

બ્રહ્મચર્ય વ્રત પ્રાયઃ પુરૂષોએ પચીસ તેમજ સ્ત્રીઓએ સોળ વર્ષ પાળવું જરૂરનું છે; તે પછી કુદરતના અવિચળ નિયમ પ્રમાણે સ્ત્રી પુરૂષનું પરસ્પરની પસંદગીથી જોડાણ થાય છે; અને પ્રતિજ્ઞાઓ લેવાય છે. તે પ્રતિજ્ઞા જો સ્ત્રી કે પુરૂષ તોડે અથવા તો પરપુરૂષ કે પરસ્ત્રીનાં પ્રેમમાં પડે તો તેને વિશ્વાસઘાતનું મહાન પાતક લાગે. મનુષ્ય જીવનમાં થોડું દુઃખ ભોગવીને પણ આપણે આપણી ઇંદ્રિયોને કાબુમાં રાખવી જોઇએ. ઇંદ્રિયોના

વિષય ઘણો દુઃખકારી છે. પતંગીઉં દીવાને જોઈને પોતાનાં પ્રાણ તેમાં ખોય છે તે એક આંખનો વિષય છે. હાથી એક કૃત્રિમ હાથણીને જોઈને ખાડામાં પડે છે ને પોતાના પ્રાણ મૂકે છે તે એક સ્પર્શેંદ્રિયનો વિષય છે. હરણ, સર્પ વિગેરેને ગાયનનો બહુ શોખ હોય છે, તેથી વાંસળી કે મધુર ગાયનનો નાદ સાંભળીને શિકારીને વશ થાય છે, તે પણ એક સાંભળવાનો વિષય છે. માછલાંઓ ખોરાકની ગોળીઓ ખાવાને જાળમાં સપડાઈ જાય છે. અહા ! ઇંદ્રિયોનો વિષય કેટલો દુઃખકારી છે ! એક વિષયની કામના પુરી કરવાને કેટલા પ્રપંચો રચવાનો પ્રસંગ આપે છે.

વર્તમાન કાળના તેમજ પ્રાચીન કાળના સતી સ્ત્રીઓના દાખલા માત્ર સાંભળી જવા માટે નથી પણ તે સંસારમાં વર્તનમાં ઉતારવા માટે છે. પ્રાચીનકાળની શીલવ્રતધારી સતીઓએ વિશુદ્ધ ભાવથી પોતાના શિયળનું રક્ષણ કરી પોતાનાં નામો અમર કર્યાં છે, તેવી રીતે આપણે પણ શીલનું વિશુદ્ધ ભાવથી રક્ષણ કરી અને ઇંદ્રિયોનો નિગ્રહ કરીએ તો સ્વતંત્ર બની શકીએ. ભારતને સ્વતંત્ર બનાવવું એ આપણી બ્હેનોના જ હાથમાં છે અને જ્યારે આપણી બ્હેનો સ્વતંત્રતા અને આદર્શ કેળવણીથી અલંકૃત થશે ત્યારેજ જાતિનો ને કોમનો ઉદ્ધાર થશે.



## કૃત્રિમ દૂધ

માતાના દૂધને બદલે ગાયનું દૂધ ચાલી શકે એ વાત જાણીતી છે. હોનોલુલુમાં એક બાળકને લીલા નાળીએરના ગર્ભ અને પાણીથી ઉછેરવામાં આવ્યું હતું. એ ઉપરથી ડૉ. એન. પી. પાર્સને માતાનું દૂધ ન મળે તો બાળકને માટે ખોરાક તરીકે નવું દૂધ શોધી કહાડ્યું છે. નાળીએરના પાણી અને ગર્ભનું પૃથક્કરણ કરતાં જણાયું કે તે ગર્ભમાં ત્રણ ટકા ખાંડ અને પાંચ ટકા પાણી રહે છે. માતાના દૂધમાં ચાર ટકા ખાંડ અને સાત ટકા પાણી હોય છે તેથી તેમાં વૉટર બફેલો ( એક જાતની ભેંસ ) નું દૂધ નાખવાથી એ ખોટ પૂરી પડે છે નાળીએરમાં જંતુ પડી શકતાં નથી, અને ઢોરોને થતા ફેફસાના વ્યાધિમાંથી વૉટર બફેલો તદ્દન મુક્ત રહે છે. તેથી બાળકના ખોરાક તરીકે બંન્નેનું સંમિશ્રણ બહુ પુષ્ટિકારક અને સાત્વિક બને છે.

× × ×

ન્યાયાધિશ—( એક લાંબી દાઢીવાળા માણસને ) ત્હારી દાઢી જેટલી લાંબી છે તેટલીજ ત્હારામાં અક્કલ હોત તો ઠીક થાત.

તે માણસ—શું તમે અક્કલનું માપ દાઢી પરથી કાઢો છો ? એમ હોય તો ત્હમારામાં બીલકુલ પણ અક્કલ હોવાનો સંભવ નથી !




લેખક:-શ્રીયુત ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.

## પ્રકરણ પાંત્રીશમું.

### રૂક્ષ્મણીનો પત્ર.



"આ ત્હમારો કાગળ છે" આમ કહેતી રીતા ચંદ્રપ્રકાશના હાથમાં એક પરબીડીઉં મૂકી ત્યાંથી સત્વર પાછી ચાલી ગઇ.

સગપણ થયા પછીનો આજ ત્રીજો દિવસ છે. ચંદ્રપ્રકાશ શરૂઆતમાં ખુબ આનંદથી મ્હાલ્યો. રૂક્ષ્મણી જેવી કન્યકા સાથે પોતાનો સંબંધ થવાથી ત્હેણે પોતાને સંપૂર્ણ ભાગ્યશાળી પુરૂષ તરીકે ગણ્યો. હજુ સુધી રૂક્ષ્મણીએ ત્હેના તરફ બીલકુલ પ્રેમભાવ બતાવ્યો ન્હોતો. છતાં તે તો એમજ માનતો હતો કે એ શરમાળ કન્યકા જે વખત જાય છે તેમાં તુરતજ પોતાની સાથે પ્રેમવાર્તા કરવા આવશે.

ત્રણ દિવસથી સગપણ થયું હતું છતાં એકે વખત રૂક્ષ્મણીને તે જોઇ શકયો નહિ. ત્હેને આ માટે જરા આશ્ચર્ય લાગ્યું. પહેલે દિવસે ત્હેને આશા રહી કે પ્રસંગ મળતાં જરૂર રૂક્ષ્મણી મળશે ને પતિ પત્ની ભવિષ્યની મીઠી મીઠી વાતો કરશે. આ આશા નિરાશામાં ફેરવાઇ ગઇ, એકજ બંગલામાં રહેવા છતાં પોતાની પ્રિયતમાનું એક વખત મુખદર્શન પણ ન થાય એ ચંદ્રપ્રકાશ જેવા પ્રેમમન્દિરના નવા પૂજારીને રૂચ્યું નહિ. બીજે દિવસ પણ એમનો એમ પસાર થાય એવા સંજોગો દેખાયા. પોતાના ઓરડામાં બેસી ઘડીમાં વર્તમાનપત્રોનાં પાનાં ફેરવતો તો ઘડીમાં ઓરડામાં ગોઠવેલી લાયબ્રેરીમાંથી પુસ્તકો વીણી કાઢી પ્રેમની કવિતાઓ વાંચતો ચંદ્રપ્રકાશ હર પળે રૂક્ષ્મણીના મુખદર્શન માટે તલસતો હતો. હર પળે ત્હેની સમક્ષ પ્રિયતમાના ભણકારા વાગતા હતા. એ ગૌર ને હસતું પણ સ્વમાનના દમામમાં શોભતું રૂક્ષ્મણીનું આકર્ષક મુખડું ત્હેની આંખ્યો સમક્ષ ઘડીયે ઘડીયે તરવરી રહ્યું. પોતે જો એક કુશળ ચિત્રકાર હોય તો જરૂર એ સ્વર્ગસુન્દરીનું આબેહુબ ચિત્ર અત્યારે દોરી પોતાની પ્રિયતમાનું દર્શન કરે.

રૂક્ષ્મણીના વિચારમાં ને વિચારમાં ત્હેણે ઓરડામાં રહેલાં પુસ્તકોનાં પાનાં યંત્રવત્ ફેરવ્યાં. એક બુકશેલ્ફમાંથી કેટલીક નાટકની ચોપડીઓ હાથ લાગી. ચોપડીઓ જોતાં જોતાં 'ભગવદ્ગીતા' નાટકની ચોપડી નીકળી. પોતે એ નાટક અમદાવાદમાં જોયેલો યાદ આવ્યો. ગીતા સુન્દરી માટે ભગવદ્સિંહે ચિતરેલી છબી યાદ આવી તરતજ ગીતા-

# પ્રકરણ છત્રીશમું.

## જયકુંવર ને સરલા.



"અરે ! બળ્યું આ મુંબઇ. તદ્દન છટકેલ—તદ્દન ઉતરેલ !"

"એ તો ત્હમે મુંબઇમાં નવાં એટલે એમજ લાગે. ત્હમે બહુ જુનો જમાનો દીઠેલો તેથી આ બધું નવું નવું દેખાયજ."

"નવું નવું શું ? બધાં ઉતરી ગયલાંજ હું તો દેખું છું. સાંજ પડે છે કે ટાપટીપ કરી આબરૂ કે શરમની દરકાર રાખ્યા વિના જેમને ફાવે તેમ આ રસ્તાપર માતેલા સાંઢની માફક ફરે છે, એ તે શું ઠીક કહેવાય ?"

"હું પણ દેશમાંથી આવી ત્યારે ત્હમારા જેવાજ વિચાર ધરાવતી હતી પણ અહિં આવ્યા પછી મ્હારા એ વિચારો બદલાઇ ગયા છે. હવે બહુ જુના જમાનામાં રહેવું એ મ્હને ઠીક લાગ્યું નહિં. દેશ એવો વેશ રાખવામાંજ જીવનની મઝા છે."

"બળી ત્હમારી મઝા ને બળ્યું ત્હમારૂં એ નવું જીવન !"

"જયકુંવર બ્હેન ! એ ત્હમારા વિચાર થોડા દિવસમાંજ બદલાઇ જશે. ત્હમે તો વિધવા છો બાકી જો સધવા હોત તો હું બતાવી આપત કે ત્હમે કયો જમાનો પસંદ કરો છો, નવો કે જૂનો ?"

"દેશ છોડીએ પણ વેશ ન છોડીએ. હું તો જાણીને દીલગીર છું કે ત્હમે હજી મ્હને પુરી ઓળખી શકયાં નથી. વિધવા હોઉં કે સધવા હોઉં પણ મ્હારા વિચાર જે છે તેજ રહે એ ખાત્રીથી માનજો. આજ કાલની એ એ ચોપડી ભણેલી બટકબોલી સ્ત્રીઓ કરતાં અમ્હેં ઘણે દરજ્જે સારાં છીએ."

"ત્હમને ભણેલી સ્ત્રીઓ માટે બહુ તિરસ્કાર છે ત્હેનું કારણ ?"

"જો માઠું ન લગાડો તો કહું."

"એમાં મ્હારે માઠું લગાડવા જેવું શું છે. ત્હમારે કહેવું હોય તે ખુશીથી કહો."

"ત્યારે જુઓ ત્હમે ભણેલાં છો એટલે ત્હમે પહેલી ભૂલ્ય એ કરી કે ત્હમારૂં નામ સંતોક હતું ત્હેને સરલાદેવી બનાવ્યું !"

"એમાં ભૂલ્ય શું કરી ? નામ બદલાવ્યું એમાં ખોટું શું કર્યું ?"

"આજે તો નામ બદલાવ્યું ને કાલે કંઇ બીજું પણ બદલાવોને ? મ્હારી બ્હેન ! શરમ નથી આવતી ? ત્હમે ભણ્યાંજ શું કરવા ? આપણે તે વળી ભણવાનું હોય ?"

"ભણવું એમાં ત્હમે પાપ માનતા હો તેમ દેખાય છે" સરલા જયકુંવર તરફ તિરસ્કારમાં હસી.

"પાપ નહિ પણ પાપનો બાપ ! આ રોજ સ્હાંજના લટાર મારતી છકેલીઓને જોતાં નથી ? માથામાં વાંકો સેંથો, કપાળમાં ન્હાની ટીલડી, આખું અંગ દેખાય તેવાં ઝીણાં વસ્ત્રો ને વળી હાથમાં ન્હાનકડી છત્રી લઇને ફરવા નિકળતી ભણેલીઓએ આપણા સંસારનું સત્યાનાશ વાળી નાખ્યું !" જયકુંવરે બંગલાની બારીમાંથી રસ્તાપર ગુસ્સાથી નજર ફેંકી.

"એમ ફરવા જાય એમાં ખોટું શું ?"

"ઘરમાં મ્હારા જેવી સાસુ હોય તો ખબર પડે ! આ તો ધણી ને ધણીયાણી-છીછરૂ જીવન ગાળનારાં એટલે આ ચાલ્યા શણગારીને ' ઘરમાં તો રાંધણીયાં ગંધાતાં હોય ને બહાર હાથ, પગ ને મોઢું ધોઈ આ નિકળ્યાં ફરવા ! કળીયુગ આવ્યો છે કળી-

યુગ ! નહિં તો વળી આમ બેશરમની માફક બુટ પહેરીને ધણીની પછવાડે પુરૂષની માફક ચલાય ? ”

“ જયકુંવર બ્હેન ! હમે દેશમાંજ રહ્યાં હોત તો બહુ સારૂં થાત. હમારા જેવાંનું અહિં બીલકુલ કામ નથી. ગુસ્સો નહિં લગાડતાં હો ! હું તો મ્હને જે લાગે છે તે કહું છું. ” સરલાએ હસતાં હસતાં કહેવાનું હતું તે કહી દીધું.

“ હમે તો એમજ કહેશો, કારણ કે એ સુધરેલીઓનેજ પાટલે બેસનારાં એટલે મ્હારૂ કહેવું હમે કયાંથી માનો. ”

“ હમારૂં કહેવું માનવાનો આ સવાલ નથી. અહિં તો હમે બધી ભણેલી બ્હેનોને ધિક્કારો છો તેની વાત છે. ”

“ ધિક્કારૂં છુ એ પૂરતું નથી. મ્હારૂં ચાલે તો કોઇને ભણવાજ ન દઉં. ”

“ ત્યારે હમારૂં ન ચાલે તેમાંજ અમારૂં કલ્યાણ છે. ” સરલાએ ઠંડે પેટે ઉત્તર આપ્યો.

“ એમ કેમ બોલો છો ? ” જયકુંવરે ગુસ્સાથી પ્રશ્ન કર્યો.

“ જયકુંવર બ્હેન ! હમારા ટુંક સમયના પરિચયમાં હું એટલું જાણી શકી છું કે હમે છોકરીઓના ભણાવવાની બહુ વિરૂદ્ધ છો. મ્હને તો એમ લાગે છે કે હમે હજુ ઘોર અંધારી રાત્રિમાં ઉંઘમાં છો એટલે પ્રકાશને ઓળખી શકયાં નથી. ભણવાથી શું ફાયદા છે, ભણેલી બ્હેનો શું શું કરી શકે છે, સ્ત્રીઓને કેળવવાથી દેશને કેટલા ફાયદા થયા છે ને થશે એ સર્વે બાબતથી હમે તદ્દન અજ્ઞાન છો. આખા જગતમાં અત્યારે શું ચાલે છે તેનું હમને બીલકુલ ભાન નથી. આટલું હું કહું છું તેને માટે મ્હને માફ કરજો. હું પણ દેશમાંથી પહેલ વહેલી અહિં આવી ત્યારે હમારા જેવીજ હતી. તેથી હમે મ્હારી માફક જે ભૂલ્ય કરો છો તે સુધારવા માટેજ આટલા શબ્દો મ્હેં કહ્યા છે.” સરલાએ સ્વતંત્ર રીતે પોતાના ઉદ્ગારો જાહેર કર્યા.

સુંદરલાલને શેરબજારમાં લક્ષ્મીદેવીએ સારી મદદ આપવાથી તે દિન પ્રતિદિન આબાદ થવા લાગ્યો. પ્રમાણિકપણાથી હેનો ધંધો બહુ વધારે પ્રમાણમાં વધ્યો. વસંતના મુંબઇ આવ્યા પછી ભુજંગપુરથી આખા કુટુંબને મુંબઇ બોલાવી લેવાની હેની ઇચ્છા થઇ. થોડા વખત પછી હેણે પોતાની એ ઇચ્છા અમલમાં મૂકી. ભુજંગપુરમાં સર્વ ખેતરો ખેડુતોને ભાગમાં ખેડવા આપી દીધાં. પ્રભુલાલ, યમુના, પ્રભુલાલની પુત્રી કાશી અને જયકુંવર મુંબઈ આવ્યાં. સુન્દરલાલે સેન્ડહર્સ્ટરોડપર એક મોટા ઘાટનો બંગલો વેચાતો લઇ લીધો હતો તેથી રહેવાની સર્વ પ્રકારે સગવડ હતી. અત્યારસુધીમાં સુન્દરલાલે મુંબઇમાં પોતાની આબરૂ સારી રીતે જમાવી હતી. તેથી સારાં સારાં કુટુંબો સુન્દરલાલને ત્યાં આવતાં જતાં થયાં. યમુનાને મુંબઇમાં શરૂઆતથી જ ફાવ્યું. સારા માણસોનો સંસર્ગ હેને ઠીક લાગ્યો. પોતાની પુત્રી કાશી સાત વર્ષની થઇ હતી. હેને ભણાવવાની સગવડ માટે તે બહુ ખુશી થઇ. હવે જયકુંવર ને યમુનાને બહુ લડવાના પ્રસંગ આવતાજ નહિં કારણ કે યમુનાએ ઘણા વખતથી જયકુંવર સાથે અસહકાર આદર્યો હતો. ભુજંગપુરમાં જયકુંવરે યમુનાને ઘણી ઘણી રીતે પજવી હતી, પણ ભોળી યમુનાને પ્રભુલાલે ધીમે ધીમે એવે સીધે રસ્તે મૂકી દીધી હતી કે કલેશને બદલે અસહકાર શરૂ થયો હતો. આ અસહકારમાં તિરસ્કાર નહિં પણ પ્રેમ હતો. જયકુંવરને પ્રેમથી સુધારવાનો આ રસ્તો હતો. યમુના હજુ સુધી એ રસ્તામાં ફાવી શકી ન્હોતી કારણ કે જયકુંવરનો સ્વભાવજ એવો પંકાયલો હતો કે હેની રહામે ફત્તેહ મેળવવી એ મુશ્કેલમાં મુશ્કેલ કાર્ય હતું.

જયકુંવરે મુંબઇ આવ્યાં પછી શરૂઆત

માં પડોશના બંગલામાં રહેતી સરલા સાથે મિત્રતા કરી. ઘરમાં યમુના સાથે ઠીક નહિં હોવાથી ત્હેની સાથે કોઇ વાત કરનાર તો જોઇએજ. સરલા દેખાવે ફુટડી ને સ્વતંત્ર વિચારની હતી. ત્હેની હરણ જેવી કાળી ચપળ આંખ્યો બહુ આકર્ષક હતી. જોનારને પહેલી દૃષ્ટિએ તે મુગ્ધ બનાવતી હતી. બોલવા ચાલવાની છટા પણ અન્યને ત્હેના તરફ બહુ માન ઉત્પન્ન કરાવે તેવી હતી. ત્હેનામાં જુનો અને નવો જમાનો મિશ્રીત રૂપે હતો. મુંબઇ આવ્યા પછી ત્હેના પતિએ એક સ્ત્રી શિક્ષક રાખી ત્હેને ભણવાની ગોઠવણ કરી આપી હતી. જયકુંવરના વિચારોથી તે હમેશાં જુદી પડતી પણ બહુ બોલતી નહિં. આજે ત્હેનાથી ન રહેવાયાથી પોતાના વિચારો ઉપર પ્રમાણે ત્હેણે જણાવી દીધા.

જયકુંવર આ સાંભળીને બહુ ગુસ્સે થઇ. આમ ખુલ્લે ખુલ્લા શબ્દોમાં પોતાને કોઇ ઠપકો આપે એ સાભળી લેવો એ ત્હેને મન ઝેરનો ઘુંટડો ચુપચુપ ઉતારવા જેવું લાગ્યું. સરલા સાથે થોડાજ દિવસથી સબંધ થયો હતો. તેથી ત્હેની સાથે લડવાનું તેને ઠીક લાગ્યું નહીં. ભુજંગપુરથી મુંબઇ આવ્યા પછી જયકુંવર સાથે જો કોઇ વધારે વાત ચીતમાં ભાગ લેતું હોય તો તે આ સરલાજ હતી. તેથી સરલા સામે ક્રોધે ભરાવા છતાં જયકુંવરે ગુસ્સો દબાવી કહ્યું.

" સરલા બ્હેન ! હું વધારે તો નથી કહેતી પણ જેમ તમે મ્હારે માટે કહો છો તેમ ભણેલી સ્ત્રીઓ માટે હું એટલુંજ કહું છું કે જે સ્ત્રી ભણે છે તે સ્ત્રી મટીને પુરૂષ થાય છે. આબરૂ, શરમ કે લાજ સર્વને અભરાઇ પર મૂકી સ્વચ્છંદપણે..."

જયકુંવર હજુ આગળ બોલવા જતી હતી તેટલામાં સરલા વચ્ચે બોલી ઉઠી: " બસ કરો. ભણેલી સ્ત્રીઓ માટે હવે વધારે કહેશો નહિં. મ્હારે એ નિંદા..."

' શેની નિંદા સરલા બ્હેન !", વસંતે વચ્ચે આવી એકાએક પ્રશ્ન કર્યો.

---

## પ્રકરણ સાડત્રીશમું.

### નવો જુનો જમાનો.



વસંતની અણધારી હાજરીથી સરલા સહજ સંકોચ પામી. જયકુંવરને પોતાના ભત્રિજાના આગમનથી જરા ક્ષોભ થયો. મુંબઇ આવ્યા પછી ફૂઇ ભત્રિજા વચ્ચે માત્ર તબીયતના ખુશખબર પૂછવા જેટલી વાતચીત થઇ હતી. જયકુંવરને ભત્રિજા તરફ ઉમળકાથી પ્રેમ આવ્યો નહિં, જ્યારે વસંતને પોતાની આ અજ્ઞાન ફઇ તરફ દયા આવી. પોતાના સર્વ સંસાર સુખનું સત્યાનાશ વાળનાર જયકુંવરજ છે એમ એ પોતે જાણતો હોવા છતાં ઉદાર દિલથી તેના તરફ તે દયાભાવ રાખતો હતો. લાગણી ને બુધ્ધિ વચ્ચેના યુદ્ધથી ઘણીવાર લલિતાને દુઃખ આપવામાં જયકુંવરે કઇ બાકી રાખ્યું નથી એ વિચારે તેના તરફ તેને તિરસ્કાર છુટતો હતો જ્યારે કર્મના કાયદાનું રહસ્ય સમજાતાં જયકુંવરના સર્વ ગુન્હાની માફી બક્ષી ત્હેના તરફ તે દયા રાખવા દોરાતો હતો. તેનું પોતાનું જો ચાલે તો જયકુંવરને સુધારી દેશસેવાના ઉપયોગી પ્રવાહમાં ત્હેનું જીવનવ્હેણ વાળવા તે ભગીરથ પ્રયત્નો કરે, પણ જયકુંવરનો જીવનઈતિહાસ ત્હેને બેપડી નાહિંમત કરી દેતો હતો. કુથલી,

નિંદા, અદેખાઈ વગેરે દુર્ગુણોથી દેશની વિધવાઓનું જીવન મુક્ત થઇ સાદાઇ, સંપ ને સેવાની સુન્દર ભાવનાઓ તેઓના જીવનમાં ઉતરે એ જોવાને વસંત ઇંતેજાર હતો. પોતાના ઉચ્ચ વિચારો કુટુંબમાં કોઇ ઝીલનાર નહિ હોવાથી ત્હેને ઘણી વખત દુઃખ થતું. માત્ર સંતોષ એટલોજ હતો કે પોતાનો પિતા સુન્દરલાલ સંસ્કારી ને જ્ઞાની હતો. સ્ત્રીઓના ઉદ્ધાર વગર દેશનો ઉદ્ધાર અસંભવિત છે આ માન્યતાએ તે હમણાં હમણાં સ્ત્રી ઉપયોગી વિષયો ઉપર વધારે ધ્યાન આપતો હતો. ત્હેના લેખો ને ત્હેના ભાષણોમાં મુખ્ય ભાગે સ્ત્રીવર્ગના કલ્યાણની ભાવનાઓ પ્રધાન હતી. જગતના સાહિત્ય ભંડારમાંથી સ્ત્રીઉપયોગી સાહિત્યનો ત્હેણે હમણાં હમણાં બહુ સારો અભ્યાસ કર્યો હતો. સેવાભગિની નિવેદિતા, ફ્લોરેન્સ નાઇન્ટીંગેલ ને વિદુષી મિસીસ બેસન્ટ જેવી સેવિકાઓ તે ભારતવર્ષમા જોવા ઇચ્છતો હતો. જ્હેને માટે ભારતવર્ષ વ્યાજબી મગરૂબી લઇ શકે એવી સરોજિની ને સરલાઓ તે ગુજરાતને ગૃહે ગૃહે જોવા ઇચ્છતો હતો. આ પોતાની ભાવના પાંચ, પંદરે કે પચાસ વર્ષે જરૂર ખરી પડવી જોઇએ એવો તે આશાવાદી હતો. આ આશાવાદના સ્વપ્નાં અનુભવતો વસંત સરલા ને સરોજિનીને બદલે જયકુંવર જેવી વ્યક્તિને પોતાનાજ કુટુંબમાં જોઇ સ્વાભાવિક ખેદ પામતો હતો.

વસંતને આવેલો જોઇ વસંતે પ્રશ્ન પૂછ્યા છતાં જયકુંવર ને સરલા બન્ને નિરૂત્તર રહી. સરલાએ આડી આંખ્યે વસંત તરફ જોયું. તે સહજ હસી.

" કયમ મ્હારા પ્રશ્નનો ઉત્તર આપતાં નથી ? " વસંતે એ સહજ હાસ્ય ઝીલી ફરીથી પ્રશ્ન કર્યો.

હજુ સરલા નિરૂત્તર રહી. જયકુંવરને વસંતની સરલા સાથેની આ વાતચીત બહુ પસંદ આવી નહિં. ત્હેણે તો એમજ ધાર્યું કે સરલા અને વસંત વચ્ચે કંઇપણ સંબંધ હોવો જોઇએ. સરલાનું હાસ્ય જોઈ ત્હેની શંકા વધી. પોતાની હાજરીમાં સરલા ને વસંતને છૂટથી વાત કરતાં જોઇ ત્હેની જૂની ભાવનાની કલ્પનાઓ દોડી. એક પારકા યુવાન સાથે એક યુવતી વાત કરેજ કેમ ! બીજા યુવાન સાથે સહજ પણ હસાય કેમ ? જરાપણ વાત થઇ અથવા નિર્દોષ હાસ્ય થયું કે તુરતજ શંકાની દૃષ્ટિથી જોવાની અજ્ઞાનીઓની લાગણી જયકુંવરમાં જાગૃત થઇ. જ્યમ જ્યમ આ લાગણી જાગૃત થઇ ત્યમ ત્યમ સરલા ને વસંતની વર્તણુંક વિષે તે વધારે ને વધારે ખરાબ વિચાર બાંધતી ગઇ.

સરલા તરફથી કંઈપણ જવાબ નહિં મળવાથી વસંતે જયકુંવર તરફ જોયું. જયકુંવરની મુખમુદ્રાપરથી તે પારખી ગયો કે સરલાના હાસ્યથી કંઇ બીજાજ વિચારમાં ફઇબા રમે છે.

" કયમ ફોઇબા ! એકદમ વાત કરતાં બન્ને અટકી ગયાં ? સરલા બ્હેન તો કંઇ બોલતાં નથી અને ત્હમે કંઇ બીજાજ વિચારમાં ગુંથાયાં છો ! " વસંતે બારીક દૃષ્ટિથી જયકુંવરના ચહેરાપર થતા ફેરફાર નિરખ્યા.

" બીજા વિચારો મ્હારે શાનાં હોય ? હું તો હમેશની સાચા બોલી એટલે સહુને મ્હારૂં બોલવું કડવું લાગે. આજકાલ તે કંઇ સાચાની દુનિયા છે ! બધાં ઉપરથી સારાં પણ અંદરથી મેલાં. અમ્હારા વખતની જુની દુનિયા સારી. બાકી આ નવા જમાનાએ તો દુનિયાનું નખોદ વાળ્યું ! "

" ત્હમે આ બધું શા ઉપરથી કહો છો તે હું સ્હમજી શકતો નથી."

" સ્હમજાય તો બધુંયે. તું કંઇ હવે પારણામાં ઝૂલતો છોકરો નથી. પણ ત્હમે બધાં

સ્ત્રી અને પુરૂષો એવાં થઇ ગયાં છો કે બ્હારથી મીઠું મીઠું બોલો. બ્હારથી સાધુ જેવું જીવન ગુજારો પણ અંદરથી લુચ્ચાં અને અનાચારી......" જયકુંવરને એકાએક પોતાની ખાસિયતપર પડતી જોઇ સરલા વચ્ચે બોલી ઉઠીઃ

" બસ કરો જયકુંવર બ્હેન ! શું બોલો છો, કોની પાસે બોલો છો તેનું કંઇ ભાન છે કે જેમ આવે તેમ ભરડેજ છે જાઓ છો !"

સરલાને વચ્ચે પડેલી જોઇ જયકુંવર છંછેડાઇ. ઝેરી નાગણની માફક ત્હેના ફૂંફાડા શરૂ થયા. ત્હેની આંખ્યોમાં તે શું કહેવા માગે છે તે સ્પષ્ટ દેખાયું.

વસંત આ સંજોગ પારખી ગયો. હમણાં જયકુંવર કંઇ વગર વિચાર્યું બોલી જશે એમ લાગવાથી ત્હેણે જયંકુંવરને દરાવવા પ્રયત્ન કર્યો.

" સરલા બ્હેન ! ફઇ જે કહેવા માગે છે તે પુરૂં કહેવા દો. એમણે જુનો જમાનો જોયો છે એટલુંજ નહિં પણ એ જુના જમાનાના એક છેડાપર ઉભા રહી નવા જમાનાને જુએ છે એટલે એમને આપણા સર્વના જીવનમાં કંઇ જૂદુંજ દેખાય એ સ્વાભાવિક છે. "

" અરે જૂદું દેખાય શું ? મ્હને જો દાંતમાં આંગળાં ઘાલી ત્હમે બોલાવવા માંગતાં હો તો ત્હમારા બધાના જીવનની વાતો હું ખુલ્લા શબ્દોમાં કહી દઇશ. " જયકુંવરનો ગુસ્સો વધતો ગયો.

" ત્હમે શું કહેવાનાં છો ? કયારનાં ભણેલી સ્ત્રીઓ માટે જેમ આવે તેમ બોલો છો તેમ ફરી સંભળાવશો એજ ના ? " સરલાનો પીત્તો ઉછળી આવ્યો

" બેસ બેસ ! વધુ શું કરવા બોલે છે ! વસંત જેવા જુવાન સ્હામે, તે આવ્યો ત્યારે તું હસી એ ત્હમારો નવો જમાનોજ કરે. બાકી પારકા પુરૂષ સાથે આમ હસાય કે બોલાય ખરૂં ? "

સરલા તો આ સાંભળી જયકુંવર તરફ ઉછળી પડી. તે ક્રોધથી લાલચોળ થઇ ગઇ. તેનાપર જયકુંવર આક્ષેપ મૂકે છે એ વિચારે તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ. વસંતે અત્યારે શાંતિ પકડી વાત ફેરવવા પ્રયત્ન કર્યો.

" ફઇબા ! એક બ્હેનને પોતાના ભાઈ તરફ હસવાની પણ ત્હમારા જમાનામાં છૂટ ન્હોતી કે ? "

" એ ભાઇ બેન કહેવાનાં ! તું ભણ્યો છે પણ ગણ્યો નથી. મ્હને વધુ શું કરવા બોલાવે છે. ત્હારી બાયડી લલિતા કેવી હતી? " જયકુંવરે પોતાના સ્વભાવનું હવે પુરેપુરૂં દર્શન કરાવ્યું.

" બસ કરો ફઇબા ! એ મરેલા માણસની નિંદા કરશો એ હું સાંભળી શકીશ નહિ."

" ખરી વાત કહેવી એ નિંદા કે ? "

" હું ત્હમારી વાતોમાં માનતો નથી. મ્હને વધુ બોલાવશો તો હું પણ કહીશ કે એ બિચારીનું મૃત્યુ ત્હમારે લીધે થયું છે "

" મ્હારે લીધે ! ? "

લલિતા વિષેના સર્વ વિચાર ફરીથી જાગૃત થતાં વસંતને બહુ લાગી આવ્યું. જયકુંવરની કરડી જીભમાંથી નીકળતા શબ્દોએ ત્હેને ઉશ્કેર્યો છતાં પણ શાંતિ જાળવવા ત્હેણે બહુ પ્રયત્નો કર્યા. લલિતાનું મૃત્યુ જયકુંવરને લીધે થયું છે એ વિચારે જો કોઇ અન્ય વ્યકિત હોત તો વસંત એટલી શાન્તિ જાળવત કે કેમ એ શંકાસ્પદ હતું. ફઇ ભત્રિજા વચ્ચે ચાલતી આ કડવી વાતચીત સાંભળી સરલા બહુ ઉશ્કેરાઇ હતી.

" જયકુંવર બ્હેન ! ત્હમારા જેવી વિધવાઓએ તો લલિતા જેવી અનેક બાલિકાના પ્રાણ લીધા છે ! " સરલાએ ઉશ્કેરાયલા સ્વભાવનું દર્શન કરાવ્યું.

" બસ કર ઓ ડહાપણની દીકરી ! કંઇ જાણ્યા વિના નકામી આ વસંતના પક્ષમાં ઢળે છે. તેનું એકજ કારણ છે કે તું ને વસન્ત

એકજ છો," આમ કહી જયકુંવર ક્રોધમાં પણ તિરસ્કારભર્યું હસી.

જયકુંવરના આ હાસ્યથી સરલા વધારે ઉશ્કેરાઇ. વસંતને પણ આ ચર્ચા ઠીક લાગી નહિં. પોતાની ફઇ આટલા હલકા સ્વભાવની હશે તેનો હેને ખ્યાલ પણ ન્હોતો. વાત વધી ન જાય તે માટે હેણે જયકુંવરને એક તીર ફરીથી હારવા યત્ન કર્યો.

"ફઇબા ! એ બધી વાત જવા દો. ગઇ ગુજરી સર્વ ભૂલી જાઓ. હમે હવે ગામડામાં નથી પણ મુંબઇમાં છો તો મુંબઇમાં રહી વિધવાશ્રમમાં રોજ જાઓ. ત્યાં વિધવા બ્હેનો જે શિક્ષણ લે છે તે જોશો તો હમને ખ્યાલ આવશે કે વિધવાઓએ કેવું ઉચ્ચ જીવન ગાળવાનું છે. કુથલી ને નિંદાનાં પુરાણ—આખા ગામના સંસારી જીવનનાં ભાગવત ને અદેખાઇ તથા ઇર્ષાની કથનીને બદલે વિધવાઓ દેશસેવામાં કેવાં સારાં કાર્યો કરી શકે છે એ હમને ત્યાં પ્રત્યક્ષ દેખાશે. હમે લલિતાના દુઃખદાયક અંતનાં કારણભૂત હો તોપણ હું હમને માફ કરું છું. હમારી ઘણી ભૂલો થઇ છે તે પણ હું ભૂલી જાઉં છું. હું હમને વિનંતિ કરું કે સુન્દરભાઇની આબરૂને ખાતર હમારે હવે હમારા જીવનની દિશા બદલાવવી જોઇએ. આ સરલા બ્હેનની સાથે લડવાને બદલે હેમનામાં રહેલા સદ્ગુણો શિખો તો હમને જીવનની કંઇ ઓર મીઠાશ આવશે." વસંતે બહુ ધિરજથી જયકુંવરને સ્હમજાવી.

"આનું નામ તે નવા જમાનાની લુચ્ચાઇ ! મ્હને ગાળો ભાંડતો જાય છે, લલિતાને મ્હેં મારી એમ કહેતો જાય છે ને પાછો ઉપરથી મ્હને ઠંડી પાડવા પ્રયત્નો કરે છે. વસંત ! તું આજકાલનું છોકરું મ્હને શું શિખવીશ ! મ્હેં બહુ લોકો જોયા છે. આ સરલા ને ત્હારાં જેવાં એકસોએક આવે તો પણ હું ગાંજી જાઉં તેવી નથી. ગામડામાં કુથલી, નિંદા ને અદેખાઇ છે એમ કહેવું તેના કરતાં આ શહેરની નફટાઇ, ઉછાંછળાપણું, અનીતિ અને ઉપરના ઢોંગ ધતુરા બહુ ખરાબ છે એ વાત વિચારવા જેવી છે." જયકુંવર સહજ શાંત પડી હોય તેવી દેખાઇ.

"ફઇબા ! એ હમારા બધા વિચારો વિધવાશ્રમમાં ગયા પછી ફેરવાઇ જશે."

"એ વિધવાશ્રમમાં મ્હારે તો બલા જાય છે ! એ ધોળાં લુગડાં પહેરીને ઢોંગ કરનારી સાધુડી મ્હારે નથી થાવું. મ્હારા વિચારો જેવા ખરા ને સાચા વિચારો કોના છે ?" ફરીથી જયકુંવરની જુની ખાસીયત જણાઇ.

"જયકુંવર બ્હેન! હમારે ન જવું હોય તો કાંઇ નહિં પણ એ વિધવા બ્હેનોને ઢોંગ કરનારી સાધુડીઓ કહી નિંદો નહિં !" સરલાથી બોલ્યા વિના રહી શકાયું નહિં.

"હું ત્હારી સાથે વાત નથી કરતી. વસંત મ્હને કહે છે તેના જવાબો મ્હારે આપવાજ જોઇએ." જયકુંવરની મુખમુદ્રાપર ક્રોધ તરવરી રહ્યો.

"ફઇ શાંત થાઓ. સરલા બ્હેનનું કહેવું ખરું છે કે વાત વાતમાં કોઇની નિંદા કરવી નહિ." જયકુંવર સુધરે એ આશાએ વસંત બોલ્યો.

"જાઓ જાઓ ! હમે બન્ને લુચ્ચાં છો. સાથે મળીને મ્હારી ફજેતી કરવા માંગો છો. હું કંઇ અણઘડ નથી કે મ્હને હમે બનાવી જાઓ. હું બધું સ્હમજું છું."

"હમે કંઇજ સ્હમજતાં નથી" સરલાએ ખુલ્લા શબ્દોમાં કહી દીધું.

હવે જયકુંવરની સહનશકિત જતી રહી. ફરીથી પોતાના મૂળ સ્વભાવ પર આવી ગઇ.

"એ સરલી ! હું બોલતી નથી તેનો તું બહુ લાભ લઇ જાય છે કેમ ? આ ત્હારી લુચ્ચી આંખ્યોથી ત્હેં વસંતને ત્હારો કરી લીધો છે ..."

જયકુંવર આગળ બોલે તે પહેલાં સરલા બોલી ઉઠી. " બસ કરો. આગળ એક પણ શબ્દ બોલ્યાં તો ત્હમારી વાત ત્હમે જાણ્યાં !"

" તું શું કરી નાંખવાની હતી ! એ તો આ વસંતજ ઉભો ઉભો સાંભળે. બાકી ત્હારા જેવીની હું તો જીભજ ખેંચી કાઢું આ દાગીનાં પહેર્યાં છે એટલે કંઇ દમ મારે છે ? એ ત્હારો વર સટોડીયો છે એટલે પૈસા હરામના ને દાનત પણ હરામની !" મૂળ લઢવાના સ્વભાવનું મંગળાચરણ થયું.

" વસંત ભાઇ ! હવે હદ થાય છે. ત્હમારી ફઇ છે નહિ તો હું તો આના ઉપર ફરીયાદજ મંડાવું. "

" વસંતભાઇ વસંતભાઈ શું કરે છે ? આટલા દિવસ મ્હેં ત્હને બહુ સારી ધારી હતી પણ આજે ત્હારૂં પોત પ્રકાશ્યું. "

" મ્હારૂં પોત કે ત્હમારૂં પોત ? "

" હું તો જેવી છું તેવું ખુલ્લે ખુલ્લું કહી દઉં છું. ત્હારા જેવી સુધરેલીઓ તો ઉપરથીજ સારી; જ્યારે ખરી રીતે લુચ્ચાઇનો નમુનો ! " જયકુંવર પોતાની જીત થતી હોય તે પ્રમાણે ક્રમે ક્રમે ચઢતી ગઇ.

" હવે જરા પણ વધારે બોલશો તો જોવા જેવું થશે હોં ! " સરલાએ છેલ્લી ચેતવણી આપી.

" તું શું કરવાની હતી ! ત્હારા ધણીનો ડર બતાવતી હો તો ખાંડ ખાજે ખાંડ ! એ પણ ત્હમારા નવા જમાનાનો પતિ છે. ઘરમાં ત્હારી પાસે મીઠું મીઠું બોલે. પણ રાતના ક્યાં રખડે છે તેની ત્હને ખબર છે. અચ્છનજાન ને રાણીજાનને ત્યાં ગાયનો સાંભળવા જાય છે ને ત્યાં જઇ......"

" ફઇબા આ શું ? કોઇના ઘરની વાત ખોટે ખોટી સાંભળવી ને કરવી એ બહુજ નામોશીભર્યું કહેવાય. " વસંતે વાત વધતી જતી અટકાવવા પ્રયત્ન કર્યો.

" અરે મ્હારા પતિદેવનું પણ અપમાન ! ! હું આ માફ કરી શકું નહિં. હું આજેને આજ સુન્દરલાલ ભાઇને મળી ત્હમારી ખબર લેવરાવું છું. "

" વાહરે પતિદેવની સાધ્વી, નાર ! ત્હારા ધણીને માટે કોઈ દિવસ પડોશણો શું વાત કરે છે તે સાંભળ્યું છે ? સાચું કહેવાની હિમ્મત મ્હારા સિવાય કોઇની છે ? શેરબજારમાં નવી નવી કંપનીઓ કાઢી લોકોનાં નાણાં રોકાવી પોતે તેમાંથી જે લાભ લઇ જાય છે તે હરામના પૈસાના દાગીના પહેરી મ્હને દમ મારનારી તું શું કરી શકવાની હતી ? એ ત્હારા દાગીનાનો દોર કે ત્હારા વરની બીક મ્હને ડરાવી શકે નહિં. " જયકુંવરે નિંદાનો અધ્યાય લંબાવ્યો.

અત્રે સરલા ઉભી થઇ ગઇ. કદાચ હાથો હાથની મારામારી થશે એવું દેખાયું. સરલાના ક્રોધનો પાર રહ્યો નહિ.

" ફઇ ! કોઇ સારા ને ખાનદાન માણસ માટે ત્હમે જે શબ્દો બોલ્યાં એ પાછા ખેંચી લ્યો. "

" શું કરવા ? પાડોશીઓને પુછો, તેઓ પણ એજ કહેશે. "

" ચાલ ચાલ પડોશણવાળી ! ! મ્હારા પતિનું અપમાન કરે છે? " આમ કહી સરલાએ જયકુંવર પર હુમલો કર્યો.

બંગલામાં ધાંધાટ વધી ગયો. વસંત બન્નેની વચ્ચે પડયો. સરલાએ જયકુંવરને બેચાર તમાચા ખેચ્યા. જયકુંવરે પણ યુદ્ધનું આમંત્રણ સ્વીકાર્યું. વસંત ન હોત તો આ ચોટલા યુદ્ધમાં પરિણામે શું આવતે તે કલ્પાય તેમ નથી. આ ધમધમાટ સાંભળી બીજા ઓરડામાંથી બજારમાંથી તરતમાં આવેલો સુન્દરલાલ દોડી આવ્યો.

" આ શું ? " સુન્દરલાલને જોઇ એક બીજાથી છૂટી પડતી સરલા ને જયકુંવર તરફ ઠપકાભરી દૃષ્ટિ ફેંકતો સુન્દરલાલ બોલી ઉઠયો.

( અપૂર્ણ. )




પંચનદના તીરપ્રાંતમાં વસનારા લોકો ધીરે ધીરે સભ્યતાના ઉન્નત શૃંગે ચઢી ચૂક્યા હતા. તત્વજ્ઞાનનાં વિવિધ અંગોને ઓળખી તેને ઓળખાવવાના માર્ગો તૈયાર કરી દેવામાં આવ્યા હતા. જનહિતના ધારા ઘડવામાં આવ્યા હતા. પ્રભુના માર્ગના ઉપદેશ ઠામઠામ અપાઇ રહ્યા હતા.

વેદના વારાની માફક એ પુરાણકાળના આર્યો પણ પોતાના સ્ત્રી સમુદાય માટે મગરૂર હતા. યાજ્ઞવલ્કય ઋષિના પત્ની મૈત્રેયી અસાધારણ બુદ્ધિમાન અને પંડિતા હતાં. એ મહાસમર્થ ઋષિને કાત્યાયની નામના બીજાં પત્ની પણ હતાં, તે આશ્રમનું તમામ કામકાજ કરતાં. મૈત્રેયી એમને સગી બહેન જેવાં ગણતાં.

એક વખત ઋષિજી આશ્રમ ત્યજી અરણ્યમાં જવા તૈયાર થયા, અને બન્ને પત્નીઓને પોતાની મિલકત વહેંચી લેવાનું કહ્યું. ત્યારે મૈત્રેયીએ પતિને પૂછ્યું; "સ્વામિન્! દુન્યવી સમૃદ્ધિઓ અમરતા આપી શકે ખરી?" ઋષિજીએ કહ્યું; "ના, એનામાં એ સામર્થ્ય નથી." "ત્યારે મારા નાથ! તમે અમને જે દોલત આપવા માગો છો એને લઇને અમે શું કરીએ?" તે પછીથી મૈત્રેયીએ પતિની સાથે તત્ત્વજ્ઞાન તથા વિશ્વની અગમ્ય વસ્તુઓ વિષે ખૂબ ચર્ચા કરી. અને આજે પણ સારાયે સભ્ય જગતનાં મહા વિદ્વાનો મૈત્રેયી-યાજ્ઞવલ્કય સંવાદ વાંચીને નવાઇ પામે છે.

પરંતુ તે કાળમાં તો મૈત્રેયી કરતાં પણ પાંડિત્યમાં ચઢી જાય એવી આર્યાઓ હતી. જ્યારે યાજ્ઞવલ્કય ઋષિ ખૂબ જપ-તપ, અધ્યયન તથા ચિંતનને લીધે બીજા બધા ઋષિઓમાં માન પામવા લાગ્યા, તે વખતે પણ એમને એક આર્યાની આગળ વિનીત ભાવે મસ્તક નમાવવું પડયું હતું.

એ આર્યાનું નામ ગાર્ગી હતું. પરંતુ તે માત્ર વચકનુ મુનિનાં પુત્રી હતાં એ શિવાય એમને વિષે વધુ પરિચય અત્યારના હિંદુજગતને નથી એ ઓછું દિલગીર થવા જેવું છે? તે મહાવિદ્વાન સન્નારીએ તત્ત્વજ્ઞાનને લગતો નિબંધ લખેલો છે. જનક વિદેહીના દરબારમાં યાજ્ઞવલ્કય ઋષિનાં મોટામાં મોટાં પ્રતિસ્પર્ધી એ હતાં.

મિથીલાપતિ જનક રાજાને હિંદુઓ તો ન ઓળખે એ કેમજ બને? સીતાદેવીના પિતા તરીકે તો એમને સારૂંય જગત્ જાણે છે. પરંતુ હિંદુસમાજ એમને મહાજ્ઞાની તરીકે પિછાને છેજ. જનક રાજાનું સૈન્યબળ જેમ જબરૂં હતું, તેવાજ તે રાજ્યકાજ નિપુણ હતા; એટલુંજ નહિં પણ તત્ત્વજ્ઞાન અને વેદાંતમાં ય તે પારંગત હતા. તેમની વિદ્વતા પારાવાર હતી. એટલે સુધી કે ભલાભલા ઋષિ મુનિયો એમની પાસે ઘણી વસ્તુઓ જાણવા જતા.

એક વખતે એ મિથિલા નરેશે બહુદક્ષિણ નામનો મહાયજ્ઞ રચ્યો અને તેમાં

ઠામઠામના ઋષિઓને યજ્ઞની શોભા વધારવા નોતરાં આપ્યાં. યજ્ઞ વખતે જનકરાજાએ એક હજાર ગાયો લાવી પ્રત્યેકને શીંગડે દશ દશ સુવર્ણ મહોરો બાંધી અને એ હજાર ગાયોને યજ્ઞમંડપના દ્વાર આગળ ઉભી રાખી. જનકરાયે કહ્યું: "યજ્ઞમાં ઉપસ્થિત થયેલા ઋષિમંડળમાં જે બ્રહ્મનો ખરો જ્ઞાતા હોય તે સુવર્ણમહોરો સાથે એક સહસ્ત્ર ગાયોને દોરી જાય." પરંતુ કોઇ ઉઠ્યું નહિં. બધા મૌન ધારીને બેશી રહ્યા. પરંતુ પછી યાજ્ઞવલ્કયે પોતાના શિષ્યોમાંના એકને ગાયોના ટોળાને હાંકી જવાની આજ્ઞા કરી. ઋષિજીનો આ આતમો દર્પ જોઇ બીજા ઋષિઓને લાગી આવ્યું, પરંતુ તેમની સામે એક અક્ષર બોલવાની કોઇની હિંમત ચાલી શકી નહિં. પણ જે કામ પુરૂષોથી ન થયું તે એક સન્નારીએ બજાવ્યું. મંડપના એક ખૂણામાંથી તે સન્નારીને ઉપસ્થિત થતાં જોઇને, આખા મંડપની આંખો તે તરફ સ્થિર થઇ ગઇ. બધા દિગમૂઢ બની ગયા. એજ સન્નારી તે ગાર્ગી.

ગાર્ગીએ દૃઢતા પૂર્વક પૂછ્યું: "યાજ્ઞવલ્કય ઋષિજી! શું તમેજ આપણા બધાઓમાં બ્રહ્મવેત્તા અર્થાત્ બ્રહ્મના ખરા જ્ઞાતા છો-?" તે પછી એ પંડિતાએ ઋષિજીને ઉપરા ઉપરી પ્રશ્નો પૂછવા માંડયા. યજ્ઞમંડપમાં યાજ્ઞવલ્કય ગાર્ગીની વચ્ચે મહા સંવાદ ચાલ્યો. અત્યારે પણ આપણા સંસ્કૃત સાહિત્ય ભંડારમાં એ અમૂલ્ય સંવાદ × છે. અરેરે! પણ તે શિવાય એ સમર્થ–આર્યા વિષે આપણે બધું ગુમાવી બેઠા છીએ!

× આ સંવાદ બૃહદારણ્યક ઉપનિષદ્‌માં ષષ્ટ બ્રાહ્મણમાં આપવામાં આવે છે, અને મૈત્રી સાથેનો ઋષિજીનો સંવાદ એજ ઉપનિષદ્‌ના ચતુર્થ બ્રાહ્મણમાં આપે છે. સી–જે. શર્મા.



એક મોટરનો માલીક ગામડાના રસ્તાપર પોતાની મોટર ચલાવી જતો હતો. રસ્તામાં તેણે એક ઘરડા ગામડીઆને ચાલતો જોયો. દયાની લાગણીથી તેણે તેને પોતાની મોટરમાં બેસાડી લીધો. ગામડીઓ પ્હેલીજવાર મોટરમાં બેઠો હતો. તેની ઝડપ જોઇને વિસ્મય પામ્યો. તે જોઇને મોટર હાંકનારે ખૂબ ઝડપથી ચલાવવા માંડી. કલાકના સાઠ માઇલની વેગથી મોટરને દોડાવવા માંડી એટલામાં મોટર એકદમ એક ઝાડ સાથે અથડાઇ પડી. સદ્‌ભાગ્યે બેમાંથી એકે જણને ઇજા થઇ નહિ. ગામડીઓ ભાંગેલી મોટરમાંથી બહાર નીકળ્યો, અને પછી વિચાર કરીને બોલ્યો: "ભાઇ, તમારી ગાડીમાં મઝા તો બહુ પડી! પણ એક વાત સમજાય નહિ. જે જગાએ ઝાડ ન હોય ત્યાં તમે આ ગાડીને કેવી રીતે ઉભી રાખો છો?"

# સમાલોચના

**શંકિત હૃદયઃ** રચનાર શ્રી રમણલાલ વસન્તલાલ દેસાઇ. પ્રકાશકઃ મોહનલાલ મનસુખરામ શાહ–વડોદરા. કિં. રૂ. ૦-૧૨-૦. આ એક દૃશ્ય નાટક છે અને તેની અંદર સાંપ્રત કાળના સમાજનું એક ચિત્ર આપવાનો પ્રયાસ કર્યો છે. હાલની જીંદગીનો બહુજ તાદૃશ્ય ચિતાર આપવા જતાં નાટક નિરસ થઇ ગયું છે. અને વળી તે ઉપરાંત દિલગીરીની વાત તો એ છે કે સમાજનું આબેહુબ પ્રતિબંબ આપવામાં નાટકકર્તા સફળ થયા નથી આ નાટકમાં એક વસ્તુ વખાણવા જેવી છે અને તે એ કે એમાં માત્ર આઠજ પાત્રો આવે છે. હાલના ઘણાંખરાં નાટકોમાં એટલાં બધાં પાત્રો હોય છે કે વાંચનારને અથવા જોનારને એ બધાંનાં નામ યાદ રાખવાં મુશ્કેલ થઇ પડે છે. આ દોષમાંથી આ નાટક મુક્ત છે. પરંતુ પાત્રો આલેખવામાં ખાસ વિશેષતા નથી. એકકે પાત્રમાં સબળ વ્યક્તિત્વ જોવામાં આવતું નથી. ડાક્તર, વકીલ અને કવિનાં પાત્રો રંગભૂમિ ઉપર લાવીને નાટકમાં હાસ્યરસ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કર્યો છે. પરંતુ એ હાસ્યરસ જરાએ ઉંચી કોટીનો નથી. નાટકની કથા અથવા વસ્તુ ( plot ) પણ બહુ સામાન્ય કેટીની છે. નાટકનું નામ યથાર્થ પાડયું છે કારણ કે આખા નાટક ઉપર એક જાતનું વ્હેમનું વાદળ છવાએલું છે.

**રાસ સંગ્રહઃ**–સંગ્રાહકઃ શ્રી. ચન્દુલાલ પુરૂષોત્તમ મ્હેતા; પ્રકાશકઃ નટવરલાલ શંકરલાલ મ્હેતા, અમદાવાદ. મૂલ્ય રૂ. ૧–૪–૦.

આ રાસ સંગ્રહ પ્રકટ કરીને સંગ્રહકર્તાએ ગરબાં જેવી સુંદર લલિત કલાની તેમજ ગુર્જર સુંદરી વર્ગની એક ઉપયોગી સેવા બજાવી છે. ગુજરાતની સ્ત્રીઓનાં જીવન છેક નિરુત્સાહી અને નિરસ થઇ જવાની અણી પર હતાં પરંતુ સુભાગ્યે છેલ્લાં પાંચ છ વરસથી એ અરસિક થઇ ગએલ જીવનમાં નવો રસ રેડીને ભૂલાઇ ગએલી લલિતકલાઓને સજીવ કરવાનો ચારે તરફથી પ્રયાસ થાય છે. એ કલાઓમાં ગરબાએ સૌથી અગ્ર પદ લીધું છે. આવે સમયે લોકપ્રિય થઇ પડેલા, વિધવિધતાવાળા અને મધુર ગરબા એકઠા કરીને એક રાસસંગ્રહના સ્વરૂપમાં છાપવામાં સંગીતના એક લલિત્ય ભરેલા પ્રકારને ઉત્તેજન આપવાનો હેતુ સમાએલો છે.

આ રાસસંગ્રહની એક ખાસ ઉણપ એ છે કે એક પણ ગરબાનો ઢાળ અથવા ચાલ બતાવ્યો નથી. દરેક ગરબાને મથાળે એનો ઢાળ દર્શાવ્યો હોત તો બહુ ઉપયોગી થાત. શ્રીયુત કેશવ હ. શેઠ ના "હૈયાસૂનાં "ના ગરબામાં છેલ્લી બે લીટીઓમાં જે ફેરફાર કર્યો છે તે ન કર્યો હોત તો સારૂં થાત કારણ કે અસલની લીટીઓ વધારે કવિત્વ વાળી હતી તેમજ આખાં ગરબાની સાથે વધારે યોગ્ય સંબંધ ધરાવતી હતી. નવા ફેરફાર પ્રમાણે આમ લીટીઓ છેઃ–

" વિજન કો વાડીને એકાન્ત ફુલો શાં ફોરવાં અમથાં ?
દરદ દિલ વ્હોરવાં અમથાં ?
કહો,ક્યાં મળશે વ્હાલો કાન્ત? સ્વજનના સ્નેહનીય કથા?
અવરની મ્હારે છે શી તથા ? "

તેને બદલે જુની લીટીઓ મૂકી હોતતો આ પ્રમાણે લાગતઃ

" ફિટકથી સડેલ વાડીમાં ફુલડાં શાં ફોરવાં અમથાં ?
દરદ દિલ વ્હોરવાં અમથાં ?
લાધે પાત્ર પરમ ત્યાં હૃદયો રસતરબોળ મનગમતાં
દરી કલ્લોલવા પથ ક્યાં ? "

**સંદેશિકાઃ**–રચનારઃ શ્રી અરદેશર ફરામજી ખબરદાર. પ્રકાશકઃ ગુજરાતી સા. પ. ભરાળ કમિટિ તરફથી શ્રીયુત બળવંતરાય કલ્યાણરાય ઠાકોર, પુના. મૂલ્ય રૂ. ૧–૦–૦

આ કાવ્યસંગ્રહ રચીને શ્રી ખબરદારે ગુજરાતી પદ્ય સાહિત્યમાં એક સુંદર કૃતિ ઉમેરી છે. વિધવિધ જાતનાં ન્હાના મોટાં છપ્પન કાવ્યોનો સમાવેશ આ પુસ્તકમાં કર્યો છે. સ્વદેશ પ્રેમથી ઝળકતાં એવાં ઘણાં કાવ્યો આ "સંદેશિકા" માં જોવામાં આવે છે, દાખલા તરીકે, "ઓ ગુજરાત! ઓ, ગુજરાત!" "ગુજરાતનો યજ્ઞકુંડ," "ટ્રાન્સવાલમાં ત્રાસ અને ગુર્જર વીરત્વ," "અમારી ગુજરાત" વિગેરે. "કાન્તનું સ્વર્ગ પ્રયાણ," "મહાત્મા ગાંધીને ચરણે," "મલબારીના સ્વર્ગસ્થ આત્માને" વિગેરે કાવ્યો ઉપરથી વીરપૂજાને કવિ કેટલું મહત્વ આપે છે તે સ્પષ્ટ જણાય છે. કુદરતી લીલાનાં વર્ણન કરતા કાવ્યો પણ આ પુસ્તકમાં નજરે પડે છે. દાખલા તરીકે "વસંતના ભણકા" "વસંતની શોધ," "મધુરી," "સંધ્યાકાળે સાગર કિનારે" વિગેરે "માનવ દુઃખ, અને પ્રભુનો સ્નેહ," એ કાવ્ય કેવા સંજોગોમાં લખાયું તે જરા જાણવા જેવું છે. કવિ લખે છે કે "ઘણી નાની વયથી અતિ તીવ્ર શિરોવેદના અને કાનના દર્દથી હું પીડાતો હોવાથી એક દિને એક મિત્રે સવાલ કર્યો કે 'તમને આટલું બધું દુઃખ હોવાનું શું કારણ હશે, અને એમ છતાં તમારું મુખ પ્રસન્ન કેમ રહે છે?' એના ઉત્તરમાં આ પદ લખાયું હતું." આ કાવ્ય ઉપરથી તેમજ "વિશ્વનું મૂળ," "અગોચર ધામ" વિગેરે ઉપરથી કવિની ઇશ્વર ઉપરની શ્રદ્ધાનો વાચકને ખ્યાલ આવે છે.

**સ્વર્ગ-જયન્તિ અથવા આદર્શની કથા:** લેખક અને પ્રકાશક, શ્રી. ચાતકચન્દ્ર નાગર દ્વિવેદીઃ ક્લોલ. કિંમત રૂ. ૧-૮-૦.

આ કથા કે નવલકથા બહુજ વિચિત્ર પ્રકારની છે. એની અંદર આત્મનિવેદન કરવાનો પ્રયત્ન કર્યો હોય એમ જણાય છે. પ્રસ્તાવનામાં લેખક લખે છે કે "શિષ્ટ લેખકોએ નવલકથાના જે વિશિષ્ટ લક્ષણ કલ્પ્યાં છે, બાંધ્યાં છે, અથવા નકી કર્યાં છે, તે દૃષ્ટિમાં આ કથા એ મર્યાદામાંથી મુક્ત રહી સ્વતંત્રપણે અલગ ઉભી રહે છે એટલે તેનો માર્ગ નવો ઉન્નસ્વરૂપ નવું છે." કર્તાના આ શબ્દો સાથે, સંમત થવું સ્હેલું છે પરતું આગળ ચાલતાં જ્યારે તે એમ લખે છે કે—" છતાં ત્હેની તે નવિનતા અર્થશૂન્ય નથી તે પણ કોઇ એક વિશિષ્ટ હેતુ ધરાવે છે અને તે હેતુ આખાયે ગ્રંથમાં ઓતપ્રોત છે—" ત્યારે એમની સાથે એકમત થવું કે નહિં તે પ્રશ્ન થઇ પડે છે. સામાન્ય રીતે નિયમ એવો છે કે ચોપડી પ્હેલા પ્રકરણથી શરૂ થાય પરતું આ ચોપડી તો 'પ્રકરણ-શૂન્યથી' શરૂ થાય છે! એટલુંજ નહિં પણ એ શૂન્ય પ્રકરણની અંદર પાછાં 'પ્રથમ શૂન્ય,' 'દ્વિતીય શૂન્ય' એમ 'અષ્ટમશૂન્ય' એવા મથાળાનાં આઠ કાવ્યો છે! સુચનામાં કર્તાએ કહ્યું છે કે "અરસિકોએ આ નવલકથા પાત્રતા પ્રાપ્ત થયા પ્હેલાં વાંચવી શરૂ કરવી નહિં! આપણા ગુજરાતી સાહિત્યમાંની બીજી નવલકથાઓનું વાંચન અને અભ્યાસ કરી હૃદયને રસિક બનાવ્યા પછી આ નવલકથા વાંચવાનો આરંભ કરવો એવી આ લેખકની સલાહ છે." આમ લખવાથી વિનયનું ઉલ્લંઘન નથી થતું?

**ઝારાનું યુદ્ધ યાને કચ્છની શૌર્ય કથાઃ-** (સ્વદેશ ગ્રંથાવલિઃ પુષ્પ ૧૬) લેખકઃ શ્રી. શ્યામજી હરિરામ વકીલ. મૂલ્ય રૂ. ૧-૮-૦

આ ન્હાનું સરખું પુસ્તક લખીને પોતાના દેશની ઉત્તમ સેવા લેખકે બજાવી છે એમ કહેવામાં જરાએ અતિશયોક્તિ નથી. કચ્છ ગુજરાતની આટલું નજીક છે છતાં આપણે તેના ઇતિહાસથી જોઇએ તેટલાં વાકેફ નથી. કચ્છમાં ઘણા સાહસિક અને વીરપુરૂષો થઇ ગયા છે પરંતુ તેનો પ્રાચીન ઇતિહાસ અગાધ અંધકારમાં ડૂબી ગએલો છે. શ્રી. ભાઇ શ્યામજીએ એ ઇતિહાસના થોડાક ભાગને અંધકારમાંથી તેજમાં લાવવાનો જે પ્રયાસ આ પુસ્તક લખીને કર્યો છે તે ખરેખર પ્રશંસનીય છે. કચ્છની આ શૌર્યકથાનું દરેકે દરેક પાત્ર સ્વદેશ પ્રેમથી પ્રેરાઇને લખાએલું છે. ઝારાના યુદ્ધનું વર્ણન એવી આબેહુબ રીતે કર્યું છે કે વાંચનાર આપણને એમ ભાસ થાય છે કે જાણે સીનેમાની ફીલ્મ ઉપર યુદ્ધ આપણે પ્રત્યક્ષ જોતાં હોઇએ. ઠાકોર શ્રી ભીમજી, તથા વિરોજી, નલીઆના ઠાકોર શ્રી લખધીરજી અને ઠાકોર શ્રી લખાજી વિગેરે વીરા કચ્છી નરેશોના બલિદાનો, માતૃભૂમિની સેવા, સ્વધર્મના રક્ષણ માટેનો અડગ નિશ્ચય અને તેમના વિજયોનો ઇતિહાસ વાંચીને ખરેખર આશ્ચર્યસ્તબ્ધ થઇ જવાય છે. મ્લેચ્છ દુશ્મનોના હાથમાં જતા

કરતાં મૃત્યુને ભેટવા તૈયાર થયેલી તેમજ કુલધર્મ અને શિયળની રક્ષા માટે આત્મભોગ આપવા સજ્જ થએલી વીર રમણીઓની કથા વાંચીને ચકિત થઇ જવાય છે. કચ્છના ઇતિહાસના એ વંદનીય વીરાંગનાઓ અમરત્વ મેળવી ગઇ છે. ઝારાની લડાઇમાં બન્ને પક્ષના એક લાખ માણસોનો સંહાર માત્ર બે દિવસમાં થયો હતો. આ ઉપરથી આ યુધ્ધની ભયંકરતા તથા નાશકારક સ્થિતિનો ખ્યાલ સ્હેલાઇથી આવે છે.

પુસ્તકના પ્હેલા પ્રકરણમાં "પ્રાચીન કચ્છ" એ મથાળા નીચે ટુંકાણમાં કચ્છ વિષે સરસ રીતે માહીતિ આપી છે. ત્યાર પછી "યુધ્ધ પ્હેલાનું કચ્છ" એ નામના બીજા પ્રકરણમાં પણ તે સમયની કચ્છની સ્થિતિનો સારો ચિતાર આપ્યો છે. છેલ્લા પ્રકરણમાં યુધ્ધ પછીના કચ્છનું વર્ણન આપ્યું છે. વિગ્રહ ઉત્પન્ન થવાનાં મુખ્ય કારણો તેનાં ભયંકર પરિણામો, તેમાંથી આખા દેશને થએલું નુકસાન વિગેરે બાબતોનો સમાવેશ આ પ્રકરણમાં કર્યો છે.

સૌ. સૌદામિની મ્હેતા.

## આભાર સ્વીકાર.

**રંગુન સમાચાર** ( રંગુન ): પુસ્તક ૩૦ મું; અંક ૨૮ થી ૩૬. તંત્રીઃ શ્રીયુત મણીભાઇ રણછોડજી દેસાઇ, પલસાણાકર વાર્ષિક લવાજમઃ રૂ. ૬-૬-૦.

**બે ઘડી મોજ** ( મુંબાઇ ): પુસ્તક ૨ જું; અંક ૧૦ થી ૧૩. તંત્રીઃ શ્રીયુત "રાયદા" સહતંત્રીઃ શ્રીયુત "સાદીક" વ્યવસ્થાપક. મેસર્સ વર્ધમાન એન્ડ સન્સ. વાર્ષિક લવાજમઃ રૂ. ૪-૦-૦.

**વાયડા મિત્ર** ( મુંબાઇ ): પુસ્તક ૫ મું; અંક ૫ મો. તંત્રીઃ શ્રીયુત રામલાલ ચુનીલાલ મોદી. પ્રકાશકઃ વાયડા યુનીઅન સોસાયટી, મુંબાઇ, વાર્ષિક લવાજમઃ રૂ. ૩-૦-૦.

**આર્ય પ્રકાશ** ( મુંબાઇ ): પુ. ૨૧ મું; અંક ૫૦ મો. તંત્રીઃ શ્રીયુત પરશુભાઇ બ્રહ્મ. શર્મા. વાર્ષિક લવાજમઃ રૂ. ૪-૦-૦.

**ભટ્ટી હિતેચ્છુ** ( મુંબાઇ ): ફેબ્રુ. ૧૯૨૫ નો અંક. તંત્રીઃ શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી, જે. પી. વાર્ષિક લવાજમઃ રૂ. ૨-૮-૦.

**જન્મ ભૂમિ** ( નડિયાદ ): પુસ્તક ૧ લું; અંક ૫-૬. તંત્રી અને પ્રકાશકઃ શ્રીયુત ચંદુલાલ નંદલાલ દેસાઇ. વાર્ષિક લવાજમઃ રૂ. ૨-૮-૦.

**આફતાબે ઇસ્લામ** (અમદાવાદ): અંક ૪ થો. તંત્રીઃ મુન્શી સૈયદ હામીદમીયાં ડોસામીયાં. વાર્ષિક લવાજમ રૂ. ૩-૦-૦.

**ગુજરાત કાઠીયાવાડના સ્ત્રી કેળવણી** વિષે નિવેદનઃ લેખકઃ શ્રીયુત ચંદુલાલ કાશીરામ દવે. પ્રકાશકઃ ગુજરાત સ્ત્રી કેળવણી મંડળ, અમદાવાદ.

## અમેરિકાનું ધુમ્રપાન.

અમેરિકા દર વર્ષે ૩૬૦૦૦૦૦૦૦૦ રૂ. ની કીંમતની રાખ કરે છે અને ૫૦ અબજ સીગારેટો ફુંકે છે એટલે અઢી ઇંચની એક સીગાર ગણીએ તો ૧૫૭૮૨૮ માઇલ લાંબી બીડી એ લોકો ફુંકે છે એમ ગણાય. એટલે કે પૃથ્વી કરતાં સવા ૭ આંટા લે એટલી લાંબી સીગાર એક વર્ષમાં પીએ છે!




**રાજકુમારી સંઘમિત્રા:**

હિંદી માસિક 'માધુરી 'માં જહુરબક્ષ નામે લેખકે રાજકુમારી સંઘમિત્રા વિષે એક જાણવા લાયક લેખ લખ્યો છે. તેમાંથી કેટલોક ભાગ નીચે આપીએ છીએ:—

લગભગ બે હજાર વર્ષ પૂર્વે હિંદુસ્તાનમાં સમ્રાટ અશોકનું રાજ્ય હતું. તે રાજા બૌદ્ધ ધર્મનો અનુયાયી હતો બૌદ્ધ ધર્મની ઉન્નતિ તથા વૃદ્ધિને માટે તેણે ઘણો પરિશ્રમ કર્યો હતો. બૌદ્ધ ધર્મના પ્રચારને માટે તેણે મિસર અને સીરીઆ જેવા દૂર દૂરના દેશો સુધી પ્રચારક તથા ઉપદેશક મોકલ્યા હતા. રાજકુમારી સંઘમિત્રા આજ પ્રતાપી સમ્રાટની પુત્રી હતી.

બૌદ્ધ ધર્મ પર સંઘમિત્રાને પણ બહુ પ્રેમ તથા શ્રદ્ધા હતાં. અશોક જેવા ધર્મશીલ પિતાની સાથે રહેવાથી તેની વૃત્તિઓ ઘણી પવિત્ર થઇ હતી જેમ જેમ સંઘમિત્રાની વય વધતી ગઇ, તેમ તેમ તેની ધર્મ પરની શ્રદ્ધા પણ વધતી ગઇ. આખરે તેણે બૌદ્ધ ધર્મની સેવામાંજ પોતાનું જીવન અર્પણ કરી દીધું. લોકોને ધર્મનો ઉપદેશ દઇ તેમનામાં પ્રાણીમાત્રપર દયાભાવનો પ્રસાર કરીને પોતાના પ્રિય બૌદ્ધ ધર્મપર મનુષ્યની શ્રદ્ધા, ભક્તિ તથા પ્રેમ ઉત્પન્ન કરાવીને પોતાનું મનુષ્યજીવન સાર્થક કરવાનો તેણે દઢ નિશ્ચય કર્યો. ખરેખર મનુષ્યજીવન સાર્થક કરવાનું આના કરતાં ઉત્તમ સાધન બીજું કયું હોઇ શકે ?

પોતાનું વ્રત સફળ કરવા માટે સંઘમિત્રાએ લગ્ન કર્યું નહિ જીવન પર્યંત કુંવારી રહી પિતાની આજ્ઞાથી સીલોનની સ્ત્રીઓને ધર્મોપદેશ કરવા માટે ત્યાં ગઇ. તે સમયમાં આજની માફક રેલ્વે ટ્રેનો નહોતી. તેમજ મુસાફરીનાં બીજાં સાધન પણ સુલભ નહોતાં. સંઘમિત્રા મગધદેશમાં રહેતી હતી. સીલોન (લંકા) ત્યાંથી સેંકડો માઇલ દૂર હતું. પરંતુ ધર્મપર અચલ શ્રદ્ધાવાળી આ દેવી યુવાવસ્થામાં આટલે દૂર માત્ર પગે ચાલીને ગઇ. રાજમહેલમાં રહેનારી અનેક સંપત્તિવાળી કોમળાંગી યુવતીને આ સાહસમાં કેટલી મુશ્કેલી પડી હશે ? અનેક વૈભવમાં ઊછરેલી છતાં આવું સાહસ કરી શકનાર સ્ત્રીને ખરેખર ધન્યવાદ ઘટે છે ! સંઘમિત્રાના ધર્મોપદેશમાં એવી કંઇ અજબ શક્તિ હતી કે તે જ્યાં જાય ત્યાં તેનું સન્માન થતું હતું. લોકો તેનાપર પૂજ્યભાવની દૃષ્ટિથી જોતા હતા. લોકોપર તેની મધુર વાણીનો પ્રભાવ એવો પડતો હતો, કે તેમને તરત બૌદ્ધ ધર્મપર પ્રેમ ઉત્પન્ન થતો, અને તેઓ સંઘમિત્રા પાસે દીક્ષા લઇ લેતા હતા.

સંઘમિત્રા એક ચક્રવર્તી સમ્રાટની પુત્રી હતી, છતાં પણ તે શ્રીમંત તથા ગરીબપર સરખીજ દયા દૃષ્ટિ રાખતી હતી. બધાં સાથે મધુર ભાષણ કરતી હતી. તેના નિર્દોષ વ્યવહાર, શાંત વૃત્તિ તથા દઢ ધાર્મિક શ્રદ્ધાનો પ્રભાવ લોકોપર બહુ પડતો હતો. લોકોના કલ્યાણ માટે તથા બૌદ્ધ ધર્મના પ્રચારને માટે તેણે સીલોનમાં ઘણા સમય સુધી અથાગ પરિશ્રમ કર્યો. લંકાની સ્ત્રીઓપર તેના ઉપદેશની અસર ઊંડી થઇ. થોડાજ સમયમાં ત્યાંની રાણી અનુલા તથા બીજી ઘણી પ્રતિષ્ઠિત મહિલાઓએ બૌદ્ધ ધર્મની દીક્ષા લીધી. પછી તો સીલોનમાં બૌદ્ધ ધર્મનો એવો પ્રવાહ વહેવા લાગ્યો કે આજ સુધી તે સતત ધારાથી વહ્યા કરે છે. લંકાની બૌદ્ધ જનસમાજ આજ પણ સંઘમિત્રાના સતત પરિશ્રમની સાક્ષી આપે છે.

આ દેવીએ સેવાધર્મ તથા કૌમારવ્રતની સાથે સંન્યાસવ્રત પણ ધારણ કર્યું હતું. જે વૃક્ષની નીચે મહાત્મા બુદ્ધે તપશ્ચર્યા કરીને જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું તે બોધિવૃક્ષને નામે ઓળખાતું હતું.

એ વૃક્ષને બૌદ્ધ લોકો અત્યંત પવિત્ર તથા પૂજનીય ગણે છે. સંઘમિત્રા બોધિ વૃક્ષની એક ડાળી ઘણી સંભાળથી સીલોન લઇ ગઇ હતી. તે ડાળી ત્યાં રોપવામાં આવી અને સમય જતાં તેમાંથી વિશાળ વૃક્ષ થયું. આ વૃક્ષને પણ સીલોનના લોકો પૂજ્ય ગણતા. આ કાર્યપરથી જણાય છે કે સંઘમિત્રાને ધર્મ પર કેટલો પ્રેમ હતો.

રાજકુમારી સંઘમિત્રાના સાહસ, ધૈર્ય, ધર્મ-શ્રદ્ધા, ગંભીર ને શાંત પ્રવૃત્તિ, પ્રભાવશાળી તથા હૃદયગ્રાહી ભાષણ, ચાતુર્ય, ઉત્કૃષ્ટ પવિત્ર આચરણ-કષ્ટ સહિષ્ણુતા, લોક કલ્યાણની ઇચ્છા, વગેરે ગુણોની જેટલી પ્રશંસા કરીએ તેટલી થોડી છે. આ ગુણોને લીધે ઇતિહાસમાં તેણે અમર કીર્તિ પ્રાપ્ત કરી છે. સંઘમિત્રાના ઉદાહરણથી એ પણ જોવાય છે કે ભારતની સ્ત્રીઓ માત્ર વીર, સતી તથા દેશપ્રેમી નહિ પણ ઉત્કૃષ્ટ ધર્મપ્રેમી, કષ્ટ સહન કરનારી, ત્યાગી તથા ઉપદેશિકાઓ પણ થાય છે.

### સ્ત્રી પુરૂષની સમાનતાઃ

એપ્રિલ ૧૯૨૫ ના ' સ્ત્રી ધર્મ ' માસિકમાં મીસીસ ટીરેલ નામની સન્નારીએ હાલના સમયમાં સ્ત્રીઓનું વ્યક્તિત્વ કેવું છુપાએલું રહે છે એ બાબત અંગ્રેજીમાં એક મનનીય લેખ લખ્યો છે. તેમાંથી થોડા ભાગનું ભાષાંતર નીચે આપીએ છીએ:

આ દેશમાં ઘણી કન્યાઓ એવા વાતાવરણમાં ઉછરે છે કે જ્યાં તેમનામાં અને તેમના ભાઇઓમાં ઘણો ભેદભાવ ગણવામાં આવે છે. બાળપણથી કન્યાની એવી માન્યતા થાય છે કે તેનું પોતાનું ચારિત્ર્ય, દૃષ્ટિમર્યાદા, અનુભવ અને લાગણી એ બધું તેના ભાઇ કરતાં જુદું પડે છે. કન્યાના સંબંધમાં રીત રીવાજ જુદા હોય છે. ભવિષ્યમાં તેની જીવન પ્રણાલિ જુદી પડી જાય છે અને તેની જીંદગીનો ન્યાય જુદા ધોરણથી થાય છે વળી આ બધા ભેદ મૂળથીજ સ્વાભાવિક હોય છે. એમ કન્યા જાણે છે. તે એવી માન્યતા સાથે ઉછરે છે કે તેનું જીવન તેના ભાઇ જેવું વિશાળ થઇ શકે નહિ. ભાઇ તથા બેનનાં જીવન જુદાજ હોય છે અને આ ભેદ માટે કદી પણ શંકા કે પ્રશ્ન થઇ શકેજ નહિ એમ તે માને છે.

જે વયે બાળિકાના કોમળ મનપર દરેક ચીજની છાપ જલ્દી પડી જાય છે. તે વખતે તેની આસપાસ આવું ભેદભાવનું વાતાવરણ હોય છે. મનુષ્યત્વ કરતાં સ્ત્રીત્વની ભાવના તેને વધારે મહત્વની લાગે છે, અને આ સ્ત્રીત્વથી તેનું જીવન સંકુચિત થઇ જાય છે એમ તેને સમજાવવામાં આવે છે. તેના ભવિષ્યના જીવનમાં તે ક્યાં કાર્યો કરી શકે તેના કરતાં ક્યાં કાર્યો ન કરી શકે એનુંજ જ્ઞાન તેને વધારે હોય છે. પોતાનાથી કદી પ્રવેશ ન થઇ શકે એવી જુદીજ સૃષ્ટિમાં પુરૂષને તે ફરતો જુએ છે. મનુષ્ય જાતિના આવા વિભાગ પાડવા એ ખોટું છે, અને સ્ત્રીને આવી માન્યતાનું ઉત્તેજન મળવાથી તેના મનપર ખરાબ અસર થાય છે. સ્ત્રી પુરૂષમાં ભેદ કરતાં મળતાપણું વધારે છે. બે જાતિમાં તફાવત કરતાં સામાન્ય મનુષ્યત્વ વધારે મહત્વનું છે.

ઇતિહાસમાં પૂર્વે થઇ ગએલા મહાપુરૂષો તરફ જ્યારે આપણે નજર નાંખીએ છીએ, ત્યારે તેમનામાં પુરૂષ અને સ્ત્રીના ખાસ ગુણોનું મિશ્રણ થએલું માલમ પડે છે. આ મિશ્રણને લીધેજ તેમના ચારિત્ર્યમાં સંપૂર્ણતા જણાય છે, અને તેથીજ તેઓ સ્ત્રી તેમજ પુરૂષ બન્નેના મિત્રની ગરજ સારે છે. ઇસુ ખ્રિસ્તના ચારિત્ર્યમાં આ વાત સ્પષ્ટ જણાય છે. તેનામાં પુરૂષના જેવું ધૈર્ય, સહનશીલતા અને સત્યનિષ્ઠા હતી. તે ગુણો સાથે માતા જેવી નિર્મળ બાળક પ્રત્યેની લાગણી તથા કોમળ ભાવનું મિશ્રણ થએલું હતું. મહાત્મા બુદ્ધ, ટૉલ્સ્ટૉય, રસ્કિન, રવીંદ્રનાથ ટાગોર વગેરે અન્ય મહાપુરૂષોમાં પણ સ્ત્રી તથા પુરૂષ બન્નેના ગુણોનો આવો સંયોગ થએલો જોવામાં આવે છે.

સ્ત્રી પુરૂષ વચ્ચેના વિરોધની ભાવના દૂર કરવાની ઘણી આવશ્યકતા છે. બન્નેના ચારિત્ર્યના ઉત્તમ ગુણોનું મિશ્રણ ન થાય ત્યાં સુધી એકેમાં પરિપૂર્ણતા આવતી નથી. સ્ત્રી અને પુરૂષ એક બીજાની વિરૂદ્ધ નથી પણ અન્યોન્યની ખામી પૂરનાર છે. જે બે વ્યક્તિને જીવનમાં હંમેશાં એકેકના સહચારી થવાનું છે તેમનામાં બહુ પ્રતિકુળતા હોતી નથી. બે જાતિમાં જે તફાવત છે તે ખરું જોતાં ભિન્નતા નહિ પણ સમાનતા છે,

આ કારણથીજ સ્ત્રી પુરૂષને અન્યોન્યના સહવાસથી પ્રેરણાનું બળ મળે છે, તથા તેમનો સહચાર અને પ્રેમ સંપૂર્ણ થાય છે.

તેથી હું બધા યુવાન પુરૂષોને વિનંતિ કરૂં છું કે તેમણે પોતાની બ્હેનોને તેમનો જન્મસિદ્ધ હક આપવો. એટલે તેમનું મનુષ્યત્વ તેમના ભાઇઓ જેવુંજ છે તે સમજવવું. મનુષ્યજીવનના વિશાળ પ્રદેશમાં પ્રવેશ કરવાની શક્તિ તેમને આપવી. એ પ્રદેશમાં સ્ત્રીઓ પણ કાર્ય કરી શકે એમ સમજાવવું. જેવી રીતે સ્ત્રીના ઉત્તમ ગુણો પુરૂષમાં ગુપ્તરૂપે રહેલા છે, તેવી રીતે પુરૂષના ઉત્તમ ગુણો સ્ત્રીમાં પણ ગુપ્તરૂપે રહેલા છે, તેનો વિકાસ કરવાનો પ્રસંગ આપવો જોઇએ. આનું પરિણામ બહુ સુંદર આવશે સ્ત્રીઓ મૌન રહેવાને બદલે પોતાના ભાવ સ્વાભાવિક રીતે દર્શાવતી થશે. સ્ત્રી પુરૂષના સહચારની નવી ભાવના જાગ્રત થશે.

આ નવિન સ્થિતિમાં પુરૂષ સ્ત્રીથી કંઇ પણ ગુપ્ત રાખવું જોઇએ નહિ. અમુક પ્રદેશમાં સ્ત્રીથી પ્રવેશ ન થાય એવો ખોટો ખ્યાલ તેને આપવો જોઇએ નહિ. સ્ત્રીને કુદરતી રીતે અંતપ્રેરણાથીજ પુરૂષપર વિશ્વાસ હોય છે. આ વિશ્વાસનેલીધેજ તેને પોતાની જાતના ગૌરવ, માન અને પવિત્રતાનું ભાન થાય છે. તેના પોતાના સ્ત્રીત્વને માન મળે એટલું જાણ્યાથી બસ થતું નથી. સ્વમાનવાળા પુરૂષે પણ તેના સ્ત્રીત્વને, આપવું જોઇએ. એક સ્ત્રી માનનું અપમાન થાય અને સમાજ તેની દરકાર કરે નહિ તો દરેક સ્ત્રીએ પોતાનું માનભંગ થએલું સમજવું જોઇએ.

સ્ત્રી જ્યારે પોતાના ભાવ પ્રદર્શિત કરે ત્યારે પુરૂષે શો ઉત્તર દેવો જોઇએ ? પુરૂષ પરનો તેનો સ્વાભાવિક વિશ્વાસ ઉઠી જાય એવી રીતે તેને નિરાશ કરવી ન જોઇએ. સ્ત્રીની પોતાની કુદરતી પવિત્રતાની માન્યતાને પણ અનુમોદન મળવું જોઇએ. સ્ત્રી પુરૂષ બન્નેની ઉન્નતિ અથવા અવનતિ સાથેજ થવી જોઇએ.

## અમેરિકા પાસેથી આપણે શું શીખવાનું છે ?

આ વિષયપર સ્વામિ બોધાનંદે એક વ્યાખ્યાન આપ્યું હતું. તે વ્યાખ્યાનનો કેટલોક ભાગ હિંદી માસિક "જ્યોતિ"માં આપેલો છે તેનો સાર નીચે પ્રમાણે છે:

(અમેરિકામાં) શ્રમી એટલે મહેનતુ વર્ગ બે પ્રકારના હોય છે. એક પ્રવીણ ( skilled ) અને અપ્રવીણ ( unskilled ). આપણે જેને કારીગર કહીએ છીએ તે પ્રવીણ શ્રમી ગણાય છે.

અમેરિકામાં તેવા કારીગર દરરોજ ૧૫ ડૉલર એટલે રૂ. ૪૬ કમાય છે. ત્યારે આપણા દેશના કારીગરને જોઇએ તો રોજના આશરે ચૌદ આનાથી વધારે નહિ કમાતા હોય.

અમેરિકામાં ભંગી જેવા અપ્રવીણ શ્રમી દરરોજ પાંચ ડૉલર એટલે રૂ. ૧૫ કમાય છે. એ દેશની અખુટ દોલત બધા લોકોમાં સરખે ભાગે વ્હેંચાએલી છે, એમ તો કહી શકાય નહિ. સોમાં પાંચ ટકા જેટલા માણસો એવા હશે કે જેમની પાસે આખા દેશની સંપત્તિનો ૯૫ ટકા જેટલો ભાગ હશે. તોપણ ત્યાં હિંદુસ્તાન જેવી અસહ્ય ગરીબાઇ નથી. અમેરિકામાં કોઇ પણ માણસ જો આળસુ ન હોય અને કામ કરવાને તૈયાર હોય તો તે સ્હેલાઇથી રોજના ૧૫ રૂપીઆ કમાઇ શકે છે. એ દેશ સ્વતંત્ર છે તેથીજ તેમાં આવો લાભ મળે છે.

આ બધું તેની સ્વતંત્રતાનુંજ પરિણામ છે. મને ખાતરી છે કે જ્યાં સુધી કોઇ પણ પ્રજા વદન સ્વતંત્ર ન હોય ત્યાં સુધી પોતાના ભાગ્યનું નિર્માણ કરી શકતી નથી, અને સમૃદ્ધિ શાળી બની શકતી નથી.

અમેરિકાની ત્રણ વસ્તુઓએ મારાપર ઉંડી અસર કરી છે. પ્હેલી તો અમેરિકાની શિક્ષણ પદ્ધતિ છે. ત્યાં દરેક બાલક તથા બાલિકા ૧૫ વર્ષની ઉંમર સુધી અવશ્ય કોઇ શાળામાં શીખવા જાય છે. રાજ્યનો કાયદોજ એવો છે. ગરીબ લોકોનાં બાળકોને પુસ્તક વગેરે ભણવાની સામગ્રી રાજ્ય તરફથી મફત મળે છે. શિક્ષણ તદ્દન મફત મળે છે. ભણવાની ફી પણ આપવી પડતી નથી. સાચા શિક્ષણની અંદર ધાર્મિક શિક્ષણ પણ આપવું જોઇએ એ વાત ખરી છે પરન્તુ અમેરિકાના જે શિક્ષણનું હું વર્ણન કરૂં છું તે વ્યવહારોપયોગી થાય તેવું છે પ્રજાની ઉન્નતિ કરવા માટે તેવા શિક્ષણની જરૂર છે. આપણા દેશને પણ તેવી કેળવણીની જરૂર છે.

અમેરિકાની બીજી જે વાત મને સારી લાગી તે ત્યાંના આરોગ્યરક્ષણનો બંદોબસ્ત છે. જે દેશમાં કોઇ ચેપી રોગ ફેલાઇ જાય તો સેંકડો માણસો

સ્વયંસેવકો થઇ જાય છે. તેમજ રાજ્ય તરફથી એ રોગનો નાશ કરવા માટે સંસ્થાઓ સ્થાપવાના પૈસા તરત મળે છે ને રાજ્ય પાસે પુરતું ધન ન હોય તો તે શ્રીમંત લોકોપર ખાસ કર નાંખે છે. પ્રજાના આપત્તિકાળમાં રાજ્ય લખપતીઓ પાસે થી ધન એકઠું કરીને સમાજના લાભ માટે તેનો ઉપયોગ કરે છે. પ્રજાસત્તાક રાજ્યનો આજ મોટો ફાયદો છે.

અમેરિકાની પ્રજાનું ધન બધામાં સરખી રીતે વ્હેંચાયલું નથી. તો પણ તે દેશમાંજ રહે છે, અને પ્રજાને જરૂર પડે ત્યારે ઉપયોગમાં લઇ શકાય છે. બધું ધન પ્રજાનુંજ છે. તેમજ રાજ્ય પ્રજાતંત્ર છે, પ્રજાને માટે છે, અને પ્રજાની દ્વારાજ ચલાવાય છે ઉચ્ચ પદવીવાળા રાજ્યના અધિકારીઓ ઘણા ગર્વથી કહે છે કે 'અમે પ્રજાના સેવક છીએ.' અમેરિકાના ત્રણ પ્રધાનોને લોકોની આગળ આ વાકય બોલતા મેં સાંભળ્યા છે.

આરોગ્યરક્ષણને માટે એ દેશના બધાં બાળકોનાં શરીરની તપાસ રાજ્યના ડાકટરો મારફત એકવાર અવશ્ય થાય છે. ત્યાંના લોકોએ માનસશાસ્ત્રનું એક મોટું સત્ય શોધી કહાડયું છે તેમને ખાત્રી થઇ છે કે જો બાળકોનાં શરીર રોગી તથા અપંગ હોય તો તેમનાં મનપર ખરાબ અસર થાય છે. જુઠું બોલવું, ચોરી કરવી વગેરે ટેવો તેમને જલદી પડે છે. મોટા વિજ્ઞાનશાસ્ત્રીઓએ આ વાત શોધી છે. તેથીજ ત્યાંની પ્રજા પોતાના બાળકોનાં આરોગ્ય પર આટલું બધું ધ્યાન આપે છે.

અમેરિકાની જે ત્રીજી બાબતે મારા પર અસર કરી તે ત્યાંની સાધારણ સમૃદ્ધિ છે એ વિષયપર મેં શરૂઆતમાં લખ્યું છે, એટલે ફરીથી લખવાની જરૂર નથી.

આપણા હિંદમાં પણ પ્રજાના રક્ષણ માટે આ ત્રણે ચીજોની ઘણી આવશ્યકતા છે. અર્થાત પહેલું શિક્ષણ, બીજું આરોગ્ય, અને ત્રીજી સંપત્તિ. પ્રજાની દરેક વ્યકિતને આ પ્રાપ્ત કરવાનો અધિકાર છે.

**શિવાજીની માતા:**

'ધિ વૉલંટિઅર' નામના પત્રમાં શિવાજીની માતા જીજાબાઇનું જીવનચરિત્ર છાપવામાં આવ્યું છે, તેમાં નીચેના બનાવનું વર્ણન કરવામાં આવ્યું છે:—ઇ.સ. ૧૬૨૭ માં દિલ્હીના શહેનશાહ જહાંગીરના જાણવામાં આવ્યું કે તેની પોતાની મોટી સેના સામે અહમદનગરનું ન્હાનું લશ્કર મરાઠાઓની મદદથી ટકકર ઝીલતું હતું. આ મરાઠા સરદારોને પોતાના પક્ષમાં લઇ લેવાનો તેણે નિશ્ચય કર્યો. તેની આ ધારણા પર પડી, જીજાબાઇના પિતા જાદવરાવ પોતાનો પક્ષ મૂકીને મોગલ રાજાના પક્ષમાં બીજા સરદારોની સાથે ગયો. થોડા વખત પછી તેને મોગલ બાદશાહ તરફથી લશ્કર લઇને અહમદનગરની સામે લડવા માટે મોકલવામાં આવ્યો. પોતાના જમાઈ શહાજીનું બળ તે જાણતો હોવાથી તેને જાદવરાવે ગુપ્ત રીતે એવો સતાવવા માંડયો કે શહાજીને પોતાની સ્ત્રી તથા ચાર વર્ષના પુત્રને લઇને નાસવું પડયું. જાદવરાવ પોતાના માણસો લઇને તેની પાછળ પડયો. તે સમયે જીજાબાઇની તબીયતની સ્થિતિ નાજુક હતી. પરંતુ તે હિંમતથી પોતાના પતિની સાથેજ રહી. આખરે શ્રીનિવાસરાવના રક્ષણ નીચે તેને એક કિલ્લામાં રાખવામાં આવી. શહાજી ત્યાંથી દૂર ચાલ્યો ગયો. તે દરમિઆન જાદવરાવને તેની પુત્રીની સ્થિતિની ખબર પડવાથી તે તરત તેની પાસે આવ્યો. જીજાબાઇએ ગર્વથી પિતા તરફ જોયું અને તિરસ્કારથી બોલી, " મારા પતિને બદલે હું પોતે તમારા હાથમાં આવી છું. એમની પ્રત્યે તમે જેમ વર્ત્યા હોત તેમજ મારી પ્રત્યે વર્તજો. " તેનો નિરાશ થએલો પિતા પુત્રીના જ્વલંત નેત્રો સામે નીચો નમ્યો અને પોતાના રક્ષણ નીચે આવવાની તેને વિનંતિ કરી જીજાબાઇએ દ્રઢતાથી ઉત્તર આપ્યો: " ના હું તમારી સાથે નહિ આવું અને અહીંજ રહીશ. " તે સમયે તેના શરીરને સંભાળ અને કાળજીની ઘણી જરૂર હતી. અહીં તે નિત્ય એવા ભયમાં રહેતી હતી કે શત્રુના પંજામાં કયે વખતે સપડાઇ જશે તે કહી શકાતું નહિ.

તે ઉપરાંત પોતાના ન્હાના પુત્રને પણ આવા ત્રાસમાં રહેતો તે નજરે જોતી હતી. વળી તેનો પતિ કયાં હશે અને તેનું શું થયું હશે તેની પણ તેને ખબર ન હોતી. તે છતાં પણ જે માણસ દેશદ્રોહી થયો હતો તેને શરણે જવા કરતાં આ બધાં સંકટ સહન કરવાં તેને ગમ્યાં. દસ વર્ષ સુધી જ્યારે તેનો પતિ રણક્ષેત્રમાં લડતો હતો, ત્યારે જીજાબાઇ ગૃહમાં અનેક આપત્તિઓ સામે ટકકર ઝીલતી હતી.




## હિન્દ.

વેપારી લાઇનની છેલ્લી બી. કોમ. ( બેચલર ઓફ કોમર્સ ) ની પરીક્ષામાં મીસ યાસ્મિન્દ્ર ખરશેદજી સર્વેયર પાસ થયાં છે. આ ડિગ્રી મેળવનાર તે પહેલાં બાઇ છે. તેમણે આ પરીક્ષા પાસ કરીને સ્ત્રીઓ માટે માર્ગ ખુલ્લો કર્યો છે. અમે તેમને આ સહેજ પરિશ્રમ માટે મુબારકબાદી આપીએ છીએ.

× × ×

મુંબાઇમાં ગ્રાંટરોડમાં રહેતા કીસન બાઈ નામના શાક વેચનારાએ પોતાની સાસુ તરફના દુઃખથી કંટાળી અફીણ ખાઇ આપઘાત કર્યો હતો. મરતી વખતે ઘરમાંથી મરનારના હાથે લખેલી એક ચીઠ્ઠી મળી. તેમા લખ્યું હતું, " મ્હારી સાસુને કહેજો કે હવે હું મરી ગયો છું. તેથી એને ગમશે ને એની છોકરીને બીજા કોઇ સાથે પરણાવી શકશે "

× × ×

મુંબાઇની હાઇકોર્ટમાં મિસીસ જેકસન નામનાં બાઇને વધારે ઝડપથી મોટર હાંકવી તેમજ કેટલા નામના છોકરાને ઇજા કરવા માટે રૂ. ૭૫ ના દંડની શિક્ષા કરવામાં આવી છે. પણ મેજીસ્ટ્રેટની કોર્ટમાં એક વર્ષ માટે તેમનું લાઇસન્સ પાછુ ખેંચવાનો હુકમ થયો હતો, તે હાઇકોર્ટે રદ કર્યો છે.

× × ×

પુનાના સેવાસદન મંડળને શેઠ દેવીચંદ તરફથી ઇન્સાર વિદાય થતાં પહેલાં રૂ. ૩૪૦૦૦ ની ભેટ આપવામાં આવી છે. તેનો ઉપયોગ નર્સ તથા મીડવાઇફની તાલીમ લેવા ઇચ્છતી સ્ત્રીઓને સ્કોલરશીપો આપવાના કામમાં કરવામાં આવશે.

× × ×

પ્રો. કર્વેની પૂનાની હિંદી સ્ત્રીઓની યુનિવર્સિટિની સેનેટના સભાસદો નીચે પ્રમાણે ચુંટાયા છેઃ—ગ્રેજ્યુએટો તરફથી ડૉ. પરાંજપે, મી. એમ. આર જયકર, ડૉ. ધોંડો કેશવ કર્વે, ઓન. સી. વી. મ્હેતા. ભણેલી સ્ત્રીઓ તરફથી મી. જી. ગોખુન્કર, મીસ દ્વારકાબાઇ બાલચન્દ્ર, મીસ કૃષ્ણાબાઇ ઠુલારકર, મીસીસ મારગારેટ કઝીન્સ. પેટ્રનો તરફથી મી. વી. એમ. દેશપાન્ડે, મી. જી. કે ગાડગીલ.

× × ×

પૂનાથી એક રજપુત સ્ત્રી રૂ. ७०० રોકડા ને રૂ. ४०० ના દાગીના લઇને પોતાની ૧૧ માસની બાળકી સાથે રતલામ થઇને દિલ્હી જતી હતી. રતલામ સ્ટેશને તે બેઠી હતી. તે ડબ્બો તદન ખાલી થઇ ગયો અને તે એકલીજ રહી, તે વખતે એક મુસલમાને તે ખાનામાં પ્રવેશ કર્યો અને તેના સતિત્વને લુંટવાની ઇચ્છા કરી. તે મુસલમાને છરો દેખાડયો પણ તે છરાને જોઇને પણ શાન્ત બેસી રહી. એટલે તે દુષ્ટે તેની નિર્દોષ બાળકીને ઉંચકીને બારીમાંથી નીચે ફેંકી દીધી. પણ તે દુષ્ટને ઘણું નવાઇ લાગી કે એ બધાની તે બાઇપર કંઇ પણ અસર થઇ નહીં. એટલે તે વિચારમાં પડયો ને ગાડીની બ્હાર જોવા લાગ્યો. એ તકનો લાભ લઇ તે બાઇએ તેના હાથમાંથી છરો ઝુંટવી લીધો ને સાંકળ ખેંચીને ગાડી ઉભી રાખી અને ગાર્ડને સઘળી હકીકત કહી સંભળાવી. ગાડી પાછી વાળવાથી તે બાઇની છોકરીની લાસ પાછી મળી એ બાબતની પોલીસ તપાસ કરે છે.

× × ×

ગુજરાત સ્ત્રી કેળવણી મંડળે અમદાવાદ વનિતા વિશ્રામવાળા મી. ચંદુલાલ દવેને ગુજરાત

અને કાઠિયાવાડની જુદા જુદા સ્ત્રી કેળવણીની સંસ્થાઓની પ્રગતિની તપાસ કરી ગુજરાતમાં સ્ત્રીઓ માટે યુનિવર્સિટિ સ્થાપવાનું બની શકે એમ છે કે કેમ તે જણાવવા ખાસ નીમ્યા હતા. મી. દવેએ ૨૧ ગામોની મુલાકાત લીધી હતી અને ૯૦ સંસ્થાઓ જોઇ હતી. દરેક ગામોમાં તેમણે છોકરીઓ માટેની કન્યાશાળાઓ જોઇ હતી. તે જણાવે છે કે ગોંડલ રાજ્યે જ્યાં સ્ત્રી કેળવણી પછાત છે ત્યાં ત્રીજા ધોરણ સુધીની પ્રાથમિક કેળવણી કન્યાઓ માટે ફરજીઆત કરી છે. સ્ત્રી કેળવણી પાછળ ભાવનગર પણ સારી રકમ ખર્ચે છે. દરેક ઠેકાણે પ્રાથમિક શાળાઓમાં છોકરાઓની સંખ્યા વધતી જાય છે. પણ તે ફક્ત ચોથા ધોરણ સુધીજ છે.

× × ×

ભાવનગરથી એવી ખબર આવી છે કે ત્યાંના સીહોર ગામમાં કંચન નામની બ્રાહ્મણ કન્યાને તેનાં સાસરીઆંએ ખાવામાં ઝેર આપવાથી મરણ પામી. કહેવાય છે કે છોકરી કાળી હતી તેથી તેના વરને ગમતી નહોતી, જેથી તેણે તેને દુઃખ દેવા માંડ્યું હતું. તેને પરિણામે છોકરીએ એકવાર આપઘાત કરવા કુવામાં પડતું મુક્યું હતું, પણ તે વખતે તેને બચાવવામાં આવી હતી. થોડે દહાડે તે છોકરી સગર્ભા થવાથી પિયેર ગઇ હતી ત્યાંથી તેનાં સાસરીઆં તરફથી પાછી બોલાવી લેવામાં આવી ત્યાં તેના ખાવામાં ઝેર ભેળવવામા આવ્યું હતું, તેને પરિણામે તે મરણ પામી હતી. કંચનના સગાંએ પોલીસમાં ફરીયાદ કરી છે અને પોલીસ તપાસ ચલાવે છે.

× × ×

શ્રીમતી ચીનામાલ્લુની મદ્રાસના ઓનરરી મેજીસ્ટ્રેટ તરીકે નીમણુંક થઇ છે,

× × ×

હાલના જમાનાને ઉપયોગી એવું કોઇપણ જાતના ધંધા રોજગારને લગતું શિક્ષણ હાલની માધ્યમિક કેળવણી સાથે આપી શકાય એવી વ્યવસ્થા કરવાનો વિચાર કેળવણી ખાતાના પ્રધાન મદ્રાસના ગવર્નરની સાથે ચલાવી રહ્યા છે.

× × ×

મદ્રાસની સ્કુલ ઓફ ઇન્ડીયન મેડિસિનના પ્રિન્સિપાલે ત્યાંની સ્ત્રી વિદ્યાર્થિનીઓને ભણવા માટે સ્કોલરશીપો આપવી એવો વિચાર મદ્રાસના ના. ગવર્નરની સમક્ષ રજુ કર્યો હતો તે ત્યાંની સરકારે મંજુર રાખ્યો છે. આથી એક વર્ષમાં દરેક રૂ. ૨૦ ની એવી પાંચ સ્કોલરશીપો ગરીબ સ્ત્રી વિદ્યાર્થિનીઓને આપી શકાશે. આ સ્કોલરશીપ મળે તે બાઇઓને સરકાર તરફથી મફત ચોપડીઓ, હથીયારો વગેરે મળશે. પણ આ બાઇઓને પાસ થયા પછી વધુમાં વધુ પાંચ વર્ષ સુધી સરકારી નોકરી જરૂર પડે તો કરવી પડશે.

× ×  ×

હિંદુસ્તાનમાં લગભગ ૪૦,૦૦૦ બૈરાંઓ જુદી જુદી ખાણોમાં ગયે વર્ષે કામ કરતાં હતાં. પણ હવે સ્ત્રીઓને જમીન નીચે એવી જાતનાં કામ કરતી અટકાવનારો કાયદો પસાર કરવા માટે વિચાર ચાલે છે. ઇંગ્લંડની પાર્લામેન્ટમાં તે વિષે ચર્ચા ચાલતાં મિસ વીલ્કીન્સન નામનાં લેબર મેમ્બર બોલ્યાં હતાં કે " જ્યારે બૈરાંઓ ખાણમાં કામ કરવા જાય ત્યારે પોતાનાં છોકરાંઓને પણ સાથે લઇજવાં પડે. કારણ કે હિંદુસ્તાનમાં તે બચ્ચાંઓની સંભાળ રાખે એવી સંસ્થાઓ નથી. તેથી હિંદુસ્તાનનું બાળમરણનું પ્રમાણ જોતાં જ્યાં સુધી બૈરાંઓને ખાણમાં જતાં અટકાવવાનો કાયદો પસાર ન થાય ત્યાં સુધી છોકરાંઓની સંભાળ લે એવી સંસ્થાઓ શરૂ કરવાની ખાસ જરૂર છે કે જેથી મા સાથે છોકરાઓને પણ એવી ગંદી હવામાં ન જવું પડે. "

× × ×

શ્રીમાન્ પાઠકજીની હાઇકોર્ટમાં અપીલ ચાલતી હતી તે વખત કોર્ટમાં શ્રીમતી અંજનાદેવી ચૌધરાણી નામની એક બાઇને જોડા અદાલત બહાર કાઢી નાંખવા કહ્યું ને કહ્યું કે ફક્ત મરદોને અને ગોરી મહિલાઓને બુટ પહેરીને અંદર જવા દેવામાં આવતાં હતાં. આવા અપમાનભર્યાં ભેદ પાડનાર નિયમને શ્રીમતી અંજનાએ સ્વીકાર્યો નહિં.

× × ×

અલીગઢની મુસ્લીમ યુનિવર્સિટિ એવી છે કે જેમાં ચાન્સેલર તરીકે સ્ત્રી કામ કરતી હોય. એ માનભર્યો હોદ્દો ભોગવનાર ભોપાલનાં નામદાર બેગમ સાહેબા છે. બેગમ સાહેબા સખ્ત પડદો પાળે છે. છતાં ઘણાંજ સંસ્કારી અને જ્ઞાની બાઇ છે, અને કેળવણીના દરેક સવાલમાં બહુ રસ લે છે.

× × ×

બનારસમાં વિધવા સ્ત્રીઓ માટે એક આશ્રમ હતો નહિં—જો કે એ શહેરમાં સાધુઓ ને બ્રાહ્મણો માટે કેટલાક આશ્રમો છે. આર્ય મહિલા હિતકારક મંડળે હાલમાં આ ખોટ પુરી પાડી છે. વિધવાશ્રમ માટે એક મોટું મકાન ખરીદવામાં આવ્યું છે.

× × ×

" અમૃત બઝાર " પત્રિકા જણાવે છે કે હબીગંજના એક મુસલમાન જુવાન સામે તરંગિણી નામની ૧૪ વર્ષની વિધવાએ બળાત્કારે હરણ કરી જવાની અને અત્યાચાર કરવાની ફરિયાદ માંડી હતી. એક દિવસ તે સ્ત્રી તળાવે ન્હાવા ગઇ હતી ત્યાંથી આરોપી તેને મોંમાં ડુચો નાંખી પરાણે ઉંચકી ગયો હતો. બળાત્કાર કર્યા તેના બદલામાં આરોપી હવે તે બાઇને પરણવા માંગે છે. પણ તે બાઇ તે નાપસંદ કરે છે,

× × ×

"સ્વરાજ્ય" પત્રનો માઇમનસીંગનો ખબરપત્રી જણાવે છે કે જયદેવ માલુ નામના એક હિંદુએ પોતાની સ્ત્રી યામિનીનું હરણ કરવા માટે અભયનંદી અને બીજાઓ ઉપર ફરિયાદ માંડી છે યામિનીએ જુબાનીમાં જણાવ્યું કે " મ્હને ૧૨–૧૩ દહાડા થાણામાં રાખી હતી. મ્હને એક મુસલમાન છે તે લાવતો હતો અને તેણે મ્હારા ઉપર અત્યાચાર કર્યો હતો. પછી ફોજદારે મ્હને એક જણને ઘેર મોકલી દીધી હતી." તપાસ ચાલે છે.

× × ×

નારેલમાં એક નામશુદ્ર વિધવા બાઇ રહેતી હતી તેનું કોઇ સગું વ્હાલું નહોતું અને તેની અવસ્થા તદ્દન ગરીબ હતી. એક ભાઇએ દયા લાવીને તેની સાથે પુનર્લગ્ન કર્યું. નદીના સામે કિનારે તેઓ રહેતાં હતાં. એક રાત્રે કેટલાક બદમાશ મુસલમાનો આ બાઇને ઉચકીને લઇ ગયા. તેની ઉપર બળાત્કાર કર્યો, અને જંગલમાં મુકીને ચાલ્યા ગયા.

× × ×

ધનુ પાઇકમારા નામના એક બંગાળીને રૂ. ૨૦ ની જરૂર પડતાં શ્યામ પાઇકમારા નામના બીજા માણસ પાસેથી પોતાની બૈરી ગીરે મુકી રૂપીઆ લીધા. તે એવી શરતે કે તે રૂ. ૨૦ આપે ત્યારે તેની બૈરી છોડાવી જાય. થોડા દિવસ પછી ધનુ બૈરીને લેવા ગયા ને કહેવા લાગ્યા કે એટલા દિવસ સ્યામે એની બૈરીનો ઉપયોગ કર્યો એટલે લ્હેણું વસુલ થઇ ગયું. તકરાર થઈ, મારામારી થઇ તેમાં લ્હેણદાર મરી ગયો. ધનુ સામે કેસ ચાલતાં તે નિર્દોષ ઠરી છુટી ગયો. તેણે બૈરી ગીરો મુકી તે ગુનાહનું શું ?

× × ×

કાશ્મીર રાજ્યમાં સ્ત્રીઓને નસાડી જવાના અત્યાચાર દિવસે દિવસે વધતા જાય છે. છતાં તે બાબતમાં રાજ્ય તરફથી કંઇ પણ બંદોબસ્ત થતો નથી. આ બાબતમાં કંઇ કરવામાં નહિં આવે તો સ્થિતિ ઘણી ગંભીર થશે.

× × ×

હિમાલયની પહાડી કોમોમાં પ્રભુએ સ્ત્રીઓને કુદરતી સુંદરતા આપી છે. આ સુંદરતાનો દુરુપયોગ ત્યાંની સ્ત્રીઓ કરી રહી છે. તેઓ સ્ત્રીત્વ અને સતિત્વ વિષે કશું જાણતી નથી. પુરૂષો આ નબળાઇનો ગેરઉપયોગ કરે છે. પ્રતિવર્ષ સેંકડો સ્ત્રીઓનું વેચાણ થાય છે. ક્ષુદ્રપિપાસા તૃપ્ત કરવા સારૂં સ્ત્રીઓના દેહનો વ્યભિચાર થાય છે.

× × ×

મૈસુર મહારાણી ગર્લ્સ હાઇસ્કુલની મુખ્ય અધ્યાપિકા શ્રી. કે સુબામ્મા બી એ. હમણાંજ પરલોકવાસી થયાં. તેમણે પોતાની રૂ. ૭૦ હજારની મિલકતનો ઉપયોગ કેળવણીના કામમાં કરવો એવું ત્યાંના દિવાન પરના પોતાના મૃત્યુપત્રમાં લખી મુક્યું છે.

## એશિયા.

ચીનના પશ્ચિમ ભાગમાં એક પ્રાંતમાં એક મોટી યુનિવર્સિટી છે, તેમાં હમણાંજ એક સ્ત્રી વિદ્યાર્થિને દાખલ કરવામાં આવી છે. હવે બીજી સ્ત્રીઓ પણ તેનું અનુકરણ કરશે એવી આશા છે.

× × ×

જાપાનમાં બૈરાંઓને લગતા ત્રણ બીલો રજુ કરવામાં આવ્યાં છે: ૧. બૈરાંઓને મતાધિકાર આપવાનું; ૨. બૈરાંઓ રાજકીય સંસ્થાઓમાં દાખલ થઇ શકે નહીં એવો કાયદો છે તે કાઢી નાંખવાનું ને ૩. છોકરીઓને પણ છોકરાઓ જેટલીજ ઉચ્ચ કેળવણી આપવાની સરકાર તરફથી મદદ આપવાનું. તે ત્રણે બીલો પસાર થશે એવી આશા છે.

મિસ બેલ હાલ કેટલાંક વર્ષથી બગદાદમાં ઓફિસર તરીકે કામ કરે છે. તેમણે ત્યાં મુસલમાન તથા બીજી સ્ત્રીઓની કલબ ઉઘડાવી છે. તે ઉપરાંત પર્શીઅન બૈરાંઓ 'માટે' એક માસિક કાઢયું છે.

આફ્રિકા.

ઇ. સ. ૧૮૩૩ માં ઈજીપ્તમાં કેળવણી લેતી છોકરીઓની સંખ્યા નજીવી હતી. પણ ૧૯૨૧ માં ૫૩,૦૦૦ જેટલી સંખ્યા હતી.

× × ×

ન્યુ ગીનીના આંતર ભાગમાં હજી ઘણા જંગલી લોકો વસે છે. સ્યુકાનામવા દરેક માતપિતા પોતાનું પહેલું બાળક મારી નાંખે છે, આવી રૂઢિ ત્યાં છે. કારણ કે તે લોકોને છોકરાંની ખટપટ જોઇતી નથી. ત્યાં ખ્રિસ્તિ પાદરીઓ જઇ પહોંચ્યા છે ને એ રિવાજ નાબુદ કરવા સમજાવી રહ્યા છે.

× × ×

યુરપ.

લંડનમાં જુદા જુદા દેશોની સ્ત્રીઓની ભરત ગુંથણની હરીફાઇ થઇ હતી. તેમાં મીસીસ ટીન્ડોલને સૌથી સારા ભરત માટે સુવર્ણનો ચંદ્રક મળ્યો છે. મીસ મારગેરેટથી કેલને બીજા નંબરનો ચાંદ મળ્યો છે. જુદા જુદા વિભાગમાં જુદા જુદાં ઇનામો ડેન્માર્ક, હિંદુસ્તાન, દક્ષિણ આફ્રીકા, ઓસ્ટ્રેલીયા સિલોન, કેનેડા, ન્યુઝીલેન્ડ અને યુનાઇટેડ સ્ટેઇટસ વગેરે દેશો તરફનાં હરીફોને મળ્યાં છે.

× × ×

ઈંગ્લંડના ૧૯૨૧ ના વસ્તીપત્રક વિષે લખાએલા રિપોર્ટનો છેલ્લો હપ્તો હમણાંજ બ્હાર પડયો છે તે પરથી જણાય છે કે ત્યાં સૌથી વધારે છોકરાંવાળાં કુટુંબ ખાણમાં કામ કરનારાઓનાં છે. સાધારણ લોકો કરતાં ૪૩ ટકા છોકરાંઓ તે લોકોને ત્યાં વધારે હોય છે.

× × ×

લંડનની કાઉન્ટી કાઉન્સીલમાં આ વખતે ૨૧ સ્ત્રીઓ ચુંટાઇ છે. પરણેલી સ્ત્રીઓને કાઉન્સીલમાં નોકરી ન આપવાનો જે અત્યાર સુધી રિવાજ હતો તેની સામે પણ ત્યાંની કેટલીક સ્ત્રીસભાઓએ લડત ચલાવી હતી ને ફતેહમંદ થયાં હતાં. મિસ સુઝન લોરેન્સ એ કાઉન્સીલનાં ડેપ્યુટી ચેરમેન ચુંટાયાં છે.

× × ×

ઇંગ્લંડમાં વિધવાઓ, નિરાધાર બાળકો અને વૃદ્ધ માણસોના પેન્શનની નવી યોજનાનો ખરડો પ્રગટ થયો છે. આ નવી યોજના પ્રમાણે ૭૦ ને બદલે ૬૫ વર્ષે વૃદ્ધાવસ્થાનું પેન્શન મળશે. આ યોજનાથી સરકારને કુલ ૭૪ કરોડ ને ૬૦ લાખ પાઉન્ડનું ખર્ચ થશે. આ યોજનાનો લાભ લેનાર મૃત્યુ પહેલાં અથવા ૬૫ વર્ષની ઉમર થયા પહેલાં બે વરસ અગાઉથી ઇંગ્લંડમાં વસતો હોવો જોઇએ અને તેની છેલ્લી નોકરી ઇંગ્લંડમાં હોવી જોઇએ.

× × ×

જેમ્સ ઇન્જલીસ નામના સજ્જને ગ્લાસગો ટ્રેઇડ હાઉસ હસ્તક રૂ. ૭II લાખ મુક્યા છે. તે રકમમાંથી અમુક શરતે ગરીબ બાળકને દત્તક લેનાર દરેક જણને રૂ ૭૫૦ ઇનામ મળશે.

× × ×

પ્રખ્યાત મેડમ ક્યુરીનાં પુત્રી મીસ ક્યુરીએ હમણાજ સાયન્સના ડૉકટરની પરીક્ષા પસાર કરીછે.

× × ×

મિસ મીસ્ટીન્ગે નામની પેરિસની એક પ્રખ્યાત નાચનારીએ પોતાના પગનો વીમો ૧ લાખ ડોલર માટે ઉતરાવ્યો છે. પગની કેટલી કિંમત ?

× × ×

ખ્રિસ્તિ ધર્મમાં અત્યાર સુધી એવું હતું કે જે સ્ત્રીઓ ધર્મસેવિકાઓ થઇ જાય તે પરણી શકે નહિં. પણ હમણાંજ એવો બનાવ બન્યો કે જેમા પોપે ( એ લોકોના મોટા ધર્મ ગુરુએ ) એવી એક બાઇને પરણવાની રજા આપી છે.

× × × ×

વીએનાના એક થીએટરમાં નાટક ચાલતું હતું તે વખતે એક સ્ત્રીએ અગાડી બેઠેલા એક માણસનું ખુન કર્યું. તરતજ થીએટરમાં બહુ ખળભળાટ થઇ ગયો. પછીથી ખબર પડી કે તે સ્ત્રી મેસીડોનીઆની હતી અને રાજકીય વિરોધને લીધે તે માણસને મારી નાખ્યો હતો. મરનારે તે પહેલાં રાજકીય બાબતને લીધે મેસીડોનીઆના બે માણસોને મરાવ્યા હતા. તેનું વેર લેવા તે સ્ત્રીએ તે માણસનું ખુન કર્યું હતું.

× × ×

દેશની પ્રજા વિસ્તારવા માટે, તેમજ નાની વયનાં સંખ્યાબંધ છોકરાં છોકરીઓ વચ્ચે થઇ

ચૂકેલાં લગ્નોને કાયદેસર કરાવવા માટે રશિયાની સરકારે લગ્ન-યોગ્ય વયમાં ઘટાડો કર્યો છે. છોકરાને માટે સાડા સત્તર વર્ષની વય અને છોકરીને માટે સાડા પંદર વર્ષની વય મંજુર કરી છે.

## અમેરિકા.

અમેરિકામાં ભણેલાનું પ્રમાણ ઇગ્લંડ કરતાં પણ વધારે છે. શિક્ષણની બાબતમાં અમેરિકન લોકો ઘણા કાળજીવાળા છે. ૧૫ વર્ષની વય સુધી દરેક છોકરા છોકરીને નિશાળમાં જવું પડે છે. કારણ સરકારનો એવો કાયદોજ છે. ગરીબ કુટુંબનાં બાળકોને ચોપડીઓ, કાગળ, પેન્સીલ વગેરે વસ્તુઓ સરકાર તરફથી પુરી પાડવામાં આવે છે. દરેક બાળકની વૈદકીય તપાસ કરવામાં આવે છે. તેમને શારિરિક વ્યાયામ ફરજીયાત આપવાની બાબતમાં પણ અમેરિકા બધાનાં કરતાં આગળ વધેલું છે.

× × ×

મિસ હેલન વેલ્શ અમેરિકામાં ૨૪ રેલ્વેનું એક બોર્ડ છે તેનાં ડાયરેક્ટર નીમાયાં છે.

× × ×

અમેરિકાથી પેલેસ્ટાઇન જતી અમેરિકન સ્ટીમર " પ્રેસિડેન્ટ આર્થરમાં " મીસીસ સ્મીટ અને મિસ એટલમેન વોરન્ટ ઓફિસર અને અસિસ્ટન્ટ ખજાનચી નીમાયાં છે. દરિયામાં મુસાફરી કરતી સ્ટીમરપર આવી જોખમભરેલી જગ્યાઓ પહેલીજ વાર સ્ત્રીઓને આપવાનો આ દાખલો છે

× × ×

મિસીસ વેઇટસ-ઇન-ધ-વોટર નામની એક અમેરિકન ઇન્ડિયન સ્ત્રીની પોલીસ તરીકે નીમણુંક થઇ છે તે બાઇ કહે છે કે હજી સુધી કોઇને પકડવાની કે એવી એમને જરૂર પડી નથી. બધું કાયદેસર શાન્ત રાખવા માટે લોકોની ધાર્મિક લાગણી ધ્યાનમાં લઇ તેમના ઉપર તે રીતે અસર કરે એવી રીતે કામ કરવાથી ખુબ અસર થાય છે. એ બાઇ બે વર્ષથી એ જગ્યા ઉપર કામ કરે છે,

× × ×

ન્યુફાઉન્ડલેન્ડમાં પચીસ વર્ષની ઉપરની સ્ત્રીને મતાધિકાર આપવાનો ખરડો ત્યાંની બન્ને ધારાસભાએ પસાર કર્યો છે.

× × ×

એના કનિંગહામ નામની અમેરિકન સ્ત્રીએ વીમાના પૈસા મેળવવાની લાલચથી પોતાના પતિને તથા પોતાના ત્રણ છોકરા અને એક છોકરીને ઝેર દઇને મારી નાંખ્યાં હતાં, એવો શક ચીકાગોની પોલીસને પડયો હતો. તપાસ કરતાં તે સ્ત્રીએ કહ્યું કે " મેં મારા પતિને તથા હેરી નામના પુત્રને ઝેર આપ્યું નથી. હેરી મને બહુ વ્હાલો હતો પણ તેના મરણ પછી જ્યોર્જ નામના પુત્રને રોટલીપર આર્સેનિક નામનું ઝેર ચોપડીને આપ્યું હતું. પછી મેં પોતે પણ ઝેર ખાધું. કારણ કે મારે મારા પતિ તથા હેરી પાસે જવું હતું. તે બન્ને તો કુદરતીજ મરણ પામ્યા હતા. મેં વૉલ્ટર નામના મારા બીજા છોકરાને તથા છોકરીને પણ ઝેર દઇને મારી નાંખ્યાં હતાં. વીમા કંપની પાસેથી મળેલા પૈસા દાક્તરોની ફી આપવામાં, મરણ પાછળના ખર્ચમાં તથા બીજા છોકરાંઓના ખર્ચમાં વપરાઇ ગયા છે. " બાકી રહેલો એક છોકરો માંદો હોવાથી હૉસ્પીટલમાં જતાં તેના શરીરમાં આર્સેનિક ઝેરની નિશાનીઓ માલમ પડવાથી તે સ્ત્રીના ભત્રીજાને શક પડયો, અને તેથી પોલીસે આ બધી તપાસ શરૂ કરી.

× × ×

કયુબાની સ્ત્રીઓની બીજી રાષ્ટ્રીય મહાસભા એપ્રિલ મહિનામાં ભરાઇની હતી. તેમાં નીચેના સવાલો ઉપર ચર્ચા થઇ હતીઃ સ્ત્રીઓનો મતાધિકાર, સ્ત્રી કામદારોની સ્થિતિ, સ્ત્રીઓને મરદો જેટલો પગાર આપવા વિષે, અને બીજા સાંસારિક સવાલો જેવા કે છોકરીઓને વેચવાનો વેપાર ચાલે છે તે વિષે, અસાધ્ય ગુપ્ત રોગો વિષે, યુવાનોનું રક્ષણ કરવા વિષે, મદ્યપાન વિષે, વગેરે વગેરે વિષયો ઉપર. તે ઉપરાંત કાયદાને લગતા વિષયો જેવા કે પરણેલી સ્ત્રીઓનાં હક્ક, પરણ્યાં વગર થયેલાં છોકરાંઓને લગતો સવાલ, શારીરિક તંદુરસ્તીને લગતા સવાલો, કેળવણીને લગતા સવાલો. હજી કયુબાની સ્ત્રીઓને મતાધિકાર મળ્યો નથી. આશા રાખીએ છીએ કે હવે જલદી મળશે

# નોંધ.

## ભાવનગરમાં મહિલા વિદ્યાલય.

ભાવનગરમાં એક મહિલા વિદ્યાલય ઉઘાડવાની તૈયારી ચાલે છે. કર્વે વિદ્યાપીઠના ધોરણને અનુસરી પ્રથમ તો માધ્યમિક શિક્ષણના ચાર વર્ગો શરૂ કરવામાં આવશે. સ્ત્રીશિક્ષણ પ્રત્યે પ્રેમ ધરાવનારા અને પાંચ વર્ષ સુધી ઉત્તમ મહિલા વિદ્યાલયનું તંત્ર ચલાવી તે શાળાને કીર્તિ અપાવનારા ત્રણ ગ્રેજ્યુએટ ભાઇઓ અને એક શિક્ષણપ્રેમી બ્હેનના હાથમાં આ વિદ્યાલયનું સુકાન મૂકવામાં આવ્યું છે. આર્થિક મદદ માટે પણ કેટલાક સદ્‌ગૃહસ્થો તરફથી માસિક રકમોનાં વચન મળ્યા છે, અને રાજ્ય તરફથી અર્ધી ગ્રાન્ટ મળવાનો સંભવ છે.

ઉપરની ખબર વર્તમાનપત્રમાં વાંચીને અમને ઘણો આનંદ થયો. આવી સંસ્થા ખરેખર ઘણીજ આવકારને લાયક છે. આપણા દેશમાં સ્ત્રીકેળવણી વધારવી જોઇએ એ બાબતની ચર્ચા કરવાની તો હવે જરૂર રહીજ નથી. એમાં મતભેદ છેજ નહિ.

સિદ્ધાંત તરીકે જ્ઞાન મેળવવાનો હક સ્ત્રી તેમજ પુરૂષને સરખોજ છે. ઉપયોગિતાનો વિચાર કરીએ તો પણ સ્ત્રીઓ કેળવાયલી હશે તો જ દેશની શારીરિક, ધાર્મિક, સાંસારિક, રાજકીય વગેરે દરેક પ્રકારની ઉન્નતિ થશે એ વાત નિર્વિવાદ છે.

અમદાવાદના ગુજરાતી સ્ત્રીકેળવણી મંડળે રા. રા. ચંદુલાલ કાશીરામ દવેને ગુજરાત કાઠીઆવાડમાં સ્ત્રીકેળવણીની તપાસ કરવા માટે નીમ્યા હતા. તેમણે ગામેગામ ફરીને સ્ત્રીકેળવણીની ઘણી સંસ્થાઓની મુલાકાત લીધી હતી. તેમના અનુભવનું વર્ણન તથા તે પરથી તેમણે કરેલો નિર્ણય સ્ત્રી કેળવણી મંડળે છપાવીને પ્રસિદ્ધ કર્યો છે. આ રિપોર્ટમાંથી આપણને ઘણું જાણવાનું મળે છે. તેઓ લખે છે કે "મુંબાઇ યુનીવર્સીટી સાથે જોડાએલી કન્યાઓની સંપૂર્ણ હાઇસ્કુલ કાઠીઆવાડમાં માત્ર એકજ ગોંડળમાં છે." પ્રાથમિક શિક્ષણ માટે કાઠીઆવાડમાં ઘણી નિશાળો છે. પરંતુ માધ્યમિક શિક્ષણમાં તે ગુજરાત કરતાં પછાત છે. એટલે ત્યાં એક મહિલા વિદ્યાલય નીકળે એ ઘણું ઇચ્છવા યોગ્ય છે. "ભાવનગરમાં રાજ્ય તરફથી માજી રાજ ગર્લ્સ ઇંગ્લીસ સ્કુલ અંગ્રેજી ૭ ધોરણ સુધી ચાલે છે. મેટ્રીક્યુલેશન માટે આગળ જવા ઇચ્છનારી છોકરીઓ છોકરાઓની હાઇસ્કુલમાં જાય છે."

આટલી સગવડ ભાવનગરમાં છે. છતાં પણ પ્રો. કર્વેના વિદ્યાપીઠે કન્યાઓને માટે જે જુદો અભ્યાસક્રમ ઘડયો છે તે કેટલીક રીતે વધારે સારો છે માટે તેવા ધોરણપર શાળા કહાડવાની ઘણી જરૂર છે. શાળાઓમાં જતી આપણી કન્યાઓમાંથી સોમાં ભાગ્યે ચાર પાંચ ટકા જેટલી આગળ ઉચ્ચ કેળવણી લે છે. તેથી ઘણીખરીનું શિક્ષણ શાળામાંજ સમાપ્ત થાય છે. એટલે તેટલા સમયમાં તેમને ગૃહવ્યવસ્થા, આરોગ્ય, બાળ ઉછેર વગેરે વિષયો શીખવવાની અગત્ય છે. સરકારી શિક્ષણમાં એ વિષયોપર ખાસ ધ્યાન આપવામાં આવતું નથી. માટેજ તેમને જુદા અભ્યાસક્રમની જરૂર છે. પ્રો. કર્વેના વિદ્યાપીઠે આ વિષયોને પોતાના ક્રમમાં દાખલ કર્યા છે. વળી વિદ્યાપીઠના અભ્યાસક્રમનું એક ખાસ લક્ષણ એ છે કે તેમાં શિક્ષણ માતૃભાષા દ્વારા અપાય છે. આ સિદ્ધાંત હવે તો ઘણા લોકોને માન્ય છે. કેળવણી આપવાની સ્વાભાવિક રીતજ એ છે કે તે માતૃભાષા દ્વારા અપાય. પરદેશી ભાષા દ્વારા શિક્ષણ લેવાથી આપણાં કેળવાયલાં સ્ત્રી પુરૂષોનાં મગજનું

બંધારણ કેવું વિચિત્ર થયું છે, તે હવે સમજાવા માંડયું છે. કોઇપણ મહત્વના વિષપર તેઓ માતૃભાષામાં વિચાર કરી શકતાં નથી. કેટલાક માતૃભાષામાં થોડાં વાક્યો પણ શુદ્ધ બોલી શકતા નથી, તો પછી લખવાની તો વાતજ ક્યાંથી હોય ! બીજી પણ અનેક હાનિ થઇ છે. આ ભૂલ હવે નવા અભ્યાસક્રમમાં ન થાય એવી ખાસ સંભાળ લેવી જોઇએ. કેળવણી લીધાથી માણસને પ્રથમ પોતાની માતૃભાષા પર સંપૂર્ણ કાબુ આવવો જોઇએ. એમ થશે તો તે ભાષાનું સાહિત્ય પણ વધારે વિકાસ પામશે.

આથી પ્રો. કર્વેના વિદ્યાપીઠને અનુસરીને જેટલી વધારે શાળાઓ ગુજરાત કાઠીઆવાડમાં નીકળશે તેથી લાભ થશે એ વિદ્યાપીઠના અભ્યાસક્રમમાં કંઇ ખામીઓ હોય તો તે સુધારવાની આપણી ફરજ છે. આપણા લોકો કન્યા અમુક વયની થાય એટલે તેને શાળામાં મોકલવી બંધ કરે છે. તે છતાં જો ગામમાંજ તેને ભણાવવાનું સારૂં સાધન હોય અને લોકમત ધીમે ધીમે સુધરતો જાય તો વધારે કન્યાઓ ભણતી થાય. કન્યાઓની કેળવણી માટે એક વાત ખાસ ધ્યાનમાં લેવા જેવી છે. જે ગામમાં શિક્ષણની સંસ્થા હશે તે ગામનીજ કન્યાઓ તેનો લાભ લેશે. છોકરાઓની માફક છોકરીઓને ભણાવવા માટે આપણા લોકો ખર્ચ કરીને બહારગામ મોકલતા નથી. એટલી દરકાર તેમને હોતી નથ. તેમજ કન્યાઓને એકલી બહારગામ મોકલવાનું કામ વધારે મુશ્કેલ અને જોખમવાળું પણ છે. તેથી કેટલીક રીતે માબાપોનો દોષ બહુ કહાડવા જેવું પણ નથી. તે માટેજ છોકરાઓ કરતાં પણ છોકરીઓની શાળાઓ બને તેટલે વધારે સ્થળે હોવાની આવશ્યકતા છે.

**હાલનો સંમતિ વયનો કાયદો અને તેની અસર.**

અલીબાગમાં એક ઘણોજ કરૂણાજનક સાંસારિક બનાવ બન્યો છે જે ઉપરથી કન્યાઓની બાર વર્ષની વયને બદલે લગ્નની 'સંમતિ' માટે ચૌદ વર્ષની કરવાની ડૉ. ગૌરની માંગણીને ઘણોજ ટેકો મળે છે અને તે નહિં હોવાથી કેટલા કરૂણ પ્રસંગો બને છે તે આ દાખલા ઉપરથી સમજાશે.

પાર્વતી નામની એક તેર વર્ષની એક સુથારની છોકરી મહાડ તાલુકાના અંબોલી નામે ગામે રહેતી હતી. તેના લગ્ન બાલુ રામા નામના ૩૫ વર્ષના માણસ સાથે કરવામાં આવ્યા હતાં. પાર્વતીને આટલી કુમળી વયે પતિને ઘેર રહેવા જવું પડયું. પાર્વતીના પતિ બાલુને પોતાનો લગ્ન હક્ક ભોગવવાની એટલી બધી ઉતાવળ આવી કે તેણે તે માટે ઘણા પ્રયાસો કર્યાં. પાર્વતી તેનાથી બહુ કંટાળી ગઇ ને તેના ત્રાસમાંથી છુટવા માંગતી હતી. છુટવા ઘણા પ્રયત્નો કર્યાં ને જ્યારે બીજો કોઇ માગ ન જડયો ત્યારે તેણે પોતાનાજ ઘરને રાતના આગ લગાડી. ઘર તાટછા ને વાંસનું બનાવેલું હતું, જેથી એકદમ સળગી ઉઠયું. પાછળથી પાર્વતીએ પોતાનો ગુનોહ કબુલ કર્યો અને તે રીતની પોલીસ સમક્ષ પણ જુબાની નોંધાવી હતી જેથી તેના ઉપર કાયદેસર કામ ચલાવવામાં આવ્યું હતુ. પણ કેસની નાજુકતા અને વિચિત્ર સંજોગો જોઇ જડજે પાર્વતી સામે ચુકાદો ન આપતાં તે બાઇને તેના ભાઇને સોંપવામાં આવી એક વર્ષ સુધી સારા વર્તન બદલ તેના જામીન લેવામાં આવ્યા હતા.

આ બનાવમાં જડજ, દયાળુ ને સમજુ હશે તેથી પાર્વતી કંઇ પણ શિક્ષામાંથી બચી નહિં તો અત્યારે કેદખાનામાં સડતી હોત ! એ બિચારી છોકરીનો શો ગુનોહ હતો ? આટલી કુમળી વયમાં તે છોકરી ઉપર જબરજસ્તી થાય પછી ભલેને તે પતિ હોય પણ છોકરી કંટાળેજ અને વળી અણસમજુ છોકરી છુટવાને ગમે તે રસ્તો લે. ડૉ. ગૌરે સંમતિ વયનો કાયદો ફેરવી ૧૨ ને બદલે ૧૪ વર્ષની ઉંમર કરાવવા પ્રયત્ન કર્યો ત્યારે આપણાજ લોકો વિરૂધ્ધ પડયા. પણ હવે આશા રાખીએ છીએ આવા દુઃખદાયક બનાવોથા છુટતા ત્રાસની અસર આપણા સમાજ ઉપર થાય ને એ કાયદામાં ડૉ. ગૌરે ધારેલો ફેરફાર ધારાસભા સમક્ષ ફરીથી રજુ કરી કાયદા તરીકે પસાર કરાવે. હાલમાં છે તે કાયદાની નાની ઉમરથી થતા. ગેરફાયદા સમજનાર લોકોએ એ વિષે ચળવળ ચાલુજ રાખવી જોઈએ. તે લોકોએ પોતાની આસપાસના જે લોકો એ બાબતમાં રસ ન લેતાં હોય તેમને તે કાયદાની અગત્ય સમજાવી તે લોકોને પણ તે ચળવળમાં દાખલ કરવા જોઇએ તથા તે કાયદાની વિરૂધ્ધ હોય તેવાઓને પણ દલીલોથી સમજાવી પોતાની તરફેણમાં ફેરવવા બહુ

પ્રયત્ન કરવા જોઈએ. એક વખત સમાજનો મત એ બાબતમાં ઉંમર વધારવાની તરફેણમાં થશે તો પછી કાયદા તરીકે પસાર થતાં વાર નહિં લાગે. આશા રાખીએ છીએ કે સમાજ તરફથી ચળવળ થાય ને સંમતિ વયના કાયદાની ઉંમર બાર ને બદલે ચૌદ તો થાયજ.

**હિંદુસ્તાનમાં સ્ત્રી દાકતરોની જરૂર.**

ડૉ. મેરી શારલીએ "ટાઇમ્સ ઑફ ઇન્ડીયા"માં તે પત્રના અધિપતિને થોડા વખત ઉપર નીચે પ્રમાણે પત્ર લખ્યો હતો.

" આ કાગળ લખવાનો હેતુ સ્ત્રીઓએ દાકતરી ધંધાનું શિક્ષણ લેવાની કેટલી અગત્યની જરૂર છે તે રજુ કરવાનો છે. હિંદુસ્તાનમાં ત્યાંની સ્ત્રીઓ અને બાળકોની સંભાળને માટે સ્ત્રી દાકતરોની જરૂર પ્રતિદિન વધતીજ જાય છે. મ્હેં હિંદુસ્તાનમાં દાકતર તરીકે ઘણાં વર્ષ કામ કર્યું છે તેથી હું ત્યાંની ખરી સ્થિતિ વિષે માહિતગાર છું. હું જ્યારે પહેલ વહેલી ઇ. સ. ૧૮૬૬ માં હિંદુસ્તાનમાં આવી ત્યારે માલમ પડયું કે ન્યાતના તેમજ પડદાના રિવાજોને લીધે ઔરાંઓ મરદ દાકતરો પાસે જતાં નહિં. હવે તો ધીમે ધીમે સ્ત્રીઓએ દાકતરો તરીકે બહાર પડવા માંડયું છે. આનાથી શા ફાયદા થયા છે તે તો સર્વ કોઈ જાણે છે. માટે તે બાબતમાં ઉતરવાની જરૂર નથી. લંડનની રોયલ ફ્રી હોસ્પીટલ કે જે સ્ત્રીઓને વૈદકીય શિક્ષણ મેળવવાની નિશાળ છે ( જેની હું પ્રમુખ છું ) તે સંસ્થા સ્ત્રીઓને વૈદકીય શિક્ષણ મેળવવાનો તથા દાકતર તરીકે કામ કરવાનો હક મેળવવા માટે હીલચાલ કરનાર આગેવાનો તરફથી શરૂ કરવામાં આવી હતી. એ સંસ્થા હાલમાં પણ સ્ત્રીઓને વૈદકીય શિક્ષણ આપતી મુખ્ય સંસ્થા છે. હમણાંજ તે સંસ્થાનો પચાસ વર્ષ પૂરાં થયાનો સુવર્ણ મહોત્સવ ઉજવવામાં આવ્યો હતો. તે નિમિત્તે તેને માટે ૬૦,૦૦૦ પાઉન્ડ એકઠા કરવાના પ્રયત્ન ચાલે છે કે જેથી તે સંસ્થાનું કામ હાલ ચાલે છે તેથી પણ વધુ સારા પાયા પર લાવી શકાય.

બ્રિટનની તેમજ હિંદની સ્ત્રીઓ તથા બાળકોના હિત ખાતર સ્ત્રી દાકતરોના શિક્ષણનું ધોરણ છે તેટલું નહિં પણ તેથી વધારે ઉંચું કરવાની જરૂર છે જેથી તેઓ ફક્ત સ્ત્રીઓ તથા બાળકોની મંદવાડ વખતે પોતાની શહેરની દયા તથા લાગણી સાથે સંભાળ લે એટલુંજ નહિ પણ પોતાના શહેરની સ્ત્રીઓને જાહેર અને ખાનગી જીવનને લગતા આરોગ્ય સંરક્ષણશાસ્ત્રની બાબતોમાં અવારનવાર શિક્ષણ આપી મદદ કરી શકે. આશા રાખુ છું કે ત્હમેં આ બાબતમાં મદદ કરશો. "

ઉપરનો કાગળ વાંચી આપણા દેશમાં સ્ત્રી દાકતરોની કેટલી જરૂર છે તે વિષે દરેકના મનમાં વિચાર આવ્યા વગર રહેજ નહિં. આપણે છેલ્લા ચાર પાંચ વર્ષથી બાળરક્ષાની હીલચાલ શરૂ કરી છે. તેને લગતા પ્રદર્શનો વગેરે ભરીએ છીએ. જુદા જુદા શહેરોમાં " બાળ રક્ષા સપ્તાહ " ઉજવીએ છીએ. દેશની ઉન્નતિ માટે બાળકોની તંદુરસ્તીના રક્ષણની જરૂર છે એ તો હવે આપણે સમજ્યા છીએ. તો એટલું યાદ રાખવું જોઇએ કે આપણે તે દિશામા સારા પરિણામ જોવાં હોય તો આપણા દેશમાં જેમ બને તેમ સ્ત્રી દાકતરોની સંખ્યા વધે તે તરફ ધ્યાન આપવું જોઇએ. આપણે ત્યાં પુરૂષ દાકતરોની સંખ્યા સારી છે પણ હજી આપણે ત્યાં ન્યાતના, પડદાના ને બીજા કેટલાક સામાજિક રિવાજોને લીધે આપણા ઘણા માણસો પોતાના ઘરમાં ઔરીના મંદવાડ વખતે મરદ દાકતરને બોલાવશે નહિં. ઘણી વખત ઔરી પડદો પાળતી હોય, ન છુટકે મરદ દાકતરને બોલાવે એટલે તે ચોકીથી કે બીજા કોઇની મદદથી દાકતરને પોતાના રોગની હકીકત કહે તો તેવી સ્થિતિમાં એટલે કે દરદીને તપાસ્યા વગર કે તેને મ્હોંડે તેને શું દુઃખ છે તે વિષે સવાલો પુછયા વગર રોગની બરોબર ચિકિત્સા શી રીતે કરી શકે ને પછી દવા શી રીતે આપે ને જો આપે તો બહુ સંતોષકારક ક્યાંથી જણાય ? પડદો ન પાળતી હોય તેવી પણ ઘણી સ્ત્રીઓ મરદ દાકતરને પોતાના હાથની નાડી પણ તપાસવા આપશે નહિં. તો તેવા દાખલાઓમાં પણ રોગની ચિકિત્સા બરોબર શી રીતે થાય ? ને તેવા દાખલાઓમાં દવા જોઇએ તેટલી અસર કારક ન નીવડે તો દાકતરનો શો વાંક ? તો તેવે વખતે સ્ત્રી દાકતર હોય તો કેટલી ઉપયોગી થઇ પડે ? માંદી ઔરી પછી તે ભલેને પડદો પાળતી હોય પણ સ્ત્રી દાકતર પાસે તપાસાવે ને પોતાના રોગની બધી હકીકત કહે તો પછી તે દાકતર બરોબર

દવા આપી શકે. આ કતરી રીતે તો તેમાં બીજો પણ એક ફાયદો થાય. તે એ કે આપણાં બૈરાંઓને હાલની દાકતર પધ્ધતિ ઉપર જે અવિશ્વાસ છે તે દુર થઇ, વિશ્વાસ બેસે. મરદ દાકતરને ન બોલાવે એટલે સુવાવડ જેવા જીવ કટોકટના પ્રસંગે દાકતરી મદદના અભાવે કેટલીય સ્ત્રીઓની જીંદગી જોખમમાં આવે છે તેવે વખતે જો સ્ત્રી દાકતર મળી શકે એમ હોય તો ઘણી સ્ત્રીઓની અને બાળકોની જીંદગી બચવાનો સંભવ છે. હાલમાં ઘણા ખરા શહેરોમાં સ્ત્રી દાકતરો હોય છે પણ એટલી ઓછી સંખ્યામાં હોય છે કે જેથી એ લોકોને કામ ઘણું હોય છે. તેથી બધે તે લોકો પહોંચી શકતાં નથી. એ લોકો પોતાની પ્રેકટીસ અને હોસ્પીટલમાં કામ કરતાં હોય તો તેના કામમાં એટલા ગુંથાએલા હોય છે કે જેથી બાળરક્ષણ ને એને લગતી હીલચાલોમાં જોઇએ તેટલો ફાળો આપી શકતાં નથી. એટલે તેવી હીલચાલ કોઈ મરદ દાકતર કે પછી કોઇ વૈદકીય શિક્ષણ વગરની સ્ત્રીના હાથમાં સોંપવી પડે ને તેથી જોઈએ તેટલી તે હીલચાલ સંતોષકારક ન નીવડવાનો સંભવ રહે આ બધું જોતાં આપણા દેશમાં મોટી સંખ્યામાં સ્ત્રી દાકતરો બહાર પડે એ આપણે જોવું જોઈએ. ને તે તરફ સરકાર પણ કાંઈ પગલાં લે એવું પણ કરવું જોઈએ. લેડી હાર્ડીંજ એસોસીએશન તરફથી ચાલતી છોકરીઓ માટેની દાકતરી શિક્ષણ માટેની દિલ્હીની કોલેજ એ દિશામાં કામ કરે છે ને તેમાંથી ઠીક સંખ્યામાં છોકરીઓ શિક્ષણ લઈને દાક્તર તરીકે બહાર પડે છે. તે ઉપરાંત ઉત્તર હિંદુસ્તાનમાં લુધીયાના કોલેજ અને દક્ષિણ હિંદુસ્તાનમાં વેલોર કોલેજ એ ખ્રિસ્તિ મીશનરીઓ તરફથી ચાલતી બીજી બે કોલેજો છે કે જેમાં હિંદની સ્થિતિ અનુસાર છોકરીઓને દાક્તરી શિક્ષણ આપવામાં આવે છે. આ કોલેજોમાં શિક્ષકો પણ સ્ત્રીઓજ છે ને તે હિંદની હાલની સ્થિતિ અનુસાર વધારે અનુકુળ છે. સ્ત્રી દાકતરોની સંખ્યા વધારવા આવી વધારે કોલેજો શરૂ કરવી હોય તો ઘણા પૈસા જોઈએ એટલે તે કરવું કંઈ સહેલું નથી પણ જેટલી દાક્તરી શિક્ષણ લેવાની કોલેજો છે તેમાં સ્ત્રી વિદ્યાર્થીનીઓ માટે ખાસ સ્કોલરશીપો રાખી હોય તો તેઓની સંખ્યા વધે ખરી, કારણ કે પૈસાને અભાવે એ શિક્ષણ ન લઈ શકતી હોય તે લઈ શકે ને બીજી છોકરીઓ પણ સ્કોલરશીપની લાલચે તે શિક્ષણ લે ખરી.

**માધ્યમિક કેળવણીના ધોરણમાં ફેરફાર.**

કેળવણી ખાતાના પ્રધાન મદ્રાસના ગવર્નર સાથે હાલની માધ્યમિક કેળવણીના ધોરણમાં ફેરફાર કરવાનો વિચાર ચલાવી રહ્યા છે. એ લોકો હાલ છે તે કરતાં કેળવણીમાં હાલના જમાનાનુસાર દરેક છોકરાને પોતાના નિર્વાહને માટે ઉપયોગી એવું કોઇ ધંધા-રોજગારને લગતું શિક્ષણ આપવાની ગોઠવણ કરવાનું ધારે છે. આ માટે તેઓ જેમ બને તેમ જલદી જુદા જુદા શહેરના અનુભવી શિક્ષકો ને કેળવણી ખાતાના અમલદારોને ભેગા કરી ચર્ચા કરવાનું ધારે છે.

જો ના. ગવર્નર ને કેળવણી ખાતાના પ્રધાન ધારે છે તે પ્રમાણેનું શિક્ષણ દાખલ કરશે તો માધ્યમિક કેળવણીના ઇતિહાસમાં આ એક ઘણો અગત્યનો ને આવકારદાયક ફેરફાર ગણાશે એમ અમે માનીએ છીએ. હાલની જે માધ્યમિક કેળવણી છે તેમાં તો અક્ષરજ્ઞાન ને તે ઉપરાંત થોડું સામાન્ય જ્ઞાન મેળવી શકાય છે. છોકરાઓમાં પણ તેટલીજ કેળવણી લઇ કંઇપણ ધંધે વળગનારા ઘણા હોય છે. તો તેઓ ને ઉપર લખ્યું છે તે પ્રમાણેનું શિક્ષણ મળે તો પોતાના નિર્વાહ માટે ઘણું ઉપયોગી થઇ પડે. શિક્ષણ મેળવ્યા વગર અમુક ધંધો ચલાવે તેના કરતાં શિક્ષણ મેળવીને તે ધંધો ચલાવે તો વધારે સારી રીતે કરી શકે ને તેથી દેશને પણ ફાયદો થાય. શિક્ષણ મેળવ્યાથી તે ધંધો વધારે પદ્ધતિસર કરી શકે તો તેથી વખત ને કદાચ પૈસાનો પણ બચાવ થાય તો સ્હેજ થોડીકિંમતે માલ ઉત્પન્ન કરી શકે. તે ઉપરાંત જે છોકરાના માબાપો પોતાના છોકરાને ફક્ત પ્રાથમિક કેળવણી આપવાની ઇચ્છા ધરાવતાં હશે તે માધ્યમિક કેળવણીના ધોરણમાં ધંધા રોજગારનું શિક્ષણ અપાતું હશે તો તે લાલચે પોતાના છોકરાને માધ્યમિક કેળવણી આપવા લલચાશે. માટે અમે ઇચ્છીએ છીએ કે મદ્રાસમાં પહેલાં એ શિક્ષણ દાખલ થાય ને પછી બીજા ઇલાકાઓ તથા દેશી રાજ્યો પણ તેનું અનુકરણ કરશે.

**હિંદુ યુવતી શરણાલય**

શ્રીમતી યામિનિપૂર્ણા તીલકામ્મા મદ્રાસમાં એક " હિંદુ યુવતી શરણાલય " નામે આશ્રમ ચલાવે છે. તે આશ્રમના નિર્વાહ માટે પૈસાની મદદ માંગવા તે બાઇ મુંબાઇ આવ્યાં હતાં. આ આશ્રમ તે પતિત સ્ત્રીઓને તેમજ તેમની પાસે, ઉછરતી કન્યાઓને એવા અધમ વાતાવરણમાંથી બચાવ કરી સારા વાતાવરણમાં રાખી યોગ્ય કેળવણી આપવાનું એક સ્થાન છે. હાલમાં ત્યાં ૧૬ કન્યાઓ રહે છે, ત્યાં તેઓને અક્ષરજ્ઞાન સાથે ધાર્મિક ને નૈતિક કેળવણી આપવામાં આવે છે. તે ઉપરાંત દરેકને ફરજીયાત હાથે કાંતવા વણવાનું કે ચિતરવાનું, ભરવાનું કે બાસ્કેટ બનાવવાનું શિખવવામાં આવે છે જેથી તે બાળાઓ જ્યારે મોટી થાય ને આશ્રમ છોડવાનો વખત આવે ત્યારે પોતાનું સ્વતંત્રપણે ગુજરાન કરી શકે ને પોતાના ભરણપોષણને માટે પોતાના અધમ ધંધામાં પાછી જાય નહિં.

આ આશ્રમ અત્યારે ઉપર જણાવેલી દિશામાં ઘણું સારૂં કામ કરી રહ્યું છે. તેને માટે શ્રીમતી યામિનિપૂર્ણા તીલકામ્માને ધન્યવાદ ઘટે છે.

પતિત સ્ત્રીઓનાં ઉદ્ધાર માટે આપણે ઘણા પ્રયત્નો કરવાની જરૂર છે. એવી સ્ત્રીઓના ઉદ્ધાર માટે કંઇ કરવું જોઇએ એ ખ્યાલ પણ આજ કાલજ આપણા લોકોના મગજમાં આવ્યો છે એમ કહીએ તો ચાલે. એટલે હજી એ દિશામાં જે કાંઇ પ્રયત્નો થાય છે તે બહુ છુટા છવાયા અને તેને સામાન્ય સમાજ તરફથી જોઇએ તેટલો ટેકો કે મદદ નથી, એમ કહીએ તો ખોટું નજ કહેવાય. માટે પ્રથમ તો એ દિશામાં સમાજનો મત કેળવવાની ઘણી આવશ્યક્તા છે. એવી સ્ત્રીઓની ખરી સ્થિતિ શી છે તેનો ઘણાને ખ્યાલ પણ હોતો નથી. એવી સ્ત્રીઓની વાત કરવી તેજ પાપ કર્યા બરાબર છે એમ આપણામાં માનનાર ઘણા છે. એ લોકોનો ધંધો ઘણોજ અધમ ધંધો છે તેમાં કંઇ શક નથી. પણ એ ધંધો સ્ત્રીઓમાં કરતી ઘણીજ થોડી સંખ્યા રાજીખુશીથી તે ધંધો ચલાવનારીની હોય છે. તો તે ધંધામાં ગમે તે કારણસર પોતાની મરજી વિરૂદ્ધ પડેલી સ્ત્રી હોય તેને તો પ્રથમ બચાવવી જોઇએ, ને તેના તરફ તો ખુબજ દયાની લાગણીથી જોવું જોઇએ. જેઓ રાજીખુશીથી એ ધંધો કરતી હોય તેને માટે તે કરે છે તે ખોટું છે, અધમ છે તે સમજાવવાનું કામ પણ આપણું છે. તે કામ તીરસ્કારથી નહિં થાય તે માટે દયા રાખવી જોઇએ. મુંબાઇની વીજીલન્સ કમિટિ આ દિશામાં જેવી રીતે કામ કરે છે તે ઘણું સ્તુત્ય છે. તે વિષે અમે આગળ ઉલ્લેખ કરી ગયાં છીએ. પણ એટલું વારંવાર કહેવાની જરૂર કે છે એવી પતિત સ્ત્રીઓ પર દયા રાખો, ગામેગામ એ લોકોના ઉદ્ધાર માટે આશ્રમ કહાડો ને એ લોકોને અધમતામાંથી બચાવો.



ત્હમારાં છોકરાંને સત્ય બોલતાં શિખવવું હોય તો ત્હમે હમેશ સત્ય બોલો.

× × ×

છોકરાંની તંદુરસ્તી માટે ચોકખી હવા તથા શરીરની ચોકખાઈ બહુજ જરૂરના છે. તેનાથી બીજે નંબરે મળી શકે તેટલું દૂધ ને લીલાં ફળ પણ છે.

× × ×

" શારદા ! હવે બીજે સ્ટેશનેથી આપણે બીજા ડબામાં બેસીશું. આપણે છેલ્લા ડબામાં બેઠાં છીએ ને જો અકસ્માત થાય તો તેને સોથી વધારે નુકશાન પહોંચે."

" પણ ત્યારે રેલ્વેવાળા એવો ડબો રાખનાજ શું કરવા હશે ? "

દેશની સ્વતંત્રતાનો ઇતિહાસ

એટલે

દેશના મહાપુરૂષનું જીવન ચરિત્ર.

આખું હિન્દ જેને પોતાના નેતા તરીકે સ્વીકારે છે,
જેના જીવનની ઝાંખી કાયરને પણ શૂરવીર બનાવે છે,
એવો મહાપુરૂષ તો હિંદમાં એકજ છે.

# મહાત્મા ગાંધીજીનું જીવન

( સચિત્ર )

લેખકો:

જયકૃષ્ણ નાગરદાસ વર્મા,
બી. એ. એલ, એલ. બી; એમ. એસ. સી. પ્રોન. ( લંડન ) વિ.

અને

" ભાનુચંદ્ર "

બાલ્યાવસ્થાથી માંડીને યરોડા નિવાસી થતા સુધીના એ ગુજરાતના તપસ્વીના
જીવનની ઝાંખી કરાવતું, દેશની સ્વતંત્રતાનો ઇતિહાસ રજુ કરતું અને
અસહકારની પ્રવૃતિનું રહસ્ય સમજાવતું ગુજરાતના વિદ્વાનોમાં
પ્રશંસા પામેલું, લગભગ ચારસો પાનાનું દળદાર પુસ્તક.
ગાંધીજીની સંખ્યાબંધ છબીઓ સહિત, સુંદર
બાંધણી અને પાકું પૂઠું છતાં

મૂલ્ય રૂપીઆ ચાર. "ગુણસુંદરી"ના ગ્રાહકો માટે મૂલ્ય રૂ. ૩–૮–૦

મળવાનાં ઠેકાણાં:

" ગુણસુંદરી " કાર્યાલય, ૫૧, ૪ થી ખેતવાડી, મુંબાઇ ૪.

લુહાણામિત્ર સ્ટીમ પ્રેસ, વડોદરા;

અને

જાણીતા બુકસેલરો પાસેથી.




વર્ષ ૨ જું | જુલાઇ ૧૯૨૫ | અંક ૧૧ મો

# "મીઠાં ફુલડાં લ્યો!"

લેખક : શ્રીયુત નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા.

ગરબી:
"અલબેલી રે અંબે માત"
—એ ચાલ:

" મીઠાં ફુલડાં લ્યો !
મુજ વનવાડીનાં કોઇ, મીઠાં ફુલડાં લ્યો ! " ૧

ગીતિ:

મધુરો સ્વ આ ક્યહાંથી
આવ્યો સરજળ અમીવડે ભરતો ?
દશદિશ નયનો પ્રેરું
ગીત-ઉગમ કેરી ખોળ કંઈ કરતો. ૨

ખંડ હરિગીત:

તિમિર પટલ ખસેડીને
ઉષા નિરખે વિશ્વને,
ને પડી સરવર જળે
શી રમે નર્તનખેલને ! ૩

"

હું ઊભો સરવરતટે
નીરખું એ નૃત્યને,
ને ખ્હણે આ જળપટે
કો બાલિકા છન્દે રમે. ૪

અનુષ્ટુપ્:

નીકળી જળથી ઊભી એ સરોવર તીર જો !
વ્યોમથી જળમાર્ગે શું ઉષા આવી સલીલ જો ! ૫

છૂટા કેશ રમે હેના સ્કન્ધદેશે સમીરમાં;
ઉષાનાં કિરણો નાચે જો ! સરોવર નીરમાં. ૬

છીપમાં દીપતા રંગો આછા ઇન્દ્રધનુષ્યના,
હેવી કાન્તિ વડે દીપે ગાલ એ બાલિકા તણા. ૭

વર્ષ સાતતણી બાલા ગાતી એ મુગ્ધભાવથી,
કરમાં છાબ ધારીને કુસુમો શી નચાવતી ! ૮

ગરબી: "અલબેલી રે અંબે માત" —એ ચાલ:

"મુજ વનવાડીનાં કોઇ મીઠાં પુલડાં લ્યો !
જગ રહેતું જે'ને મોહ્યું, મીઠાં પુલડાં લ્યો ! ૯

નન્દનવનનાં કુસુમો મોંઘાં, તે થકી પણ અણમૂલ રે
મુજ વનવાડીમાં વીણેલાં વ્હેંચું મીઠાં ફૂલ,
મીઠાં પુલડાં લ્યો " ! ૧૦

ખંડ હરિગીત:

લલિત નૃત્યે નાચતી
મુજ સમીપે બાલિકા,
સરલ સુન્દર હાસથી,
આવી ધરે પુલમાલિકા : ૧૧

ગરબી:

"ફૂલછાબમાં વિધવિધ કુસુમો ભરિયાં ર્‌હેં બહુ ભાવે રે,
આપું સહુને ઉચિત ચર્પણે, લેવા સહુ જન આવે;
મીઠાં ફુલડાં લ્યો ! ૧૨

ખંડ હરિગીત:

કુન્દકલિકા કોમળી
કન્યકાગણ કાજ છે;
ખીલતી મધુમાધવી
યુવતી જનોને છાજશે; ૧૩

ખંડ હરિગીતઃ
પારિજાત હું અર્પતી
ધીર મત્ત યુવાનને
નીલ ઇન્દીવર ધરું
ચરણે હું વૃદ્ધ મહાનને. ૧૪

"
માધવી નવમલ્લિકા,
કર્ણિકાર, શિરીષ ને,
કુન્દ, કેતકી, યૂથિકા,
ને માલતી મધુરી બને, ૧૫

"
કમલ વિવિધ પ્રકારનાં
જપા રાતા રંગની;—
કુસુમો વિવિધ ગુણ ધારતાં—
અણગણ તણી કરું ગૂંથણી; ૧૬

"
ગૂંથી હેવી માલિકા
અર્પું કવિજનકર મહિં,
વિશ્વચિન્તનમાં ભમે
આત્મા જ હેનો ચિર અહિં. ૧૭

ગરબીઃ
મુજ વનવાડીનાં કોઇ મધુરાં ફુલડાં લ્યો,
દેશો નવ અવસર એઈ, મીઠાં ફુલડાં લ્યો ! " ૧૮

અનુષ્ટુપ્ઃ
આવી સમીપ બાલા એ લાડતી લાડતી કંઈ,
તીવ્રવાત્સલ્યભાવે હું બોલિયો પ્રેમથી તહિં: ૧૯

" અજાણ્યા મૂલનાં પુષ્પો વત્સે ! તું વ્હેંચતી દીસે;
મ્હને તું આપજે આજે અમોલું એક જે હશે. " ૨૦

છાબડી ફૂલની આખી ધરીને બાલિકા ઊભીઃ
" ગમે તે લ્યો; બધાંમાં છે પિતાના રૂપની છબી. " ૨૧

હરિગીત:
" વત્સે ! છાબમાંનાં ફૂલ
લેઉં નવ કદી અનુકૂલ;
દીઠું મ્હેં નહિં અણમૂલ
તુજ સમ દિવ્ય સુન્દર ફૂલ." ૨૨

અનુષ્ટુપ:
લજ્જારેખા ઉપારંગી કપોલે રમતી રહી;
મુગ્ધભાવે વદી બાલા: " લ્યો આ એક, લિયો સહી." ૨૩

હરિગીત:
મુજ કર મૂકિયું પછી એક
સુન્દર પુષ્પ ઉજ્જ્વલરેખ;
ને એ ચાલી ગઈ ધરી વેગ,
વનમાં ગુપ્ત થઈ ગઈ છેક. ૨૪

ગરબી:
" મીઠાં પુલડાં લ્યો !
મુજ વનવાડીનાં કોઇ મીઠાં પુલડાં લ્યો !" ૨૫

હરિગીત:
બીજે દિન મધુર એ ગાન,
સરવર કંઠે, એ શુભ સ્થાન,
ભરતું મધુરતાનું પૂર,
શ્રવણે પડિયું, હરતું ઉર; ૨૬

બાલા આવતાં મુજ પાસ,
બોલ્યો હું ધરી નિઃશ્વાસ :
" વત્સે ! કુસુમ કાલે જેહ
આપ્યું, ગયું સુકાઈ તેહ !" ૨૭

ગરબી:
"મુજ કુસુમોના ગુણ નવ જાણે મૂઢ મનુજના બાળ રે;
કરમાયાં કુસુમોની અંદર સૌરભ રહે ચિર કાળ !
મીઠાં પુલડાં લ્યો !
મુજ વનવાડીનાં કોઇ મીઠાં પુલડાં લ્યો !
દેશો નવ અવસર ખોઈ, મીઠાં પુલડાં લ્યો !" ૨૮

# બાળઉછેર.

લેખક : ડૉ. અમૃતલાલ હ. પટેલ,
એમ. બી. બી. એસ., ડી. પી. એચ , ડી. ટી. એમ.,
(ઇગ્લેંડ) હેલ્થ ઓફીસર, સુરત.

( ગયા અંકના પાન ૬૩૬ થી ચાલુ )

**કસુવાવડ:**

કેટલીક અશક્ત સ્ત્રીઓને કસુવાવડ થવાનો બહુ ભય હોય છે અને તેમને માટે નીચેની સામાન્ય સૂચનાઓ ઉપયોગી છે:—

પુરા નવ માસ અગાઉ જો નીચેની કોઇ પણ નિશાનીઓ જણાય તો સમજવું કે ગર્ભ કદાચ અધુરે દીવસે બહાર આવશે:—

લોહી-વા .થવો.

લોહી મિશ્રિત પાણીનું વહેવું.

પેટ અને પેડુમાં દુઃખાવો થવો અથવા ગોટલા ચઢવા.

ગર્ભાશયમાં પ્રસૂતિ વખતે થાય છે તેવો દુઃખાવો થવો.

ઉપરની નિશાનીઓ જણાય કે તરતજ ગર્ભવતી સ્ત્રીએ આરામ લેવો અને ડાકટરને બોલાવવો. ઉપર વર્ણવેલાં ચિન્હો જો બહુજ થોડા પ્રમાણમાં જણાય તો ગર્ભવતી સ્ત્રીએ બહુ શ્રમ ન કરવો, સખત આચકા લાગે તેવું કામ ન કરવું અને વાહનમાં બેસવું નહિ. ગર્ભ રહ્યા પછીના પહેલા ત્રણ માસ અને છેલ્લા ત્રણ માસમાં સ્ત્રીએ બળદગાડીમાં અથવા ખરાબ ખાડાવાળા રસ્તામાં મુસાફરી ન કરવી. કારણ કે એવી મુસાફરીથી ગર્ભપાત થઇ જવાનો ભય રહે છે. ગર્ભવતી સ્ત્રીએ ભારે વજનદાર કોઇ ચીજ ઉપાડવી નહિ અને હંમેશ સખત કામ કરવાની ટેવ હોય છતાં તેવું કામ કરવું નહિ. અધુરે જવાનો ભય હોય ત્યારે ગરમ વસ્તુ તદ્દન બંધ કરવી. વધુ પ્રમાણમાં પોપૈયાં જેવાં ગરમ ફળ, રાઇ, હિંગ, મરચાં અને ગોળ ખાવાં નહિ. અને ખોરાક સાત્વિક અને સાદો લેવો. ગર્ભવતી સ્ત્રીએ બ્રહ્મચર્ય પાળવું જરૂરી છે. બ્રહ્મચર્ય નહિ પાળવાની અતિશય બેદરકારીથી ગર્ભપાત થવાનો અને ગર્ભાશયને રોગ લાગુ પડવાનો ભય રહે છે. શરૂઆતથીજ બ્રહ્મચર્ય પાળવું તે આદર્શરૂપ નિયમ છે, પરંતુ પાંચમાં માસ પછી તો તે તદ્દન જરૂરી છે અને સાતમા માસ પછી બ્રહ્મચર્યનો અભાવ તો જોખમ કર્તા છે તો ધ્યાનમાં રાખવું.

## ગર્ભવતી સ્ત્રીએ કેવું જીવન ગાળવું ?

સાદું નિયમિત અને એક તંદુરસ્ત સ્ત્રી જેવું જીવન ગાળી શકે છે તેવું જીવન ગર્ભવતી સ્ત્રીએ ગાળવું જોઇએ. નિયમિત જીવનથી ગર્ભવતી સ્ત્રીના ગુરદા ( મુત્ર પેદા કરનારી પેશીઓ ), આંતરડાં અને ત્વચા પોતાનું કામ નિયમિત કરે છે, અને પોતાના શરીરની અંદર પેદા થતું તથા ગર્ભના અંદરના બાળકના શરીરમાં પેદા થતું ઝેર અને નુકશાનકારક પદાર્થો, પરસેવો, પેશાબ અને મળદ્વારા કાઢી નાંખે છે. ગર્ભવતી સ્ત્રીએ ઘરનું સાધારણ કામ કરવું અને આળસુ બની પડયા ન રહેવું.

### ગર્ભવતી સ્ત્રીનો ખોરાક.

ખોરાક નિયમિત, પુષ્ટિકારક પણ પચી શકે તેવો લેવો. જે ખોરાક માતાને પોષણ આપે છે તે બાળકને તંદુરસ્ત બનાવે છે પેટમાં બાળક છે માટે "બે માણસનો" ખોરાક ખાવો જરૂરી છે તે વાત બરાબર છે, પરંતુ તેનો અર્થ એમ તો નથીજ થતો કે ગર્ભવતી સ્ત્રીએ અપચો થઇ જાય તેટલું ખાવું. મનુષ્યનો મહાન ગુરૂ તો કુદરત છે અને ગમે તેવી શારીરિક અવસ્થાવાળા પુરૂષ અને સ્ત્રીને કેટલો ખોરાક જરૂરી છે તેનું ભાન મનુષ્યને કુદરત પોતેજ કરાવે છે. ગર્ભવતી સ્ત્રી માટે, દૂધ, દાળ, ભાત ઘઉ, તાજું શાક અને તાજાં ફળ એ ઉત્તમ ખોરાક છે. આ ઉપરાંત ભારે ખોરાક સ્વાદ દાખલ થોડો લેવાય તો વાંધો નથી. પરંતુ હલકો ખોરાક બીલકુલ લીધા શિવાય, દુધ-પાક, બાસુદી કે મલાઇ વધુ પ્રમાણમાં લેવાથી જરૂર નુકશાન થાય છે. ખોરાક બહુ કાળજીથી ચાવીને અને આસ્તે આસ્તે ખાવો. ખોરાક સારી રીતે ચાવવાથી તેને પચાવવાની અડધી મહેનત હોજરીને ઓછી થઇ જાય છે. દિવસમાં ત્રણ વખત જમવું પૂરતુ છે. પરંતુ જો ઉલટી થતી હોય અથવા મોળ છુટતી હોય તો થોડો થોડો ખોરાક દિવસમાં પાંચ કે ૭ વખત લેવાથી તકલીફ નથી પડતી અને ઉલટી બંધ થાય છે. કબજીયાત થાય તેવા પદાર્થ જેવા કે બાજરી, કોદ્રા વીગેરે ખાવા નહિ. દરરોજ સવારેરથી અઢીશેર સુધી દુધ પીવાય તો વધુ સારૂ અને જો આટલું દુધ ન લઇ શકાય તો બની શકે તેટલું તો દુધ લેવુંજ. દિવસમા છથી આઠ પ્યાલા પાણી જરૂર પીવું જોઇએ. પ્રવાહી પદાર્થ વધુ લેવાથી પેશાબ વધુ આવે છે અને તેથી શરીરની અંદરનું ઝેર બહાર નીકળી જાય છે. ચા અને કોફી જેમ બને તેમ ઓછાં લેવાં વધુમાં વધુ એક પ્યાલોજ ચા લેવી જોઇએ. અને તે પણ બહુ કડક અને કથાઇ રંગના ઉકાળા જેવી નહિ. માદક પીણું અને પદાર્થો ગર્ભવતી સ્ત્રીને ઝેર સમાન છે. કેક, બીસ્કીટ અને વધુ ઘીવાળા પદાર્થો દાંત અને જઠર બન્નેને નુકશાન કર્તા છે. બહુ તેલ અને મશાલા-વાળો ખોરાક તંદુરસ્ત માણસને પણ નુકશાન-કર્તા છે તો ગર્ભવતી સ્ત્રીને કેમ ન હોય?

### કબજીયાત દુર કરવી.

ગર્ભવતી સ્ત્રીને સાધારણ રીતે કબજીયાત રહે છે, કારણ કે પેટની અંદરનાં આંતરડાની જે ગતિ પહેલાં રહેલી હતી તે ગર્ભના વધવાથી રહેતી નથી અને પ્રમાણમાં બહુ થોડી જગ્યામાં તેમને વળાઇને રહેવું પડે છે. કબજીયાત માટે બંધકોશ રહે તેવો ખોરાક ખાવો નહિ. બાજરી અને કોદ્રા વિશેષ પ્રમાણમાં ખાવાં નહિ. રોટલી બનાવવા માટે આટામાં દીવેલનું મોણ નાંખવું. ઇચ્છા હોય કે ન હોય છતાં દરરોજ નિયમિત ઝાડે જવું. આમ કરવાથી આંતરડાં તમારી ઇચ્છાને તાબે થશે. આંતરડાંને જેવી ટેવ પાડશો તે મુજબ કાર્ય કરશે. આટો ચાળ્યા વગરનો અને હાથની ઘંટીએ દળેલો વાપરવો. લીલું શાક પુષ્કળ ખાવું અને અંજીર, કાળી દ્રાક્ષ, વિગેરે રેચક ફળો ખાવાં. વૈદ્ય અથવા ડાક્ટરની સલાહ વગર રેચ લેવો નહિ અથવા ઝાડો લાવવા માટે બીજા કૃત્રિમ ઉપાયો યોજવા નહિ. અને કોઇપણ સંયોગોમાં નેપાળા જેવી જુલાબની સખ્ત દવા લેવી નહિ. કારણ કે તેથી ગર્ભપાત થવાનો ડર રહે છે.

### સ્નાન.

ગર્ભવતી સ્ત્રીએ દરરોજ ઋતુ અનુસાર ગરમ અથવા ઠંડા પાણીથી સ્નાન કરવું. સ્નાન કરવાથી ચામડી સ્વચ્છ રહે છે, અને પરસેવો વળે છે જેથી કરીને શરીરની અંદર ઉત્પન્ન થતા ઝેરનો નિકાલ થઇ શકે છે.

એકદમ ઠંડા પાણીથી સ્નાન ન કરવું અને ગરમ પાણીએ સ્નાન કર્યા પછી તરતજ ઠંડા પાણીથી પાછું સ્નાન ન કરવું; તેમ કરવાથી શરદી થવાનો ભય રહે છે. ખુલ્લી હવામાં કે ઉઘાડી જગ્યામાં સ્નાન કદી કરવું નહિ. ગર્ભવતી સ્ત્રીનું તંદુરસ્તીનું ત્રાજવું બહુ નાજુક હોય છે અને નાની સરખી બેદરકારી બહુ ગંભીર રોગને લાવી શકે છે. ન્હાવાનો અર્થ એ નથી કે "ગંગામાં ન્હાયા ગોમતીમાં ન્હાયા" એ શબ્દો બોલી શરીર પર થોડું પાણી ઢોળી દેવું. શરીરના અવયવ ચોળીને સાફ કરવા. તેથી લોહીનું હરવું ફરવું વધે છે અને તંદુરસ્તી આવે છે. શરીરનું એકે એક અવયવ તદન સાફ રાખવું અને જે અંગોમાં મેલ ભરાઇ રહે છે અને પરસેવો બહુ ઉત્પન્ન થાય છે તેમને કાળજીથી સાફ કરવા.

### કસરત અને શુદ્ધ હવા.

સાધારણ પણ નિયમિત કસરત કરવાથી ગર્ભવતી સ્ત્રી પોતાની તથા ગર્ભના અંદરના બાળકની તંદુરસ્તી કાયમ રાખી શકે છે. કસરતથી ભૂખ લાગે છે, ખાધેલું પચે છે, આંતરડાં, આમડી, ગુરદા અને ફેફ્સાં પોતાનું કાર્ય નિયમિત કરી શકે છે, ઉંઘ સારી આવે છે અને મગજ શાંત રહે છે. ચાલવું અને ઘરનું સાધારણ કામ કરવું તે સૌથી શ્રેષ્ઠ કસરત છે. કુદકા મારવા,દોડવું અથવા ખાડાવાળા અને ઉંચા નીચા રસ્તાપર ફરવું તે નુકશાનકારક છે. થાક લાગે ત્યાંસુધી કસરત કરવી અને તેથી વધુ કસરત કરવી નહિ. ગર્ભ રહ્યા પછીના પહેલા બે માસ બહુ કસરત કદાપિ ન કરવી. અને કોઇ પણ સંજોગોમાં કુદકો તો મારવોજ નહિ. તેમ કરવાથી ગર્ભપાત થઇ જાય છે અથવા ગર્ભાશય પોતાની જગ્યાએથી ખસીને આડું અવળું થઇ જાય છે, જેથી કમરમાં દુઃખાવો અને પગે સોજો ચડે છે.

ઘરમાં હવા પુષ્કળ આવવા દેવી. પરંતુ પવનના સપાટા અને વરસાદના ઝપાટાથી બચવું. ઘરના કરતાં બહારની હવા હંમેશાં વધારે ચોખ્ખી હોય છે તેનો ખ્યાલ રાખવો અને તેટલા માટે દરરોજ બહારની હવા ખાવી ઇષ્ટ છે. બચ્ચાંઓની સંભાળ અને ઘરના કામને લીધે જો ગર્ભવતી સ્ત્રી બહાર ન જઇ શકે તો ઘરનાં બારી બારણાં બધાંજ ઉઘાડાં રાખીને ઘરમાં બેસવું અને અગાશીની હવાનો બને તો લાભ લેવો. ધૂમાડાવાળી જગ્યામાં બહુ બેસવું નહિ. બની શકે તો કોલસાથી રાંધવું. જે ખંડમાં વધુ માણસો રાત્રે સુતાં હોય ત્યાં સુવું નહિ. ગર્ભવતી સ્ત્રીએ યાદ રાખવું જરૂરી છે કે ચોખ્ખી હવા લોહીને શુદ્ધ રાખે છે અને ગર્ભાશયની અંદર જતું માતાનું લોહીજ બાળકનું પોષણ કરે છે અને લોહી જેટલું સ્વચ્છ રહે તેટલું બાળક વધારે તંદુરસ્ત અવતરશે. સાધારણ અશુદ્ધ હવા પણ ગર્ભના બાળકને કમજોર બનાવે છે. ઝેરી હવાથી માતા કદાચ બચી જાય પણ તેનાથી બાળક ઘણી વખત મરી જાય છે.

### ઉંઘ અને આરામ.

ગર્ભવતી સ્ત્રીએ ઓછામાં ઓછા આઠ કલાક ઉંઘવું જોઇએ. તે ઉપરાંત જ્યારે ઘરનું કામ કરતાં થાક લાગે ત્યારે આરામ લેવો જરૂરી છે. જમ્યા પછી દોઢ બે કલાક આરામ લેવો તે ગર્ભવતી સ્ત્રીને માટે ક્ષમ્ય છે અને આ વાત ઘરના વડીલોએ અને સાસુએ ધ્યાનમાં રાખવા જેવી છે! "જમ્યા પછી ભેંશની માફક પડી રહે છે" એ વાગ્બાણનો ઉપયોગ સાસુઓએ ગર્ભવતી વહુઓ માટે થોડા સમયને માટે છોડી દેવો જરૂરી છે. બહુ ઉજાગરો કરવાથી બદહજમી થાય છે, મગજ ખરાબ થ.ય છે અને તંદુરસ્તી બગડે છે. આટલા માટે મોડી રાત સુધી પાનાં કે

સોગઠાબાજી રમવાં તે ગર્ભવતી સ્ત્રીઓ માટે યોગ્ય નથી.

### દાંત અને મોઢાની સંભાળ.

ગર્ભવતી સ્ત્રીએ પોતાના દાંત અતિશય કાળજીથી સાફ રાખવા જરૂરી છે. સડેલા અને હાલતા દાંત કાઢી નાંખવા જોઇએ. દાતને હંમેશા કોલસાના બારીક ચાળેલા ભૂકાથી અથવા સારા દંતમંજનથી સાફ રાખવા જોઇએ. જમ્યા પછી મોઢું બહુ કાળજીથી સાફ કરવું. દિવસમાં બે ત્રણ વખત અને રાત્રે સુતી વખતે મીઠાના અથવા સોડાખારના પાણીના કોગળા કરવા જેથી કરીને મોઢાની અંદરનો ચિકણો પદાર્થ અને સડેલું અન્ન બહાર નિકળી જાય. સારા દાંત વાળી સ્ત્રીનાં બાળકો તંદુરસ્ત રહે છે. જે ગર્ભવતી સ્ત્રીને દાંત અથવા પીઢીઆમાથી લોહી અથવા પરૂં વહેતું હોય તેણે ડાકટરી સલાહ તરત લેવી.

### સ્તનની સભાળ.

ગર્ભવતી સ્ત્રી જો શરૂઆતથીજ સ્તનની સંભાળ રાખે તો તે પોતાના બાળકને વગર તકલીફે અને સારી રીતે ધવરાવી શકે છે. સ્નાન સમયે સ્તનને ગરમ પાણી અને સાબુથી ધોઇ ચોખ્ખા ટુવાલથી લુંછી નાંખવાં. સ્તનનાં મુખ ઉપર ચીરા પડે અથવા સોજો ચડે અથવા દુઃખાવો થાય તો તરત ડાકટરી મદદ લેવી વિશેષમાં પ્રસુતિ અગાઉના બે માસ સ્તનની ખાસ કાળજી રાખવી જરૂરી છે અને તે બાબત ડાકટરી સલાહ લેવી.

### ગર્ભવતી સ્ત્રીનાં કપડાં.

કપડા સાધારણ જાડાં, ઢીલાં અને નરમ હોવાં જોઇએ. જાડાં કપડાંથી પરસેવો વળે છે અને તેથી શરીરનું ઝેર બહાર નીકળી જાય છે. બહુ બંધબેસતાં કપડાં પહેરવાં નહિ અને પેટ અને છાતી દબાય તેટલાં ટાઇટ કપડા પહેરવાં નહિ. કસ અને નાડીઓ બહુ કસીને બાંધવી નહિં. પેટ ઉપર દબાણ થવાથી આંતરડાં સારી રીતે હાલી ચાલી શકતાં નથી અને તેથી બંધકોશ રહે છે. કપડાં ઋતુ અનુસાર પહેરવાં અને દરરોજ બદલવાં. પેટ ઉપર પ્હોળો કપડાનો કટકો બાંધવાથી ગર્ભવતી સ્ત્રીને આરામ મળે છે. કપડાં સાદાં પ્હેરવાં તેનો અર્થ એ નથી થતો કે સાધુડીઓ દેખાય તેવાંજ કપડાં સ્ત્રીઓએ પ્હેરવાં. સુંદર કપડાં પણ સાદાં અને તંદુરસ્તી જાળવે તેવાં હોઇ શકે છે. પરંતુ તંદુરસ્તીને ભોગે સુંદર લાગે તેવાં કપડાંનો ત્યાગ કરવો જોઇએ. જોડા બહુ ઉંચી એડીના ન પહેરવા. પગમાં સજડ આવી રહે તેવા સાંકડા જોડા પણ ન પહેરવા. પગમાં રમતા રહે તેવા અને પગનાં આંગળાં દબાઇ ન જાય તેવા જોડા પહેરવા જોઇએ. ઉંચી એડીનાં બુટ તો ગર્ભવતી સ્ત્રીએ અભરાઇમાંજ મુકી દેવાં જોઇએ.

### ગર્ભવતી સ્ત્રીને થઇ આવતાં સાધારણ દરદો અને તેના ઘરગતુ ઇલાજો.

ઉલટી અથવા મોળ છુટવાઃ-દાતણ કરીને તરતજ શેકેલી રોટલી ( ખાખરો ) અને દુધ થોડું ખાવાથી ઉલટી બંધ થાય છે અને મોળ નથી છુટતી. જો સખત ઉલટી થતી હોય તો પથારીમાં અડધો પોણોકલાક પડી રહેવું અને પછી આસ્તેથી ઉઠી દાતણ પાણી કરીને નાસ્તો કરવો. ઠંડો સોડા પીવાથી પણ ઉલટી બંધ થાય છે. આમ કરવા છતાં ઉલટી બંધ ન થાય તો ડાકટરી સલાહ લેવી.

પગની નસોનું ફુલી જવુંઃ—ગર્ભવતી સ્ત્રીની પગની પીંડીની નસો ઘણી વખત ફુલીને દુઃખે છે. આમ થાય ત્યારે સુઇ જવું અને જરૂર પડે તો પગે પાટા બાંધવા. આમ કરવા છતાં આરામ ન થાય તો ડાકટરી સલાહ લેવી.

પગ અને ઘુંટીએ સોજા ચડવાઃ—આમ થાય ત્યારે આરામ લેવો અને મોટા તકીયા

પરે પગ ઉંચા રાખવા. આમ કરવાથી સોજા ઘણીખરી વખત ઉતરી જશે.

હાથ પગે ગોટલા અને ખાલી ચડવી: જરા શેક કરવાથી આ તકલીફ દૂર થાય છે. ખાલી ચડેલા અવયવને હાથથી ચાંપવા અને ગરમ પાણીથી ઝારવા.

લોહીના અથવા બીજા કોઇ પ્રવાહીનું વહેવું:—આને રોકવા આરામ કરવો. અંગ તદ્દન સ્વચ્છ રાખવું અને સોડાના પાણીથી ધોવું. સાબુના પાણીથી બળતરા બળે છે માટે તેનો ઉપયોગ ન કરવો. આ રોગો માટે તરતજ સલાહ લેવી વધુ ઇષ્ટ છે.

## છેવટની કેટલીક સૂચનાઓ.

બાળકના જન્મ અગાઉ ગર્ભવતી સ્ત્રીની પુરતી સંભાળ લેવી. તેનો અર્થ "લાડ લડાવવા" એ નથી થતો. માતાએ બાળકને તંદુરસ્ત રાખવાનો અને તેમની જીંદગી આ કટોકટીના પ્રસંગે બચાવવાનો મુખ્ય ઉદ્દેશ હોવો જોઇએ. જે વસ્તુ ગર્ભવતી સ્ત્રીને સુખી, આનંદી અને તંદુરસ્ત રાખે છે તેજ વસ્તુ બાળકને પણ તેવુંજ રાખે છે.

જો બાળક પુરે દીવસે અવતરે તેજ સંપૂર્ણ તંદુરસ્ત હોઇ શકે. સાસુ, પતિ, કે કુટુંબની બેદરકારીથી અને ગર્ભવતી સ્ત્રીની કનડગતથી પ્રસૂતિ સમય ઘણી વખત જલદી આવે છે અથવા અધુરે જાય છે.

દરેક પતિએ પિતા થતાં અગાઉ અને દરેક પત્નીએ માતા થતાં અગાઉ પોતાની જોખમદારીનો પુરેપુરો ખ્યાલ કરવો જરૂરી છે. બીજા બધા ધર્મો કરતાં પિતૃધર્મ અને માતૃધર્મ વધારે ગહન છે. આ ધર્મ મનુષ્યને સ્વાર્થત્યાગ અને આત્માર્પણનો પાઠ શીખવે છે. પુરૂષ પિતા ન થાય ત્યાં સુધી બાળક જેવોજ છે અને સ્ત્રી માતા ન થાય ત્યાં સુધી બાળકી જેવી છે. માતા બનવાનું અહોભાગ્ય પામેલી સ્ત્રીના મુખ ઉપરતાં દિવ્ય પ્રકાશ ગાંભીર્ય અને માયાળુપણું વંધ્ય સ્ત્રીમાં ભાગ્યેજ દેખાય છે. માતૃત્વ પાછળ કવિઓ અને જગતના મહાન પુરૂષો ગાંડા બન્યા છે તે વાત આગળ જોઇ ગયા. દરેક સ્ત્રી પુરૂષે માતા પિતા થતાં અગાઉ તેવાં બનવાની યોગ્યતા પ્રાપ્ત કરવી જોઇએ. બાળકના કોલાહલ અને આનંદથી ગુંજી રહેતી ગૃહરૂપી શાળામાં દરેક મનુષ્યે અભ્યાસ કરવો જોઇએ. તે શાળામાંથી તેને વાત્સલ્ય, પ્રેમ, સૌંદર્ય અને સ્વાર્થત્યાગના અનેરા પાઠો શીખવાને મળશે. પોતાને ગૃહે જન્મ લેનાર બાળકના આરામને માટે તન, મન અને ધન અર્પણ કરવા દંપતીએ તૈયાર રહેવું જોઇશે. જન્મ પામનારા બાળકના સુખને માટે સઘળી સામગ્રી મોડામાં મોડી સાતમે મહિને દંપતીએ તૈયાર રાખવી જોઇએ. આમ કરવામાં મધ્યમ અને ગરીબ વર્ગનાં સ્ત્રી પુરૂષોએ કરકસરનો પાઠ શીખવો પડશે. યુવાવસ્થાની મોજમાં એશઆરામ કરતા યુવકને પિતા થવા માટે પોતાના શોખ અને આરામનો ત્યાગ કરવો પડશે; પોતાના નાટક સીનેમા, ચ્હા અને સીગારેટના ખર્ચ ઉપર કાપ મુકવો પડશે. યુવાન શોખીન સ્ત્રીએ વિધવિધ જાતની સાડીઓ, પોલકાંઓ, ઘરેણાં લેવાનાં શોખને વિસારી મુકવો પડશે અને બાળકને માટે ઝભલા, ગરમ શાલ, તળાઇઓ ઇત્યાદી વસ્તુઓ માટે જોગવાઇ કરવી પડશે. તે ઉપરાંત માતા, પિતા બન્નેએ સુવાવડનો ખર્ચ, નર્સ અને ડાક્ટરની ફી, અને સુવાવડને અંગે અણધારેલી આવી પડતી શારીરિક વિપત્તિ સમયે જરૂર પડતો ભારે ખર્ચ કરવાની પહેલેથી ગોઠવણ કરવી જોઇશે.

બાળઉછેરના વિષયમાં આપણે કેટલા પછાત છીએ અને આપણા દેશમાં આ બાબત માટે કેટલી વધી બેદરકારી બતાવવામાં આવે છે તેનો ખ્યાલ આપણાં દેશનાં બાળકોના મરણ પ્રમાણથી આવશે. આપણા દેશનું બાળ-

કોનું મરણ પ્રમાણ દરેક સુધરેલા દેશો કરતાં ઘણું વધારે છે તે નીચેના આંકડાઓ ઉપરથી જણાશેઃ—

જુદા જુદા દેશોનું

**એક વર્ષની અંદરનાં બાળકોનું મરણ પ્રમાણ.**

| | | |
|---|---|---|
| ઇગ્લંન્ડ | દર ૧૦૦ જન્મે | ૯ મરણ પામે છે. |
| ન્યુઝીલેન્ડ | ,, ,, ,, | ૩ ,, ,, |
| હિંદુસ્તાન | ,, ,, ,, | ૨૧ ,, ,, |
| મુંબઇ ઇલાકો | ,, ,, ,, | ૨૮ ,, ,, |
| ગુજરાત | ,, ,, ,, | ૪૦ ,, ,, |

જુદા જુદા શહેરોનું

**એક વર્ષની અંદરનાં બાળકોનું મરણ પ્રમાણ.**

| | | |
|---|---|---|
| આડનડીન (ન્યુઝીલેન્ડ) | દર ૧૦૦ જન્મે | ૪ મરણ પામેછે |
| સ્ટોકહોમ | ,, ,, ,, | ૮ ,, ,, |
| ક્રીશ્રીયાનીયા | ,, ,, ,, | ૮ ,, ,, |
| લંડન | ,, ,, ,, | ૧૦ ,, ,, |
| પેરીસ | ,, ,, ,, | ૧૨ ,, ,, |
| ગ્લાસગો | ,, ,, ,, | ૧૪ ,, ,, |
| પેટ્રોગ્રેડ | ,, ,, ,, | ૨૮ ,, ,, |
| સુરત | ,, ,, ,, | ૩૪ ,, ,, |
| નડીયાદ | ,, ,, ,, | ૪૦ ,, ,, |
| વડોદરા | ,, ,, ,, | ૪૬ ,, ,, |
| મુંબઇ | ,, ,, ,, | ૫૬ ,, ,, |

આ ઉપરાંત મુવેલાં જન્મેલાં બાળકોની સંખ્યા, સ્ત્રીઓનું એકંદર મરણ પ્રમાણ અને સુવાવડી સ્ત્રીઓનું મરણ પ્રમાણ પણ આપણા દેશમા બીજા દેશો કરતાં પ્રમાણમાં વધારેજ છે.

ઉપરના આંકડાઓથી આપણે જોઇ શકીયે છીએ કે આપણા દેશમાં અને શહેરોમાં બાળકના મરણ પ્રમાણના આંકડા કંપારી છૂટે તેવા મોટા છે અને આ આંકડાઓ આપણે સુધરેલા દેશોની ગણત્રીમાં ક્યે સ્થળે છીએ તે બતાવે છે. આપણા વિષયની ગંભીરતા ઉપરના આંકડાઓથી સારી રીતે સમજાય છે. હિંદુસ્તાનમાં રાજા અને પ્રજા બન્ને તરફથી "બાળ ઉછેરના" વિષયમાં બીજા દેશો કરતાં ઓછી કાળજી લેવાય છે તે ઉપરના આંકડાથી સાબિત થાય છે. ન્યુઝીલેન્ડ દેશમાં ગર્ભવતી સ્ત્રીઓ અને બાળકો માટે ત્યાંની પ્રજા અને રાજ્ય તરફથી એટલી બધી કાળજી લેવાય છે કે ગયા વર્ષમાં તે દેશમાં ઝાડાની બિમારીથી એક પણ બાળક મરણ પામ્યું ન હતું! બાળ ઉછેરનો વિષય સુધરેલા દેશોમાં પ્રજાના મરણ અને જીવનનોજ સવાલ ગણાય છે અને તેને માટે ત્યાંની પ્રજાઓ તન, મન અને ધન અર્પણ કરવા તૈયાર હોય છે, જ્યારે અભાગી હિંદમાં "નસીબમાં હશે તેટલાં જન્મશે અને નસીબમાં હશે તેટલાં જીવશે" એ માન્યતા હજુ ચાલુ છે! આર્થિક દૃષ્ટિએ પણ ભયંકર બાળમરણથી દેશને બહુ નુકશાન છે. દેશમાં અનાથ, અશક્ત અને નિર્માલ્ય બાળકો વધવાથી દેશ અધોગતિએ પહોંચે છે. દરેક દેશહિતેચ્છુને ઉપરના આંકડાનું ચિત્ર આ કાર્યમાં કમર કસીને કાર્ય કરવા માટે પ્રેરણા કરવા પુરતું છે. આવતા લેખમાં આ વિષયનો બીજો વિભાગ આપણે ચર્ચીશું.



# કાળભૈરવ

લેખકઃ શ્રીયુત ચન્દ્રવદન ચીમનલાલ મહેતા.
ચિત્રકારઃ શ્રીયુત નાનાલાલ ર. શુક્લ

નાગપૂર આવ્યાને મ્હને ઘણો સમય થઇ ગયો હતો. મ્હારી વ્હાલી પત્ની મુદ્રાના મ્હારા પર અવારનવાર પત્રો આવતા, છતાં અહીંઆ લગભગ મ્હારૂં કામ પતી ગયું હતું, અને ઘર ભેગો થવા હું ઉત્સુક થઇ રહ્યો હતો.

ઘર ભેગાં થવાનું કોને મન ન થાય ? ન્હાનાં ફૂલ જેવાં એ બાળકો–પાંચ વર્ષનો રમણ અને ત્રણ વર્ષની રમા–ભેગાં મ્હારી સુશીલ અને ભોળી મુદ્રા મ્હારી એકી ટશે રાહ જોઇ રહી હોય એ ઘેર જલ્દી જવા કોને મન નહી થાય ?

નાગપૂરના એક હોટલમાં સ્હવારના હું છાપું વાંચતો બેઠો હતો, એવામાં તાર વાળો મ્હારા નામનું કવર લઇ અંદર દાખલ થયો. તાર લઇ વાંચ્યો તો એ તાર મ્હારી મુદ્રાનો જણાયો. હા. હા. મ્હને તરત યાદ આવ્યું. કારતક સુદ પડવે–એટલે કે બેસતે વર્ષેજ એની વર્ષગાંઠ હતી. મોડામાં મોડું મ્હારે પડવાની સ્હવારે મુંબાઇ પહોંચી જવુંજ જોઇએ એવી એ તારમાં એની આજ્ઞા હતી. આજે ધનતેરસ હતી અને હું આજે જ નીકળી પડું; એમ વિચાર કરી હું મ્હારો સામાન ગોઠવવા મંડ્યો.

હોટલવાળાને કહાવ્યું એટલે લાગલોજ એતો બીલ લઈ મ્હારી પાસે આવ્યો. મ્હેં મ્હારી ડાયરી શોધવા માંડી પણ આખો ઓરડો ખુંદી વળતાં પણ મ્હને ડાયરીનો પત્તો લાગ્યો નહીં. એમાં એક ચેક બૂક હતી, કેટલીએક નોટો હતી, અને મ્હારી વ્હાલી મુદ્રાના પત્રો પણ એમાં જ હતા. મ્હારી મીલ્કત જ એમાં હતા.' એ જડે નહિ તો હું બીલ પણ કેમ ચૂકવી શકીશ, કે મુંબાઈ આજે ને આજે જઈ પણ કેમ શકીશ, એવા અનેક વિચાર આવતા હું તો આભોજ બની ઉભો. હોટલવાળાને તો તરતને માટે વદાય કર્યો. અને ફરી હું મ્હારા કોટનાં ગજવાં, જાકીટનું અંદરનું ગજવું, ટેબલનાં ખાનાં, બેગ વગેરે બધું જોઇ ગયો. આશરે દોઢ બે હજાર રૂપીઆની તો નોટ હશેઃ હું મનમાં ગણવા બેઠો. અને મ્હારી મુદ્રાના અમૂલ્ય પત્રો ! અંતે હું નિરાશ થઇ ખુરસી પર બેઠો, ને કોઈ કે બારણું ઠોકયું. તરતજ મ્હેં ઉઘાડ્યું, અને એક કદાવર બાંધાનો અને જરા વિકરાળ ચ્હેરાનો એક મનુષ્ય અંદર દાખલ થયો. કપડાં તો એણે સ્વચ્છ પહેર્યાં હતાં, અને વળી કિંમતી પણ હતાં. ભયાનક ચ્હેરો હતો, છતાં મ્હોં પર હાસ્ય હતું. મ્હેં એને બેસવા ઇશારત કરી પણ એતો ઉભોજ રહ્યા.

મ્હેં એને નાગપૂરમાં પ્હેલાં એક બે વાર જોયો હતો ખરો. ત્યારે તો ખરેખર એ એક અઘોર કૃત્યનો કરનારજ હોવો જોઇએ એવું અનુમાન મ્હેં એને માટે બાંધ્યુ હતું. અત્યારે પણ એ કંઇ ઓછો ભયંકર ન્હોતો લાગતો. અને આ માણસ હસી શકે ખરો એ વિશે મ્હને શંકા હતી. પણ અત્યારે તો ખરેખર એ હસતોજ ઉભો હતો.

મ્હારા સામું બે ક્ષણ હસતી નજરે જોઇ રહ્યા પછી એ બોલ્યોઃ " માફ કરજો, પણ

આપનું નામજ કહો—" એનું વાક્ય પુરૂં થાય એ પહેલાંજ હું બોલી ઉઠયો "હાજી."

" મ્હારે એ શી રીતે માનવું. ? "

મ્હને લાગ્યું કે આ મૂર્તિ કોઇ પોલીસ અમલદાર હશે. મ્હેં મુદ્દાના તાર વાળું કવર આપી કહ્યું : " આ કવર પર મ્હારૂં નામ છે, આજે જ મ્હારા પર તાર આવ્યો છે. "

" હા; પણ એ એકજ નામના તો ઘણા માણસ આખા હિંદુસ્તાન ભરમાંથી મળે. મ્હને કંઇ વધારે વિગતથી કહો. મ્હારે જરા ત્હમારૂં ખાસ કામ છે. "

" ત્યારે તો ભાઇ સાહેબ ! મ્હને માફ કરો. હું કોઇ મ્હોટો માણસ નથી, તેમજ કંઇ રાજ્યકારી પુરૂષ પણ નથી મ્હારા નામ માટે તમે ભૂલ ખાઓ છો. મ્હારે તો આજે જ અહેંથી ચાલ્યા જવું છે. "

" ઠીક, વારૂં ત્યારે. પણ હું એમ પુછું કે અહીં કંઇ કામસર આવેલા, અને આપના સગાભાઇને અહીં દેવાળું કહાડવાનો સમય આવી પડયો. એમાંથી ત્હમે મદદ કરી એને બચાવી લીધો ! "

આ વાત ખાનગી હતી. હું તો રાતો પીળો થઇ ગયો. મ્હેં રોફમાંજ કહ્યું. " મ્હારા ભાઇ છે, પણ એને કંઇ એવો સમય આવ્યો નથી કે દેવાળું કહાડવું પડે. ભાઈ સાહેબ ! ત્હમે ભુલો છો. ત્હમે ધારતા હશો તે વ્યક્તિ હું નહીં હોઉં. "

" વારૂં ત્યારે એકજ સવાલ ! ત્હમે જરા ગભરાયલા લાગો છો ! કંઇ બીમાર હો, એમ લાગો છો: કહો, ત્હમને પૈસાની જરૂર છે, હોય તો હું મદદ કરીશ. " એટલું કહી ખડખડાટ હસ્યો.

" મ્હારે પૈસાની જરૂર નથી, એ માટે આપનો હું આભાર માનું છું, કૃપા કરી મ્હને આપનું નામ કહેશો ? "

" મ્હારૂં નામ જાણીને ત્હમને કંઇ ફાયદો થવાનો નથી. લ્યો, મ્હારૂં નામ કાળીદાસ. "

" કાળ ભૈરવ. " હું મનમાં જ બબડયો.

એટલામાં હોટેલનો નોકર ટપાલ આપી ગયો. એ જોતાંજ એ કાળ ભૈરવ બોલ્યો. " પહેલાં ત્હમે ટપાલ વાંચી લ્યો, કદાચ એમાં ત્હમારી મુદ્દાનો કાગળ હશે. મ્હારી મુઝવણ વધવાજ લાગી. અરે ! મુદ્દાનો કાગળ હતો પણ ખરો. પણ એ બધું આ કયાંથી જાણતો હશે. એની મ્હને કંશી સમઝણ પડી નહી.

" વારૂં ત્યારે, ત્હમને મુંબાઇ જવું છે ? હું પણ આજકાલમાં જનાર છું. આપણે સાથેજ જઇએ તો કેમ ? "

" મ્હારૂં કંઇ નક્કી નહીં. " એટલું કહી મ્હેં મુદ્દાનો કાગળ વાંચવા માંડયો. હું વાંચી રહ્યો એટલે તરતજ પેલાએ પૂછયું. " કેમ રમણ અને રમા મઝામાં છે ને ? "

" ભાઇ, ત્હમે કોણ છો ' કાળ-કાળ- કાળ ભૈરવ કે વીરવૈતાલ જેવા છો ! મ્હારી બધીયે વાત જાણતા લાગો છો: અને જો ત્હમે બધુંજ જાણતા હો, તો કહો કે મ્હારી ડાયરી કયાં છે ?

" બસ, એકલી ડાયરીજ જોઇએ છે ! " અને એ હસ્યો.

" અરે : એમાંજ બધું છે, નોટ ને કાગળીઆ, ને મ્હારી મુદ્દાના પત્રો " સામે રહીને એણે ગજવામાંથી મ્હારી ડાયરી બ્હાર કાઢી. તરતજ હું કુદી પડયો.

" સાહેબ ! આ ત્હમારી ડાયરી. "

" ત્હમને કયાંથી મળી એ ? "

" ગઇ કાલે સાંજે સ્ટેશન પાસેના બાંક પર પડેલી મ્હેં જોઇ. ત્યાંથી મ્હેં લીધી. ત્યાંજ મ્હેં કેટલીકવાર તો રાહ જોઇ કે હમણાં કોઇ શોધતું આવશે, પણ કોઈ આવ્યું નહીં. અંતે થાકીને હું મ્હારા મુકામે ગયો, ત્યાં ત્હમારૂં નામ ઠામ એ ડાયરીમાંથીજ ખોળી હું અહીં આવ્યો. "

મ્હને કંઇ કંઇ વિચાર આવ્યા. બાજુ

સના દેખાવ પરથી આપણે કેવા છેતરાઇએ છીએ ! જેને હું કાળભૈરવ માનતો હતો, એને ભેટવાનું મ્હને મન થયું. અરે બાપડો કેટલો ભલો માણસ કે જાતે આટલી તસ્દી લઇ અહીં સુધી આપવા આવ્યો !

" ચાલો, સાહેબજી ! આપણે ફરી વળી

અને હું મોડી રાત્રે ટ્રેનમાં બેસી મુંબાઇ આવવા નીકળી પડયો. બીજે દિવસે સ્હવારે એટલે, કે કાળી ચૌદશેં સ્હવારે ટ્રેનમાં મ્હને ફક્ત એ કાળમુખા કાળીદાસનાજ વિચાર આવ્યા કર્યા. પણ એ કાળમુખો કેમ ? કેટલો ભલો માણસ, અને કેટલો પ્રમાણિક ! ખરે,



હું છાપું વાંચતો બેઠો હતો એવામાં તારવાળો મ્હારા નામનું કવર લઇ અંદર દાખલ થયો.

મળશું." એટલું કહી જરીવારમાં એ મ્હારી આગળથી ચાલ્યો ગયો.

એજ દિવસે રાત્રે મ્હેં મ્હારું, અધું કામ આટોપી લીધું. મ્હારો બંધુ હજી અહીંજ હતો. એને કેટલીક વિગત સમજાવી દીધી

આપણે સીધા તો જગ ભલું. સીધે માર્ગે ચાલ્યો જાય એનો વાંકો વાળ કોઇ કરી શકે નહીં.

આખો દિવસ પછી તો મ્હને મુદ્દાના વિચાર આવ્યા કર્યા. અને ગાડીમાં હું એકલો

એટલે તો વિચાર વમળમાં હું ગુંથાતોજ ચાલ્યો. મ્હને મ્હારું બાલપણ સાંભર્યું, યૌવન સાંભર્યું; મુદ્રાને સ્નેહ અર્પ્યો એ પહેલાં એક ગુણવંતી નામની કન્યાને પરણવા માટે મ્હેં કરેલા આકાશ કુસુમ જેવા વિચાર સાંભર્યા. એ ગુણવંતીને હું એકવાર મળેલો પણ ખરો. મ્હારો વિચાર એને તુટક શબ્દોમાં જણાવેલો પણ ખરો. તે સમયે એણે ઉંડી નજરથી મ્હારા સામું જોયાજ કરેલું. પછીથી સ્હેજ હસી એ ચાલી ગએલી, વગેરે યૌવનકાળના એ તરંગો પણ મનશ્ચક્ષુ આગળ એક પછી એક નાચવા માંડ્યા. પણ ગુણવંતીને તો આજે ભૂલી ગયો હતો. મ્હારું દિલ તો હું હવે મુદ્રાને દઇને ફરતો હતો. રે પામર પંખી ! કેટકેટલી ડાળ ડાંખળીએ ત્હારે ભ્રમણ કર્યા કરવું !......

લગભગ રાત્રે દશ વાગે હું મુંબાઇ પહોંચ્યો. મ્હારો બંગલો સબર્બમાં હતો; ત્યા પહોંચતા લગભગ મધરાત વીતી ગઇ. બંગલામા કોઇ જાગતું હોય એમ જણાતું ન્હોતું. કોણ જાગે ! પેલા કાળભૈરવની ભાંજગડમા મુદ્રાને તાર કરવાનું પણ હું ભૂલી ગયો હતો. અને એનો, સવારે હું જઇ પહોંચીશ એમ ધારતી હશે. વળી ગુલાબી થંડી, એટલે અત્યારે તો સૌ કોઇ ઉંઘતાં હતાં. બ્હાર કમ્પાઉન્ડમાં ઝાંપરી આગળ અમારો પઠાણ કામળો ઓઢી પડ્યો હતો. એને મ્હેં જગાડ્યો. તરતજ ડાંગ ને ફાનસ લઇ એતો ઉભો થઇ ગયો. મ્હને બરોબર જોયા પછી. તરતજ સાહબ ! સાહબ ! કરતો મ્હારા સામાનની વ્યવસ્થા કરવામાં ગુંથાયો, અને મ્હેં બંગલા તરફ ચાલવા માંડ્યું. બહુયે બારણાં ઠોક્યાં, બૂમો મારી, પણ મુદ્રા કે કોઇ જાગ્યું નહી. એકતો બંગલો મ્હોટો, વળી સૌ ભાજે મુનાં, અને ટાઢના દિવસ, એટલે ઓચીંતુ કોઈ જાગશે પણ નહીં એમ ધારી મ્હેં પઠાણને મ્હારી મદદે મોકલ્યો. એનું આવવું પણ વ્યર્થ ગયું; અંતે બ્હાર ઓટલા પરજ મ્હારું બેડીંગ છોડાવી પથારી કરાવી હું ત્યાં સૂતો. મ્હારી પાસે ઓઢવાનાં પૂરતાં હતાં, એટલે મ્હને કંઇ ખાસ અડચણ પડી નહી. ત્યાં ઓટલા પર મ્હારી રમા ને રમણનાં રમકડાં પડેલાં મ્હેં જોયાં. એક કંઇ લાકડાનું એન્જીન, ને એક ન્હાનું વાજું, અને ન્હાની પતરાંની પડઘમ, એક ઢીંગલી પણ હતી, અને ગૂંથવાનો સોય દોરો પણ ત્યાં પડેલાં,—નક્કી રાત્રે બધા અહીં જમી પરવારી બેઠાં હશે એવા વિચારો કરતો હું સૂઇ ગયો. વળી આખા દિવસનો ગાડીનો થાક એટલે આંખ મળતાં વાર લાગી નહીં.

મ્હેં સ્હેજ સાજજ ઉંઘ લીધી હશે એટલામાં તો એટલાના પગથીઆ પર કોઇનો ચઢવાનો અવાજ સંભળાયા જેવું લાગ્યું અને હું બેઠો થયો. આંખો ચોળી મ્હેં બરાબર જોયું; —આવનાર ચોર હશે, લુંટારૂ હશે—એવા અનેક વિચારો પણ કર્યા, અંતે આવનાર વ્યક્તિ બરોબર મ્હારી સ્હામે આવી ઉભી રહી ત્યારે મ્હેં એને ફરી ફરીને, ધારી ધારીને જોઇ, અને આશ્ચર્યથી બોલી ઉઠ્યો, "તું, તમે અત્યારે અહીંયા ?"

એ આવનાર વ્યક્તિ તો મ્હને ગયા પરમદિવસે મળેલો કાળીદાસજ હતો.

"મ્હેં તમને ન્હોતું કહ્યું કે આપણે ફરી મળશુંજ ?"

"અરે પણ આવી રીતે, અત્યારે, અહીંયા ?"

"હા, મુદ્રાભાભીને મળવા, રમા રમણને રમાડવા; અત્યારેજ મ્હારે પાછા જવું છે. તમારા નોકરે મ્હને કહ્યું કે તમે હમણાંજ આવ્યા છો, એટલે જાગતા જાણી અહીં આવ્યો. પણ, કેમ, બ્હારજ સૂઇ રહ્યા છો."

મ્હેં મ્હારી હાડમારી એને સમજાવી. એ તો થંડે પેટે મ્હારી પથારી આગળ આરામથી

બેસીજ ગયો. અત્યારે તો એ તે દિવસના કરતાં પણ વધારે ભયંકર જણાતો હતો. એજ મ્હોં, એજ આંખ–રાતી આંખ એજ કપડા, એજ ઢબ, છતાં વધારે વિકરાળ લાગતો હતો. અત્યારે એને જોતાજ મ્હારાં તો કોણ જાણે કેમ હાજાં ગગડીજ જવા લાગ્યાં. છતાં મ્હેં હિંમતથી પૂછ્યું, "હમારે કંઇ જોઇએ છીએ ?"

"ના, ના, નકામી તસ્દી લેવાની કંઇ જરૂર નથી, હું તો હમણાં જઇશ, બ્હાર મ્હારી ગાડી ખોટી થાય છે, અને મ્હારે જોઇતું હશે તો મ્હારે હાથે લેતાં મ્હને કોણ મારે છે ?"

"એટલે શું ?—હમે તે કોઇ જાદુગર બાજીગર છો શું ?" મ્હેં હસતા હસતા પૂછ્યું.

"જાદુગર નહીં તો જાદુગર જેવાજ; હમે ધારીએ તો હમને પે વેચી મારીએ."

"આ જીંદગીમાં તો એમ નહીં બને."

"માણસ ખોટી ખાંડ ખાય છે, અને જુઠ્ઠો ફાંકો રાખે છે."

"માફ કરજો સાહેબ ! પણ અત્યારે તો મ્હને હમે કાળભૈરવ જેવાજ દેખાઓ છો. હમને હું એજ નામથી બોલાવું તો ખોટું ન લગાડતા.

"અરે ભલેને, કાળભૈરવ કહોને, ગમે તે કહો, એમાં મ્હારે શું, પણ જો એમજ હોય તો માણસ હમારી આગળ નબળો છે."

"શા માટે ?"

"એજ, કે આજકાલ મનુષ્ય બહુ સસ્તો થઈ ગયો છે."

"કેમ ?"

"તર્કશાસ્ત્રના ખાડામાં ગબડતો જાય છે, એટલે."

"હમે, કાળભૈરવજી, હમે તો કોઇ ફીલસુફ લાગો છો. પણ એ તર્કશાસ્ત્ર વડે તો માણસે દુનીઆ છતી છે એતો જાણો છો ને ?"

"અરે જાણ્યું, જાણ્યું. અને વારૂં, કાળભૈરવને હમે માનો છો કે શું ?"

"કાળભૈરવ ! એને અમથો હું હમને કહું છું એટલુંજ; બાકી આપણે કંઇ એવી વાતો માનતા નથી. તર્કશાસ્ત્ર આગળ એ વાતો બધીએ પાયા વગરની છે."

"એમ ! તર્કશાસ્ત્ર ! હમે રચ્યું ને હમે માન્યુ ! સ્વાર્થને હમે પરમાર્થ માનવા લાગ્યા, જનસમાજનુ ભલું કરવામાં મૂર્ખાઇ માનવા લાગ્યા, લુચ્ચાઇ અને દાતાના થાભલાપર રચાએલી વ્યવહારકુશળતાને હમે ડહાપણ માનવા લાગ્યા. હમે જરા જરામા દલીલો ઠીક કરો છો પણ અંતઃકરણમા તો અનેક પ્રકારના મદ, રાગ, ને બોગ ભરેલા છે, કામને તૃષ્ણાને હમે સહજ નબળાઇ માનવા લાગ્યા છો. અરે સાહેબ, પાપના દ્વાર ખુલ્લાં જોઇ ભલભલા ભરમાઈ પડયા છે તો"...

"હમે ખરેખર એક કાળભૈરવની માફકજ બોલી રહ્યા છો."

"વારૂં હવે, ચાલો ત્યારે સાહેબજી !"

એટલું કહી એ ઉઠયો. હું પણ એની સાથે બ્હાર ગયો. મ્હારા બંગલાની સ્હામે એક ધર્મશાળા હતી, અને બાજુમાં એક હોટલવાળો હતો, ત્યાં જીંજર પીવા જવા એણે સૂચના કરી. મ્હને પે જરા તરસ તો લાગી હતી, એટલે હમે બંને ધર્મશાળાના જરા અંદરના ભાગમાં હોટલવાળાને બે ગ્લાસ જીંજર લાવવાનુ કહી બેઠા. કાળીદાસ, અત્યારનો કાળભૈરવતો જોતાંવારમાં એનું ગ્લાસ ગટગટાવી ગયો અને પૈસા ચૂકાવી તરતજ એણે, તો મ્હને સલામ કરી ચાલવા માંડયું. રસ્તા પરજ એની ગાડી ઉભી હતી. તેમાં બેસી એણે જોતાંવારમાં ગાડી હાંકી મૂકી

અને હું તો મ્હારૂં પીણું ધીમે ધીમે પીતો બેસીજ રહ્યો.

ત્યાંથી હું મ્હારે બંગલે જવા ઉઠયો ને ધર્મશાળાના ઓટલા આગળજ મ્હને એક -કોઇક મળ્યું. હમે બંને ત્યાંના આછા પ્રકાશમાં એક બીજા સ્હામું બે ચાર ક્ષણનો જોઇજ રહ્યાં અને તરતજ હું દબાયલે અવાજે બોલી ઉઠયો. " હેં ગુણવંતી ! ગુણવંતી, તું અહીંઆં કયાંથી ? "

અને એટલામાં તો ગુણવંતીએ એના હાથ લંબાવ્યા અને તે મ્હેં તરતજ ઝાલી લીધા, અને એક ક્ષણમાં તો ગુણવંતી મ્હારા હાથમાં લપાઇ ગઇ. બીજી ક્ષણે તો ખુણામાંની જરા અંધારામાં પડેલી બાક પર હમે બન્ને એક બીજાને ભેટી બેઠાં.

જુવાનીના ઉચ્છૃંખલ કાળના અનેક પ્રસંગો એ સમયે તરવરી રહ્યા હતા, અત્યારની ગુણવંતી, તે સમયની મ્હારી " ગુણીઅલ, " મ્હારી સ્વપ્ન સૃષ્ટિની તે " વ્હાલી ગુણુ " અત્યારે મ્હારી બાથમાં આંસુ સારી રહી હતી આસપાસનો કંઇ પણ વિચાર કર્યા વગર ઉત્માદાવસ્થ માનવી જેવા હમે બંન્ને એમનાં એમ યૌવનકાળની અનેક રંગી વાર્તાઓ લંબાવતાં, એમાં રસભર આનંદ લેતાં હમે બેઠાં હતાં.

હું જાણતો હતો કે એ મકરંદ નામના એક કુલીન યુવાનને પરણી હતી પણ મ્હારે કયાં અત્યારે મકરંદની પરવા હતી ? હવે તો જાણે સાતમે આસ્માને ચઢી બેઠાં હતાં. હર્ષહિંડોળે ઝૂલી રહ્યા હતાં, ને હમારી બરોબર સામે મકરંદ આવીને ઉભો ત્યાં સુધી એના આવવાની કે પગથીએ ચઢતાં એના પગના અવાજનીયે હમને ખબર પડી નહીં.

' બદમાશ ! કુલટા ' કહેતાંજ ગુણીઅલના ગાલ પર એક જોરથી અડાવી દીધી, ત્યારેજ હમારી મોહ નિદ્રામાંથી હમે જાગ્યાં.

ઘુરકતે અવાજે વળી એણે પૂછ્યું, " બોલ, આ કોણ છે ?" અને એટલેથી ન પત્યું. ગુણીઅલનો અંબોડો—એના રેશમ જેવા વાળ પકડી એને ભોંય સાથે પટકી અને "બચ્ચા ત્હારૂં તો હું ખૂન કરીશ ": કહી મ્હારા તરફ એ ધસ્યો.

ગુણીવલને પડતો માર એકતો મ્હારાથી ખમી શકાતો ન્હોતો, અને વધારામાં એ મ્હારા તરફ ધસ્યો, એટલે મ્હારા પડાણની જે ડાંગ લઇને હું પેલા કાળભૈરવ સાથે આવ્યો હતો એ એવા તો જોરથી ફેરવી કે મકરંદની એકજ સપાટે ખોપરી ફુટી ગઇ, અને ધમ લઇ એ બેભાન થઇ પડયો. અને દડદડ લોહી વહેવા માંડયું.

જરા વારમાં તો ત્યાં હો હા થઇ રહી. અને મકરંદતો લગભગ મુડદું થએલોજ મ્હને જણાયો, અને ગુણવંતી એના શબ પાસે રડતી ઉભેલી મ્હેં જોઇ, અને ચોગરદમથી મ્હારી મુંઝવણ અને ગભરામણનો પાર રહ્યો નહીં.

પ્રથમતો મ્હારી જાતને બચાવવાનો વિચાર આવતાંજ હું દોડયો. એટલામાં કેટલાક લોક એકઠાં થઇ ગયેલા, તેઓ મ્હારી પૂંઠે પડયા. મ્હને પ્હેલાં તો મ્હારે બંગલે જઇ એક વાર મ્હારી મુદ્રાને ભેટી લેવાનો વિચાર આવ્યો. મ્હારાં બાળકોને ચુમી લેવાનો વિચાર આવ્યો. હું મ્હારા બંગલાના કમ્પાઉન્ડમાં ધસ્યો. એકાદ જણે મ્હને લગભગ પકડયો પણ ખરો, પરંતુ કપડું કહાડી નાખી હું કુદયો પાસેજ એક ઘાસની ગંજી હતી. ગજવામાંની દિવાસળીની પેટી હાથમાં રાખી હતી. બે ચાર સળી સળગાવી એ ઘાસમાં નાંખી, ને તરત ત્યાં ભડકો થયો. લોક આગ બુઝાવવામાં રહ્યા એ તકનો લાભ લઇ હું ન્હાઠો. રેલ્વે લાઇન કુદાવી મ્હેં એક આંધળા મનુષ્ય માફક દોડવા માંડયું. મ્હારી મુદ્રા, મ્હારાં બાળકો—એમનો વિચાર તો મ્હેં પડતોજ મુકયો. મ્હારી ડાયરીને—પેલા કાળમુખાને મ્હેં અનેક ગાળો દીધી. એને લીધેજ આ પરિણામ આવ્યું! અત્યારે હું કોણ? ખુની!

મ્હારાં કપડાંપર હજી તો મકરંદના લોહીના ડાઘ પણ હતાં. એ જોતાંજ મ્હને ક્રોધ શું ધારશે ! મ્હને આપઘાત કરવાનો યે વિચાર થયો. ક્યાં જાઉં ને ક્યાં ન્હાસું ? પગ બ્હીકથી ધ્રુજતા, અને હૃદયમાં ધબકારા જોસથી ચાલતા, પાછળ ધાસનો ભડકો–આગ, અને આગળ તો ઘોર અન્ધારૂં હતું એ આગ ન હોલવાઇ તો મ્હારે બંગલો પણ બળશે અને એમાંજ મ્હારી મુદ્રા ઘસઘસાટ ઉંઘે છે મ્હને તરેહના અશુભ વિચારો આવવા માંડ્યા.

પ્રભાતનો પ્હોર થવાને જરીયે વાર ન્હોતી. અને આજે સ્હવારે તો નવું વર્ષ–મ્હારી મુદ્રાની વર્ષગાંઠ મુદ્રાએ એ દિવસ ઉજવવા શીશી તૈયારી કરી હશે, આજ સ્હવારે કેટલી આતુરતાથી મ્હારી રાહ જોશે ! અને હું ખુની ક્યાં ભટકું છું ? કેટલો પાપી ! ખરે પેલો કાળ મુખો ખરૂં કહેતો હતો. પાપના દરવાજા મોકળા જોતાંજ માનવી એમાં કુદી પડે છે. ગઇ કાલે હું કેવો અને કેટલો નિર્દોષ માણસ ગણાતો ! અને આજે ? પોતાના ગુણ અને આત્મસંયમનો ખોટો ગર્વ કરવામાં માણસ ભૂલે છે. એક પળમાં દેવ જેવો માણસ પણ રાક્ષસ બની જાય છે. કોઇ કવિએ કદી ન કલ્પી હોય એવી બૂરી પશ્ચાતાપની જવાલામાં ધગધગતી જીંદગીનો જેમ તેમ કરી અંત લાવવાના મનસૂબા કરવા હું પ્રેરાયો. વળી વિચાર આવ્યો કે જીવતો રહું . પણ પૈસા- હવે પૈસા ક્યાંથી મેળવવા ? છુપે નામે રહીશું ! એક પછી એક અનેક પાપી વિચાર હું કરતોજ ગયો, અને એ પાર પાડવા માટે કંઈ કંઇ તરકીબ રચતો ગયો.

' સ્હવાર થશે ને હું પકડાઇશ. હું મારો ગુન્હો કબુલજ કરી દઉં તો ? શા માટે મ્હેં ગુણવંતીને સાથે વાર્તાલાપ કર્યો ! મને શો હક્ક હતો ! મ્હારે મ્હારા પાપનું ફળ ભોગવવુંજ જોઇએ. રસ્તા મ્હેં કંઇ ગાડીનો અવાજ સાંભળ્યો ને મ્હારી વિચારમાળા તૂટી. મને ફરી ન્હાસવાનું મન થયું, પણ તેમ કરવાની યે હિંમત રહી ન હતી. મ્હેં જોયું તો એ ગાડી લગભગ મ્હારી પાસેજ આવી ઉભી રહી, અને મ્હનેજ જોઇને કોઇ અંદરથી ઉતરતું હોય એમ મ્હને લાગ્યું. પોલીસજ હશે, હવે હું પકડાયોજ. વગેરે પણ એવા વિચાર આવવા માંડ્યા ને હું ગભરાયો. ઓ ભગવાન ! મ્હારી સ્હામે આવી ઉભો રહેનાર તો એ કાલિદાસજ હતો.

" કેમ સાહેબ ! અહીં શું કરો છો ? મ્હેં તો આ દૂરથી આગ જોઇને ગાડી પાછી વાળી. કેમ ત્હમે અહીં ? આગ હોલવવા યે જવું નથી ? "

" શું હોલવું ? મ્હારા દિલની આગજ નથી હોલવાતી ને ! "

" એટલે ? "

" એટલે શું ? મ્હને માફ કરો, પણ મ્હને કંઈ રસ્તો બતાવો. મ્હને બચાવો, ઓ કાળીદાસ અત્યારે મ્હારૂં કોઇ નથી; હું તો અત્યારે એક ખૂની છું ભટકતો ચોર છું, આ બધું બે ત્રણ કલાકમાં બની ગયું, અને હું ખાત્રીપૂર્વક કહું છું કે હું ખરાબ માણસ નથી."

મ્હે એને મ્હારે હાથેજ ઉપસ્થિત થએલી દુર્ઘટ ઘટના કહી સંભળાવી."

" અરયા મૂર્ખ ! તું મ્હને કાળભૈરવ કહેતો હતો, અને કાળભૈરવને ન્હોતો માનતો ખરૂં ને ? મ્હારી માફ માંગ, અને મ્હારી આરાધના કર. "ભયાનક સ્વરૂપના એ કાળભૈરવે ભયાનક સ્વરે કહ્યું "

" ઓ ભૈરવ ! ભૈરવ ! મ્હારી ભૂલ થઇ: હું તો પામર માણસ. મ્હને માફ કર. મ્હને ગમે તેમ કરીને બચાવ. મ્હારા બાળબચ્ચાં તરફ દયા લાવ. મ્હને હવે કંઇ રસ્તો બતાવ ! "

આ હું બોલતો હતો એટલામાંજ એણે તો એના પગ જમીનપર ગુસ્સામાં અફાળવા માંડ્યા અને એકદમ મ્હોટેથી બોલવા માંડ્યું:

"અભિમાનના પુતળા! ત્હમે માનવીઓ એમજ ઠેકાણે આવો ખરું કની? ત્હમારૂં તર્કશાસ્ત્ર ક્યાં ગયું, ને ત્હમારૂં આધ્યાત્મિક જ્ઞાન ક્યાં ગયું?"

"ઓ બાપુજી! મ્હને મ્હેણાં ન માર, આજે મ્હને ગમે તેમ કરીને બચાવ! હું પગે લાગું."

"અરે ભાઈ! હું પણ એક ત્હારા જેવોજ માણસ છું. પણ ત્હેં ગુન્હો કર્યો છે, એટલે ત્હારી બુદ્ધિ ઠેકાણે નથી. અત્યારે તું ત્હારા બધા સિદ્ધાંતોનો પણ ત્યાગ કરવા તૈયાર થઇ ગયો છે. જા મ્હને ત્હારા પર તિરસ્કાર આવે છે, મ્હારાથી ત્હને મદદ થઇ શકતી હોય તોયે હવે તો ત્હને હું કંઈ મદદ નહીં કરૂં."

હું તો આભો બની ઉભોજ રહ્યો. મ્હને કંઈ ગમ પડી નહીં. શરમ, વેર, ક્રોધ, મ્હારા દિલમાં એક પછી એક ઉભરાવા માંડ્યાં. ત્યે તો કોઇ પણ પ્રકારનો ગુન્હો કરવા મ્હારામાં હિંમત આવી. હું એકદમ ઘણોજ ફેરફેરાઈ ગયો હતો.

"ખરેખર, ત્હારી સાથે દોસ્તી કરવામાં મ્હેં ભૂલજ કરી. શું કામ તું મ્હારે ત્યાં આવ્યો? શા માટે ત્હેં નાગપુરમાંજ ત્હારૂં મ્હોં બતાવ્યું, અને અહીંયે અડધી રાત્રે મ્હને જગાડ્યો? બધો ત્હારોજ વાંક છે."

"એમ કે? આ ખૂન કરવા મ્હેં ત્હને જગાડ્યો હતો ખરૂં ને? ત્હારી સ્ત્રી તરફ બેવફા થવાં મ્હેં ત્હને જગાડ્યો હતો ખરૂં ને? માણસને આમજ પાટીમાં ગોઠવતાં આવડે છે. બસ, બધું પરભાર્યુંજ કહાડવું! વાહરે ત્હમારી બુદ્ધિ?"

"પણ શા માટે રાત્રે ફીલીસુડીની વાતોમાં ઉતર્યો! મ્હને બદાર શું કામ લઇ ગયો?"

"એમ! એમાં મ્હેં ત્હને કંઇ ખોટું કહ્યું હતું? અને ઓ ડોમજી! ગુણવંતી સાથે પણ આવો વ્યવહાર કરજે એ પણ મ્હેં કહ્યું હતું ખરૂં ને? ત્હને ત્હારા સદ્વર્તન અને ચારિત્ર્ય પર પુરતો વિશ્વાસ હતો, તો ત્યારે ત્હારી મુદ્રાને સંભારવી હતી, ત્હારે તરતજ ત્હારે બંગલે ચાલ્યા જવાનું હતું. શા માટે ત્યાંજ ઉભો રહ્યો?–વળી ખૂન પણ કીધું?"

"હા, પણ મ્હને શું ખબર કે એ બધાનું આવું પરિણામ આવશે? સંજોગો કેવા આવ્યા?"

"ઓયરે, સંજોગ! શાબાશ, જ્યારે ત્યારે માણસને સંજોગનું બ્હાનું ઠીક છે. દીવાસળી સળગાવી ત્યારે ત્હેને એમ ન્હોતી ખબર કે આગ લાગશે? જા, જા, ખોટાં બ્હાનાં ન બતાવ."

"ઓ ભગવાન! મ્હારૂં તે શું થવા બેઠું છે. ગઈ કાલે તો હું કેવો નિર્દોષ માણસ હતો? આજે આ શી પરિસ્થિતિ?"

"હવે તું મૂંગો રહીશ? ગઇ કાલેજ તું નિર્દોષ હતો! ના, એમ બનેજ નહી. કાંઇ એક કલાકમાંજ માણસ દેવનો દૈત્ય નથી થઇ જતો. ત્હારામાં દૈત્ય ઉંઘતો હતો. એને જગાડવાનુંજ બાકી હતું. કારણુનીજ ખોટ હતી. સંજોગનોજ અભાવ હતો. અલ્યા! પત્થર અને લોખંડમાંએ અગ્નિ તો રહેલોજ છે. દરેક ગુન્હેગારને જોઇ હસનારા માણસો ભૂલે છે કે તેઓ વળી એથીયે ચઢે એવા ગુન્હેગાર થઇ શકે એવા છે. કેટલાકને પાપ કરવાનો પ્રસંગજ નથી આવતો એટલે બચી જાય છે, એજ એમનાં મ્હોટાં ભાગ્ય!"

"એ બધું ખરૂં, પણ અત્યારે મ્હારૂં શું! અત્યારે તો મ્હને બચાવ, મ્હારી જીંદગી ધૂળધાણી થઇ ગઇ છે, એમાંથી ઉગાર. નહીં તો, હા,–હવે તો હું–મ્હને સ્વપ્ને યે ખ્યાલ ન હતો એવાં ભયંકર કૃત્યો કરવાનું સામર્થ્ય મ્હારામાં છે એમ હું જોઈ શકું છું."

"હા, હા, હવે તો તું બધુંજ કરશે તો! ત્હારી તે કેટલી નિર્બલતા! નિર્બલતા તો સત્યાનાશનું પગથીયું છે. વારૂં, મ્હને

ત્હારા પર દયા આવે છે. જા હું ત્હને બચાવીશ. બોલ હું દેવ કે દાનવ ? ”

“ દેવ, દેવ, ! ઓ કાળીદાસ તું તો દેવદાસ. ”

‘ કાળીદાસના મ્હેરા પરથી કંઇક ભયંકરતા ઓછી થએલી જણાઇ મ્હારી આસપાસ કાંઇ વગળ ઉડતી જણાઇ, પછી તો લાલ ભડકા જણાયા, અને વળી પાછાં વાદળાં જણાયાં, અને વળી બે ચાર વરસાદના છાટાં પડતા હોય એવું લાગ્યું, અને જાતજાતના અનુભવો થવા માંડયા બધું એક ક્ષણમાં થતું હોય એમ લાગ્યું. કાળીદાસ તો હજી ત્યાં મૂંગો ઉભો જ રહ્યો હતો. એકાએક એ બોલી ઉઠયો.” જા, તું બચી ગયો. ત્હારો વાળ વાંકો નહીં થાય, પણ બીજી વાર હવે બચાવીશ નહીં. ત્હારી ત્હારી આખી જીંદગી જોઇ લીધી ને ? ”

“ હા, પણ, મ્હારી મુદ્રા ! મ્હારા બાળકો કયાં ! એનું શું ? ”

“ એ ત્હારાંજ છે, ત્હારી પાસેજ છે. ”

“ પણ મ્હારા મનમાંથી આ ખૂનનો વિચાર કેમે કર્યો જતો નથી. ”

“ એ પણ જતો રહેશે. ”

મ્હારા કપાળ પર કોઇનો મૃદુ હાથ ફરતો લાગ્યો. મ્હને કંઇ પંખીઓનો કલરવ સંભળાયો. મ્હારાં રમણને રમા મ્હારી આસપાસ રમતાં કુદતાં જણાયાં, અને પછી તો મ્હેં સ્પષ્ટ શબ્દોમાં સાંભળ્યું.

“ સાલ મુબારક ! ચાલો હવે બારણે છ વાગ્યા. આજે તો બેસ્તું વર્ષ, અને મ્હારી વર્ષગાંઠ છે. રાતના આવ્યા, તો જરા પહેલેથી ખબર તો કરવી હતી ? આ તો સવારે પાણી ત્હમારો સામાન લઇને આવ્યો ત્યારે જાણ્યું કે આપ સાહેબની સવારી રાતની પધારી છે. હું તો જાણું કે સ્હવારેજ આવશો ”

એ તો મુદ્રાનું વિવેચન. કાળી ચૌદશની કાળરાત્રિનું કારમું સ્વપ્નું હજી મ્હારા મગજ પર સ્હેજ સ્હેજ ઝઝુમતું હતું. હું આંખો ચોળી બેઠો થયો. મ્હારી આસપાસ કંઇ નવીજ સૃષ્ટિ મ્હને જણાઇ. નવુંજ વાતાવરણ લાગ્યું એજ મ્હારી મુદ્રા. ને એજ મ્હારાં બાળકો !

મુદ્રા હોંસ ભેર આજે એની વર્ષગાંઠ ઉજવી રહી હતી. હું ઘણા આનંદમાં હતો. મુદ્રાએ એની એક બ્હેનપણીને ત્થા એના પતિને જમવા ન્હોતર્યાં હતા. એ હમારા બંગલાની સ્હામેના બંગલામાં રહેતો.

હું નાગપુર ગયો પછી એ લોકે ત્યાં આવી રહ્યાં હતા. મુદ્રા એ લોકો સાથે ઠીક હળી ગઇ હતી. વળી ત્યા બીજી કોઇ સાબિત મળે નહિ એટલે ત્યાં જઈ પોતાનો સમય વીતાડતી. સાડાદશે એ પતિપત્ની આવ્યાં. મ્હારી વિસ્મયતાનો તો પારજ રહ્યો નહીં. એતો મકરંદને ગુણવંતી હતાં. મુદ્રાએ એ લોકો સાથે જરા અંગ્રેજી ઢબ પ્રમાણે મ્હારી ઓળખાણ કરાવી. મ્હને લાગ્યું કે ગુણવંતી મકરંદ સાથે સુખી હતી. અને વધારામાં મ્હને ભૂલી ગઇ હોય એમ પણ મ્હને લાગ્યું. ગમે તેમ, જે થયું તે ઠીકજ થયું હતું.

હમે બધાં જમવા બેસવાની તૈયારી કરતાં હતાં, ને નોકરે આવી મ્હને એક કાર્ડ આપ્યુ.

“ રા. બ. કાળીદાસ ” એમ અંગ્રેજીમાં લખેલું હતું. કંઇક આનંદમાં, અને ઘણાજ આશ્ચર્ય સાથે હું નીચે ગયો. એજ કાળીદાસ હસતે મ્હોંએ દિવાનખાનામાં બેઠેલા હતા. મ્હને જોઇ તરતજ એ બોલ્યાઃ ત્હમે આગલી ટ્રેનમાં નીકળી આવ્યા, હું પછીનીમાં નીકળ્યો. સ્હવારેજ મ્હારૂં કામ પતી ગયું, અને આ બાજુ આવવાનું થતાં આ ત્હમને મળવા આવ્યો છું. સાલ મુબારક !

“ સાલ મુબારક ! અને ભલે પધાર્યા. અને ચાલો કહાડો કપડાં જમવાનું તૈયાર છે. ત્હમે તો જાણો છો ને કે આજે એની વર્ષગાંઠ છે ? ”

“ હા, હા, બરોબર ! નાગપુરમાંજ એ તો મ્હેં જાણ્યું હતું. ઠીક વારૂં. ” અને હમે બધાએ આનંદથી વાતો કરતાં ગપ્પાં મારતાં. જમતાં જમતાં આશરે એક કલાક કાઢયો.

# સરિતાને.

લેખક : શ્રીયુત " ધીરજ "

( શાર્દૂલવિક્રીડિત. )

ઊંચો શ્વાસ ધરી અધીર સરખી કાં વ્યર્થ દોડયા કરે ?
ભોળી ભાવભરી નદી, વિપિનમાં શું એકલી સંચરે ?
શાને સ્વાધીનતા ત્યજી પ્રણયિની ! ક્ષારાંબ્ધિમાં શાચવું ?
શાને તન્મયતા ધરી શરણ એ નિષ્ઠુરનું યાચવું ?

જે એને તીર જાય ના પથિક કો ! તોયાર્થી પાછાં હઠે !!
ભૂંડું અંતર ક્ષારથી ભરી દીધું કાપટ્યભાવે શઠે !
એવું માનસ પ્રેમનો નિયમ ના જાણી શકે સર્વથા !
તો શાને તટિની ! જવું જલધિના સાન્નિધ્યને સેવવા ?

તારા ભાવભર્યા ઉદાર દિલમાં છે વૃત્તિ અદ્વૈતની !
કિન્તુ એ સમજે ન લેશ પણ હા ! રીતિ કદી પ્રીતની !!
જે ભીતિપ્રદ ગર્જને વચનમાં નિષ્ઠુરતા એ ધરે,
એના અંતરના તરંગ સઘળા રે, સ્વાર્થ શોધ્યા કરે !

તારું મિષ્ટ જીવિત આ દયિતથી હા, હાય! ખારું બને !
ને બીજા પણ ભાગ્યમાં અટપટા ભાવી અનર્થો તને !
તોએ ખેદ જરાય શું ઉરવિષે ના ઉદ્દભવે કે અરે ?
સ્નેહી માનસ સ્નેહનો પથ ભૂંસી ના પાય બીજે ધરે.

શું એ નિર્દય કાજ તેં સરલ ને સ્નેહાર્દ્ર આત્મા કર્યો ?
વિઘ્નોની ઝડીઓ સહી વસમી તેં આ પંથ લાંબો ધર્યો !
લાખો સાધન સાધતાં હૃદય જે ના સ્નેહ શિખી શકે !
તે સ્વર્ગીય પયસ્વિની પ્રણયનો ક્યાં મંત્ર શીખી શકે ?



# આત્મ-કથા.

લેખિકા:—"એક દુઃખી સ્ત્રી."



હું શા માટે મ્હારી કથા લખું છું? મ્હારી ઉપર પડેલાં દુઃખો સાંભળી વાંચનારનામનમાં દયા ઉત્પન્ન કરવા ખાતર નહિં, પણ હું જેવી રીતે ફસાઇ હતી તેવી રીતે ફસાતી બીજી દુઃખી બ્હેનોને બચાવનાર કોઇ નીકળે તે જ ઇરાદાથી.

હું કાઠીઆવાડમાં એક નાના ગામડામાં પૈસે ટકે સુખી એવા કુળવાન બ્રાહ્મણ કુટુમ્બમાં જન્મી હતી. ભાંડુમાં મ્હારે મ્હારા કરતાં બે મોટા ભાઇ હતા. હું પૂરી બે વર્ષની પણ નહોતી થઇ ને મ્હારી માતા મૃત્યુ પામી. તેને વરસ ત્રણ પૂરૂં થયું ન થયું ને મ્હારા પિતા ફરીથી પરણ્યા. ઓરમાન મા આવી. કંઇ અગત્યના બનાવ સિવાય ૮ વરસો વીતાં. હું દશેક વર્ષની થઈ ત્યારે મ્હારા પિતા મરણ પામ્યા. પિતા જીવતાંજ ભાવનગરના એક યુવાન વર સાથે મ્હારો વિવાહ થવાની ખટપટ ચાલતી હતી. પિતા હોત તો તે કુટુમ્બની ને મ્હારા ભવિષ્યના પતિ વિષે બરોબર ખબર કાઢત, પણ હવે તો પત્ર-વ્યવહારથી માએ મ્હારા વિવાહનું નક્કી કર્યું. પિતાના મરણને એક વરસ પૂરૂં થયું ને મ્હારૂં લગ્ન પણ થયું. અગિયાર વર્ષની ઉંમરે લગ્નની ઉચ્ચ ભાવનાઓનું શું ભાન હોય? લગ્ન પછી મ્હારી માની તબિયત નરમ રહેતી હતી એટલે મ્હને તરત તો સાસરે વળાવવામાં ન આવી, પણ સાસરામાંથી ઘણા આગ્રહને લીધે બે વર્ષ પછી હું પહેલવહેલી સાસરે ગઇ. તે વખતે મ્હને બે મહિના ત્યાં રાખવામાં આવી. સાસરૂં એટલે જે જગ્યાએ રમવાનું નહિં પણ કામજ કરવાનું એ ખ્યાલ તે વખતથીજ મ્હારા મગજમાં પેઠો. પિએર આવ્યા પછી ઓરમાન માનો માર ખાવા છતાં પાછી સાસરે જવાની વાત નીકળે કે હું રડતી. મ્હારા સારા નસીબે મ્હારા પતિરાજ ભણતા હતા ને મ્હારી ઉંમર નાની હતી. એટલે સાસરેથી પણ મ્હને ત્યાં મોકલવા બહુ આગ્રહ ન થયો. આમ ૭ મહિને એકાદ મહિનો જાઉં ન જાઉં કરતાં મ્હારી ઉંમર ચૌદ પૂરાંની થઇ. ત્યારથી તો મ્હારે સાસરે રહેવુંજ જોઇએ એમ નક્કી થયું. જ્યારે સાસરે ગઇ ત્યારે કામ કરૂં તે છતાં સાસુની ગાળો સાંભળવી પડતી ને કોણજાણે મ્હારા પતિરાજને પણ શું થતું કે જ્યારે કંઇ હોય ત્યારે મારવા સાથેજ વાત! આ પ્રમાણે દિવસમાં પચીસ વખત સાસુની ગાળો ને મ્હેણાં સાંભળવા પડતાં ને એકાદ વખત પતિરાજનો માર ખાવો પડતો. હું તો આ દુઃખથી કંટાળી ગઈ. ઘણીવખત મ્હારી માને સંદેશા કહાવ્યા. એકાદ બે વખત છાનામાના કાગળ પણ લખ્યા, પણ આખરે તે ઓરમાન મા, તેને શું મ્હારી પડી હોય? આ મને આમ વરસ વીત્યું પણ પિએરથી આણુ ન જ આવ્યું—સાસરામાં મ્હારે માથે પડતા દુઃખથી કંટાળી એક દિવસ મ્હેં બળી મરવા પ્રયત્ન કર્યો. પણ સાસુને ખબર પડી ગઈ ને તે દિવસથી મ્હારી પૂરીજ કમબખ્તી બેઠી. મ્હેં ઘર સળગાવવા ને ઉંઘી ગયેલા પતિને

બાળી નાંખવા પ્રયત્ન કર્યો. એમજ ગામમાં બધે વાત ઉરાડી. મ્હારી તરફ બધાંજ તિરસ્કારથી જોવા લાગ્યાં—મ્હારા ભાઈઓ જુદે જુદે ગામ નોકરી કરતા હતા. ત્યાં પણ એ લોકોએ ઉડતી વાત સાંભળીને મ્હને પૂરી સખ્તાઇમાં રાખવા અને જરૂર પડે તેટલી શિક્ષા પણ કરવા મ્હારાં સાસુ તથા પતિ ઉપર લખ્યું. બસ એટલે તો જોઈએજ શું ! સાસરાના ગામમાં મ્હારૂં કોઇ નહોતું કે જેને હું પૂરી હકીકત જઇને કહું ને મ્હારા ભાઇઓને સમજાવવા પણ કહું—એટલે મ્હને થયું કે સાસરામાંથી નાસી ગયેજ છુટકો—મ્હારી પાસે થોડાજ પૈસા હતા; બીજા થોડા મ્હારા પતિના ગજવામાંથી લીધા, ને હું સાંજની ટ્રેનમાં મ્હારા પિએર તરફ આવવા નીકળી બીજે દિવસે સવારે જેમતેમ કરીને પિએરને ગામ પહોંચી તો ખરી, પણ મ્હારી આગ લગાવ્યાની વાત ત્યાં પણ બધે ફેલાયેલી એટલે કોઇ મ્હારા સામું સરખુંએ ન જુવે ! ને મ્હારા બાપને ઘેર પહોંચી કે તરતજ માએ ઘરની અંદર પેસવાની સખ્ત મનાઇ કરી. ઓટલા ઉપર પડી રહી. ગમે તે ખાઇ કરીને પાંચ છ દિવસ વીતાડ્યા. ત્યાં ખબર પડી કે મ્હારી સાસુએ મ્હારા પતિને ફરીથી પરણાવવા વિવાહ પણ કરી દીધો હતો ! આમ મ્હારી મા ન સંઘરે, આમ સાસરીયામાં મ્હારૂં કોઇ નહિ. હવે શું કરવું? ભાઇઓને કાગળ લખ્યો પણ બનેમાંથી એકે જણે જવાબ ન આપ્યો! મ્હારા બાપના ઘરથી થોડે દૂર એક સોનીને ત્યાં એક નાની ઓરડી ભાડે આપવાની હતી તે ભાડે રાખવા વિચાર કર્યો—મ્હારૂં ખર્ચ કાઢવા બે એક મહિનાનું ભાડું અપાય તેટલા પૈસા તો મ્હોરી પાસે હતા અને તે દરમિયાન કંઇ કામ શોધી લઇશ એવો વિચાર કર્યો—સોની જુવાન ને વિધુર હતો. પણ મ્હારી ઓરડી અલગ હતી તે મ્હારે એની સાથે કંઇ લેવા દેવા નહિ એ વિચારથી બેફીકર રહી, રહેવાનું મ્હેં નક્કી કર્યું—થોડા દિવસ ત્યાં રહી ત્યાં તો તે સોનીયે પહેલાં મ્હારાં બાપનું ઓળખાણ કાઢી મ્હને 'બ્હેન' કહી મ્હારૂં કામ કરવા માંડ્યું, ને પછી એકાદ બે વખત એને ઘેર જઇ રાંધી આપવા મ્હને કહ્યું—એમ તે ધીમે ધીમે મ્હારી સાથે પરિચય વધારતો ગયો. એક વખત હું એને ત્યાં રાંધતી હતી ને તે બારણાં બંધ કરી અંદર આવ્યો ને મ્હારા ઉપર જબરજસ્તી કરી. પછી મ્હને સમજાવી કે જો હું એ વાત બ્હાર કરીશ તો ફજેતી મ્હારી થશે માટે મ્હારે મુંગે મોઢે એને ત્યાંજ રહેવું. મ્હારા પ્રત્યે એણે વર્તણુંક એવી સારી રાખી કે ધીમે ધીમે હું ઉપકારથી દબાઇને જબરજસ્તીનું ભૂલી ગઇ. આમ બે એક વર્ષ થયાં ને સોની માંદો પડ્યો ને ત્રણચાર માસ માંદો રહી મરી ગયો. એણે વીલ કરીને એની ઘર સિવાયની થોડી ઘણી જે મિલકત (મ્હારા દાગીનાના રૂપમાંજ હતી) તે મ્હનેજ આપી. પાછી હું નિરાધાર એકલી પડી. મ્હારા દાગીના વેચી વેચીને વરસેક તો કાઢ્યું પણ દાગીના પણ થઇ રહેવા આવ્યા હતા ને કંઇ કામ મળવાનો સંભવ નહોતો. હું નાનપણમાં મ્હારા પિતા જીવતાં થોડું ઘણું વાંચતાં લખતાં શીખી હતી. એટલે અભ્યાસ વધારી શિક્ષિકાની પરીક્ષા પાસ કરવા વિચાર કર્યો ને એ હેતુથી રાજકોટ જવા નીકળી. ત્યાં અમારા ગામને જ સ્ટેશને એક મુસલમાન મળ્યો. એને મારા પિતા સાથે સારો સંબંધ હતો વગેરે વાત કરી હું ક્યાં ને શા માટે જતી હતી તે કઢાવી લીધું. પછી ધીમે ધીમે વાતે વાતે મ્હને સમજાવ્યું કે રાજકોટમાં મ્હને ઘણાં ઓળખતાં હશે એટલે ત્યાં કોલેજમાં મ્હને દાખલ નહિ કરે; પણ જો હું એની સાથે મુંબાઇ જાઉં તો એ ત્યાં વનિતાવિશ્રામ કે સેવાસદન જેવી કોઇ સંસ્થામાં

દાખલ કરાવી આપશે. એનું કહેવું મ્હને યોગ્ય લાગ્યું. એ મુસલમાનને મ્હારા પિતા પાસે આવતાં મ્હેં કોઇ કોઇ વાર જોએલો એટલે એની સાથે જવું મ્હને કંઇ અયોગ્ય ન લાગ્યું. રાત્રે ટ્રેઇનમાં બેસી બીજે દિવસે સાંજે મુંબાઇ આવ્યાં. એ મુસલમાનનેજ આધારે હું હતી. એટલે એ મ્હને ગ્રાન્ટરોડ પાસે એક બાઇને ત્યાં લઇ ગયો. આ બાઇનો પહેરવેશ, વાળ ઓળવાની રીત મ્હને વિચિત્ર તો લાગી, પણ તે વખતે મ્હને એમ થયું કે મુંબાઇમાં બધાંનો પહેરવેશ એવોજ હશે. એ બાઇને ત્યાં મ્હારા જેટલી ઘણી છોકરીઓ હતી, તેઓનો પહેરવેશ પણ પેલી બાઇના જેવોજ હતો—હું એક બે દિવસ ત્યાં રહી. પછી પેલી છોકરીઓ સાથે વાત થતાં જાણ્યું કે હું કુટ્ટણખાનામાં એક વેશ્યાને ઘેર હતી. આ સાંભળી મ્હારા મનમાં ખુબ ધાસ્તી પેઠી. પેલો મુસલમાન સાંજે અવાર નવાર પેલી બાઇ પાસે આવતો તેને એક વખત અમારી મૂળ ગોઠવણ પ્રમાણે વનિતાવિશ્રામ, સેવાસદન કે એવે કોઈ ઠેકાણે લઇ જવા મ્હેં વીનવ્યું. ત્યારેજ તેણે ખરી હકીકત જણાવીને કહ્યું કે એ ભાડું ખરચીને મ્હને મુંબાઇ સુધી લાવ્યો હતો તે વનિતાવિશ્રામમાં મૂકવા માટે નહિ! વધારામાં કહેવામાં આવ્યું કે મ્હારે એ ઘરમાંથી જવું હોય તો તેણે મ્હારી પાછળ જે પૈસા ખરચ્યાં હતા તે આપી દઇને જવું—ને જો તેમ કર્યાં વગર ગઇ તો તે પોલીસને ખબર દેરી મ્હને પાછી પકડાવી મંગાવશે મ્હને તે વખતે શો ખ્યાલ કે હું સીધી નાસીને પોલીસ પાસે ગઈ હોત ને બધી હકીકત કહી હોત તો ત્યાંથી છુટી શકત! મ્હને થયું કે હું ફસાઇ—એ ત્રણ દિવસે તે પાછો આવ્યો ને મ્હને એક કાગળ ઉપર સહી કરવા કહ્યું. તેને સાથે ધમકી આપી કે જો એ કહે તે પ્રમાણે નહિં કરું તો માર પડશે ને જો તેથીએ નહિં માનું તો વધારે ભયંકર પરિણામ આવશે. બ્હીને મ્હેં સહી કરી. પછીથી ખબર પડી કે પોતે કોઇ દિવસ ફસાય નહિં ને આગળ ઉપર જરૂર પડે તો મ્હને સતાવી શકે તે માટે એની સાથે વિવાહ કરવા મ્હેં કબૂલ કર્યું છે એવી મતલબનો કરારપત્ર હતો! હું જે ઘરમાં હતી ત્યાં સારા સરસામાનવાળો એક સ્વતંત્ર ઓરડો મ્હારા ઉપયોગ માટે મ્હને સોંપવામાં આવ્યો હતો. ખાવાનું પણ ત્યાંજ આવતું. 'શું એ હશે' એ બ્હીકે એક બે દિવસ તો મ્હેં ખાધું નહિ પણ જ્યારે ભૂખ્યાં નજ રહેવાયું ત્યારે જે આવતું તે ખાવા માંડ્યું. પછીથી ખબર પડી કે પાઉં, માંસ, વગેરે એવું ખાવાનું આવતું. મ્હને વિચાર આવતો કે હું તો હવે વટલાયલી, જો અહિંથી નાસી છુટું તો પણ જવું ક્યાં? વનિતાવિશ્રામ કે સેવાસદનવાળા મ્હને રાખે? મુંઝવણમાં શું કરવું તેની સુઝ ન પડતી. દસેક દિવસ ત્યાં રહી ત્યાં તો જબરજસ્તીથી મ્હને વેશ્યાના નીચ ધંધામાં નાંખવામાં આવી. પછીથી તો હું નાસી જાઉં એ બ્હીકે આખો દિવસ મ્હારા ઓરડાને તાળું વાસવામાં આવતું. એક દિવસ એક આધેડ ઉમ્મરનો હિંદુ દેખાવમાં સદ્‌ગૃહસ્થ લાગે એવો મરદ મ્હારી પાસે આવ્યો. તેણે મ્હારી હકીકત સાંભળી કહ્યું કે 'જો હું એને ત્યાં જઇને રહેવાનું કબુલ કરું તો એ મ્હને ત્યાંથી છોડાવે.' મ્હારી તે વખતની જીંદગી કરતાં તો એને ત્યાં રહેવું સારું. એ વિચારથી મ્હેં હા કહી. ગમે તેમ કરીને તેણે મ્હને ત્યાંથી છોડાવી; ત્યાંથીજ મુંબઇમાંજ એક ઠેકાણે પોતાના માળામાં મ્હને તે લઇ ગયો. સૌથી ઉપરને માળે બે ઓરડીઓ મ્હારા રહેઠાણ તરીકે મ્હને સોંપી. જોઇતો સામાન બધોજ ત્યાં હતો. તેણે મ્હને ત્યાં રહેવા કહ્યું ને વધારામાં મ્હને સમજાવ્યું કે પોતે પરણેલો હતો

ને પોતાની પત્ની સાથે મુંબઇ પાસે પરામાં પોતાના બંગલામાં રહેતો હતો. પણ મ્હને દરરોજ મળશે ને કંઇ વાતની ખોટ નહિ પડવા દે એમ વચન આપ્યું. શેઠ પોતે સાંજે આવતા, પણ પોતાના ગુમાસ્તાને દરરોજ સવારે મ્હારે કંઇ જોઇએ છે કે કેમ તેની ખબર કાઢવા મોકલતા. તે ગુમાસ્તો પણ મ્હારા રૂપથી મોહ્યો કે શું ! ( ખોટી શરમ રાખ્યા વગર મ્હારે કહેવું જોઇએ કે હું દેખીતી સારી હતી-રૂપે મ્હને આટલી ખાડામાં નાંખી, એ રૂપને હું કેટલું ધિક્કારૂં છું ! ). તે પહેલાં તો સ્હેજ પૂછીનેજ ચાલ્યો જતો. પણ ધીમે ધીમે વધારે બેસવાનું શરૂ કર્યું ને પછી તો તેણે પણ છુટ લેવા માંડી. પાછું મ્હને થયું કે કુવામાંથી નીકળી હવાડામાં પડવા જેવી મ્હારી સ્થિતિ થઇ હતી. શેઠ દરરોજ સાંજે આવતા ને મ્હને રાજી રાખવા પોતે કોઇ કોઇ વખત મ્હારે માટે દાગીના કે કપડાં પણ લાવતા. મ્હને એ જીંદગીપર ઘણોજ કંટાળો આવતો હતો, પણ શું કરવું ? વિચાર કર્યો કે 'મ્હારી પાસે પુરતા દાગીના એકઠા થાય કે ત્યાંથી નાસી છુટી રાજકોટ જઉં.' કેટલાએ વખત પછી, મ્હારી પાસે પુરતા દાગીના એકઠા થયા ને મ્હેં હિંમત કરી શેઠ પાસે થોડા રૂપીઆ માંગ્યા. મ્હેં સમજ્યું કે પૈસા હોય તો કોઇ દિવસ મ્હને કંઇ લેવાની ઇચ્છા થાય તો લઇ શકાય, શેઠને હવે મ્હારા ઉપર વિશ્વાસ બેઠો હતો એટલે એકદમ રૂ. ૧૦૦ ની નોટ કહાડી આપી. એ લીધી ને મ્હેં છુટકારાનો દમ ખેંચ્યો બીજે દિવસે બપોરે હું તે પૈસા, દાગીના કપડાં વગેરે લઇને નાઠી. એક સ્ટેશનપર આવી અમદાવાદ તરફ જતી બપોરનીજ ગાડીમાં બેઠી-બીજે દિવસે સવારે અમદાવાદ પહોંચી બે ત્રણ કલાક પછી ત્યાં રાજકોટ જવાની ગાડી આવી તેમાં બેસી રાજકોટ ગઇ. ત્યાં છેક રાત્રે પહોંચી ને તરત તો એક ઓળખીતાને ત્યાં ગઇ ને મ્હારા ઉપર વીતેલી બધી હકીકત તેને કહી. આટલી મ્હારી નાની ઉંમર જોઇ ( કારણ કે તે વખતે મ્હારી ઉંમર ફક્ત ૧૮ વર્ષનીજ હતી ) તેને મ્હારા ઉપર ઘણી દયા આવી. પણ પોતાના ઘરમાં પોતે મ્હને રાખી શકે તેમ ન હોવાથી બીજે દિવસે સવારે ત્યાંના એક સદ્ગૃહસ્થને ત્યાં લઇ ગયો. તે સદ્ગૃહસ્થની મદદથી હું ત્યાંની ટ્રેઇનીંગ કોલેજની નિશાળમાં તેમજ બોર્ડીંગમાં પણ દાખલ થઇ-પણ ત્યાં મ્હને અસાધ્ય રોગ થએલો છે એમ ખબર પડતાં, મ્હને વધારે વખત ત્યાં રહેવા દેવામાં આવશે નહિં એમ મ્હને બોલાવીને કહેવામાં આવ્યું. હવે પાછું મ્હારૂં શું થશે તેની ચિંતામાં હું પડી. ત્યાં તો એક ખ્રિસ્તિ મિશનની ભલી બાઇને મ્હારી હકીકતની ખબર થતાં તે બાઇ ત્યાં આવી મ્હને ત્યાંથી પોતાની સાથે મિશનહાઉસમાં લઇ ગયાં. ત્યાં આવ્યા પછી મ્હારે ખ્રિસ્તિ ધર્મ સ્વીકારવો પડયો.-પણ બીજી કોઇ જાતનું દુઃખ નથી.

ફરીથી લખું છું કે આ મ્હારા ઉપર વીતેલી કથા કહેવાના મુખ્ય બે હેતુ છે. એક તો મ્હારા જેવી કોઇ છોકરીના વાંચવામાં આ આવે ને તેથી ફસાતી બચે ને બીજો હેતુ એ કે અન્ય વાંચનારના હૃદયમાં આ વાંચી દયા ને ન્યાય વસે અને મ્હારા જેવી ફસાયેલીઓને બચાવવા પ્રયત્ન કરે. એકાદ પણ છોકરી ખાડમાં પડતી કે પડેલી બચે તો મ્હારો હેતુ સફળ થયેલો માની, ઇશ્વરનો ઉપકાર માનીશ.*

*ઉપર લખેલી હકીકત અક્ષરશઃ સત્ય બનેલી છે. જે સ્ત્રીના પર આ બધું દુઃખ વીત્યું છે તેને મ્હોઢેજ અમે સાંભળેલી છે. એટલે એમાં કંઇ ખોટું હોવાની શંકા રાખવાની જરૂર નથી. માત્ર તેનું નામ પ્રગટ કરવાની તે સ્ત્રીની ઇચ્છા ન હોવાથી અમે તેમ કરી શક્યાં નથી. તં ગુ.



# 'હોરાજીનો હિસાબ.'

( "ફુલીકાકી" લેખાંક ૫ મો ).

લેખકઃ—શ્રીયુત છોટાલાલ ડાહ્યાભાઈ જાગીરદાર.

'ક્યેમ મ્હોટા સેટ છોકકે ? ' સુઇદરી ને ખાતીમીથી લીંબુની તીકરી 'ના વેપારી અને આદમજીના સાહેબજાદા લુકમાનજીએ બારણેથી એમ બૂમ પાઠી અને જવાબની રાહ જોયા વગર બારણું ખોલી એ ઉપર આવ્યો. ફુલીકાકી હમણાંજ એંદવાડ પાણી કરી પરવારી ઠાકોરજીનો વાઘો શીવતાં બેઠાં હતાં. ત્યાં લુકમાનજી આવી પહોંચ્યો. એ વેપારીના દીકરાને કોણ જાણે એવી ટેવ હતી કે ઘરમાં 'મકનકાકા છે કે નહિ તેની પહેલેથી જ 'તપાસ કરી એ ઘરમાં આવે ! જો કાકા ઘરમાં હોય તો એ આવે ખરો પણ કંઇ વેચવાની કે જૂના હિસાબની વાત ભૂલે ચૂકે એ ન કહાડે 'પણ આની ગમ તીની ગમ' ની વાતો કરી એ રવંડા માપે ! એ આવેજ એવે વખતે કે ઘરમાં કાકા હોયજ નહિ ! આજે પણ એ વંખત સાધીને આવ્યો અને લાકડાના ખુમચામાં ' સુઇદરી ને પીપરમીત 'ની દુકાન લઇ ફેરી કરતાં જાણે કેવો એક થાક લાગ્યો હોય તેમ ' હાસ ' કરીને બેઠો ! ખરી વાત તો એ હતી કે હિસાબી મકનકાકાની હાજરીમાં જ્યારે જ્યારે લુકમાનજીએ વેપાર છેડ્યો હતો ત્યારે ત્યારે ' બે દમરી ' કમાવાને બદલે એ વેપારી બચ્ચાને સ્હામી થાસજ લાગી હતી ! આજે એણે કાકાને ઘરમાં એની, હંમેશની જગ્યાએ દીઠા નહિ એટલે એને નિરાંત વળી; પણ વેપાર પૂર બહારમાં ખીલી રહ્યો હોય ત્યારેજ કોણ જાણે ક્યાંથી એ 'અક્લાનો વક્ષી' ફુટી નીકળે તો ? એમ શંકા પડવાથી એણે પૂછ્યું ' ક્યેમ મ્હોટા સેટ બ્હાર ગયાસ સું ? '

' હા હમણાજ ગયા. ' ફુલીકાકી વાઘાને બખીઓ દેતાં બોલ્યાં.

' અરરર ! હમણાંજ ગીયા. તારે તો પાછાં હમના નવિ આવે ! હુંએ જાનું કે મ્હોટા સેટ આજે ઘરમાં મીલસે કરી દોરતો દોરતો આવો ને તમ્હે તો બાઇ કહોસ કે હમનાંજ ગીયા.પાછો આજે બી હુંને ફોકટનો ધકકો પરો. ' લુકમાનજી લગભગ રડી પડતા અટકી જઇ બોલ્યા. છેક રડી પડતા તો નહિ પણ કંઇક હસી પડતા એમ બકકુ તો ચાલે !

' કેમ તે એમાં રડી શું પડયા ! બોલોની જે હોય તે હું વાઘ જેવી બાર વરસની બેઠી છું કેની ' ફુલીકાકીએ કહ્યું

' અરે બાઇ તમ્હે બીધા ત્હેમાં કુંતું સું વલું ! આપરો જૂનો હસાબ કંઇ તમ્હે થોરાંજ ચુકવવાનાં ઉતાં ! ' લુકમાનજીએ બાજી ખેલવા માંડી.

' કેટલોએક છે ' કાકીએ પૂછ્યું.

' દ્હોર રુપિઓ !

' એટલામાં શું ! કાલે શેઠ હોય ત્યારે આવી હિસાબ કરીને લઇ જજે. હું તો ભડકી કે કંઇ પાંચસો સાતસોનો હિસાબ હશે ! તમ્હે બી મીયાં ! ચાલો મ્હેં તમને તે દહાડે કહ્યું હતું કે છોકરાના કંદોરાને માટે

કાળું ઉન લાવજો તે લઈ આવસ ? બસ જ્યારે ને ત્યારે હિસાબ હિસાબ કરી રહ્યા છો તે આપણું ભાઇ! નથી ભાઈ જવાના !'

' અરે કોન સાલો તમારાસી પૈસાંથી માંગેસ ! એરો વીગટ ઝાઝી ને હસાબ ઠોરો ટેડી બોલો ! લો જુવો બાઇ ! ' એમ કહી પહેરણની બાંહીથી 'ટકલા મૂંડા'નો પસીનો લુછી લુકમાનજીએ ટોપીમાંથી મકનકાકાનાં હિસાબનો કાગળ કહાડયો. ' દૂહોરીઆની ટીકરી ' થી માંડીને 'એક પૈઇની સુઇ' સુધીની તારીખ વાર તેમજ હસ્તેની વીગત સાથે આંકડો તૈયાર કીધેલો હોવાથી ' માથાં કરતાં પાઘડી મ્હોટી ' થઇ ગઇ હતી. પણ એમ કીધા સિવાય છૂટકો નહિ હતો. મકનકાકાએ લુકમાનજીને એક વખત હિસાબમાં ટોલા ઘુમાવવા આબાદ પકડેલા; એટલે તારીખવાર ને હસ્તેની વીગત વગર એ પૈસા નહિ ચુકવે એમ મકનકાકાએ એને સાફ સાફ જણાવી દીધેલું; પણ લુકમાનજીનો હિસાબ લુકમાનજીજ વાંચે એવા એના અક્ષર હતા. એટલે એમ આંકડો આપી ગયે પણ પાલવે એમ નહિ હતું.

" જોયોની બાઈ આ આંકરો ! દહોર રૂપિઆનો હિસાબ ટેમા વીગટ કેટલી બડી આરીસ! આય સરાવન સુદ અમાસને જુમ્મેરાટને દીને કાલુ ઉન દૂહોરીઆ એકનું હસ્ટે બાઈ સાહેબ પોટ્રે ! "

' લાય મુવા ! કાલું ઉન તો હજી મ્હેં લીધું હોય તો હું લેતી મરૂ ! જા જા મુવા લુચ્ચા ! વાર પછી ? ' ફુલીકાકી વાચો આપ્યો મૂકી ધ્યાનથી સાંભળતાં 'બેઠાં ! ફુલીકાકીને ઉખડેલાં જોઇને લુકમાનજી ' હસી પરા ' !

' અરે બાઇ ટમને નહી યાદ ટો આ છોકી કહાંરૂ પછી કંઇ છે ? એટલા એક દૂહોરીઆમાં અમ્હે કાંઇ મરી જવાના છેજ નહી હોંકે બાઇ ! પછી આ એ પૈની ટીકરી હસ્તે ચોટ્ટાભાઇ-એ' બ્લો-

હસ્ટે આપરા ન્હાના સેટ નાહાંભાઇ !" "ગટુએ સુવાએ હોરાંના હાથની વીલાતી ટીકરી ખાધી! આવવા દે એની વાત છે ! અને તું, જા ! કાલે 'એ' હોય ત્યારે હિસાબ લઇને આવજે ! ફુલીકાકીએ કંટાળીને પતાવ્યું.

' અરે બાઇ હસાબ નો ટો વાંટો છેજ નહી ! એરો ટમારે જ્હારે ચુકવવો હોય ટારે ચુકવજો ! આજે હસાબ પેટે એક રૂપિઓ આપો એટલે દ્યું ! ટમારો હસાબ કહાં નાસી જાયસ ! '

' એક રૂપિઓ ! હું કંઇ એ જાણું નહિ.'

' અરે બાઇ એમ ના કરો. બઉ અધર છે ટેસી માગવો પરો ! '

' અરે એટલા એક દિવસમાં અવત્રડ શાની! કાલે શેઠ હોય ત્યારે આવીને લઇ જજે.' ફુલીકાકીએ ટુંકમાં પતવ્યું.

' વાટ એમ છે કે કાલે ઘેરમાં ચોર આવારા '—, લુકમાનજીએ કૈંહવા માંડયું.

' ચોર ! પછી! શું કંઇ ચોરી ગયા!' કાકીએ પૂછયું.

' અરે પૂછોજ ના, વાટ ! હરીજાણને હું એ કહી રાખેલું કે ' બુ, બુ, હવરે હવરે ચોરોની વસ્ટી વટી પરીચ ટે રાટની ત્રખર પાનીઆની મા ઢોલજો ! ' હરીજાણએ માનું નહિ ને પાતી ઢોલું એટલે બીત્તીબાપ ચોર ટો પાનીની ઢારે ઢારે ઉપર ચ્હરી આવો ! '

' પાણીની ધારે ધારે ! મુવા કંઇ પીને તો નથી આવ્યો ! પાણીની ધારે ચ્હડાય શી રીતે ?' કાકીએ અજાયબી પામી પૂછ્યું.

' અરે પાનીની ઢાર જોઇને, ચોરને બારીનો પટ્ટો લાગો અને ટેસી એ ઘેરમાં ચ્હરી આવો' એમ લુકમાને ખુલાસો કીધો.

' પછી ચોર્યું શું તે કહેની ! નકામાં માથાં ના ઝીકાવની ! '

' દહોર હજારના દાગીના ને એ હજારના કપરા એ ચોરી ગીયો એમ અંદાઝ હોસે !

## હોરાજીનો હિસાબ.



ચિત્રકારઃ ] કુલીકાકી ઠાકોરજીનો વાઘો શીવતાં બેઠા હતા ત્યાં લુકમાનજી [ શ્રીયુત છો. ચં. જોશી.
આવી પહોંચ્યા અને...'હાસ' કરીને બેઠા.

[ જુઓ પાનું ૭૧૭ મું. ]

## હોરાજીનો હિસાબ.



ચિત્રકાર ] "લાવ શેઠ હિસાબ !" મકનકાકાએ કહ્યું. સુકમાને ટોપીમાંથી હિસાબનો આંકડો આપ્યો. [ શ્રીયુત છો. અં. દેવશી

[ જુઓ પાનું ૭૧૯ મું. ]

એટો હસાબ નીકાલીસ ટારે પૂરે પૂરી આંકરો હાડ લાગસે! આજ ટો ફુટી બદામ બી લુકમાન પાસે છેજ નહી! ટડી ટો રૂપિઓ માગવો પરો' લુકમાન પહેરણથી આંખ લૂછતો બોલ્યો. આ એનાં સાફ સાફ ઢોંગ હતા. પણ ફુલીકાકી કદાચ એનાં ઢોંગથી પીગળી જઇ એને કંઇ આપે તે પહેલાંજ એના કમભાગ્યે મકનકાકા અણચિંતવ્યા આવી પહોંચ્યા! પાહેને ટેકરે નટુ અને ગટુ ચકભીલ્લુ રમતા હતા તે પણ એક દાવ પૂરો થતાં પાણી પીવા ઘેર દોડી આવ્યા. લુકમાને સાવધાનીથી 'હસાબનો આંકરો' પાછો ટોપીમાં પધરાવી દીધો અને કંઇ બન્યું જ નથી એમ કરી બેઠો!

'મકું સાંભળ્યું આ હોરાજી કહે છે તે! એને ત્યાં કાલે ચોર આવ્યા હતા. કહે છે કે દોઢ હઝાર—

'હાં જી સાલા! ચોર આવા ટા! બધું જ લઇ ગીયા!' લુકમાનજી વચ્ચે જ બોલી ઉઠયો.

'અગવડને લીધે આજે હિસાબ પેટે રૂપિઓ માગે છે.' કાકીએ કહ્યું.

'લાવ જોઉં હિસાબ!' મકનકાકાએ કહ્યું.

લુકમાને ટોપીમાંથી હિસાબનો આંકડો આપ્યો. મંકોડાના ટાંગા જેવા અક્ષરો જોઇ ગભરાઇ મકનકાકાએ તે પાછો આપ્યો અને બોલ્યા હહરીનાને ગુજરાતી લખતાં તો પૂરું આવડતું નથી ને આંકડો તારે અંગરેજીમાં લખી લાયવો!'

'અરે નારે મ્હોટા સેટ આંકરો ગુજરાટીમાંજ લીખોસ! અંગરેજ ઘીરાઇક માટે ઇંગલીસમાં ઇનવેસ બનાવવો પરેસ પન મ્હેં જાનું કે"—

"ઓહે હવે! રકમ બોલની સીધો સીધો!"

"રકમ ટો છે નજીવી! દ્હોડ રૂપિઓ! પન બાઇએ કાલાં ઉનની ભૂલ નીકાલી રેનું દ્હોરીઉં કહારી નાખતાં—સાહેબ ટમને સલામટ રાખે"—

"લૂટવા આયવો છે કેમ! દ્હોડ રૂપિઓ! હાનો હાનો દ્હોડ રૂપિઓ ત્હેં કહાયડો તે તો બતાવ!' મકનકાકાએ પૂછ્યું.

"આ બાઇને ટો એકવાર હિસાબ બટાવો! હવે પાછાં"—

"ના તે મ્હને કંઇ એમાં સમજ પડી નથી. જો લુચ્ચો!"

ફુલીકાકી બોલી ઉઠયાં.

'લો સુનો મ્હોટા સેટ, ટારે!' એમ કહી બાજુમાં રાખેલા ખુમચામાંના પીપરમીટના દાબડા સાથે ગટુ ડાહ્યો થઇને ''રમત' કરતો હતો તેને આંખો કહાડી ધમકાવી ખુમચો પોતાની સ્હામે મૂકી લુકમાને હિસાબ વાંચવા માંડયો.

"ચૈટર સુદ અમાસ"

'કપાળ ત્હારૂં! સુદની તો પુનેમ કે અમાસ!' કાકાએ શ્રી ગણેશમાંજ ભૂલ કહાડી.

'અરે મ્હેં ભૂલો! ચૈટર સુદ એકમ ને વાર! સુરટી પાઘરીમાં ખોસવાની ટાંચનીનું પરીકું મ્હોટું નંગ ૧|| ના ૨|| આના અંકે, આના હરી,-એસ જરમન મેક; ફસ ફેલીટી. હસ્ટે મ્હોટા સેટ પોટ્ટે!'

''હરી આના!' કાકા તડુકયા.

"અરે સેટ મ્હારી પાસ તો ઉતી બી નહિ! એટો ટમે ટ દહારે ખાસ ઉચ્ચામાની માગેલી ટેસી હસનઅલી સેટની દુકાને હુયે એનો ખાસ આડર મૂકેલો! હસનઅલી સેટ સું મ્બઇસી લીએસ કે એ ટાંચની ટેજ દહારે જરમનીસી વેલાટ ઠઇને ઇસ્ટીમરમાં મુંબઇ આવેલી! એક દહારો કાગળ લેત લીખાયો હોત તો આપરો આંડર કેનસલ ઠઇ ગયો હોત!"

'હજાર કામ મૂકી આ હોરાનાં ગપ્પાં સાંભળવાને, ને મકનકાકા નવરાં નહિ હતા!'

પણ એમ ' મિઆંની ચાંદે ચાંદ ' કરી હિસાબ ચૂકવી અપાય ?

' એના હરી આના કંઈ મલહે બલહે નહિ ! ચલ આગલ વાંચ જોઉં ' કાકાએ કહ્યું.

' આય બીજી 'આઇતેમ' ફાગન વદી'—

' ચૈતર પછી ફાગન કઈ હહરીથી તાને લાયવો ? ' કાકાએ પકડયો.

' અરે સેટ એરા ,હું એ જહાંસી યાડ આવુ ત્હાંસી લીખી મારસ ! એમ કંઇ મ્હેં પરેસો છેજ નહી કે બરાબર ટીહી વાર લીખું' લુકમાને ખુલાસો કીધો.

' ચલ બાપા ચલ ! જેમ હોય તેમ બોલી નાખ કે પયતું ! ' કાકાએ કહ્યું.

' સુને ! ફાગન વદી ટીજ ને આટવાર. ટીકરી નંગ ૧) ' કુઇનીન મેકની ' દહો-રીઆ એકની, હરટે-આપરે છે રે—ગટુ—'

' અરે હા મુવા ગટ્ટુ ! આમ આવતો મુવા ત્હેં આ હોરાના હાથની વીલાતી ટીકડી કેમ ખાધી ! મુવા વટલેલા અક્કર્મી ! આજે તો વીલાતી ટીકડી ખાધી ને કાલે તો મુવો મડમડી પરણશે ! અત્યારથી ધરમને નેવે મૂકયો છે તો આગળ જતાં તારી વલે શી થશે ? એમ કહી પુલી કાકીએ ગટ્ટુને પાસે ખેંચી એને બે ત્રણ ઢીકા ચ્હોડી કહાડયા.

હવે ખરી વાત એમ હતી કે ગટ્ટુએ ટીક-કડી વેચાતી લીધેલી નહિ. પણ વીલાતી ટીકડી ખાવા માટે ગટ્ટુને આગળ પણ એકવાર માર ખાવો પડેલો એમ લુકમાન જાણતો હોવાથી આ ટીકડીવાળી ' આઇટમ ' ( Item ) એણે 'ઇનવોઇસ' ( Invoice ) માં જાણી જોઇને ઘુંસાડી દીધેલી ! એને ગટ્ટુપર તેમજ એના જેવા બીજા એક બે છોકરાંપર ખાસ વેર હતું. ઘરમાંથી શેઠ કે શેઠાણી દોઢીઆ બે દોઢીઆનો માલ લઇ હોરાજીને ન્યાલ કરી નાંખતાં હોય તેમ વટાવમાં છોકરાઓ માબા-પથી છાના હોરાજી પાસે એક બે ટીકડી માગે. જો તે નહિ મળે તો હોરાનું ધ્યાન ચુકાવી તે ખુમચામાંથી તફડાવે. આવા ' ચોદ્દા ખુસાલો ' માટે એણે વરીઆળી તેમજ અજમાની ન્હાની ન્હાની રંગીન લંબ-ગોળ ટીકડીઓ આવે છે તેના એક ડબ્બો રાખ્યો હતો તેમાંથી એ એમને એક બે આપતો. આ " ચોલાબખસો "ના કાંટા હંમેશને માટે કહાડી નાખવા એ અનેક યુકિત અજમાવતો તેમાંની એક યુકિત તે-આજે ગટ્ટુને માર પડયો તે ! અને એક વખત લીલા-મમાંથી માલ લાવતાં ક્વીનાઇનની ભરેલી શીશી મફત પડી હતી તે એણે પેલા 'ધર્માદા' ડબ્બામાં ઠાલવી રાખેલી તે બીજી યુકિત હતી ! છોકરો તે ચોરીને ખાવા જાય કે સીદ્દોજ થુંકવાનો થાય !

'બોલ મુઆ ખાવાનો છે હવે ?' કાકીએ એક થપ્પડ ચ્હોડી ખાત્રી માંગી.

' ના ભાભી ! ટીકરી નઇ ખાધી ઉતી ! ટીકરી કરવી ઉતી-એં-એં- ભાભી તાકરી કરવી ઉતી ! કેમ નટું ખલી વાટ .કેની ? ' ગટ્ટુએ રડતાં રડતાં નટુની સાક્ષી માગી. ' હા —આ ભાભી ! ટીકરી કરવી ઉતી ! '

'ટીકડી કડવી ? મુવા ગાંડીઆ ! તું કોને સ્હમજાવે છે! મુવા જો તો ખરો, તારી પણ વાત છે ! ' કાકીએ હવે નટુને લીધો. મકન-કાકાને આમાં કંઇ ગરબડ લાગી. એણે હોરાની પાસે ટીકડી જોવા માંગી.

' હાંજી સાબ એ ' કુઇનીન ' છાપ ટીકરીની બે ટન થીકનેસી એમ ફરીબાદ આવીસ ! વેલાર વારાને એ બાબટનું લીખાન કરવું પરસે ' ! હોરાએ પસરવા માંડયું.

' ત્હારાથી તો હહરીના હાથ જોયડા બા ! મ્હારે તો ત્હારો હિસાબે વાંચવો નથી, ને ફીસાબે વાંચવો નથી. આ ત્હારા આખા આંકડાના આઠ આના જોયતા હોય તો કે

નહિ તો ફરીને ચાલવાં માંડ–' કાકાએ ધડાકો કીધો.

' આઠ આના ! દહોર રૂપિઆના આઠજ આના ! મ્હેં તો જાને સમજે પન ખુને પછી ખવરાવું પીવરાવું કહાંસી ! ' લુકમાને કહ્યું.

' જહન્નમમાંથી ! પૈદા કેવા છ કે માથાં ફોડવાં છ ? ' કાકાએ પૂછ્યું.

ખૂબ તકરાર ને રકઝક પછી 'લાવો સેટ તમારા જેવા ગીરાઇકસી ઝગરો કરાયસ ?' કરીને હોરાજી આઠ આને પત્યો ! કાકાએ એની પાસેથી 'હિસાબ' ચુકતે'ની સહી લઈ આંકડો ઓટીએ ચ્હડાવ્યો. એના ગયા પછી ' ભાયગજી ' ની હોંશીઆરી પર વારી જતાં ફુલીકાકી બોલ્યાં ' તમ્હે બી બા જબ્બરા હોં ! એ મુવાને હું તો રૂપિઓજ આપી દેતી હતી. "

" એ હહરીના ફેરીઆઓ નેં બંઇરાંઓને એમજ છેતરે. રૂપિઆના માલના સ્હહરીના તન્ન રૂપિઆ કહે. પછી માગના ભૂંપલા કે આપના ભૂપલાં ! ખબરદાર છે જો હવે પછી કંઇ એની પાહે મ્હારી ગેરહાજરીમાં લીધું છે તો ! '

' નારે ! હાથ જોડયા મુવાથી—બા ! '

વાંચનાર વ્હાલાએ ધાર્યું હશે કે દોઢ રૂપિઆના માલના આઠ આના પામી જબ-રદસ્ત ખોટ ખાધા પછી કોઇપણ પ્રમાણિક વેપારી આવા ' લાસરીયા ' ઘરાકને ઉમ્બરે ફરી પગ નહિજ મૂકે ! અરે રામ રામ ભજો ! થોડાજ દિવસ બાદ ફુલીકાકીને ' આંગણીએ ' પેલો આપણો જાણીતો અવાજ ટહુક્યો ' કયમ મ્હોટા સેટ છોકડે ' ! ! !



## રેશમી મોજાં.

ઇંગ્લંડમાં રેશમી મોજાં પ્હેરવાનો રીવાજ હાલમાં એટલો બધો સાધારણ થઇ ગયો છે, કે મિ. ચર્ચિલે રેશમપર વધારે કર નાખવાથી લોકો એમ બુમ પાડે છે કે ગરીબ લોકોની સ્ત્રીઓને મોજાં મોંઘાં પડવાથી ખર્ચ વધી જશે. ઇંગ્લંડમાં ઇ. સ. ૭૮૦ માં રેશમી કપડાં દાખલ થયાં. તે વખતે એ રેશમી બદનની કીંમત એટલા વજનના સોના કરતાં વધારે થતી હતી. રાજા હેનરી આઠમાએ સૌથી પ્હેલાં રેશમી મોજાં પ્હેરવા માંડ્યાં. તે પણ કોઇક વખત સ્પેનથી રેશમી મોજાંની જોડ મંગાવતો. રાણી ઇલીઝાબેથે એ રીવાજ વધારે ચાલુ કર્યો. તેના વખતમાં કેમ્બ્રિજના એક પાદરીએ મોજાં વણવાનો હુન્નર શોધી કહાડ્યો. તેથી સાધારણ લોકો તે પ્હેરવા લાગ્યા.

# " સખિ ! કાનુડો ચિત્ત–ચોર. "

લેખક : મૂળજી આશારામ ભગત.

ચૂંટી ચૂંટી ફૂલ ભેગાં કરૂં સખિ !—
કાનુડો લઇ જાય :
રીસે કરી હું દોડતી સખિ !—
આવે ન હાથ જરાય :
હો સખિ ! કાનુડો ફૂલ-ચોર :

જમના તીરે જતી ગોપી દેખે સખિ !—
હૈયું એનું છે કઠોર :
ફોડે મટકી મહીયારીની સખિ !—
નંદનો છૈયો નઠોર :
હો સખિ! કાનુડો માખણ ચોર :

સુણી સુણી એની બંસરી સખિ !—
સતા લાગે શોર :
ઘેલી ઘેલી વ્રજનારી થતી સખિ !—
કરતી કોયલ મદશોર :
હો સખિ ! કાનુડો રસ-ચોર :

' રાધા રાધા ' કરી આવતો સખિ !—
હસતાં ના શરમાય :
આવે એ નેનાં નચાવતો સખિ !—
હૈડું મારૂં હરખાય :
હો સખિ ! કાનુડો નેનાં-ચોર :

મોહક એની ચાલ જો સખિ !—
કાળજડાં કોરાય :
રોકડી જો એની બંસરી સખિ !—
ગોપી ઘેલી થાય :
હો સખિ ! કાનુડો જોબન-ચોર :

' કા'ના કા'ના ' કરી શોધતી સખિ !—
સામું જુવે ન લગાર :
રોઇને રાતી થતી આંખલડી સખિ !—
બોલે નહિ એ લગાર :
હો સખિ ! કાનુડો ચિત્ત-ચોર :

# રશીયામાં સ્ત્રીની સંભાળ.

લેખકઃ શ્રીયુત " A. P. "

થોડા વખત પર જે રશિયા સાથે કોઈપણ જાતનો વ્યવહાર રાખવામાં યૂરોપના સુધરેલાં કહેવાતાં રાષ્ટ્રો અપમાન સમજતાં હતાં-તેજ રાષ્ટ્રોને આજે રશીયા સાથે સુલેહ કરવાની અને મૈત્રિનો સંબંધ બાંધવાની તાલાવેલી લાગી છે. બ્રિટને અને ફ્રાન્સે રશીયા સાથે સંધિ કરી દીધી છે. ઇટલી અને નોર્વેએ તો કયારનીએ સોવીએટ સરકાર સાથે મૈત્રિ બાંધી છે. અને તુર્કી, પોલન્ડ અને ઝેકોસ્લોએકિયાને મૈત્રિ કે સંધિની બાંધછોડ કરવા જેવું કાંઇ હતુંજ નહિ. આજ રશીયાનો થોડા વર્ષ પહેલાં ઘણાં રાષ્ટ્રો લગભગ તિરસ્કાર કરતાં હતાં, અને એના બોલ્શેવિક વિચારોને જગતમાં ફેલાતા અટકાવવાને બનતા પ્રયત્ન કરવામાં આવતા હતા.

ત્યારે વસ્તુસ્થિતિ એકદમ બદલાઈ જવાનું કારણ શું ? કારણ એજ છે કે રશિયાની જનતાએ અને સોવીએટ સરકારે પોતાની રહેણીકરણી બધું, પોતાને મૂડીદાર બનાવવા કે પ્રજાને કચરવાના સિદ્ધાન્ત પર નહિ પણ દેશને, અને દુનીઆને આબાદ કરવાના સિદ્ધાન્ત પર રચ્યું છે.

હજી પણ બ્રિટિશ પ્રજાના ખેરખાંઓ અને " ટાઇમ્સ " ના રીગાના ખબરપત્રી જેવા જૂઠાણાં ફેલાવવાના ઇજારદાર દલાલો, દુનીઆને એમ બનાવવાનો પ્રયત્ન કરવા ચૂકતા નથી કે બોલ્શેવીકો જેવી અસભ્ય પ્રજા દુનીઆમાં કોઈ બીજી વસતી નથી. પણ એક વાત તો બોલ્શેવીઝમના શત્રુઓ પણ ના કબૂલ કરી શકતાં નથી કે બોલ્શેવીઝમની સ્થાપના આમ-પ્રજાને સુખી બનાવવાના સિદ્ધાંત પર રચાઈ છે. એ આમ પ્રજાને સુખી કરવાને સોવીએટ સરકારે જે નવા કાયદા કાનૂનો ઘડીને અમલમાં મૂકયા છે, તેમાં સૌથી વધારે પ્રશંસાને પાત્ર તો સ્ત્રીઓ અને બાળકોના રક્ષણ માટેના કાયદા છે. રશીયાની રાજ્યક્રાન્તિ ઇ. સ. ૧૯૧૮ ના અકટોબરમાં થઇ. એ સમય પહેલાંના ઝારના રાજ્યમાં સ્ત્રીઓ અને બાળકોના હિત માટેની સંસ્થાઓ બહુ થોડી હતી. કારણ કે ઝારના કર્મચારીઓ આ બાબતને રાષ્ટ્રીય ગણવાનો ઇન્કાર કરતા હતા. પણ ૧૯૧૮ ની રાજ્યક્રાન્તિ પછી જમાનો અને રશીયાની સ્થિતિ બન્ને પ્રલટાયાં.

સોવીએટ સરકારે સ્ત્રીઓના પ્રશ્નને 'રાષ્ટ્રીય પ્રશ્ન' જાહેર કરી છેલ્લાં ૭ વરસમાં પ્રમાણમાં ભારે કામ કર્યું છે. એમને માટે નવા કાયદા કરવામાં આવ્યા છે. એમના લાભાર્થે વધારે સંસ્થાઓ સ્થપાઇ છે. એમને આરોગ્ય સંરક્ષણ માટે જ્ઞાન આપવાનો પ્રબંધ થયો છે. ટૂંકમાં સ્ત્રીઓ અને બાળકોના હિતના પ્રત્યેક પ્રશ્નનો ઉકેલ કહાડવામાં આવ્યો છે. સ્ત્રીઓ માટે રશીયામાં હાલ નીચેના નિયમો પાળવામાં આવે છે.

( ૧ ) સ્ત્રીઓ પાસે રાત્રે કામ લેવામાં

આવતું નથી.' તેમની તબીઅત નાદુરસ્ત હોય તો તેમને કામે ચડાવવામાં આવતી નથી. ભારે બોજો ઉઠાવવાનું કામ પણ તેમની પાસે કરાવાતું નથી.

( ૨ ) સુવાવડની પહેલાં અને તે પછી સ્ત્રી કામદારોને બબ્બે મહિનાની ચડતે પગારે રજા મળે છે; અને એમની જગા એમને માટે રિઝર્વ રાખવામાં આવે છે.

( ૩ ) સોવીએટ રશીયામા દરેક કામદારને વીમો ઉતરાવવો પડે છે. આ વીમા કંપનીઓ સ્ત્રી કામદારોને તેમની સુવાવડ દરમ્યાન તે રજા પર હોય તેટલા મહિના તેના માસિક પગાર જેટલી રકમ દર મહિને મદદરૂપે આપે છે.

( ૪ ) બાળકને નવ માસ થતા સુધી વીમા કંપનીઓ સ્ત્રી કામદારને તેના માસિક પગારનો ચોથો ભાગ સહાય રૂપે આપે છે.

આવા કાયદા કરવાને માટે કેટલા વર્ષથી યુરોપના બીજા રાષ્ટ્રો શોરબકોર કરી રહ્યાં છે; પણ હજી તેમની મુરાદ બર આવતી નથી.

સોવીએટ રશીયામાં જે સ્ત્રીને ગર્ભપાત થયો હોય તેનો દંડ કરવામાં આવતો નથી; કારણ કે દંડની રીત અખત્યાર કરવા છતાં કોઇ દેશમાં ગર્ભપાત બંધ પડયા કે ઓછા થયા નથી. ઉલટું એ રીતથી તો સ્ત્રીઓ દંડથી બ્હીી જઇને વૈદો અને હકીમોનો આશ્રય લઈ કોઇ આજીવન સંકટમાં ફસાઇ પડે છે. પહેલાં રશીયાની જનાના ઇસ્પીતાલમાં આવતી સ્ત્રી દરદીઓમાંની સેંકડે ત્રીસ ટકા ગર્ભપાત છુપી રીતે કરીને વહોરી લીધેલાં નકામાં દુઃખથી પીડાતી હતી. આ સંખ્યા જોતાં સોવીએટ સરકાર ચમકી અને પરિણામે તેને આ કાયદો કરવો પડયો. કાયદાનું પરિણામ એ આવ્યું કે ગર્ભપાત કરનાર સ્ત્રીઓ વાસ્તે એક અલગ દવાખાનું ખોલવામાં આવ્યું; અને એક હોશીઆર ડાક્ટરને એ કામને માટે રોકવામાં આવ્યો. આ બનવા પછી ગર્ભપાતની સંખ્યા ઘટવા લાગી છે. અને એને અંગે પેદા થતી, સ્ત્રીઓની બિમારીઓ તો લગભગ તદ્દન નાશ પામી છે. અને સંભવ છે કે વખતના વહેવા સાથે ગર્ભપાત પણ અટકી જાય.

આ ઉપરાંત રાષ્ટ્રની તંદુરસ્તી વધારવા બીજા કેટલાક પ્રયત્નો પણ થઈ રહ્યા છે. તંદુરસ્તીનું પ્રમાણપત્ર મેળવ્યા પછીજ દરેક પુરૂષને સ્ત્રી પરણી શકે; અને બીજાને ગરમીનું દરદ લાગુ પાડનાર ગુન્હેગાર ગણાય એવા કાયદા પણ ઘડાયા છે.

ત્યાં લગ્નના કાયદા બહુ વખાણવા યોગ્ય છે. ત્યાંના કાયદા અનુસાર દરેક બાળકને એના પિતા પાસેથી પોષણ મેળવવાનો અધિકાર છે. જો એનાં પિતા તેમ કરવા ના પાડે તો એની માતા કાયદાનો આશ્રય લઇ પોતાના પતિને પોષણ કરવાની ફરજ પાડી શકે છે. બાળક કાયદેસર છે કે ગેરકાયદેસર, લગ્ન પહેલાંનું છે કે પછીનું એ વિષેની દલીલો સરકાર આગળ ચાલી શકતી નથી.

આ ઉપરાંત સ્ત્રીઓ અને બાળકોના ભલાને માટે ત્યાં નીચેની સંસ્થાઓ સ્થાપવામાં આવી છેઃ-

( ૧ ) ગર્ભવતી સ્ત્રીઓને સલાહ આપનારી સંસ્થાઓઃ આ સંસ્થાઓનો ઉદ્દેશ ગર્ભવતી સ્ત્રીઓએ કેમ રહેવું, વર્તવું, ખાવું, પીવું વગેરે શીખવવાનો છે. ગર્ભવતી સ્ત્રી જો માંદી પડે તો તેને તેમને માટેનાં ખાસ દવાખાનામાં મોકલવામાં આવે છે. અને ત્યાંના ડાક્તરો એની ખૂબ કાળજીથી સંભાળ રાખી ગર્ભને કોઇ પણ જાતની ઇજા ન થાય અને પ્રસૂતિ સહેલાઇથી થાય એ વાસ્તે યોગ્ય ઉપાય લે છે.

( ૨ ) કામદાર સ્ત્રીઓ અને બચ્ચાં

વાળી બેકાર સ્ત્રીઓ માટેની સંસ્થાઓ. ગર્ભવતી સ્ત્રીઓ પોતાની સુવાવડ પહેલાંની અને પછીની બબ્બે મહિનાની રજા આ સંસ્થાઓમાં ગાળે છે. ત્યાં એમને આરામમાં રાખવામાં આવે છે. અને બચ્ચાને કેમ ઉછેરવું તે શીખવવામાં આવે છે.

( ૩ ) બાળકો માટેનાં નર્સિંગહોમઃ આ ગૃહો અને સંસ્થાઓમાં બાળકોની તંદુરસ્તી કેમ જાળવવી એ વિષે યોગ્ય સંભાળ લેવામાં આવે છે. એ સંસ્થાઓની દાઇઓ દરેક ઘેર જઇ બાળકોને તપાસે છે, અને દરેકના શરીરની સ્થિતિ અનુસાર તેની માતાને યોગ્ય સુચના આપે છે; અને તે પ્રમાણે એની માતા અશક્ત હોય તો એ બાળકને નર્સિંગ હોમમાં લઇ જાય છે.

( ૪ ) ચોથી જાતની સંસ્થાઓ કામદાર સ્ત્રીનાં બાળકોની સંભાળ રાખે છે. કામ પર ગયેલી સ્ત્રીઓ પોતાનાં બાળકો એ સંસ્થાને સોંપે છે; અને પોતે પોતાની નોકરી ઉપરાંત ઘરકામ પણ કરી લે છે. આ સગવડથી બાળમરણનું પ્રમાણ ઘણું ઘટી ગયું છે, કારણ કે આખો વખત બાળકની સંભાળ લેવામાં આવે છે.

( ૫ ) બીજી સંસ્થાઓ એવી છે કે જે માબાપથી તજી દેવાયલાં અને અનાથ બાળકોનું પાલન પોષણ કરે છે. અને બાળક જો ન્હાનાં હોય તો એને બને તેટલી રીતે માતા પિતાના પાલનના જેવુંજ સુખ આપવા પ્રયત્ન કરે છે.

આ ઉપરાંત બીજી અનેક સંસ્થાઓ છે. અને એ બધી સંસ્થાઓ તદ્દન મફત કામ કરે છે એનો લાભ લેનારને કાંઇ પણ ફી આપવી પડતી નથી. આથી, અને રશીયા પ્રમાણમાં ઘણો ગરીબ દેશ હોવાથી, આ કાર્યમાં બહુ આગળ વધવાની ઇચ્છા હોવા છતાં સોવીએટ સરકાર સારી પ્રગતિ કરી શકતી નથી. પણ એટલું તો જરૂર સાચું છે કે રશીયાએ પોતાનાં સ્ત્રી બાળકો માટે જેવો ઉત્તમ પ્રબંધ કર્યો છે, તેવો હાલ સુધી કોઇ પણ રાષ્ટ્રે કર્યો નથી. ૧૯૧૮ ની રાજ્યક્રાન્તિ પહેલાં રશીયામાં સ્ત્રીઓને માટે ૩૪ સંસ્થાઓ હતી. હાલ સોવીએટ સરકારે સ્ત્રીઓ અને ધાવતાં બાળકો માટે ૧૬૦૦ સંસ્થાઓ, બચ્ચાં પાળવાને માટે ૬૫૮ નર્સીંગહોમ, સ્ત્રીઓ ને બાળકોનાં સલાહકાર ૪૪૦ દવાખાનાં અને ગર્ભવતી સ્ત્રીઓને માટે ૪૦ દવાખાનાં કર્યાં છે. આ ઉપરાંત આ વિષયપર પ્રજામત કેળવવા માટે વ્યાખ્યાનકારો, પ્રદર્શનો, સીનેમા, નાટકો વગેરે પણ રોકવામાં આવ્યાં છે.

આ વાંચ્યા પછી કોણ રશીયાને સભ્યતાનું કે સ્ત્રીસન્માનનું વિરોધી કહી શકે ? જે સ્ત્રી સન્માન દુનીઆના બીજા રાષ્ટ્રોએ આજ સુધી બતાવ્યાનો દાખલો નથી તે સોવીએટ રશીયાએ દાખવ્યું છે; અને તેમ કરીને પોતાને સંસ્કૃત રાષ્ટ્રોની ટોચે મૂક્યું છે.*

* જૂદા જૂદા અહેવાલો અને પુસ્તકોને આધારે—લેખક.






લેખકઃ શ્રીયુત ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા.

## પ્રકરણ આડત્રીશમું.

### કસોટી.



મુંબાઇમાં નવી કમ્પનીના શેરોનો ધૂમ સટ્ટો ચાલ્યો ! સ્નેહપૂર્ણાનો ભાઇ મનહરલાલ પણ કર્મ-સંજોગે આ ઝપાટામાં આવી ગયો. ત્હેણે મોટી સંખ્યામાં શેરો ખરીદ્યા હતા. બજારભાવ બેસી જવાથી હિસાબે ત્હેને મોટી ખોટ થતી હતી. પોતાના વારસામાં મૂકેલા પૈસાએ તે અત્યાર પૂર્ણ શાન્તિમાં જીવન ગાળતો હતો. ઓછી ને સાદુ જીવન ગાળતાં ગાળતાં આ નવા શેરોમાં લોકોને સારી કમાણી કરતા લોભનો રાક્ષસી શયતાન તેને પોતાના તરફ ખેંચી ગયો. રાજકોટમાં બીજા ઘણા માણસો કંપનીઓના શેરોમા સારૂં કમાયા છે, અમુકને એક લાખ રૂપિયાનો નફો થયો અને અમુક તો બીખારીમાંથી તવંગર થયો' ઇત્યાદિ લલચાવનારી વાતોથી મનહરલાલે આ નવી ઉપાધિ શરૂ કરી કેટલાકો પહેલેજ તડાકે પૈસાદાર થઇ જવાની વાતો કરતા ત્યારે મનહરલાલને પહેલેજ ફટકે ખોટ ગઇ. જ્હેણે વ્યાપારનાં સાહસ ખેડ્યાં ન હોય, જ્હેણે વ્યાપારી તત્ત્વમાં રહેલી જોખમદારી જોઇ ન હોય, જ્હેણે વ્યાપારમાં આવતી ખોટ વિષે વિચાર પણ કર્યો ન હોય એવી વ્યક્તિને જ્યારે પહેલેજ સપાટે મોટી ખોટ ખમવી પડે છે ત્યારે ત્હેની છાતી બેસી જાય છે. મનહરલાલની આવીજ હાલત થઇ. પોતાના જીવનમાં પહેલીજ વાર આ આર્થિક ફટકો ત્હેણે અનુભવ્યો.

મનહરલાલ બહુ ગભરાયો. એક તો પૈસાના પૈસા ગયા ને બીજી, જનસમાજમાં પોતાની મશ્કરી થતી જોઇ ત્હેને બહુ લાગી આવ્યું, બીજાના દુઃખમાં–બીજાની મુશ્કેલીઓમાં આનંદ માનનારા સમાજને મનહરલાલના આ પ્રસંગે કુથલી કરવાનો નવો ખોરાક આપ્યો. 'દાઝ્યા પર ડામ' દેવા જેવી આ વાતોએ મનહરલાલને રાજકોટ છોડવાનો વિચાર કરાવ્યો. જો નવા શેરોમાં વધારે પૈસા ભરવાની માંગણી થશે તો પોને વધારે મુશ્કેલીમાં આવી પડશે એમ ત્હેને લાગ્યું. ગમે તેમ કરી પૈસા તૈયાર કરી રાખવા માટે તે ઇંતેજાર હતો. 'વૃંદાવન' બાગપર ત્હેને પૈસા મળી શકે એમ હતું પણ વ્યાપારના આ બિનઅનુભવી યુવાનને એ કાર્ય બહુ મુશ્કેલ લાગ્યું.

જીવનલાલે પોતાના મિત્રની આ મુશ્કેલીઓ ટાળવા માટે એક યા બીજી રીતે મદદ

માટે હાથ લંબાવ્યો. સ્નેહપૂર્ણા વિષેની લાલચે હેની એ મદદો નિર્દોષ નહિ પણ સદોષ બની. આ તર્ક સાધી, સ્નેહપૂર્ણા પોતાની થાય એ માટે હેણે વિવિધ પ્રયત્નો આદર્યા. હેણે એક પૈસાવાળાને પોતાના પક્ષમાં લીધો અને એકથી લાખ રૂપીયા પોતાના નામપર મળી શકે તેવી ગોઠવણ કરી તે મનહરલાલ પાસે આવ્યો.

" મનહર ! ત્હારી આબરૂ સાચવવા મ્હેં તજવીજ કરી છે. "

" જીવનલાલ ! મ્હને અનુભવ થયો છે કે મૈત્રિ શબ્દનો આપણે બહુ ખોટો ઉપયોગ કરીએ છીએ. માફ કરજે. ત્હારા ઉપર નથીઃ પણ બીજા ઘણા સંપત્તિવાન મિત્રો કે જેઓને હું આજસુધી મ્હારા આત્મબંધુઓ માનતો હતો તેઓએ મ્હને નિરાશ કર્યો છે. મ્હારા પર પ્રાણ પાથરતા હોય તેવી બ્હારથી નિત્ય ભાવના દેખાડનારા આ મિત્રો આજે મોઢું પણ દેખાડતા નથી ! જ્યારે મ્હારો હેમની સાથે એકાએક ભેટો થઇ જાય છે ત્યારે જે આંખ્યોમાં સ્નેહ હતો ત્યાં આજે શરમનો છાંટો પણ રહ્યો નથી ! જે મિત્રોનાં હૃદયો રસભીનાં લાગતાં હતાં તે આજે લુખાં સુકાં દેખાય છે. હું અત્યારસુધી એમ માનતો હતો કે મ્હારે ઘણા મિત્રો છે પણ આજે એ શબ્દને શોભાવી શકે એવું કોઇ દેખાતું નથી." મનહરલાલે દુઃખની વરાળ બ્હાર કાઢી.

" ત્હારી વાત ખરી છે, બહુજ થોડા માણસો મિત્રના પદને લાયક છે. " જીવનલાલે મનહરલાલની વાતને ટેકો આપ્યો.

" જીવનલાલ ! આ અનુભવ બહુ કડવો છે. સાથે રમ્યા, સાથે ખેલ્યા. સાથે અનેક આનંદો અનુભવ્યા, સાથે રહી દિલથી દિલ આપ્યાં–એ મિત્રો જ્યારે મદદ કરવાને બદલે આપણે માટે ખરાબ વાતો ફેલાવે તો તેના જેવું શોચનીય બીજું શું હોઇ શકે ? " મનહરલાલ આ શબ્દો બોલતાં બોલતાં બહુ દુઃખી દેખાયો.

" મનહર ! દુઃખી થવાનું કંઇ કારણ નથી. તું માને તો, મ્હેં ત્હારે માટે એક તજવીજ કરી છે. "

" શેની તજવીજ ? "

" ત્હને જોઇએ તેટલા પૈસા હમણાં મળશે. જ્યારે પાછા શેરોના ભાવ વધે ત્યારે તે પૈસા પાછા આપી તું છૂટો થઇ આ આફતથી બચી શકીશ. " મનહરલાલના મુખપર થતા ફેરફાર બારીકાઇથી જોતો જીવનલાલ બોલ્યો.

" એ પૈસા આપનાર કોણ છે ? " મનહરલાલે સીધો પ્રશ્ન કર્યો.

" તે હું ત્હને કહી શકતો નથી પણ તું એ પૈસા ખુશીથી મેળવી શકીશ. "

" પૈસાના વ્યાજનું કેમ ? "

" પૈસા આપનાર વ્યાજલેવા નથી માંગતો એટલુંજ નહિં પણ પૈસા ગમે તેટલા મોડા મળે તેની પણ પરવા કરતો નથી. માત્ર એક શરત તે કરવા માંગે છે. "

" શી શરત ? "

" હું કહું તે શાન્તિથી સાંભળજે. ત્હારા હિતનીજ વાત છે. જે માણસ ત્હને પૈસા આપે છે તે આપણી જ્ઞાતિનો એક ખાનદાન ને ભણેલો ગણેલો યુવાન છે. ત્હારા જેવડી ઉમરનો અને મ્હારા જેવોજ છે. હેની ઇચ્છા છે કે તે ત્હને મદદ કરે તેના બદલામાં ત્હારે સ્નેહપૂર્ણાનો હાથ તેના હાથમાં મૂકવો. " જીવનલાલે કહેવાનું હતું તે બહુ સફાઇથી કહી દીધું.

ઉપરથી મેરુ પર્વત તૂટી પડતો હોય ને પોતે નીચે દબાતો હોય તેવી ચિત્રરેખાએ મનહરલાલના મુખપટપર દેખાઇ.

" જીવનલાલ ! તું અને એ માગણી કરનાર યુવાન બન્ને દિવાના થયા છો."

" તું હમેશનો જીદ્દી રહ્યો. ત્હારા હિતની

આ વાત કહેતાં તું મ્હને દિવાનો કહે તેની મ્હને બીલકુલ પરવા નથી, પણ અત્યારે એક મિત્ર તરીકે મ્હારી ફરજ બજાવી મ્હારે ગમે તેમ કરી આ આફતમાંથી ત્હને બચાવવાનો છે. ”

“ બ્હેનને વેચી હું પૈસા લઉં ? ! ને આ આફતમાંથી બચું એમ તું કહેવા માંગે છે કેમ ? ”

“ એમાં વેચવા જેવું શું છે ? ત્હારે ક્યાં એ પૈસા પાછા નથી આપવા ? ”

“ ત્હારી તો અક્કલ બહેર મારી ગઇ છે. પૈસા લેવા માટે સ્નેહપૂર્ણાને પૈસા આપનાર સાથે પરણાવવી એનો અર્થ શું ? ”

“ તું એમ માને તો તને કોઇ રોકતું નથી પણ જો આમ નહિ કરે તો ત્હારે માટે બીજો ઉપાય શું ? ”

“ જીવનલાલ ! ત્હેં મ્હને હજી ઓળખ્યો નથી. ભૂખે મરીશ–નોકરી કરી પેટ ભરીશ–કદાચ મજૂરી કરવી પડે તો તે પણ કરીશ પણ પૈસા લેવા માટે બ્હેનને વેચવા જેવું નરાધમ કાર્ય આ મનહરલાલ કદાપિ નહિ કરે ”, મનહરલાલ ઉશ્કેરાયલો દેખાયો.

“ શાંત થા. મનહર ! તું સમજી જા. ઉતાવળ કર્યા વગર આ બાબત પર ધીરજથી વિચાર કર. જે યુવાન પૈસા આપે છે તે યુવાન દરેક રીતે સ્નેહપૂર્ણાને લાયક છે અને........................ ”

“ બસ વધારે વાત નહિં કર. સ્નેહપૂર્ણાને પરણાવવા માટેની યોજના મ્હારા પિતાની છેલ્લી ઇચ્છા મુજબજ થશે. સાક્ષાત દેવ સ્નેહપૂર્ણાની માગણી કરે તો પણ મ્હારા પિતાની આજ્ઞા પ્રમાણે સ્નેહપૂર્ણાની ઇચ્છા ન હોય તો હું એ દેવને પણ ના કહું એવો માણસ છું. ” જીવનલાલને બોલતો અટકાવી મનહરલાલ બોલી ઉઠ્યો.

આ ચર્ચા ચાલે છે એટલામાં બહાર તારવાળાનો અવાજ સંભળાયો.

“ આ આપનો તાર છે ” એમ કહી પરબીડીયું આપી તારવાળાએ મનહરલાલની સહી લીધી.

તાર ફોડી મનહરલાલે વાંચ્યો. “ તુમારે માટે અઢીસોના પગારથી નોકરી તૈયાર છે. તુરતમાં દિલ્હી આવો. ”

---

## પ્રકરણ ઓગણચાળીસમું.

### સ્ત્રીસમાજનો વાર્ષિકોત્સવ.



કપિંજલા જેમ સ્નેહપૂર્ણાના સહવાસમાં આવતી ગઈ તેમ તેમ એકજ વાતપર ત્હેનું લક્ષ ચોંટતું ગયું કે સ્નેહપૂર્ણા વસંતની થાય તો કેવું સારૂં ?

કપિંજલાને સ્નેહપૂર્ણા બન્નેમાં સખીભાવ વધતો ગયો, એક બીજીની ખાનગીમાં ખાનગી વાત પણ જ્યાંસુધી એકમેકને કહે નહિં ત્યાંસુધી બન્નેને ચેન પડતું નહિં. સ્નેહપૂર્ણાની સંસ્કારિતાપર કપિંજલા મોહી પડી હતી. વસંતને સ્નેહપૂર્ણાનું જોડું જો લગ્નગ્રંથિથી જોડાય તો ગુજરાતને ઉત્તમ દંપતીજીવનનું દર્શન થાય એ વિચાર તે હમેશાં પોતાના પતિ સમક્ષ મૂકતી.

આજે સ્ત્રીસમાજનો વાર્ષિકોત્સવ હોવાથી રાજકોટની સુન્દરીઓ આનંદમાં ડોલતી હતી. ઘુંઘટપટમાં જીવન ગાળનાર કાઠીયાવાડી રમણીઓમાં આ સ્ત્રીસમાજથી કંઈ નવિન

જાગૃતિ આવી હતી. આ સ્ત્રી સમાજની સ્થાપક એક વિધવા નાગર બ્હેને જ્યારે આ સંસ્થાની સ્થાપના કરી ત્યારે લોકો, 'સ્ત્રીઓના તે વળી સમાજ કેવા ?' 'સ્ત્રીઓ ભાષણ આપી શું ઉકાળી દેશે ?' 'ભણેલી ભાર્યા ભાષણે ભૂલાવે ' ' આ તો વંઠી જવાના ધંધા છે ' ' લાજ મર્યાદા મૂકી કંઈ ભાષણો અપાય ?' ' આ સમાજ તે સુધરેલું કુથલીખાનું ! " જો રખે ભૂલ કરી ત્હમારી સ્ત્રીઓને ત્યાં મોકલતા ! ' ' અમ્હે તો અમારી દીકરી વહુને ઉંબરા બહાર પગ મૂકવા દેનાજ નથી ' ' સ્ત્રીઓને તો પગ નીચેજ રખાય. એને તે વળી આવા સમાજ હોય ?' ' આ સમાજમાં જવું એ આપણા બાપદાદાની આબરૂને કલંક લગાડવા જેવું છે ' ઇત્યાદિ વાક્યો જ્હેને જેમ ફાવે તેમ બોલતા. સંસ્થાની સ્થાપકે આવાં વાક્યોથી નિરાશ ન થતાં પોતાનું જનસેવાનું કાર્ય ચાલુ રાખ્યું. લોકો ગમે તેમ બોલે પણ પોતાનો ઉદ્દેશ ઉંચો હોવાથી જરૂર ફતેહ મળશે એમ ખાત્રી હોવાથી આ નાગર બ્હેને પોતાનું આખું જીવન આ સમાજને અર્પ્યું.

ધીમે ધીમે આ સંસ્થાનો લાભ કેટલીક ભણેલી બ્હેનોએ પોતાની અભણ બ્હેનોને અપાવ્યો. લાજ ને ઘૂંઘટમાં રહેનારી નિરક્ષર સ્ત્રીઓને આ સમાજમાં આવતાં પોતાની સ્થિતિ માટે વિચાર થયો. અંધકારમાંથી પ્રકાશમાં આવતાં જે ચેતનયુક્ત ભાવના પ્રકટે છે એ ભાવના કેટલીક સ્ત્રીઓમાં પ્રકટી. ભણવાથી વંઠી જવાય છે એ વિચારને બદલે ભણેલી સ્ત્રીઓમાં ઉચ્ચ ચારિત્ર્ય બંધાય છે અને સુણીને ઉપયોગી જીવન તો ભણેલી સ્ત્રીઓજ ગાળે છે એમ ખાત્રી થતાં ઘણી બ્હેનો આ સંસ્થામાં જોડાઇ.

થોડા વખતમાંજ રાજકોટના જનસમાજને આ સંસ્થા ઉપયોગી લેખાઇ. ઘણા ઘરને આંગણેથી કુથલી ને નિંદાનાં પુરાણ ઉડયા. ઘણાં કુટુંબોમાંથી મહાભારત જેવાં યુદ્ધ ભૂલાયાં ને તેને બદલે શાંતિ, સુખ ને સંતોષ આવી રહ્યાં, જે ઘરમાં નિત્ય વર વહુની લડાઈ થતી હતી ત્યાં આજે તું મ્હારી ગૃહદેવી ને ત્હમે મ્હારા ગૃહદેવ એ ભાવનાનાં પુસ્તકો વંચાવાં શરૂ થયાં. જે ઘરમાં કુટુંબને ગામની નિંદા નિરન્તર સંભળાતી ત્યાં આજે રસપૂર્ણ રાસ રમાતા ને આનંદ ગોઠડી થતી દેખાઇ.

આ સમાજને સ્નેહપૂર્ણા ને કપિંજલાની બહુ સારી મદદ મળી. સ્ત્રીસમાજની ઉપયોગિતા જો કોઇપણ વધારે પ્રમાણમાં દેખાડી હોય તો તે આ બન્ને સખીઓના ઉત્સાહનું જ પરિણામ હતું. આજના વાર્ષિકોત્સવમાં સહુનું લક્ષ આ બન્ને સખીઓ તરફ વખતો વખત ખેંચાતું હતું. બ્રહ્મચારિણીના તેજમાં સ્નેહપૂર્ણાનું નયનતેજ પ્રકાશતું હતું. વાણીમાં મધુરતા, હૃદયમાં પ્રેમ ને કર્તવ્યમાં સચ્ચાઇ આ ત્રણે ગુણોથી સ્નેહપૂર્ણા સમક્ષ સર્વ કાંઇ ઝાંખું લાગતું.

ઘણી યુવાન સ્ત્રીઓ સ્નેહપૂર્ણા જેવી પોતાની બ્હેન હોય તો સારૂં એમ ઇચ્છતી. કેટલીક વૃદ્ધાઓ પોતાની પુત્રવધૂને સ્નેહપૂર્ણા જેવી જોવા તલસતી ને કેટલીક તો સ્નેહપૂર્ણા જેવું પુત્રીરત્ન પ્રાપ્ત થાય એવા અભિલાષ પોષતી.

વાર્ષિકોત્સવનો કાર્યક્રમ શરૂ થયો. ન્હાની બાલિકાએ ઇશ્વરસ્તવન કર્યું, ત્યાર પછી ટૂંકાં ટૂંકાં ભાષણો, સંવાદ વિગેરેનો કાર્યક્રમ પૂરો થયો. દશ વર્ષ પહેલાંના રાજકોટમાં ને આજના રાજકોટમાં સર્વને બહુ તફાવત લાગ્યો. સ્વચ્છતા, સુઘડતા ને સ્નેહનાં દર્શન સર્વને થયાં. આશા, અભિલાષ ને ઉત્સાહની રસછોળ ઉછળી. ' જેને સારી પુત્રી થતાં આવડે તેજ સારી પુત્રવધૂ થઇ શકે એ વિષય પર ચર્ચા શરૂ થતાં સર્વેએ અનેરો આનંદ અનુભવ્યો.

કપિંજલા આ આનંદમાં અગ્રસ્થાને હતી, સ્નેહપૂર્ણાના મુળ તેજપર આજે ત્હેને કંઈ ઉણપ લાગી. આ ઉણપ દૂર કરવા ત્હેણે પ્રયત્નો આદર્યા. વાર્ષિકોત્સવનો સર્વ કાર્યક્રમ પૂરો થતાં ત્હેણે સ્નેહપૂર્ણાના હાથમાં દિલરૂબા મુક્યું. પોતે ગાવા માટે તૈયાર થઇ. સહુ કોઇએ આ કાર્ય તાળીઓથી વધાવી લીધું. અસ્વસ્થ દેખાતી સ્નેહપૂર્ણાથી કોઈપણ રીતે ના કહી શકાય તેમ ન્હોતું. દિલરૂબાના મૃદુ તારપર મૃદુ અંગુલિઓ ફરી ને કપિંજલા કોકિલા શી ટહુકી.

પ્રિયતમ પ્રેમી છો પ્રિયના,
જગત પ્રેમી થશો ક્યારે ?
ઉગારો હસ્ત મુજ ગ્રહીને,
જગત ઉદ્ધારશો ક્યારે ?
સ્વામી મમ સાથી સુખદુઃખના,
જગત સાથી થશો ક્યારે ?
મ્હને સન્માર્ગ દોરો છો,
જગતને દોરશો ક્યારે ?

દિલરૂબા વગાડતી સ્નેહપૂર્ણાની અસ્વસ્થતા દૂર થતી દેખાઈ, કપિંજલાએ એ પારખી જઇ પ્રસન્ન મુખે ગાવાનું ચાલુ રાખ્યું.

કવિ, વક્તા ને સાક્ષર છો,
નિરક્ષર તારશો ક્યારે ?
સદા જ્ઞાની ગણાઓ છો,
સુવિદ્યા આપશો ક્યારે ?
વીરોના શૌર્યપૂજક છો,
રણાંગણ શોભશો ક્યારે ?
કિતાબો ખૂબ ખોલી છે,
દુઃખી દિલ વાંચશો ક્યારે ?
ગૃહે સ્વરાજ્ય ધ્રચ્છો છો,
સ્વરાજ્યે રાચશો ક્યારે ?
પ્રિય મુજ સર્વ આશા છો,
જગત આશા થશો ક્યારે ?..

સ્નેહપૂર્ણાની અસ્વસ્થતા તદન ઉડી ગઇ. કપિંજલા ગાતી બંધ પડી પણ સ્નેહપૂર્ણાની રસઅંગુલિઓ રસરણકાર છેડતી દિલરૂબાના તારપર ફરી રહી. 'ક્યારે ?' એ પ્રશ્ન દિલરૂબામાં ફરી ફરી ગાજ્યો ને સાંભળનારના હૃદયમાં એજ ભાવના રમી રહી કે 'જગત આશા થશો ક્યારે ?'

કપિંજલા ને સ્નેહપૂર્ણાની જોડીથી સર્વ મુગ્ધ થયાં.

વાર્ષિકોત્સવ ખતમ થાય તે પહેલાં સ્ત્રી સમાજની સ્થાપક બ્હેને સ્નેહપૂર્ણાને કપિંજલાની આ સંસ્થા ચલાવવામાં મળેલી ઉદાર મદદ માટે ઉપકાર માન્યો.

કાલથી અમ્હે અમ્હારી પાડોસણ બ્હેનોને અહિં જરૂર લઇ આવશું એવો નિશ્ચય કરી ઘણી નવી આવનાર સ્ત્રીઓ ઉત્સાહ ભરી પાછી ફરી.

"આજ ત્હારામાં અસ્વસ્થતા કેમ દેખાય છે ?" ઘર તરફ પાછી ફરતી કપિંજલાએ સ્નેહપૂર્ણાના હૃદયની વાત જાણવા પ્રયત્ન કર્યો.

"હું ત્હારે ત્યાં આવું છું. જે કહેવાનું છે તે ત્હને ત્યાં કહીશ."

*

# પ્રકરણ ચાળીશમું.

## દુઃખ કે સુખ ?



"કેમ બહુ વાર લાગી ? હું તો ત્હમારી રાહ જોઇ જોઇ થાકયો. ચાલો હવે રેસ-કોર્સ તરફ ફરવા આવશો કે ?" ઘરમા દાખલ થતી કપિંજલાને સ્નેહપૂર્ણાની સ્હામે આવી સુમનલાલે હસતાં હસતાં ફરવા આવવા સુચવ્યું.

"આજે અમ્હારે તો ફરવાથી પણ અધિક આનંદ ઘેર બેઠાં લેવો છે."

"હા લ્યો લ્યો ! બન્ને સખીઓ અવતાર રૂપ છો !" આમ કહેતો સુમનલાલ ફરવા માટે ઘરબહાર નીકળી પડયો.

સ્નેહપૂર્ણા અને કપિંજલા જરા સ્વસ્થ થઇ વાતે વળગે તે પહેલા વિજયા નામની કપિંજલાની પડોસણ આવી ચઢી.

"આજ તો બહુ રોકાયાં ? એવું તે એ સ્ત્રી-સમાજમાં શું છે કે ત્હમે જ્યારે ને ત્યારે ત્યાંજ ગુંથાયલા રહો છો ?"

પડોસણના આ પ્રશ્નનો જવાબ આપી વાત લંબાવવાની ઇચ્છા કપિંજલાની ન્હોતી એટલે ત્હેણે ટુંકમાંજ પતાવ્યું.

"આજની સભા બહુ સારી હતી તેથી જરા વાર લાગી."

"અરે, હા ! હું કયાં એ સભાને સારી નથી કહેતી ? મ્હારૂં તો કહેવું એવું છે કે જ્યમ ભકતજન રામને જપે તેમ ત્હમે આ સભા માટે કરો છો." વિજયાએ નકામી વાતો શરૂ કરી.

"ત્હમારૂં કહેવું બરાબર છે." કપિંજલાએ ટુંકમાં પતાવ્યું.

"એ તો બધું ઠીક ! પણ આ પૂર્ણા બ્હેન કેમ આજે દીલગીર દેખાય છે ? ભાઇને શેરના ધંધામાં મ્હોટી ખોટ ગઇ તેથી કે ?" સ્નેહપૂર્ણા સ્હામે ટગર ટગર જોતી વિજયાએ પ્રશ્ન કર્યો.

આ પ્રશ્નથી મ્હોટો આંચકો લાગ્યો હોય તેમ ચમકીને સ્નેહપૂર્ણા નિરૂત્તર રહી.

પોતાના પ્રશ્નનો જવાબ ન મળતાં વિજયાએ બીજી વખત સીધો પ્રશ્ન કર્યો "કેટલી ખોટ ગઇ ?"

કપિંજલા આ પ્રશ્નોથી અચંબો પામી સ્નેહપૂર્ણાનાને ભાઇને શેરબજારમાં ખોટ ગઇ એવી કંઇ વાત પોતે જાણતી નહિ હોવાથી સહજ ગુસ્સાસહિત તે બોલી ઉઠી.

"વિજયા ! તું પણ એક જીવતું છાપુ છે ! બનાવટી વાતો ત્હારે મોંઢેથી હમેશાં બહાર પડે છે."

"હું મરૂં, જો ખોટું બોલતી હોઉં તો, આખા રાજકોટમાં આ વાત જાણીતી છે. કે મનહરભાઇને શેરના ધંધામાં મ્હોટી ખોટ છે," વિજયાએ પોતાની વાત સાચી ઠરાવા પુરાવો આપ્યો.

વિજયાની વાતથી સ્નેહપૂર્ણાની મુખમુદ્રામાં જે જે ફેરફારો થયા તે કપિંજલાએ પારખી લીધા. આ વાત એટલેથીજ અટકે તો ઠીક આમ ધારી કપિંજલાએ પોતાની પાડોસણને પતાવવાની પેરવી કરી.

"વિજયા ! એ તો હશે. વ્યાપારધંધો છે. જે આજે ખોય તે કાલે કમાય. મ્હારે ત્હને જે કહેવાનું છે તે તો હું વિસરીજ ગઈ." કપિંજલાએ આડી વાત નાંખી.

"શું ?"

"તું તો હજી એવીને એવી રહી પણ ત્હારી જેઠાણી વાંચતાં લખતાં શીખ્યા છે ત્હેને આ અમારી આજની સભાનો કાર્યક્રમ પહોંચાડવો છે એટલું મ્હારૂં કામ કરવાનું છે."

" લાવો હું લઇ જઇશ. "

" લઇ જઇશ એમ નહિ ! ત્હેમણે મ્હને તુરત મોકલવા કહ્યું હતું તો હમણાંને હમણાં લઇ જા. "

કપિંજલા પોતાને દૂર કરવા ઇચ્છે છે એ વાત વિજયા સ્હમજી ગઇ. આ બન્ને સખીઓ વચ્ચે પોતે અંતરાયરૂપ છે. એમ જાણતાં તેં પોતાની જેઠાણીને આપવાનો કાર્યક્રમ કપિંજલા પાસેથી લઇ જવા ઉઠી.

" પૂર્ણા બ્હેન ! મ્હારા કહેવાથી ત્હમે ખોટું લગાડશો નહિ. મેં તો જે સાંભળ્યું તે ત્હમને કહ્યું. " જતાં જતાં વિજયા બોલી.

" એમાં ખોટું લાગવા જેવું કંઇ નથી. ગામને મોટે કંઇ ગરણું બંધાય છે ? " સ્નેહપૂર્ણાએ શાન્તિથી ઉત્તર આપ્યો.

વિજયા ગઇ, બન્ને સખીઓ એકલી પડી.

" પૂર્ણા ! આ વિજયાએ કહી તે વાત શું ખરી છે કે ગામગપાટો છે ? જ્યારે કોઇ થોડું કમાણો હોય ત્યારે તે બહુ કમાણો છે અને જ્યારે કોઇએ થોડું સરખું પણ ખોયું હોય ત્યારે મોટી ખોટ ગઇ છે એમ કુથલી બોરો કહે છે. "

" બધી વાત ખરી છે કપિંજલા ! અમ્હારૂં સુખી કુટુંબ દુઃખમાં આવી પડયું છે. " કહેતાં કહેતાં સ્નેહપૂર્ણાનું હૃદય ભરાઇ આવ્યું.

" એટલી બધી ખોટ ગઇ છે એમ ? "

" ખોટ પુરી પાડતાં બહુ ભારે પડે એમ છે. પૈસા જાય ત્હેની હું પરવા નથી કરતી પણ મનહરભાઇ પર આથી જે અસર થાય છે તેથી મને દુઃખ ઉપજે છે. "

" પણ મનહરભાઇને એ શું સૂઝયું ? "

" એમાં કોઇની ચતુરાઇ ચાલતી નથી બ્હેન ! જે થવાનું હોય તે કદાપિ કોઇથી મિથ્યા થયું છે ? "

" કેવું શાંત ને સુખી જીવન ગાળનારૂં સુન્દર કુટુંબ છે તેમાં આ ઉપાધિ ક્યાંથી? " કપિંજલાએ નિશ્વાસ નાંખ્યો.

ભાઇએ વ્યાપારનાં આવાં દુઃખો કોઇ દિવસ જોયાં નથી તેથી તેનાપર આ બનાવે જે અસર કરી છે તે દૂર કરવા હું મથું છું પણ કોઇ પણ રીતે એ દુઃખ દૂર થાય તેવો સંજોગ દેખાતો નથી. "

" તું કહે તો હું એમને કહી પૈસાનો જોગ કરાવી આપવા ગોઠવણ કરૂં. "

" નહિ નહિ ! કોઇને એ વાત કરવાની મનહરભાઇની ચોખ્ખી મના છે. કોણ જાણે ગામમાં આ વાત ક્યાંથી પ્રસરી ! "

" ગામ તો એવુંજ છે. કોઇની સારી નરસી વાત વધારીને કહેવામાંજ કેટલાકો પોતાના જીવનનું સાર્થક માને છે. "

" આ વાતથી બીજું એક પરિણામ આવવાનો ભય રહે છે. ભાઇ જાણશે કે ગામ આ વાત જાણે છે તો તે અહિં રહેવાનું બીલકુલ પસંદ નહિ કરે. "

" ગામ વાત કરે તો શું ગામ છોડી ચાલ્યા જવું ? "

" કપિંજલા ! મનહરભાઇ જેવાને તો ચાલ્યા જવુંજ પડે. તેનું હૃદય બહુ દુઃખી જણાય છે. લોકો વાતો કરે તે તે સાંભળી શકશે નહિ એમ હું માનું છું. "

" પ્રભુ ત્હારા ભાઇને આ દુઃખ ખમવાનું સામર્થ્ય આપો. બીચારા વસંતભાઇના કુટુંબની વાત તું કયાં જાણતી નથી. ત્હેમણે દુઃખમાં હિમ્મત રાખી તો આજે બધું ઠીક ઠીક છે. "

વસંતનું નામ સુણતાં સ્નેહપૂર્ણા દુઃખમાં પણ ખુશી થઇ.

" હું ત્હને પુછવાનું ભુલી ગઇ. હાલમાં વસંતરાયનો કંઇ કાગળ છે કે ? "

કપિંજલા સ્નેહપૂર્ણાને બીજી વાતે ચઢાવી

જોઇ આનંદ પામી ત્હેની ઇચ્છા હતી કે સ્નેહપૂર્ણા પોતાના કુટુંબપર આવેલું દુઃખ ભુલે તેથી આ પ્રશ્ન ત્હેણે ઝીલી લીધો.

" ઠીક યાદ આવ્યું. પૂર્ણા હું ત્હને એ બાબતમાં તો વિસરી ગઇ. મ્હે વસંતભાઇને કાગળ લખ્યો હતો ત્હેનો જવાબ લાંબે વખતે હમણાંજ આવ્યો. "

" શું લખે છે ? "

" શું લખે છે તેનો સાર કહું કે આખો કાગળ વંચાવું. " કપિંજલાએ હસતે વદને પૂર્ણા તરફ કટાક્ષ ફેંક્યું.

" ત્હને જેમ ઠીક લાગે તેમ કર " કહેતાં કહેતાં પૂર્ણાના ગાલપર શરમના શેરડા પડયા.

" મ્હને તો આખો પત્ર ત્હને વંચાવવો ઠીક લાગે છે. "

કપિંજલાએ ટેબલના ખાનામાંથી એક પરબીડીયું કાઢી સ્નેહપૂર્ણા તરફ ફેંક્યું. સ્નેહ-સ્નેહપૂર્ણાએ તે સુન્દર રીતે ઝીલ્યું.

" વાહ વાહ ! ઝીલતાં તો બહુ સારૂં આવડે છે. જયમ આ પરબીડીયું ઝીલ્યું ત્યમ જીવનના મોંઘા મૂલા લ્હાવા પણ ઝીલશે કે ? કપિંજલાએ સખીભાવે મીઠી મશ્કરી કરી.

કપિંજલાએ ફેંકેલા પરબીડીયામાંથી વસંતના સુન્દર અક્ષરે લખાયલો પત્ર કાઢી સ્નેહપૂર્ણા મનમા વાંચવા લાગી

" એમ ન વંચાય ! હું સાંભળું તેમ વાંચ. એમાં એક ખુશ ખબર છે. "

કંઈ સ્નેહભરી ખેંચતાણ પછી સ્નેહપૂર્ણાએ કપિંજલા સાંભળે તેમ વસંતનો પત્ર વાંચ્યો.

સૌ. બ્હેન શ્રી કપિંજલા બ્હેન !

ત્હમારો સ્નેહ ભર્યો પત્ર મળેલો. જવાબ લખવામાં મહિનાઓ ગયા છે તો ક્ષમા યાચું છું.

ત્હમો દંપતી મ્હારૂં જીવન સુખી જોવા ઇચ્છો છો, એ હું ઘણા વખતથી જાણું છું. હું એ માટે ત્હમારો બન્નેનો આભારી છું. હાલ તુરત તો ત્હમોએ લખેલું હું વાંચું છું એટલું જ દેખાય છે. મ્હારા અંગત જીવનના પ્રસંગો અનુભવી તથા બીજા સામાજિક પ્રસંગો જોઇ મ્હને આપણા સંસાર તરફ દયા આવે છે. હાલ તુરત લલિતાની જગ્યા ખાલી રહે તેમાંજ ઠીક છે એમ હું માનું છું. ત્હમે સૂચવેલું નામ હું ભુલીશ નહિ. કપિંજલા જ્હેને પસંદ કરે તે પસંદગી ઉત્તમ હોયજ એમ ત્હમારે માટેનો મ્હારો અનુભવ કહે છે.

હાલ હું કેટલાક સંજોગોને લઈ એ બાબતમાં કંઈ પણ નિશ્ચયાત્મક જવાબ આપી શકું નહિ. જ્યારે જયકુંવર ફઇનુ નામ મ્હારા સ્મરણમાં આવે છે ત્યારે મ્હને ને મ્હને પરણનાર સુન્દરીને દુઃખી હાલતમાં જોઉં છું. દુઃખ ખમવું એ ઠીક છે પણ બીજી વ્યક્તિને દુઃખી હાલતમાં જોવી એ મ્હારી શકિત હવે કબુલ કરતી નથી. વખત આવ્યે વખતનાં વાજાં વાગશે માટે હાલ એ સવાલ અદ્ધર રાખું છું. એટલે યાદ રાખજો કે કપિંજલા જેમ કહેશે ત્યમ વસંતને કરવુંજ પડશે.

પરીક્ષાનું પરિણામ આજેજ બહાર પડયું છે. હું બી. એ. માં પહેલા વર્ગમાં પહેલે નંબરે પસાર થયો છું. ત્હમે આ જાણી ને ખુશી થશોજ.

ત્યાં જે યાદ કરે ત્હેને વંદેમાતરમ્ કહેશો હાલ એજ.

લી. ત્હમારો બંધુ
'વસંત.'

પત્ર પૂરો થતાં સ્નેહપૂર્ણા ઘડી પહેલાંનું સર્વ દુઃખ ભૂલી ગઇ.

" ત્યાં જે યાદ કરે એટલે કોણ ? " કપિંજલાએ સ્નેહપૂર્ણા તરફ મીટ માંડી.

" કોણ શું ? હું પોતે ! " સ્નેહપૂર્ણાએ હર્ષઘેલા શબ્દમાં જવાબ આપ્યો.

# ઈનામી ઉખાણાં.

સંપાદિકા: બ્હેન પ્રેમલીલા મહેતા બી. એસ. સી.

હાલમાં અંગ્રેજી વર્તમાનપત્રો તથા ચોપાનીઆંમાં Cross-word puzzles આપવાની પ્રથા બહુ ચાલે છે. અહીં કરતા પણ ઇંગ્લંડમાં વધારે ચાલે છે. વાંચનારાંના આનંદને ખાતર એક જાતના શબ્દનાં ઉખાણા મૂકવામાં આવે છે. તેને એક ચોરસની અંદર ખાના પાડીને ગોઠવવામાં આવે છે. તે સાથે શબ્દોની અંદરના અક્ષરની સંખ્યા તથા શબ્દના અથ છાપવામાં આવે છે. તે ઉપરથી વાંચનારે એ શબ્દો શોધી કહાડવાના હોય છે-આને Cross-word puzzles કહેવાય છે. તેને માટે ઇનામી હરિફાઇ રાખવામાં આવે છે. એટલે જેના જવાબ બધા ખરા હોય તેને ચોપાનીઆં તરતરફથી ઇનામ મળે છે.

આવા ઉખાણા ગુજરાતીમાં ગોઠવીને બ્હેન પ્રેમલીલા મ્હેતાએ મને મોકલ્યા છે. 'ગુણસુંદરી' ના વાંચનારાની ગમ્મતને ખાતર તે અમે નીચે આપ્યા છે. જે અંગ્રેજી શીખેલાં વાચકોએ અંગ્રેજીમાં આવાં ઉખાણાં જોયાં હશે તેને તો આ સમજતા વાર નહિ લાગે; પરંતુ જે અંગ્રેજી નહિ જાણતા હોય તેને માટે અમે નીચે સમજુતી આપી છે.

ઉખાણા નં. ૧ નું ચિત્ર જોતાં જણાશે કે તેમાં એક મોટા ચોરસમાં સાત ખાનાં ઉભાં તથા સાત આડાં છે. જે ખાનાં કાળાં હોય તેમાં એકે અક્ષર નથી આવતો એમ સમજવું. સૌથી પ્હેલું એક નંબરનું ખાનું લઇએ. તેની જમણી બાજુએ જોઇએ તો બીજાં ૭ ખાનાં ખાલી છે. એટલે તે લીટીમાં એક સાત અક્ષરનો શબ્દ હોવો જોઇએ તે શબ્દનો અર્થ 'વિજ્ઞાનનો અખતરો' એવો નીચે આપ્યો છે. માટે આપણે એક સાત અક્ષરનો એવો શબ્દ શોધી કહાડવો જોઇએ કે જેનો અર્થ 'વિજ્ઞાનનો અખતરો' થાય-આ શબ્દ 'રસાયન પ્રયોગ' છે નીચે જવાબમાં જુઓ તો તેમજ છે. હવે એક નંબરના ખાનાની નીચે જુઓ તેની નીચે બીજાં બે ખાનાંજ ખાલી છે. પછી તો કાળું ખાનું આવે છે. એટલે ત્યાંથી શબ્દ પૂરો થયો. સમજવો; એટલે ત્રણ અક્ષરનો શબ્દ છે એમ સમજવું. ઉભા શબ્દોના અર્થમાં જોશો તો ૧ નંબર આગળ 'ફજેતી' એમ લખેલું છે. હવે આ ત્રણ અક્ષરના 'ફજેતી' અર્થવાળા શબ્દમાં પ્હેલો અક્ષર તો 'ર' છે. કારણ કે ઉપર જોયું તેમ 'રસાયન પ્રયોગ' શબ્દનો પ્હેલો અક્ષર પણ ૧ નંબરના ખાનામાં છે. વિચાર કરતાં જણાશે કે આ શબ્દ 'રકાસ' છે. જવાબમાં જુઓ તો તેજ છે.

હવે નં. ૫ થી શરૂ થતાં આડાં ખાનાં લો. ત્યાં માત્ર બે અક્ષરનોજ શબ્દ છે. કારણ કે પછી કાળું ખાનું આવે છે. આડાના નં. ૫ ના અર્થમાં જોશો તો 'એક પક્ષી' લખેલું છે. હવે આ પક્ષીનો પ્હેલો અક્ષર 'કા' છે. કારણ કે ઉપર કહેલા 'રકાસ' શબ્દનો 'કા' અક્ષર નં. ૫ ના ખાનામાં છે. માટે આ નવો શબ્દ તે 'કાગ' હોવો જોઇએ, જવાબમાં જુઓ. હવે નં. ૧૧ થી

થતાં ઉભાં' ખાનાં જુઓ. ત્યાં ત્રણ અક્ષરનો શબ્દ છે. ઉભા શબ્દોના અર્થમાં જોશો તો જણાશે કે નં ૧૧ આગળ ' સારી સ્ત્રી ' લખેલું છે એટલે ત્રણ અક્ષરનો એવો શબ્દ શોધવો જોઇએ કે જેનો અર્થ ' સારી સ્ત્રી ' થાય; તે શબ્દ ' સુરમા ' છે એમ જવાબ જોતાં જણાશે. હવે આ ઉપરથી ખબર પડી કે નં ૧૧ થી શરૂ થતા આડાં ખાનામાં પ્હેલો અક્ષર ' સુ ' છે નં ૧૬ થી શરૂ થતાં ખાનામાં પ્હેલો અક્ષર ' મા ' છે. અર્થ વાચતાં માલમ પડશે કે તે શબ્દો અનુક્રમે ' સુકાન, ' ' રજ ' અને ' માલવિકાગ્નિ મિત્ર ' છે. આ પ્રમાણે બધાં ખાનાંમાંથી શબ્દો શોધી કહાડવાના છે. જે ખાનામાં નંબર લખ્યો હોય ત્યાંથી કોઇ શબ્દ શરૂ થઈ શકે; નંબર વગરનાં ખાનામાંથી શબ્દ શરૂ થઈ શકે નહિ. કાળાં ખાનાંમાં એક પણ અક્ષર આવતો નથી એમ સમજવું. તં. ગુ. ]

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | | | | ૩ | ૪ |
| ૫ | | ■ | ■ | ■ | ૬ | |
| ૭ | | ૮ | ■ | ૯ | | |
| ■ | ■ | ૧૦ | | | ■ | ■ |
| ૧૧ | ૧૨ | | ■ | ૧૩ | ૧૪ | ૧૫ |
| ૧૬ | | ■ | ■ | ■ | ૧૭ | |
| ૧૮ | | | | | | |

ઉખાણું નં ૧.

| આડા | ઉભા |
|---|---|
| ૧ વિજ્ઞાનનો અખતરો | ૧ ફજેતી |
| ૫ એક પક્ષી | ૨ પાણીનો જથ્થો |
| ૬ એકઠું | ૩ લંબાઇનું એક માપ |
| ૭ સહેલું | ૪ ગામડીઓ |
| ૮ એક જનાવર | ૮ એક શુભ પ્રસંગ |
| ૧૦ ઇનામી જમીન | ૯ સ્વાભાવિક ઇચ્છા |
| ૧૧ વહાણનો એક ભાગ | ૧૧ મારી સ્ત્રી |
| ૧૩ હોડીવાળો | ૧૨ અંજન |
| ૧૬ ઝીણો કણ | ૧૪ પરદેશ |
| ૧૭ ગફલત | ૧૫ પત્ની |
| ૧૮ એક સંસ્કૃત નાટક | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ર | સા | ય | ન | પ્ર | યો | ગ |
| કા | ગ | ×̣ | × | × | જ | મા |
| સ | ર | લ | × | વા | ન | ર |
| × | × | ગ | રા | સ | × | × |
| સુ | કા | ન | × | ના | વિ | ક |
| ર | જ | × | × | × | ભુ | લ |
| મા | લ | વિ | કા | ગ્નિ | મિ | ત્ર |

જવાબ

ઉખાણું નં. ૨.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ■ | ૪ | ૫ | ૬ |
| ૭ | | | ■ | ૮ | | |
| ■ | ■ | ૯ | | | ■ | ■ |
| ૧૦ | ૧૧ | | ■ | ૧૨ | ૧૩ | ૧૪ |
| ૧૫ | | | ■ | ૧૬ | | |

| આડા | ઉભા |
|---|---|
| ૧ સોનું | ૧ વિદ્વાન |
| ૪ એક જાતનું પીણું | ૨ પ્રણામ કર |
| ૭ નિર્મળ ( નારી જાતિ ) | ૩ કળાનો ભાવ જાણનાર |
| ૮ વિના | ૪ રાજા |
| ૯ રાત્રિ | ૫ હરણ |
| ૧૦ વેચાઉ માલનું નિગમન | ૬ ભરપુર |
| ૧૨ ધજા | ૧૦ નિયમ ( વ્રત ) |
| ૧૫ સુંદર | ૧૧ જાડણી કરવામાં વપરાતું એક ચિહ્ન |
| ૧૬ એક મહા પુરૂષનું નામ | ૧૩ સંગીત શાસ્ત્રનો એક શબ્દ |
| | ૧૪ નવલકથાના એક જાણીતા પુરુષ-પાત્રનું નામ. |

[ આ ઉખાણાનો ખરો જવાબ તા. ૩૧ મી જુલાઈ ૧૯૨૫ સુધીમાં મોકલનારને રા. " રામચુરાની રસીલી વાર્તાઓ " નું સુંદર પુસ્તક ઇનામ તરીક અપાશે. એકથી વધુ જવાબ ખરા હશે તો સૌથી પ્હેલાં મોકલનારને ઇનામ ઉપર હક રહેશે. ફક્ત સ્ત્રી ગ્રાહકોને જ આ હરિફાઇમાં ભાગ લેવાનો હક્ક છે. [ તં. ગુ.




## સ્વ. જમનાબાઇ સક્કઇની સંવત્સરી.

મંડળનાં સદ્ગત પ્રમુખ જમનાબાઇ સક્કઇની સંવત્સરી ઉજવવા માટે તા. ૮મી એપ્રિલ ૧૯૨૫ ને રોજ માધવ બાગમાં સૌ. લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસના પ્રમુખપણા હેઠળ એક મેળાવડો કરવામાં આવ્યો હતો. સ્ત્રીઓએ સારી સંખ્યામાં હાજરી આપી હતી. સૌ. તાપીબાઇ શિવગર મોતીવાળાએ અને ગં. સ્વ. ચંદ્રગવરી ઠાકોરદાસ દેસાઇએ તેમજ પ્રમુખે સ્વ. જમનાબાઇના જીવન અને કાર્ય સંબંધી વિવેચન હતું. આ પ્રસંગે શ્રીયુત છોટાલાલ કલ્યાણજી ત્રિવેદીએ સંગીત સાથે વ્યાખ્યાન કીધું હતું. અને મંડળના શિક્ષણવર્ગોમાં અભ્યાસ કરનારી બહેનોએ જમનાબાઇના સંબંધી રચેલું ગીત અને ઇશ્વરસ્તુતિ કીધા બાદ મેળાવડો વિસર્જન થયો હતો.



"સ્વ. સૌ. ઇચ્છાબાઇ જુ. દેસાઈ."

**ભાષણો:**—તા. ૨૬ મી જુલાઇ ૧૯૨૪ ને રોજ શ્રીયુત જયન્તિલાલ એન. માનકરે "જીવદયા" વિષે વિવેચન કીધું હતું. તા. ૧૧-૧૨-૧૯૨૪ને રોજ શ્રીયુત હીરાલાલ લલ્લુભાઇ કાજી એમ. એ. એ "સ્ત્રીઓ અને સહકાર" વિષે વિવેચન કીધું હતું. તા. ૧૮મી એપ્રિલ ૧૯૨૫ ને રોજ પરિવ્રાજક મહામંડળના સેક્રેટરી સ્વામીજી પ્રેમપુરીજીએ "માનવધર્મ" વિષે વ્યાખ્યાન આપ્યું હતું.

## શિયળ વિષે ઇનામી નિબંધની લેખી પરીક્ષા.

શિયળના વિષય ઉપર નિબંધ લખવાને તા. ૧૬ મી જાન્યુઆરીને રોજ મંડપના હોલમાં દશ બહેનો બેઠાં૦ હતાં, જેમાંથી નીચે જણાવેલ ત્રણ બહેનોને અનુક્રમે ઇનામો વહેંચી આપવામાં આવ્યા છે.

૧લું ઇનામ રૂ ૧૫] કું. વિમળા ખીમચંદ અમરચંદ.

૨જું ઇનામ રૂ ૧૦] સૌ. દીવાળીબાઇ ઝવેરભાઇ પટેલ.

૩જું ઇનામ રૂ ૫] કુસુમગવરી મંગળદાસ મુન્શી.

ઉપર મુજબ રૂ ૩૦]નાં ઇનામો સૌ. પાર્વતીબાઇ દુવારકાદાસ ત્રિભોવનદાસ ઇનામી નિબંધ ફંડના વ્યાજમાંથી વહેંચી આપવામાં આવ્યાં છે.

### સ્વ. ઇચ્છાબાઇ દેસાઈના સ્મરણાર્થે ઉદાર મદદ.

મંડળના સ્વર્ગસ્થ ઉપપ્રમુખ સૌ. ઇચ્છાબાઈ દેસાઇના સ્મરણાર્થે તેમના પતિ શ્રીયુત ભુલાભાઇ જી. દેસાઇએ રૂ. ૧૦૦૦૦ની રકમ મંડળને સોંપી છે, જેનું વ્યાજ સ્ત્રી ઉપયોગી કાર્યોમાં વપરાશે. સ્વ. ઇચ્છાબાઇ મંડળની તેમજ બીજી સ્ત્રી ઉપયોગી પ્રવૃત્તિઓમાં આગળ પડતો ભાગ લેતાં હતાં. હોમરૂલ લીગની ચળવળમાં પણ તેમણે સારો હિસ્સો આપ્યો હતો. સ્વભાવે, માયાળુ અને શાંત. આ બાઇ જાહેર જીવનમાં સર્વને પ્રિય થઇ પડયાં હતાં અને દરેક સ્ત્રી ઉપયોગી કાર્યમાં તન, મન તેમજ ધનથી વારંવાર મદદ કરતાં હતાં. એમના અવસાનથી ગુજરાતની અને ખાસ કરીને મુંબઇની સ્ત્રીઓને મોટી ખોટ ગઇ છે; મંડળે એક ઉદાર સહાયક અને અથાગ કાર્યકર્તા ગુમાવ્યાં છે.

### ઇનામી નિબંધ માટે ભેટ.

સ્વ. જયાવંતીના સ્મરણાર્થે તેમના પતિ રા. દુલેરાય છગનલાલે રૂ ૫૦૦)ના છ ટકાના વ્યાજના બૉંડ મંડળને સ્વાધીન કીધા છે જેમાંથી દર વર્ષે સ્ત્રી ઉપયોગી નિબંધો લખાવી ઇનામો આપવાની વ્યવસ્થા કરવામાં આવશે.

### જમનાબાઇ સકકઇ મેમોરિઅલ ફંડને મદદ.

મજકુર ફંડમાં રૂ. ૫૦૦) ગં. જમનાબાઇ ગોવિંદજી માધવજીએ ઉદાર લાગણીથી મોકલી આપ્યા છે.

### પેટ્રન.

ગં. જમના બાઇ ગોવિંદજી માધવજી મંડળના કાયમ ફંડમાં રૂ. ૫૦૦) ભરી, મજકુર મંડળમાં પેટ્રન થયાં છે. આવી ઉદાર લાગણીથી રૂ. ૧૦૦૦) મંડળને સ્વાધીન કરવા માટે મંડળની કમિટી તેમનો ઘણો આભાર માને છે.

### લાઇફ મેમ્બરો.

સૌ. ગુલાબબાઇ મકનજી જુઠાભાઇ અને સૌ. ઉમીયાગવરી રતીલાલ ત્રિભોવનદાસ રૂપીઆ ૧૫૦ ભરી. મંડળમાં લાઇફ મેંબર થયાં છે. આશા છે કે બીજી બહેનો પણ મંડળમાં લાઇફ મેંબર થઇ મંડળને મદદ કરશે.

### લગ્ન પ્રસંગે મળેલી ભેટ.

શેઠ ગુલાબદાસ નરસીદાસ બંગરીવાલા તરફથી રૂ. ૧૦૧) તથા રૂ. ૧૦૧) સૌ. કાન્તાબાઇ મગનલાલ પરભુદાસ તરફથી, તથા રૂપિયા ૫૧) શેઠ ભવાનીદાસ નારાયણદાસ અને સૌ. કળાવતિ ભવાનીદાસ તરફથી, રૂ. ૧૧) સૌ.

## ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ.

## ઇનામી નિબંધ.

મજકુર મંડળના સેક્રેટરીઓ જણાવે છે કે જે બ્હેનો **"આધુનિક સ્ત્રી કેળવણીની ખામીઓ"** એ વિષય સંબંધી એક નિબંધ તા. ૩૦ મી ઑગસ્ટ ૧૯૨૫ સુધીમાં લખી મોકલશે, તેમાંથી ફતેહમંદ થનાર ત્રણ બ્હેનોને 'સ્વ. જયાવતી દુલેરાય છગનલાલ સ્મારક ઇનામી નિબંધ ફંડ'ના વ્યાજમાંથી ઇનામો વ્હેંચી આપવામાં આવશે. નિબંધ ફુલસકેપ કાગલની એક બાજુએ, સ્વચ્છ દસ્કતે અને લગભગ ૧૪થી ૧૬ પાના જેટલો લખાવો જોઇએ.

નિબંધ લખનારે પોતાનું નામ નહિ લખતાં ધારણ કરેલી સંજ્ઞા લખવી અને એક જુદા કવરમાં "અમુક સંજ્ઞાવાળો લેખ મારો છે" એમ લખી પોતાનું આખું નામ ઠામ જણાવવું. નિબંધ મંડળના સેક્રેટરીઓને "અમરેલી હાઉસ" ગીરગામ બેક, રોડ, મુંબાઇ, ૪ ને સરનામે તા. ૩૦ મી ઑગસ્ટ ૧૯૨૫ સુધીમા મોકલી આપવો.

**૧ લું ઇનામઃ રૂ. ૫૦; ૨જું ઇનામઃ રૂ. ૨૫; ૩ જું ઇનામઃ રૂ. ૧૫.**

સરસ્વતી મોતીલાલ મારફતીઆ તરફથી, અને રૂ. ૨૫) સૌ. વીરમતી મોહનલાલ દેશાઇ તથા રૂ. ૧૧) સૌ. વીજકોરબાઇ ઇશ્વરદાસ લક્ષ્મીદાસ તરફથી લગ્ન પ્રસંગે મંડળને ભેટ મળ્યા છે તે-મંડળ, ઘણા આભાર સાથે સ્વીકારે છે.

### સ્વર્ગસ્થ થયેલાં સભાસદો.

સૌ. લક્ષ્મીબાઇ ગોવિંદજી, સૌ. તારાબાઇ પોપટલાલ સૌ. વીરમતી હરીપ્રસાદ, સૌ. પ્રેમકોર બહેન રણછોડદાસ ભવાન, લોટવાળા, સૌ. સુરજવાળા મંગળદાસ મહેતા, સૌ, જયમના રંગીલદાસ મહેતા, સૌ. લલીતાગવરી જેઠાલાલ, સૌ. ધનસુખગવરી મુલચંદ, સૌ. ધીરજબાઇ ચુનીલાલ, ગં. મણીબાઇ જમનાદાસ મજકુર સભાસદોના સ્વર્ગવાસની મંડળ દીલગીરીભરી નોંધ લે છે.

### વિધવા થયેલાં સભાસદો.

શેઠી પરસનબાઇ ગોકળદાસ પારિખ, બાઇ ગંગાબાઇ વ્રજદાસ વલ્લભદાસ, તેમને વિધવા અવસ્થા પ્રાપ્ત થવાથી અમો દીલગીરીમાં ભાગ લઇએ છીએ.

શ્રીમતી ડાહી બ્હેન જેકીસનદાસ દેસાઇએ લગભગ દશ વર્ષ થયાં નિયમિત મંડળના શિક્ષણવર્ગોને સેવાનો લાભ આપવા માટે તેમજ નિસ્વાર્થપણે બાળકોના શિક્ષણ માટે કેટલાક ખાસ કિન્ડરગાર્ટન વર્ગ ચલાવ્યો તે માટે મંડળ તરફથી તેમને પ્રમાણપત્ર આપવામાં આવ્યું હતું.

### મંડળનું મકાન.

ગીરગામ એક રોડ ઉપર પોલીસ ચોકીની બાજુમાં અમરેલી હાઉસનો ગ્રાઉન્ડ ફ્લોર રોકવામાં આવેલ છે. માટે પત્રવ્યવહાર ઉપરને ઠેકાણે કરવો.

### શિક્ષણ વર્ગો.

રવિવાર સિવાય દરરોજ બપોરના બે થી પાંચ સુધી અંગ્રેજી, ગુજરાતી, સંસ્કૃત, સંગીત, શીવવા વેતરવા વગેરેના વર્ગો પગારદાર શિક્ષકો મારફતે ચલાવવામાં આવે છે. અને નાના બાળકો માટે બપોરે ૨॥ થી ૪ સુધી કિન્ડરગાર્ટનનો વર્ગ ચલાવવામાં આવે છે. કોઇ પણ જાતની ફી કે લવાજમ લેવામાં આવતું નથી. આશા છે કે સ્ત્રીઓ અને બાળકો ઉપલા વર્ગનો સારો લાભ લેશે.

સભાસદોને વિનતિ કરવાની કે મંડળના મેળાવડા વગેરેની જો પોતાને ખબર ન મળતી હોય તો પત્ર મારફત સૂચના કરવાથી પૂરતું લક્ષ આપવામાં આવશે.

મુંબઇમાં વસતી સઘળી ગુજરાતી સ્ત્રીઓએ પોતાની કોમનું અભિમાન રાખી ગુજરાત હિંદુ સ્ત્રી મંડળમાં સભાસદ તરીકે દાખલ થવું એ પોતાની ફરજ છે. એમ સમજવું જોઇએ.

મંડળમાં સભાસદ થવા માટે વાર્ષિક લવાજમ ફક્ત રૂપીઆ ૨) છે; સહાયક સભાસદ થવા માટે વાર્ષિક રૂ. ૧૨) લાઇફ મેંબર માટે રૂ. ૧૫૦); અને પેટ્રન માટે રૂ. ૫૦૦) લવાજમ છે.

મંડળમાં સભાસદ થવા માટે પત્ર વ્યવહારથી ફોર્મ મંગાવી સભાસદ થઇ શકાય છે.

મંડળનું ઠેકાણું–ગીરગામ, એક રોડ "અમરેલી હાઉસ."



# વિવિધ વિષયો.



### પતિ-પત્નીનો સમ્બન્ધ.

વૈશાખ મહિનાના હિંદી માસિક 'જ્યોતિ' માં શ્રીમતિ સુશીલાદેવી ગુપ્તા નામની સન્નારીએ પતિ અને પત્નીનો સમ્બન્ધ કેવી જાતનો હોવો જોઇએ. તે વિષય ઉપર 'પતિ-પત્નીનો સમ્બન્ધ' એ મથાળા નીચે એક લેખ લખ્યો છે. તેમાંથી થોડો ઉતારો અમે નીચે આપીએ છીએઃ

**अर्द्धं भार्या मनुष्यस्य,**
**भार्या श्रेष्ठतमः सखा ।**
**भार्या मूलं त्रिवर्गस्य,**
**भार्या मूलं तरिष्यतः ॥**

અર્થાત 'ભાર્યા પુરૂષની અર્ધાંગના છે, ઉત્તમ મિત્ર છે, તથા ત્રણે વર્ગો (ધર્મ, અર્થ અને કામ) નું મૂલ છે.' અર્થાત ભવસાગરમાં તરવા ઈચ્છનાર મનુષ્યનો આધાર તેની પત્ની છે.

ઇશ્વરે આ સંસારમાં બે જાતિઓ રચી છે. તે બંને જો એક બીજાની સહાય લીધા વગર સંસાર ચલાવવા માગે તો તે સંસાર કદિ સંપૂર્ણ થઇ શકેજ નહિં, કારણું કે સ્ત્રી અને પુરૂષ એ બે સંસારનાં બે અંગ છે. મનુષ્યના શરીરના અવયવોમાંનું એકાદ ન હોય તો જેમ તે મનુષ્ય સુંદર દેખાતો નથી તેમજ, ખોટ વગરના માણસ જેવું તે માણસ કામ પણ કરી શકતો નથી. તેમજ પુરૂષ ગમે તેટલો વિદ્વાન હોય, શૂરવીર હોય, ધનવાન હોય, કંઈ પણ ખોટ વગરનો હોય. પણ સ્ત્રીની સહાયતા વિના સંપૂર્ણ નથી. પુરૂષ અને સ્ત્રી બંને એક બીજાની સહાયતા વગર સંપૂર્ણ નથી. જે કામમાં સ્ત્રીની સહાયતા જોઈએજ એવું કાર્ય કરવામાં પુરૂષને સ્ત્રીની સહાયતા ન મળે તો પુરૂષનું મન વ્યગ્ર થાય છે. તથા બધા કામનો ભાર એકલા ઉપર પડવાથી તેને વધારે શ્રમ પડે છે. તેથી ઘણા અનર્થ થાય છે. આવીજ રીતે સ્ત્રીની એકલીની ઉપર કામનો ભાર પડે તો તેના પણ એવાજ હાલ થાય. તેથી ઇશ્વરે સ્ત્રી ને પુરૂષ વચ્ચે એવો સંબંધ રાખ્યો છે કે એક બીજાની સહાયતા વગર કંઈ સિદ્ધ થઈ શકે નહિ. પણ એ સંબંધ કેવો છે? એ સંબંધ તે પતિ અને પત્ની વચ્ચેનો પ્રેમ. બંનેની પ્રકૃતિ સમાન હોય તો તે પ્રેમ ઉદ્ભવે છે, બંનેનું જીવન, તે પ્રેમ ઉપર જ આધાર રાખે છે. પરંતુ મોટા દુઃખની વાત છે કે હાલમાં આપણા દેશમાં છોકરા છોકરીનો વિવાહ કરતી વખતે એ લોકોની સંમતિ લેવામાં આવતી નથી. વિવાહ કરવાની રીત દેશદેશમાં ભિન્ન હોય છે. જો કે એમ ન કહી શકાય કે બધી રીતો સારી છે. દાખલા તરીકે આપણા દેશની રીતઃ આપણા દેશમાં એવી રીત છે કે છોકરા ને છોકરીની ઉમર નવ દશ વર્ષની થાય કે તેમનો વિવાહ કરી દેવામાં આવે છે. એ ઉમરે તે છોકરો ને છોકરી પોતાનો પરસ્પર સંબંધ, તે સંબંધ દ્રઢ રાખનાર પરસ્પર પ્રેમ કે માન કેવી રીતે રાખવું વગેરે કંઇ જાણતાં નથી. આ અજ્ઞાનતાને લીધે ઘણી વખત એ લોકોનાં મન મળતાં નથી ને તકરારો થાયછે. ને જે સુખને માટે તેઓનાં માબાપોએ એ લોકોનો પરસ્પર સંબંધ બાંધ્યો તે તેઓને મળી શકતું નથી. આઠથી વીસ વર્ષની ઉમર સુધીનો સમય મનુષ્યને જ્ઞાન સંપાદન કરવાનો સમય છે. તે સમયમાં કોઈ છોકરા કે છોકરીનો વિવાહ કરવામાં આવે તો તે જ્ઞાન સંપાદન ન કરી શકે. ને જો કરી શકે તો અધકચરૂં જ—તેથી બાળલગ્ન સર્વ રીતે નુકશાનકારક છે. જો બાલ્યાવસ્થામાં છોકરીને છોકરું થાય તો માતા તથા છોકરૂં નિર્બલ ને નિસ્તેજ હોય, તેમાં નવાઇ શી? આને લીધે બૈરાંઓ નાની ઉમરમાં મરી પણ જાય છે.

બાલ્યાવસ્થામાં વિવાહ કરવાથી જો છોકરા છોકરાનો વિવાહ થાય તો છોકરો કે છોકરી પોતાને યોગ્ય એવી પત્ની કે પતિ પસંદ કરી શકતાં નથી. તેથી માતાપિતા, જેની સાથે સંબંધ કરે તેની સાથે આખો જન્મારો કાઢવો પડે છે. પછી તે સંબંધ સુખકર હોય કે દુઃખકર–બન્ને, બધી રીતે સમાન હોય તોજ સંબંધ સુખી નીવડે છે. જો વિરૂદ્ધ પ્રકૃતિનાં સ્ત્રી પુરૂષનો સંબંધ કરવામાં આવ્યો હોય તો બન્ને એકબીજાથી હંમેશ અસંતુષ્ટ રહે છે, ને તેથી તેઓનાં સંતાન પણ સ્વચ્છન્દી, દુષ્ટ, મૂર્ખ ને બેહોળ જન્મે. ઈશ્વરી નિયમની વિરૂદ્ધ જવાથી મનુષ્યનું કલ્યાણ ન થાય. લગ્ન સંબંધ કંઇ એક બે દિવસનો નથી કે એક સાથે ન બન્યું તો બીજો ભાગીદાર શોધી લેવાય. એનો જીવન પર્યંતનો સંબંધ છે. માટે એ સંબંધ માટે તો છોકરા ને છોકરીની સંમતિથીજ થાય તો સારૂં.

આપણા દેશમાં તો કેટલાએ એવા દાખલાઓ જોવામાં આવે છે કે જે સાંભળતા આપણને દુઃખ લાગ્યા વગર રહેજ નહિ. ઘણી સાધ્વી સ્ત્રીઓ પતિના દુરાચારથી કંટાળી આપઘાત કરે છે તથા ઘણા સારા પુરૂષો પત્નિના દુરાચારથી કંટાળી સ્ત્રી હત્યા કે વ્યભિચાર કે એવા પાપમાં પડે છે. એ દોષ કોનો ? સ્ત્રી કે પુરૂષને પોતે પસંદ કરેલા એવા યોગ્ય પતિ કે પત્નીને પસંદ નહિ કરવા દેનારનો–આ ઘણો મોટો દોષ છે. માટે એને જડમૂળથીજ નાશ કરવા પ્રયત્ન કરવો જોઇએ. નહિ તો દેશની ઉન્નતિ આવી રહેશે.

કોઇ ધન અને કુળ જોઇ વિવાહ કરે છે પણ તે બરોબર નથી કારણ કે ધન અને કુળ બંને ચિરસ્થાયી નથી ખાસ કરીને ધર્મ, બુદ્ધિ, સદ્‌ગુણ, વિદ્યા, પ્રેમ ને મનની ઉદારતા એ ગુણો પસંદ કરવા જેવા છે. આવી રીતે એક બીજાને યોગ્ય એવા જોડાએલા પતિપત્ની એક બીજાને સુખે સુખી ને દુઃખે દુઃખી થાય છે ને આ સંસારને સ્વર્ગ સમાન બનાવે છે. ને એવાં જોડાંઓ ઉપરજ સંસારની ઉન્નતિની આશા છે. આવી રીતે જોડાએલાં પતિપત્ની ગમે તેવા દુઃખમાં આવે પણ એક બીજા તરફનો પ્રેમ કદી ઓછો થતો નથી. દુઃખના સમયમાં પણ એક બીજાના સહવાસમાં સુખ માને છે. એટલે આ દુનિયામાં પ્રેમ એ બધાં સુખનું મૂળ છે. જે મનુષ્યના હૃદયમાં પ્રેમ નથી તે કદિ સુખી નથી થઇ શકતો. પ્રેમને લીધેજ રામ, નળ જેવા મહાપુરૂષ પોતાની પાછળ પોતાની કીર્તિ મૂકી ગયા છે ને પ્રેમને લીધેજ સીતા, સાવિત્રી, દમયન્તી, વગેરે સાધ્વી પતિવ્રતા સતીઓ દુનિઆમાં પ્રખ્યાત થઇ ગઇ છે. પ્રેમ તે મનુષ્યના દુખી હૃદયમાં સુખ સમાન શોભા લાવે છે. પ્રેમનાં પણ અનેક રૂપ છેઃ માતાપિતાનો પોતાનાં સન્તાન પ્રત્યેનો પ્રેમ એને 'વાત્સલ્ય પ્રેમ' કહે છે. સન્તાનનો માતાપિતા ઉપરનો પ્રેમ તેને ભક્તિ કહે છે. ભાઇ બ્હેન મિત્રો વગેરેનો પ્રેમ તેને સ્નેહ કહે છે. પરસ્પર સુખ દુઃખમાં ભાગ લેનાર દમ્પતિનો પ્રેમ તેને પ્રેમજ નામ અપાય છે. સૌથી ઉત્તમ પ્રેમ તે સમાન ગુણસ્વભાવનાં દમ્પતિનો પ્રેમજ છે. ઇશ્વરે મનુષ્યોને પ્રેમ આપ્યો છે તેથી મનુષ્યોએ પ્રેમથી રહેવું તેજ ઉચિત છે એ અમૂલ્ય ધન છે. તેનો મનુષ્યે બરોબર ઉપયોગ કરવો ઘટે છે.

**અભાગિની બ્હેનો.**

વૈશાખ મહિનાના " ગૃહલક્ષ્મી " માસિકમાં **મહાત્મા ગાંધીજીએ** 'અભાગિની બ્હેનો' એ મથાળા નીચે દેવ દાસીઓની સ્થિતિ ને તેમની સ્થિતિ સુધારવા માટે શું કરવું જોઇએ તે બાબત ઉપર એક લેખ લખ્યો છે તેમાંથી થોડો ઉતારો અમે નીચે આપીએ છીએ. ( દેવદાસીઓ તે ધર્મના નામથી ધંધો ચલાવતી વેશ્યાઓ છે. )

મ્હારી દક્ષિણની મુસાફરીમાં મ્હને ઘણાં માનપત્રો ( અભિનન્દન પત્રો ) મળ્યા તે બધામાં સૌથી વધારે હૃદયસ્પર્શી માનપત્ર હોય તો તે દેવદાસીઓ તરફથી મળેલું તે હતું. દેવદાસીનો ધંધો તે વેશ્યાના ધંધા કરતાં કાંઇ જુદો નથી.

જે જાતિમાંથી કમભાગિની સ્ત્રીઓને દેવદાસીઓ બનાવવામાં આવે છે તે જાતિએ એ માનપત્ર તૈયાર કર્યું હતું તેમજ મ્હને આપ્યું હતું. જે શિષ્યવર્ગ મ્હને માનપત્ર આપવા આવ્યો હતો તેમનાં કહેવાથી મ્હને ખબર પડી કે એ લોકોમાં સુધારો થવા શરૂ તો થયો છે. ને સુધારાની પણ ગતિ ઘણી મંદ છે. એ મંડળના મુખ્ય લોકો તરફથી મ્હને કહેવામાં આવ્યું કે લોકોના મનનું વલણ હજી સુધારા તરફ નથી. પહેલવહેલો મ્હને કોકનાડામાં આ આઘાત પહોંચ્યો. ને મ્હેં ત્યાંના

લોકોને મ્હેંરો વિચાર સ્પષ્ટ ભાષામાં સમજાવ્યો. મ્હેને બારીસાલમાં પણ મ્હને એવી કમનસીબ બ્હેનોનો બીજો સંઘ મળવા આવ્યો. ત્યાંની એવી સ્ત્રીઓને દેવદાસીઓ કહેવામાં આવતી હોય કે ગમે તે પણ મૂળ વાત તો એની એ રહી. ઘણી અફસોસની વાત છે કે પુરૂષોની વિષયતૃપ્તિ ખાતર બ્હેનોને પોતાનું સતીત્વ વેચવું પડે છે. જે પુરૂષજાતિ અબળાઓનું આવી જાતનું વર્તન થતું જોઈ રહી છે તે જાતિને પણ એ અઘોર પાપનું ફળ ભોગવવું પડશે. જ્યારે સમસ્ત સ્ત્રીજાતિ પુરૂષજાતિની નાળમાંથી છુટી ને મોટે અવાજે શાન્તિમય બળવો ઉઠાવશે ત્યારેજ તે બળવો અસરકારક નીવડશે.

ભારતના પુરૂષો ! આવો ! આપણી હજારો બ્હેનોના કમનસીબ ઉપર કંઈ વિચાર કરો. હજારો બ્હેનો, અનીતિનું મૂળ એવા ત્હમારા ભોગવિલાસને લીધે અધમ જીંદગી ગુજારી રહી છે. ને વધારે શરમની વાત તો એ છે કે આવી જાતના ભોગવિલાસ ભોગવનારમાં વધારે પરણેલાઓની સંખ્યા છે. આને લીધે તે પુરૂષો બીજા પણ પાપમાં પડે છે. એ લોકો પોતાની પત્નીનો પણ ગુનેહ કરે છે. જેની પ્રત્યે વફાદાર રહેવાની પ્રતિજ્ઞા લીધી હોય છે એની તરફ બેવફા બને છે. ને બીજું જે બ્હેનોની સાથે પાપાચાર કરે છે તેના પાપના પણ ભાગીદાર બને છે. કારણ કે દરેક પુરૂષ પોતાની બ્હેનના સતીત્વનું રક્ષણ કરવા બંધાએલો છે, તેટલોજ એ સ્ત્રીઓનાં સતીત્વરક્ષણ કરવા બંધાએલો છે. જો હિંદનો દરેક પુરૂષ પોતાના ગૌરવનો વિચાર કરે તો એ પાપ આપણા દેશમાં એક દિવસ અસ્તિત્વમાં રહે નહિ.

સમાજને માટે વધારે ખરાબ ને નુકસાનકર્તા બાબત કઇ છે ? પૈસાની ચોરી થવી કે એક સ્ત્રીના સતીત્વનો નાશ કરવો ? એમ કહેવામાં આવશે કે વેશ્યા તો પોતાની જાત વેચે છે. તે એક ધનવાન મનુષ્ય જેનો પૈસો ચોરાય છે તે ચોરીમાં સામેલ હોતો નથી પણ હું પૂછું છું કે વધારે ગુનેહગાર કોણ ? એક ચોરજ એક વ્યક્તિનો નાશ બની પૈસો ચોરે છે તે કે એક બદમાશ કે જે એક સ્ત્રીના સતીત્વનો નાશ કરી તેની જીંદગી રદ કરે છે તે ? આપણી ગંદી ચાલોના વાતાવરણમાં દીકમતાથી, પહેલાં પુરૂષજ એક સ્ત્રીની સારી વૃત્તિનો નાશ કરી પોતાના પાપમાં ભાગીદાર નથી બનાવતો ? આ પ્રમાણે ઘણે ભાગે બને છે. એવું કોણ કહેશે કે પરમેશ્વરે અધમ જીંદગી ગુજારવા માટેજ થોડી સ્ત્રીઓને જુદી બનાવી છે ? હું હિંદના યુવાનોને કહું છું કે તેઓ પરણેલા હો કે કુંવારા, પણ મ્હારા કહેવાપર વિચાર કરો. આ સામાજિક રોગ ને નૈતિક સડા માટે મ્હેં જે જે સાંભળ્યું છે તે હું બધું લખી શકતી નથી. ત્હમારી કલ્પના ઉપર છોડું છું—આશા છે કે જે લોકો આવા ખાડામાં પડેલા છે તે શરમ ને ભયથી એ અનીતિના ખાડામાંથી બ્હાર આવે. દરેક વ્યક્તિની ફરજ છે કે તેના સહવાસમાં એવી અપરાધી વ્યક્તિ કોઇ આવે તો તેને પોતાની બધી શક્તિ વાપરી શુદ્ધ કરવા પ્રયત્ન કરે. હું જાણું છું કે આ વાત કરવી બહુ કઠણ છે. વિષય ઘણોજ નાજુક છે. અને તેથીજ વધારે સબળ કારણ છે કે દરેક વિચારશીલ લોકોએ એ વાત ઉપર વધારે ધ્યાન આપવું જોઇએ. જે લોકો એ બાબતમાં શુદ્ધ છે તે લોકો આપણી આવી અભાગિની બ્હેનોને બચાવવા કંઇ કરી શકશે—કારણકે તે લોકો વધારે લાયક છે. મ્હારી ખાસ સુચના તો એ લોકો પ્રત્યે છે કે જેઓ આવા પાપાગારોમાં સંબંધ રાખે છે ને ત્યાં જઇને પાપાચાર કરે છે.

× × ×

**શિક્ષક તરીકે માતા:**

મે મહિનાના " સ્ત્રી ધર્મ " માસિકમાં શ્રીમતિ હેલનવીલ નામની સન્નારીએ દરેક માતા પોતાના બાળકના શિક્ષણ માટે શું કરી શકે એ વિષય ઉપર અંગ્રેજીમાં એક મનનીય લેખ લખ્યો છે. તેમાંથી થોડા ભાગનું ભાષાન્તર નીચે આપીએ છીએ:

હાલમાં બાળકને શાળાઓમાં કેવા પ્રકારનું કેવીરીતે શિક્ષણ આપવું તે વિષે ઘણી ચર્ચા થતી સંભળાય છે. પણ તે વખતે દરેક બાળકના શિક્ષણનો પાયો ઘરમાંજ નંખાય છે તે ઘણા ભૂલી જાય છે. ઘરમાં નંખાએલા શિક્ષણના પાયા ઉપરજ બાળકના ભવિષ્યના શિક્ષણનો આધાર છે. ઘરમાં બાળકને યોગ્ય રીતે કે યોગ્ય પ્રકારનું શિક્ષણ ન અપાયું હોય તો શાળામાં તેની અસર ભુસી નાખી યોગ્ય શિક્ષણની અસર બાળક ઉપર કરવાનું કામ આકરું છે.—એક અમેરિકન બાઇ ( જે મોન્ટેસોરી રીત પ્રમાણે શિક્ષણ આપતી માતા એ અર્થના પુસ્તકની કર્તા છે ) પોતાના બાળકને પોતે યોગ્ય રીતે




## હિંદ

મુંબાઈમાં પરેલમાં તા. ૯ મી જૂનને દિવસે નવરોજજી વાડીઆ પ્રસુતિગૃહનો પાયો ના. ગવર્નર સર લેસ્લી વિલ્સને નાખ્યો હતો. તેમણે ભાષણ કરતી વખતે શહેરમાં આવાં સુવાવડખાનાંની કેટલી અગત્ય છે તે વિષે જણાવ્યું હતું.

× × ×

ડૉ. એનીબેસન્ટે 'કૉમનવેલ્થ ઑફ ઈન્ડીઆ બિલ' નામનો ખરડો ઈંગ્લંડની પાર્લામેન્ટ આગળ મુકવા માટે તૈયાર કર્યો છે, તેને ટેકો આપવા માટે મુંબાઈના વીમેન્સ ઇન્ડીઅન એસોસીએશન તરફથી તા. ૧૨ મી જૂનને દિવસે સ્ત્રીઓની એક જાહેર સભા મારવાડી વિદ્યાલય હૉલમાં મળી હતી. પ્રમુખપદ સૌ. તારા બહેન માણેકલાલ પ્રેમચંદને આપવામાં આવ્યું હતું આ ખરડાને તથા ખાસ કરીને તેમાં જે સ્ત્રીઓના અધિકારને લગતા નિયમો ઘડેલા છે તેને અનુમોદન આપનારો ઠરાવ કરવામા આવ્યો હતો.

× × ×

મુંબાઈ યુનીવર્સીટીની એમ. એ. ની પરીક્ષામાં મિસ ગોડાં જમસેદજી બનાજી ફર્સ્ટ કલાસમાં, પહેલી એલ એલ. બી. ની પરીક્ષામા મિસ સીસિલિઆ ફ્લોમેંટીન ફરેરા ફર્સ્ટ કલાસમાં, તથા બી. એ. ની પરીક્ષામાં કુસુમ ચુનીલાલ મહેતા સેંકડ કલાસમાં પાસ થયાં છે

× × ×

પાટણમાં શ્રીમંત ગાયકવાડ સરકારનાં મહારાણી શ્રીમતી ચીમનાબાઇનું પૂતળું વડોદરાના દિવાનનાં પત્ની લેડી અનવંતા મનુભાઇને હાથે ત્યાંના જ્ઞાનબાઇ પ્રસુતિગૃહનાં કંપાઉંડમાં ખુલ્લું મૂકવામાં આવ્યું હતું. આ પૂતળું હીરાચંદ દેવચંદ તરફથી બનાવવામાં આવ્યું છે.

× × ×

રાજકોટમાં એક સુતારણને તેની દેરાણી સાથે તકરાર થઇ. એ કુટુમ્બ કલેશથી કંટાળીને તેણે પોતાના એક પાંચ વર્ષના અને બીજા આઠ વર્ષના એમ બે બાળકોને કુવામાં નાખી દીધા. પછી પોતે પણ કુવામાં પડી મરી ગઇ.

× × ×

વઢવાણમાં એક ઔદિચ્ય બ્રાહ્મણની વિધવાએ પોતાની ચંચળ નામની તેર વર્ષની પુત્રીનો વિવાહ એક ચાળીસ વર્ષના ક્ષયરોગી પુરુષ સાથે કર્યો બદલામાં પુષ્કળ પૈસો લીધો. આ લગ્ન ન કરવાની આજીજી ચંચળે ઘણી કરી અને સગાં સંબંધીઓએ પણ ના કહી. છતાં પણ માએ તેજ માણસ સાથે પુત્રીને પરણાવી દીધી. એક મહીનામાં તો ચંચળ વિધવા થઇ. આખા મહોલ્લામાં ત્રાસ ફેલાઈ રહ્યો. તો પણ એ નિષ્ઠુર હૃદયની માતાએ થોડા મહીના પછી દીકરીને એક ૪૫ વર્ષના બ્રાહ્મણ સાથે ફરીથી પરણાવીને પૈસા કમાવાની ગોઠવણ કરી. ચંચળે તે જાણીને બહુ વિલાપ કર્યો પણ માએ માન્યું નહિ અને લગ્નનો દિવસ નક્કી કર્યો. આખરે બીજો કંઈ ઉપાય ન રહેવાથી છોકરીએ લગ્નના બે દિવસ પહેલાં પોતાનાં કપડાં સળગાવીને આપઘાત કર્યો કહેવાય છે.

× × ×

સતારાનાં રાણી શ્રીમતી તારાબાઇએ શ્રીમંત સરદાર પ્રતાપસિંહ મહારાજના વારસ તરીકે શિવાજીના વંશમાંથી સીધા ઉતરી આવેલા ૧૩મી પેઢીના એક ખેડુતના સાત વર્ષના છોકરાને દત્તક લીધો છે.

× × ×

સતારામાં ભરાયલી સામાજિક પરિષદમાં એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે હિંદુઓમાં લગ્નની વયની મર્યાદા માટે કાયદો એવો હોવો જોઇએ કે લગ્ન સમયે ૧૮ વર્ષથી ઓછી ન હોય. આ ઠરાવ બહુમતીથી પસાર થયો હતો.

× × ×

બ્રાહ્મણ જ્ઞાતિની એક પરણેલી સ્ત્રીને કેટલાક મુસલમાનો ગુપ્ત રીતે ઉપાડી ગયા હતા. તેનો મુકર્દમો કરાંચીના સીટી મેજીસ્ટ્રેટ આગળ ચાલે છે. એવું કહેવાય છે કે સ્ત્રીનો ઈરાદો મુસલમાન થવાનો છે એવી ખબર તેણે મેજીસ્ટ્રેટને આપી છે. આસપાસના હિંદુઓમાં બહુ ખળભળાટ થયો છે.

× × ×

રાજગઢ રાજ્યના પટરઈ ગામના રહેવાસી ખત્રી સુતાર નંદલાલે પોતાની પુત્રવધૂના શિયળનો ભંગ કર્યો. તે સ્ત્રીનો પતિ જેલમાં ગએલો હતો. જેલમાંથી આવ્યા પછી પોતાની પત્નીને તેણે ગર્ભાવસ્થામાં જોઇ. પછી તેને સત્ય વાત ખબર પડી તેનો અધમ પિતા નાસી ગયો હતો. પુત્રે પોતાની સ્ત્રીનો ત્યાગ કર્યો. સ્ત્રીની સ્થિતિ હાલ તદ્દન નિરાધાર છે.

× × ×

કલકત્તામાં એક લીલાવતી નામની આઠ વર્ષની કન્યાને તેનાં માબાપે જોગેંદ્રનાથ નામના પુરૂષ સાથે પરણાવી. બે વર્ષ સુધી તે કન્યા માબાપને ઘેર રહી. પછી જોગેંદ્રનાથ પત્નીને તેડવા આવ્યો. છોકરીને સાસરે મોકલવા માટે પાંચ દિવસ સુધી સારૂં મુહૂર્ત ન હોવાથી જોગેંદ્ર ત્યાં રોકાયો. પહેલી બે રાત્રિએ માબાપે પોતાની દશ વર્ષની કન્યાને જોગેંદ્રના ઓરડામાં મોકલી. ત્રીજી રાત્રિએ લીલાવતીએ ત્યાં જવાની ના કહી. તેથી જોગેંદ્ર ગુસ્સે થયો. બાળક પત્ની પાન આપવા આવી કે તરત ઓરડાનાં બારણાં બંધ કરી પથરાવડે તેનું માથું ભાગી નાખ્યું. બાલિકા કારમી ચીસ પાડીને મરણ પામી ! જોગેંદ્રપર કેસ ચાલતાં કલકત્તાની અદાલતે તેને ફાંસીની સજા કરી.

× × ×

બારીસાલમાં તા. ૧૨ મી જુનને દિવસે મહાત્મા ગાંધીજી સ્ત્રીઓની સભામા હાજર થયા હતા. તે વખતે રેંટીઆથી ઉત્તમ સુતર કાંતનારની હરીફાઇ કરવામાં આવી હતી. આશરે ૫૦૦ સ્ત્રીઓ શુદ્ધ સફેદ ખાદીનાં વસ્ત્ર પહેરીને આવી હતી ગાંધીજીએ તેમને સીતાને પગલે ચાલવાનો ઉપદેશ આપતાં કહ્યું કે સીતાજી એટલાં પવિત્ર હતાં કે તે અગ્નિની કસોટીમાંથી પણ પસાર થયાં હતાં.

× × ×

હુગલીના ( બંગાળા ) સેશન્સ જજ પાસે એક એવો મુકર્દમો આવ્યો હતો કે . ચિન્સુરાના એક કુળવાન બ્રાહ્મણ ઇન્દુભુષણ ગંગુલીએ પોતાની સ્ત્રી વિજળીલતા જે તેના ભાઇ પાસે રહેતી હતી તેનો કબજો પોતાને સોંપવામાં આવે એવી અરજી કૉર્ટમાં કરી હતી કેટલોક વખત થયાં તે સ્ત્રીનાં પીયરના તથા સાસરાના કુટુંબ વચ્ચે તકરાર ચાલતી હતી આખરે વિજળીલતાની મા તથા ભાઇ તેને પોતાને ઘેર લઇ ગયાં, તેમણે એવો બચાવ કર્યો કે છોકરી માત્ર સોળ વર્ષની હતી. તેનાં સાસરીઆં તેને માર મારતાં અને તેના પર અતિશય જુલમ કરતાં હતાં, છોકરીને કૉર્ટમાં સવાલ પૂછાતાં તેણે સાસરે જવાની ના કહી. પછી તેના તરફથી એવી અરજી કરવામાં આવી છે કે ભવિષ્યમાં તેણે કદિ પણ પતિ પાસેથી ભરણ પોષણ માટે પૈસા માગવા નહિ. એ હક તેને જોઇતો નથી. તેનો પતિ પણ તેના પર પત્ની તરીકેના બધા હક છોડી દેવાને ખુશી છે. એવી મતલબની અરજી તેણે કરી છે.

× × ×

સિંધ હૈદરાબાદમાં ત્યાંના જ્યુડીશિયલ કમિશ્નરનાં પત્ની મિસીસ રૂપચંદ બીલારામનાં પ્રમુખ પણા હેઠળ સ્ત્રીઓનું એક મંડળ સ્થાપવામાં આવ્યું છે, મંડળના પ્રકાશ માટે વીસ હજાર રૂપીઆનું ફંડ ઉભું કરવામાં આવશે, તેમાંથી રૂ. ૮૦૦૦ જાહેર સભામાં ભરાઈ ગયા હતા.

× × ×

સંયુક્ત પ્રાંતોમાં સરકાર તરફથી પરદેશ જઇને શિક્ષણ પદ્ધતિનો અભ્યાસ કરવા માટે લકનૌનાં મિસ નુરજહાન મહમદ યુસફને સ્કૉલરશિપ મળી છે.

× × ×

કોચીન રાજ્યમાં ત્યાંનાં મહારાણી પારૂકુટી નેત્યારામને હાથે સ્ત્રીઓ માટે સેંટ ટેરીસા કૉલેજ ખુલ્લી મૂકવામાં આવી છે. એ રાજ્યમાં સ્ત્રીઓ માટે આ પહેલીજ કૉલેજ છે. ત્યાંના કેથોલીક કોન્વેન્ટ તરફથી તેની સ્થાપના થઇને એમાં અંગ્રેજીના પ્રોફેસર તરીકે મિસ મેરી નામની સન્નારીની નીમણૂંક થઈ છે.

× × ×

કોચીનમાં સંતાનવાળી ગરીબ વિધવાઓને મદદ આપવા માટેનું બિલ ધારાસભામાં રજુ કરવાની મંજુરી સરકારે આપી છે. દીવાન સર્ટીફીકેટ મળતાં

લાચાર વિધવાઓને પંચાયત અને મ્યુનીસીપાલટી તરફથી મદદ મળશે.

## એશિયા.

બગદાદમાં પ્રજાકીય રાજ્ય થયું ત્યારથી સ્ત્રીઓએ પશ્ચિમના દેશોની કેળવણી લેવા માંડી છે. સ્ત્રી-સ્વાતંત્ર્યના વિચાર તેમનામાં વધતા જાય છે. ઘરમાં આવેલા યુરોપીઅન પુરૂષ-મહેમાનના દેખતાં પણ કેટલીક સ્ત્રીઓએ બુરખો કહાડી નાંખીને ખુલ્લે મ્હોડે ફરવા માંડ્યું. જુના વિચારના લોકોથી આ સહન થઇ શક્યું નહિ. તેથી કેટલીક સ્ત્રીઓએ આની વિરૂદ્ધ થઇને રાજાને અરજી કરી. તેથી પેલી સ્ત્રીને નવો રીવાજ બંધ કરવો પડ્યો.

## યુરોપ.

ઈંગ્લંડની પાર્લામેંટમાં લોર્ડ એસ્ટરે એવો ખરડો મૂક્યો હતો કે જે સ્ત્રીઓ પીઅરેસ (લોર્ડની સ્ત્રી) હોય તેમને પોતાના હકથી હાઉસ ઑફ લોર્ડમાં બેસીને મત આપવાનો અધિકાર મળવો જોઈએ. એ બિલ બીજીવાર વાંચવામાં આવ્યું ત્યારે ૫૮ મત તેની તરફેણમા થયા અને ૮૦ વિરૂદ્ધ થયા. તેથી તે ઉડી ગયું.

ઈંગ્લંડના મુખ્ય પ્રધાન મિ. મૅકડોનલ્ડની ખાનગી સેક્રેટરી મિસ રોઝિય રોઝનસન નામની સ્ત્રી છે. તે નારીએ આવી જાતનું કામ ઘણા વખતથી કરેલું છે. મિ. મૅકડોનલ્ડને જ્યારે એમ પૂછવામાં આવ્યું કે તેમણે પુરૂષને બદલે સ્ત્રીને શામાટે સેક્રેટરી બનાવી છે, ત્યારે તેમણે જવાબમાં કહ્યું કે "કારણ કે સ્ત્રી બધી વાતો ખાનગી રાખી શકે છે."

× × ×

ઈંગ્લંડની પાર્લામેંટના હાઉસ ઑફ કૉમન્સમાં મીસીસ ફીલીપસન નામની સન્નારી મેંબર છે. તેણે નાટકની એક્ટ્રેસ તરીકેનો પોતાનો અસલ ધંધો પાછો શરૂ કરવાનું નક્કી કર્યું છે. પરંતુ કોઇના હિત માટે થતાં ધર્માદા નાટકોમાંજ તે ભાગ લેશે.

× × ×

વૃલ્સટનમાં એક વેપારી કંપનીમાં એક સ્ત્રી મેનેજીંગ ડીરેક્ટરનું કામ કરતી હતી. તેનો પતિ તેના હાથ નીચે એજ ઑફીસમાં નોકરી કરતો હતો. પણ તે કામ પર બહુ અનિયમિત રીતે આવતો. પોતાની મરજીમાં આવે ત્યારે અઠવાડીઆમાં બે ત્રણ દિવસ આવતો. તે સ્ત્રીએ ગામના મેજીસ્ટ્રેટ પાસે જઈને એવી અરજી કરી કે તેના પતિને ઑફીસમાં આવતો અટકાવવાનો હુકમ કરવો. મેજીસ્ટ્રેટે કહ્યું કે "જો તમેજ મેનેજીંગ ડીરેક્ટર છો તો એને નોકરીમાંથી કહાડી મૂકો" તે સ્ત્રીએ કહ્યું કે "મારા કહેવા છતાં તે જતો નથી" તે સ્ત્રીની મરજી મુજબનો હુકમ કરવાની સત્તા મેજીસ્ટ્રેટને નહિ હોવાથી તેમ કરી શક્યા નહિ.

× × ×

કેટ સોયર નામની ૩૬ વર્ષની એક વિધવા વર્કીંગહામ પાસે હનીહિલ કોટેજમાં પોતાની પાંચ વર્ષની દીકરી સાથે રહેતી હતી. તેનો ધણી દોઢ વર્ષ પર મરી ગયો, ત્યારથી તે ગાંડા જેવી દેખાતી હતી. તેને એમ લાગતું કે તેનો ધણી રોજ રાત્રે આવીને તેને બોલાવે છે. આમ ધણીના ભૂતની ભ્રમણામાં તેણે એક દિવસે પોતાના બંગલાનાં બારી બારણાં બંધ કરી પોતાની છોકરીના મ્હોડામાં કપડું ખોસી દઈ તેને ગુંગળાવી મારી નાખી. પછી પોતાના મ્હોડામાં પણ બીજું કપડું ઠાંસી ઠાંસીને ભરી દીધું, અને પરિણામે મરી ગઇ. મરતાં પ્હેલાં તેણે પોલીસને અને ભાઇને ખુલાસાના પત્ર લખ્યા હતા કે 'મને મારા ધણીએ બોલાવી તેથી જવું પડયું છે પણ છોકરીને મૂકી જાઉં તો મને ગમે નહિ તેથી તેને પણ સાથે લેતી જાઉં છું.' આ બન્ને મડદાં પાંચ દિવસ સુધી સડતાં પડી રહ્યાં. પછી પોલીસે બારણું તોડીને તેમને કહાડયાં. બે પત્રો પરથી અને પડોશીઓ પાસેથી ખુલાસો મળ્યો.

× × ×

ફ્રાન્સમાં એક ૧૨૦ વર્ષની ઉંમરના ખેડુતે એક ચાળીસ વર્ષની સ્ત્રી સાથે લગ્ન કર્યું હતું. વરરાજાનો પ્હેલી સ્ત્રીનો ૬૫ વર્ષનો પુત્ર પણ લગ્નમાં પરોણા તરીકે આવ્યો હતો!

× × ×

રશિઆમાં સોવિયેટ રાજ્યતંત્ર થયા પછી સ્ત્રીને સંપૂર્ણ સ્વતંત્રતા મળી છે. દરેક બાબતમાં સ્ત્રીનું સ્વાતંત્ર્ય પુરૂષના જેટલુંજ છે; તેમજ તેની જવાબદારી પણ તેટલીજ છે. લગ્નના કરારમાં સ્ત્રી પુરૂષને સરખુંજ બંધન છે. દેશમાં પ્હેલીવાર વેશ્યાવૃત્તિને ગેરકાયદેસર ગણવામાં આવી છે તેવા ગુનાહમાં પુરૂષને વધારે અપરાધી ગણવામાં

આવે છે. ગસલના વખતમાં સરકારે લાઇસન્સ આપેલાં કુટણખાનાં હતાં. તેમાં છોકરીઓને અમુ ઠરાવેલે ભાવે ભાડે આપવામાં આવતી. એ કુટણખાનાં પોલીસ ઓફીસરને હાથે ખુલ્લાં મૂકવામાં આવતાં, અને જુના ધર્મ ગુરુઓ પણ ત્યાં આશીર્વાદ આપવા માટે હાજર રહેતા. આ પ્રથા સોવિયેટ સરકારે તદ્દન બંધ કરી છે.

× × ×

ઑસ્ટ્રિઆના પ્રેગ શહેરમાં સ્ત્રીઓને મતાધિકાર કેટલાક વખતથી મળી ચુકયો છે ત્યાંની પાર્લામેંટમાં મત આપનારાની યાદી હમણાં બહાર પડી છે. તે ઉપરથી જણાય છે કે ત્યાં મત આપનાર પુરૂષો કરતાં સ્ત્રીઓની સંખ્યા સેંકડે પંદર ટકા જેટલી વધારે છે. હાલ શહેરમાં થતા જન્મની નોંધ જોતાં જણાય છે કે ત્યાં છોકરાઓ કરતાં છોકરીઓ વધારે જન્મે છે. તેથી આગળ જતાં મત આપનાર સ્ત્રીઓની સંખ્યા ઘણીજ વધી જશે એમ લાગે છે.

× × ×

સ્વીડનના એક જુવાન પુરૂષ તથા સ્ત્રીએ પોતાનું લગ્ન માલ્મોથી આમ્સ્ટર્ડામ વીમાનમાં ઉડતાં હવામાં કર્યું હતું. વીમાનની કૅબીનમાં એક કામચલાઉ વેદિ રચવામાં આવી હતી લગ્નની ક્રિયા એક સ્વિડીશ પાદરીએ સાક્ષીઓના દેખતાં કરી હતી. લગ્ન થઇ રહ્યા પછી એ ટોળીએ હવામાંજ શેમ્પેન સાથે ભોજન લીધું હતું.

## અમેરિકા.

દર પાંચ વર્ષે ભરવામાં આવતી ઇંટર નેશનલ કાઉન્સિલ ઑફ વીમેનની છઠ્ઠી કોંગ્રેસ વૉશિંગ્ટનમાં તા. ૪ થી મેથી શરૂ થઇ હતી. તેમાં બીજા ઠરાવો ઉપરાંત બાળકના રક્ષણ માટેનો ઠરાવ પણ કરવામાં આવ્યો હતો.

× × ×

અમેરિકામાં મીસીસ સેલીના ડિપ્ટન નામની ૯૧ વર્ષની વૃદ્ધ સ્ત્રી એકાંતમાં જીવન ગાળે છે. રેડીઓ નામના સંચાથી દરરોજ સંગીત સાંભળીને તેણે અત્યાર સુધીમાં એટલો આનંદ મેળવ્યો છે કે શીકાગોના વાયરલેસ સ્ટેશનના બેંડ માસ્તરને પોતાની દશ હજાર પાંઉંડની મિલકત તેણે વારસામાં આપી છે.

× × ×

કેલિફોર્નિઆના અખાતમાં ટિબુરોન નામનો બેટ છે તેમાં બધે સ્ત્રીઓનું રાજ્ય ચાલે છે. ત્યાંના વતનીઓ અમેરિકન ઇંડીઅનની જાતના છે. તે લોકો બીજી જાતો સાથે બીલકુલ ભળતા નથી. બીજા ઇંડીયન સાથે લગ્ન વ્યવહાર કરતા નથી. તેમનામાં ઘરની અધિષ્ઠાત્રી સ્ત્રી હોય છે. અને સ્ત્રીઓની સભા જાહેર કાર્યો કરે છે.

× × ×

અમેરિકામાં લૅાસ ઍંજેલોમાં ડોરોથી એલિંગસન નામની સોળ વર્ષની છોકરીએ પોતાની માને ગોળીથી મારી નાંખી. કારણકે તેની મરજી પ્રમાણે મા તેને બહાર ફરવા દેતી નહોતી રાત્રે તે મોડી ઘેર આવતી તો તેની મા ખીજવાતી હતી. એક વખત તે બહાર રખડીને રાત્રે સાડાચાર વાગે ઘેર આવી. એટલે ફરીથી બહાર જતી વખતે માએ વ્હેલાં આવવાનું કહ્યું. પછી લુગડાં લત્તાંના ખર્ચ માટે કંઇ નોકરી ધંધો શોધવાનું માએ દીકરીને કહ્યું પણ દીકરીએ માન્યું નહિ અને રાત્રે બહાર રખડવાનું ચાલુ રાખ્યું. રોજની તકરારનો અંત આણવા માટે મા સુતી હતી ત્યાં જઇને છોકરીએ ગોળીબારથી તેને મારી નાંખી. પછી ઘરમાંથી નવ પાઉંડ લઇ એક ઓરડી ભાડે રાખીને તે એક મિત્રને ઘેર ઉજાણીમાં ગઇ આ છોકરીને ખૂનના ગુનાહમાંથી છોડવવા માટે ડૅાકટરોએ ગાંડી ઠરાવવાનો પ્રયત્ન કર્યો. તેના બાપે કહ્યું કે "એ છોકરી ગર્ભમાં હતી ત્યારે હું બહુ દારૂડીઓ હતો, તેની અસર એનામાં હોવી જોઇએ." પણ છોકરીએ જુરીને ચોકખું કહ્યું કે "હું બીલકુલ ગાંડી નથી. તમે આડે માર્ગે દોરવાશો નહિ."

## આફ્રિકા.

ટ્રાન્સવાલની વતની મિસ સ્ટેનપોલ નામની યુવતી પંદર વર્ષપર પોતાના આશકના મરણની ખબર સાંભળીને બેભાન થઇ હતી. તેની મૂર્છા હજી ચાલુ છે. તેને જગાડવા માટે ડાકટરોએ ઘણાએ ઉપાય કર્યા હતા. પણ તે નિષ્ફળ ગયા હતા. હાલ તેનું શરીર તદ્દન હાડપિંજર જેવું થઇ ગયું છે. તેના શરીરમાં થોડા થોડા દિવસને અંતરે ખોરાક દાખલ કરવામાં આવે છે. કોઇ ડાકટરો આ અદ્ભુત રોગ સમજી શકતા નથી.

× × ×




**ઈટલીનો રણયજ્ઞઃ**—અનુવાદક. યોગેશ પ્રકાશકઃ વર્ધમાન એન્ડ સન્સ. કિંમત રૂ. ૨-૮-૦ Mary Clive Bayley કૃત "The Making of Mordern Italy" એ નામના પુસ્તકનો આ એક સુંદર અનુવાદ કરીને શ્રી યોગેશે ગુર્જર વાચક વર્ગની ઉપયોગી સેવા બજાવી છે. આ પુસ્તકમાં ઇટલીની સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવાની લડતનો આખો ઇતિહાસ સંક્ષેપમાં અને સુંદર રીતે રજુ કરેલો છે. બહાદુર ઈટલી ઑસ્ટ્રિયાની સખત રાજ્યધુરા નીચેથી કેવી રીતે નીકળી ગયું અને રાષ્ટ્રોદ્ધાર માટે આદરેલા રણયજ્ઞમાં કેવી રીતે જીત મેળવી તેનો આબેહુબ ચિતાર આ ચોપડીમાં આપવામાં આવ્યો છે

અન્ય દેશો પરાધીન રાજ્યતંત્રમાંથી મુક્ત થઇને શીરીતે સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરીશકયા હતા તે જાણવાની જે સમયે આપણને ખાસ જરૂર છે ત્યારેજ શ્રી. યોગેશે આ પુસ્તક બહાર પાડયું છે એટલે એમની સઘળી મ્હેનત સફળ થશે. ઈટલીના રણયજ્ઞની કથા વાંચવાથી એ પ્રજા માટે તેમજ તેના મુખ્ય નેતાઓ—વીર સેનાપતિ ગેરિબાલ્ડી, મહાન સત્યાગ્રહી મેઝીની અને કુશળ રાજપુરૂષ કાવુર માટે માનની લાગણી થયા વગર રહેતી નથી. ઇટલીના ઉદ્ધાર કરવામાં, સ્વદેશને ખાતર જીવ આપનાર અને કુટુંબની દરકાર કર્યાવગર રણયજ્ઞમા ઝંપલાવનાર પ્રજાજનનો જેટલો ફાળો છે તેટલોજ ફાળો પ્રજાના નેતાઓનો છે એ આ ચોપડી વાંચવાથી જણાઇ આવે છે. ઇટલીની પ્રજાને અને તેના નેતાઓને કેવાં ભયંકર સંકટો વેઠવાં પડયાં હતાં અને સ્વતંત્રતાની લડતમાં કેટલાં વીર સ્ત્રી પુરૂષોનાં બલિદાન આપવાં પડયાં હતાં તે બહુ સચોટ રીતે આ પુસ્તકમાં વર્ણવ્યું છે.

**"સ્ત્રીબોધ" નું પાચમાં વર્ષનું બાળકઃ**—પ્રકાશક, શ્રી જીવનલાલ અમરશી મહેતા, મંત્રી "સ્ત્રીબોધ અને બાળક," અમદાવાદ; કિંમત રૂ. ૧-૮-૦.

ઇ, સ. ૧૯૨૪ ના "સ્ત્રીબોધ" ના બધા અંકના બાળ-વિભાગ ભેગા કરીને એક વાર્તા સંગ્રહ બહાર પાડીને "સ્ત્રીબોધ"ના તંત્રીઓએ બાલ સાહિત્યમાં એક સારો ઉમેરો કર્યો છે. આજથી પાંચ વર્ષ પહેલાં ગુજરાતી ભાષામાં બાલસાહિત્ય નહિ જેટલુંજ હતું અને હજીપણ જોઇએ તેટલાં બાલાપયોગી પુસ્તકો નથી; છતાં દિવસે દિવસે બાલસાહિત્ય વધતું જાય છે એ જોઇને આનંદ થાય છે. આ પાંચમા વર્ષના બાળકની અંદર માત્ર વાર્તાઓનોજ સમાવેશ કરવામાં નથી આવ્યો પરંતુ વાર્તાઓ ઉપરાંત બાળકોને જાણવા જેવી હકીકત વાળા ટુંકા લેખો પણ મૂકવામાં આવ્યા છે. દાખલા તરીકે "ન્યુયોર્ક," "આંખનું જતન," "બાયોનોની ઉત્પત્તિ," "બ્લોટીંગ પેપરની શોધ" વગેરે લેખો એવા છે કે એ વાંચવામાં બાળકને જ્ઞાન સાથે ગમ્મત મળે. બુદ્ધિવર્ધક કોયડા અને બાળકોની ચતુરાઇ વગેરે લખાણો પણ એવાં છે કે જેવી બાળકની બુદ્ધિની એક જાતની ખીલવણી થાય. વાર્તાઓ પણ બાળકને રસ પડે એવી અને વિધવિધ જાતની લેવામાં આવે છે. 'સિંહાસન બત્રિસીની વાર્તાઓ' બાળકોને ખાસ ગમે એવી છે. કેટલીક ન્હાની ન્હાની કવિતાઓ પણ આ પુસ્તકમાં મૂકવામાં આવી છે; પરંતુ વાર્તાઓ જેટલી તે તે આકર્ષક નથી.

**સંયુકતાઃ**—લેખક તથા પ્રકાશક શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઇ એમ. એ. વડોદરા. કિં. રૂ.૧.

હિંદુસ્તાનના ઇતિહાસમાંના એક બહુજ જાણીતા પ્રસંગ વિશે આ નાટક રચાયું છે જયચંદ્રની પુત્રી સંયુકતાનો સ્વયંવર અને પૃથુરાજે કરેલું સંયુકતાનું હરણ તેમજ શાહબુદ્દીન

અને રજપુતો વચ્ચેનું યુદ્ધ વિગેરેનો આ નાટકમાં સમાવેશ થાય છે. ઐતિહાસિક નાટકો લખનારા સામાન્ય રીતે એવું કરે છે કે મૂળ ઇતિહાસના પ્રસંગો નાટકની વસ્તુ તરીકે લે પરંતુ પછી એ પ્રસંગની અંદર કંઇક રસિકતા રેડીને અને કંઇક સ્હેજસ્હાજ નવીનતા ઉમેરીને નાટકને ઐતિહાસિક બનાવ કરતાં વધારે આકર્ષક બનાવે છે. પરંતુ આ સંયુકતા નાટકમાં તેવી કંઇ વિશેષતા નથી નાટ્ય કલાની દ્રષ્ટિએ જોતાં પણ આ નાટકમાં કેટલીક ખામીઓ જણાય છે. સંવાદોમાં અમુક પાત્રને એટલું બધું લાંબુ બોલવાનું છે કે ભજવનાર પાત્રને એટલું મ્હોએ કરવું મુશ્કેલ પડે અને સાંભળનારને કંટાળો ઉપજે પાત્રોનું આલેખન પણ જોઈએ તેટલું સુંદર નથી ઘણાં ખરાં પાત્રો તો ઇતિહાસનાંજ છે એક માત્ર સોહાગીનું પાત્ર કલ્પિત છે. આધુનિક રંગભૂમિ ઉપર ભજવાતાં નાટકો કરતાં વધારે સંસ્કારી નાટકો લખી અને ભજવી શકાય એમ છે એ બતાવી આપવાનો પ્રયાસ નાટક કર્તાએ કર્યો છે એમ પ્રસ્તાવના ઉપરથી જણાય છે. અલબત્ત હાલમાં ભજવાતા નાટકોમાં હોય છે તેવો મર્યાદા વગરનો શૃંગાર, અધમ વૃત્તિઓને પોષનારાં તત્વો કે અશિષ્ટ ભાષા આ નાટકમાં બીલકુલ નથી. પરંતુ રંગભૂમિ ઉપર ભજવાતાં ઐતિહાસિક નાટકો કરતા બહુજ વધારે ઉચ્ચ પ્રકારનું આ નાટક છે એમ પણ કહી શકાય એમ નથી.

**આનંદ ધારાઃ**—સંયોજક અને પ્રકાશકઃ રમણલાલ નાનાલાલ શાહ. મુંબઇ. કિંમત રૂ. ૦-૬-૦.

બાલજીવન પુસ્તકમાળાનું આ પાંચમું પુસ્તક છે. બાલકો માટે રસમય વાર્તાઓનો આ એક સરસ સંગ્રહ છે. આ પુસ્તકની અંદર જાત જાતની અદ્ભુત બનાવોની વાર્તા, દંતકથા, પરિઓની વાર્તા અને વળી છેક ન્હાનાં બાળકોને ગમ્મત પડે એવી ઉંદર બિલાડીની વાર્તાઓ મૂકવામાં આવી છે. નીતિ અને બોધની વાર્તાઓ કરતાં આવી નિર્દોષ આનંદ ઉપજાવે એવી વાર્તાઓ બાળકોને વધારે પ્રિય લાગે છે એ વાત ચોક્કસ ખરી છે. બાલ સાહિત્ય બની શકે ત્યાંસુધી સચિત્ર હોવું જોઇએ તેમજ જાડા અને સારા કાગળપર મોટા અક્ષરે વાર્તાઓ છાપવી જોઈએ. આનંદ ધારાની અંદર થોડા થોડાં ચિત્રો આપ્યાં છે પરંતુ એથી વધારે સરસ અને આકર્ષક ચિત્રો મૂકીને ચોપડીને સુંદર બનાવવામાં આવે તો બાળકો ખુબ હોસથી વાંચે.

**શેરને માથે સવાશેર**—લખનાર "કોઇ પણ." સોલ એજન્ટઃ મેસર્સ વર્ધમાન એન્ડ સન્સ, મુંબાઈ કિંમત રૂ. ૦-૮-૦

આ ચોપડીના લેખકે "એક ગમ્મત નાટિકા" એવું મથાળું મુખ પૃષ્ટ ઉપર લખ્યું છે! પરંતુ એ ચોપડી વાચવાથી એમાં ગમ્મત પડે એવું કંઇજ જણાતું નથી અને વળી નાટિકા જેવું પણ કંઈ લાગતું નથી. આ ચોપડી તદ્દન નિર્માલ્ય છે. અને અને એની ભાષા બહુજ અશિષ્ટ છે. છેક હલકી જાતના સાહિત્યમાં પણ એની ગણત્રી થાય કે નહિં એ શક પડતું છે. આવી જાતનાં નકામાં પુસ્તકો લખવામાં માણસો શું કામ પોતાના વખતનો તેમજ પૈસાનો મિથ્યા વ્યય કરતા હશે?



## સાભાર સ્વીકાર

**રંગુન સમાચાર** (રંગુન) પુસ્તક ૩૦ મું; અંક ૩૭, થી ૪૬, તંત્રીઃ શ્રીયુત મણીભાઇ રણછોડજી દેસાઇ, પલસાણાકર વાર્ષિક લવાજમઃ રૂ. ૬-૬-૦

**બે ઘડી મોજ** (મુંબાઇ) પુસ્તક ૨.જું; અંક ૧૪ થી ૨૦ તંત્રીઃ શ્રીયુત "શયદા" સહતંત્રીઃ શ્રીયુત "સાદીક" વ્યવસ્થાપક. મેસર્સ વર્ધમાન એન્ડ સન્સ, વાર્ષિક લવાજમઃ રૂ. ૪-૦-૦

**વાયડા મિત્ર** (મુંબાઇ) પુસ્તક ૫ મું; અંક ૬ ઠ્ઠો અને ૭ મો. તંત્રીઃ શ્રીયુત રામલાલ ચુનીલાલ મોદી. પ્રકાશકઃ વાયડા યુનીઅન સોસાયટી મુંબાઇ, વાર્ષિક લવાજમઃ રૂ. ૩-૦-૦

**ભટ્ટી હિતેચ્છુ** (મુંબાઇ) માર્ચ, એપ્રીલ અને મેના અંકો. તંત્રી શેઠ પુરૂષોત્તમ વિશ્રામ મવજી, જે. પી વાર્ષિક લવાજમઃ રૂ. ૨-૮-૦



# નોંધ.

**દેશબંધુ ચિત્તરંજન દાસ.**

હજી હમણાં તો દાર્જીલીંગમાંથી દેશબંધુ દાસ અને ગાંધીજીના મસલતના સમાચાર આવ્યા એટલામાં એકાએક દેશબંધુના મૃત્યુના સમાચાર આવ્યા. આ સમાચારથી સમસ્ત હિંદને આઘાત લાગ્યા વગર રહેશેજ નહિં.

તેઓશ્રીનો જન્મ તા. ૫ મી નવેમ્બર ૧૮૭૦ ને દિવસે કલકત્તામાં એક સંસ્કારી કુટુમ્બમાં થયો હતો. ૨૦ વરસની ઉમરે તેઓએ બી. એ. ની પરીક્ષા પસાર કરી ને આઇ. સી. એસ. ની પરીક્ષા માટે વિલાયત ગયા પણ કેટલાક સંજોગોને લીધે તેમનું નામ સરકારે ખાનગી રીતે અજમાયેશ માટે રાખેલા આઇ સી. એસ. ના ઉમેદવારોની યાદીમાંથી કાઢી નાંખ્યું, જો કે તેઓ ખુલ્લી હરીફાઇમાં તો પરીક્ષામાં સફળ થયા હતા. આથી તેમણે બેરિસ્ટરની પરીક્ષા પસાર કરી. પછી કલકત્તે આવી ૧૮૯૩ થી કલકત્તામાં વકીલાત શરૂ કરી. તેમના પિતા તે દરમિયાન નાદાર થએલા એટલે તેમને ઘણી મુશીબતો વેઠવી પડી હતી. પણ બાબુ અરવિંદ ઘોષ સામે કાવતરાના કેસમાં તેઓ અરવિંદ ઘોષના બચાવ માટે ઉભા રહ્યા. તે કેસ છ મહિના ચાલ્યો તેઓને તે કેસમાં ફતેહ મળી. ત્યારથી તેઓ એક મહાન બેરિસ્ટર તરીકે પંકાયા. અસહકારની ચળવળ શરૂ થયા પછી તેમણે પ્રેકટીસ છોડી દીધી. તે વખતે તેમને ઓછામાં ઓછી માસિક ૫૦ હજાર રૂપીઆની આવક હતી. આટલી મોટી આવકને દેશને માટે તેમણે ઠોકર મારી. તેઓ આટલું કમાયા છતાં પોતાના પુત્રને માટે કંઇ મીલકત વારસામાં મૂકી ગયા નથી. કારણ કે પોતાની બધી મીલકત તેમણે દેશના ઉદ્ધાર માટે અને વિદ્યાર્થીઓને મદદ કરવામાં આપી દીધી હતી. પોતાની જીંદગીના છેલ્લા ત્રણચાર વર્ષમાં તો પોતે એક સંન્યાસીની માફક રહેતા હતા. તેમના પિતા બ્રહ્મો હતા. ને દેશબંધુને પણ રાજા રામમોહનરાય માટે અથાગ માન હતું. પણ તેઓ માનતા કે દરેક સમાજે પોતાની રાષ્ટ્ર સંસ્કૃતિ સાચવીને વધવાનું છે. તેઓ જણાવતા કે દેશ અને રાષ્ટ્ર સેવા તે સમાજ સેવા છે; અને સમાજ સેવા તે એક રીતે પ્રભુ સેવા છે. તેથી સમાજને માટે સર્વસ્વ સમર્પણ કર્યું હતું. તેઓ પોતાની સેવામાં છેક છેવટ સુધી અડગ રહ્યા હતા.

અસહકારનો ઝુંડો બંગાળમાં દેશબંધુએ ફરકાવ્યો પણ કાયદામાં તેઓ સપડાઇ જવાથી તેઓને કેદ કરવામાં આવ્યા. અમદાવાદની મહાસભા વખતે તેઓ કાચી જેલમાં હતા પછી તેઓને છ માસની સાદી કેદની સજા કરવામાં આવી હતી. તેમના કારાવાસ દરમિયાન જ 'સવિનય ભંગ સમિતિ' નું કામ શરૂ થયું પણ તેઓ બ્હાર નીકળ્યા બાદ તેઓએ ધારા સભાનો બહીષ્કાર રદ કરવાની હિમાયત કરી, ગયાજીની મહાસભાના પ્રમુખ સ્થાનેથી તેઓ શ્રીએ કહ્યું " ધારાસભા તો શાપ રૂપ છે માટે તેનો તો નાશ જ થવો જોઇએ, " ને તેથી ધારાસભાની અંદરથી ને બ્હારથી લડત લડવાનો પોતાનો સદેશો પ્રજાને પહોંચાડયો. ધારાસભાની લડતને બેલગામની મહાસભા પાસે સ્વીકારાવવાનું માન દેશબંધુનેજ ઘટે છે. થોડા દિવસ થયાં તેમની તબિયત ઠીક નહોતી રહેતી પણ અંત આટલો બધો નજીક હશે તેની કોઇને જરાપણ કલ્પના ન હોતી.

દેશબંધુએ રાજકીય બાબતમાં આગળ પડતો ભાગ છેલ્લા થોડા વર્ષ થયાંજ લેવા માંડયો છતાં તેમણે દેશનું હૃદય જે વિજળીને વેગે જીતી લીધું તે તો તેઓના જેવા મહાન પુરૂષોજ કરી શકે. તેમના અકાળ મૃત્યુથી આખા દેશને એવો ઘા લાગ્યો છે કે તે જલદી રૂઝાશે નહિં. આપણે તેમના આત્માને

પરમેશ્વર શાન્તિ બક્ષે એવી પ્રાર્થના કરીશું તેમજ સ્વર્ગસ્થ દેશબંધુના પત્ની કે જેમણે જ્યારે પોતાના પતિએ સર્વ સુખ અને સગવડોનો ત્યાગ કરી રાજકીય સંન્યાસી પદ ધારણ કર્યું ત્યારે તથા બીજા બધા દુઃખમાં ભાગ લીધો તેમને આપણી હૃદયની સહાનુભૂતિ દર્શાવી વિરમીશું.

---

**મિસીસ હોજકીન્સન.** મુંબાઇમાં જાણીતાં મિસીસ હેરી હોજકીન્સનના અકાળ મૃત્યુની નોંધ લેતા અમને ઘણો ખેદ થયો છે. તેમની તબિયત કેટલો વખત થયાં નરમ રહેતી હતી અને પુના હવાફેર માટે ગયાં હતાં ત્યાં હૃદય બંધ થઇ જવાથી એકાએક મૃત્યુ પામ્યાં. થોડા વખત ઉપર એમના એક પુત્રનું અકાળ મરણ થયું હતું અને તેનો આઘાત એમને એટલો સખ્ત લાગ્યો હતો કે આખરે તે દુઃખમાં તેમનું મૃત્યું થયું. સ્વર્ગસ્થ બાનુ મુંબાઇની મ્યુનિસિપાલિટિના પહેલા ત્રણ સ્ત્રી સભાસદોમાંના એક હતાં. તેઓ જાતે અંગ્રેજ હતાં છતાં હિંદુસ્તાનની ને તેમાં ખાસ કરીને મુંબાઇની સ્ત્રીઓની પ્રગતિ માટે ખુબ ઉલટ ધરાવતાં હતાં. સ્ત્રીઓની મતાધિકારની ચળવળમાં તેઓએ ઘણો આગળ પડતો ભાગ લીધો હતો. તે ઉપરાંત શહેર સુધારણાના તથા સામાજિક તેમજ બીજા પ્રશ્નો માટે પણ પોતાથી બનતું કરવા હંમેશ તત્પર રહેતાં. ભાડાના કાયદા વખતે પણ ભાડુતોની તરફેણ લઇ તેઓ ખુબ લડયાં હતાં. મ્યુનિસિપાલિટિમાં પણ તેઓ એક નામના સભાસદ નહોતાં પણ તેના દરેક સવાલોની ચર્ચામાં ઉલટભર્યો ભાગ લેતાં હતાં. ખરેખર તેમના મૃત્યુથી મુંબાઇને એક ઉત્સાહી ને લાગણીવાળા શ્રમ કરનારની ખોટ પડી છે. તેમના આત્માને ઇશ્વર શાન્તિ આપો.

---

**બાળહત્યા અને કાયદો.** ધારવાડની સેશન્સ કોર્ટના જજે એક સુન્દર બાઈ નામની ૨૨ વર્ષની કુમરની વિધવાને પોતાના નાના બાળકની હત્યા કરવા માટે દેશનિકાલની સજા કરી હતી. તે ચુકાદાની સામે તે બાઇએ મુંબાઇની હાઇકોર્ટમાં અરજી કરી હતી. ને તેનો કેસ મી. જસ્ટીસ મિરજાં ને મી. જસ્ટીસ પરસીવલે સાંભળ્યો હતો.

તે બાઈ ફક્ત ૨૨ વર્ષની યુવાન વિધવા છે. તેનો પતિ પાંચ વર્ષ પહેલાં મરી ગયો હતો. ત્યાર પછી તે તેના બાપ સાથે રહેતી હતી. એક વર્ષ પહેલાં તેના બાપને ખબર પડી કે તે બાઈ ગર્ભવતી હતી ને તેથી તેના બાપે તેને ઘરમાંથી હાંકી કાઢી. ત્યાર પછી તે આમ તેમ ભટકી, સગા સંબંધીઓને ત્યાં ગઇ પણ કોઇએ તેને આશ્રય આપ્યો નહિં. તે પછી, એક દૂર ઝુપડામાં તે બાઇએ એક છોકરીને જન્મ આપ્યો. તરત તે બાઇએ પોતાની સાડીમાંથી એક ચીરો ફાડી તે છોકરીને ગળે ફાંસી બાંધી મારી નાંખી, અને તેને આગે એક વાડમા નાખી દઇ, પોતે ત્યાથી ચાલી ગઇ. છોકરીનું શબ કોઇને હાથ લાગ્યું તેણે પોલીસને ખબર આપી ને પછી તે છોકરીની મા વિષે ખબર કાઢતાં પેલી બૈરીનો પત્તો મળ્યો. તે બાઇને ડોકટરે તપાસી તે ઉપરથી તેણે થોડાજ વખત ઉપર બાળકને જન્મ આપ્યો હોય એમ જણાયું તેનું બાળક કયાં ગયુ તે બરોબર પત્તો આપી શકી નહિં, તેમજ જે સાડીમાંથી કકડો ફાડીને તે છોકરીને મારી નાંખવામાં આવી હતી તેજ સાડી તે બાઇ પાસે નીકળવાથી તેને પકડવામાં આવી હતી પછી તે બાઇએ પોતાનો ગુન્હો કબુલ કર્યો હતો, ને પોતે પોતાનું શરમ ભરેલું કામ ઢાંકવા આ ગુનોહ કર્યો હતો એમ કહી દયા માટે આજીજી કરી. પણ ધારવાડના સેશન્સ જજે તેને દેશનિકાલની સજા કરી હતી. આવા ગુનાહ માટે કાયદા પ્રમાણે આ થોડામાં થોડી શિક્ષા છે. અહિંના જજોએ જ્યારે એ કેસ સાંભળ્યો ત્યારે એ બાઈની શિક્ષા ઓછી કરીને તેને બે વર્ષની સખ્ત કેદની શિક્ષા કરી. અહિંના જજોએ શિક્ષા ફરમાવતી વખતે કહ્યું કે યુરોપના બધા દેશોમાં આવી રીતના બાળહત્યાનો તે ગુનોહ ખૂનના ગુનાહ કરનાર કરતાં જુદો ગણવામાં આવે ને તેમાં ત્યાં ગુનેહગારોને ખૂન કરવાની સજા કરતાં ઓછી સજા થાય છે ત્યારે હિંદમાં તો આવી જાતની બાળહત્યાનો ખૂનના ગુનાહમાં જ સમાવેશ કરવામાં આવે છે. જજે પછીથી કહ્યું કે આપણે પણ હિંદમાં બાળહત્યાનો ગુનોહ યુરપના દેશો પ્રમાણેજ ખૂનના ગુનાહ કરતાં જુદો ગણવામાં આવે એમ કરવું જોઇએ.

આ દાખલામાં ૨૨ વર્ષની વિધવાએ બિચારી પોતાને કંઇ રસ્તો ન રહેવાથી, શરમથી દબાઇને તથા સમાજથી બ્હીને ઉપરનો ગુનોહ કર્યો હતો. એનું છોકરૂં જીવે તો સમાજ એને હદપ્રુતજ કરે એની એને ખાત્રી હતી. સમાજમાં એ છોકરી પણ આગળ જતાં હદપ્રુતજ થાય. તો એનો ગુનોહ ખૂન જેવો નહોતો. આશા છે કે જસ્ટીસ મિરઝાંએ કહ્યું તે પ્રમાણે આવા ગુનાહ માટે હલકીજ શિક્ષા કરવામાં આવે. આવા ગુનેહગારોને શિક્ષા કરવા કરતાં તો દયા બતાવવી વધારે જરૂરનું છે—બાળલગ્નનો સડો આપણા સમાજમાંથી કાઢવાની જરૂર છે તથા જે વિધવાઓ-નાની ઉમરની વિધવાઓ પુનર્લગ્ન કરવા માંગતી હોય તેમને ફરીથી પરણાવવાની સમાજ તરફથી છુટ મળવાની જરૂર છે. પણ પહેલા બાળહત્યાના ગુનાહ માટેનો કાયદો તો બદલવોજ જોઇએ ને યુરપના દેશો પ્રમાણે તેને ખૂનના ગુનાહથી જુદો ગણવો જોઇએ

**લગ્ન સમયે થતા નિરર્થક ખર્ચ.**

હાલ થોડા સમયથી યુરોપી તુર્કસ્તાન (ટર્કી) ની પ્રજાની ધાર્મિક અને સમાજીક સ્થિતીમાં ઘણો ફેરફાર થઈ ગયો છે. જ્યારથી ખલીફને ગાદીપરથી ઉઠાડી મૂકવામા આવ્યો ત્યારથી દેશની સ્થિતી બદલાઇ ગઈ છે જૂના સાંસારિક રીવાજો બંધ થયા છે સ્ત્રીઓને પડદામાં પૂરી રાખવાનો રીવાજ નિર્મૂળ થઈ ગયો છે. લોકોની સમાજિક રૂઢિઓમાં સુધારો કરવા માટે એક કમીશન નીમવામા આવ્યું હતું. તેણે એવો રિપોર્ટ કર્યો હતો કે લગ્ન તથા બીજા પ્રસંગે શ્રીમંત લોકો જે નિરર્થક ખર્ચ કરે છે, તે બંધ કરવા જોઇએ. એ ખર્ચ કેટલી હદ સુધી કરવા તે બાબત કમીશને વિગતવાર નિયમો નક્કી કર્યા છે. એવું નક્કી કરવામાં આવ્યું છે કે લગ્ન પ્રસંગે વરે કન્યાને એક વીંટી સિવાય બીજી ભેટ આપવી નહિં. વીંટીની કિંમત ત્યાંના વીસ પાઉંડથી વધારે ન હોવી જોઇએ. કન્યાનાં માબાપે તેને માટે બે જોડથી વધારે કપડાં કરાવવાં નહિ. એ પ્રસંગે મોટું જમણ કરવું નહિ. પરોણાઓને માત્ર મીઠાઇ અને શરબત આપવો. વરઘોડામાં પાંચથી વધારે ગાડી કે મોટર રાખવી નહિ કન્યાએ પોતાની સાથે માત્ર એક ઓરડાનું ફરનીચર લાવવું. લગ્ન સમયે અતિશય ધામધુમ કરવાનો રીવાજ છે તે બંધ કરવો.

આ ઉપરથી એમ જણાય છે કે તુર્કસ્તાનમાં હાલ આપણા દેશ જેવીજ સ્થિતિ હશે. શ્રીમંત લોકો પોતાની મોટાઇ દેખાડવા લગ્ન વખતે નાહક ખર્ચ કરતા હશે તેમને જોઇને ગરીબ લોકો પણ પાછળ તણાતા હશે એટલે પોતાના ગજા ઉપરાંત પૈસા વાપરતા હશે એથી પૈસાની બરબાદી થતી જોઇને આગેવાનોને દુઃખ થયું હશે લોકો પોતાની મેળે સમજશે નહિ એમ લાગવાથી સરકારને વચ્ચે પડવાની જરૂર પડી હશે, તેથી આખરે આવા સખત કાયદા કરવા પડયા હશે.

હિંદુસ્તાનમાં આવો કાયદો કર્યો હોય તો શું થાય ? લોકોમાં હાહાકાર થઇ જાય. પ્રજાની સંસારિક રૂઢિમાં સરકારને વચ્ચે પડવાનો હક શો છે એવા પોકાર ઉઠે ! પણ આવો કાયદો થવાનો સંભવ હાલ બીલકુલ નથી કારણ કે પરદેશી સરકાર આપણી સામાજિક બાબતોમાં વચ્ચે પડતી નથી. તેણે હંમેશાં તટસ્થ નીતિ રાખી છે પરંતુ આ હકીકત આપણે વાંચીને ઘણી વિચારવા જેવી છે અનિષ્ટ રૂઢિઓથી થતી હાનિ આપણા દેશમાં પણ ઘણી છે. લગ્ન, મરણ વગેરે પ્રસંગોએ ધનનો નિરર્થક વ્યય ઘણો થાય છે ફરજીઆત રીવાજને લીધે લોકો ઘણા દુઃખી થાય છે, ઘણી જ્ઞાતિઓમાં એવો રિવાજ હોય છે કે લગ્ન તથા મરણ પ્રસંગે અમુક જમણ કરવાંજ જોઇએ. લગ્ન સમયે સગાં સંબંધીઓને કપડાં લત્તાં આપવાંજ જોઇએ. વરઘોડા, માંડવા વગેરે કરવુંજ જોઇએ. શ્રીમંત લોકો પોતાની વડાઇ જણાવવા આ બધા ખર્ચ બહુ મોટા પાયા પર કરે છે. તેમનું જોઇને બીજા લોકો પણ એવું કરવા જાય છે. કારણ કે દરેકના મનમાં એમ હોય છે કે અમે કંઇ ઓછા નથી. કેટલાક રિવાજ ફરજીઆત હોવાથી જેની સ્થિતિ ગરીબ હોય તેણે દેવું કરીને પણ તે પાળવા પડે છે. તે બિચારાની આખી જીંદગી દેવું ભરવા માજ જાય છે. તો પણ પૂરૂં થતું નથી. વળી કેટલીક જ્ઞાતિઓમાં એથી પણ ખરાબ રિવાજ કન્યાવિક્રય અથવા વરવિક્રય કરવાનો હોય છે. તે તો અતિશય તિરસ્કારને પાત્ર છે. કોઇ કોઇ સુધરેલી જ્ઞાતિઓમાં પણ એવું હોય છે કે છોકરીનાં માબાપ છોકરાને પુષ્કળ પહેરામણી આપે તોજ

તેને સારો વર મળી શકે છે. વર જેમ વધારે ભણેલો હોય તેમ તેની કિંમત વધારે અંકાય છે. કાઠીઆવાડમાં તથા બીજે કેટલેક સ્થળે એથી ઉલટું થાય છે કન્યાનાં માબાપને વર પૈસા આપે છે. કન્યાની ઉંમર જેમ મોટી હોય તેમ વધારે પૈસા આપવા પડે છે. છોકરા કે છોકરીને આમ જનાવર કે જડ પદાર્થની માફક વેચવાં એ કેવી અમાનુષતા કહેવાય ! કોઈ કોઇ વખત ધનના લોભને લીધે માબાપ પોતાની પુત્રીને દુષ્ટ નાલાયક માણસ સાથે પરણાવે છે. વળી કન્યાવિક્રયના રીવાજથી એવું પણ જોવામાં આવે છે કે ગરીબ પુરૂષો ધનને અભાવે કુંવારા રહી જાય છે. તેમને જીંદગીમાં પરણવાની આશા કદી રહેતી નથી. તેથી તેઓ અનીતિને માર્ગે જાય છે. આવા દાખલા ઘણા જોવામાં આવે છે. અર્થહીન સાંસારિક રૂઢિને લીધે પ્રજા નીતિથી ભ્રષ્ટ થાય છે. એ કેવી વિપરીતતા !

રજપુત, પાટીદાર, અનાવલા વગેરે જ્ઞાતિઓમાં કન્યાનાં માબાપો લગ્ન પ્રસંગે તથા તે પછી પણ અતિશય ખર્ચ કરવો પડે છે. જેટલી વખત દીકરી સાસરે જાય તેટલી વખત તેને અમુક કિંમતનાં કપડાં તથા બીજી ચીજો આપવી પડે છે. જેના ઘરમાં પાંચ સાત દીકરીઓ તથા બ્હેનો હોય તેનો તો બિચારાનો જન્મારોજ આવા ખર્ચમાં જાય છે. આખી જીંદગીની કમાઈ એમાજ ધોવાઇ જાય છે. તે ઉપરાંત કરજ કરવું પડે છે. ગમે તેટલી વિપત્તિ પડે તોપણ જૂના રીવાજ પ્રમાણે તો વર્તવુંજ જોઇએ, એવી માન્યતા થઇ ગઇ છે. લોકોનાં આવાં દુઃખ નજરે જોયા છતાં પણ હજી આપણી આંખો નહિ ઉઘડે તો ક્યારે ઉઘડશે ? આપણા દેશમા પરદેશી રાજ્ય હોવાથી તે આ બાબતમાં કંઇ કરી શકે તેમ નથી આવા અનર્થ બંધ કરવા તે તો લોકોનુંજ કર્તવ્ય છે. દેશના શુભેચ્છકોએ પ્રથમ કર્તવ્ય એ કરવાનું છે હિંદુ પ્રજાને દુષ્ટ રૂઢિના બંધનમાંથી છોડાવવી. આ માટે પ્રશ્ન એ થાય છે કે કેવી રીતે શરૂઆત કરવી ?

ઘણા માણસો એવા હશે કે જેમને આ રીવાજ બીલકુલ નહિ ગમતા હોય પણ જૂના રીવાજ તોડવાની હિંમત ન હોવાથી ન છૂટકે તે પ્રમાણે વર્તતા હશે. એક વ્યક્તિ જો રૂઢિ બદલીને સુધારો કરવા જાય તો તેને બહુ સંકટ વેઠવું પડે. જ્ઞાતિજનો તેને જ્ઞાતિની બહાર મૂકે. તેની સાથે બધાજ વ્યવહાર તોડી નાંખે. તેને સંસારમાં રહેવું મુશ્કેલ થઇ પડે. એટલે એ રીતે સુધારો થઇ શકે નહિ. આખી જ્ઞાતિ મળીને ઠરાવ કરે કે અમુક ખર્ચ કરવાનો રીવાજ છે તે બંધ કરવો, અને તે ઠરાવ પાળવાની બધાને ફરજ પાડે તોજ સુધારો થઈ શકે. વળી ગરીબ માણસથી આવી શરૂઆત થઇ શકે નહિ. જ્ઞાતિના શ્રીમંત લોકોએજ એવો ઠરાવ પ્હેલો અમલમાં મૂકવો જોઇએ. તો પછી એમનું જોઇને બીજા લોકો પણ ઓછા ખર્ચ કરતાં શીખશે.

**ડૉ. એનીબેસંટનું કૉમનવેલ્થ ઑફ ઇન્ડીઆ બિલ.**

ડૉ. એનીબેસંટે હમણાં હિંદને માટે કૉમનવેલ્થ ઑફ ઇન્ડીઆ બિલ નામનો એક ખરડો પાર્લમેંટ આગળ મૂકવા માટે તૈયાર કર્યો છે. એ સન્નારીએ હિંદને સ્વતંત્રતા પ્રાપ્ત થાય તે માટે અનેક વખત પ્રયત્ન કર્યા છે હોમરૂલની ભાવના પ્રજામા પ્રથમ જાગ્રત્ કરનાર તેઓજ હતાં તે સમયે તે પ્રજામાં અતિશય લોકપ્રિય થયાં હતાં પછી મહાત્મા ગાંધીની અસહકારની ચળવળ શરૂ થઇ ત્યારે તેમનાથી જુદા વિચાર પ્રદર્શિત કરવાને લીધે ઘણા લોકોની નજરમાં તેમનું માન ઘટી ગયું. વળી હમણાં થોડા વખત પર રેંટીઆની બાબતમાં પોતે ગાંધીજીના મતને મળતાં થયા છે. એવું તેમણે જાહેર કર્યું હતું. આવી અનેક ચડતી પડતી જોયા છતાં પણ અને આટલી વૃદ્ધ વયે પણ હિંદનું હિત તેમના હૈયામાં સદા વસેલું છે તે તેમના આવા નવા નવા પ્રયાસો પરથી સ્પષ્ટ જણાય છે.

આ બિલ એટલા માટે રચેલું છે કે રાજ્યકારભારની સંપૂર્ણ લગામ હિંદીઓના હાથમાં આવે. સરકાર તેમાં જેમ બને તેમ ઓછી વચ્ચે પડે, અને પ્રજાના પ્રતિનિધિઓ પોતે ધારે તેવા સુધારા કાયદામાં કરી શકે બ્રિટિશ સામ્રાજ્યમાં કૅનેડા, ઑસ્ટ્રેલીઆ વગેરે બીજા સંસ્થાનો છે; તેમને પોતાના દેશમાં રાજ્ય ચલાવવાની જેવી સ્વતંત્રતા છે, તેવી હિંદને મળે એ આ બિલનો હેતુ છે. હિંદમાં હાલ રાજકીય વાતાવરણ ઘણું ગુંચવણ ભરેલું છે. દેશના નેતાઓમાં ઘણા પક્ષ પડી ગયા છે, અને તે દરેક પક્ષના વિચાર જૂદા છે. તે બધાજ પક્ષને આ બિલ સંપૂર્ણ રીતે રૂચે છે એમ કહી શકાય તેવું નથી. કારણ કે કેટલાક

પક્ષે આ બિલના થોડા ભાગ માટે જાહેરમાં વિરોધ દર્શાવ્યો છે. છતાં પણ એકંદરે અમને આ બિલ આવકાર આપવા લાયક લાગે છે.

આ બિલમાં ઘણી વિગતો છે. પણ તેને વિષે ચર્ચા કરવાનું આ સ્થાન નથી. આપણે તો એમાં સ્ત્રીઓને સ્વતંત્રતા વિષે જે ફકરો મૂકેલો છે તેની સાથે ખાસ સંબંધ છે. મતાધિકાર આપવા માટે તેમાં નીચે પ્રમાણે નિયમ ઘડેલો છે.—"કાયદા ઘડનારી, સ્થાનિક, તથા બીજી કોઇ પણ સરકારી સભાના સભ્ય થવા માટે અને કોઇ પણ ચુંટણીમાં મત આપવા માટે સ્ત્રી પુરૂષને સમાન હક મળશે. તેમજ બધી નોકરીઓ, કાર્યો અને સત્તામાં બન્ને જાતિને સરખીજ ગણવામાં આવશે."

એટલે આ ખરડા પ્રમાણે મ્યુનીસીપાલીટી તથા ધારાસભાની ચુંટણીમાં મત આપવાનો તેમજ પ્રજાના પ્રતિનિધિ તરીકે તેમા બેસવાનો અધિકાર સ્ત્રીઓને આપવામાં આવશે. આ હક સ્ત્રીઓને મળવાથી કંઇ ફાયદો થાય કે નહિ એ બાબત કેટલાકને શંકા હશે. પરંતુ અમે તો દૃઢતાથી માનીએ છીએ કે એને લીધે દેશના સ્ત્રીવર્ગ તથા બાળકોને ઘણા લાભ થાય. સ્ત્રીઓ ધારાસભામાં જાય તો પોતાની જાતિના હિતના કાયદા ઠરાવવાનો પ્રયત્ન કરેજ એમા કંઇ શક નથી હાલ જે થોડી કેળવાયલી સ્ત્રીઓ દેશમાં છે, તેમને કેટલાક અન્યાયી કાયદા બદલવાની આવશ્યકતા ઘણી લાગે છે પરંતુ હાલની પરિસ્થિતિમાં તેઓ પોતે કંઇ કરી શકતી નથી. માત્ર પુરૂષોએ મૂકેલા ખરડામાં પોતાની સહાનુભૂતિ જણાવે છે પરંતુ જો તેઓ જાતે ધારાસભામાં જઇ શકતી હોય તો સ્વતંત્રરીતે પ્રયત્ન કરી શકે. જો અત્યારે સ્ત્રીઓ હિંદની વડી ધારાસભામા મેંબર હોત તો સંમતિવયના બિલ જેવો હિતકારક ખરડો ક્યારનોએ પસાર થઇ ગયો હોત. વળી સ્ત્રીઓના હાથમાં સત્તા આવે તો મિલકતના વારસાની બાબતમાં હિંદુ કાયદામાં સ્ત્રીને જે અન્યાય થએલો છે તે પણ દૂર થઈ શકે. સ્ત્રી કેળવણી, સ્ત્રીઓનું આરોગ્ય, બાળકોની સંભાળ વગેરે બાબતો માટે કુદરતી રીતેજ પુરૂષો કરતાં સ્ત્રીઓને વધારે કાળજી હોય. તેઓ જો કાયદા બદલી શકતી હોય તો આ બાબતોમાં જરૂર સુધારા થાય. દરેક કોમમાં તથા જાતિમાં આપણે જોયું છે કે જ્યારે તેના પોતાના પ્રતિનિધિ ધારાસભામાં જાય છે. ત્યારેજ તે કોમ કે જાતિનું ખરેખરૂં હિત સચવાય છે. તેવીજ રીતે સ્ત્રીઓની બાબતમાં છે. તેથી સ્ત્રીઓના અધિકાર માટે મીસીસ બેસંટના બિલમાં જે નિયમ મૂકેલો છે તે દરેક રીતે લાભકારક થવાનો સંભવ છે.

**સ્વ. હાજીમહમદ અ. શિવજી પુસ્તકાલયની યોજના સંબંધી** આ **સ્વ ભાઈ હાજીમેહમદ.** અંક સાથે વ્હેંચાયલા હેંડબીલ તરફ વાચક વર્ગનું અમે ખાસ ધ્યાન ખેંચીએ છીએ. સ્વર્ગસ્થ ગુજરાતી સાહિત્યની જે અનુપમ સેવા બજવી છે તેનાથી વાચકવર્ગ અજાણ નથી. અત્યારે એ સેવાના અનુકરણ ચોમેર થઇ રહ્યાં છે છતાં તે જોઇએ તેટલાં સફળ થયાં નથી. એમ થવાનું માત્ર એકજ કારણ છે અને તે એ કે સ્વર્ગસ્થના જેવો આત્મભોગ એ કાર્ય પાછળ આપવાને હજી કોઇ શક્તિમાન થયું નથી. વાડી બંગલા વેચી, ગાંઠના ગોપીચંદન કરી સાહિત્યની સેવા તો સ્વર્ગસ્થ ભાઇ હાજી જ કરી શકયા. તેમની એ સેવાનું ઋણ આપણે માથે છે અને તે ઋણ બને તેટલું અદા કરવાની દરેક ગુજરાતીની ફરજ છે. સાહિત્ય-પ્રદેશના એ ફકીરનું શ્રાદ્ધ દરેક જણ કરી શકે એવી સગવડ આ યોજના કરી આપે છે. એમાં એક પંથ અને બે કાજ સધાશે. અમને આશા છે કે વાચકો એ યોજનાની ટીકીટો ખરીદીને તેને સફળ બનાવવામાં પોતાનો ફાળો જરૂર આપશે.

---

## સાભાર સ્વીકાર

સમાજ સેવક ( જામનગર ): વર્ષ ૨ જું; પત્રિકા નં ૧–૨. વ્યવસ્થાપકઃ રા. ગોકળદાસ હીરજી ઠક્કર.

છાત્રાલયમાં વસતા વિદ્યાર્થીઓનાં મા-બાપો શું માંગે છે ? ( પત્રિકા ): લેખકઃ રા. હરિશંકર ત્રિવેદી, ગૃહપતિ, દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવન, ભાવનગર.

માબાપોને: પત્ર. નં. ૨: લેખકઃ ઉપર પ્રમાણે

# ઈનામોની વીગત

| ઈનામની સંખ્યા. | | રૂપીઆ |
|---|---|---|
| ૧ | મ્હોટું પૂસ્તકાલય જેમાં હિંદી, મરાઠી, ગૂજરાતી, ઈંગ્લીશ પૂસ્તકો, ફોટો જેની કીંમત રૂ. બાર હજાર આશરે છે. .... .... .... | ૧૨૦૦૦ |
| ૧ | ઉમ્મરખય્યામનો સંગ્રહ જેની કીંમત રૂ. આઠ હજાર આશરે છે. .... | ૮૦૦૦ |
| ૧ | મર્હુમ ભેદવારના ઓરીજીનલ દશ ફોટાઓ જેની કીંમત રૂ. ત્રણ હજાર આશરે છે. .... .... .... .... | ૩૦૦૦ |
| | નીચે જણાવેલા ઈનામો જુદા જુદા પૂસ્તકો ખરીદીને આપવામાં આવશે. | |
| ૧ | પાંચસો રૂપીઆની કીંમતના પુસ્તકો. .... .... .... | ૫૦૦ |
| ૨ | અઢીસો રૂપીઆની કીંમતના પુસ્તકો. .... .... .... | ૫૦૦ |
| ૫ | સો રૂપીઆની કીંમતના પૂસ્તકો. .... .... .... | ૫૦૦ |
| ૧૦ | પચાસ રૂપીઆની કીંમતના પૂસ્તકો. .... .... .... | ૫૦૦ |
| ૬૨ | પચીસ રૂપીઆના પૂસ્તકો. .... .... .... | ૧૫૫૦ |
| ૩૪૧૭ | રૂપીઆ એકની કીંમતનું એક પૂસ્તક. .... .... | ૩૪૧૭ |
| ૩૫૦૦ | | ૨૯૯૬૭ |

**દરેક ટીકીટ મેળવનાર ટીકીટ પૈકી કંઇને કંઇ મેળવશેજ.**

ખાસ સુચના.

ટીકીટો ખરીદનારાઓએ લીંબડી નાણાં મોકલવાં અગર સેક્રેટરી કે વ્યવસ્થાપક પાસેથી ખરીદવી.

અમે કોઇપણ એજંટો રાખ્યા નથી, તેમજ રાખવાના પણ નથી.

દરેક ખરીદનારને ડ્રોઇંગનું રીઝલ્ટ તેમજ લાગેલા ઇનામો પોસ્ટ મારફતે મોકલવામાં આવશે. જ્યારે પહેલા ત્રણ ઈનામો જીતનારને તે લીંબડીમાં ડીલીવરી આપવામાં આવશે. કદાચ ઓછી ટીકીટો ખપશે તો કમીટી વ્યાજબી કરશે. કમીટીના મેમ્બરો તથા ઓ. સેક્રેટરીઓ કોઇ પણ જાતનું કશું પણ કમીશન અગર મહેનતાણું લેવાના નથી.

**આ ઓરડર ફોર્મ ભરી મોકલી ને જોઈતી ટીકીટો મંગાવી આ તકનો લાભ લેશો.**

ઓરડર ફોર્મ — તા.

સેક્રેટરી, સ્વર્ગસ્થ હાજીમહંમદ અલારખિયા શિવજી પૂસ્તકાલય

ઈનામી યોજના. મું. લીંબડી, કાઠિયાવાડ.

આ યોજનાની ટીકીટ નંગ..........નીચેના સરનામે મોકલી આપશો.

તેની કીંમત તથા પોસ્ટેજના નાણાં — વી. પી. થી વસુલ કરશો * / મનીઓરડર કે રજીસ્ટરથી મોકલું છુ.

પુરૂં નામ

સીરનામું

ગામ — જીલ્લો

આ યોજના માટે કોઇને પણ એજન્ટ રાખેલા નથી. નાણાં બારોબાર લીંબડીજ મોકલવા.

*મનીઓરડર કે રજીસ્ટર મોકલનારે ટીકીટ મોકલવાનાં રજીસ્ટર ખરચના ૩ ત્રણ આના વધુ મોકલવા. જે રીતે નાણાં વસુલ કરાવવા હોય તે રાખીને બાકીનું કાઢી નાખવું.

Laxmi Art, Bombay, 8



ચિત્રકાર·]                વાંસલડી.          [ શ્રીયુત અમ્બાશંકર જોશી.




વર્ષ ૨ જું ઑગસ્ટ ૧૯૨૫ અંક ૧૨ મો.

## વાંસલડી.

શ્રીયુત ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.

વૃંદાવનમાં વાંસલડી વાગી,
વારી વારી સૂર દેતાં બ્રહ્મ-જ્યોત જાગી,
વૃંદાવનમાં વાંસલડી વાગી—

વાંસલડી-તાને વાછરડાં ઝૂલે,
યમુના નીરલહરી સ્થંભીને ડોલે;
ઘેલી બની વ્રજબાલા દોડી ઘરઘર ત્યાગી,
વૃંદાવનમાં વાંસલડી વાગી—
જંત્ર છે કે તંત્ર છે કે મોહિનીનો મંત્ર છે,
ઘેલી કીધી ગોપકન્યા વેરણી બની બંસરી;
બાળકને છોડી માતાઓ દોડી,
જીવન સાથે ઈશ્વર જોડી;
ભાન ભૂલી ગોપનારી બંસરી લેહ લાગી,
વૃંદાવનમાં વાંસલડી વાગી—

# પ્રેમના પરાગ.

લેખક: શ્રીયુત " પાદરાકર ".

( ' કુંજલડીરે સંદેશો હમારો '—એ ઢાળ. )

પ્રેમના પરાગ બધા વિશ્વને ઉછાળતા !
ચેતના નવિન કંઇ જગાડતા, સાહેલડી !
ઘરઘર રસરાજ રગરગમાં પધારતા !
કર્તવ્ય પાઠ પઢાવતા ! અલબેલડી ! પ્રેમના.

આત્મત્યાગ મહામંત્રથી, જીવન કરી ચકચૂર !
સેવા-યજ્ઞ-બલિ થતાં, વાધે નવલું નૂર !
વિશ્વના કલ્યાણ વિષે, દેહલડી તાવતાં !
શાંતિ-સમાધિ સુહાવતાં ! ઓ બ્હેનડી ! પ્રેમના.

પરમ પ્રેમ પરબ્રહ્મના, અનહદ નાદ સુણાય !
મન જપતું ૐકારને, ચિદાનંદ ઉભરાય !
એવા અંતરીયે, પ્રભુ પોતે પધારતા !
સ્વર્ગ સમું વિશ્વને બનાવતા ! સાહેલડી ! પ્રેમના.

સ્વદેશનાં વ્રત ધારીને, સ્વધર્મમાં રહી લીન !
આત્મ-સ્વરાજ્ય સંદેશરી, સત્યાગ્રહનું બાન !
મોહ અને માનને તો મનથી વિસારતાં !
સૂર તો સ્વદેશના આલાપતાં ! અલબેલડી ! પ્રેમના.

આત્મસહુ જગ ભાળતાં-હું તું ચાલ્યુ જાય !
મહામૈયા પદ પામતાં-પામરતા વિખરાય !
પ્રેમના આહલેક ઘરઘરમાં ગજાવતાં !
માનવને દેવ બનાવતાં ! ઓ બેનડી ! પ્રેમના.

પ્રભુનાં દર્શન પળપળે સ્થળ સ્થળ પ્રેમે થાય !
અખિલવિશ્વ પ્રભુમય થતાં-પ્રેમસમાધિ પમાય !
પામે પ્રભુને આત્મજ્યોત પ્રકટાવતાં !
"મંગલમય" જીવનને બનાવતાં ! અલબેલડી ! પ્રેમના.



# બાળઉછેર.

લેખકઃ ડૉ. અમૃતલાલ હ. પટેલ,
એમ. બી. બી. એસ., ડી. પી. એચ., ડી. ટી. એમ,
(ઇંગ્લેંડ) હેલ્થ ઓફીસર, સુરત.



( ગયા અંકના પૃષ્ઠ ૭૭૨ થી ચાલુ. )

## પ્રસૂતિ માટેની તૈયારી.

પ્રસૂતિનો સમય સ્રીને માટે ઘણોજ ગંભીર છે. પ્રસૂતિમાં સ્રીના જીવન અને મોતનો સવાલ છે. અને સાધારણ રીતે પ્રસૂતિ પછી સ્રી પોતે પોતાને નવું જીવન આવ્યું તેમ માને છે. અને તે યથાર્થ છે. આ પ્રસંગ સ્રીનો જીંદગીને માટે ઘણો જોખમદારી ભર્યો ગણીને વીમા કંપનીઓ સ્રીઓનો વીમો સાધારણ રીતે ઉતારતી નથી, અને ઉતારે છે તો ઘણુંજ ભારે પ્રીમીયમ લઇને ઉતારે છે. આ પ્રસંગને પતિ અને પત્ની બન્નેએ ઘણો જ કટોકટીનો સમજીને, તેને માટે દરેક તૈયારી સંભાળપૂર્વક કરવી જોઇએ. હવે આપણે પ્રસૂતિને માટે શી તૈયારી કરી રાખવી જોઇએ તે જોઇશું.

ગર્ભવતી સ્રીને સાતમો માસ બેસે કે તરતજ તેણે પ્રસૂતિ માટે કંઇ જગ્યાએ વ્યવસ્થા કરવી છે તેનો નિશ્ચય કરી લેવો જોઇએ. જો પ્રસૂતિગૃહમાં જવું હોય તો સ્રીને કોઇ પણ જાતની બહુ કાળજીપૂર્વક તૈયારી કરવાની જરૂર રહેતી નથી. પ્રસૂતિગૃહમાં જે સ્રીને જવું હોય તેણે કયા ગૃહમાં જવું છે તે નક્કી કરીને ત્યાંના ડાક્ટર પાસે એક બે વખત જઇ આવવાની જરૂર છે. અને આવાં પ્રસૂતિગૃહોમાં દાખલ થનાર સ્રીઓનાં અગાઉથી નામ લખી લેવામાં આવે છે. અને તેના ગર્ભાશયના હાડપિંજરનું માપ વગેરે લઇ લેવામાં આવે છે. અને પછી અગાઉથી જણાવ્યા વગર ગમે તે સમયે ત્યાં જઈ શકાય છે. મધ્યમ અને શ્રીમંત વર્ગની સગવડ પૂરતા, ઘણાં પ્રસૂતિગૃહો મુંબાઇ અને અમદાવાદ વીગેરે શહેરમાં ઉઘડેલાં છે. ગરીબ વર્ગને માટે કેટલાક પ્રસૂતિગૃહોમાં મફત દાખલ કરવાની પણ ગોઠવણ છે. પરંતુ આપણા લોકોમાં હજુ સુધી આવાં પ્રસૂતિગૃહો બહુ લોકપ્રિય થયાં નથી, તે આપણાં સાંસારિક રિવાજને અને આપણા સંકુચિત વિચારને લીધે છે એટલી તો ચોક્કસ વાત છે કે ઘર કરતાં પ્રસૂતિગૃહમાં દરેક જાતની વધારે સગવડ હોય છે. ઘણાં ખરાં પ્રસૂતિગૃહોમાં પ્રસૂતિને અંગે જરૂર પડતાં દરેક જાતનાં હથીઆરો રાખવામાં આવે છે, અને અનિયમિત પ્રસવ વખતે બાળકને ગર્ભાશયમાંથી બહાર કાઢવા માટે દરેક જાતનાં ઓપરેશન કરવાની પણ સગવડ હોય છે. આ સગવડ શ્રીમંતોના ઘરમાં પણ થઇ શકે નહીં. પ્રસૂતિગૃહમાં જનારી સ્રીને કોઇ પણ જાતની ખાસ તૈયારી કરવી પડતી નથી. જ્યારે દર્દ શરૂ થાય કે તરતજ ગાડીમાં બેસીને ત્યાં પહોંચી જવું જોઇએ. આદર્શરૂપ પ્રસૂતિગૃહોમાં સ્રીને પહેરવાનાં કપડાંથી માંડીને તે પ્રસૂતિમાં જોઇતી બધી વસ્તુઓ રાખ-

વામાં આવે છે. એટલે કોઇ ચીજ સાથે લઇ જવાની જરૂર પડતી નથી. છતાં કેટલાંક સસ્તાં ગૃહોમાં અમુક વસ્તુઓ ઘેરથી લાવવાની સુચના અગાઉથી કરવામાં આવે છે. આ બાબત વધુ લખવાની જરૂર નથી તેથી હવે આપણે મધ્યમ વર્ગના ગૃહમાં પ્રસૂતિ માટે કેવી વ્યવસ્થા કરવી તે જોઇશું.

મધ્યમ વર્ગના ઘરમાં પ્રસુતિગૃહ જેવી આદર્શરૂપ સગવડના થઇ શકે નહિ પણ સાધારણ રીતે નિયમિત પ્રસવ માટે સઘળી તૈયારી થઇ શકે છે. પ્રસુતિ માટે ઘરનો સ્વચ્છમાં સ્વચ્છ અને હવા ઉજાસવાળો ઓરડો પસંદ કરવો જોઇએ આપણું આ વિષયમા એટલું ગંભીર અજ્ઞાન છે કે આપણામાંના શિક્ષિત વર્ગના લોકો પણ આ બાબતમાં જેટલો જોઇએ તેટલો સુધારો કરી શક્યા નથી. પ્રસુતિ તે સ્ત્રીઓને માટે છવન અને મરણનો સવાલ છે. તે કામમાંથી સહીસલામત રીતે પસાર થવા માટે કરકસર અને પૈસા બચાવવાનો સવાલ વચ્ચે આવવો ન જોઇએ. પરંતુ આપણે સાધારણ રીતે હિંદુ કુટુંબોમા શું જોઇએ છીએ ? પ્રસુતિ માટે ઘરમાના અંધારાવાળો અને ઘરમાં લગભગ નકામો પડી રહેલો હોય તેવો ઓરડો પસંદ કરવામા આવે છે. તે ઉપરાન્ત તેમાં પ્રકાશનું એક પણ કિરણ ન જાય તેટલા માટે બારીની આસપાસ જુના ચાપડા કે પડદા બાંધી લેવામા આવે છે. આ ઓરડો સાધારણ રીતે ભોંયતળીએ હોવાથી ભેજવાળો અને મચ્છર વીગેરે જંતુઓથી ભરેલો હોય છે. સ્ત્રી જાતિના પ્રસુતિ જેવા પ્રસંગ માટે અપવિત્રતાનો ખ્યાલ આપણા મગજમાં કોણે ભર્યો હશે ? સ્વચ્છતાને અંગે સુવાવડી સ્ત્રીને અડકાય નહિ અથવા તેના ઓરડામાં જવાય નહિ તેને વ્યાજબી વાત છે. કારણ કે અસ્વચ્છ માણસો પ્રસુતિ માટે અલગ રાખેલા ઓરડામાં જાય તો ત્યાં ચેપી રોગ દાખલ થવાનો સંભવ રહે છે, પરંતુ ધાર્મિક પવિત્રતાના બ્હાના હેઠળ સુવાવડી સ્ત્રીને અને તેના ઓરડાને અસ્પર્શ્ય ગણવા અથવા અપવિત્ર માનવા તે સ્ત્રી જાતિને અપમાનકારક છે.

પ્રસુતિ માટેના ઓરડામાં કોઇ પણ જાતનો નકામો સામાન ન રાખવો જોઇએ. આ ઓરડાને ખાલી કરી, વાળી, ઝાડી સાફ કરી તડકો આવે તેવી રીતે ખુલ્લો મુકવો જોઇએ ડાકટર અથવા નર્સની સૂચના મુજબ તેમાં મૂકવાનો સામાન અગાઉથી સાફ કરી, તેમાં લઇ જવો જોઇએ. અને પ્રસુતિ માટે તે ઓરડાનું કામ પડે તે અગાઉ કમમાં કમ નવ દિવસ પહેલાં તો તે સંપૂર્ણ રીતે તૈયાર જ હોવો જોઇએ આ ઓરડામાં ખાસ કામ વગર કોઇએ જવું આવવું જોઇએ નહિ; અને આ ઓરડાને તૈયાર કરી એક વખત નર્સ અથવા ડાક્ટરને જરૂર બતાવવો જોઇએ.

પ્રસવ ક્યારે થશે તેનો ચોક્કસ દિવસ શોધી કાઢવો મુશ્કેલ છે. પરંતુ છેલ્લા ઋતુ આવ્યાની ચોક્કસ તારીખ જો ડાક્ટરને કહેવામાં આવે તો, તે તમને એવી તારીખ બતાવશે કે જેની બે ત્રણ દિવસ અગાઉ કે બે ત્રણ દિવસ પછી પ્રસવ ચોક્કસ થશે.

આ તારીખો ગણવા માટે ડાક્ટરોએ કોઠા બનાવ્યાં છે. અને કોઇ પણ શિક્ષિત સ્ત્રી આ કોઠા ઉપરથી આ તારીખ શોધી કાઢી શકે છે.

## પ્રસુતિ માટે સ્ત્રીને કઇ વસ્તુઓની જરૂર છે ?

નીચે જણાવ્યા મુજબની વસ્તુઓ સુવાવડના ઓરડામાં રાખવી જોઈ એ.

ચાર સ્વચ્છ ધોએલી ચાદરો.
બે ઓશીકાના ગલેફ.
૭ નંગ ટુવાલ મધ્યમ કદના.



ચાર ગોદડીઓ ( વર્તમાન પત્રના ૮—૧૦ મોટા કાગળ ઉપર કપડાની ખોળ ચડાવી તૈયાર કરેલી ) આ ગોદડીઓ બગડવાથી ખોળ ધોઈ શકાય છે એ અંદરના ખરડાએલા કાગળો ફેંકી દઇને નવા મુકાય છે. અથવા આવી ગોદડીઓ બહુ સસ્તી કીંમતે જુના પણ ધોબીના ધોયેલા કપડામાથી બની શકે છે તેથી દરરોજની એક બગડે તો ફેંકી પણ દઇ શકાય છે.

લગભગ બે વાર વિશુદ્ધ (Sterilized) કરેલો ગોઝ ( બારીક મચ્છરદાની જેવું વણેલું ગુંથેલું નહિ ) કપડું જે કેમીસ્ટને ત્યાં મળી શકે છે અને જેનું બંડલ કાગળમા બનાવેલું હોય છે.

અદીત્રાર વગર ધોયેલી પણ સ્વચ્છ જગન્નાથીનું કપડું, પેટ ઉપર પાટો બાંધવા માટે.

૧ ડઝન સેફ્ટી પીનો પાટા વગેરે બાંધવા માટે.

ત્રણ જોડ છાયલ, ચણીયા અને સાદા પોલકા ધોબીના ધોયેલા.

બે જોડ લાંબાં સફેત મોજાં ( શિયાળા અને ચોમાસાની ઋતુમાજ)

બે નંગ હાથ ધોવાની મોટી તાસક કે ચાદીની રકાબી.

બે નંગ પાણી ભરવાના લોટા.

એક નંગ બાલદી ઢાંકણા સાથે ટીનનો ડબો ઢાંકણા સાથે ખરડાયેલાં કપડા રાખવા આ બાલદી કે ડબામાં થોડું પાણી ભરી રાખવું.

એક બાટલી ફીનાઇલ નામની દવા મોરી ધોવા માટે બજારમાં મળી શકે છે.

× એક ડબો સફેત વેસેલીન વિશુદ્ધ ( Sterilized ) કરેલું.

બે ગોટી ન્હાવાનો સાબુ.

એક નંગ બેડ પેન ( ઝાડો પિશાબ કરવાનું ચીની કે એલ્યુમીનમનું વાસણ ).

×એક નંગ સખતવાળનું બ્રશ-હાથ અને નખ સાફ કરવા માટે.

×એક ડુશ કેન નળીને મોઢીઓ સાથે.

×એક નંગ દવા માપવાનો ગ્લાસ.

એક નંગ ગરમ પાણી ભરવાની કોથળી.

ત્રણ ડઝન સેનીટરી પેડ ( કપડાની અંદરની કાથો ભરેલી એક વેંત લાંબીને ચાર આગળ પ્હોળી કોથળીઓ વિશુદ્ધ ( Sterilized કરેલી ).

ઉપરની વસ્તુઓમાં જેની આગળ ચોકડી કરી છે તે નર્સ અથવા ડાકટર લાવી શકશે અને તે બજારમાંથી લાવવાની જરૂર નથી. પરંતુ જો લાવીને રાખી શકાય તો વધુ સારૂં કારણ કે તેટલો બોજો નર્સને માટે ઓછો રહે છે.

ઉપરના દરેક કપડા કે જે સુવાવડ સમયે વાપરવાનાં હોય તે અગાઉથી ધોબી પાસે ધોવડાવી ઇસ્ત્રી કરાવીને એક કપડામાં બાંધીને સ્વચ્છ પેટીમા મૂકી રાખવાં જોઇએ કે જેથી તે બગડવા પામે નહિ. આમ કરવું તે બાળક અને માતાની તંદુરસ્તી માટે સલામતી ભરેલું છે, સુવાવડમાં માતાને જે રોગ લાગુ પડે છે તેનું મુખ્ય કારણ દાયણના ગંદા હાથનો સ્પર્શ અથવા મેલા કપડાનો સ્પર્શ હોય છે, હિંદુ સમાજમા સાધારણ એવો રિવાજ છે કે પ્રસુતિને માટે, તદ્દન નકામાં અને બીજા કોઇ ઉપયોગમાં નહિ આવે તેવાજ કપડાં અને અન્ય સાધનોનો ઉપયોગ કરવામાં આવે છે. કારણ કે પ્રસુતિમાં વપરાયલાં કપડાં અને અન્ય વસ્તુઓ અપવિત્ર થઇ જાય છે અને તેનો ઉપયોગ બીજા કામ માટે નથી કરી શકાતો એવી હિંદુ સમાજની સજ્જડ માન્યતા છે.

શાસ્ત્રો, પ્રજોત્પત્તિના મનુષ્યધર્મને પવિત્રમાં પવિત્ર કાર્ય માને છે; પણ આપણે તેને તેથી ઉલટુંજ માનીએ છીએ. આવી અતિશય આભડછેટની ભાવનાને લીધે હિંદુ-

स्त्रीओने बहुज सहन करवुं पडे छे अने पवित्रताने नामे घरनी बधी सगवाड सचवाया पछी बाकीनी नजीथी सगवड तेमने सुवावड साथे मळे छे. ज्यारे खरो आदर्श तो ए छे के प्रसूति-माटे बधी सगवड सचवाया पछीज बीजानी सगवडनो ख्याल करवो जोईए.

**जन्मनारा बाळकने माटे जोइती वस्तुओ.**

२ डझन धोयेली जगन्नाथीना कटका १८ ईंच लांबा अने १८ ईंच पहोळा. बाळकनी नीचे राखवा माटे.

३ नंग फलालीनना कटका ६ ईंच पहोळा अने २७ ईंच लांबा. बाळकना पेटे बांधवा.

३ नंग लांबां सफेत झभलां सुतराऊ.

२ नंग लांबां झभलां गरम सफेत.

२ नंग सफेत फलालीनना कटका १ वार पहोळा अने १ वार लांबा, बाळकने ओढाडवा माटे.

२ नंग नाना नरम टुवाल

०॥ रतल विशुद्ध करेलुं रु जे केमीस्टने त्यां मळे छे ते.

१ नानी धोयेली जुनी धाबळी

२ नंग नानी गोदडी २ फुट पहोळी, ३ फुट लांबी.

२ नंग नानी चादर गोदडी माटे.

१ नानुं ओशीकुं.

२ नाना ओशीकाना गलेफ.

२ टुकडा, सफेत मीणीया कापडना, ०॥ वार पहोळा, ०॥ वार लांबा.

१ मोटी न्हावानो उंचो साबु.

१ बाटली बोरीक लोशन बाळकनी आंखो धोवा माटे.

१ डझन सेफ्टी पीनो.

१ गमणी.

बाळक अने माता, बन्नेनी वस्तुओ अने कपडां जुदां जुदां राखवां. बाळक माता अने नर्स आत्रणे ने माटे वापरवानां वासण, पाणी, साबु अने टुवाल पण जुदां जुदां राखवां. अने आ वस्तुओ एक बीजाथी जुदी पडी शके ते माटे, मातानां कपडां तदन धोळां अने रंगीन कोर वगरनां राखवां. नर्स माटे सफेत पण रंगीन कोरवाळां अने बाळक माटे नानी साइझनां राखवां जेथी ओळखवामां मुश्केली न पडे.

**प्रसवनी शरूआत.**

छेल्ला ऋतुस्त्राव पछी लगभग चालीसमे अठवाडीये प्रसव थाय छे. वहेलामां वहेलां २४० दीवसेने मोडामां मोडो २८० दीवसे. प्रसवनी शरूआत, कमरनी नीचेना भागमां दर्दथी थाय छे. आ दर्द पछी पेटना नीचला भाग अने साथळमां पण थाय छे. शरूआतमां दर्द बहु ओछुं होय छे अने थोडी थोडी वरे रही रहीने थाय छे. पछी दर्द वधु वधु थाय छे अने जलदी थया करे छे. ज्यारे आम थाय त्यारे नर्सने बोलाववी जरुरी छे. पहेली वखतनी प्रसूतिमां दर्दनी शरूआतथी ते बाळकना जन्मवाने लगभग १८ थी १४ कलाक लागे छे, बीजी वखतनी अने ते पछीनी प्रसूतिमां आ समय बहु टुंको होय छे अने लगभग ६ थी १० कलाक होय छे.

दर्द शरु थाय के तरतज, बे हांडा जेटलुं गरम पाणी करावलुं पाणीमां बोळवा माटेनो लोटो मांजीने पाणीमां उकाळवो. पथारी मीणीयुं कापड पाथरी, चादर पाथरी तैयार करी लेवी आ पछीनुं बाकीनुं कार्य नर्स करी लेशे.

**दायणने बोलाववी के केम ?**

आ प्रश्ननो जवाब 'हा के ना' मां आपवो मुश्केल छे. हिंदु समाजमां दायणने माटे विचित्र मान्यता छे केटलांक कुटुंबोमां तो अमुक दायणोनो सुवावड करवानो पोतानो हक होय छे. अने ते दायणो, तेमने कुटुंबनुं

કોઇ માણસ બોલાવે કે ન બોલાવે તો પણ આવીને ઉભી રહે છે. હિંદની જુની પદ્ધતિવાળી આ દાયણો સૈકાઓથી આ કામ કરતી આવી છે અને જ્યારે તેમની વિરૂદ્ધ એક પણ શબ્દ બોલાય છે ત્યારે એવી દલીલ કરવામાં આવે છે કે "શું અગાઉની સ્ત્રીઓ નર્સ અથવા ડાકટરની મદદ વગર મરી જતી હતી ?"

અંગ્રેજ સરકારના અમલ અગાઉ હિંદમાં જન્મ મરણની અને મૃત્યુજનક રોગોની નોંધ ભાગ્યેજ લેવાતી હતી, અને તેથી અગાઉનું બાળમરણ પ્રમાણ કેટલું હતું તે કહી શકાય નહિં.

પરંતુ આપણે આધુનિક જન્મમરણ પ્રમાણના આંકડાની સરખામણી કરીએ તો આપણને માલુમ પડશે કે કેળવાયેલી નર્સની દેખરેખ નીચે જન્મ પામેલાં બાળકોનુ મરણ-પ્રમાણ, દાયણની દેખરેખથી જન્મ પામતાં બાળકના મરણપ્રમાણ કરતાં ઘણુંજ ઓછું છે. અને તેજ પ્રમાણે કેળવાયેલી નર્સની દેખરેખ નીચે અને હોસ્પીટલમાં જે સ્ત્રીઓની સુવાવડ થાય છે તેમની મરણ સખ્યા, અન્ય સંયોગોમાં જેની સુવાવડ થાય છે તેવી સ્ત્રીઓની મરણ સંખ્યા કરતાં ઘણીજ ઓછી હોય છે. આ સાબિત કરવા વાસ્તે નીચેના આંકડા બસ થઇ પડશેઃ—

| દેશ અથવા શહેરનું નામ. | બાળહિતની સંસ્થાઓની દેખરેખ નીચે જન્મેલાં બાળકોનું દર હજારે મરણ પ્રમાણ. | દેશી દાયણોની દેખરેખ નીચે જન્મેલાં બાળકનુ દર હજારે મરણ પ્રમાણ. |
|---|---|---|
| રંગુન | ૫૪ | ૩૨૭ |
| મદ્રાસ | ૨૨૭ | ૩૦૮ |
| લંડન. | ૪૦ | ૭૫ |
| ન્યુઝીલેન્ડ | ૩૭ | ૭૫ |

દેશ

## સુવાવડમાં સ્ત્રીઓનું મરણપ્રમાણ.

| દેશ અથવા શહેરનું નામ. | બાળહિતની સંસ્થાની દેખરેખ નીચે સુવાવડ થઇ હોય તેવી સ્ત્રીઓનું દર હજારે મરણ પ્રમાણ. | દેશી દાયણના કામ નીચે સુવાવડ થઇ હોય તેવી સ્ત્રીઓનું દર હજારે મરણ પ્રમાણ. |
|---|---|---|
| રંગુન | ૦ | ૭ |
| મદ્રાસ | ૬ | ૩ |
| લંડન | ૦ | ૨ |
| ન્યુઝીલેન્ડ | ૦ | ૫ |

આ ઉપરાંત જન્મ પછી તરતજ મરી જતાં અને મુવેલાં જન્મેલા બાળકોની સંખ્યા પણ દેશી દાયણોના હાથ નીચે જન્મેલાં બાળકોમાં બહુ વધુ પ્રમાણમાં હોય છે. અને આ દાયણો પોતાના અજ્ઞાનને લીધે સેકડો માતાને જીંદગી સુધી દુઃખ ભોગવે તેવા અન્ય રોગોમાં સડવા દેવા માટે સીધી અથવા આડકતરી રીતે જોખમદાર હોય છે.

આ ઉપરથી મારૂં એમ કહેવું નથી કે કેળવાયેલી દાયણના હાથે જેટલા બાળકો જન્મે છે તે બધાં જીવે છે. દેશી દાયણોને ઉતારી પાડવાનો મારો ઉદ્દેશ નથી. પણ તે તેમને યોગ્ય કેળવણી આપી કેળવાયેલી દાયણ બનાવવી તે તો તદ્દન આવશ્યક છે. પશ્ચિમના દેશોમાં દાયણોને રજીસ્ટર કરીને સુવાવડ કરવા દેવાનો પરવાનો આપવામાં આવે છે અને તેથી ત્યાંનું બાળકોનું મરણપ્રમાણ બહુ ઘટયું છે. આપણે ત્યાં પણ આમ બનવું શકય છે.

હવે આપણને પાસ થયેલી નર્સ સુવાવડનું કામ કરવા રોજના પાંચ રૂપીયાના દરે મળી શકે છે. દરેક મોટા શહેરમાં તો આ સગવડ થઇ ગઇ છે. દાયણ પણ આથી ઓછા પૈસા લેતી નથી. નર્સને બોલાવવા છતાં ખરડાયેલાં કપડાં ધોવા માટે અને અન્ય સાફ

સુદ્દ કરવાને માટે દાયણ અથવા તેનાં જેવી બીજી સ્ત્રીને બોલાવવા જરૂર તો છેજ; પરંતુ તે ઉપર બતાવેલા કામ પુરતી જ.

### પ્રસુતિ તે શું સ્ત્રીના ઉપર મહાન આફત છે?

ઘણી બિનઅનુભવી સ્ત્રીઓ પ્રસુતિનું નામ સાંભળી ડરે છે. તેઓ પ્રસુતિને એક મહાન આફત ગણે છે. પરંતુ એટલું જાણવું જરૂરી છે કે યોગ્ય સાવચેતીથી થતી પ્રસુતિમાં જરાપણ જોખમ નથી. ગર્ભનું ધારણ થવું અને બાળકનો પ્રસવ થવો તે વિવાહીત સ્ત્રીઓ માટે કુદરતે નિર્મિત કરેલી ફરજ છે અને તેમાંથી નિર્વિઘ્ને પાર ઉતરવા માટે કુદરતે પુરતી કાળજી રાખીજ છે. તેમાં કોઇ સ્ત્રીને સહન કરવું પડે છે તો તેમા સેંકડે ૯૯ ટકા તે સ્ત્રી અથવા તેના સગા વ્હાલાંનોજ વાંક છે. કુદરતના કાયદાને માન આપનાર અને તે મુજબ અમલ કરનાર પશુવર્ગને પ્રસુતિમા દાયણ કે નર્સની જરૂર પડતી નથી. પ્રાણીઓને કસુવાવડ થતી કોઇએ સાંભળી નથી. ગર્ભવતી સ્ત્રી, તદુરસ્તીના કાયદાને માન આપી, યોગ્ય ખોરાક લઇ નિયમિત જીવન ગાળે તો તેને પ્રસુતિમાં જરાપણ તકલીફ પડતી નથી. હિંદુ સ્ત્રીઓમાં ઘણી ગર્ભવતી સ્ત્રીઓ માટી ખાય છે, જીભને વશ રાખતી નથી. પૈસાદાર હોય તો તદન આળસુ થઇ પડી રહે છે. ગરીબ હોય તો ગજા ઉપરાંત કામ કરે છે. આમ થવાથીજ પ્રસુતિમાં સ્ત્રીઓ હેરાન થાય છે. નિયમિત અને સાદુ જીવન ગાળનારી રબારણોને જંગલમાં બાળકનો પ્રસવ થાય તોપણ તેને ઉચકીને ઘેર લાવે છે અને કુદરતના કાયદાનું ઉલંઘન કરનારી મુંબાઇની મોટલી અબળાને દરેક જાતની ડાક્ટરી સગવડ અને મદદ છતાં દુઃખ પડે છે. માટે દરેક સ્ત્રીની ફરજ છે કે તેનો પ્રસુતિના પ્રસંગને આફત ન સમજવી. પણ તેને ઇશ્વરનિર્મિત ફરજ સમજી તેમાંથી પસાર થવા તેને બતાવવામાં આવે તે મુજબ જીવન ગાળવું અને તેમ કરવાથી તેની માનસિક અને શારીરિક સ્થિતિને જરાપણ આપત્તિ નહિ આવે.

### પ્રસુતિ સમયે સગાં સ્નેહિયોની ફરજ.

આ સમયે તેમણે બહુ ધાડ મારવાની નથી. પ્રસુતિનું કાર્ય તો નર્સ કર્યે જશે, તેને જોઇતી વસ્તુઓ તરત અને ચોકસ રીતે પુરી પાડવી અને તેના કાર્યમાં વહેમ અને જુના રિવાજને આધીન થઇ દખલ ન નાંખવી. આટલુંજ જો તેઓ કરે તો બસ છે. નિયમ કરતાં લાંબો સમય જો પ્રસુતિની પીડા થાય અને બાળક ન જન્મે તો નર્સ પોતે ડાક્ટરને બોલાવવાની સલાહ આપશે અને તેની સૂચના મુજબ ડાક્ટરને બોલાવવામાં ઢીલ ન કરવી.

પ્રસવ પછી સુવાવડીના ખાટલા નીચે અગ્નિ રાખવો જરૂરી છે? આપણામાં એવી માન્યતા છે કે પ્રસવ પછી સ્ત્રી તદ્દન ઠંડી થઇ જાય છે અને તેને ગરમી આપવા માટે ખાટલા નીચે દેવતા રાખવો જરૂરી છે આ માન્યતા ભૂલભરેલી છે; અને તે ઉપાય લગભગ રાક્ષસી ઉપાય છે. કેટલાક અજ્ઞાન લોકો તો ઉનાળાના ગરમ દિવસોમાં પણ આ ઉપાય અજમાવે છે. વધારામાં સુવાવડી સ્ત્રીને કેટલાક લોકો ગરમ પાણી પાય છે. સખત ઉનાળામાં તરસ લાગે તો પણ ગરમ પાણી આપવાનો રિવાજ હિંદુસ્તાનના કેટલાક ભાગમાં ચાલુ છે. આ બાબત એટલુંજ જણાવવું બસ છે કે સ્ત્રીને સાધારણ રીતે ઠંડી હવામાંથી બચાવવા માટે સાધારણ સાવચેતી રાખવા ઉપરાંત કશું કરવું જરૂરી નથી. ઠંડીથી બચવા માટે ગરમ કપડાં બસ છે. બંધ ઓરડામાં છાણા કે કોલસાની સગડી હવામાં ઝેરી તત્વ ઉમેરે છે અને તેથી માતા

અને બાળક બન્નેને નુકશાન જ થાય છે. અને આવી બાબતમાં વહેમને આધીન થવા કરતાં જે ડાકટરી સલાહ મળે. તે મુજબ વર્તવું વધારે સારૂં છે.

## કેટલીક જરૂરી સૂચના.

જન્મ પછી નાળ કાપ્યા પછી બાળકની આંખ વિશુદ્ધ કરેલા સ્વચ્છ રૂ થી બારીક લોશનથી ધોવી જરૂરી છે, જે કામ નર્સ જરૂર કરશે. પરંતુ સગાંવ્હાલાંમાંથી કોઇએ આ કાર્ય બરાબર થયું છે કે નહી તેની ચોકસાઇ કરવી. જન્મ પછી આંખ ન ધોવાયાથી સેંકડો બાળકો અંધ થયેલાં છે તે પુરવાર થયું છે. આવી નજીવી બેદરકારીથી બાળકને જન્મભર અંધ રહેવું પડે છે. જન્મ પછી બીજા બેચાર દીવસ સુધી પણ જરૂર પડયે આંખ ધોવરાવવી કોઇ વખત જરૂરી છે. આ કાર્ય પહેલે દિવસે નર્સ કે ડાંકટરનું છે અને જો આંખ સારી હોય તો પછી ઘરનું કોઇ પણ માણસ આ કામ કરી શકે છે.

આ ઉપરાંત બાળકને બાર કલાકની અંદર ઝાડો થાય છે કે નહિ તેની કાળજી રાખવી. બાળકને પહેલાં ઝાડો થાય છે તેમાં કાળો અથવા લીલાશ પડતો પદાર્થ નીકળે છે જે નીકળવો જરૂરી છે. જો બાર કલાકની અંદર ઝાડો ન થાય તો ડાકટરને બોલાવવો જોઇએ અને તે જરૂર પડે તો ગ્લીસીરીનની પીચકારી મારી ઝાડો કરાવશે.

જન્મ પછી થોડા દીવસ (કમમાં કમ ૧૦ દિવસ ) માતા અને બાળકને ડાકટરી દેખદેખ નીચે રાખવાં જરૂરી છે. જન્મ પછી જેમ બને તેમ જલદી, બેચાર દિવસમાંજ બાળકનો જન્મ નોંધાવવો, તે જરૂરી છે. મોટા શહેરોમાં આમ કરવાની કાયદો ફરજ પાડે છે. બાળકના હિતને માટે આ કરવું જરૂરી છે. બાળકના જન્મનો ચોક્કસ સમય પણ નોંધી રાખવો જોઇએ કારણકે જે માબાપો જન્મોતરી વગેરે કરાવવા માંગતા હોય. તેમને આ સમય જોઇને જણાવવો પડે છે.

સુવાવડમાં માતાને પેશાબ અને ઝાડે જવા માટે સાદી પણ પુરતી સગવડ રાખવી જરૂરી છે. પહેલા દસ દિવસ સુધી આ વ્યવસ્થા પ્રસુતિના ઓરડામાંજ રાખવી જોઇએ. દેશી બનાવટનું અને અનુકૂળ પડતું કોમોડ આ કામ માટે ચાલી શકે અથવા ઘાસલેટના ડબાને તેની લાંબી બાજુનું એક પતરૂં કાઢી નાંખીને તેમાં રાખ નાંખી તેનો ઉપયોગ કરવો તે રીત તદ્દન બિનખર્ચાળ અને સહીસલામત છે. બેઠક માટે ચાર ઇંટો અથવા પત્થર ચાલી શકે આ ડબાને તરતજ બહાર લઇ જઇ શકાય છે અને પ્રસૂતિના ઓરડામાં જરા પણ ગંદકી રહેતી નથી. પ્રસૂતિ માટેના ઓરડામાં મોરી હોવી જ જોઇએ અને તેને ફીનાઇલ જેવી દવા નાંખીને સાફ રાખવી જોઇએ. પ્રસૂતિ માટેના ઓરડામાં હવા અને પ્રકાશ એ બહુ અગતયની વસ્તુઓ છે. તંદુરસ્ત કરતાં માંદા માણસને આ બન્ને વસ્તુઓની વધારે જરૂર છે અને તેનો પુરતો ઉપયોગ આ સમયે કરવો જોઇએ.

## પ્રસૂતિ પછી ખોરાક શું આપવો!

દૂધ તે સર્વથી ઉત્તમ ખોરાક આ અવસ્થા માટે છે. પહેલા પાંચ દિવસ સુધી ફકત દૂધનોજ ખોરાક આપવાથી શરીર નિરોગી રહે છે. બહુ જરૂર લાગે તો અને ભૂખ સખત લાગતી હોય તો સાબુદાણાની કાંજી આપવી અને નોંધ લેવી જરૂરી છે કે સુવાવડી સ્ત્રીને ૧૦ દિવસ સુધી તો પથારીમાંજ પડી રહેવાનું છે અને ચાલવાનું બીલકુલ નથી. તેવી સ્થિતિમાં તેને એકલા ઘીમાં બનાવેલો શીરો અથવા તેવો બીજો પદાર્થ આપવો તે જલદી પચી શકે નહી. આવો ખોરાક ૧૦ દિવસ પછી આપવામાં વાંધો નથી. સુંઠ અને બીજો મસાલો નાંખી જે પકવાન

સુવાવડી સ્ત્રીને શરૂઆતથીજ આપવામાં આવે છે તે પચાવવો બહુ મુશ્કેલ છે. માટે તે પાછળથી આપવો અને શરૂમાં આપવો તો બહુજ થોડા પ્રમાણમાં પાચનશક્તિ વધારવાના હેતુથી પકવાનને અંગે પેટમાં પુરતો મસાલો જાય તે ઉદ્દેશથીજ આપવો.

### સ્નાન ક્યારે કરવું?

પ્રસૂતિ પછી તરતજ પવિત્રતા જાળવવા ખાતર સ્ત્રીને નવરાવવી તે ન્યુમોનીયા અથવા સુવારોગને આમંત્રણ કરવા બરાબર છે. ૧૦ દિવસ પછીજ સ્નાન કરવું જોઇએ. દરરોજ ગરમ પાણીમાં બોળીને ટુવાલથી શરીર લુછી નાખવામાં વાંધો નથી. દસ દિવસ પછી પણ સ્ત્રીએ ફક્ત જરૂરી સ્નાન, શૌચના કાર્ય માટેજ ઉભાં થવું. ગર્ભાશયને પ્રસવ પછી ઓછામાં ઓછો વીસ દિવસ આરામ આપવો જોઇએ. તેનું સંકોચાઇ, લગભગ અસલ સ્થિતિએ આવતાં વીશ દિવસ લાગે છે. માટે તેટલા દિવસ તો પથારીમાં પડી રહેવુંજ આવશ્યક છે.

### પ્રસૂતિ પછી કાંઇ દવા આપવી જરૂરી છે?

પ્રસવ પછી ગર્ભાશયને સંકોચવા માટે મદદ કરવા સારૂ "એરગટ" નામની દવા આપવામા આવે છે. તે ડાકટર કે નર્સ પોતે જ જરૂર જેટલી બે ત્રણ દિવસ આપશે. બાકી કબજીયાત દૂર કરવા એકાદ વખત દીવેલ આપવાની જરૂર પડે છે. આ શિવાય તંદુરસ્તી સારી હોય તો અન્ય દવા આપવાની જરૂર નથી.

### સ્વચ્છતાની આવશ્યકતા.

આ વિષય ઉપર જેટલો ભાર મૂકીએ તેટલો ઓછો છે. સુવારોગ થવાનું મુખ્ય કારણ અસ્વચ્છતા જ છે. કપડાં દરરોજ બદલવાં જોઇએ. ખરડાયેલાં કપડાં સાબુથી ધોઇ ગરમ પાણીમાં ઉકાળી પછીજ વાપરવાં જોઇએ. જનનેન્દ્રિયને સ્પર્શ કરે તેવાં કપડાં કે પાટાને તો નર્સ પાસે વિશુદ્ધ ( Sterilize ) કરાવીનેજ વાપરવાં જોઇએ. પ્રસવની પનોતિ સાહસલામત પાર ઉતારવા માટે દેવના મંદિરમાં જવા માટે જેટલી સ્વચ્છતા રખાય છે તેના કરતાં વધુ સ્વચ્છતા રાખવાની જરૂર છે. સુવાવડીની સેવા કરનાર નર્સ દાયણ કે અન્ય માણસે સાબુ અને ઉકાળેલાં ગરમ પાણીથી હાથ ધોઇનેજ દરેક કામ કરવું જોઇએ. આ લેખાંકમાં બાળકની સંભાળ સંબંધી ફક્ત એક બે વાતોજ કહેવામાં આવી છે. બાકીની બધી બાબતો આવતા લેખમાં આપવામાં આવશે. છેવટમાં યાદ રાખવું કે પ્રસૂતિના વિષયમાં ધર્મ અને લોકરિવાજ અને જુનીપુરાણી પ્રથાઓ કરતાં વૈદક શાસ્ત્ર અને સ્વચ્છતાના નિયમને વધારે માન આપવું જોઈએ; અને તેમ કરનાર સ્ત્રીને પ્રસુતિ પછી કોઇ પણ બાબતમાં પસ્તાવું પડશે નહિ.



# " મુદ્રિકા. "

લેખકઃ
શ્રીયુત રામપ્રસાદ ત્રીકમલાલ લાખીઆ.
ચિત્રકારઃ
શ્રીયુત અ. લ. નાણાવટી.

" હું અહિંઆ શું સુખમાં મ્હાલતી હઇશ તે જોવા આવ્યા હશો નહિ વારૂ ? " સરલાએ અગાશીમાં આવતાં કહ્યું.

રમેશ અગાશીમાં ' ઇઝીચેર ' પર પડ્યો હતો. દરીઆનો મંદમંદ પવન આવતો હતો. ચાંદની પથરાયેલી હતી, નીચેથી—આવતી જતી મોટરો-ગાડીઓનો અવાજ સંભળાતો સરલાનો અવાજ સાંભળી તે ચમક્યો. પોતાનું મ્હોં તેના તરફ ફેરવી નજર ઝીણી કરી. ગમગીન અવાજ કરી જવાબ આપ્યો—

"તું દુઃખી જાણી સુખી કરવા આવ્યો છું. "

" તે અધિકાર તમે ક્યારનોએ ગુમાવ્યો છે.હવે ક્યારે જશો? "

સરલા હોઠ પીસીને બોલી " કાલે સવારે જજોજ. "

ચંદ્રિકાના તેજમાં રમેશનું મ્હોં ફીકાશ મારતું જણાયું. તે ડંખી ઉઠ્યો હોય તેમ ઝબક્યો. ટટાર થઇ બોલ્યો " સરલા હજુ ડામીશ ? ભૂલ બધાં કરે છે તે મ્હેં કરી છે. છે વિચાર હજુ મઝા ચાખવાનો ? ગઇ ગુજરી, વીસરી જઇ પ્હેલાંની માફક રહીશું."

" એટલે હું તમારૂં રમકડું થઇને રહું ! બોલનાં શરમ નથી આવતી ? તમને મિત્રદ્રોહ કરતાં લાજ નથી,પણ મ્હને પતિદ્રોહ કરતાં લાજ આવે છે. વેશ્યા નથી જન્મી. એકવાર તો છેતરાઇ, હવે તમારા કઠોર હસ્તમાં નહિ



મુદ્રિકાઃ " કાલે સવારે જજો જ. "

આવું; સમજ્યા ? હું તમારી વાતો સાંભળવા નથી આવી. હું પૂછવા આવી છું—અરે તમને કહેવા આવી છું કે 'કાલે જજોજ'. મ્હારા પતિના મિત્ર ના હોત તો...'' સરલા બોલતાં અચકી ગઇ.

" તો તું કહાડી મુકત. પ્હેલાં તો કયારે 'મળશો' ને અત્યારે 'જાવ' એમજ; નહિ ?"

" હા. તમારા વચન પર વિશ્વાસ રાખી બોળવાઇ તમારા શબ્દોએ ગાંડી કરી. તમારાં મીઠાં ચેષ્ઠાએ મને ઘેલી કરી. તમારા રૂપે મ્હને છેતરી, હું નીચે પડી..." બોલતાં બોલતાં આંસુ પાલવે લુંછવા માડયા. થોડીવાર અચકી તે બોલી " ને તમે નિષ્ઠુર થઈ તરછોડી–ફચરી નાંખી; ને હવે શયતાન થઇ પાપપંથ બતાવવા આવ્યા છો ? "

" સરલા, ગઇ ગુજરી સંભારવામાં માલ નથી. મારી ભૂલ થઇ, પશ્ચાતાપ કરૂં છું. મ્હને માફ કરી મ્હારી જોડે તું તે જીવન ન ગાળે ! ત્હારો ભોળો પતિ કાંઇ નહિ સમજે, મ્હને માફ કર" રેમેશ બોલતાં ઉભો થઇ ગયો. બન્ને હાથ પહોળા કર્યાં કે સરલા પહેલાંની માફક દોડતી આવશે. " શી લંપટતા!" સરલા ચમકી–આઘી ખસી ગઇ " મ્હારા પતિના ભોળપણુ નો લાભ લેવો છે ? મ્હારે તમારો એક શબ્દ સાંભળવો નથી કાલ સવારે આ ઘર ખાલી કરી જજો. મ્હને મળવાનો પ્રયત્ન ફરી કરના નાહ. " સરલા ફરી એકદમ દોડી નીચે ગઇ.

પોતાની પતિસ્નેની મેડીમાં જઇ પલંગ પર પડી. ચોધારાં આંસુએ રોઇ વિચાર કરવા લાગી. અર્ધ જાગૃત અવસ્થામાં સ્વપ્ન આવવા લાગ્યાં. રેમેશનું મ્હોં તરવરતું જોયું પાછી પોતાને વાલકેશ્વરના બંગલામાં ત્હેની જોડે આનંદ ભોગવતી જોઇ કૃત્રિમ ધીરજ ખેલું મન અદ્રઢ થયું. રેમેશની ઓરડીમાં જઇ ત્હેને ભેટવાનું મન થયું. પલંગ પરથી ઉભી થઇ; દ્વાર તરફ ગઇ; સાંકળ પર હાથ મુકયો. હાથ થંભી ગયા. શુભવિચારનો હુમલો થયો. તે પાછી ફરી; સરલા પતિત થતી અટકી મન મારી પલંગ પર પડી, વિચારમાંને વિચારમાં ઉંઘી ગઇ. સવાર થતાં મન દ્રઢ થઇ ગયું. સવારે રેમેશ ઘર છોડી ચાલ્યો ગયો.

× × × ×

...સ્કુલ,
મુંબાઇ, તા......

" પ્રિય રેમેશ,

ત્હારો પ્રેમાળ પત્ર મળ્યો.

કાલે મ્હારી સ્કુલ દોઢ વાગે બંધ થશે. મોટર લઇને આવજે. આપણે બંગલે જઇશું; મ્હારે ત્હને ઘણું ઘણું કહેવું છે મારે જરૂર ભૂલી નહિ જાયને ? એજ

લી. ત્હારી
સરલા"

ઘાટી રેમેશને કાગળ આપી ગયો, રેમેશ હાથમાં ચોપડી લઇ પોતાની રૂમમાં આમથી તેમ આંટા મારતો હતો. કાગળ પર પરિચીત અક્ષર જોઇ મ્હોં પર આછું સ્મિત ફરકયું. કાગળ વાંચ્યો ઘાટીને શોફરને એક વાગે કૉલેજમાં મોટર લાવવાની વરદી આપવા કહ્યું.

રામેશના પિતા અઢળક ધન મૂકી મરી ગયા હતા. વિધવા માતા અપંગ હતી. રેમેશ બી. એ. માં...... કૉલેજમાં અભ્યાસ કરતો. યુવાનીનો તોર, કૉલેજમાં વાંચેલાં-ભણેલાં પ્રેમમય કાવ્યો ને નવલકથાઓનો રસીયો હતો. કૉલેજમાં કયાં ચારિત્ર્યનું શિક્ષણુ અપાય છે ? આવા સંયમ વગરના નવયુવાનનો પ્રસંગ સરલા જોડે હુમસમાં થયો હતો.

સરલા એક સાધારણ સ્થિતિના પિતાની એકની એક પુત્રી હતી. સરલાની માતાને દુનિયાદારીનું ભાન ન્હોતું. ત્હેના ઓળખીતા ત્હેને " ઓલીઆ " જેવી કહેતાં. સરલાના પિતાની નાદુરસ્ત તબીયતને લીધે. તે તેના

માતાપિતા કુમસ હવાફેર કરવા આવ્યા હતા રોમેશ પણ વેકશનમાં હવા ખાવા આવ્યો હતો. એક જ નાતનાં ને પરદેશમાં ન્હાની ઓળખાણ મોટું રૂપ પકડે છે તેમ, ચોપાટી પર મળતા રોમેશ તેમની જોડે ફરવા જતો. પિતાની તબીયત સારી ન રહે તો માતા એકલી ' સેનેટોરીયમ 'માં રહેતી ને સરલા એકલી ફરવા જતી. રોમેશ તો હમેશાં મળતોજ. એકાંત વધારે મળતાં યુવાનીનાં જોર કાબુમાં ન રહ્યાં; એક બીજાને ચાહતાં શીખ્યાં ને મુંબાઇમાં અવારનવાર મળવાનું એકબીજાને વચન આપ્યું. વખત પૂરો થતાં, બધાં જોડે, મુંબઇ પાછાં ફર્યાં.

મુંબઇ જતાં તેમનો બન્નેનો પ્રસંગ વધ્યો. મુંબઇ જેવા સ્થળમાં એકાંત મેળવવું વધારે સુગમ પડે છે. સરલા...સ્કુલમાં ભણતી. રોમેશ અવારનવાર સરલાની બપોરની ' રીસેસમાં ' પોતાની મોટર ત્યાં લઇ જતો. ત્યાં વાતો કરતો ઉભો રહેતો. કોઇકવાર સરલાને પોતાને બંગલે વાલકેશ્વર લઇ જતા. વાલકેશ્વરના બંગલામાં કોઇ રહેતું ન હોવાથી તેમને મળવું વધારે સુગમ પડતું. સરલા આમાં નિર્દોષ આનંદ માનતી. રોમેશે ત્હેને ભોળવવા માંડી. રોમેશને તો આનંદ ભોગવવો હતો. સરલા ભોળવાઇ ગઇ રોમેશના પરણવાના વચન પર વિશ્વાસ રાખી સરલ સરલા સરી પડી.... હવે તેઓ વધારે એકાંત ભોગવવા લાગ્યાં. પોતાની ભોળી માતાને સરલા ખોટું બ્હાનું કહાડી છેતરતી.

સરલાની સ્કુલ છૂટી. રોમેશની મોટર ઝાંપા અગાડી ઉભી હતી. સરલા પોતાની સખીઓથી વીંટાયલી મંદમંદ પગલે આવી. સહીઓએ રોમેશને જોઇ મીઠી મશ્કરી પણ કરી પણ જે સરલા પહેલાં સચોટ જવાબ આપતી તેણે અત્યારે ફીકું સ્મિત કર્યું. જે સરલાનાં નયનો રોમેશને જોતાં નાચી રહેતાં તેજ નયનોએ આજે સ્થિર દૃષ્ટિ ફેરવી. સરલાનું મ્હોં રોમેશને જોતાં હાસ્યથી મલકાઇ જતું તેજ સરલા ગમગીન મુખે મોટરમાં બેઠી. રોમેશને ત્હેનું વર્તન વિચિત્ર લાગ્યું રસ્તામાં બોલાવવાના ત્હેના બધા પ્રયત્ન નકામાં ગયા. મોટરમાં ગોઠવેલા ' ફલાવર વોઝ ' સામે નજર ફેરવી સરલા બેસી રહી. બંગલામાં પ્હોંચતાં સુફાળી નીચે ઉતરી. રોમેશ ત્હેની પાછળ દીવાનખાનામાં ગયો. સોફા પર સાથે બેસાડવા હાથ પકડયો. હાથ તરછોડી સરલા ત્હેનાથી દૂર બેઠી.

" સરલા આજે આમ કેમ ? મ્હને ત્હારા કાગળ પરથી લાગ્યું કે કાંઇ નવાજુની થઇ છે. મ્હારો વાંક હોય તો કબૂલ કરી માફ માગું. રીસાઇ છું ? "

" ના, પણ...પેલાનો...શો વિચાર કર્યો" સરલાએ આંખમાં આવેલાં અશ્રુ મહામહેનતે ખાળી પૂછ્યું.

" અહોહો ! " રોમેશ હસી પડયો. " આજને ! મ્હેં ત્હને કયારનીએ ' હા ' કહી છે કે ત્હને જ પરણીશ એમાં આટલું બધું શું ? "

" પણ કયારે ? આ મહીને પણ માતાને છેતરી. ખોટું દૂર બેઠી. હવે છાનું રહે તે સંભવિત નથી; ને તું તો મ્હને ઉડાઉજવાબ કરે છે ! " સરલા છેવટે રોઇ પડી.

" જો સરલા પાછી ગાંડી થઇ કે ? મ્હારી માતાને વાત કરીશ, નક્કી કરી નાંખીશ. ચાલ મ્હોં ધોઇ નાખ ?

સરલા ધુંધવાતી રહી. રોમેશે ત્હેને પટાવવા માંડી. " તું આમ આવી બેસી રહે તે ન પાલવે...કાલે વાત નક્કી કરીશ. મ્હારું વચન, બસ. "

રોમેશે કલાવી પટાવી સરલાને શાંત કરી. છેક સાંજે હસી રમી તેઓ છુટાં પડયાં. માતાને,સરલાએ પોતાની સખીને ત્યાં મીજબાની હતી એટલે મોડું થયું એમ કહ્યું.

ચૂકવી ગાડી પાછળ થઇ તે દોડી ગયો. મોતી-જાને હાંક મારી તે ન સાંભળી કરી નાસી ગયો.

મોતીજાન સમજી કે તે નામ છુપાવવા માગે છે. એટલે ત્હેનો પીછો છોડી, આ પોતાને બંગલે હંકારાવી.

સરલા જ્યારે ભાનમાં આવી ત્ય પોતાનું બાળક જોવા માગ્યું તે મરી ગયેલું આવ્યું છે એમ કહી શાંત પાડી. રોમેશ તે રાત પછી દેખાયોજ નહિ. સરલા ધીમે ધીમે સારી થઇ. ત્હેના પિતાથી આઘાતમાયો નહિ. તે દુઃખમાં પાંચ છ મહિનામાં ગુજરી ગયા. માતા તો વરની શોધમાં જીવતી રહી. સરલા એક યંત્રના પૂતળા માફક જીવન ગાળતી. ત્હેને જીંદગી ઝેર સમાન થઇ પડી. એક પૈસાદાર આધેડ વયના વિધુર જોડે સર-લાનું લગ્ન કરી ત્હેની માતા સ્વધામ પ્હોંચી.

રોમેશ પણ પરણ્યો. દિવસ જતાં ત્હેને પશ્ચાત્તાપ શરૂ થયો. રાત્રે સ્વપ્નમાં સરલા દેખાતી. જાણે તે વેર લેવા ભમતી હોય તેમ પોતે ભૂલ કરી છે તેમ એને લાગ્યું. સરલા જોડે ફરીથી સહવાસ ભોગવવાનું મન થયું સરલા ગઇગુજરી ભૂલી જઈ પાછી પોતાને મળશે એ વિચારે આનંદમાં આવ્યો. એ ને સરલાનો પતિ એકજ કલબના મેમ્બર હતા. તે એક બીજાને દીઠે ઓળખતા. સરલાનો પતિ ભોળો હતો. સરલાની વાતો ત્હેણે સાંભળી હતી પણ તે તેમાં પાયો નહોતો એમ માનતો; એટલે રોમેશને પોતાની જુજ ઓળ-ખાણ મૈત્રિના રૂપમાં ફેરવતાં વાર ન લાગી. એક રાત્રે રોમેશને ત્હેણે જમવા બોલાવ્યો. ને રાત પોતાને ત્યાં ગાળવાનો આગ્રહ કર્યો. રોમેશને એજ જોઇતું હતું રાતના તાર આવ-વાથી સરલાનો પતિ બહાર ગામ ઉપડી ગયો. તેજ રાતના સરલા પાસે રોમેશે પ્રેમયાચના કરી; સરલાએ ત્હેને તુચ્છકારી કહાડયો. સવારે એ ઘર છોડી ચાલ્યો ગયો ને તે પછી સર-લાની આડે પણ ન ઉતર્યો.

વાતને વર્ષો વીતી ગયાં. સરલા વિધવા થઇ. રોમેશ માંદગીને બીછાને પડ્યો; ક્ષયનું પાસું થયું.

× × ×

રાત પડી હતી. અવરજવર ઓછો થઇ ગયો હતો. બંગલાના ઝાંપા અગાડી થોડા લોકો ઉભા હતા. બંગલામાંથી કોઇ બાળાનું મધુર ગાયન સંભળાતું. બાળાનો કોમળ અવાજ વાયોલીન જોડે મળી જતો. લોકોને ડોલાવતો હતો. તબલાંની છેલ્લી થાપ સાથે ગાયન બંધ થયું. લોકો ચમકયા હોય ને કાંઇ કામ યાદ આવ્યું હોય તેમ વીખરાવા માંડ્યા. થોડાક જો બાળા ફરીથી ગાયન ઉપાડે તો સાંભળવાની આશાએ ઉભા રહ્યા. ગાયન તો ફરીથી ગવાયુંજ નહિ. થોડા પુરૂષો બંગલામાંથી બ્હાર નીકળ્યા. બધાંને મ્હોંએ તે બાળાની ગાવાની ઢબ, ત્હેની સુંદ-રતા, ત્હેના અવાજની તારીફ સંભળાતી.

તે શ્રમિત બાળા સોફા પર પડી હતી. નીચે એક નવયુવક ત્હેના મ્હોં સામું એકી ટસે જોતો પગ અગાડી બેઠેલો હતો. બન્ને ઘણા વિચારમાં હોય તેમ જણાતાં. ઘડી-આળમાં બારના ટકોરા થયા. ટકોરા સાંભળી તે ચમકી હોય-જાણે ઉંઘમાંથી જાગી હોય તેમ-તે બાળા તે યુવક તરફ જોઇ બોલી.

" સુરેશ! બાર વાગ્યા. ઘેર જા, બધાં વાટ જોતાં હશે. "

" મુદ્રિકા, આજે તો હું ત્હારો છેલ્લો વિચાર જાણવા બેઠો છું. હું ઘણા દિવસથી ત્હને તે વિષે કહ્યા કરૂં છું. તું મ્હને નિરાશ કરીને ? " સુરેશે કહ્યું.

" સુરેશ! તું મ્હને ભૂલી જા. મ્હને ભૂલી જવામાં ત્હારૂં શ્રેય છે. મ્હને પરણી

તું શું હાંસલ કરાવીશ ? મ્હારા જન્મ વીશે હું અજાણ છું. મ્હને મોતીબાએ પાળીપોષી મ્હોટી કરી ને હું ગુણિકા થઇ. તું મ્હને પરણીશ તો નાતજાતથી બાતલ થઇશ. માતપિતા ભાઇભાંડુના સ્નેહથી વિમુખ થઇશ. સમાજ ત્હને ધિક્કારશે. મ્હારા પર આરો આવશે કે મ્હેં ત્હને ભોળવ્યો. માની જા હઠ છોડી દે ! "

" એટલે એમજને, તું મ્હને ચાહતી નથી ? " સુરેશે ખેદયુક્ત અવાજે કહ્યું.

" ના. એમ નહિ! હું ત્હને સાચા જીગરથી ચાહું છું. ત્હારો તે મ્હારો આ પવિત્ર સહવાસ મ્હને આખી જીંદગી રમણીય સ્વપ્ન જેવો લાગશે. મ્હારે ખાતર તું દુઃખી ન થા. બીજીને પરણી તું નાતજાતમાં, કુટુંબમાં સમાજમાં, માન પામીશ ને મ્હને પરણી તું દુઃખમાં પડીશ. "

" મ્હને સમાજની કે નાતની પરવા નથી. તું જ્યાં હોઇશ ત્યાં મ્હને ત્હારા સહવાસમાં સ્વર્ગ મળશે. મ્હને મ્હારા સ્વર્ગમાંથી નરકમાં ધકેલવાનો હક્ક માતાપિતા, ભાઇભાંડુ કે કોઇને નથી. મ્હેં મોતીબાનની તેમના મરણ અગાઉ રજા માંગી હતી. તે જાણીને ખુશી થયાં હતા.મ્હારી ખાતર નહિ પણ ત્હેમની ખાતર:પણ મ્હને ' હા ' કહે. "

મુદ્રીકા બેસી રહી. હાથપર માથું ટેકવી ઉંડા વિચારમાં ગરકાવ થઇ ગઇ.

" મુદ્રીકા " સુરેશે આગળ ચલાવ્યું " હું આજે ' ના ' સાંભળવા આવ્યોજ નથી. મ્હેં મ્હારા ' આર્યસમાજીસ્ટ ' મિત્ર, ને સમાજના પંડીત જોડે ગોઠવણ કરી છે કે પરમદિવસ ત્હને હીંદુમાં લઇ સાંજનાં આપણા લગ્ન કરી આપશે. કેમ 'હા' ને મ્હને હનારા નહિ કરે ને ? "

સુરેશ બોલતાં બોલતાં ઉભો થઇ ગયો ત્હેના બન્ને હાથ પહોળા થઇ ગયા. મુદ્રીકાએ ત્હેના સામું બીની નજરે ઘડીભર જોયું. ત્હેની આંખોમાં સાચો શુદ્ધ પ્રેમ વાંચ્યો. તે ઉભી થઇ ગઈ. ત્હેના આલીંગનમાં સમાઇ ગઇ. સુરેશે ત્હેના ગાલ, હોઠ આંખોપર ચુંબનનો વરસાદ વરસાવ્યો.

× × × ×



મુંબઇ,

તા.

" પ્રિય સરલા,"

મ્હને છેલવેલ્લી ત્હને 'પ્રિય' કહી દેવા દે મ્હેં ત્હને છેતરી છે. આ વખત હું છેલ્લી અણીએ છું; તું મ્હને જાતે આવીને મારી ન બક્ષે ? બીજુ પણ મ્હારે જરૂરી કામ છે. કાલે નક્કી આવજે નહિ તો આપણો મેળાપ નહિ થાય એવું મ્હને લાગે છે.

એજ. લી.

નિભાંગી ને ત્હને દુઃખી કરનાર,
" રોમેશ. "

પોષ્ટમેન સરલાને કાગળ આપી ગયો. સરલા તે વાંચી વિચારમાં પડી. ત્હેણે સાંભળ્યું હતું કે રોમેશ માંદો છે. જવું કે ન જવું એ પર બહુ વિચાર કર્યો છેવટે નિશ્ચય પર આવી કે જવું તો ખરૂં.

રોમેશના ઓરડામાં પગ મૂકતાં, ત્હેના મુખ તરફ જોતાં સરલાને લાગ્યું કે રોમેશ થોડા દિવસનો મહેમાન છે. ત્હેનું દયાળું હૃદય દ્રવી ગયું. રોમેશે ત્હેના તરફ જોયું. પોતાની સ્ત્રી તથા બાળકો તરફ ઇસારત કરી બહાર જવાનું કહ્યું. સરલા પાસેની ખુરશી પર બેઠી.

" સરલા " રોમેશ અશ્રુપૂર્ણ અવાજે બોલ્યો " મ્હને માફ કર. મ્હેં ત્હને દુઃખી કરી-કચરી નાંખી. મ્હને માફ કર. "

" જો મ્હારી માફીથી તમને શાંતી વળતી હોય તો હું તમને માફ કરૂં છું પ્રભુ તમારા તરફ દયાથી; જુવે ! " સરલાની આંખમાં અશ્રુ આવી ગયાં.

"હા...શ: હું હવે સુખેથી મરીશ: ને...સરલા...બીજામાં પણ મ્હે ત્હને છેતરી અમે ત્હને ખોટું કહ્યું હતું. તે બાળક.... ...પુત્રી ...જીવતી હતી—"

"હેં ! કયાં છે ત્હેનું શું કર્યું ?" સરલા એકદમ બોલી ઉઠી.

"તે વખતે હું ગાંડો હતો હું ત્હેને જી... દરીઆમાં નાંખવા—"

"નિષ્ઠુર'! સરલા ધ્રુરકી ઉઠી, તમાચો મારવા હાથ ઉંચો કર્યો. રોમેશનું દયામણું મ્હોં જોતાં હાથ નીચે પડયો પણ આંખો તો ફાટેલીજ રહી.

"પણ...મ્હેં એક ગાડીમાં ગુણીકા આવી ત્હેને મ્હેં આપી દીધી ' ?

"ગુણિકા ? તે જીવે છે ?"

"ત્હેની મ્હને ખબર નથી. પણ..."

"રહેછે કયાં ! નામઠામ ?"

રોમેશનો અવાજ મંદ પડતો હતો. બોલવામાં લોચા વળતા હતા. મહામહેનતે તેણે મોતીજાનનું ઠેકાણું કહ્યું. સરલા તે સાંભળી ઉભી થઇ ગઇ-દોડી ઓરડામાંથી બ્હાર ગઇ. ન જોવા રહી કે રોમેશને છેલ્લો શ્વાસ ચાલે છે; રોમેશનું છેલ્લું ડચકુ સાંભળ્યું પણ દરકાર ન કરી-ઘરની બ્હાર દોડી ગઇ. થોડી વારે ઘરમાંથી રોવા કકળવાનો અવાજ સંભળાયો.

× × × ×

સવાર પડી. મુદ્રીકા આજ સાંજના પરણવાની હતી. ઉઠતાં મ્હોં પર હાસ્ય છવાઇ રહ્યું નિત્યકર્મ કરી દીવાનખાનામાં મોતીજાનની છબીને પગે લાગી સુરેશની વાટ જોતી બેઠી. પાસે પડેલાં માસીકનાં પાનાં ઉથલાવા માંડયાં.

"બ્હેન ! કોઇ બાઇ ત્હમને મળવા માગે છે" નોકરે અંદર આવતા કહ્યું

"મ્હને કોઇ બાઇ ? નામઠામ આપ્યું છે?"

"ના. મ્હેં તે વિષે પુછ્યું ત્યારે કહ્યું કે ત્હમે નહિ ઓળખો-આવવા દઉં ?"

"ભલે ! આવવા દે."

સરલા આધે ઓઢીને આવી. પાસે આવતાં મ્હોં પરનો ઘુમટો દૂર કર્યો મુદ્રીકા તરફ નજર ટેકવી મંદ પગલે દાખલ થઇ: મુદ્રીકાએ સોફા તરફ આંગળી કરી બેસવાનું કહ્યું. મુદ્રીકાના મુખ ઉપરથી આંખો ન ખસેડતાં તે બેઠી થોડી વાર બન્ને મુંગા રહ્યાં

"કેમ બ્હેન ! કાંઇ કામ કાજ ?" મુદ્રીકાએ પહેલ કરી.

"મ્હને-તું તમે ઓળખો છો ?"

"ના. બ્હેન મ્હને કોઇ બાઇ મળવા આવતીજ નથી. તમેજ પ્હેલાં છો!" મુદ્રીકા બોલતાં હસી પડી 'તમારૂં ઓળખાણ આપશો?'

"મ્હારૂં નામ સરલા. હું..." સરલાની આંખમાંથી આંસુ ટપકવા માંડયાં

"બ્હેન તમે રૂઓ છો ? જે કાંઇ દુઃખ હોય તે કહો."

"તમે કોણ છો; તમે મોતીજાન ?"

"ના. મોતીજાનને ગુજરી ગયે બે ત્રણ વર્ષ થઇ ગયાં" બોલતાં ત્હેનો અવાજ ગળગળો થઇ ગયો "મ્હારૂં નામ મુદ્રીકા હું ગાવાં બજાવવાનો ધંધો કરૂં છું."

"મોતીજાન તે તમે કાંઇ સગાં થાવ ! તમારૂં નામ તો હિંદુ જેવું લાગે છે !" સરલાયે પુછપરછ કરવા માંગી.

મુદ્રિકા વીચારમાં પડી. એક અજાણી સ્ત્રી આટલી બધી ઉલટ તપાસ કરે ત્હેની ત્હેને નવાઇ લાગી. સરલાનાં બોલવામાં ત્હેને મર્મ લાગ્યો. થોડી વાર મુંગી બેસી રહી. નિશ્ચય કર્યો કે જે પૂછે તે કહેવું.

"હું તેમની પાલક પુત્રી થાઉં !"

"તમારા... મા... બાપ વિષે કાંઇ માહીતી"

સરલા ડચકાં ખાતાં બોલી.

"હું રસ્તામાંથી અગા આવેલી એમ મોતીબા કહેતાં-પણ તમે છો કોણ? ત્હમારે આટલી બધી શી પંચાત ?"

"હું તમારી... ત્હારી...જનેતા છું."

"તું મ્હારી જનેતા !" મુદ્રિકા બોલતાં ઉભી થઇ ગઇ સરલા તરફ આંખો ફાડી જોઇ રહી.

"હા! મ્હારા પાપાચારનું તું ફળ–હું એક પાષાણહૃદયના મનુષ્યના ફંદામાં પડી. ત્હેના વચન પર વિશ્વાસ રાખી ભોળવાઇ. ત્હારો જન્મ થયો. ત્હને તે દરીયે નાંખવા લઇ જતો હતો એટલામાં મોતીજાન આવી. ત્હેને આપી દીધી..." સરલાએ ધ્રુસકે ધ્રુસકે રોતાં કહ્યું.

"તું, મ્હારી જનેતા ?" મુદ્રિકાનો ઘાંટો ફાટી ગયો.

"તું જીવતાં મ્હારી આ દશા ? ત્હને લાગતું હશે આમાં અમને મઝા પડતી હશે ? એક ટુકડા રોટલા માટે અમારે અમારા યૌવન–પિપાસુ કુતરાઓની ગુલામગીરી કરવાની ને તું સમાજમાં સતી તરીકે પૂજાઇ માન પામે! સમાજ અમને ઠોકરે ચઢાવે ને ત્હને–અમારા મૂળને ત્હેના પાપાચાર કે યૌવનદોષને ઢાંકી ત્હેના સહવાસમાં આનંદ માને, દેવી તરીકે પૂજે! ધિક્કાર હજો ! ઝેર ખાવું હતું કે કુવો હવાડો કરવો હતો ! મ્હને કોઇ પણ સારા ઘરમાં સ્થાન નહિ. મ્હારો બધાં તિરસ્કાર કરે, આંગળીઓ કરે ને હું નિર્દોષ–' ને ત્હને દોષિતને માન મળે ! ત્હને જનેતા કોણ કહે ?"

મુદ્રિકા રોઇ પડી.

સરલા ડઘાઇ ગઇ. મુદ્રિકાના એકેએક શબ્દ શલ્યની માફક ખૂંચવા માંડયા. આંસું ચોધાર નીકળે જતાં હતાં. સરલા ઉઠી ત્હેના પગમાં પડી, ડુસકાં ખાતા કહ્યું "મુદ્રિકા મ્હને માફ કર. મ્હને તે લોકોએ છેતરી. તું મરી ગયેલી અવતરી છું એમ કહ્યું; નહિ તો ગમે તે થઇ જાત પણ હું ત્હારો ત્યાગ ન કરત ભલે લોકોમાં નિંદાને પાત્ર થાત પણ મ્હને પુત્રીનો લ્હાવો મળત. ભલે હું ભીખ માંગતી થઇ જાત પણ મ્હારા સૂકા રોટલામાંથી ત્હને જીવાડત ને ત્હારી આ દશા ન આવત. એ બધું ભૂલી જઇ મ્હને માફ કર, મ્હારા તલસતા જીગરને શાંત કર."

સરલાએ ભોંય પર માથું નીચે નાંખી દીધું. મુદ્રિકાનો ગુસ્સો શમી ગયો, તે દોડી સરલાને ભેટી પડી. બન્ને ભેટી બહુ રોયાં.

થોડી વારે તેઓ શાંત થઈ ગયાં. સરલાએ સુખદુઃખની પહેલેથી છેલ્લે સુધી વાત પૂછી. મુદ્રિકાએ કહેવા માંડયું; સુરેશની વાત આવતાં ત્હેના ગાલ પર શરમના શેરડા પડયા. આજ સાંજે પોતે પરણવાની હતી એમ પણ કહ્યું.

"બ્હેન ! બ્હાર સુરેશભાઇ આવ્યા છે." નોકરે અંદર આવતાં કહ્યું.

સરલા ને મુદ્રિકા સફાળા ઉઠયાં. મુદ્રિકાએ ડોકું ધુણાવી અંદર આવવા દેવા રજા આપી. સુરેશ મલકતે મ્હોંએ ત્વરિત પગલે અંદર આવ્યો. સરલાને જોતાં તે ખંચાઇ બ્હાર ઉભો રહ્યો. મુદ્રિકા બોલી "સુરેશ ! બ્હાર કેમ ઉભો ! અંદર આવ કાંઇ પણ વાંધો નથી."

સુરેશ અંદર આવ્યો. મુદ્રિકાના મુખ પરથી લાગ્યું કે કાંઇ નવાજૂની થઇ છે. તે મુદ્રિકાથી સરલા તરફ, સરલાથી મુદ્રિકા તરફ, જોતો બોલ્યો "મુદ્રિકા શું છે ? કેમ રડેલી લાગે છે ? ચાલ ફરવા નથી આવવું ?"

"સુરેશ ! તું તો ઉતાવળીઓજ રહ્યો" મુદ્રિકા લુખ્ખું હસી. "જરા બેસતો ખરો !"

સુરેશ વિચાર કરતાં બેઠો. મુદ્રિકાએ આંસુ રોકતાં કહ્યું "સુરેશ મ્હેં ત્હને પરમદિવસે 'હા' કહી તે ભૂલ કરી છેઃ હું ત્હને નહિ પરણી શકું."

"કેમ ? પાછું ભૂત ભરાયું કે ! તું તો તરંગી જણાય છે."

"ના પ્હેલાં હું એમ ધારતી કે મ્હને

મ્હારાં માતાપિતાએ ગરીબાઈમાં રસ્તા પર મૂકી દીધી હશે. અને હું મોતીબાના હાથમાં આવી; પણ મ્હને આજેજ ખબર પડી કે હું એક પાપાચારનું ફળ છું. ત્હારી સામે બેઠેલી સ્ત્રી..." સરલાએ ભોંય તરફ જોતાં લુગડાંથી મ્હોં ઢાંકી દીધું. " તે મ્હારી માતા. ત્હેમના યૌવનદોષનું હું ફળ છું. ત્હેમને એક નિષ્ઠુર પુરૂષનો સહવાસ થયો ને મ્હારો...જ-ન્મ...થયો. મ્હારા જેવી એ'વીને પરણી તું સુખી નહિ થાય. મ્હારે ત્હારો પવિત્ર દેહ અભડાવવો નથી; ત્હારો શુદ્ધ આત્મા કલંકિત કરવો નથી. બીજીને પરણી વધારે સુખી થઇશ. " મુદ્રિકાને બોલતાં ડચકાં આવવા માંડયા. ડુમો ભરાઇ આવ્યો. સરલા પણ છાનું રોતી હતી. " ત્હારો જન્મ કેવી રીતે થયો ત્હેની મ્હને પરવા નથી. ત્હારી માતાની ભૂલ ને ત્હેનું ફળ તું ભોગવે ? બીજા ગુન્હો કરે ને શિક્ષા તું ભોગવે ? હવે ત્હારી ' ના ' નહીજ ચાલે. આજ સાંજે ત્હારે મ્હને પરણવું પડશે. " તે સરલા તરફ ફરી બોલ્યો:—

" બહેન, તમારૂં નામ ? સરલા. "

" સરલાબ્હેન, હું તમને પૂછવા નથી માગતો કે તમને કોણે ફસાવ્યા. પણ તમને તો આટલું પૂછીશ કે હજુ પણ મુદ્રિકાને જાહેર રીતે પોતાની પુત્રી તરીકે સ્વીકારવાની તમારી હીંમત છે ? અમારી જોડે રહેવામાં —જો તમે હા કહેશો તો—સમાજથી તમે બાતલ થશો, લોકો તમારી તરફ આંગળીઓ કરશે; તમારો તિરસ્કાર કરશે; તમારી જોડે કોઇ વહેવાર નહિ રાખે અમારો ત્યાગ કરશો તો સમાજમાં સ્થાન મેળવશો. સ્થાન મેળવવાની હજુ પણ લાલસા હોય તો અમને ભૂલી જઇ, જાવ પાછાં; નહિ તો ચાલો અમારી જોડે તમારે હાથેજ કન્યાદાન છે. "

" મ્હને દુનીઆની દરકાર નથી. મ્હેં દુનીઆમાં રહી એક દિવસ સુખમાં ગાળ્યો નથી. મુદ્રિકાને મ્હારી પુત્રી તરીકે સ્વીકારવામાં હું કાંઇ લાંછન જોતી નથી; ભલે લોકો ગમે તે કહે હું મ્હારે હાથેજ તમને કન્યાદાન આપીશ".

મુદ્રિકાને સુરેશ બન્ને ઉઠી સરલાને પગે પડયાં. સરલાએ આશીશ વચન કહ્યાં.

× × ×

સાંજના સરલાને હાથે તેમના હસ્તમેળાપ થયા.

બીજે દિવસે સવારનાં પેપરોમાં તેમના લગ્નની વાત છપાઇ ગઇ. કોઇએ તિરસ્કાર કર્યો, કોઇએ ધન્યવાદ આપ્યો. સુરેશના પિતાએ ચીડાઇને લાંબો કાગળ લખ્યો ને લખ્યું કે 'ત્હેના નામનું ત્હેમણે બધાંએ સ્નાન કર્યું છે;' નાતે સુરેશને નાત બહાર મૂકયો. સુરેશને તેની કશાની પરવા નહોતી. તે મુદ્રિકાના સહવાસમાં આનંદ માનતો.

સરલાએ એક આશ્રમ ખોલ્યો છે. જેમાં વેશ્યાઓ, જે સમાજમાં શુદ્ધ જીવન ગાળવાનું પસંદ કરતી હોય, ને ત્હેમની પુત્રીઓ પતિત ગણાતી ગુણકાઓ વગેરેને દુનીઆમાં આબરૂસર પોતાના પગ પર ઉભાં રહી ગુજરાન કરી શકે એવું શિક્ષણ અપાય છે. સુરેશ ને મુદ્રિકા એ આશ્રમના આત્મારૂપ થઈ પડયાં છે.



તરફથી ... ભેટ.

# માતાની લ્હાણ.

લેખક:—શ્રીયુત રમણીકલાલ જયચંદભાઈ દલાલ, બી. એ.

( વસંતતિલકા. )

૧

હાસ્યે ભરેલ મુખને સહુ કો પિછાને,
ખીલી રહ્યા વદનને સહુ યે પ્રમાણે;
જ્યાં ચૂમવા જનની સુન્દર બાલને લે:
શા હેતના નયનમાં ચમકાર ભાસે ?

૨

એ દોડતું: ક્રીડનમાં વદી તૂટી વાણી,
એ માગતું: ઉરની વાત વ્યથા સુણાતી;
એ ઊઠતું: હરહમેશ ઉછંગ શાથી,
નિદ્રા ભરે નયન જ્યાં મધુરાં ગુલાબી.

૩

માતા તણા કર મહીં કર નાંખી હેતે,
કાલાં મીઠાં વચનથી પ્રિયનામ લે છે;
આલિંગતું, વદનને ચુમતું, ઉમંગે,
માતા મધુ હલકથી ગીત મંદ ગાયે.

૪

એ બાલના હૃદયના ધબકાર લેવા,
એ બાલના સુખ મહીં નિજ શાંતિ દેવા;
નિદ્રા મહીં અચલ પંખીનું દ્રશ્ય જોવા—
ક્યાં માતૃઉર તણી લ્હાણ પૂરી થતી ના ?



# વિનાશ અને રચના.

લેખિકા:
બ્હેન પ્રેમલીલા મ્હેતા, બી. એસ સી

અગણિત વર્ષો પહેલાં એક દેવદૂત સરજનહારની સૃષ્ટિ જોવા સ્વર્ગમાંથી બહાર નીકળી પડ્યો. તેણે સૂર્યો જોયા, ચન્દ્ર જોયા, ગ્રહ જોયા, ધૂમકેતુઓ જોયા, તારાઓ પણ જોયા: અને આ બધું જોઈને ખુશ ખુશ થઇ ગયો. જ્યારે તે સ્વર્ગમાં પાછો ગયો ત્યારે તેણે સૃષ્ટિનાં ખૂબ વખાણ કર્યાં; ખાસ કરીને એક નવા ગ્રહની સુન્દરતાની તો તેણે એટલી બધી વાતો કરી કે સ્વર્ગવાસીઓ એ ગ્રહ જોવાને આતુર થઇ ગયાં. પરિણામે સ્વર્ગવાસીઓનું એક ટોળું ' પૃથ્વી ' ઉપર આવ્યું; કારણ કે દેવદૂતે જે નવા ગ્રહની પ્રશંસા કરેલી તે ગ્રહ તે પૃથ્વીજ.

તે વખતે પૃથ્વી ઉપર મનુષ્ય જાતિનો જન્મ થયેલો નહોતો; પરન્તુ બીજાં પ્રાણીઓ અને વનસ્પતિ પુષ્કળ હતા.

સૂર્યના તેજમાં નવી નવી પૃથ્વી એવી તો સુન્દર દેખાતી હતી કે સ્વર્ગવાસીઓ ચકિત થઇને જોઇ રહ્યાં.

મોટા વિશાળ સાગરો ઉપર આકાશનો ભૂરા રંગનો પડછાયો પડતો હતો, અને પાણીનાં મોજાં સૂર્યના તેજમાં ચળકતાં હતાં. અસંખ્ય જાતની રંગરંગિન અને ચળકતી માછલીઓ પાણીમાં તરતી હતી અને કુદાકુદ કરતી હતી.

વનસ્પતિથી વ્યાપેલી લીલીછમ જમીન ઉપર ઠેકાણે ઠેકાણે અનેક રંગનાં ફુલ શોભા અને સુગન્ધ આપતાં હતાં. અને એ લીલોતરીમાં અને ઝાડથી ભરપુર જંગલોમાં વિવિધ જાતનાં પ્રાણીઓ દેખાતાં હતા.

આકાશમાં રંગબેરંગી પક્ષીઓ, જાણે જીવનનો આનન્દ માતો ના હોય તેમ આમથી તેમ ઉડતાં હતાં અને મધુર સુરથી ગાતાં હતાં.

પવનનો ગંભીર પણ મધુર અવાજ, અને નદીઓ અને ઝરણાંઓનાં મીઠાં ગીતો પક્ષીઓના કલરવ સાથે ભળી જતાં હતાં.

આવો સુશોભિત અને સંગીતમય ગ્રહ જોઇને સ્વર્ગવાસીઓ આનન્દથી પ્રફુલ્લિત થઇને પાછાં સ્વર્ગમાં ગયા.

આ વાત બન્યાંને હજારો વર્ષો થઇ ગયાં. પૃથ્વી ઉપર મનુષ્યનો જન્મ થયો તે પછી પણ હજારો વર્ષો વીતી ગયાં. અને હાલ તો પૃથ્વીના ખુણે ખુણામાં મનુષ્યનો વાસ થઇ ગયો છે તો પણ પૃથ્વી તો નવી બની ત્યારે જેવી હતી તેવીને તેવીજ સુન્દર છે.

કેટલીએ જાતનાં પ્રાણીઓ જન્મ્યાં અને મૃત્યુ પામ્યાં; કેટલીએ જાતની વનસ્પતિ ઉગી અને કરમાઈ જમાનાઓ વીતી ગયા; પણ પૃથ્વી ઉપર તેની અસર થઇ છે ! પૃથ્વી નથી વૃદ્ધ દેખાતી કે નથી થાકેલી દેખાતી. આનું કારણ શું ?

કારણ એ છે કે દરેક પ્રાણી અને દરેક વનસ્પતિ અમુક વખતે નાશ તો પામે છે, પણ એ વિનાશની સાથેજ પાછાં નવા પ્રાણીઓ અને નવી વનસ્પતિઓ ઉત્પન્ન થાય છે. અને આ વિનાશ અને રચના એવાં તો

પરિપૂર્ણ હોય છે કે એક અણુ પણ નકામો નથી જતો અને પરિણામે પૃથ્વી સતત નવી અને નવીજ રહે છે.

કેટલીક જાતની વનસ્પતિઓનું જીવન માત્ર એકજ વરસ ટકે છે—એટલે, માત્ર એકજ વરસમાં તે ઉગે છે, ખીલે છે, ફુલ અને ફળ ઉત્પન્ન કરે છે; બીયાં પેદા કરે છે અને પછી કરમાઈ જાય છે.— વળી બીજી કેટલીક જાતનાં ઝાડપાન વધારે વર્ષ જીવે છે. કેટલાંક મોટાં મોટાં ઝાડ તો સેંકડો વરસ જીવે છે, તોપણ તેમને પણ જન્મ અને મૃત્યુ તો છેજ.

પ્રાણીઓમાં કેટલાંક તો એટલાં બધા ઝીણાં હોય છે કે નરી આંખે તો જોઇ પણ ન શકાય. એવાં પ્રાણીથી માંડીને તે છેક હાથી, ઉંટ, અને જીરાફ જેવાં પ્રાણીઓ પૃથ્વી પર જોવામાં આવે છે. પણ તે દરેકની જીંદગી અમુક વરસ સુધીજ ટકે છે. પછી તો **जातस्य हि ध्रुवो मृत्युः** પ્રમાણે એ બધાં પણ આખરે તો નાશ પામે છે.

આકાશમાંનાં પક્ષીઓ અને પાણીમાંની માછલીઓ પણ જન્મે છે અને મૃત્યુ પામે છે.

ફિનિકસ નામના એક પક્ષી માટે એવું કહેવાય છે કે અમુક વરસ જીવ્યા પછી તે પોતાની મેળેજ અગ્નિમાં ઝંપલાવે છે. અને તેની રાખમાંથી બીજું નવું ફિનિકસ ઉત્પન્ન થાય છે. પૃથ્વી ઉપરનો દરેક જીવ પ્રાણી અને વનસ્પતિ—લગભગ ફિનિકસ પક્ષી જેવોજ ન ગણાય? વૃક્ષમાંથી બીજ અને તેમાંથી પાછું વૃક્ષ એમ ચાલ્યાંજ કરે છે ને!

× × ×

પૃથ્વી ઉપર બે મોટા ઇશ્વરી બળ છે. વિનાશ અને રચના.

લોખંડની કોઇ ચીજ ખુલ્લી હવામાં રાખવાથી તેનું શું થાય છે તે તો બધાંને ખબર હોય. તેના ઉપર કાટ ચ્હડે છે. આ કાટ તે બીજું કાંઇજ નહિં; પણ હવામાંના પ્રાણવાયુ (ઑકસીજન)નું લોખંડ જોડે મિશ્રણ. પ્રાણવાયુ હવામાં અને પાણીમાં બંનેમાં હોય છે. અને જેવી રીતે લોખંડ ઉપર કાટ ચ્હડાવીને, ધીમે ધીમે તેનો નાશ કરનાર એ પ્રાણવાયુ છે તેવીજ રીતે પૃથ્વી ઉપરના બીજા સઘળા વિનાશનું મૂળ એજ વાયુ છે.

મોટાં મોટાં ઝાડની ડાળીઓ અને નાના છોડની ડાંખળીઓ તોડી પાડવામાં તેની મદદ હોય છે અને પછી જમીન ઉપર પડે એટલે તે જલદીથી સડી જાય એવું કરવામાં પણ તેનોજ હાથ હોય છે. મોટાં જંગલોમાં દાવાનલ થાય છે તેમાં પણ મુખ્ય કારભાર પ્રાણવાયુનોજ હોય છે.

પ્રાણવાયુ ઉપરાંત બીજા પણ વિનાશ કર્ત્તાઓ તો હોય છે—બરફ, હીમ, ઝાકળ, સૂર્યનો તડકો વગેરે—પણ તે બધાં તો માત્ર મદદ કરનારા. પ્રાણીઓ અને વનસ્પતિઓ જાતે પણ એક બીજાનો વિનાશ કરે છે. સિંહ હરણને મારે, ગરૂડ બાજને પકડે, બિલાડી ઉંદરને ખાય, જંતુઓ અને કીડાઓ વનસ્પતિને કોરી ખાય, કેટલાક વેલા ઓ ઝાડનો રસ ચુસી લે વગેરે.

વિનાશ કરતાં રચનાનું કામ વધારે સુન્દર હોય છે.

બીજ જમીન ઉપર પડે, અને તેમાંથી ફણગા ફુટે, નાનાં કુમળા પાનરાં નાકળે, તે મોટાં થાય, પછી ફુલ ખીલે અને ફળ થાય એ દેખાવ કેટલો બધો સુન્દર હોય છે?

પણ આ રચનાનું કામ કોણ કરે છે? પ્રાણવાયુ અને તેનાં મદદકર્ત્તાજ! વિનાશ કરનાર પણ એજ અને રચનાર પણ એજ. એ જરા નવાઇ જેવું તો છે પણ ખરૂંજ છે.

જે સૂર્યના તાપથી જંગલ સુકાઇ જાય છે અને વખતે બળી પણ જાય છે, તેજ તાપની મદદ ન હોય તો બીયામાંથી ફણગા

ફુટેજ નહિં અને નવાં ઝાડપાન ઉગેજ નહિં જે પાણીથી વનસ્પતિ કોહી અને સડી જાય તેજ પાણી ન હોય તો નવી વનસ્પતિ જીવેજ નહિં. મૃત્યુ પામેલાં પ્રાણી અને જમીન ઉપર પડેલી વનસ્પતિ જે હવાથી સડી જાય છે તેજ હવા ન હોય તો પ્રાણીઓ અને વનસ્પતિ મૃત્યુ પામે. નાનાં નાનાં પ્રાણીઓ અને વનસ્પતિઓ ન હોય તો મોટાં પ્રાણીઓ શાના ઉપર જીવે ?

આ રીતે વિનાશ અને રચના એ બે શક્તિઓ એવી તો સમતોલ રીતે સરજાયલી છે કે એક વગર બીજી નકામી. અને પૃથ્વી ઉપર એ બંનેનો સરખોજ ઉપયોગ છે.

આ સમતોલપણામાં નડતર માત્ર એકજ છે-મનુષ્ય અને તેથીજ તેને માથે આટલો બધો ભાર હોય છે. નકામાં ઝાડપાન અને ઝેરી જીવજંતુ અને પ્રાણીઓનો નાશ કરવો અને ઉપયોગી પ્રાણીઓનું રક્ષણ કરવું એ તેનું કાર્ય છે. ભૂમિ પાસેથી અનાજ લઇને તેનો ઉપયોગ કરે તેના બદલામાં તેને ખેડવાની ખોદવાની, પાણી પાવાનું અને અનેક રીતે તેના ઉપર મહેનત કરવાની. આ બધું ના કરે તો નાશ કે રચના એ બેમાંથી એકાદ શક્તિનું જોર વધી જાય, અને પોતાનું આવી બને.

# સૌરાષ્ટ્રનાં હાલરડાં.

સંપાદક : શ્રીયુત જયેન્દ્ર પાઠક.

[ ૧ ]

આજે આનંદ મ્હારે અંગ ન માય રે,
લાલ ગોવિંદ પારણે હિંચે રે—હાં-હાં. આજ૦
આવીયારે પૂરવા મનડાંની આશ રે,
દાસડાં સર્વ ટોળે મળીયાં રે—હાં-હાં. આજ૦
હળીમળી સુંદીર મંગળ ગાય રે,
મંડપ છાયો વ્રજને ફૂલડે રે—હાં-હાં. આજ૦
મંડપ છાયો ફૂલડે મોતીનાં પૂર્યા ચોક,
ટોડલે તોરણ બાંધીયાં ઝુમણાં ઝળહળે ગોખ.
આજ આનંદ મ્હારે અંગ ન માય રે,
લાલ ગોવિંદ પારણે હિંચે રે—હાં-હાં. આજ૦

**નોંધ**—આજે સમસ્ત ગુજરાત સમક્ષ સબલ ને સરલ સૌરાષ્ટ્ર નારીઓના પ્રેમલ હૃદયના ભાવો મૂકતાં મ્હને અતિ આનંદ થાય છે સૌરાષ્ટ્રનાં હાલરડાંમાંથી ભક્તિના ભાવો નીતરે છે. તે કાં ન નીતરે ? કારણ કે સૌરાષ્ટ્રને આંગણે આંગણે એ ભક્તિના ભાવ પથરાયેલ છે. સૌરાષ્ટ્રની નારીઓ સુભદ્રાના વીર બાલ કનૈયાનાં દર્શન નિજ સંતાનમાં કરે છે. આ પ્રસિદ્ધ થનાર હાલરડાંમાં કવિઓની ઉચ્ચમામી કલ્પના નથી; કે નથી કોઇ કુદરતના દેખાવનું રમ્ય ને મનોહારી ચિત્રદર્શન; પરંતુ એમાં બાલ દેવાની ચાવી છે. સ્ત્રીઓની મુખમાંથીજ એ જન્મી શકે. પુરૂષો આમાં તો નાલાયક ગણાય.

'ગુણસુંદરી' દ્વારા મહા ગુજરાત પાસે મ્હારી આ નમ્ર ભેટ ધરૂં છું. સંપાદક.

# ઉષાનું આગમન.

લેખક: શ્રીયુત 'ઉત્સાહી'

( ગરબો રમવા તે ગોરી .....એ રાગ. )

ઉષાદેવિનું ભુરૂં ઓઢણું રે લોલ.
ગોરૂં ગોરૂં છે જેનું અંગ,
પ્રેમ ઘેલડી રે, બ્હેન,
આવ્યાં ઉષાદેવિ આંગણે રે લોલ.

રૂપેરી થાળ રૂડો હાથમાં રે લોલ,
માંહીભર્યાં તારલાશાં ફૂલ.
રસલાડલી રે, બ્હેન,
આવ્યાં ઉષાદેવિ આંગણે રે લોલ.

ગાતાં પંખીઓ રૂડાં ગીતડાં રે લોલ,
સંગીતના સુર શા અમૂલ,
સ્નેહવેલડી રે બ્હેન,
આવ્યાં ઉષાદેવિ આંગણે રે લોલ.

દેવિ ભાનુને વધાવતાં રે લોલ,
વેરતાંએ તારલાશાં ફૂલ,
સુધાસીંચણી રે બ્હેન,
આવ્યાં ઉષાદેવિ આંગણે રે લોલ.

મંગલ મંગલ એ મનાવતાં રે લોલ,
જતાં હવે ઘેર હવે કાલ,
પ્રેમઘેલડી રે બ્હેન,
આવશે ઉષાદેવિ આંગણે રે લોલ.



Jayantilal



# જોશીનું આગમન.

લેખિકાઃ બ્હેન સુલોચના.

ચિત્રકારઃ શ્રીયુત નાનાલાલ ર. શુકલ

( ૧ )

હું સેન્ટ કોલંબા સ્કુલમાં મેટ્રીકના ક્લાસમાં હતી. મારે આ માર્ચ મહિને પરીક્ષામાં બેસવાનું હતું. જાનેવારી મહિનો ઝડપથી વેગ કાપ્યો જતો હતો. સર્વ કન્યાઓ " પ્રીલીમીનરી" સારૂં તનતોડ મહેનત કરી રહી હતી. તેમને સર્વને ફોર્મ મેળવવાની ભારે લગની લાગી દીસતી હતી. અમારી શિક્ષિકાનું નામ "મીસ લવ" હતું. તે પણ પોતાની સ્કુલનું નામ રાખવા ચાર પાચ ચબરાક હોંશીયાર કન્યાઓ પાછળ તનતોડ મહેનત કરે જતી હતી.

વખત વીતતા કંઈવાર લાગે છે ? જાનેવારી પૂરો થયો ને ફેબ્રુઆરી મહિનો પણ અર્ધો વીત્યો. અમારી " પ્રીલીમીનરી " પરીક્ષા પુરી થઇ. સોમવારે તો અમારૂં પરિણામ જણાવાનું હતું. ગુરૂવારે કોઇ કન્યાઓ હસતી, કોઇ રડમસ ચહેરે ફરતી તો કોઇ " Try again " નો મંત્ર ગોખતી બેદરકારપણે ફરતી જણાતી હતી.

હું કંઈ મારા ક્લાસમાં બહુ ચાલાક-કન્યા ન્હોતી ગણાતી. છતાં સર્વ કન્યાઓ કોણ જાણે કેમ પણ મારી તરફ દ્વેષની નજરે જોતી, કોઇ વાર તો પ્રથમ નંબર મેળવનારી કન્યા પણ મારી પાસે આવતી, ને કંઇ ને કંઇ બ્હાને મારી સાથે વાત કરવાના પ્રસંગો શોધતી. મને તો આમાં જબરો ઘોટાળો દીસતો. પરીક્ષાની સાંજે શીરીને મારી પાસે આવી, ને પૂછ્યું, ' તારા તેં કેવું કર્યું છે ? પાસ થવાની તો આશા છે ને ?" મેં કંઇ રડમસ ચહેરો કર્યો પણ જવાબ ન આપ્યો.

શીરીન અમારાં ક્લાસમાં સૌથી ચલાકને સારી કન્યા ગણાતી. સર્વ શિક્ષકોને શિક્ષિકાઓ તેના પર આફરીન હતાં છતાં તેનામાં અહંકારનો તો છાંટોએ ન્હોતો. સર્વ સાથે હળતીમળતી પણ તેમાં મારી સાથે તો ખાસ, અમારા બેની તો બેલડી કહેવાતી. શીરીન આટલી ચાલાક ને હોંશિયાર હોવા છતાં પણ કોઇ દિવસ તેનો પ્રથમ નંબર ન આવતો. બીજા નંબરથી ઉતરતો નહિ તેમ ચડતો નહિં. પણ તેનું માન તો પ્રથમ નંબરના બાળક કરતાં પણ વધારે રખાતું. કારણ ? કારણ શું કહું ? તેની મીઠાશ, તેનો મળતાવડો સ્વભાવ, તેની સર્વને મદદ કરવાની વૃત્તિ ને તેનો મારી પ્રત્યેનો પ્રેમ સર્વને તેના પ્રત્યે આદરભાવ ઉત્પન્ન કરાવતાં.

પાછો શીરીને એનો એજ સવાલ પૂછ્યો મારાથી તો હવે ન રહેવાયું, ને હું શીરીનને ખૂણામાં લઇ ગઇ ને તેને ખભે થોડીવાર માથું મૂકી રડી. ' શીરીન, તું તો હવે જશે, હું એકલી પડીશ મારાથી કેમ રહેવાશે ? મારા પેપરો કંઈ સારા લખાયા નથી. સાચુંજ કહું છું હોં! રખે, ખોટું માનતી !'

પણ મને તો આશા છે કે તારા, તું તો જરૂર મેટ્રીકમાં બેસવાની; પછી તો તારા કહ્યા પ્રમાણે જો હોય તો, તો ફોર્મ આપવું ન આપવું તે ખોદાના હાથમાં. તારા,

તારામાં આટલી બુદ્ધિ છે તો કેમ તેનો પૂરો ઉપયોગ નથી કરતી કોઇ તને બરાબર ઓળખતું નથી. પરંતુ હું તો તને પૂરેપુરી ઓળખી ગઇ છું તારા આળસુપણાને લીધેજ તું બધું ગુમાવે છે. જરા વધારે મહેનત કર જો પછી તું મને પણ ક્યાં ઉડાવી દે છે ? તારે સારું મીસ લવને કહું."

"શીરીન, મીસ લવને કહે શું વળવાનું ? નછૂટકે ને તારા કહેવાથી જ મને ફોર્મ મળે તો તેના કરતાં ન મળે તે સારું. પણ હવે તો હું જરા મહેનત કરીશ." બહુ ઇચ્છું છું. પણ પાછી જ્યાંને ત્યાં આવીને બેસું છું, પરંતુ આ વખતે તો મક્કમ નિશ્ચય કરીશ, જોઇએ, પરમ દહાડે શું થાય છે."

( ૨ )

ગુરવારનો મહાન દિવસ આવ્યો, બપોરના બે વાગે આખી સ્કુલ સમક્ષ અમારું રીઝલ્ટ વંચાવાનું હતું. મારા મનમાં તો સવારની ચટપટી થતી હતી. જેમ તેમ સવારના નાહીધોઇ જમી સાડાદશ વાગે કપડાં પ્હેરી સ્કુલમાં ગઇ. બધી છોકરીઓના મોં ખેંચી કાઢેલાં જેવાં થઈ ગયાં હતાં. હું તો ગઇ તેવીજ શીરીનની પાસ બેઠી. તેની પાસે પ્રથમ નંબર આવનારી દક્ષા બેઠી હતી. તેણે મને જોઇ મોઢું મચકોડયું મેં જોયું ન જોયું કર્યું ને શીરીન સાથે વાતે વળગી.



શીરીનઃ "તારા ! તેં કેવું કર્યું છે ? પાસ થવાની તો આશા છે ને ?"

"શીરીન, મને આશા છે કે તારો આ વખતે પ્હેલો નંબર આવશે."

"અરે જા, તારા, દક્ષાને તો મારાથી કદી નહીં જીતાય ક્યાં દક્ષા ને ક્યાં હું ! બહુ હાર્ડ વર્કીંગ (Hard working) છોકરી ! ચાલ આપણે બીજી છોકરીઓ પાસે જઇ તેમને ઉત્સાહને આશા આપીએ."

"શીરીન, તારે ને દક્ષાએ જવું હોય તો જાઓ હું તો નહિ આવું. મારેજ આશાના ફાંફાં છે. તો બીજાને શી રીતે આપી શકું ?"

'તારા, તને ખબર છે કે દક્ષા નહિ' આવે; તને સારૂં લાગે તો હું એકલી જાઉં, પણ તું આવશે તો તારામાંએ ઉત્સાહ આવશે '

" ચાલ ત્યારે,"

બેઉ ઉઠ્યાં ને બારની તોપ પડી.

" સીરીન જો સારા શુકન થયા, હવે આશા આવે છે. આશા ઉત્સાહને પ્રેરે છે જો તને કંઇ અવાજ સંભળાય છે ? કોઇ પુરૂષનો લાગે છે. આવે વખતે, ખરી બપોરને પ્હોરે તે કોણ આવ્યું હશે, દક્ષા તને સંભળાય છે કોઇનો અવાજ"

'મને તો કંઈ સંભળાતો નથી. તમને ભણકાર વાગતા હશે. ભણકાર સંભળાય છે તો ખરો " ચાલ તારા, બ્હાર જઇને તેની ખાત્રી કરીએ."

અમે બેઉ બ્હાર ગયાં ને જોયું તો દ્વાર આગળજ કોઇ માણસ લાલ પાઘડી, ધોતીયું ને પ્હેરણ સાથે ઉભેલો હતો.

મેં પૂછ્યું "ભાઇ તમારે કોનું કામ છે ?"

' બેન, હું તો એક જોતીષી છું ને જન્માક્ષરો ને વર્ષફળ જોઉં છું. તમારે જોવડાવવા છે ?'

"ભાઇ,આ તો સ્કુલ છે પણ ઉભા રહો હું પૂછી આવું-જોશી મહારાજ. તમે અમારા ક્લાસનાં જન્માક્ષર બનાવી શકશો?

' હા, બેન ક્લાસના ને તે ઉપરાંત તે ક્લાસમાં વિરાજતી દરેક વ્યક્તિનાં.'

' શીરીન, ત્યારે તો આપણે મહારાજને લાઇબ્રેરીમાં બેસાડીએ ને મીસ લવને કહીએ કે તમે મીસ રોજર્સને ( હેડ મીસ્ટ્રેસ )

લઇને આવો."

" અરે ઘેલી, પણ કંઇ પૈસા લેશે કે નહીં ?"

" છો લેતા, લેવા દો ને."



અમે બન્ને બ્હાર ગયાં અને જોયું તો દ્વાર આગળજ—

" બેનો, મારે એક પાઇ પણ ન જોઇએ. જો તમારે મને પૈસા આપવા હોય તો હું તમારા ગ્રહો જોઇશ નહિં." જોશીને કાને કાંઇ શબ્દો પડવાથી તે બોલ્યા:

આ નિઃસ્વાર્થી શબ્દોએ અમને ઉત્સાહિત

કર્યાં અમે મીસ લવની રૂમમા ગયાં ને તેને "કોઇ મળવા આવ્યું છે," કરી મીસ રોજર્સની શોધમાં ચાલ્યાં ટાઇમ ટેબલ જોયું મીસ રોજર્સ પાંચમા ધોરણમાં ઇંગ્લીશ શીખવતાં હતાં. મીસ રોજર્સને મળી સર્વ વાત કહી.

વીસ વર્ષ થયાં મીસ રોજર્સ આ સ્કુ-



કોઇ માણસ લાલ પાઘડી, ધોતીઉ ને પ્હેરણ સાથ ઉભેલો હતો.

લમાં હેડમીસ્ટ્રેસ હતાં હિન્દમાં આવે તેમને ૨૫ વરસ થયાં હતાં વૃદ્ધને જૂના વિચારનાં વળી હિન્દની પુરાતનસ્થિતિ જોયલી એટલે એમણે જોશીને મળવાની હા પાડી. આટલી બધી કરેલી મહેનત નિષ્ફળ જાય નહિ માટે અમે બેહુ જણે ખૂબ સાવચેતી રાખી હતી મીસ રોજર્સે શીરીનને પાંચમીનો ઇગ્લીશ ક્લાસ લેવા કહ્યું ને મારા તો હાંજાજ ગગડયાં; મારે એકલીને અથીથી ઇતિ સુધી સર્વ વાત મીસ રોજર્સને કહેવી પડશે કોઇ દિવસ મારે ને એમને બહુ વાત કરવાનો પરિચય નહિ. એટલે મને બહુ ગભરાટ થવા લાગ્યો. સમય વિચારી કામ લેવું એ નિશ્ચય પર આવી લાઇબ્રેરી રૂમમાં આવતાં તેમણે મને હજારો સવાલો પૂછ્યા. મેં તેના જવાબો શાંત ચિત્તે ને દૃઢતાથી આપ્યા. મારા જવાબો સાંભળી તે કંઇક ખુશી થઇ હોય તેમ લાગ્યું આખરે બોલી.

( Tara, I never knew that you were so well-versed in astrology. Here is Miss Love. Let me ack her about your progress. ".

તારા મને ખબર ન્હોતી કે તું જ્યોતિષનું આવું સારૂં જ્ઞાન ધરાવતી હશે આ મીસ લવ ચાલ્યાં. તેને તારા અભ્યાસ વિષે પૂછું ?

' કેમ, તારાનો અભ્યાસ કેમ ચાલે છે ? કોને કોને આ વખતે ફોર્મ આપ્યાં છે ? તારાને આપ્યું છે કે નહિ ? '

' પંદર કન્યામાંથી ફક્ત દશજ પરીક્ષામાં બેસવાને લાયક છે. તેમાં શીરીન તો સ્કૉલર્શીપ માટે યોગ્ય છે. તારાને ફોર્મ આપવું કે નહિ તેનો હું વિચાર કરતી હતી તેવામાં મને તેઓ તેડવા આવ્યાં હજુ હું કંઈ નિર્ણય પર આવી નથી કારણ એના ભૂમિતિ સિવાય બધા પેપરોના જવાબ બહુજ ખરાબ છે. જ્યારે ભૂમિતિમાં એણે ૯૫ ટકા માર્કસ મેળવ્યા છે. આખી ક્લાસમાં જ્યોમેટ્રીમાં તેને વધારે માર્કસ મળ્યા છે. '

' એમ, ત્યારે તો એને ફોર્મ આપેલું

સારું છતાં એક વાગે આપણી મીટીંગ છે ત્યારે આ બાબત ચર્ચીશું.

આમ વાતો કરતાં કરતાં અમે લાઇબ્રેરીમાં આવી પ્હોંચ્યાં. મને મીસ લવ ને મીસ રોજર્સની સાથે જોઇ બધી બાળાઓ અણસારે "શું થયું શું થયુ." એમ પૂછવા લાગી. મેં પણ "પછી કહીશ" એમ અણસારે જણાવ્યું.

મેં મીસ રોજર્સની જોશી સાથે ઓળખાણ કરાવી પૈસા સંબંધી પણ કહ્યું. જોશીએ કલાસની સર્વ કન્યાનાં નામ માગ્યાં ને મીસ લવે મને રજીસ્ટર લાવવા મોકલી.

કલાસમાં ગઇ તો મારી આસપાસ બધી વીંટળાઇ વળી ને 'રીઝલ્ટ' વિષે પૂછવા લાગી. મને જેટલી ખબર પડી હતી તે સર્વ તેમને કહી. શીરીનને સ્કૉલરશીપ માટે લાયક ઠરાવી તેથી દક્ષાને બહુ ઇર્ષા આવી ને મારી સાથે છંછેડાઇ પડી. મેં તેને સમજાવી. જોશીની વાત કહીને આપણા બધાંના ગ્રહ જોવા જોશી અચાનક આવ્યો છે કહી સર્વને શાંત પાડયા. રજીસ્ટર લઇ ગઇ ત્યાં તો મીસ લવ વાટ જોઇ ઉભા રહ્યાં હતાં તે મારી પર ગુસ્સે થઇ ગયા ને કહ્યું.

" You better send, Daksha & Radha. Every work you do requires half an hour. "

" જા, દક્ષાને કે રાધાને મોકલ. કંઇપણ કામે જાય છે તો અર્ધો કલાક વગર પાછી ફરતીજ નથી "

હું જવાનું કરતી હતી ત્યાં કયાં જાય છે કરી મને મીસ રોજર્સે રોકી મેં મીસ લવની આજ્ઞા કહી સંભળાવી.

" No. Tara you must stay here. "

" તારા. તારે અહિંજ રહેવાનું છે. "

આ બોલે તો મીસ લવને વધારે ગુસ્સે કર્યાં. હવે તો મને પૂરી ખાત્રી થઇ કે મીસ લવ મને કદાચ ફૅર્મ આપત તે પણ હવે તો નહિંજ આપે. મીસ લવે રજીસ્ટર લઈ જોશીને આપ્યું. જોશીએ કાગળ પર કુંડાળી કરી ગ્રહ નક્કી કર્યા. રાશિ કહી. નામ કહ્યું. અમારો જન્મ ફેબ્રુઆરીની ૨૪ મી તારીખે બપોરના બાર વાગે થયો હતો. તે વખતે કુંભનો ચંદ્રમાં હતો. રાશિ 'સ' પર હતી. અમારા કલાસનું નામ "સુકુમાર" રાખવામાં આવ્યું. જોશીએ ગ્રહ જોઇ કહ્યું "આ કલાસનું આયુષ્ય ત્રણ વર્ષનું છે. એટલે અમારા કલાસમાંની કોઇ પણ એક કન્યા ત્રણ વર્ષ સુધી મેટ્રીકના કલાસમાં રહેશે. બધી કન્યાઓમાં સૌથી સારા ગ્રહ તારાના છે. તેના ગ્રહ એટલા બધા ઉત્તમ છે કે તમારી શાળાને તે બહુ જશ અપાવશે. તેનાથી ઉતરતા સુધાના ને તેનાથી ઉતરતા શીરીનના અનુક્રમે આમ તેમના નંબરો સારા ભાગ્યમાં ને કીર્તિમાં આવી શકે.

| | |
|---|---|
| ( ૧ ) તારાગૌરી | ( ૮ ) સુકન્યા |
| ( ૨ ) રાધાદેવી | ( ૯ ) રોશન |
| ( ૩ ) શીરીન | ( ૧૦ ) રઝીયા |
| ( ૪ ) દક્ષા | ( ૧૧ ) જેન |
| ( ૫ ) એમી | ( ૧૨ ) મુક્તા |
| ( ૬ ) સુધા | ( ૧૩ ) વીણા |
| ( ૭ ) આશા | ( ૧૪ ) ધન |
| | ( ૧૫ ) ઉષા |

છેલ્લી ચાર કન્યાઓમાં તમે જેન ને વીણાને ફોર્મ આપવાનાં છો પરંતુ તેમના ગ્રહ એટલા ખરાબ છે કે જેથી તેઓ આ વર્ષે મેટ્રીકમાં પાસ નહિં થાય. આવતા ફેબ્રુઆરી મહિનાથી નવું વરસ શરૂ થાય છે ને તેમના ને ઉષાનાં ગ્રહો બદલાય છે. જેન ને ઉષા ૧૯૨૫ના માર્ચ મહિનામાં લેવામાં આવતી પરિક્ષામાં ઉત્તમ ગુણો મેળવશે. તે ઉપરાંત ઉષા સર્વ કન્યાઓમાં પ્રથમ આવશે. મારા જોષ પ્રમાણે તો

આપ આ બે કન્યાઓને ફોર્મ ન આપો તો સારૂં. પછી તો આપની મરજી. વિધિના લેખ મિથ્યા થતા નથી. મુકતા ત્રીજે વર્ષે પાસ થશે પણ તેના ભાગ્યમાં ' શંકરશેઠ સ્કાલરશીપ મેળવવાની લખી છે. તેથી તે ત્રણે વર્ષ સુધી આજ કલાસમાં રહેશે. "

આટલું બોલી જોશીરાજ મુંગા રહ્યા. મીસ રોજર્સને આ બોલવા પર બહુજ વિશ્વાસ આવ્યો હોય એમ જણાયું. કારણ કે જોશી મહારાજે જ્યારે જવાની આજ્ઞા માગી, ત્યારે જેમ ઉંઘમાંથી માણસ ઝબકીને ઉઠે તેમ તે ચમકયાં ને તેમને થોડીવાર બેસવા જણાવ્યું. કોણ જાણે શુએ માધુર્ય ને ગંભીરતા જોશીની વાણિમા હતાં કે મને પણ ત્યાંથી ખસવાનું મન ન્હોતું થતું છતાં મીસ રોજર્સની આજ્ઞાને તાબે થઇ જવું પડયું. મારી પાછળ મીસ લવ પણ આવ્યાં. હવે તો ઓરડામાં રહ્યા ફકત જોશીને મીસ રોજર્સ.પછી તેમણે બ કલાક સુધી કંઇ ગુસપુસ વાતો કર્યા કરી. મારે કાને તો બેચાર શબ્દોજ સંભળાયા. તે પણ એવા હતા કે મને ઉંડા વિચારમાજ ગરક કરી નાંખી. મારા ભલા ભોળા વાચકો, તમારા મનમાંએ નહિ હોય એવા નવીન શબ્દો મેં સાંભળ્યા હતું ! બેજ શબ્દ ! " લગ્ન કરશું ? " બસ આટલાજ. વાતચિત બંધ પડી ને જોશી મહારાજ તો ગયા શંકાતો રહી તે રહી તેનું સમાધાન શીરીતે કરવું ? આમાં નકકી કંઇ ભેદ હોવો જોઇએ. અરે શું જોશીએ મીસ રોજર્સને લગ્ન કરવાની મંજુરી આપી હશે ? આટલી ઉમ્મરે વળી એ ધતિંગ કરવાનું કયાંથી એને સૂઝ્યું હશે ! મીસ રોજર્સની ઉમ્મર ૪૫ કરતાં તો ઓછી નહિંજ હોય. હાય ! અમારામાં તો ૪૫ વરસની કોઇ બૈરી લગ્ન કરવાનો વિચાર કરે તો તેને કોઇ મૂર્ખી ને ગાંડીજ ધારે પણ. અંગ્રેજોને શું ? તેમનું આયુષ્ય કંઇ આપણા જેટલું છે ? હજુ તો મીસ રોજર્સ કેટલાંએ વરસો કાઢશે ભલે બિચારી પરણે ને સુખી થાય. કેટલાંએ વરસો થયાં બિચારી હીજરાયા કરે છે. ચોવીસ પચીસ વરસની ઉમ્મરે એના વિવાહ થયા હતા ને લગ્ન કરવાને મહિનો હતો તેવામાં તેનો થનાર સ્વામી અચાનક નદીમાં પડયો. બહુએ શોધ કરી પણ કંઇ પત્તો મળ્યો નહીં. તે આજદિન સુધી ! શું સુખ ભોગવ્યું બાપડીએ ! ભલે પરણતી. પણ શું જોશી મહારાજની સાથે ? આ રહ્યા હિંદુ એ રહી અંગ્રેજ. કયાં આનો ધર્મ કયાં એનો ધર્મ ! આવાં તે વળી લગ્ન થતાં હશે ? મીસ રોજર્સ જેવી ડાહી બાઇ તે આવા ફંદમાં સપડાય ? પછી તો કોણ જાણે શા એ મંત્રતંત્ર ને જોશ જોશીએ જોયાં હશે. જોશી પણ કંઇ સામાન્ય ન્હોતો લાગતો. શું તેની વણીની મીઠાશ ને કોમલતા. શબ્દે શબ્દે તેના મુખમાંથી માધુર્ય ઝરતું, તેના મોંપર ઉંડું શિક્ષણ ને સંસ્કાર ( culture ) ની નીશાનીઓ તરવરતી હતી. જોઉં, શીરીનનો કલાસ પૂરો થયો હોય તો આ વાતની જાણ તો તેને કરૂં.

[ ૩ ]

બે વાગ્યા. રીઝલ્ટ વાંચવાનું શરૂ થયું. મીસ રોજર્સના મોંઢાપર આજ અનેરો આનંદ દિસતો હતો. તેનું ખરૂં કારણ તો મને ને શીરીનનેજ માલમ હતું. સર્વ કોઇ તો ' છોકરીઓએ સારૂં કર્યું હશે ' એમ ધારતાં હતાં. પ્હેલું નામ તો શીરીનનું વંચાયું. બધાએ જમીન ભણી દ્રષ્ટિ ઢાળી. શીરીન પણ નીચે જોઇ સાંભળી રહી. વાંચવાનું પુરૂં થતાં તે ઉઠી, ધીમે પગલે ચાલી પોતાનો રિપોર્ટ લઇ આવી અસલ જગાએ બેઠી. સાત જણાનું પરિણામ વંચાયું. આઠમું નામ મારૂં પોકારાયું. હું તો સ્તબ્ધજ થઇ ગઇ. છેલ્લે " બહુજ મહેનત કરવા જોઇએ " વાળી રીમાર્ક ભર સ્કુલ વચ્ચે કહેવાઇ. મને કંઇ

ચક્કર આવવા જેવું થયું. મારાથી ઉઠાયું નહિ. શીરીન મારી સ્થિતિ સમજી ગઇ. ઉઠી ને મારો રિપોર્ટ લઇ આવી. ચુપચુપ મીસ રોજર્સને મારી સ્થિતિ પણ જણાવી દીધી. જોશીના કહેવા પ્રમાણે, દશ કન્યાઓને ફોર્મ આપવામાં આવ્યા હતા. પણ પાછળથી જેનને પણ વધારાનું ફોર્મ આપ્યું. કુલ્લે અગીઆર કન્યાઓને મેટ્રીકની પરિક્ષામાં બેસવાને રજા મળી હતી. એક વાત તો મારા ગભરાટમાં વાંચકોને કહેવાની રહીજ ગઇ. જ્યારે ભૂમિતિના મારા ૯૫ ગુણ ભાર દઇને બોલાયા ત્યારે આખો હોલ તાળીઓથી ગાજી રહ્યો હતો. શું તે વખતનો મારો આનંદ ! તેનું તો વર્ણન કરવાને મારી કલમ અસમર્થ છે.

મહિનાઓ વીત્યા. અમારી પરિક્ષા પણ ગઇ. ને પરિણામ બે દિવસ રહીને હતું. તે પરિણામની સવારે મારા નામનું એક પરબીડીઉં આવ્યું. મને તો નવાઇ લાગી. મારા મનમાં શીરીનનો કે રાધાનો પત્ર હશે. પણ આ તો ઉઘાડો હતો. અંદર જોયું તો મીસ રોજર્સના લગ્નની આમંત્રણપત્રિકા તેમનાં લગ્ન મુંબઇમાં સવારે કોલાબા પર આવેલા ચર્ચમા મી. આલબર્ટ રીડ સાથ થવાના હતાં. મારા આનંદનો ને સાથે સાથે અજાયબીનો પાર રહ્યો નહિ. નીચે mrsની સહીની પાસ જોશી મહારાજ એમ પણ લખ્યું હતું; હવે મને બધા તરકટના ભેદની સમજણ પડી. તેનો ભેદ શીરીનને કહેવા આતુર બની ગઇ. એજ કપડે એને ઘેર જવા નીકળી ને દાદરમાજ શીરીન સામે મળી. અમે બે સામસામું જોઇ હસી પડ્યાં. જેમ તેમ મુંગાં રહ્યાં. શીરીને વધામણી આપી " તારા, મુબારકબાદી. તું તો પ્હેલી આવી બધી કન્યાઓમાં, મને ઇંગ્લીશ સારૂં સ્કોલર્શીપ મળી રાધાને ગુજરાતીમાં મળી. એકંદરે આપણી સ્કુલનું પરિણામ બહુ સારૂં આવ્યું. જોશી મહારાજનું જોશ સાચું પડયું ને તારા તેં પણ બધાંને હંફાવ્યાં. પણ પેલા જોશી તે કોણ? તે તો તેં આ પત્રિકા પરથી જાણ્યું હશે. એ તો મીસ રોજર્સની નાની બેન એમીલી. શું તેનો આપણા જ્યોતિષ પર પ્રેમ ! જ્ઞાન પણ પુરૂં. પારકા લોકો આપણું શાસ્ત્ર શીખવા મથે ત્યારે આપણે જ મૂર્ખા ને કે આપણું શીખીએ નહિં ! તેઓ કન્યા દાન આપવાનાં હશે."

" ખરેખર-એમીલીએ તો ગજબજ કર્યો. મને તેજ વખતે તેમાં કંઇ ભેદ લાગતો હતો. કંઇ પુરૂષમાં બાકી આવી મીઠાશ ને મૃદુતા હોય ! શું તેનું સાહિત્ય અને માધુર્ય. કાલે જરૂર આપણે તેના લગ્નમાં જઇશું ને એમીલીને ખૂબ બનાવશું. મીસ રોજર્સ જેની સાથે લગ્ન કરે છે તે તો એના બીજવર કહેવાય."

' અરે, નહિ, એ તો એના પ્રથમના વિવાહિત જ છે. આટલે વરસે એનો પત્તો લાગ્યો. બાકી શું તું એમ સમજે છે કે મીસ રોજર્સ બીજા સાથે પરણે ? મોંમાં આવેલો કોળીઓ એમ ને એમ જતો રહ્યો હતો તેનું સ્મરણ કંઇ તેના જેવી સંસ્કારી ને વિદ્વાન બાઇથી ભૂલ્યું ભૂલાત ! પ્રભુ તેમને સુખી રાખે. જોશી મહારાજ આવતેય નહિં ને આ લગ્ન થાતે નહિં. ઘણું જીવો જોશી મહારાજ ને આવાં કાર્યો નિરંતર કરતા રહો એજ અંતરની આશિષ."



# આદર્શ લગ્નની ભાવના.

લેખક : શ્રીયુત મંગળદાસ જમનાદાસ ગોરધનદાસ બી. એ.

આ વિષયને પ્રસ્તાવનાની જરૂર નથી. આ વિષયના વ્હોળાપણા વિષે કે અગત્ય વિષે બોલવું અણછાજતું જ ગણાય. અકથ્ય રીતે ઘણાંઓએ આ વિષય ઉપર વિચર કીધો હશે અને ઘણાઓને એવી મુશ્કેલીઓ માલુમ પડી હશે. પરોક્ષ અનુભવે કે સ્વાનુભવે દરેક વ્યક્તિ આના ઉપર અજવાળું પાડી શકે એમ છે. અને તેથીજ આ સર્જનજૂના વિષયમાં અને લગ્નની સર્જનજૂની સંસ્થામાં હમેશાં નવીનતા રહ્યા કરે છે. આ વિષય ઉપર ઘણીએ ચર્ચા આના અગાઉ થઇ ગઇ છે, થયા કરે છે, અને હજુ પણ થયા કરશે. આના ઉપર ઘણા કવિઓ થઇ ગયા છે અને ફિલસુફો બોલી ગયા છે. પ્લેટોનો કે નેટશેનો લગ્ન ઉપરનો અસ્વભાવિક સિદ્ધાંત કે અસંખ્ય કવિઓનો એના ઉપરનો અવ્યાવહારિક સિદ્ધાંત હજુ ઘણાએ સ્વીકાર્યા કરે છે. આ વિષયજ દરરોજના વ્યવહારનો છે; લગ્ન સામાન્યમાં સામાન્ય વસ્તુ છે. તે છતાં નવીનમાં નવીન પણ છે. સ્વાભાવિકમાં સ્વાભાવિક વસ્તુ છે. છતાં એ અત્યંત ચર્ચાસ્પદ વિષય થઇ પડે છે લગ્નના વ્યવહાર જો કે ઘણે ઠેકાણે સરખા માલુમ પડે છે, છતાં લગ્નની ભાવના મસ્તકે મસ્તકે જૂદી પડે છે. હજારો વર્ષો થયાં લગ્નની સંસ્થા ઉપર અનુભવના થોક બાઝે છે. છતાં તેની નવીનતા નષ્ટ નથી થઇ શકતી. દરરોજ વાજાંઓ, અને દરરોજ વેદિઓ દરરોજ સ્તોત્રો, અને દરરોજ યજ્ઞો—દરરોજ દેવળમાં ઘંટનાદ...તે છતાયે દરેક લગ્નમાં અનેરી મોજ નીતરતી દીસે છે. અનેરો આનંદ ઉજવાતો દેખાય છે. પરોક્ષ અનુભવથી એમાં રાત મજાતું નથી. નહિં તો નેટશેના કહેવા પ્રમાણે જગત વખતે ચાલત, અને દુનિયા ઉપર વીસમી સદીનો સૂર્ય ના ઉગત

લગ્નની સંસ્થા ટીકાકારની દ્રષ્ટિથી ના જોઇએ તો માલુમ પડશે કે તે દરેક દેશમાં અને દરેક સદીમાં તે એક સરખીજ છે. પરંતુ ઇતિહાસનું પરીક્ષણ એ પણ ખર લાવશે કે લગ્ન ઉપરની આપણી ભાવનાઓમાં પરિવર્તન થયા કરે છે. મ્હારો કહેવાનો ભાવાર્થ એટલોજ છે કે જો કે લગ્નનાં સામાન્ય રીતે વ્યાવહારિકઉલ્લાસ અને વ્યાવહારિકભાવના એક સરખી હોય છે છતાં મસ્તકે મસ્તકે આદર્શલગ્નની ભાવના તો જૂદીજ હોય છે. કાલના પરિવર્તન સાથે આ ભાવનામાં વૈજ્ઞાનિકઉત્ક્રાન્તિ છે કે નહિ તે જોવાનો અહિં પ્રયાસ નથી.

આ વિષય ઉપર મ્હારો દ્રષ્ટિકોણ શો નથી તે હું પ્રથમજ કહું મ્હારા વિચારો ફીલસુફોના નથી. તે કવિઓના નથી. પ્લેટો જેમ હું communism માં માનારો નથી. અને આર્ય કવિવર્યો તેમ હું ફક્ત આત્મ લગ્નમા પણ માનનારો નથી. તત્વજ્ઞાનીઓ જેમ, મ્હારા વિચારો જગતથી પર જઈ ખોટા સિદ્ધાંતો પ્રતિપાદન કરનારા નથી અને કવિઓ જેમ મ્હારા

વિચારો અશક્ય વાતો કરનારાએ નથી. હું પ્રથમથીજ કહીશ કે મ્હારી આદર્શ લગ્નની ભાવના વ્યાવહારિક છે. હું પોતે એ સિદ્ધાંતને માનનારો છું કે જે સિદ્ધાંત વ્યવહારને ઉચ્ચપદ આપે છે. એ સિદ્ધાંતને અંગ્રેજીમાં pragmatism કહેવામાં આવે છે. જ્યાં વ્યવહાર અને સત્ય મળે ત્યાંજ હંમેશ સાચો આનંદ સંભવી શકે અંતિમ તત્ત્વ જોવા જતાં વ્યાવહારિક તત્ત્વ આપણાથી દેખી શકાતું નથી. ગત અને આગામી જન્મના વાદો કરવામાં આપણે આપણું હાલનું દષ્ટિ, જીવંત, જીવન ભૂલી જઇયે છીયે. સ્વપ્ન-આદર્શોને લઇને આપણે આપણા વ્યાવહારિક અને ઉપયોગી આદર્શો ભૂલી જઇયે છીયે. જો કે હું ઓમર ખય્યામના સુખવાદનો અનુયાયી નથી; છતાંયે આ વિષયની ચર્ચામાં હું આગલા કે પાછલા જન્મને સ્થાન નથી આપી શકતો.

કોરા આત્મલગ્નના સિદ્ધાંતને પણ આ આદર્શ લગ્નની ભાવનામા ઉંચું સ્થાન નહિ મળે. આત્માના લગ્નની વાત મને ઘણી વેળા હાસ્યાસ્પદ લાગે છે વખતે એ દૃષ્ટિબિન્દુને માટે મ્હારૂં જ્ઞાન દોષપાત્ર યે હોય.

**લગ્ન એટલે શું ?**

પ્રાચીનકાળમા લગ્નની ભાવના હાલના જેટલી સચોટ ન્હોતી. લગ્નનો આદર્શ અપૂર્ણપણે પણ સમજાયો ન્હોતો. જે પ્રમાણે પશુઓ લગ્નમાં સમજે છે તેજ પ્રમાણે તેઓ સમજતા. લગ્નની પાછળ માનસિક એકતાનું દૃષ્ટિબિન્દુ ન્હોતું, પ્રેમ જેવી વસ્તુ અત્યંત પ્રાચીનકાળમાં સમજાયલી નહોતી. પસંદગી જેવી વસ્તુનો આવિર્ભાવ ન્હોતો. વંશવૃદ્ધિનો કાયદોજ તેઓના જીવન ઉપર રાજ્ય કરતો. વંશવૃદ્ધિની લાગણી દરેક વ્યક્તિમાં હોય છે; પરંતુ તે કાળમા તે જંગલીમાં જંગલીદશામાં એ નિયમ મનુષ્યજાતિમાં દષ્ટિગોચર થતો. આથી એટલું સ્પષ્ટ થાય છે કે વંશવૃદ્ધિનો નિયમજ આપણને લગ્ન તરફ કુદરતી રીતે વાળે છે. જેમ જેમ કાળ આપણામાં સુધારણા પ્રેરતો ગયો તેમ તેમ આ નિયમને આપણે વધુ મર્યાદિત કીધો. ઘણીયે નવીન ભાવનાઓના પડદા પાછળ એ નિયમને ઢાંકવા માંડ્યો. લગ્નથી માણસ વધુ કોમળ બને છે-તેનું દષ્ટિબિન્દુ પશુનું મટી માણસનું થાય છે તે પોતાનું કૃત્ય તથા તેનાથી થતા લાભ વધુ સાત્વિક દષ્ટિથી સમજી શકે છે-લગ્ન ફક્ત વંશવૃદ્ધિ માટે કે વડિલના પિંડસાતત્યને માટે નથી-લગ્ન ફક્ત પાશવ લાગણીની પૂરતીને માટે નથી-એ જાતની ભાવનાઓ મનુષ્ય હૃદયમાં જન્મ પામતી ગઇ. લગ્નથી મનુષ્યની કોમળ લાગણીઓ આવિર્ભાવ પામે છે, ફોરે છે, પાંગરે છે-લગ્નથી મનુષ્ય-જીવનમાં સરળતા આવે છે-તેનાથી Chaos ને બદલે Cosmos જગતમાં દેખાય છે મનુષ્યનું સાત્વિક અંતિમ ધ્યેય તાજું રહી શકે છે-ઉદારતા, કોમળતા અને એકતાનમયતા જીવનમાં ફોરે છે-જેમ જેમ સંસ્કાર અને શિક્ષણ વધતાં ગયાં, જેમ જેમ મનુષ્યની ભાવનાઓ આ વિષય ઉપર વધુ તિવ્ર અને સુંદર બનતી ગઇ; તેમ તેમ એકપત્નીવ્રતનો વાદ પણ પ્રચલિત થયો. મનુષ્યે સ્ત્રી ઉપરનો પોતાનો હક્ક શિથિલ કીધો લગ્ન પછીજ સ્નેહ નહિ પરંતુ લગ્ન પહેલાંયે સ્નેહ હોવો જોઇએ એવો વિચાર અસ્તિત્વમાં આવ્યો, "લગ્નને ખાતરજ લગ્ન" એ નિઃશંક થતું ભાસ્યું. 'એક કરતાં બે પ્રવાસીઓ ભલા, જીવનનો પંથ કારમો તેમાં અન્યોન્ય સાહાય્યને ખાતર દંપતિ જીવન, સ્ત્રી પુરૂષની સમાનતા અને સહકાર વિના નીરસ'-એવું એવું કવિઓએ ગાવા માંડ્યું અને આદર્શવાળાં, ભાવનાવાળાં દંપતિઓએ એ સૂત્રો જીવનમાં ઉતારવા પ્રયત્ન પણ આરંભ્યો. લગ્નને લીધે સ્વાર્થભાવના વધુ સાત્વિક થઇ-વધુ ઉદાત્ત થઇ.

આ સ્થાને લગ્નના વિષય ઉપર યુરોપિય ભાવના સમજવી પણ આવશ્યક છે. "યુરોપઅન ઘણી રીતે સુખાવાદમાં માનનારો છે. આગલા જન્મમાં કે આવતા જન્મમાં તેને બહુ શ્રદ્ધા નથી. 'આજ 'જગતમાં' જીવવાનું' છે. આગળ પાછળ અન્ધારૂં છેઃ આ જગતમાંજ આનંદ કરી લેવાનો છે. મૃત્યુ પછીની ચિંતા અસ્થાને છેઃ મૃત્યુ પછીની આશા હાસ્યજનક છે મૃત્યુ પછીના આદર્શ તરંગવત્ છેઃ મૃત્યુ પછીનું જીવન નશ્વર છેઃ આ જગતમાંજ પૂર્ણતા મેળવવાની છેઃ લગ્નની સંસ્થાને તે ધાર્મિક નહિ પરંતુ સામાજિક આંખે જુએ છેઃ લગ્નની ઉપયોગિતા તેની જરૂરિઆત છે; તેથીજ ફ્રાંસમાં જેઓને બે છોકરા કરતાં વિશેષ સંતતિ હોય તેને શિક્ષણખર્ચ રાજ્યની તિજોરીમાંથી અપાય છે. જીવનમાં સુખ છે ત્યાં સુધી તેને આનંદ દેખાય છે. સહન શક્તિમાં તે માનતો નથીઃ યુરોપમાં કેટલેક ઠેકાણે લગ્ન વખતે એમ બોલાતું હતું કે " I shall be faithful to you till you deserve my faith" ત્હારી યોગ્યતા પ્રમાણે ત્હારી (કે ત્હારો) વિશ્વાસપાત્ર રહીશ ન્હાની ન્હાની તકરારમાં તે છૂટાં છેડા લઈ શકે છે." મ્હારો આશય એ નથી કે દરેક યુરોપિય વ્યક્તિ આ વાદમાં માનનારી છે. પરંતુ તેઓના આધુનિક સમાજના બંધારણ ઉપરથી આ વાદની તારવણી કરી શકાય.

આર્યભાવના સિદ્ધાંતરૂપે ઘણી સુંદર છે. ધાર્મિકતત્ત્વ તેમાં સંપૂર્ણપણે દ્દષ્ટિગોચર થાય છે. જન્મોજન્મની ઝંખના કરતી બેલડીઓ જીવને જીવને સાથે મળે છે. જુના જન્મનો સ્નેહી નજરમાં ખડો થાય છે અવોભવ એ જ સ્નેહી યુગલ પાછું મળે છે-એ મિલનની પ્રાર્થનાઓ થાય છે. ભાવના જે આદર્શ, જે આત્મસંતોષ, જે પૂર્ણતા, જે ધાર્મિકતા આર્યોમાં રૂઢ થયેલી છે તે યુરોપવાસીઓમાં નથીજ એ નિઃસંદેહ વાત છે. પરંતુ આર્ય અને સ્મૃતિકારે, શાસ્ત્રકારે, કાયદાકારે સ્ત્રીને પુરૂષ કરતાં હલકી ગણી છે. સ્ત્રીને માટે કર્તવ્ય લેખ્યાં છે; પણ પુરૂષ માટે નહિ. પુરૂષને માટે હક્કો છે સ્ત્રીને માટે નહિ. સ્ત્રીને માટે જન્મોજન્મ એકજ સ્વામિ, પુરૂષને માટે એકજ જન્મમાં ગમે તેટલી સ્ત્રીઓઃ આર્યભાવનાની ચર્ચા આ લેખ માટે તો આટલીજ પૂરતી છે.

ત્યારે લગ્ન એટલે શું? આર્યભાવનાએ આલેખેલી રૂપરેખા પ્રમાણે ઉભી કરેલી સસ્થા તે લગ્ન કે યુરોપિય ભાવના પ્રમાણે? લગ્ન એ જરૂરિઆત ખરી; પરંતુ ધર્મ પણ ખરો. લગ્ન એટલે વ્યાવહારિક અને માનુષિક નિયમો પ્રમાણે સ્ત્રી અને પુરૂષોનો સહજીવન ગાળવા માટે પ્રયાસ.

**લગ્નના પ્રકારો.**

જુદી જુદી ભાવના પ્રમાણે આદર્શ લગ્નના પ્રકારો જુદા જુદા સંભવી શકે. મસ્તકે મસ્તકે જુદી ભાવના હોઇ શકે. આપણે તો ચાર મ્હોટા વિભાગો કરીનેજ આ વિષય તપાસીશું. લગ્નના પ્રકારોની બાબતમાં હું કોઈ પણ જાતની શાસ્ત્રીય ચર્ચા કરવા માંગતો નથી. આ નીચેના ચાર પ્રકારો મેં મ્હારા દ્દષ્ટિકોણ પ્રમાણે ગોઠવેલા છેઃ

**આત્મ લગ્ન.**

આત્મલગ્ન એ પહેલો પ્રકાર આત્મલગ્નમાં સ્નેહલગ્ન આવી જાય; પરંતુ દરેક સ્નેહલગ્ન કંઇ આત્મલગ્ન નહિ ગણાય. તે લગ્નમાં દંપતિ યુગલ એમ માને કે તેઓનો આત્મા એક છે અને તે ઘણા જન્મથી એકનામાં ચાલ્યો આવે છે, અને આવતા જન્મોમાં પણ એમજ થશે-જ્યાં લગી મોક્ષ મળે નહિ ત્યાં સુધી એ જાતનાં લગ્ન કરનાર એમજ માનતાં હોવા જોઇયે કે તેઓનો ભૌતિક સમ્બન્ધ તો વ્યવહાર પૂરતોજ છે. ખરી વસ્તુ આત્મા છે અને ખરાં લગ્ન આત્માઓનાં છે કે જેમાં લગ્ન સાથે દ્વૈતભાવ જતો રહે છે અને એકતા

સધાય છે. આત્મલગ્નમાં એ વ્યક્તિઓની પૂર્ણતા હોઇ શકે; કે જોઈયે. જન્મ એ માયા છે–જીવન એ માયા છે. ફેરાઓ છૂટતાં ખરૂં લગ્ન સધાશે ત્યાં લગી તો એ માર્ગ ઉપર પ્રયાણજ કરવાનું રહ્યું. એક પતિ અને એકપત્ની ભાવના ત્યાં સબળ અને અચળ હોય. સત્યવાન અને સાવિત્રીનો દાખલો કે રામ અને સીતાનો દાખલો આત્મલગ્ન સમજાવી શકે છે. આત્મા આત્માને ઓળખે છે એ વાદ ત્યાં માન્ય હોય આત્માને ખાતરજ શરીર–શરીર અંતિમ તત્ત્વ નહિ. આત્મલગ્નમા પ્રેમ કરતાં કર્તવ્યઃ વિશેષ આત્મલગ્નમાં પૂર્ણતા પામવાના પ્રયાસ થાયઃ સ્નેહલગ્નમાં અપૂર્ણતા ભૂલવાના પ્રયાસ થાય. આત્મલગ્નમાં વિશેષે કરી સ્નેહ ગંભીર હોય. સ્નેહલગ્નમાં તે ઉન્મત્ત હોય.

આત્મલગ્ન એ ધ્યેય ખરૂં. વ્યાવહારિક લગ્નની ભાવનામા એને પ્રથમ સ્થાન નહિ મળી શકે. એ અત્યંત શંકાભરેલું છે કે જ્યાં એ આત્માઓ જેવાં અસંભાવ્ય કોઇ લોકો એકતા અનુભવતા નિર્વાણ મેળવી શકે અને દિવ્ય ચક્ષુદ્વારા એકમેકના સુખની અવિભક્તપણે આંકણી કરી શકે.

**સ્નેહલગ્ન.**

બીજો પ્રકાર સ્નેહલગ્નનોઃ આદર્શવાળા, પ્રેમથી ઉભરાતા ભાવવાળા,-ઉન્મત્ત, આશાથી ભરેલા મનુષ્યોનો એમાં સંબંધઃ અપૂર્ણતાથી તેઓ ભરેલા છે ને તોયે અપૂર્ણતા તેઓને સાલતી નથી. નિર્વાણની તેમનામાં વાંછના નથી. શરીરવિનાના ધુમઆત્માની એકતાનો તેમાં સવાલ નથી. પ્રભુતા પામવાની ત્યાં આકાંક્ષા નથી. એકતાનમયતા માટે તેઓ તલપે છે. એકમેકને જોતાં તેઓ વ્યક્ત રીતે આનંદે છે. એકમેકના શરીરસ્પર્શમાં આહ્લાદ છે. ત્રુટીઓ જોઇને પણ વિસરી શકે છે. એકમેકનું હિત વ્યવહારિક રીતે તપાસાય છે. ઉન્મત્તતા તેઓનાં પ્રેમમાં છે, એકતાનમયતા તેઓના જીવનમાં છે, રસ તેઓના સંસારમાં છે.

**વ્યવહાર લગ્ન.**

હવે ત્રીજો પ્રકાર જોઇએ. આ જાતનાં લગ્ન ઘણાં સ્વાભાવિક છે. હિન્દુ સમાજમાં કે યુરોપિઅન સમાજમાં તો પ્રચલિત છે. આત્મા અને સ્નેહ એમાં ગૌણ છે. વ્યાવહારિક સુખનો લ્હાવો આમાં હોય છે. આ લગ્ન તે જગત નિયમને અનુસરી, વડિલોને હાથે કરાવેલાં લગ્ન અથવા પોતાને હાથે વ્યાવહારિક સુખ માટે કરેલાં લગ્ન. અહિં નથી આશા, નથી આદર્શ કે નથી હોંસ સ્નેહનો માનસિક ઉપભોગ આમાં થઇ શકતો નથી. આત્મસંતોષ કે સ્નેહ સંતોષ નથી. જગતના ચીલા ઉપર ચાલવાનો પ્રયાસ આત્મા બાજુ ઉપર મૂકાય.માનસિક સુખ નો વિચારજ નહિ. પ્રેમ આંતરિક નહિ. પ્રેમ હોય તો પ્રેમનું કારણ સમાગમ અને આવશ્યકતા.

**પૈશાચ લગ્ન.**

આ લગ્નમાં બધા વ્યાવહારિક સુખની પણ સંપૂર્ણ ઉપભોગના નથી. મનુષ્યમાં ઉદ્દ્ભવની પળતે પ્રસંગે આવકારદાયક અને સ્વાભાવિક નહિ તો પૈશુચ્ય અને અધમ એ લાગણી શિવાય બીજી કોઇ પણ લાગણી આ જાતના લગ્નમાં નહિ હોઇ શકે. હોંસ આશા, મર્યાદા, ભાવના કે ઉન્નત ભાવ એમાં નહિ.

આપણે જે ચાર પ્રકારો જોઇ ગયા તેમાં બે પ્રકાર સામેલ થઇ જાય છે. એક પ્રેમલગ્નનો અને બીજો લગ્ન પછી પ્રેમનો.

**પ્રેમલગ્ન.**

આમાં લગ્ન પહેલાં વ્યક્તિઓની ઓળખ પડે. લગ્ન પહેલાનાં સંવનન કાળનો અનુભવ થાય. પ્રેમને લીધેજ તેઓ લગ્નની ગાંઠથી જોડાય. ધર્મની ભાવનાથી નહિં પરંતુ સુખની ભાવનાથી ઘણું કરી આ લગ્ન સારૂં ફળ આપી શકે. પરંતુ આ લગ્ન સુખીજ થાય એવું કંઇ નથી. યુરોપમાં આ જાતનાં લગ્ન પ્રચલિત છે.

**લગ્ન પછી પ્રેમ.**

આ હિન્દમાં પ્રચલિત છે. લગ્ન પછી સ્નેહ સંબંધ થાય. ઉલ્લાસ અને આનંદ આમ ઘણા પ્રયત્ને આવે. વ્યાવહારિક દૃષ્ટિયે આ લગ્ન સુખી નિવડી શકે. સહવાસને લીધે પ્રેમ બંધાય. પરંતુ એ પ્રેમ વ્યવહારની છાયામાં ઢંકાઇ જાય.

**આદર્શ લગ્ન.**

પ્રથમથીજ આપણે જોયું કે લગ્ન એટલે વ્યાવહારિક અને માનુષી નિયમો પ્રમાણે સ્ત્રી પુરૂષનો સહજીવન ગાળવામાં પ્રયાસ. પછી આપણે લગ્નના પ્રકારોની રૂપરેખા દોરી. આ ઉપરથી આપણે આદર્શ લગ્ન એટલે શું એ જોઇએ. ધ્યેય એવું જોઇયે કે સમાજ તે સ્વીકારી શકે અને વ્યક્તિ તે પ્રમાણે અનુસરી શકે આ તપાસવા માટે મ્હારે ક્ષુદ્ર રૂઢિઓની ચર્ચાને દાખલ નથી કરવી. બ્રાહ્મણ અને વાણિયાનાં લગ્ન થાય તો તે આદર્શ લગ્ન ગણી શકાય કે નહિ? અથવા મનુ મહારાજ શું કહે છે. અને વાલ્મિકી શું કહે છે તે જાતની ચર્ચાને અહીં સ્થાન નથી. મ્હારે તો ભાવના લખવી રહી. કેટલાં કેટલા બન્ધનો સાથે તે સ્વીકારવી એ મ્હારૂં કામ નથી.

આદર્શ લગ્નની ભાવનામા આત્માનાં કરતાં, ધર્મનાં કરતાં, હું પ્રેમને ઉંચું સ્થાન આપું છું. આદર્શ લગ્નમાં આ પ્રેમ ઉન્મત્ત હોઇ શકે. લગ્ન થયા પછીનો સ્નેહ સ્વાર્થી હોય. તે પહેલાંનો ઉદાત્ત હોય, તેથી પ્રેમ-લગ્ન તે વધુ ઉંચા આદર્શવાળું ગણાય. લગ્ન પછી સ્નેહને શુદ્ધ અવકાશ મળતો નથી. એ જાતના સ્નેહમાં કટુતા અને વ્યવહાર આવી જાય છે. એ જાતના સ્નેહમાં એક જાતની દયામયતા છે. લગ્ન પહેલાંનો સ્નેહ, રસિક, ઉદાત્ત અને કોડભર્યો હોય છે. ખરો આનંદ એ સ્નેહમા છે. અન્યોન્ય ઓળખાય છે; એકમેકની ત્રુટીઓ જાણવાની મળે છે. હૃદયની ઉદારતા કેળવાય છે.

ઘણાઓનું એમ માનવું છે કે સ્ત્રી અને પુરૂષ બુદ્ધિશાળી હોવાં જોઇએ. જો એકજ બુદ્ધિનાં હોય તો આદર્શલગ્ન થઇ શકે શિક્ષણ કરતાં તો મને સંસ્કારમાં વધુ શ્રદ્ધા છે. એકમેકના સારા સંસ્કાર હોય તો શિક્ષણ, પ્રેમને માટે ખાસ ઉપયોગની વસ્તુ નથી.

મ્હારૂં એમ પણ માનવું છે કે પુરૂષમાં બુદ્ધિ પ્રધાનપદે હોવી જોઇએ. અને સ્ત્રીમાં હૃદય પ્રધાનપદે હોવું જોઇયે. તો લગ્ન વધુ આદર્શવાળું થઇ શકે. સ્ત્રી અને પુરૂષમાં પ્રકૃતિએ ભિન્ન ભિન્ન ભાવ પ્રધાનપદે મૂક્યા છે એ લાગણીઓનેજ કેળવ્યાથી આદર્શ તરફ પહોંચી શકે. હું માની શકતો નથી કે એક અભણ પતિ; અને શિક્ષિત પત્નીના લગ્ન આદર્શવાળાં થઇ શકે.

આદર્શ લગ્નમાં હંમેશ ઉદારતા જોઇયે. અસમાનતા ભૂલવી જોઇયે. સમાનતા વિના સ્નેહ નથી અને સ્નેહ વિના આદર્શ લગ્ન નથી. આદર્શ લગ્નમાં સ્પર્ધા હોતી નથી, પણ સહકાર હોય છે. ન્યૂનતા માટે તિરસ્કાર હોતો નથી. પરંતુ ન્યૂનતા પૂરવા માટે ત્યાં નૈસર્ગિક લાગણી થાય છે. લગ્નમાં સ્ખલનો ગેરસમજથી થાય છે ગેરસમજો ઉદારતાને લીધે ભૂલી જવાય.

પુરૂષ સ્ત્રીનું સ્થાન મેં કહ્યું તે પ્રમાણે સમાન છે. જ્યાં સમાનતા સ્વીકારાય નહિ ત્યાં આદર્શ લગ્ન સંભવી શકે નહિ. સ્ત્રી પુરૂષનું આન્તરિક ધ્યેય પ્રેમ છે. એ પ્રેમ લગ્નમાં ફળે છે, ફોરે છે. ત્યાં સહકાર સધાય છે, સહયોગ ફળે છે. તેઓનું જીવનમાં એકજ સ્થાન છે—સ્નેહ તે સ્થાન ટકાવી રાખે છે—સમાનતા વિના સ્નેહ શુદ્ધ સ્વરૂપે પ્રકાશી નથી શકતો.

આદર્શ લગ્નમાં ધાર્મિકતત્ત્વને પણ સ્થાન

મળી શકે. ધર્મને લીધે પ્રેમમાં ગંભીરતા અને અચળતા આવે છે. લગ્ન એટલે સમાજ ઉપર ઉપકાર કરવો એમ નથી. સામાજિક લગ્નમાં કટુતા આવે છે.

આદર્શ લગ્નની ભાવનામાં આપણે જોયું તે પ્રમાણે, સમાનતા, સંસ્કાર, એકતાનમયતા, ઉદારતા અને સ્નેહ આવશ્યક છે.

'લગ્નના સહજીવનના સ્નેહ વિના ચાલી શકતું નથી.' સ્નેહ સંસ્કારીઓને શોધે છે. સમાનતા વિના સ્નેહ અચળ થઇ એકતાનમયતા વિના સ્નેહનું ઓજસ ઉતરી જાય છે. ઉદારતા વિના વ્યાવહારિક જીવનમાં કટુતા આવે છે. ત્યારે આટલું જોયા પછી આદર્શ લગ્ન એટલે,—સ્નેહ, સંસ્કારિતા, ઉદારતા, એકતાનમયતા ઇત્યાદિ વ્યાવહારિક અને માનુષિક નિયમો પ્રમાણે સ્ત્રી સહજીવન ગાળવાનો પ્રયાસ."

# જીવન કેમ જીવાય?

લેખકઃ શ્રીયુત નાનાલાલ દલપતરામ પટેલ.

( આશાવરી )

જીવન કેમ જીવાય?
સખિરિ! જીવન કેમ જીવાય?

વ્હાલાવિહોણા મમ અંતરમાં, ભડભડ ભડકા થાય;
વિરહાનળ પ્રગટ્યો મહા વેરી, કેમ કરી હોલાય?
સખિરિ! જીવન કેમ જીવાય?

નિશદિન નિદ્રા ના'વે નયનમાં, "પિયુ પિયુ" જાપ જપાય;
આંખે આવણને ભાદરવો, ઉર અકળામણ થાય;
સખિરિ! જીવન કેમ જીવાય?

આમ્રપટામાં કોયલ ટહુકે, વાયુ વસન્તના વાય;
પ્રીતમ કેરા પ્રેમલ ટહુકા, ઉર ઉંડાણે સુણાય;
સખિરિ! જીવન કેમ જીવાય?

વ્યોમે વિહરતો શિતળ સુધાંશુ, વરસે તેજલ ધાર;
કોણ ઉજાળે મમ અંતરને? છાયા ગાઢ અંધાર;
સખિરિ! જીવન કેમ જીવાય?

જીવન કેમ જીવાય?
સખિરિ! જીવન કેમ જીવાય?



# ઉદ્ધાર.

લેખક: શ્રીયુત "જલધર."

"હું ગરીબ છું. દયા કરો. ત્રણ ત્રણ દિવસના ઉપવાસ છે. નથી ખાવા ઠેકાણું કે નથી રહેવા ઠેકાણું. હું નિશાળમાં માસ્તર હતો પણ અધિકારીઓની ખટપટને લઇને રખડતો થઇ ગયો છું. એક વરસથી આ રીતે..."

ભીખારી જેવા દેખાવનો પુરુષ એક બંગલા આગળ બોલી રહ્યો હતો. બંગલાની આગળના બગીચામાં વકીલ સાહેબ ગરમ હાફકોટના ગજવામાં હાથ અને મ્હોંમાં ચિરુટ રાખી ટેલતા હતા.

ભીખારીએ ચાલુ રાખ્યું.

"અહીંથી પચ્ચીસ ગાઉ ઉપર એક ગામમાં મને નોકરી મળે તેમ છે પણ ત્યાં પહોંચવાના પૈસા નથી. મદદ માગતાં શરમાઉં છું પણ સંજોગો ફરજ પાડે છે."

તેની વિચિત્ર ટોપી જોઇને વકીલ સાહેબને સાંભર્યું.

"ત્હને મેં ક્યાંઇક જોયો છે,...હા— થોડા દિવસ પહેલાં મને રસ્તે મળ્યો ત્યારે તો તું કહેતો હતો કે તું ગરીબ વિદ્યાર્થી છે. યાદ છે ?"

"નહીં. સાહેબ ! હું શિક્ષકજ હતો. કહો તો ખાત્રી આપું."

"તદ્દન જુઠું ! તું વિદ્યાર્થી હતો એટલુંજ નહીં પણ તને નિશાળમાંથી કહાડી મુક્યો છે એમ પણ કહેતો હતો."

વકીલ સાહેબ જરા લાલ થયા, અને તિરસ્કારથી તે ભીખારી સામે પીઠ ફેરવી.

"આ અપ્રમાણિકતા છે એટલુંજ નહીં પણ છેતરપીંડી છે. ગરીબ હો કે ભૂખે મરતા હો તેથી કાંઇ બેશરમ જૂઠાણું બકવાનો હકક નથી મળતો !"

તે ભીખારી પકડાયલા ચોર જેટલો ઝંખવાણો પડી ગયો. તે જેમ જેમ પોતાનો બચાવ કરતો ગયો તેમ તેમ વકીલ સાહેબ વધારે ગુસ્સે થતા ગયા પોતાની દયાનો દુરુપયોગ તેને અસહ્ય લાગ્યો.

કંટાળીને ભીખારીએ પોતાની નિર્દોષતા અને સચ્ચાઇ સાબીત કરવાની મહેનત છોડી દીધી.

"સાહેબ હું વિદ્યાર્થી નહોતો તેમ શિક્ષક પણ નહોતો હું નાટકીઓ હતો અને અતિશય દારૂ પીવા માટે મને કહાડી મુક્યો છે. હું જૂઠું બોલતો હતો પણ તે સિવાય રસ્તો શું ? સાચું બોલું તો મને મદદ કોણ કરે ? આપની વાત સાચી છે; પણ હું શું કરું ?"

આ ઉદ્ગારોથી વકીલ સાહેબ મનમાં જરા ખુશ થયા. પણ ક્રોધની મુદ્રા છતાંય ચાલુ રહી.

"શું કરે કેમ ? કર કામ..."

"મને કામ કોણ આપે ?"

નૈતિક સિદ્ધાંતો એક ચારિત્ર્ય હીનને

શીખવવાનો આનંદપ્રદ પ્રસંગ વકીલ સાહેબને લાધ્યો હતો. તેમનું માથું ગૌરવથી ઉંચું થયું. તેમના મુખે વધારે ગાંભીર્ય ધર્યું "કામ કરવું હોય તેને ગમે ત્યાં કામ મળે. પણ તું આળસુ અને દારૂડીયો છે. જૂઠું બોલવા સિવાય તું કશું કરી શકે નહીં કામ કરવું પડે ત્યારેપણ વગર મહેનતનોજ ધંધો શોધે. શારીરિક મહેનતમાં તો તને શરમ થાય કેમ ?..."

"શારીરિક મહેનતના કામો પણ તે કામના અનુભવીનેજ મળે છે. મ્હારા જેવાને તો ઉભો પણ કોણ રાખે ?"

"એ તો ફક્ત એક બ્હાનું છે. ચાલ લાકડાં ફાડવા તૈયાર છે ?"

"ખુશીથી"

વકીલ સાહેબે સરલાને બોલાવી. તે ભીખારીને લાકડાં ફાડવાનું કામ આપવા કહ્યું.

ભીખારી નાખુશ પગલે ચાલ્યો. તેણે લાકડાં ફાડવા કબૂલ્યું, તે કામ ખાતર કે પેટની ખાતર નહીં પણ શરમના માર્યો કબુલ્યું હતું. તેના શરીરમાં જરાપણ તાકાત રહી નહોતી. દારૂએ તેને રહેવા દીધી નહોતી.

સરલા ગુસ્સે હોય તેમ લાગ્યું. વકીલ સાહેબે ધાર્યું કે તેણે કરેલી સ્હા થંડી પડી હશે.

સરલા ભીખારીને લાકડાના ઢગ પાસે લઇ ગઇ. પાસે એક કુહાડી નાખી. તે ભીખારીએ બહુ સંભાળથી એક બે ઘા કર્યા પછી એક ટુકડા ઉપર લમણે હાથ દઇ બેસી ગયો. ઉંડા વિચારમાં પડ્યો.

× × ×

વકીલ સાહેબનો ગુસ્સો તો ક્યારનોયે ઉતરી ગયો હતો તેને સ્થાને એક પ્રકારનો આત્મસંતોષ તે અનુભવી રહ્યા તેમણે ઉંચ્ચટ એકાદ રખડતા દારૂડીયાને રસ્તે ચડાવવાનું શુભ કાર્ય કર્યું હતું.

હવે તો ભીખારી રોજ કામ કરવા આવતો તેને રોજ જૂદુ જૂદુ કામ કરવાનું સુપ્રત થતું અને મજૂરી મળતી.

એક દિવસ વકીલ સાહેબે ખુશ મિજાજથી તેને પાસે બોલાવ્યો તેના વર્તન માટે પોતાનો સંતોષ પ્રકટ કર્યો.

"તને લખતાં આવડે છે" ?

"હાજી"

"ત્યારે હવે તને વધારે સહેલું કામ આપીશ પણ મહેનત સામે હવે અણગમો બતાવીશ નહીં જા આ ચીઠ્ઠી મ્હારા મિત્રને પહોંચાડી આવ"

ભીખારી કાગળ લઇને ગયો. પછી ફરી મ્હોંજ બતાવ્યું નહીં

બે વરસ ત્યાર પછી વીતી ગયાં.

એક દિવસ એક નાટકશાળાને દરવાજે સ્વચ્છ અને સાદાં કપડાંમાં વકીલ સાહેબને તે મળ્યો તેના હાથમાં ઓરચેસ્ટ્રાની ટીકીટ હતી.

વકીલ સાહેબની ખુશીનો પાર રહ્યો નહીં તેની સાથે તેમણે શેકહેન્ડ પણ કરી. અને માનપૂર્વક પૂછ્યું.

"કેમ હવે શું કરો છો!"

"હવે તો હું સુખી છું અને માસ્તર થયો છું, બસો રૂપીયાનો પગાર પણ મળે છે"

"ઘણું સારૂં હવેજ તમને મારી સલાહની કીંમત સમજાઇ હશે. મારી સલાહ ન માની હોત તો અત્યારે ઓરચેસ્ટ્રાના દરવાજા પાસે હોવાને બદલે અંદર કોઇક હલકો પાઠ કરવા તમે ઉભા હોત અથવા દારૂથી બેફામ બની કોઇની ગાળો ખાતા હોત."

ઉત્તરમાં ભિખારી ફક્ત થોડું હસ્યો.

"તમને મ્હારાં વચનો સાચાં લાગતાં દેખાતાં નથી. હોય સંભારજ એવો છે; છતાં એક દારૂડીયો એક્ટર ટૂંક મુદતમાં પ્રતિષ્ઠિત શિક્ષક બને એ મારે ખરેખર ઈશ્વરનો આભાર

માનવા જેવું છે." વકીલ સાહેબના આ શબ્દોમાં બેકદર માણસો માટેનો કચવાટ સ્પષ્ટ હતો.

"આપ મને માફ કરશો પણ મારે ખુલાસો કરવો જોઇએ કે હું માસ્તરજ હતો. આપની પાસે મેં વાત કરી તે અક્ષરશઃ સાચી હતી. ખટપટથી મ્હને કહાડયો ત્યાર પછીજ મેં દારૂ પીવા માંડયો હતો. પણ આપ એ માનવાના નહોતા એટલે બીજી વાત મેં જોડી કહાડી એટલેજ આપને દયા આવી અને આપે જે કર્યું તે માટે હું આપનો આભાર માનું છુ."

"જો હકીકત એ છે તો મારો ઉપકાર શા માટે માનો છો"?

"કેમકે ખરો ઉપકાર તો મારે સરલાબાનો માનવાનો છે કેમકે તેમ ન કર્યું હોત તો હજુએ હું ઢોંગી એક્ટર કે ઢોંગી વિદ્યાર્થી હોત. તેમણેજ મને બચાવ્યો છે અને રસ્તે ચડાવ્યો છે."

"એમ? કેવી રીતે?"

"હું તમારે ત્યાં લાકડાં ફાડવા આવતો ત્યારે સરલાબા પ્રથમ ગાળો દેતાં અને ચ્હીડાતાં પણ અંતે તેમની આંખમાં આંસુ ઉભરાતાં. હું નરકમાં જઇશ એમ કહેતાં પણ એ વાક્યથી મ્હારા કરતાં તો તે વધારે દુઃખી થતાં. સૌથી મુખ્ય વાત તો એજ છે કે મારાં લાકડાં પણ તેજ ફાડી આપતાં. મેં તો એકેય લાકડું ફાડયું નથી. મારૂં બધું કામ તેમણેજ કર્યું છે, હું સમજી નથી શકતો કે તેમની નજર પડતાં હું કેમ દારૂડીયો મટયો. અને આખું જીવન બદલ્યું. તેમણેજ મને બચાવ્યો એ વાત હું કદીજ ભૂલી શકીશ નહીં......"

ત્રીજી ઘંટડી થઇ અને બન્ને નાટક જોવા ગયાં. ×

---

× મૂળ રશિયન વાતનો અનુવાદ.



બાપ-મદન તું ગયે વર્ષે નપાસ થયો હતો, અને પાછો આ વખત પણ નપાસ થયો! કેવું ખરાબ કહેવાય! એનું કારણ શું?

મદન-પરીક્ષકોએ ગયા વર્ષવાળાજ સવાલ ફરીથી પુછ્યા, તે હું શું કરૂં?

× × × ×

પ્રોફેસર-મારા સવાલથી તમે ગુચવણમાં પડયા છો?

વિદ્યાર્થી-ના, રે સાહેબ તમારો સવાલ તો તદ્દન સ્પષ્ટ છે. માથાઝીક બધી છે તે જવાબનીજ છે!

× × × ×

સુરેશ (પાણીમાં પડેલો)-ઓ, મા, શું હું મરી જઈશ? તમારા સુરેશને કોઇ પાણીમાંથી કહાડશે નહિ?

પાસે ઉભેલો અજાણ્યો છોકરો-ઉભો રહે હું તારી માને એ પૂછી આવું!




લેખક: શ્રીયુત " રાજહંસ."

ઘરની દુર્બળ સ્થિતિને લીધે દર વખતના નિયમ પ્રમાણે બ્હેન ભાઇને ઘેર કંઇક આશાએ હોંશ ભેર ચાલી આવી. તેની ભાભી તથા છોકરાં સારૂં સારૂં ખાઇ નિવૃત્ત થયા હતાં ને સાંતીએ ગએલા ભાઇને પણ એ મિષ્ટ વાની ભાત તરીકે પહોંચી ગએલી.

દર વર્ષે આ દિને નણંદ આવતી હોવાથી આ વખતે તેને કંઇ વિશેષ આનંદ ન થયો. નવાઇ ફક્ત એટલીજ કે દિવસની યાદ ન રહેવાથી ભાઈ ખેતર પોતાને કામે ગએલો.

મ્હોં ઉપર હેતનો ઉભળકો લાવી ભાભી બોલી " આવો બ્હેન ! આજ તો કંઇ યાદ ન રહેવાથી તમારા ભાઇ સવારના ખેતર ગયા છે ! હશે ! એ બ્હાને તમારાથી આજનો દિવસ અહિં રહેવાશે ! તમે ક્યારે આજ રોજ આવો છો ? " નણંદને હારી તેણે પોતાની મોટી પુત્રીને બોલાવીને કહ્યું.

" બેટા રતન ! ઘણા દીવસથી અરણીનાં ઢોકળાં ખાધા નથી. ને આજે બહુ વખતે ફઇ આવ્યાં છે તે અરણી લઇ આવ !"

રતન ઉઠીને વાડામાથી અરણી લાવી. ઢોકળાં બનાવ્યાં ને નણંદને હેતથી પીરસી સંતોષી. ભાઇની ગેરહાજરી બ્હેનને સાલી જ્યાં જે મળ્યું તે આનંદથી જમી બ્હેન જવા તૈયાર થઇ. ભાભીએ રહેવાને બહુએ આગ્રહ કર્યો પણ બ્હેન ન રહી ને પાસેના ગામમાં આવેલા પોતાને સાસરે જવા તૈયાર થઇ !

ગામને શીમાડેથી એક ધ્યાને જોશ ભેર ચાલી જતી બ્હેન પાસેનાજ ખેતરમાં કામ કરતા ભાઇને ન જોઇ શકી કે ન ભાઇ બ્હેનને.

થોડીજ વારમાં વાદળી ચઢી ને આકાશ ઘેરાયું. વરસાદનાં છાંટા પડવા લાગ્યા. પોતાના વીરા ઉપર અંતરની આશિષઅમી છાંટતી બ્હેન વધારે જોરથી ચાલવા લાગી. ને અંતરનો ભાવ મુખદ્વારા બહાર આવ્યો.

" વરસજે વાદળી વીરના ખેતરમાં,
બ્હેનના પેટમાં અરણીનાં ઢોકળાં."

અંતરના અવાજે ભાઇનું ધ્યાન ખેંચ્યું ને આકાશમાંથી વરસતી વાદળીની સાથે બ્હેનના હૃદયાકાશમાંથી વરસતી સ્નેહવાદળીના આશિષવારિનો સજળનયને માથું નમાવી બંધુએ અંગીકાર કર્યો.

પણ બીજીજ ક્ષણે પોતાની સ્ત્રી ઉપર તેને ક્રોધ આવ્યો. પસલીને દિને આવેલી બ્હેનને અરણીનાં ઢોકળાં ખવડાવીને બોલાવવાની હિંમત માટે તેને પત્ની ઉપર તિરસ્કાર આવ્યો. બ્હેન વરસતે વરસાદે પોતાને ગામ પહોંચી ને ભાઇ સાંતીનું કામ પુરૂં કરી, રાતે ઘેર આવ્યો. ને પોતાની સ્ત્રીને એક બનાવટી વાત કહી.

" આજે તારા પીયરથી કાગળ આવ્યો છે. તેમાં લખ્યું છે કે, તારા ભાઇનાં બન્ને ઘર બળી ગયાં છે, ને ખાવા તેમજ પહેરવા

કંઇ રહ્યું નથી, તેથી તેમને મારે તારે જે આપવું હોય તે આપ. જેથી ત્યાં જઇને આપી આવીએ. "

પોતાના પીયરની આ સ્થિતિ સાંભળીને સ્ત્રીએ રડારોળ કરી મૂકી ને આખું ઘર આપી ન દેવાય એટલા પુરતુંજ રાખીને બાકીનું ઘણું ખરૂં આપી દીધું. ઘીના ઘાડવા, તેલના ડબા, ઘઉં, ચોખા, દાળ, મશાલા, ગોળ, ખાંડ, સાકર, કપડાં, ને આ ઉપરાંત, દોહી પીવા એક કાળી ગાય આપી, ને થોડાક રૂપીઆ હાલ તુરત શરૂઆતની ખરચી માટે આપ્યા. જે તેણે પોતે ખાનગી શીલીકમાં રાખ્યા હતા. બધું લઇને ભાઇએ બ્હેનના ઘર તરફ ગાડું હંકાર્યું! ઘણે દિવસે પોતાને ઘેર ભાઇને આવેલો જોઇને બ્હેન ઘેલી બની ને કોઇ પણ રીતે ભાઇને સંતોષવા બગલમાં પીત્તળની તાસળી છુપાવી વેપારીની દુકાને જવા લાગી. બ્હેનના ઘરની સ્થિતિની ભાઇને ખબર હતી. તેથી તેણે બ્હેનને જતી અટકાવી ને ગાડા પાસે લઇ જઇ કહ્યું.

" આ બધું હું તારી પસલી તરીકે આપવા આવ્યો છું. બ્હેન! આ બધું ઉતાર્યા પછી તને જેની જરૂર હોય તે બજારમાંથી લાવજે. "

ગાડામાંની વસ્તુઓ ઉતારતાં બ્હેનનું હૈયું ભરાઈ આવ્યું ને બંને ભાઇ બ્હેન સજળ નયને એક બીજા સામું જોઇ થંભી ગયાં.

દિવસ વિત્યો, રાત પડી ને ભાઇને વળાવવા બ્હેન પાદર સુધી આવી. અંતરની આશિષ આપી બ્હેન વળતી હતી. ત્યાં ભાઇએ બોલાવી પોતાના કપડામાં છુપાવેલી પૈસાની કોથળી બ્હેનના હાથમાં મૂકીને કહ્યું:

" વીરની પસલીનો ખરો ભાવ આજે ઇશ્વરે અનુભવરાવ્યો છે. તેવો જાળવાવી રાખે ને ભાઇને આશિષ દેવા બ્હેન અખંડ અહેવાતણ સાથે લાંબું આયુષ્ય ભોગવે એવી અંતરની ઇચ્છા સાથે આ ભાઇની નજીવી ભેટ સ્વીકારજે. "

જડવત્ બંને ઉભાં રહ્યાં, જાગ્યાં ને બંને પોતાને પંથે પળ્યાં. પાછું વાળીને જોવાની શકિત પણ એકેયનામાં નહોતી.

બ્હેનની એકજ દિવસની આશિષ માટે ઘરનો ઝઘડો વ્હોરવાનું સામર્થ્ય પણ જગ કેળવે છે, બ્હેનની એકજ દિવસની આશિષમાં જો એવું કંઇ અજબ જોમ હોય તો અખંડ આશિષની શી વાત!



## સાભાર સ્વીકાર:

**રંગુ સમાચાર** ( રંગુન ) પુસ્તક ૮૦ મું; અંક ૪૮ થી ૫૪ તંત્રીઃ શ્રીયુત મણીભાઈ રણછોડજી દેસાઇ, પલસાણાકર વાર્ષિક લવાજમઃ રૂ. ૬–૬–૦

**વાયદા મિત્ર** ( મુંબાઇ ) પુસ્તક ૫ મું; અંક ૮મો તંત્રીઃ શ્રીયુત રામલાલ ચુનીલાલ મોદી. પ્રકાશકઃ વાયદા યુનીઅન એસોસીએટી મુંબાઇ, વાર્ષિક લવાજમઃ રૂ. ૩–૦–૦

**ભદ્રી હિતેચ્છુ** ( મુંબાઇ ) જુન અંક તંત્રીઃ શેઠ પુરષોત્તમ વિશ્રામ માવજી, જે. પી. વાર્ષિક લવાજમઃ રૂ ૨–૮–૦

**તોપ** ( સુરત ) : ગર્જના ત્રીજી; ધડાકા ૧–૨. તંત્રીઃ શ્રી ઇશ્વરલાલ એમ. વીમાવાળા વાર્ષિક લવાજમ : રૂ. ૩–૦–૦.

**મંથન** ( અમદાવાદ ) : પુ. ૧લું; અંક ૨ જો. તંત્રી : શ્રી. મંજુલાલ સાકરલાલ દેસાઇ. વાર્ષિક લવાજમ : રૂ. ૨–૮–૦

**યૌવન** ( અમદાવાદ ) : વર્ષ ૧ લું; અંક ૩ જો તંત્રી : શ્રી. વૈદ્ય રણછોડલાલ ધરમચંદ પરીખ વાર્ષિક લવાજમ : રૂ. ૩–૦–૦

**વાર્ષિક અહેવાલ**, મ. સૌ. અતિલક્ષ્મી ફ્રી લાઇબ્રેરી ( અમદાવાદ ) નો સંવત ૧૯૮૦–૮૧.




લેખક: શ્રીયુત ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા.

## પ્રકરણ એકતાલીશમું.

### દિલ્હીમાં.



પાંડવોનું પુરાણું રાજનગર, ભારતના ઇતિહાસનું મુખ્ય રંગક્ષેત્ર અને હિંદની પ્રાચીન જાહોજલાલી, પ્રાચીન ભાવનાઓ, પ્રાચીન મહત્તા ને પ્રાચીન સંસ્કૃતિનો સાક્ષાત્કાર કરાવતું દિલ્હી શહેર જોઈ મનહરલાલ બહુ ખુશ થયો. એ ઘડી પોતાનાં સર્વ દુઃખો ભૂલ્યો. દિલ્હી વિષે ઇતિહાસમાં બહુ વાંચ્યું હોય, દિલ્હીમાં બદલાતી રાજધાનીઓની ખટપટો વિષે વિવિધ બાજુથી સાંભળ્યું હોય, દિલ્હી મેળવવા માટે થયેલા પ્રયત્નોના યુદ્ધોના વર્ણનોનો બહુ બારિકીથી અભ્યાસ કર્યો હોય પણ દિલ્હીનું સાક્ષાત દર્શન થતા એ વાંચેલું, સાંભળેલું અને અભ્યાસમા ઉતરેલું બહુ સાધારણ અધૂરું લાગે છે. મનહરલાલને આ જાતની ભાવના એક ક્ષણ થઇ આવી. બીજી ક્ષણે દિલ્હીના દર્શનથી તેનામા વિચાર સ્ફુર્યો કે ભલે પરદેશીઓ અગણિત પ્રયત્નો કરે પણ ભારતમાં મોગલ શહેનશાહને જે ઘર બનાવ્યું છે તેની બરાબરી કરતા તેમને બહુ વાર લાગશે. દિલ્હીનો લાલ કિલ્લો, દિલ્હીની મસ્જીદ, દિલ્હીનો દિવાનેઆમ ને દિવાનખાસ તથા અન્ય પ્રાચીન શિલ્પકળાનું સૌન્દર્ય જોઇ મનહરલાલ મુગ્ધ બન્યો. ભારતવર્ષનું આ કલા-સૌન્દર્ય જોતા પ્રાચીન ભારત કેવું હશે તેનાં સ્મરણો તેના મનમાં ખડાં થયાં.

રાજકોટ છોડી દિલ્હી આવતાં મનહરલાલને વસમું લાગ્યું. સ્વદેશમાં સ્વતંત્ર જીવન ગાળનાર આજે પરદેશમાં પરતંત્ર બન્યો. નોકરી તરફ તિરસ્કારથી જોનાર મનહરલાલે સરકારી નોકરી સ્વીકારી ધીરજથી જે આવે તે સહન કરી લેવું એમ મનહરલાલ સમજતો હોવાથી અત્યારે પોતાની સ્થિતિમાં જે સંજોગ આવે તે સ્વીકારી લેવા તે તૈયાર થયો. દિલ્હી આવ્યા પહેલાં રસ્તામાં વૃંદાવન બાગ, પોતાની પ્રેમાળ પત્ની ને સંસ્કારી બ્હેન યાદ આવતાં હૈયું ભરાઈ આવ્યું, પણ દિલ્હી જોતાં ને ક્ષણભર એ ભાવનાઓથી મુક્ત થયો. દિલ્હીના સૌન્દર્યે તેનાપર જાદુઇ અસર કરી.

આ એજ ભુમિ કે જ્યાં પાંડવો રણક્ષેત્રમાં મસ્ત હતા. આ એજ ભૂમિ કે જ્યાં કૃષ્ણ એક રાજદ્વારી પુરુષ તરીકે પાંડવોના પક્ષ તરફથી કૌરવો પાસે રાજ્યભાગની માગણી કરવા આવ્યા હતા, આ એજ ભૂમિ કે જ્યા સમગ્ર જગતને કર્મયોગનો પાઠ શીખ-

વતી ગીતાજીની મોંઘામૂલી દીક્ષા અર્જુને શ્રીકૃષ્ણ પાસે લીધી હતી, આ એજ ભૂમિ કે જ્યાં રજપુત કુલમણિ પૃથ્વીરાજનું ક્ષાત્રત્વ શોભતું હતું, આ એજ ભૂમિ કે જ્યાં મહાન મોગલ સમ્રાટ્ અકબરે હિંદુ મુસલમાનની એકતાનાં સ્વપ્નાંઓ અનુભવ્યાં હતાં, આ એજ ભૂમિ કે જ્યાં સૌન્દર્યની મૂર્તિ નૂરજહાનનું સૌંદર્યતેજ તપતું હતું અને આ એજ ભૂમિ કે જ્યાં મહાન પત્નીભક્ત શાહજહાંની પત્ની મુમતાજનું હૃદયતેજ પવિત્ર યમુનાને કાંઠે પ્રેમના પ્રકાશ ફેંકતું હતું એ વિચારોએ મનહરલાલના શરૂઆતના દિવસો બહુ આનંદમાં ગયા. નોકરીના કાર્યક્રમથી પરવારી તે હંમેશાં દિલ્હીનાં દશ્યો જોવા ચારે તરફ ફરતો. જ્હેને અંગેઅંગ રસિકતા ઉછળતી, જ્હેની વાતેવાતે શરાતન સ્ફૂરતું, જ્હેના પ્રસંગે ઇતિહાસના પાનાં ઉકેલાતાં–એવાં દિલ્હીનાં સ્ત્રી પુરુષો મનહરલાલને બહુ આકર્ષક લાગ્યાં. તાનસેનની સંગીતભૂમિમાં સંગીતની ધૂન દર રાત્રિએ જામતી મનહરલાલે સ્થળે સ્થળે જોઇ.

આજે ફરતાં ફરતાં તે દિલ્હી શહેરમાંથી યમુનાના ભાગ તરફ નીકળી આવ્યો. પૂર્ણિમા હતી, તેથી યમુનાને કાંઠે જઇ કુદરતનો આનંદ લૂંટવાની ત્હેની ઇચ્છા થઇ. જતાંજતાં ત્હેની અજાયબી વચ્ચે ખુલ્લા મેદાનમાં એક મ્હોટી સભા મળેલી દેખાઇ. દિલ્હીના લોકો માત્ર ખાવા પીવામાં, ઓઢવા પહેરવામાં, સૌંદર્યની સામગ્રી યોજવામાં-ને સંગીતમાં જ રસીયા છે એમ ત્હેને ક્ષણભર લાગ્યું હતું; પણ આ સભાથી ત્હેને લાગ્યું કે દિલ્હીના લોકો મ્હોર જીવનમાં પણ બહુ ઉત્સાહભર્યો ભાગ લે છે.

સભાસ્થાનમાં આવતાં ત્હેને આનંદ થયો.

" અરે આ તો ભૂજંગપુરમાં જોયેલા ગુરૂદેવ ! " એમ ત્હેનાથી જોરથી બોલાઇ ગયું. આજની સભાના મુખ્ય વક્તા ગુરૂદેવ હતા. સેવાના સન્ત તરીકે શોભતા ગુરૂદેવના પ્રભાવશાળી વ્યક્તિત્વે આખી સભાને વશ કરી લીધી હતી. ગુરૂદેવ આજે હિંદીમાં બોલતા હતા. ત્હેમની વકતૃત્વશકિતથી લોકોમાં અજબ ઉત્સાહ પ્રકટ્યો હતો. હાલની સ્થિતિપર બોલતાં ગુરૂદેવે જ્યારે ' ચા ' ના વ્યસન વિષે ટકોર કરી ત્યારે સભામાંના કેટલાકો ઉભા થઇ ગયા. વ્યસન એ ગુલામી છે એમ સર્વને લાગ્યું. કેટનાક વ્યાપારીઓએ ચા નહિં વેચવાની, કેટલાકોએ પોતે ચા પીવી નહિં ને બીજાઓને પણ પાવી નહિં એવી વિવિધ જાતની પ્રતિજ્ઞાઓ લીધી. કેટલાકોએ તે ને તે વખતે ચાના ડબ્બાઓ મંગાવી યમુનાને કાંઠે ચાને અગ્નિસંસ્કાર કરાવ્યો. ભાવનાનું સામ્રાજ્ય જામ્યું અને સર્વ કોઇ ચાના વ્યસનથી મુક્ત થવા તૈયાર થયા. દેશમાંથી ગોરસની મીઠી ભાવના ચાથી ગઇ, દેશનાં ગરીબ બાળકો ચાના પ્રતાપથી દૂધનો છાંટો પણ મેળવી શકતાં નથી વગેરે અનેક જાતના પ્રશ્નો ચર્ચાયા. ગુરૂદેવે આજે આ સભાને ક્રિયાત્મક કરી નાંખી લોકોના હૃદયનો 'ચાહ' જીત્યો.

સભા ખલાસ થતાં ગુરૂદેવને બહાર નિકળતા મનહરલાલે જોયા. ગુરૂદેવની પાછળ શ્વેત વસ્ત્રમાં સજ્જ થયેલી યોગિની શી દેખાતી અમૃત હસ્તે વદને ચાલતી હતી. મનહરલાલે લોકોની ભીડ હોવા છતાં ગુરૂદેવ તરફ જવા પ્રયત્ન કર્યો મનહરલાલને જોતાં ગુરૂદેવ બોલી ઉઠયા–

" મનહરલાલ ત્હમે ક્યાંથી ? "

# પ્રકરણ બેતાલીશમું.

## સુન્દરલાલની સલાહ.



શેરોના ભાવો બેસી ગયા. વ્યાપારીઓ મુઝાયા. સુન્દરલાલ પોતાના ઘરાકને ચેતવતો હતો. આજે સુન્દરલાલને ઘેર તેનો એક મિત્ર પોતાનું દુઃખ રડી ગયો તેટલામા નોકરે આવી એક ચીઠ્ઠી હાથમાં મુકી. ચીઠ્ઠી મોકલનાર રૂક્ષ્મણી સુન્દરલાલના ઓરડામાં દાખલ થઇ.

થોડા વખત પહેલા પોતાના મિત્ર સાથે વ્યાપારને લગતી વાતચીતથી કંટાળેલા સુન્દરલાલમાં રૂક્ષ્મણીને જોતાં કંઇ નવા વિચારો જાગ્યા. યુવાનની વસંતમાં પગલાં માંડતી આ મનોહર કન્યકા પોતાને મળવા માટે આવી હશે ? એક કન્યકા—અજાણી કુમારિકા એક અજાણ્યા માણસને મળવા આવે એ શું ?

રૂક્ષ્મણીએ સુન્દરલાલની બરાબર સ્હામે પડેલા કોચપર પોતાની બેઠક લીધી ત્યારે સુન્દરલાલ ઉપલા પ્રશ્નોમા ગોથાં ખાતો હતો રૂક્ષ્મણીના મુખપર તેજ તપતું હતું ને નયનોમાં નિર્દોષતા હતી આ તેની નિર્દોષતાએ સુન્દરલાલ આકર્ષાયો. પહેલીજ દ્રષ્ટે પિતાને પુત્રી તરફ જે ભાવનાને જે લાગણી ઉદ્‌ભવે તે લાગણી ને તે ભાવના સુન્દરલાલમા જાગ્યા. વ્યાપારી જીવનના તોફાનભરેલમાંથી કુટુંબજીવનના રસપ્રવાહમાં સુન્દરલાલના સંસ્કારી વિચારો ભળ્યા. પોતાની પુત્રી જ હોય તે પ્રમાણે રૂક્ષ્મણી તરફ પ્રથમ દર્શને ત્હેને મોહ ઉત્પન્ન થયો.

થોડો વખત બન્ને ચૂપ રહ્યાં.

સુન્દરલાલે બોલવાની ઘણી ઇચ્છા કરી પણ શું બોલવું ને ત્હેના જેવા સંસારના અનુભવીને પણ અત્યારે સુઝયું નહિ. રૂક્ષ્મણી નીચી દ્રષ્ટિએ બોલવાને માટે તૈયારી કરતી હતી. ત્હેના હૃદયમાં અત્યારે કંઇ એવા પ્રકારની ભાવના થતી હતી કે અનેક પ્રયત્નો છતાં તેની જીભ ઉપડી નહિ.

આખરે સુન્દરલાલે બોલવાનો પ્રયત્ન કરવાની તૈયારી કરી તેટલામાં રૂક્ષ્મણીનાં નયનો નીરથી ભીંજાયાં. આંખોમાંથી અશ્રુઓની ધારા છૂટી. આ અશ્રુઓ હિંદુ કન્યાઓનાં જીવનદુઃખોનો ઇતિહાસ કહેતાં હતાં.

સુન્દરલાલથી આ દ્રશ્ય વધારે વાર દેખી શકાયું નહિ. ત્હેણે પોતાની સર્વ શકિતઓ એકઠી કરી રૂક્ષ્મણીને આમ અશ્રુ નહિં સારવા સુચના કરી. "બ્હેન ? ત્હમારે મ્હને કહેવું હોય તે સુખેથી કહો પણ આમ ત્હમે દુઃખી થાઓ છો એ મ્હારાથી જોઇ શકાતું નથી." રૂક્ષ્મણીએ પોતાના પાલવથી આંસુ લુછ્યાં, બોલવાના ત્હેણે ઘણા પ્રયત્નો કર્યા. પણ એકપણ શબ્દ બોલી શકી નહિં.

"ત્હમે કોણ છો એ મ્હને પહેલાં કહેશો ?" સુન્દરલાલે મહા મહેનતે રૂક્ષ્મણીની ઓળખાણ માગી.

હજુપણ રૂક્ષ્મણી નિરૂત્તર રહી. ત્હેનું હૃદય દુઃખથી ડ્હવતું હતું. જે રૂક્ષ્મણી હિમ્મત, ધ્યૈર્ય ને તેજથી સુન્દરલાલના ઓરડામા દાખલ થઇ હતી તે અત્યારે તે એક કરમાયેલા કુસુમ જેવી દેખાતી હતી.

"બોલો બોલો બ્હેન, ! હિમ્મત રાખો ત્હમે જે કામ સારૂ અત્રે આવ્યાં હો તે નિઃસંકોચ કહો. પિતાને પુત્રી પોતાની વાતો કહે તે પ્રમાણે ત્હમે ત્હમારી દરેક વાતો મ્હને કહી શકો છો." સુન્દરલાલે રૂક્ષ્મણીની

સ્થિતિ પામી જાય, ત્હેને હિમ્મત આપી.

રૂક્ષ્મણીના જીવનમાં પહેલીજવાર આજ રૂક્ષ્મણી બીરૂ બની, પોતાના પિતાને પણ ચોખ્ખે ચોખ્ખો જવાબ આપનારી હંમેશની ચપળ રૂક્ષ્મણી આજે કંઇ સમજી ન શકાય તેવી રીતે બોલવાનો પ્રયત્ન કર્યો છતાં બોલી શકી નહિ.

"બ્હેન ! ત્હમને કંઇ સંસારનું દુઃખ છે અથવા તો નાણા સંબંધી ત્હમે કંઇ મૂઝાયલાં છો ? જે કહેવાનું હોય તે મ્હને સ્પષ્ટ શબ્દોમાં કહો ત્હમે કોણ છો એ ઓળખાણ ત્હમે ન આપવા માગતા હો તો મ્હને એ જાણવાની કંઇ ખાસ જરૂર નથી પણ ત્હમે મ્હારે ત્યાં આવ્યા ત્હેનું કંઇ કારણ તો હોવુંજ જોઇએ. માટે ત્હમારે જે કહેવું હોય તે બીલકુલ સંકોચ વિના ખુશીથી કહો."

રૂક્ષ્મણીએ આખરે મહામહેનને સુન્દરલાલના હાથમાં બે પત્રો મૂકતાં કહ્યું.

"આ પત્રો આપ વાંચો." સુન્દરલાલે અન્તયણી સહિત આ પત્રો વાંચવા માટે લીધા.

"પહેલાં આ પત્ર વાંચો" એવી સૂચના કરતી રૂક્ષ્મણીમાં કંઇ હિમ્મત આવતી દેખાઇ.

પહેલો પત્ર એ ચંદ્રપ્રકાશ પર રૂક્ષ્મણીએ લખેલો પત્ર હતો. આ પત્ર વાંચતા વાંચતાં સુન્દરલાલને વર્તમાન પત્રમાં આ સગપણને લગતી રીતે વાંચેલી ખબર યાદ આવી. રૂક્ષ્મણી કોણ છે તે પણ તે હવે જાણી શક્યો. પત્રના શબ્દેશબ્દે સુન્દરલાલ દુઃખી થતો હતો "જોકે આ સગપણમાં મ્હારી બીલકુલ સંમતિ લેવામાં આવી નથી છતા જે સગપણ થયું છે તે હું તોડી મારા માબાપનું અપમાન કરી શકતી નથી. હિંદુ સમાજનું એવું બંધારણ છે કે 'દીકરીને ગાય જ્યાં દોરે ત્યાં જાય.' જો કે એ જૂનો જમાનો હવે શિથિલ થતો જાય છે છતાં હજુ મ્હારા જેવી સંખ્યાબંધ કન્યાઓને ન પટકે એ જમાનાને તાબે થવું પડે છે. આપણું સગપણ એ જૂના જમાનાની રૂઢિથી થયું છે." ઇત્યાદિ રૂક્ષ્મણીના પત્રમાં રહેલા વિચારોએ સુન્દરલાલને રૂક્ષ્મણી તરફ દયા અણાવી. આવી સમજુ, ચતુર ને શાણી પુત્રીનું સગપણ આ રીતે થયેલું જોઇ ત્હેને બહુ લાગી આવ્યું. રૂક્ષ્મણીનો પત્ર પૂરો થતા તો સુન્દરલાલને રૂક્ષ્મણીની આ હિમ્મત પર બહુ આશ્ચર્ય લાગ્યું. 'ત્હમારી કેળવણી ને ત્હમારા પ્રેમી હૃદયને પૂછીને મ્હારા સાથેનો સંબંધ સદાને માટે તોડી નાખશો." એ શબ્દોમાં ચંદ્રપ્રકાશને રૂક્ષ્મણીએ કરેલી વિનંતીથી તે જવાબ માટે બહુ અધીરો બન્યો. ચંદ્રપ્રકાશે શું જવાબ આપ્યો છે તે વાચવા તેણે ઉતાવળ કરી.

"કુમારિકા રૂક્ષ્મણી,"

"મ્હારા કમભાગ્યે આજે ત્હમને કુમારિકા રૂક્ષ્મણી કહી સંબોધવાં પડે છે. હું ત્હમને 'તું' લખવાને ભાગ્યશાળી ન થયો એ મ્હારા કોઇ પૂર્વ કર્મનોજ દોષ હશે. ત્હમે મ્હારાં થશો એ વિચારે હું અત્યાર સુધી સ્વર્ગીય આનંદ અનુભવતો હતો. મ્હારા ગૃહજીવનને માટે કંઇ કંઇ કલ્પનાઓ ઘડતો, મ્હારે ત્યા હેતી સરિખી સુન્દરી વિરાજશે એ આશાએ કંઇ કંઇ સુખો અનુભવતો, મ્હારા સંસારમાં મ્હારી ને ત્હમારી બેલડી દેવો પ્રકટાવશે એવી અનેરી ભાવનામા ઊડતો હું આજે નિરાશાને કાંઠે ઉભો છું. ત્હમે મ્હને નથી ચાહતાં એ વિચારે મ્હારા સર્વ અભિલાષોનું ખૂન કરી નાખ્યું છે.

ત્હમારા પત્રે મ્હારા જીવનનાં સર્વ સુખોને દૂર કર્યાં છે ત્હમે મ્હારા ઉપર મૂકેલી જોખમદારીથી હું બહુ મુંઝાયો છું. બહુ બહુ વિચારોની ભાંજગડ પછી હું આ પત્ર ત્હમને લખું છું."

ત્હમે આ સગપણમા સંમત છો કે નહિ તે માટે મેં ત્હમારા પિતાને પહેલેથીજ પ્રશ્ન

પૂછ્યો હતો પણ ત્હેમણે આવી મૂર્ખાઇભરેલી ઉતાવળથી મ્હને બહુ ખરાબ સ્થિતિમાં આજે મૂકી દીધો છે એમ હવે લાગે છે. ગમે તેમ હો પણ આ બાબત બહુ ગંભીર છે. પ્રેમની વ્યાખ્યા તમે લખ્યા મુજબ હું ખરેખર જાણું છું અને શુદ્ધ પ્રેમનો હું પૂજારી છું. પ્રેમનું દૈવી તત્ત્વ સ્વમત્વાથી જ મ્હને ત્હમારા જેવી પૂજારણ મળશે એ વિચારે હું ગાંડો બન્યો હતો ને છું. આપણા સગપણે જો આપણને પતિપત્ની બનાવ્યા હોત તો હું કેવો પ્રેમી છું તે ત્હમને બતાવત; પણ જ્યારે ત્હમે મ્હને બીલકુલ ચાહતા નથી ત્હારે એ વાત કરવી મ્હને અસ્થાને લાગે છે. જ્યારે ત્હમને મ્હારા તરફ બીલકુલ ભાવ નથી, મ્હારે માટે ત્હમે લેશમાત્ર પણ પ્રેમ રાખી શકતાં નથી ત્યારે ત્હમે મ્હારાથી સુખી થઇ શકો નહિ એ વાત હું માનું છું. આ બાબતમાં વધારે લખવું મ્હને ઠીક લાગતું નથી ત્હમારા વિચારોને હું કોઇ પણ રીતે ફેરવી શકું તેમ નથી એમ ત્હમારા કાગળની લખાવટ ઉપરથી મ્હને લાગ્યું છે. હશે. ત્હમને જે ઠીક લાગે તે ખરૂં.

બહુ વિચાર કર્યા પછી મ્હેં નિશ્ચય કર્યો છે કે મ્હારે ત્હમારી માગણી કબુલ રાખવી જ જોઇએ ત્હમારા જેવી એક સંસ્કારી કન્યકા સુખી થતી હોય તો તેના બદલામાં મ્હારા જીવનના સર્વ સુખોને જતાં કરવામાં હું ખુશી છું. મ્હારે ત્હમારી સાથેનું સગપણ કેવી રીતે તોડવું ત્હેના હું વિચારમાં છું. નિચેના વિચારો મ્હને અત્યારે સુઝ્યા છે તે ત્હમારી સમક્ષ મૂકું છું:

(૧) કાં તો મ્હારે ત્હમારા પિતાને મળી આ સગપણ તોડી નાખવું.

(૨) અથવા તો મ્હારે અહિંથી એકાએક ગુમ થઇ જઇ હું મરી ગયો છું એમ વર્તમાનપત્રોમાં છપાવવું.

(૩) નહિ તો જાહેર રીતે હમણાંજ વિલાયત જવું અને ત્યાં જઇ કોઇ પરદેશી કન્યા સાથે લગ્ન કરી અહિંનું સગપણ ફોક કરાવવું.

(૪) જો ન્યાતનો કોઇ આગેવાન વચ્ચે પડી આ સગપણ ફોક કરાવી શકે તો તેમ કરવું.

ત્હમારા સુખને ખાતર આમથી કોઇપણ માર્ગ લેવા હું તૈયાર છું. બની શકે તેમ જલ્દીથી જવાબ આપજો એટલે હું મ્હારી બનતી તૈયારી કરૂં.

મ્હને દિલગીરી એટલીજ થાય છે કે ત્હમે મ્હને ઓળખી શક્યાં નહિં. ત્હમારો દોષ આમાં નથી. સહુ સહુનાં કર્મોજ સહુસહુના માર્ગો ઘડે છે !

આજથી મ્હારાં સર્વ સુખો નાશ પામેલાં હું માનું છું. પણ મ્હને સંતોષ થાય છે કે એક સસ્કારી ગુર્જર કન્યાના સુખને માટે એ સુખોનો મ્હેં ભોગ આપ્યો છે.

લી. નિરાશામાં ડુબેલો—ચંદ્ર.

આ પત્ર વાંચતાં રૂક્ષ્મણી અને ચંદ્રપ્રકાશ બન્ને તરફ સુંદરલાલને માન ઉત્પન્ન થયું. સાથે સાથે આ જોડલું લગ્નથી નાહક જોડાય તે વિચારે તે દુઃખી થયો. રૂક્ષ્મણી, સુન્દરલાલના મુખપર થતા ફેરફારો જોતી હતી ત્હેના તરફ જોઇ સુન્દરલાલે સીધો પ્રશ્ન કર્યો.

"ત્હમારે માટે હું શું કરી શકુ ?"

"આપ મ્હારે માટે ઘણું કરી શકશો. એ આશા તો મ્હને અહિ ખેંચી લાવી છે." રૂક્ષ્મણીમાં હવે હિમ્મત આવી હોય એવું સ્પષ્ટ દેખાયું.

"ખુશીથી. ત્હમારી આશા સફળ સાઓ ! મ્હારાથી બનતું કરવા હું તૈયાર છું." સુન્દરલાલે રૂક્ષ્મણીને આશ્વાસન આપ્યું.

"હું આપની પાસે આવી છું એટલે આપને મ્હારા ધર્મના પિતા ગણી સર્વ વાત ખુલ્લા દિલથી કહીશ."

"વિના સંકોચે કહો."

" આપ મ્હારા પિતાને નામથી ઓળખતા હશોજ. જ્ઞાતિના મહાજનમાં એ અને આપ બન્ને સભ્યો છો એટલે કદાચ પ્રસંગમાં પણ આવ્યા હશો. "

" ના. મ્હને બહુ પરિચય તો નથી પણ સાકરલાલને હુ સાધારણ રીતે પીછાનું છું. "

" હું માત્ર મ્હારા પિતાની પીછાનમાં આપને એટલુંજ કહેવા માગું છું કે તેઓ જૂની રૂઢિઓના ઉપાસક છે ને સાથે સાથે નવા જમાનાનું ત્હેમનામાં અર્ધું મિશ્રણ છે. પ્રસંગે પ્રસંગે ત્હેમના મનપર આવે તે પ્રમાણે તે જૂની અથવા નવી બાજુપર ઢળી જાય છે. હું માનું છું કે એમનામાં આ બહુ નુકશાનકારક તત્વ જૂના વિચારવાળા વર્ગમાં કાં તો નવા જમાનાના સંપૂર્ણ સંસ્કારો આવવા જોઇએ અને નહિ તો તેઓ જે જમાનામાં હોય તેમાંજ રચ્યાપચ્યા રહે તેમાં માલ છે અર્ધદગ્ધ અવસ્થામાં રહેનાર જૂના અને નવા બન્ને વર્ગને નુકસાન કરે છે. મ્હારા પિતા વિષેના મ્હારા આ અંગત વિચારો છે; અને હું માનું છું કે તેઓ સમાજને ઘણી વખત પોતાના આ સ્વભાવથી નુકસાન કરે છે. "

રૂક્મણી જ્યારે બોલતી ત્યારે સુન્દરલાલને એક ક્ષણભર કંઇ જુદોજ વિચાર આવ્યો. થોડા વખત પહેલાં અશ્રુ સારતી રૂક્મણીમાં આટલી હિમ્મત ને આટલી શક્તિ જોઇ તે અજાયબ થયો. કન્યા કેળવણીથી ફાયદો છે કે નુકસાન આ પ્રશ્ન ત્હેના મગજમાં અત્યારે ઉત્પન્ન થયો.

" ત્હમારૂં કહેવું કંઇક અંશે ખરૂં છે. સાકરલાલે જ્ઞાતિ મહાજનમા કેટલીક વખત એવું વલણ દેખાડ્યું છે કે ત્હેમને સુધારક કહેવા કે જૂના વિચારના કહેવા એ એક પ્રશ્ન જેવું થઇ પડે છે. "

" એટલું આપ જાણતા હો તો બસ છે. હું એ પિતાની પુત્રી છું. મ્હારા પિતાએ મ્હને ભરત, ગૂંથણ, સંગીત અને સાહિત્યમાં પ્રવીણ બનાવવા માટે બહુ પૈસો ખર્ચ્યો છે. હું અત્યારે જે સ્થિતિમાં છું તે સર્વ મ્હારા પિતાને આભારી છે. પણ અત્યારે મ્હારાપર જે સંકટ આવ્યું છે તેનું કારણ પણ મ્હારા પિતાજ છે " રૂક્મણીએ છેલ્લા શબ્દો બોલતાં બોલતાં નિઃશ્વાસ નાંખ્યો.

" હું ત્હમને એક પ્રશ્ન પૂછું ? એક પિતા પોતાની પુત્રીને પૂછે તેવો જ મ્હારો પ્રશ્ન છે ! "

" આપને જે જે પૂછવું હોય તે મ્હને પૂછો ને પછી આપને ઠીક લાગે તે માર્ગ સૂચવો. "

સુન્દરલાલ રૂક્મણીની સાથે જેમ જેમ વધારે વાત કરતો ગયો તેમ ત્હેને રૂક્મણીમા રહેલી શક્તિઓની પ્રતીતિ થતી ગઇ.

" ત્હમે ચંદ્રપ્રકાશને પીછાણો છો ? "

" બીલકુલ નહિં. માત્ર મ્હારા સગપણ અગાઉ મ્હેં ત્હેમને નાટકશાળામાં જોયા હતા એટલુંજ "

" ત્હમારા પિતાએ ત્હમને આ સગપણ સંબંધી કંઇપણ કહ્યું હતું ? "

" નહિ જી. "

" આ બાબતમાં ત્હમારૂં ધ્યાન ખેંચવા લેશમાત્ર પણ ત્હેમણે પ્રયત્ન ન કર્યો હોય એ કેમ બને ? "

" એમણે મ્હારી ચંદ્રપ્રકાશ સાથે ઓળખાણ કરાવતાં આડકતરી રીતે મ્હારૂં ધ્યાન ખેંચાયું હતું એમ હું ધારૂં છું. "

" ત્હમે ચંદ્રપ્રકાશને બરાબર ઓળખવા પ્રયત્ન કર્યો હતો કે ? "

" મ્હારૂં આમ સગપણ કરી નાંખવાને મ્હારા પિતા તૈયાર થશે એવું હું બિલકુલ ધારતી નહોતી તેથી મ્હેં એ વિષયમાં વધારે ધ્યાન આપ્યું નહિં. "

" ત્યારે ચંદ્રપ્રકાશ પ્રેમની વ્યાખ્યા જાણે છે, વિદ્વાન છે વગેરે બાબતો ચંદ્રપ્રકાશ પર

લખેલા ત્હમારા પત્રમાં મળી આવે છે એ ત્હમે ક્યાંથી જાણ્યું ?"

"મ્હારૂં સગપણ થયા પછી આ બાબતમાં હું સહજ ઊંડી ઉતરી ને તપાસ પરથી પરથી મ્હને એ સર્વ જણાયું."

"ત્યારે હજુ ત્હમે ચંદ્રપ્રકાશની બાબતમાં વધારે ઊંડી તપાસ કરો તો ત્હેનામાં રહેલો ગુણ-અવગુણ માટે વધારે જાણી ન શકો ?" આ પ્રશ્ન મૂકતાં મૂકતાં સુન્દરલાલે બહુ બારીકાઇથી પોતાની આંખોને રૂક્ષ્મણીના ચહેરાપર ફેરવી.

રૂક્ષ્મણીએ જવાબ આપવામાં જરાપણ ઢીલ કરી નહિ.

"એ જાણવાથી શું ફાયદો ?"

"કયમ ફાયદો નહિ ? ચંદ્રપ્રકાશ જો સારો મહદ્ગુણી ને વિદ્વાન્ હોય એમ ત્હમે જાણો તો ત્હેની સાથે પરણવામા ત્હમને હર્ષ થાય." સુન્દરલાલે શરૂઆતથી રચવા માડેલી બાજીના પાસા ફેંકયા. ચંદ્રપ્રકાશનો ને રૂક્ષ્મણીનો પત્ર વાચ્યા પછી ત્હેને એવી લાગણી થઇ હતી કે આ જોડું લગ્નગ્રંથિથી જોડાય તો ઘણુંજ આવકારદાયક છે.

સુન્દરલાલની આ સીધી વાતથી રૂક્ષ્મણી સહજ સંકોચ પામી પણ વિદ્યુતત્વરાથી ત્હેણે સુન્દરલાલને જવાબ આપ્યોઃ—

"એક વખત હું જાણું કે ચંદ્રપ્રકાશ ગુણીજન છે, વિદ્વાન છે તેથી હું ત્હેને હર્ષથી પરણું એ બનેજ કેમ ? હું જ્હેને ચાહી શકું નહિ ત્હેને પરણી કેમ શકું ?" રૂક્ષ્મણીએ આ વાકય બહુ છટાથી કહ્યું. તે જાણે પોતાના ઘરમાં પોતાના પિતા સાથે વાત કરતી હોય તેવીજ ભાવના તેની મુખમુદ્રાપર તરવરી રહી. એક અજાણ્યા ગૃહસ્થ સાથે પહેલી મુલાકાતમાં એક ગુર્જર કન્યા આવી રીતે વાત કરી શકે કે નહિ ત્હેનો વિચાર પણ ત્હેને ન આવ્યો.

"ત્હમે ચાહી શકો એવા કયા ગુણ ચંદ્રપ્રકાશમાં હોવા જોઇએ તે વિષે મ્હેને કંઇ કહેશો ?" સુન્દરલાલને પણ રૂક્ષ્મણીની વાતમાં ઊંડા ઉતરવાનું મન થયું હોય એવો પ્રશ્ન ત્હેણે રૂક્ષ્મણીને કર્યો.

"આમાં ગુણ અવગુણનો સવાલ નથી. જેના તરફ પ્રેમભાવ પ્રગટે અને જેના તરફ હૃદયની લાગણીઓનો ઉમળકો ઊછળે ત્હેનેજ ચાહી શકાય."

"ત્યારે દરેક કન્યાને જ્યાંસુધી પ્રેમભાવ ન પ્રકટે ત્યાંસુધી ત્હેણે કૌમારવ્રત ધારણ કરવું એમ ત્હમે કહેવા માંગો છો ?"

"એ તો સૌ કન્યાઓનાં હૃદય જાણે. મ્હારે માટે તો આ સીધો માર્ગ છે કે જેને હું ચાહી શકું નહિ ત્હેને હું પરણી શકું નહિ"

"ચાલો, એ વાત એક ક્ષણભર આપણે કબૂલ કરીએ તો પણ ચંદ્રપ્રકાશને ચાહવા માટે ત્હમે પ્રયત્ન કરી શકો એમ છો એમ મારૂં માનવું છે. ચંદ્રપ્રકાશના ને ત્હમારા કાગળપરથી હું એટલું માની શકું છું કે ચંદ્રપ્રકાશ એક સારામાં સારો પ્રેમી થવાને લાયક છે. ત્હેણે ત્હમારા પત્રનો જે જવાબ આપ્યો છે એ એટલો તો ઉત્તમ છે છે કે મ્હારે વિનાશંકાએ કહેવું જોઇએ કે એ ત્હમારે લાયક છે. ત્હમારા સુખને ખાતર પોતાના સુખોનો આવી રીતે ભોગ આપવાની તેની તૈયારી બહુ પ્રસંશનીય છે. એનો પત્ર વાંચી મ્હને માન ઉત્પન્ન થાય છે. એવો યુવાન પોતાના હકક આ રીતે છોડી દઇ એક કન્યાના સુખને માટે આટલે હદ સુધી ભોગ આપે એ અદ્વિતીય છે. માટે મ્હારૂં માનો તો ત્હમે ચંદ્રપ્રકાશ તરફ પ્રેમની દ્રષ્ટિએ જોતાં શીખો તો ત્હમારૂં ને એનું બન્નેનું તેમાં કલ્યાણ છે. ત્હમે મ્હારી પાસે શું સલાહ કે મદદ લેવા આવ્યાં છો તે હું હજી સ્હમજી શકયો નથી પણ મ્હારી તો ત્હમને આ ખાસ સલાહ છે."

સુન્દરલાલે આ વખતે બોલતાં બોલતાં રૂક્ષ્મણીપર એટલે બધો કાબુ મેળવ્યો કે જેને પરિણામે રૂક્ષ્મણી એક ક્ષણભર નિરુત્તર રહી.

"વળી હું ત્હમને એક ખાસ વાત તરફ લક્ષ આપવા કહું છું. ત્હમે કહો છો કે ચંદ્રપકાશ ગમે તેવો ગુણીજન હોય પણ જ્યાંસુધી ત્હમારામાં ત્હેને માટે ઉમળકો ન આવે ત્યાં સુધી ત્હમે ત્હેને ચાહી ન શકો. અહિંજ ત્હમારી ભૂલ થાય છે. શા માટે ત્હમે ચંદ્રપ્રકાશ તરફ ત્હમારાં ચક્ષુઓને પ્રેમભાવથી વાળતાં નથી? શા માટે ત્હમારા હૃદયમાં બીજાને માટે પોતાનાં સર્વ સુખોનો ભોગ આપવાને તૈયાર થનાર ચંદ્રપ્રકાશ જેવા ઉદાર યુવકને સ્થાન આપતાં નથી? આ પ્રશ્નો મૂકતાં મૂકતાં સુન્દરલાલ પોતાનીજ પુત્રી સાથે વાત કરતો હોય તેવા સ્વરૂપમાં દેખાયો.

"આપ કહો છો તે બધુંય કબૂલ પણ મ્હારૂં હૃદય ત્હેમના તરફ નથી ખેંચાતુ તેનું કેમ?"

"અરે! ત્હેને માટે ત્હમેજ જોખમદાર છો. શા માટે હૃદય ન ખેંચાય?"

"કાંઈ પૂર્વજન્મનાં કર્મો એવાંજ હશે."

"વાતવાતમાં પૂર્વજન્મનાં કર્મોને દાખલ કરતાં એ ઉચ્ચ ભાવનાનો આ રીતે બહુ ગેરઉપયોગ થાય છે એ મ્હને ઠીક લાગતું નથી. જ્ઞાનનો આવો ઉપયોગ અસ્થાને છે. હું તો એમ ધારૂં છું કે ત્હમે ત્હમારા જીવનમાં એક ગંભીરમાં ગંભીર ભૂલ કરો છો."

"આપની શિખામણ માથે ચઢાવવા જેવી છે પણ મ્હારૂં હૃદય ચંદ્રપ્રકાશ તરફ ઢળી શકે એવી સ્થિતિમાં નથી."

"કારણ?"

"હું એ કવિસૂત્રને માનનારી છું કે "આત્મા ઓળખે તે વર ને ન ઓળખે તે પર." રૂક્ષ્મણીએ દોકડું પરખાવવાની શરૂઆત કરી.

"એટલે ત્હમે શું કહેવા માંગો છો?"

ચંદ્રપ્રકાશ ગમે તેવો વિદ્વાન, ગુણવાન, શીલવાન હોય પણ મ્હારે માટે એ સર્વ નકામું છે. મ્હારાં લગ્ન તે સ્નેહલગ્ન-આત્મલગ્ન હોય. પિતા પરણાવે ત્હેની સાથે પોતાની મરજી વિરૂદ્ધ પરણી જઇ દેહલગ્ન કરવાની મ્હારી ઇચ્છા નથી."

"રૂક્ષ્મણી! હું ત્હમારે માટે નહિં પણ ત્હમારા જેવી સર્વ કુમારિકાઓ માટે દિલગીર છું. ત્હમે જ્ઞાનનો અહિં ગેરઉપયોગ કરો છો. યુવાનીની મસ્તીમાં સારાસારનો વિચાર કર્યા વિના નવલકથાઓને કાવ્યોનાં ખરાં રહસ્યોને પચાવ્યા વિના ત્હમે કંઇ જૂદીજ દિશા તરફ દોરવાઇ જાઓ છો.

નવલકથા, નાટકો ને કાવ્યોમાં ઉતારેલા પાત્રો તરફ ધ્યાન રાખી ત્હમે બહુ ઊંચે ઉડતાં શિખી જાઓ છો તેથી દુનિયાના સર્વ કાયદાઓ તોડી નાંખી નવલકથા, નાટકો કે કાવ્યોમાં બનાવેલા દેવલોકનાં કાયદાઓ પાળવા માટે ઈન્તેજાર બનો છો. ત્હમારી મ્હારી સાથેની આજની વાતચીત એજ બતાવે છે કે ત્હમે વાંચનથી દોરવાઇ ગયાં છો."

"બેઅદબી થતી હોય તો માફ કરજો; પણ આપનો આ આક્ષેપ તદ્દન પાયા વિનાનો છે એમ હું માનું છું." રૂક્ષ્મણીએ બહુ હિમ્મતથી આ વાક્યો ઉચાર્યાં.

"એમાં બેઅદબીનો સવાલ નથી. હું આપણા સંસારને ઉચ્ચ સ્થિતિમાં લાવવા માટે નિરન્તર વિચાર કરૂં છું. એટલે મ્હને ત્હમારે માટે જે લાગે તે હું કહું છું ને ત્હમે ત્હમારો બચાવ કરી શકો એ માટે ત્હમારે જે કહેવું હોય તે કહેવાની પણ ત્હમને છૂટ છે."

"એ આપની ઉદારતા હું જાણું છું, મેં આપને માટે બહુ બહુ સાંભળ્યું છે એટલેજ આપની સલાહ માટે હું હિમ્મત કરી અહિં આવી છું. હું આપને ખાત્રી આપું છું કે હું જે કંઇ કહું છું તે માત્ર નવલક-

થાઓ વાંચવાથી ઉશ્કેરાઇને કહું છું એવું નથી પણ મ્હારૂં હૃદય જે કહે છે તેજ હું વાણીમાં મૂકું છું."

"રૂક્મણી! ત્હમારી બધી વાત સાચી પણ ત્હમે જે ભાવનાને પોષો છો તે બહુ આદર્શ ભાવનાઓ છે. ત્હેને પહોંચી શકાય કે કેમ એ એ શંકાનો વિષય છે."

"એમાં શંકા શાની? માણસ ધારે તો એ આદર્શ ભાવનાઓને સંસારમાં ઉતારી શકે. આપના જેવા પિતાની જો હું પુત્રી હોઉં તો જરૂર આપને બતાવી આપું કે હું જેટલું કહું તેટલું બની શકે."

"ત્હમારી આ વાતચીતથી હું પ્રસન્ન થાઉં છું. પણ સાથે સાથે મને દુઃખ થાય છે કે તમે ચંદ્રપ્રકાશને ચ્હાહતાં નથી."

"મ્હારૂં હૃદય ના કહે છે એટલે હું એ બાબતમાં કંઇ પણ કરી શકું નહિ."

"પણ શા માટે ત્હમારૂં હૃદય ના કહે છે તે હું હજુ સ્હમજી શકતો નથી." ફરીથી સુન્દરલાલે એનો એ પ્રશ્ન કર્યો. સુન્દરલાલના પ્રશ્નનો કંઇપણ જવાબ રૂક્મણી તરફથી નહિં મળતાં ત્હેણે આગળ ચલાવ્યું.

"શું તે વિદ્વાન નથી? ત્હમેજ લખો છો કે તે પ્રેમનાં તત્ત્વોને પિછાણે છે ત્યારે એ પ્રેમી નથી, એમ કેમ કહી શકાય?"

સુન્દરલાલને ફરી ફરીને એકજ મુદ્દાપર આવતો જોઇ રૂક્મણીએ હવે ચોખ્ખા શબ્દોમાં કહ્યું:—

"તે ગમે તે હોય દેવ હોય તો પણ ત્હેને મ્હારા હૃદયમાં સ્થાન નથી."

"ત્યારે ત્હમારા હૃદયમાં બીજા કોઇને સ્થાન મળ્યું હોવું જોઇએ!" સુન્દરલાલથી સ્હેજ આવિક બોલાઇ ગયું.

અત્રે રૂક્મણી મૂંઝાણી. શું બોલવું ને કેવી રીતે બોલવું તે વિચારે થોડીવાર તે થોભી.

સુન્દરલાલ પણ આ પ્રશ્ન મૂકયા પછી મૂંઝાયો. એક કુમારિકાના હૃદયમાં કોઇને સ્થાન છે કે નહિ એ વિષે વાત કરવી ત્હેને બહુ યોગ્ય લાગી નહિ: તેણે વાત ફેરવવા વિચાર કર્યો તેટલામાં રૂક્મણીએ બહુ ધીમે સ્વરે શરમના શેરડા પડતા હોય તેવા દેખાવે જવાબ આપ્યો.

"હા! મ્હારા હૃદયમાં એક વિરલ વ્યક્તિને સ્થાન મળી ચૂક્યું છે."

"ત્યારે ત્હમે ત્હમારૂં ફોડી લ્યો. મ્હારી પાસે ત્હમારે આવવાની શી જરૂર છે?"

"નહિં. આપની પાસે આવવાના ઘણા મુદ્દાઓ છે. ચંદ્રપ્રકાશને મ્હારે જવાબ શું આપવો એ સર્વનો આધાર આપની સલાહ ઉપરજ છે."

"એક યુવાન તમારે માટે પોતાનું જીવન ખરાબ કરે એવી બાબતમાં હું કેવી રીતે સલાહ આપી શકું? ત્હેણે પોતે છુપાવેલા ચાર રસ્તાઓમાંથી પહેલો અથવા ચોથો રસ્તો ત્હમે લઇ શકો છો એટલુંજ હું કહી શકું. કારણ કે બીજો ને ત્રીજો રસ્તો એક આશાવંત યુવાનને આપણા સમાજમાંથી સદાનો દૂર કરે એવો છે. હું તો આ બાબતમાં બહુ ઠીક અભિપ્રાય આપી શકતો નથી." સુન્દરલાલ ચંદ્રપ્રકાશના વિચારે ફરી દુઃખી દેખાયો. "વારૂ; આપ મ્હારા પિતાને મળી આ લગ્ન રોક કરાવી શકો ખરા?"

"એ અસંભવિત વાત છે. મ્હને સાકરલાલ સાથે બહુ અંગત પરિચય નથી એટલે એ વાત હું તો ન જ કરી શકું."

"ત્યારે ચંદ્રપ્રકાશ જ્ઞાતિને અરજ કરે કે ત્હેને આ સગપણ કબૂલ નથી તો આપ જ્ઞાતિમહાજનમાં એ વાતને ઉપાડી લઇ મ્હને મદદ કરશો ખરા?" રૂક્મણીએ સુન્દરલાલ શું જવાબ આપે છે તે જોવા આશાભરી નીટ માંડી.

"રૂક્મણી! હું ત્હમને ફરીથી એક વાત કહું છું કે ત્હમારૂં આ પગલું ત્હમારી

કેળવણીને કલંક સમાન છે. છોકરીઓને ભણાવ્યા પછી અંગ્રેજ સંસારની માફક તેઓ આમ સગપણો ફોક કરાવવા તૈયાર થાય એ આપણા સમાજમાં બહુ ખરાબ દાખલો બેસાડવા જેવું થશે. આપણા સંસારમાં દરેક છોકરી આમ પોતાને ફાવે ત્હેની સાથે પરણવા તૈયાર થશે તો પછી માતાપિતાનું આપણા સંસારમાં જે પવિત્ર સ્થાન છે તેનું શું ?"

"એ પવિત્ર સ્થાનને માબાપો કલંકિત કરે છે તેનું શું ?" ફરીથી રૂક્ષ્મણી છેડાઇ.

"સર્વ સ્થળે એવું નથી. બધાં માબાપો કંઇ મૂર્ખ નથી."

"હું માબાપોને મૂર્ખ નથી કહેતી પણ પુત્રપુત્રીનાં લગ્નો જે પ્રકારે માબાપ કરે છે તે પ્રકારજ કલંક સમાન છે. પોતાનાં માન, પાન ને આબરૂને માટે લાકડે માંકડું ગોઠવી તેઓ વરકન્યાનાં જીવનને શું નથી બગાડતાં ?"

"એ લાકડે માંકડું ગોઠવવાનો જમાનો હવે લગભગ ખતમ થતો જાય છે અને......"

સુન્દરલાલ આગળ ચલાવે તેટલામાં રૂક્ષ્મણી ઉતાવળે બોલી ઉઠી. "ક્યાં ખતમ થયો છે ? આ મ્હારોજ પ્રસંગ લ્યો. આગળ શું કરવા જોઓ છો ?"

"રૂક્ષ્મણી ? ત્હમે આ બાબતમાં બહુ ઉતાવળ કરો છો. હું નથી માનતો કે સાકરલાલ પોતાની પુત્રીને દુઃખી જોવા ખુશી હોય !"

"ખુશી હોય કે ન હોય પણ મ્હારી સંમતિ વિના મ્હારી મરજી વિરૂદ્ધ આ સગપણ થયું છે તેજ મ્હારા કથનની સાક્ષીરૂપે સબળ પુરાવો છે."

સુન્દરલાલને અત્રે લાગ્યું કે રૂક્ષ્મણીપર ન્હાનપણથી ત્હેનાં માતાપિતાએ સ્હેજ પણ અંકુશ નહિ રાખવામાં મ્હોટી ભૂલ કરી છે. ન્હાનપણથી છોકરાંઓને બહુ છુટ આપવાથી ઘણી વખત વિપરીત પરિણામો આવવાનો સંભવ રહે છે. રૂક્ષ્મણીની બુદ્ધિ, દક્ષતા તથા હદયની શુદ્ધતા માટે ત્હેને માન ઉત્પન્ન થયું. પણ તે સઘળું ઉછાંછળી ને ઉદ્દત સામજણી એ માનને જોઇએ તેવી મજબુતી મળી નહિ. એક અજાણી કન્યા પોતાને ત્યાં પોતાની સલાહ લેવા આવી તો ત્હેને યોગ્ય માર્ગે ચઢાવવી એ સુન્દરલાલ જેવા સંસ્કારી હૃદયના પુરૂષને પોતાની પવિત્ર ફરજ છે એમ લાગ્યું. રૂક્ષ્મણી ચંદ્રપ્રકાશને કબુલ રાખે અને તેનાં માતાપિતા પણ ખુશી થાય એ જોવા તે ઇંતેજાર હતો અને અત્યાર સુધી રૂક્ષ્મણીને એ મુદ્દાપર ઉતરવા ત્હેણે પ્રયત્નો કર્યા. રૂક્ષ્મણીએ પોતાને વિષે સારૂં સાંભળેલું હોવું જોઇએ નહિ તો એક કુમારિકા અત્રે આવી આટલી છુટ લે એ અસંભવિત છે એ વિચારે ત્હેણે આ કુમારિકાની બાબતમાં બહુ રસ લઇ ત્હેને સમજાવી. અત્યાર સુધીની રૂક્ષ્મણીની વાતચીતપરથી ત્હેને ખાત્રી થઇ હતી કે ચંદ્રપ્રકાશને તે બીલકુલ ચાહતી નથી. પ્રેમ વિનાનું જીવન જીવવું એના કરતાં મરવું બહેતર છે એ સૂત્રને માનનાર સુન્દરલાલ હવે શું કરવું તેના વિચારમાં પડયો.

રૂક્ષ્મણી પણ આ વખતે વિચાર વમળમાં ગોથાં ખાતી હતી. જે કહેવાનું છે તે હજી બાકી હતું અને તે શી રીતે કહેવું તે માટે તે મુઝવણમાં પડી. પોતાના વિષે સુન્દરલાલ કેવો અભિપ્રાય બાંધે છે તે જોવા ત્હેની ચપળ આંખો પળે પળે સુન્દરલાલના ચહેરાપર ફરતી હતી. સુન્દરલાલ પાસે આવતાં શરૂઆતમાં જે ક્ષોભ થયો હતો તેનું હવે નામનિશાન પણ રહ્યું નહોતું ને જેટલી છુટ લેવાય તેટલી છુટથી તે સુન્દરલાલ સાથે પોતાની બાબતમાં વાદવિવાદ કરતી હતી.

થોડો વખત બન્ને શાન્ત રહ્યાં, આખરે સુન્દરલાલે એકવેળા છેલ્લો પ્રયત્ન કર્યો.

"ચંદ્રપ્રકાશને ત્યારે ત્હમે કોઇપણ ભોગમે કબુલ રાખવા માગતાં નથી ?"

"ના" બીલકુલ નહિ.

"ને ત્હેણે પૂછેલા ચાર માર્ગમાંથી એક માર્ગે જવાની ત્હેને સૂચના કરવાનાં છો ?"

"હા."

"આ માર્ગથી એક યુવાનનું ભવિષ્ય કેટલું ખરાબ થાય છે હેનો જરા શાંત ચિત્તે વિચાર કર્યો છે ?" સુન્દરલાલે સહજ કડક થઇ પ્રશ્ન મૂક્યો.

"એમનું ભવિષ્ય ન બગડે, અને હું પણ સુખી થાઉં એ માટે તો આપની સલાહ અર્થે મ્હારું આગમન થયું છે. આપ જ્ઞાતિ-મહાજનમાં વિરાજો છો ને નવા જમાનાના નેતા છો એટલે મ્હેં અહિં આવવા હિમ્મત કરી છે."

"હું એક નેતા છું એમ નથી માનતો પણ ભાન્ડુસેવામાં પ્રભુ મ્હને મદદ આપે એવા ઉદ્દેશથી કાર્ય કરું છું, પણ એ કાર્યમાં જો ત્હમારા જેવી ભણેલી કુમારિકાઓની બાબતમાં આવું પરિણામ હું જોઉં તો મ્હને બહુ ખોટું લાગે."

"હું આપને મ્હારા પિતા સમાન ગણું છું એટલે ખુલ્લા દીલથી કહું છું કે આપને ખોટું લગાડવા જેવું એમાં કંઇ નથી. આ બાબતમાં તો આપે પોતાને મ્હારે સ્થાને મૂકી પછી શું કરવું તેનો અભિપ્રાય આપવાનો છે."

"હું જો ત્હમારી જગ્યાએ હોઉં તો જરૂર ચંદ્રપ્રકાશને પરણું. મ્હારે માટે એક યુવાનનું ભાવિ બગાડવા હું કદિ તૈયાર થાઉં નહિં."

"મ્હને માફ કરજો. આ બાબતમાં હું આપની સાથે મળતી નહિ થાઉં. મ્હારા હૃદયમાં જ્હેને સ્થાન મળ્યું છે હેની સાથેજ હું સુખી થાઉં એ સિવાય મ્હારું ને મ્હને પરણનારનું જીવન જરૂર અકારું નિવડે એમ હું માનું છું."

"ત્યારે એક વાત પૂછું ?"

"જરૂર."

"ધારો કે ચંદ્રપ્રકાશ આ લગ્ન ફોક કરવા જ્ઞાતિમાં અરજી કરે ને જ્ઞાતિમાં અમ્હે સર્વ મહાજનના સભ્યો એમાં સંમતિ આપીએ તો જેવી રીતે ચંદ્રપ્રકાશ ત્હમને આ સંબંધથી મુકત કરી પોતાનો ભોગ આપે છે તેમ ત્હમારા હૃદયમાં સ્થાન લેનાર યુવાન એક છોડેલી કન્યાને પરણવા તૈયાર થશે કે ?"

"એમાં સવાલ શો ! ?"

"હમને ખબર છે કે ચંદ્રપ્રકાશ જેવો ગુણવાન યુવાન એક કન્યાને પરણવા રાજી નથી એવું જ્ઞાતિમાં જણાય તો તેનું શું પરિણામ આવે ?"

"શું આવે ?"

"બનતાં સુધી આવી રીતે ફોક થયેલાં સગપણમાં વર કન્યાના ગુણ અવગુણ વિષે લોકોને શંકા રહે છે ને તેથીજ આબરૂદાર કુટુંબો આવાં સગપણ ફોક કરવામાં નામોશી માને છે. એમાં ત્હમારા હૃદયનો જે નાથ હોય તે એવો ઉદાર છે કે ? એ મ્હારે જાણવું જોઇએ."

રૂક્ષ્મણી અત્રે એક ક્ષણભર થોભી.

"મ્હારું હૃદય કહે છે કે મ્હારા હૃદયનાથ મ્હને બરાબર ઓળખી શકશે."

'જરા તપાસજો. અંગ્રેજી ભણેલા યુવાનીઆઓના મોહમાં ફસાશો તો જરૂર પસ્તાશો. લગ્નને સોદા સમાન માનનાર અંગ્રેજી રીતરીવાજોનો પગપેસારો આપણા સંસારમાં થાય એને હું ન ઇચ્છવા યોગ્ય પગલું માનું છું. લગ્નની પવિત્ર ભાવના સમજતા ભારતવર્ષમાં એ પશ્ચિમની ભાવના બહુ નુકશાનકારક તત્વ છે માટે જરૂર ફરી ફરીને વિચારજો."

"મ્હારો હૃદયેશ્વર પૂર્વની ભાવનાને ત્હમારી માફક પૂજનારો છે કારણ કે ત્હમારામાં ને એનામાં એકજ લોહી છે." રૂક્ષ્મણીએ હૃદયમાં રમી રહેલા વિચારો ધીમેથી મૂકવાની શરૂઆત કરી.

"એટલે ?"

"એટલે મ્હારા હૃદયમાં સ્થાન મેળવનાર આપનાજ કુટુંબની એક વ્યકિત છે."

"મ્હારા કુટુંબમાંથી !?" આશ્ચર્યસહિત રૂક્ષ્મણી તરફ સુન્દરલાલે જોયું.

"હાજી. આપને મ્હારા મુરબ્બી તુલ્ય ગણું છું. એટલે કહેવામાં સહજ પણ અવનિય થતો હોય તો માફ કરજો. પણ મ્હારા હૃદયદેવ તે આપનાજ પુત્ર છે.

"કોણ વસંત ?"

"હા." અત્રે રૂક્ષ્મણીએ સહજ શરમાળ ભાવ બતાવ્યો.

# ઈનામી ઉખાણું.

સંપાદિકા: બ્હેન પ્રેમલીલા મ્હેતા, બી. એસ. સી.

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ■ | ૩ | ૪ | ૫ | ૬ | | ■ | ૭ | ૮ |
| ૯ | | ૧૦ | ■ | ૧૧ | | | ■ | ૧૨ | | |
| ■ | ૧૩ | | ૧૪ | ■ | | ■ | ૧૫ | | | ■ |
| ૧૬ | ■ | ૧૭ | | ૧૮ | ■ | ૧૯ | | | ■ | ૨૦ |
| ૨૧ | ૨૨ | ■ | ૨૩ | | | | | ■ | ૨૪ | |
| ૨૫ | | | ■ | | ■ | | ■ | ૨૬ | | |
| ૨૭ | | ■ | ૨૮ | | | | ૨૯ | ■ | ૩૦ | |
| | ■ | ૩૧ | | | ■ | ૩૨ | | ૩૩ | ■ | |
| ■ | ૩૪ | | | ■ | ૩૫ | ■ | ૩૬ | | ૩૭ | ■ |
| ૩૮ | | | ■ | ૩૯ | | ૪૦ | ■ | ૪૧ | | ૪૨ |
| ૪૩ | | ■ | ૪૪ | | | | | ■ | ૪૫ | |

આડા.

૧ લંબાઇનું એક માપ.
૨ વિષ્ણુ.
૭ માછલી.
૯ પરનાર.
૧૧ એક જાતનું આભૂષણ.
૧૨ ગામડીઓ.
૧૩ હિન્દના ઇતિહાસમાં એક જાણીતો પુરુષ.
૧૫ લીલા.
૧૭ કામધંધા વગરના.
૧૯ ઉત્પન્ન થયેલું ( સંસ્કૃત ).
૨૧ પુરોહિત.
૨૩ નમતા.
૨૪ મર્યું.
૨૫ ચહેરાનો એક ભાગ.
૨૬ લેખિની.
૨૭ વગર.
૨૮ કલ્પિત વાતો.
૩૦ અંકુશ.
૩૧ તાપ.
૩૨ હુકમનામું ( અંગ્રેજી ).
૩૪ એક જાતનાં પક્ષી.
૩૬ એક પ્રકારની ચામડાની કોથળી.
૩૮ સંગીતનો એક સપ્તક.
૩૯ વહાણોમાં વપરાતી, એક ચીજ.
૪૧ એક જાતનું જનાવર.
૪૨ રોજી.
૪૪ એક જાણીતી નવલકથા.
૪૫ રજ

ઉભા.

૧ વ્રત.
૨ સારી સ્ત્રી.
૪ એક જાતનું કઠોળ.
૫ યોગ્ય.
૬ નાનું ગામ.
૭ સમુદાય.
૮ એક જાતનું જનાવર.
૧૦ સ્ત્રીની મિલકત.
૧૨ મઝા!
૧૪ જિંદગી.
૧૫ એક જાતનું ઓઢવાનું.
૧૬ એક જાતનું શાસ્ત્ર.
૧૮ હિન્દુઓનો એક તહેવાર.
૧૯ બાળકોની એક રમત.
૨૦ એક ધર્મનેતા.
૨૨ કાન્ત.
૨૪ 'રાઇનો પર્વત'માંનું એક પાત્ર.
૨૮ એક પ્રકારનાં વાજિંત્ર.
૨૯ શ્રમ પામતો.
૩૧ દરકાર.
૩૩ પીડવા.
૩૪ જિંદગીનો છેડો.
૩૫ હદ.
૩૭ છટા.
૩૮ પક્ષી.
૩૯ મંજુરી.
૪૦ સરસ્વતી દેવીનું એક નામ.
૪૨ ઉજ્જડ જગા.

નોંધઃ ઇનામી ઉખાણાંની હરીફાઇમાં ભાગ લેવાનો હકક ફકત જે સ્ત્રીઓ માસિકનાં ગ્રાહક હોય તેમનેજ છે. જે બ્હેનો જવાબ લખી મોકલે તેમણે પોતાનો ગ્રાહક **નંબર અવશ્ય જણાવવો જોઇએ.** ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાંથી નામ કાઢી નાંખવામાં આવશે.

ઉપર જણાવેલા ઉખાણાનો જવાબ તા. ૩૧ મી ઓગસ્ટ ૧૯૨૫ સુધીમાં મોકલી આપવો. જેમના જવાબ ખરા હશે, તેમનાં નામોની ચીઠ્ઠી નાંખવામાં આવશે. જે બ્હેનના નામની ચીઠ્ઠી નીકળશે તેમને "પકવાન પોથી અથવા પાકશાસ્ત્ર" નામે ઉપયોગી પુસ્તક ભેટ તરીકે અપાશે. આ હરિફાઇનું પરિણામ ઓકટોબર ૧૯૨૫ ના અંકમાં પ્રકટ કરવામાં આવશે અને જેઓ આવતા વર્ષમાં ગ્રાહક તરીકે ચાલુ રહ્યા હશે તેમનેજ ઇનામ ઉપર હકક રહેશે.

જુલાઇ ૧૯૨૫ ના અંકમાં આપેલા ઉખાણાની હરિફાઇનું પરિણામ સપ્ટેમ્બર ૧૯૨૫ ના અંકમાં પ્રકટ કરવામાં આવશે.

—તંત્રી **ગુણસુંદરી.**



# વિવિધ વિષયો.

## માતાને વ્યવહારોપયોગી સૂચનાઓ.

દરેક માતા પોતાના બાળકને તેને દરેક રીતે યોગ્ય ખોરાક આપવાનો પ્રયત્ન કરે છે. અને ઘણી માતાઓ પોતાના બાળકને તેની ઉમર પ્રમાણે શો ખોરાક આપવો તે જાણે પણ છે. તે છતાં માતાની બીજી કેટલીક ભૂલને લીધે ઘણા બાળકને ખોરાકની બાબતમાં ખરાબ ટેવો પડે છે. તે ટેવો પડયા પછી માતા તે સુધારવા માટે ઘણી ચિન્તા કરે છે જો કે તે વખતે તેને ભાગ્યેજ ખબર હોય છે કે પોતાની ભૂલનેજ લીધે બાળકમાં એ ટેવો પડેલી છે. ડૉ. ડગ્લસે એ સંબંધી લખેલા એક લેખમાંથી નીચે ઉતારો આપીએ છીએ. ડૉ. ડગ્લસ કહે છે કે દરેક માતા નીચેના સવાલો પોતાને પૂછી જુએ અને તેના જવાબ શોધવા પ્રયત્ન કરે છે. તેના જવાબમાંજ માતાની કયાં ભૂલ છે તે જણાશે.

(૧) તમે તમારા બાળકના ખોરાક માટે બહુ ચિન્તા કરો છો? જો તેમ હોય તો તમે તે બાળકને જમવાની દરેક ટંકે નાટકમાંના નાયકના જેટલું મહત્વ આપતાં હોવા જોઈએ, બાળકને આવી રીતે મહત્વ આપતાં હોવા જોઈએ. બાળકને આવી રીતે મહત્વ આપો તે તેને ગમે છે. પણ તેને માટે ખરાબ છે.

(૨) એની ખાવાની ટેવો વિષે એના સાંભળતાં બીજાને વાત કરો છો? જો તેમ હોય તો પણ બાળક પોતાને કેટલું મહત્વ અપાય છે તે સમજે ને તેથી બાળક બીજા કરતાં જુદા પડવાની પોતાની ટેવ ચાલુ રાખવા મથશે.

(૩) બાળક પોતાની મેળે ખાઇ શકે તેટલી મોટું થાય પછી પણ તમે તેને ખવડાવવાની [illegible] કરો છો? કારણ કે તમારે માટે તેને ખવડાવવું તે તેને ખાવાં શીખવવા કરતાં સહેલું પડતું હોય, તમે એને ખવડાવો તેથી એને બીજા ઉપર આધાર રાખવાની ને કચાટ કરવાની ટેવ પાડો તેના કરતાં થોડા દાણા વેરીને તે પોતે ખાય તે બહેતર છે.

(૪) ઘરમાં બાળક સિવાય બીજું કોઇ ખાવાનાને માટે ચીઢણું છે? તેમ હોય તો બાળકને બીજાનું અનુકરણ કરવું ગમે છે તો તે બાળક તે માણસનું અનુકરણ કરે.

(૫) બાળકને માટે તમે આવો પુષ્ટીકારક અને સહેલાઇથી પચે તેવો ખોરાક પસંદ કરો છો? ને તેને ખવડાવતાં પહેલાં તે ખોરાક સારી રીતે ઠરવા દો છો?

(૬) તમારા બાળકને ઘરમાં મોટાં જે બધું ખાય પીએ તે ખાવાની છૂટ આપો છો? જે બાળકને ચ્હાય કોફી તથા બહુ મસાલાવાળી તથા ગળી ચીજો ખાવાની ટેવ પડે છે તે બાળકની તંદુરસ્ત બાળકના જેવી ભૂખ રહેતી નથી.

(૭) બાળકનો ખોરાક આંખને ગમે તેવો બનાવીને પીરસો છો? તેમજ એકી સામટો બહુ તો પીરસતા નથી ને?

(૮) તમે તમારા બાળકને નિયમિત રીતે જમાડો છો? બાળક બહુ વખત સુધી ભૂખ્યું ન રહી શકે તે વાત ખરી પણ એથી નક્કી કરેલા બે ટંકની વચ્ચે તો કાંઇ ખાવાનું આપતા નથી ને?

(૯) તમને એમ લાગે કે બાળક રાત્રે બરોબર ઉંઘતું નથી, આખો દિવસ કચાટ કરે છે, જેમાં તેમાં મિજાસ કરે છે જેના તેનાથી બ્હીએ છે તો જાણવું કે બાળકની ખાવાની ટેવો તથા બીજી ટેવોમાં કંઇ વાંધો છે.

(૧૦) તમને ખબર તો છે ને કે બાળક ગુસ્સામાં હોય, બ્હીધેલું હોય, ચિન્તા કરતું હોય

ત્યારે પોતાનો ખોરાક બરોબર પચાવી શકતું નથી. પહેલાં તેનો ગુસ્સો, ચિન્તા કે બ્હીક દૂર કરો ને પછી તેને ખાવાનું આપો.'

( ૧૧ ) એને ખવડાવવાનો પ્રયત્ન કરતાં દુઃખ લાગે એવું તો કાંઈ ત્હમે કરતાં નથી ને ?

( ૧૨ ) એક બાળકને અમુક ચીજ આપી બીજાને તે ચીજ ન આપી તે બેની વચ્ચે અદેખાઈ ઉત્પન્ન થાય તેવું તો ત્હમે નથી કરતાં ને ? બીજા છોકરાંને મળી શકે તે ચીજ તેને કેમ ન મળી શકે તેનું કારણ દરેક બાળકને સમજાવવું જોઇએ.

( ૧૩ ) ફક્ત ત્હમે કહો માટેજ બાળકે ખાવુંજ જોઈએ એવો હુકમ તો ત્હમે બાળક ઉપર નથી કરતાં ને ? ત્હમે જે ખાવાનું કહો છો તેને માટે સારૂં છે એમ તેને સમજાવવું કે વધારે સારૂં છે તેને સમજાવવી જોઇએ કે તેની તંદુરસ્તી માટે જે ચીજો તેને ખાવાની જરૂર છે તે ચીજો તેને ગળવી જોઇએ તે સાથે તેને સમજાવવું જોઈએ કે તંદુરસ્તીનો સવાલ આડો નહિં આવે તેવી ચીજોમાં ત્હમે તેની મરજીને સ્વાદ પ્રમાણે કરશો.

( ૧૪ ) બાળક અમુક ચીજ ખાશે કે નહિં એવી શંકા કરી આગળથી ત્હમે તે ચીજ ન ખાવાનો વિચાર બાળકના મગજમાં અજાણ્યે મૂકતાં તો નથી ને ? બાળકને જરાપણ એમ ખબર પડશે કે ત્હમે માનો છો કે અમુક ચીજ એ કદાચ નહિં ખાય તો જરૂર તે ચીજ તે નહિંજ ખાય. પણ કંઇ પૂછયા વગર તેને તેજ ચીજ આપશો તો તેને ખાવાનીજ છે માનીને તરત ખાશે.

( ૧૫ ) બાળક કદાચ એક ટંક નહિં જમે તેની ચિન્તામાં તે અમુક ચીજ ન ખાય તેને બદલે બીજી ચીજો આપી ત્હમે તેને જમાડો છો ? એક ટંક બાળક નહિં ખાય તો તેને કંઇજ નુકસાન નહિં થાય. વીસ મીનીટ કે અર્ધો કલાક સુધી ત્હમે પીરસેલી ચીજ તે ખાય છે કે નહિં તે જુઓને ન ખાયતો પછી તેની પાસેથી તે લઇ લો. ને પછી ખાવાની બીજી ટંક સુધી તેને કંઇજ આપતાં નહિં.

**લગ્ન કરવા ઇચ્છતી ૪ વેશ્યાઓ**

હિંદી માસિક " ચાંદ "માં ઉપરના મથાળાનો દરેકને વાંચવા ને વિચારવા લાયક લેખ આવ્યો છે—તેમાંનો થોડો ભાગ અમે નીચે આપીએ છીએ.

– – વેશ્યાઓની સ્થિતિ વગેરે ઉપર પ્રકાશ પાડવાના ઉદ્દેશથી અમે વેસ્યા અંક કાઢયો હતો. એ અંકનો મુખ્ય હેતુ કોઇ પણ રીતે વેશ્યાઓનો ઉદ્ધાર કરવાનો હતો. તેજ વખતે અમે લખ્યું હતું કે વેશ્યાઓનો ઉદ્ધાર બે રીતે થઈ શકે. એક તો જ્યારે વેશ્યાઓ પોતેજ પોતાનું પતિત જીવન છોડી દઈ સુધારવાની ઇચ્છા કરે ત્યારે, ને બીજું સમાજના નેતા તેમજ બીજા સભ્યો તે લોકોને સુધારવા માટે પ્રયત્ન કરે ત્યારે. અમે એ સવાલ ઉપર ચર્ચા કરતી વખતે સ્પષ્ટ કહ્યું હતું કે વેશ્યાઓનો ઉદ્ધાર કરવા માટે સ્વાર્થ ત્યાગ તથા આન્તરિક સહાનુભૂતિ એ બે ચીજની ખાસ આવશ્યકતા છે. હમણા એ લોકોને મદદ કરવાનો વખત આવ્યો છે. તેથી સમાજના નેતાઓના તથા સ્ત્રીઓની પવિત્રતાના ગૌરવમાં દેશનું ગૌરવ સમજી કંઇ પણ કરવાને તૈયાર છે એવા યુવક વર્ગને અને બીજા લોકો જે માતૃભૂમિના કલ્યાણ માટે સમસ્ત ત્યાગ કરવા તૈયાર થયા છે તેવાઓને અમે કહીએ છીએ કે કામ કરવાનો વખત આવ્યો છે; તેને ફોકટ જવા ના દેશો. સમાજ ને દેશના હિત ખાતર ત્હમારાથી થાય તે કરી ત્હમારી સહાનુભૂતિ દર્શાવો.

અમને એ જાણીને અત્યંત આનંદ થયો છે કે અમારો વેશ્યા અંક વાંચીને વેશ્યાઓમાં પણ સદ્વૃત્તિનો વિકાસ થયો છે. અમે કહ્યું હતુંજ કે વેશ્યાઓના પણ હૃદયમાં પુણ્યભાવનો તદ્દન તો અભાવ હોઈ શકે જ નહિં. તેનો અમને દાખલા પૂર્વક ટેકો મળ્યો છે. અમારો વેશ્યા અંક પહેલેથી છેલ્લે સુધી વાંચીને એક પ્રતિષ્ઠિત શાણીએ અમને એક કાગળ લખ્યો છે. તેમાં લખ્યું છે કે એમની જાણમાં ચાર વેશ્યાઓ છે જે પતિત જીવનથી કંટાળીને લગ્ન કરી ગૃહસ્થાશ્રમ માંડવા તૈયાર થઇ છે. એ ચારમાંની બે સ્હેજ મોટી વયની છે એટલે એકની ઉમર ૨૮ વર્ષની ને બીજીની ૩૧ વર્ષની છે જ્યારે બીજી બે તો તદ્દનજ નાની વયની છે. તે બે તો હજી એ લોકોના પાપમય જીવનથી કલુષિત થઇ નથી. એ લોકો તદ્દન પવિત્ર છે એમાંની એકની ઉમર છે ૧૦ વર્ષની ને બીજીની છે ૧૩ વર્ષની. પહેલી બે એ તો અત્યાર સુધીના પોતાના જીવનનો મોટો ભાગ પાપમય જીવનમાંજ ગાળ્યો છે. પણ બીજી બે તો તદ્દન પવિત્રજ છે.

અમને એ બે નાની સુકુમાર બાળાઓ માટે ઘણું દુઃખ લાગે છે. એ બે એ પાપમય જીવનમાં પડવા માગતી નથી અને તેઓ માટે અમે અંતઃકરણ પૂર્વક સહાનુભૂતિ દર્શાવીએ છીએ. હવેજ સમાજ સુધારકોની ખરી કસોટીનો વખત આવ્યો છે. આ વેશ્યાઓને સમાજ શું જવાબ આપે છે તે જોવાનું છે. આપણા દેશના અવિવાહિત યુવકોને માટે પણ આ સારી તક છે. એથી લોકોએ પોતાની ન્યાતજાતની પરવા કર્યા વગર આ વેશ્યાઓને મદદ કરવા કંઇ કરવું જોઇએ. ઉપર જણાવેલી નાની બે કુમારિકાઓ તદ્દન પવિત્ર છે કે જો કે તે બંનેની માતાઓ વેશ્યાઓ જ છે ને માતાના કવ્યભિચારના પરિણામ રૂપજ તેઓ જન્મેલી છે. પણ માતાના અપરાધ માટે પુત્રીને શિક્ષા કરવી તે કયાંનો ન્યાય ? માતા દુરાચારિણી માટે શું પુત્રીઓને પણ ફરજીઆત તેવાજ જીવનમાં સડવા દેવી ? આવી કેટલીક આપણી અન્ધ માન્યતાઓને લીધેજ આપણા દેશની અધોગતિ થઈ છે. માતા દુરાચારિણી તે વાત ખરી પણ એ માનવું ખરૂં નથી કે માતાનું પાપ પુત્રીમાં ઉતરેજ. પણ આપણા સમાજની માન્યતા તેથી ઉલટીજ છે ને તેથી જ સમાજને ઘણું નુકશાન થયું છે. આપણી અધોગતિ આવી સંકુચિત ને અનુદાર માન્યતાઓનેજ આભારી છે. પૂર્વેના કાળમાં આવી અનુદાર નહોતી. જે રાજા ભરતના નામથી આપણો દેશ ભારતવર્ષ કહેવાય છે તે ભરત દુષ્યન્તને શકુન્તલાનો પુત્ર હતો. શકુન્તલા તે સ્વર્ગની વીરાંગના મેનકાની પુત્રી હતી. કોણ એવો હિંદુ છે કે જે ભરતના નામના ગર્વથી ઠોકું ઉચું નહિં કરે ? અમારા કહેવાનું તાત્પર્ય એ છે કે માતા પિતાના દોષ માટે પુત્ર કે પુત્રી અપરાધી ગણાય નહિં. જે પાપ કરે તે પાપી. કોઇ પુરૂષ કે સ્ત્રી પાપી હોય તો તેના એક નિર્દોષ પવિત્ર બાળકનો બહિષ્કાર કરવો તેજ એક મોટું પાપ છે. એક વખત એક વેશ્યાએજ અમને કહ્યું હતું કે એની એક બ્હેન પરણીને સુખી છે. તેની બ્હેનને બે સુંદર બાળકો છે. ત્યારે પોતે દરેક પાપી પુરૂષની પાપવાસનાની આકૃતી બનીને ફરે છે—આમ કહી તે વેશ્યા ખૂબ રડી હતી તેને પરણવાનું મન હોય પણ કોણ પરણે ? આવી સારા વિચારવાળી વેશ્યાઓ ન છુટકે પોતાના પતિત જીવનમાં પડી રહે છે. ઘણી વેશ્યાઓને અમે એ લોકો ના માતાપિતાને ગાળો દેતા સાંભળી છે. કારણ કે તે લોકો સમજે છે કે માતાપિતાના પાપનું પરિણામ તે લોકોને ફરજિયાત ભોગવવું પડે છે. પણ બરોબર તપાસતાં ખબર પડશે કે આ બધામાં મૂળ સમાજ નોજ દોષ છે. આ ઘોર અનર્થ માટે અપરાધી સમાજ જ છે. વાંચનાર વિચાર કરી જુએ કે ઉપર લખેલી બે બાળાઓને પરણનાર કોઇ નીકળ્યું નહિં. ( સમાજની બ્હીકે કે ગમે ‧ તે કારણસર ) એ બેનો ઉદ્ધાર કરવાને કોઇ તૈયાર થયું નહિં, તો તે લોકોની શી દશા ? એ વિષે કલ્પના કરતાં પણ કંપારી છુટે છે. વેશ્યાઓ રૂપી અગ્નિ જે સમાજને બાળે છે તેમાં બળતણ રૂપી આ બે બાળાઓ પડશે ને પછી ભડકાના રૂપમાં આવી સમાજનેજ બાળવા તૈયાર થશે.

પેલી બે મોટી ઉમરની વેશ્યાઓની બાબતમાં અમે કેટલુંક કહેવા માગીએ છીએ. એ ખરૂં કે અત્યારસુધીનું એ લોકોનું જીવન પાપમય હતું. પણ તે લોકોને મદદ મળે તો હજી પણ સારી ગૃહિણી થઇ શકે તે સંભવિત છે. દુનીઆના બધા જ ધર્મના મત પ્રમાણે પ્રાયશ્ચિત રૂપી અગ્નિમાં ગમે તેવા પાપો ભસ્મ થઇ જાય છે. આ વેશ્યાઓના હૃદયમાં પણ પ્રાયશ્ચિત રૂપી અગ્નિ પ્રજ્વલિત થયો છે. કોઇ મોટી ઉંમરના બે વિધુર ધારે તો એ બે સાથે લગ્ન કરી શકે ને હંમેશને માટે એ બંનેને પાપમાંથી બચાવી શકે. એ વેશ્યાઓ સાથે લગ્ન કરનારાઓએ સમાજ ઉપર પણ મોટો ઉપકાર કર્યો ગણાશે. જો કોઇને મરજી હોય તો અમારા ( ચાંદના અધિપતિ ) ઉપર લખે. અમે એ વેશ્યાઓનું શિરનામુ આપીશું.

આ પ્રસંગે એક વાત કરવી અયોગ્ય નહિંજ ગણાય. હિન્દુ સમાજનો એવો ધારો છે કે પતિત લોકોનો બહિષ્કાર કરવો. તેનું પરિણામ એ થાય છે કે તેવા પતિત લોકોને ન છુટકે પોતાના ખાડામાં પડી રહેવું પડે છે. નહિં તો ખ્રિસ્તી કે મુસલમાન ધર્મ સ્વીકારવો પડે છે. અમે અમારા વેશ્યા અંકમાં ખ્રિસ્તીઓએ શરૂ કરેલા વેશ્યાઓના ઉદ્ધાર માટેના આશ્રમની વાત કરી હતી તે આશ્રમમાં જતી વેશ્યાઓ ખ્રિસ્તી ધર્મ સ્વીકારશે. તેઓ લગ્ન કરશે, ને પછી તેઓના છોકરાં ખ્રિસ્તી ધર્મ જ પાળશે. આમાં અમારો કહેવાનો અર્થ એ છે

કે ધર્મને નામે એ લોકોનો બહિષ્કાર કરવામાં આવે છે પણ તેમાં તે ધર્મનેજ નુકસાન પહોંચે છે. પ્રસંગવશાત્ અમારે કહેવું જોઇએ કે હિંદુઓએ પોતાની સંખ્યા ઓછી થાય તે માટે બેદરકાર રહેવું તે સારૂં નથી. એટલું હંમેશ યાદ રાખવું કે જે જાતની સંખ્યા વધારે હશે તે હંમેશ ઉંચુ સ્થાન પામશે. એ સંખ્યાનું સંગઠન થવું જોઇએ એ વાત ખરી પણ સંખ્યાનું પ્રમાણુ તે પણ એક મુખ્ય બાબત છે. ખ્રિસ્તીઓની ચઢતીનું એક કારણ તે લોકોની મોટી સંખ્યા પણ છે.

**સંયુક્ત કુટુંબને લગતો કાયદો.**

"લીવીંગ એઇજ" નામના માસિકમાં ઉપરના મથાળા નીચે એક લેખ પ્રકટ થયો છે. તેનો થોડોક ભાગ અમે નીચે આપીએ છીએ તે બધાંનેજ ને તેમાં ખાસ કરીને સંયુક્ત કુટુંબમાં રહેનાર વ્યક્તિઓને જાણવા જેવો છે. જાપાનના મિ.સાઈ નામના એક પ્રખ્યાત વેપારી મોટા કુટુંબનો એ કાયદો છે.

૧. સમગ્ર કુટુંબના બધાજ માણસોએ એકમેકની સાથે સંપ ને શાન્તિથી એકત્ર રહેવું જોઇએ

૨. કરકસર એ સુખનું મૂળ છે ને ઉડાઉપણું એ નાશનું મૂળ છે, તેથી કુટુંબમાં બધાએ કરકસરથી રહેવું

૩. કુટુંબના સલાહકાર વકીલની રજા સિવાય કુટુમ્બની કોઈ પણ વ્યક્તિ કંઈ દેવું કરી શકે નહિ. તેમજ પરણી પણ શકે નહિં.

૪ કુટુંબની પ્રત્યેક વ્યક્તિને કુટુંબની સમગ્ર આવકમાંથી વાર્ષિક હિસ્સો મળશે. બીજા કુટુંબમાં પરણીને ગએલી છોકરીઓને પણ તેમનો હિસ્સો મળશે.

૫. કુટુંબના દરેક પુરૂષે કામ કરવું પડશે. કોઈ માણસ શરીરે અશક્ત થાય ત્યાર સિવાય કામ છોડી શકશે નહિં.

૬. કુટુંબના મધ્યસ્થ સલાહકાર વકીલ વખતોવખત કુટુંબના બધા હિસાબ કીતાબના ચોપડા તપાસશે.

૭. કામ કરવા માટે હંમેશા કાબેલ માણસોને રોકવા. કોઈ રાખેલો માણસ ઘડપણથી કે બીજા કોઇપણ કારણસર નાલાયક ઠરે અથવા તો કોઇ માણસ કામમાં જોઇએ તેટલી હોંશિયારી ન રાખે તો તેવાઓને કાઢી તરત બીજા સારા યુવાન, લાયકને રાખવા ને પછી દરેક માણસને તેને લાયકજ કામ સોંપવું.

૮. જેટલું કામ હાલ હોય તેટલું બરાબર કરવું. કુટુંબના સલાહકાર વકીલની સંમતિ સિવાય બીજા કામ માથે લેવા નહિં.

૯. કોઇપણ વ્યક્તિ પહેલેથી યોગ્ય કેળવણી મેળવ્યા વગર બીજાના કામ ઉપર બરોબર દેખરેખ પણ રાખી શકે નહિં. માટે કુટુંબના દરેક યુવક પાસે પહેલેથી નાના કામથી શરૂ કરાવવું. ધીમે ધીમે બધું શીખે પછીજ કંઇક જોખમવાળી જગ્યા કે કામ માથે લઇ શકે

૧૦. વેપારમાં દીર્ઘદૃષ્ટિ રાખવી જરૂરની છે. આગળ જતાં બહુ ગેરફાયદો થાય એમ હોય તેના કરતાં આજે થોડું નુકશાન વેઠી લેવું સારૂં છે.

૧૧. કોઇપણ મહત્વના કામ પ્રસંગે કુટુંબના બધા માણસો એકઠા કરીને સલાહ લઇને કામ કરવું કે જેથી કંઇ ભૂલ થવાનો સંભવ રહે નહિ. કોઇ માણસ કંઇ ભૂલ કરે તો કુટુંબનો સલાહકાર વકીલ તેને યોગ્ય શિક્ષા કરી શકશે.

૧૨. તમે પરમેશ્વરના બાળક છો તો પરમેશ્વરને સંભારો. તમારા રાજાને માન આપો, તમારા દેશ માટે ભક્તિ ધરાવો અને નાગરિક તરીકે ફરજ બરોબર બજાવો.

**તરૂણ ગુનેહગારો માટે કોણ જવાબદાર છે?**

"ધી વર્લ્ડ ટુડે" માં ઉપરના મથાળા નીચે ઘણો વિચારવા લાયક ફકરો આવ્યો હતો. તે અમે નીચે આપીએ છીએઃ—

દરેક માતા પિતાના મન ઉપર સ્પષ્ટ ઠસાવવું જોઇએ કે પોતાની સંતતિના ભવિષ્યના સુખને ચારિત્ર્ય માટે તે લોકોજ જવાબદાર છે. ચીનનું આ બાબતમાં અનુકરણ કેમ ન કરવું? છોકરાંઓના ગુનાહ માટે તેમનાં માતપિતા તેમજ કોઇ વાર આસપાસનાં સગા સંબંધી તથા પાડોશીઓને પણ જવાબદાર ગણવામાં આવે છે. ત્યાં એવો એક

બનાવ બન્યો કે જેમાં એક છોકરાએ પોતાના બાપને મારી નાંખવાનો ગુનોહ કર્યો. કોર્ટમાં કેસ ચાલતાં નીચે પ્રમાણેના માણસોને સજા થઇ. તે છોકરો તથા તેનો કાકા જે એને ઉછેરતો હતો તે બંનેને ફાંસીની સજા. તે છોકરો જ્યાં ભણતો હતો તે નિશાળના શિક્ષકને તેના ગામથી ૨૦૦૦ માઇલ દૂર જવાની દેશનિકાલની શિક્ષા અને તે છોકરો જ્યાં રહેતો હતો તે ઘરની આસપાસના બંને પાડોશીઓને તેમના ગામથી ૧૦૯૦ માઇલ દૂર જવાની દેશનિકાલની શિક્ષા. જેથી જે લોકો સીધી કે આડકતરી રીતે ઉપરના ગુનાહ માટે જવાબદાર હતા તે બધાને સજા કરવામાં આવી હતી. નિશાળના શિક્ષક તે છોકરાને યોગ્ય શિક્ષણ આપી તેનું સારૂં ચારિત્ર્ય ઘડવાની ફરજમાં ચૂકયો તેથી; આડોશીપાડોશીએ ખૂન થતું અટકાવવું જોઇતું હતું તે અટકાવી ન શકયા ને પાસે જ રહેતા હતા એટલે તે છોકરાને અવશ્ય ઓળખતા જ હોવા જોઇએ ત્યારે શું પરિણામ તે સમજીને ચેતવું ને ચેતાવવું જોઇએ તે પ્રમાણે ચેત્યા કે ચેતાવ્યા નહિં માટે તેઓને પણ સજા ખમવી પડી."



## સાભાર સ્વીકાર.

ઈન્સાફ ( મુંબાઈ ) : વર્ષ ૫ મું ; અંક : ૩૯ અને ૪૮ તંત્રી : મુન્સી ફતેહખાન અહમદખાન. વાર્ષિક લવાજમ : રૂ. ૪–૦–૦

કૃષ્ણભૂમિ ( ગોંડલ ): પુ. ૧લું; અંક ૫મો. તંત્રીઃ શ્રી. જે. કે. વૈદ્ય, વાર્ષિક લવાજમ: રૂ.૪–૦–૦

જાગૃતિ ( મુંબઈ ) વર્ષ ૧ લું. આષાઢ અંક તંત્રીઃ શ્રી ધીરજલાલ કેશવલાલ તુરખીયા વાર્ષિક લવાજમ: રૂ. ૨–૦–૦.

હેવાલઃ શ્રી કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળ ( કડી ) નો સં. ૧૯૮૦–૮૧.



# સ્ત્રી જગત્.



## હિંદ.

મુંબાઇમાં રાષ્ટ્રીય સ્ત્રીસભા, ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ, તેની સાંતાક્રુઝની શાખા, હિંદુ લેડીઝ સોશિઅલ ક્લબ, તથા પાથારે પ્રભુ મહિલા મંડળના આશરા હેઠળ મુંબાઇની સર્વ કોમની સ્ત્રીઓની એક જાહેર સભા દેશ બંધુ ચિત્તરંજન દાસના અવસાન માટે દીલગીરી પ્રદર્શિત કરવા તા. ૧ લી જુલાઇને દિવસે માધવબાગમાં મળી હતી. પ્રમુખસ્થાન શ્રીમતી અવંતિકાબાઇ ગોખલેને આપવામાં આવ્યું હતું તે સમયે શ્રીયુત જયકર તથા શ્રીયુત જયસુખલાલે સ્વ. દાસના જીવન ચરિત્રપર વિવેચન કર્યું હતું શ્રીમતી સરોજિની નેડુ તથા બીજી સન્નારીઓએ દીલગીરીના ઠરાવ રજુ કર્યા હતા

× × ×

મુંબાઇની સારસ્વત મહિલાસમાજે મદ્રાસની પતિતસ્ત્રીઓને આશ્રય આપનાર 'યુવતી શરણાલય' નામની સંસ્થાના લાભ માટે 'બાલવીર ધ્રુવ' નું નાટક તથા ખાદીના ફેલાવા માટે 'સમાજ સેવા'નુ નાટક ભજવી બતાવ્યું હતું 'બાલવીર ધ્રુવ'ના ખેલમાં રા. જયકર તથા રા. કાનજી દ્વારકાદાસે હાજરી આપી હતી. તેમણે આવા લોકહિતના કાર્ય માટે સારસ્વત સ્ત્રીઓને ધન્યવાદ આપ્યો હતો.

× × ×

મુંબાઈ પ્રાંતિક ભાટીઆ પરિષદ્‌ના આશ્રય નીચે ભાટીઆ સ્ત્રીઓની એક જાહેર સભા મુંબાઇમાં કાલબાદેવી રોડ પર શ્રી હાલાઇ ભાટીઆ મહાજન વાડીમાં તા. ૪થી જુલાઇને દિવસે મળી હતી. પ્રમુખ પદ સૌ શામદોરબાઇ રામદાસ રાઘવજીને આપવામાં આવ્યું હતું. આ પ્રસંગે જ્ઞાતિમાંના રીત રીવાજો ઘટાડવાની બાબતના ધારા ધોરણના સુધારેલા ખરડા પર વિચાર ચલાવવામાં આવ્યો હતો પરંતુ નવા ખરડામાં ખર્ચના જે નિયમો ઘડવામાં આવ્યા હતા તે ગરીબોને પરવડે તેવા નથી એવો વિરોધ ઘણી બ્હેનોએ દર્શાવવાથી તેમણે તેમાં સહી કરવાની ના કહી હતી. એટલે કંઇ પણ નિર્ણય કર્યા વિના સભા વિસર્જન થઈ હતી

× × ×

મુંબાઇમાં તા. ૧૧ મી જુલાઇએ સેવાસદન સોસાઇટીનો વાર્ષિક મેળાવડો મલબારી મેમોરીઅલ હૉલમાં સર ચીમનલાલ સેતલવાડના પ્રમુખપણા હેઠળ ભરવામાં આવ્યો હતો ઘણી સન્નારીઓએ ત્યાં હાજરી આપી હતી ત્યાંના લેડી સુપરીંટેંડંટ મિસ ભીખાઈજી એંજીનીઅરે રીપોર્ટ વાંચી સંભળાવ્યો હતો.

× × ×

મુંબાઇમાં રામ ભરોસ રામદીન નામનો પુરૂષ પોતાના શેઠના મકાનનું ભાડું લોકો પાસેથી ઉઘરાવતો હતો. એક દિવસ રાત્રે નવ વાગે તે રમાબાઈ ચાંદસીની ઓરડીમાં ગયો અને તેને સતાવવાનો પ્રયત્ન કર્યો. રમાબાઇએ પોતાના શિયળના રક્ષણ માટે ચપ્પુવડે તેને ઘા કર્યો. તે માણસ ત્યાંથી નાસીને દાણાની દુકાનમાં ગયો. થોડીવાર પછી પાછો આવ્યો અને જમીનપર પડી ગયો. તેને જે. જે. હૉસ્પિટલમાં લઇ જવામાં આવ્યો. ત્યા તે થોડા દિવસ પછી મરણ પામ્યો.

× × ×

મુંબાઈ પાસે ઘાટકુપરમાં એક હિંદુ યુવતીને તેનો ધણી અતિશય માર મારતો તથા તેનાપર

જુલમ કરતો હતો. સાસુ તેને અટકાવતી નહિ. એક દિવસ સવારે દૂધવાળો આવ્યો ત્યારે તેણે જોયું તો સ્ત્રીનો ધણી તેનું માથું પકડીને ભીંત સાથે અફાળતો હતો. ધણી બહાર ગયો અને સાસુ દર્શન કરવા ગઇ એટલે સ્ત્રીએ આ ત્રાસથી કંટાળીને કપડાં સળગાવીને આપઘાત કર્યો. બધાંએ મળીને એમ ઠરાવ્યું કે સ્ત્રી ચુલો સળગાવતાં અકસ્માત્ દાઝી જવાથી મરણ પામી ધણી એ જગા છોડીને બીજે રહેવા ગયો. ( ગુજરાતી કેસરી )

× × ×

મુંબાઇના જાણીતા પારસી મિ. એસ. આર. બમનજી પૅરીસમાં એક ફ્રેંચ સ્ત્રી સાથે પરણ્યા છે. મિ. બમનજીની ઉમર લગભગ ૬૦ વર્ષની છે. લગ્ન વખતે તેમણે ખાદીનો સાદો પોશાક પ્હેર્યો હતો. કન્યાની વય ૨૨ વર્ષની છે.

× × ×

ઈ. સ. ૧૯૨૧માં મુંબાઇ ઇલાકામા પાંચ વર્ષથી ન્હાની ઉંમરની પરણેલી કન્યાઓની સંખ્યા ૪૮,૯૮૧ હતી તેમાંથી હિંદુ કન્યાઓ ૪૫,૪૨૮ હતી. એટલીજ ઉંમરની વિધવાઓ કુલ ૨૩૪૪ અને તેમાંથી હિંદુ ૨૦૭૧ હતી પાચથી દસ વર્ષની પરણેલી કન્યાઓ ૨,૬૧૩૭૫ અને તેમાંથી હિંદુ ૨,૪૨,૫૧૯ હતી. એજ ઉંમરની કુલ વિધવાઓ ૧૩,૬૭૪ હતી અને તેમાંથી હિંદુ વિધવાઓ, ૧૨,૧૦૬ હતી. દસથી પંદર વર્ષની પરણેલી કન્યાઓ ૬,૪૨,૯૯૮ હતી, અને તેમાંથી હિંદુ ૫,૮૦,૯૦૩ હતી. એટલી ઉંમરની કુલ વિધવાઓ ૩૮,૯૯૦ અને તેમાંથી હિંદુ ૩૧,૫૭૦ હતી.

× × ×

સુરતના એક રહીશ વીસાલાડ વાણિયા હીરાલાલ મોતીરામ મારફતીઆએ હાંસોટના દશા શ્રીમાળી વણિક દ્વારકાદાસ આત્મારામ દેસાઇની દીકરી સુશીલા ઉર્ફે ભુરીબાઈ સાથે વિલેપાર્લેમાં ગઈ તા. ૨ જી એ પુનર્લગ્ન કર્યું હતું. સુશીલા આશરે બાર તેર વર્ષની ઉંમરે વિધવા થઇ હતી. હમણાં તેની ઉંમર ત્રીસ વર્ષની છે. તે ભણેલી છે. તેનો એક ભાઇ અને વૃધ્ધ માતા આજે હયાત છે. પિતા ઘણાં વર્ષથી ગુજરી ગયા છે.

× × ×

પ્રો. કર્વેની હિંદી સ્ત્રીઓની યુનીવર્સીટીની સેનેટની બેઠક તેના ચાન્સેલર સર એમ બી. ચે બલના પ્રમુખપણા નીચે તા, ૧૭ મી જુનને દિવસે પુનામાં . વીમેન્સકોલેજના હોલમાં મળી હતી. તે પછી કોન્વોકેશનનો મેળાવડો થયો હતો. તેમાં પાંચ સ્ત્રીઓને જી. એ. ( ગ્રેજ્યુએટ ઇન આર્ટસ ) ની ડીગ્રી આપવામાં આવી હતી. આ પ્રસંગને માટે ઇંગ્લંડથી મિ. હર્બર્ટ ફિશરે ભાષણ લખી મોકલ્યું હતું. તે પ્રો. દીવેકરે સભા આગળ સંભળાવ્યું હતું.

× × ×

દક્ષિણ હિંદમાં પ્હેલીજ વાર એક સ્ત્રીને એક મોટા મંદિરની ટ્રસ્ટી બનાવવામાં આવી છે. તેનો પતિ એ મંદિરનો ટ્રસ્ટી હતો તેના મરણ પછી પુત્ર ન હોવાથી તેની પત્નીને એ જગાએ નીમવામાં આવી. આ બાબત કેટલાક લોકોએ વાંધો ઉઠાવવાથી કોર્ટમાં ફરીઆદ થઈ, પણ પરિણામે સ્ત્રીને એ નીમણુક પર કાયમ રાખી છે. હજી પણ કેટલાક સભાસદો વિરોધ દર્શાવે છે

× × ×

મદ્રાસની હાઇકોર્ટમાં જસ્ટિસ વેંકટસુબારાવ પાસે એક એવો મુકદ્દમો આવ્યો હતો કે જેમાં એક શંકર આયર નામે તામિલ બ્રાહ્મણે પોતાની આઠ તથા છ વર્ષની બે પુત્રીઓને પાછી મેળવવાની અરજી કરી હતી આ કન્યાઓને ગંટુરમાં બે તેલુગુ બ્રાહ્મણો સાથે પરણાવવામા આવી હતી. તપાસ કરતાં માલુમ પડયું કે વર પાસેથી છોકરીઓના બાપે લગ્ન કરવા માટે પૈસા લીધા હતા. તે છોકરીઓને પાછી શા માટે માગતો હતો તે બરાબર સમજાયું નહોતું. સામા પક્ષ તરફથી એવું કહેવામા આવ્યું હતું કે કન્યાઓને બીજે ઠેકાણે ફરીથી પરણાવીને વધારે પૈસા મેળવવાનો લોભ બાપને લાગ્યો હતો તેથી તેમને પાછી માગતો હતો. જજે એવો હુકમ કર્યો કે છોકરીઓ ઉમર લાયક થાય ત્યાં સુધી તેમને બાપના કબજામાં સોંપવી.

× × ×

ઑગસ્ટ મહીનામાં સીમલામા કાઉન્સિલ ઑફ સ્ટેટની આવતી બેઠક વખતે તેના સભાસદ ઓન મિ. વી. રામદાસે નીચેનો ઠરાવ મૂકવાની

નોટીસ આપી છેઃ—" કાઉન્સિલની ચુંટણીમાં ઉમેદવાર થવાનો તથા બીજાને મત આપવાનો અધિકાર તે માટે લાયકાત ધરાવતી સ્ત્રીઓને આપવા માટે, ચુંટણીના નિયમોમાં ઘટતો ફેરફાર કરવાની ભલામણ આ કાઉન્સિલ નામદાર ગવર્નર જનરલને કરે છે. "

× × ×

ઇન્દોરની છાવણીમાં એક અગ્રવાલની છોકરી આવી હતી. છાવણીના કેટલાક મુસલમાન બદમાશોએ તેને જોરજુલમથી મુસલમાન બનાવવાનો પ્રયત્ન કર્યો. પણ છોકરીની તેવી ઇચ્છા ન હોતી. પછી તે બદમાશોએ કંઈકથી ચાર સોનાની વાળી લાવીને તે છોકરીના લુગડાને પાલવે બાંધી, અને તેને માથે ચોરીનું આળ ચડાવીને તેને પકડી. આવી રીતે તે છોકરીને મુસલમાનોના પંજામાં સપડાએલી જાણીને બાબુ ભગવાનદાસ અગ્રવાલ નામના એક સજ્જન તે છાવણીમાં ગયા. આ છોકરીને બદમાશોના પંજામાંથી છોડાવવાને માટે ત્યાંના શેઠ-સાહુકારોને તેમણે કહ્યું તેમણે જવાબ આપ્યો કે " પૈસાની જરૂર હોય તો અમે મદદ કરીએ. પણ આવી તકરારને માટે મૅજીસ્ટ્રેટ તથા પોલીસ પાસે જવાને અમે તૈયાર નથી. "

× × ×

મનોહરબાઇ નામની એક હિંદુ વિધવાને મુંબાઇથી કરાંચી લઇ જવામા આવી, અને સિંધના એક ગામમાં રૂ. ૫૦૦ એ વેચવામાં આવી. ખરીદ કરનાર મુસલમાન હતા. કેટલાક હિંદુઓને આ વાતની ખબર પડી અને તે સ્ત્રીને તેમણે છોડાવી. આ બાબત અદાલતમા કામ ચાલે છે. (ચાંદ)

× × ×

વડીધારાસભામા સર હરિસીંગ ગૉરે સંમતિવયના કાયદાનો ખરડો મૂકયો હતો. પણ તે ગઈ વખત પસાર થયો નહિ. તેથી એ ખરડાને તે નવા સ્વરૂપમાં ફરીથી મૂકવાના છે. આને તેમણે બાળ રક્ષણ ખરડો એવું નામ આપ્યું છે ૧૩ વર્ષથી અંદરનાં બાળકોનું રક્ષણ થાય, કન્યાઓની ૧૫ વર્ષની વય સુધી પરપુરુષથી તેમનું રક્ષણ થાય, અને પરણેલી બાલિકાઓ ૧૪ વર્ષની વય સુધી પતિના સમાગમથી દૂર રહી શકે એવો આ બિલનો હેતુ છે. આ નિયમનો ભંગ કરનાર પતિને દંડ સહિત એક વર્ષની સજા થઇ શકે, અને પરપુરુષને દંડ સહિત બે વર્ષની સજા થઇ શકે એવો નિયમ ખરડામાં મૂકયો.

× × ×

ગયા એપ્રિલ મહીનાની આઠમી તારીખે એક વાણીઆની નવ વર્ષની કન્યા ઘરમાંથી ખોવાઈ ગઇ. કેટલાક દિવસ પછી પાડોશીના ઘરમાંથી એ કન્યાની લાસ સડેલી સ્થિતિમાં જડી. કોઇ બદમાશોએ તેના પર બળાત્કાર કરીને પોતાનો ગુનોહ છુપાવવા માટે તેને મારી નાખી હતી. પોલીસને આ બળાત્કારની ખબર એક યુવક ફેરીવાળાએ આપી હતી. તેને પણ બદમાશોએ ઘરની અંદર બાળી મૂકયો. આ ખૂનોના સંબંધમાં સાત જણને પકડયા છે.

× × ×

દરામારી નામે ન્હાના ગામમાં અધરચંદ્ર મણામલની સ્ત્રી વિનોદિની દાસીને એક રાત્રે કેટલાક મુસલમાનો જોરજુલમથી ઉપાડી ગયા અને તેના પર બળાત્કાર કર્યો. બીજે દિવસે સવારે તે સ્ત્રી ઘેર પાછી આવી. તેણે વિલાયતઅલી અને કેરામતઅલી નામના બે મુસલમાન બદમાશોએ કરેલા અત્યાચારની બધી હકીકત કરુણાજનક શબ્દોમાં કહી સંભળાવી. તે બદમાશો પકડાતાં કૉર્ટે દરેકને દશ દશ વર્ષની સખત કેદની સજા કરી.

× × ×

લાહોરના રાયબહાદુર લાલા કુંજબિહારી થાપરની પુત્રી પ્રેમવતીએ આ વખત પંજાબ યુનીવર્સીટીની એમ. એ. ની પરીક્ષા ઇતિહાસનો વિષય લઇને સંમાન સહિત પાસ કરીછે. એ યુનીવર્સીટીની એમ. એ. ની પરીક્ષા પાસ કરનાર આ સૌથી પ્હેલી સ્ત્રી છે.

× × ×

કલકત્તાની કોર્ટમાં નીચેનો મુકર્દમો આવ્યો હતોઃ—

તા. ૧૧ મી ડીસેંબરની રાત્રે ત્રણ મુસલમાન તથા એક હિંદુ બદમાશ મળીને એક ૧૧ વર્ષની અનાથ બાલિકાને તમાશો બતાવવાને બ્હાને ગામની બહાર લઈ ગયા. ચારે બદમાશો દારૂના નિશામાં ચકચૂર હતા. એકાંત મેદાનમાં પ્હોંચ્યા એટલે

બધાની પાપવૃત્તિ જાગૃત થઈ. બિચારી બાલિકાપર દરેક બદમાશે બળાત્કાર કર્યો. આ કુકર્મ એટલી હદ સુધી કર્યું કે આખરે છોકરી બેહોશ થઈને મુડદા જેવી થઈ ગઈ. આ વાતની પછી ખબર પડતાં ચારે જણને પકડવામાં આવ્યા. કૉર્ટમાં જતા પ્હેલાં બે મુસલમાન આરોપીને જજે બે બે વર્ષની અને ત્રીજાને ચાર વર્ષની સખત કેદની શિક્ષા કરી ચોથો આરોપી નિર્દોષ ઠરતાં તેને છોડી મૂક્યો.

× × ×

કાનપુર જીલ્લાના દલેલનગરના રામધાર નામના પુરૂષની બિન્દો નામે ચૌદ વર્ષની પરણેલી પુત્રીને મૈકુ નામે પુરૂષ નસાડી લઈ ગયો હતો. તે બન્ને જણ મથુરામાં પકડતાં તેમને પોલીસ ચોકીપર લઈ જવામાં આવ્યાં ત્યાં છોકરીને જુદા જુદા માણસોએ સવાલ પૂછતાં દરેક વખત જુદી હકીકત કહેતી હતી. આખરે તેણે કહ્યું કે 'મૈકુ મારો ભાઈ છે અને મારે તેની સાથે જવું છે.' તેથી તેને સોંપવામાં આવી, અને રામધારને તારથી ખબર આપી. ત્રણ મહિના પછી સીયાલકોટનો પોલીસ હેડકોન્સ્ટેબલ છોકરીને લઈને મથુરામાં વિધવાશ્રમના મંત્રી પાસે ગયો. તેની પાસેથી ખબર પડી કે મૈકુ તથા બીજા ત્રણ આદમીઓ આ છોકરીને સીયાલકોટમાં વેચવા માટે લઈ ગયા હતા. તે પ્હેલાં તેમણે બીજી બે ચાર છોકરીઓને પણ વેચી હતી. પોલીસે ચારે માણસોને પકડ્યા છે અને તેમના પર કામ ચલાવવામાં આવ્યું છે. (ચાંદ)

× × ×

ગુરૂદ્વારા બિલના સંબંધમાં સીખ સ્ત્રીઓને મતાધિકાર આપવામાં નથી આવ્યો, તે માટે અસંતોષ જાહેર કરવાને પંજાબમાં મૉન્ટગોમરીમાં સીખ સ્ત્રીઓની એક સભા ભરવામાં આવી હતી. તે સ્ત્રીઓએ સરકારને વિનંતિ કરી હતી કે અમને પુરૂષોની માફકજ મતાધિકારી જલદી મળવો જોઇએ. તેમણે એવો ઠરાવ કર્યો હતો કે અમને આ અધિકાર નહિ આપવામાં આવે તો અમે વધારે ખળભળાટ કર્યા કરીશું, અને જ્યારે તે મળશે ત્યારેજ શાંત થઇશું.

પેજખર નામના ગામમાં રહેનાર હરિદાસી દેવી નામની એક સુંદર બ્રાહ્મણ કન્યાની માતા માંદગીથી બેભાન થએલી સ્થિતિમાં હતી. આ તકનો લાભ લઇને કેટલાક દુષ્ટોએ ત્યાં આવીને બાલિકાને ફોસલાવવાનો પ્રયત્ન કર્યો. તેની માતાની સારવાર કરવા માટે તેની માસીને બોલાવી લાવવાનું કહીને તેઓ છોકરીને સાથે લઇ ગયા. માતા જ્યારે સારી થઇ ત્યારે તેને ખબર પડતાં છોકરી માટે તેણે પોલીસને ખબર આપી આ બનાવને આજે ત્રણ વર્ષ થઇ ગયાં. એમ કહેવાય છે કે તે દુષ્ટોએ છોકરીને બારીસાલમાં લઇ જઇને વેચી હતી. હમણાં તે વાતનો ભેદ ખુલ્લો થવાથી છોકરી તથા તેના ખરીદનાર બન્નેને પકડીને કૉર્ટમાં આણ્યાં હતાં. ખરીદનાર વૃદ્ધ પુરૂષ છે. તે કહે છે કે 'મેં છોકરી સાથે લગ્ન કર્યું છે. પણ છોકરી તે વાત કબૂલ કરતી નથી. અત્યારે તેને બાલિકા-વિદ્યાલયમાં મૂકેલી છે અને ખરીદનાર, પોલીસના કબજામાં છે. વધારે તપાસ ચાલુ છે. (ચાંદ)

મંગલી નામના એક વીસ વર્ષના યુવાને રામદેવી નામની આઠ વર્ષની બાલિકા પર અમાનુષિક અત્યાચાર કર્યો. બરેલીના સેશન્સ જજે આરોપીને ચાર વર્ષની સખત કેદની સજા કરી. અલાહાબાદની હાઇકૉર્ટમાં અપીલ થતાં ત્યાંના જજે એ સજા કાયમ રાખી, અને તે ઉપરાંત આરોપીને ૩૦ ફટકા મારવાનો હુકમ કર્યો. (ચાંદ)

× × ×

રાયબરેલીમાં શ્રીમાન્ રાજા સર રામપાલસિંહજીના પ્રમુખપણા હેઠળ જીલ્લા હિંદુસભાની બેઠક થઇ હતી. તેમાં એક વિધવાઆશ્રમ તથા એક અનાથાલય ખોલવાનો ઠરાવ થયો હતો. તેજ સ્થળે એ કામ માટે લગભગ રૂ. ૩૭૦ એકઠા કરવામાં આવ્યા હતા. વધારે ફંડ એકઠું કરવા માટે ચાર કમીટીઓ નીમવામાં આવી હતી.

× × ×

અમૃતસરમાં એક મેલારામ નામનો વેપારી હતો. બહારના દેખાવ પરથી એમ લાગતું હતું કે તે કોઇ મોટા વેપારની આડતનું કામ કરે છે. પણ પોલીસને શક પડવાથી તેના ઘરમાં જઇને તપાસ કરી, ત્યારે ખબર પડી કે તે હલકી જાતિની સ્ત્રીઓને ઉંચી જાતિની કહીને વેચવાનો તથા ખરીદવાનો ધંધો કરતો હતો. એ વાતની સાબીતી

આપનાર ઘણા કાગળ એની પાસેથી નીકળ્યા. ભોલારામને પકડ્યો તે વખતે ઘણી સ્ત્રીઓ તથા તેમને ખરીદનાર: હાજર હતા અત્યાર સુધીમાં તેણે સેંકડો ભંગી તથા ચમાર જાતની કન્યાઓને બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય કહીને વેચી હતી આ વેપારમાંથી તેણે લાખો રૂપીઆ એકઠા કર્યા હતા. વધારે તપાસ કરતાં માલુમ પડ્યું કે ઉત્તર હિંદનાં લગભગ બધાં મોટાં શહેરોમાં તેની એજન્સી હતી; દરેક શહેર-માંથી તેના આડતીઆઓને પકડવામાં આવ્યા છે.
(ચાંદ)

જયપુરમાં એક વૃદ્ધ શેઠ ન્હાની કન્યાને પરણવા માટે આવ્યા વિવાહ કરાવનાર દલાલોએ તેમની પાસે ખૂબ પૈસા પડાવ્યા હતા કન્યા પોતાના કાકાને આશ્રયે રહેતી હતી કાકાએ પણ ધનના લોભથી વિવાહ નક્કી કર્યો હતો પણ કન્યાની માતાને આ વિવાહ પસંદ ન હતો તેણે તથા સગાં સબંધીઓએ મળીને કાકા તથા વરરાજા બન્નેને આ લગ્ન ન કરવા સમજાવ્યા પણ એકેએ માન્યું નહિ ત્યારે સગાસંબંધીઓએ એવી યુક્તિ રચી કે લગ્ન ગુપચુપ કરવા છે એમ કહીને તેનું સ્થળ બદલી નાખ્યું વરરાજાને નવી જગાએ બોલા-વીને એક છોકરાને તેની સાથે પરણાવી દીધો. લગ્ન પછી શેઠને ખબર પડી ત્યારે તેમના ક્રોધનો પાર રહ્યો નહિ ! વિવાહ કરાવનાર દલાલ પર ફોજદારી કામ ચલાવવાનો વિચાર કર્યો પણ લોકોએ સમજાવ્યા કે એમા તો ફક્ત વધારે ફજેતી થશે એટલે હાથ ઘસીને બેસી રહ્યા !
(ચાંદ)

આર્ય મહિલા હિતકારિણી મહાપરિષદનું વાર્ષિક અધિવેશન કાશીમાં બહુ ધામધુમથી થયું હતું. પ્રમુખસ્થાન મઝોલીનાં રાણી સાહેબને આપવામાં આવ્યું હતું, સ્ત્રી કેળવણીનો પ્રચાર, વિધવાઓને સહાય કરવા વિષે તથા એવી બીજી બાબતો પર મહત્વના ઠરાવ કરવામાં આવ્યા હતા.

× × ×

જનકિયા નામની સ્ત્રીએ પોતાના છ વર્ષના બાળકને દાગીનાના લોભથી મારી નાખ્યું ! બાળક મરી જાય તો એના ઘરેણામાથી પોતાને માટે નવાં ઘડાવી શકાય તે માટે તેણે આમ કર્યું ! તે સ્ત્રી પર કોર્ટમાં કેસ ચાલ્યો અને જજે તેને ફાંસીની સજા કરી (ચાંદ)

× × ×

કરૌલીનાં યાદવ કુટુંબોમાં એવો રીવાજ છે કે જ્યારે કન્યાનો વિવાહ થાય ત્યારે તેને નીચું મુખ રાખીને સુવાડવામાં આવે છે, એટલે એનાથી કોઈનું મ્હોડું જોઈ શકાય નહિ. પછી વેશ્યાને બોલાવ-વામાં આવે છે. તેનું મુખ જોયા પછી કન્યા બીજા બધાંને જોઈ શકે છે. આનું કારણ એવું બતાવવામાં આવે છે કે વેશ્યાનું મુખ જોવાથી કન્યાનું સૌભાગ્ય અખંડ રહે એવી માન્યતા છે.

## યુરોપ

મિસ સ્લેડ નામની અંગ્રેજી યુવતી રેંટીઓ ચલાવે છે, કપડું વણે છે, ખાદી પ્હેરે છે અને દરરોજ ગીતાનો પાઠ કરે છે. એક વખત તેણે ફ્રાંસનાં પ્રખ્યાત લેખકની લખેલી ચોપડી વાંચી. આ વાંચીને તે રોમાં રોલાંડને મળવા માટે સ્વિટ્ઝ-ર્લેન્ડ ગઇ, તેમણે મિસ સ્લેડને મહાત્મા ગાંધી-જીની હકીકત કહી અને તેમને વિષે પોતે લખેલું પુસ્તક આપ્યું. આ પુસ્તક વાંચ્યાથી તે યુવતીના વિચારમાં ફેરફાર થઇ ગયો, પછી તેણે યંગ ઇંડીઆ અને મૉડર્ન રીવ્યુના પાછલા અંકો મંગાવ્યા. અને તે વાંચ્યા પછી ગીતાનો અભ્યાસ કર્યો, આથી ગાંધીજી પરની તેની શ્રદ્ધા વધી. તેણે રેંટીઓ ફેરવવા માંડ્યો. પોતાના કાતેલા સુતરનું કપડું વણાવ્યું છે. તેણે માંસાહાર તથા દારૂનો ત્યાગ કર્યો છે. હવે તેને હિંદમાં આવીને સત્યાગ્રહા-શ્રમમાં રહેવાની ઇચ્છા છે. આ ઇચ્છા તેણે ગાંધી-જીને જણાવી છે. પોતાનું જીવન મનુષ્ય જાતિની સેવા કરવામાં ગાળવાની તેની ઉમેદ છે. હિંદુ-સ્તાનની ભાષા પણ તે શીખે છે.

× × ×

ચેલ્ટનહેમ (ઇંગ્લંડ) માં શાળાની મુખ્ય શિક્ષિકાઓના મંડળની એક સભા ભરવામાં આવી હતી. તેમાં એવો ઠરાવ હતો કે માધ્યમિક શાળા-ઓમાં કન્યાઓને હાલના જમાનાને અનુસરતું આરોગ્યનું શિક્ષણ આપવું.

× × ×

અમેરિકા તથા યુરોપના ઘણા દેશોની સ્ત્રીઓએ એકઠી મળીને તા. ૧૫ મી જુલાઇથી વેમ્બ્લી ( ઈંગ્લંડ ) માં સ્ત્રીઓની એક પરિષદ્ ભરી હતી. તે ખુલ્લી મૂકવાની ક્રિયા ના. ડચેસ ઑફ યૉર્કને હાથે થઇ હતી. સ્ત્રીઓની ઘણી સંસ્થાઓએ આમાં ભાગ લીધો હતો. ત્યાંની સ્ત્રીઓના વિવિધ ઉદ્યમની તપાસ કરવી એ આ પરિષદ્નો હેતુ હતો. વિજ્ઞાન ઉદ્યોગ અને લોકહિતના કાર્ય સાથેના સ્ત્રીઓના સંબંધ વિષે ભાષણો થયાં હતાં. યંત્રકળા, રસાયણ, પુરાતત્વ, વેપાર, વીજળીનું કામ, ગૃહકળા વગેરે વિષયોની ચર્ચા ત્યાં થઇ હતી, ત્યાંની સ્ત્રીઓ હવે આ બધી બાબતોમાં પ્રવીણ થઇ છે.

× × ×

વર્લ્ડસ વીમેન્સ ક્રિસ્ચ્યન ટેંપરંસ યુનીઅન ( દુનીઆની ખ્રિસ્તી સ્ત્રીઓનું મદ્યનિષેધક મંડળ )ની એક પરિષદ્ તા. ૨૦ મી જુનથી એડિનબરોમાં ભરવામાં આવી હતી. તેમાં ઘણા ભાષણો તથા મેળાવડા થયા હતા.


સઇમ હાનુમ ( સ્ત્રી વેશમાં ).

× × ×

આયર્લેંડમાં જોસફ કીઓગ નામના એક રીટાયર થએલા એક મેનેજરની પુત્રી મિસ કીઓગે ડબ્લીનના સ્ટૉક એકસચેન્જ ( શેરબજાર ) મંડળના સભાસદ્ થવાની અરજી કરી છે. ત્યાંના પુરૂષ સભાસદોમાં આ અરજી સ્વીકારવા બાબત મતભેદ પડયો છે. ત્યાંની કેટલીક સ્ત્રીઓએ એકઠી થઇને એવી ધમકી બતાવી છે કે મિસ કીઓગને આ મંડળમાં નહિ દાખલ કરવામાં આવે તો અમે સ્ત્રીઓનું જુદું સ્ટૉક એકસચેન્જ મંડળ કહાડીશું. અરજીનો શો જવાબ દેવામાં આવે છે તેની રાહ આતુરતાથી જોવાય છે.

× × ×

બર્લિનની નૅશનલ કાઉન્સિલ ઑફ વીમેન તરફથી સ્ત્રીઓને શારીરિક શિક્ષણ આપવા બાબત વિચાર કરવા માટે એક પરિષદ ભરવામાં આવી હતી. સ્ત્રીઓને કુટુંબમાં તથા જાહેર જીવનમાં જે કામ કરવું પડે છે તેને માટે તેમનું શારીરિક બળ કેવી રીતે વધારવું તે વિષયની ચર્ચા કરવામાં આવી હતી.

કૉન્સ્ટન્ટીનોપલથી ' ક્રૉનીકલ'નો ખબર પત્રી જણાવે છે કે અટાલીઆની કન્યાશાળાની ૨૧ વર્ષની ઉમરની વડી શિક્ષક સાઇમ હાનુમ હમણાં પુરૂષ બની ગઇ છે. ગયાં ચાર વર્ષથી તેના શરીરપર પુરૂષના અવયવોનો વિકાસ થવા માંડયો હતો. આથી તેણે લગ્ન કર્યું નહોતું. આખરે તેને દાઢીમુછ ઉગવા માંડયાં અને હવે તેનો અવાજ પુરૂષ જેવો થયો છે. આથી તેને તપાસવા માટે તા. ૧૩ મી જુને એક દાક્તરી કમિશન બેઠું. તેના શરીરને બરોબર તપાસવામાં આવ્યું અને તેને પુરૂષ લેખાતું પ્રમાણ પત્ર આપવામાં આવ્યું તે પછી તેણે પુરૂષનો વેશ ધારણ કર્યો. (જુઓ ચિત્ર


સઇમ બૅ. ( પુરૂષ વેશમાં ).

પ્રથમ વિચારે આ વાત તદ્દન અસંભવિત લાગે છે. પરંતુ એમ હોઇ શકે આ વ્યક્તિને જન્મથી સ્ત્રી કે પુરૂષ એકે જાતિના ખાસ લક્ષણ નહિ હોય તેથી તેને સ્ત્રી માનવામાં આવી. પછીથી ઉંમર વધતાં તેનામાં પુરૂષના અવયવોનો વિકાસ થયો હોય.

× × ×

તુર્કસ્તાનના લશ્કરમાં સ્ત્રીઓએ ભાગ લેવા માંડયો છે. આખી દુનીઆમાં એ એકજ દેશ એવો છે કે જેની સેનામાં બે સ્ત્રીઓને કર્નલની પદવી મળી છે, અને કોર્પોરલથી નીચેની પદવી પર એક સો સ્ત્રીઓ છે.

× × ×

તુર્કસ્તાનમાં સ્ત્રીઓ નવા નવા ધંધામાં દાખલ થતી જાય છે. એંગોરાના એરોપ્લેનની વ્યવસ્થા કરનાર મંડળે ત્રણ સ્ત્રીઓને એરોપ્લેન ચલાવવાનું કામ શીખવાની રજા આપી છે.

× × ×

ફ્રાન્સમાં હાલ વીસ લાખ સ્ત્રીઓ બાળકને જન્મ આપી શકે એટલી વયની છે. પરંતુ મહા-યુદ્ધમાં અસંખ્ય પુરૂષોની કતલ થઇ જવાથી આ સ્ત્રીઓ લગ્ન કરી શકતી નથી. ડૉ. પૉલ કર્નટ કહે છે કે આ સ્થિતિ ચાલું રહેશે તો વીસ વર્ષમાં ફ્રેંચ પ્રજાનો નાશ થશે. હાલ પુરૂષો કરતાં સ્ત્રીઓની સંખ્યા એક કરોડ પચાસ લાખ વધારે છે. ફ્રાન્સની સ્થિતિ સુધારવા માટે બે ઉપાય સૂચવવામાં આવ્યા છે. ( ૧ ) ફ્રેંચ સ્ત્રીઓએ પરદેશી પુરૂષો સાથે લગ્ન કરવાં અથવા ( ૨ ) થોડા સમય સુધી પુરૂષોને એકથી વધારે સ્ત્રી સામટી પરણવાની છૂટ આપવી. ડૉ. કર્નટ આ બન્ને ઉપાયને નાપસંદ કરે છે. કે એક સ્ત્રીનો નિર્વાહ કરવોજ આ જમાનામા મુશ્કેલ પડે છે તો વધારેનો કેવી રીતે કરવો ! તેઓ એક નવો ઉપાય સૂચવે છે. તે એ છે કે લગ્નની સંસ્થા બંધ કરવી, અને તેને બદલે સ્ત્રીઓએ પરાયા પુરૂષના સમાગમથી સંતાન ઉત્પન્ન કરવા. તે બાળકોને ઉછેરવાનો ખર્ચ રાજ્ય તરફથી આપવો. આવાં કુટુંબમાં પિતાનું અસ્તિત્વ હોતું નથી. માતા અને બાળકોનુંજ કુટુંબ બની રહે છે. દરેક બાળકના જન્મ વખતે સારૂં ઇનામ મળવું જોઇએ.

× × ×

સ્પેનની કોર્ટમાં બૅરીસ્ટરનો ધંધો કરનાર પ્હેલી સ્ત્રી સિનોરિટા વિક્ટોરીઆ કેન્ટ નામે છે. તેણે એક ખૂનના મુકદમામાં આરોપીનો બચાવ ઘણી સારી રીતે કર્યો હતો. આ બાબત ગૅડ્રીડનાં પત્રોમાં તેની બહુ પ્રશંસા થઇ હતી.

× × ×

સ્પેનમાં વેલેન્શિઆમાં એક જોડું લગ્ન કરવા માટે દેવળમાં આવ્યું. તે વખતે કન્યાએ એવો પોશાક પ્હેર્યો હતો કે તેની છાતી, ગરદન તથા આખા હાથ તદ્દન ખુલ્લા દેખાતા હતા. આ જોઇને પાદરીએ તેને અમર્યાદિત પોશાક પ્હેરવા માટે ઠપકો આપ્યો તથા લગ્ન કરી આપવાની ના કહી તેથી જોડું પરણ્યા વગર પાછું ગયું.

### આફ્રિકા.

ઇજીપ્તમાં પરદાનો રીવાજ હમણાંજ બંધ થવા માંડયો છે. મૅડમ હોદા ચરાવી પાશા નામની સન્નારીએ દેશને સ્વતંત્ર બનાવવા માટે ઘણો પ્રયત્ન કર્યો છે. ત્યાંની સ્ત્રીઓ માટે તેણે એક સ્થાપના કરી છે. રાજકુટુંબની સ્ત્રીઓ પણ એમાં દાખલ થઈ છે.

× × ×

નાઇજીરીઆની ( આફ્રિકા ) સ્ત્રીઓએ સરકારને એક વિનંતીપત્ર મોકલ્યું છે, તેમાં પોતાના દેશની સ્થિતિ વિષે ઘણી ફરીઆદો લખી છે, તે સંસ્થાનમાં સ્ત્રીઓને રોજગાર મળતો નથી; લોકોનાં ઘરની સ્થિતિ ખરાબ છે; અનીતિ અને મદ્યપાનને કોઇ અટકાવતું નથી; પૈસા ખાતર આ દેશમાં મદ્યપાનને ઈંગ્લંડ તરફથી ઉત્તેજન મળે છે, પછાત કોમોને કેળવણી મળતી નથી, વગેરે. આ વિનંતિપત્રના ગવર્નરે આપેલા ઉત્તરથી સ્ત્રીઓ ઘણી નિરાશ થઇ છે. સ્ત્રીઓની ફરીઆદો વાજબી નથી એમ તેમણે જવાબમાં કહ્યું હતું.

### અમેરિકા.

ડેટ્રોઇટમાં સ્ત્રીઓ માટે નવો વેપાર નીકળ્યો છે. ત્યાં સ્ત્રીઓના દૂધની ડેરી નીકળી છે. તંદુરસ્ત નિર્વ્યસની સ્ત્રી પોતાના બાળકને ધવડાવતાં બચે તે દૂધ ત્યાં જઇને વેચી શકે છે, વીજળીના સંચાથી તે સ્ત્રીઓ દોહવાઈ જાય છે. એ દૂધ પાંચથી બાર આને અધોળ વેચાય છે. બાળકો વાળી ગરીબ સ્ત્રીઓને દૂધ મફત આપવામાં આવે છે. કેટલીક સ્ત્રીઓ ત્રણ બાળકને પોષી શકે એટલું દૂધ પેદા કરતી હતી. એમ કહેવાય છે કે ૧૯૨૩ માં એક બાઇએ આ વેપારમાં ત્રણ હજાર રૂપીઆ

મેળવ્યા. બીજીએ ૧૪ માસમાં ૩૫૦૦ રૂપીઆ મેળવ્યા, અને એક ઘર બાંધ્યું.

× × ×

ચિલિમાં પ્હેલીજ વખત એક સ્ત્રીની નીમણુંક કાયદાની કૉર્ટમાં કરવામાં આવી છે. તેનું નામ સિનેરીટા જોવિટા વેલેંઝુઈલા છે.

## ઑસ્ટ્રેલીઆ

ઓસ્ટ્રેલીઆની લેજીસ્લેટીવ એસેંબ્લીમાં જંગલખાતાના મજુરોના પ્રતિનિધિ તરીકે મિસ મેરી એલીસ હૉલમેનની ચુંટણી સર્વાનુમતે થઇ છે. એ જગાએ પ્હેલાં એનો પિતા હતો તેના મૃત્યુ પછી મિસ હૉલમેનની ચુંટણી થઇ. આ સ્ત્રીની વય ૩૨ વર્ષની છે, અને ૧૯૧૧ ની સાલથી તે તેના પિતાની ઑફીસમાં કામ કરતી હતી તેને સંગીતનું સારું જ્ઞાન છે અને તેણે ધર્માદા જલસા પણ કર્યા છે.

× × ×

ઑસ્ટ્રેલીઆની સ્ત્રીઓની હીલચાલમાં સીથી મુખ્ય ભાગ લેનાર સન્નારી રોઝ સ્કૉટ મરણ પામી છે. તેની ઉંમર ૭૮ વર્ષની હતી સ્ત્રીઓના મતાધિકારની ચળવળમાં તેણે આગળ પડતો ભાગ લીધો હતો, અને તેમાં આખરે વિજય મેળવ્યો હતો. મજુર સ્ત્રીઓની સ્થિતિ સુધારવાનો તથા કારાગૃહોમાં સુધારો કરવાનો તેણે ઘણો પ્રયત્ન કર્યો હતો.

× × ×

મેલ્બોર્નની અદાલતમાં મીસીસ વેલિંગ્ટન નામની સ્ત્રીને ન્યાયાધીશ તરીકે નીમવામાં આવી હતી. આ જગાએ કામ કરનાર તે પ્રથમજ સ્ત્રી હતી.

× × ×

ન્યુ સાઉથ વેલ્સમાં મીસીસ મોરીસને પ્હેલી સ્રોલીસીટર તરીકે પ્રેકટીસ કરવા માંડી છે. તેની વક્તૃત્વશક્તિ સારી છે, અને સ્ત્રીઓને શહેરી તરીકેના હક સમજાવવામાં તે ઘણું સારું કામ કરે છે.



કોઈ એક પ્રતિષ્ઠીત કુટુમ્બનો શેઠ, અને ત્હેનો મુનિમ કોઇ જાહેર રસ્તા ઉપર પગપાળા જતા હતા. તેવામાં કોઇ દારૂડીઆએ શેઠની પાઘડી પાડી નાંખી. શેઠ નિરભિમાની હતા. તેથી તેમણે તે પાઘડી ખંખેરીને માથે મુકી, પણ ત્હેમના મુનિમે "**પ્રતિષ્ઠાને હાનિ કરવા માટે**" તે દારૂડીઆ ઉપર કેસ માંડવાની શેઠને ઉશ્કેરણી કરી. ત્હેના આગ્રહને વશ થઇ શેઠને તે પ્રમાણે કરવું પડયું......ઠરાવેલી મુદતે ત્રણે જણ કૉર્ટમાં હાજર થયા;

ન્યાયાધિશ ( દારૂડીઆ તરફ આંગળી કરી )—" શેઠ, તમારી આ શખ્સે પાઘડી પાડી નાંખેલી કે ? "

શેઠ—" જી ના. મ્હારી પાઘડી તો મ્હારા મુનિમે જ પડાવી નંખાવી છે. કારણ કે અત્યાર સુધી હું, આરોપી, અને મુનિમ, એટલાજ એ વાત જાણતા હતા. પણ હવે તો એ વાત આપ, અને આખી કૉર્ટ સાંભળશો. આમાં મ્હારી પ્રતિષ્ઠાને ધક્કો પહોંચાડનાર કોણ ? "

"**નવજીવન**"

# સમાલોચના.

**સુશીલાના પત્રો**:—સંપાદક તથા પ્રકાશક શ્રી. ચીમનલાલ જેચંદ શાહ. મૂલ્ય રૂ. ૧-૪-૦

ગુજરાતી સાહિત્યનાં કેટલાંક અંગ હજી એવાં છે કે જે માત્ર હમણાજ ઘડાવા માંડયાં છે; પત્ર-સાહિત્યનો આમાના એક અંગમાં સમાવેશ થાય છે. પ્રેમીઓ અથવા મિત્રોની વચ્ચે લખાએલા પત્રો—"સુશીલાના પત્રો" ને આનન્દ સહિત આવકાર આપવો ઘટે છે. આ પુસ્તકની પ્રસ્તાવના સૌ. બ્હેન લીલાવતીએ પત્રલેખનનું બારિક પૃથક્કરણ કરીને સુંદર ભાષામાં લખી છે. આ પુસ્તકના સંપાદક જણાવે છે કે આ પત્રો કાલ્પનિક પ્રસંગો ઉપરથી લખાયા નથી પણ ખરેખરા કોઇ સ્ત્રીએ પોતાના પતિ ઉપર લખેલા પત્રોજ છે એક ગુર્જર યુવતિ પોતાના પતિને મિત્રભાવથી કાગળ લખે અને એમાં વિના સંકોચે પોતાના સમાજસુધારા વિષેના વિચારો ચર્ચે તે જોઇને આનંદ થયા વગર કેમ રહે? "સુશીલાના પત્રો" વાંચતાં આપણને સ્પષ્ટ જણાય છે કે હિંદુસમાજની અધમસ્થિતિ, દુષ્ટ અને ક્રૂર રૂઢિઓ તથા સ્ત્રીઓનું સમાજમાં સ્થાન વગેરે જોઇને સુશીલાનું લોહી ઉકળતું હતું પોતાના પત્રો દ્વારા દર્શાવેલા વિચારો ઉપરથી લાગે છે કે સુશીલા એ એક કેળવાયલી તથા સુધરેલા વિચારવાળી યુવતી હતી. બીજો એક વિચાર આ પત્રો વાંચતા ઉદ્ભવે છે અને તે એ કે સુશીલા તરતની પરણેલી હતી છતાં એને સામાજિક પ્રશ્નો વિશે ચર્ચા કરવા સિવાય બીજું કંઇજ પતિને લખવાનું નહિં હોય? બીજી એક ખામી એ લાગે છે કે સુશીલાએ પોતાના પત્રોમાં 'વિમળા'ની તથા 'શાન્તા'ની વાતને જોઇએ તે કરતાં વધારે સ્થાન અને મહત્ત્વ આપ્યું છે. પતિ પત્નીના કાગળોમાં બીજા માણસો વિશે કંઇ લખાતું નેઇએજ નહિં એમ કહેવાનો હેતુ નથી. પરંતુ અહિંયાં તો લગભગ બધાજ પત્રો વિમળા અને શાન્તાની કથાથી ભરેલા છે એમ કહી શકાય એમ છે.

આ પત્રોની ભાષા સાદી અને સરળ છે. અને પત્રો લખવામાં એક જાતની એવી કલા વાપરી છે કે જેથી વાંચનાર રસપૂર્વક એક પછી એક સર્વ પત્રો વાંચી શકે છે.

**રઢીઆળી રાત**:—સંગ્રાહક શ્રી. ઝવેરચંદ મેઘાણી. પ્રકાશક: શ્રી અમૃતલાલ દલપતરામ શેઠ મૂલ્ય: રૂ. ૦-૮-૦.

શ્રી. ઝવેરચંદ મેઘાણી ટુંક સમયમાં ગુજરાતી સાહિત્યક્ષેત્રમાં જાણીતા અને લોકપ્રિય થઈ ગયા છે. એમની "કુરબાનીની કથાઓ" અને "સૌરાષ્ટ્રની રસધાર" એક અવાજે વખણાઈ રહી છે. "રઢીઆળી રાત" એટલીજ પ્રશંસાને પાત્ર થઈ પડશે એ વાત નિઃસંશય છે. લોકગીતોનો આ સંગ્રહ તૈયાર કરીને એમણે ગુજરાતના રસિક વાચકવર્ગની ઉત્તમ સેવા બજાવી છે. પુસ્તકની શરૂઆતમાં સંગ્રાહકે લોકગીત વિશે સંક્ષિપ્તમાં પણ સરસ રીતે પરિચય કરાવ્યો છે. એ પરિચયની અંદર જૂનાં લોકગીત કોણે કોણે ગાયાં હતાં તે વિશે ઉપયોગી માહીતી આપી છે. ત્યાર પછી સ્ત્રીઓનાં ગીતો તથા રાસડા વિશે થોડું લખ્યું છે. એ રસભરપૂર રાસડા ગાનારી સ્ત્રીઓના પ્હેરવેશનો પણ સુંદર ચીતાર આપવો સંગ્રહકર્તા ચૂકયા નથી. નવરાત્રિમાં જે માથે ગરબો લેવાનો રિવાજ છે તેને વિશે પણ બે બોલ કહ્યા છે: શ્રી મેઘાણી લખે છે. "માટીના એક નાનકડા ને નઠવા વાસણમાં દીવાના પ્રકાશને પૂરી દેવો એ પછી સો સો છિદ્રો વડે એનાં કિરણો રમતાં મેલવાં, ચોમેર ફરતી તેજ અને છાયાની જાળીઓ છવાઈ જાય! પ્રકાશનાં જાણે મોતી પરોવાઇને ગાલીચા ચંદરવા પાથર્યા હોય! કિરણોની કેવી રમણીય ફુલગૂંથણી! અને એ ગરબો પોતાને માથે મૂકીને કન્યાઓ જ્યારે ચાલે ત્યારે તો પ્રત્યેક માથા ઉપર અકેક આકાશ ખડું થાય." ગરબાઇ

કેવું આબેહુબ અને સુંદર ચિત્ર સંગ્રાહકે અહિંયાં આપ્યું છે !

"રઢીયાળી રાત" ના ચાર વિભાગ પાડી નાંખ્યા છે પ્હેલો "દામ્પત્ય" બીજો "કુટુંબ સંસાર," ત્રીજો "ઇતિહાસ" અને ચોથો "રમકડાં" પ્હેલા વિભાગમાં દમ્પતિ જીવનનાં વિધવિધ ચિત્રો આપ્યાં છેઃ કોઇક ગીતમાં પત્નીઘેલો પતિ વર્ણવ્યો છે તો કોઇકમાં સ્વામીઘેલી સ્ત્રીનું વર્ણન છે. પતિપત્ની વચ્ચેની ન્હાની ન્હાની તકરારો, રીસામણાંમનામણાં વિગેરેનાં ગીતો પણ આ વિભાગમાં જોવામાં આવે છે. "ક્યાં રમી આવ્યાં" એ ગીતમાં સખીઓ ભેગી થઈને પ્રેમઘેલી સખીની જે જાતની મીઠી મશ્કરી કરે છે અને તેના જે ઉડાઉ જવાબ પેલી સખી આપે છે તેવીજ મશ્કરી અને ખોટા ઉત્તર વર્ણવતા અનેક શ્લોકો સંસ્કૃતસાહિત્યમાં નજરે પડે છે તે ઉપરથી એમ લાગે છે કે સંસ્કૃત શ્લોકનું આમા અનુકરણ હોવું જોઇએ. "શાની સોટ્યું" એ ગીતમાં સ્વામિના સોટા ખાઇને પીયર ગયેલી સ્ત્રીને એની ભોજાઈ સોટાનું કારણ પૂછે છે, ત્યારે સુલક્ષણી નારી સ્વામીનો દોષ ઢાંકવા બનાવટી ખુલાસો આપે છે. આપણા વીસમી સદીમાં વસનારા માણસોનાં–મન ઉપર સ્વામીભક્તિ કે સ્ત્રીહૃદયની વિશાળતા બહુ ઉંડી છાપ પાડતાં નથી. પરંતુ આપણને તો એમ થાય છે કે એવા દુષ્ટ પતિ માટે શા સારૂ આવો પૂજ્યભાવ હોવો જોઇએ ? માન માટે અયોગ્ય એવા પતિઓનાં વખાણો કરી કરીનેજ સ્ત્રીઓએ પુરૂષોને બગાડી નાંખ્યા છે. બીજા "કુટુંબ સંસાર" ના વિભાગમાં હિંદુ કૌટુમ્બિક–જીવનના જુદા જુદા અને આબેહુબ ચિતાર આપ્યા છે. આમાં સંયુક્ત કુટુંબમાં રહેતી દેરાણી જેઠાણી વચ્ચેનો વાદ, દીયેરભોજાઇ વચ્ચેનો હાસ્યવિનોદ, ભાભીનાં મ્હેણાં, નણંદભાભી વચ્ચેની તકરાર અને સાસરીયામાં વહુના દુઃખ વગેરે બહુ સરસ રીતે વર્ણવ્યાં છે. "નણદલ પરોણલાં" નામના ગીતમાં બાર બાર વરસે ભાઇને ઘેર આવેલી બ્હેનનો ભાભીએ કરેલો તિરસ્કાર હાસ્ય રસ ઉપજાવે એવો છે. "ઈતિહાસ" ના વિભાગમાં છેક શંકરપાર્વતીની કથાથી માંડીને તે સમસ્ત દેશના ઈતિહાસની કથાઓ અને ન્હાનાં ગામડાનાં વીરવીરાંગનાઓનાં પરાક્રમની કથાઓનાં ગીત છે; જુનાં સમયમાં દરેક ગામમાં ,વીર–પૂજનને કેટલું મહત્વ આપતું હતું તે આ ગીતો ઉપરથી જણાય છે.

છેલ્લા "રમકડાં" નાં વિભાગમાં ગાંભીર્ય વિનાના તથા બહુ ઉંડા અર્થરહિત એવા રાસડા મૂકયા છે. સ્ત્રીઓ જ્યારે બીજા ગંભીર રાસડા ગાઇને થાકે ત્યારે જે જાતના રમતથી ભરપૂર અને નિર્દોષ આનંદ ઉપજાવે એવા ગરબા ગાવામાં આવતા તેના અહિં નમૂના આપ્યા છે.

**સીતાઃ**—લેખક શ્રી. ભીખાભાઇ પુરૂષોતમ વ્યાસ. "બાળક" કાર્યાલય–ગોધરા. મૂલ્યઃ રૂ. ૧–૦–૦.

બાળકો માટે આ ન્હાનું સરખું પુસ્તક બહુ ઉપયોગી થઈ પડે એવું છે. સીતાના જીવનચરિત્રમાં હવે નવું કહેવાનું કંઈ ના હોય; પરંતુ નવી રીતે લેખક ધારે તો ઘણું કહી શકે; એ વાતની ખાત્રી આ ચોપડીના લેખક આપણને કરાવે છે. સાદી, સરળ અને બાળકોને રસ પડે એવી શૈલીમાં આ પુસ્તક લખાયું છે. વળી તે ઉપરાંત પુસ્તકની અંદર દરાબાર સારાં ચિત્રો મુકીને બાળકોને તે વધારે આકર્ષક લાગે એવું બનાવ્યું છે. મહાભારત અને રામાયણમાંથી વાર્તા રૂપે દરેક આદર્શ પાત્રોનાં ચરિત્રો આ પ્રમાણે આપવામાં આવે તો બાળકો માટે બહુ ઉપયોગી થઈ પડે.

**શ્રી. શિવાજી છત્રપતિઃ**—અનુવાદક ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા. પ્રસિદ્ધ કર્તા. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી ભિક્ષુ અખંડાનંદ. મૂલ્યઃ રૂ. ૨–૪–૦.

શ્રીયુત કૃષ્ણાજી અર્જુન કેળુસકરના મરાઠી ગ્રંથનો આ એક અનુવાદ છે. હિંદુસ્તાનના ઈતિહાસમાં મરાઠાઓનું નામ અમર કરી જનાર મહા . પ્રતાપશાળી રાષ્ટ્રીય વીર શિવાજી મહારાજનાં અદ્ભુત પરાક્રમોનું સવિસ્તર વર્ણન કરે એવા એક જીવનચરિત્રની જે ખોટ પ્હેલાં હતી તે આ ગ્રંથે પૂરી પાડી છે. મહાપુરૂષોનાં જીવનચરિત્રોની આવશ્યકતા વિષે હવે લંબાણથી લખવાની જરૂર છે નહિં. તો પણ એટલું તો કહેવુંજ પડશે કે હજી જોઇએ તેટલી સંખ્યામાં સારાં જીવનચરિત્રો આપણી ભાષામાં લખાયાં નથી. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયે એ ન્યૂનતા પૂરી પાડવા માટે સારો

પ્રયાસ કર્યો છે અને તે માટે ગુજરાતી વાચક-વર્ગ તેનો આભારી છે. આ ગ્રંથની અંદર શિવાજી મહારાજની બાલ્યાવસ્થાથી માંડીને તે છેક અંતકાળ સુધીની બધી જીંદગી બારિકાઇથી અને ઇતિહાસનાં સત્યને અવલંબીને લખાઇ છે. આ ચરિત્રમાં મહારાજ શિવાજી એ એક કેવી અસામાન્ય વ્યક્તિ હતા તેમજ કેવા અસાધારણ સામર્થ્યથી તેમણે મુસલમાન બાદશાહો સ્હામે ટક્કર ઝીલી હતી અને કેવાં નૈપુણ્યથી એમણે સ્વરાજ્યની સ્થાપના અને વ્યવસ્થા કર્યા હતાં તે વિસ્તારપૂર્વક આલેખાયું છે. આ ગ્રંથની બીજી એક વખાણવા લાયક ચીજ એ છે કે એમાં દેશી અને પરદેશી લેખકોના શિવાજી વિષે લેખોનો જ્યાં જ્યાં ઉત્તર આપવાની જરૂર જણાઇ ત્યાં ત્યાં ચોકખા શબ્દોમાં ઉત્તર આપીને સત્ય શું છે તે બતાવી આપવાને પ્રયાસ કર્યો છે. આ પુસ્તક સારી અને સ્હેલી ભાષામાં લખાયું છે એટલે વિદ્યાર્થીઓને પણ તે વાંચવું કઠણ પડે એમ નથી. પુસ્તકની એક ખામી બતાવ્યા વગર ચાલે એમ નથી અને તે એ કે એની અંદર મૂકેલાં ચિત્રો બહુ અસંતોષકારક છે. આવાં ચિત્રો મુકવાં તેનાં કરતાં ચિત્ર વગરની ચોપડી રાખવી એ વધુ સારૂં છે.

**મહાન સમ્રાટ્ અકબરઃ**—અનુવાદક શ્રી ભીમજી હરજીવન પરીખ–પ્રકાશકઃ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય મૂલ્ય રૂ. ૧-૪-૦.

શ્રીયુત બંકિમચંદ્ર લાહિડીના મૂળ બંગાળી પુસ્તકનો આ એક અનુવાદ છે શહેનશાહ અકબરના જીવનના આજ પ્હેલા કેટલાક પુસ્તકો બ્હાર પડી ગયાં છે તેથી કોઇકને કદાચ આ પુસ્તક બીનજરૂરી છે એમ લાગશે. પરંતુ મહા પુરૂષોનાં જીવનચરિત્રો એક કરતા વધારે લખાય એજ ઇચ્છવા જોગ છે કેમકે જુદા જુદા લેખકો જુદાં જુદાં દ્રષ્ટિબિન્દુથી જીવનચરિત્ર લખે એટલે વાચકને દરેક ગ્રંથમાંથી કંઇક ને કંઇક નવું જાણવાનું મળે, અને ચરિત્રનાયકના જીવનનું અન્વેષણ વધારે સારૂં થાય. આ ગ્રંથ રચવામાં મૂળ લેખકનો એક હેતુ હિંદીઓમાં રાષ્ટ્રીય ભાવના જાગૃત કરવાનો હોય એમ લાગે છે. મહાન અકબરના સમયમાં ભારતવર્ષની કેટલી ઉન્નતિ થએલી હતી, તે વખતે ભારતનું ગૌરવ કેવું ઉજ્જ્વલ અને મનોહર હતું તેનો આબેહુબ ચિતાર દોરીને લેખકે બતાવી આપ્યું છે. વળી અકબરની શાસનનીતિ વિશે એક લાંબુ પ્રકરણ આ ચોપડીમાં મૂકયું છે; તેની અંદર તે વખતના ન્યાય, ખેતીવાડી, મ્હેસુલ, બીજા કર, પોલિસ, ધનભંડાર, વ્હેપાર, કેળવણી વિગેરે ઘણા વિષય ઉપર લખ્યું છે. આ પ્રકરણની અંદર સમ્રાટ અકબર રાજનીતિદ્વારા ભારતવર્ષનું કેવું મહાન કલ્યાણ સાધવાની ઉચ્ચ આશા રાખતો હતો તે વિસ્તારથી જણાવ્યું છે ત્યાર પછી એક પ્રકરણ અકબર બાદશાહની ધર્મનીતિ વિશે છે અને બીજું એક પ્રકરણ તેની સમાજ નીતિ વિશે છે. સમાજનીતિના પ્રકરણમાં હિંદુ અને મુસલમાન વચ્ચે એકતા સ્થાપવાનો ભગીરથ પ્રયત્ન અકબરે કર્યો હતો તેમજ તેમાં એ ઘણે અંશે સફળ થયો હતો તે બતાવ્યું છે. અકબર બાદશાહના સમયના હિંદની અને હાલની આપણી સ્થિતિની, આ પુસ્તકમાં ઠેકાણે ઠેકાણે સરખામણી કરે છે. આ એક ઐતિહાસિક પુસ્તક છે છતાં તે શુષ્ક નથી લાગતું; પરંતુ નવલકથા જેવું રસિક લાગે છે. લેખકની શૈલી મધુર, શિષ્ટ અને અસરકારક છે. કાશ્મીર વિશેના પ્રકરણમાં તો ભાષા બહુજ સુંદર છે અને જાણે "કાદમ્બરી" માંથી કોઇક રમણીય પ્રદેશનું વર્ણન વાંચતાં હોઇએ એવો ભાસ થાય છે.

સૌ. સૌદામિની ગ. મ્હેતા (બી. એ.)






**"ગુણસુંદરીનું" બીજું વર્ષ:**

"ગુણસુંદરી"ના બીજા વર્ષનો આ છેલ્લો અંક છે. આ માસિકે બે વર્ષ પૂરાં કર્યાં છે. તેટલા સમયમાં તેણે ગુજરાતની કેવી સેવા કરી છે તે વાંચકોએ વિચારવાનું છે. ગયા પાંચ મહિનાથી તંત્રીપદ અમે માથે લીધું છે. તેટલા વખતમાં જેમણે આ માસિકમાં અગાઉ કદી ન લખ્યું હોય એવા લેખકોનાં લખાણ પ્રગટ થયાં: ઉદાહરણ તરીકે શ્રીયુત નરસિંહરાવ ભોળાનાથ, શ્રી. ન્હાનાલાલ કવિ, શ્રી. રમણભાઇ નીલકંઠ વગેરે જાણીતા લેખકોના લેખ મેળવવાને અમે ભાગ્યશાળી થયાં છીએ. તેમજ 'મહિલા અંક' તથા બીજા અંકોમાં કેટલીક વિદુષી સન્નારીઓના લેખ પ્રગટ કર્યા છે. 'બાળ ઉછેર' નામે સ્ત્રીઓને ઘણીજ ઉપયોગી એવી લેખમાળા ડૉ. અમૃતલાલ પટેલે શરૂ કરી છે. દરેક સ્ત્રીને આ વિષયનું જ્ઞાન હોવાની જરૂર છે. તેથી આ લેખમાળા બહુ ઉપયોગી થશે એવી આશા છે. આ બધા લેખ જો અમારા વાંચકોને પસંદ પડયા હશે તો અમારી મહેનત સફળ થએલી માનીશું. અમારી માગણી સ્વીકારીને ત્વરાથી લેખ મોકલવા માટે આ સર્વ લેખકોનાં અમે અત્યંત આભારી છીએ ભવિષ્યમાં પણ તેઓ એ જ પ્રમાણે લખતા રહેશે એવી આશા રાખીએ છીએ.

હજી પણ માસિકની વ્યવસ્થાનું કામ અમે માથે લીધું નથી તે કામ આગલા તંત્રી શ્રીયુત બાઇ વર્માજ કરે છે. એ કામમાં ઘણી કડાકૂટ છે તે અમે જાણીએ છીએ. પ્રુફ સુધારવાં, ચિત્રો કરાવવાં, છાપખાના સાથે બધી વ્યવસ્થા કરવી એ બધી મહેનત તેઓ જ કરે છે. તે માટે આ સ્થળે તેમનો ખાસ ઉપકાર માનવો ઘટે છે. વળી ખાસ લાગણી રાખી ગુજરાતની બ્હેનોની સેવા અર્થે ચિત્રો કરી આપનાર ચિત્રકારોનાં અમે ખાસ ઋણી છીએ. "ગુણસુંદરી"ને દર મહિને નિયમિત સમયે પ્રગટ કરવું એ અમારા મુખ્ય સિદ્ધાંતોમાંનો એક છે. તે માટે વડોદરાનું લુહાણામિત્ર પ્રેસ જેમાં આ માસિક છપાય છે, તેણે ઘણી સરલતા કરી આપી છે. એમની સહાયને લીધેજ માસિક નિયમિત રીતે બહાર પાડી શકાયું છે. તે માટે એમનો પણ આ સ્થળે આભાર માનીએ છીએ.

ગુજરાતની સ્ત્રીઓને હાલ કેવા સાહિત્યની જરૂર છે એ પ્રશ્ન ઉપરઉપરથી જોનારને બહુ સ્હેલો લાગે છે. એના ઉત્તરમાં ટુંકામાં કહી શકાય, કે તેમને જ્ઞાન સાથે ગમ્મત મળે અને તેમનાં મન કંઇક સંસ્કારી થાય એવા સાહિત્યની અગત્ય છે. પરંતુ કેવા લેખોને આ સાહિત્યની કોટિમાં મૂકવા એ નિર્ણય કરવાનો જ્યારે વખત આવે છે ત્યારેજ ખરી મુશ્કેલી પડે છે. જો બહુ ઉત્તમ પ્રકારના લેખ આપવા જઇએ છીએ, તો સામાન્ય સ્ત્રીઓ તે સમજી શકશે કે કેમ એવી શંકા થાય છે. તેમજ જો બહુ સરળ વિષયનું લખાણ મૂકવા જઈએ છીએ તો માસિકનું ધોરણ હલકું થઇ જવાનો ભય રહે છે. સરલતા અને શિષ્ટતાની મર્યાદા ક્યાં બાંધવી એ કામ વ્યવહારમાં ઘણું કઠણ છે તે છતાં એક બાજુની મર્યાદાનું ઉલ્લંઘન ન થાય, એટલે લેખ સારા આવે અને સરલ વિષયના પણ હોય એવો પ્રયત્ન અમે કરીએ છીએ.

માસિકમાં પ્રગટ થવા માટે નમાલા લેખ ઘણા આવે છે. તેવાં લખનારાને લેખક તરીકે બહાર પડવાની હોંશ ઘણી હોય છે. પોતાના લેખ ક્યારે પ્રગટ થશે વગેરે પ્રશ્નો તેઓ વારંવાર પૂછયા કરે છે. જેઓ ખરેખર સારા લેખક છે તેમાંના ઘણાને લખવાની ફુરસદ હોતી નથી તેમજ કીર્તિ મેળવવાની દરકાર પણ હોતી નથી કારણ કે તેમને તો પર્યાપ્ત મળી ચૂકેલી હોય છે.

"ગુણસુંદરી" માં માત્ર ઓળખાણના લેખકોના તથા ડીગ્રી ધરાવનારાનાજ લેખ પ્રગટ કરવા એવો અમારો આશય બીલકુલ છે નહિ. જો કોઇપણ લેખક સારૂં લખાણ મોકલે તો તે પ્રગટ કરવું એવો જ

અમારો નિયમ છે. પછી ભલે તે લેખક પુરૂષ હોય કે સ્ત્રી હોય ડીગ્રી વગરના હોય અથવા ડીગ્રીવાળા હોય-તેની કંઇ દરકાર નહિ. પરંતુ અમારી ઓળખાણના સારા સારા લેખકોને અમે વારંવાર દબાણ કરીને કહી શકીએ એટલે એમના લેખ પ્રમાણમાં વધારે આવે એવું બની શકે ખરૂં. કેટલાક સારા લેખકો હોય તેમના અસ્તિત્વની અમને ખબર ન હોય એટલે એમની પાસે લેખની માગણી થઇ શકે નહિ. તેઓ જો પોતાની મેળેજ લેખ મોકલી આપશે અને તે સારા હશે તો અમે અવશ્ય લઇશું.

સ્ત્રીલેખકોના સારા લેખ મળે તો અમે વધારે ખુશી થઇએ છીએ. પરંતુ હમણાં અથવા આગળ જતાં પણ માત્ર સ્ત્રીઓના લેખ તથા ચિત્રો લેવાં અને પુરૂષોનો અસહકાર કરવો એવો અમારો ઉદ્દેશ નથી. ગુજરાતમાં જેટલા કેળવાયલા પુરૂષો છે તેના દસમા ભાગની પણ કેળવાયલી સ્ત્રીઓની સંખ્યા નથી. જે થોડી સુશિક્ષિત સન્નારીઓ છે તેમને એટલી બધી ફુરસદ ન ન હોય કે તેઓ દર મહીને અમને લેખ મોકલ્યા કરે. એટલે માત્ર સ્ત્રીઓનાજ લેખ લેવા એવો નિયમ કરીએ તો ઉચ્ચ પ્રકારનું લખાણ બહુ થોડું આવે અથવા તો વિવિધતા ન મળે એટલે હાલની પરિસ્થિતિ જોતાં પુરૂષોના પણ લેખ પ્રગટ કરવા જોઇએ એમ અમોને લાગે છે. વળી દરેક સમયે તથા દરેક વિષયમાં સ્ત્રીઓ તથા પુરૂષોએ પોતાના વિચારની આપ-લે કરવી જોઇએ એવી અમારી માન્યતા છે. કોઇ પણ વ્યક્તિ અથવા જાતિએ માત્ર પોતાનાજ વિચારથી સંતોષ માનવો એ મનનું સાંકડાપણું કહેવાય. દરેક બાબતમાં સામાનું દૃષ્ટિબિંદુ પણ જાણવું જોઇએ. એટલે સ્ત્રીઓને લગતા પ્રશ્નોમાં પુરૂષોના લેખ પ્રગટ કરવાનું ચાલુ રાખીશું.

હવે ભવિષ્યના વર્ષ માટે એવી આશા રાખીએ છીએ કે જે લેખકો માસિકની શરૂઆતથીજ લખતા આવ્યા છે તેઓ લેખ આપવાનું ચાલુ રાખશે. તેમજ બીજા નવા લેખકોને અમે લખવાનું ખાસ આમંત્રણ આપીએ છીએ. તેઓ અમને સહાય કરશે એવી આશા છે. " ગુણસુંદરી "ના રિવાજ પ્રમાણે આવતા વર્ષમાં દીવાળી અંક, અધિક અંક વગેરે બે ત્રણ ખાસ અંકો અમે આપીશું. તેમજ ગુજરાતી માસિકોના સાહિત્યમાં તેને જે સ્થાન મળેલું છે તે સારી રીતે સાચવી રાખવાનો પ્રયત્ન અમે હમેશાં કરીશું.

---

**ભાઇ જયાશંકર જીવણરામ જોશીનું અવસાન.**

જુન મહિની શરૂઆતમાં થયેલા ભાઇ જયાશંકર જીવનરામ જોશીના મરણની નોંધ લેતાં અમને ઘણી દીલગીરી ઉપજે છે. છેલ્લા છ માસથી તેઓ માંદા જ રહેતા હતા; ને તે જ કારણને અંગે તે ભાઇને મુંબાઇ છોડીને જવું પડ્યું હતું. તે ભાઇએ સાહિત્યની ઘણી સારી



સ્વ. જ. જી જોશી.

સેવા કરી છે. આપણા માસિક " ગુણસુંદરી "માં ઘણા વખત સુધી તેઓ પુસ્તકોની સમાલોચના કરતા હતા. તે ઉપરાંત " બાલક "ના ઉપયોગી સ્ત્રી ઉપયોગી તેમજ બીજા લેખો લખતા હતા. ભાઇ જોશીને " ગુણસુંદરી " તરફ અત્યંત પ્રીતિ હતી; અને તેના કામ માટે તબિયતની પણ દરકાર ન કરતા. સ્ત્રીઓને ઉપયોગી થાય એવા સાહિત્યનો બહોળો વિકાસ કરવાના તેઓ ખાસ અભિલાષી હતા. ગુજરાતી સાહિત્યનો તેમનો અભ્યાસ ઉંડો હતો. માંદગીને લીધે મુંબાઈ છોડી બહારગામ જવું પડ્યું હતું, છતાં ત્યાં રહે રહે " ગુણસુંદરી " માટે અત્યંત ચિન્તા રાખતા અને જલદી સાજા થઈ તેને માટે ફરી કંઈ કરવાનો ઉત્સાહ ધરાવતા હતા. એમના અવસાનથી " ગુણસુંદરી "એ એક શુભચિંતક અને સબળ સહાયક ગુમાવ્યો છે. આ ઉપરાંત ગુજરાતી બીજાં માસિકો જેવાં કે 'સાહિત્ય', 'શારદા' વિ. માં પણ અવારનવાર તે ભાઇ લખતા હતા 'હિંદુસ્થાન'ના તથા 'અસહકાર'ના દીપોત્સવી અંકમાં પણ તેઓએ લેખ લખ્યા હતા. મુંબાઇના દૈનિક પત્ર

"મુંબાઈ સમાચાર "માં પણ તેમની કેટલીક વાર્તાઓ પ્રગટ થઇ છે. સત્તાવીશ વર્ષની નાની વયમાં જે એમણે ગુજરાતી સાહિત્યની સેવા બજાવી છે તે તો ગુજરાતી સાહિત્યમાં યાદ રહેશે. પરમેશ્વર મરહુમના આત્માને શાન્તિ બક્ષો.

---

**સામ્રાજ્ય સ્ત્રીસંઘ.**

આખા બ્રિટિશ સામ્રાજ્યની સ્ત્રીઓની કૉમનવેલ્થ લીગ–સામ્રાજ્ય સ્ત્રીસંઘ નામની એક સભાની સ્થાપના હમણાં બે મહીના પર થઇ છે. તેની સેક્રેટરી મિસ કાલિઝન નામની એક ઑસ્ટ્રેલીઅન સન્નારી છે તે સભાનો હેતુ એવો છે કે સામ્રાજ્યના જુદા જુદા ભાગનાં સ્ત્રીમંડળોએ એકઠાં મળીને સ્ત્રીઓની સ્થિતિ સુધારવાનો પ્રયત્ન કરવો. આ સભાની પ્હેલી પરિષદ્ લંડનમાં તા. ૧૦ મી જુલાઇએ થઇ હતી.

આ પરિષદ્નું પ્રમુખપદ મીસીસ બ્રિટામાર્ટ જેમ્સ નામની સન્નારીને આપવામાં આવ્યું હતું. લગ્નના કાયદામાં સ્ત્રીઓને જે અન્યાય થએલો છે તે બાબત ચર્ચા કરવામાં આવી હતી. હિંદુસ્તાન, દક્ષિણ આફ્રિકા, ઑસ્ટ્રેલીઆ વગેરે સામ્રાજ્યના જુદા જુદા દેશોમાંથી પ્રતિનિધિઓ ત્યાં ગયા હતા. દક્ષિણ આફ્રિકા, કેનેડા વગેરે દેશોમાંની સ્ત્રીઓની જે હલકી પદવી છે તેને માટે વિરોધ દર્શાવવામાં આવ્યો હતો. તેમજ એ દેશોમાં સ્ત્રીઓને મતાધિકાર આપવો જોઇએ એવો ઠરાવ કરવામાં આવ્યો હતો. પરિષદ્માં હિંદનાં પ્રતિનિધિમાં એક મીસીસ સેન હતાં. તેમણે હિંદની સ્ત્રીઓની ચળવળની હકીકત કહી સંભળાવી હતી. બીજાં પ્રતિનિધિ આતીઆ બેગમ હતાં એમણે એવું કહ્યું કે "હિંદની સ્ત્રીઓની ખરી સ્થિતિ પશ્ચિમના લોકો સમજતા નથી. ૧૫૦૦ વર્ષ પ્હેલાંની હિંદની સ્ત્રીઓ ઘણી બહાદુર અને શિક્ષિત હતી. ગયાં ૨૦૦ વર્ષમાં સ્થિતિ બદલાઈ ગઇ છે.

પરિષદ્નો અભિપ્રાય એવો થયો હતો કે નીતિની બાબતમાં સ્ત્રી તેમજ પુરૂષ માટે સરખું ધોરણ હોવું જોઇએ. તે ઉપરાંત નીચેની બાબતો પર ઠરાવ થયા હતાઃ—સ્ત્રીઓની આર્થિક સમાનતા, સરખી મજુરી માટે સરખો પગાર, કાર્યક્ષેત્રની વિશાળતા, પરણેલી સ્ત્રીઓને ધંધો કરવામાં આવતાં વિઘ્નો દૂર કરવાં વગેરે.

આપણી લેજીસ્લેટીવ એસેંબ્લીના સભાસદ મિ. જોશી પણ ત્યાં હાજર હતા. તેમણે હિંદની સ્થિતિનું વર્ણન કરતાં એવું કહ્યું હતું કે 'સ્ત્રીઓને જમીનની અંદર ખાણમાં કામ કરતી અટકાવવી જોઈએ. તેમજ પ્રસુતિને સમયે તેમને કામપર જતી અટકાવવાનો કાયદો ઘણી ત્વરાથી અમલમાં મૂકાવો જોઈએ.' લેડી ચૅટરજીએ જવાબ આપ્યો કે 'હિંદી સરકાર આ કાયદો કરવાને તૈયાર છે. પરંતુ પાર્લામેંટમાં તે વધુમતે પસાર થાય તો જ થઇ શકે.'

આ પરિષદ્માં થએલા ઠરાવોમાં ખાસ હિંદી સ્ત્રીઓને લગતો તો આ છેલ્લોજ માત્ર છે. મિ. જોશીને હિંદની મજુર સ્ત્રીઓ માટે કેટલી બધી લાગણી છે તે એ આપણે જાણીએ છીએ. વડી ધારાસભામાં તેમણે થોડા વખતપર પ્રસૂતાના લાભાર્થ કાયદાનો ખરડો મૂક્યો હતો. હવે ઈંગ્લંડ જઇને પણ એજ સ્ત્રીઓનું હિત સાચવવાનો પ્રયત્ન તેઓ કરે છે. મજુર સ્ત્રીઓ ખાણમાં કામ કરે છે, તેથી તેમની અને તેમનાં બાળકોની તંદુરસ્તી બગડે છે. કારણ કે ખાણનું વાતાવરણ ઘણું અનારોગ્ય હોય છે ત્યાં ખુલ્લી હવા પુરતી આવી શકતી નથી. તેથી અંદરની મલિન હવા કામ કરનારના શ્વાસમાં જાય છે. મજુર સ્ત્રીઓનાં બાળકોને સંભાળનાર બીજું કોઈ હોતું નથી. તેથી તેમને તેઓ ખાણમાં સાથે લઈ જાય છે. આથી બાળકોના શરીરને હાનિ થાય છે. વળી પ્રસુતિ પ્હેલાં અને પછી તરત સખત મજુરી કરવાથી સ્ત્રીઓની તંદુરસ્તીને નુકસાન થાય એ વાત જાણીતી છે. તેથી તેવે વખતે કામપર જતી પણ તેમને અટકાવવી જોઇએ. એ બાબતની ચર્ચા અમે એક વખત કરેલી છે એટલે વધારે કરવાની જરૂર નથી.

પશ્ચિમના દેશોની સ્ત્રીઓ પોતાની સ્થિતિ સુધારવા માટે કેવા અનેકવિધ પ્રયત્ન કરે છે તે આપણે આ પરિષદ્ પરથી જોઇ શકીએ છીએ. સ્ત્રીઓનાં આવાં મંડળ તો ત્યાં અસંખ્ય છે, અને તેની અનેક પરિષદો અને સભાઓ થાય છે. ત્યાં કેળવાયલી સ્ત્રીઓની સંખ્યા ઘણી છે. એટલે તેમને પુરૂષોની મદદની જરૂર પડતી નથી. સ્ત્રીઓ પોતે પોતાની જવાબદારી સમજે, અને કામ હાથમાં લે, એટલે પ્રગતિ જલદી થાય એમાં કંઇ આશ્ચર્ય નથી. એ બધાં કામ કરનારી સ્ત્રીઓમાંની ઘણી પરણેલી હોય છે. તેઓ પોતાના ઘર તથા બાળકોની સંભાળ પણ લે છે. જાહેરકામને લીધે ઘર તરફ બેદરકાર રહેતી નથી વળી કુંવારી સ્ત્રીઓ બીજા ધંધા

કમાવો માટે કરે છે. આવાં કામની સાથે તેઓ દેશનું કાર્ય કરે છે. એક સામટી ઘણી પ્રવૃત્તિઓ કરે છે, અને તે બધીને સફળતાથી પાર ઉતારે છે. આ ઉપરથી આપણે એ દાખલો લેવાને છે કે સ્ત્રીઓ પોતાના ગૃહકાર્ય ઉપરાંત બહેરજીવનમાં ભાગ લઇ શકે છે.

**મહિસુર રાજ્યમાં સ્ત્રી સંસ્થાઓ માટે અનુકરણીય યોજના:** આ રાજ્યના મહિસુર પાટનગરમાં રાજ્યખર્ચે એક વિધવાશ્રમ ચાલતું હતું. એ સંસ્થામાં મોટી વયની સ્ત્રીઓને કેળવણી આપી શકાય તથા તેમને અમુક હુન્નર ઉદ્યોગનું શિક્ષણ આપી શકાય તે માટે નીચે પ્રમાણે ફેરફાર કરવામાં આવ્યા છેઃ

( ૧ ) દરેક કોમની સ્ત્રી સધવા કે વિધવા તે આશ્રમમાં દાખલ થઇ શકે.

( ૨ ) વસતિ ગૃહમાં ૩૦ સ્ત્રીઓને મફત રાખવાની યોજના કરવી. બીજી બ્હેનો પૈસા આપીને રહી શકશે.

( ૩ ) હુન્નર ઉદ્યોગના વર્ગોમાં શહેરમાં રહેનારી સ્ત્રીઓ પણ શિક્ષણ માટે દાખલ થઇ શકશે.

( ૪ ) શિક્ષણને માટે નીચે પ્રમાણે સગવડ કરવીઃ—

(ક) શિક્ષક માટેની કેળવણી ત્યાં ચાલતી મહારાણી હાઇસ્કુલમાં જ આપવી. (ખ) દાયણનું કામ—ત્યાંના સ્ત્રીઓ માટેના દવાખાનામાં શીખવવું. (ગ) નર્સિંગ—તે પણ ત્યાંના જુદા જુદા દવાખાનાઓમાં શીખવવું. (ઘ) નેતર વાંસનું કામ—મહારાણી હાઇસ્કુલમાં જ શીખવવું. (ચ) શિવણકામ—વિધવાશ્રમના વસતિગૃહમાં શીખવવું. (છ) ગૂંથણ કામ—પણ વસતિગૃહમાંજ. (જ) વણાટ કામ—પણ ત્યાંજ.

આ ઉપર જણાવેલું વસતિગૃહ ખાસ મહિસુરની પ્રજાને માટે છે. પણ જો અન્ય પ્રજાને માટે સગવડ કરી શકાય એમ હોય તો તેમની પાસેથી પૈસા લઇને તેમને પણ દાખલ કરવામાં આવે છે. દાખલ થતી વખતે સામાન્ય રીતે ૨૦ વર્ષની ઉમર સુધીની સ્ત્રીઓને લેવામાં આવે છે, પણ ૨૫ વર્ષની ઉમર સુધીની સ્ત્રીઓને પણ લેવામાં આવે છે ખરી.

**મહિસુરમાં ગૃહઉદ્યોગને ઉત્તેજન.** હમણાંજ તે રાજ્યમાં નીચે બતાવેલા ઉદ્યોગો શીખવવા માટે વર્ગો કાઢવામાં આવે તો સરકારે ગ્રાન્ટ આપવી એવો ઠરાવ પસાર થયો છે. ઉપરાંત તેવા વર્ગોમાં તૈયાર થયેલા માલને વેચાણ માટે સરકારી સંસ્થાઓમાં મુકવા દેવો (દાખલા તરીકે મ્યુઝીઅમમાં) એમ મંજૂર થયું છે.

(ક) નેતર, વાંસનું કામ (ખ) શીવણ કામ; (ગ) વાટ, નાડાં, રૂમાલ, રીબન વગેરે (ઘ) ગૂંથણ કામ (ચ) રેશમી દોરાને લગતું કામ; (છ) લેસ, દો[illegible] ભરત વગેરેનું કામ; (જ) સાદડી, છાબડી વગેરેનું કામ.

આ સિવાય રાજ્યે એવો પણ નિર્ણય કર્યો છે કે, છુટક કાર્યકર્તાઓને પૈસાની મદદ આપવાને બદલે કોઇ સંસ્થા માર્ફત તે આપવી. સરકારે અમુક ગામોમાં આવા વર્ગો કાઢવાં અને તેમાં નિષ્ણાત શિક્ષકનો પગાર તથા શિખાઉ વિદ્યાર્થીઓથી થતા નુકસાન જેટલી મદદ સરકારે આપવી. અને આવા વર્ગો કાઢવાનો પ્રચાર કરવા અને ઉત્તેજન માટે અમલદારો પર ફરજ નાંખવી.

ઉપર પ્રમાણેનો હેવાલ વાંચી અમને ઘણો આનંદ થયો. મોટી ઉંમરની સ્ત્રીઓને કેળવણી આપવાની કેટલી જરૂર છે તે આપણે સર્વે જાણીએ છીએ. હવે તો બધે ઠેકાણે આવા છુટક આશ્રમોને વર્ગો કાઢવામાં આવે છે પણ રાજ્ય તરફથી, ને તે પણ એક દેશી રાજ્ય તરફથી, આવો આશ્રમ ઉઘાડવાનો છે તે વાંચી અમને અત્યંત આનંદ થયો. સાધારણ રીતે બધાં રાજ્યો એમ માને છે લખવા વાંચવા જેટલી કેળવણી આપવી તથા નાન છોકરાંઓની નિશાળો ઉઘાડવી તેમાં એમની ફરજ પૂરી થાય છે. પણ મોટી ઉંમરની સ્ત્રી ધારો કે કમભાગ્યે વિધવા થાય ને કમાવા ખાતર કે શોખ ખાતર શીખવાનું મન થાય—અથવા તો મોટી ઉંમરની સધવાને શીખવાની જરૂર પડે તો ક્યાં જાય ? બીજું હાલની હિંદુસ્તાનની આર્થિક સ્થિતિ પ્રમાણે ઘણી સ્ત્રીઓને કમાવાની ઈચ્છા થાય છે. તો આવી જાતના હુન્નર ઉદ્યોગ શીખવવાના વર્ગો ઉઘાડયા હોય તો તેઓ પોતાની વૃત્તિ પ્રમાણે કોઇ હુન્નર ઉદ્યોગ શીખીને કમાઇ શકે.

વડોદરા રાજ્યમાં પણ આવી એક સંસ્થા ચાલે છે. મુંબાઇમાં પણ વનિતાવિશ્રામ ને સેવાસદનમાં આવા થોડા વર્ગો છે. આ ને આવી જાતની બીજી જે જે સંસ્થાઓ ચાલતી હોય તેઓને અમારી વિનંતિ છે કે અમને તેઓનો વાર્ષિક હેવાલ મોકલશો. અમે તેની ટૂંક નોંધ લઇશું. તેથી તેવી સંસ્થાઓને પણ ફાયદો થાય ને જાહેર લોકોને પણ એવી સંસ્થાઓ માટે માહિતી મળે. તથા વધારે સ્ત્રીઓ તેવી સંસ્થાઓનો લાભ લઇ શકે.

## ગુણસુંદરીઓની શોભા શામાં છે?

સોના ચાંદી તથા ઝવેરાતના દાગીનાના

પ્રખ્યાત વેપારી





# સોની

# નરોતમદાસ

# ભાઉ

# ઝવેરી.

ઠેકાણું—
શેખ મેમન સ્ટ્રીટ,
મુંબઇ.

ટે. નં.
૨૦૫૧૫

બીજી દુકાન—
સુતાર ચાલો,
મુંબઇ.





☞ બહારગામના ઓર્ડરો પર પુરતી દેખરેખ રાખવામાં આવે છે.

વડોદરા-ઘીયાપુરામાં લુહાણામિત્ર સ્ટીમ પ્રિન્ટિંગ પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઇ ઠક્કરે
વિઠ્ઠલદાસ આશારામ ઠક્કરના માટે છાપી તેજ સ્થળે પ્રસિદ્ધ કર્યું. તા. ૩૧-૫-૧૯૨૫.

# ગુણસુંદરી

## અને સ્ત્રીહિતોપદેશ



જે કર ઝુલાવે પારણું, તે જગત પર શાસન કરે.

ચિત્રકારઃ શ્રીમાન પુરૂષોત્તમ

તંત્રીઃ સૌ. ઉર્મિલા મ્હેતા, બી. એ.
સૌ. જ્યોત્સ્ના મ્હેતા, બી. એ.

કાર્યાલયઃ જરીવાલા મેન્શન, સેન્ડહર્સ્ટ રોડ, મુંબાઈ. ૪.

લવાજમઃ હિન્દમાં રૂ. ૪-૦-૦ હિન્દ બહારઃ રૂ. ૫-૮-૦ છુટક નકલઃ આઠ